# પ્રકાશકનું નિવેદન

પંડિત જવાહરલાલજી આરંભથી જ નવજીવન સંસ્થા પ્રત્યે મમતા રાખતા આવ્યા છે. તેમનાં લખાણો ગુજરાતી ભાષામાં એ સંસ્થા દ્વારા જ પ્રગટ થાય એવો આગ્રહ તેમણે હંમેશાં સેવ્યો છે. એટલે તેમની આત્મકથાથી શરૂ કરી તેમનું બીજું જાણીતું પુસ્તક જગતના ઇતિહાસનું રેખાદર્શન અને તેની પ્રસ્તાવના સમાન ઇન્દુને પત્રો તથા હવે મારું હિંદનું દર્શન ગુજરાતી વાચક આગળ મૂકીને એક પ્રકારની કૃતાર્થતા લાગે છે. એ બધાં પુસ્તકો મૂળ અંગ્રેજીમાં લખાયેલાં છે. એને લીધે જગતના પ્રથમ પંક્તિના લેખક અને વિચારક તરીકે પંડિતજીની નામના થઈ છે.

પંડિતજીના ભગીરથ પુરુષાર્થ, ઊંડા આત્મમંથન અને તલસ્પર્શી ચિંતનના પરિપાકરૂપ એ ગ્રંથો ગણાય. એક રીતે જોતાં તેમાં પંડિતજીનું સમગ્ર જીવનદર્શન પણ રજૂ થાય છે. મર્મગ્રાહી વાંચનાર જોઈ શકશે કે તેમનું એ જીવનદર્શન સર્વતોભદ્ર ગાંધી જીવનદર્શનના સુભગ પાસથી સારી પેઠે રંગાયેલું છે.

આ પુસ્તકમાં પંડિતજીએ યુગયુગાન્તરોમાં હિંદનું જે ભવ્ય દર્શન કર્યું છે તેને આજના જમાનાને અનુરૂપ આકાર આપવાનું મહાભારત અને ગૌરવશાળી કાર્ય તેમને માથે આવ્યું છે એ વિધિનો ભારે સુયોગ કહેવાય. તેવે વખતે એમને સમજભેર સહકાર અને મમતાભર્યો સાથ આપનાર દરેકે એમનું આ ભારતદર્શન નજર તળે કરવા જેવું ગણાય. આશા છે, આ ગ્રંથ તે રીતે આવકારપાત્ર થશે.

આ પુસ્તકમાં આવેલાં કાવ્યોનો અનુવાદ સંસ્થાના જ એક સેવક ભાઈ બાલમુકુન્દ દવેએ કર્યો છે.

૨૪–૯–'૫૧

પણ મારે મૌલાના અબુલ કલામ આઝાદ—તેમનું અગાધ પાંડિત્ય મને હમેશાં આનંદપ્રદ હતું અને કેટલીક વાર હું તેનાથી ડઘાઈ જતો હતો—ગોવિન્દ વલ્લભ પંત, નરેન્દ્રદેવ અને અસફઅલીનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ

આ પુસ્તક પૂરું કર્યાંને પંદર મહિના થઈ ગયા અને એના કેટલાક ભાગ કંઈક વાસી પણ થઈ ગયા છે મેં એ લખ્યું પછી ઘણું ઘણું બની ગયું મને એને ફરી તપાસી જવાનો અને એમાં કેટલાક ઉમેરો કરવાનો લોભ થઈ આવ્યો, પણ મારા એ લોભને મેં દાબી દીધો રાખ્યો જ, એથી બીજું હું કરી શકું એમ નહોતું, કેમ કે, તુરંગ બહારનું જીવન જુદી જ જાતનું હોય છે અને એમાં વિચાર કે લેખન માટે નવરાશ મળતી નથી મારું લખાણ ફરીથી વાંચી જવાનું પણ મારે માટે મુશ્કેલ થઈ પડ્યું મૂળ મેં એ હાથે લખ્યું હતું, હું જેમાંથી છૂટ્યો ત્યાર પછી એને ટાઇપ કરવામાં આવ્યું એ ટાઇપ કરેલી નકલ વાંચી જવા માટે હું વખત કાઢી ન શક્યો અને પુસ્તક પ્રસિદ્ધ કરવામાં વિલંબ થયા કરતો હતો પણ એવામાં મારી દીકરી ઇંદિરા મારી વહારે આવી અને મારા પરનો બોજો તેણે ઉપાડી લીધો છેવટના ભાગમાં પૂર્તિ આપવામાં આવી છે તે બાદ કરતાં એ પુસ્તક જેલમાં જેવું લખાયું હતું તેવું જ રહ્યું છે, કશા ફેરફાર કે ઉમેરા એમાં કરવામાં આવ્યા નથી

બીજા લેખકો પોતાનાં લખાણો માટે કેવી લાગણી અનુભવતા હશે તે ભગવાન જાણે પણ મેં પહેલાં લખ્યું હોય એવું કોઈ લખાણ પાછળથી વાંચતાં હું વિચિત્ર લાગણી અનુભવું છું જેલના બંધિયાર અને અસામાન્ય વાતાવરણમાં લખાયેલું મારું લખાણ બહાર આવીને ફરીથી વાંચતી વખતે એ લાગણી વધારે ઉત્કટ બને છે બેશક, હું એ પિછાની શકું ખરો, પણ પૂરે પૂરું નહીં મારી સમીપના, પણ મારાથી ભિન્ન એવા કોઈ બીજાનું પરિચિત લખાણ હું વાંચતો હોઉં, એવો ભાવ લગભગ મને થાય છે એ કદાચ, મારામાં થયેલા ફેરફારનું માપ હોય એ સંભવિત છે

આ પુસ્તકની બાબતમાં પણ મેં એવો જ ભાવ અનુભવ્યો છે એ મારું છે ખરું પણ આજે હું જેવો છું તે જોતાં એ સર્વથા મારું નથી, થોડી વાર ટકી, પાછળ કેવળ પોતાની સ્મૃતિ મૂકીને લુપ્ત થઈ જતી ચિત્તની અવસ્થાઓની લાંબી હારમાળામાં ભળી જતી મારા ચિત્તની ભૂતકાળની કોઈક અવસ્થા એ રજૂ કરે છે

આનંદભવન અલ્હાબાદ,
ડિસેમ્બર ૨૯ ૧૯૪૫

જવાહરલાલ નેહરુ

# અર્પણ

ઑગસ્ટ ૯, ૧૯૪૨થી માર્ચ ૨૮, ૧૯૪૫ સુધી
અહમદનગર કિલ્લાની કૅમ્પ જેલમાં
મારી સાથે બંદીવાન રહેલા
મારા સાથીઓને

# મારું હિંદનું દર્શન

"જ્યારે ભજું મધુર મૌન સુચિંતને હું
તાજાં થતાં સ્મરણ સૌ ગતકાલકેરાં. ..."

પ્રકરણ પહેલું

# અહમદનગરનો કિલ્લો

## ૧

## વીસ મહિના

અહમદનગરનો કિલ્લો ૧૩ એપ્રિલ, ૧૯૪૪

અમને અહીં લાવવામા આવ્યા તે વાતને, મારા નવમા કારાવાસને વીસ માસ થઈ ગયા. અમે અહીં આવ્યા ત્યારે અંધકારમય બનતા જતા આકાશમા અર્ધગોળાકારે ઝાખા તેજથી પ્રકાશતી બીજની ચદ્રલેખાએ અમારુ સ્વાગત કર્યું હતુ. શુક્લપક્ષનો આરભ થયો હતો અને ચદ્રની કળામા વૃદ્ધિ થતી જતી હતી. ત્યારથી બીજનો પ્રત્યેક ચદ્રોદય, મારા કારાવાસનો એક વધુ માસ પૂરો થયાની મને યાદ આપતો રહ્યો છે. આની આગળના કારાવાસના સબધમા પણ એમ જ બન્યુ હતુ. એ પણ દિવાળી અથવા દીપોત્સવ પછીની બીજથી જ શરૂ થયો હતો. આ જગતની સુદરતાની, જીવનની ભરતીઓટની, અધકાર પછી આવતા પ્રકાશની અને નિરતર આવતા મૃત્યુ અને પુનર્જન્મની ઘટમાળની યાદ આપતો ચદ્ર તુરગમા સદાયે મારો સાથી રહ્યો છે અને વધારે નિકટના પરિચયથી તે વધુ પ્રેમાળ બન્યો છે. વસ્તુમાત્રના પડછાયા લંબાય છે તે સધ્યાકાળે, રાત્રિની નીરવ શાન્તિમા અને ઊગતા દિવસની એંધાણ આપતા અને સૃષ્ટિને જાગ્રત કરતા પ્રાત.કાળે — એમ ચદ્રને તેની ભિન્ન ભિન્ન કળામા અને જુદી જુદી સ્થિતિમા મે નિહાળ્યો છે. તે સદાયે બદલાતો રહે છે અને છતા હમેશા સ્વસ્વરૂપે કાયમ રહે છે. દિવસો અને મહિનાઓ ગણવામા ચદ્ર કેટલો બધો મદદરૂપ છે ! કેમ કે, ચદ્રદર્શન થઈ શકતુ હોય ત્યારે તેનુ કદ અને તેનો આકાર ઠીકઠીક ચોકસાઈથી મહિનાની તિથિ દર્શાવે છે. આ એક સરળ પચાગ છે, જોકે વખતોવખત એનો મેળ બેસાડવાનો રહે છે. દિવસો તેમ જ ઋતુઓમા ધીમે ધીમે આવતો પલટો બતાવવાને ખેતરોમા કામ કરનારા ખેડૂતોને માટે તો એ ઘણુ જ સગવડભર્યું છે.

બહારની દુનિયા સાથેનો અમારો સંબંધ સંપૂર્ણપણે કપાઈ ગયો હતો એવી સ્થિતિમાં અહીં અમે ત્રણ અઠવાડિયાં ગાળ્યાં. મુલાકાત, પત્રો, છાપાંઓ અને રેડિયો, કશાની અમને છૂટ નહોતી. અમને અહીં રાખવામાં આવ્યા છે એ હકીકત સુધ્ધાં સરકારની ગુપ્ત બાતમી તરીકે લેખવામાં આવતી હતી અને અમને જેમને હવાલે રાખવામાં આવ્યા છે તે અધિકારીઓ સિવાય એનો ભેદ કોઈ જાણતું નથી એમ માનવામાં આવતું હતું. પણ એ ગુપ્તતા તો કેવળ મનમનામણું જ હતું કેમ કે અમે ક્યાં છીએ તે આખા હિંદની જાણમાં હતું. પછી અમને છાપાં આપવામાં આવ્યાં અને ત્યાર બાદ નજીકના સગાંઓના કૌટુંબિક બાબતો વિશેના કાગળોની છૂટ મળી. પણ આ વીસ મહિના દરમ્યાન ન તો કોઈ સાથે અમારી મુલાકાત થઈ કે ન તો અમને કોઈ પણ પ્રકારનો બીજો સંપર્ક થયો.

છાપાંઓમાં ખબરો સરકારી ખબરનિયામકની બારીક ચાળણીમાં સારી પેઠે ચળાઈને આવતા. આમ છતાં એ ખબરો અર્ધી કરતાંયે વધુ દુનિયાને ભરખી રહેલા યુદ્ધનો અને હિંદમાં અમારા લોકો પર તેની શી અસર પહોંચે છે તેનો કંઈક ખ્યાલ આપતા. હજારો તુરંગમાં કે મુકદ્દમો ચલાવ્યા વિના અટકાયતની છાવણીઓમાં પડ્યા છે, હજારોને ગોળીથી વીંધી નાખવામાં આવ્યા છે, હજારોને શાળાઓ તથા કૉલેજોમાંથી કાઢી મૂકવામાં આવ્યા છે અને લશ્કરી કાયદાના અમલથી જુદું તારવી ન શકાય એવું કંઈક દેશભરમાં ચાલી રહ્યું છે, તેમ જ ત્રાસ તથા ભયભીતતાએ મુલકમાં અંધકાર પાથરી દીધો છે. એ સિવાય બીજું કશું અમે બહારના લોકો વિશે જાણી શકતા નહોતા. અમારી જેમ મુકદ્દમા વિના જેલમાં પડેલા હજારોની દશા ઘણી ખરાબ હતી કેમ કે તેમને મુલાકાત આપવામાં આવતી નહોતી એટલું જ નહીં, કાગળપત્રો ને છાપાંઓ પણ તેમને મળતાં નહોતાં અને પુસ્તકો સુધ્ધાં તેમને ક્વચિત જ આપવામાં આવતાં. આરોગ્યદાયી ખોરાકને અભાવે એમાંના ઘણા માંદા થઈ ગયા, યોગ્ય સંભાળ અને સારવારને અભાવે અમારા કેટલાક પ્રીતિપાત્ર સ્વજનો મરણશરણ થયા.

હજારો યુદ્ધકેદીઓને હિંદમાં રાખવામાં આવ્યા હતા. એમાંના ઘણાખરા ઇટાલિયનો હતા. અમે અમારા લોકોની દશાનો તેમની દશા સાથે મુકાબલો કરી જોયો. અમને કહેવામાં આવ્યું કે જિનિવાના કરાર પ્રમાણે તેમની સાથે વર્તાવ રાખવામાં આવે છે. પણ હિંદી કેદીઓ તથા અટકાયતીઓને કેવી રીતે રાખવા એને માટે બ્રિટિશ રાજકર્તાઓ પોતાની મરજી મુજબ વખતોવખત ઑર્ડિનન્સો બહાર પાડે તે સિવાય કશો કરાર, કાયદો કે નિયમ નથી.

## ૨

## દુકાળ

દેશમા દુકાળ પડ્યો, ભયંકર, દિલને હચમચાવી મૂકે એવો, વર્ણવ્યો ન જાય એટલો કારમો દુકાળ પડ્યો મલબાર, વિજાપુર, ઓરિસ્સા અને વિશેષે કરીને રમણીય અને સમૃદ્ધ બંગાળ પ્રાંતમા સ્ત્રી, પુરુષો અને નાના બાળકો ખોરાકને અભાવે રોજેરોજ હજારોની સંખ્યામા મરવા લાગ્યા કલકત્તાની આલેશાન મહેલાતો આગળ ઢળી પડીને તેઓ મરણ પામ્યા તેમના શબો બંગાળના અગણિત ગામોના માટીના ઝૂંપડાઓમા પડ્યા રહ્યા અને લીલા ખેતરો તથા રસ્તાઓ તેનાથી ઢંકાઈ ગયા એમ તો દુનિયા ભરમા માણસો મરતા હતા અને યુદ્ધમા એકબીજાનો પ્રાણ લેતા હતા. સામાન્ય રીતે એ તત્કાળ મોત હતુ, ઘણુંખરુ ધ્યેયને માટેનુ, કોઈક હેતુને અર્થે વીરતાભર્યું મોત હતુ, આપણી દીવાની દુનિયામા ઘટનાઓના અટળ પરિણામ સમાન એ મોત હતુ — આપણે જેને યોગ્ય ઘાટ આપી ન શક્યા તથા અંકુશમા રાખી ન શક્યા તે જીવનનો એ તત્કાળ અંત હતો બધે જ મોતની ઘટના સર્વસામાન્ય હતી

પણ અહીં તો મોતને માટે નહોતો કશો હેતુ, નહોતુ કશુ કારણ કે કશી આવશ્યકતા એ માણસની અણુઆવડતનુ — તેની નઠોરતાનુ પરિણામ હતુ, એ મનુષ્યસર્જિત હતુ, એની અગર હળવી કરનાર કોઈ પણ આરાશ વિનાની, ધીમે પગને અને ગુપચુપ આવતી એ ભીષણ વસ્તુ હતી જ્યા ટમટમતુ સ્થિતિમા જીવન હજી થોડા વખત માટે ટકી રહ્યુ હતુ તે હાડપિંજર સમા શરીરો અને ઊંડી ઊતરી ગયેલી આંખોમાથી મોત ડોકિયુ કરી રહ્યુ હતું, એવો એ ઓસરતા જતા જીવનનો અંતે મૃત્યુ સાથેનો સંયોગ હતો અને તેથી એનો ઉલ્લેખ કરવાનુ નાજુકી કે યોગ્ય લેખવામા આવતું નહોતુ અરુચિકર વિષયોની વાત કરવી કે તે વિષે લખવુ એમા શિષ્ટાચાર ગણાતો નહોતો એમ કરવુ એ કારમી અને દુર્દૈવી પરિસ્થિતિને 'આતંક' શૈલીમા આલેખવા સમાન લેખાતુ હતુ હિંદ તથા ઈંગ્લંડમાના સત્તાધીશોએ ખોટા હેવાલો બહાર પાડ્યા પણ માનવીના શબોની સડેલ સુતર્ગધથી અવગણના થઈ શકતી નથી, તે માર્ગમા વચ્ચે આવીને ખડા થાય છે

બંગાળ તથા બીજા સ્થળોના લોકોને નરકના અગ્નિની જ્વાળાઓ ભરખી રહી હતી, ત્યારે સત્તાના ઉચ્ચ સ્થાનો પરથી અમને કહેવામા આવ્યુ કે યુદ્ધકાળની આબાદીને લીધે હિંદના ઘણા ભાગોના ખેડૂતોના કોઠારોમા

પાર વગરનું ધાન્ય પડ્યું છે. પછીથી એમ કહેવામાં આવ્યું કે દેશિન પ્રાંતિક સ્વરાજ છે, અને હિંદી સરકાર તથા લંડનમાંની હિંદી વજીરની કચેરી બંધારણીય શિષ્ટાચારને વળગી રહેવાની પોતાની ચીવટને કારણે પ્રાંતિક બાબતોમાં વચ્ચે પડી શકતી નથી. પોતાની એકલાની અમર્યાદ સત્તાને આધારે વાઇસરૉય તરફથી રોજેરોજ બહાર પડતાં ફરમાનો અને ઑર્ડિનન્સો દ્વારા એ બંધારણ મોકૂફ રાખવામાં આવતું હતું, તેનો ભંગ કરવામાં આવતો હતો તથા તેની અવગણના કરવામાં આવતી હતી. એ બંધારણ એટલે કે, છેવટે હિંદમાં જે કોઈને પણ જવાબદાર નથી અને દુનિયાના કોઈ પણ સરમુખત્યાર કરતાં જે વધુ સત્તા ધરાવે છે એવી એક જ વ્યક્તિની અનિયંત્રિત અને આપખુદ હકૂમત. એ બંધારણનો અમલ જુદી જુદી કાયમી નોકરીઓ અને ખાસ કરીને, જે ગવર્નરને જવાબદાર છે એવી હિંદી સનદી અને પોલીસની નોકરીના અમલદારો કરે છે. ગવર્નર વાઇસરૉયનો એજન્ટ છે અને પ્રધાનો સત્તા પર હોય ત્યાં સહેલાઈથી તેમને અવગણી શકે છે. સારા કે નરસા પ્રધાનો તેની મહેરબાનીથી જ પોતાને સ્થાને ચાલુ રહે છે અને ઉપરથી આવતા હુકમો કે જુદાં જુદાં ખાતાંઓના અમલદારોના નિર્ણયોમાં દખલ કરવાની હિંમત તેઓ કરી શકતા નથી. આ અમલદારો એ પ્રધાનોના હાથ નીચે છે, એમ માનવામાં આવે છે.

છેવટે કંઈક કરવામાં આવ્યું, કંઈક રાહત આપવામાં આવી. પણ દશ લાખ યા વીસ કે ત્રીસ લાખ માણસો મરી ગયાં. એ કારમા મહિનાઓ દરમ્યાન ભૂખમરાને કારણે કે રોગથી કેટલાં માણસો મરણ પામ્યાં તેની કોઈને કશી ખબર નથી. ભૂખમરાને કારણે હાડપિંજર સમાં બની ગયેલાં નાનાં બાળકો, છોકરાઓ અને છોકરીઓને વિષે પણ કોઈને કશી ખબર નથી. જેમતેમ કરીને તેઓ મૃત્યુના મુખમાંથી બચી ગયાં હશે પણ તેમનો શારીરિક વિકાસ અટકી પડ્યો છે અને તેમનો આત્મા હણાયો છે. એમની સંખ્યા મરી ગયેલાંઓના કરતાંયે ઘણી વધારે હોવી જોઈએ. અને દુકાળ તથા રોગચાળાનો ભય મુલકના બહોળા વિસ્તાર પર હજીયે ઝઝૂમી રહ્યો છે.

પ્રમુખ રુઝવેલ્ટની ચાર સ્વતંત્રતા પૈકી એક છે દારિદ્ર્યમાંથી મુક્તિ. છતાં, તવંગર ઇંગ્લંડ તથા એથીયે વધુ તવંગર અમેરિકાએ હિંદના લોકોને પીડી રહેલી આત્માની જલદ તરસની પરવા ન કરી તે જ પ્રમાણે દેહની ભૂખ હિંદનાં લાખ્ખો માણસોના પ્રાણ હરી રહી હતી તેના તરફ પણ તેમણે કશું લક્ષ ન આપ્યું. કહેવામાં આવ્યું કે, નાણાંની તો જરૂર જ નથી અને

યુદ્ધકાળની જરૂરિયાતોને કારણે ખોરાક વહી લઈ જવા માટેનાં વહાણોની તાણ છે. પણ સરકારનો અવરોધ તથા બંગાળની જબરદસ્ત આપત્તિને નાના રૂપમાં બતાવવાની તેની ઇચ્છા હોવા છતાં ઇંગ્લંડ, અમેરિકા તથા બીજા દેશોના સહૃદયી અને માનવપ્રેમી લોકો આપણી વહારે ધાયા. ખાસ કરીને, ચીન અને આયર (આયર્લેન્ડ)ની સરકારની સાધનસંપત્તિ ઝાઝી નહોતી, તેમની મુસ્કેલીઓનો પાર નહોતો પણ દુકાળ અને આપત્તિનો કડવો અનુભવ તેમને પોતાને થયો હતો એટલે, અને હિંદના દેહ તથા આત્માને શી વસ્તુ પીડી રહી છે તે પિછાનીને તેમણે ઉદાર મદદ આપી. હિંદ ઉપકાર કદીયે વીસરતું નથી; બીજું કશું તે ભલે ભૂલી જાય કે યાદ રાખે પણ પરોપકાર અને મિત્રતાનાં આ કાર્યો તે કદી નહીં ભૂલે.

૩

## લોકશાહી માટેનું યુદ્ધ

એશિયા, યુરોપ અને આફ્રિકામાં તથા પાસિફિક, આંટ્લાંટિક અને હિંદી મહાસાગરના અફાટ વિસ્તારો પર યુદ્ધનો દાવાનળ પોતાના સઘળા દારુણ સ્વરૂપમાં ભભૂકી રહ્યો છે. ચીનમાં લગભગ સાત વરસથી યુદ્ધ ચાલે છે. યુરોપ તથા આફ્રિકામાં સાડાચાર વરસ કરતાં વધુ સમયથી યુદ્ધ ચાલે છે અને બે વરસ ચાર માસથી જગદ્‌વ્યાપી યુદ્ધ ચાલી રહ્યું છે. ફાસીવાદ, નાઝીવાદ તેમ જ આખી દુનિયા પર આધિપત્ય જમાવવાના પ્રયત્ન સામેનું એ યુદ્ધ છે. યુદ્ધનાં આ વરસોમાં અત્યાર સુધીમાં અહીં અને હિંદમાં બીજે મળીને લગભગ ત્રણ વરસ મેં તુરંગમાં ગાળ્યાં છે.

ફાસીવાદ તેમ જ નાઝીવાદનાં આરંભનાં વરસો દરમ્યાન મેં — મેં એકલાએ જ નહીં, હિંદમાં બીજા ઘણાએએ કેવું વલણ દાખવ્યું હતું, એ મને યાદ છે. જાપાનના ચીન પરના આક્રમણે હિંદના દિલને કેવું હચમચાવી મૂકયું હતુ અને ચીન સાથેની તેની યુગજૂની મૈત્રી સજીવન કરી હતી; ઇટાલીના ઍબિસીનિયા પરના અત્યાચારે અમારામાં કેવો અણગમો પેદા કર્યો હતો; ઝેકોસ્લોવાકિયાને દગો દેવાયો તેથી અમને કેવો આઘાત થયો હતો તથા અમારામાં કેવી કડવાશની લાગણી પેદા થઈ હતી; વીરોચિત સહનશીલતાભરી લડત પછી પ્રજાસત્તાક સ્પેનનુ થયેલું પતન કેવી કરુણ ઘટના હતી અને મારે માટે તથા બીજાઓ માટે અંગત શોકની બિના હતી, એ બધુ મને યાદ છે.

ફાસીવાદ તથા નાઝીવાદે આચરેલાં ક્રૂર અને હેવાનિયતભર્યાં આક્રમણનાં કૃત્યો કમકમાટી છૂટે એવાં હતાં, પરંતુ એકલી એની જ

અમારા પર અસર થઈ હતી એવું નથી જે સિદ્ધાંતો તેમણે અપનાવ્યા હતા અને જેનો તેઓ જોરશોરથી પોકાર કરતા હતા તે સિદ્ધાંતો તથા જે પ્રમાણે તેઓ પોતાનું ઘડતર કરવા પ્રયત્ન કરતા હતા તે જીવનની ફિલસૂફીની પણ અમારા પર અસર થઈ છે કેમ કે એ સિદ્ધાંતો અમારી વર્તમાન માન્યતાઓ તથા યુગયુગાન્તરોથી અમે ધરાવતા આવ્યા છીએ તે માન્યતાઓથી વિરુદ્ધ છે પ્રાચીન કાળથી ચાલતા આવેલા અમારી જાતિના એ વારસાનું અમને વિસ્મરણ થયું હોત અને ભૂતકાળ સાથેનો અમારો સબંધ તૂટી ગયો હોત તોયે, બળતે સ્વરૂપે અને શિષ્ટતાને ખાતર કર્કશ અણુછતી રીતે આવતા હોવા છતા અમારા પોતાના અનુભવો પણ જીવન અને રાજ્યને અંગેના આ નાઝી સિદ્ધાંતો અતે કયા દોરી નઈ જાય છે તે અમને શીખવવાને પૂરતા હતા કેમ કે, અમે લોકો એ જ સિદ્ધાંતો તથા સરકારની કાર્યપદ્ધતિઓના ઘણા લાંબા સમયથી ભોગ બનેલા છીએ એથી કરીને ફાસીવાદ તથા નાઝીવાદ સામે અમે તરત જ તીવ્ર અને ઊંડો વિરોધ દર્શાવ્યો

૧૯૩૬ના માર્ચ માસના આરંભમા પોતાને મળવા માટેના મુસોલિનીના આગ્રહભર્યા આમંત્રણનો મે અસ્વીકાર કર્યો હતો તે મને યાદ છે. પાછલા વરસોમા ઇટાલી સામે પક્ષે યુદ્ધમા જોડાયું ત્યારે ફાસીવાદી સરમુખત્યાર વિષે આકરી ભાષામા બોલનારા ઇંગ્લંડના આગળ પડતા રાજપુરુષો એ દિવસોમા નરમાશથી અને પ્રશંસાની ભાષામા એનો ઉલ્લેખ કરતા હતા તથા એના અમલ અને કાર્યપદ્ધતિના વખાણ કરતા હતા

બે વરસ બાદ, મ્યુનિકની ઘટના બની તે પહેલાના ઉનાળામા નાઝી સરકાર તરફથી મને જર્મનીની મુલાકાત લેવાનુ આમંત્રણ મળ્યુ હતુ એ આમંત્રણમા એવી નોંધ ઉમેરવામા આવી હતી કે નાઝીવાદ સામેના તમારા વિરોધી વલણની અમને જાણ છે અને તે છતાયે જર્મનીની તમે મુલાકાત લો એવુ અમે ઇચ્છીએ છીએ સરકારના મહેમાન તરીકે યા ખાનગી રીતે, તમારા નામથી જાહેર રીતે કે અજ્ઞાત વ્યક્તિ તરીકે તમે જેમ ઇચ્છો તેમ અહીં આવવાની અને મરજી પડે ત્યા જવાની તમને પૂરેપૂરી છૂટ છે આ આમંત્રણનો પણ મે સાભાર અસ્વીકાર કર્યો એને બદલે ઇંગ્લંડના તે વખતના વડા પ્રધાન જેને વિષે કશુ જાણતા નહોતા એવા 'દૂરના દેશ' ઝેકોસ્લોવાકિયાની મુલાકાતે જવાનુ મે રાખ્યુ

મ્યુનિકની ઘટના પહેલા ઇંગ્લંડના પ્રધાનમંડળના કેટલાક પ્રધાનો તથા ઇંગ્લંડના આગળપડતા રાજદ્વારી પુરુષોને હું મળ્યો હતો અને ફાસીવાદ તથા નાઝીવાદવિરોધી મારા વિચારો મે તેમને જણાવ્યા હતા

એ જોયું કે મારા વિચારો તેમને પસંદ નહોતા અને મને કહેવામાં આવ્યું કે આને અંગે બીજી અનેક બાબતો પણ લક્ષમાં રાખવાની જરૂર છે.

ઝેકોસ્લોવાકિયાની કટોકટીને સમયે પ્રાગ અને સુડેટનલૅન્ડમાં, લંડન અને પૅરીસમાં તેમ જ જીનિવામાં — જ્યાં તે વખતે રાષ્ટ્રસંઘની બેઠક ચાલતી હતી — ફ્રેંચ અને બ્રિટિશ રાજનીતિને અંગે મેં જે કંઈ જોયું તેથી મને ભારે અણગમો થયો અને હું આભો બની ગયો. 'મનામણાંની નીતિ' એ શબ્દપ્રયોગ મને એને માટે હળવો લાગે છે. એની પાછળ હિટલરનો ડર રહેલો હતો એટલું જ નહીં, તેને માટે છૂપા આદરની લાગણી પણ હતી.

છતાં નસીબની પણ બલિહારી છે કે, ફાસીવાદ અને નાઝીવાદ સામે યુદ્ધ ચાલી રહ્યું છે એ સમે આજે હું અને મારા જેવા લોકો કેદખાનામાં જીવન ગુજારીએ છીએ અને હિટલર તથા મુસોલિની આગળ શિર ઝુકાવનારાઓ અને જાપાનના ચીન પરના આક્રમણને મંજૂર રાખનારાઓમાંના ઘણા સ્વતંત્રતા, લોકશાહી તથા ફાસીવાદના વિરોધનો ઝંડો ફરકાવી રહ્યા છે!

હિંદમાં પણ એ ફેરફાર એટલો જ નોંધપાત્ર છે. બીજાં સ્થળોની જેમ અહીં પણ 'સરકારપરસ્ત' લોકો છે. તેઓ સત્તાવાળાઓની આસપાસ ભમ્યા કરે છે અને જેમની મહેરબાની તેઓ નિરંતર શોધના કરે છે તેમને પસંદ પડે એવા અભિપ્રાયો ઉચ્ચાર્યા કરે છે. એક સમય એવો હતો, અને તેને બહુ વખત નથી થયો, જ્યારે તેઓ હિટલર અને મુસોલિનીનાં ગુણગાન કરતા હતા અને આદર્શ પુરુષો તરીકે તેમને આગળ કરતા હતા. એ જ વખતે સોવિયેટ સંઘને ગાળો દેતા હતા. પણ આજે તેઓ એમ કરતા નથી કેમ કે હવે પવન બદલાયો છે. તેઓ હિંદમાંની બ્રિટિશ સરકારના તથા હિંદનાં દેશી રાજ્યોના ઊંચા દરજ્જાના અમલદારો બન્યા છે અને ફાસીવાદ તથા નાઝીવાદ સામેનો પોતાનો વિરોધ ઊંચે સાદે જાહેર કરે છે. તેઓ લોકશાહીની સુધ્ધાં વાતો કરે છે — જોકે હળવેથી અને એ કંઈક ઇચ્છવા જોગ પણ દૂરની વસ્તુ હોય એ રીતે. બનાવોએ જુદી રીતે પલટો ખાધો હોત તો એ બધા શું કરત એની અટકળ કરવાની તકલીફમાં પડવા જેવું નથી કેમ કે જેઓ સત્તા પર હોય તેમનું ફૂલહાર અને માનપત્રોથી તેઓ સ્વાગત કરવાના.

યુદ્ધ ફાટી નીકળ્યું તે અગાઉ ઘણાં વરસથી નજીક આવતા જતા યુદ્ધ સંબંધમાં મારા મનમાં અનેક વિચારો ઉદ્‌ભવતા હતા. હું એને વિષે વિચાર કરતો હતો, લખતો હતો અને એને માટે મારા મનને મેં તૈયાર કર્યું હતું. એ મહાભારત યુદ્ધમાં હિંદ ઉત્સાહભર્યો અને સક્રિય

ભૂમિકા તૈયાર કરેલી હોય છે. જાતિની મધ્યગી સ્મૃતિઓ, વારસાની, વાતાવરણની તથા કેળવણીની અસરો, ગુપ્ત ચિત્તની ઝંખનાઓ, બાલ્યાવસ્થા, શૈશવ અને તે પછીના સ્વભાવો, વિચારો અને કાર્યો વગેરેની અજબ પ્રકારની અને જબરદસ્ત ભેળસેળ અનિવાર્યપણે એ નવા કાર્યને પ્રેરે છે ભાવિને અસર કરનારું એ વળી નવું બળ બની રહે છે. આ રીતે ભાવિ પર અસર થાય, તે અંશત નિયત થાય, કદાચ મોટે ભાગે પણ નિયત થાય અને છતાયે એ સંપૂર્ણપણે પ્રારબ્ધ કે જડ નિયતિ નથી.

જે ભવિષ્યકાળથી ભૂતકાળને જુદો પાડે છે અને જે છે છતા તત્ક્ષણ નથી એવા કાળ તેમ જ હસ્તીના અસ્ત્રાની ધાર સમા વર્તમાન વિષે ક્યાંક લખતા અરવિન્દ ઘોષ તેને ‘શુદ્ધ અને અક્ષત કુમારિકા સમાન ક્ષણ’ કહે છે એ ઉક્તિ આકર્ષક છે પણ એનો અર્થ શો? ભવિષ્યના ગર્ભમાંથી બહાર આવતી પરમ નિર્મળ અને અક્ષત પળ આપણા સંસર્ગમા આવે છે અને તત્કાળ મલિન તથા વાસી ભૂતકાળ બની જાય છે ત્યારે શુ આપણે એને મલિન અને ભ્રષ્ટ કરીએ છીએ? કે પછી ભૂતકાળના સઘળા દૂષણો માથે મઢાયેલી હોવાથી તે નિર્મળ અને અક્ષત હોતી જ નથી?

તાત્ત્વિક અર્થમા માનવી સ્વતંત્રતા જેવી કઈ વસ્તુ હશે ખરી? કે પછી આ આપમેળે કાર્ય કરતી જડ નિયતિનુ સામ્રાજ્ય છે? હુ એ નથી જાણતો ભૂતકાળના અનેકવિધ બનાવોથી ઘણાખરા કાર્યો નિર્માણ થતા હોય એમ ચોક્કસ જણાય છે એ બનાવો વ્યક્તિ પર અણધાર્યા તૂટી પડે છે અને તેને અસહાય બનાવી દે છે. ઘણુખરુ, અંતરમા પોતે અનુભવે છે તે પ્રેરણાઓ, સ્વતંત્ર ભાસતી પોતાની સંકલ્પશક્તિ, એ પણ બાહ્ય કારણોને વશ છે. શૉપેનહૉર કહે છે તેમ, ‘માણસ ધારે તે કરી શકે ખરો, પણ તે ચાહે તે ધારી શકતો નથી’ સર્વોપરી નિયતિ પરની શ્રદ્ધા અનિવાર્યપણે સંપૂર્ણ નિષ્ક્રિયતા અને જીવના મૃત્યુ તરફ લઈ જાય છે એની સામે મારી પ્રકૃતિ બંડ કરી ઊઠે છે જોકે ખુદ એ બંડ પણ ભૂતકાળની ઘટનાઓના બળે પેદા થયુ હોય એમ કેમ ન હોય।

જેનો કશો ઉકેલ ખોળી શકાતો નથી એવા ફિલસૂફી યા તત્ત્વજ્ઞાનના કોયડાઓ હુ મારા મનમા સઘરતો નથી કારાવાસની લાબી શાન્તિમા કેટલીક વાર મારા મનમા અજાણપણે એ સવાલો ઊઠે છે, અથવા તીવ્ર કાર્યને સમયે પણ ઊઠે છે અને કઈક દુખદ અનુભવને અંગે અમુક પ્રકારની અનાસક્તિ અને આશ્વાસન બક્ષે છે પણ સામાન્ય રીતે કાર્ય અને કાર્યના વિચારથી જ મારુ જીવન ભરેલુ હોય છે, અને કાર્યને માટે જ્યારે

અવકાશ હોતો નથી ત્યારે હુ કાર્ય માટેની તૈયારી કરી રહ્યો છુ એમ કલ્પુ છુ.

કાર્ય માટેનો આદેશ લાબા વખતથી મને પ્રેરતો રહ્યો છે. વિચારથી અળગુ નહી પણ તેના અતૂટ અને અખડ પ્રવાહમાથી ઉદ્ભવતુ એ કાર્ય હોય છે અને ક્વચિત્, એ બને વચ્ચે પૂરો મેળ સધાય, એટલે કે, વિચાર કાર્યમા પરિણમે અને તેમા તે પોતાની પરિપૂર્ણતા યા સાર્થકતા ખોજે, કાર્યમાથી વળી પાછો વિચાર અને જીવનની વધારે ગહન સમજ ઉદ્ભવે — જીવનની એવી પળે હુ અમુક અશે જીવનની પૂર્ણતા બનકે જીવનનો સાક્ષાત્કાર અનુભવુ છુ પણ આવી પળો વિરલ, અતિ વિરલ હોય છે બાકી સામાન્ય રીતે તો, વિચાર અને કાર્ય એકબીજાને ઓળગી જાય છે અને જીવન સુમેળના અભાવ તથા એ બનેને એક હરોળમા લાવવાના વ્યર્થ પ્રયાસ સમુ હોય છે ઘણા વરસો પર, એક સમય એવો હતો જ્યારે હુ મને તન્મય કરી મૂકતા કાર્યમા મશગૂલ થઈને ભાવનાના ઉછાળાની સ્થિતિમા લાબા વખત સુધી જીવતો હતો મારી જુવાનીના એ દિવસો આજે બહુ દૂર ચાલ્યા ગયેલા ભાસે છે, કેવળ વરસો વીતવાને કારણે નહી, ખાસ તો, એ દિવસો અને આજના દિવસને અનુભવ તેમ જ દુખદ વિચારોનો સાગર જુદા પાડે છે તેથી એમ લાગે છે આજે પહેલાના જેટલો ઉત્સાહ ઊભરાતો નથી, પહેલાના લગભગ અદમ્ય લાગણીના આવેગો પણ આજે મદ પડ્યા છે તથા રાગદ્વેષો અને ભાવનાઓ પણ આજે વધારે અકુશમા છે વિચારનો બોજો આજે ઘણી વાર બાધારૂપ બની જાય છે, ચિત્તમા એક વખત નિશ્ચિતતા હતી ત્યા આજે સશય પગપેસારો કરે છે કદાચ એ ઘડપણનુ લક્ષણ હોય, સભવ છે કે આપણા જમાનાનુ સામાન્ય લક્ષણ હોય

અને છતા, કાર્યનો આદેશ આજેયે મારા અતરના ઊડાણમા અવનવી લાગણીઓ પેદા કરે છે અને વિચાર સાથે ખેચતાણ કર્યા પછી ભય તથા જોખમને ન ગણકારનાર અને મોત સાથે બાથ ભીડી તેની હાસી કરનાર કાર્ય દ્વારા જીવનનો આનદ હુ ફરીથી અનુભવવા ચાહુ છુ મૃત્યુનો મને મોહ નથી, જોકે એ મને ભયભીત કરી મૂકે છે એવુ મને નથી લાગતુ જીવનથી વિમુખ થવામા અથવા તેનાથી અળગા રહેવામા હુ માનતો નથી જીવનને મે ચાહ્યુ છે અને હજીયે મને તેનુ આકર્ષણ છે, અને જોકે મારી આસપાસ અનેક અણદીઠી દીવાલો ઊભી થઈ છે તોપણ મારી પોતાની રીતે જીવનનો અનુભવ કરવા ચાહુ છુ પણ એ જ ઇચ્છા, જીવનનો ગુલામ ન બનતા તેની સાથે ખેલ કરવાને, મૃત્યુ તરફ

ઊંડિયું કરવાને મને પ્રેરે છે, કે જેથી કરીને અમે એકબીજાની વિશેષ કદર બૂઝીએ. જીવનની મંદતા અને નીરસતા મને ઘેરી વળે ત્યારે હું વાદળાંનાં તોફાનોમાં ધસી જઈ શકું અને મારી જાતને કહી શકું કે,

'મેં કસી જોઈ, જોખી સહુ વાતને,
વર્ષ વીત્યાં અને વીતશે જે —
વ્યર્થ સૌ; સામસામા તરાજૂ મહીં,
માત્ર મૃત્યુ અને જિંદગી છે.'

એટલા માટે મારે વિમાની થવું જોઈતું હતું.

## ૫

## ભૂતકાળ અને વર્તમાનનો સંબંધ

કાર્ય માટેની આ પ્રેરણા, કાર્ય દ્વારા જીવનનો અનુભવ કરવાની આ કામનાએ મારા સમગ્ર વિચાર તથા પ્રવૃત્તિ પર અસર કરી છે. અવિરત ચિંતન પોતે જ કાર્ય હોવા ઉપરાંત ભાવિ કાર્યનો ભાગ બની જાય છે. વિચાર યા ચિંતન કાર્ય અને જીવનથી અળગી એવી સર્વથા અલિપ્ત વસ્તુ નથી. ભૂતકાળ વર્તમાન તરફ, કાર્યની પળ તરફ દોરી જતી કંઈક વસ્તુ બને છે, ભવિષ્યકાળ એમાંથી ઉદ્‌ભવતી કંઈક વસ્તુ હોય છે; અને એ ત્રણે એકબીજાથી વિખૂટા પાડી ન શકાય એ રીતે પરસ્પર સંકળાયેલા હોય છે.

કાર્યરહિત ભાસતું કારાવાસમાંનું મારું જીવન પણ, વિચાર અને લાગણીની પ્રક્રિયાઓ દ્વારા કોઈક રીતે ભાવિ યા કાલ્પનિક કાર્યની દિશા તરફ પ્રયાણ કરતું હોય છે અને તેથી એમાં મને અમુક પ્રકારની કૃતાર્થતા લાગે છે. એના વિના એ સાવ પોલું અને બોજારૂપ બની જાય. જ્યારે અમલી કાર્ય કરવાનો મને અવકાશ હોતો નથી ત્યારે આ રીતે મેં ભૂતકાળ તથા ઇતિહાસનું શરણું શોધ્યું છે. મારા અંગત અનુભવોને ઘણી વાર ઐતિહાસિક બનાવો સાથે સંપર્ક થયો છે અને મારા પોતાના ક્ષેત્રમાં, કેટલીક વાર, એવા બનાવો પર અસર પાડવામાં પણ હું કારણભૂત થયો છું. તેથી, જેની સાથે હું કંઈક અંગે મારું તાદાત્મ્ય સાધી શકું એવી ચેતનયુક્ત પ્રક્રિયા તરીકે ઇતિહાસને કલ્પવામાં મને મુશ્કેલી નડતી નથી.

જીવનમાં ઇતિહાસના સંસર્ગમાં હું મોડો આવ્યો, અને તે પણ મારા જીવન સાથે સંબંધ ન હોય એવી ઢગલાબંધ હકીકતો તથા તારીખો

શીખવાના અને તે પરથી નિર્ણયો અને અનુમાનો તારવવાના સામાન્ય અને સીધા માર્ગ દ્વારા નહી. જ્યા સુધી હુ એમ કરતો રહ્યો ત્યા સુધી ઇતિહાસ મને કશા મહત્ત્વનો ન લાગ્યો. પારલૌકિક અથવા પરભવના પ્રશ્નોમા મને એથીયે ઓછો રસ છે. વિજ્ઞાન અને આજના તથા આપણા આ જીવનના પ્રશ્નો તરફ મને વધુ આકર્ષણ છે.

જેનુ મને માત્ર ઝાખુ ભાન હતુ એવા વિચાર, ભાવના તથા પ્રેરણાઓ એ બધાએ મળીને મને કાર્ય કરવાને પ્રેર્યો અને કાર્યે વળી પાછો મને વિચાર તથા વર્તમાનને સમજવાની ઇચ્છા તરફ વાળ્યો છે. એ વર્તમાનનાં મૂળ ભૂતકાળમાં રહેલાં હોય છે અને તેથી હુ ભૂતકાળના મહાસાગરમા શોધખોળની સફરો કરુ છુ અને એમ કરતા કરતાં વર્તમાનને સમજવા માટેની કઈ ચાવી હોય તો તે શોધવાનો નિરતર પ્રયત્ન કરુ છુ. હુ ક્યા છુ અને કોણ છુ એનુ ભાન ભૂલીને ભૂતકાળના બનાવો તથા દૂર દૂરના પ્રાચીન કાળની વ્યક્તિઓના વિચારમા હુ ગરકાવ થઈ જાઉ છુ ત્યારે પણ વર્તમાનનુ મારા પરનુ પ્રભુત્વ ઓછુ થતુ નથી. હુ ભૂતકાળનો છુ એવી લાગણી કોઈ કોઈ વાર મને થઈ આવે છતા ત્યારે પણ મને લાગે છે કે વર્તમાનમા આખોયે ભૂતકાળ મારો બની જાય છે. ભૂતકાળનો ઇતિહાસ સમકાલીન ઇતિહાસમા ભળી જાય છે, આનદ અને દુખની લાગણીવાળી જીવત વસ્તુ બની જાય છે

ભૂતકાળમા વર્તમાન બની જવાનુ વલણ હોય તો વર્તમાન પણ કોઈક વાર દૂરના ભૂતકાળ તરફ ખસી જાય છે અને પૂતળાના જેવુ નક્કર અને અપરિવર્તનશીલ સ્વરૂપ ધારણ કરે છે. ખુદ કાર્યની તીવ્રતાની પળે પણ જાણે એ ભૂતકાળનો કોઈક બનાવ હોય, અને આપણે જાણે પાછા ફરીને તેના તરફ નિહાળતા હોઈએ એવી લાગણી એકાએક થઈ આવે છે.

વર્તમાનના અનુસધાનમા ભૂતકાળનો સબધ શોધવાના આ પ્રયત્ને બાર વરસ પહેલા મારી દીકરી પર પત્રના રૂપમા જગતના ઇતિહાસનુ રેખાદર્શન લખવાને મને પ્રેર્યો હતો. એમા મે કંઈક ઉપરછલ્લી રીતે અને મારાથી બની શકે તેટલી સરળતાથી લખ્યુ હતુ, કારણ કે હુ બારચૌદ વરસની બાળાને ઉદ્દેશીને લખતો હતો. પણ એ લખાણની પાછળ ભૂતકાળની ખોજ અને શોધખોળની સફરનો પ્રયાસ રહેલો હતો એ વખતે મારામા સાહસની લાગણી ઊભરાતી હતી અને એક પછી એક જુદા જુદા યુગો અને જમાનાઓમા હુ જીવતો હતો તથા ઘણા લાબા

તે પ્રત્યેનો અણગમો મારામાં ઘર કરી બેઠો અને ઉત્તરોત્તર વધતો ગયો હોઈ જીવન તરફના મારા સમગ્ર વલણમાં મને પરિવર્તન થયેલું લાગે છે.

ગઈ કાલનાં ધ્યેયો તથા આદર્શો આજનાં ધ્યેયો તથા આદર્શો તરીકે હજી ચાલુ રહ્યાં છે પણ તેમનું નૂર થોડું ઓછું થયું છે, અને માણસ તેમના તરફ જતો લાગે છે છતાં, હૃદયને ઉત્સાહથી ભરી દેનાર તથા શરીરને તાકાત આપનાર તેમનું દેદીપ્યમાન સૌંદર્ય ચાલ્યું ગયું છે. ઘણી વાર અસત્યનો વિજય થાય છે, પણ એથીયે ખરાબ એ છે કે, જે સત્ય લાગતું હોય છે તે ઝાંખું પડતું અને વિકૃત થતું જાય છે. ત્યારે શું મનુષ્યસ્વભાવ પાયામાં એટલો બધો ખરાબ છે કે યુગોના યુગો સુધી યાતનાઓ અને વિપતોની તાવણીમાં તવાયા પછી જ તે સાનથી વર્તી શકશે અને વાસનાઓ, હિંસા અને છળકપટથી ભરેલા આજના માણસને તેની પાશવતામાંથી બહાર કાઢીને સાચા અર્થમાં માણસ બનાવી શકશે? અને હાલ અથવા નજીકના ભાવિષ્યમાં શું તેને ધરમૂળથી બદલવાનો હરેક પ્રયાસ નિષ્ફળ જ નીવડશે?

સાધનો અને સાધ્યો: એકબીજાથી અળગાં પાડી ન શકાય એવી રીતે એ પરસ્પર સંલગ્ન છે? તેઓ સામસામી એકબીજા પર અસર કરે છે? અને ખોટાં સાધનો શું લક્ષિત સાધ્યને વિકૃત કરે અને કેટલીક વાર તેનો નાશ પણ કરે છે? પણ સાચાં સાધનો અખત્યાર કરવાનું પામર અને સ્વાર્થપરાયણ મનુષ્યસ્વભાવના ગજાની બહાર હોય એમ બને. ત્યારે માણસે કરવું શું? નિષ્ક્રિય થઈને બેસી રહેવું એટલે નિષ્ફળતાની પૂરેપૂરી કબૂલાત કરવી અને અનિષ્ટને વશ થવું; કાર્ય કરવું એટલે કોઈક પ્રકારના અનિષ્ટ સાથે બાંધછોડ કરવી અને એવી બાંધછોડનાં માઠાં પરિણામોને સહી લેવાં.

જીવનના પ્રશ્નો તરફનું મારું જુવાનીનું વલણ વત્તેઓછે અંશે વૈજ્ઞાનિક તથા ૧૯મી સદી અને ૨૦મી સદીના આરંભકાળના વિજ્ઞાનના સુલભ આશાવાદનું હતું. નિશ્ચિંત અને સુખસગવડભર્યા જીવન તથા મારી શક્તિ અને આત્મવિશ્વાસે આશાવાદની એ લાગણીમાં વૃદ્ધિ કરી. એક પ્રકારના અસ્પષ્ટ માનવતાવાદનું મને આકર્ષણ રહેતું હતું.

મેં જોયેલા, આચરણમાં મુકાતા તથા વિચારશીલ લોકો પણ જેનો સ્વીકાર કરે છે એવા ધર્મ તરફ મને ખેંચાણ નહોતું; પછી તે હિંદુ ધર્મ, ઇસ્લામ, બાદ્ધ ધર્મ કે ખ્રિસ્તી ધર્મ એમાંથી ચાહે તે ધર્મ હો. ધર્મ મને વહેમજનિત રૂઢિઓ તથા અંધ માન્યતાઓ સાથે નિકટપણે સંકળાયેલો લાગે છે અને જીવનના પ્રશ્નને હાથ ધરવાની જે પદ્ધતિ એની પાછળ રહેલી

છે તે ખચીત વિજ્ઞાનની પદ્ધતિ નથી. જાદુનો અંશ, વિવેકશૂન્ય ભોળપણુ તથા પરતત્ત્વ પર આલંબન વગેરે એની સાથે સંકળાયેલાં હોય છે.

આમ છતાં ધર્મ માણસની અંતરતમ જરૂરિયાત પૂરી પાડે છે એ ઉઘાડું છે અને દુનિયાભરમાં મોટા ભાગના લોકોને કોઈક પ્રકારની ધાર્મિક માન્યતા વિના ચાલતું નથી. ધર્મે ઉમદા પ્રકારનાં માણસો પેદા કર્યાં છે તેમ જ ધર્માંધ, સંકુચિત મનના અને ક્રૂર જુલમગારો પણ પેદા કર્યા છે. એણે માનવી જીવનને કેટલાંક મૂલ્યો આપ્યાં છે, અને એમાંનાં કેટલાંક મૂલ્યો આજે કામના રહ્યાં નથી અથવા હાનિકારક પણ છે, તોપણ બીજાં કેટલાંક હજી પણ નીતિ અને સદાચારના પાયારૂપ છે.

વ્યાપક અર્થમાં, ધર્મ માનવી અનુભવના અણખેડાયેલા એટલે કે, આજના વિજ્ઞાનના પ્રત્યક્ષ એટલે ઇન્દ્રિયગમ્ય જ્ઞાનની બહારના ક્ષેત્રમાં વિહરે છે. એક રીતે એને જ્ઞાત અને ખેડાયેલા પ્રદેશના વિસ્તાર તરીકે લેખી શકાય; જોકે ધર્મ અને વિજ્ઞાનની કાર્યપદ્ધતિ એકબીજીથી સાવ નિરાળી છે અને ઘણે અંશે તેમને ભિન્ન પ્રકારનાં સાધનો દ્વારા કામ લેવાનું હોય છે. આપણી આસપાસ સર્વત્ર અજ્ઞાત એવો વિશાળ પ્રદેશ પડેલો છે એ દેખીતું છે અને વિજ્ઞાને ભવ્ય સિદ્ધિઓ મેળવી છે છતાં તેને એની કશી જ જાણ નથી એમ કહી શકાય. એ દિશામાં જોકે પગપેસારો કરવાનો પ્રયાસ તે કરી રહ્યું છે ખરું. વળી ગોચર અથવા દૃશ્ય સૃષ્ટિ તથા જીવનની પ્રક્રિયાઓ સાથે કામ લેવાની વિજ્ઞાનની સામાન્ય પદ્ધતિ માનસિક, આધ્યાત્મિક, કળાત્મક તથા અગોચર સૃષ્ટિનાં બીજાં તત્ત્વો માટે સંપૂર્ણપણે અનુકૂળ ન હોય એ સંભવિત છે. જીવન કંઈ આપણે જે જોઈએ છીએ, સાંભળીએ છીએ તથા સ્પર્શ કરીએ છીએ તેનું જ, એટલે કે સ્થળ અને કાળમાં પરિવર્તન પામતી ગોચર અથવા બાહ્ય સૃષ્ટિનું જ કેવળ બનેલું નથી. તે અગોચર સૃષ્ટિનાં બીજાં અને કદાચ વધારે સ્થિર અથવા એટલાં જ પરિવર્તનશીલ તત્ત્વોને હમેશાં સ્પર્શ કરતું રહે છે. કોઈ પણ વિચારવાન માણસ આ અગોચર યા આંતરિક સૃષ્ટિની અવગણના ન કરી શકે.

વિજ્ઞાન જીવનના હેતુને વિષે બહુ કહેતું નથી અથવા કશુંયે નથી કહેતું એમ કહીએ તોયે ચાલે. તે પોતાની સીમા વિસ્તારી રહ્યું છે અને થોડા જ વખતમાં કહેવાતી અગોચર સૃષ્ટિના પ્રદેશમાં પહોંચી જાય અને વ્યાપક અર્થમાં જીવનના ધ્યેયને સમજવામાં આપણને મદદરૂપ થાય એમ બને અથવા કંઈ નહીં તો માનવી જીવનના કોયડા પર પ્રકાશ પાડે એવી કંઈક ઝાંખી આપણને કરાવે એમ પણ બને. વિજ્ઞાન અને ધર્મ વચ્ચેનાં

મને સર્વથા ખોટી લાગે છે, અને તર્ક તથા નક્કર પુરાવા પરથી તારવેલા નિર્ણયો ગેરવાજબી લાગે છે.

આ દુનિયા તરફ નજર કરું છું ત્યારે ઘણી વાર મને તે અતિગૂઢ અને અકળ લાગે છે. મારાથી બની શકે તેટલા પ્રમાણમાં એને સમજવાની, તેની સાથે એકતાન થવાની અને પૂર્ણ સ્વરૂપે એને અનુભવવાની ઝંખના મને થાય છે. પણ એ સમજ મેળવવા માટેની સાચી પદ્ધતિ વિજ્ઞાનની પદ્ધતિ, પ્રત્યક્ષ વા વસ્તુલક્ષી પદ્ધતિ છે એમ મને લાગે છે. નિર્ભેળ અથવા ખરી વસ્તુલક્ષિતા જેવી કોઈ વસ્તુ હોઈ શકતી નથી એ હું બરાબર સમજું છું. એને માટે આત્મલક્ષિતાનું તત્ત્વ અનિવાર્ય હોય તો તે બની શકે ત્યાં સુધી વિજ્ઞાનની પદ્ધતિને અધીન હોવું જોઈએ.

એ ગૂઢ વસ્તુ શી છે તે હું નથી જાણતો. એને હું ઈશ્વર નથી કહેતો કારણ કે, જેમાં હું માનતો નથી એવી ઘણી ઘણી વસ્તુઓ ઈશ્વરમાં આરોપવામાં આવી છે. ઈશ્વર અથવા કોઈ અજ્ઞાત પરમ શક્તિને હું મનુષ્યના સ્વરૂપમાં કલ્પી જ શકતો નથી અને ઘણા લોકો એવું ધારે છે એ હકીકત સદાયે મને આશ્ચર્યકારક લાગ્યા કરે છે. સાકાર અથવા મનુષ્યરૂપધારી ઈશ્વરનો કોઈ પણ ખ્યાલ મને બેહૂદો લાગે છે. બૌદ્ધિક દૃષ્ટિએ, એક પરમતત્ત્વનો ખ્યાલ હું કંઈક અંશે સમજી શકું છું. વેદાંતની અદ્વૈતવાદની ફિલસૂફી તરફ હું આકર્ષાયો છું. જોકે એની આંટીઘૂંટીઓ તથા ઊંડાણનો પાર પામ્યો છું એવો દાવો હું કરી શકું એમ નથી અને આવી બાબતોની કેવળ બૌદ્ધિક સમજથી ઝાઝો લાભ નથી એ પણ હું સમજું છું. એની સાથે સાથે જ વેદાંત તેમ જ પરમતત્ત્વનો વિચાર કરનાર બીજા સિદ્ધાંતો, અનંતતાના પ્રદેશ પરના પોતાના અનિશ્ચિત ને અવ્યવસ્થિત આક્રમણથી મને ભડકાવી મૂકે છે. પ્રકૃતિની વિવિધતા અને વિપુલતા મારા અંતરને હલાવી મૂકે છે ને આત્માનો સુસંવાદ પેદા કરે છે. પ્રાચીન હિંદના અથવા ગ્રીસના સમગ્ર સૃષ્ટિને જ ઈશ્વરરૂપ લેખવના વાતાવરણમાં મહાલતો હું મારી જાતને કલ્પી શકું છું. તેની સાથે સંકળાયેલા દેવ યા દેવોનો ખ્યાલ જોકે એમાંથી બાદ કરવો જોઈએ.

જીવન વિષેની અમુક પ્રકારની નૈતિક દૃષ્ટિની મારા પર પ્રબળ અસર છે. તર્કશુદ્ધ રીતે જોકે એનું સમર્થન કરવાનું મારે માટે મુશ્કેલ છે. યોગ્ય સાધનો પર ગાંધીજી ભાર મૂકે છે તે મને ગમે છે. આપણા જાહેર જીવનમાં એમનો જે કોઈ મોટામાં મોટો ફાળો હોય તો યોગ્ય સાધનો માટેનો એમનો આ આગ્રહ છે. બેશક, એ ખ્યાલ નવો નથી પણ નૈતિક સિદ્ધાંતને વિશાળ પાયા પરની સામાજિક પ્રવૃત્તિને લાગુ પાડવો

એ ખરેખર અવનવી વાત છે. એમાં અનેક મુશ્કેલીઓ રહેલી છે, અને કદાચ સાધ્યો તથા સાધનો ખરેખર જુદાં ન પાડી શકાય એવી વસ્તુ હોય અને બંને મળીને જ એક સમગ્ર અને જીવંત વસ્તુ બનતી હોય. સાધનો તરફ દુર્લક્ષ કરીને કેવળ સાધ્યોનો જ વિચાર કરનાર આ દુનિયામાં સાધનો વિષેનો આ આગ્રહ કંઈક વિચિત્ર અને નોંધપાત્ર છે. હિંદમાં એને કેટલી સફળતા મળી છે તે હું કહી શકતો નથી પણ સંખ્યાબંધ લોકોનાં મન પર એની ઊંડી અને કાયમી અસર થઈ છે એ વિષે લવલેશ શંકા નથી.

માર્ક્સ તથા લેનિનના અભ્યાસે મારા મન પર સબળ અસર કરી અને ઇતિહાસ તથા વર્તમાન બનાવોને નવે સ્વરૂપે જોવામાં મને મદદ કરી. ઇતિહાસ તથા સામાજિક વિકાસની લાંબી પરંપરામાં કંઈક અર્થ, કંઈક ક્રમ રહેલો જણાયો અને ભવિષ્યકાળની ગૂઢતા કંઈક ઓછી થઈ. સોવિયેટ રાજ્યની વહેવારુ સિદ્ધિઓની પણ મારા મન પર જબરદસ્ત અસર થઈ. ત્યાંની કેટલીક બાબતો તરફ મને અણગમો પેદા થયો અથવા તેમને હું ન સમજી શક્યો અને એ બધું તત્કાલીન તકસાધુપણા સાથે અથવા સત્તાના રાજકારણ સાથે નિકટપણે સંકળાયેલું છે એમ મને લાગ્યું; પણ એ બધી બદીઓ છતાં અને માનવીની સ્થિતિ સુધારવા માટેની આરંભની ધગશમાં કંઈક વિકૃતિઓ થવા પામી હશે તે છતાં, સોવિયેટ ક્રાંતિએ માનવસમાજને એક મોટી છલંગ મારીને આગળ ધપાવ્યો છે તથા બુઝવી ન શકાય એવી તેજસ્વી જ્યોત પ્રગટાવી છે અને જે દિશામાં દુનિયા આગળ વધશે એવી એક 'નવી સંસ્કૃતિ'નો પાયો નાખ્યો છે એ વિષે મને કશી શંકા નથી. હું એટલો બધો વ્યક્તિવાદી અને માણસની અંગત સ્વતંત્રતામાં માનનારો છું કે સમાજને લશ્કરી ઢબે વધારેપડતા પ્રમાણમાં સંગઠિત કરવામાં આવે તે મને ગમતું નથી. આમ છતાં વિકસિત અને બહુશાખ સમાજમાં વ્યક્તિની સ્વતંત્રતા પર મર્યાદા મૂકવી પડે એ મને દીવા જેવું સ્પષ્ટ લાગે છે અને કદાચ સામાજિક ક્ષેત્રમાં આવી કંઈક મર્યાદા મૂકવામાં આવે એ જ વ્યક્તિની સાચી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો એકમાત્ર માર્ગ હોય એમ બને. વ્યાપક સ્વતંત્રતાને અર્થે નાની નાની સ્વતંત્રતાઓ પર ઘણી વાર મર્યાદા મૂકવાની જરૂર પડે એ બનવા જોગ છે.

માર્ક્સનો અદ્વૈતવાદ તથા મન અને પદાર્થની એકતા, પદાર્થનું ક્રિયાશાસ્ત્ર, અને એકધારા વિકાસ તેમ જ એકે કૂદકે થતા, ક્રિયા અને પ્રતિક્રિયાથી થતા, કાર્ય અને કારણની પ્રક્રિયાથી તેમ જ પક્ષ, પ્રતિપક્ષ અને સમન્વયની પ્રક્રિયાથી થતા નિરંતર પરિવર્તનની ક્રમિક ક્રિયાનો સિદ્ધાંત વગેરે તેની ફિલસૂફીની ઘણીખરી વસ્તુઓનો હું વિનામુશ્કેલીએ સ્વીકાર કરી શકું છું.

આપણને તેનો ખુલાસો મળે છે તે જેના બુદ્ધિના ક્ષેત્રથી તે એટલું વેગળું છે કે કોઈ પણ નિશ્ચિત સિદ્ધાંતના ચોકઠામાં આપણે તેને સમાવી શકતા નથી.

જીવનમાં સુમેળ પેદા કરવાના, વ્યક્તિના આન્તરિક તેમ જ બાહ્ય જીવન વચ્ચે યોગ્ય સમતા સ્થાપવાના, વ્યક્તિ વ્યક્તિ વચ્ચે તથા સમૂહ સમૂહ વચ્ચેના સબંધોમાં એકરાગ લાવવાના, જીવનસરિતાની નિરંતર થતી જતી સુધારણા તેમ જ ઉન્નતિના, સમાજના વિકાસના, મનુષ્યના અવિરત સાહસના ઇત્યાદિ વ્યક્તિના જીવનને તેમ જ સમાજજીવનને સ્પર્શતા સવાલો મારે મન સાચા સવાલો છે એ સવાલોનો ઉકેલ લાવવામાં વિજ્ઞાનની પદ્ધતિ મુજબનો નિરીક્ષણ, ચોક્કસ જ્ઞાન અને વિચારપૂર્વકના તર્કનો માર્ગ આપણે અખત્યાર કરવો જોઈએ સત્ય માટેની આપણી ખોજમાં એ પદ્ધતિ હમેશાં લાગુ પાડી ન શકાય એમ બને કેમ કે, કળા, કાવ્ય તથા કેટલાક આધ્યાત્મિક અનુભવો જુદી જ કક્ષાની વસ્તુઓ હોય અને વિજ્ઞાનની વસ્તુલક્ષી પદ્ધતિની નજર ચૂકવી છટકી જતી હોય એમ લાગે છે એથી સત્ય અને પરમતત્ત્વને પામવા માટે સહજજ્ઞાન યા અંતપ્રેરણા અને એવી બીજી પદ્ધતિઓને ફેંકી નહીં દઈએ વિજ્ઞાનને માટે પણ એની જરૂર છે પરંતુ બુદ્ધિની અને વિશેષે કરીને પ્રયોગ અને અનુભવની કસોટીમાંથી પાર ઊતરેલા વસ્તુગત ચોક્કસ જ્ઞાનના આપણા આધારને આપણે હમેશાં વળગી રહેવું જોઈએ તથા જીવનના રોજેરોજના પ્રશ્નો તેમ જ સ્ત્રીપુરુષોની જરૂરિયાતો સાથે જેમને કશો સબંધ ન હોય એવા તરંગી વિચારોના સાગરમાં આપણે ડૂબી ન જઈએ એ માટે આપણે હમેશાં સાવધ રહેવું જોઈએ જીવંત ફિલસૂફી આજના સવાલોનો ઉકેલ બતાવે એવી હોવી જોઈએ

પ્રાચીન કાળના લોકો તથા મધ્યયુગના લોકો જેમ તે તે જમાનાના બંદીવાનો હતા તે જ પ્રમાણે આપણા જમાનાની સિદ્ધિઓ માટે અભિમાન રાખનારા વર્તમાન યુગના આપણે સૌ આપણા યુગના બંદીવાન હોઈએ એમ બને જગત તરફ જોવાની આપણી દૃષ્ટિ એ જ ખરી અને સત્ય તરફ લઈ જનારી દૃષ્ટિ છે, એમ આપણી પહેલાના લોકોની પેઠે આપણે માની લઈએ અને આપણી જાતને છેતરીએ એમ પણ બને એ બંદીખાનામાંથી આપણે બહાર નીકળી શકીએ અથવા જો તે ભ્રમ હોય તો એ ભ્રમમાંથી આપણે સંપૂર્ણપણે મુક્ત થઈ શકીએ તેમ નથી

આમ છતાં લાંબા ઇતિહાસકાળ દરમ્યાન માનવી જીવનમાં ક્રાંતિકારી પલટો લાવવામાં વિજ્ઞાનની પદ્ધતિ તથા વિજ્ઞાનની દૃષ્ટિએ બીજી કોઈ

પણ વસ્તુ કરતાં વધારે ફાળો આપ્યો છે તથા લાંબા વખતથી જે અજ્ઞાત ગણાતું આવ્યું છે તેના દ્વાર સુધી લઈ જનારા વધારે મૂળભૂત અને ક્રાંતિકારી ફેરફાર માટેના માર્ગો ખુલ્લા કર્યા છે, એમ હું ખાતરીપૂર્વક માનું છું. વિજ્ઞાનની યાંત્રિક સિદ્ધિઓ આંધળો પણ જોઈ શકે એવી છે, તંગીની અર્થવ્યવસ્થાને વિપુલતાની અર્થવ્યવસ્થામાં ફેરવી નાખવાનું એનું સામર્થ્ય ઉઘાડું છે, તથા આજ સુધી ફિલસૂફીના ઇજારા જેવા લેખાતા પ્રશ્નો અને સમસ્યાઓમાં પણ તેણે સારી પેઠે પગપેસારો કરવા માંડ્યો છે. સ્થળકાળનો તથા 'ક્વૉન્ટમ'નો એ બે સિદ્ધાંતે ભૌતિક સૃષ્ટિનું ચિત્ર સદંતર બદલી નાખ્યું છે. પદાર્થના ગુણો, પરમાણુનું બંધારણ, એક તત્ત્વનું બીજા તત્ત્વમાં થતું પરિવર્તન તથા વિદ્યુતનું પ્રકાશમાં અને પ્રકાશનું વિદ્યુતમાં થતું રૂપાન્તર વગેરેને અંગેના તાજેતરના સંશોધને માણસના જ્ઞાનને ઘણું આગળ વધાર્યું છે. માણસ હવે કુદરતને પોતાનાથી અળગી અને નિરાળી વસ્તુ તરીકે લેખતો નથી. માનવીનું ભાવિ પ્રકૃતિની સુસંવાદી શક્તિનો જ એક ભાગ હોય એમ લાગે છે.

વિજ્ઞાનની પ્રગતિને કારણે પેદા થયેલી વિચારની આ બધી ઊથલપાથલે વિજ્ઞાનવેત્તાઓને તત્ત્વવિદ્યાની સીમા સુધી પહોંચતા નવા પ્રદેશ તરફ વાળ્યા છે. તેઓ ભિન્ન ભિન્ન અને ઘણી વાર તો પરસ્પર વિરોધી નિર્ણયો બાંધે છે. કેટલાક એમાં અકસ્માતથી ઊલટી એવી નવી એકતા ભાળે છે. બીજા કેટલાકની સાથે બર્ટ્રાન્ડ રસેલ કહે છે: 'છેક પરમેનીડાસના સમયથી પંડિત ફિલસૂફો જગતની સાંગોપાંગ એકતાને માનતા આવ્યા છે. મારી સૌથી મૂળભૂત માન્યતા એ છે કે, આ સાવ અર્થ વગરની વાત છે.' વળી તે કહે છે: 'જે ધ્યેય પોતે સાધી રહ્યા છે તેનું જેમને પૂર્વદર્શન નહોતું એવાં કારણોની માણસ પેદાશ છે; તેની ઉત્પત્તિ, તેનો વિકાસ, તેની આશાઓ અને ભયો, તેની ચાહનાઓ અને માન્યતાઓ એ બધું બીજું કશું નહીં પણ પરમાણુઓના આકસ્મિક સમાગમની પેદાશ છે.' અને આમ છતાંયે, પદાર્થવિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધો પ્રકૃતિની પાછળ રહેલી મૂળભૂત એકતા પુરવાર કરવાની દિશામાં ઘણી આગળ વધી છે. 'વસ્તુમાત્ર એક જ તત્ત્વમાંથી બનેલી છે એ માન્યતા માનવ ચિત્તમાં પ્રથમ સ્ફુરેલા વિચાર જેટલી જ પુરાણી છે; પણ પ્રકૃતિની પાછળ રહેલી એકતાને નિરાધાર માન્યતા યા વ્યર્થ આકાંક્ષા તરીકે નહીં, કોઈ જ્ઞાન વસ્તુના જેવી જ સચોટ અને સ્પષ્ટ સાબિતી પર રચાયેલા વિજ્ઞાનના સિદ્ધાંત તરીકે આપણી જ પેઢી ઇતિહાસમાં પહેલવહેલી પામી શકી છે'.[૧]

૧. કાર્લ કે. ડેરો: ધ રેનેસાં ઑફ ફિઝીક્સ (પદાર્થવિજ્ઞાનની પુનર્જાગૃતિ) ન્યૂયૉર્ક, ૧૯૩૬, પા. ૩૦૧.

અને દેહરાદૂન જેલમાં મળીને મારી છેલ્લી ચાર વરસગાંઠ મેં તુરંગમાં ગાળી છે, અને એ પહેલાંના મારા કારાવાસો દરમ્યાન પણ મારી ઘણી વરસગાંઠો મેં જેલમાં ગાળી હતી, એટલે એની ગણતરી તે પણ હું ભૂલી ગયો છું.

આ બધા મહિનાઓ દરમ્યાન મેં ઘણી વાર લખવાનો વિચાર કર્યો. લખવાની મને ઇચ્છા થઈ અને સાથે સાથે જ એમ કરવાની અનિચ્છા પણ મેં અનુભવી. મિત્રો એમ માનીને ચાલતા હતા કે મારા આગલા જેલવાસોની પેઠે આ વખતે પણ હું એકાદ પુસ્તક લખી નાખીશ. મારે માટે એ લગભગ આદત થઈ પડી હતી.

અને છતાં મેં કશું લખ્યું નહીં. જેનું કંઈ મહત્ત્વ ન હોય એવું શું પુસ્તક બસ લખવાને ખાતર જ લખવાનો મને અણગમો છે. લખવું એ મારે માટે સહેલી વાત હતી, પણ કંઈક લખવા જેવું, મારા પુસ્તકની હસ્તપ્રત તૈયાર કરી હું તુરંગમાં બેઠો હોઉં અને દુનિયા પલટાતી જતી હોય તે દરમ્યાન વાસી ન થઈ જાય એવું કંઈક લખવું એ વળી જુદી વાત થઈ. હું લખું તો આજને માટે કે આવતી કાલને માટે નહીં પણ અજ્ઞાત અને ઘણુંખરું દૂરના ભવિષ્યકાળને માટે લખું. હું કોને માટે લખું? અને કયા સમયને ઉદ્દેશીને લખું? વળી, હું લખું તે કદાચ કદી પ્રસિદ્ધ નયે થાય, કેમ કે મારે કારાવાસમાં ગાળવા પડે તે વરસો દરમ્યાન, યુદ્ધના પૂરા થવાના વરસોમાં થઈ તેના કરતા ઘણી મોટી ઊથલપાથલો અને ઘણા મોટા ભંગાણો થાય એ સંભવિત છે. ખુદ હિંદુસ્તાન પણ રણક્ષેત્ર બની જાય અથવા કદાચ અહીં મુલકી બળવો ફાટી નીકળે.

જે બનવાનો સંભવ હતો તે બધું બનવા ન પામ્યું અને આપણે તેમાંથી ઊગરી ગયા તે છતાં જ્યારે આજની સમસ્યાઓ મરી પરવારી હશે અને દફનાવાઈ ગઈ હશે અને તેને સ્થાને નવી સમસ્યાઓ ઊભી થઈ હશે, તે ભવિષ્યના સમય વિષે લખવું એ જોખમભર્યું સાહસ છે. આ જગદ્વ્યાપી યુદ્ધને એ પહેલાંના યુદ્ધથી કેવળ વધારે મોટા એવા એક બીજા યુદ્ધ તરીકે હું લેખી શકતો નથી. એ ફાટી નીકળ્યું તે દિવસથી, ના, તે અગાઉથી પણ, વિશાળ પાયા પરના અને જબરદસ્ત પલટાઓની, ભલા કે બૂરાને માટે ઉદ્ભવનાર નવી દુનિયા વિષેની અનેક અટકળો મારા મનમાં થયા કરતી હતી. અને એ વખતે વીતી ગયેલા અને લુપ્ત થયેલા યુગ વિષેના મારા લખાણની શી કિંમત રહેવાની હતી?

આવા આવા વિચારો મારા મનને સતાવે છે અને મને લખવામાંથી રોકી રાખે છે, અને તેમની પાછળ મારા મનના ઊંડાણમાં વધારે ગહન પ્રશ્નો ઊઠે છે, જેનો મને સહેલો જવાબ જડતો નથી.

૧૯૪૦ના ઑક્ટોબરથી ૧૯૪૧ના ડિસેમ્બર સુધીના આ પહેલાંના મારા કારાવાસ દરમ્યાન પણ મને એવા જ વિચારો આવતા અને એવી જ મુશ્કેલી મેં અનુભવી હતી. છ વરસ પૂર્વે દેહરાદૂન જેલની જે ખોલીમાં મેં મારી આત્મકથા લખવી શરૂ કરી હતી ત્યાં જ મારો એ જેલવાસનો ઘણોખરો સમય મેં ગાળ્યો હતો. ત્યાં આગળ દસ મહિના સુધી તો લખવાની વૃત્તિ હું કેળવી જ ન શક્યો અને મારો બધો સમય મેં કાં તો વાંચવામાં અથવા ખોદવામાં અને જમીન તથા ફૂલો સાથે રમત કરવામાં ગાળ્યો. પણ છેવટે મેં લખવા માંડયું; મારા આત્મવૃત્તાંતની પુરવણીરૂપ એ થશે એમ મેં ધાર્યું હતું. થોડાં અઠવાડિયાં મેં ઝડપથી અને સતત લખ્યા કર્યું પણ મારું કામ પૂરું થાય તે પહેલાં જ ચાર વરસની મારી સજાની મુદત પૂરી થવાને હજી ઘણી વાર હતી ત્યાં જ એકાએક મને છોડી મૂકવામાં આવ્યો.

સારું થયું કે મારું લખાણ મેં પૂરું ન કર્યું, કેમ કે એમ થયું હોત તો એ પ્રસિદ્ધ કરવા માટે પ્રકાશકને સોંપવાનો મને આગ્રહ થયો હોત. એમાંનું ઘણુંખરું લખાણ કેટલું ક્ષુલ્લક, કેટલું બધું વાસી થઈ ગયેલું અને નીરસ છે તે હું આજે જોઈ શકું છું. જે બનાવોનું એમાં બયાન કરવામાં આવ્યું છે તેમનું આજે કશું મહત્ત્વ રહ્યું નથી. એ બધા અર્ધા ભુલાઈ ગયેલા ભૂતકાળના કાટમાળ જેવા બની ગયા છે અને એ પછી અનેક વાર ફાટેલા જ્વાળામુખીના લાવા નીચે ઢંકાઈ ગયા છે. હવે મને એમાં નામનોયે રસ રહ્યો નથી. કેટલીક વ્યક્તિઓ તેમ જ કેટલાક બનાવો સાથેના સંપર્કો, જેની વિવિધતાનો પાર નથી અને છતાં અજબ પ્રકારની એકતાના સૂત્રે જે પરોવાયેલી છે એવી હિંદની આમજનતાના મોટા મોટા એકત્રિત સમુદાય સાથેના સંપર્કો; ચિત્તનાં કેટલાંક સાહસો; દુઃખ અને સંતાપનાં મોજાંઓ તથા તેમની માઠી અસરમાંથી મુક્ત થતાં થતી આનંદ અને રાહતની લાગણી; કાર્યની પળે થતો રોમાંચક અનુભવ — આ બધા અંગત અનુભવો મારા મનમાં આગળ તરી આવે છે અને એની તેના પર કાયમની અસર રહી ગઈ છે. આમાંની ઘણીખરી બાબતો વિષે માણસ ન લખે. માણસના આંતરિક જીવનને વિષે, તેની લાગણીઓ અને વિચારો વિષે અમુક પ્રકારની નાજુક નિકટતા હોય છે જે બીજાને ન જણાવાય, ન જણાવી શકાય. છતાં પ્રત્યક્ષ અને પરોક્ષ આવા અમૂર્ત સંપર્કો ઘણા મહત્ત્વના હોય છે; વ્યક્તિ પર તે અસર કરે છે, તેને ઘડે છે અને જીવન, તેનો દેશ તથા બીજા દેશો વગેરે તરફના તેના વલણમાં ફેરફાર કરે છે.

બીજી જેલોની પેઠે, અહમદનગરના કિલ્લામાં પણ મેં બગીચો બનાવવાનું કામ હાથ ધર્યું અને સૂર્ય સખત તપતો હોય તે દિવસોમાં પણ રોજ ઘણા કલાકો જમીન ખોદવામાં અને ફૂલોને માટે ક્યારા કરવામાં મેં ગાળ્યા. જમીન બહુ ખરાબ અને પથરાળી હતી અને આગળ બાંધકામ કરવામાં આવેલું તેના કાટમાળ તથા પ્રાચીન ઇમારતોના અવશેષોથી પણ ભરેલી હતી. કેમ કે આ સ્થાન ઐતિહાસિક છે અને ભૂતકાળમાં અહીં ઘણી લડાઈઓ થઈ છે તથા રાજમહેલના અનેક કાવાદાવા થયા છે. હિંદના ઇતિહાસની પ્રાચીનતાને મુકાબલે એ ઇતિહાસ બહુ પુરાણો નથી તેમ જ હિંદના વ્યાપક પ્રશ્નોની દૃષ્ટિએ એનું ઝાઝું મહત્ત્વ પણ નથી. પણ અહીં બનેલા બનાવોમાંથી એવો એક બનાવ તરી આવે છે અને હજી પણ તેને યાદ રાખવામાં આવે છે: એ બનાવ ચાંદબીબી નામની એક સ્વરૂપવાન સ્ત્રીને લગતો છે. શહેનશાહ અકબરની જબરદસ્ત ફોજ સામે તેણે આ કિલ્લાનું રક્ષણ કર્યું અને હાથમાં તરવાર ધારણ કરી રણક્ષેત્રમાં પોતાના સૈન્યની સરદારી લીધી. તેના પોતાના માણસોમાંથી જ એકે તેનું ખૂન કર્યું હતું.

આ હતભાગી ભૂમિ ખોદતાં પુરાણી દીવાલોના ભાગો તથા જમીનમાં દટાઈ ગયેલી ઇમારતોના ઘૂમટોનાં શિખરો અમને હાથ લાગ્યાં. અમે બહુ ઊંડું ન ખોદી શક્યા અને પ્રાચીન અવશેષો ખોદવાને અર્થે ખોદકામ કરવા દેવાનું સત્તાવાળાઓને મંજૂર નહોતું તેમ જ એમ કરવા માટે મારી પાસે જરૂરી નાણાં તથા સાધનો પણ નહોતાં. એક વખતે એક દીવાલ પર પથ્થરમાં કોતરેલું સુંદર કમળ અમને મળી આવ્યું હતું. ઘણું કરીને એ દરવાજાની બારસાખની ઉપરની દીવાલ હશે.

એ વખતે, ખોદતાં ખોદતાં દેહરાદૂન જેલમાં હાથ લાગેલી અશુભ ચીજ યાદ આવી. ત્રણ વરસ પૂર્વે દેહરાદૂન જેલની મારી ખોલીના નાનકડા આંગણામાં હું ખોદી રહ્યો હતો તેવામાં ભૂતકાળની વસ્તુના વિચિત્ર અવશેષો મને હાથ લાગ્યા. જમીનમાં ઘણે ઊંડેથી અમે પ્રાચીન સમયના થાંભલાઓના પાયાના અવશેષો ખોદી કાઢ્યા અને કંઈક ઉત્તેજનાભર્યા કુતૂહલથી અમે તે નિહાળવા લાગ્યા. ત્રીસ કે ચાલીસ વરસ પરના ફાંસીના માંચડાના થાંભલાના એ પાયા હતા. પણ ઘણા વખતથી એ જેલમાં ફાંસી આપવાનું બંધ કરવામાં આવ્યું હતું અને એ પુરાણા ફાંસીના માંચડાના દેખાઈ આવતા બધા ભાગો ત્યાંથી ખસેડી લેવામાં આવ્યા હતા. જેલના મારા બીજા સાથીઓ સાથે અમે એ પાયો ખોદીને બહાર કાઢ્યો અને ફેંકી દીધો. એવી અશુભસૂચક વસ્તુનું નામનિશાન દૂર કરીને અમે રાજી થયા.

હવે મે મારી કોદાળી બાજુ પર મૂકી દઈ તેને બદલે કલમ હાથમાં લીધી છે ઘણુંખરું તો અત્યારે હુ જે લખું છુ તેની દશા પણ દેહરાદૂન જેલમા અધૂરા રહેલા મારા લખાણના જેવી જ થશે. કાર્ય દ્વારા વર્તમાનને અનુભવી ન શકું ત્યા સુધી હુ તે વિષે લખી નથી શકતો. વર્તમાનકાળમા કાર્ય કરવાની જરૂરિયાત મારી સામે તેને પ્રત્યક્ષ કરે છે. એ પછી હુ તેને વિષે સહેલાઈથી એકધારું લખી શકું છું. જેલમા તે અસ્પષ્ટ, ભ્રામક, સપર્ક ન સાધી શકું એવો અથવા તે ઘડીની લાગણી ન અનુભવી શકાય એવો બની જાય છે. પછી મારે માટે એ સાચા અર્થમા વર્તમાનકાળ રહેતો નથી; જોકે પૂતળાના જેવો શાત અને નિશ્ચળ ભૂતકાળ પણ તે રહેતો નથી.

વળી, ભવિષ્યવેત્તા બનીને હુ ભવિષ્યકાળ વિષે પણ લખી શકુ એમ નથી એને વિષે હું ઘણી વાર વિચાર કરુ છુ, એનો પડદો ભેદીને નજર નાખવા પ્રયાસ કરુ છુ તથા મને ગમતા વાઘા એને પહેરાવુ છુ. પણ આ બધી વ્યર્થ કલ્પનાઓ છે અને ભવિષ્યકાળ, અનિશ્ચિત તેમ જ અજ્ઞાત રહે છે; એક વાર ફરીથી પણ તે આપણી આશા ધૂળમા ન મેળવી દે ને માનવજાતના સ્વપ્નાને ખોટા ન પાડે એની ખાતરી પડતી નથી.

બાકી રહે છે ભૂતકાળ. પરતુ ભૂતકાળના બનાવો વિષે પણ હુ ઇતિહાસકારો તથા વિદ્વાનોની પેઠે પડિતાઈભરી રીતે નથી લખી શકતો મારી પાસે એવુ જ્ઞાન, એવી તૈયારી કે એવી તાલીમ નથી, તેમ જ એવા પ્રકારનુ કામ કરવા માટે મારી વૃત્તિ પણ નથી ભૂતકાળ મને કા તો પીડે છે અથવા જ્યારે વર્તમાનને સ્પર્શે છે ને જાણે કે એ જીવત વર્તમાનનુ જ એક અગ બની જાય છે ત્યારે કેટલીક વાર મને તેની પોતાની હૂંફથી ભરી દે છે. જો એવુ નથી થતુ તો તે શુષ્ક, નિષ્ફળ, નિષ્પ્રાણ અને નીરસ હોય છે. પહેલા મે કર્યું હતુ તેમ, મારા આજના વિચારો તથા પ્રવૃત્તિઓ સાથે એનો કઈક સબધ જોડીને જ હુ તેને વિષે લખી શકુ અને ત્યારે ગટેએ એક વાર કહ્યુ હતુ તેમ ઇતિહાસનુ આલેખન ભૂતકાળના બોજાની લાગણીમા કઈક રાહત આપે છે. મને લાગે છે કે એ મનોવિશ્લેષણને મળતી જ પ્રક્રિયા છે, ફેર એટલો કે વ્યક્તિને બદલે આખી જાતિ કે ખુદ માનવજાતને તે લાગુ પાડવામા આવે છે.

ભૂતકાળનો બોજો, ઇષ્ટ તેમ જ અનિષ્ટ બન્નેનો બોજો, ખાસ કરીને અમારા જેવા તથા ચીનાઓના જેવા પ્રાચીન સસ્કૃતિના વારસોને માટે અતિ પ્રબળ અને ગૂગળાવનારો હોય છે. નિત્શે કહે છે 'આપણામા કેવળ સદીઓનુ ડહાપણ જ નહી, સદીઓનુ ગાડપણ પણ ઊતરી આવે છે. વારસ થવુ ખરેખર જોખમકારક છે.'

મારો વારસો શો છે? હું શેનો શેનો વારસદાર છું? હજારો વરસો દરમ્યાન માનવજાતે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓનો, એણે કરેલા વિચારો, અનુભવેલા અનુભવો, સહેલી યાતનાઓ અને માણેલા આનંદોનો, તેના જયઘોષો તથા પરાજયની કારમી વેદનાઓનો, યુગો પહેલા જેનો આરંભ થયો હતો અને હજી પણ જે ચાલુ જ છે તથા જે આપણને નોતરી રહ્યું છે એવા માનવીના આશ્ચર્યકારક પરાક્રમનો હું વારસદાર છું. આ બધાનો અને બીજી ઘણી ઘણી વસ્તુઓનો માનવમાત્રની સાથે હું વારસદાર છું. પણ અમ હિંદીઓ માટે ખાસ વારસોયે છે. એ કેવળ અમારો એકલાનો વારસો નથી, કેમ કે કોઈ પણ વારસો કોઈ એક દેશ કે કોમનો નહીં પણ સારી માનવજાતનો હોય છે, પણ આ અમને વિશેષે કરીને લાગુ પડે છે અને જે કંઈક અમારા હાડ, માંસ અને રુધિરમાં ઓતપ્રોત થઈને રહેલું છે તથા અમે આજે જેવા છીએ ને આગળ ઉપર જેવા થવાનો સંભવ છે તે એનું ફળ છે.

આ ખાસ વારસાનો તથા વર્તમાન સમયને તે લાગુ પાડવાનો વિચાર લાંબા સમયથી મારા મનમાં ઘોળાયા કરે છે અને એ વિષે લખવાની મારી ઇચ્છા છે. જોકે, એ વિષયની મુશ્કેલી તથા તેની અનેકવિધતાની મને બરાબર ખબર છે અને હું માત્ર એની ઉપરની સપાટીને જ સ્પર્શી શકું એમ છું. હું એને ન્યાય આપી શકું એમ નથી પણ એ પ્રયત્ન કરતાં કરતાં મારા મનની ગૂંચો ઉકેલીને તથા વિચાર અને કાર્યના બીજા તબક્કા માટે મારા મનને તૈયાર કરીને મને પોતાને જ હું કંઈક ન્યાય કરી શકીશ.

અનિવાર્ય રીતે એને વિષેની મારી દૃષ્ટિ અંગત હશે. એ વિચાર મારા મનમાં કેવી રીતે ઉદ્ભવ્યો, એણે કેવાં કેવાં રૂપો ધારણ કર્યાં, મારા પર એણે કેવી અસર કરી તથા મારા કાર્ય પર એની શી અસર થવા પામી એ બધી વાતોનો એમાં સમાવેશ થશે. એમાં મારા કેટલાક તદ્દન અંગત અનુભવો પણ આવી જશે. વ્યાપક અર્થમાં પ્રસ્તુત વિષય જોડે તેમને કશી લેવાદેવા નથી પણ તેમણે મારા વિચારોને અમુક રંગ આપ્યો છે અને એ આખાયે પ્રશ્ન પરત્વેની મારી દૃષ્ટિ પર અસર કરી છે. જુદા જુદા દેશો તથા જુદી જુદી પ્રજાઓ વિષેના આપણા અભિપ્રાયો ઘણી ઘણી બાબતોને આભારી હોય છે. એમાં અંગત સંપર્કોની, જો એવા સંપર્કો થવા પામ્યા હોય તો, ઘણી અસર હોય છે. કોઈ એક દેશના લોકોનો આપણને અંગત પરિચય ન હોય તો આપણને તેમનો પરિચય થાય ને તેમને વિષે નિર્ણય બાંધીએ તેના કરતાં વધારે ખોટા નિર્ણયો

બંધાવાનો તથા તેમને સંપૂર્ણપણે પરાયા તેમ જ આપણાથી સર્વથા ભિન્ન લેખવાનો પૂરો સંભવ રહે છે.

પોતાના દેશની બાબતમાં માણસના અંગત સંપર્કો અગણિત હોય છે અને એવા સંપર્કો દ્વારા પોતાના દેશવાસીઓ વિષે માણસના મનમાં ઘણાં ચિત્રો ઊભાં થાય છે અથવા અનેક અંગોપાંગોવાળું એક સમગ્ર ચિત્ર ઉદ્‌ભવે છે. એ રીતે મારા મનની છાજલીઓ પર એવાં અનેક ચિત્રો છે. કેટલાંક આબેહૂબ અને જીવતાંજાગતાં ચિત્રો પોતાના ઉચ્ચ સ્થાનેથી મારા પર નજર કરે છે અને જીવનનાં કેટલાંક ઊંચાં શિખરોનું મને સ્મરણ કરાવે છે. આમ છતાં એ બધું ઘણા લાંબા સમય પહેલાંનું અને મેં વાંચેલી કોઈ વાર્તા જેવું ભાસે છે. બીજાં કેટલાંક એવાં ચિત્રો છે જેમની આસપાસ જૂની બિરાદરીની તથા જીવનને મધુરું બનાવનાર મૈત્રીની સ્મૃતિઓ વીંટળાયેલી છે. વળી મારી સ્મૃતિમાં જનસમુદાયનાં અગણિત ચિત્રો પણ છે; હિંદનાં સ્ત્રી-પુરુષ અને બાળકોનો એકત્ર સમુદાય મારા તરફ નજર કરી રહ્યો છે અને હું તેમનાં અગણિત ચક્ષુઓની પાછળ શું રહેલું છે તેનો પાર પામવાનો પ્રયત્ન કરું છું.

એક તદ્દન અંગત પ્રકરણથી હું આ વાતનો આરંભ કરીશ, કેમ કે મારી આત્મકથાના છેવટના ભાગમાં જે સમય વિષે મેં લખ્યું હતું તે પછીના તરતના મહિનાઓ દરમ્યાનની મારી માનસિક સ્થિતિનો એ ચિતાર આપે છે. પણ આ કંઈ બીજી આત્મકથા થનાર નથી, જોકે એમાં ઘણી વાર અંગત બાબતો દાખલ થઈ જશે એવો મને ભય રહે છે.

બહાર વિશ્વયુદ્ધ ચાલી રહ્યું છે. ભીષણ પ્રવૃત્તિ જગતને ભરખી રહી છે તે સમયે અહીં અહમદનગરના કિલ્લામાં કેદી તરીકે પરાણે નિષ્ક્રિય બનીને બેઠો બેઠો કેટલીક વાર હું ચિડાઉં છું અને આ બધાં વરસો દરમ્યાન મારા મનમાં જે મોટી મોટી વાતો તથા વીરતાભર્યાં સાહસો ઊભરાતાં રહેતાં હતાં તે વિષે વિચાર કરું છું. મોટા ધરતીકંપ કે મોટા જળપ્રલય જેવા કુદરતના કોઈ જબરદસ્ત ઉત્પાત તરફ આપણે જોતા હોઈએ તેમ તટસ્થતાથી હું આ યુદ્ધને નિહાળવાનો પ્રયત્ન કરું છું. બેશક એમાં હું સફળ થતો નથી. જંગલી તથા સંહારક માનવપ્રકૃતિના આ પ્રચંડ આવિષ્કારમાં મારી પોતાની મુસીબતો તથા મારી જાત કેવી ક્ષુલ્લક બની જાય છે!

૧૯૪૨ના ઑગસ્ટ માસની ૮મી તારીખના યુગપ્રવર્તક સંધ્યાકાળે ગાંધીજીએ ઉચ્ચારેલા શબ્દો મને યાદ આવે છે: 'દુનિયાની આંખ આજે લાલચોળ બની ગઈ હોય છતાંયે આપણે તો શાંત અને નિર્મળ આંખે જ તેના તરફ જોવું જોઈએ.'

પ્રકરણ બીજું

# બાડનવાઈલર : લોસાં

## ૧

### કમલા

૧૯૩૫ના સપ્ટેમ્બર માસની ચોથી તારીખે અલ્મોડાની પહાડ પરની જેલમાંથી એકાએક મને છોડી મૂકવામાં આવ્યો, કેમ કે મારી પત્નીની સ્થિતિ ગંભીર છે એવા સમાચાર આવ્યા હતા. તે હિંદથી દૂર, જર્મનીના બ્લૅક ફૉરેસ્ટમાં આવેલા બાડનવાઈલર આગળના સૅનેટોરિયમમાં હતી. મોટરમાં તથા આગગાડીમાં દોડતો હું બીજે દિવસે અલ્લાહાબાદ પહોંચ્યો અને તે જ દિવસે બપોર પછી હવાઈ માર્ગે યુરોપ જવા ઊપડ્યો. વિમાન મને કરાંચી, બગદાદ તથા કૅરો લઈ ગયું અને ઍલેક્ઝાંડ્રિયાથી બીજું દરિયાઈ વિમાન મને બ્રિન્ડિઝી લઈ ગયું. બ્રિન્ડિઝીથી રેલવેમાર્ગે હું સ્વિટ્ઝર્લૅન્ડમાં આવેલા બેસલે શહેરમાં પહોંચ્યો. અલ્લાહાબાદ છોડ્યા પછી ચોથે દિવસે અને અલ્મોડા જેલમાંથી છૂટ્યા પછી પાંચમે દિવસે સપ્ટેમ્બરની નવમી તારીખે હું બાડનવાઈલર પહોંચ્યો.

કમલાને હું મળ્યો ત્યારે તેના મોં પર પહેલાંનું જ વીરતાભર્યું સ્મિત ફરકી રહ્યું હતુ. પણ તે અતિશય દૂબળી પડી ગઈ હતી ને તેને એટલી બધી પીડા થતી હતી કે તે ઝાઝું બોલી શકે એમ નહોતું. મારા આવવાથી તેની તબિયતમાં કંઈક ફેર પડ્યો હોય એમ લાગ્યું, કેમ કે બીજે દિવસે તેની સ્થિતિ સુધરેલી દેખાઈ અને થોડા દિવસ એ સુધારો ટકી રહ્યો. પણ એની સ્થિતિ ગંભીર ને ગંભીર ચાલુ રહી અને ધીમે ધીમે તેના જીવનનું ઝરણું સુકાતું ગયું. એના મૃત્યુનો વિચાર હું સહી શકતો નહોતો એટલે તેની તબિયત સુધરતી જાય છે તથા આ ઘાંટીમાંથી તે ઊગરી જાય તો સાજી થઈ જશે એમ મેં માન્યા કર્યું. દાક્તરોએ પણ તેમની હમેશની રીત મુજબ મને આશા આપ્યા કરી. તે વખતની કટોકટી તે ઓળંગી ગઈ અને તેની સ્થિતિ કંઈક સ્થિર પણ થઈ. લાંબી વાતચીત કરી શકે એવી સ્થિતિ તો કદી તેની હતી જ નહીં. અમે અમારી વાતો ટૂંકમાં પતાવતાં અને તેને શ્રમ પડવા માંડ્યો છે એમ જણાતાંવેંત હું વાત બંધ કરી દેતો. કોઈ કોઈ વાર હું તેને કંઈક વાંચી સંભળાવતો. એવી રીતે તેને વાંચી સંભળાવેલી ચોપડીઓમાંની

એક પર્લ બકની ધ ગુડ અર્થ હતી એવું મને સ્મરણ છે. આ રીતે હું વાંચી સંભળાવતો તે તેને ગમતું પણ અમારી પ્રગતિ બહુ ધીમી હતી.

નાની કસબાની હોટેલમાંથી દરરોજ સવારસાંજ હું સૅનેટોરિયમમાં જતો અને કમલા સાથે થોડા કલાક ગાળતો. તેને કહેવાની ઘણી વાતો મારા મનમાં ઊભરાતી હતી પણ મારે એ બાબતમાં અંકુશ રાખવો પડતો હતો. કેટલીક વાર અમે જૂના સમય, જૂની સ્મૃતિઓ તથા અમારા બંનેના હિંદના મિત્રો વિષે વાતો કરતાં; કેટલીક વાર ભવિષ્યને વિષે તથા તે વખતે શું કરીશું તે વિષે અમે વાતો કરતાં. તેની સ્થિતિ ગંભીર હતી તોપણ ભવિષ્યની ઝંખના તેને રહેતી જ હતી. તેની આંખો સતેજ અને જીવંત હતી, તેનો ચહેરો સદાયે આનંદી હતો. તેની ખબર લેવા આવનારા જૂના મિત્રો પોતે ધારેલી તેના કરતાં તેની સ્થિતિ સારી દેખાતી જોઈને આશ્ચર્ય પામતા. તેની સતેજ આંખો તથા તેના મલકાતા ચહેરાથી એ બધા ભરમાતા.

પાનખર ઋતુની લાંબી સંધ્યાને સમયે હું મારી હોટેલના ઓરડામાં બેસી રહેતો અથવા કેટલીક વાર ખેતરોમાં યા જંગલમાં ફરવા જતો. એ વખતે મારા મનમાં કમલાનાં અનેક ચિત્રો એક પછી એક ખડાં થતાં, એના અનેકવિધ ગહન વ્યક્તિત્વની અનેક બાજુઓ મારી નજર સામે આવતી. અમને પરણ્યાંને લગભગ વીસ વરસ થયાં હતાં છતાં પોતાના માનસિક તેમ જ આધ્યાત્મિક ઘડતરના કોઈક નવા જ લક્ષણનું દર્શન કરાવી કેટકેટલી વાર તેણે મને તાજુબ કર્યો છે! અનેક રીતે મેં તેની પિછાન કરી હતી, અને પાછળનાં વરસોમાં તેને સમજવા માટે મારાથી બનતું બધું મેં કર્યું હતું. તેને હું નહોતો સમજી શક્યો એમ તો ન કહી શકું પણ હું તેને ખરેખર પિછાનું છું યા સમજું છું કે કેમ એની વિમાસણમાં હું ઘણી વાર પડી જતો. એનામાં કંઈક ભરમાવનારું, કંઈક પરીના જેવું, જેની હસ્તી હોવા છતાં એટલું સૂક્ષ્મ કે સમજવું મુશ્કેલ એવું કંઈક હતું. કેટલીક વાર, એની આંખોમાં જોતા મને લાગતું કે કોઈક પરાયું માણસ મારા તરફ જુએ છે.

શાળામાં થોડુંઘણું ભણી હતી તે બાદ કરતાં કમલાને વ્યવસ્થિત શિક્ષણ મળ્યુ નહોતું; તેનું ચિત્ત શિક્ષણની પ્રચલિત પ્રક્રિયામાંથી પસાર થયું નહોતું. તે અમારે ત્યાં આવી ત્યારે ભલી સરળ છોકરી હતી. તરુણ સ્ત્રીઓમાં જે ગ્રંથિઓ આજે સામાન્ય હોવાનું મનાય છે તેમાંથી દેખીતી રીતે જ તે મુક્ત હતી. છોકરી જેવો તેનો દેખાવ લગભગ છેવટ સુધી કાયમ રહ્યો હતો પણ તે પુખ્ત વયની થઈ ત્યારે તેની આંખોએ ગહનતા અને પાવકતા

જેવી એક પ્રકારની તીવ્રતા ધારણ કરી. ઉપરથી શાંત લાગતો પણ ઊંડાણમાં તુમુલ તોફાન મચી રહ્યું હોય એવા જળાશયના જેવી તેની આંખો લાગતી હતી. તે ગાંભીર્યરહિત અને આજના જમાનાની બાળાઓની ટેવોવાળી આધુનિક ઢબની બાળા નહોતી. આમ છતાં આધુનિક જમાનાની રીતભાતો તેણે સહેજમાં અપનાવી હતી. પણ તત્ત્વતઃ તે હિંદી અને ખાસ કરીને કાશ્મીરી બાળા હતી — લાગણીવાળી અને ગર્વિષ્ઠ, બાળકતુલ્ય અને પ્રૌઢા, બેવકૂફ અને સમજુ. જેમનો પરિચય ન હોય તથા જેમના તરફ અણગમો હોય તેમના સંબંધમાં તે અતડી રહેતી પણ જેમનો પરિચય હોય તથા જેઓ પોતાને ગમતાં હોય તેમની સાથેનું તેનું વર્તન ખુશમિજાજ અને નિખાલસતાથી ભરેલું રહેતું હતું. એકદમ પોતાના નિર્ણયો બાંધી દેવાનો તેનો સ્વભાવ હોઈ એ નિર્ણય હમેશ સાચા જ હોય એવું પણ નહોતું. પણ પોતાના સ્વભાવગત ગમાઅણગમાઓને તે ચીવટથી વળગી રહેતી. છળકપટનું તેનામાં નામસરખું નહોતું. કોઈના તરફ તેને અણગમો થાય તો તે દેખાઈ આવતો અને એ વાત ઢાંકવાનો પ્રયત્ન તે કદી પણ કરતી નહીં. એવું કરવાનો પ્રયત્ન કર્યો હોત તોયે ઘણું કરીને તે તેમાં સફળ ન થાત. સહૃદયતાની આવી અસર મારા પર પાડનાર બહુ ઓછા માણસોના પરિચયમાં હું આવ્યો છું.

## ૨

## અમારું લગ્ન અને તે પછી

અમારા લગ્નજીવનના આરંભનાં વરસોના વિચાર મને આવ્યા. કમલા પર મને ઘણી પ્રીતિ હોવા છતાં એ વરસોમાં મેં તેને લગભગ વિસારી જ મૂકી અને જેની તે હકદાર હતી તે મારી સોબત મેં તેને અનેક રીતે ન આપી. કેમ કે, એ વખતે વળગાડનો ભોગ બન્યો હોય એવા માણસના જેવી મારી સ્થિતિ હતી. મેં અપનાવેલા ધ્યેયની સાથે હું સદંતર એકાકાર થઈ ગયો હતો, મારી પોતાની જ સ્વપ્નસૃષ્ટિમાં જીવતો હતો અને મારી આસપાસનાં જીવતાંજાગતાં માણસોને વસ્તુશૂન્ય છાયા જેવાં લેખતો હતો. મારી બધી શક્તિ ખરચીને હું કામ કરતો હતો અને મને તન્મય કરી મૂકનાર વિષયથી મારું મન છલોછલ ભરેલું રહેતું હતું. મારી મધળી શક્તિ એ ધ્યેયને મેં અર્પી હતી અને બીજી કોઈ વાતને માટે મારી પાસે તે ફાજલ નહોતી.

અને છતાં હું તેને કેવી રીતે વીસરી શકવાનો હતો? એની પાસે અચૂક આશ્રય મળવાનો જ છે એવા વિશ્વાસથી હું વારંવાર તેની સમીપ

પહોંચી જતો. ઘણા દિવસો સુધી તેનાથી વિખૂટો પડતો તો એવે સમયે તેના વિચારથી મારા મનને શાતા વળતી અને ઘેર પાછા ફરવાને હું ઝંખ્યા કરતો. મને આશ્વાસન અને બળ આપવા માટે અને એ રીતે મારા થાકેલા મન અને શરીરમાં શક્તિનો ફરીથી સંચાર કરવાને માટે તે ત્યાં ન હોત તો હુ શું કરી શકવાનો હતો?

તેણે મને જે કંઈ આપ્યું તે મેં લઈ લીધું. પણ અમારા લગ્નજીવનનાં એ આરંભનાં વરસોમાં એના બદલામાં મેં તેને શું આપ્યું હતું? દેખીતી રીતે જ, એ બાબતમાં હું નિષ્ફળ નીવડ્યો હતો અને ઘણું કરીને એ દિવસોની ઊંડી અસર તેના દિલ પર કાયમ રહી હતી. પાર વગરના તેના ગર્વ તેમ જ માનીપણાને લીધે મારી મદદ માગવા માટે તે મારી પાસે આવવાને ચહાતી નહોતી. બીજા કોઈનાયે કરતાં જોકે, હું તેને એ મદદ વધારે પ્રમાણમાં આપી શકત. રાષ્ટ્રની લડતમાં તે પોતે સ્વતંત્ર રીતે ભાગ લેવા ચહાતી હતી; કેવળ પોતાના પતિની પાછળ પાછળ ખેંચાનાર કે તેની છાયારૂપ બની રહેવા માગતી નહોતી. પોતાના મન સાથે તેમ જ દુનિયા આગળ તે પોતાની યોગ્યતા પુરવાર કરવા માગતી હતી. દુનિયામાં આના કરતાં બીજા કશાથી મને વિશેષ આનંદ થયો ન હોત, પણ હું કામમાં એટલો બધો ગૂંથાયેલો રહેતો હતો કે તેના અંતરમાં શી ગડમથલ ચાલી રહી છે તે ન જોઈ શક્યો અને તે શાને માટે ઝંખે છે તથા શું કરવાને તલસે છે એ સમજવા તરફ મેં જરા પણ ધ્યાન આપ્યું નહીં. વળી, વારંવાર મારે જેલમાં જવાનું થતું અને એ રીતે હું તેનાથી વિખૂટો પડતો અથવા તો તે બીમાર પડી હોય. ગુરુદેવના નાટકની ચિત્રાની પેઠે તે મને કહેતી હોય. કે, 'હું ચિત્રા છું. પૂજા કરવા માટેની હું દેવી નથી કે સૌની દયાપાત્ર અને પતંગિયાની પેઠે બેપરવાઈથી બાજુએ મૂકી દેવાય એવી ક્ષુલ્લક વસ્તુ પણ નથી. જોખમ અને સાહસભર્યા તમારા જીવનમાર્ગમાં તમે મને તમારી પડખે રાખો, તમારા જીવનનાં મહાન કાર્યોમાં તમે મને ભાગીદાર કરો તો જ તમે મારી સાચી ઓળખ કરી શકશો,' એમ મને લાગતું. પણ કમલાએ મને આ મોઢેમોઢ ન કહ્યું; તેની આંખો દ્વારા વ્યક્ત થતો એ સંદેશ હુ ધીમે ધીમે જ કળી શક્યો.

૧૯૩૦ની સાલના આરંભના મહિનાઓમાં તેની ઇચ્છા મેં વરતી લીધી અને અમે સાથે મળીને કામ કરવા લાગ્યાં. આ અનુભવથી મને નવો જ આનંદ મળ્યો. થોડા વખત સુધી તો અમે જાણે મૃત્યુની સમીપ રહીને જ જીવતાં હતાં કેમ કે, વાદળ ઘેરાતાં જતાં હતાં અને રાષ્ટ્રીય લડત પાસે આવી રહી હતી. એ મહિનાઓ અમારે માટે આનંદના હતા પણ

તે જૂનજુલાઈમાં પૂરા થયા અને એપ્રિલ માસના આરંભમાં દેશભરમાં સવિનયભંગની લડત તથા સરકારના દમનનું મોજું ફરી વળ્યું અને હું ફરી પાછો જેલમાં પુરાયો.

અમારામાંના ઘણાખરા પુરુષ કાર્યકર્તાઓ જેલના સળિયાની પાછળ પુરાઈ ગયા હતા. પણ એ પછી એક અપૂર્વ ઘટના બની. અમારી સ્ત્રીઓ મેદાને પડી અને તેમણે લડતનાં સૂત્રો હાથમાં લીધાં. બહેનો, બેશક લડતમાં હમેશાં અમારી સાથે હતી જ પણ આ પ્રસંગે સામુદાયિક રીતે તેઓ એમાં ભળી અને એ જોઈને કેવળ બ્રિટિશ સરકાર જ નહીં, પણ અમારો પુરુષવર્ગ પણ આશ્ચર્યમાં પડી ગયો. એમાં ઘરમાં નિશ્ચિંત અને આસાયેશભર્યું જીવન જીવનાર મધ્યમવર્ગના ઉપલા થરની સ્ત્રીઓ હતી, ખેડૂતવર્ગની સ્ત્રીઓ હતી, મજૂર સ્ત્રીઓ હતી, ધનવાન સ્ત્રીઓ હતી અને ગરીબ સ્ત્રીઓ પણ હતી. સરકારના હુકમો તથા પોલીસોની લાઠીનો સામનો કરવાને તેઓ હજારોની સંખ્યામાં બહાર પડી. તેમણે દાખવેલી હિંમત તથા જોખમ ખેડવાના તેમના સાહસની વાત તો બાજુએ રહી, તેમણે પ્રગટ કરેલી સંગઠનશક્તિ એથીયે વિશેષ આશ્ચર્યકારક હતી.

નૈની જેલમાં જ્યારે અમને આ બધી વાતની ખબર પહોંચી ત્યારે અમે સૌએ જે રોમાંચ અનુભવ્યો, હિંદની સ્ત્રીઓ માટેના અપાર ગર્વથી અમારું હૈયું છલકાયું તે હું કદી ભૂલી શકું એમ નથી. અંદર અંદર એ બધા વિષે અમે વાતો પણ ભાગ્યે જ કરી શકતા હતા કારણ કે અમારાં હૈયાંમાં આનંદ સમાતો નહોતો અને અમારી આંખો હર્ષાશ્રુથી ભીની બની હતી.

પાછળથી મારા પિતા નૈની જેલમાં અમારી સાથે થયા હતા. અમને ખબર નહોતી એવું ઘણું તેમણે અમને કહ્યું. બહાર તેઓ સવિનયભંગની લડતના સંચાલક તરીકે કાર્ય કરતા હતા અને તેમણે કોઈ પણ રીતે, હિંદભરમાં સ્ત્રીઓની ઉદ્દામ પ્રવૃત્તિઓને ઉત્તેજન આપ્યું નહોતું. જુવાન તેમ જ વૃદ્ધ સ્ત્રીઓ ઉનાળાના ધગધગતા તાપમાં મહોલ્લાઓમાં એકઠી થાય અને પોલીસો સાથે અથડામણમાં આવે એ એક વડીલ અને જૂના જમાનાના માણસ તરીકે તેમને પસંદ નહોતું. પણ પ્રજાની રૂખ તેમણે પારખી લીધી અને એવી પ્રવૃત્તિ કરતાં કોઈને પણ તેમણે વાર્યાં નહોતાં. મારી મા, બહેનો તથા મારી પત્નીને સુધ્ધાં જે કરવું હોય તે કરવાની તેમણે છૂટ આપી હતી. તેમણે અમને કહ્યું કે, 'દેશભરની સ્ત્રીઓએ દાખવેલી હિંમત, તાકાત તથા કાર્યકુશળતા જોઈને મને સાનંદાશ્ચર્ય થયું.' પોતાના ઘરની છોકરીઓ વિષે સ્નેહભર્યા ગર્વથી તેમણે અમને વાતો કરી હતી.

મારા પિતાની સૂચનાથી ૧૯૩૧ની સાલના જાન્યુઆરીની ૨૬મી તારીખે, એટલે કે હિંદના વાર્ષિક સ્વાતંત્ર્યદિનને દિવસે દેશભરમાં હજારો જાહેર સભાઓમાં સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. પોલીસે આ સભાઓ સામે મનાઈહુકમો કાઢ્યા હતા અને એવી ઘણી સભાઓને બળજબરીથી વિખેરી નાખવામાં આવી હતી. માંદગીને બિછાને પડ્યા પડ્યા પિતાએ એ યોજના કરી હતી અને વ્યવસ્થાશક્તિની એ મોટી ફતેહ હતી. કેમ કે, અમે છાપાંઓ, તાર-ટપાલ, ટેલિફોન તો શું, કોઈ છાપખાનાનો પણ ઉપયોગ કરી શકતા નહોતા ને તે છતાં આ વિશાળ દેશના એકેએક ભાગમાં, દૂર દૂરનાં ગામડાંઓમાં સુધ્ધાં, મુકરર કરેલે દિવસે અને સમયે તે તે પ્રાંતની ભાષામાં સભા ભરીને એ ઠરાવ વાંચવામાં અને પસાર કરવામાં આવ્યો. એ રીતે એ ઠરાવ પસાર થયા બાદ દસ દિવસ પછી મારા પિતાનું અવસાન થયું.

એ ઠરાવ બહુ લાંબો છે, પણ તેમાંનો એક ભાગ હિંદની સ્ત્રીઓના સંબંધમાં છે. તે ભાગ આ રહ્યો: "માતૃભૂમિની જોખમની ઘડીએ, પોતાનાં ઘરનો આશ્રય છોડી લડતનાં બલિદાનો તથા વિજયોમાં ભાગીદાર બનવાને અટળ હિંમત તથા સહનશીલતાથી પોતાના પુરુષવર્ગની સાથે ખભેખભા મિલાવીને હિંદના રાષ્ટ્રીય સૈન્યની આગલી હરોળમાં ઊભી રહેનાર હિંદની સ્ત્રીઓને માટેના પૂજ્યભાવ તથા પ્રસંશાની અમારી ઊંડી લાગણીની અમે નોંધ કરીએ છીએ. . . ."

એ લડતમાં કમલાએ આગળપડતો ને વીરતાભર્યો ભાગ લીધો હતો અને અલ્લાહાબાદ શહેરના અમારા કાર્યની વ્યવસ્થા કરવાનો બોજો તેના જેવી બિનઅનુભવી સ્ત્રી પર આવી પડ્યો હતો. કેમ કે એ વખતે અલ્લાહાબાદનો એકેએક કાર્યકર્તા જેલમાં ધકેલાઈ ગયો હતો. પોતાની ધગશ તથા શક્તિથી બિનઅનુભવની એ ખામી તેણે પૂરી કરી અને થોડા જ માસમાં તે અલ્લાહાબાદ શહેરના ગૌરવરૂપ બની ગઈ હતી.

મારા પિતાની છેલ્લી માંદગી તથા અવસાનની ઘેરી છાયામાં અમે પાછાં મળ્યાં. આ વખતે અમે સાથે કાર્ય કરનાર સાથીની તથા એકબીજાના ઊંડા પરિચયની નવી ભૂમિકામાં મળ્યાં હતાં. થોડા મહિના બાદ અમારી દીકરી સાથે આરામ માટે થોડો સમય ગાળવાને અમે સિલોન ગયાં ત્યારે એકબીજાનો નવો ને સાચો પરિચય થયો હોય એવું અમને લાગ્યું. આરામ માટેની અમારી એ પહેલી ને છેલ્લી રજા હતી. આની પહેલાં અમે સાથે ગાળેલાં બધાં વરસો આ નવા અને વધારે નિકટના સબંધની તૈયારી રૂપ હતાં.

થોડા જ વખતમાં અમે સિલોનથી પાછા ફર્યાં અને મને કામનું તેડું આવ્યું અને તે પછી જેલનું. એક પછી એક આવેલા બે વરસના લાંબા કારાવાસ વચ્ચેનો ટૂંકો ગાળો બાદ કરતાં હવે પછી અમને ગાળવાની નહોતી, સાથે મળીને કામ કરવાનું નહોતું એટલું જ નહીં, સાથે રહેવાનું સુધ્ધાં નહોતું. એમાંના બીજા કારાવાસની મુદત પૂરી થાય તે પહેલાં કમલા મરણપથારીએ પડી.

૧૯૩૪ના ફેબ્રુઆરીમાં કલકત્તાથી કાઢવામાં આવેલા વૉરન્ટથી મારી ધરપકડ કરવામાં આવી તે વખતે કમલા મારે માટે થોડાં કપડાં ભેગાં કરવા અમારા ઓરડામાં ગઈ હતી. વિદાય લેવાને હું તેની પાછળ ગયો. એકાએક તે મને વળગી પડી અને બેભાન થઈને પડી. તેને માટે આ કંઈક અસાધારણ બીના હતી કેમ કે, જેલગમનને આનંદથી વધાવી લેવાની અને એ બાબતમાં બને એટલી ઓછી ધાંધલ કરવાની અમે ટેવ પાડી હતી. સામાન્ય સંજોગોમાં અમારું આ છેલ્લું મિલન હતું એવું ભાવિનું કંઈ આગળથી સૂચન તેને મળ્યું હશે?

એકબીજાની ઓથની અમને વધારેમાં વધારે જરૂર હતી, અમે એકબીજાની વધુમાં વધુ નિકટ આવ્યા હતા તે જ વખતે બબ્બે વરસની મુદતના બે લાંબા કારાવાસ મારી તથા તેની વચ્ચે આવ્યા. જેલના લાંબા દિવસો દરમ્યાન એ વિષે મેં વિચાર કર્યો હતો અને હું આશા રાખતો હતો કે અમારે ફરીથી સાથે રહેવાનો સમય અવશ્ય આવશે. આ વરસો તેણે કેવી રીતે કાઢ્યાં હશે, એની અટકળ હું કરી શકું છું પણ મને સુધ્ધાં એની ચોક્કસ ખબર નથી. જેલની મુલાકાતો વખતે અથવા એ બે કારાવાસની વચ્ચેના ટૂંકા ગાળામાં હું બહાર હતો તે વખતે સંજોગો સામાન્ય નહોતા. એકનું દુઃખ જાણીને રખેને બીજાને સંતાપ થાય એ વિચારથી એ વખતે અમારે બંનેને હમેશાં સારો દેખાવ કરવો પડતો હતો. પણ ઘણી બાબતોને અંગે તે ભારે દુઃખ અને વ્યથા અનુભવતી હતી તથા તેના મનને શાંતિ નહોતી એ ઉઘાડું હતું. હું તેને કંઈક રાહત આપી શકત, પણ જેલમાંથી એ બને એમ નહોતું.

૩

## માણસ માણસ વચ્ચેના સંબંધોનો કોયડો

બાડનવાઈલરના મારા લાંબા એકાંતવાસ દરમ્યાન મને આવા બધા ને બીજા અનેક વિચારો આવ્યા. જેલના વાતાવરણમાંથી હું સહેલાઈથી નીકળી ન શક્યો. ઘણા વખતથી હું એથી ટેવાઈ ગયો હતો અને નવું

વાતાવરણ પણ તેનાથી બહુ ભિન્ન નહોતું. હું નાઝી હકૂમત નીચેના પ્રદેશમાં અને જેમના પ્રત્યે મને ભારે અણગમો હતો એવા ત્યાં બનતા ચિત્ર-વિચિત્ર બનાવોની વચ્ચે રહેતો હતો. પણ નાઝીવાદ મને ત્યાં દખલરૂપ બનતો નહોતો. બ્લેક ફોરેસ્ટના એક ખૂણામાં આવેલા એ શાંત ગામમાં તેનાં ઝાઝાં ચિહ્નો નજરે પડતાં નહોતાં.

અથવા કહો કે, મારું મન બીજી બાબતોથી ભરેલું હતું. ભૂતકાળના જીવનનો પટ મારી નજર સામે ખડો થયો અને એમાં કમલા હમેશાં મારી પડખે ઊભી હતી. મારે માટે તે હિંદી સ્ત્રીઓના, અથવા ખુદ સ્ત્રીજાતિના પ્રતીક સમી બની ગઈ હતી. અનેક દોષો અને દુર્બળતાઓ છતાં જેના પર અમને આટઆટલો પ્રેમ છે, અને જે અનેક ગૂઢતાઓથી ભરેલી છે તથા જેનો પાર પામી શકાતો નથી એવી અમારી ભારતભૂમિના મારા ખ્યાલો સાથે કેટલીક વાર કમલા વિચિત્ર રીતે સેળભેળ થઈ જતી હતી. કમલા શું હતી? મેં તેને પિછાની હતી? તેનું સાચું સ્વરૂપ હું સમજ્યો હતો? તે મને પિછાનતી હતી યા સમજતી હતી? હું પણ, ગૂઢતાથી ભરેલો અને જેનો હું પોતે પણ તાગ કાઢી શકતો નથી એવા અગાધ ઊંડાણવાળો અસામાન્ય માણસ છું. કેટલીક વાર મને લાગતું કે આ બધાને કારણે કમલાને મારો કંઈક ડર રહેતો હતો. લગ્નને માટે હું બિલકુલ યોગ્ય નહોતો. કમલા અને હું કેટલીક બાબતોમાં એકબીજાથી ભિન્ન હતાં અને છતાં બીજી કેટલીક રીતે અમે બંને સમાન હતાં. અમે એકબીજાનાં પૂરક નહોતાં. ખુદ અમારું બળ અમારા પરસ્પરના સંબંધમાં દુર્બળતામાં પલટાઈ ગયું. જીવનમાં કાં તો એકબીજાની સંપૂર્ણ ઓળખ, મનનો સંપૂર્ણ સુમેળ હોય અથવા મુશ્કેલીઓના ડુંગર હોય. વર્તમાન સંજોગોને નભાવી લઈને સામાન્ય કુટુંબ-જીવન અમારામાંથી એકે જીવી શકે એમ નહોતું.

હિંદનાં બજારોની દુકાનોમાં જે અનેક ચિત્રો ટાંગવામાં આવતાં હતાં તેમાંના એકમાં મારું અને કમલાનું અલગ અલગ ચિત્ર એકબીજાને પડખે રાખવામાં આવ્યું હતું અને તેને મથાળે 'આદર્શ જોડી' લખવામાં આવ્યું હતું. આમ, કેટલાક લોકો અમારે વિષે આવું ધારતા હતા પણ એ આદર્શ સમજવો કે તેને જીવનમાં ઉતારવો ઘણો કપરો છે. આમ છતાં સિલોનમાં ગાળેલા આરામના દિવસો દરમ્યાન મેં કમલાને એવું કહ્યાનું મને યાદ આવે છે કે, અનેક મુશ્કેલીઓ અને મતભેદો છતાં, જીવને આપણા પર જાતજાતની યુક્તિઓ અજમાવી હોવા છતાં આપણે કેટલાં બધાં ભાગ્યશાળી છીએ! લગ્ન એ વિચિત્ર વસ્તુ છે અને હજારો વરસના અનુભવ પછી પણ

મોટી વિમાસણ થઈ પડી. કમના મને રાજીનામું આપવા દે એમ હતું જ નહી. એની તબિયત કંઈક સુધારા પર હતી અને અમે વિચાર્યું કે થોડા વખત બાદ હું પાછો તેની પાસે આવી શકીશ

૧૯૩૬ના જાન્યુઆરીની આખરે કમલાએ બાડનવાઈલર છોડ્યું અને સ્વિટ્ઝર્લૅન્ડમા લોસા પાસેના એક સૅનેટોરિયમમા તેને લઈ જવામા આવી

## ૫

## મૃત્યુ

સ્વિટ્ઝર્લૅન્ડનો સ્થાનફેર કમલાને તેમ જ મને ગમ્યો. તે વધારે ખુશ મિજાજ બની અને મને જેનો ઠીક ઠીક પરિચય હતો એવા સ્વિટ્ઝર્લૅન્ડના એ ભાગમા મને પણ ઠીક ગોઠ્યું કમલાની તબિયતમા સહેજે દેખાઈ આવે એવો ફેરફાર થયો નહોતો છતા તરતમા જ તે કટોકટીભરી થશે એવું પણ લાગતુ નહોતુ તેની એની એ સ્થિતિ લાંબો વખત ચાલુ રહેશે અને સુધારો થશે તોપણ ધીમે ધીમે જ થશે એમ ભાસતું હતુ.

દરમ્યાન હિંદ પહોચી જવા માટેની આગ્રહભરી માગણી આવ્યા જ કરતી હતી અને ત્યાના મિત્રો મને ત્યા આવવા માટે દબાણ કરી રહ્યા હતા મારુ મન અસ્વસ્થ બન્યુ અને અમારા દેશના મનાવોમા તે વધુ ને વધુ પરોવાતુ ગયુ જેલ જવાને લીધે યા બીજા કારણોને લઈને થોડાક વરસથી દેશના જાહેર જીવનમા હુ સક્રિય ભાગ લઈ શક્યો નહોતો અને કાર્યમા પડવાને હુ અધીરો થઈ ગયો હતો લંડન તથા પેરીસની મારી મુલાકાતે તથા હિંદથી આવતા સમાચારોએ નિષ્ક્રિયતાના મારા કવચમાથી મને બહાર આણ્યો હતો અને હવે હુ પાછો તેમા પુરાઉ એવુ નહોતુ.

કમલા સાથે મે એ વિષે ચર્ચા કરી અને દાક્તરની સલાહ લીધી કમલા તથા દાક્તર બંનેએ સમતિ આપી કે મારે હિંદ જવુ અને ડચ હવાઈ જહાજમા મે મારી ટિકિટ નોધાવી ફેબ્રુઆરીની ૨૮મી તારીખે હુ લોસા છોડનાર હતો આ બધુ નક્કી થયા પછી, મને લાગ્યુ કે હુ કમલાને છોડી જાઉ એ તેને બિલકુલ પસદ નહોતુ પણ એમ છતા, મારા કાર્યક્રમમા ફેરફાર કરવાનુ તે મને કહેવા માગતી નહોતી મે તેને કહ્યુ કે, હિંદમા હુ લાબો વખત નહી રોકાઉ અને બે ત્રણ મહિનામા પાછો આવી જઈશ જો તુ ચાહે તો હુ એથીયે વહેલો પણ આવી શકુ. આવવાનો તાર મળતાની સાથે એક અઠવાડિયામા હુ તારી પાસે આવી પહોચુ

હિંદ ઊપડવા માટે મુકરર કરેલી તારીખને હવે ચારપાંચ દિવસ જ બાકી હતા. ઇંદિરા નજીકની બેકસની શાળામાં હતી. તે આ છેલ્લા દિવસો અમારી સાથે ગાળવાને આવવાની હતી. દાક્તરે આવીને મને કહ્યું કે હિંદ જવાનું તમે આઠદશ દિવસ મોકૂફ રાખો. આથી વધારે તે કહેવા ચહાતા નહોતા. હું તરત જ સંમત થયો અને એ પછી જનારા બીજા વિમાનમાં મેં મારી જગ્યા નોંધાવી લીધી.

આ છેવટના દિવસો દરમ્યાન કમલામાં કંઈક અકળ ફેરફાર થતો હોય એમ લાગ્યું. તેની શારીરિક સ્થિતિ લગભગ જેવી ને તેવી જ હતી પણ તેની આસપાસની સ્થિતિ તરફ તેનું ચિત્ત ઓછું ચોંટતું હોય એમ જણાવા માંડ્યું. તે મને કહેતી કે મને કોઈક બોલાવી રહ્યું છે, અથવા કહેતી કે મારા ઓરડામાં કોઈક આકૃતિ પ્રવેશ કરતી મને દેખાય છે. મને પોતાને એવું કશું દેખાતું નહોતું.

ફેબ્રુઆરીની ૨૮મી તારીખે પ્રાતઃકાળે કમલાએ પ્રાણ છોડ્યો. ઇંદિરા ત્યાં હતી અને આ મહિનાઓ દરમ્યાન આખો વખત અમારી સાથે રહેનાર અમારા વિશ્વાસુ મિત્ર ડૉ. અતલ પણ હતા.

સ્વિટ્ઝર્લૅન્ડનાં પાસેનાં શહેરોમાંથી થોડા મિત્રો આવ્યા અને કમલાના મૃતદેહને અમે લોસાંના ક્રિમેટોરિયમ એટલે કે સ્મશાનમાં લઈ ગયા. થોડી જ મિનિટમાં કમલાનો કોમળ દેહ અને મહાયે હસમુખો સુંદર ચહેરો ભસ્મીભૂત થઈ ગયો. એક વખત, જે અત્યંત ચેતનવંતી, તેજસ્વી અને શક્તિથી ઊભરાતી હતી તેના એક નાનકડા કુંભમાં ભરાય એટલા જ અવશેષો રહ્યા !

## ૬

## મુસોલિની : હિંદ તરફ પ્રયાણ

લોસાં તેમ જ યુરોપમાં મને રોકી રાખનાર બંધન તૂટી ગયું અને ત્યાં વધુ વખત થોભવાની હવે જરૂર નહોતી. સાચે જ, મારા અંતરમાં કંઈક તૂટી ગયુ હતુ, કંઈક ભાગી ગયું હતુ, પણ એનું ખરું ભાન મને ધીમે ધીમે થતુ ગયુ કેમ કે મારા એ દિવસો અંધકારમય હતા અને મારું મન બરાબર કાર્ય કરતું નહોતું. થોડા દિવસ શાંતિથી સાથે ગાળવા માટે હું તથા ઇંદિરા મોન્ટ્રિયો ગયાં.

મોન્ટ્રિયોના અમારા વસવાટ દરમ્યાન લોસાંના ઇટાલિયન કૉન્સલ મને મળવા આવ્યા. મને પડેલી ખોટ માટે સિનોર મુસોલિનીની ઊંડી

થયાં હતાં. કમલા ચાલી ગઈ, કમલા ચાલી ગઈ, આ શબ્દો મારું મન નિરંતર રટયા કરતું હતું.

મારા જીવનના ધ્યાન સમી મારી આત્મકથા વિષે મને વિચાર આવ્યા. બૅાવાલીના સૅનેટોરિયમમાં તે માંદગીને બિછાને પડી હતી ત્યારે મેં તેની સાથે એ વિષે ચર્ચા કરી હતી. એ જેમ જેમ હું લખતો ગયો તેમ તેમ કોઈ કોઈ વાર તેનાં એક બે પ્રકરણો તેને વાંચી સંભળાવતો. તેણે એનો થોડો ભાગ જ જોયો હતો અથવા કહો કે સાંભળ્યો હતો: બાકીનો ભાગ હવે તે કદી જોનાર નહોતી, અને જીવનના પુસ્તકમાં અમે બંને સાથે મળીને હવે પછી નવાં પ્રકરણો પણ લખવાનાં નહોતાં!

હું બગદાદ પહોંચ્યો ત્યારે મેં મારી આત્મકથા પ્રસિદ્ધ કરનાર લંડનના મારા પ્રકાશકને 'સ્મૃતિશેષ કમલાને' એ મુજબની અર્પણપત્રિકા એ પુસ્તકમાં મૂકવાનો તાર કર્યો.

કરાંચી આવ્યુ, મોટા જનસમુદાય અને કેટલાયે પરિચિત ચહેરાઓ જોવા મળ્યા. પછી અલ્લાહાબાદ આવ્યું. ત્યાં ત્વરિત ગતિથી વહેતી ગંગાને કિનારે અમે એ મહામૂલા કુંભને લઈ ગયા અને એ અવશેષો ભગવતી ભાગીરથીની ગોદમાં સમર્પણ કર્યા. અમારા કેટકેટલા પૂર્વજોને એ રીતે તે સમુદ્ર તરફ લઈ ગઈ છે અને અમારી કેટકેટલી ભાવિ પેઢીઓને પોતાની ગોદમા લઈને તેમનો એ છેલ્લો પ્રવાસ કરાવશે!

## પ્રકરણ ત્રીજું

# ખોજ

### ૧

### હિંદના ભૂતકાળની ચિત્રપરંપરા

ચિંતન અને પ્રવૃત્તિનાં આ વરસો દરમ્યાન મારું મન હિંદના વિચારોથી ભરેલું રહેતું અને તેને સમજવાનો તથા તેને વિષેની મારી લાગણીઓનું પૃથક્કરણ કરવાનો પ્રયત્ન કરતું રહ્યું છે. મારા બાળપણના દિવસો ફરીથી યાદ કરી તથા તે વખતે મને એને વિષે શું લાગતું હતું, મારા વિકસતા જતા મનમાં એ ખ્યાલે કેવો અસ્પષ્ટ આકાર ધારણ કર્યો તેમ જ નવા નવા અનુભવ થતાં એ આકારે કેવું સ્વરૂપ ધારણ કર્યું એ બધું નજર આગળ ફરીથી તાજું કરવાનો મેં પ્રયાસ કર્યો. કેટલીક વાર એ ખ્યાલ પાછળ ખસી જતો પણ મારા ચિત્તના પટ પર તે સદાયે હાજર રહેતો અને ધીમે ધીમે બદલાતો જતો હતો. પ્રાચીન કાળથી ચાલતી આવેલી પરંપરાઓ, પુરાણ-કથાઓ તથા ચાલુ જમાનાની હકીકત, એ બધામાંથી તારવેલું એ વિચિત્ર પ્રકારનું મિશ્રણ હતું. એ ખ્યાલ મારામાં ગૌરવની તેમ જ નામોશીની લાગણી પેદા કરતો. કેમ કે વહેમજનિત રૂઢિઓ, જરીપુરાણા થઈ ગયેલા વિચારો વગેરે મારી આસપાસ જોવામાં આવતી અનેક બાબતોની અને વિશેષે કરીને અમારી પરાધીન દશા અને ગરીબાઈની મને નામોશી લાગતી હતી.

હું મોટો થયો અને હિંદની સ્વતંત્રતા હાંસલ કરવા માટેની પ્રવૃત્તિઓમાં કામે લાગ્યો ત્યારે હિંદના વિચારોમાં જ હું તરબોળ રહેતો હતો. મને પાગલ બનાવી મૂકનાર અને નિરંતર પોતાના તરફ આકર્ષનાર તેમ જ અસ્પષ્ટ પણ અંતરના ઊંડાણમાં અનુભવાતી કંઈક કામના અમે સિદ્ધ કરી શકીએ એટલા માટે કાર્ય કરવાને મને પ્રેરનારું આ હિંદ એ શું હતું? કાર્ય માટે મને પ્રેરનાર મૂળ પ્રેરક બળ વૈયક્તિક તેમ જ રાષ્ટ્રીય અભિમાન તથા બીજાના આધિપત્યનો સામનો કરવાની અને મરજી પ્રમાણે જીવન જીવવાની સ્વતંત્રતા મેળવવા માટેની માણસમાં રહેલી કામના હતી એમ મને લાગે છે. જેનો ભૂતકાળ અતિ સમૃદ્ધ અને અનાદિ છે એવો અમારો દેશ એક દૂરના ટાપુના લોકોનો બંદીવાન હોય અને તેઓ અમારી

પાસે પોતાનું મનમાન્યું કરાવે એ વાત મને ભયંકર લાગતી હતી. બળાત્કારે થયેલું આ જોડાણ પાર વગરની ગરીબાઈ અને અધોગતિમાં પરિણમ્યું એ તો વળી મને એથીયે ભયંકર લાગ્યું. મારે અને બીજાઓએ કાર્યપ્રવૃત્ત થવા માટે આ પૂરતું કારણ હતું.

પરંતુ મારા મનમાં ઊઠતા પ્રશ્નોના સમાધાન માટે આ કારણ પૂરતું નહોતું. પોતાની ભૌતિક તથા ભૌગોલિક બાજુઓથી નિરાળું એવું એ હિંદ શી વસ્તુ છે? ભૂતકાળમાં એ શું વ્યક્ત કરતું હતું? એ વખતે એને કઈ વસ્તુ બળ આપતી હતી? તેનું એ પુરાણું સામર્થ્ય તે કેવી રીતે ગુમાવી બેઠું? અને એ બળ તે સંપૂર્ણપણે ખોઈ બેઠું છે? કોટ્યવધિ માનવીઓનો મુલક હોવા ઉપરાંત આજે તેનામાં કઈ જીવંત યા પ્રાણવાન વસ્તુ છે ખરી? આધુનિક જગતમાં આ બધું કેવી રીતે બંધબેસતુ થાય છે?

દુનિયાથી સાવ અળગા રહેવું એ કોઈ પણ દેશ માટે અનિષ્ટ તેમ જ અશક્ય છે એ વાત હુ વધુ ને વધુ સમજતો ગયો. તેમ તેમ એ પ્રશ્નની વ્યાપક આંતરરાષ્ટ્રીય બાજુ મારા લક્ષમાં આવતી ગઈ. હિંદ અને દુનિયાના બીજા દેશો વચ્ચે આર્થિક, રાજકીય અને સાંસ્કૃતિક બાબતોમાં નિકટનો સહકાર હોય એવુ ભાવિ હિંદનુ ચિત્ર મારા મનમાં ઉદ્ભવ્યું હતું. પણ ભવિષ્યની પહેલા વર્તમાન સામે આવી ઊભો રહે છે અને એ વર્તમાનની પાછળ લાંબો અને સંકીર્ણ ભૂતકાળ પડેલો છે. એના ઉદરમાંથી વર્તમાન ઉદ્ભવે છે. તેથી સાચી સમજ મેળવવા મેં ભૂતકાળ તરફ નજર કરી.

હિંદ મારા લોહીમા હતું અને મારામાં સ્વાભાવિક રીતે રોમાંચ પેદા કરે એવું તેનામા ઘણું ઘણું હતું. આમ છતાં, ચાલુ જમાનાની હિંદની કેટલીયે વસ્તુઓ માટે તેમ જ મારા જોવામાં આવેલા ભૂતકાળના તેના ઘણા અવશેષો માટે અણગમાથી ઊભરાતા એક લગભગ પરાયા ટીકાકાર તરીકે પ્રથમ હુ તેની પાસે પહોંચ્યો. થોડે અંશે પશ્ચિમને રસ્તે હું તેની પાસે આવ્યો અને સહાનુભૂતિભર્યો એક પશ્ચિમના દેશના પ્રજાજનની પેઠે હું તેના તરફ જોવા લાગ્યો. એની દૃષ્ટિ તથા એનો બાહ્ય દેખાવ બદલીને એને આધુનિકતાના વાઘામાં સજવાને હું ઉત્સુક ને ઇંતેજાર હતો છતાં મારા અંતરમાં અનેક શંકાઓ ઉદ્ભવતી. તેના ભૂતકાળના વારસાની ઘણી વસ્તુઓ ફેંકી દેવાનું કહેવાની હામ ભીડનાર હું હિંદને ખરેખર ઓળખતો હતો કે? ફેંકી દેવા જેવું તેમાં ઘણું હતું, અને એ બધું ફેંકી દીધે જ છૂટકો; પણ તેનામાં અત્યંત જીવંત, પ્રાણવાન અને સનાતન એવું કંઈક; કંઈક કુંદન જેવું ન હોત તો, હિંદ ખરેખર જે હતું

તે ન હોઈ શકત અને એક સંસ્કારી દેશ તરીકે હજારો વરસ સુધી તે ન ટકી શકત. ત્યારે હિંદમાં એ કંઈક શું હતું?

હિંદના વાયવ્ય તરફના પ્રદેશમાં સિંધુ નદીની ખીણમાં આવેલા મોહન–જો–દડોના ટેકરા પર એક વખતે હું ઊભો હતો, અને મારી ચોપાસ પાંચ હજાર કરતાંયે વધુ વરસો પડેલાં જેની હસ્તી હતી એમ કહેવાય છે એવા એ શહેરનાં ઘરો અને મહોલ્લાઓ વેરાયેલાં પડ્યાં હતાં. એ વખતે સુધ્ધાં તેની સંસ્કૃતિ પુરાણી અને સારી પેઠે વિકસેલી હતી. પ્રોફેસર ચાઇલ્ડ લખે છે કે, 'સિંધુની સંસ્કૃતિ અનેક વરસોના ધીરજપૂર્વકના પુરુષાર્થને પરિણામે જ ઉદ્ભવી શકે એવો અમુક એક વિશિષ્ટ પરિસ્થિતિ સાથેનો માનવ-જીવનનો સંપૂર્ણ મેળ વ્યક્ત કરે છે. વળી, એ ટકી રહી છે; એ ચોક્કસપણે હિંદી સંસ્કૃતિ છે અને હિંદની આધુનિક સંસ્કૃતિના પાયામાં રહેલી છે.' કોઈ પણ સભ્યતા કે સંસ્કૃતિની પરંપરા પાંચ કે છ હજાર વરસ સુધી સળંગપણે ચાલી આવી હોય અને તે પણ સ્થગિતતા કે અપરિવર્તનશીલતાના અર્થમાં નહીં,—કેમ કે હિંદ એ બધા સમય દરમ્યાન પરિવર્તન પામતું અને પ્રગતિ કરતું રહ્યું હતું,— એ ખરેખર મનને ચકિત કરનારો વિચાર છે. ઈરાની લોકો, મિસરના લોકો, ગ્રીક લોકો, ચીના લોકો, આરબો, મધ્ય એશિયાના લોકો તથા ભૂમધ્ય સમુદ્રના કાંઠા પર આવેલા દેશોના લોકોના સંપર્કમાં હિંદ આવતું રહેતું હતું. તે તેમના પર પોતાની અસર પાડતું હતું અને તેના પર પણ તેમની અસર થતી હતી એ ખરું, પરંતુ તેનો સાંસ્કૃતિક પાયો બહુ લાંબા કાળ સુધી ટકે એટલો સબળ હતો. આ સબળતા અથવા સામર્થ્યનું રહસ્ય શું? એ સામર્થ્ય શામાંથી પોષાતું રહેતું હતું?

મેં હિંદનો ઇતિહાસ વાંચ્યો તેમ જ તેના વિપુલ પ્રાચીન સાહિત્યમાંથી કેટલુંક વાંચ્યું. તેના વિચારનું વીર્ય, તેમ જ તેની ભાષાની અસંદિગ્ધતા તથા એ બન્નેની પાછળ રહેલા માનવી ચિત્તના વૈવિધ્ય વગેરેની મારા મન પર પ્રબળ છાપ પડી. પ્રાચીન કાળમાં જબરદસ્ત પ્રવાસો ખેડનાર મુસાફરોની સોબતમાં મેં હિંદનો પ્રવાસ કર્યો. ચીન, મધ્ય એશિયા તથા પશ્ચિમ એશિયામાં થઈને પોતાનો પ્રવાસ ખેડી હિંદમાં તેઓ આવ્યા હતા અને એ પ્રવાસોનો હેવાલ પોતાની પાછળ મૂકતા ગયા છે. હિંદે પૂર્વ એશિયા, અંગકોર, બર્બુદર તથા બીજાં અનેક સ્થળોએ મેળવેલી સિદ્ધિઓ વિષે પણ મેં વિચાર કર્યો. હિમાલય પર પણ મેં ભ્રમણ કર્યું. હિંદનાં પ્રાચીન મહાકાવ્યો તથા પુરાણો સાથે તે નિકટપણે સંકળાયેલો છે અને હિંદના વિચારો તથા સાહિત્ય પર તેની અપાર અસર થઈ છે. પહાડો માટેના મારા પ્રેમે અને ખાસ કરીને કાશ્મીર સાથેના મારા લોહીના

સંબંધે મને હિમાલય તરફ આકર્ષ્યો અને ત્યાં મેં વર્તમાનકાળનાં જીવન, પુરુષાર્થ અને સૌંદર્યનું જ નહીં, અમે જેની સ્મૃતિ હજી જાળવી રાખી છે એવા વીતી ગયેલા યુગોની સુભગતાનું દર્શન કર્યું. એ પ્રચંડ ગિરિમાળામાંથી નીકળીને હિંદનાં મેદાનોમાં વહેતી મોટી મોટી સરિતાઓએ પણ મને આકર્ષ્યો અને હિંદના ઇતિહાસની અગણિત અવસ્થાઓનું સ્મરણ કરાવ્યું. જેના પરથી અમારો દેશ હિંદુસ્તાન કહેવાયો અને જેનો પટ ઓળંગીને હજારો વરસથી અનેક જાતિઓ, કબીલાઓ, વણજારો અને સૈન્યો આવતાં રહ્યાં તે સિંધુ; અમારા ઇતિહાસના મુખ્ય પ્રવાહથી વિખૂટી પડેલી પણ પુરાણો સાથે સંકળાયેલી ઈશાનના પર્વતોની મધ્યમાંથી ઊંડી ખાઈઓ પાડી રળિયામણો વળાંક લઈ પર્વતો તથા સપાટ જંગલોની વચ્ચેથી મંદ ગતિથી વહેતી બ્રહ્મપુત્ર; જેની આસપાસ રાસલીલાની અને શ્રીકૃષ્ણના બાળજીવનનાં તોફાનો તેમ જ પરાક્રમેની અનેક વાતો સંકળાયેલી છે તે જમના; અને વિશેષે કરીને જે હિંદની નદી છે, જેણે પોતાના વશીકરણથી ભારતનાં હૃદયને વશ કરી રાખ્યું છે તેમ જ ઇતિહાસના ઉષઃકાળથી જે કોટ્યવધિ લોકોને પોતાના કિનારા તરફ આકર્ષતી રહી છે, અને મૂળથી સમુદ્ર સુધીનો તથા છેક પ્રાચીન કાળથી આજ સુધીનો જેનો ઇતિહાસ એ હિંદની સભ્યતા અને સંસ્કૃતિનો, સામ્રાજ્યોના ઉદય અને અસ્તનો, મહાન અને ગૌરવશાળી નગરોનો, માનવીના સાહસ તથા હિંદના તત્ત્વચિંતકોને સદૈવ તન્મય કરી રાખનાર ચિત્તના પ્રદેશની ખોજનો, જીવનની સમૃદ્ધિ તથા તેની કૃતાર્થતા અને પરિપૂર્ણતા તેમ જ નિવૃત્તિ અને સંન્યાસનો, ચડતી અને પડતીનો, વિકાસ અને અધોગતિનો તથા જીવન અને મરણનો ઇતિહાસ છે તે ભાગીરથી ગંગા; ઇત્યાદિ લોકમાતાઓના જાદુને હું વશ થયો.

પ્રાચીન કાળનાં સ્મારકો, ખંડિયેરો તથા પ્રાચીન મૂર્તિઓ તેમ જ અજંતા, એલોરા અને એલીફંટાની ગુફાઓમાંનાં અને બીજાં સ્થળોનાં ભીંતચિત્રો મેં નિહાળ્યાં; અને જેમનો એકેએક પથ્થર હિંદના ભૂતકાળનો ઇતિહાસ કહેતો હતો એવી એ પછીના કાળની આગ્રાની અને દિલ્હીની મનોહર ઇમારતો પણ મેં જોઈ.

મારું પોતાનું વતન અલ્લાહાબાદ અથવા હરદ્વારમાં ભરાતા કુંભ મેળામાં હું જતો અને હજારો વરસથી ત્યાં આવતા રહેના પોતાના પૂર્વજોની પેઠે ગંગામાં સ્નાન કરવાને અર્થે હિંદભરમાંથી આવીને એકત્ર થયેલાં યાત્રાળુઓને જોતો. તેરસો વરસ ઉપર ચીની મુસાફરો તથા બીજાઓએ કરેલાં એ મેળાઓનાં વર્ણનો મને એ પ્રસંગે યાદ આવતાં.

તે વખતે પણ એ મેળા, અજ્ઞાતમાં લય પામતા અતિ પ્રાચીન કાળથી ચાલતા આવેલા લેખાતા હતા. હું વિસ્મયમાં પડી જતો કે, એવી તે કઈ જબરદસ્ત શ્રદ્ધા અગણિત પેઢીઓથી હિંદના લોકોને એ મશહૂર નદી તરફ ખેંચતી રહી છે?

મારા એ પ્રવાસો તથા મારી મુલાકાતો તેમ જ એની સાથે મારા વાચનની ભૂમિકાએ ભૂતકાળને વિષે મને દૃષ્ટિ આપી. કંઈક અંશે જડ એવી બૌદ્ધિક સમજમાં ભાવનાની સચેતન પ્રતીતિનો ઉમેરો થયો અને મારા મનમાં ઊભું થયેલું હિંદનું ચિત્ર ધીમે ધીમે જીવંત થતું ગયું. મારા પૂર્વજોનો મુલક, હસતાં અને રડતાં, એકબીજાને ચહાતાં અને યાતનાઓ વેઠતાં સ્ત્રીપુરુષોથી ઊભરાવા લાગ્યો. જીવનને ઓળખ્યું હોય અને તેના રહસ્યનો પાર પામ્યાં હોય એવાં માણસો તેમાં હતાં; પોતાના ડહાપણથી તેમણે એવી ઇમારત ચણી જેથી હિંદની સંસ્કૃતિ દૃઢ થઈ, તેમ જ હજારો વરસ સુધી ટકી રહી. આ ભૂતકાળનાં સેંકડો તાદૃશ ચિત્રોથી મારું મન ભરાઈ ગયું અને તેમની સાથે સંકળાયેલાં સ્થળોની મુલાકાત વખતે મારા મનમાં એ આગળ તરી આવતાં. વારાણસીની પાસે સારનાથમાં પોતાનો પ્રથમ ઉપદેશ આપતા બુદ્ધનું મને દર્શન થતું અને તેમના નોંધી રાખવામાં આવેલા કેટલાક ઉપદેશો પચીસસો વરસનો લાંબો ગાળો ભેદીને આવતા પડઘાની પેઠે મારે કાને અથડાતા. અશોકના શિલાલેખો પોતાની ભવ્ય વાણીમાં મારી સાથે બોલતા અને જે સમ્રાટ હતો છતાં રાજાઓ અને સમ્રાટો કરતાં મહાન હતો એવા પુરુષ વિષે મને વાતો કરતા. ફતેહપુર સીક્રી આગળ પોતાના સામ્રાજ્યને વિસારીને ભિન્નભિન્ન ધર્મોના ધર્માચાર્યો સાથે ધર્મચર્ચા કરતા અને માનવજીવનના કોયડા વિષે કંઈક નવું જાણવાને ઉત્સુક તથા તેના રહસ્યનો પાર પામવાને મથતા અકબરનું મને દર્શન થતું.

આ રીતે, પોતાની ચડતી તથા પડતી, પોતાના વિજયો તથા પરાજયો સહિત હિંદના ઇતિહાસની લાંબી ચિત્રપરંપરા મારી નજર આગળ ખડી થઈ. અનેક હુમલાઓ તથા ઊથલપાથલોથી ભરેલા પાંચ હજાર વરસોના ઇતિહાસ દરમ્યાન અતૂટપણે ચાલી આવેલી સંસ્કૃતિની પરંપરાને વિષે કંઈક અદ્વિતીયતા, કંઈક અપૂર્વતા રહેલી હોવી જ જોઈએ એમ મને લાગ્યું. એ પરંપરા હિંદુસ્તાનની આમજનતામાં વ્યાપક રીતે ફેલાયેલી હતી અને તેના પર તે સબળ અસર કરતી રહેતી હતી. એક ચીનની જ સાંસ્કૃતિક પરંપરા એટલી લાંબી અને સળંગ હતી. ભૂતકાળની આ લાંબી ચિત્રપરંપરા ધીમે ધીમે ચાલુ જમાનાના દુઃખદ ચિત્ર સાથે મળી જાય છે. હિંદ

ભૂતકાળમાં આટલું મહાન અને સુસ્થિત હોવા છતાં આજે તે પરાધીન હોઈ ઇંગ્લંડનું ગુલામ છે તથા દુનિયાભરમાં બીજું ને વિનાશક યુદ્ધનો દાવાનળ સળગી રહ્યો છે અને માણસને હેવાન બનાવી રહ્યો છે. પરંતુ પાંચ હજાર વરસના ઇતિહાસના દર્શને મને નવી દૃષ્ટિ આપી અને વર્તમાનનો બોજો મને હળવો થતો લાગ્યો. એકસો એંશી વરસની હિંદ પરની બ્રિટિશ હકૂમત તેના લાંબા ઇતિહાસમાં એક દુઃખદ પ્રસંગ છે; ફરીથી તે પોતાનું સાચું સ્વરૂપ પિછાનશે; એ પ્રકરણનું છેલ્લું પાન પણ લખાઈ રહ્યું છે. દુનિયા પણ આજની બીપણતામાંથી હેમખેમ પાર ઊતરશે અને નવા જ પાયા પર ફરીથી પોતાનું ચણતર કરશે એમાં શક નથી.

## ૨

## રાષ્ટ્રીયતાની ભાવના અને આંતરરાષ્ટ્રીયતાની ભાવના

આમ, હિંદ પ્રત્યેનું મારું વલણ સામાન્ય રીતે ભાવનામૂલક હતું, જોકે એમાં બીજી ઘણી વસ્તુઓએ ભાગ ભજવ્યો હતો અને ઉપરાંત અનેક રીતે તે મર્યાદિત હતું. રાષ્ટ્રીયતાનું સ્વરૂપ ધારણ કરે એવું એ વલણ હતું પણ ઘણા લોકોની બાબતમાં એ વલણ પેદા કરવામાં હિસ્સો આપનારી તથા તેને મર્યાદિત કરનારી લાગણીઓનો અભાવ હોય છે. મારા જમાનાના હિંદમાં રાષ્ટ્રીયતાની ભાવના અનિવાર્ય હતી અને છે; એ સ્વાભાવિક અને નીરોગ છે. કોઈ પણ પરાધીન દેશ માટે રાષ્ટ્રીય સ્વતંત્રતા પ્રથમ અને પ્રધાન ઝંખના હોવી જોઈએ અને પોતાની વિશિષ્ટતાની તીવ્ર લાગણી તથા પ્રાચીન વારસો ધરાવનાર હિંદને એ વિશેષે કરીને હતી.

આંતરરાષ્ટ્રીયતાની ભાવના અને મજૂર ચળવળોની પ્રબળ અસરને લીધે રાષ્ટ્રીયતાની લાગણી શિથિલ થતી જાય છે એ ખ્યાલમાં ઝાઝું વજૂદ નથી એમ દુનિયાભરના તાજેતરના બનાવોએ દર્શાવી આપ્યું છે. રાષ્ટ્રીયતાની ભાવના પ્રજાઓને પુરુષાર્થ કરવાને પ્રેરનારું આજે પણ એક સમર્થ બળ છે. એની સાથે ભાવનાઓ અને પરંપરાઓ તથા સહિયારા જીવનની અને સમાન ધ્યેયની લાગણી સંકળાયેલી હોય છે. મધ્યમ વર્ગના બુદ્ધિજીવી લોકો ધીમે ધીમે રાષ્ટ્રીયતાની ભાવનાથી દૂર થતા જતા હતા અથવા કહો કે તેઓ એવું માનતા હતા ત્યારે વિચારપૂર્વક આંતરરાષ્ટ્રીયતાના પાયા પર રચાયેલી મજૂર ચળવળો રાષ્ટ્રીયતાની દિશા તરફ ખસતી જતી હતી. યુદ્ધ આવ્યું અને દુનિયાભરમાં સૌ લોકો એકે સપાટે રાષ્ટ્રીયતાની જાળમાં જઈ પડ્યા. રાષ્ટ્રીયતાના આ નવા અવતારે અથવા તેના નવા દર્શને તેમ જ

તેના મહત્ત્વની નવી પ્રતીતિએ નવા નવા પ્રશ્નો ઊભા કર્યા છે તેમ જ જૂના સવાલોનું સ્વરૂપ તથા આકાર પલટી નાખ્યાં છે. પુરાણી રૂઢ પરંપરાઓને સહેલાઈથી ફેંકી દઈ શકાતી નથી અને તેમના વિના ચલાવી લઈ શકાતું નથી. કટોકટીને પ્રસંગે તે ખડી થાય છે અને માણસોના ચિત્તને વશ કરે છે અને આપણે જોયું છે તેમ ઘણી વાર, પ્રજાને ઉગ્ર પુરુષાર્થ તથા બલિદાનને માટે પ્રવૃત્ત કરવાને એ પરંપરાઓનો ઉપયોગ કરવાનો ઇરાદાપૂર્વક પ્રયત્ન કરવામાં આવે છે. ઘણે અંશે પરંપરાઓને સ્વીકારી લેવાની હોય છે તથા નવા સંજોગો ને વિચારપ્રવાહો સાથે બંધબેસતી કરવા માટે પલટવાની હોય છે અને સાથે સાથે જ નવી પરંપરાઓ ઊભી કરવાની હોય છે. રાષ્ટ્રીયતાનો આદર્શ ગહન અને સબળ વસ્તુ છે; ભવિષ્યમાં જેનું કશું મહત્ત્વ નથી એવી એ ભૂતકાળની ચીજ નથી. ચાલુ જમાનાની ટાળી ન શકાય એવી હકીકતોના પાયા પર રચાયેલા નવા આદર્શો ઉદ્ભવ્યા છે; દાખલા તરીકે આંતરરાષ્ટ્રીય આદર્શ અને દુનિયાભરના મજૂરોની એકતાનો આદર્શ; અને આપણે જગદ્વ્યાપી સુલેહ-શાંતિ સ્થાપવી હોય તથા દેશ દેશ વચ્ચેના સંઘર્ષો ઓછા કરવા હોય તો આ બધા ભિન્ન ભિન્ન આદર્શોનો કોઈક પ્રકારનો સમન્વય થવો જોઈએ. માનવીના આત્મા પરની રાષ્ટ્રીયતાની કાયમી અપીલનો સ્વીકાર કર્યે જ છૂટકો છે ને એને માટે જોગવાઈ કરવી જ રહી. પણ એનું ક્ષેત્ર મર્યાદિત કરવું જોઈએ.

નવા વિચારો તથા આંતરરાષ્ટ્રીય બળોની પ્રબળ અસર નીચે આવેલા દેશોમાંયે રાષ્ટ્રીયતાની આણ સર્વવ્યાપી હોય તો પછી હિંદના લોકોના માનસ પર તો એની અસર કેટલી જબરદસ્ત હશે એ વિચારો. કેટલીક વાર કહેવામાં આવે છે કે અમારી રાષ્ટ્રીયતાની ભાવના અમારા પછાતપણાની નિશાની છે અને પૂર્ણ સ્વાતંત્ર્ય માટેની અમારી માગણી સુધ્ધાં અમારી સંકુચિત વૃત્તિ સૂચવે છે. અમને એવુ કહેનારા એવુ ધારતા લાગે છે કે, અમે બ્રિટિશ સામ્રાજ્ય અથવા બ્રિટિશ રાષ્ટ્રસંઘના એક ગૌણ ભાગીદાર તરીકે રહેવાનું કબૂલ રાખીએ તો દુનિયામાં સાચી આંતરરાષ્ટ્રીયતાનો વિજય થાય. આ ખાસ પ્રકારની કહેવાતી આંતરરાષ્ટ્રીયતા કશું નહીં પણ સંકુચિત રાષ્ટ્રીયતાનો જ વિસ્તાર છે એ હકીકત એ લોકો સમજતા હોય એમ લાગતું નથી, અને હિંદ–બ્રિટનના સંબંધના ઇતિહાસમાંથી ફલિત થતાં પરિણામોએ અમારા મનમાંથી એની શકયતા સંપૂર્ણપણે નિર્મૂળ કરી ન હોત તોયે આ દલીલ અમારા પર કશી અસર ન કરી શકત. આમ, હિંદ રાષ્ટ્રીયતાની તીવ્ર ભાવનાથી તરબોળ હોવા છતાં સાચી આંતરરાષ્ટ્રીયતાને અપનાવવામાં તથા

જગતના બીજા રાષ્ટ્રો સાથે મેળ સાધીને કાર્ય કરવાની તેમ જ અમુક અંશે આજના રાષ્ટ્રમર્યાદિત સર્વોપરી સત્તાધારી રાજ્યને જગત સમસ્તના રાષ્ટ્રોની બનેલી સસ્થાની આણુ નીચે મૂકવાની દિશામા ઘણા રાષ્ટ્રો કરતા તે સારી પેઠે આગળ ગયુ છે

૩

## હિંદનું સામર્થ્ય અને દુર્બળતા

હિંદનુ સામર્થ્ય શામા રહેલુ છે તથા તે ક્ષીણવીર્ય કેમ થયુ તેમ જ તેની અધોગતિ શાથી થઈ એની ખોજ બહુ લાબી તેમ જ અટપટી છે પરતુ એ અધોગતિ, એ દુર્દશાના તાજેતરના કારણો તો ઉઘાડા છે યત્રવિદ્યાની કૂચમા તે પાછળ પડી ગયુ અને અનેક બાબતોમા જે પછાત હતુ તે યુરોપે એની પ્રગતિમા આગેવાની લીધી યત્રવિદ્યાની આ પ્રગતિની પાછળ વિજ્ઞાનની ભાવના જેમાથી ઊભરાતું જીવન તથા અનેક પ્રવૃત્તિઓ અને નવા નવા પ્રદેશો ખોળવા માટેની સાહસભરી દરિયાઈ સફરો દ્વારા વ્યક્ત થતી પુરુષાર્થની ભાવના રહેલા હતા નવી નવી યાત્રિક સિદ્ધિઓએ પશ્ચિમ યુરોપના દેશોને લશ્કરી સામર્થ્ય બક્ષ્યુ અને પૂર્વના દેશોમા ફરી વળવાનું તથા તેમના પર આધિપત્ય જમાવવાનુ તેમને માટે સુગમ બની ગયુ એ કેવળ હિંદનો જ નહીં લગભગ આખાયે એશિયાનો ઇતિહાસ છે

આવુ શાથી બનવા પામ્યુ એનુ કોકડુ ઉકેલવાનુ વધુ મુશ્કેલ છે કેમ કે અગાઉના વખતમા હિંદ પાસે માનસિક જાગૃતિ તથા યત્રોને લગતી કુનેહની વાણ નહોતી અનેક સદીઓ દરમ્યાન ઉત્તરોત્તર તેની વધુ ને વધુ અવનતિ થતી ગઈ હોય એમ આપણને લાગે છે જીવન અને પુરુષાર્થ માટેની પ્રેરણા ઓછી થતી જાય છે, સર્જકશક્તિ ક્ષીણ થાય છે અને અનુકરણની ભાવના તેનુ સ્થાન લે છે જ્યા વિજયોન્મુખ અને બળવાખોર ચિંતને પ્રકૃતિ તેમ જ વિશ્વના રહસ્યોને ભેદવાનો પ્રયાસ આદર્યો હતો ત્યા લાબા લાબા ભાષ્યો તથા ટીકાઓ સાથે શબ્દને વળગી રહેનારા અને વાગ્યુદ્ધ કરનારા ભાષ્યકારો આવ્યા ભવ્ય સ્થાપત્ય અને કળાને સ્થાને ઉમદા કલ્પના અથવા યોજના વિનાના અને પાર વિનાની નકામી વિગતો અને આટીઘૂટીઓવાળા કોતરકામ આવે છે ભારે અસરકારક છતા સાદી તથા જોમદાર અને સમૃદ્ધ ભાષાને સ્થાને અત્યત આલકારિક તથા અટપટી સાહિત્યિક પ્રણાલીઓ દાખલ થાય છે દૂર દૂરના પ્રદેશોમા વસાહતો સ્થાપવાની તથા હિંદી સસ્કૃતિ લઈ જવાની વિશાળ યોજનાઓને પ્રેરનાર સાહસની ભાવના તથા જીવનનો તરવરાટ વગેરે ક્ષીણ થતા જાય છે અને

સમુદ્ર ઓળંગવાની સુધ્ધાં મના કરનારી સંકુચિત, ભાવના પેદા થાય છે. આગળના સમયમાં સર્વત્ર નજરે પડતી અને જેણે વિજ્ઞાનનો વધુ વિકાસ સાધ્યો હોત એવી બુદ્ધિની શોધકવૃત્તિને સ્થાને બુદ્ધિની જડતા તથા ભૂતકાળની અંધ બુતપરસ્તી આવે છે. હિંદનો ક્ષીણપ્રાણ જીવનપ્રવાહ ભૂતકાળમાં જીવવા લાગે છે. અને વીતી ગયેલી સદીઓનો બોજો સાથે લઈને મંદ ગતિથી વહે છે. ભૂતકાળનો ભારે બોજો તેને કચડી નાખે છે અને તે એક પ્રકારની મૂર્છાને વશ થાય છે. આવી માનસિક મૂર્છા તથા શારીરિક થાકની સ્થિતિમાં હિંદની અધોગતિ થાય તથા તે જડ અને સ્થગિત બની જાય અને દુનિયાના બીજા દેશો આગળ વધે એમાં આશ્ચર્ય છે ખરું?

પણ આયે મૂળ સવાલની સંપૂર્ણ કે પૂરેપૂરી સાચી તપાસ નથી. માત્ર એકધારી જડતા અને સ્થગિતતાનો લાંબો ગાળો આપણા પ્રજાજીવનમાં આવી ગયો હોત તો એને પરિણામે ભૂતકાળ સાથેનો આપણો સંબંધ સંપૂર્ણપણે તૂટી ગયો હોત, એક યુગનો અંત આવ્યો હોત અને તેનાં ખંડિયેરો પર કંઈક નવું ચણતર થયું હોત. પણ પ્રજાજીવનના આપણા ઇતિહાસમાં આવી તૂટ પડી નથી અને એક સળંગ પરંપરા ચાલુ રહી છે. એટલું જ નહીં, વખતોવખત નવજીવનના ચમકારા આવતા રહ્યા છે અને એમાંના કેટલાક જ્વલંત હોઈ લાંબા કાળ સુધી ટકયા હતા. વળી નવી પરિસ્થિતિને સમજવાનો તથા તેને અનુકૂળ થવાનો અને જૂના વારસા સાથે અથવા જાળવી રાખવા યોગ્ય લાગતી એની કેટલીક વસ્તુઓ સાથે તેનો સુમેળ સાધવાનો પ્રયત્ન સદાયે જોવામાં આવે છે. ઘણી વાર તો એ જૂની વસ્તુ એક પ્રકારના પ્રતીક તરીકે પોતાનું બાહ્ય સ્વરૂપ જાળવી રાખી પોતાના આંતરિક સત્ત્વને બદલી નાખતી જોવામાં આવે છે. પણ કંઈક જીવંત અને પ્રાણવાન વસ્તુ ટકી રહી, સંપૂર્ણપણે સિદ્ધ ન થઈ શકેલી વસ્તુ સિદ્ધ કરવાને પ્રજાને પ્રવૃત્ત કરનારી પ્રેરણા ચાલુ રહી અને જૂના અને નવા વચ્ચે સમન્વય સાધવાની કામના હમેશાં મોજૂદ રહેલી દેખાય છે. એ પ્રેરણા તથા એ કામનાએ લોકોને ટકાવી રાખ્યા તથા જૂનામાંનું ઘણુંખરું સાચવી રાખી નવા વિચારો અપનાવી તેમને પચાવવા શક્તિમાન કર્યા. કેટલીક વાર તાદૃશ અને જીવતાજાગતા તથા કેટલીક વાર વિક્ષિપ્ત નિદ્રાના ગણગણાટની કોટીએ ઊતરી પડેલા એવા યુગયુગાન્તરોથી ચાલતા આવેલા હિંદના સ્વપ્ન જેવી કંઈક વસ્તુ હતી કે કેમ એ હું નથી જાણતો. દરેક પ્રજા અને દરેક રાષ્ટ્ર પાસે રાષ્ટ્રના ભાવિ વિષે એ જાતની માન્યતા અથવા કલ્પના હોય છે અને દરેક દાખલામાં ઘણુંખરું એમાં સત્યાંશ હોય છે. હિંદી હોઈને

અને એનાથી અમારો કશો દહાડો વળવાનો નથી. વત્તેઓછે અંશે પહેલાંની રીતે જ પણ કંઈક સારી હાલતમાં પોતાનો વહેવાર ચલાવવાને તે શક્તિમાન થાય એવી કોઈક રાજકીય ગોઠવણ કરવામાં મને રસ નથી. દબાઈને રહેલી શક્તિ અને કાર્યકુશળતાનો અખૂટ ભંડાર તેનામાં પડેલો છે એમ મને લાગ્યું અને હું એ શક્તિ તથા કાર્યકૌશલને મુક્ત કરવા માગું છું તથા તે ફરીથી યૌવન પ્રાપ્ત કરે અને પ્રાણવાન બને એમ ઇચ્છું છું. હિંદ જેવો દેશ દુનિયામાં ગૌણ ભાગ ન ભજવી શકે. કાં તો તે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરે યા તેની કશીયે ગણનરી નહીં હોય. કોઈ વચલી સ્થિતિ શક્ય છે એમ પણ મને ન લાગ્યું, નથી લાગતું.

છેલ્લી પા સદીની હિંદની સ્વતંત્રતા માટેની લડત તથા બ્રિટિશ સત્તા સામેની અમારી બધી ઝુંબેશોની પાછળ મારા તેમ જ બીજા અનેકોના મનમાં હિંદના પ્રજાજીવનમાં ફરીથી નવા પ્રાણનો સંચાર થાય એવી ઝંખના રહેલી છે. અમને લાગ્યું કે, કાર્ય કરીને, બલિદાનો આપીને અને યાતનાઓ નોતરી જોખમોનો સ્વેચ્છાપૂર્વક સામનો કરીને, જેને અમે અનિષ્ટ અને અન્યાયયુક્ત લેખતા હોઈએ તેને વશ થવાનો ઇન્કાર કરીને અમે હિંદના કલેવરમાં નવા પ્રાણ પૂરીશું તથા લાંબા કાળની નિદ્રામાંથી તેને જગાડીશું. હિંદમાંની બ્રિટિશ સરકાર જોડે અમે નિરંતર લડતા રહ્યા એ ખરું પણ અમારી નજર સદાયે અમારી પ્રજા તરફ જ હતી. રાજકીય લાભની કિંમત અમારા પેલા મૂળભૂત ધ્યેયમાં તે ઉપકારક થાય એટલા પૂરતી જ હતી. આ હેતુને લક્ષમાં રાખીને અમે ચાલતા હતા તેથી રાજકારણના સંકુચિત ક્ષેત્રમાં પડેલો ધંધાદારી રાજદ્વારી ન વર્તે એવી રીતે અમે ઘણી વાર વર્તતા અને અમારી કાર્યપદ્ધતિની મૂર્ખાઈ તથા ઢંઢીપણા પ્રત્યે વિદેશના તેમ જ હિંદી ટીકાકારો આશ્ચર્ય દર્શાવતા. અમે બેવકૂફ છીએ કે કેમ એનો નિર્ણય ભવિષ્યના ઇતિહાસકારો કરશે. અમારું લક્ષ્ય ઉન્નત હતું અને અમે દૂર દૂર સુધી નજર કરતા. તકસાધુ રાજકારણની નજરે અમે ઘણી વાર મૂર્ખાઈ કરી હશે એમ બને પણ અમારું પ્રધાન ધ્યેય સમગ્ર હિંદી પ્રજાની માનસિક અને આધ્યાત્મિક તેમ જ બેશક રાજકીય અને આર્થિક ઉન્નતિ સાધવાનું છે એ વસ્તુ અમે કદી ભૂલ્યા નથી. અમે તો પ્રજાની એ સાચી આંતરિક શક્તિ ખીલવવાની પાછળ પડ્યા છીએ. અને બીજી બધી વસ્તુઓ અનિવાર્ય રીતે એની પાછળ આવવાની જ છે એની અમને ખબર છે. કેટલીક પેઢીઓનું શરમજનક દાસત્વ તથા મદોન્મત્ત પરદેશી સત્તા આગળની પ્રજાની કાયર તાબેદારી અમારે ભૂંસી નાખવી હતી.

## ૪

## હિંદને ઓળખવાનો પ્રયાસ

પુસ્તકો, પ્રાચીન સ્મારકો અને ભૂતકાળની સાંસ્કૃતિક સિદ્ધિઓએ હિંદને કંઈક અંશે સમજવામાં મને મદદ કરી ખરી પરંતુ તેમનાથી મને સંતોષ ન થયો કે હું ખોળતો હતો તે જવાબ તેમની પાસેથી મને ન મળ્યો. તેઓ મને સંતોષી શકે કે મારે જોઈતો જવાબ આપી શકે-એમ નહોતું કેમ કે એ બધાં તો વીતી ગયેલા યુગની, ભૂતકાળની વાત જણાવતાં હતાં અને મારે એ ભૂતકાળ તથા વર્તમાનકાળ વચ્ચે કશો સાચો સંબંધ છે કે કેમ તે જાણવું હતું. વર્તમાન મારે અને મારા જેવા બીજા ઘણાઓને મન જુનવાણી અથવા મધ્યયુગી મનોદશા, ભીષણ ગરીબાઈ અને હાડમારીઓ તથા મધ્યમ વર્ગના લોકોની છીછરી આધુનિકતાનું વિચિત્ર પ્રકારનું મિશ્રણ હતું. મારા પોતાના વર્ગના અથવા જાતિના લોકોનો હું પ્રસંશક નહોતો અને છતાં હિંદની મુક્તિની લડતની આગેવાની માટે મેં અનિવાર્યપણે તેમના પર મદાર બાંધી હતી. પોતે ચારે બાજુથી બંધાઈ ગયેલો છે એમ એ મધ્યમ વર્ગને લાગતું હતું પણ એ બંધનોમાંથી છૂટીને આગળ પ્રગતિ કરવા તથા પોતાનો વિકાસ સાધવા તે ચહાતો હતો. બ્રિટિશ હકૂમતના ચોકઠામાં પુરાઈ રહીને તે એ વસ્તુ સાધી શકે એમ નહોતું. એટલે એ હકૂમતની સામે બળવાની ભાવના તેનામાં જાગી! આમ છતાં એ બળવો અમને કચરી નાખનારા તંત્રની સામે તાકવામાં આવ્યો નહોતો. તેમને એ ચોકઠાને કાયમ રાખવું હતું અને બ્રિટિશરોને ખસેડીને તેનો કાબૂ પોતાના હાથમાં લેવો હતો. આ મધ્યમવર્ગી લોકો એટલે બધે અંશે એ તત્રની પેદાશ હતા કે એને પડકારવાને કે એને નિર્મૂળ કરવાને તેઓ ખાસ ચહાતા નહોતા.

નવાં બળો પેદા થયાં અને તેમણે અમને ગામડાંઓમાં વસતી આમ-જનતા તરફ વાળ્યા અને જેઓ તેની હસ્તી લગભગ ભૂલી ગયા હતા અથવા તેને ઝાઝું મહત્ત્વ આપતા નહોતા તે તરુણ બુદ્ધિજીવીઓની સમક્ષ પહેલી વાર નવું અને ભિન્ન પ્રકારનું હિંદ ખડું થયું. કેવળ એની કારમી ગરીબાઈ અને તેના જબરદસ્ત પ્રશ્નોને કારણે જ નહીં, અમારાં કેટલાંક મૂલ્યો તથા નિર્ણયોને ઊંધાં વાળવા લાગ્યું હતું તે કારણે એ દૃશ્ય અમને અસ્વસ્થ કરી મૂકતું હતુ. આમ હિંદના સાચા સ્વરૂપની અમારી શોધનો આરંભ થયો અને એણે અમારા અંતરમાં ઊંડી સમજ તથા ગડમથલો પેદા કરી. અમારા પ્રત્યાઘાતો ભિન્ન હતા અને આજની પરિસ્થિતિ તથા

પણ અભિમાન ધરાવનાર રજપૂત ખેડૂત અને નાના જમીનદારની, પોતાની ઝૂંપડીમાં બેસીને કામ કરનાર હિંદુ તથા મુસલમાન કુશળ કારીગરની તથા ખાસ કરીને અયોધ્યા અને પૂર્વના જિલ્લાઓમાંના પેઢીઓથી ચાલતા આવેલા દમન અને ગરીબાઈથી ચગદાયેલા અને પોતાની સ્થિતિમાં સુધારો થાય એવા ફેરફારની આશા સેવવાની પણ ભાગ્યે જ હામ ભીડનાર અને છતાં આશા સેવતા તથા શ્રદ્ધાથી ભરેલા અસંખ્ય ગરીબ ખેડૂતો અને ગણોતિયાઓની મેં ઓળખ કરી.

૧૯૩૦ અને '૪૦ની સાલ દરમ્યાન મારા કારાવાસ વચ્ચેના ગાળાઓમાં અને ખાસ કરીને ૧૯૩૬–૩૭ની ચૂંટણીની ઝુંબેશ દરમ્યાન હિંદભરમાં મેં લાંબા પ્રવાસ કર્યા અને કસબાઓ, શહેરો તથા ગામડાંઓની મુલાકાત લીધી. માત્ર બંગાળનાં ગામડાંઓમાં હું એ વખતે ન જઈ શક્યો દુર્ભાગ્યે એ ભાગોની મુલાકાત મેં ઝાઝી લીધી નથી. દરેક પ્રાંતમાં મેં પ્રવાસ કર્યો અને દૂર દૂરનાં ગામડાંઓની પણ મુલાકાત લીધી. એ વખતે લોકો આગળ હું રાજકીય અને આર્થિક પ્રશ્નો વિષે બોલ્યો અને મારાં ભાષણો પરથી લાગે છે કે એ વખતે રાજકારણ અને ચૂંટણીઓ જ મારા મનમાં ભરેલાં હતાં. પણ એ બધા સમય દરમ્યાન, મારા મનના ખૂણામાં કંઈક ઊંડી અને જીવતીજાગતી વસ્તુ રહેલી હતી અને ચૂંટણી અથવા તે સમય પૂરતી બીજી ધમાલો અને ઉત્તેજનાઓ એની આગળ કશી વિસાતમાં નહોતી. બીજી અને વધારે મોટી ઉત્તેજનાએ મારા ચિત્તનો કબજો લીધો હતો, ફરીથી હું હિંદની શોધ માટેની મહાન સફરે નીકળ્યો અને હિંદની ભૂમિ તથા હિંદના લોકોનું દૃશ્ય મારી નજર આગળ ખડું થયું. તેની અગણિત ખૂબીઓ અને વિવિધતાઓ સહિત હિંદનું મને વધુ ને વધુ દર્શન થતું ગયું અને છતાં જેમ જેમ હું તેને વધુ ને વધુ જોતો ગયો, તેમ તેમ તે શા શા વિચારો તેમ જ ભાવના વ્યક્ત કરતું હતું તે સમજવું મારે માટે તેમ જ બીજા કોઈને માટે પણ કેટલું મુશ્કેલ હતું એની મને વધુ ને વધુ પ્રતીતિ થતી ગઈ. એનો બહોળો વિસ્તાર અથવા એની વિવિધતાયે મને ભરમાવતી નહોતી પણ એના આત્માનાં ઊંડાણનો તાગ મને જડતો નહોતો. જોકે કદી કદી મને એની ઝાંખી થતી હતી પણ તે હાથતાળી દઈને મારી નજર ચૂકવી જતી હતી. એક પર બીજું એમ વિચાર તથા ચિંતનોનાં અનેક પડો જેના પર આલેખવામાં આવ્યાં હોય અને છતાં પાછલા લખાણના થરે આગળના લખાણને સંપૂર્ણપણે ઢાંકી દીધું કે ભૂંસી નાખ્યું ન હોય એવી એક પ્રાચીન લેખનપાટીના જેવું તે હતું. અમારા જાગ્રત તેમ જ અજાગ્રત અથવા સુપ્ત ચિત્તમાં આ બધું મોજૂદ છે

ધામોની પણ મુલાકાત લીધી હતી. અથવા પહેલા મહાયુદ્ધમાં કે બીજી ચડાઈઓમાં પરદેશોમાં નોકરી કરી આવેલા અને નોકરીમાંથી નિવૃત્ત થયેલા સૈનિકો પણ એ સભાઓમાં આવતા હતા. ૧૯૩૦ની સાલ પછી શરૂ થયેલી ભારે આર્થિક મંદીનાં પરિણામોને કારણે પણ પરદેશો વિષેના મારા ઉલ્લેખો તેઓ સમજી શકતા હતા.

સભાના સ્થળે હું પહોંચતો ત્યારે કેટલીક વાર ભારત માતાકી જયના ગગનભેદી પોકારથી મારું સ્વાગત કરવામાં આવતું. કોઈક વાર અચાનક જ હું તેમને પૂછતો કે, એ પોકારનો તમે શો અર્થ સમજો છો? જેનો જય થાય એમ તમે ઇચ્છો છો તે ભારતમાતા કોણ છે? મારો પ્રશ્ન સાંભળીને તેઓ રમૂજમાં આવી જઈને હસતા અને આશ્ચર્ય પામતા અને એનો શો જવાબ આપવો તેની બરાબર ખબર ન હોવાથી તેઓ અંદર અંદર એકબીજાની તરફ અને પછી મારી તરફ જોઈ રહેતા. પણ હું પ્રશ્ન પૂછવાનું ચાલુ રાખતો. છેવટે, અનંત પેઢીઓથી જેના પૂર્વજો ભૂમિને ખોળે ઊછરતા આવ્યા હતા એવો એક કદાવર જાટ કહે કે એનો અર્થ આ ધરતી છે, એમ અમે સમજીએ છીએ. પણ કઈ ધરતી? તમારા ગામની ધરતીનો ટુકડો કે તમારા જિલ્લા યા પ્રાંતની ધરતીના એવા બધા ટુકડા કે પછી આખા હિંદની ધરતી? આમ સવાલજવાબોની પરંપરા ચાલતી અને છેવટે અધીરા થઈને તેઓ એને વિષે બધુંયે કહેવાને મને જણાવતા. હું એમ કરવાનો પ્રયત્ન કરતો અને તેમને સમજાવતો કે, તમે જે વિચારો છો તે બધાનો હિંદમાં અથવા ભારતમાં સમાવેશ થાય છે પણ તે એનાથીયે વિશેષ છે. હિંદના પર્વતો અને નદીઓ અને આપણને ખોરાક પૂરો પાડનાર જંગલો તથા ખેતરો આપણને વહાલાં છે પણ આખરે તો આ વિશાળ દેશના એક છેડાથી બીજા છેડા સુધી વસતા તમારા અને મારા જેવા લોકો એટલે કે સમસ્ત હિંદની પ્રજા એ જ મહત્ત્વની વસ્તુ છે. ભારતમાતા તત્ત્વતઃ હિંદની કરોડોની બનેલી આમ જનતા છે અને એનો જય એટલે કે એ જનતાનો જય. મેં તેમને કહ્યું કે, એ ભારતમાતામાં તમારો સૌનો સમાવેશ થાય છે અને એક રીતે તમે પોતે જ ભારતમાતા છો. અને આ વસ્તુ ધીમે ધીમે તેમને ગળે ઊતરતી અને એ વખતે પોતે જાણે કંઈ ભારે શોધ કરી હોય એમ તેમની આંખો ચમકી ઊઠતી.

## ૬

## હિંદની વિવિધતા અને એકતા

હિંદની ભિન્નતા પાર વગરની છે; તે ઉઘાડી છે અને કોઈ પણ માણસ તે સહેજે જોઈ શકે છે. એ ભિન્નતાઓમાં શારીરિક દેખાવ તેમ જ કેટલીક માનસિક આદતો અને વિશિષ્ટતાઓનો સમાવેશ થાય છે. વાયવ્ય સરહદના પઠાણ અને છેક દક્ષિણના તામિલ વચ્ચે બાહ્ય દેખાવમાં કશું સમાન નથી. તેમનામાં કેટલાક સમાન અંશો હોવા છતાં તેઓ જુદી જુદી જાતિઓમાંથી ઊતરી આવ્યા છે. તેમના ચહેરા જુદા છે, શરીરનો બાંધો જુદો છે, તેમનો ખોરાક અને પહેરવેશ જુદા છે અને બેશક તેમની ભાષા પણ જુદી છે. વાયવ્ય સરહદના પ્રાંતમાં મધ્ય એશિયાની અસર જોવાની મળે છે અને કાશ્મીરની પેઠે ત્યાંની કેટલીયે રૂઢિઓ તથા પ્રથાઓ આપણને હિમાલયની પેલી બાજુના દેશોનું સ્મરણ કરાવે છે. પઠાણ લોકોનાં નૃત્યો રશિયાના કોઝેક લોકોનાં નૃત્યોને આબેહૂબ મળતાં આવે છે. આ બધી ભિન્નતાઓ હોવા છતાંયે જોતાંવેંત તામિલવાસી પર હિંદનો સંસ્કાર યા છાપ વરતાઈ આવે છે તે જ પ્રમાણે પઠાણ પર પણ એ વરતાઈ આવે છે એમાં શક નથી. આમાં નવાઈ પામવા જેવું કંઈ નથી, કારણ કે, આ સરહદી પ્રદેશ અને સાચે જ અફઘાનિસ્તાન પણ, હજારો વર્ષ સુધી હિંદ સાથે જોડાયેલા રહ્યા હતા. અફઘાનિસ્તાન અને મધ્ય એશિયાના ભાગોમાં વસતી પુરાણી તુર્ક તેમ જ બીજી જાતિઓ ઇસ્લામના આગમન પહેલાં ઘણે અંશે બૌદ્ધધર્મી હતી. અને એ પહેલાંના કાળમાં એટલે કે રામાયણ મહાભારત ઇત્યાદિ મહાકાવ્યોના સમયમાં તો એ બધી હિંદુધર્મી હતી. સરહદ પ્રાંતનો પ્રદેશ એક સમયે પ્રાચીન હિંદુ સંસ્કૃતિના એક મહત્ત્વના કેન્દ્ર સમાન હતો અને પ્રાચીન સ્મારકો તથા મઠોનાં અને ખાસ કરીને તક્ષશિલાની મહાન વિદ્યાપીઠનાં ખંડિયેરો હજી પણ ત્યાં જોવા મળે છે. બે હજાર વરસ પૂર્વે એ વિદ્યાપીઠની ખ્યાતિ પરાકાષ્ઠાએ પહોંચી હતી અને હિંદભરમાંથી તેમ જ એશિયાના જુદા જુદા ભાગોમાંથી વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ માટે ત્યાં આવતા હતા. ધર્મ બદલાવાને કારણે થોડો ફેર પડ્યો છે ખરો, પણ એ પ્રદેશના લોકોએ સદીઓ દરમ્યાન જે માનસિક ભૂમિકા ખીલવી હતી તે ધર્મપલટાથી સદંતર બદલી શકાઈ નથી.

પઠાણ અને તામિલવાસી એ બે સામસામા છેડાનાં ઉદાહરણો છે; બાકીના બધા એની વચ્ચે ક્યાંક આવે છે. બધાના દેખાવ જુદા પડી આવે છે પણ બીજી પ્રજાઓથી તેમને જુદા પાડનારી હિંદની છાપ તે સૌ પર અચૂક તરી આવે છે. બંગાળી, મહારાષ્ટ્રી, ગુજરાતી, તામિલી,

## ૭

## હિંદમાં પ્રવાસ

૧૯૩૬ની સાલના અંતમાં ને ૧૯૩૭ના આરંભના મહિનાઓમાં મારા પ્રવાસની ઝડપ ઉત્તરોત્તર વધતી ગઈ, અને તે લગભગ ઝંઝાવાત જેવો બની ગયો. એ વિશાળ દેશમાં હું રાત ને દિવસ વંટોળની જેમ ઘૂમવા લાગ્યો. આખોયે વખત ક્યાંક ને ક્યાંક જવાનું હોય જ, ક્યાંયે લાંબો વખત થોભવાનું હોય જ નહીં અને આરામની તો વાત જ શી? મને બોલાવવાને હિંદના બધા ભાગોમાંથી તાકીદની માગણી આવતી હતી અને સમય મર્યાદિત હતો કેમ કે સામાન્ય ચૂંટણી નજીક આવી રહી હતી ને બીજાઓને ચૂંટણીમાં જિતાડી આપનાર તરીકે મારી શાખ બંધાઈ હતી. ઘણોખરો પ્રવાસ હું મોટરમાં કરતો અને કેટલીક વખતે એરોપ્લેન તથા રેલવેનો પણ ઉપયોગ કરતો. કોઈ કોઈ વખતે ટૂંકા પ્રવાસો હું હાથી, ઊંટ કે ઘોડા પર અથવા આગબોટ, સ્ટીમબોટ કે નાનકડી હોડીમાં બેસીને કરતો. કોઈક વખત બાઈસિકલનો ઉપયોગ કરતો કે પગપાળા પણ જતો. પ્રવાસની આ તરેહ તરેહની અને કંઈક વિચિત્ર પ્રકારની રીતો દેશના છેક અંદરના ભાગોમાં તેમ જ મોટા રાજમાર્ગથી બહુ દૂરના સ્થાનોમાં જરૂરી થઈ પડતી. એ માઈક્રોફોન તથા બે લાઉડ સ્પીકરો સાથે રાખી હું ફરે ફરતો, કારણ કે મોટી સભાઓમાં બીજી રીતે કામ લઈ શકાય એમ હતું જ નહીં, અને બીજી રીતે મારો અવાજ પણ કામ આપી શકત નહીં. હિમાલયની સરહદથી માંડીને બલૂચિસ્તાનની સીમા વચ્ચેના પ્રદેશમાં એ માઈક્રોફોન તરેહ તરેહની જગ્યાઓએ મારી સાથે ફર્યા. કેટલીક જગ્યાઓ એવી હતી, જ્યાં લોકોએ એ પહેલાં આવી વસ્તુ જોઈ તો શું સાંભળી પણ નહોતી.

જ્યાં આગળ મોટા જનસમુદાય મારી રાહ જોતા બેઠા હોય એવા એક સ્થળેથી બીજે સ્થળે હું વહેલી સવારથી છેક મોડી રાત સુધી પ્રવાસ કરતો. માર્ગમાં વચ્ચે વચ્ચે અનેક જગ્યાઓએ થોભી જવું પડતું હતું કેમ કે ઠેકઠેકાણે મારું સ્વાગત કરવાને લોકોના ટોળાઓ બહુ મક્કમતાથી મારી રાહ જોઈને બેઠા જ હોય. આ ગણતરી બહારના રોકાણો હતાં અને એને કારણે એ પછીનો ખીચોખીચ ભરેલો કાર્યક્રમ ઊંધો વળી જતો અને અગાઉથી મુકરર કરવામાં આવેલા રોકાણો મોડાં થતાં. આમ છતાં મારું સ્વાગત કરવાને ઝંખતી એ ગરીબ આમજનતાની પરવા કર્યા વિના અને તેમને થોડો વખત આપ્યા વિના તેમની પાસે થઈને હું કેવી રીતે ઝપાટાબંધ પસાર થઈ જાઉં? આ રીતે વિલંબ પર વિલંબ થતો જતો અને ઉપરાંત ખુલ્લામાં ભરેલી જબરદસ્ત સભાઓ આગળ પ્રવ-

માનવમેદનીમા થઈને વ્યાસપીઠ સુધી જતા અને સભા પૂરી થયે ત્યાથી બહાર નીકળતા પણ સારી સરખી મિનિટો જતી મિનિટે મિનિટની કિંમત હતી, આવી રીતે મિનિટ પર મિનિટ ઉમેરાઈને કલાકો થતા અને સાંજ પડતા સુધીમા તો મુકરર સમય કરતા હુ કેટલાયે કલાક મોડો પડતો શિયાળાની ઋતુ ચાલતી હતી, અને પાસે પૂરતા કપડા ન હોવા છતાયે એ બધો વખત મોટા માનવસમુદાયો ખુલ્લામા ટાઢથી ધ્રુજતા ભારે ખામોશીથી મારી રાહ જોતા બેસી રહેતા આ રીતે દિવસનો મારો કાર્યક્રમ અઢાર અઢાર કલાક લબાતો અને પ્રવાસને અતે મારે મુકામે અમે મધરાતે કે કદીક તે પછી પહોચતા ફેબ્રુઆરી માસની અધવચમા કર્ણાટક ના પ્રવાસમા તો એક દિવસ હદ થઈ ગઈ અને અમે બધી મર્યાદાઓ વટાવી ગયા એ દિવસનો કાર્યક્રમ ખૂબ ભરચક હતો અને અમારે રળિયામણા ડુગરાળ પ્રદેશમા થઈને જવાનુ હતુ રસ્તાઓ વાકાચૂકા અને ખરાબ હતા એટલે ધીમે ધીમે જ પ્રવાસ થઈ શકે એમ હતુ ૭ પ્રચડ સભાઓ અને બીજી કેટલીયે નાની નાની સભાઓમા મારે જવાનુ હતુ સવારે આઠ વાગ્યે એક પ્રસગ સમેટીને અમે અમારા કાર્યક્રમનો આરભ કર્યો અમારો છેલ્લો કાર્યક્રમ રાત્રે ચાર વાગ્યે પત્યો (મુકરર કરવામા આવેલા સમય પ્રમાણે તે સાત કલાક અગાઉ પતી જવો જોઈતો હતો) અને ત્યાર પછી આરામ માટે અમારે મુકામે પહોચવાને અમારે બીજા મિત્તેર માઈલની મજલ કરવાની હતી તે દિવસે અનેક સભાઓ ઉપરાત એકદરે ૪૧૫ માઈલની સફર કરીને અમે સવારે સાત વાગ્યે મુકામે આવી પહોચ્યા આમ એ ૨૩ ઘટાનો દિવસ થયો અને એક કલાક પછી તરત મારે મારો બીજા દિવસનો કાર્યક્રમ શરૂ કરવાનો હતો

કોઈકે માથાકૂટ કરી એવી ગણતરી કાઢી છે કે, આ મહિનાઓ દરમિયાન કુલ એક કરોડ માણસોએ મારી સભાઓમા આવી મારો બોલ સાભળ્યો અને બીજા લગભગ દશ લાખ જેટલા માણસો સડકો પર થઈને જતા આવતા માગમા કોઈક ને કોઈક રીતે મારા સપર્કમા આવ્યા હતા મોટી સભાઓમા લગભગ એક લાખ જેટલા લોકો એકઠા થતા હતા અને વીસ હજારની હાજરીની સભા બહુ સામાન્ય હતી અવારનવાર શહેરો અને કસબાઓમા થઈને પસાર થતા તેમને ખાલીખમ થઈ ગયેલા અને તેમના બજારો બધ જોઈને મને આશ્ચર્ય થતું એ વિષે પૂછતા મને જણાવવામા આવ્યુ કે, શહેર યા કસબાની આખી વસ્તી, આબાલવૃદ્ધ સૌ શહેર બહારના મેદાનમા સભામા ગઈ છે અને ત્યા મારા આગમનની રાહ જોતા ધીરજથી બે ઠા છે

આ અથાક પરિશ્રમમાં હું કેવી રીતે ટકી શક્યો અને મારું શરીર ભાંગી કેમ ન પડ્યું એ આજે મારા ખ્યાલમાં આવતું નથી. કેમ કે, સાચે જ શારીરિક ખડતલપણાનો એ અદ્ભુત કિસ્સો થઈ ગયો. મને લાગે છે કે, આ રખડાટના જીવનથી ધીમે ધીમે મારું શરીર ટેવાઈ ગયું હશે. એ સભાઓની વચ્ચે મોટરમાં હું અર્ધો કલાક ઘસઘસાટ ઊંઘી જાઉં અને પછી જાગવાનું મહામુશ્કેલ થઈ પડતું. પણ જાગ્યા વિના છૂટકો નહોતો અને જયઘોષથી વધાવી લેતી વિરાટ મેદનીનું દૃશ્ય જોઈને આખરે મારી ઊંઘ ઊડી જતી. મેં મારો ખોરાક છેક ઘટાડી નાખ્યો હતો અને ઘણી વાર હું સાંજનું ભોજન જતું કરતો અને એથી મને સારું લાગતું. પણ મારી આસપાસ અને હું જ્યાં જાઉં ત્યાં સર્વત્ર જોવામાં આવતા પાર વગરના ઉત્સાહ અને અપૂર્વ સ્નેહે જ મને ટકાવી રાખ્યો અને મારામાં શક્તિ રેડી. એનાથી હું ટેવાઈ ગયો હતો, અને છતાં સંપૂર્ણપણે એનાથી હું ટેવાઈ જઈ શકું એમ હતું જ નહીં કેમ કે રોજેરોજ કોઈ ને કોઈ નવા જ આશ્ચર્યનો અનુભવ થયા કરતો.

## ૮

### સામાન્ય ચૂંટણી

હિંદભરમાં સામાન્ય ચૂંટણી નજીક હતી અને તેને અંગે ખાસ કરીને મારો એ પ્રવાસ હતો. પણ ચૂંટણીની ઝુંબેશમાં સામાન્ય રીતે જે રીતરસમો અને તરકીબો અજમાવવામાં આવે છે તે મને બિલકુલ પસંદ નહોતી. ચૂંટણીઓ એ લોકશાહી પદ્ધતિનો મહત્ત્વનો અને તેનાથી અળગો ન પાડી શકાય એવો ભાગ છે અને એને ટાળવાનો કોઈ રસ્તો નથી. આમ છતાં, ચૂંટણી દરમિયાન ઘણી વાર માણસની બૂરી બાજુ ખુલ્લી પડે છે અને એમાં હમેશાં વધારે સારા માણસની જ જીત થાય છે એવું નથી હોતું. સંસ્કારી અને આગળ વધવાને માટે સારીનરસી ગમે તેવી રીતો અખત્યાર કરવા ન ચાહનારા લોકો સામાન્ય રીતે એમાં ફાવતા નથી અને આવી હરીફાઈમાંથી અળગા રહેવાનું પસંદ કરે છે. તો શું લોકશાહી નફ્ફટ અને ખૂસણરાડા પાડનારા તથા સારાસારના વિવેકની ભાંજગડમાં પડ્યા વિના ચાલતી ગાડીમાં બેસી જનારા લોકો માટે જ ખાસ અનામત રાખવામાં આવેલી પદ્ધતિ હશે?

મતદારોની સંખ્યા ઓછી હોય છે ત્યારે ખાસ કરીને ચૂંટણીની એ બદીઓ વધુ પ્રમાણમાં છતી થાય છે; મતદારોની સંખ્યા મોટી હોય ત્યારે

એમાંની ઘણીખરી બદીઓ અદશ્ય થાય છે અથવા કાંઈ નહીં તો એટલી બહાર પડી આવતી નથી. કોઈ ખોટા મુદ્દા પરે કે ધર્મને નામે (જેનો અમને પાછળથી અનુભવ થયો) મોટામાં મોટી સંખ્યાના મતદારોની આંખમાં ધૂળ નાખીને તેમને એકસામટા અવળે રસ્તે દોરી જવાનું શક્ય નથી એમ નથી પણ એવા દાખલામાં એના મારણ જેવી કેટલીક સારી વસ્તુઓ હોય છે જે વધારે બૂરી બદીઓને અટકાવવામાં મદદરૂપ નીવડે છે. આ બાબતમાં મારા અનુભવે વ્યાપકમાં વ્યાપક મતાધિકાર વિષેની મારી શ્રદ્ધા દૃઢ કરી છે. મિલકતના અથવા કેળવણીના અમુક ધોરણે નક્કી કરવામાં આવેલા મર્યાદિત સંખ્યાના મતદારો કરતાં બહોળી સંખ્યાના મતદારો પર વિશ્વાસ રાખવાને હું વધારે તૈયાર છું. મિલકતનું ધોરણ તો સર્વથા ખરાબ છે; કેળવણીનું ધોરણ દેખીતી રીતે જ ઇચ્છવા જોગ અને જરૂરી છે. પરંતુ નિરક્ષર છતાં દુનિયાદારીની મર્યાદિત સમજથી ભરેલા ખડતલ ખેડૂત કરતાં લખીવાંચી જાણનાર અને અધકચરી કેળવણી પામેલી વ્યક્તિના અભિપ્રાયો મને વધારે વજન આપવાને લાયક માલૂમ પડ્યા નથી. એ ગમે તેમ હો, જ્યાં મુખ્ય સવાલ ખેડૂતોને લગતો હોય ત્યાં તેમનો અભિપ્રાય વધારે મહત્ત્વનો હોવો જોઈએ. હું સ્ત્રીપુરુષ ઉભયને માટે પુખ્ત વયના મતાધિકાર આપવામાં માનનારો છું. એના માર્ગમાં રહેલી મુશ્કેલીઓની મને ખબર છે તે છતાં હિંદમાં એ અખત્યાર કરવાની સામે રજૂ કરવામાં આવેલા વાંધાઓમાં ઝાઝું વજૂદ નથી અને તેની પાછળ વિશિષ્ટ અધિકારો ધરાવતા વર્ગો તથા હિતો રહેલાં છે એ બાબતમાં મને શંકા નથી.

પ્રાન્તિક ધારાસભાઓ માટેની ૧૯૩૭ની સાલની સામાન્ય ચૂંટણી મર્યાદિત મતાધિકાર પર થવાની હતી. હિંદની પ્રજાના બાર ટકા જેટલા માણસોને એમાં મત આપવાનો હક મળ્યો હતો. એ જોકે આગળના મતાધિકારને મુકાબલે મોટો સુધારો હતો અને દેશી રાજ્યોને બાદ કરતાં હિંદભરમાં લગભગ ત્રણ કરોડ જેટલાં માણસોને હવે મત આપવાનો હક મળ્યો હતો. એ ચૂંટણીઓનું ક્ષેત્ર વિશાળ હતું અને દેશી રાજ્યો સિવાયના સમગ્ર હિંદનો તેમાં સમાવેશ થતો હતો. દરેક પ્રાન્તને પોતાની ધારાસભાના સભ્યો ચૂંટવાના હતા અને ઘણાખરા પ્રાન્તમાં તો બે ધારાસભા હોઈને એ રીતે ત્યાં બે ચૂંટણીઓ થવાની હતી. ચૂંટણી માટે ઊભા રહેનારા ઉમેદવારોની સંખ્યા હજારોની હતી.

આ ચૂંટણીઓ વિષેનું મારું વલણ અને કંઈક અંશે ઘણાખરા કોંગ્રેસીઓનું વલણ આવી બાબતોમાં સામાન્યપણે હોય છે તે વલણથી

જુદું હતું. ઉમેદવારો વિષે વ્યક્તિગત મને ઝાઝી પડી નહોતી. એને બદલે હું કોંગ્રેસ દ્વારા ચલાવવામાં આવતી આઝાદી માટેની અમારી લડતની તરફેણમાં અને અમારા ચૂંટણીના ઢંઢેરામાં રજૂ કરવામાં આવેલા કાર્યક્રમને અનુકૂળ દેશવ્યાપી વાતાવરણ પેદા કરવા માગતો હતો. મને લાગતું હતું કે, એમ કરવામાં જો અમે સફળ થયા તો સૌ સારાં વાનાં થશે; જો એટલું ન બને તો કોઈ એક ઉમેદવાર હારે કે જીતે તેથી કશો શુક્કરવાર વળવાનો નથી એમ મને લાગતું હતું.

મારી અપીલ અમુક એક વિચારસરણીને માટે હતી અને અમારા ધ્યેય માટે લડત લડનારા સૈનિકો તરીકે જ ઉમેદવારોનો હું ઉલ્લેખ કરતો ને એ સિવાય બીજું કશું હું ભાગ્યે જ તેમને વિષે કહેતો. કેટલાક ઉમેદવારોને હું ઓળખતો હતો પણ ઘણાનો મને અંગત પરિચય નહોતો. અને હજારોનાં નામોનો બોજો મારા મનમાં ભરીને હું શાને ફરું? મેં કૉંગ્રેસને માટે, હિંદની આઝાદીને માટે અને હિંદના સ્વાતંત્ર્ય માટેની લડતને માટે પ્રજાના મતોની માગણી કરી. આઝાદી મળતાં સુધી સતત લડત ચલાવ્યે રાખવાના વચન સિવાય બીજાં કશાં વચનો મેં ન આપ્યાં. લોકોને મેં કહ્યું કે, અમારું ધ્યેય અને અમારો કાર્યક્રમ તમે સમજતા હો અને તેને જીવનમાં ઉતારવા તથા તેનો અમલ કરવા માગતા હો તો જ અમને મત આપજો,* નહીં તો ન આપશો. કૉંગ્રેસનું એ ધ્યેય અથવા તેનો એ કાર્યક્રમ તમને મંજૂર ન હોય તો તેને તમારો મત ન આપશો એમ પણ મેં તેમને જણાવ્યું. અમારે ખોટા મત નથી જોઈતા; તમને પસંદ હોય એવા અમુક માણસો માટે તમારા મત અમને નથી ખપના. મતો અને ચૂંટણીઓ આપણું દળદર થોડું જ ફેડવાનાં છે? લાંબા પ્રવાસની આ માત્ર ટૂંકી મજલો છે. અને એ શું સૂચવે છે તેની વિવેકભરી સમજ વિના અથવા એ પછીનાં કાર્ય માટેની તૈયારી વિના મત આપીને અમને ભરમાવવા એ અમને ધોકો દેવા જેવું અને દેશ પ્રત્યે બેવફા થવા સમાન છે. અમારા પ્રતિનિધિઓ સારા અને પ્રામાણિક માણસો હોય એમ અમે ઇચ્છીએ છીએ પણ વ્યક્તિ તરીકે તેમનું ઝાઝું મહત્ત્વ નથી; મહત્ત્વ છે માત્ર અમારા ધ્યેયનું, એ ધ્યેયની સિદ્ધિને અર્થે ઝૂઝતી સંસ્થાનું અને જેની આઝાદી હાંસલ કરવાની અમે પ્રતિજ્ઞા લીધી છે તે પ્રજાનું. એ આઝાદી શી ચીજ છે તથા અમારી કરોડોની આમજનતાને માટે એ શું સૂચવે છે એ મેં લોકોને સમજાવ્યું. ગોરા માલિકોને બદલે તેમને સ્થાને ઘઉંવર્ણા માલિકો આવે એ અમારે નથી જોઈતું. અમારે તો પ્રજા દ્વારા અને પ્રજાના હિતને અર્થે ચાલતું સાચા અર્થમાં પ્રજાનું રાજ્ય જોઈએ

છે અને તેની સાથે અમારી ગરીબાઈ અને અમારા દુ:ખોનો અંત આવે એમ અમે માગીએ છીએ.

મારા ભાષણોના મુખ્ય મુદ્દાઓ આ હતા અને એ વ્યાપક દૃષ્ટિથી જ ચૂંટણીની ઝુંબેશ સાથે હું મારો મેળ સાધી શક્યો કોઈ અમુક ઉમેદવારની હારજીતની મને ઝાઝી પડી નહોતી. એથી ઘણા મોટા પ્રશ્નોની ચિંતા મને પડી હતી. વાસ્તવમાં, અમુક ઉમેદવારની જીતની સંકુચિત દૃષ્ટિથી પણ એ વલણ સાચું હતું. કારણ કે, આ રીતે તેને તથા તેની ચૂંટણીને એક મહાન પ્રજાની આઝાદી માટેની લડતની અને સદીઓથી ચાલતા આવેલા ગરીબાઈના શાપનો અંત લાવવા માટે ઝૂઝતા દારિદ્રયમાં ડૂબેલા કરોડો લોકોની મથામણની ઉન્નત અને વ્યાપક ભૂમિકા પર ચડાવવામાં આવતા હતા કુદીબધ્ધ આગળપડતા કોંગ્રેસીઓએ રજૂ કરેલા આ વિચારો સમુદ્રની દિશામાંથી આવતા તાજા પ્રચંડ વાયુની માફક દેશભરમાં ફેલાઈ ગયા અને બધાયે સંકુચિત વિચારો તથા ચૂંટણીની બધીયે તરકીબોને તેમણે ઉડાડી મૂકી મારી પ્રજાને હું પિછાનતો હતો અને ચહાતો હતો અને તેમના અગણિત ચક્ષુઓએ મને લોકમાનસનું ઠીક ઠીક દર્શન કરાવ્યું.

ચૂંટણી વિષે હું રોજ રોજ વાતો કરતો હતો અને છતાં ચૂંટણીઓમાં મારું મન ખૂંપી ગયું નહોતું તે મારા મનની કેવળ સપાટી પર તરતી રહી વળી, કેવળ મતદારો પર મારું લક્ષ નહોતું. હું એથી ઘણી મોટી વસ્તુનો અનુભવ કરી રહ્યો હતો — હિંદની કરોડોની આમજનતા સાથે મારો સંપર્ક સાધી રહ્યો હતો અને મારે જે કંઈ સંદેશો આપવાનો હતો તે સૌને માટે હતો, મતદાર કે બિનમતદાર — હિંદના પ્રત્યેક સ્ત્રી, પુરુષ અને બાળક માટે હતો આ સાહસના ઉત્સાહે, સંખ્યાતીત લોકો સાથેના શારીરિક તેમ જ ભાવનાના આ સંપર્કે મને મુગ્ધ કરી મૂક્યો ટોળામાં હોવાનો, અનેકોમાંની એક જ વ્યક્તિ હોવાનો ને ટોળાની લાગણીથી દોરવાઈ જવાનો એ અનુભવ નહોતો મારી આંખો પેલી હજારો આંખોને ખેંચી રાખતી, અમારી નજરોનજર મળતી અને અમે એકબીજાની સામું જોઈ રહેતા — પહેલી જ વાર મળતી અજાણી વ્યક્તિઓની પેઠે નહીં પણ પુરાણા પરિચયને નાતે, જોકે એ પરિચય, એ પિછાન શાથી હતી તે કોઈ કહી શકે એમ નહોતું મારા બે હાથ જોડીને હું તેમને નમસ્કાર કરતો તે વખતે સામા નમસ્કારમાં અનન્ય હાથો ઊંચા થતા અને તે ચહેરાઓ પર પ્રેમભર્યું અને અંગત પરિચયનું સ્મિત ફરકી રહેતું. એકત્ર થયેલી એ વિરાટ માનવ મેદનીમાંથી ઊઠતા મંકારના ઉમળકાભર્યા પોકારોથી હું ઘેરાઈ જતો. આવા

લોકોને ઉદ્દેશીને હું બોલતો અને મારો સાદ જે સંદેશો હું મારી સાથે લાવ્યો હતો તે તેમને પહોંચાડતો. મારા શબ્દો અથવા તેની પાછળ રહેલા વિચારો તેઓ કેટલા પ્રમાણમાં સમજ્યા હશે એ ભગવાન જાણે. મારું કહેવું બધું તેઓ સમજ્યા હશે કે નહીં એ હું ન કહી શકું પણ તેમની આંખોમાં ઊંડી સમજનો પ્રકાશ દેખાતો અને એ સમજ બોલાયેલા શબ્દોની પાર જતી હોય એમ લાગતું હતું.

## ૯

## આમજનતાની સંસ્કૃતિ

હિંદી પ્રજાનું દિલ બનાવનારું દૃશ્ય મેં વર્તમાનમાં નિહાળ્યું અને તેની નજર ભવિષ્ય તરફ વળેલી હતી ત્યારેયે તેના જીવનને ભૂતકાળ સાથે સાંકળી રાખનાર તાંતણાઓ હું ઘણી વાર જોઈ શક્યો. તેમના જીવન પર સબળ અસર કરનાર સમાન સાંસ્કૃતિક ભૂમિકા સર્વત્ર મારા જોવામાં આવી. લોકસુલભ ફિલસૂફી, પરંપરા, ઇતિહાસ અને પુરાણકથાઓ વગેરેના મિશ્રણથી એ ભૂમિકા રચાઈ હતી અને એમાંની એકે વસ્તુને બીજીથી જુદી પાડવાનું બને એવું નહોતું. તદ્દન બિનકેળવાયેલા અને નિરક્ષર લોકો પણ આ ભૂમિકામાં કેળવાયા હતા. લોકસુલભ અનુવાદો અને રૂપાન્તરો દ્વારા હિંદના પ્રાચીન મહાકાવ્યો તથા પુરાણ વગેરે બીજા ગ્રંથોનો આમ જનતાને સારી પેઠે પરિચય હતો અને તેમાંનો હરેક પ્રસંગ, હરેક વાર્તા તથા હરેક બોધ લોકમાનસ પર અંકિત થયેલા હતા અને તેને સમૃદ્ધ અને સારવાળા બનાવતા હતા. એ ગ્રંથોના કેટલાયે શ્લોકો અને કાવ્યો નિરક્ષર ગામડિયાઓને જિહ્વાગ્રે હોય છે અને તેમની વાતચીતોમાં અવારનવાર તેઓ તેમનો છૂટથી ઉપયોગ કરે છે અથવા ઉપર્યુક્ત પ્રાચીન પ્રમાણ ગ્રંથોમાંથી પ્રસંગોચિત કોઈક બોધપ્રદ વાર્તા પણ ટાંકે છે. ચાલુ જમાનાની સામાન્ય બાબતને આ રીતનું સાહિત્યિક વલણ આપતા ગ્રામવાસીઓને જોઈ ઘણી વાર હું ચકિત થયો છું. મારું મન નોંધાયેલા ઇતિહાસના અને વત્તાઓછા પ્રમાણમાં નિશ્ચિત હકીકતોના ચિત્રોથી ભરેલું હતું તો આ નિરક્ષર ગ્રામવાસીઓના મનમાં પણ એવો ચિત્રપટ હતો એ હું સમજ્યો. ફેર એટલો જ કે તેમના ચિત્રો મુખ્યત્વે કરીને પુરાણકથાઓમાંથી અને મહાકાવ્યોના વીર પુરુષો તથા વીરાંગનાઓના જીવનમાંથી લેવામાં આવ્યા હતા અને ઐતિહાસિક ચિત્રો એમાં નહીં જેવા જ હતા. આમ છતાં એમના ચિત્રો જીવતાજાગતા અને પૂરા તાદૃશ હતા.

તેમના ચહેરા તથા તેમનાં શરીર મેં જોયાં તથા તેમના હલનચલનનું અવલોકન કર્યું. એમાં ઘણાયે કોમળ ચહેરા હતા અને ટટાર તથા ઘાટીલાં ખડતલ શરીર હતાં; અને સ્ત્રીઓમાં લાલિત્ય, ચપળતા, ગૌરવ અને ગાંભીર્ય હતાં તથા ઘણી વાર તેમનો ચહેરો ગમગીન દેખાતો હતો. આર્થિક દૃષ્ટિએ જેમની સ્થિતિ કંઈક સારી હતી એવા ઉજળિયાત વર્ણના લોકોનાં શરીર સામાન્ય રીતે નાજુક હતાં. કેટલીક વાર, ગ્રામપ્રદેશના રસ્તા પરથી યા કોઈક ગામમાંથી પસાર થતાં માણસનો સરસ નમૂનો જોઈને અથવા પ્રાચીન સમયના કોઈક ભીંતચિત્રનું મને સ્મરણ કરાવે એવી સ્વરૂપવાન સ્ત્રી જોઈને મને ભારે આશ્ચર્ય થતું. મને નવાઈ લાગતી કે હિંદને આટઆટલી ભીષણતાઓ, આટઆટલી હાડમારી અને આટઆટલી આફતોમાંથી પસાર થવું પડયું છે છતાં યુગયુગાન્તરો દરમિયાન એ સુંદર નમૂનાઓ કેવી રીતે ટકયા અને ચાલુ રહ્યા! આના કરતાં સારી સ્થિતિમાં અને વધુ તકો મળતાં એ લોકો દ્વારા શું ન સાધી શકાય?

સર્વત્ર ગરીબાઈનું અને તેમાંથી પેદા થતી અગણિત બદીઓનું સામ્રાજ્ય છે. અને એ હેવાનની નિશાની પ્રત્યેક વ્યક્તિ પર કોતરાયેલી દેખાય છે. જીવન કચરાઈ ગયુ છે અને વિકૃત થઈ ગયું છે અને તે કંઈક અનિષ્ટ વસ્તુ જેવું બની ગયુ છે. આ વિકૃતિ, ચાલુ દારિદ્ર તથા કાયમી બિનસલામતીમાંથી અનેક દુર્ગુણો અને બદીઓ પેદા થયાં છે. આ બધું જોવા ગમતું નથી, પણ હિંદમાં પાયાની હકીકત એ છે. અહીં ઉદાસીનતાની અને પ્રાપ્ત પરિસ્થિતિને મૂંગે મોંએ સહી લેવાની વૃત્તિ વધારે પ્રમાણમાં આવી ગઈ છે. પરંતુ અહીં માધુર્ય અને મૃદુતા તથા હજારો વરસનો સાંસ્કૃતિક વારસો પણ છે. આટલી આટલી આફતો પણ એને ભૂસી શકી નથી.

## ૧૦

## દ્વિવિધ જીવન

આમ અને બીજી અનેક રીતે હિંદનું, ભૂતકાળના તેમ જ વર્તમાન હિંદનું દર્શન કરવા મેં પ્રયત્ન કર્યો. જીવતાં સ્ત્રીપુરુષો તથા ઘણા લાંબા કાળથી જે મરણને શરણ થયાં છે તેમની મારા પર પડતી છાપ તથા તેમના તરફથી આવતી વિચાર અને લાગણીઓની લહરીઓ હું પકડી શકું એવી મનોવૃત્તિ મેં રાખી. જેને એક છેડે હું પોતે જીવનસંગ્રામ ખેડી રહ્યો છું તે આ ભૂતકાળની અનંત પરંપરા સાથે એકરૂપ થવા માટે મેં થોડા વખત માટે પ્રયત્ન કર્યો. પછીથી હું તેનાથી અળગો પડી

જાઉં અને ટેકરીની ટોચ પર ઊભો રહીને નીચે આવેલી તેની તળેટી પર નજર કરું.

આ લાંબી સફરનો હેતુ શો? આ અનંત માનવપરંપરા કયા લક્ષ્ય તરફ પ્રયાણ કરી રહી છે? કોઈ કોઈ વાર થાકની અને ભરમ ભાગ્યાની લાગણી મને થઈ આવે છે અને તે વખતે અમુક પ્રમાણમાં અનાસક્તિ કેળવીને એમાંથી બહાર નીકળવાને હું મથું છું. ધીમે ધીમે મારું મન એને માટે તૈયાર થયું હતું અને મારી જાતને અથવા મારી બાબતમાં કશું બનવા પામે તેને ઝાઝું મહત્ત્વ આપવાનું મેં બંધ કર્યું હતું, અથવા કહો કે હું એમ માનતો હતો. અને જોકે બહુ નહીં તોયે થોડા પ્રમાણમાં હું એમાં સફળ થયો હતો, કેમ કે, મારા દિલમાં ભાવનાઓ અને લાગણીઓનો એવો જ્વાળામુખી ધૂંધવાઈ રહ્યો છે કે, સાચી અનાસક્તિ મને લાધી શકે એમ નથી. મેં ઊભી કરેલી રક્ષણાત્મક દીવાલો અણચિંતવી તૂટી પડે છે અને મારી બધીયે અનાસક્તિનો ઘણી વાર લોપ થાય છે.

છતાં એ બાબતમાં મળેલી થોડીઘણી સફળતા પણ મને મદદરૂપ હતી અને ભારે પ્રવૃત્તિની વચ્ચે હું તેનાથી અળગો થઈ શકતો અને તેના તરફ તટસ્થ દૃષ્ટિથી જોઈ શકતો. કદી કદી મારું મન રોકી રહેલી પ્રવૃત્તિઓને વિસારીને એક બે કલાક મારા અંતરના એકાંત ખૂણામાં ચૂપચાપ હું નિવૃત્તિ લેતો અને થોડા વખત માટે બીજા પ્રકારનું જીવન અનુભવતો અને એમ, એકબીજાથી અળગાં ન પડી શકે એવી રીતે પરસ્પર સંકળાયેલાં અને છતાં એકબીજાથી અલગ એવાં આ બંને પ્રકારનાં જીવન સાથે સાથે આગળ ચાલતાં.

## પ્રકરણ ચોથું

# હિંદનું દર્શન

### ૧

### સિંધુના પ્રદેશની સંસ્કૃતિ

સિંધમાં મોહન–જો–દડો આગળ અને પંજાબના પશ્ચિમ ભાગમાં હરપ્પા આગળ જેના ભવ્ય અવશેષો ખોળી કાઢવામાં આવ્યા છે તે સિંધુ નદીના પ્રદેશની સંસ્કૃતિ હિંદના ઇતિહાસનું આપણી પાસેનું જૂનામાં જૂનું ચિત્ર છે. એ ખોદકામથી પ્રાચીન ઇતિહાસનો ખ્યાલ ધરમૂળથી પલટાઈ ગયો છે. દુર્ભાગ્યે, આ પ્રદેશોમાં થોડાં વરસ ખોદકામ કર્યા પછી તે બંધ કરવામાં આવ્યું છે અને પાછલાં લગભગ તેર વરસથી ત્યાં આગળ કશું મહત્ત્વનું કામ થયું નથી. ૧૯૩૦ પછીનાં વરસોમાં શરૂ થયેલી આર્થિક મંદીને બહાને પ્રથમ એ કામ બંધ રાખવામાં આવ્યુ હતું. નાણાંના અભાવને કારણે એ કામ બંધ કરવામાં આવ્યું છે એમ અમને જણાવવામાં આવ્યું પણ સામ્રાજ્યનો દબદબા અને ઠાઠના પ્રદર્શન માટે નાણાંની ખોટ પડતી નહોતી. બીજા મહાયુદ્ધને કારણે એને અંગેની બધી પ્રવૃત્તિ સદંતર બંધ કરી દેવામાં આવી એટલું જ નહીં, જે કંઈ ખોદી કાઢવામાં આવ્યું છે તેને યોગ્ય રીતે સાચવી રાખવાની બાબતમાં પણ દુર્લક્ષ કરવામાં આવ્યું. ૧૯૩૧ની સાલમાં અને ૧૯૩૬ની સાલમાં એમ બે વખત મેં મોહન–જો–દડોની મુલાકાત લીધી હતી. ખોદી કાઢવામાં આવેલાં ઘણાંખરાં મકાનોને વરસાદ તથા રેતીવાળા સૂકા પવને નુકસાન પહોંચાડ્યું છે, એમ મારી બીજી મુલાકાત વખતે મને માલૂમ પડ્યું. માટી અને રેતીના થર નીચે પાંચ હજારથીયે વધારે વરસો સુધી સચવાઈ રહ્યા પછી, ખુલ્લાં પડવાને કારણે એ મકાનો જર્જરિત થઈ ઝપાટાબંધ તૂટવા લાગ્યા છે, અને પ્રાચીન કાળના આ મહામૂલા અવશેષોને સાચવી રાખવાને કશુ જ કરવામાં આવતું નથી એમ કહીએ તો ચાલે. આ સ્થાન જેને હવાલે સોંપવામાં આવ્યુ છે તે સરકારી પુરાતત્ત્વ ખાતાના અમલદારે ફરિયાદ કરી કે, ખોદી કાઢવામાં આવેલાં મકાનોને જેમનાં તેમ સાચવી રાખવાને માટે લગભગ કશી રકમ અથવા મદદ કે એને માટે જરૂરી વસ્તુઓ મને આપવામાં આવતી નથી. આ છેલ્લાં

આઠ વરસ દરમિયાન ત્યાં શું બન્યું હશે તેની મને ખબર નથી, પણ હું ધારું છું કે, યોગ્ય જાળવણીને અભાવે એ બધા કીમતી અવશેષો કાળની અસરથી ઘસાતા જાય છે અને આવતાં થોડાં જ વરસોમાં મોહન-જો-દડોના વિશિષ્ટ પ્રકારના અવશેષો અદૃશ્ય થઈ જશે.

આ એક એવી કરુણ બાબત છે, જેને માટે કશું બહાનું ચાલે એમ નથી. જેનો જોટો ફરીથી મળી શકે એમ નથી એવી અનન્ય વસ્તુ આપણે આ રીતે ગુમાવી બેસીશું. એ વસ્તુઓ શી હતી એનું આપણને સ્મરણ કરાવવા માટે પછીથી માત્ર તેમનાં ચિત્રો તથા નોંધી લેવામાં આવેલાં વર્ણનો જ આપણી પાસે રહેશે.

મોહન-જો-દડો અને હરપ્પા એકબીજાથી બહુ દૂર આવેલાં છે. બિલકુલ અણધાર્યાં એ બંને જગ્યાઓએ એ ખંડિયેરો હાથ લાગ્યાં હતાં. આ બે પ્રદેશોની વચ્ચેના ભાગમાં ઘણુંયે શહેરો તથા પ્રાચીન કાળના માનવીની હાથકારીગરીના નમૂનાઓના બીજા અવશેષો ભૂગર્ભમાં દટાયેલા પડ્યા હશે અને હકીકતમાં હિંદના મોટા પ્રદેશ પર અને ખાસ કરીને ઉત્તર હિંદમાં આ સંસ્કૃતિ વિસ્તરેલી હતી એ વિષે લેશ પણ શંકા નથી. હિંદના દૂરના ભૂતકાળના અવશેષોને ખોદી છતા કરવાનું આ કામ ફરીથી હાથ ધરવામાં આવે અને મોટાં પરિણામ લાવનારી શોધખોળો કરવામાં આવે એવો સમય આવશે ખરો. આ સંસ્કૃતિના અવશેષો પશ્ચિમે છેક કાઠિયાવાડ જેટલે દૂર અને પંજાબના અંબાલા જિલ્લામાં પણ હાથ લાગ્યા છે અને એ ગંગા નદીના પ્રદેશ સુધી ફેલાઈ હતી એમ માનવાને કારણ છે. આ રીતે એ સંસ્કૃતિ કેવળ સિંધુ નદીના પ્રદેશમાં જ મર્યાદિત રહી નહોતી પણ એથી ઘણા બહોળા વિસ્તારમાં ફેલાઈ હતી. મોહન-જો-દડોમાં મળી આવેલા લેખો પૂરેપૂરા ઉકેલી શકાયા નથી.

પણ અત્યાર સુધીમાં આપણને એ વિષે જેટલું જાણવા મળ્યું છે તે ભારે મહત્ત્વનું છે. જેના અવશેષો આપણને મળી આવ્યા છે તે સિંધુ નદીના પ્રદેશની સંસ્કૃતિ સારી પેઠે વિકસેલી હતી અને એ સ્થિતિએ પહોંચતાં તેને હજારો વરસ લાગ્યાં હશે. અને તાજુબીની વાત એ છે કે પ્રધાનપણે એ બીનધર્મી સંસ્કૃતિ હતી, અને જોકે એમાં ધર્મનું તત્ત્વ હતું પણ તે ગૌણ હતું. તે પછીના યુગોની હિંદની સંસ્કૃતિની એ પુરોગામી હતી એ પણ સ્પષ્ટ છે.

સર જોન માર્શલ એ વિષે આપણને કહે છે: 'મોહન-જો-દડો તથા હરપ્પાની બાબતમાં એક વાત બિલકુલ સ્પષ્ટતાથી અને નિર્વિવાદપણે તરી આવે છે તે એ કે, એ બંને સ્થળે આપણી આગળ જે સંસ્કૃતિ પ્રગટ-

થાય છે તે પ્રાથમિક અવસ્થાની સંસ્કૃતિ નથી અનેક યુગોથી એ ચાલી આવી હતી અને અનેક સહસ્રાબ્દોના માનવી પુરુષાર્થને પરિણામે હિંદની ભૂમિ પર તેણે નિશ્ચિત સ્વરૂપ ધારણ કર્યું હતું આમ, જ્યા આગળ આદિ માનવસંસ્કૃતિઓનો આરંભ થયો અને તે વિકસવા પામી એવા ઈરાન, મેસોપોટેમિયા અને મિસર જેવા દુનિયાના સૌથી મહત્ત્વના પ્રદેશોમા હવે હિંદની પણ ગણના થવી જોઈએ.' વળી તે કહે છે કે, 'હિંદના બીજા ભાગોની વાત જવા દઈએ તોયે પંજાબ તથા સિંધમા તો સારી પેઠે વિકસેલી અને એક જ નમૂનાની સંસ્કૃતિ પ્રવર્તતી હતી એ સંસ્કૃતિ મેસોપોટેમિયા અને મિસરની સમકાલીન સંસ્કૃતિઓથી ભિન્ન હતી પણ કેટલીક બાબતોમા તેમનાથીયે ચડિયાતી હતી'

સિંધુ નદીના પ્રદેશના લોકોને તે સમયની સુમેરિયન સંસ્કૃતિ સાથે ઠીક ઠીક સંપર્ક હતો અને અક્કડ આગળ ઘણુ કરીને હિંદી વેપારીઓની એક હિંદી વસાહત હોવાના થોડા પુરાવા પણ મળી આવે છે સિંધુના પ્રદેશના શહેરોમા બનેલી ચીજો નૈગ્રીસ અને યુફ્રેટીસના પ્રદેશના બજારો સુધી જતી હતી એથી ઊલટુ, કળાની થોડીક સુમેરિયન તરફીઓ, મેસોપોટેમિયાની અંગસજાવટ તથા શણગારની ચીજો તથા સાની નળાકાર સીલ યા મુદ્રાની સિંધુના પ્રદેશમા નકલ કરવામા આવી હતી વેપાર કેવળ કાચો માલ તથા વૈભવવિલાસની વસ્તુઓ પૂરતો જ મર્યાદિત નહોતો, મોહન-જો-દડોના ખોરાકસંગ્રહમા અરબી સમુદ્રના કાંઠાના પ્રદેશમાથી નિયમિત રીતે આયાત કરવામા આવતી માછલીનો પણ સમાવેશ થતો હતો *

છેક એ પ્રાચીન કાળમા પણ હિંદમા વસ્ત્રો માટે રૂનો ઉપયોગ થતો હતો માર્શલ સમકાલીન મિસર તથા મેસોપોટેમિયાની સંસ્કૃતિ સાથે સિંધુ પ્રદેશની સંસ્કૃતિનો મુકાબલો કરતા કહે છે 'આમ, ગણીગાંઠી મુખ્ય મુખ્ય બાબતોનો જ નિર્દેશ કરીએ તો પહેલી વાત એ કે, એ કાળે કાપડ બનાવવા માટે રૂનો ઉપયોગ માત્ર હિંદમા જ મર્યાદિત હતો. ત્યાર બાદ બે કે ત્રણ હજાર વર્ષ પછીના સમય સુધી પશ્ચિમ તરફના દેશોમા તેનો ઉપયોગ થવા લાગ્યો નહોતો બીજુ, મોહન-જો-દડોના શહેરીઓને રહેવા માટેના વિશાળ અને સુખસગવડભર્યાં મકાનો તથા સુંદર સ્નાનાગારોની સાથે તુલના કરી શકાય એવુ કશુ પ્રાગૈતિહાસિક કાળના મિસર, મેસોપોટેમિયા કે પશ્ચિમ એશિયામા બીજે ક્યાય હોય એવુ આપણી જાણમા નથી એ બધા દેશોમા દેવોના ભવ્ય મંદિરો બાંધવામા અને રાજાના મહેલો તથા

* ગાડન ચાઈલ્ડ વૉટ હૅપન્ડ ઇન હિસ્ટરી (ઇતિહાસમા શું બન્યુ?) પા ૧૧૨ (પેલિકન બુક્સ)

કબરો ચણવામા બેશુમાર નાણુ તથા વિચારશક્તિનો વ્યય કરવામા આવ્યો હતો પરંતુ બાકીના બધા લોકોને માટીના કંગાળ ઝૂંપડાંઓથી જ સંતોષ માનવાનો રહેતો સિંધુના પ્રદેશની સ્થિતિ એથી સાવ ઊલટી છે ત્યા નગરજનોની સુખસગવડ માટે બાંધવામા આવેલા મકાનો જ સૌથી સરસ છે ' આ જાહેર તેમ જ ખાનગી સ્નાનાગારો તથા મોહન-જો-દડોમા મળી આવતી વપરાયેલા પાણીનો નિકાલ કરવાની ઉત્તમ વ્યવસ્થા જેવુ કશુ હજી બીજે ક્યાંયે મળી આવ્યુ નથી ત્યા આગળ પાકી ઈંટના બાંધેલા બે માળના મકાનો પણ છે વળી તેમા નાહવાની ઓરડીઓ તથા નોકરની ઓરડી પણ છે

માર્શલના લખાણમાથી એક વધુ ઉતારો લઉં અહીં ટાંકીશ સિંધુના પ્રદેશની સંસ્કૃતિ વિષે તેનો અભિપ્રાય પ્રમાણભૂત લેખાય છે મોહન-જો-દડોનુ ખોદકામ તેણે જ કરાવ્યુ હતુ તે કહે છે કે, 'એ જ રીતે, સિંધુના પ્રદેશોના કળા તથા ધર્મ પણ વિશિષ્ટ પ્રકારના છે અને બન્ને સૌથી નિરાળી ભાત પાડે છે ઘેટા, કૂતરા તથા ઇતર પ્રાણીઓના માટીની બનાવટના નમૂનાની શૈલીની તોલે આવે એવુ તે કાળનું બીજા દેશોનુ કશુયે ઉપલબ્ધ હોય એવુ આપણી જાણમા નથી, અથવા છાપ પાડવાની મુદ્રાના કોતરકામની ઉત્તમ કૃતિઓ ને ખાસ કરીને ખૂંધવાળા અને ટૂંકા શીંગડાવાળા આખલાઓ તેમની રચનાની વિશદતા અને રેખાઓની ભાવપૂર્ણતામા નિરાળી પડી આવે છે કોતરણીની કળામા એને ટપી જાય એવુ બહુ ઓછુ છે વળી, હડપ્પામા મળી આવેલી મનુષ્યની બે મૂર્તિઓના ઘડતરની સુંદરતા અને નાજુકાઈ સાથે તુલના કરી શકાય એવા નમૂના ગ્રીસના સુવર્ણયુગ પહેલા મળવા અશક્ય છે અલબત્ત, સિંધુના પ્રદેશના લોકોના ધર્મમા બીજા દેશોની પ્રજાના ધર્મ સાથે મળતુ આવે એવુ ઘણ છે પ્રત્યેક પ્રાગૈતિહાસિક તથા ઇતિહાસકાળના ઘણાખરા ધર્મોની બાબતમા પણ આ સાચુ છે પરંતુ એકંદરે જોતા એમના ધર્મમા હિંદની છાપ એટલી બધી માલૂમ પડે છે કે આજે પ્રવર્તતા હિંદુ ધર્મથી તેને ભાગ્યે જ નિરાળો પાડી શકાય'

આમ આપણને જાણવા મળે છે કે, સિંધુના પ્રદેશની આ સંસ્કૃતિને ઈરાન મેસોપોટેમિયા તથા યુરોપની સંસ્કૃતિઓ સાથે સંબંધ હતો અને તેમની સાથે તેનો વેપારરોજગાર પણ ચાલતો હતો વળી કેટલીક બાબતોમા તે એમનાથી ચડિયાતી પણ હતી. એ શહેરી સંસ્કૃતિ હતી તેમા વેપારી વર્ગ તાલેવંત હતો અને દેખીતી રીતે જ મહત્ત્વનો ભાગ ભજવતો હતો નાનીમોટી હારબંધ દુકાનોવાળા મહોલ્લાઓ

હિંદનાં આજનાં બજારનો ખ્યાલ આપે છે. પ્રોફેસર ચાઈલ્ડ કહે છે: 'એ પરથી એમ લાગે છે કે, સિંધુના પ્રદેશના કારીગરો મોટે ભાગે વેચવા માટેનો માલ તૈયાર કરતા હતા. વસ્તુઓની લેવડદેવડની સગવડ માટે સમાજે કોઈક પ્રકારના ચલણી નાણાની અને કિંમતના ધોરણની કંઈક જોગવાઈ કરી હોય તો તે શી હતી એ ચોક્કસપણે જાણી શકાતું નથી. મોટાં અને સુખસગવડોવાળાં ઘણાં ખાનગી મકાનોને લગતી માલ ભરવાની વખારો પરથી લાગે છે કે, તેમના માલિક વેપારીઓ હોવા જોઈએ. એ મકાનોનાં કદ અને તેમની સંખ્યા સૂચવે છે કે, ત્યાં આગળ બળવાન અને સમૃદ્ધ વેપારી વર્ગ હોવો જોઈએ.' 'સોનું, રૂપું તથા હીરામાણેકનાં ઘરેણાં, તાંબાના પતરાનાં વાસણો તથા ધાતુનાં ઓજારો અને હથિયારો એ ખંડિયેરોમાંથી પાર વગરનાં મળી આવ્યાં છે.' પ્રોફેસર ચાઈલ્ડ વધુમાં જણાવે છે કે, 'યોજનાપૂર્વક રચવામાં આવેલા મહોલ્લાઓ અને વપરાયેલા પાણીનો નિકાલ કરવા માટેની ખાળની ઉત્તમ વ્યવસ્થા, તથા તેને નિયમિત રીતે સ્વચ્છ રાખવામાં આવતી, એ બધું સુધરાઈ જેવું શહેરની વ્યવસ્થા રાખનારું કંઈક જાગ્રત તંત્ર સૂચવે છે. એ તંત્રની સત્તા નગર-રચનાની યોજનાના પેટા નિયમોનું પાલન કરાવવા તથા રેલને કારણે કરવાં પડતાં અનેક નવાં બાંધકામ વખતે મહોલ્લાઓ તથા ગલીઓની નક્કી કર્યા મુજબની હદ જાળવી રખાવવા જેટલી અસરકારક હતી.'*

સિંધુના પ્રદેશની આ સંસ્કૃતિ અને વર્તમાન સમય વચ્ચે, જેને વિષે આપણે કશું જ નથી જાણતા એવા ઘણા ગાળાઓ અને યુગો પડેલા છે. એક યુગને બીજા સાથે જોડનારી કડીઓ હમેશાં માલૂમ પડતી નથી અને એ દરમિયાન અનેક બનાવો બની ગયા છે, અગણિત ફેરફારો થવા પામ્યા છે એમાં શંકા નથી. પરંતુ એ બધાયે સમય દરમિયાન અખંડતાની, જે વખતે ઘણું કરીને સિંધુના પ્રદેશની સંસ્કૃતિનો ઉદય થયો તે ૭ કે સાત હજાર વરસ પહેલાંના દૂર દૂરના યુગ અને વર્તમાન સમયના હિંદ વચ્ચે અણછી સળંગસૂત્રતા રહેલી છે એવી લાગણી હમેશાં કાયમ રહી છે. યુગ-યુગાન્તરોથી ચાલતી આવેલી પરંપરાઓ અને આદતો—ક્રિયાવિધિઓ, કારીગરી અને પોશાકની ફેશન સુધ્ધાં—ઇત્યાદિનું આપણને સ્મરણ કરાવે એવું મોહન-જો-દડો અને હરપ્પામાં એટલું બધુ છે કે તે જોઈને આપણને નવાઈ લાગે છે. એમાંની ઘણીખરી બાબતોની પશ્ચિમ એશિયા પર અસર પડી હતી.

---

* ગોર્ડન ચાઈલ્ડ: वॉट हेपन्ड ईन हिस्टरी (ઇતિહાસમાં શું બન્યુ?) પા. ૧૧૩-૧૪

પોતાના ઇતિહાસના આ ઉષઃકાળે હિંદ ધાવણું બાળક નથી લાગતું પણ ઘણી બાબતોમાં પુખ્ત વયની વ્યક્તિ લાગે છે એ જોઈને આનંદ થાય છે. અસ્પષ્ટ અને પ્રાપ્ત કરી ન શકાય એવી દૈવી દુનિયાના સ્વપ્નમાં મશગૂલ બનીને જીવનના આવશ્યક વ્યવહારો પ્રત્યે દુર્લક્ષ ન કરતાં જીવનની કળાઓ તથા સુખસગવડો ખીલવવામાં તેણે સારી પેઠે પ્રગતિ કરી અને કળાની ઉત્તમ કૃતિઓ નિર્માણ કરી એટલું જ નહીં, ઉપયોગની દૃષ્ટિએ મહત્ત્વનાં અને આધુનિક સંસ્કૃતિના ચિહ્નરૂપ સારાં સ્નાનાગારો તથા વપરાયેલા પાણીનો નિકાલ કરવા માટે સરસ ખાળો પણ તૈયાર કરી.

## ૨

## આર્યોનું આગમન

સિંધુના પ્રદેશની સંસ્કૃતિવાળા આ લોકો કોણ હશે અને ક્યાંથી આવ્યા હશે? હજી સુધી આપણને એની ખબર પડી નથી. તેમની સંસ્કૃતિ આ ભૂમિમાં જ ઉદ્ભવી હોય એ શક્ય અને સંભવિત પણ છે અને તેનાં મૂળ તથા તેના ફણગા દક્ષિણ હિંદમાં પણ મળી આવે એમ બને. કેટલાક વિદ્વાનોને એ લોકો તથા દક્ષિણ હિંદની દ્રવિડ જાતિઓ તથા સંસ્કૃતિ વચ્ચે મૂળભૂત સામ્ય દેખાય છે. દૂર દૂરના પ્રાચીન કાળમાં બહારની કોઈ જાતિ હિંદમાં આવી હોય તોપણ તે મોહન-જો-દડોના નિર્ણિત કરવામાં આવેલા કાળ પહેલાં હજારો વરસ અગાઉ આવી હોવી જોઈએ. વ્યવહાર-દૃષ્ટિએ આપણે તેમને હિંદના મૂળ વતનીઓ લેખી શકીએ.

સિંધુના પ્રદેશની સંસ્કૃતિને શો અકસ્માત નડ્યો હશે? અને તેનો અંત કેવી રીતે આવ્યો હશે? કેટલાક વિદ્વાનો (ગૉર્ડન ચાઇલ્ડ એમાંનો એક છે) કહે છે કે જેનો કશો ખુલાસો મળી શકતો નથી એવી કોઈક ભારે આપત્તિને લીધે તેનો એકાએક અંત આવ્યો હશે. શહેરો અને ગામોને જમીનદોસ્ત કરતાં પ્રચંડ પૂરોને માટે સિંધુ જાણીતી છે. અથવા બદલાતી જતી આબોહવાને કારણે જમીન ઉત્તરોત્તર સૂકી થતી ગઈ હશે અને ખેડાણ જમીન પર ધીરે ધીરે રેતી પથરાઈ ગઈ હશે. ખુદ મોહન-જો-દડોનાં ખંડિયેરો પણ એક ઉપર એક ચડેલા રેતીના થરોની શાખ પૂરે છે. આ રીતે શહેરનું તળિયું ઉત્તરોત્તર ઊંચું થતું ગયું હશે અને પરિણામે નગરવાસીઓને જૂના પાયા પર નવું ચણતર કરવાની ફરજ પડી. ખોદી કાઢવામાં આવેલાં ઘરોમાંથી કેટલાંક બે કે ત્રણ માળનાં હોય એવાં દેખાય છે. પણ ખરી રીતે તે કાળે કરીને જમીનની સપાટી ઊંચી થવાને કારણે જૂના પાયા પર નવા મકાનનું ચણતર કરવામાં આવ્યું હતું એમ બતાવે છે.

આપણે જાણીએ છીએ કે, પ્રાચીન કાળમાં સિંધનો પ્રાન્ત સમૃદ્ધ અને રસાળ હતો. પણ મધ્યયુગના સમય બાદ તે મોટે ભાગે રણમાં પલટાઈ ગયો છે.

આબોહવાના આ ફેરફારોની એ પ્રદેશના લોકો તેમ જ તેમની રહેણીકરણી પર સારી પેઠે અસર થઈ હોય એ સંભવિત છે. પણ એ અસર ભયંકર અકસ્માત રૂપે નહીં, ધીમે ધીમે જ થઈ હશે. કોઈ પણ સંજોગોમાં, બહોળા વિસ્તારમાં ફેલાયેલી આ નગર સંસ્કૃતિના, પ્રમાણમાં નાના ભાગ પર જ આ આબોહવાના ફેરફારોની અસર થઈ હોવી જોઈએ. આપણને માનવાને કારણ છે કે, એ સંસ્કૃતિ ગંગા નદીના પ્રદેશ સુધી, અને કદાચ એથીયે આગળના પ્રદેશ સુધી ફેલાયેલી હતી. એ વિષે નિર્ણય કરવા માટે આપણી પાસે પૂરતી માહિતી જોકે નથી. રેતીએ આ પ્રાચીન નગરોમાંથી કેટલાંકને જમીનદોસ્ત કર્યાં હશે એ બનવા જોગ છે પરંતુ એ જ રેતીએ તેમને સાચવી પણ રાખ્યાં; જ્યારે બીજાં નગરો અને એ પ્રાચીન સંસ્કૃતિની બીજી નિશાનીઓ ધીમે ધીમે ખવાઈ ગઈ અને કાળે કરીને નાશ પામી. ભવિષ્યની પુરાતત્ત્વની શોધખોળ, પછીના યુગો સાથે એ યુગને જોડતી વધુ કડીઓ છતી કરે એમ બને.

સિંધુના પ્રદેશની સંસ્કૃતિ અને એ પછીના યુગો વચ્ચે ચોક્કસ પ્રકારની સળંગસૂત્રતા છે એ ખરું પણ સાથે સાથે એ બે વચ્ચે સમયની દૃષ્ટિએ નહીં તોયે એ પછી આવનાર સંસ્કૃતિના નમૂનાની દૃષ્ટિએ અમુક પ્રકારની તૂટ યા ગાળો છે. એ પાછળની સંસ્કૃતિ આરંભમાં ખેતીપ્રધાન સંસ્કૃતિ હતી. જોકે એના સમયમાં પણ નગરો હતાં અને અમુક પ્રકારનું નગરજીવન પણ હતું. સંસ્કૃતિની આ ખેતીની બાજુને નવા આવનારા આર્યોએ મહત્ત્વ આપ્યું હોય એમ પણ બને. હિંદના વાયવ્ય ખૂણા તરફથી આર્ય લોકોનાં એક પછી એક ઝુંડો આવતાં ગયાં હતાં.

સિંધુના પ્રદેશની સંસ્કૃતિના યુગ પછી હજારેક વરસ રહીને આર્યોનું હિંદમાં આવવાનું શરૂ થયુ હોવાનું ધારવામાં આવે છે; અને છતાં એ બે વચ્ચે લાંબો ગાળો પડ્યો ન હોય અને પાછળના વખતમાં બન્યું તેમ વખતોવખત હિંદના વાયવ્ય ખૂણા તરફથી પ્રજાઓ અને જાતિઓના કબીલાઓ હિંદમાં આવતા રહ્યા હોય અને હિંદમાં સમાઈ ગયા હોય એવો ઘણો સંભવ છે. આપણે કહી શકીએ કે, પહેલવહેલો મહાન સાંસ્કૃતિક સમન્વય તેમ જ એકીકરણ હિંદમાં આવતા જતા આર્યો અને જેઓ ઘણું કરીને સિંધુના પ્રદેશની સંસ્કૃતિના પ્રતિનિધિઓ હતા તે દ્રાવિડ લોકો વચ્ચે થયું હશે. આ સમન્વય તેમ જ એકીકરણમાંથી હિંદની જાતિઓ અને પાયાની સંસ્કૃતિ ઉદ્ભવી, જેમાં બંનેનાં વિશિષ્ટ તત્ત્વો મોજૂદ હતા. એ પછીના

યુગોમાં ઈરાનીઓ, ગ્રીકો, પાર્થિયનો, બૅક્ટ્રિયનો, સીથિયનો, હૂણો, તુર્કો (ઇસ્લામ પહેલાંના), આરંભકાળના ખ્રિસ્તીઓ, યહૂદીઓ અને પારસીઓ વગેરે અનેક જાતિઓ જુદે જુદે સમયે હિંદમાં આવી વસી. એ બધી જાતિઓ અહીં આવી, અહીંની સંસ્કૃતિમાં તેમણે પોતાનો કંઈક ફાળો આપ્યો અને પછી તેમાં સમાઈ ગઈ. ડોડવેલના કહેવા પ્રમાણે હિંદમાં 'સૌને પોતાનામાં સમાવી લેવાની સાગરના જેવી અનંત શક્તિ છે.' જ્ઞાતિસંસ્થા અને કોમ તથા ધર્મોના સંકુચિત વાડા ધરાવનાર હિંદ પાસે પરાઈ જાતિઓ તથા સંસ્કૃતિઓને પોતાની ભૂમિ પર સ્થાન આપી પોતાનામાં સમાવી લેવાની અદ્ભુત શક્તિ હતી એમ વિચારવું જરા વિચિત્ર લાગે છે. પરંતુ એને કારણે જ તે પોતાની જીવનશક્તિ જાળવી શક્યું અને વખતોવખત નવજીવન પ્રાપ્ત કરી શક્યું એમ લાગે છે. મુસલમાનો અહીં આવ્યા ત્યારે તેમના પર પણ હિંદની ઊંડી અસર પડી હતી. વિન્સેન્ટ સ્મિથ કહે છે કે, 'તેમના પુરોગામી શક તથા યુઈન્ચી લોકોની પેઠે મુસ્લિમ તુર્ક લોકો પણ, હિંદુ ધર્મની એકરસ કરવાની એટલે કે પોતાનામાં સમાવી લેવાની અદ્ભુત અને બળવાન અસરને વશ થયા અને ઝડપથી હિંદુ બની ગયા.'

## ૩

## હિંદુ ધર્મ શું છે?

ઉપરના ઉતારામાં વિન્સેન્ટ સ્મિથે હિંદુ ધર્મ અને હિંદુ એવા શબ્દો વાપર્યા છે. આ રીતે એ શબ્દોનો ઉપયોગ કરવો બરાબર નથી એમ મને લાગે છે. હિંદુ સંસ્કૃતિની વ્યાપકમાં વ્યાપક અર્થમાં એ વાપરવામાં આવ્યા હોય તો જુદી વાત છે. આજે એ શબ્દો એથી ઘણા સંકુચિત અને ખાસ કરીને સંસ્થાગત ધર્મના ખ્યાલ સાથે સંકળાયેલા છે તે વખતે એ શબ્દોનો આવો ઉપયોગ ગેરસમજ પેદા કરે છે. અમારા પ્રાચીન સાહિત્યમાં હિંદુ શબ્દ ક્યાંયે આવતો નથી. મને કહેવામાં આવ્યું છે કે ઈશુની આઠમી સદીના હિંદના એક તાંત્રિક ગ્રંથમાં એ શબ્દ પહેલવહેલો વપરાયો છે. તેમાં હિંદુ શબ્દ પ્રજા અથવા જાતિ સૂચવે છે, કોઈ ધર્મના અનુયાયીઓ નહીં. પરંતુ એ શબ્દ અતિ પ્રાચીન છે એમાં શંકા નથી કેમ કે તે અવસ્તામાં અને જૂની ફારસી ભાષામાં મળી આવે છે. પશ્ચિમ તેમ જ મધ્ય એશિયાના લોકો એ સમયે અને એ પછી હજાર કરતાંયે વધારે વરસો સુધી એ શબ્દ હિંદને માટે અથવા કહો કે સિંધુ નદીની આ પારના પ્રદેશમાં રહેના લોકોને માટે વાપરતા હતા. એ શબ્દ સિંધુ નદીના પ્રાચીન તેમ જ અર્વાચીન હિંદી નામ પરથી ઊતરી આવ્યો છે એ સ્પષ્ટ છે. આ સિંધુ પરથી જ

હિંદુ અને હિંદુસ્તાન શબ્દો તેમ જ હિંદવાચક ઇન્ડોસ અને ઇન્ડિયા શબ્દ બન્યા. ઈશુની સાતમી સદીમાં હિંદમાં આવનાર ઇન્ત્સીંગ નામનો ચીની યાત્રી પોતાના પ્રવાસવર્ણનમાં લખે છે કે, 'ઉત્તરની પ્રજાઓ' એટલે કે મધ્ય એશિયાના લોકો એ પ્રદેશને હિંદુ કહેતા પણ પછીથી તે ઉમેરે છે કે, 'એ પ્રદેશનું એ સામાન્ય નામ હરગિજ નથી . . . અને એ ઉમદા દેશનું સૌથી યોગ્ય નામ આર્યદેશ છે.' અમુક એક ધર્મસંપ્રદાયને માટે હિંદુ શબ્દનો પ્રયોગ ઘણો પાછળથી થવા લાગ્યો.

હિંદમા ધર્મ માટેનો સર્વસ્પર્શી પ્રાચીન શબ્દ આર્યધર્મ હતો. ધર્મ શબ્દનો સાચો અર્થ સાપ્રદાયિક માન્યતા કરતાં વિશેષ છે: ધારણ કરવું, ટકાવી રાખવું અને ભેગા પકડી રાખવુ એવા અર્થના સંસ્કૃત ધૃ ધાતુ પરથી એ શબ્દ બન્યો છે. ધર્મ વસ્તુનુ હાર્દ છે, એના અંતરતમ જીવનનો નિયમ યા કાનૂન છે. એ નૈતિક ખ્યાલ છે અને એમા સદાચારના નિયમો, ન્યાયપરાયણતાના અને માનવીની બધીયે ફરજો તથા જવાબદારીનો સમાવેશ થાય છે. આર્યધર્મમા વેદનુ પ્રામાણ્ય સ્વીકારનારા તેમ જ ન સ્વીકારનારા હિંદમા ઉદ્‌ભવેલા બધાયે ધર્મોનો સમાવેશ થઈ જાય છે. બૌદ્ધો તથા જૈનો (જેઓ વેદનુ પ્રામાણ્ય સ્વીકારતા નહોતા) તેમ જ વેદનું પ્રામાણ્ય સ્વીકારનારાઓ પણ એ શબ્દનો ઉપયોગ કરતા. બુદ્ધ ભગવાન નિર્વાણપ્રાપ્તિ માટેના પોતાના માર્ગને હમેશાં આર્યમાર્ગ તરીકે ઓળખાવતા.

ખાસ કરીને, માત્ર વેદોમાંથી જ ઉદ્‌ભવેલી મનાતી તાત્ત્વિક વિચારણાઓ, નૈતિક ઉપદેશો, ધાર્મિક ક્રિયાઓ તથા વિધિનિષેધોને પ્રાચીન કાળમા વૈદધર્મના નામથી પણ ઓળખવામા આવતાં હતા. આમ, સામાન્ય રીતે વેદોનુ પ્રામાણ્ય સ્વીકારનારા સૌને વૈદધર્મી કહી શકાય.

બૌદ્ધ ધર્મ તથા જૈન ધર્મ સહિત હિંદના બધાયે પ્રાચીન ધર્મસંપ્રદાયોને સનાતન ધર્મના નામથી ઓળખાવી શકાય. પણ કેટલાક રૂઢિચુસ્ત હિંદુઓએ એ નામનો ઇજારો રાખ્યો છે. પરાપૂર્વથી ચાલતા આવેલા સનાતન ધર્મનું પાલન માત્ર અમે જ કરીએ છીએ. એવો એમનો દાવો છે.

બૌદ્ધ ધર્મ તેમ જ જૈન ધર્મ નથી હિંદુ ધર્મ કે નથી વેદ ધર્મ. પરંતુ એ ધર્મો હિંદમા ઉદ્‌ભવ્યા હતા અને હિંદનુ જીવન, સસ્કૃતિ અને ફિલસૂફી એ બધાના તે મહત્ત્વના અંગ છે. હિંદમા વસતો એક બૌદ્ધ યા જૈન સોએ સો ટકા હિંદી તત્ત્વજ્ઞાન અને હિંદી સસ્કૃતિનુ ફરજંદ છે અને તેમ છતાંયે ધર્મસંપ્રદાયે તે હિંદુ નથી. એથી હિંદની સંસ્કૃતિનો હિંદુ સંસ્કૃતિ તરીકે ઉલ્લેખ કરવો એ સર્વથા ગેરસમજ કરાવનારુ છે. પાછળના જમાનામા એ સંસ્કૃતિ પર ઇસ્લામની ભારે અસર થઈ હતી અને

તેમ છતાં તત્ત્વતઃ તે નિરાળી હિંદી સંસ્કૃતિ તરીકે કાયમ રહી. આજે પશ્ચિમના દેશોમાં ઉદ્‌ભવેલી ઔદ્યોગિક સંસ્કૃતિની પ્રબળ અસર તેના પર અનેક રીતે થઈ રહી છે અને તેનું પરિણામ શું આવશે તે ચોક્કસપણે કહેવું મુસ્કેલ છે.

એક ધર્મસંપ્રદાય તરીકે હિંદુ ધર્મ અસ્પષ્ટ, નિશ્ચિત સ્વરૂપ વિનાનો અને બહુવિધ છે. દરેક માણસની એને વિષે પોતપોતાની સમજ જુદી હોય છે. એની વ્યાખ્યા આપવાનું શક્ય નથી એટલું જ નહીં, પ્રચલિત અર્થમાં એને ધર્મ કહી શકાય કે કેમ એ કહેવું પણ મુસ્કેલ છે. એના આજના તેમ જ ભૂતકાળના સ્વરૂપમાં સૌથી ઉમદાથી માંડીને હીનમાં હીન પ્રકારની અને ઘણી વાર તો પરસ્પર વિરોધી માન્યતાઓ તથા પ્રથાઓનો સમાવેશ થાય છે. અમુક પ્રકારની ઉદાર દૃષ્ટિ અથવા પરમતસહિષ્ણુતા એ એની વિશિષ્ટ ભાવના હોય એમ લાગે છે. મહાત્મા ગાંધીએ એની વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કર્યો છે: "હિંદુ ધર્મની વ્યાખ્યા આપવાનું મને કોઈ કહે તો હું માત્ર આટલું જ કહું: અહિંસક સાધનો દ્વારા સત્યની શોધ. કોઈ માણસ ઈશ્વરને માનતો ન હોય અને છતાં પોતાને હિંદુ કહેવડાવી શકે. હિંદુ ધર્મ સત્ય માટેની અહિંસાના સાધન વડે અવિરત ખોજ છે. . . . હિંદુ ધર્મ એ સત્યનો ધર્મ છે. સત્ય એ ઈશ્વર છે. ઈશ્વરનો ઇન્કાર આપણે જાણ્યો છે. સત્યનો ઇન્કાર આપણે જાણ્યો નથી." ગાંધીજી કહે છે, સત્ય અને અહિંસા; પણ જેમના હિંદુત્વ વિષે શંકા ઉઠાવી ન શકાય એવા કેટલાયે મહાનુભાવ હિંદુઓ ગાંધીજીની અહિંસાને હિંદુ ધર્મનું મહત્ત્વનું અંગ લેખતા નથી. આમ હિંદુ ધર્મના વિશિષ્ટ લક્ષણ તરીકે માત્ર સત્ય બાકી રહે છે. બેશક, આ કંઈ વ્યાખ્યા ન કહેવાય!

એથી, પ્રાચીન ગ્રંથોમા સમાવવામાં આવેલી તત્ત્વચિંતનની ભિન્ન ભિન્ન શાખાઓ એ સંસ્કૃતિની ભાવનાને જ પ્રધાનપણે વ્યક્ત કરતી હતી છતાં દૂરના ભૂતકાળના સંબંધમાં પણ હિંદી સંસ્કૃતિને માટે 'હિંદુ' યા 'હિંદુ ધર્મ' શબ્દનો ઉપયોગ કરવો એ ખોટું છે અને ઇષ્ટ નથી. આજે એ શબ્દોનો એવા અર્થમાં ઉપયોગ કરવો એ એથીયે વધારે ખોટું છે. જ્યાં સુધી એ પ્રાચીન ધર્મ અને ફિલસૂફી મુખ્યત્વે જીવનના માર્ગ અથવા જીવનની નીતિરીતિ અને જગત પરત્વેની દૃષ્ટિનાં દ્યોતક હતાં ત્યાં સુધી એ ધર્મ અને હિંદી સંસ્કૃતિ ઘણે અંશે એક જ વસ્તુ સૂચવતાં હતાં; પણ કાળે કરીને અનેક પ્રકારના ક્રિયાકાંડ તથા ભાતભાતના વિધિનિષેધોવાળો વધારે જડ ધર્મ કેળવાયો ત્યારે તે આ બહુવિધ

સંસ્કૃતિથી કંઈક વિશેષ અને સાથે સાથે જ તેનાથી ઘણી સંકુચિત વસ્તુ બની ગયો. એક ખ્રિસ્તી અથવા મુસલમાન જીવનની હિંદની નીતિરીતિ તથા હિંદની સંસ્કૃતિ અપનાવી શકતો — અને ઘણી વાર તેમણે એમ કર્યું પણ હતું — અને છતાં ધર્મે તે ચુસ્ત ખ્રિસ્તી યા મુસલમાન રહી શકતો હતો. આ રીતે તે હિંદના સંસ્કારો ગ્રહણ કરતો અને પોતાનો ધર્મ બદલ્યા વિના હિંદી બનતો.

પ્રદેશ, સંસ્કૃતિ અથવા પરાપૂર્વથી એકધારી ઊતરી આવેલી આપણી બહુવિધ પરંપરા સૂચવવા માટે હિંદુસ્તાન નામના ટૂંકા રૂપ હિંદ પરથી બનેલો હિંદી શબ્દ બરાબર અથવા યોગ્ય છે. હિંદુસ્તાનને માટે હજી પણ સામાન્ય રીતે હિંદ શબ્દ જ વપરાય છે. પશ્ચિમ એશિયાના દેશોમાં, ઈરાન, તુર્કી, ઇરાક, અફઘાનિસ્તાન, મિસર અને બીજા કેટલાયે દેશોમાં હિંદુસ્તાનને હજી પણ હિંદ કહેવામાં આવે છે અને એ જ શબ્દથી તેને વિષે ઉલ્લેખ કરવામાં આવે છે. વળી, હિંદુસ્તાનની બધીયે વસ્તુઓને હિંદી કહીને ઓળખવામાં આવે છે. 'હિંદી' શબ્દને ધર્મની સાથે કશી લેવાદેવા નથી અને હિંદમાં વસતો ખ્રિસ્તી ધર્મનો કે ઇસ્લામનો અનુયાયી હિંદુ ધર્મના અનુયાયી જેવો જ હિંદી છે. બધા જ હિંદવાસીઓને 'હિંદુ' કહેનાર અમેરિકનો બહુ મોટી ભૂલ કરતા નથી; એને બદલે તેઓ 'હિંદી' શબ્દ વાપરે તો તે સંપૂર્ણપણે યથાર્થ થાય. કમનસીબે, 'હિંદી' શબ્દ સંસ્કૃતની દેવનાગરી લિપિ સાથે સંકળાયેલો છે અને તેથી તેને તેના વ્યાપક અને વધારે સ્વાભાવિક અર્થમાં વાપરવાનું મુશ્કેલ બની ગયું છે. આજના વાદવિવાદ શમી જશે ત્યારે કદાચ આપણે ફરીથી હિંદી શબ્દનો તેના મૂળ અર્થમાં અને વધુ સંતોષકારક રીતે ઉપયોગ કરી શકીશું. આજે હિંદને લગતી વસ્તુઓ માટે 'હિંદુસ્તાની' શબ્દ વપરાય છે; એ શબ્દ અલબત્ત 'હિંદુસ્તાન' ઉપરથી બન્યો છે. પણ એ બોલવે વધારેપડતો મોટો શબ્દ છે. 'હિંદી' શબ્દની સાથે સંકળાયેલા છે તેવા ઐતિહાસિક અને સાંસ્કૃતિક સંબંધો એની સાથે સંકળાયેલા નથી. હિંદની સંસ્કૃતિના પ્રાચીન યુગોનો 'હિંદુસ્તાની' તરીકે ઉલ્લેખ કરવો એ ખરેખર વિચિત્ર લાગે.

આપણી સાંસ્કૃતિક પરંપરાને માટે આપણે હિંદી અથવા હિંદુસ્તાની એ બેમાંથી ગમે તે શબ્દ વાપરીએ એનું ઝાઝું મહત્ત્વ નથી પણ હિંદની તાત્ત્વિક દૃષ્ટિમાંથી ઉદ્ભવેલી સમન્વય સાધવા તરફની આંતરિક પ્રેરણા એ ભૂતકાળમાં આપણા સાંસ્કૃતિક તેમ જ જાતિના વિકાસનું પ્રધાન લક્ષણ હતું એમ જોવામાં આવે છે. વિદેશીઓનો પ્રત્યેક હુમલો આ સંસ્કૃતિને પડકારરૂપ હતો પણ નવા સમન્વય અને પારકાઓને પોતાનામાં

સમાવીને આત્મસાત્ કરવાની પ્રક્રિયાથી તેણે એનો સફળતાપૂર્વક મુકાબલો કર્યો. આ નવજીવનપ્રાપ્તિની પ્રક્રિયા હતી અને એમાંથી સંસ્કૃતિનો નવો ફાલ ફૂટ્યો; જોકે એની ભૂમિકા અને મૂળ પાયો તો લગભગ તેનો તે જ રહેતો હતો. આ બાબતમાં સી. ઈ. એમ. જોડે લખ્યું છે: 'કારણ ગમે તે હો, પણ ભિન્ન ભિન્ન વિચારસરણીઓ તથા પ્રજાઓનો સમન્વય સાધવાની, વાસ્તવમાં, વિવિધતામાંથી એકતા નિર્માણ કરવાની હિંદીઓની શક્તિ તથા તત્પરતા એ માનવજાતને હિંદે આપેલી ખાસ ભેટ છે એ નક્કર હકીકત છે.'

## ૪

### પ્રાચીન ધર્મગ્રંથો અને શાસ્ત્રો

સિંધુના પ્રદેશની સંસ્કૃતિ હાથ લાગી તે પહેલાં વેદો હિંદી સંસ્કૃતિની આપણી પાસેની જૂનામાં જૂની નોંધ તરીકે લેખાતા હતા. વેદના સમય વિષે ઘણો મતભેદ રહ્યો છે. સામાન્ય રીતે યુરોપિયન વિદ્વાનો એનો સમય પાછળ આંકતા અને હિંદના વિદ્વાનો તેમને એથી ઘણા જૂના કાળના હોવાનું જણાવતા. બની શકે એટલા દૂરના ભૂતકાળમાં જવાની અને એ રીતે પોતાની પ્રાચીન સંસ્કૃતિનું ગૌરવ વધારવાની હિંદીઓની આ ઇચ્છા કુતૂહલ પેદા કરે એવી છે. પ્રોફેસર વિન્ટરનિટ્ઝ વૈદિક સાહિત્યનો આરંભ ઈ. સ. પૂ. બે હજારથી પચીસસો વરસ પર થયો હશે એમ માને છે. આ આપણને મોહન–જો–દડોના યુગની ઘણી નજીક લાવી મૂકે છે.

ઈસ્વી સન પૂર્વે ૧૫૦૦ વરસના સમયને ઘણાખરા વિદ્વાનો ઋગ્વેદ સંહિતાના યુગ તરીકે માન્ય રાખે છે. મોહન–જો–દડોના ખોદકામ પછી જોકે હિંદના એ આરંભના ધર્મગ્રંથોનો કાળ એથી પહેલાં મૂકવાનું વલણ જણાય છે. એનો ચોક્કસ સમય જે હોય તે ખરો પણ આ સાહિત્ય ઘણું કરીને ગ્રીસ તથા યહૂદીઓના આરંભકાળના સાહિત્ય કરતાં પુરાણું છે અને હકીકતમાં માનવ ચિત્તના વ્યાપારોની જૂનામાં જૂની નોંધો છે. મૅક્સમૂલરે વેદોને 'આર્ય જાતિના પ્રથમ શબ્દોચ્ચાર' તરીકે વર્ણવ્યા છે.

વેદો, આર્ય લોકો હિંદની રમાળ ભૂમિમાં પ્રવેશ કરીને આગળ ને આગળ વધતા ગયા તે યુગના તેમના ભાવોદ્ગાર છે. ઈરાનમાં જેમાંથી અવસ્તાનો ઉદ્ભવ થયો તે જ સહિયારા ભંડોળમાંથી આર્યો પોતાના વિચારો લાવ્યા હતા. હિંદની ભૂમિમાં તેમણે એ વિચારોને ખીલવ્યા. વેદની ભાષા અને અવસ્તાની ભાષા વચ્ચે પણ અજબ સામ્ય છે. કહેવાય છે કે,

વેદની સંસ્કૃત ભાષા મહાકાવ્યોની સંસ્કૃત ભાષાને મળતી આવે છે તેના કરતાં અવસ્તાની ભાષા વેદની ભાષાને વધારે મળતી આવે છે.

ભિન્ન ભિન્ન ધર્મોનાં ધર્મશાસ્ત્રો યા ધર્મગ્રંથો વિષે કેવી રીતે વિચાર કરવો ? કેમ કે, હરેક ધર્મના અનુયાયીઓ પોતાના ગ્રંથોને ઈશ્વરપ્રેરિત માને છે. એ ગ્રંથોનું પૃથક્કરણ કરવું, તેમનું વિવેચન કરવું અથવા તેમને માનવરચિત ગ્રંથો તરીકે લેખવા એ ઘણી વાર તે તે ધર્મના સાચા અનુયાયીઓની લાગણી દૂભવનારા હોય છે. આમ છતાં તેમને વિષે વિચાર કરવાનો બીજો માર્ગ નથી.

ધર્મગ્રંથો વાંચવા વિષે મને હમેશ સંકોચ રહ્યો છે. બધું જ્ઞાન તેમાં જ સમાયેલું છે એવો તેમને વિષેનો દાવો મને રુચતો નથી. ધર્માચરણનાં બાહ્ય લક્ષણો જોઈને ધર્મના ગ્રંથોમાં રહેલું તેમનું મૂળ સ્વરૂપ જોવાનો ઉત્સાહ મને ન રહ્યો. આમ છતાં એ ગ્રંથો જોવાનું હું ટાળી પણ ન શક્યો કારણ કે, તેમને વિષેનું અજ્ઞાન એ કંઈ ગુણ નથી; ઊલટું ઘણુંખરું તે મોટો દોષ હોય છે. કેટલાક ધર્મગ્રંથોએ માનવજાત પર પ્રબળ અસર કરી છે એ હું જાણું છું અને જે કંઈ એ કરી શકે છે તેમાં કંઈક તાકાત, કંઈક ગુણ, કોઈક શક્તિનો અખૂટ ભંડાર હોવો જ જોઈએ. એ ગ્રંથોના ઘણા ભાગો વાંચવાનું મને મુશ્કેલ લાગ્યું કેમ કે ગમે એટલો પ્રયત્ન કરવા છતાંયે એ માટે મારા દિલમાં પૂરતો રસ ન જાગ્યો. પણ તેમના કેટલાક ભાગોનું અપાર સૌંદર્ય મને મંત્રમુગ્ધ કરી મૂકતું. વળી, એમાંનું કોઈક વચન કે વાક્ય એકાએક મારું લક્ષ ખેંચતું અને મને આનંદથી પુલકિત કરી મૂકતું, અને હું ખરેખર કોઈક સાચા મહાપુરુષની હાજરી અનુભવતો. બુદ્ધ અથવા ઈશુના કેટલાક શબ્દો ઊંડું રહસ્ય વ્યક્ત કરતા મને લાગે છે અને એ હજાર કે એથી વધુ વરસ પર તે ઉચ્ચારાયા તે વખતે જેટલા જીવનના રહસ્યને લાગુ પડતા હતા તેટલા જ આજે પણ લાગુ પડતા મને લાગે છે. એમને વિષે કંઈક અત્યંત પ્રભાવશાળી તત્ત્વ, સ્થળ અને કાળ જેને સ્પર્શી ન શકે એવી શાશ્વતતા રહેલી છે. સોક્રેટીસ કે ચીની ફિલસૂફોનાં વચનો વાંચતાં અથવા ઉપનિષદો અને ગીતા વાંચતી વખતે પણ મને કેટલીક વખતે એવો જ અનુભવ થયેલો. એમની તત્ત્વવિદ્યા કે ક્રિયાવિધિ ઇત્યાદિનાં વર્ણનો અથવા મારી સામે ખડા થતા પ્રશ્નો સાથે દેખીતી રીતે જ જેમને કશો સંબંધ ન હોય એવી એમાંની ઘણી વાતમાં મને કશો રસ નહોતો. મેં જે વાંચ્યું તેમાંના ઘણાખરા ભાગનો ઊંડો મર્મ હું ન સમજ્યો હોઉં એ બનવાજોગ છે. અને સાચે જ, બીજી વાર વાંચતાં ઘણી વાર મને તેમાં વધારે સમજ પડતી. ગૂઢતાથી ભરેલા કેટલાક ફકરાઓનું

રહસ્ય સમજવાનો મેં પ્રયત્ન ન કર્યો અને મારી દૃષ્ટિથી મને જે મહત્ત્વનું ન લાગ્યું તે હું માત્ર ઉપર ઉપરથી જ જોઈ ગયો. લાંબાં લાંબાં ભાષ્યો તથા ટીકાઓમાં પણ મને રસ નહોતો. આ ધર્મગ્રંથોને અથવા બીજા કોઈ પણ ગ્રંથોને કશીયે શંકાકુશંકા કે મતભેદ વિના અથેતિ સ્વીકારી લેવા જેવી ઈશ્વરી વાણી તરીકે હું લેખી શકું એમ નહોતું. ખરેખર, ઈશ્વરની વાણી તરીકે લેખાતા એ ધર્મગ્રંથોનું આ વલણ તેમાં શું કહ્યું છે તે જાણવાની મારી ઇચ્છા નાશ કરી નાખતું. જેમને વિષે મને કશું જ્ઞાન કે ખાતરી ન હોય એવી દૈવી શક્તિના અવતાર કે પ્રતિનિધિ નહીં પરંતુ બહુ ડાહ્યા અને દૂરદર્શી પણ આ ધરતીના જ માનવીઓએ લખેલા ગ્રંથો તરીકે તેમને લેખતાં મારા મનમાં તેમને વિષે વધારે આદર પેદા થતો હતો.

એક સામાન્ય માનવી માનસિક તેમ જ આધ્યાત્મિક વિકાસની ઉચ્ચ ભૂમિકાએ ચડે અને પછી પોતાના બીજા માનવબંધુઓને પણ ઊંચે ચડાવવાનો પ્રયાસ કરે એ વસ્તુ તે દૈવી અથવા ચડિયાતી શક્તિનો પ્રતિનિધિ હોય એના કરતાં મને સદાયે વધારે ભવ્ય ને પ્રભાવશાળી લાગી છે. કેટલાક ધર્મસંસ્થાપકો અદ્ભુત વ્યક્તિત્વવાળા હતા. પણ તેમને આ ભૂમિ પર વસતા માનવીઓ તરીકે હું લેખી ન શકું ત્યારે મારી નજરે તેમનો મહિમા ઘટી જાય છે. માણસના ચિત્ત ને આત્માનો કેટલી હદ સુધી ઉત્કર્ષ થઈ શકે છે એ હકીકતની મારા મન પર ઊંડી છાપ પડે છે અને મને આશાવાદી બનાવે છે. કોઈક અજ્ઞાત શક્તિના સંદેશવાહકો તરીકેની તેમની હસ્તીની મારા પર ઝાઝી છાપ પડતી નથી.

પુરાણોની કથાઓની પણ મારા પર એવી જ અસર થાય છે. એ કથાઓની હકીકતોને જેમની તેમ માની લેવામાં આવે તો એ આખી વસ્તુ બેહૂદી ને હાસ્યાસ્પદ બની જાય છે. પણ એ રીતે એમને સાચી માની લેવાનું આપણે છોડી દઈએ કે તરત તે નવે જ સ્વરૂપે, નવા જ સૌંદર્યથી, માનવી માટે બોધથી ભરેલા પ્રતિભાશાળી કલ્પનાશક્તિના અદ્ભુત પરિપાક તરીકે આપણાં ચક્ષુ સામે ખડી થાય છે. ગ્રીક દેવદેવીઓની વાતોને આજે કોઈ સાચી માનતું નથી અને તેથી કશી મુસ્કેલી વિના આપણે તેની પ્રશંસા કરીએ છીએ અને તે આપણા જ્ઞાનના વારસાનો એક ભાગ બની જાય છે; પણ એ વાતો જેમની તેમ સાચી માની લેવાની આપણને ફરજ પડતી હોત તો એ અંધ માન્યતાનો બોજો આપણને ગૂંગળાવી મારત અને ઘણુંખરું એનું સાચું સૌંદર્ય આપણી નજરે ન પડત. હિંદની પુરાણકથાઓ વધારે સમૃદ્ધ, વિવિધતાવાળી, વ્યાપક,

સૌંદર્યશાળી અને રહસ્યથી ભરેલી છે. મને ઘણી વાર કુતૂહલ થાય છે કે, આ ઉજ્જ્વળ સ્વપ્નો તથા મનોહારી કલ્પનાઓ નિર્માણ કરનાર સ્ત્રીપુરુષો કેવાં હશે તથા વિચાર અને કલ્પનાની કઈ સોનાની ખાણમાંથી તેમણે એ બધી વાતો ખોદી કાઢી હશે?

તો પછી, શાસ્ત્રોનો માનવચિત્તના સર્જન તરીકે વિચાર કરતી વખતે તે રચાયાં તે જમાનો, તેમનો વિકાસ થયો તે વખતની સમાજ-સ્થિતિ અને મનોભૂમિકા તથા તેમની અને આપણી વચ્ચે રહેલું સમય, વિચાર અને અનુભવનું અંતર વગેરે બાબતો ખ્યાલમાં રાખવી જોઈએ. કર્મકાંડ તથા ધાર્મિક વિધિઓનું તેમના પરનું આચ્છાદન ભૂલીને જે સામાજિક ભૂમિકામાં તેમનો વિકાસ થયો તે આપણે લક્ષમાં રાખવી જોઈએ. માનવી જીવનને સ્પર્શતા કેટલાક સવાલોને વિષે અમુક પ્રકારની નિત્યતા અને શાશ્વતતાનો અંશ રહેલો હોય છે અને તેથી જ એ પ્રાચીન ગ્રંથોને વિષે પણ સનાતન રસ રહેલો છે. બીજા કેટલાક સવાલોનું મહત્ત્વ જોકે અમુક યુગ કે જમાના પૂરતું જ હોય છે અને તેમને વિષે આજે આપણને જીવંત રસ નથી રહી શકતો.

## ૫
## વેદો

ઘણા હિંદુ વેદોને ઈશ્વરપ્રેરિત ધર્મગ્રંથો — શાસ્ત્રો લેખે છે. આ બીના મને બહુ ખેદજનક લાગે છે કેમ કે એ રીતે તેમનું ખરું મહત્ત્વ — ચિંતનની પ્રાથમિક અવસ્થામાં માનવી ચિત્તનો આવિર્ભાવ આપણે જોઈ શકતા નથી. અને એ ચિત્ત કેવું અલૌકિક હતું! વેદો (વિદ્ એટલે જાણવું એ સંસ્કૃત ધાતુ પરથી એ શબ્દ બન્યો છે) બીજું કશું નહીં પણ તત્કાલીન જ્ઞાનનો સંગ્રહ છે. સ્તુતિઓ, ઉપાસનાઓ, યજ્ઞની વિધિઓ, જાદુ અને પ્રકૃતિસૌંદર્યનાં ભવ્ય કાવ્યોનો એ શંભુમેળો છે. એમાં મૂર્તિ-પૂજા નથી; દેવોને માટે મંદિરો નથી. એમાં જીવનનું જે વીર્ય તથા જીવન પ્રત્યેની જે નિષ્ઠા નજરે પડે છે તે ખરેખર અસાધારણ છે. વેદના આરંભ-કાળના આર્યો જીવન વિષેના ઉત્સાહથી એટલા ભરેલા હતા કે આત્માની ચિંતામાં પડયા જ નથી. કંઈક અસ્પષ્ટ રીતે તેઓ અમુક પ્રકારના મરણોત્તર જીવનમાં માનતા હતા.

ધીમે ધીમે ઈશ્વરનો ખ્યાલ ઉદ્ભવે છે: એ દેવો મનુષ્યની પેઠે જ રાગદ્વેષથી ભરેલા પણ તેમનાથી વધારે શક્તિશાળી હોય છે. પછીથી

કદી પોતાનો માર્ગ બદલે છે, કદી કદી સંકોચાઈ જતા લાગે છે પણ પોતાનું અસલ સ્વરૂપ તેઓ જાળવી રાખે છે. એ પ્રવાહોમાં સંગીન જીવનનિષ્ઠા ન હોત તો તેઓ પોતાનું અસલ સ્વરૂપ ટકાવી રાખવાને સમર્થ ન થાત. ટકી રહેવાનું આ સામર્થ્ય હમેશાં ગુણ જ હોય છે એમ નથી; એ સ્થગિતતા અને સડાનું પણ સૂચક હોય અને મારા અભિપ્રાય પ્રમાણે છેલ્લાં ઘણા વરસોથી હિંદમાં એ સામર્થ્ય સ્થગિતતા અને સડાનું જ સૂચક હતું. પરંતુ ઉપરાછાપરી આવતી કટોકટીઓ અને યુદ્ધો એક ગર્વિષ્ઠ અને આગળ વધેલી સંસ્કૃતિના પાયા હચમચાવી દેતી હોય ત્યારે ટકી નીકળવાના સામર્થ્યની આ હકીકત ખાસ કરીને વધારે મહત્ત્વની બની જાય છે. જેમાં ઘણી ઘણી વસ્તુઓ ઓગળવા લાગી છે તે યુદ્ધની તાવણીમાથી માનવજાતની મહાન સદ્ધિઓ કાયમ રાખે અને તેમની ઊણપ પૂરી કરે એવી કંઈક સુંદર ચીજ પૂર્વ તેમ જ પશ્ચિમને માટે ઉદ્‌ભવશે એવી આશા આપણે રાખીએ. પરંતુ કેવળ ભૌતિક સંપત્તિ જ નહીં, જીવનને મહેતુક બનાવનાર મૂળભૂત આદર્શોનો મોટા પાયા પર વારંવાર થતો આ સંહાર સૂચક છે. અનેક દશામાં આશ્ચર્યકારક પ્રગતિ થયા છતા અને એને પરિણામે આગળના જમાનામા જેની કલ્પના સરખી પણ થઈ શકતી નહોતી એટલું બધુ જીવનનુ ધોરણ ઊંચું થયુ હોવા છતા આપણી અતિ ઉદ્યોગપ્રધાન આધુનિક સંસ્કૃતિમા કઈક મૂળભૂત ઊણપ છે તથા એમા આત્મવિનાશનાં બીજ રહેલાં છે કે શુ એવો સવાલ મનમા ઊઠયા વગર રહેતો નથી.

પરદેશી હકૂમત નીચે આવી ગયેલો દેશ વીતી ગયેલા યુગોનાં સ્વપ્ના સેવી પોતાની વર્તમાન દુર્દશાને વીસરવા ચાહે છે અને ભૂતકાળની મહત્તાના કાલ્પનિક દર્શનમાથી સમાધાન ખોળે છે. આ એવકૂફીભરેલ તેમ જ જોખમકારક મનોરંજન છે અને અમારામાંથી ઘણા એની માયામા ફસાય છે. બીજી બાબતોમાં અમે દુનિયામાં ઘણા હેઠા પડયા છીએ પણ આધ્યાત્મિક દૃષ્ટિએ હજી મહાન પ્રજા છીએ એમ માનવુ એ હિંદમા અમારે માટે બીજી એક એવી જ વાધાભરેલી લાગણી છે. સ્વતંત્રતા ને તકોના અભાવ પર અથવા ભૂખમરો, ગરીબાઈ ને વિપત્તિના પાયા પર આધ્યાત્મિક કે બીજી કોઈ પણ મહત્તાનું ચણતર થઈ શકતું નથી. હિંદીઓ પારલૌકિક વૃત્તિના છે એવો ખ્યાલ ઘણા પશ્ચિમના લેખકોએ પેદા કર્યો છે. મને લાગે છે કે દરેક દેશના ગરીબ તથા હતભાગી લોકો ક્રાંતિકારી ન બને તો અમુક અંશે પારલૌકિક વૃત્તિના થયા વિના રહેતા નથી કેમ કે દેખીતી રીતે જ આ દુનિયામાં તેમને કશુ પોતીકાપણું લાગતુ નથી. પરાધીન દેશની પ્રજાઓની સ્થિતિ પણ આવી જ હોય છે.

માણસ પુખ્ત ઉંમરનો થાય છે ત્યારે તે બાહ્ય જગતના વિષયોમાં સર્વથા રચ્યોપચ્યો નથી રહેતો કે નથી તેને એનાથી પૂરું સમાધાન મળતું. તે કંઈક ઊંડો મર્મ, કંઈક ઊંડું રહસ્ય, કંઈક માનસિક અને આધ્યાત્મિક સમાધાન ખોળે છે. પુખ્ત અવસ્થાએ પહોંચેલી પ્રજાઓ તથા સંસ્કૃતિઓની બાબતમાં પણ એવું જ બને છે. દરેક પ્રજામાં અને દરેક સંસ્કૃતિમાં બાહ્ય જીવન ને આંતરિક જીવનના આ બે સમાન્તર પ્રવાહો જોવાના મળે છે. જ્યાં તેમનો મેળ ખાય છે યા જ્યાં તેઓ એકબીજાને પડખે વહે છે ત્યાં સમતા અને સ્થિરતા હોય છે. જ્યાં તેઓ એકબીજાથી વિખૂટા પડે છે ત્યાં વિક્ષેપ અને ચિત્ત તથા આત્માને ક્લેશ કરાવનાર વિષમતા પેદા થાય છે.

ઋગ્વેદ સંહિતાના કાળથી પ્રત્યક્ષ જીવનના અને ચિંતનના આ બે પ્રવાહોનો ઉત્તરોત્તર થતો વિકાસ આપણને જોવાનો મળે છે. આરંભના સમયના પ્રવાહો બાહ્ય જગતના વિષયોથી, પ્રકૃતિના સૌંદર્યથી ને ગૂઢતાથી તથા જીવનના આનંદથી અને ઊભરાતી જીવનશક્તિથી ભરેલા છે. ઓલિમ્પસના દેવોની પેઠે એના દેવો પણ માનવસદૃશ છે; અવનિ પર ઊતરીને સ્ત્રી-પુરુષો સાથે હળનામળતા તેમને કલ્પવામાં આવ્યા છે. માણસથી એમને જુદા પાડનારું કોઈ ખાસ લક્ષણ એમનામાં તરી આવતું નથી. પછી ચિંતનનો ઉદય થાય છે અને જિજ્ઞાસાવૃત્તિ જાગે છે તથા ઇંદ્રિયાતીત જગતનો ભેદ ઘેરો લાગવા માંડે છે. જીવનનો વ્યાપાર ભરપૂરપણે ચાલ્યો જાય છે પરંતુ તેના બાહ્ય આવિર્ભાવોથી પરાઙ્મુખ થવાની વૃત્તિ જાગે છે. સામાન્ય રીતે જેને જોઈ, સાંભળી કે સ્પર્શી ન શકાય એવી અદૃશ્ય યા અગોચર વસ્તુઓ તરફ ચિત્ત વળતું થતાં અનાસક્તિ વધવા લાગે છે. આ બધાનો ઉદ્દેશ શો? આ વિશ્વની પાછળ કોઈ હેતુ રહેલો છે ખરો? અને જો એમ હોય તો, એની સાથે માનવજીવનનો સુમેળ કેવી રીતે સાધવો? દૃશ્ય અને અદૃશ્ય વચ્ચે સુમેળ સાધીને જીવનનો સાચો આચાર શોધી શકાય ખરો?

જેમ બીજે બધે તેમ હિંદમાં ચિંતન અને પ્રવૃત્તિના, પ્રવૃત્તિપરાયણતાના અને વૈરાગ્યના સાથે સાથે વિકસતા પ્રવાહો જોવાના મળે છે; જુદા જુદા યુગમાં એમાથી એક યા બીજા પર ભાર મુકાતો જોવા મળે છે. પરંતુ એ સંસ્કૃતિની મૂળભૂત ભૂમિકા પારલૌકિકનાની અથવા સંસારની અસારતાની નહોતી. ફિલસૂફીની ભાષામાં એ સંસ્કૃતિ દુનિયાને માયા તરીકે વર્ણવે છે ત્યારે પણ એ ખ્યાલ નિરપેક્ષ નહીં, અંતિમ સત્યની તુલનામાં સાપેક્ષ હોય છે (પરમતત્ત્વની પ્લેટોએ કલ્પેલી છાયાના જેવું કંઈક), જગત જેવું છે તેવાનો જ સ્વીકાર કરે છે, તેનું જીવન જીવવાનો અને તેના બહુવિધ સૌંદર્યનો ઉપભોગ કરવાનો પ્રયત્ન કરે છે. તેમાંથી

ઉદ્ભવેલા ધર્મો દ્વારા સૂચિત થતી સેમીટિક સંસ્કૃતિ ઘણુંખરું અને આરંભના સમયનો ખ્રિસ્તી ધર્મ તો ખચીત આને મુકાબલે વધારે પ્રમાણમાં પારલૌકિક દૃષ્ટિવાળાં હતાં. ડી. ઈ. લૉરેન્સ કહે છે કે, 'સફળ થયેલા કે નિષ્ફળ નીવડેલા બધાયે સેમીટિક સંપ્રદાયોના મૂળમાં સંસારની અથવા જગતની અસારતાનો ખ્યાલ 'સદાયે મોજૂદ છે.' આમાંથી જ ઘણુંખરું કોઈ વાર હદ બહારનો ભોગવિલાસ તો કોઈ વાર આકરા દેહદમનની વૃત્તિઓ જાગે છે.

જ્યારે જ્યારે હિંદની સંસ્કૃતિ ફાલીફૂલીને નવપલ્લવિત થઈ ત્યારે દરેક યુગમાં ત્યાં જીવન અને કુદરત વિષે તીવ્ર આનંદ, જીવન જીવવામાં રસ, કળા, સંગીત, સાહિત્ય, કાવ્ય, નૃત્ય, ચિત્રકળા અને રંગભૂમિ વગેરેનો વિકાસ તથા સ્ત્રીપુરુષના કામસંબંધની અતિ સૂક્ષ્મ મીમાંસા પણ આપણને જોવા મળે છે. પારલૌકિક વૃત્તિ અથવા જગતની અસારતાના પાયા પર રચાયેલી સંસ્કૃતિ કે જીવનદૃષ્ટિ વીર્યશાળી અને વિવિધતાભર્યા જીવનના આ બધા આવિર્ભાવો પેદા કરી શકે એમ માની શકાતું નથી. ખરેખર, પાયામાં પારલૌકિક વૃત્તિવાળી સંસ્કૃતિ હજારો વરસ સુધી ટકી શકી ન હોત એ ઉઘાડું છે.

આમ છતાંયે કેટલાક લોકો એમ ધારે છે કે, હિંદની જીવનદૃષ્ટિ અને સંસ્કૃતિ તત્ત્વતઃ પ્રવૃત્તિ કે કર્મનો નહીં. પણ જીવનથી વિમુખ રહેવાનો સિદ્ધાંત રજૂ કરે છે. મારા ધારવા પ્રમાણે બધાયે પ્રાચીન ધર્મો તથા સંસ્કૃતિઓમાં વત્તાઓછા પ્રમાણમાં એ બંને સિદ્ધાંતો સ્વીકારવામાં આવેલા છે. પણ મને લાગે છે કે, એકંદરે જોતાં હિંદી સંસ્કૃતિએ જીવનના ઇન્કારની ભાવનાવાળા જીવન પર કદીયે ભાર મૂક્યો નથી. તેની કેટલીક ફિલસૂફીની શાખાઓએ જોકે એમ કર્યું છે, પણ ખ્રિસ્તી ધર્મ કરતાં બહુ ઓછા પ્રમાણમાં. બૌદ્ધ તથા જૈન ધર્મે જીવનવહેવારથી વિમુખ જીવન પર વિશેષ ભાર મૂક્યો છે અને હિંદના ઇતિહાસના અમુક યુગોમાં ઘણા લોકો જીવનથી ભાગતા હતા. દાખલા તરીકે સંખ્યાબંધ લોકો બૌદ્ધ વિહારોમાં જોડાતા હતા. એનું શું કારણ હશે તેની મને ખબર નથી. યુરોપમાં મધ્યમ યુગ દરમ્યાન એવા જ અથવા એથીયે વધારે સૂચક દાખલાઓ મળી આવે છે. એ સમયે ત્યાં એવી માન્યતા પ્રવર્તી હતી કે આ જગતનો નજીકમાં જ અંત આવનાર છે. રાજકીય અને આર્થિક કારણોથી પેદા થતી વિફળતા યા નાસીપાસીની લાગણીને પરિણામે સંન્યાસ અને વહેવારવિમુખ નિવૃત્તિપરાયણ જીવનના વિચારો પેદા થતા હોવા જોઈએ.

બૌદ્ધ ધર્મની જીવનપ્રત્યેની તાત્ત્વિક દૃષ્ટિ અથવા કહો કે દૃષ્ટિઓ — કેમ કે તેની એવી અનેક દૃષ્ટિઓ છે — આવી હોવા છતાં હકીકતમાં તે અંતિમ છેડાઓને ટાળે છે. બૌદ્ધ સિદ્ધાંત મધ્યમ માર્ગની હિમાયત કરનારો સિદ્ધાંત છે. નિર્વાણનો ખ્યાલ પણ, કેટલીક વાર ધારવામાં આવે છે એવી કેવળ શૂન્યતા નથી; એ ભાવાત્મક સ્થિતિ છે. પણ માનવીના વિચારના ક્ષેત્રની એ બહારની સ્થિતિ હોવાથી તેને વર્ણવવા માટે અભાવાત્મક શબ્દો વાપરવામાં આવ્યા છે. હિંદી તત્ત્વદૃષ્ટિ અને સંસ્કૃતિના વિશિષ્ટ પરિપાક સમાન બાદ્ધ ધર્મ કેવળ જીવનવિમુખના યા નિવૃત્તિ માર્ગનો સિદ્ધાંત હોત તો એને અનુસરનારા કરોડો લોકો પર ખચીત એની થોડીઘણી અસર થઈ હોત. પણ બૌદ્ધધર્મી દેશો એથી ઊલટી જ બીનાનો પુરાવો આપે છે અને ચીના લોકો જીવનના સ્વીકારવાળો જીવન-વહેવાર કેવો હોય એનું નમૂનેદાર દૃષ્ટાંત પૂરું પાડે છે.

હિંદી તત્ત્વદૃષ્ટિ જીવનના અંતિમ ધ્યેય યા હેતુ પર સદાયે ભાર મૂકતી આવી છે તેથી કરીને આ ગોટાળો પેદા થયો હોય એમ લાગે છે. એ તત્ત્વદૃષ્ટિ પોતના બંધારણ યા ઘડતરમાં રહેલા ઇન્દ્રિયાતીત યા અલૌકિક તત્ત્વને કદી ભૂલી શકી નથી, અને તેથી જીવનનો સંપૂર્ણપણે સ્વીકાર કરવા છતાં તે જીવનનો શિકાર યા ગુલામ બનવાનો ઇન્કાર કરે છે. તે કહે છે કે સમ્યક્ પ્રવૃત્તિ યા કર્મ જોઈએ તેટલું કરો પણ તેનાથી પર રહો અને એવા કર્મનાં ફળોને વિષે તો સાવ ઉદાસીન રહો. આમ એ જીવનવહેવાર-માંથી ભાગવાનો નહીં પણ જીવનમાં તેમ જ કર્મમાં અનાસક્તિ રાખવાનો માણસને અનુરોધ કરે છે; હિંદી તત્ત્વદૃષ્ટિ અને ફિલસૂફીમાં અનાસક્તિનો આ ખ્યાલ સાદ્યંત રહેલો છે. બીજી ઘણીખરી ફિલસૂફીઓનું પણ એવું જ છે. દશ્ય અને અદશ્ય સૃષ્ટિઓ વચ્ચે અથવા બાહ્ય અને આંતરિક જગત વચ્ચે સાચી સમતુલા એટલે કે સમતા જાળવી રાખવી જોઈએ એમ કહેવાની આ એક ભિન્ન રીત છે, કેમ કે, બાહ્ય જગતના ક્ષેત્રમાં પ્રવૃત્તિ અથવા કર્મને વિષે વધારેપડતી આસક્તિ થવાથી બીજું એટલે કે આંતરિક જગત ભુલાઈ જાય છે તે લુપ્ત થતું જાય છે; વળી તે કર્મ સુધ્ધાં અંતિમ હેતુ યા ધ્યેય વિનાનું બની જાય છે.

હિંદી માનસના આ આરંભનાં પરાક્રમોમાં સત્યનું મહત્ત્વ, સત્ય પર અવલંબન અને સત્ય માટેનો પાર વગરનો ઉત્સાહ જોવામાં આવે છે. જડ ધર્મસિદ્ધાંત તથા ઈશ્વરપ્રેરિત જ્ઞાનપ્રકાશ એ તેમનાથી પર થઈ ન શકે એવા નીચલી ભૂમિકાના લોકો માટે છે એમ ગણીને તેમની ઉપેક્ષા કરવામાં આવતી હતી. અંગત અનુભવ પર અવલંબનારું આ પ્રયોગમૂલક વલણ છે.

ભાવનાના અને આધ્યાત્મિક, બધાયે અનુભવોની પેઠે અવ્યક્ત યા અંતઃસૃષ્ટિનો અનુભવ દશ્ય યા બાહ્ય જગતના અનુભવથી જુદા પ્રકારનો હોય છે. જેનું આપણને જ્ઞાન છે તે ત્રણ પરિમાણોવાળી સૃષ્ટિની બહારના કોઈક ભિન્ન અને વધારે વ્યાપક ક્ષેત્રમાં એ અનુભવ પ્રવેશતો હોય એમ લાગે છે અને તેથી ત્રણ પરિમાણો જ જાણનાર ભાષામાં તેને વર્ણવવાનું મુશ્કેલ બને છે. એ અનુભવ શો છે અને તે સત્ય કે પરમ તત્ત્વની કોઈક બાજુનું દર્શન યા સાક્ષાત્કાર હોય છે કે પછી કેવળ કલ્પનાનું ભૂત હોય છે એ હું નથી જાણતો. ઘણી વાર એ આત્મવંચના હોય છે. મને રસ છે તે આ દૃષ્ટિમાં, આ માનસિક વલણમાં, એ અધિકારવાદી અથવા સિદ્ધાંતજડ વલણ નથી પણ બાહ્ય જીવનની પાછળ શું રહેલું છે તે પોતાને માટે ખોળી લેવાનો પ્રયાસ કરવાની વૃત્તિ છે.

હિંદમાં ફિલસૂફી કેવળ ગણ્યાગાંઠ્યા ફિલસૂફો કે પંડિતોનો જ વિષય રહ્યો નથી. ફિલસૂફી જનસમુદાયના ધર્મનું મહત્ત્વનું અંગ હતું; અમુક હળવા સ્વરૂપમાં તે તેમના સુધી પ્રસરે છે અને જે ચીનના જેટલી જ હિંદમાં પણ સર્વસામાન્ય બને છે તે તાત્ત્વિક દૃષ્ટિ પેદા કરે છે. કેટલાકને માટે એ ફિલસૂફી ઘટનામાત્રનાં કારણો તથા નિયમો જાણવા માટેનો ઊંડો અને જટિલ પ્રયાસ હતો, જીવનના અંતિમ ધ્યેય માટેની ખોજ હતી, જીવનના અનેક વિરોધોમાં જીવંત એકતા શોધવાનો પ્રયત્ન હતો. પણ જનસમુદાયને માટે એ ઘણી સીધીસાદી વાત હતી. આમ છતાંયે તે એમને જીવનના હેતુ અથવા ધ્યેયની તથા કાર્યકારણની કંઈક સમજ તથા કસોટીના પ્રસંગો તેમ જ આપત્તિનો સામનો કરવાનું અને પ્રસન્નતા તથા સ્વસ્થતા ન ગુમાવવાનું ધૈર્ય આપતી હતી. ડૉ. તાઈ ચી–તાઓને લખતાં ટાગોર જણાવે છે કે, હિંદ તથા ચીનની પ્રાચીન જીવનદૃષ્ટિ, તાઓ અથવા સન્માર્ગ, એ પૂર્ણતા પ્રાપ્ત કરવા માટેનો, જીવનની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓને જીવનના આનંદમાં તરબોળ કરવાનો માર્ગ છે. ચીનની નિરક્ષર અને અજ્ઞાન આમજનતા પર એ શાણપણ યા જીવનદૃષ્ટિની હજી પણ કંઈક અસર પહોંચે છે અને આપણે જોઈએ છીએ કે સાત સાત વરસના ભીષણ યુદ્ધ પછી પણ ચીનના લોકોએ પોતાની શ્રદ્ધા અથવા પોતાના ચિત્તની પ્રસન્નતા ચળવા દીધી નથી. હિંદમાં અમારો કસોટીકાળ ઘણો લંબાયો છે અને ગરીબાઈ તથા ભારે હાડમારી તેમ જ દુઃખો લાંબા સમયથી અમારી પ્રજાના વિખૂટા ન પાડી શકાય એવા સાથી બની ગયા છે. આમ છતાંયે હિંદવાસીઓ હજી પણ ખેલે છે, કૂદે છે અને ગાય છે તેમ જ નાચે છે અને નાસીપાસ થતા નથી.

## ૭

## સમન્વય અને મેળ: જ્ઞાતિવ્યવસ્થાનાં બીજ

આર્યોના આગમનથી હિંદમાં નવા પ્રશ્નો ઊભા થયા. એ પ્રશ્નો જુદી જુદી જાતિઓને લગતા તેમ જ રાજકીય સ્વરૂપના હતા. દ્રવિડ લોકોની પાસે સંસ્કૃતિની લાંબી પરંપરા રહેલી હતી પણ આર્યો પોતાને તેમનાથી અનેકગણા ચઢિયાતા લેખતા હતા એ નિર્વિવાદ છે અને એ બંને વચ્ચેનું અંતર મોટું હતું. આ ઉપરાંત હિંદમાં એ વખતે પછાત આદિવાસી જાતિઓ પણ હતી. એ લોકો ગોપ અવસ્થાનું વનવાસી જીવન ગુજારતા હતા. જાતિજાતિ વચ્ચેના આ સંઘર્ષ તથા ક્રિયાપ્રતિક્રિયામાંથી ધીમે ધીમે વર્ણવ્યવસ્થા ઉદ્‌ભવી. પછીની સદીઓમાં એ હિંદના જીવન પર ઊંડી અસર કરનાર હતી. ઘણું કરીને આ વ્યવસ્થા મૂળે નહોતી આર્ય કે નહોતી દ્રવિડ. ભિન્ન ભિન્ન જાતિઓનું સામાજિક સંગઠન કરવાનો, તત્કાલીન મોજૂદ હકીકતોનો મેળ સાધવાનો એ પ્રયાસ હતો. પાછળના વખતમાં એ વ્યવસ્થાથી સમાજની અધોગતિ થઈ અને હજી આજે પણ એ બોજારૂપ ને શાપરૂપ છે. પરંતુ પાછળના વખતનાં ધોરણો અથવા પછીથી તેમાં થયેલા ફેરફારો પરથી આપણે એનું મૂલ્યાંકન ન કરી શકીએ. એ વ્યવસ્થા તે સમયની ભાવનાને અનુરૂપ હતી અને ઘણીખરી પ્રાચીન સંસ્કૃતિઓમાં આવી જાતનું વર્ગીકરણ ઉદ્‌ભવ્યું હતુ. જોકે ચીનમાં એમ થવા પામ્યું નહોતું. ,સાસાની યુગમાં આર્યોની બીજી શાખાના વંશજ ઈરાનીઓમાં પણ ચાર - વર્ગો હતા. ગ્રીસની સંસ્કૃતિ સહિત લગભગ બધી જ પ્રાચીન સંસ્કૃતિઓ સામુદાયિક ગુલામગીરીની પ્રથા પર નભતી હતી. હિંદમાં ઘરકામ કરનારા થોડા ગુલામો હતા પણ અહીં મજૂરી કરનારા ગુલામોનો સમુદાય મોટો નહોતો. પ્લેટો પોતાના રિપબ્લિક (આદર્શ નગર) નામના ગ્રંથમાં ચાતુર્વર્ણ્યને મળતા સામાજિક વર્ગોનો ઉલ્લેખ કરે છે. મધ્યકાલીન કૅથલિક સમાજવ્યવસ્થામાં પણ આવા પ્રકારનું વર્ગીકરણ હતું.

આર્ય અને અનાર્ય વચ્ચેના કડક વિભાગોથી જ્ઞાતિના વાડાઓનો આરંભ થયો. પછીથી અનાર્યોમાં દ્રવિડ જાતિઓ અને આદિવાસી જાતિઓ એવા બે વિભાગો પડ્યા. આરંભમાં આર્યોનો વર્ણ એક જ હતો. તે વખતે ગુણકર્મને આધારે તેમનામાં વિભાગો પડ્યા નહોતા. આર્ય શબ્દ ઋ એટલે ખેડવું એ ધાતુ પરથી બન્યો છે: બધા આર્યો ખેતી કરનારા ખેડૂતો હતા. ખેતીનો ધંધો ઉમદા લેખાતો હતો. ખેતી કરનાર ખેડૂત જ

પુરોહિતનું, સૈનિકનું અને વેપારીનું કામ કરતો હતો અને વિશિષ્ટ હકો ધરાવનાર પુરોહિત યા બ્રાહ્મણ વર્ગ તે વખતે અલગ નહોતો. મૂળે અનાર્યોથી આર્યોને જુદા પાડવા માટે યોજવામાં આવેલા વર્ણના વિભાગોની અસર ખુદ આર્યો પર થઈ અને ગુણ કર્મના વિભાગો જેમ જેમ વધતા ગયા તેમ તેમ નવા નવા વર્ગો અથવા વર્ણો થતા ગયા.

આમ, વિજેતા જાતિએ પરાજિત જાતિઓનું નિકંદન કાઢવાનો અથવા તેમને ગુલામ બનાવવાનો રિવાજ જે વખતે પ્રચલિત હતો ત્યારે વર્ણવ્યવસ્થા યા જ્ઞાતિવ્યવસ્થાએ એ પ્રશ્નનો વધારે શાન્તિભર્યો ઉકેલ આપ્યો. એ ઉકેલ સમાજમાં ગુણકર્મના વધતા જતા ખાસ વિભાગોની સાથે બંધબેસતો હતો. જીવનના વ્યવસાયોના વિભાગો પાડવામાં આવ્યા અને ખેડૂતોના સમુદાયમાંથી ખેડૂતો, કારીગરો અને વેપારીઓ વગેરેનો વૈશ્ય વર્ગ ઊભો થયો, યોદ્ધાઓ તથા શાસકોનો ક્ષત્રિય વર્ગ ઊભો થયો અને પુરોહિતો તથા વિચારકોનો બ્રાહ્મણ વર્ગ પેદા થયો. બ્રાહ્મણોનું કાર્ય રાજનીતિમાં દોરવણી આપવાનું તથા પ્રજાના આદર્શોને સાચવી રાખવાનું અને ટકાવવાનું હતું. આ ત્રણ વર્ણોની નીચે શૂદ્રો અથવા ખેડૂતો સિવાયના શરીરશ્રમ કરનારા મજૂરો હતા. આદિવાસી જાતિઓમાંથી ઘણી જાતિઓને સમાજમાં ધીમે ધીમે અંતર્ભૂત કરી લેવામાં આવી અને તેમને સમાજના છેક નીચેના એટલે કે શૂદ્ર વર્ગમાં સ્થાન આપવામાં આવ્યું. આ રીતે અનાર્ય જાતિઓને સમાજવ્યવસ્થામાં સમાવી લેવાની પ્રક્રિયા નિરંતર ચાલ્યા જ કરતી હતી. આ વર્ણોમાં પણ ઘણુંખરું એકમાંથી બીજામાં સંક્રાન્તિ ચાલ્યા કરતી હોવી જોઈએ. એમાં જડતા અથવા બાંધાબંધી દાખલ થઈ તે પાછળથી. ઘણુંખરું શાસક વર્ગને હમેશાં ઘણી છૂટછાટો મળતી હતી અને જીત મેળવીને કે બીજી કોઈ રીતે સત્તા હાથ કરનાર માણસ ચાહે તો ક્ષત્રિય વર્ગમાં જોડાઈ શકતો હતો. તેના મોભાને છાજે એવી પરાપૂર્વના કોઈક આર્ય વીરપુરુષ સાથે તેને જોડી આપતી વંશાવળી બ્રાહ્મણ પુરોહિતો પાસે તે તૈયાર કરાવી લેતો.

આર્ય શબ્દ કોઈ જાતિસૂચક મટી ગયો. 'ઉમદા' એવો તેનો અર્થ થવા લાગ્યો. એ જ રીતે અનાર્ય શબ્દનો અર્થ હીન અથવા નીચું એવો થવા લાગ્યો અને તે સામાન્ય રીતે ગોપવૃત્તિની અને વનવાસી જાતિઓ વગેરેને માટે વપરાવા લાગ્યો.

હિંદીઓ પૃથક્કરણની ખાસ શક્તિ ધરાવતા હતા અને વિચારો તથા ખ્યાલોનું અને જીવનની પ્રવૃત્તિઓનું સુધ્ધાં વર્ગીકરણ કરવાની તેમને ધગશ

હતી આર્યોએ સમાજને ચાર મુખ્ય વિભાગોમા — વર્ણોમા વહેચી નાખ્યો એટલુ જ નહી, વ્યક્તિના જીવનને પણ ચાર ભાગમા વહેચી નાખ્યુ પહેલો ભાગ બ્રહ્મચર્યાશ્રમ એટલે કે માણસના જીવનની વિદ્યાર્થી અવસ્થા. એમા માણસ વિદ્યા સપાદન કરે તથા આત્મનિગ્રહ અને ભાવિ જીવન માટે જરૂરી શિસ્ત કેળવે બીજો ભાગ ગૃહસ્થાશ્રમ અથવા સસારી જીવન, ત્રીજો ભાગ વાનપ્રસ્થાશ્રમ માણસે હવે અમુક પ્રકારની સમતા તેમ જ તટસ્થ વૃત્તિ કેળવેલી હોય છે અને તે કશા લાભ કે બદલાની આશા રાખ્યા વિના પોતાની શક્તિ સમાજસેવાના કાર્યોમા ખરચે છે. ચોથો ભાગ સન્યાસાશ્રમ. જીવનની આ છેલ્લી અવસ્થામા માણસ દુન્યવી પ્રવૃત્તિઓથી સાવ અળગો થઈ નિવૃત્તિપરાયણ જીવન ગાળે છે આ રીતે આર્યોએ માણસમા સાથે સાથે જ રહેલી નિવૃત્તિપરાયણતા અને પ્રવૃત્તિપરાયણતા એ પરસ્પર વિરોધી વૃત્તિઓનો સુયોગ સાધ્યો હતો

ચીનની પેઠે હિંદમા પણ વિદ્યા તથા પડિતાઈનુ સમાજમા બહુમાન કરવામા આવતુ, કેમ કે વિદ્યામા શ્રેષ્ઠ પ્રકારનુ જ્ઞાન તથા સદાચાર ગર્ભિત રીતે રહેલા હોય છે એમ માનવામા આવતુ હતુ એ બને દેશોમા વિદ્યાસપન્ન માણસ આગળ રાજકર્તાઓ તથા શૂરવીર યોદ્ધાઓ પણ સદાયે નમતા આવ્યા છે અમનના વખતમા હિંદમા એવી માન્યતા હતી કે જેમને સત્તાનો અમલ કરવાનો હોય તેઓ તટસ્થતા જાળવી શકતા નથી ને નિષ્પક્ષ રહી શકતા નથી તેમના અગત હિતો તથા તેમની વૃત્તિઓ તેમની પ્રજાકીય ફરજોની સાથે અથડામણમા આવે છે. એથી ધ્યેયો તથા આદર્શો નક્કી કરવાનુ અને સદાચારના ધોરણો સાચવી રાખવાનુ કામ વિચારકોના વર્ગ અથવા સમૂહને સોપવામા આવ્યુ હતુ એ વર્ગ આજીવિકાની ચિંતાથી મુક્ત હતો અને તેને બીજુ ઝાઝુ કામ નહોતુ એટલે જીવનના પ્રશ્નાનો તટસ્થતાથી અને નિષ્પક્ષપણે વિચાર કરી શકતો હતો વિચારકોનો યા દિનસૂરોનો આ વર્ગ સમાજમા સૌથી ઉચ્ચ સ્થાને અને શ્રેષ્ઠ લેખાતો અને સૌ કોઈ તેમના તરફ આદર રાખતા. કર્મ કરનારા અથવા પ્રવૃત્તિપરાયણ લોકો — રાજકર્તાઓ અને સૈનિકો — એટલે કે ક્ષત્રિયો એ પછી આવતા અને તેઓ ગમે એટલા બળવાન અને સમર્થ હોય તોયે તેમને પહેલા વર્ગના લોકો એટલે કે બ્રાહ્મણો કરતા ઓછુ માન મળતુ ધનદોલત ધરાવનારા વર્ગને એટલે કે વૈશ્યોને એથી પણ ઓછુ માન મળતુ ક્ષત્રિયો એટલે કે સૈનિક વર્ગ પ્રથમ સ્થાને નહોતો પણ સમાજમા તેનો દરજ્જો ઘણો ઊચો લેખાતો હતો ચીનની પેઠે તેમના પ્રત્યે અહી ઘૃણા દાખવવામા આવતી નહોતી

હિંદની સમાજવ્યવસ્થાના મૂળમાં રહેલો આ સિદ્ધાંત છે. મધ્ય યુગમાં રોમન ચર્ચે આધ્યાત્મિક, નૈતિક અને સદાચારન બાબતોમાં અને રાજ્યસંચાલનના મૂળભૂત સિદ્ધાંતોની બ દોરવણી આપવાનું કાર્ય હાથ ધર્યું ત્યારે ખ્રિસ્તી સમાજરચનાન પણ આ સિદ્ધાંત નજરે પડે છે. બીજે ઘણે ઠેકાણે પણ એ આવે છે. હકીકતમાં રોમ દુન્યવી સત્તામાં એટલે કે રાજ્યસં ભારે રસ લેવા લાગ્યું અને ચર્ચના અધિકારીઓ પોતાના હકથી રાજ હતા. હિંદમાં બ્રાહ્મણ વર્ગ વિચારકો અને ફિલસૂફો આપવા પોતાનાં જામી ગયેલાં હિતો જાળવી રાખવાને ઉત્સુક એવો અને સુસંગઠિત પુરોહિતવર્ગ બની ગયો. આમ છતાં આ સિ હિંદી જીવન પર વત્તાઓછા પ્રમાણમાં ઊંડી અસર થઈ છે વિદ્યા તથા ઉદારવૃત્તિથી ભરેલો, સદાચારી, આત્મનિગ્રહી અને બીજ માટે પોતાનું બલિદાન આપવાને તત્પર એવા શ્રેષ્ઠ મનુષ્યનો આદ ટકી રહ્યો છે. ભૂતકાળમાં બ્રાહ્મણ વર્ગે વિશિષ્ટ અધિકારો ધરાવના સુરક્ષિત વર્ગોના બધાયે દુર્ગુણો દાખવ્યા છે. તેમનામાંના ઘ માણસોમાં નહોતી વિદ્યા કે નહોતા સદ્‌ગુણો અને છતાં પોતા પ્રત્યેનો આદર તેમણે જાળવી રાખ્યો છે. તેમની પાસે રાજસત્તા અથવા ધ હોવાથી નહીં પણ એક પછી એક બુદ્ધિશાળી માણસો પેદા કરીને એમ કરી શક્યા. પ્રજાની સેવામાં તથા સમાજના હિતને પોતાનું બળિદાન આપવામાં તેમનો ફાળો નોંધપાત્ર છે. દરેક આગળપડતી વ્યક્તિઓના દષ્ટાંતથી આખા વર્ગે લાભ ઉ છે, અને છતાં પ્રજાનો આદર કોઈ મોટા દરજ્જા માટે નહીં ગુણો માટે હતો. રિવાજ તો જે કોઈ વ્યક્તિમાં વિદ્યા તથા સં હોય તેને માન આપવાનો હતો. અબ્રાહ્મણો અને અસ્પૃશ્ય વર્ગની વ્યક્તિ પણ પ્રજાના આદરને પાત્ર બન્યાના અને સંતો તરીકે લેખાયાના અગ દાખલાઓ મળી આવે છે. અધિકારના દરજ્જાનો અને ધ સત્તાનો ભય સેવાયો હશે પણ પ્રજા તરફથી તેમને કદીયે આવું મળ્યું નથી.

આ નાણાના યુગમાં આજે પણ એ પરંપરાની અસર સારી જણાય છે. એને કારણે જ પોતે બ્રાહ્મણ ન હોવા છતાં ગાંધીજી હિ સર્વોપરી આગેવાન થઈ શકે છે અને તેમની પાસે ધન કે કોઈ અધિક દરજ્જાનું પીઠબળ ન હોવા છતાં કરોડો હિંદવાસીઓનાં હૃદય હલાવી છે. પ્રજા કેવા પ્રકારના આગેવાન પ્રત્યે પોતાની નિષ્ઠા દર્શાવે છે

બીના કોઈ પણ પ્રજાની સાંસ્કૃતિક પરંપરા તથા તેનાં જ્ઞાત અને અજ્ઞાત ધ્યેયોની પરીક્ષા કરવા માટેની કામ આપે તેવી કસોટી છે.

હિંદી સભ્યતા અથવા હિંદની આર્ય સંસ્કૃતિનો મધ્યવર્તી ખ્યાલ ધર્મ છે. ધર્મ એ કોઈ સંપ્રદાય કે પંથ તથા જીવનસિદ્ધાંતથીયે વ્યાપક ખ્યાલ છે. એ માણસના કર્તવ્યને લગતો, પોતા પ્રત્યે તેમ જ બીજાઓ પ્રત્યે તેણે બજાવવાની ફરજોને લગતો ખ્યાલ છે. આ ધર્મ એ આ આખું વિશ્વ તથા તેમાં અંતર્ગત થયેલી બધીયે વસ્તુઓ નીતિના જે મૂળભૂત નિયમને વશ વર્તે છે તે ઋતનો એક ભાગ છે. વિશ્વની પાછળ આવી સુવ્યવસ્થા રહેલી હોય તો માણસે એની સાથે પોતાનો મેળ સાધવો રહ્યો અને તેની સાથેનો સુમેળ જળવાઈ રહે એ રીતે તેણે આ જગતમાં આચરણ કરવું જોઈએ. માણસ પોતાના કર્તવ્યનું પાલન કરે અને તેનાં કાર્યો નીતિની દૃષ્ટિએ બરાબર હોય તો અનિવાર્યપણે તેનાં સારાં પરિણામ આવે. માણસના હકો પર ભાર મૂકવામાં આવતો નહોતો. પ્રાચીન કાળમાં સર્વત્ર અમુક અંશે આવી જ જીવનદૃષ્ટિ હતી. આજના જમાનાના વ્યક્તિઓના, સમૂહોના તથા રાષ્ટ્રોના હક માટેના આગ્રહને મુકાબલે એ તદ્દન ભિન્ન હતી.

## ૮

## હિંદી સંસ્કૃતિનો અતૂટ પ્રવાહ

આમ, પછીના યુગોમાં જે પુરબહારમાં ફાલવાફૂલવાની હતી તથા અનેક ફેરફારો થવા છતાં જે આજ સુધી ટકી રહી છે તે સભ્યતા તથા સંસ્કૃતિનો આ અતિ પ્રાચીન સમયમાં આરંભ થતો આપણા જોવામાં આવે છે. પાયારૂપ આદર્શો તથા નિયામક જીવનદૃષ્ટિ નિર્માણ થાય છે અને સાહિત્ય તથા ફિલસૂફી, કળા અને નાટક અને જીવનની બીજી બધી પ્રવૃત્તિઓ તથા વ્યવસાયો એ આદર્શો તથા જીવનદૃષ્ટિ પર અવલંબે છે. કાળાંતરે જે જડ અને જીવનને કુંઠિત કરતા કવચ જેવાં બની ગયાં તે એકાંગિતા અને સુગાળવાપણાના મૂળ પણ એમાં આપણને જણાય છે. એ એકાંગિતા અને સુગાળવાપણું આજે જ્ઞાતિવ્યવસ્થામાં પરિણમ્યું છે અને જીવનનાં બધાંયે ક્ષેત્રો પર તેની અસર પહોંચી છે. તત્કાલીન સમાજવ્યવસ્થાને સ્થિર કરવાને તથા તેને સબળ અને સમતોલ બનાવવાને અર્થે અમુક સમય પૂરતી કરવામાં આવેલી એ યોજના કાળે કરીને સમાજવ્યવસ્થા તથા માનવી ચિત્તના કારાગાર જેવી બની ગઈ. પરિણામ જોતાં લાગે છે કે લાંબે ગાળે અંતિમ પ્રગતિને ભોગે સલામતી મેળવવામાં આવી.

ઉડાવવામાં આવે છે. છતાં એમાં ભૂતકાળ સાથેનો સંબંધ તોડી નાખવાનો પ્રયાસ ક્યાંયે જોવામાં આવતો નથી. આગળ પ્રયાણ કરવા માટે એને આરંભ સ્થાન યા પ્રસ્થાન તરીકે લેખવામાં આવે છે.

ઉપનિષદો જિજ્ઞાસાવૃત્તિ, ચિત્તની સાહસવૃત્તિ અને વસ્તુમાત્રનું સત્ય ખોળવા માટેની ધગશથી ભરપૂર છે. સત્યની આ શોધને માટે વિજ્ઞાનની બાહ્ય પરીક્ષણની પદ્ધતિનો ઉપયોગ કરવામાં નથી આવતો પણ એમાંયે વૈજ્ઞાનિક પદ્ધતિનો અમુક અંશ હોય છે. એ ખોજના માર્ગમાં કોઈ પણ જડ સિદ્ધાંતને આડે આવવા દેવામાં આવતો નથી. એમાં ક્ષુલ્લક, અર્થ વગરનું અને આજે પ્રસ્તુત ન હોય એવું ઘણું છે. ભાર ખાસ કરીને આત્મ-સાક્ષાત્કાર પર, આત્મા અને પરમાત્માના જ્ઞાન પર મૂકવામાં આવે છે. આત્મા અને પરમાત્મા બંને તત્ત્વતઃ એક જ છે એમ કહેવામાં આવે છે. બાહ્ય જગતને કેવળ આભાસાત્મક કે અસત્ય નથી લેખવામાં આવતું. એને સાપેક્ષ દૃષ્ટિએ સાચી અને પરમ તત્ત્વની એક બાજુ તરીકે લેખવામાં આવે છે.

ઉપનિષદોમાં ઘણી સંદિગ્ધતા છે અને તેના ભિન્ન ભિન્ન અર્થો કરવામાં આવ્યા છે. પણ એ તો ફિલસૂફ કે પંડિતનું ક્ષેત્ર થયું. ઉપનિષદોનું વલણ એકંદરે અદ્વૈતવાદ તરફનું છે. તેમની સમગ્ર દૃષ્ટિ, જેને કારણે આવેશ-ભર્યા અનેક વાદાવાદ થતા હતા એવા તે વખતના મતભેદો ઓછા કરવા તરફની હતી એ સ્પષ્ટ દેખાઈ આવે છે. એ સમન્વયનો રસ્તો છે. જાદુ તથા એવા જ પ્રકારના પારલૌકિક જ્ઞાનને ધુત્કારી કાઢવામાં આવે છે અને જ્ઞાનરહિત ક્રિયાવિધિઓને વ્યર્થ લેખવામાં આવે છે. એવા જ્ઞાન-રહિત કર્મકાંડમાં મશગૂલ રહેનારાઓને ઉપનિષદ આ રીતે વર્ણવે છે:

अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पंडितं मन्यमानाः ।
जंघन्यमानाः परियन्ति मूढाः अन्धेनैव नीयमाना यथान्धाः ॥

એમાં એટલે કે કર્મકાંડમાં રચ્યાપચ્યા રહેનારા મૂઢો પોતાને ડાહ્યા અને પંડિતો લેખીને આંધળાથી દોરાતા આંધળાઓની જેમ દિશા વિનાના આમતેમ અથડાય છે અને પોતાના લક્ષ્ય સુધી પહોંચતા નથી. વેદોને સુધ્ધાં એમાં અપરા એટલે કે નીચલી કક્ષાની વિદ્યા તરીકે લેખવામાં આવ્યા છે; અધ્યાત્મવિદ્યા જ પરા એટલે કે શ્રેષ્ઠ વિદ્યા છે. આત્મનિગ્રહ વિનાની જ્ઞાનોપાસના સામે પણ એમાં સાવધ રહેવાનું કહ્યું છે. સામાજિક પ્રવૃત્તિનો આધ્યાત્મિક પુરુષાર્થ સાથે મેળ સાધવાનો એમાં એકધારો પ્રયાસ કરવામાં આવ્યો છે. માનવજીવનને અંગેની ફરજો તેમ જ કર્તવ્યોનું પાલન તો કરવું જ રહ્યું પરંતુ અનાસક્ત રહીને.

ઘણું કરીને ઉપનિષદોમાં વ્યક્તિની પૂર્ણતા પર વધારે ભાર મૂકવામાં આવ્યો છે અને તેથી સામાજિક દૃષ્ટિ જોઈએ તેટલી ખીલી નહીં. ઉપનિષદ કહે છે કે, पुरुषात् न परं किंचित् એટલે કે પુરુષ યા વ્યક્તિથી અદકું બીજું કશું નથી. સમાજને સુસ્થિત લેખવામાં આવ્યો હોવો જોઈએ અને તેથી માણસનું ચિત્ત વ્યક્તિની પૂર્ણતાના વિચારમાં જ નિરંતર રચ્યુંપચ્યું રહેતું, અને વ્યક્તિની એ પૂર્ણતાની ખોજની પાછળ અનંત આકાશથી માંડીને માનવી ચિત્તના અંતરતમ ખૂણા સુધી બધે ઉપનિષદો ફરી વળે છે. પ્રાચીન કાળના હિંદીઓની દૃષ્ટિ સંકુચિત રાષ્ટ્રીયતાની નહોતી, જોકે હિંદુસ્તાન જગતના નાભિ સ્થાને છે એવી લાગણી તે વખતે પ્રવર્તતી હતી. જુદે જુદે વખતે ચીન, ગ્રીસ તેમ જ રોમે પણ એવી જ જાતની લાગણી બતાવી છે. મહાભારત કહે છે કે, આ સમગ્ર નશ્વર જગત એકબીજા પર આધાર રાખતા જીવોનો માળો છે.

ઉપનિષદોમાં વિચારવામાં આવેલા પ્રશ્નોની તાત્ત્વિક યા દાર્શનિક બાજુઓ સમજવાનું મને પોતાને મુશ્કેલ લાગે છે. પરંતુ ઘણી વાર જે જડ સિદ્ધાંત અને અંધશ્રદ્ધાના આવરણ નીચે ઢંકાઈ ગયેલી હોય છે એવી સમસ્યા પ્રત્યેના તેના આ વલણની મારા મન પર ઊંડી છાપ પડી. એ વલણ સાંપ્રદાયિક નહીં, તાત્ત્વિક હતું. એના પ્રબળ વિચારો, એમાં ઉઠાવવામાં આવેલા પ્રશ્નો તેમ જ એની પાછળની બૌદ્ધિક ભૂમિકા મને ગમે છે. એનું નિરૂપણ ટૂંકું, અતિ ટૂંકું છે, ઘણી વાર તે ગુરુશિષ્ય વચ્ચેના સંવાદના રૂપમાં છે અને એમ કહેવામાં આવે છે કે, ઉપનિષદો એ વ્યાખ્યાન માટે ગુરુએ તૈયાર કરેલી અથવા ગુરુના વ્યાખ્યાનની શિષ્યોએ લીધેલી નોંધો છે. પ્રોફેસર એફ. ડબલ્યુ. ટૉમસ लिगसी ऑफ अिन्डिया (હિંદનો વારસો) નામના પોતાના પુસ્તકમાં કહે છે: 'ઉપનિષદોમાં જે અદ્વિતીય ગુણ છે અને માણસના હૃદય પર તેની અચૂક અસર થાય છે તે કોઈ ગહન બાબતોને અંગે વાર્તાલાપ કરતા મિત્રોમાં હોય છે તેવી એની સચ્ચાઈ ને સહૃદયતાને કારણે છે.' અને ચક્રવર્તી રાજગોપાલાચારી પોતાની છટાદાર વાણીમાં તેમને વિષે કહે છે: 'સત્ય માટેની અદમ્ય તૃષાથી પ્રેરાઈ, વિશાળ કલ્પના, ભવ્ય અને વ્યાપક ચિંતન તથા સત્યશોધન માટેની શિરસાટાની ધગશ દ્વારા ઉપનિષદના ઋષિઓ તથા તેમના શિષ્યો સૃષ્ટિનો ભેદ પામવાનો પ્રયત્ન કરે છે એ ઘટના જગતના આ સૌથી પ્રાચીન ધર્મગ્રંથોને હજી પણ જગતના સૌથી આધુનિક અને સૌથી વધારે સમાધાનકારક ગ્રંથોનું સ્થાન આપે છે.'

ઉપનિષદોનું પ્રધાન લક્ષણ તેમની સત્યનિષ્ઠા છે. सत्यमेव जयते नानृतम्, सत्येन पंथा वितनो देवयानः । એટલે કે, સત્યનો જ જય થાય છે, અસત્યનો નહીં. દિવ્યતા તરફ જવાનો માર્ગ સત્યથી જ ખુલ્લો થાય છે. અને ઉપનિષદની સુવિખ્યાત પ્રાર્થના પણ પ્રકાશ અને જ્ઞાન માટેની જ છે: असतो मा सद् गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्मामृतम् गमय । અસત્યમાંથી તું અમને સત્ય તરફ લઈ જા, અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ જા અને મૃત્યુમાંથી અમરત્વ તરફ લઈ જા.

ઉપનિષદમાં આપણને અતિ ઉત્સુક તથા જીવન અને જગતનો ભેદ પામવાને નિરંતર મથતા જિજ્ઞાસુ માનવચિત્તનું વારંવાર દર્શન થાય છે: केनेषितम् पतति प्रेषितम् मनः, केन प्राणः प्रथमः प्रैति युक्तः। केनेषितम् वाचमिमाम् वदन्ति, चक्षुः श्रोत्रम् क उ देवो युनक्ति॥ કોની ઇચ્છાથી અને કોનું પ્રેર્યું મન પોતાના વિષયો તરફ જાય છે? કોની આજ્ઞાથી મુખ્ય પ્રાણ સંચરે છે? મનુષ્યો કોના પ્રેર્યા આ વાણી બોલે છે? કયો દેવ આંખ અને કાનને, જોવાની ને સાંભળવાની શક્તિ આપે છે? વળી, 'વાયુ શાન્ત કેમ નથી રહેતો? માનવી ચિત્તને કદીયે ચેન કેમ નથી પડતું? શાને માટે અને શું ખોળવાને પાણી નિરંતર વહેતું રહે છે ને ક્ષણભર પણ અટકતું નથી?' માણસ સાહસપૂર્ણ પ્રવાસે નીકળ્યો છે. અને માર્ગમાં ક્યાંયે વિસામો નથી ને એ ખોજના પ્રવાસનો અંત નથી. ઐતરેય બ્રાહ્મણમાં માનવીના એ અનંત પ્રવાસને વિષે એક સૂક્ત છે અને તેના દરેક શ્લોકને છેડે ચરૈવેતિ, ચરૈવેતિ એવું ધ્રુવપદ છે. એનો અર્થ એ છે કે; તેથી જીવનના હે પ્રવાસી, તું ચાલ્યા જ કરજે, ચાલ્યા જ કરજે!

આ બધી ખોજને વિષે કોઈ પણ પ્રકારની નમ્રતાની કે લઘુતાની ભાવના નથી. સામાન્ય રીતે, સર્વશક્તિમાન ઈશ્વર પ્રત્યેની નમ્રતાની ભાવના ધર્મ સાથે સંકળાયેલી હોય છે. અહીં તો પરિસ્થિતિ પરનો ચિત્તનો વિજય છે. वायुरनिलममृतमथेदम् भस्मान्तम् शरीरम्, ॐ क्रतो स्मर कृतम् स्मर, क्रतो स्मर कृतम् स्मर॥ મારો દેહ રાખ થઈ જશે અને મારા પ્રાણ આ ચંચળ અને અમર વાયુમાં ભળી જશે પણ હું અને મારાં કર્મો નાશ નહીં પામીએ. હે મન, આ હમેશાં યાદ રાખ, યાદ રાખ. પ્રાતઃ સંધ્યામાં સૂર્યને આ રીતે સંબોધવામાં આવે છે: पुषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मिन् समूह। तेजो यत्ते रूपम् कल्याणतमम् तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि॥ હે દેદીપ્યમાન સૂર્ય, તને આવો બનાવનાર પુરુષ હું જ છું. કેવો ભારે આત્મવિશ્વાસ!

આત્મા શું છે? 'નેતિ' 'નેતિ' કહીને નકારાત્મક રીતે જ એને વર્ણવી શકાય. અથવા તત્ત્વમસિ એટલે કે તે તું જ છે એમ કહીને એક રીતે એને હકારાત્મક રીતે પણ વર્ણવી શકાય. વૈયક્તિક આત્મા પરમાત્માના મહાઅનલમાંથી છૂટી પડેલી અને પછીથી તેમાં પાછી સમાઈ જતી ચિનગારી છે. अग्निर्यथैको भुवनं प्रविष्टो रूप रूपं प्रतिरूपो बभूव । एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ જગતમાં વ્યાપેલો એક જ અગ્નિ ભિન્ન ભિન્ન પદાર્થ સાથે સંયોગ થતાં જેમ ભિન્ન ભિન્ન સ્વરૂપો ધારણ કરે છે તેમ એક જ સર્વવ્યાપી અંતરાત્મા ભિન્ન ભિન્ન વસ્તુઓના સંયોગમાં ભિન્ન ભિન્ન સ્વરૂપો ધારણ કરતો હોવા છતાં નિરાકાર છે. વસ્તુમાત્રમાં એક જ તત્ત્વ રહેલું છે એવી આ પ્રતીતિ વસ્તુમાત્ર અને આપણી વચ્ચે રહેલા ભેદ દૂર કરે છે અને માનવજાત તેમ જ પ્રકૃતિ વચ્ચે એકતાની ભાવના પેદા કરે છે. બાહ્ય જગતની ભિન્નતા અને અનેકવિધતા પાછળ રહેલી એ એકતા છે.

यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानम् ततो न विजुगुप्सते ॥

જે બધી વસ્તુઓને આત્મામાં જુએ છે અને બધી વસ્તુઓમાં આત્માને જુએ છે એનાથી તે છૂપો રહેશે નહીં.

यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोकः एकत्वम् अनुपश्यतः ॥

બધી વસ્તુઓ આત્મસ્વરૂપ છે એમ જે જાણે છે તે સર્વત્ર એકત્વનું દર્શન કરનારને માટે મોહ કે શોક કેમ સંભવે?

હિંદના આર્યોના તીવ્ર વ્યક્તિવાદ અને ચોકાપંથી વૃત્તિનો વર્ણ, જ્ઞાતિ, વર્ગ કે બીજા આંતરિક યા બાહ્ય ભેદોને પાર કરી જનારી આ સર્વસ્પર્શી દૃષ્ટિ સાથે મુકાબલો રસપ્રદ થાય એવો છે. આ બીજી વસ્તુ એક પ્રકારની તાત્ત્વિક લોકશાહી છે. 'જે વસ્તુમાત્રમાં આત્માને અને આત્મામાં વસ્તુમાત્રને જુએ છે' તે કોઈ પણ પ્રાણી પ્રત્યે ઘૃણા રાખતો નથી. આ કેવળ સિદ્ધાંત હતો એ ખરું, પરંતુ જીવન પર એની અસર પહોંચી હશે અને પરિણામે સહિષ્ણુતા અને સમભાવનું વાતાવરણ પેદા થયું હશે અને શ્રદ્ધાને વિષે વિચારસ્વાતંત્ર્યને માન્ય રાખવામાં આવ્યું હશે તેમ જ એકબીજાના જીવનવહેવારમાં દખલ કર્યા વિના જીવવાની અને બાજાઓને જીવવા દેવાની વૃત્તિ અને શક્તિ પેદા થઈ હશે એ વિષે શંકા નથી. ચીની સંસ્કૃતિની પેઠે હિંદી સંસ્કૃતિનાં પણ એ પ્રધાન લક્ષણો છે.

ધર્મ કે સંસ્કૃતિને વિશે કોઈ પણ પ્રકારની જબરદસ્તી નડોતી અને એ વસ્તુ વિચારના અખૂટ ભંડારવાળી પુરાણી શાણપણભરી સંસ્કૃતિની શાખ પૂરે છે.

ઉપનિષદમાં એક પ્રશ્ન પુછાયો છે અને તેનો અતિ વિચિત્ર અને છતાં અર્થગંભીર જવાબ આપવામાં આવ્યો છે. પ્રશ્ન આ છે: यतो वा इमानी भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व'। એટલે કે, 'આ જગત શામાંથી ઉદ્ભવે છે? શાનાથી એ ટકે છે? અને શામાં તે લય પામે છે?' આનો જવાબ છે: 'વિમુક્તિના આનંદમાંથી એ ઉદ્ભવે છે, એ આનંદમાં ટકે છે અને પછી એ આનંદમાં જ સમાઈ જાય છે.' ઉપનિષદના દ્રષ્ટાઓ વિમુક્તિના આનંદની પ્રાપ્તિની પાછળ પડ્યા હતા અને બધી વસ્તુઓને તેઓ એ દૃષ્ટિથી જ નિહાળતા હતા એ સિવાય ઉપરનાં ઉપનિષદવાકયોનો ચોક્કસ અર્થ શો હશે તે મને સમજાતું નથી. સ્વામી વિવેકાનંદ સદાયે આ વાત પર જ ભાર મૂકતા હતા.

એ પુરાણા યુગમાં જઈ તે સમયના માનસિક વાતાવરણમાં પ્રવેશ કરવાનું કાલ્પનિક રીતે પણ આપણે માટે શક્ય નથી. ઉપનિષદની લેખનશૈલી પણ આપણે માટે કંઈક અપરિચિત છે. એ ચિત્રવિચિત્ર લાગે છે અને તેને બીજી ભાષામાં ઉતારવાનુ મુશ્કેલ છે. વળી, એની પાછળની જીવનની ભૂમિકા સર્વથા ભિન્ન છે. આજે આપણે કેટલીક વસ્તુઓને ગૃહીત કરીને જ ચાલીએ છીએ. એ બધી જોકે ચિત્રવિચિત્ર અને સમજ વિનાની હોય છે પરંતુ આપણે તેનાથી ટેવાયેલા હોઈએ છીએ. પણ જેનાથી આપણે ટેવાયેલા નથી હોતા તેની કદર બૂજવાનું કે તેને સમજવાનું ઘણું મુશ્કેલ હોય છે. આટલી બધી મુશ્કેલીઓ અને પાર વિનાની અડચણો હોવા છતાં હિંદના ઇતિહાસમાં ઉપનિષદના આદેશને ઉત્સુકતાપૂર્વક અપનાવી તેને અનુસરનારાઓ યુગે યુગે પાકયા છે. પ્રજાના માનસ તેમ જ ચારિત્ર્યના ઘડતર પર તેણે સબળ અસર કરી છે. બ્લૂમફિલ્ડ કહે છે: 'નિરીશ્વરવાદી બૌદ્ધ ધર્મ સહિત હિંદુ તત્ત્વચિંતનની એવી એકે શાખા નથી જેના મૂળ ઉપનિષદમાં ન હોય.'

પ્રાચીન કાળની હિંદુ ફિલસૂફી ઈરાન દ્વારા ગ્રીસ પહોંચી હતી અને ત્યાંના કેટલાક વિચારકો તથા ફિલસૂફો તેની અસર નીચે આવ્યા હતા. એ પછી ઘણા સમય બાદ પ્લોટિનસ ઈરાની અને હિંદી ફિલસૂફીનો અભ્યાસ કરવા માટે પૂર્વના દેશોમાં આવ્યો હતો અને ઉપનિષદના રહસ્યવાદની તેના પર ઊંડી અસર પડી હતી. પ્લોટિનસ મારફતે એમાંના ઘણા વિચારો

સંત ઓગસ્ટાઈન સુધી પહોંચ્યા હોવાનુ કહેવાય છે. તેની મારફત તે સમયના ખ્રિસ્તી ધર્મ પર તેમની અસર થઈ હતી.*

છેલ્લી દોઢ સદી દરમ્યાન હિંદની ફિલસૂફીનો યુરોપને ફરીથી પરિચય થયો અને યુરોપિયન વિચારકો તથા ફિલસૂફો પર તેની ઘણી અસર થઈ. આ સબંધમા નિરાશાનાઈ ફિલસૂફ શોપનહોરને ઘણી વાર ટાકવામાં આવે છે. 'ઉપનિષદના પ્રત્યેક વાક્યમાથી ગહન, મૌલિક અને ઉમદા વિચારો ઉદ્ભવે છે. તેમા પહેલેથી છેલ્લે સુધી ઉન્નત, પવિત્ર અને સહૃદયતાની ભાવના ઓતપ્રોત થયેલી છે. . . આખી દુનિયામા ઉપનિષદના જેવુ શ્રેયસ્કર અને પાવનકારી બીજુ અધ્યયન નથી . . . ઉપનિષદો સર્વોચ્ચ જ્ઞાનનો પરિપાક છે. . . . આજે નહી તો કાલે એ બહુજન-સમાજનો ધર્મ બનશે. . . . ઉપનિષદનુ અધ્યયન મારા જીવનનો વિસામો બની રહ્યુ છે, મારા મરણનો પણ એ વિસામો થઈ રહેશે.' આને વિષે લખતા પ્રોફેસર મૅક્સમૂલર કહે છે, 'શોપનહોર પૂરો વિચાર કર્યા વિના મનમા આવે તેમ લખી નાખે અથવા કહેવાતા રહસ્યવાદી કે ગૂઢતાભર્યા ચિંતન પર વારી જાય એવો નહોતો. હુ વિના સકોચે કહુ છુ કે, વેદાત વિષે હુ તેના જેવો જ ઉત્સાહ ધરાવુ છુ. મારી જીવનયાત્રામા તે મને મદદરૂપ થઈ પડ્યુ એ માટે હુ તેનો ઋણી છુ.'

બીજે એક પ્રસગે પ્રોફેસર મૅક્સમૂલર કહે છે 'ઉપનિષદો વેદાતની ફિલસૂફીના મૂળમા રહેલા છે અને મને લાગે છે કે, માનવીનુ ચિંતન એમા પરાકાષ્ઠાએ પહોચ્યુ છે ઉપનિષદો એક વાર સમજાય એટલે તે મારે મન પ્રાતઃકાળના પ્રકાશની પેઠે, ગિરિશૃંગો પરની નિર્મળ હવાની પેઠે અતિશય સરળ અને યથાતથ છે'

પરતુ ઉપનિષદો તથા એ પછીના કાળમા લખાયેલી ભગવદ્ગીતાની સૌથી વધારે પ્રશસ્તિ આયરિશ કવિ જ્યૉર્જ રસેલે કરી છે તે કહે છે, 'વર્તમાન યુગના ગટે, વર્ડ્ઝવર્થ, એમર્સન, થૉરો વગેરેમા આ વીર્ય અને શાણપણનો કઈક અશ આપણને જોવા મળે છે, પરતુ તેમણે જે કઈ કહ્યુ છે તે બધુ અને તે ઉપરાત બીજુ ઘણુયે આપણને હિંદના ગહન ધર્મગ્રથોમાથી મળી આવે છે ભગવદ્ગીતા તેમ જ ઉપનિષદોમા બધી

* વિવેકાનદના પોતે લખેલા જીવનચરિત્રમા રોમા રોલાએ પરિશિષ્ટ તરીકે આ સબધમા એક લાબી નોધ આપી છે. તે કહે છે કે, ઈસવી સનની બીજી સદી દરમ્યાન ગ્રીક તત્ત્વચિંતનમા પૂર્વનુ તત્ત્વચિંતન કેટલુ બધુ ભળ્યુ હતુ એ દર્શાવનારી સેંકડો હકીકતો ટાકી શકાય તેમ છે'

બાબતો વિષે એવું પરિપૂર્ણ અને દિવ્ય જ્ઞાન ભરેલું છે, આત્માને એ એટલું બધું પ્રતીતિકર છે કે, આટલી બધી નિશ્ચિતતાપૂર્વક લખતાં પહેલાં એમના લેખકોએ અનાત્માં માટેના તથા અનાત્મા સાથેના અતિ તીવ્ર ગજગ્રાહથી ભરેલા રાજસપ્રધાન હજારો ગતભવોમાં સ્વસ્થતાપૂર્વક દષ્ટિપાત કર્યો હશે.*

## ૧૦

## વ્યક્તિવાદી ફિલસૂફીના લાભાલાભ

ઉપનિષદોમાં અસરકારક પ્રગતિની પ્રથમ શરત તરીકે દેહ તથા ચિત્તની શુદ્ધિ પર ને શરીર તથા મનના નિગ્રહ પર એકધારો ભાર મૂકવામાં આવ્યો છે. જ્ઞાનની સિદ્ધિ માટે તો શું, કોઈ પણ સિદ્ધિને માટે સંયમ, તપ તથા આપભોગની જરૂર હોય છે. હિંદની તત્ત્વદષ્ટિમાં ટોચ પરના વિચારકો તથા સૌથી નીચલા થરના નિરક્ષર જનસમુદાયના માનસમાં કોઈ ને કોઈ પ્રકારની તપસ્યાનો ખ્યાલ અંતર્ગત રહેલો છે. હજારો વરસ પહેલાંના કાળમાં હતો તેવો જ આજે પણ તે મોજૂદ છે અને ગાંધીજીની આગેવાની નીચે આખા હિંદને ખળભળાવી મૂકનાર સામુદાયિક હિલચાલોની પાછળ રહેલું માનસ સમજવા માટે આ વાત સમજી લેવી જરૂરી છે.

ઉપનિષદના દ્રષ્ટાઓના વિચારો તથા જેમાં તેઓ વિહરતા હતા તે સ્વચ્છ માનસિક ભૂમિકા સમજી શકે એવી ગણીગાંઠી વ્યક્તિઓ જ હોય એ ઉઘાડું છે. મોટા આમ સમુદાયને માટે એ વસ્તુઓ સંપૂર્ણપણે સમજની બહારની હતી. સર્જક શક્તિ ધરાવનાર લઘુમતીની સંખ્યા હંમેશાં નાની હોય છે, પરંતુ બહુમતી સાથે તેનું અનુસંધાન હોય અને બન્ને વચ્ચેનું અંતર ઓછું કરી બહુમતીને ઉપર લાવી તેને આગળ ધપાવવાને લઘુમતી સદાયે પ્રયત્નશીલ હોય તો પરિણામે સ્થિર અને પ્રગતિશીલ સંસ્કૃતિ નિર્માણ થાય છે. સર્જક શક્તિ ધરાવનાર એવી લઘુમતી વિના કોઈ પણ સંસ્કૃતિની અનિવાર્યપણે અધોગતિ થાય. પરંતુ સર્જક પ્રતિભા

* છાંદોગ્ય ઉપનિષદમાં એક કંઈક વિચિત્ર અને મજાનો ફકરો આવે છે: 'સૂર્ય કદી આથમતો કે ઊગતો નથી. લોકોને સૂર્ય આથમતો લાગે છે ત્યારે દિવસને અંતે તે કેવળ પોતાનું પાસું ફેરવે છે અને નીચે રાત કરે છે તથા બીજી જગ્યાએ જે કંઈ હોય ત્યાં દિવસ કરે છે. પછીથી સવારે લોકોને તે ઊગતો લાગે છે ત્યારે રાતને અંતે તે કેવળ પોતાનું પાસું ફેરવે છે અને અહીં નીચે દિવસ કરે છે અને બીજી બાજુએ જે કંઈ હોય ત્યાં રાત કરે છે. હકીકતમાં તે કદી આથમતો જ નથી.

ધરાવનાર લઘુમતી અને વધુમતીને એક સાથે બાંધી રાખનાર બંધ તૂટી જાય અને આખા સમાજમાં સામાજિક એકતાનો અભાવ હોય તોયે તેની અવનતિ થાય છે અને આખરે ખુદ એ લઘુમતી પણ પોતાની સર્જક શક્તિ ખોઈ બેસે છે ને નિષ્ફળ તથા વાંઝણી બની જાય છે. અથવા એવું બને કે સમાજ એને સ્થાને બીજું જ સર્જક યા જીવંત બળ પેદા કરે છે.

ઉપનિષદકાળનું ચિત્ર નજર આગળ ખડું કરવાનું અને તે કાળે કાર્ય કરી રહેલાં બળોનું પૃથક્કરણ કરવાનું બીજા ઘણાઓની પેઠે મને પણ મુશ્કેલ લાગે છે. પરંતુ હું માનું છું કે, વિચારશીલ નાની લઘુમતી અને અજ્ઞાન જનસમુદાય વચ્ચે માનસનો તેમ જ સંસ્કૃતિનો મોટો તફાવત હોવા છતાં બંનેને સાંકળી રાખનારું કોઈક બંધન હતું અથવા કંઈ નહીં તો તેમને એકબીજાથી અળગા પાડનાર અંતર નહોતું. જેમાં તેઓ જીવતા હતા તે ક્રમિક દરજ્જાવાળા સમાજની ચડતીઊતરતી માનસિક કક્ષાઓ પણ હતી. એ બંને વસ્તુઓને સ્વીકારી લેવામાં આવી હતી તથા તેમને માટે ઘટતી જોગવાઈ કરવામાં આવી હતી. આને પરિણામે અમુક પ્રકારનો સામાજિક સુસંવાદ પેદા થયો અને સંઘર્ષો ટાળી શકાયા. ઉપનિષદની નવી વિચારસરણીનો પણ સામાન્ય લોકોને માટે તેમના પૂર્વગ્રહો તથા વહેમો સાથે બંધ બેસે તેવો અર્થ કરવામાં આવ્યો. પણ એથી તેનું સાચું રહસ્ય ઘણે અંશે માર્યું ગયું. ચડતાઊતરતા દરજ્જાવાળી સમાજરચના જેમની તેમ રહેવા દેવામાં આવી; તેને સાચવી રાખવામાં આવી. અદ્વૈતવાદનો સિદ્ધાંત ધાર્મિક હેતુને અર્થે એકેશ્વરવાદમાં પલટાયો અને વિકાસની અમુક ભૂમિકા સાથે બંધબેસતી આવે છે એ દૃષ્ટિથી ઊતરતી પંક્તિની શ્રદ્ધાઓ તથા આરાધનાનાં સ્વરૂપોને નભાવી લેવામાં આવ્યાં એટલું જ નહીં, તેમને ઉત્તેજન પણ આપવામાં આવ્યું.

આમ ઉપનિષદની વિચારસરણી જનસમુદાયમાં ઝાઝા પ્રમાણમાં ફેલાઈ નહીં અને સર્જક પ્રતિભાવાળી લઘુમતી અને વધુમતી વચ્ચેનું બૌદ્ધિક અળગાપણું વધારે દેખાઈ આવે એવું બન્યું. કાળે કરીને એમાંથી નવી વિચારધારાઓ પેદા થઈ. અજ્ઞેયવાદ, નાસ્તિકતાવાદ ઇત્યાદિ જડવાદી ફિલસૂફીઓનો સબળ પ્રવાહ પેદા થયો. એમાંથી વળી બૌદ્ધધર્મ તથા જૈનધર્મનો તેમ જ રામાયણ અને મહાભારત જેવાં સંસ્કૃત ભાષાનાં મહાકાવ્યોનો ઉદ્ભવ થયો. આ મહાકાવ્યોમાં વિરોધી સિદ્ધાંતો તથા વિચારસરણીઓનો સમન્વય કરવાનો વળી ફરીથી પ્રયત્ન કરવામાં આવ્યો. લોકોની સર્જક શક્તિ અથવા સર્જક શક્તિ ધરાવનાર લઘુમતીની પ્રતિભા આ યુગો દરમ્યાન પણ જોવાની મળે છે અને એ લઘુમતી તથા બહુમતી

વચ્ચેનો સંબંધ ફરીથી સ્થાપિત થયેલો જણાય છે. એકંદરે જોતાં એ બંને પરસ્પર સહકારથી આગળ ચાલતાં લાગે છે.

આ રીતે તત્ત્વચિંતન અને પ્રવૃત્તિના ક્ષેત્રમાં, સાહિત્ય અને નાટકોમાં, મૂર્તિવિધાન અને સ્થાપત્યમાં તથા હિંદના કિનારાથી દૂર દૂર આવેલા પ્રદેશોમાં સાંસ્કૃતિક, મિશનરી તથા વસાહતો સ્થાપવા માટેનાં સાહસોમાં સર્જક પુરુષાર્થના આવિર્ભાવનો એક પછી એક યુગ આવતો રહે છે. વચ્ચે વચ્ચે આંતરિક કારણો તથા બહારના હુમલાઓને લીધે વિસંવાદ તેમ જ સંઘર્ષના યુગો પણ આવી જાય છે. આમ છતાં આખરે તેમનો પરાભવ થાય છે અને તેને સ્થાને સર્જક શક્તિનો નવો યુગ બેસે છે. વિવિધ દિશાઓમાં આવી પ્રવૃત્તિઓનો છેલ્લો મહાન યુગ ઈશુની ચોથી સદીમાં આરંભાયેલો શિષ્ટ સંસ્કૃત સાહિત્યની ઉન્નતિનો યુગ હતો. ઈ. સ. ૧૦૦૦ના અરસામાં અથવા એથી પણ પહેલાં આંતરિક સડાનાં લક્ષણો હિંદમાં દેખાવા લાગ્યાં હતાં; જૂના કાળની કળાની દૃષ્ટિ જોકે હજી ચાલુ રહી હતી અને કળાની સુંદર કૃતિઓ નિર્માણ થતી રહી હતી. ભિન્ન પૂર્વપીઠિકાવાળી નવી જાતિઓના આગમને હિંદના થાકી ગયેલા ચિત્ત તથા આત્મામાં નવા પ્રાણ પૂર્યા અને એ આઘાતમાંથી નવી સમસ્યાઓ તથા તેના ઉકેલ માટેના નવા પ્રયાસો પેદા થયા.

હિંદના આર્યોના ઉગ્ર વ્યક્તિવાદે કાળે કરીને તેમની સંસ્કૃતિમાં સારાં તેમ જ માઠાં એમ બંને પ્રકારનાં તત્ત્વો પેદા કર્યાં જણાય છે. એ વ્યક્તિવાદે ઇતિહાસના અમુક યુગમાં જ નહીં, યુગે યુગે ફરી ફરીને ઉચ્ચ કોટિના માણસો પેદા કર્યા. એણે સમગ્ર સંસ્કૃતિને અમુક પ્રકારની ધ્યેયવાદી અને નૈતિક ભૂમિકા આપી. વ્યવહાર પર જોકે એ ઝાઝી અસર કરી શકી નહીં છતાં બધો વખત એ ટકી રહી અને હજી આજે પણ મોજૂદ છે. આ ધ્યેયવાદી તેમ જ નૈતિક ભૂમિકા તથા ટોચ પરનાં ઉત્કૃષ્ટ ઉદાહરણોની મદદથી હિંદના આર્યો સમાજતંત્રને સંગઠિત રાખી શકચા અને જ્યારે જ્યારે તે છિન્નભિન્ન થવાની યા ભાગી પડવાની સ્થિતિમાં આવી પડ્યું ત્યારે ત્યારે તેને પાછું સુદૃઢ કરી શકચા. તેમણે સભ્યતા તેમ જ સંસ્કૃતિની અદ્ભુત ખિલવણી કરી અને ઘણે અંશે તેમની સંસ્કૃતિ જોકે સમાજના ઉપલા થરના લોકોમાં જ મર્યાદિત હતી છતાં અનિવાર્યપણે તે અમુક અંશે આમજનતા સુધી પહોંચી હતી. પોતાના સિવાયની અન્ય માન્યતાઓ તેમ જ જીવનની નીતિરીતિઓ પ્રત્યે પરમ ઉદારતા બતાવીને સમાજને ઘણી વાર છિન્નભિન્ન કરી નાખનારા કલહો તેમણે ટાળ્યા અને હમેશાં અમુક પ્રકારની સમતા તેઓ જાળવી રાખી શકચા. વિશાળ સમાજતંત્રની અંદર રહીને

પોતાની રુચિ પ્રમાણે જીવન ગાળવાની લોકોને ઠીકઠીક પ્રમાણમા છૂટ આપીને તેમણે પુરાણી ને અનુભવી જાતિનું શાણપણ દાખવ્યુ આ બંની સિદ્ધિઓ અપૂર્વ હતી

એ જ વ્યક્તિવાદથી આર્યો વ્યક્તિની સામાજિક બાજુ તરફ, માણસની સમાજ પ્રત્યેની ફરજો તરફ દુર્લક્ષ કરવાને પ્રેરાયા ચડતાઊતરતા દરજ્જા વાળા સમાજની અદર પોતાના સાકડા કૂડાળામા દરેક વ્યક્તિ માટે અમુક ફરજો ને જવાબદારીઓના રૂપમા જીવનને વિભક્ત કરી બાધી લેવામા આવ્યુ હતુ સમગ્ર સમાજ એક ઘટક છે એવો કોઈને ખ્યાલ નહોતો તેમ જ એ આખા સમાજ પ્રત્યેની વ્યક્તિની કશી ફરજ મનાતી નહોતી પોતે એ સમાજનો અગભૂત છે એવુ ભાન વ્યક્તિને કરાવવામા આવતું નહોતુ વ્યક્તિ સમાજનુ અગ હોઈ સમાજ પ્રત્યે તેની ફરજ તેમ જ જવાબદારી હોય છે ઘણે અશે આ આધુનિક વિચાર છે અને કોઈ પણ પ્રાચીન સમાજમા એ જોવાનો મળતો નથી. એથી પ્રાચીન કાળના હિંદમા એની અપેક્ષા રાખવી વાજબી નથી આમ છતા વ્યક્તિવાદ, અળગાપણુ અને ચડતાઊતરતા દરજ્જાની જ્ઞાતિઓને હિંદમા વધારે પ્રમાણમા મહત્ત્વ અપાયેલુ જોવામા આવે છે પછીના યુગોમા જ્ઞાતિવ્યવસ્થા અમારી પ્રજાના મનોવિકાસને માટે બધનરૂપ થઈ પડવાની હતી — જેમને એનાથી વધારેમા વધારે સોસવુ પડતુ હતું તે નીચલી જ્ઞાતિઓને જ નહીં, ઉચ્ચ લેખાતી જ્ઞાતિઓને પણ અમારા આખાયે ઇતિહાસકાળ દરમ્યાન એ વ્યવસ્થા અમને દુર્બળ કરનારી જ રહી છે અને કોઈ પણ કહી શકે કે, જ્ઞાતિ વ્યવસ્થા જેમ જેમ જડ થતી ગઈ તેમ તેમ સમાજમા માનસિક જડતા પણ આવવા લાગી અને પ્રજાની સર્જક શક્તિ પણ ક્ષીણ થઈ ગઈ

બીજી એક વિચિત્ર બીના પણ તરી આવે છે હરેક પ્રકારની માન્યતા તથા રિવાજ, હરેક વહેમ તથા કુપ્રથા તરફ અતિ ઉદાર વલણની હાનિકારક અસર પણ થઈ છે કેમ કે, એ ઉદારતાએ અનેક કુપ્રથાઓને પેઢી દર પેઢી સુધી જીવતદાન આપ્યુ કુરિવાજો તથા વહેમોના પરપરાગત બોજાને ફેકી દેતા લોકોને રોકયા અને તેમના વિકાસને પણ રોક્યો બળવાન થતા જતા પુરોહિત વર્ગે એ પરિસ્થિતિનો પોતાના ફાયદાને અર્થે ગેરલાભ ઉઠાવ્યો અને જનસમુદાયના વહેમોના પાયા પર પોતાના પ્રબળ સ્થાપિત હિતનુ ચણતર કર્યું એ પુરોહિત વર્ગ ખ્રિસ્તી ધર્મસમાજની કેટલીક શાખાઓના પુરોહિત વર્ગ જેટલો બળવાન કદી નહોતો કેમ કે તેની રીતરસમોને વખોડી કાઢનારા પ્રતિભાશાળી સાધુસતો હિંદમા હમેશા પાકતા આવ્યા છે અને પસદગી માટે વિવિધ પ્રકારના પથો તથા સપ્રદાયો

પણ પેદા થયા કરતા હતા. પરંતુ જનસમુદાયના માનસ પર પોતાનો કબજો જમાવી તેનું શોષણ કરવા જેટલો બળવાન તો એ પુરોહિત વર્ગ હતો જ.

આમ આ મિશ્રણમાં વિચારસ્વાતંત્ર્ય ને અંધશ્રદ્ધા એકબીજાને પડખે રહેતાં હતાં અને એમાંથી શુષ્ક પાંડિત્ય તથા મરજાદી ક્રિયાવિધિઓ પેદા થયાં. પ્રમાણ હમેશાં પ્રાચીન ધર્મગ્રંથોનું ટાંકવામાં આવતું હતું પણ બદલાતી જતી પરિસ્થિતિને લક્ષમાં રાખીને તેમનો અર્થ કરવાનો કશો પ્રયત્ન કરવામાં આવતો નહોતો. સર્જક તથા આધ્યાત્મિક બળો મંદ પડ્યાં અને જે એક વખતે જીવતુંજાગતું અને રહસ્યથી ભરેલું હતું તેનું માત્ર બાહ્ય કવચ જ રહી ગયું. અરવિંદ ઘોષે લખ્યું છે કે, 'ઉપનિષદ કાળનો, ગૌતમ બુદ્ધના સમયનો અથવા એ પછીના ઉજ્જ્વળ યુગનો પ્રાચીન હિંદવાસી આજના હિંદમાં આવી ચડે તો . . . પોતાની જાતિને ભૂતકાળની નિષ્પ્રાણ રીતરસમો, બાહ્યાચારો તથા અનેક ક્ષુલ્લક વસ્તુઓને વળગી રહેલી અને નવદશાંશ જેટલા ઉમદા રહસ્યથી વંચિત જોશે . . . અત્યંત માનસિક દારિદ્ર્ય, જડતા, તેની તે વસ્તુનું નિષ્પ્રાણ પુનરાવર્તન, વિજ્ઞાનનો અભાવ, લાંબા કાળથી ચાલતું આવેલું કળાનું વંધ્યત્વ, તથા પ્રમાણમાં સર્જક અંતઃપ્રેરણાની મંદતા જોઈને તે આભો જ બની જાય.'

## ૧૧

### જડવાદ

હિંદ, ગ્રીસ તથા બીજા દેશોમાં દુનિયાનું ઘણું પ્રાચીન સાહિત્ય આપણે ખોઈ બેઠા છીએ એ આપણું એક મોટું દુર્ભાગ્ય છે. આમ અનિવાર્ય હતું કેમ કે, એ ગ્રંથો મૂળ તાડપત્રો પર અથવા ભુર્જપત્રો પર (બર્ચ નામના ઝાડની છાલનું પાનણું પડ; એ સહેલાઈથી ઉતારી લઈ શકાય છે.) અને પછીથી કાગળ પર લખાયા હતા. તે વખતના સંજોગોમાં કોઈ પણ ગ્રંથની થોડી જ નકલો તૈયાર થઈ શકતી અને તે ખોવાઈ જાય અથવા નાશ પામે તો ગ્રંથનો લોપ થતો. બીજા ગ્રંથોમાં એવા ગ્રંથને વિષે આવતા ઉલ્લેખો યા તેના ટાંકવામાં આવેલા ઉતારાઓ પરથી જ એની હસ્તી કળી શકાતી. આમે, સંસ્કૃત ભાષામાં અથવા તેમાંથી ઊતરી આવેલી ભાષાઓમાં લખાયેલી લગભગ પચાસ સાઠ હજાર જેટલી હાથપ્રતો હાથ લાગી છે તથા તેમની યાદી બનાવવામાં આવી છે અને એવી નવી નવી હાથપ્રતોની ભાળ હંમેશાં મળતી રહે છે. હિંદમાં હજી સુધી હાથ નથી લાગ્યા એવા ઘણા હિંદના પ્રાચીન ગ્રંથોના ચીની તથા

તિબેટની ભાષાના અનુવાદો મળી આવ્યા છે. પ્રાચીન ગ્રંથોની હાથપ્રતો ખોળી કાઢવા માટે ધાર્મિક સંસ્થાઓ, મઠો તથા ખાનગી વ્યક્તિઓનાં પુસ્તકાલયોની તપાસ વ્યવસ્થિત રીતે ઉપાડવામાં આવે તો એમાંથી સારો સરખો ખજાનો હાથ લાગે એમ છે. એ, તથા આ બધી હાથપ્રતોની ઝીણવટભરી તપાસ, યોગ્ય જણાય એવી હાથપ્રતો પ્રસિદ્ધ કરવી તથા તેમના અનુવાદો કરવા વગેરે આપણે આપણી બેડીઓ તોડવામાં સફળ થઈએ તથા આપણો કારભાર આપણે કરતા થઈએ ત્યારે કરવાનાં ઘણાં કામોમાંનાં કેટલાંક કામો છે. આવો અભ્યાસ હિંદના ઇતિહાસના ઘણા તબક્કાઓ પર અને ખાસ કરીને ઐતિહાસિક ઘટનાઓ તથા બદલાતા જતા વિચારોની પાછળની ભૂમિકા પર પ્રકાશ નાખ્યા વિના નહીં રહે. વખતોવખત નાશ પામ્યા છતાં અને ખોળવાના કશાયે વ્યવસ્થિત પ્રયાસ વિના પચાસ હજાર કરતાંયે વધારે હસ્તપ્રતો હાથ લાગી છે એ હકીકત પ્રાચીન કાળના સાહિત્યના, નાટકોના, ફિલસૂફીના અને બીજા વિષયોના ગ્રંથોનો ફાલ કેટલો બધો વિપુલ હશે એ બતાવે છે. હાથ લાગેલી ઘણીખરી હસ્તપ્રતો ઝીણવટથી તપાસવાની હજી બાકી છે.

ખોવાયેલા અથવા લુપ્ત થઈ ગયેલા ગ્રંથોમાં આરંભનાં ઉપનિષદો પછીના કાળના જડવાદના આખાયે સાહિત્યનો સમાવેશ થાય છે. જડવાદને વિષે કરવામાં આવેલી ટીકાઓમાં તથા તેના સિદ્ધાંતોને ખોટા ઠેરવવા માટેના વિવિધ પ્રકારના પ્રયત્નોમાં જ માત્ર એને વિષેના ઉલ્લેખો મળી આવે છે. પરંતુ સદીઓ સુધી હિંદમાં જડવાદની ફિલસૂફી ઘણા લોકો માનતા હતા અને એક કાળે લોકો પર તેની ભારે અસર હતી એ નિર્વિવાદ છે. રાજકીય તેમ જ આર્થિક સંગઠન વિષેના કૌટિલ્યના ઈશુ પહેલાંની ચોથી સદીમાં લખાયેલા અર્થશાસ્ત્ર નામના સુપ્રસિદ્ધ ગ્રંથમાં જડવાદનો હિંદની અગ્રગણ્ય ફિલસૂફીઓમાંની એક તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આપણે જડવાદના ટીકાકારો તથા એ ફિલસૂફીને ઉતારી પાડવામાં જેમનું હિત રહેલું હતું તેમના પર આધાર રાખવાનો રહ્યો છે અને તેઓ એની ઠેકડી કરવાનો તથા એ કેવી બેહૂદી છે એ બતાવવાનો પ્રયત્ન કરે છે. એ ફિલસૂફી શી હતી એ જાણવા માટે આપણે માટે આ કમનસીબ માર્ગ જ ખુલ્લો છે. આમ છતાં, એને ઉતારી પાડવાની તથા બદનામ કરવાની વિરોધીઓની ઇંતેજારી જ તેમની નજરે એનું કેટલું બધું મહત્ત્વ હતું એ બતાવી આપે છે. ઘણું કરીને હિંદના મોટા ભાગના જડવાદના સાહિત્યનો પુરોહિતો તથા રૂઢ ધર્મમાં માનનારા બીજા લોકોએ પાછળના યુગોમાં નાશ કર્યો હશે એમ લાગે છે.

પ્રાચીન કાળનું હિંદ તથા પ્રાચીન કાળનું ગ્રીસ અનેક બાબતોમાં એકબીજાથી સર્વથા ભિન્ન હોવા છતાં બંનેમાં એટલી બધી બાબતો સામાન્ય છે કે, તે બંનેની જીવનની ભૂમિકા સમાન હોવી જોઈએ એવું માનવાને હું લલચાઉં છું. જેને પરિણામે એથેન્સની લોકશાહી પડી ભાગી તે પેલોપોનેસસના વિગ્રહને કેટલીક બાબતોમાં પ્રાચીન કાળના મહાભારતના યુદ્ધ સાથે સરખાવી શકાય. હેલન' એટલે કે ગ્રીક સંસ્કૃતિ તથા સ્વતંત્ર નગરરાજ્યોની નિષ્ફળતાને પરિણામે સંશય અને નાસીપાસીની લાગણી પેદા થઈ, લોકો ગૂઢતાઓ તથા દૈવી પ્રેરણા ખોળવાને પંથે વળ્યા અને અગાઉના વખતના પ્રજાના આદર્શોની 'અવનતિ થઈ. ઇહલોકને બદલે પરલોકનું મહત્ત્વ વધ્યું. પછીથી સ્ટોઇક અને એપીક્યુરિયનને નામે ઓળખાતી ફિલસૂફીની નવી શાખાઓ ખીલી.

બહુ જૂજ અને કેટલીક વાર પરસ્પર વિરોધી હકીકતો પરથી ઐતિહાસિક ઘટનાઓની તુલના કરવી એ જોખમકારક અને ગેરરસ્તે દોરવનારું હોય છે. આમ છતાં એવી તુલના કરવાને આપણે લલચાઈએ છીએ. હિંદનો મહાભારતના યુદ્ધ પછીનો યુગ તથા તે વખતનું વિચારોનું દેખાતું અરાજક ગ્રીસની પડતીના સમયના યુગની આપણને યાદ આપે છે.' આદર્શોની અવનતિ થઈ હતી અને એ પછી નવી ફિલસૂફીઓ માટેની ખોજ* ચાલુ થઈ. કબીલા અથવા કુળનાં પ્રજાતંત્રો અને નગરરાજ્યોનું નબળા પડવું તથા સંગઠિત અને એકકેન્દ્રી રાજ્ય સ્થાપવા તરફનું વલણ વગેરે એક જ જાતના રાજકીય તેમ જ આર્થિક. આંતરિક ફેરફારો બંને જગ્યાએ થવા લાગ્યા હોવા જોઈએ.

પણ આ સરખામણી યા તુલના આપણને બહુ આગળ લઈ જતી નથી. ગ્રીક સંસ્કૃતિ ભૂમધ્યસમુદ્રના કિનારા પરના દેશોમાં થોડી વધુ સદીઓ સુધી ચાલુ રહી અને રોમ તેમ જ યુરોપ પર તેણે પોતાની અસર પાડી એ ખરું પણ આ આઘાતોમાંથી ગ્રીસ ખરેખર પાછું કદી બેઠું ન થયું. હિંદમાં ફરીથી અપૂર્વ ચેતન આવ્યું અને મહાકાવ્યોના એટલે કે રામાયણ-મહાભારતના યુગ પછી અથવા બુદ્ધના સમય પછીનાં હજાર વરસનો સમય સર્જકશક્તિથી ભરેલો જોવા મળે છે. એ સમય દરમ્યાન ફિલસૂફી, સાહિત્ય, નાટકો, ગણિત અને વિવિધ કળાઓનાં ક્ષેત્રોમાં સિદ્ધિ મેળવનાર અસંખ્ય મહાન વ્યક્તિઓનાં નામો આગળ તરી આવે છે. ઈશુની આરંભની સદીઓમાં હિંદની પ્રજામાં અપૂર્વ શક્તિ પ્રગટ થાય છે અને તે સાગરપારના દેશોમાં વસાહતો સ્થાપવાનાં સાહસોમાં પરિણમે છે. આ રીતે હિંદના લોકો તથા તેમની સંસ્કૃતિ પૂર્વના મહાસાગરમાં આવેલા ટાપુઓમાં પ્રવેશ કરે છે.

## ૧૨

# મહાકાવ્યો, ઇતિહાસ, પરંપરા અને પુરાણકથાઓ

પ્રાચીન હિંદના રામાયણ અને મહાભારત એ બે ભવ્ય મહાકાવ્યો ઘણુખરુ અનેક સદીઓના ગાળા દરમ્યાન રચાયા અને પછી પણ વખતોવખત તેમા ઉમેરા થતા રહ્યા. એ બન્નેમા હિંદના આર્યોના આરંભના દિવસોના ને હિંદમા તેઓ ફેલાતા જતા હતા તેમ જ પોતાની હકૂમત સુદૃઢ કરતા જતા હતા તે સમયના તેમના વિજયો તેમ જ આંતર વિગ્રહોના બનાવો છે. પરતુ એ પાછળથી લખાયા અને ગ્રંથબદ્ધ થયા. જનસમુદાય પર આટલા લાબા સમય સુધી આ બે ગ્રંથોના જેટલી એકધારી ને વ્યાપક અસર કરી હોય એવો જગતનો બીજો કોઈ ગ્રંથ મારી જાણમા નથી. એ ગ્રંથો ઘણા પ્રાચીન સમયમા રચાયા હતા પરતુ હિંદી પ્રજાના જીવનમા આજેયે તેમની અસર જીવતીજાગતી છે. મૂઠીભર ભણેલા લોકો સિવાય મૂળ સંસ્કૃત ગ્રંથોનો ઝાઝો પ્રચાર નથી પણ અનુવાદોમા તથા રૂપાન્તરો તેમ જ પરંપરા અને કથાવાર્તાઓના રૂપમા એ બન્ને સર્વત્ર ફેલાયા અને પ્રજાના જીવનમા ઓતપ્રોત થયા.

અત્યંત બુદ્ધિશાળી વ્યક્તિથી માડીને અબોધ, નિરક્ષર, ભલાભોળા ગામડિયા સુધીના સાંસ્કૃતિક વિકાસની જુદી જુદી કક્ષાઓના બધા લોકોને ઉપકારક થવાની હિંદની વિશિષ્ટ પદ્ધતિ એ બન્ને મહાકાવ્યો રજૂ કરે છે. તેઓ અનેક રીતે વિભક્ત થયેલા તથા ચડતાઊતરતા વર્ણોમા વહેચાયેલા વિવિધરંગી સમાજને એકત્ર રાખવાની, તેના અદર અદરના કલહોનુ સમાધાન કરવાની તથા તેને વીરતાભરી પરંપરા અને સદાચારી જીવનની સમાન ભૂમિકા આપવાની પ્રાચીન કાળના હિંદવાસીઓની અકળ શક્તિની આપણને કંઈક ઝાખી કરાવે છે. લાબા કાળ સુધી ટકી રહેનારી તથા બધીયે ભિન્નતાઓને ઢાકી દેનારી સમદૃષ્ટિ પ્રજામા પેદા કરવાનો તેમણે બુદ્ધિપૂર્વક પ્રયત્ન કર્યો હતો.

યુરોપ–અમેરિકાનુ બાળક બાલ્યાવસ્થામા પોતાના મોટેરાઓ પાસેથી પરીકથાઓ તથા સાહસકથાઓ સાભળે છે તે જ પ્રમાણે મારી મા તેમ જ ઘરની બીજી વૃદ્ધ સ્ત્રીઓ પાસેથી બાળપણમા મે સાભળેલી આ મહાકાવ્યોમાની વાર્તાઓ મારા જીવનની જૂનામા જૂની સ્મૃતિઓ છે. એ વાર્તાઓમાથી મને પરીકથાઓ તથા સાહસકથાઓનુ તત્ત્વ મળી રહ્યું. પછી મને દર વરસે રામલીલા જોવા લઈ જવામા આવતો. એ જોવાને અને એના સરઘસોમા લોકોના ટોળેટોળા આવતા. એ બધો તમાશો

અણુઘડ હતો પણ એથી કશો વાંધો આવતો નહોતો કેમ કે રામાયણની વાત સૌ કોઈ બરાબર જાણતું હતું અને પ્રસંગ ઉત્સવનો હતો.

આ રીતે હિંદની પુરાણકથાઓ તથા જૂની પરંપરાના સંસ્કારો મારા મગજ પર પડ્યા અને કલ્પનાનાં બીજાં ચિત્રો સાથે ભેળસેળ થઈ ગયા. એ વાર્તાઓને સાચી માનીને મેં કદીયે એમને ઝાઝું મહત્ત્વ આપ્યું હોય એવું મને યાદ નથી અને એમાં રહેલા જાદુની તથા દૈવી તત્ત્વની તો મેં ટીકા પણ કરી છે. પણ ઍરેબિયન નાઈટ્સની અથવા પશુપક્ષીની વાર્તાઓના ભંડાર સમાં તથા જેમાંથી પશ્ચિમ એશિયા તથા યુરોપે ઘણું ઘણું લીધુ છે તે પંચતંત્રની વાર્તાઓની પેઠે કાલ્પનિક દૃષ્ટિએ મારે માટે એ કથાઓ પણ સાચી હતી.* મોટો થતાં બીજાં અનેક ચિત્રો મારા મનમાં ખડકાયાં: હિંદની તથા યુરોપની પરીકથાઓ, ગ્રીસની પુરાણકથાઓ, જોન ઑફ આર્કની વાર્તા, ઍલિસ ઇન ધિ વન્ડરલૅન્ડની વાત, અકબર તથા બિરબલની અનેક વાતો, શેરલૉક હોમ્સની વાત, રાજા આર્થર તથા તેના સરદારોની વાતો, ૧૮૫૭ના હિંદના બળવાની તરુણ વીરાંગના ઝાંસીની રાણીની વાત તથા રજપૂતોની શૌર્યકથાઓ વગેરે. આ અને બીજી એવી ઘણી વાતોએ મારા મનમાં વિચિત્ર ગોટાળો પેદા કર્યો પણ મારી બાલ્યાવસ્થામાં મેં જેનું પાન કર્યું હતું તે હિંદની પુરાણકથાઓની ભૂમિકા મારા ચિત્રમાં સદાયે જેવી ને તેવી ટકી રહી છે.

વિવિધ પ્રકારની અનેક અસરો નીચે હું આવ્યો છું છતાં મારી બાબતમાં આમ બન્યું તો બીજાઓ પર અને ખાસ કરીને અમારી નિરક્ષર આમજનતા પર પ્રાચીન પુરાણકથાઓ તથા પરંપરાની કેટલી

* પંચતંત્રના યુરોપ તથા એશિયાની જુદી જુદી ભાષાઓમાં થયેલા અસંખ્ય અનુવાદો તથા રૂપાન્તરોની વાત લાંબી, અટપટી, છતા અદ્‌ભુત છે. જાણવામાં આવેલો એનો પહેલવહેલો અનુવાદ સંસ્કૃતમાંથી પહેલવીમા ઈશુની છઠ્ઠી સદીના વચગાળામા થયો હતો. તે ઈરાનના શહેનશાહ ખુશરુ અનુશીરવાને કરાવ્યો હતો. થોડા જ વખત પછી (ઈ. સ. ૫૭૦) સીરિયન ભાષામા અને તે પછી અરબીમાં તેનો અનુવાદ બહાર પડ્યો. અગિયારમી સદીમા સીરિયન, અરબી અને ફારસીમાં તેના નવા અનુવાદો બહાર પડ્યા ફારસીનો એ અનુવાદ કાલીયદમનની વાતને નામે મશહૂર થયો. આ અનુવાદો મારફતે પંચતંત્ર યુરોપમા પહોચ્યુ અગિયારમી સદીના છેવટના ભાગમાં સીરિયન પરથી ગ્રીક ભાષામાં તેનો અનુવાદ થયો અને થોડા વખત પછી હિબ્રૂમાં થયો. પંદરમી અને સોળમી સદીમા લૅટિન, ઇટાલિયન, સ્પૅનિશ, જર્મન, સ્વિડીશ, ડૅનિશ, ડચ, આઈસલૅન્ડની, ફ્રેંચ, ઇંગ્લિશ, હંગેરિયન, તુર્ક તથા સ્લાવ કુળની ઘણી ભાષાઓમાં તેના અનુવાદો થયા. આ રીતે પંચતંત્રની વાર્તાઓ એશિયા તથા યુરોપનાં સાહિત્યોમાં સમાઈ ગઈ.

બધી અસર હશે તેની મને કંઈક સમજ પડી. સંસ્કૃતિ તથા નીતિમત્તાની દૃષ્ટિએ એ મારી અસર છે અને એ વાર્તાઓ તથા રૂપકોમાં રહેલું સૌંદર્ય તથા સૂચક યા લાક્ષણિક કલ્પનાઓ હું હરગિજ ફેંકી ન દઉં કે તેમનો નાશ ન કરું.'

હિંદની પુરાણકથાઓ માત્ર મહાકાવ્યોમાં જ મર્યાદિત છે એવું નથી. ઠેઠ વેદકાળથી તે ઊતરી આવી છે અને અનેક સ્વરૂપે તથા રૂપરંગમાં આખાયે સંસ્કૃત સાહિત્યમાં જોવાની મળે છે. કવિઓ અને નાટકકારો એમનો પૂરેપૂરો લાભ ઉઠાવે છે અને તેમનાં કથાનકો તથા મનોરમ કલ્પનાઓ તેમની આસપાસ ગૂંથે છે. સ્વરૂપવાન સ્ત્રીના પાદસ્પર્શથી અશોક વૃક્ષ એકાએક ફૂલોથી લચી પડે છે એમ કહેવાય છે. કામદેવ તથા તેની સ્ત્રી રતિ અને તેમના સખા વસંતનાં સાહસો વિષે વાચવા મળે છે. મોટું સાહસ કરી કામદેવ ખુદ શિવ પર પોતાનું પુષ્પ જેવું કોમળ બાણ છોડે છે અને શિવના ત્રીજા નેત્રમાંથી પ્રગટ થયેલા અગ્નિથી બળીને ખાખ થઈ જાય છે. પરંતુ તે દેહ વિના જીવતો રહે છે અને તેથી અનંગ નામથી ઓળખાય છે. આવી અનેક મનોરમ કથાઓનો પાર નથી.

ઘણીખરી પુરાણકથાઓ તથા ઇતર વાર્તાઓના મૂળમાં વીરતાનો ખ્યાલ રહેલો છે અને તે બધી ગમે તે ભોગે સત્ય પર અડગ રહેવાનું, વચનનું પાલન કરવાનું, મરણપર્યંત તો શું પણ તે પછીયે વફાદાર રહેવાનું, હિંમત રાખવાનું, ભલાઈનાં કામો કરવાનું તથા લોક સમસ્તના હિતને અર્થે બલિદાન આપવાનું શીખવે છે. કેટલીક વાર વાત તદ્દન કાલ્પનિક હોય છે અથવા તો કલ્પના અને હકીકતનું મિશ્રણ એટલે કે, પરંપરાએ જાળવી રાખેલા કોઈક બનાવનું અતિશયોક્તિભર્યું વર્ણન હોય છે. હકીકતો અને કલ્પના પરસ્પર એટલી બધી સેળભેળ થઈ ગયેલી હોય છે કે તેમને છૂટી પાડવાનું અશક્ય છે. પછી એ મિશ્રણ કાલ્પનિક ઇતિહાસ બની જાય છે. ખરેખર શું બનેલું તે આપણને એ ભલે ચોક્કસપણે ન કહેતું હોય પણ લોકો જે બન્યાનું માનતા હતા તે તથા તેમના વીર પૂર્વજોના સામર્થ્ય વિષેની તેમ જ તેમને પ્રેરણા આપનારા આદર્શો વિષેની તેમની સમજ વગેરે એટલું જ મહત્ત્વનું કંઈક એ આપણને કહે છે. એટલે, કલ્પના કે હકીકત, એ તેમના રોજિંદા જીવનની ઊથલપાથલ તથા હાડમારીમાંથી બહાર કાઢીને વધારે ઉન્નત પ્રદેશો તરફ તેમને લઈ જનારું, આદર્શ બહુ દૂર હોય અને ત્યાં સુધી પહોંચવાનું મુશ્કેલ હોય તોપણ પુરુષાર્થ અને સદાચારી જીવનનો માર્ગ ચીંધનારું તેમના જીવનમાં રહેલું જીવન્ત તત્ત્વ બન્યું.

લુક્રેશિયાની તથા વીરતાભરી એવી જ બીજી પ્રાચીન રોમની વાર્તાઓને ઉપજાવી કાઢેલી તથા ખોટી કહેનારાઓને ગટેએ વખોડી કાઢ્યા હતા એમ કહેવાય છે. તેણે જણાવ્યું છે કે, જો કંઈ ઉપજાવી કાઢેલું અને તત્ત્વત ખોટું હોય તે સર્વથા બેહૂદુ ને વિરૂપ જ હોય, સૌંદર્યશાળી અને પ્રેરણાદાયી કદી નહીં. અને 'રોમનો જો એના જેવી વસ્તુઓ ઉપજાવવા જેટના મહાન હતા તો આપણે કંઈ નહીં તો એ વસ્તુઓને માનવા જેટલા મહાન થવું ઘટે'

આમ આ કલ્પિત ઇતિહાસ, હકીકત અને કલ્પનાનું એ મિશ્રણ અથવા કેટલીક વાર તો કેવળ કલ્પના, લાક્ષણિક રીતે સાચો બને છે અને તે તે યુગના લોકોના વિચારો, ભાવનાઓ તથા ધ્યેયો વિષે આપણને માહિતી આપે છે. વિચારણા અને કાર્ય માટેનો, ભાવિ ઇતિહાસ માટેનો એ પાયો બને છે એ દૃષ્ટિએ પણ એ સાચો છે. પ્રાચીન હિંદમા ઇતિહાસના સમગ્ર ખ્યાન પર ફિલસૂફી તથા ધર્મના ચિંતનાત્મક અને નૈતિક વલણની અસર થઈ હતી. તવારીખ લખવાના અથવા બનાવોની કેવળ નોંધ કરવાના કામને ઝાઝું મહત્ત્વ આપવામા આવતું નહોતુ. માનવી ઘટનાઓ તથા કાર્યોની માનવીના આચાર પર શી અસર થાય છે, શો પ્રભાવ પડે છે એની એ લોકોને વધારે પડી હતી. ગ્રીક લોકોની પેઠે તેઓ ભારે કલ્પનાપ્રધાન અને કળાના ઉપાસક હોઈ ભવિષ્યના વર્તન માટે તેમાથી કંઈક બોધપાઠ મેળવવા ચહાતા હતા અને તેથી ભૂતકાળના બનાવોનું ખ્યાન આપતા પોતાની કલ્પવૃત્તિ તથા કલ્પનાને તેઓ છૂટી મૂકી દે છે

ગ્રીકો, ચીનાઓ તથા આરબોની જેમ ભૂતકાળના હિંદીઓ ઇતિહાસકારો નહોતા આ એક મોટી કમનસીબી છે અને એને લીધે બની ગયેલા બનાવોનો ચોક્કસ સમય નક્કી કરવાનું અથવા ક્રમ પ્રમાણે તેમની યાદી તૈયાર કરવાનું મુશ્કેલ થઈ પડ્યું છે બનાવો એકબીજા સાથે ભેળસેળ થઈ જાય છે અને બહુ ગોટાળો ઊભો કરે છે. ખતીના વિદ્વાનો ઘણી ધીમી ગતિથી હિંદના ઇતિહાસના કોકડાને ઉકેલવાની ચાવીઓ ખોળી રહ્યા છે ઈશુની બારમી સદીમા લખાયેલો કલ્હણનો રાજતરંગિણી નામનો કાશ્મીરના ઇતિહાસનો એક જ ગ્રંથ સાચા અર્થમા ઇતિહાસનો ગ્રંથ લેખી શકાય એમ છે. બાકીના ઇતિહાસ માટે કંઈ ને કંઈ સૂચન મેળવવા માટે તો મહાકાવ્યોમા તથા બીજા ગ્રંથોમા આવતા કલ્પિત ઇતિહાસ, તે સમયના ઉપલબ્ધ દસ્તાવેજો, શિલાલેખો, તામ્રપત્રો, કળા તથા સ્થાપત્યના અવશેષો, અને મોટા ભાગના સંસ્કૃત સાહિત્ય પાસે જ જવું પડે છે એ માટે બેશક હિંદમા આવી

ગયેલા પરદેશી મુસાફરોના અને ખાસ કરીને ગ્રીક તથા ચીની અને પાછળના સમયમાં આરબ મુસાફરોના પ્રવાસનાં બ્યાનો પણ પૂરતાં ઉપયોગી છે.

ઐતિહાસિક દૃષ્ટિના આવા અભાવને લીધે આમજનતાને કશું ગુમાવવા-પણું નહોતું, કેમ કે બીજા દેશોની જનતાની પેઠે અને તેમનાથીયે વિશેષે કરીને પેઢી દર પેઢીથી અમારી જનતા પાસે ઊતરી આવેલાં પરંપરાનાં બ્યાનો, પુરાણકથાઓ તથા કલ્પિત વાતો હતી ને તે પરથી તે ભૂતકાળ વિષેનો પોતાનો ખ્યાલ બાંધી લેતી હતી. આ કલ્પિત ઇતિહાસ તથા હકીકત અને પુરાણકથાઓના મિશ્રણનો લોકોમાં પૂરો પ્રચાર હતો અને તે તેમને પ્રબળ તેમ જ ટકાઉ સાંસ્કૃતિક ભૂમિકા પૂરી પાડતું હતું. પણ ઇતિહાસ પ્રત્યે દુર્લક્ષ કરવાનાં માઠાં પરિણામો પણ નથી આવ્યાં એવું નથી. તેની માઠી અસરમાંથી અમે હજી છૂટયા નથી. એથી દૃષ્ટિની અસ્પષ્ટતા, વાસ્તવિક જીવનથી અળગાપણું તથા હકીકતોના સંબંધમાં બુદ્ધિની શિથિલતા પેદા થઈ. ફિલસૂફીના વધારે દુર્ગમ પણ અનિવાર્ય રીતે વધારે અસ્પષ્ટ ને અચોક્કસ પ્રદેશોમાં એ બુદ્ધિ ઢીલી પડતી નથી એટલું જ નહીં, પૃથક્કરણ તથા સમન્વય કરે છે, ઘણી વાર વિવેચન કરે છે અને કેટલીક વાર સંશય પણ ઉઠાવે છે. પણ હકીકતોના સંબંધમાં એ બુદ્ધિનું વલણ એવું વિવેચક નહોતુ, કેમ કે ઘણુંખરું કેવળ હકીકતને તે ઝાઝું મહત્ત્વ આપતી નહોતી.

વિજ્ઞાન તથા આધુનિક જગત સાથેના સંસર્ગે હકીકતોનું મહત્ત્વ વધારે પ્રમાણમા પિછાનવાની, તેમની તુલના કરવાની તથા પરંપરા છે એટલા જ કારણસર તેને આંખ મીંચીને ન સ્વીકારી લેવાની વૃત્તિ તેમ જ વિવેકશક્તિ પેદા કર્યાં છે. અનેક સમર્થ ઇતિહાસકારો હવે કામે લાગી ગયા છે પણ ઘણી વાર તેઓ બીજે છેડે જઈને બેસે છે અને તેમની કૃતિઓ વધુ-પ્રમાણમા હકીકતોની ઝીણવટભરી કેવળ તવારીખ બને છે; જીવંત ઇતિહાસ નથી બનતી. પરંતુ આજે સુધ્ધાં પ્રાચીન પરંપરા અમને એકાએક અભિભૂત કરી મૂકે છે અને બુદ્ધિશાળી લોકોની વિવેકશક્તિ પણ થંભી જાય છે એ અજબ જેવુ છે. અમારી આજની પરાધીન દશામાં અમારા રોમે રોમે વ્યાપેલી રાષ્ટ્રીયતાની ભાવનાને એ થોડે અંશે આભારી છે. અમે રાજકીય તેમ જ આર્થિક સ્વતંત્રતા મેળવીશું ત્યારે જ અમારું મગજ સ્વાભાવિકતાથી અને સારાસારના વિવેકથી કાર્ય કરતું થશે.

વિવેકદૃષ્ટિ અને રાષ્ટ્રીય પરંપરા વચ્ચેના આ વિરોધનો સૂચક અને આંખ ઉઘાડનારો દાખલો હમણાં જ બની ગયો. હિંદના ઘણા ભાગોમાં

વિક્રમ સંવતનું પંચાંગ પ્રચારમાં છે; એ પંચાંગનું વરસ સૌર છે પરંતુ મહિનાઓ ચાંદ્ર છે. આ પંચાંગ પ્રમાણે ગયે મહિને (૧૯૪૪ની સાલમાં) એ સંવતનાં બે હજાર વરસ પૂરાં થયાં અને નવા સહસ્રાબ્દનો આરંભ થયો. એ પ્રસંગે હિંદભરમાં ઉત્સવો ઊજવાયા. સમયગણનામાં એ સંવત એક મોટું શીમાચિહ્ન હોવાથી તથા જેના નામ સાથે એ સંકળાયેલો છે તે વિક્રમ અથવા વિક્રમાદિત્ય ઘણા લાંબા સમયથી લોકમાનસમાં એક મહાન નાયક તરીકે સ્થપાયેલો હોવાથી એ ઉજવણીઓ ઉચિત હતી. એના નામની આસપાસ અગણિત વાર્તાઓ સંકળાયેલી છે અને મધ્યયુગમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે એમાંની ઘણી વાર્તાઓ એશિયાના જુદા જુદા ભાગોમાં તેમ જ પાછળથી યુરોપ સુધી પણ પહોંચી હતી.

વિક્રમ લાંબા સમયથી રાષ્ટ્રપુરુષ તરીકે, 'આદર્શ રાજા તરીકે લેખાતો આવ્યો છે.' પરદેશી હુમલાખોરોને હાંકી કાઢનાર રાજા તરીકે પ્રજા એને યાદ કરે છે. પણ એની સાચી કીર્તિ એના રાજદરબારની સાહિત્યિક અને સાંસ્કૃતિક પ્રતિભાને આભારી છે. પોતાના દરબારમાં તેણે તે જમાનાના સૌથી મશહૂર સાહિત્યકારો, કળાકારો તથા સંગીતકારોને એકઠા કર્યા હતા. તેઓ વિક્રમનાં નવ રત્ન તરીકે ઓળખાતા હતા. એને વિષેની ઘણીખરી વાર્તાઓ તેની પ્રજાવત્સલતા, તેની અપાર દાનશીલતા તથા બીજાઓના ભલાને અર્થે પોતાનું તથા પોતાના અંગત સ્વાર્થનું બલિદાન આપવાની તેની તત્પરતાને અંગેની છે. તેની ઉદારતા, તેની પરદુઃખભંજન વૃત્તિ, તેની હિંમત તથા તેની નમ્રતાને માટે તે મશહૂર છે. એક સદાચારી પુરુષ અને કળાના આશ્રયદાતા તરીકે ખાસ કરીને તે લોકપ્રિય છે. તે એક શૂરવીર યોદ્ધો અથવા વિજેતા હતો એ હકીકત તેને વિષેની વાર્તાઓમાંથી બહુ ઓછી તરી આવે છે. માણસની ભલમનસાઈ તથા તેની આત્મબલિદાનની વૃત્તિને અપાતું મહત્ત્વ એ હિંદી માનસ તથા હિંદી આદર્શોની વિશિષ્ટતા છે. સીઝરના નામની પેઠે વિક્રમાદિત્યનું નામ એ પ્રકારના લક્ષણનું તેમ જ પદવીનું સૂચક બન્યું અને એના પછીના ઘણા રાજાઓએ પોતાના નામની પાછળ તે ઉમેર્યું હતું. આથી ગોટાળો ઘણો વધી ગયો, કારણ કે, ઇતિહાસમાં ઘણા વિક્રમાદિત્યોનો ઉલ્લેખ આવે છે. પણ આ વિક્રમ હતો કોણ? અને તે કયે સમયે થઈ ગયો? ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં એ બધું અસ્પષ્ટ છે. વિક્રમ સંવતનો આરંભ થાય છે ઈશુ પૂર્વેના ૫૭ની સાલના અરસામાં. એ સમયે એવા કોઈ રાજકર્તાનું નામનિશાન જડતું નથી. પરંતુ ઈશુની ચોથી સદીમાં ઉત્તર હિંદમાં વિક્રમાદિત્ય નામનો રાજા થયો હતો. તે હિંદ પર ચડાઈ કરનારા હૂણ લોકો જોડે લડ્યો હતો અને તેમને તેણે હાંકી કાઢ્યા હતા.

એણે પોતાના દરબારમાં નવ રત્નો રાખ્યાનું કહેવાય છે અને એના નામની આસપાસ ઉપર મુજબની વાર્તાઓ વણાયેલી છે. તો પછી સવાલ આ ઊઠે છે : ઈશુની ચોથી સદીમાં થયેલા આ વિક્રમાદિત્યનો ઈશુ પૂર્વેની ૫૭ની સાલમાં આરંભાતા સંવતની સાથે સંબંધ કેવી રીતે જોડવો ? એનો કંઈક સંભવિત ખુલાસો આવો હોય એમ લાગે છે : ઈશુ પૂર્વેની ૫૭ની સાલથી આરંભાતો સંવત મધ્ય હિંદમાં આવેલા માળવાના રાજ્યમાં પ્રચારમાં હતો અને વિક્રમ થઈ ગયો પછી ઘણા સમય બાદ એ સંવત તથા પંચાંગનો સંબંધ તેની સાથે જોડી દેવામાં આવ્યો અને વિક્રમાદિત્યના નામ પરથી તેનું ફરીથી નામ પાડવામાં આવ્યું. પણ આ બધું અસ્પષ્ટ અને અનિશ્ચિત છે.

સૌથી નવાઈની વાત એવી છે કે, કોઈ ને કોઈ રીતે પરંપરાના નાયક આ વિક્રમને ૨૦૦૦ વરસ પૂર્વે આરંભાતા સંવત સાથે જોડી દેવાને માટે બુદ્ધિશાળી માણસોએ ઇતિહાસ સાથે સારી સરખી રમત કરી છે. પરદેશીઓ સામેની તેની લડાઈ તથા હિંદમાં એકચક્રી રાજ્ય સ્થાપીને હિંદની એકતા સ્થાપિત કરવાની તેની ઇચ્છાને મહત્ત્વ આપવામાં આવે છે એ પણ રમૂજ પેદા કરે એવું છે; કેમ કે હકીકતમાં વિક્રમની આણ નીચેનો પ્રદેશ ઉત્તર અને મધ્ય હિંદમાં જ મર્યાદિત હતો.

માત્ર હિંદીઓ પર જ રાષ્ટ્રીયતાની ભાવનાની આવી અસર થઈ છે અને પોતાના દેશનો ઇતિહાસ લખવામાં અથવા તેને વિષે વિચાર કરવામાં માની લીધેલા રાષ્ટ્રીય હિતની દૃષ્ટિથી તેઓ એકલા જ પ્રેરાયા છે એવું નથી. પોતાના ભૂતકાળ પર ઢોળ ચડાવવાની તથા તેને રૂડોરૂપાળો દેખાડવાની અને પોતાને લાભકારક થાય એ રીતે તેને વિકૃત કરવાની કામનાની અસર દરેક રાષ્ટ્ર અને પ્રજા પર થયેલી જોવા મળે છે. ઘણુંખરું અંગ્રેજોએ લખેલા હિંદના ઇતિહાસો આપણામાંના ઘણાખરા લોકોને વાંચવા પડે છે. તેમાં સામાન્ય રીતે બ્રિટિશ અમલનાં લાંબાં લાંબાં સમર્થન તથા યશોગાન અને તેની પૂર્વેનાં હજારો વરસો દરમ્યાન અહીં જે બન્યું તેના નગ્ન તિરસ્કારયુક્ત હેવાલો ભરેલા છે. ખરેખર, તેમને મન હિંદનો સાચો ઇતિહાસ અંગ્રેજોના અહીં આવ્યા પછી જ શરૂ થાય છે! એ પહેલાં જે બધું બન્યું તે એ દિવ્ય સિદ્ધિ માટેની કંઈક ગૂઢતાભરી તૈયારીરૂપ હતું! બ્રિટિશ અમલનાં તથા બ્રિટિશ લોકોના સદ્‌ગુણોનાં યશોગાનને અર્થે બ્રિટિશ યુગના ઇતિહાસને પણ વિકૃત કરવામાં આવ્યો છે. હવે જોકે બહુ ધીમી ગતિથી વધારે સાચી દૃષ્ટિ પેદા થતી જાય છે. પણ અમુક હેતુ સાધવાને તથા પોતાની કલ્પનાઓ અને પૂર્વગ્રહોનું સમર્થન કરવાને અર્થે ઇતિહાસને મારામચડીને ઉપયોગમાં લેવાના દાખલા શોધવા માટે આપણે ભૂતકાળ સુધી જવાની જરૂર જ નથી.

વર્તમાન સમયમાં એવા દાખલા ઢગલાબંધ મળે છે. અને જેને આપણે જોયો તથા અનુભવ્યો છે તે વર્તમાન કાળને જ આવી રીતે વિકૃત કરી શકાય તો પછી ભૂતકાળની તો વાત જ શી ?

આમ છતાં, અમે હિંદીઓ વગર વિચાર્યે તથા પૂરતી તપાસ કર્યા વિના પરંપરા સ્વીકારી લઈને તેને ઇતિહાસ તરીકે વર્ણવવાને દોરવાઈ જાય છે એ વાત ખરી છે. આ અમારી ખાસિયત હોય એમ લાગે છે. વિચારની આ શિથિલતા તથા પૂરતી તપાસ વિના નિર્ણય બાંધી દેવાની આ સહેલી રીત અમારે છોડવી જોઈશે.

પણ હું બીજી જ વાત પર ચડી ગયો અને દેવદેવીઓના તથા પુરાણકથાઓના આરંભના સમયથી દૂર ચાલ્યો ગયો. એ એવો સમય હતો જ્યારે જીવન ભર્યુંભાદર્યું હતું તથા જીવનવહેવારનો કુદરત સાથે એકરાગ હતો, જ્યારે માનવી ચિત્ત વિશ્વની ગૂઢતાને આશ્ચર્ય તથા આનંદની લાગણીથી નિહાળતું હતું; જ્યારે સ્વર્ગ અને પૃથ્વી એકબીજાની બહુ જ નજીક લાગતાં હતાં તથા ઑલિમ્પસના દેવોની પેઠે સ્ત્રીપુરુષો સાથે રમવાને અને કેટલીક વાર તેમને શિક્ષા કરવાને અહીં ભારતમાં પણ દેવદેવીઓ કૈલાસમાંથી અથવા હિમાલયમાંનાં પોતાનાં બીજાં રહેઠાણોમાંથી અવનિ પર આવતાં હતાં. જીવનની આ વિપુલતા અને વૈવિધ્યશાળી કલ્પનામાંથી પુરાણકથાઓ તથા સમર્થ અને સૌંદર્યવાન દેવદેવીઓ ઉદ્ભવ્યાં, કેમ કે ગ્રીક લોકોની પેઠે પ્રાચીન કાળના હિંદીઓને પણ સૌંદર્ય અને જીવન પ્રત્યે ઊંડો અનુરાગ હતો. પ્રોફેસર ગિલ્બર્ટ મરે આપણને ઑલિમ્પિયન દેવોના પરમ સૌંદર્ય વિષે કહે છે તેમનું એ બયાન આરંભ કાળની હિંદી માનસની કૃતિઓને પણ લાગુ પડે એવું છે: 'તે કળાવિદોનાં સ્વપ્નાં, આદર્શો અને રૂપકો છે; તેમનાથી પર એવી કંઈક વસ્તુનાં પ્રતીકો છે. તે અર્ધત્યજાયેલી પરંપરાના, સુષુપ્ત આત્મવંચના તથા આકાંક્ષાઓના દેવો છે. ઉજ્જ્વળ તેમ જ આત્મનિરીક્ષણ કરાવનારી અનેક કલ્પનાઓ અથવા વાદોની પેઠે ફિલસૂફને સુલભ સાવધાનીથી આશંક ફિલસૂફો જેમની ઉપાસના કરી શકે એવા એ દેવો છે. નક્કર હકીકત તરીકે કોઈ પણ જેમને માને એવા એ દેવો નથી.' એમને વિષે પ્રોફેસર મરે વધુમાં જણાવે છે તે પણ દેવદેવીઓને એટલું જ લાગુ પડે છે. 'જેમ માણસે કોતરી કાઢેલી ...ત સુંદર પ્રતિમા દેવ...નથી પણ દેવની કલ્પના કરવામાં મદદરૂપ બનનાર કેવળ પ્રતીક છે તે જ પ્રમાણે એ રીતે કલ્પેલો દેવ પોતે પણ અંતિમ સત્ય નથી પણ અંતિમ સત્યની કલ્પના કરવાની દિશામાં મદદરૂપ બનનાર કેવળ પ્રતીક છે . . . દરમ્યાન જ્ઞાનથી વિરુદ્ધ હોય એવા સિદ્ધાંતો તથા

પોતાના અંતરના અવાજની વિરુદ્ધ જઈને માણસ પાસે પાપાચરણ કરાવે એવી આજ્ઞાઓ તેમણે બહાર પાડ્યાં નથી.'

ધીમે ધીમે વેદનાં તેમ જ બીજાં દેવદેવીઓનો સમય વીતી જાય છે અને માથું પકવનારી તથા દુર્બોધ દાર્શનિક ફિલસૂફીઓ તેમનું સ્થાન લે છે. પરંતુ લોકમાનસમાં તો એ પ્રતિમાઓ સુખના સાથી અને દુઃખના ભેરુઓ તરીકે તથા તેમના અંતરના અકળ આદર્શો તથા આકાંક્ષાઓનાં પ્રતીકો તરીકે ટકી રહી. એમની આસપાસ કવિઓએ પોતાની કલ્પનાઓ વણી દીધી અને ભારે શણગાર તથા મનોહર તરંગોથી ભરેલી પોતાની સ્વપ્નસૃષ્ટિઓ રચી. હિંદની પૌરાણિક વાર્તાઓની પોતાની નાની નાની ચોપડીઓમાં એફ. ડબલ્યુ. બેઈને કવિઓના એ કલ્પનાવિહારનું સરસ રૂપાન્તર કર્યું છે. ધ ડિજિટ'ઑફ ધ મૂન એટલે કે, ચંદ્રની કળા નામની એ જાતની તેમની પુસ્તિકામાં સ્ત્રીની ઉત્પત્તિ વિષેની વાત તેમણે આપણને કહી છે. 'આરંભમાં બ્રહ્મદેવ સ્ત્રી ઘડવાને બેઠા ત્યારે તેમને જણાયું કે પુરુષને ઘડવામાં જ બધો મસાલો પૂરો થઈ ગયો છે અને હવે જરા સરખો પણ ઘન પદાર્થ બાકી રહ્યો નથી. આથી તે વિમાસણમાં પડ્યા અને પછી ઊંડો વિચાર કરી તેમણે આ પ્રમાણે કર્યું: તેમણે ગોળાકાર ચંદ્ર પાસેથી, વળાંકો લતાઓ પાસેથી, વળગવાની શક્તિ વેલાઓના તંતુઓ પાસેથી, કંપન ઘાસ પાસેથી, પાતળાપણું બરુ પાસેથી, પ્રફુલ્લતા પુષ્પો પાસેથી, તરલતા પાંદડાં પાસેથી, દૃષ્ટિ હરણાં પાસેથી, રુદન વાદળાં પાસેથી, ચાંચલ્ય પવન પાસેથી, બીકણપણું સસલા પાસેથી, કઠોરતા વજ્ર પાસેથી, મૃદુતા પોપટના હૃદય પરની ત્વચા પાસેથી, આડંબર મોર પાસેથી, મીઠાશ મધ પાસેથી, ક્રૂરતા વાઘ પાસેથી, હૂંફાળો ઝળહળાટ અગ્નિ પાસેથી, ટાઢાશ બરફ પાસેથી, કલબલાટ કાબર પાસેથી, કૂજન કોયલ પાસેથી, દંભ બગલા પાસેથી અને વફાદારી ચક્રવાક પાસેથી લીધાં; અને આ બધી વસ્તુઓને એકઠી કરીને તેમણે સ્ત્રી ઘડી પુરુષને સુપરત કરી.'

## ૧૩.

## મહાભારત

મહાકાવ્યોનો કાળનિર્ણય કરવાનું કામ મુશ્કેલ છે. આર્યો હિંદમાં ઠરીઠામ થવા લાગ્યા હતા અને પોતાની સ્થિતિ સુદૃઢ કરી રહ્યા હતા તે દૂરના યુગોની વાત એ બન્નેમાં આવે છે. એ ઘણા લેખકોને હાથે લખાયાં હતાં અથવા યુગે યુગે તેમાં ઉમેરા થતા રહ્યા હતા. એકલા રામાયણના

મહાકાવ્યમાં જ નિરૂપણની એકતા અમુક અંગે જળવાઈ છે, મહાભારત એ પ્રાચીનકાળની પરંપરા, વિદ્યા અને બીજી અનેક પરચૂરણ વસ્તુઓનો મોટો સંગ્રહ છે. બંને મહાકાવ્યો બુદ્ધના સમય પહેલાં રચાયાં હોવાં જોઈએ, જોકે એ પછીથી એમાં ઉમેરાઓ થતા રહ્યા છે એ નિર્વિવાદ છે

મિશેલે નામનો ફ્રેંચ ઇતિહાસકાર ૧૮૬૪ની સાલમાં રામાયણને વિષે લખતાં જણાવે છે 'જે કોઈએ વધારેપડતો પુરુષાર્થ સાધ્યો હોય અથવા વધારેપડતી આકાંક્ષા સેવી હોય તે આ અખૂટ જીવનસ્રોતમાંથી જીવન અને યૌવનનો એક લાંબો ઘૂંટડો ભરે ... પશ્ચિમમાં બધું જ સંકુચિત છે ગ્રીસ નાનકડું છે અને તેથી હું ગૂંગળાઈ જાઉં છું યહૂદીઓનો મુલક સૂકો છે તેથી હું તરસે મરું છું ઉન્નત એશિયા અને ધીર ગંભીર પૂર્વ તરફ હું થોડા વખત માટે મારી દૃષ્ટિ નમાવીશ ત્યાં આગળ મારું મનગમતું મહાન કાવ્ય છે — હિંદી મહાસાગર જેટલું વિશાળ, મંગળમય, સવિતાનારાયણના સુવર્ણ રંગથી રંગાયેલું, જેમાં વિસંવાદનું નામ નથી એવું દૈવી સુસંવાદનું પુસ્તક તેમાં પ્રસન્ન શાન્તિ પ્રવર્તે છે અને કલહની વચ્ચે અપાર માધુર્ય, જીવમાત્રને આવરી લેતું અસીમ વિશ્વબંધુત્વ, પ્રેમ, કરુણા તથા સૌજન્યનો અગાધ અને નિરવધિ સાગર એમાં છે'

રામાયણ એક મહાન ગ્રંથ છે અને લોકોને એના પર અપાર પ્રેમ છે છતાં જગતના અગ્રગણ્ય ગ્રંથમાંનો એક તો મહાભારત જ છે એ એક વિરાટ ગ્રંથ છે અને પ્રાચીન હિંદની સામાજિક તથા રાજકીય સંસ્થાઓ તેમ જ પરંપરા તથા પુરાણકથાઓનો સર્વસંગ્રહ છે એની પ્રમાણભૂત આવૃત્તિ પ્રસિદ્ધ કરવાને ઉપલબ્ધ જુદા જુદા પાઠોની ઝીણવટપૂર્વક સમીક્ષા તથા તુલના કરવાના કાર્યમાં કેટલાય અધિકારી હિંદી વિદ્વાનો દશ કરતાંયે વધારે વરસોથી મચ્યા છે તેમણે એ ગ્રંથના થોડાક ભાગ બહાર પાડ્યા છે પણ એ કામ હજી અધૂરું છે અને આગળ ચાલે છે સર્વભક્ષી ભીષણ યુદ્ધના આ દિવસોમાં પણ રશિયાના પ્રાચ્ય વિદ્યાના અભ્યાસીઓએ મહાભારતનો રશિયન ભાષામાં અનુવાદ બહાર પાડ્યો છે એ બીના રસપ્રદ તેમ જ નોંધપાત્ર છે

ઘણું કરીને આ હિંદમાં બહારના લોકોના આગમનનો કાળ હતો એ લોકો સાથે પોતાની રૂઢિઓ તથા પ્રથાઓ લેતા આવ્યા હતા એમાંની ઘણીખરી રૂઢિઓ આર્યોની રૂઢિઓથી ભિન્ન હતી અને તેથી પરસ્પર વિરોધી વિચારો તથા પ્રથાઓનું વિચિત્ર મિશ્રણ મહાભારતમાં જોવા મળે છે આર્યોમાં બહુ પતિ કરવાનો રિવાજ નહોતો છતાંયે મહાભારતની

નાયિકા પાંચ ભાઈઓની સહિયારી પત્ની છે. દરમ્યાન આગળથી દેશમાં આવીને વસેલી જાતિઓ તથા નવી આવનાર વિદેશી જાતિઓને સમાવી લેવાની પ્રક્રિયા ચાલુ હતી અને વેદધર્મમાં પણ એને અનુરૂપ ફેરફાર થતો જતો હતો. જેમાંથી આજનો હિંદુ ધર્મ પરિણમ્યો તે સર્વગ્રાહી અને વ્યાપક સ્વરૂપ વેદધર્મે ધારણ કરવા માંડ્યું હતું. સત્યનો કોઈનો ઇજારો હોય નહીં અને તેનું દર્શન કરવાના તેમ જ તેને પામવાના અગણિત માર્ગો છે એવી દૃષ્ટિ એના પાયામાં રહેલી હોવાથી આ બની શક્યું. એટલે અનેક પ્રકારની ભિન્ન ભિન્ન અને પરસ્પરવિરોધી માન્યતાઓને પણ ઉદારતાપૂર્વક સહી લેવામાં આવી.

મહાભારતમાં હિંદની અથવા ભારતવર્ષની મૂળભૂત એકતા પર ભાર મૂકવાનો ચોક્કસ પ્રયત્ન કરવામાં આવ્યો છે. ભરત નામના આર્ય જાતિના વીર પુરુષની પૌરાણિક કથા પરથી પ્રાચીન કાળમાં હિંદને ભારતવર્ષ એવું નામ આપવામાં આવ્યું હતું. એથી પહેલાં હિંદનું આર્યાવર્ત એટલે કે આર્યોની ભૂમિ એવું નામ હતું. પણ વિંધ્ય પર્વત સુધીના ઉત્તર હિંદનું જ એ નામ હતું. એ સમયે આર્યોએ ઘણું કરીને એ ગિરિમાળાની દક્ષિણના પ્રદેશમાં પ્રવેશ કર્યો નહોતો. રામાયણ એ દક્ષિણના પ્રદેશમાં આર્યોના પ્રવેશની તથા ફેલાવાની કથા છે. એ પછીના સમયમાં થયેલો અને મહાભારતમાં વર્ણવાયેલો આંતરવિગ્રહ ઈશુ પહેલાંની ૧૪મી સદીમાં થયેલો માનવામાં આવે છે. એ હિંદ પર અથવા કહો કે, ઉત્તર હિંદ પર આધિપત્ય સ્થાપવા માટેનો વિગ્રહ હતો અને આખા હિંદને ભારતવર્ષ ગણવાનો ખ્યાલ એ સમયથી શરૂ થાય છે. એ ખ્યાલમાં આજના અફઘાનિસ્તાનના મોટા ભાગનો સમાવેશ થતો હતો એ વખતે તે ગંધાર નામથી ઓળખાતો હતો (જેના ઉપરથી કંદહાર શહેરનું નામ પડ્યું છે) અને તે ભારતવર્ષનો એક ભાગ લેખાતો હતો. ધૃતરાષ્ટ્ર રાજાની રાણીનું નામ પણ ગાંધારી (એટલે કે ગંધાર દેશની સ્ત્રી) હતું. દિલ્લી અથવા દિલ્હી એટલે કે આજનું એ નામનું શહેર નહીં પણ તેના સ્થળની પાસે આવેલાં એ નામનાં નગરોની નજીક વસેલાં હસ્તિનાપુર અને ઇન્દ્રપ્રસ્થ હિંદની રાજધાની બને છે.

મહાભારત વિષે લખતાં ભગિની નિવેદિતા (માર્ગારેટ નોબલ) જણાવે છે કે, 'પરદેશી વાચકનું . . . એ વસ્તુ એકદમ લક્ષ ખેંચે છે: એક તો વિવિધતામાં રહેલી એની એકતા, અને બીજી, પ્રજાનું ઘડતર કરનારા તથા તેનામાં એકતા લાવનારા બળ તરીકે કાર્ય કરતી પોતાની વીરતાભરી

પરંપરા ધરાવનાર ભારતવર્ષ અથવા હિંદ સમગ્રપણે એક જ દેશ છે એવો ખ્યાલ પોતાના શ્રોતાઓને આપવાનો તેનો સતત પ્રયત્ન.'*

કૃષ્ણની કથા તથા પ્રસિદ્ધ કાવ્ય ભગવદ્ગીતા મહાભારતમાં છે. ગીતાની ફિલસૂફી જવા દઈએ તોયે મહાભારત રાજકારણના ક્ષેત્રમાં તેમ જ સામાન્યપણે જીવનમાં સદાચાર અને નૈતિક સિદ્ધાંતો પર ભાર મૂકે છે. ધર્મના એ પાયા વિના સુખની પ્રાપ્તિ થતી નથી અને સમાજની એકતા ટકી શકતી નથી. આખા સમાજનું, કેવળ એક સમૂહનું નહીં પણ સમસ્ત જગતનું સુખ અને કલ્યાણ એ ધ્યેય છે. કેમ કે, 'મર્ત્યની સમગ્ર સૃષ્ટિ એ એક જ શરીર છે.' આમ છતાં ખુદ ધર્મ પણ સાપેક્ષ વસ્તુ છે અને સત્ય અને અહિંસા ઇત્યાદિ પાયાના સિદ્ધાંતો સિવાય સ્થળ-કાળની પ્રાપ્ત પરિસ્થિતિ પર અવલંબે છે. એ સિદ્ધાંતો શાશ્વત છે અને તેમાં વિકાર થતો નથી પણ તેમને બાદ કરતાં ધર્મ, કર્તવ્યો તથા જવાબદારીઓનું એ અખંડ મિશ્રણ, યુગે યુગે બદલાતું રહે છે. અહીં તથા બીજે અહિંસાને આપવામાં આવતું મહત્ત્વ રસપ્રદ છે, કેમ કે અહિંસા અને ન્યાયી ધ્યેય માટેના હિંસક યુદ્ધ વચ્ચે દેખીતો વિરોધ છે એનું ધ્યાન રહ્યું લાગતું નથી આખુયે મહાકાવ્ય જબરદસ્ત યુદ્ધની ઘટનાની આસપાસ વણાયેલું છે. દેખીતી રીતે જ અહિંસાને, શારીરિક હિંસા આવશ્યક અને અનિવાર્ય બને ત્યારે તે આચરતા અટકવાના કરતાં આશયો, હિંસાની વૃત્તિનો અભાવ, આત્મસંયમ અને ક્રોધ તથા રાગદ્વેષો પર કાબૂ વગેરે સાથે વધારે સંબંધ હોય એમ લાગે છે.

મહાભારત એવો અખૂટ ખજાનો છે કે તેમાંથી આપણને ભાત ભાતની કીમતી વસ્તુઓ મળી આવે છે. વૈવિધ્યશાળી, વિપુલ અને ઊછળતા જીવનથી એ ભરેલું છે. દેહદમન તથા નિવૃત્તિપરાયણતા પર ભાર મૂકનારી હિંદી તત્ત્વદૃષ્ટિની બીજી બાજુથી એ વસ્તુ સાવ જુદી છે. સદાચાર અને નીતિના બોધથી એ ભરેલું છે છતાં એ કેવળ નૈતિક સિદ્ધાંતનો ગ્રંથ નથી. મહાભારતનો બોધ એક જ વાક્યમાં આપી શકાય એમ છે: 'જે તને પોતાને નાપસંદ હોય તે તું બીજા પ્રત્યે આચરીશ નહીં.' એમાં સમાજના કલ્યાણ પર ભાર મૂકવામાં આવ્યો છે એ વસ્તુ નોંધપાત્ર છે, કેમ કે હિંદી માનસનું વલણ સમાજના કલ્યાણ કરતાં વ્યક્તિની પૂર્ણતા સાધવા તરફ વધારે છે એવું મનાય છે. મહાભારત કહે છે: 'જે સમાજનું

* આ ઉતારો મેં સર રાધાકૃષ્ણનના 'ઇંડિયન ફિલસૂફી' નામના ગ્રંથમાંથી લીધો છે. બીજા ઉતારાઓ માટે તથા આ અને બીજાં પ્રકરણોમાંની ઘણી વસ્તુઓ માટે હું તેમનો ઋણી છું.

કલ્યાણ કરનારું નથી અથવા જેની તને નામોશી લાગે તેવું આચરણ કદી પણ ન કર.'

વળી, 'જાતિ કે કુળ નહીં પણ સત્ય, સંયમ, તપ, દાન, અહિંસા અને ધર્મપરાયણતા સફળતા મેળવવા માટેનાં સાધનો છે.' 'અમરત્વ કે, જીવન કરતાંયે ધર્મ અદકો છે.' એમાં ધનની પાછળ પડેલાઓની પણ ટીકા કરવામાં આવી છે: 'રેશમના કીડાની સંપત્તિ તેના મોતનું કારણ બને છે.' અને છેવટે પ્રાણવાન અને આગળ પ્રગતિ કરતી પ્રજાના લક્ષણ સમું વિધાન કરવામાં આવ્યું છે કે 'અસંતોષ પ્રગતિનો પ્રેરક છે.'

મહાભારતમાં વેદોમાં આવતી અનેક દેવોની ઉપાસના છે, ઉપનિષદનો અદ્વૈતવાદ છે, તેમ જ દ્વૈતવાદ અને એકેશ્વરવાદ પણ છે. એની જીવનદૃષ્ટિ હજી સર્જક અને વત્તાઓછા પ્રમાણમાં બુદ્ધિવાદી છે અને અળગાપણાની વૃત્તિ હજી મર્યાદામાં છે. જ્ઞાતિઓ હજી જડ બની ગઈ નથી. હજી આત્મવિશ્વાસ કાયમ છે પણ બહારનાં બળોએ આક્રમણ કરીને ચાલુ સમાજવ્યવસ્થાની સલામતીને પડકારી એટલે એ આત્મવિશ્વાસ કંઈક અંશે ઘટવા પામ્યો અને આંતરિક એકતા અને બળ પેદા કરવા માટે વધારે એકરૂપતાની માગણી થવા લાગી. નવા નવા નિષેધો ઉદ્‌ભવ્યા. ગોમાંસ-ભક્ષણ પહેલાં નભાવી લેવામાં આવતું હતું તેનો પછીથી સદંતર નિષેધ કરવામાં આવ્યો. આદરણીય મહેમાનોને ભોજનમાં ગોમાંસ તથા વાછડાનું માંસ પીરસ્યાના ઉલ્લેખો મહાભારતમા મળે છે.

## ૧૪

## શ્રીમદ્ ભગવદ્‌ગીતા

શ્રીમદ્ ભગવદ્‌ગીતા મહાભારતનો એક ભાગ છે, એ વિરાટ નાટકમાંનો એક પ્રસંગ છે. આમ છતાં તે એક સ્વતંત્ર અને સંપૂર્ણ કૃતિ છે. સાતસો શ્લોકોનું એ એક નાનકડું કાવ્ય છે—'સૌથી વધારે મનોહારી અને ઘણું કરીને જગતની જ્ઞાત ભાષાઓમાં વિદ્યમાન ફિલસૂફીનું તે એકમાત્ર સાચું કાવ્ય છે' એમ વિલિયમ વૉન હમ્બોલ્ટે ગીતા વિષે કહ્યું છે. બુદ્ધ પહેલાંના કાળમાં એ રચાયું અને લખાયું ત્યારથી એની લોકપ્રિયતા અને એનો પ્રભાવ લવલેશ ઘટ્યો નથી અને આજે પણ હિંદના લોકમાનસ પર એની એવી જ પ્રબળ અસર છે. ફિલસૂફીની બધી શાખાઓ એનું શરણું શોધે છે અને પોતે પોતાની રીતે તેનો અર્થ ઘટાવે છે.[૧] કટોકટીને પ્રસંગે માણસનું ચિત્ત સંશયગ્રસ્ત બને છે અને ધર્મસંકટના સંકલ્પવિકલ્પમાં

આવી પડે છે ત્યારે પ્રકાશ અને દોરવણીને માટે વિગેરે કરીને તે ગીતાનો આશરો શોધતો આવ્યો છે. કેમ કે ગીતા એ અગાઉના પ્રસંગનુ, રાજકીય અને સામાજિક કટોકટીનુ અને ખાસ કરીને માનવી આત્માની આધ્યાત્મિક કટોકટીનુ કાવ્ય છે. ભૂતકાળમા ગીતા પર અગણિત ભાષ્યો તથા ટીકાઓ લખાયા અને યુગે યુગે નિરંતર રીતે લખાતા રહ્યા છે. ટિળક, અરવિંદ ઘોષ અને ગાધીજી જેવા આજના જમાનાના વિચાર તથા કાર્યના નાયકોએ એને વિષે લખ્યુ છે અને દરેકે પોતપોતાની દૃષ્ટિએ એનો જુદો જુદો અર્થ આપ્યો છે ગાધીજી અહિંસા વિષેની પોતાની અટળ શ્રદ્ધા માટે એનો આધાર લે છે, જ્યારે બીજાઓ એનો જ આધાર ટાકીને ન્યાયી ધ્યેયની સિદ્ધિને અર્થે હિંસા તેમ જ યુદ્ધનુ સમર્થન કરે છે.

મહાભારતનો ભીષણ સગ્રામ શરૂ થાય તે પહેલા રણક્ષેત્ર પર જ અર્જુન અને કૃષ્ણ વચ્ચેના સવાદથી ગીતાનો આરભ થાય છે અર્જુનનુ ચિત્ત ચગડોળે ચઢ્યુ છે. સગ્રામના અને તેને પરિણામે થનારા મહા સહારના વિચારથી તેના અતરાત્મા બળવો કરી ઊઠે છે. મિત્રો તથા સગાસબધીઓનો એ બધો સહાર શાને માટે? એ સહારમાથી, એ પાપમાંથી એવો તે શો લાભ મળવાનો હતો? પોતાના બધાયે જૂના ધોરણો તેને છેહ દે છે, તેના આદર્શો વ્યર્થ બને છે. અર્જુન માનવીના વ્યથિત આત્માના પ્રતીક સમો બની જાય છે સકલ્પવિકલ્પને ચગડોળે ચડાવનારા ધર્મસકટો યુગે યુગે માણસની સામે ખડા થાય છે. એ વ્યક્તિ વચ્ચેના આ સવાદમાથી ધીમે ધીમે આપણને વ્યક્તિના કર્તવ્યના અને સામાજિક આચારના, માનવજીવનને લાગુ પાડવાના નીતિના સિદ્ધાતોના અને એ બધા સિદ્ધાતોએ જેને વશ વર્તવુ જોઈએ તે આધ્યાત્મિક દૃષ્ટિના વધારે ઉચ્ચ કક્ષાના તેમ જ વ્યાપક પ્રદેશમા લઈ જવામા આવે છે એમા ઘણી તત્ત્વચર્ચા છે તેમ જ જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ એમ માનવીની પ્રગતિ સાધવાના ત્રણ માર્ગોનો સમન્વય કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે. ઘણુ કરીને બીજા માર્ગો કરતા એમા ભક્તિમાર્ગ પર વધારે ભાર મૂકવામા આવ્યો છે. સાકાર ઈશ્વરની કલ્પના પણ બનાવી છે જોકે તેને નિરજન નિરાકાર પરમતત્ત્વના આવિષ્કાર તરીકે જ લેખવામા આવે છે. ગીતા ખાસ કરીને માનવી જીવનની આધ્યાત્મિક ભૂમિકાની ચર્ચા કરે છે અને એના સદર્ભમા રોજિંદા જીવનના વ્યવહારના જે પ્રશ્નો ઉદ્ભવે છે તેની ચર્ચા કરે છે. જીવનની ફરજો તથા તેના કર્તવ્યો બજાવવાને કાર્ય કરવા માટે એમા હાકલ કરવામા આવી છે. પણ એ કર્તવ્ય બજાવતા પેલી આધ્યાત્મિક ભૂમિકા તથા વિશ્વનું વ્યાપક પ્રયોજન સદાયે નજર સમક્ષ રાખવાનો તેનો

આદેશ છે. અકર્મણ્યતાને તે વખોડી કાઢે છે અને તે તે યુગના સર્વોચ્ચ આદર્શોને અનુરૂપ જીવન જીવવાને તથા કર્મ કરવાને જણાવે છે, કેમ કે એ આદર્શો યુગે યુગે બદલાતા રહે છે. યુગધર્મ સદાયે નજર સમક્ષ રાખવાને તે સૂચવે છે.

વર્તમાન હિંદના લોકોમાં જીવનની વ્યર્થતા તથા નાસીપાસીની લાગણી ઘર કરી બેઠી છે તથા તેમનામાં વધારેપડતી નિવૃત્તિપરાયણતા આવી ગઈ છે તેથી કાર્ય અથવા પ્રવૃત્તિ માટેની ગીતાની હાકલ વિશેષે કરીને અસરકારક બને છે. આજની ભાષામાં એનો સમાજસુધારણા અને સમાજસેવા માટેની વ્યવહારુ, નિઃસ્વાર્થ, દેશભક્તિની અને માનવસેવાની પ્રવૃત્તિ એવો અર્થ કરી શકાય એમ છે. ગીતાના ઉપદેશ પ્રમાણે આવી પ્રવૃત્તિઓ ઇચ્છાવાજોગ છે પણ એની પાછળ આદર્શ આધ્યાત્મિક હોવો જોઈએ, પ્રવૃત્તિ અથવા કર્મ અનાસક્ત વૃત્તિથી કરવું જોઈએ અને તેનાં ફળની બાબતમાં માણસે નિઃસ્પૃહ રહેવું જોઈએ. સારાં કર્મોનાં ફળ અવશ્ય સારાં જ આવવાં જોઈએ. તત્કાળ એ ફળો જોઈ ન શકાય એમ બને પણ કાર્યકારણનો નિયમ બધા જ સંજોગોમાં લાગુ પડે છે.

ગીતાનો ઉપદેશ સાંપ્રદાયિક નથી અથવા કોઈ અમુક માન્યતા યા વિચારો ધરાવનારાઓને ઉદ્દેશીને કરવામાં આવેલો નથી. બ્રાહ્મણ શું કે અછૂત શું, સૌના પ્રત્યે એ સમદૃષ્ટિથી જુએ છે. તે કહે છે, 'બધા જ માર્ગો મારા તરફ લઈ જાય છે.' તેની આ સર્વસ્પર્શી અને ઉદાર દૃષ્ટિને લીધે જ બધા વર્ગના તથા બધા સંપ્રદાયના લોકો તેને માન્ય રાખે છે. નિત્ય નવીનતા પ્રાપ્ત કરનારી અને સમયના વહેવા છતાં વાસી ન થાય એવી કંઈક વસ્તુ એમાં રહેલી જણાય છે. સત્યશોધનનો, ચિંતન અને કાર્યનો, વિદ્વેષ અને વિરોધોની વચ્ચે પણ સમતા અને સ્વસ્થતા ટકાવવાનો કંઈક અંતરતમ ગુણ એમાં રહેલો હોય એમ લાગે છે. એમાં સમત્વ છે અને વિષમતાની વચ્ચે એકતા છે, એની પ્રકૃતિ નિત્ય બદલાતી જતી પરિસ્થિતિ પર તેનાથી ભાગી છૂટીને નહીં પણ તેની સાથે મેળ સાધીને કાબૂ મેળવવાની છે. ગીતા રચાયાને અઢી હજાર વરસ થયાં તે દરમ્યાન હિંદની જનતા પરિવર્તન, વિકાસ અને અવનતિની ઘટમાળમાંથી અનેક વાર પસાર થઈ છે; તેને એક પછી એક નવા નવા અનુભવો થયા છે, તેણે એક પછી એક નવા નવા વિચારો ખીલવ્યા છે, પણ એ બધાં પરિવર્તનોમાં કંઈક જીવંત વસ્તુ, ઉત્તરોત્તર વિકસતા જતા વિચાર સાથે બંધ બેસે તથા માણસના ચિત્તને વ્યથિત કરતી આધ્યાત્મિક સમસ્યાને લાગુ પડી શકે એવું નિત્ય નવીન કંઈક હિંદને ગીતામાંથી હમેશાં સાંપડ્યું છે.

## ૧૫

## પ્રાચીન હિંદનું સમાજજીવન તથા વ્યવસાયો

પ્રાચીન હિંદનો ફિલસૂફી તથા તત્ત્વચિંતનનો વિકાસક્રમ ખોળી કાઢવાને પંડિતો તથા ફિલસૂફોએ સારી પેઠે પરિશ્રમ કર્યો છે; ઐતિહાસિક ઘટનાઓનો કાળક્રમ નક્કી કરવાની તથા તે તે યુગના રાજકીય નકશાઓની રૂપરેખા દોરવાની દિશામાં પણ ઠીક ઠીક કાર્ય થયું છે. પરંતુ તે તે યુગની આર્થિક તેમ જ સામાજિક સ્થિતિની અને લોકો કેવી રીતે જીવન ગાળતા હતા, પોતપોતાનાં કામો કરતા હતા, શી શી વસ્તુઓ બનાવતા હતા અને કેવી રીતે બનાવતા હતા તથા વેપારરોજગાર કેવી રીતે ચાલતો હતો વગેરે બાબતોની તપાસને અંગે ઝાઝો પ્રયાસ થયો નથી. આ મહત્ત્વની બાબતો પર હવે વધારે લક્ષ આપવામાં આવે છે અને હિંદી વિદ્વાનોએ એ અંગેના કેટલાક ગ્રંથો બહાર પાડ્યા છે. એ વિષે એક અમેરિકન લેખકનો ગ્રંથ પણ પ્રસિદ્ધ થયો છે. છતાં એ દિશામાં ઘણું ઘણું કરવાનું હજી બાકી રહે છે. ખુદ મહાભારત સામાજિક બાબતો અંગેની તેમ જ બીજી માહિતીનો મોટો ભંડાર છે. પ્રાચીન કાળના બીજા અનેક ગ્રંથોમાંથી પણ ઉપયોગી માહિતી મળી શકે એમ છે. પણ આ દૃષ્ટિથી એ બધાની ઝીણવટપૂર્વક સમીક્ષા કરવી જોઈએ. ઈશુની ચોથી સદીમાં લખાયેલો કૌટિલ્યના અર્થશાસ્ત્રનો ગ્રંથ એ રીતે અમૂલ્ય છે. એ ગ્રંથ મૌર્ય સામ્રાજ્યના રાજકીય, સામાજિક, આર્થિક તથા લશ્કરી સંગઠનની વિગતો આપણને આપે છે.

એથીયે પહેલાંના સમયનું બયાન આપણને જાતકકથાઓના સંગ્રહમાંથી મળી આવે છે. બુદ્ધ પહેલાંના સમયની હિંદની સ્થિતિનું ચિત્ર તે ચોકસપણે આપણી આગળ રજૂ કરે છે. બુદ્ધના અવસાન પછી જાતકકથાઓનું તેમના આજના સ્વરૂપમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. પણ દેખીતી રીતે જ, એ વાર્તાઓ એથી ઘણા જૂના કાળની છે; તે બધી આપણને બુદ્ધ પહેલાંના સમયની વાત કહે છે અને તે સમયના હિંદના લોકજીવનની કીમતી માહિતી આપણને સારા પ્રમાણમાં પૂરી પાડે છે. પ્રોફેસર રાઈસ ડેવિસ તેમને સૌથી પ્રાચીન, સાંગોપાંગ અને સૌથી મહત્ત્વની ઉપલબ્ધ લોકકથાઓ તરીકે વર્ણવે છે. એ પછીના સમયમાં હિંદમાં લખાયેલી અને પશ્ચિમ એશિયા તથા યુરોપ સુધી પહોંચેલી જાનવરોની તથા બીજી વાર્તાઓના સંગ્રહોમાંની ઘણી વાર્તાઓનાં મૂળ જાતકમાંથી જડે છે.

જાતકકથાઓ દ્રવિડ અને આર્ય એ બે હિંદની પ્રધાન જાતિઓનું છેવટનું જોડાણ થતું હતું તે જમાનાની આપણને માહિતી આપે છે. 'જેનું

વર્ગીકરણ કરવાનો હરેક પ્રયાસ વત્તાઓછા પ્રમાણમાં નિષ્ફળ થાય છે તથા તે યુગમાં વર્ણના પાયા પર જેનું સંગઠન કરવાનો ખ્યાલ પણ ન હોઈ શકે એવા અનેકવિધ અને અરાજક સમાજનું દૃશ્ય'* એ જાતકકથાઓ રજૂ કરે છે.

પુરોહિત વર્ગની અથવા બ્રાહ્મણોની અને ક્ષત્રિયો અથવા રાજકર્તા વર્ગની રૂઢિઓને મુકાબલે જાતકકથાઓ આમપ્રજાના રીતરિવાજો રજૂ કરે છે એમ કહી શકાય.

જુદાં જુદાં રાજ્યોની ક્રમવાર યાદી તથા તેમના રાજ્યવંશોની વંશાવળી જાતકોમાં મળી આવે છે. મૂળ રાજપદ ચૂંટણીને આધીન હતું તે પછીથી વંશપરંપરાગત બને છે અને રાજાના પહેલા પુત્રને તે મળે છે. આ રીતે સ્ત્રીઓને રાજગાદી મળતી નથી પણ એમાંયે કેટલાક અપવાદો મળી આવે છે. ચીનની પેઠે અહીં પણ બધી જાતની આસમાની સુલતાની માટે રાજાને જવાબદાર લેખવામાં આવે છે. જો કંઈક અનિષ્ટ બને તો તેને માટે રાજાને દોષિત ગણવામાં આવે છે. રાજાને સલાહ આપવા માટે પ્રધાનો હતા તથા રાજસભાને મળતી કોઈક પ્રકારની પ્રજાકીય સંસ્થા વિષેના ઉલ્લેખો પણ મળી આવે છે. આમ છતાંયે રાજા આપખુદ શાસક હતો, જોકે તેને સ્થાપિત પ્રણાલીની મર્યાદામાં રહીને રાજવહીવટ ચલાવવો પડતો. રાજાના સલાહકાર તરીકે તથા ધાર્મિક ક્રિયા કરાવનાર પુરોહિત તરીકે રાજદરબારમાં રાજગુરુનું મહત્ત્વ ઘણું હતું અન્યાયી તથા જુલમી રાજા સામે પ્રજાએ બળવો કર્યાના દાખલાઓ પણ એમા મળી આવે છે. ગુનાઓને માટે કેટલીક વાર રાજાઓને મૃત્યુદંડ પણ દેવામાં આવતો હતો.

ગ્રામજનોની પંચાયત સારી પેઠે સ્વતંત્રતા ભોગવતી હતી. રાજ્યની મુખ્ય આવક જમીનમહેસૂલમાંથી થતી હતી. જમીનમહેસૂલ જમીનની નીપજનો રાજાનો ભાગ મનાતી હતી અને સામાન્ય રીતે—હમેશાં એ જ રીતે આપવામાં આવતી હતી એમ નહોતુ—ખેતીની પેદાશમા વસૂલ આપવામાં આવતી હતી. ઘણું કરીને એ નીપજના છઠ્ઠા ભાગ જેટલી રહેતી. એ વખતની સસ્કૃતિ કૃષિપ્રધાન સસ્કૃતિ હતી અને તેના પાયાનો ઘટક સ્વરાજ ભોગવતુ ગામ હતો. આર્થિક તથા રાજકીય તંત્રની રચના આ ગ્રામઘટકોના પાયા પર કરવામા આવી હતી. દશ દશ ગામોનાં તથા સો સો

* રિચાર્ડ ફીક: बुद्धकालमा हिंदना उत्तरपूर्वना प्रदेशमा समाजसगठन (કલકત્તા, ૧૯૨૦) પા ૨૮૬. બુદ્ધ પહેલાનુ હિંદ એ શ્રી રતીલાલ મહેતાનો જાતકકથાઓ પર રચાયેલો, તાજેતરનો ગ્રંથ છે (મુંબઈ, ૧૯૩૯). મારી ઘણીખરી હકીકતો માટે આ બીજા પુસ્તકનો હુ ઋણી છું

ગામોનાં જૂથ બાંધવામાં આવ્યાં હતાં. શાકભાજીની ખેતી, ઢોરઢાંખરની ઉછેર તથા ગોપાલન વગેરે મોટા પાયા પર કરવામાં આવતું હતું. વાડીઓ તથા બાગબગીચા ઠેકઠેકાણે હતાં અને લોકો ફળફળાદિ તથા ફૂલોનું મહત્ત્વ પિછાનતા હતા. ફૂલોની આપવામાં આવેલી યાદી ઘણી લાંબી છે અને કેરી, અંજીર, દ્રાક્ષ, કેળાં તથા ખજૂર વગેરે ફળો લોકોને વધારે પસંદ હતાં. શહેરોમાં શાકભાજી, તથા ફળો વેચનારાઓની તેમ જ માળીઓની ઘણી દુકાનો હતી. આજની પેઠે તે સમયે પણ હિંદના લોકોને ફૂલોની માળાનો શોખ હતો.

મુખ્યત્વે કરીને શિકારમાંથી ખોરાક મળતો હોવાને કારણે તે ધંધો પણ વ્યવસ્થિત રીતે ચાલતો હતો. માંસાહાર સર્વસામાન્ય હતો અને તેમાં મરઘાંબતકાં તથા માછલીનો સમાવેશ થતો હતો. હરણનું માંસ શ્રેષ્ઠ લેખાતું હતું. માછીનો ધંધો વ્યવસ્થિત રીતે ચાલતો હતો તથા કતલખાનાં પણ હતાં. પરંતુ ચોખા, ઘઉં, બાજરી તથા બીજાં અનાજ ખોરાકની મુખ્ય વસ્તુઓ હતી. શેરડીના રસમાંથી ખાંડ બનાવવામાં આવતી હતી. દૂધ તથા દૂધમાંથી થતી વસ્તુઓ આજની પેઠે તે વખતે પણ ઉત્તમ લેખાતી હતી. દારૂનાં પીઠાંઓ પણ હતાં અને ચોખા, ફળો તથા શેરડીમાંથી દારૂ બનાવવામાં આવતો હતો.

ધાતુઓ તથા હીરા ખાણોમાંથી ખોદી કાઢવામાં આવતાં હતાં. સોનું, રૂપુ, ત્રાંબુ, લોઢું, સીસું, જસત અને પિત્તળ, આટલી ધાતુઓના ઉલ્લેખો એમાં મળી આવ્યા છે. હીરા, માણેક તથા પ્રવાળ અને મોતી જેવી કીમતી વસ્તુઓના ઉલ્લેખો પણ મળી આવે છે. સોનું, રૂપું તથા ત્રાંબાના સિક્કાઓના ઉલ્લેખો પણ છે. વેપારમાં ભાગીદારીની તથા વ્યાજે નાણાં ધીરવાની પ્રથા પણ ચાલુ હતી.

હાથબનાવટની વસ્તુઓમાં રેશમી, ઊની અને સુતરાઉ કાપડ, તથા ગાલીચા, કામળા અને શેતરંજી મુખ્ય છે. કાંતવાવણવાના તથા રંગવાના ધંધા ધીકતા ચાલે છે અને તેમનો બહોળો ફેલાવો થયેલો છે. ધાતુના ઉદ્યોગોમાં યુદ્ધનાં શસ્ત્રો બને છે. મકાનો બાંધવામાં પથ્થર, લાકડું તથા ઈંટો વપરાય છે. સુથારો ગાડાં, રથો, વહાણો, પલંગો, ખુરશીઓ, પાટલીઓ, નાનીમોટી પેટીઓ અને રમકડાંઓ સહિત લાકડાંની ભાતભાતની વસ્તુઓ બનાવે છે. નેતરકામ કરનારાઓ સાદડીઓ, ટોપલીઓ, પંખાઓ તથા તડકો રોકવા માટેની છતો બનાવે છે. દરેક ગામમાં કુંભાર પોતાનો વ્યવસાય કરે છે. ફૂલો તથા સુખડમાંથી ભાતભાતનાં અત્તરો તેમ જ સુખડના પાઉડર સહિત અનેક પ્રકારની શણગારની વસ્તુઓ બનાવવામાં

આવે છે. જુદી જુદી દવાઓ તથા માત્રાઓ બનાવવામાં આવે છે તથા કેટલીક વાર ઔષધિની મદદથી શબને પણ જાળવી રાખવામાં આવે છે.

જુદી જુદી જાતના કારીગરો તથા ધંધાદારીઓના કરવામાં આવેલા ઉલ્લેખ ઉપરાંત, શિક્ષકો, વૈદો, શસ્ત્રવૈદો, છૂટક અને જથાબંધ માલના વેપારીઓ, ગાયકો, જોષ જોનારાઓ, નટો, નૃત્ય કરનારાઓ, મદારીઓ, ફેરિયાઓ, બાજીગરો તથા કાછિયાઓ વગેરે ધંધાદારીઓના ઉલ્લેખો પણ મળી આવે છે.

ઘરકામ માટે ગુલામો રાખવાની પ્રથા ઠીક ઠીક પ્રચલિત હોય એમ જણાય છે પણ ખેતીનું કામ તથા બીજાં કામો મજૂરો પાસે દામ આપીને કરાવવામાં આવતાં. એ વખતે થોડા અસ્પૃશ્ય લોકો પણ હતા અને તેઓ ચંડાળના નામથી ઓળખાતા હતા. તેમનું મુખ્ય કામ મુડદાંઓને ઠેકાણે પાડવાનું હતું.

વેપારીના તથા ધંધાદારીઓનાં મહાજનોએ ક્યારનુંયે મહત્ત્વ પ્રાપ્ત કર્યું હોય એમ જણાય છે. ફીક કહે છે કે, ' કંઈક અંશે મૂડીનું વધારે સારી રીતે રોકાણ કરવાના, પરસ્પર સંપર્કની સગવડ કરવાના અને એવા જ બીજા આર્થિક હેતુઓને અર્થે તથા કંઈક અંશે કાયદાની દૃષ્ટિએ પોતાના વર્ગના હિતની રક્ષાને અર્થે ઉદ્‌ભવેલા મહાજનોની હસ્તી હિંદી સંસ્કૃતિના આરંભના યુગમાં પણ ખસૂસ મળી આવે છે.' જુદા જુદા ધંધાના કારીગરોનાં અઢાર મહાજનો હોવાનું જાતકકથાઓમાં જણાવવામાં આવ્યું છે પણ સુથાર અને કડિયા, લુહાર, મોચી તથા ચિત્રકાર એટલા ચાર ધંધાના કારીગરોના મહાજનોનો જ નામથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

મહાકાવ્યોમાં સુધ્ધાં વેપારીઓ તથા કારીગરોનાં મહાજનોના ઉલ્લેખો મળી આવે છે. મહાભારત કહે છે : ' મહાજનોની સલામતી સંપમાં રહેલી છે.' એવું કહેવામાં આવે છે કે, ' વેપારીઓનાં મહાજનોની સત્તા એટલી બધી હતી કે, એ મહાજનોના હિત સાથે વિસંગત હોય એવો કાયદો રાજાને કરવા દેવામાં આવતો નહોતો. મહાજનના આગેવાનનું સ્થાન પુરોહિત અથવા રાજગુરુથી બીજું આવતું હતું અને તેને રાજી રાખવા રાજા હમેશાં ઇંતેજાર રહેતો.'* વેપારીઓનો અગ્રણી શ્રેષ્ઠિન્ કહેવાતો (જે પરથી શેઠ શબ્દ બન્યો છે) અને સમાજમાં તેનું મહત્ત્વ ઘણું હતું.

* પ્રોફેસર ઈ. વોશબર્ન હોપકીન્સ, કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયામાં. પુ. ૧ લું, પા ૨૬૯.

જાતકકથાઓમાંથી એક નવી જ અને અસામાન્ય હકીકત જાણવા મળે છે અને તે કોઈ એક જ ધંધો કરનારા લોકોની અલગ વસાહતો અથવા ગામોની સ્થાપનાની છે. આ રીતે, કહે છે કે, સુથારોનાં હજાર કુટુંબનું એક ગામ હતું, તેવું જ લુહારોનું, વગેરે. ઘણુંખરું, આવાં અમુક ખાસ ધંધો કરનારા લોકોનાં ગામો શહેરોની નજીકમાં હતાં. શહેરોમાં તેમની કારીગરીની ખાસ બનાવટો ખપી જતી અને એ ધંધાદારીઓને શહેરમાંથી જીવનની બીજી જરૂરિયાતો મળી રહેતી. દેખીતી રીતે જ એ આખું ગામ સહકારના ધોરણે કામ કરતું અને માલ પૂરો પાડવાના મોટા મોટા ઑર્ડરો લેતું. આ અલગ વસવાટ અને અલગ સંગઠનમાંથી ઘણું કરીને જ્ઞાતિવ્યવસ્થા ઉદ્‌ભવી અને ફેલાવા પામી. બ્રાહ્મણ તથા ક્ષત્રિય અમીર ઉમરાવોએ બેસાડેલા દાખલાની ધીમે ધીમે કારીગરોનાં મંડળો તથા વેપારીઓનાં મહાજનોએ નકલ કરી.

દેશના જુદા જુદા ભાગોને જોડતા મોટા રાજમાર્ગો ઉત્તર હિંદમાં ઠેકઠેકાણે હતા. થોડે થોડે અંતરે તેમના પર પ્રવાસીઓના આરામ માટે ધર્મશાળાઓ હતી અને કોઈ કોઈ જગ્યાએ ઇસ્પિતાલો પણ હતી. દેશના અંદરના ભાગમાં ધીકતો વેપાર ચાલતો હતો એટલું જ નહીં, હિંદ અને પરદેશો વચ્ચે પણ ચાલતો હતો. ઈશુ પૂર્વેની પાંચમી સદીના અરસામાં મિસરમાં મેમ્ફીસ આગળ હિંદી વેપારીઓની વસાહત હતી એ ત્યાંથી મળી આવેલા હિંદીઓનાં માથાંના સ્થાપત્યના નમૂનાઓ પરથી જણાય છે. ઘણું કરીને એશિયાના અગ્નિ ખૂણામાં આવેલા ટાપુઓ સાથે પણ હિંદનો વેપાર ચાલતો હતો. દરિયાપારના વેપાર માટે વહાણવટાનો તથા વહાણો બાંધવાનો ધંધો આવશ્યક હતો અને દેશની અંદરના જળમાર્ગો માટે તથા દરિયાઈ માર્ગો માટે હિંદમાં વહાણો બાંધવામાં આવતાં હતાં. મહાકાવ્યોમાં 'દૂર દેશથી આવતા સોદાગરો' પાસેથી વસૂલ કરવામાં આવતી જકાતના ઉલ્લેખો મળી આવે છે.

વેપારીઓની દરિયાઈ સફરોનાં ઉલ્લેખો જાતકોમાં ઠેકઠેકાણે મળી આવે છે. પશ્ચિમ તરફ જમીન માર્ગે વણજારો ભરૂચના બંદરે જતી હતી અને ઉત્તર તરફ ગંધાર અને ત્યાંથી મધ્ય એશિયા તરફ જતી હતી. ભરૂચથી વહાણો બાબિલોન (બાવેરુ) માલ પહોંચાડવા માટે ઈરાનના અખાતમાં જતાં. ...ીઓ વાટે પણ માલની અવરજવર સારી પેઠે થતી હતી અને જાતકોમાં ...ણાવ્યાં પ્રમાણે બનારસ, પટના, ચંપા (ભાગલપુર) તથા બીજાં સ્થળોથી ...ણો સમુદ્રમાં જતાં અને ત્યાંથી દક્ષિણનાં બંદરોએ અને સિલોન તથા ... પહોંચતાં. પ્રાચીન તામિલ કાવ્યો દક્ષિણમાં કાવેરી નદી પર આવેલા

કાવેરીપત્તિનમના વેપારથી ધીકતા બંદરની વાત આપણને કહે છે. એ બંદર આંતરરાષ્ટ્રીય વેપારનું મોટું મથક હતું. આ વહાણો કદમાં સારી પેઠે મોટા હોવાં જોઈએ કેમ કે 'સેંકડો વેપારીઓ તથા પરદેશ જનારાઓ વહાણમાં બેસીને ઊપડ્યા' એવું જાતકોમાં વર્ણવવામાં આવ્યું છે.

મિલિન્દ જાતકમાં (આ ઈશુની પહેલી સદીની વાત છે. મિલિન્દ એ ભાવિક બૌદ્ધ બનેલો ઉત્તર હિંદનો ગ્રીક બૅક્ટ્રિઅન રાજા હતો) કહેવામાં આવ્યું છે કે, 'કોઈ પણ બંદરમાં વહાણવટાનો ધંધો કરીને ધનિક બનેલો વહાણનો માલિક સાગરોની મફર કરી શકશે અને વંગ (બંગાળ) અથવા તાક્કોના, ચીન યા સોવીરા, અથવા સુરત કે ઍલેક્ઝાન્ડ્રિયા અથવા કોરોમંડલ કાંઠે અથવા હિંદના દૂર દૂરના ભાગોમાં અથવા જ્યાં અનેક વહાણો એકઠાં થતાં હોય એવે કોઈ પણ સ્થળે જઈ શકશે'[1]

હિંદમાંથી પરદેશોમાં નિકાસ થતી વસ્તુઓમાં 'રેશમી કાપડ, મલમલ, બીજું ઝીણું કાપડ, છરીચપ્પુ, બખ્તરો, જરીનું ભરત, બીજું ભરતકામ, ગાલીચા, અત્તરો, દવાઓ, હાથીદાંત અને હાથીદાંતની બનાવટો, ઝવેરાત તથા સોનું (ક્વચિત્ રૂપું) વગેરેનો મુખ્યત્વે કરીને સમાવેશ થતો હતો.[2]

હિંદુસ્તાન, અથવા કહો કે ઉત્તર હિંદુસ્તાન, યુદ્ધના શસ્ત્રાસ્ત્રો માટે અને ખાસ કરીને પોતાના ઉત્તમ પ્રકારના ગજવેલ તથા તરવાર અને ખંજરો માટે મશહૂર હતું ઈશુ પહેલાંની પાંચમી સદીમાં પાયદળ અને હયદળનું બનેલું મોટું હિંદી લશ્કર ઈરાનના લશ્કર સાથે ગ્રીસ ગયું હતું. ફિરદોશીના શાહનામા નામના મહાકાવ્યમાં જણાવવામાં આવ્યું છે કે, સિકંદરે ઈરાન પર ચડાઈ કરી ત્યારે ઈરાની લોકોએ હિંદમાંથી તરવારો તથા યુદ્ધનાં બીજાં હથિયારો તાકીદથી મંગાવ્યાં હતાં ઇસ્લામ પહેલાંના સમયનો તરવાર માટેનો અરબી શબ્દ મુહન્નદ છે અને તેનો અર્થ 'હિંદથી આવેલું' એવો થાય છે. એ શબ્દ આજે પણ પ્રચલિત છે.

લોઢાની કેળવણીમાં પ્રાચીન હિંદે મોટી પ્રગતિ સાધી હોય એમ જણાય છે દિલ્હીની પાસે એક રાક્ષસી કદનો લોહસ્તંભ છે આધુનિક જમાનાના વૈજ્ઞાનિકોને એ બહુ મૂઝવે છે એવી તે કઈ રીતે તેને બનાવવામાં આવ્યો છે કે આટલાં બધાં વરસોમાં કાટ ચડવાથી એ ખવાઈ નથી ગયો ને હજી પણ હવાની એના પર બીજી કોઈ જાતની અસર નથી થઈ

---

૧ કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયામાં (પુ ૧, પા ૨૧૨) રાઈસ ડેવિસે ટાંકેલો ઉતારો

૨ રાઈસ ડેવિસ બુદ્ધિસ્ટ ઇન્ડિયા પા ૯૮

પ્રસૂતિ, સ્નાન, આહારશાસ્ત્ર, આરોગ્યના નિયમો, બાળઉછેર તથા વૈદકીય શિક્ષણ વગેરેનું નિરૂપણ છે. એમાં પ્રયોગની દૃષ્ટિ છે તથા શસ્ત્રક્રિયાની તાલીમ દરમ્યાન મુડદાની વાઢકાપ કરવામાં આવતી હતી. સુશ્રુત શસ્ત્રક્રિયાનાં વિવિધ પ્રકારનાં શસ્ત્રોનો તથા શરીરના કોઈ અંગને કાપીને કાઢી નાખવાની, પેટની, આંખનો મોતિયો કાઢવાની અને એવી જ જુદી જુદી જાતની શસ્ત્રક્રિયાનો ઉલ્લેખ કરે છે. વરાળનો બાફ આપી ઘાને જંતુરહિત કરવામાં આવતો હતો. ઈશુ પહેલાંની ત્રીજી કે ચોથી સદીમાં ઢોરને માટેની ઇસ્પિતાલો પણ હતી. એ ઘણું કરીને જૈન ધર્મ તથા બૌદ્ધ ધર્મની અસર તથા તેમણે અહિંસા પર મૂકેલા ભારને આભારી હતી.

ગણિતના ક્ષેત્રમાં પ્રાચીન કાળના હિંદીઓએ કેટલીક યુગપ્રવર્તક શોધો કરી છે. એમાં શૂન્યની સંજ્ઞાની, દશાંશ પદ્ધતિની, ઓછાના ચિહ્નની તથા બીજગણિતમાં અજ્ઞાત સંખ્યા દર્શાવવા માટે મૂળાક્ષરોના ઉપયોગની શોધો ખાસ કરીને નોંધપાત્ર છે. એ શોધોનો કાળનિર્ણય કરવાનું મુશ્કેલ છે કેમ કે કોઈ પણ શોધ અને તેનો વ્યવહારમાં ઉપયોગ એ બે વચ્ચે ઘણો ગાળો પડતો હતો. પણ અંકગણિત, બીજગણિત, તથા ભૂમિતિનો આરંભ ઘણા પ્રાચીન કાળમાં થયો હતો એ સ્પષ્ટ છે. ઋગ્વેદના સમયમાં પણ હિંદમાં ગણતરી કરવા માટે દશની સંખ્યાને પાયાના ઘટક તરીકે લેવામાં આવતી હતી. પ્રાચીન કાળના હિંદીઓની કાળ અને સંખ્યા અંગેની સૂઝ અસાધારણ હતી. ઉત્તરોત્તર વધતી જતી સંખ્યા દર્શાવવા માટે તેમણે અનેક નામો યોજ્યાં હતાં. ગ્રીક લોકો, રોમનો, ઈરાનીઓ તથા આરબો પાસે હજારથી મોટી અથવા વધુમાં વધુ દશ હજારથી ($૧૦^{૪}$ = ૧૦,૦૦૦) મોટી સંખ્યા દર્શાવવા માટે શબ્દો નહોતા એ ઉઘાડું છે. હિંદમાં દશને અનુક્રમે તે ને તે જ રકમથી ૧૮ પરિમાણો સુધીના ગુણાકારની ($૧૦^{૧૮}$) રકમોને દર્શાવવા માટે શબ્દો યોજવામાં આવ્યા હતા અને એની એથીયે લાંબી યાદી મળી આવે છે. બુદ્ધના આરંભ કાળના શિક્ષણની વાતમાં તેમને દશનાં ૫૦ પરિમાણો સુધીના ગુણાકારની ($૧૦^{૫૦}$) રકમોનાં નામ આવડતાં હતાં એવું જણાવવામાં આવ્યું છે.

બીજે છેડે, સમયના બહુ નાના ભાગ પાડવામાં આવ્યા હતા અને તેનો નાનામાં નાનો ઘટક સેકંડના લગભગ સત્તરમા ભાગ જેટલો હતો. લંબાઈનું નાનામાં નાનું માપ ઈંચના લગભગ $૧\cdot૩ \times ૭^{-૧૦}$ ભાગ જેટલું હતું. આ બધા મોટા અને નાના આંકડાઓ બેશક કેવળ શાસ્ત્રીય હતા અને તત્ત્વચિંતન યા ફિલસૂફીમાં તેમનો ઉપયોગ થતો હતો. આમ છતાં, પ્રાચીન કાળના હિંદીઓને સ્થળ તથા કાળની વિરાટ કલ્પનાઓ

હતી. પ્રાચીન કાળની બીજી પ્રજાઓમાં એ વસ્તુ નહોતી. પ્રાચીન કાળના હિંદીઓ સમગ્ર વિશ્વને નજરમાં રાખી વિચાર કરતા હતા. તેમનાં પુરાણો પણ કોટયવધિ વરસોના યુગોની વાતો કરે છે. આધુનિક ભૂસ્તરશાસ્ત્રના જબરદસ્ત યુગો તથા ખગોળશાસ્ત્રનાં પ્રકાશવર્ષોથી મપાતાં તારાઓનાં અંતરોની વાતથી તેમને નવાઈ ન થાત. હિંદની આવી ભૂમિકા હોવાને લીધે ૧૯મી સદીના વચગાળાના સમયમાં યુરોપમાં ડાર્વિનના તથા એને મળતા બીજા સિદ્ધાંતોએ જે ખળભળાટ મચાવ્યો અને માનસિક કલેશ પેદા કર્યો તેવું અહીં ન થયું હોત. યુરોપની જનતા કાળના જે પ્રમાણ અથવા માપથી ટેવાયેલી હતી તે થોડાં હજાર વરસોથી લાંબું પહોંચતું નહોતું.

ઈશુ પહેલાંની ચોથી સદીમાં ઉત્તર હિંદમાં જે તોલમાપ વપરાતાં હતાં તે અર્થશાસ્ત્રમાં આપવામાં આવ્યાં છે. બજારોમાં તોલવાનાં વજનોની ચીવટપૂર્વક તપાસ રાખવામાં આવતી હતી.

મહાકાવ્યોના કાળમાં, શહેરોથી બહુ દૂર નહીં એવાં તપોવનોના યા એક પ્રકારનાં વિદ્યાપીઠોના ઠેકઠેકાણે ઉલ્લેખો આવે છે. ત્યાં આગળ કોઈક મશહૂર વિદ્યાગુરુની પાસેથી તાલીમ તથા શિક્ષણ લેવાને માટે વિદ્યાર્થીઓ એકઠા થતા હતા. એ તપોવનો અથવા આશ્રમોમાં અપાતી કેળવણીમાં લશ્કરી તાલીમ સહિત અનેક વિષયોનો સમાવેશ થતો હતો. નગરજીવનનાં પ્રલોભનો ટાળવાને તથા વિદ્યાર્થીઓ શિસ્તબદ્ધ અને બ્રહ્મચારી જીવન ગાળી શકે એટલા માટે આવાં તપોવનોને પસંદગી આપવામાં આવતી હતી. ત્યાં આગળ અમુક વરસ તાલીમ લીધા પછી વિદ્યાર્થીઓ ગૃહસ્થાશ્રમી અને નાગરિક તરીકેના જીવનમાં પ્રવેશ કરતા હતા. ઘણુંખરું આ આશ્રમવિદ્યાલયો નાનાં નાનાં હતાં; કોઈક સુવિખ્યાત વિદ્યાગુરુ પાસે વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં ખેંચાઈ આવતા એવાં સૂચનો જોકે મળી આવે છે.

વારાણસી હમેશાં વિદ્યાનું મોટું ધામ રહ્યું છે અને બુદ્ધના સમયમાં પણ તેની એક પ્રાચીન શહેર અને વિદ્યાના ધામ તરીકે ગણના થતી હતી. તેની જ નજીક આવેલા મૃગવિહાર આગળ બુદ્ધે પોતાનો પ્રથમ ઉપદેશ આપ્યો હતો. પણ એ સમયે અથવા તે પછીના સમયમાં હિંદના બીજા ભાગોમાં હતું એવું વિદ્યાપીઠ વારાણસીમાં કદી પણ હોવાનું જણાતું નથી. ત્યાં આગળ ગુરુ અને તેની પાસે વિદ્યા ભણતા શિષ્યોનાં જુદાં જુદાં જૂથો હતાં અને હરીફ જૂથો વચ્ચે ઘણી વાર ઝનૂની સંવાદો તથા વાદવિવાદો થતા.

પણ હિંદના વાયવ્ય તરફના પ્રદેશમાં આજના પેશાવર પાસે તક્ષશિલામાં પ્રાચીન અને મશહૂર વિદ્યાપીઠ હતું. ખાસ કરીને તે વિજ્ઞાન અને તેમાંયે વૈદક તથા જુદી જુદી કળાઓના શિક્ષણ માટે વિખ્યાત હતું. એ વિદ્યાપીઠમાં અભ્યાસ કરવાને હિંદના દૂર દૂરના ભાગોમાંથી વિદ્યાર્થીઓ આવતા હતા. સાથે નોકરચાકર કે કોઈ પણ પ્રકારનાં હથિયાર રાખ્યા વિના તક્ષશિલાના વિદ્યાપીઠમાં વિદ્યાભ્યાસ કરવાને જતા બ્રાહ્મણોના તથા અમીરઉમરાવોના છોકરાઓના દાખલાઓ જાતકોમાં ઠેકઠેકાણે મળી આવે છે. એ અનુકૂળ જગ્યાએ આવેલું હોવાથી ઘણું કરીને ત્યાં આગળ મધ્ય એશિયા તથા અફઘાનિસ્તાનમાંથી પણ વિદ્યાર્થીઓ આવતા હતા. તક્ષશિલાના સ્નાતક હોવું એ મોભા અને ગૌરવની વાત લેખાતી હતી. ત્યાંના વૈદક માટેના વિદ્યાલયમાં જેમણે અભ્યાસ કર્યો હોય તેમની નામના સારી હતી અને એમ જણાવવામાં આવે છે કે, બુદ્ધનું સ્વાસ્થ્ય જ્યારે જ્યારે બગડતું ત્યારે તેમના પ્રશંસકો હમેશાં તક્ષશિલામાં તાલીમ પામેલા મશહૂર વૈદને તેમની પાસે લઈ આવતા. ઈશુ પહેલાંની છઠ્ઠી કે સાતમી સદીમાં થઈ ગયેલા મહાન વૈયાકરણી પાણિનિએ તક્ષશિલામાં અભ્યાસ કર્યો હતો એમ કહેવાય છે.

આમ તક્ષશિલા બુદ્ધ પહેલાંના સમયનું વિદ્યાપીઠ તથા બ્રાહ્મણવિદ્યાનું ધામ હતું. બૌદ્ધ કાળમાં એ બૌદ્ધશાસ્ત્રોના અભ્યાસનું ધામ બન્યું અને ત્યાં આગળ હિંદભરમાંથી અને પરદેશોમાંથી બૌદ્ધ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ માટે આવતા હતા. તક્ષશિલા મૌર્ય સામ્રાજ્યના વાયવ્ય તરફના પ્રાંતનું પાટનગર હતું.

જૂનામાં જૂના સ્મૃતિકાર મનુના બતાવ્યા પ્રમાણે કાયદાની દૃષ્ટિએ સ્ત્રીઓની સ્થિતિ ચોક્કસ ખરાબ હતી. તે જીવનભર પિતા, પતિ કે પુત્ર એમાંના કોઈના કોઈને અધીન હતી. કાયદામાં તેની લગભગ પશુ જેવી ગણતરી કરવામાં આવી છે. આમ છતાં રામાયણ મહાભારતમાંની અનેક વાર્તાઓ પરથી જણાય છે કે એ કાયદાનો કડકપણે અમલ કરવામાં આવતો નહોતો અને કુટુંબમાં તથા સમાજમાં તે માનવંતું સ્થાન ભોગવતી હતી. એ પ્રાચીન સ્મૃતિકાર મનુ પોતે પણ કહે છે કે, 'સ્ત્રીઓનું જ્યાં સન્માન કરવામાં આવે છે ત્યાં દેવતાઓ રહે છે.' તક્ષશિલામાં અથવા પ્રાચીન સમયના બીજા કોઈ પણ વિદ્યાપીઠમાં ભણતી વિદ્યાર્થિનીઓનો ક્યાંયે ઉલ્લેખ મળતો નથી. પણ કેટલીક વિદ્યાર્થિનીઓ ક્યાંક ને ક્યાંક વિદ્યાભ્યાસ કરતી હોવી જોઈએ કેમ કે ખૂબ વિદ્યાસંપન્ન તથા વિદ્વાન સ્ત્રીઓના ઉલ્લેખો ઠેકઠેકાણે મળી આવે છે. પાછળના સમયમાં પણ

કેટલીયે ધુરંધર વિદુષીઓ થઈ હતી. આજના ધોરણથી જોતાં પ્રાચીન હિંદમાં કાયદામાં સ્ત્રીઓનું સ્થાન ઘણું હલકું હતું એ ખરું પણ પ્રાચીન ગ્રીસમાં, રોમમાં, આરંભ કાળના ખ્રિસ્તી ધર્મમાં, મધ્યકાલીન યુરોપના ચર્ચના કાયદામાં એટલું જ નહીં પણ આજના સમયની પાસે પાસેના ૧૯મી સદીના આરંભના સમયમાં પણ યુરોપની સ્ત્રીઓની જે સ્થિતિ હતી તેના કરતાં અહીં તેમની સ્થિતિ કેટલીયે સારી હતી.

મનુ પછીના સ્મૃતિકારો વેપારરોજગારમાં ભાગીદારીની પ્રથાનો ઉલ્લેખ કરે છે. મનુ મુખ્યત્વે કરીને પુરોહિતોની જ વાત કરે છે; યાજ્ઞવલ્ક્ય પોતાની સ્મૃતિમાં વેપાર તથા ખેતીનો સમાવેશ કરે છે. એ પછીનો સ્મૃતિકાર નારદ કહે છે કે, 'દરેક ભાગીદારને ભાગે આવતાં ખોટ, ખરચ તથા નફો તેણે રોકેલી મૂડી બીજા ભાગીદારોની મૂડી જેટલી, વધારે અથવા ઓછી હોય તે પ્રમાણે સરખાં, વધારે અથવા ઓછાં હોય. માલ રાખવા માટેનો, ખોરાક માટેનો, જકાતનો, ખોટનો, ભાડાનો તથા સાચવવા માટેનો ખરચ દરેક ભાગીદારે ભાગીદારીની શરતો પ્રમાણે આપવો.'

રાજ્ય વિષેનો મનુનો ખ્યાલ એક નાના રાજ્યનો હતો. પરંતુ આ ખ્યાલ ઉત્તરોત્તર વિકસતો અને બદલાતો ગયો, તે ઈશુ પૂર્વેની ચોથી સદીના વિશાળ મૌર્ય સામ્રાજ્યમાં પરિણમ્યો તથા ગ્રીક જગત સાથે આંતરરાષ્ટ્રીય સંપર્ક સાધવા જેટલો વ્યાપક બન્યો.

ઈશુ પહેલાંની ચોથી સદીમાં ગ્રીક એલચી તરીકે હિંદમાં આવેલો મેગેસ્થનિસ અહીં ગુલામીની પ્રથાની હસ્તીનો સદંતર ઇનકાર કરે છે. પણ આ બાબતમાં તેનો અભિપ્રાય ભૂલભરેલો હતો કેમ કે ઘરકામ કરનારા ગુલામો અહીં, ખસૂસ હતા અને એ સમયના હિંદી ગ્રંથોમાં ગુલામોની સ્થિતિ સુધારવાને અંગેના ઉલ્લેખો મળી આવે છે. પણ અહીં ગુલામીની પ્રથા મોટા પાયા પર નહોતી તથા એ વખતે બીજા દેશોમાં હતાં તેવાં મજૂરી કરાવવા માટેનાં ગુલામોનાં મોટાં જૂથો નહોતાં એ સ્પષ્ટ છે અને એ ઉપરથી મેગેસ્થનિસ સમજ્યો હશે કે અહીં ગુલામી સર્વથા હતી જ નહીં. એવો નિયમ કરવામાં આવ્યો હતો કે, 'આર્યને કદી પણ ગુલામ બનાવી શકાશે નહીં.' આર્ય કોણ હતો અને કોણ નહોતો એ ચોક્કસપણે કહેવું મુશ્કેલ છે. પણ તે સમયે સામાન્ય રીતે આર્ય લોકોમાં શૂદ્ર સહિતના ચારે વર્ણોનો સમાવેશ થતો હતો. અછૂતોનો એમાં સમાવેશ નહોતો થતો.

પ્રાચીન હન્ વંશના સમયમાં ચીનમાં પણ ગુલામોનો મુખ્યત્વે કરીને ઘરકામમાં જ ઉપયોગ થતો હતો. ખેતીવાડીમાં અથવા મોટા પાયા પરનાં મજૂરીનાં કામોમાં તેમનું મહત્ત્વ નહોતું. હિંદ તેમ જ ચીનમાં ઘરકામ

માટેના આ ગુલામો વસ્તીના પ્રમાણમાં બહુ ઓછા હતા અને આ મહત્ત્વની બાબતમાં તત્કાલીન હિંદી તથા ચીની સમાજ અને રોમન તથા ગ્રીક સમાજ વચ્ચે આ રીતે મોટો તફાવત હતો.

એ દૂર દૂરના ભૂતકાળના હિંદવાસીઓ કેવા હતા? આપણાથી આટલા દૂરના અને આટઆટલા ભિન્ન જમાનાની કલ્પના કરવી આપણે માટે મુશ્કેલ છે અને આમ છતાયે આપણને જે કંઈ છૂટીછવાઈ માહિતી મળે છે તે ઉપરથી આપણી આગળ કંઈક ઝાંખું અને અસ્પષ્ટ ચિત્ર ખડું થાય છે. તેઓ ખુશમિજાજ લોકો હતા. તેઓ આત્મવિશ્વાસથી ભરેલા હતા અને પોતાની પરંપરાને માટે અભિમાન રાખતા હતા, અગમ અગોચરની ખોજ પાછળ મંડયા હતા, પ્રકૃતિ તેમ જ માનવજીવન પરત્વે તેમના મનમા અનેક પ્રશ્નો ઊઠતા હતા, પોતે નિર્માણ કરેલા જીવનના ધોરણો તેમ જ મૂલ્યો માટે આગ્રહી હતા પણ જીવનની ધુરા સહજભાવે અને પ્રસન્નતાથી વહન કરતા હતા તથા મરણને નિર્ભયતાથી અને નિશ્ચિતપણે ભેટતા હતા. ઉત્તર હિંદની સિકંદરની ચડાઈના એરિયન નામના ગ્રીક ઇતિહાસકાર પર હિંદીઓની આ ખુશમિજાજ પ્રકૃતિની ભારે છાપ પડી હતી. તે લખે છે કે, 'હિંદીઓના જેટલી સંગીન તથા નૃત્યની શોખીન પ્રજા બીજી કોઈ પણ નથી'

## ૧૬

## બુદ્ધ અને મહાવીર જ્ઞાતિવ્યવસ્થા

મહાકાવ્યોના યુગથી બૌદ્ધ યુગના આરંભ સુધીના સમયમા ઉત્તર હિંદમા કંઈક આવી સમાજસ્થિતિ પ્રવર્તતી હતી રાજકીય અને આર્થિક દૃષ્ટિએ એમા નિરંતર પરિવર્તન થયે જતું હતુ અને સમન્વય તથા સંમિશ્રણની તેમ જ શ્રમવિભાગની અનેક પ્રક્રિયાઓ શરૂ થઈ ચૂકી હતી વિચારના ક્ષેત્રમા પણ એકધારી પ્રગતિ થયે જતી હતી અને કદી કદી વિચારોનું ઘર્ષણ પણ પેદા થવા લાગ્યુ હતું આરંભના ઉપનિષદો પછી અનેક દિશાઓમા વિચાર તથા પ્રવૃત્તિનો વિકાસ થયો હતો, ખુદ ઉપનિષદો પણ પુરોહિતવૃત્તિ તથા કર્મકાંડ સામેનો પ્રત્યાઘાત હતો. તત્કાલીન ઘણી વસ્તુઓ સામે માનવી ચિત્તે બળવો પોકાર્યો અને એ બળવામાથી જ આરંભના ઉપનિષદો તેમ જ થોડા વખત પછીથી જડવાદનો પ્રબળ વિચારપ્રવાહ તથા જૈન અને બૌદ્ધ ધર્મ, અને ભગવદ્‌ગીતામા જુદી જુદી

માન્યતાઓનો સમન્વય સાધવાનો પ્રયત્ન, વગેરે ઉદ્‌ભવ્યાં. વળી આ બધામાંથી હિંદી તત્ત્વજ્ઞાનનાં છ દર્શનો ઉદ્‌ભવ્યાં. આમ છતાંયે આ માનસિક સંઘર્ષ અને બળવાની પાછળ જીવંત અને વિકસતું જતું પ્રજાજીવન રહેલું હતું.

જૈન ધર્મ તેમ જ બૌદ્ધ ધર્મ એ બંને વેદધર્મ તથા તેના ફાંટાઓમાંથી જુદા પડેલા ધર્મસંપ્રદાયો હતા; એક રીતે જોકે તે એમાંથી જ ઉદ્‌ભવ્યા હતા. વેદનું પ્રામાણ્ય તેઓ સ્વીકારતા નથી અને સૌથી મહત્ત્વની વાત એ છે કે, આદિકારણની હસ્તીનો કાં તો તેઓ ઇનકાર કરે છે અથવા એ વિષે મૌન સેવે છે. બંને ધર્મસંપ્રદાયો અહિંસા પર ભાર મૂકે છે અને બ્રહ્મચારી સાધુઓ તથા ભિક્ષુઓના સંઘ રચે છે. તેમની દૃષ્ટિમાં અમુક પ્રકારનો વાસ્તવવાદ અને બુદ્ધિવાદ રહેલો છે; એ વસ્તુ જોકે, અદૃશ્ય સૃષ્ટિ વિષેની આપણી વિચારણામાં આપણને બહુ આગળ લઈ જતી નથી. જૈન ધર્મનો એક મૂળભૂત સિદ્ધાંત એ છે કે, સત્ય એ આપણા દૃષ્ટિબિન્દુથી સાપેક્ષ છે. એ કડક નૈતિક તેમ જ આધિભૌતિક ધર્મસંપ્રદાય છે અને જીવન તેમ જ ચિંતનની બાબતમાં સંયમ પર ખાસ ભાર મૂકે છે.

જૈન ધર્મના પ્રવર્તક મહાવીર અને બુદ્ધ સમકાલીન હતા અને બંને ક્ષત્રિય વર્ગમાંથી આવ્યા હતા. બુદ્ધ ઈશુ પૂર્વે ૫૪૪ની સાલમાં ૮૦ વરસની ઉંમરે નિર્વાણ પામ્યા અને એ સમયથી બૌદ્ધ યુગનો આરંભ થાય છે. (આ પરંપરાગત સાલ છે. ઇતિહાસકારો એ પછી ઈશુ પૂર્વે ૪૮૭ની સાલમાં તેમનુ અવસાન થયાનું જણાવે છે. પણ હવે પરંપરાગત સાલને વધારે સાચી માનવા તરફ તેમનું વલણ છે.) હું આ બૌદ્ધ સંવત ૨૪૮૮ની વૈશાખી પૂર્ણિમાને દિવસે લખી રહ્યો છું એ એક વિચિત્ર યોગ છે. વૈશાખી પૂર્ણિમા એ બૌદ્ધ સંવતના નવા વરસનો દિવસ છે. બૌદ્ધ સાહિત્યમાં જણાવવામાં આવ્યુ છે કે, બૌદ્ધ વૈશાખી પૂર્ણિમાએ જન્મ્યા હતા, એ જ તિથિએ તેમને સાક્ષાત્કાર થયો હતો અથવા તે બુદ્ધ થયા હતા અને એ જ તિથિએ તેમનું અવસાન થયું હતું

પ્રચલિત ધર્મ, વહેમ, ક્રિયાકાંડ અને પુરોહિતવૃત્તિ તથા તેમની સાથે સંકળાઈને રહેલાં બધાંયે સ્થાપિત હિતો પર પ્રહાર કરવાની હિંમત બુદ્ધમાં હતી. તત્ત્વવિદ્યા તથા ઈશ્વરવિદ્યાની દૃષ્ટિ તથા ચમત્કારો, ઈશ્વર-વાણી તથા પારલૌકિક બાબતો અંગેના બધા વહેવારો પણ તેમણે વખોડી કાઢ્યા. તે પ્રમાણશાસ્ત્ર, તર્ક, બુદ્ધિ તથા અનુભવને અનુસરવાની હિમાયત કરતા હતા, સદાચાર તથા નીતિમત્તા પર ભાર મૂકતા હતા, તેમની પદ્ધતિ મનોવિશ્લેષણની અથવા ચિત્તના સંશોધનની હતી અને તેમનું

મનોવિજ્ઞાન આત્માની હસ્તીનો સ્વીકાર કરતું નહોતું. તેમની આખીયે વિચારસરણી તત્ત્વવિદ્યાના ચિંતનની વાસી હવા પછી પર્વતોમાંથી આવતી તાજી હવાની લહરી સમાન હતી.

બુદ્ધે જ્ઞાતિવ્યવસ્થા પર સીધી રીતે પ્રહારો ન કર્યાં પરંતુ પોતાના ધર્મસંઘમાં તેમણે તેને માન્ય ન રાખી, અને તેમના સમગ્ર વલણ તથા તેમની પ્રવૃત્તિએ જ્ઞાતિવ્યવસ્થાને દુર્બળ બનાવી એમાં શંકા નથી. ઘણું કરીને તેમના કાળમાં તથા તેમના પછી કેટલીક સદીઓ સુધી જ્ઞાતિવ્યવસ્થા જડ બની ગઈ નહોતી ને તેમાં અમુક પ્રકારની પ્રવાહિતા હતી. જેમાં જ્ઞાતિનું પરિબળ વધી ગયું હોય તે સમાજ પરદેશ સાથેના વેપારમાં અથવા પરદેશોમાં સાહસો ખેડવાનાં કાર્યોમાં મશગૂલ બની શકે નહીં અને છતાં બુદ્ધના પછીનાં પંદરસો કે તેથીયે વધારે વરસો સુધી હિંદનો પાડોશના દેશો સાથેનો વેપાર ખીલતો રહ્યો હતો તથા પરદેશોમાં હિંદનાં સંસ્થાનો ફાલીફૂલી રહ્યાં હતાં. વાયવ્ય તરફથી વિદેશી જાતિઓ હિંદમાં આવતી રહી અને તેમને અહીંના સમાજમાં સમાવી લેવામાં આવી.

પરાઈ જાતિઓને સમાવી લેવાની આ પ્રક્રિયા ઉપરથી તથા નીચેથી એમ બંને છેડેથી કાર્ય કરી રહી હતી એ જોઈ ને આપણને રમૂજ પડે છે. સમાજના છેક નીચલા થરમાં નવી જ્ઞાતિઓ પેદા થઈ રહી હતી અને ચડાઈ કરનાર દરેક વિજેતા જાતિ ક્ષત્રિય જ્ઞાતિ અથવા શાસકવર્ગમાં ફેરવાઈ જતી. એ યુગના, ઈશુની પહેલાંની તેમ જ તે પછીની તરતની જ સદીઓના સિક્કાઓ બે કે ત્રણ પેઢીઓ દરમ્યાન થયેલો આ ઝડપી ફેરફાર દર્શાવે છે. પહેલા રાજકર્તાનું નામ વિદેશી છે. તેનો પુત્ર અથવા પૌત્ર સંસ્કૃત નામ ધારણ કરે છે અને ક્ષત્રિયોની પેઠે પરંપરાગત વિધિથી તેનો રાજ્યાભિષેક કરવામાં આવે છે.

ઈશુની બીજી સદીથી શરૂ થયેલી શક અથવા સિથિયન લોકોની ચડાઈઓના સમયથી અથવા તે પછીથી થયેલી હૂણ લોકોની ચડાઈઓના સમયથી ઘણાંખરાં રજપૂત ક્ષત્રિય કુળોનો આરંભ થાય છે. એ બધાં કુળો અથવા જાતિઓએ દેશના ધર્મ તથા સંસ્થાઓનો સ્વીકાર કર્યો અને પછીથી તેમણે મહાકાવ્યોના મશહૂર વીર પુરુષો સાથે પોતાની વંશનો સંબંધ જોડવાનો પ્રયાસ કર્યો. આ રીતે, ક્ષત્રિય વર્ણ જન્મ કરતાં વિશેષે કરીને દરજ્જા અને ધંધા પર અવલંબતો હતો અને તેથી વિદેશીઓને તેમાં સમાવી લેવાનું ઘણું સુગમ બની ગયું.

હિંદના લાંબા ઇતિહાસકાળ દરમ્યાન પુરોહિતવૃત્તિ તથા જડ જ્ઞાતિવ્યવસ્થા સામે મહાપુરુષો વારવાર ચેતવણી આપતા રહ્યા છે તથા તેમની

સામે પ્રબળ ચળવળો પેદા થઈ છે એ હકીકત કંઈક વિચિત્ર અને સૂચક છે અને તેમ છતાં ધીમે ધીમે, અણુછતી રીતે, જાણે કે વિધાતાના અનિવાર્ય લેખ હોય તેમ જ્ઞાતિઓ વધતી ગઈ, ઉત્તરોત્તર ફેલાતી ગઈ અને હિંદી સમાજજીવનની હરેક બાજુને પોતાના મૃત્યુપાશમાં તેમણે જકડી લીધી. જ્ઞાતિ સામે બંડ પોકારનારાઓની પાછળ સંખ્યાબંધ અનુયાયીઓ ટોળે વળ્યા છે પણ કાળે કરીને તેમની એક જુદી જ્ઞાતિ જ બની. જેમાંથી ઉદ્‌ભવ્યો તે હિંદુ ધર્મની સામે બળવો પોકારનાર તથા અનેક બાબતોમાં તેનાથી સદંતર ભિન્ન એવા જૈન ધર્મે પણ જ્ઞાતિવ્યવસ્થાને નભાવી લીધી અને તેની સાથે પોતાનો મેળ સાધ્યો; અને એ રીતે તે હિંદુ ધર્મના જ એક ફાંટા તરીકે હિંદમાં ટકી રહ્યો છે. જ્ઞાતિવ્યવસ્થા સાથે પોતાનો મેળ ન સાધનાર તથા વિચાર અને દૃષ્ટિમાં વધારે સ્વતંત્ર એવો બૌદ્ધ ધર્મ આખરે હિંદમાંથી લુપ્ત થાય છે; હિંદ પર તથા હિંદુ ધર્મ પર જોકે એની ભારે અસર રહી જાય છે. અઢારસો વરસ પર અહીં ખ્રિસ્તી ધર્મ આવે છે, ઠરીઠામ થાય છે અને ધીમે ધીમે પોતાની જ્ઞાતિઓ ઊભી કરે છે. હિંદમાની મુસલમાની સમાજવ્યવસ્થાનો સમાજની અંદરની આવી બાધાઓ સામે ઉગ્ર વિરોધ હતો તે છતાયે એની તેના પર પણ અમુક અંશે અસર થવા પામી.

આપણા સમયમાં પણ જ્ઞાતિનું જુલમી તંત્ર તોડવા માટેની ચળવળો મધ્યમ વર્ગના લોકોમાં ઉદ્‌ભવી છે અને એને લીધે પરિસ્થિતિમા કંઈક ફેર પડ્યો છે પણ એથી કરીને આમજનતાના વલણમા કશો મહત્ત્વનો ફેર પડ્યો નથી. એ ચળવળોની પદ્ધતિ જ્ઞાતિસંસ્થા પર સીધો હુમલો કરવાની હતી. પછીથી ગાધીજી આવ્યા અને તેમણે પરાપૂર્વથી ચાલતી આવેલી હિંદની પદ્ધતિ પ્રમાણે આડકતરી અથવા પરોક્ષ રીતે એ પ્રશ્ન હાથ ધર્યો તેમની નજર આમજનતા પર હતી. એ બાબતમાં તેમનું વલણ સારી પેઠે સીધા સામનાનુ, સારી પેઠે આક્રમણનુ અને સારી પેઠે આગ્રહી હતું પણ ચાર વર્ણોની પાછળ રહેલા ગુણકર્મના મૂળભૂત અને પાયાના સિદ્ધાંતને પડકાર્યા વિના અસખ્ય જ્ઞાતિઓ અને વાડાઓના રૂપમાં એમાં પેદા થયેલી આંતરિક અને બાહ્ય વિકૃતિઓ પર તેમણે પ્રહારો કર્યા. એથી કરીને તેઓ જ્ઞાતિવ્યવસ્થાના આખાયે તંત્રને હચમચાવી રહ્યા હતા એ પોતે સારી પેઠ જાણતા હતા.* જ્ઞાતિવ્યવસ્થાના

* જ્ઞાતિઓ પરત્વેનુ ગાધીજીનું વલણ ઉત્તરોત્તર કડક અને કેન્દ્રિત થતુ ગયું છે અને તેમણે વારંવાર સ્પષ્ટ કર્યું છે કે, જ્ઞાતિઓ આજે જે સ્વરૂપે મોજૂદ છે તે જવી જ જોઈએ. રાષ્ટ્ર સમક્ષ મૂકેલા રચનાત્મક કાર્યક્રમનો ઉલ્લેખ

પાયા તેમણે ઢીલા કરી મૂકયા છે અને આમજનતાના પર તેની ભારે અસર થવા પામી છે. તેની દૃષ્ટિએ તો કાં તો એ આખીયે વ્યવસ્થા જેમની તેમ ચાલુ રહે અથવા સંપૂર્ણપણે તૂટી પડે. પણ એ દિશામાં ગાંધીજી કરતાંયે વધારે પ્રબળ શક્તિ કાર્ય કરી રહી છે: એ શક્તિ તે આધુનિક જીવનની પરિસ્થિતિ. આદરપાત્ર તથા લાંબા કાળ સુધી ટકી રહેનાર આ ભૂતકાળના અવશેષનો આખરે અંત આવશે એમ હવે લાગે છે.

પણ હિંદમાં અમે જ્યારે જ્ઞાતિની પ્રથા સામે (મૂળમાં તે વર્ણના પાયા પર રચાઈ હતી) લડત ચલાવી રહ્યા છીએ ત્યારે પશ્ચિમના દેશોમાં નવી અને પોતાની સરસાઈ વિષે ભારે ઘમંડ ધરાવનારી જ્ઞાતિઓ ઊભી થઈ છે. એ જાતિની સરસાઈ તથા અળગાપણાના સિદ્ધાંતો પર રચાયેલી છે. કદી કદી એ સિદ્ધાંતો રાજકીય અને આર્થિક સ્વાંગ પણ ધારણ કરે છે તેમ જ તે લોકશાહીની વાતો સુધ્ધાં કરે છે.

બુદ્ધ થયા તે પહેલાં, ઈશુ પૂર્વે સાતસો વરસ પર એક મહાન હિંદી, યાજ્ઞવલ્ક્ય નામના ઋષિ અને સ્મૃતિકારે એમ કહ્યું હોવાનું જણાવવામાં આવે છે કે, 'આપણો ધર્મ, કે આપણો વર્ણ કશો સદ્‌ગુણ પેદા કરતો નથી; સદ્‌ગુણનું આચરણ કરવું જોઈએ. એટલા માટે માણસે બીજો કોઈ પોતાના પ્રત્યે જેવું વર્તન રાખે એમ ન ઇચ્છતો હોય તેવું વર્તન તેણે બીજાઓ પ્રત્યે ન રાખવું.'

## ૧૭

## ચંદ્રગુપ્ત અને ચાણક્ય: મૌર્ય સામ્રાજ્યની સ્થાપના

બૌદ્ધ ધર્મનો ફેલાવો હિંદમાં ધીમે ધીમે થયો. મૂળે એ ક્ષત્રિય હિલચાલ હતી અને તે રાજકર્તા વર્ગ તથા પુરોહિત વર્ગ વચ્ચેનો સંઘર્ષ

---

કરતા તેઓ જણાવે છે કે, 'બેશક, એનું ધ્યેય રાજકીય, સામાજિક અને આર્થિક સ્વતંત્રતા છે. એક મોટી પ્રજાના જીવનમાં હરેક ક્ષેત્રમાં એ નૈતિક અને અહિંસક ક્રાંતિ છે, જેને પરિણામે જ્ઞાતિઓ, અસ્પૃશ્યતા અને એવા બીજા વહેમો દૂર થવા જોઈએ, હિંદુ મુસલમાન વચ્ચેના મતભેદો ભૂતકાળની વસ્તુઓ બની જવી જોઈએ, અંગ્રેજો અને યુરોપિયનો સામેની દુશ્મનાવટની લાગણી સર્વથા ભુલાઈ જવી જોઈએ.' વળી હમણાં જ તેમણે કહ્યું છે કે, 'આજે આપણા જોવામાં જે જ્ઞાતિવ્યવસ્થા આવે છે તે ભૂતકાળની જરીપુરાણી થઈ ગયેલી વસ્તુ છે. હિંદ તેમ જ હિંદુ ધર્મે જીવવું હોય તથા ઉત્તરોત્તર પોતાની પ્રગતિ સાધવી હોય તો તે જવી જ જોઈએ.'

પ્રદર્શિત કરતી હતી. આમ છતાં તેના નૈતિક તેમ જ ઊંચનીચના ભેદોને કશું મહત્ત્વ ન આપનાર વલણની અને ખાસ કરીને પુરોહિતવૃત્તિ તથા કર્મકાંડ સામેની તેની લડતની ઘણા લોકોના મન ઉપર ઊંડી અસર થઈ. સમાજસુધારણાની હિલચાલ તરીકે એનો વિકાસ થયો અને તેના તરફ કેટલાક બ્રાહ્મણ વિચારકો પણ આકર્ષાયા. સામાન્ય રીતે જોકે બ્રાહ્મણ લોકોએ તેનો વિરોધ કર્યો અને બૌદ્ધધર્મીઓને તેઓ નાસ્તિક તથા સ્થાપિત ધર્મ સામેના બળવાખોર કહેતા. બૌદ્ધ ધર્મની બહારની પ્રગતિ કરતાં તે ધર્મ તથા ચાલતો આવેલો જૂનો ધર્મ, બન્નેની એકબીજા પર અસર થવા પામી તથા બ્રાહ્મણોની સ્થિતિ નિરંતર નબળી પડતી રહી એ વસ્તુ વધારે મહત્ત્વની છે. અઢી સદી પછી સમ્રાટ અશોકે બૌદ્ધ ધર્મ અંગીકાર કર્યો અને ધર્મપ્રચારકો દ્વારા હિંદમાં તેમ જ પરદેશોમાં તેનો ફેલાવો કરવાને અર્થે તેણે પોતાની સઘળી શક્તિ ખરચી.

આ બે સદીઓ દરમ્યાન હિંદમાં અનેક ફેરફાર થવા પામ્યા. જુદી જુદી જાતિઓને એકરૂપ કરવા માટેની તેમ જ નાનાં નાનાં રાજ્યો તથા પ્રજાતંત્રોને એકત્ર કરવાની ભિન્ન ભિન્ન પ્રક્રિયાઓ લાંબા વખતથી ચાલી રહી હતી; નાનાં નાનાં રાજ્યોને સમેટી લેતું એકકેન્દ્રી મધ્યસ્થ રાજ્ય સ્થાપવા માટેની જૂની પ્રેરણા કાર્ય કરી રહી હતી અને એ બધાને પરિણામે એક બળવાન અને સારી રીતે વિકાસ પામેલું સામ્રાજ્ય ઉદ્ભવ્યું. હિંદના વાયવ્યના પ્રદેશ પરની સિકંદરની ચઢાઈએ આ સિદ્ધિની દિશામાં છેવટનો ધક્કો મારી આપ્યો અને બદલાતી જતી પરિસ્થિતિનો લાભ ઉઠાવી શકે તથા પોતાની ધારણા પ્રમાણે તેને આકાર આપી શકે એવા બે અસાધારણ પુરુષો પેદા થયા. ચંદ્રગુપ્ત મૌર્ય અને તેનો મિત્ર, મંત્રી અને સલાહકાર બ્રાહ્મણ ચાણક્ય તે આ બે પુરુષો.. આ જોડીએ બહુ સારું કામ આપ્યું. મગધના બળવાન નંદ રાજ્યમાંથી તેમને દેશપાર કરવામાં આવ્યા હતા. પાટલિપુત્ર (આજનું પટના) એ રાજ્યનું પાટનગર હતું. દેશપાર થઈને તે બંને વાયવ્ય તરફ આવેલી તક્ષશિલા નગરીમાં ગયા અને સિકંદરે ત્યાં આગળ મૂકેલા ગ્રીકોના સંપર્કમાં તેઓ આવ્યા. ચંદ્રગુપ્ત ખુદ સિકંદરને પણ મળ્યો; તેણે તેના વિજયોની વાત તથા તેની કીર્તિ સાંભળી અને તેનામાં તેનું અનુકરણ કરવાની મહત્ત્વાકાંક્ષા જાગી. ચંદ્રગુપ્ત તથા ચાણક્ય પરિસ્થિતિની બારીક તપાસ રાખતા રહ્યા તથા તેને પહોંચી વળવાની તૈયારી કરતા રહ્યા. તેમણે પોતાના મનમાં મોટી યોજનાઓ ઘડી અને તે સિદ્ધ કરવાની યોગ્ય તકની રાહ જોતા બન્ને બેઠા.

થોડા જ વખતમાં ઈશુ પૂર્વે ૩૨૩ની સાલમાં બાબિલોન આગળ થયેલા સિકંદરના મરણના સમાચાર આવ્યા, તત્કાળ ચંદ્રગુપ્ત તથા ચાણક્યે પુરાણી છતાં નિત્ય નવીન રાષ્ટ્રીયતાની ઘોષણા જગાવી અને પરદેશી હુમલાખોર સામે લોકોને ઉશ્કેરી મૂક્યા. તક્ષશિલામાં રાખવામાં આવેલી ગ્રીક પલટણને હાંકી કાઢી તેનો કબજો લેવામાં આવ્યો. રાષ્ટ્રીયતાની હાકલ સાંભળી ચંદ્રગુપ્તને ઘણા મદદગારો આવી મળ્યા અને તેમની સાથે ઉત્તર હિંદમાં થઈને કૂચ કરતો તે પાટલિપુત્ર પહોંચ્યો. સિકંદરના મરણ બાદ બે જ વરસની અંદર તેણે એ નગરનો તથા એના રાજ્યનો કબજો લીધો અને મૌર્ય સામ્રાજ્યની સ્થાપના થઈ.

સિકંદરના મરણ બાદ તેના સેનાપતિ સેલ્યુકસને એશિયામાઇનરથી હિંદ સુધીનો બધો પ્રદેશ વારસામાં મળ્યો હતો. તેણે હવે હિંદના વાયવ્યના પ્રદેશ પર ફરીથી પોતાની સત્તા સ્થાપવાનો પ્રયત્ન કર્યો અને એટલા માટે પોતાના સૈન્ય સાથે સિંધુ નદી ઓળંગી. ચંદ્રગુપ્તે તેને હરાવ્યો અને કાબુલ તથા હેરાત સુધીનો અફઘાનિસ્તાનનો ભાગ ચંદ્રગુપ્તના રાજ્યમાં જોડી આપવાની તેને ફરજ પડી. વળી ચંદ્રગુપ્ત સેલ્યુકસની પુત્રી સાથે લગ્ન પણ કર્યું. દક્ષિણ હિંદ બાદ કરતાં ચંદ્રગુપ્તના સામ્રાજ્યમાં અરબી સમુદ્રથી માંડીને બંગાળના ઉપસાગર સુધીના આખા હિંદનો સમાવેશ થતો હતો તથા ઉત્તરે તે ઠેઠ કાબુલ સુધી વિસ્તર્યું હતું. ઇતિહાસમાં પહેલી જ વાર હિંદમાં આવડું મોટું એકકેન્દ્રી રાજ્ય ઊભું થયું હતું. પાટલિપુત્ર એ મહાન સામ્રાજ્યનું પાટનગર હતું.

આ નવું રાજ્ય કેવું હતું? સદ્‌ભાગ્યે એને લગતા બે સંપૂર્ણ હેવાલો આપણી પાસે મોજૂદ છે. એક હેવાલ એક હિંદીએ અને બીજો એક ગ્રીકે લખેલો છે. સેલ્યુકસ તરફથી એલચી તરીકે હિંદમાં આવેલો મેગેસ્થનિસ મૌર્ય સામ્રાજ્ય વિષે પોતાનો હેવાલ આપણે માટે મૂકતો ગયો છે. પણ કૌટિલ્યનું અર્થશાસ્ત્ર તે સમયનો એથીયે વધારે મહત્ત્વનો હેવાલ છે. એને વિષે હું આગળ ઉલ્લેખ કરી ગયો છું. કૌટિલ્ય ચાણક્યનું બીજું નામ છે અને એ રીતે આપણી પાસે જે પુસ્તક છે તે એક ધુરંધર પંડિતે જ નહીં, મૌર્ય સામ્રાજ્યની સ્થાપના કરવામાં, તેને વિકસાવવામાં તથા તેને ટકાવી રાખવામાં મહત્ત્વનો ભાગ ભજવનાર પુરુષે લખેલું છે. ચાણક્યને ઘણી વાર હિંદના મૅકિયાવેલી તરીકે ઓળખાવવામાં આવે છે અને કેટલેક અંશે એ તુલના વાજબી છે. પરંતુ દરેક રીતે તે મૅકિયાવેલી કરતાં ઘણો મોટો માણસ હતો. બુદ્ધિમત્તા તેમ જ પુરુષાર્થ એ બંને બાબતોમાં તે મૅકિયાવેલીથી ચડિયાતો હતો. એ કોઈ રાજાનો કેવળ અનુયાયી અથવા એક

બળવાન સમ્રાટનો મામૂલી સલાહકાર નહોતો. એ સમયનું નિરૂપણ કરતા મુદ્રારાક્ષસ નામના પ્રાચીન નાટક પરથી એ પુરુષનું ચિત્ર આપણી સમક્ષ ખડું થાય છે. સાહસિક અને કાવાદાવા કરનાર, અભિમાની અને કિન્નાખોર, પોતાનું અપમાન કદી ન ભૂલનાર, પોતાનો ધારેલો હેતુ કદી ન વીસરનાર ચાણક્ય પોતાના દુશ્મનને થાપ આપવા તથા પરાસ્ત કરવા માટે હરેક યુક્તિપ્રયુક્તિ યોજતો સામ્રાજ્યનાં સૂત્રો પોતાના હાથમાં લઈને બેસે છે અને સમ્રાટ ચંદ્રગુપ્તને પોતાના સ્વામી કરતાં વિશેષે કરીને પ્રીતિપાત્ર શિષ્ય તરીકે લેખે છે. તેનું જીવન સાદું અને સંયમી છે, રાજ્યના ઉચ્ચ દરજ્જાના ઠાઠમાઠ અને ભપકામાં તેને જરા સરખો રસ નથી અને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થતાં તથા પોતાનો ધાર્યો હેતુ પાર પડતાં એક બ્રાહ્મણને છાજે તેમ રાજખટપટમાંથી છૂટા થઈને નિવૃત્તિપરાયણ જીવન ગાળવા માગે છે

પોતાનો હેતુ પાર પાડવા માટે ચાણક્ય કોઈ પણ વસ્તુ કરતાં અચકાય એવો નહોતો; તેમ છતાં ધ્યેયની સાથે બંધબેસતાં ન આવે એવાં સાધનોથી ખુદ ધારેલો હેતુ માર્યો જાય એ સમજવા જેટલું ડહાપણ તેનામાં હતું. ક્લૉસવીઝ પહેલાં ઘણા વખત અગાઉ તેણે કહ્યું હોવાનું જણાવાય છે કે, યુદ્ધ બીજું કશું નહીં પણ ઇતર સાધનો દ્વારા રાજ્યની નીતિ આગળ ધપાવવાની એક પદ્ધતિ છે. પણ, તે ઉમેરે છે કે, વિગ્રહ સહાયે રાજ્યની નીતિના વ્યાપક ધ્યેયોને પોષક હોવો જોઈએ, અને વિગ્રહ એ જ ધ્યેય બની જવું ન જોઈએ; રાજપુરુષનું ધ્યેય હંમેશાં વિગ્રહને પરિણામે રાજ્યની વૃદ્ધિ તથા આબાદી સાધવાનું હોવું જોઈએ, કેવળ દુશ્મનનો પરાજય તથા નાશ કરવાનું નહીં. વિગ્રહને પરિણામે ઉભય પક્ષનો વિનાશ થવા પામે તો તે રાજ્યનીતિનું દેવાળું સૂચવે છે. યુદ્ધ તો સૈન્યથી ચલાવવાનું હોય છે એ ખરું પણ દુશ્મનના લડાયક જુસ્સાને શિથિલ કરી નાખે તથા તેના સૈન્યમાં ફાટફૂટ પડાવી તેને જમીનદોસ્ત કરે અથવા લશ્કરનો હુમલો થાય તે પહેલાં તે જમીનદોસ્ત થવાની અણી પર આવી જાય એ પ્રકારની નીતિનું મહત્ત્વ લશ્કરી બળ કરતાંયે વધારે છે. પોતાની નેમ પાર પાડવામાં ચાણક્ય નિષ્ઠુર અને કશું પણ કરતાં અચકાય એવો નહોતો એ ખરું, પણ બુદ્ધિશાળી અને ખાનદાન શત્રુને કચડી નાખવા કરતાં તેને મનાવીને પોતાનો કરી લેવો એ વધારે સારું છે એ વાત તે કદી ભૂલતો નથી. શત્રુપક્ષમાં ફાટફૂટ પડાવીને તે પોતાનો છેવટનો વિજય મેળવે છે અને એ નાટકના વૃત્તાન્ત પ્રમાણે એ વિજયની પળે જ પોતાના પ્રતિસ્પર્ધી પ્રત્યે ઉદારતા દાખવવાનું તે ચંદ્રગુપ્તને સમજાવે છે. એ પ્રતિસ્પર્ધીના પ્રધાનને પોતાના ઉચ્ચ હોદ્દાની સનદ ચાણક્ય પોતે જ સુપરત કરે છે. તેની બુદ્ધિમત્તા તથા આગલા

રાજા પ્રત્યેની તેની સ્વામીભક્તિની ચાણક્ય પર ભારે અસર થઈ હતી. આ રીતે મુદ્રારાક્ષસ નાટકની વાતનો અંત કડવાશ, પરાજય અને નામોશીમાં નહીં, પણ સમાધાન અને જેણે પોતાના મુખ્ય શત્રુને માત્ર હરાવ્યો જ નથી, તેને પોતાનો પણ કરી લીધો છે એવા રાજ્યનો મજબૂત પાયો નાખવામાં આવે છે.

મૌર્ય સામ્રાજ્ય સેલ્યુકસ અને તેના વારસો તથા ટૉલેમી ફિલાડેલ્ફસ સાથે રાજદ્વારી સંબંધો રાખતું હતું. આ સંબંધો સામસામા વેપારી સંબંધોના મજબૂત પાયા પર નિર્ભર હતા. કાસ્પિયન સમુદ્ર તથા કાળા સમુદ્ર મારફતે જે લાંબે માર્ગે હિંદનો માલ યુરોપ જતો હતો તેમાં મધ્ય એશિયાની અક્ષુ નદી મહત્ત્વની કડીરૂપ હતી એમ સ્ટ્રેબો આપણને કહે છે. ઈશુ પહેલાંની ત્રીજી સદીમાં એ માર્ગ બહુ જાણીતો હતો. મધ્ય એશિયા તે સમયે સમૃદ્ધ અને રસાળ મુલક હતો. એ પછી હજાર કરતાં વધારે વરસ બાદ એ પ્રદેશ વેરાન અને નિર્જન બનવા લાગ્યો. અર્થશાસ્ત્રમાં એવો ઉલ્લેખ છે કે સમ્રાટની અશ્વશાળામાં અરબી ઘોડાઓ હતા.

## ૧૮
## રાજ્યનું સંગઠન

ઈશુ પહેલાં ૩૨૧ની સાલમાં સ્થપાયેલું અને હિંદના ઘણા મોટા ભાગ પર વિસ્તરેલું તથા ઉત્તરે છેક કાબુલ સુધી ફેલાયેલું આ નવું રાજ્ય કેવું હતું? ભૂતકાળમાં ઘણાંખરાં સામ્રાજ્યો હતાં અને આજે પણ છે તેમ તે આપખુદ અને ટોચ પર એકહથ્થુ સત્તાવાળું રાજ્ય હતું. શહેર-કસબાઓમાં તથા ગામડાંનાં ઘટકોમાં ઠીક ઠીક પ્રમાણમાં સ્થાનિક સ્વરાજ્ય હતું અને ચૂંટાયેલા વડીલ પુરુષો આ સ્થાનિક વહીવટ સંભાળતા. આ સ્થાનિક સ્વરાજ્યને લોકો મહામૂલી વસ્તુ તરીકે લેખતા હતા અને કોઈ પણ રાજા અથવા સમ્રાટ ભાગ્યે જ તેમાં દખલગીરી યા દરમ્યાનગીરી કરતો. આમ છતાંયે મધ્યસ્થ સરકારનો પ્રભાવ તથા તેની અનેકવિધ પ્રવૃત્તિઓની અસર આખા સામ્રાજ્ય પર પહોંચતી હતી અને કેટલીક બાબતોમાં આ મૌર્ય રાજ્ય આધુનિક કાળની સરમુખત્યારશાહીનું સ્મરણ કરાવે છે. તે વખતના કેવળ કૃષિયુગમાં આજે આપણા જોવામાં આવે છે તેવી જાતના વ્યક્તિ પરના રાજ્યના કાબૂ જેવું કશું નહોતું પરંતુ એ બધી મર્યાદાઓ છતાં જીવન પર અંકુશ રાખવાનો તથા અમુક રીતે તેનું નિયમન

કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. રાજ્યની અંદર અને બહાર સુલેહશાંતિ જાળવવાનું તથા મહેસૂલ વસૂલ કરવાનું જ જેનું કાર્ય હોય એવું એ કેવળ પોલીસ રાજ્ય નહોતું.

તેમાં સારી પેઠે વ્યાપક અને સખત હાથે કામ લેનારી નોકરશાહી હતી અને એમાં જાસૂસી હતી એવા ઉલ્લેખો ઘણા મળી આવે છે. ખેતીનું અનેક રીતે નિયમન કરવામાં આવતુ હતું અને એ જ રીતે વ્યાજના દરો પણ મુકરર કરવામાં આવતા હતા. ખાદ્ય પદાર્થો, બજારો, તૈયાર થયેલો માલ, કતલખાનાં, ઢોરઉછેર, પાણીના હકો, રમતો, ગણિકાગૃહો અને પીઠાંઓ વગેરેનું નિયમન કરવામાં આવતું હતું તથા વખતોવખત તેમની તપાસ કરવામાં આવતી હતી. તોલ તથા માપનું નિશ્ચિત ધોરણ ઠરાવવામાં આવ્યું હતું. ખાદ્ય પદાર્થોની સંઘરાખોરી તથા તેમાં ભેળસેળ કરનારાઓને ભારે શિક્ષા કરવામાં આવતી હતી. વેપાર પર કર નાખવામાં આવતો હતો અને તે જ પ્રમાણે કેટલીક બાબતોમાં ધર્માચરણ પર પણ કાબૂ રખાતો. કોઈ નિયમનો ભંગ કરવામાં આવે અથવા કોઈ ગેરવર્તણૂક થવા પામે, તો મંદિરનાં નાણાં જપ્ત કરવામાં આવતાં. ધનિક લોકો લોકોનાં નાણાં ઓહિયાં કરી જવાનો અથવા રાષ્ટ્રીય આફતમાંથી અંગત લાભ ઉઠાવવાનો ગુનો કરતા માલૂમ પડતા તો તેમની માલમિલકત જપ્ત કરવામાં આવતી. સફાઈ માટેની તથા ઇસ્પિતાલની જોગવાઈ કરવામાં આવી હતી તથા મુખ્ય મુખ્ય મથકોએ તબીબો રાખવામાં આવ્યા હતા. વિધવાઓ, અનાથો, માંદાઓ તથા દુર્બળ અને અશક્ત લોકોને રાજ્ય તરફથી રાહત આપવામાં આવતી હતી. દુકાળમાં રાહત આપવી ને તેની સામે લોકોનું રક્ષણ કરવું એ રાજ્યની ખાસ ફરજ ગણાતી હતી અને રાજ્યના બધા કોઠારોમાં અનાજનો અર્ધો જથો દુકાળ તથા અનાજની તંગીના વખત માટે અનામત રાખવામાં આવતો હતો.

આ બધા નિયમો તથા ધારાધોરણો ઘણુંખરું ગામડાંઓ કરતાં શહેરોને વધુ પ્રમાણમાં લાગુ પાડવામાં આવતાં તથા વ્યવહારમાં એ સિદ્ધાંતોનો અમલ બહુ ઓછા પ્રમાણમાં થતો હોય એ સંભવિત છે. એમ છતાંયે એ સિદ્ધાંતો પણ મજાના છે. ગામડાંઓ લગભગ સ્વતંત્ર હતાં.

ચાણક્યના અર્થશાસ્ત્રમાં જુદા જુદા પાર વગરના વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે અને રાજનીતિના સિદ્ધાંતો તથા વ્યવહારોની લગભગ બધીયે બાજુ એમાં સમાવી લેવામાં આવી છે. એમાં રાજાની, તેના મંત્રીઓ તથા સલાહકારોની, રાજસભાની બેઠકોની તથા સરકારી ખાતાંઓની ફરજોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. વળી, રાજનીતિ તથા યુદ્ધ અને

મુલેહની પણ એમાં ચર્ચા કરવામાં આવી છે પાયદળ, હયદળ, રથો તથા હાથીઓની બનેલી ચંદ્રગુપ્તની જબરદસ્ત ચતુરંગ સેનાનું * પણ તેમાં વિગતવાર વર્ણન છે આમ છતાં ચાણક્ય જણાવે છે કે કેવળ સખ્યાનું ઝાઝું મહત્ત્વ નથી શિસ્ત અને યોગ્ય દોરવણી વિના તે ભારરૂપ બની જાય બચાવ માટેના સાધનો તથા કિલ્લેબંદીનું પણ એમાં વર્ણન કરવામાં આવ્યું છે

આ ઉપરાંત એ ગ્રંથમાં વેપારરોજગાર, કાયદો અને અદાલતો, સ્થાનિક સ્વરાજ, સામાજિક રૂઢિ તથા પ્રથાઓ, લગ્ન તથા છૂટાછેડા, સ્ત્રીઓના હક્કો કરવેરા તથા મહેસૂલ, ખેતી, ખાણો તથા કારખાનાઓની કામગીરી, કારીગરો બજારો, શાકભાજીની ખેતી, કારખાનાઓમાં તૈયાર થયેલો માલ, ખેતીવાડીને પાણી આપવા માટે નહેરો વગેરેનો પ્રબંધ તથા જળમાર્ગો, વહાણો તથા દરિયાઈ સફર, મંડળો, વસ્તીગણતરી, માછીનો ધંધો, કતલખાના, પાસપોર્ટ તથા જેલો વગેરે બાબતોની ચર્ચા કરવામાં આવી છે વિધવાના પુનર્લગ્નને માન્ય રાખવામાં આવ્યું છે અને અમુક સંજોગોમાં છૂટાછેડાને પણ

એમાં ચીનપટ્ટ એટલે કે ચીની બનાવટના રેશમી કાપડનો ઉલ્લેખ પણ આવે છે અને એની તથા હિંદમાં બનેલા રેશમી કાપડ વચ્ચે ભેદ પાડવામાં આવ્યો છે ઘણું કરીને હિંદનું રેશમી કાપડ જાડું હતું ચીની રેશમી કાપડની આયાત દર્શાવે છે કે કઈ નહી તો ઈશુ પહેલાની ચોથી સદીમાં હિંદ અને ચીન વચ્ચે વેપાર ચાલતો હતો

રાજાને તેના રાજ્યાભિષેક વખતે પોતાની પ્રજાની સેવા કરવાની પ્રતિજ્ઞા લેવી પડતી — તમને જો હું પીડું તો મારી દુર્ગતિ થાઓ અને મારું જીવન તથા મારી સંતતિ નાશ પામો ' 'પ્રજાના સુખમાં એનું સુખ રહેલું છે અને એના કલ્યાણમાં તેનું કલ્યાણ, પોતાને જે ગમે તેને એ સારું નહી ગણે પણ તેની પ્રજાને જે ગમે તેને સારું ગણશે ' 'રાજા જો શક્તિશાળી હશે તો તેની પ્રજા પણ શક્તિશાળી થશે ' બાદેર કાર્ય રાજાની મરજી પર અવલંબી રહી શકે નહી, તેણે એને માટે સદાયે તત્પર રહેવું જોઈએ જો રાજા અવળે રસ્તે ચાલે તો તેને પદભ્રષ્ટ કરીને તેને સ્થાને બીજા રાજાને સ્થાપવાનો પ્રજાને અધિકાર હતો

---

* હિંદમાં ઉદ્ભવેલી શેતરંજની રમત ઘણું કરીને સૈન્યની ચતુર્વિધ રચના પરથી પ્રચિત થઈ હતી એ ચતુર્વિધ સેનાને ચતુરંગ એટલે કે ચાર અંગોવાળી તરીકે ઓળખવામાં આવતી હતી અને એ શબ્દ પરથી જ શેતરંજ શબ્દ બન્યો છે અલબરૂની આ બાબતનો હેવાલ આપે છે અને જણાવે છે કે હિંદમાં ચાર ખેલાડીઓથી એ રમાતી હતી

અનેક નહેરો પર દેખરેખ રાખનારુ જળાશયોનુ ખાતું હતુ તથા મછવા, નાની હોડીઓ, પુલો તથા નદીઓમા આવજા કરનારા તથા સમુદ્ર ઓળંગીને મહાદેશ તથા તેની પેલી બાજુના દેશો સુધી જનારા વહાણોની સભાળ રાખનારુ નૌકાખાતુ પણ હતુ લશ્કરના એક અગ તરીકે અમુક પ્રકારનુ નૌસૈન્ય પણ હતુ એ સ્પષ્ટ છે

સામ્રાજ્યમા વેપારરોજગાર ધીકતો ચાલતો હતો અને તેના જુદા જુદા ભાગોને જોડતા મોટા માર્ગો પણ હતા એ માર્ગો પર પ્રવાસીઓના આરામ માટે થોડે થોડે અતરે ધર્મશાળાઓ પણ હતી રાજ્યના મુખ્ય માર્ગને રાજ માર્ગના નામથી ઓળખવામા આવતો હતો અને તે પાટલીપુત્રથી નીકળી આખા દેશને ભેદી છેક વાયવ્ય સરહદ સુધી જતો હતો પરદેશી વેપારીઓનો ખાસ ઉલ્લેખ કરવામા આવ્યો છે તેમને બધી જાતની સગવડ આપવામા આવતી હતી અને તેમને અમુક પ્રમાણમા પોતપોતાના દેશના કાયદા પ્રમાણે વર્તવાની છૂટ આપવામા આવતી હતી પ્રાચીન કાળના મિસરવાસીઓ પોતાના મમીઓને હિંદની મલમલમા લપેટતા હતા તથા હિંદથી આવેલી ગળીથી પોતાનું કપડ રંગતા હતા એમ કહેવામા આવે છે જૂના અવશેષોમાથી અમુક પ્રકારનો કાચ પણ હાથ લાગ્યો છે ગ્રીક એલચી મેગેસ્થનિસ આપણને કહે છે કે હિંદીઓ સૌદર્યપ્રિય છે અને બારીક સુંદર વસ્તુઓનો તેમને શોખ છે પોતાની ઊંચાઈ વધારવા માટે તેઓ બૂટ વાપરતા હતા એની પણ તે નોંધ કરે છે

મૌર્ય સામ્રાજ્યમા વૈભવવિલાસ વધવા પામ્યા હતા સમાજજીવન વધારે અટપટુ સંગઠિત અને વૈવિધ્યશાળી બને છે વીશીઓ ધર્મશાળાઓ ઉતારાઓ અને જુગારખાનાઓ મોટી સંખ્યામા હોય છે સંપ્રદાયો તથા જુદા જુદા ધંધા દારીઓને મળવા માટેના પોતપોતાના મુકરર સ્થાનો હોય છે અને ધંધાદારીઓ સાર્વજનિક જમણો પણ કરે છે નર્તકો ગાયકો તથા નટોને તેમના મનોરંજન ના કાર્યમાથી આજીવિકા મળે છે તેઓ ધંધાને અર્થે ગામડાઓમા પણ જાય છે અને કુટુંબજીવન તથા ખેતીકામમાથી લોકોને ચળાવનાર મોટા પ્રલોભન તરીકે તેમના જલસા માટે વપરાતા સાર્વજનિક રંગમંડપો રાખવાને ઉત્તેજન ન આપવા તરફ અર્થશાસ્ત્રના લેખકનુ વલણ છે સાથે સાથે જ પ્રજાના મનોરંજનના કાર્યક્રમો ગોઠવવામા મદદ કરવાની ના પાડવાના ગુના માટે સજાઓ પણ રાખવામા આવી છે રાજા તેના પ્રસંગ માટે બાંધેલા અર્ધ ગોળાકાર રંગ મંડપોમા પ્રજાના મનોરંજનને માટે નાટક કરાવે છે કુસ્તીની હરીફાઈઓ કરાવે છે બીજા પ્રાણીઓ સાથે માણસોની સાઠમારીના ખેલો ગોઠવે છે તેમ જ અજાયબીની વસ્તુઓના ચિત્રોના પ્રદર્શનો પણ ગોઠવે છે ઉત્સવોમા

ઘણી વાર મહોલ્લાઓમાં રોશની કરવામાં આવે છે.'* રાજાના વરઘોડા પણ નીકળે છે તથા તે શિકારે પણ જાય છે.

આ વિશાળ સામ્રાજ્યમાં મોટી ગીચ વસ્તીવાળાં ઘણાં નગરો હતાં પણ પાટનગર પાટલીપુત્ર તેમાં મુખ્ય હતું. એ ભવ્ય શહેર ગંગા ને શોણના સંગમ પર ગંગાને કિનારે (આજના પટનાના સ્થાન પર) વિસ્તરેલું હતું. મેગેસ્થનિસ તેનું વર્ણન કરતાં કહે છે, 'એ (ગંગા) નદીના બીજી નદી સાથેના સંગમ પર પાલીબોથ્રા આવેલું છે. એ નગરની લંબાઈ એંશી સ્ટેડિયા (૯-૨માઈલ) છે અને પહોળાઈ પંદર સ્ટેડિયા (૧.૭ માઈલ) છે. એનો આકાર સમદ્વિભુજ ચતુષ્કોણ જેવો છે અને શહેરની ફરતે લાકડાનો કોટ છે. તીર છોડવા માટે એમાં થોડે થોડે અંતરે બાકોરાં રાખવામાં આવેલાં છે. બચાવને માટે તેમ જ નગરના મેલા પાણીના નિકાલ માટે કોટની સામે મોટી ખાઈ ખોદવામાં આવી છે. નગરની ફરતે આવેલી આ ખાઈ છસો ફૂટ પહોળી અને ત્રીસ હાથ ઊંડી છે. કોટને ૫૭૦ મિનારા અને ૬૪ દરવાજા છે.'

આ કોટ લાકડાનો બાંધવામાં આવ્યો હતો એટલું જ નહીં, શહેરનાં મોટા ભાગનાં મકાનો પણ લાકડાંનાં હતાં. ધરતીકંપ સામે સલામતી લેખે આ ઇલાજ કરવામાં આવ્યો હતો એ ઉઘાડું છે કારણ કે એ પ્રદેશમાં ધરતીકંપ વારંવાર થવાનો સંભવ રહેતો હતો. ૧૯૩૪ના બિહારના ભીષણ ધરતીકંપે આપણને એ હકીકતની ફરી એક વાર યાદ આપી છે. ઘરો લાકડાંનાં હતાં તેથી આગ સામે ખૂબ સાવચેતી રાખવામાં આવતી હતી. દરેક ઘરમાલિકને નિસરણીઓ, આંકડીઓ તેમ જ પાણી ભરેલાં વાસણો કાયમ તૈયાર રાખવાં પડતાં હતાં.

પાટલીપુત્રમાં શહેરના વહીવટને માટે સુધરાઈ હતી. શહેરીઓ તેના સભ્યોને ચૂંટતા. સભ્યો ત્રીસ હતા અને તેમને પાંચ પાંચ સભ્યોની ૭ સમિતિઓમાં વહેંચી નાખવામાં આવતા. એ સમિતિઓને ઉદ્યોગધંધા, જન્મમરણની નોંધ, તૈયાર થયેલો માલ, મુસાફરો તેમ જ યાત્રાળુઓ વગેરેની વ્યવસ્થા ઇત્યાદિ બાબતો સોંપવામાં આવતી હતી. આખી સુધરાઈસભા નાણાં, શહેરસફાઈ, પાણીનો બંદોબસ્ત, જાહેર મકાનો તથા બાગબગીચાઓ વગેરેની સંભાળ રાખતી.

* ધિ કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયાના ૧ લા પુસ્તકને ૪૮૦મે પાને ડૉ. એફ. ડબલ્યુ. થૉમસન.

૧૯

## બુદ્ધનો ઉપદેશ

હિંદની સૂરત પલટી રહેલી આ રાજકીય અને આર્થિક ક્રાંતિઓની પાછળ બૌદ્ધ ધર્મનો જુવાળ, ચાલતા આવેલા ધર્મસંપ્રદાયો પર થયેલી તેની અસર તેમ જ ધર્મસંપ્રદાયોના સ્થાપિત હિત સામેની તેની લડત વગેરેની ભૂમિકા હતી હિંદીઓને હમેશા વાદાવાદ અને શાસ્ત્રાર્થોમા બહુ રસ પડે છે પણ આ જમાનામા એક મહાસમર્થ પ્રતિભાશાળી પુરુષના વ્યક્તિત્વે પ્રજા માનસ પર ઊડી અસર કરી હતી અને તે પુરુષની સ્મૃતિ તેમના મન પર તાજી હતી તત્ત્વવિદ્યાની સૂક્ષ્મ ચર્ચાઓમા રચ્યાપચ્યા રહેનારાઓ માટે પુરાણા અને છતા અતિ નવા તેમ જ મૌલિક એવા તેમના સદેશે બુદ્ધિમાન વર્ગના ચિત્ત હરી લીવા એટલુ જ નહીં, તે સામાન્ય પ્રજાના અતરના ઊડાણમા ઊતરી ગયો બુદ્ધે પોતાના શિષ્યોને આદેશ આપ્યો હતો કે, 'બધા દેશોમા ફરી વળો અને આ અષ્ટાગ આર્ય માર્ગનો લોકોને ઉપદેશ કરો તેમને કહો કે ગરીબ ને તવગર, ઊચ ને નીચ સૌ સરખા છે અને સમુદ્રમા જેમ બધી નદીઓ સમાઈને એક થઈ જાય છે તેમ આ ધર્મમા બધી ન્યાતજાતો એક થઈ જાય છે' તેમનો સદેશ પ્રાણીમાત્ર માટે પ્રેમ અને કરુણાનો હતો કેમ કે 'આ જગતમા વેરથી વેર નથી શમતું, અવેરથી શમે છે' અને 'માણસે ક્રોધને અક્રોધથી ને બૂરાઈને ભલાઈથી જીતવા જોઈએ.'

એ સદાચાર અને આત્મનિગ્રહનો આદર્શ હતો 'માણસ યુદ્ધમા હજાર માણસ સામે ભલે વિજય મેળવે પણ જે પોતાની જાત પર વિજય મેળવે છે તે સૌથી મોટો વિજેતા છે' 'જન્મથી નહીં પણ કેવળ કર્મથી જ માણસ શૂદ્ર કે બ્રાહ્મણ બને છે' પાપીને પણ કડવા વેણ ન કહેવા જોઈએ કારણ કે 'પાપ કરનારાઓને કડવા વેણ કહેનારાઓ તેમના પાપના ઘા પર જાણે કે મીઠું ભભરાવે છે' બીજા પર મેળવેલા વિજયના પરિણામે દુ:ખદ આવે છે 'વિજય વેર પેદા કરે છે, કેમ કે પરાજય પામેલો અતરથી દુ:ખી રહે છે'

આ બધુ કોઈ પણ પ્રકારના પ્રચલિત ધાર્મિક પ્રમાણ અથવા ઈશ્વર કે પરલોકનો ઉલ્લેખ કર્યા વિના બુદ્ધ ઉપદેશ્યુ તે બુદ્ધિ, તર્ક અને અનુભવ પર આધાર રાખે છે અને લોકોને ખુદ પોતાના ચિત્તમા સત્ય શોધવાનું જણાવે છે તેમણે કહ્યું હોવાનુ જણાવવામા આવે છે, 'પૂજ્યભાવથી દોરવાઈને કોઈ મારો માર્ગ ન સ્વીકારશો સોનાની કસોટી અગ્નિમા કરવામા

આવે છે તેમ પ્રથમ મારા માર્ગની કસોટી કરી જોજો.' સત્ય વિષેનું અજ્ઞાન દુઃખમાત્રનું કારણ છે. ઈશ્વર છે કે નહીં અથવા પરબ્રહ્મ છે કે નહીં એ વિષે બુદ્ધ કશું નથી કહેતા. તે એનો સ્વીકાર કે અસ્વીકાર પણ કરતા નથી. જ્યાં જ્ઞાન મેળવવાનું બને એવું ન હોય ત્યાં આપણે નિર્ણય કરવાનું મોકૂફ રાખવું જોઈએ. એક પ્રશ્નના જવાબમાં બુદ્ધે કહ્યું હોવાનું જણાય છે કે, 'પરમ તત્ત્વ સબંધી જ્ઞાન વસ્તુઓથી સર્વથા ભિન્ન વસ્તુ હોય અને તેની સાથે તેનો કશો સંબંધ ન હોય તો કોઈ પણ જ્ઞાન તર્કથી આપણે તેની હસ્તી સ્થાપિત કરી શકતા નથી. મોજૂદ વસ્તુઓ સાથે સંબંધ વગરની કોઈક વસ્તુની હસ્તી છે એમ આપણે કેવી રીતે જાણી શકીએ? આપણી આસપાસની સૃષ્ટિ સંબંધોની એક વ્યવસ્થા છે: એની સાથે જેનો સંબંધ ન હોય એવું કશું આપણે જાણતા નથી.' એથી, આપણે જેનો અનુભવ કરી શકીએ અને જેને વિષે આપણને ચોક્કસ જ્ઞાન હોય એટલામાં આપણે આપણી જાતને મર્યાદિત રાખવી જોઈએ.

એ જ રીતે બુદ્ધ આત્માની હસ્તી વિષે પણ સ્પષ્ટ જવાબ નથી આપતા. તે નથી તેનો ઇન્કાર કરતા, કે નથી સ્વીકાર કરતા. તે એ પ્રશ્નની ચર્ચા કરવાનો સદંતર ઇન્કાર કરે છે. આ બહુ મોટી વાત કહેવાય કેમ કે તેમના જમાનાનું હિંદી માનસ આત્મા ને પરમાત્મા, અદ્વૈતવાદ ને એકેશ્વરવાદ તથા બીજી તાત્ત્વિક કલ્પનાઓથી ઊભરાતુ હતું. પરંતુ બુદ્ધ હરેક પ્રકારની લૂખી તાત્ત્વિક ચર્ચાઓની વિરુદ્ધ હતા. પરંતુ તે કુદરતના અવિચળ કાનૂનમાં, કાર્યકારણના સર્વવ્યાપી નિયમમાં ખસૂસ માને છે. વળી, એક પછી એક આવતી પ્રત્યેક અવસ્થા પૂર્વની પરિસ્થિતિ અનુસાર નિર્માણ થાય છે તેમ જ સદાચાર અને સુખ ને દુરાચાર તેમ જ દુઃખ વચ્ચે જીવંત સંબંધ રહેલો છે એમ પણ તેઓ માને છે.

આ ગોચર સૃષ્ટિમાં આપણે શબ્દો વાપરીએ છીએ અને વર્ણનો કરીએ છીએ; અમુક 'છે' અને અમુક 'નથી' એમ કહીએ છીએ. પરંતુ વસ્તુના બાહ્ય સ્વરૂપથી ઊંડે ઊતરીને જોતાં એ બેમાંથી એકે સાચું ન હોય એવો અનુભવ થાય છે અને જે વાસ્તવિક બને છે, તેને વર્ણવવાને માટે માણસની ભાષા અધૂરી જણાય છે. 'છે' અને 'નથી' એ બંનેની વચ્ચે ક્યાંક સત્ય રહેલું હોય અથવા તે બન્નેની પાર પણ હોય. સરિતા નિરંતર વહેતી રહે છે અને હરેક પળે તે તેની તે જ દેખાતી હોય. આમ છતાં તેનું જળ તો નિરંતર બદલાતુ રહે છે. એવું જ અગ્નિનું છે. જ્વાળા બળતી રહે છે અને તેનો આકાર પણ તેનો તે જ જળવાઈ રહે છે. છતાં કદીયે તેની તે જ્વાળા હોતી નથી અને ક્ષણે ક્ષણે પલટાયા કરે છે. એવી જ રીતે વસ્તુમાત્ર નિરંતર

બદલાતી રહે છે અને જીવન પોતાના એકેએક સ્વરૂપમાં પરિવર્તન અથવા વિકાસનો પ્રવાહ હોય છે. અંતિમ તત્ત્વ કોઈ નિશ્ચળ અને સ્થિર વસ્તુ નહીં પણ એક પ્રકારની દેદીપ્યમાન શક્તિ, બળ અને ગતિ તેમ જ ભિન્ન ભિન્ન અવસ્થાઓની પરંપરા છે. કાળ યા સમય એ કેવળ 'અભ્યાસથી તારવવામાં આવેલો એક ઘટનાથી બીજી ઘટના વિષેનો કાલ્પનિક ખ્યાલ માત્ર છે.' એક વસ્તુ બીજી કોઈક વસ્તુનું કારણ છે એમ આપણે નથી કહી શકતા કેમ કે કાયમી વસ્તુ જેવું કંઈ છે જ નહીં; બધું બદલાતું રહે છે. વસ્તુનું હાર્દ, તેમાં રહેલો બીજી વસ્તુઓ સાથેના સંબંધનો નિયમ છે. આપણાં દેહ અને આત્મા પ્રતિક્ષણ બદલાતાં રહે છે; તે મટી જાય છે અને તેમના જેવું છતાં તેમનાથી ભિન્ન એવું કંઈક દેખાય છે અને પછી અદૃશ્ય થાય છે. એક રીતે આપણે સૌ પ્રતિક્ષણ મરીએ છીએ, પાછા જન્મીએ છીએ અને એ પરંપરા આપણને અખંડ જીવનનો ભાસ કરાવે છે. પરંતુ એ 'નિરંતર બદલાતી રહેતી વસ્તુનો એકધારો પ્રવાહ' છે. વસ્તુમાત્ર પ્રવાહ, ગતિ ને પરિવર્તન છે.

આ બધું સમજવાનું આપણા ચિત્તને માટે મુશ્કેલ પડે એમ છે કેમ કે લૌકિક ઘટનાને વિચારવાની અને સમજવાની પદ્ધતિ ખોળવાને આપણે ટેવાયા છીએ. છતાં બુદ્ધની આ ફિલસૂફી પદાર્થવિજ્ઞાનના કેટલાક આધુનિક ખ્યાલો અને આધુનિક તાત્ત્વિક ચિંતનની અતિશય નજીક પહોંચી જાય છે એ ખરેખર નવાઈ પમાડે તેવું છે.

બુદ્ધની પદ્ધતિ ચિત્તના વ્યાપારોના પૃથક્કરણની તેમ જ સંશોધનની હતી. આધુનિક શાસ્ત્રોમાંના છેલ્લામા છેલ્લા શાસ્ત્ર માનસશાસ્ત્રને વિષેના તેમના જ્ઞાનનું ઊંડાણ જોઈને આપણને અચંબો થાય છે. એમની પદ્ધતિમાં આત્માનો કશો ઉલ્લેખ કર્યા વિના માનવજીવનનુ અવલોકન તથા તેને વિષે વિચાર કરવામાં આવ્યો હતો કેમ કે આત્મા હોય તોયે તે આપણા પ્રત્યક્ષ આકલનની બહારની વસ્તુ છે. ચિત્તને શરીરના એક ભાગ તરીકે ને જુદી જુદી વૃત્તિઓના સમુદાય તરીકે લેખવામાં આવતુ હતુ. આ રીતે વ્યક્તિ માનસિક અવસ્થાઓના એક જૂથ સમાન બને છે અને આત્મા એ વિચારોનો પ્રવાહ માત્ર રહી જાય છે. 'આપણે જે કંઈ છીએ તે આપણે જે વિચાર્યું છે'તેનું પરિણામ છે.'

જીવનનાં દુઃખ અને યાતનાઓ પર ભાર મૂકવામાં આવ્યો છે અને બુદ્ધે ઉપદેશેલાં 'ચાર આર્ય સત્યો' દુઃખ, તેનું કારણ, તે નિર્મૂળ કરવાની શક્યતા તથા તે માટેના ઉપાયો બતાવે છે. પોતાના શિષ્યો સાથે વાત કરતાં બુદ્ધે આમ કહ્યું હોવાનું જણાવવામાં આવે છે: 'અને લાંબા લાંબા યુગોના ગાળા દરમિયાન તમે આ (શોકની) યાતના વેઠતા હતા, આ (જીવનની) યાત્રાને માર્ગે રઝળતા

હતા ને અજવાળા હતા ત્યારે તમને જે દુખતું નહોતું ને જેની તમને સૂગ હતી તે તમારે ફાળે આવ્યું હતું અને જેના પર તમને પ્રીતિ હતી તેનાથી તમે વંચિત રહ્યા હતા તે કારણે ચાર મહાસાગરોમાં ઊભરાતા પાણીના કરતાંયે વધારે પાણી તમારી આંખોમાંથી વહ્યા હતા ને તેથીયે વધારે આંસુ તમે ઢાળ્યા હતા'

આ દુઃખની સ્થિતિમાંથી મુક્ત થતાં નિર્વાણ પ્રાપ્ત થાય છે એ નિર્વાણ શું છે એ વિષે મતભેદો પ્રવર્તે છે કેમ કે આપણી અપૂર્ણ ભાષા તથા આપણા મર્યાદિત ચિત્તના ખ્યાલોથી ઇન્દ્રિયાતીત અવસ્થા વર્ણવવાનું શક્ય નથી કેટલાક લોકોના કહેવા પ્રમાણે નિર્વાણની સ્થિતિ કેવળ શૂન્યતા છે, દીવાની જ્યોત ઓલવાઈ જાય તેના જેવી સ્થિતિ છે આમ છતાં બુદ્ધે નિર્વાણના એવા અર્થનો ઇનકાર કર્યો હોવાનું અને એ અતિ તીવ્ર પ્રકારની પ્રવૃત્તિ છે એમ દર્શાવ્યું હોવાનું જણાવવામાં આવે છે એ તૃષ્ણારહિતપણાની અવસ્થા છે અને માત્ર સમૂળગો ઉચ્છેદ નથી પરંતુ નેતિ નેતિ એ શબ્દો સિવાય બીજી કોઈ રીતે આપણે તે દશા વર્ણવી શકતા નથી

બુદ્ધનો માર્ગ ભોગવિલાસ અને દેહદમનના એ અંતિમ છેડાઓ વચ્ચેનો મધ્યમ માર્ગ હતો. દેહદમનના પોતાના જાતઅનુભવથી તેમણે કહ્યું હતું કે પોતાની શક્તિ ગુમાવી દેનાર માણસ સાચે માર્ગે ન જઈ શકે એ મધ્યમ માર્ગ સમ્યક્ શ્રદ્ધા, સમ્યક્ આકાંક્ષા, સમ્યક્ વાણી, સમ્યક્ આચાર, સમ્યક્ વૃત્તિ, સમ્યક્ કર્મ, સમ્યક્ વિચાર અને સમ્યક્ આનંદ એમ અષ્ટવિધ અથવા અષ્ટાંગ આર્ય માર્ગ હતો આખોયે સવાલ આત્મોન્નતિનો છે, ઈશ્વરકૃપાનો નથી જો માણસ આ રીતે પોતાની ઉન્નતિ સાધે અને પોતાની જાત પર વિજય મેળવે તેને માટે પછી કોઈ પરાજય રહેતો નથી 'પોતાની જાત પર કાબૂ મેળવનાર માણસના વિજયને દેવ પણ પરાજયમાં પલટી નહીં શકે'

પોતાના શિષ્યો સમજી શકે અને જીવનમાં ઉતારી શકે એમ બુદ્ધને લાગ્યું તે જ તેમણે તેમને કહ્યું હતું તેમના ઉપદેશનો આશય સઘળી વસ્તુનો પૂરેપૂરો ખુલાસો આપવાનો સઘળો રહસ્ય સ્ફોટ કરવાનો નહોતો એમ કહેવાય છે કે એક વેળા તેમણે થોડાં સૂકાં પાંદડાં પોતાના હાથમાં લીધાં અને તેમના હાથમાં હતાં તે ઉપરાંત બીજાં પાંદડાં છે કે કેમ એનો જવાબ આપવા પોતાના પ્રિય શિષ્ય આનંદને કહ્યું આનંદે જવાબ આપ્યો 'શરદના પાનખરનાં પાન ચોતરફ વેરાય છે અને તે ગણ્યાં ગણી શકાય એમ નથી' એટલે બુદ્ધે કહ્યું 'એ જ રીતે મેં તમને થોડાં સત્યો જ આપ્યાં છે પરંતુ એ સિવાય બીજાં અગણિત સત્યો છે અને તે ગણ્યાં ગણી શકાય એમ નથી'

## ૨૦.
## બુદ્ધની કથા

બુદ્ધકથાએ છેક નાનપણથી મને આ કર્યો હતો અને અનેક આતરિ-ગડમથન, મનોવેદના અને વ્યથા વેઠ્યા પછી બુદ્ધ થનાર સિદ્ધાર્થ તરફ હુ ખેચાયો હતો એડવિન આર્નોલ્ડનુ લાઈટ ઓફ એશિયા નામનુ મ પ મારુ પ્રિય પુ તક થઈ પડયુ હતુ પછીના વરસોમા મારા પ્રાન્તમા ઠેકઠેકાણે હુ ઘૂમવા લાગ્યો ત્યારે બુદ્ધકથા સાથે સમ્બન્ધ ધરાવતા સ્થળોએ જવાનુ મને ગમતુ અને કેટલીક વાર લાબો ફેરો ખાઈને પણ એવે સ્થળે જવાનુ હુ ચૂકતો નહી એમાના ઘણાખરા સ્થળો મારા પ્રાન્તમા કે તેની નજદીક આવેલા છે અહી નેપાળની સરહદ પર બુદ્ધનો જન્મ થયો હતો, અહી તે વિચર્યા હતા અહી બિહારમા ગયા આગળ બોધિવૃક્ષ નીચે ધ્યાનસ્થ થઈને તેઓ બેઠા હતા, ત્યા તેમણે બુદ્ધત્વ પ્રાપ્ત કર્યું હતુ, અહી તેમણે પોતાનો પ્રથમ ઉપદેશ આપ્યો હતો અને અહી જ તે નિર્વાણ પામ્યા હતા

બૌદ્ધ ધર્મ જ્યા હજી પણ જીવત અને પ્રધાન ધર્મ છે એવા દેશોમા મારુ જવાનુ થયુ છે ત્યારે હુ બૌદ્ધ મ દિરો અને મઠોની મુલાકાતે ગયા વગર રહ્યો નથી ત્યાના ભિક્ષુઓ તથા સામાન્ય લોકોને મળ્યો છુ અને બૌદ્ધ ધર્મે એ લોકોના ઘડતરમા શો ફાળો આપ્યો છે તે જાણવા મે પ્રયત્ન કર્યો છે તેમના પર એ ધર્મની કેવી અસર થઈ, તેમના ચિત્ત અને ચહેરા પર તેની કેવી છાપ પડી અને આધુનિક સમયની રહેણીકરણી સાથે સરખાવતા તેમનુ જીવન કેવુ છે એ જોવાનો મે પ્રયત્ન કર્યો છે મને ન ગમે એવુ ઘણુ મે ત્યા જોયુ બુદ્ધના બુદ્ધિગ્રાહ્ય નૈતિ સિદ્ધાત પર ભાતભાતના મિથ્યા આડ બરના પારાવાર વિધિઓના ધર્મ સાધના જડ મન્ત્રોના બુદ્ધની આજ્ઞાની વિ દ્ધના એના પાર વિનાના નવા નવા તાત્ત્વિક સિદ્ધાતોના અને જાદુના એટલુ જ નહી મેલી વિદ્યાના સુધ્ધા થરો ચડી ગયેલા મે જોયા વળી ખુદ બુદ્ધની ચેતવણીની અવગણના કરી આ લોકોએ તેમના પર દેવત્વનો આરોપ કર્યો હતો અને મ દિરોમાથી તેમ જ બીજા સ્થળો પરથી તેમની મહાકાય મૂર્તિઓ જાણે કે મારા તરફ ઊચેથી તુચ્છકારથી નજર નાખતી હતી આવુ જોઈ બુદ્ધના મનમા કેવા ભાવો પેદા થયા હોત એની વિમાસણમા હુ પડી ગયેલો મોટા ભાગના ભિક્ષુઓ અજ્ઞાન અને ઘમ ડી હતા અને પોતાને નહી તો પોતાના ચીવરને નમસ્કાર કરવામા આવે એવી અપેક્ષા રાખતા હતા દરેક દેશમા બુદ્ધના ઉપદેશ પર રાષ્ટ્રીય ખાસિયતનું પ

વસ્યું હતું અને તે તે રાષ્ટ્રના નિરાળા રિવાજો અને રહેણીકરણી પ્રમાણે તેને નિરાળું સ્વરૂપ મળેલું દેખાતું હતું. આ બધું સ્વાભાવિક હોય અને માનવસમાજના વિકાસમાં બન્યા વિના રહેતું નહીં હોય એમ બને.

છતાં મને ગમે એવું પણ ઘણું એ મુલકોમાં મેં જોયું. કેટલાક મઠો અને તેમની સાથે સંકળાયેલી પાઠશાળાઓમાં શાન્તિથી થતા અભ્યાસનું અને ચિંતનનું વાતાવરણ હતું. ઘણા સાધુઓના મુખ પર સ્વસ્થતા, શાન્તિ, ગૌરવ, નમ્રતા જોવાનાં મળતાં હતાં અને તેમના ચહેરા પર દુનિયાદારીની ચિંતામાંથી મુક્તિનો તથા નિર્લેપતાનો ભાવ દેખાતો હતો. મારા મનમાં સવાલ ઊઠતો કે આજના જીવન સાથે આ બધાનો મેળ છે કે એમાંથી ભાગી છૂટવા માટે આ બધી સંસ્થાઓ છે? જીવનના અવિરત સંગ્રામ સાથે સુમેળ સાધી માનવતાને સંતાપી રહેલી [illegible], પરિગ્રહવૃત્તિ અને હિંસાને કંઈક હળવી કરી શકાય કે નહીં એવો ખ્યાલ પણ મારા મનમાં એ બધું જોઈને ઊઠતો.

બૌદ્ધ ધર્મની નિરાશાવાદની તેમ જ જીવન ને તેના પ્રશ્નોથી દૂર ભાગી જવાની વૃત્તિનો જીવન વિશેની મારી દૃષ્ટિ સાથે મેળ ખાતો નથી. મને લાગે છે કે ઊંડે ઊંડે હું નિસર્ગધર્મી છું, જીવન તેમ જ પ્રકૃતિની વિપુલ સમૃદ્ધિ મને ગમે છે અને જીવનના વહેવારમાં આવી મળતા સંઘર્ષોનો મને અણગમો નથી. મેં જે કંઈ અનુભવ્યું, મારી ચોપાસ જે કંઈ મારા જોવામાં આવ્યું તે બધું દુઃખદ અને પીડાકારી હતું છતાં મારી આ વૃત્તિ એથી બૂઠી થઈ નથી.

બૌદ્ધ ધર્મ નિવૃત્તિમાર્ગી અને નિરાશાવાદી હતો ખરો? એના ભાષ્યકારો એમ કહે ખરા, એના મોટા ભાગના અનુયાયીઓએ એમાંથી એવો અર્થ ઘટાવ્યો હોય એવો પૂરો સંભવ છે. બૌદ્ધ ધર્મની સૂક્ષ્મતાઓ અને પાછળથી તેમાં દાખલ થયેલા અટપટા તાત્ત્વિક વાદો વિષે અભિપ્રાય આપવાને હું અધિકારી નથી. પરંતુ બુદ્ધના વ્યક્તિત્વ વિષે હું વિચાર કરું છું ત્યારે મને આવી લાગણી રહેતી નથી. વળી, પ્રધાનપણે નિષ્ક્રિયતા અથવા નિવૃત્તિ અને નિરાશાવાદના પાયા પર રચાયેલો ધર્મ અગણિત માનવીઓ અને તેમાંયે કેટલાક અત્યંત પ્રતિભાશાળી માનવીઓ પર પ્રબળ અસર જમાવી શકે એમ હું કલ્પી નથી શકતો.

પાષાણ, આરસપહાણ તથા ત્રાંબામાં ભક્તિભાવથી અગણિત હાથોએ બુદ્ધની કલ્પનાને જે મૂર્તસ્વરૂપ આપ્યું છે તે હિંદના તત્ત્વચિંતનની સમગ્ર ભાવનાને અથવા કંઈ નહીં તો તેના એક જીવંત અંગને વ્યક્ત કરે છે એમ મને લાગે છે. કમળના ખીલેલા ફૂલના આસનવાળા, શાન્ત અને પ્રતિભાસંપન્ન, રાગદ્વેષ ને તૃષ્ણાઓથી તેમ જ સંસારના ક્લેશો ને અશાન્તિઓથી પર એવા તે બહુ દૂર, અપ્રાપ્ય અને માણસની ગતિ બહારના દેખાય છે. પરંતુ બીજી નજરે

એ શાન્ત તથા નિશ્ચલ મુખાકૃતિની પાછળ પ્રચંડ આવેગ અને ઊંડા ભાવનો અનુભવ થાય છે અને આપણે જોયેલા જાણેલા ભાવો અને આવેગો કરતાં આ આવેગ અને ભાવ વધારે પ્રમળ તેમ જ અકળ છે. એ મૂર્તિની આંખો બંધ છે, આત્માની કોઈક શક્તિ તેમાથી પ્રગટતી ભાસે છે અને જીવનની શક્તિ તે આખી આકૃતિમા વિલસે છે. યુગો વહ્યા જાય છે પણ બુદ્ધ આપણાથી બહુ દુર ગયેલા લાગતા નથી અને તેમની હાકલ જીવનના સગ્રામમાથી ભાગી ન જતા સ્થિર, શાન્ત દૃષ્ટિ રાખી તેમા ઝૂઝતા રહેવાની અને વિકાસ તેમ જ ઉન્નતિની વધુ ને વધુ તકો ખોળતા રહેવાની છે

પ્રતિભાશાળી વ્યક્તિઓનુ હમેશની જેમ આજે પણ મહત્ત્વ છે અને તેથી જેમણે માનવજાતના વિચારો પર આવી ઊડી અસર કરી છે અને જેમને વિષે વિચાર કરતા હજી આજે પણ કંઈક જીવત અને પ્રાણવાન વસ્તુનો અનુભવ થાય છે તે બુદ્ધ અદ્ભુત પુરુષ હોવા જોઈએ એમાં મને શક નથી બાર્થના શબ્દોમા કહીએ તો તે 'શાન્ત અને મધુર ગૌરવની, જીવમાત્ર પ્રત્યેના અસીમ પ્રેમ ને સઘળા દીનદુખિયાં તેમ જ સત્રસ્તો પ્રત્યેની અપાર કરુણાની, પૂર્ણ નૈતિક સ્વતત્રતા અને નિ શેષ પૂર્વગ્રહ રહિતતાની સર્વાંગ સપૂર્ણ મૂર્તિ હતા' આવા ભવ્ય પુરુષને પેદા કરી શકનાર રાષ્ટ્ર અને પ્રજા પાસે શાણપણ અને આતરિક સામર્થ્યનો અખૂટ ભડાર હોવો જોઈએ.

## ૨૧

## અશોક

હિદ અને પશ્ચિમની દુનિયા વચ્ચે ચન્દ્રગુપ્ત મૌર્યે સ્થાપેલો સંપર્ક તેના પુત્ર બિંદુસારના રાજ્યકાળ દરમ્યાન ચાલુ રહ્યો પાટલીપુત્રના દરબારમાં મિસરથી ટૉલેમીના તથા પશ્ચિમ એશિયાના સેલ્યુકસ નિકેટરના પુત્ર અને ગાદીવારસ ઍન્ટિઓના એલચીઓ આવતા. ચન્દ્રગુપ્તના પૌત્ર અશોકે આ સપર્કમા ઉમેરો કર્યો અને તેના સમયમા હિદ મુખ્યત્વે બૌદ્ધ ધર્મના ઝડપી ફેલાવાને પરિણામે મહત્ત્વનુ આતરરાષ્ટ્રીય કેન્દ્ર બન્યુ

ઈ સ. પૂ ૨૭૩ની સાલના અરસામા અશોક મહાન મૌર્ય સામ્રાજ્યની ગાદી પર આવ્યો એ પહેલા સામ્રાજ્યના વાયવ્ય પ્રદેશના પ્રાન્તમા તેણે સૂબા તરીકે રાજકારભાર કર્યો હતો એ વખતે વિદ્યાપીઠનુ કેન્દ્ર તક્ષશિલા તેનુ પાટનગર હતુ આ સામ્રાજ્યમા હિદના મોટા ભાગના પ્રદેશનો સમાવેશ થતો હતો અને છેક મધ્ય એશિયા સુધી તે વિસ્તર્યું હતુ માત્ર હિદના અગ્નિખૂણાનો પ્રદેશ અને દક્ષિણનો થોડો ભાગ તેની હકૂમતની બહાર હતો સમગ્ર હિદને એક

ચક્રવર્તી રાજ્યની આણ નીચે લાવવાના પુરાણા સ્વપ્નાથી પ્રેરાઈને રાજગાદીએ આવતાંવેંત અશોકે પૂર્વ કાંઠા પર આવેલા કલિંગને જીતી લેવાનું કામ ઉપાડ્યું સામાન્ય રીતે આજના ઓરિસ્સા પ્રાન્તનો ને આન્ધ્રના થોડા ભાગનો એમાં સમાવેશ થાય છે કલિંગના લોકોએ અડગ ને વીરતાભર્યો સામનો કર્યો છતાં અશોકના સૈન્યનો વિજય થયો આ યુદ્ધમાં ભીષણ સંહાર થયો એની વાત અશોકને કાને પહોંચી ત્યારે તેને પશ્ચાત્તાપ થયો અને યુદ્ધ પ્રત્યે તેના દિલમાં ઊંડી ઘૃણા જાગી અપૂર્ણ વિજયની પળે તેણે યુદ્ધ તજી દેવાનો નિશ્ચય કર્યો વિજયી રાજાઓ અને સેનાપતિઓના ઇતિહાસમાં આ કાર્યનો જોટો શોધ્યો જડે એમ નથી દક્ષિણની અણી સિવાય આખા હિંદે તેનું આધિપત્ય સ્વીકાર્યું અને એ અણી પણ તે ધારે ત્યારે સર કરી શકે એમ હતું પણ વધુ આક્રમણ કરવાનું તેણે છોડી દીધું અને તેનું મન બુદ્ધના ઉપદેશથી પ્રેરાઈને હવે બીજા ક્ષેત્રોમાં સાહસો કરવા તથા વિજયો મેળવવા તરફ વળ્યું

અશોકને કેવી લાગણી થઈ હશે અને તે કેવી રીતે વર્ત્યો હશે તે આપણે તેણે બહાર પાડેલી અને ખડકો તથા ધાતુમાં કોતરાવેલી અનેક આજ્ઞાઓમાંથી તેના પોતાના શબ્દોમાં જાણી શકીએ છીએ. હિંદમાં ઠેકાણે ઠેકાણે કોતરાવેલી તેની એ આજ્ઞાઓ હજી પણ મોજૂદ છે અને તે તેની પ્રજાને જ નહીં ભવિષ્યની પેઢીઓને પણ આદેશ આપતી રહી છે એમ આજ્ઞામાં કહેવામાં આવ્યું છે.

'પોતાના રાજ્યાભિષેક પછી આઠમે વરસે ધર્મસમ્રાટે કલિંગ દેશ જીતી લીધો દોઢ લાખ માણસોને કેદ પકડવામાં આવ્યા, એક લાખ માણસોની કતલ થઈ અને બીજા એથી અનેકગણા મરણ પામ્યા

'કલિંગ દેશ ખાલસા કર્યા પછી તરત જ સમ્રાટે ધર્મનિષ્ઠ બની ભારે ઉત્સાહથી ધર્મરક્ષા અને ધર્મપ્રચારનું કાર્ય આરંભ્યું કલિંગ દેશ જીતવા માટે ધર્મસમ્રાટને પશ્ચાત્તાપ એટલા માટે થયો કે કોઈ પણ અપરાજિત દેશને જીતવામાં હત્યા અને માણસોના મરણ થાય છે તથા તે દેશના માણસોને કેદ પકડવા પડે છે ધર્મસમ્રાટને આથી અત્યંત દુઃખ ને ખેદ થાય છે।'

આજ્ઞામાં આગળ જણાવવામાં આવ્યું છે કે કલિંગમાં જેટલા માણસો મરી ગયા કે કેદ પકડાયા તેના સોમા કે હજારમા ભાગના પણ મરી જાય કે કેદ પકડાય તે અશોકથી સહ્યું જાય એમ નથી ધર્મ દ્વારા મનુષ્યોના હૃદયો પર વિજય મેળવવો એ જ સાચો વિજય છે અને અશોક આગળ આપણને જણાવે છે કે એવા સાચા વિજયો તેણે પોતાના સામ્રાજ્યમાં જ નહીં દૂર દૂરના બીજા રાજ્યોમાં પણ મેળવ્યા છે એ આજ્ઞા વધુમાં જણાવે છે

'વળી, કોઈ ધર્મસમ્રાટ સાથે અન્યાયથી વર્તશે તો બની શકશે ત્યાં સુધી પોતે તે પણ સહી લેશે પોતાના સામ્રાજ્યની વનવાસી જાતિઓ પર પણ ધર્મસમ્રાટ રહેમ રાખે છે અને તેમને સાચી રીતે વિચાર કરતા કરવાનો પ્રયાસ કરે છે, કેમ કે પોતે એમ ન કરે તો ધર્મસમ્રાટને પસ્તાવો થાય વળી, જીવમાત્ર સુરક્ષિત બને અને એ જાતિઓ આત્મસંયમ, શાન્તિ અને આનંદ પ્રાપ્ત કરે એમ તે ઇચ્છે છે'

હિંદમા તથા એશિયાના બીજા ઘણા ભાગોમા લોકો હજી પણ જેને ચાહે છે એવા આ અસાધારણ રાજકર્તાએ સદાચાર અને ભલાઈના બુદ્ધના ઉપદેશનો ફેલાવો કરવામા તથા પ્રજાહિતના જાહેર કાર્યો કરવામા પોતાનુ આખુ જીવન ખર્ચ્યું ધ્યાનધારણા તથા આત્મસુધારણામા રચ્યોપચ્યો રહી તે બનાવોનો નિષ્ક્રિય સાક્ષી બન્યો નહોતો પ્રજાહિતના કાર્યમા તે સખત પરિશ્રમ કરતો અને એ કાર્યને માટે પોતે હમેશા તત્પર હોય છે એમ તેણે જાહેર કર્યું હતુ 'કોઈ પણ સમયે અને કોઈ પણ સ્થાને, પછી હુ ભોજન કરતો હોઉ કે અંતઃપુરમા હોઉં, શયનગૃહમા હોઉં કે મંત્રીગૃહમા હોઉ, ગાડીમા બેઠો હોઉ કે મહેલના બગીચામા બેઠો હોઉ તોયે રાજ્યના દૂતોએ પ્રજાના કાર્યથી મને માહિતગાર રાખવો જોઈએ કોઈ પણ પળે કે સ્થળે પ્રજાહિતનુ કાર્ય મારે કરતા રહેવુ જોઈએ'

તેના અભિનંદન અને બુદ્ધનો સદેશ લઈને તેના દૂતો તથા એલચીઓ સીરિયા મિસર, મૅસેડોનિયા, સીરીન અને એપીરસ ગયા હતા તેઓ મધ્ય એશિયા તેમ જ બ્રહ્મદેશ અને સિયામમા પણ ગયા હતા વળી દક્ષિણમા આવેલા લંકામા તેણે પોતાના પુત્રપુત્રી મહેન્દ્ર ને સંઘમિત્રાને મોકલ્યા હતા એ બધા સ્થળોએ માણસના ચિત્ત અને હૃદયને ઉદ્દેશીને અપીલ કરવામા આવી હતી બનકે બળજબરીની વાત નહોતી પોતે ચુસ્ત બૌદ્ધ હતો પણ બધા ધર્મો અને સંપ્રદાયો તરફ તેણે આદર અને કદરની ભાવના બતાવી હતી એક આજ્ઞામા તેણે જણાવ્યુ છે

'એક યા બીજા કારણે બધા જ સંપ્રદાયો આવકારપાત્ર છે આ રીતે આચરણ કરવાથી માણસ પોતાના સંપ્રદાયને ઉન્નત કરે છે અને સાથે સાથે બીજા લોકોના સંપ્રદાયોની પણ સેવા કરે છે'

બૌદ્ધ ધર્મ હિંદમા કાસ્મીરથી માડીને લંકા સુધી ઝપાટાબંધ ફેલાયો નેપાળમા પણ તેણે પ્રવેશ કર્યો અને પછીથી તે તિબેટ, ચીન અને મોંગોલિયામા પહોંચ્યો હિંદમા એને પરિણામે નિરામિષાહાર વધ્યો અને માદક પીણાઓની લત પણ ઓછી થઈ ત્યાર સુધી બ્રાહ્મણો તેમ જ ક્ષત્રિયો માસાહાર કરતા હતા અને મદિરાપાન કરતા હતા પશુબલિની મનાઈ કરવામા આવી હતી.

પરદેશો સાથેના સંપર્કો વધવાથી અને ધર્મોપદેશકોના સાહસને લીધે હિંદ અને બીજા દેશો વચ્ચેનો વેપાર પણ વધ્યો હોવો જોઈએ. ખોતાનમાં (મધ્ય એશિયામાં આવેલા હાલના સિંકિયાંગમાં) હિંદી વસાહત હતી એવી નોંધ આપણને મળી આવે છે. હિંદની વિદ્યાપીઠોમાં અને તેમાંયે તક્ષશિલામાં પરદેશોમાંથી વિદ્યાર્થીઓ પણ વધારે પ્રમાણમાં આવવા લાગ્યા હતા.

અશોકે પોતાના રાજ્યમાં બાંધકામો પણ ખૂબ કરાવ્યાં હતાં અને પોતાની બાંધકામની મોટી મોટી યોજનાઓમાં મદદ કરવા માટે તેણે પરદેશી કારીગરો પણ રોક્યાનું જણાવવામાં આવે છે. આ અનુમાન પર્સેપોલિસની યાદ આપતા કેટલાક સ્થંભો પરની આકૃતિઓ પરથી કરવામાં આવે છે. પરંતુ આ પ્રાચીન ઇમારતો અને બીજા અવશેષોમાં પણ હિંદી કળાની વિશિષ્ટતા નજરે પડ્યા વિના રહેતી નથી.

પાટલીપુત્રમાંના અશોકના મહેલનો અનેક સ્થંભોવાળા મશહૂર ખંડનો થોડોક ભાગ ત્રીસેક વરસ પર પુરાતત્ત્વનું સંશોધન કરનારાઓએ ખોદી કાઢ્યો છે. હિંદના પુરાતત્ત્વ સંશોધન ખાતાના અમલદાર ડૉ. સ્પુનરે પોતાના હેવાલમાં જણાવ્યું છે કે, 'માની ન શકાય એટલી સારી સ્થિતિમાં તે જળવાઈ રહ્યો છે. તેના ભારોટો બે હજાર વરસ કરતાંયે વધારે વરસ પર નાખવામાં આવ્યા ત્યારે હતા એટલા જ સુંવાળા અને જેવી ને તેવી સ્થિતિમાં છે.' વળી તે જણાવે છે કે, 'એ પુરાણું લાકડું એવી અદ્ભુત રીતે કેળવવામાં આવ્યું હતું કે તેની ધાર જરાયે ખાંડી થઈ નથી અને સાંધાની રેખા સુધ્ધાં કળી શકાતી નથી. ખોદકામ જોનાર સૌ એ જોઈને પ્રશંસા કરવા લાગ્યા હતા. આખુંયે બાંધકામ એવી બંધી ચોકસાઈ અને ઝીણવટથી કરવામાં આવ્યું હતું કે આજે પણ તેને ટપી જવાનું મુશ્કેલ છે. . . ટૂંકમાં એનું ચણતર અધિગમના સંપૂર્ણ નમૂના જેવું છે.'

દેશના જુદા જુદા ભાગોમાં ખોદી કાઢવામાં આવેલી બીજી ઇમારતોમાં પણ લાકડાના ટુકડાઓ અને ભારોટિયાઓ જેવી ને તેવી હાલતમાં મળી આવ્યા છે. દુનિયામાં કોઈ પણ સ્થળે આ બિના આશ્ચર્યકારક લેખાત. પણ હિંદમાં વિશેષ આશ્ચર્યકારક છે કેમ કે અહીંની આબોહવા અને અનેક પ્રકારના જંતુઓ લાકડાંને કોરી ખાય છે. એટલે કંઈક ખાસ પદ્ધતિથી એ લાકડાંને કેળવવામાં આવ્યું હોવું જોઈએ. એ કેળવણી કેવી જાતની હતી એ બાબી સમજ પ્રમાણે હજી અણઉકેલ્યો કોયડો રહ્યો છે.

પાટલીપુત્ર (પટના) અને ગયાની વચ્ચે પાછળના સમયમાં પ્રસિદ્ધ થયેલી નાલંદાની વિદ્યાપીઠનાં ભવ્ય ખંડિયેરો આવેલાં છે. એ વિદ્યાપીઠના કાર્યનો

આરંભ ક્યારથી થયો તે સ્પષ્ટ નથી અને અશોકના સમયમાં એના ઉલ્લેખો મળતા નથી.

એકતાળીસ વરસ પરિશ્રમપૂર્વક રાજ્ય કર્યા પછી ઈ. સ. પૂ. ૨૩૨ની સાલમાં અશોકનું અવસાન થયું. એચ. જી. વેલ્સ નામનો અંગ્રેજ લેખક आउटलाईन ओफ हिस्टरी (ઇતિહાસની રૂપરેખા) નામના પોતાના પુસ્તકમાં અશોક વિષે લખે છે: 'હજારો સમ્રાટો, ચક્રવર્તીઓ, રાજરાજેશ્વરો, મહારાજાધિરાજો, સરદારો અને ઠાકોરો વગેરેનાં નામોથી ઇતિહાસનાં પાનાં ખીચોખીચ ભરેલાં છે પણ તે સૌમાં એક અશોકનું નામ તેજસ્વી તારાની પેઠે ઝળહળી રહ્યું છે. વોલ્ગા નદીના કાંઠાથી ઠેઠ જાપાન સુધીના પ્રદેશમાં આજે પણ તેના નામનો આદર થાય છે. ચીન, તિબેટ અને બુદ્ધના ધર્મનો ત્યાગ કરવા છતાં હિંદે પણ અશોકની મહત્તાની પરંપરા જાળવી રાખી છે. કોન્સ્ટેન્ટાઈન અને શાર્લમેનનાં નામ જેટલા માણસોએ સાંભળ્યાં હશે તેના કરતાંયે વધારે માણસો આજે તેના નામનું સ્મરણ ભક્તિભાવથી કરે છે.'

प्रकरण पांचमुं

# युगयुगान्तरोमां

## ૧

### गुप्त अमलमां राष्ट्रवाद अने साम्राज्यवाद

मौर्य साम्राज्य लुप्त थयु तेनुं स्थान सुंग वंशे लीधुं. तेनी हकूमत मौर्य साम्राज्य करतां बहु नाना प्रदेश पर चालती. दक्षिणमां मोटां राज्योनो उदय थतो हतो अने उत्तरमां बेक्ट्रियनो अथवा भारतीय-ग्रीको काबुलथी पंजाब सुधी पथराता जता हता. मीनेन्डरनी सरदारी नीचे खुद पाटलीपुत्र पर तेमणे हुमलो कर्यो पण तेमने हरावीने पाछा हांकी काढवामां आव्या. खुद मीनेन्डर पर हिंदनी भावना अने वातावरणनी भारे असर थई हती अने तेणे बौद्ध धर्म अंगीकार कर्यो. बौद्ध परंपरामां राजा मिलिन्दना नामथी ते जाणीतो छे. बौद्ध पौराणिक कथाओमा तेनो उल्लेख वारंवार आवे छे अने तेने संत लेखवामां आवे छे. हिंदी अने ग्रीक संस्कृतिना संगममांथी गंधारनी ग्रीक-बौद्धकळा प्रगट थई. सरहद प्रांतनो अने अफघानिस्ताननो विस्तार गांधार नामथी ओळखातो हतो.

मध्य हिंदमां सांची पासे आवेला बेसनगरमां ई. स. पू. पहेली सदीनो एक पथ्थरनो स्तंभ छे. ए हेलियोडोरसना स्तंभ तरीके ओळखाय छे अने तेना पर संस्कृत भाषामां एक लेख कोतरवामां आवेलो छे. सरहद प्रांतमां आवेला ग्रीकोए हिंदी बनी हिंदी संस्कृति अपनावी तेनी झांखी आपणने आ शिलालेख झांखी करावे छे. ए शिलालेखनो अनुवाद आ प्रमाणे छे:

'देवोना देव वासुदेवनो (विष्णु) आ गरुड स्तंभ डायोनना पुत्र तक्षशिलानिवासी विष्णुभक्त हेलियोडोरसे ऊभो कराव्यो छे ते ग्रीसना महाराजा एन्टिआल्सीडासना एलची तरीके महाराजा काशीपुत्र भागभद्रना दरबारमां तेमना राज्यअमलना चौदमा वरसमां आव्यो हतो.

'आत्मनिग्रह, आत्मबलिदान (दान) अने सत्यनिष्ठा आ त्रण शाश्वत सिद्धांतोनुं यथार्थ पालन करवाथी स्वर्ग मळे छे.'

મધ્ય એશિયામા શક અથવા સીથિયન લોકોએ અક્ષુ નદીના કાઠાના પ્રદેશમા વસવાટ કર્યો હતો દૂર પૂર્વમાથી યુઈ ચી નામની જાતિએ આવીને તેમને ત્યાથી હાકી કાઢી ઉત્તર હિંદ સુધી ભગાડયા. આ શક લોકોએ બૌદ્ધ ધર્મ તેમ જ હિંદુ ધર્મ અગીકાર કર્યો યુઈ ચી જાતિના કુશાન નામના એક કબીલાએ આખી જાતિ પર પોતાનુ આધિપત્ય જમાવ્યુ અને પછી તેણે ઉત્તર હિંદ પર પોતાની સત્તા જમાવી. તેમણે શકોને હરાવ્યા અને તેમને દક્ષિણ તરફ હાકી કાઢયા આમ શક લોકો કાઠિયાવાડ અને મહારાષ્ટ્ર તરફ જઈ વસ્યા કુશાનોએ ત્યાર પછી ઉત્તર હિંદના આખા પ્રદેશમા અને મધ્ય એશિયાના ઘણાખરા ભાગ પર વિશાળ અને સ્થિર સામ્રાજ્ય સ્થાપ્યુ કેટલાક કુશાનો હિંદુ થયા પણ તેમના ઘણા મોટા ભાગના લોકોએ બૌદ્ધ ધર્મ ગ્રહણ કર્યો તેમનો સૌથી મશહૂર રાજા કનિષ્ક બૌદ્ધ જાતક કથાઓનો એક નાયક છે અને તેમા એના મહાન કાર્યો તથા લોકોપયોગી કામો વર્ણવવામા આવ્યા છે કનિષ્ક પોતે બૌદ્ધ ધર્મી હોના છતા રાજ્યધર્મ કઈક મિશ્ર પ્રકારનો હોય એમ જણાય છે અને તેમા જરથોસ્તી ધર્મનો પણ કઈક ફાળો હોય એમ લાગે છે પેશાવર નજીક આવેલા તેના પાટનગરને કારણે તથા તેની સમીપ આવેલી તક્ષશિલાની પ્રાચીન વિદ્યાપીઠને કારણે કુશાન સામ્રાજ્યના નામથી ઓળખાતુ આ સરહદી રાજ્ય અનેક રાષ્ટ્રોના લોકોનુ સગમસ્થાન બન્યુ હતુ ત્યા આગળ હિંદીઓને સીથિયનો, યુઈ ચી, ઈરાનીઓ, બૅક્ટ્રિયન ગ્રીકો, તુર્ક લોકો તથા ચીનાઓનો ભેટો થતો અને જુદી જુદી સસ્કૃતિઓ પર એકબીજાની અસર પહોચતી હતી આ બધી સસ્કૃતિઓની પરસ્પર અસરને પરિણામે મૂર્તિવિધાન અને ચિત્રકળાની એક વીર્યશાળી પદ્ધતિ નિર્માણ થઈ આ જ સમય દરમ્યાન હિંદ અને ચીન વચ્ચે પહેલવહેલો ઐતિહાસિક સંપર્ક શરૂ થયો ઈ સ ૬૪ની સાલમા ચીનનુ એલચીમડળ હિંદમાં આવ્યુ આલુ અને નાસપતીના ઝાડો એ જ અરસામા ચીન પાસેથી હિંદને મળ્યા આ ભેટ ગૌણ છતા બહુ આવકારલાયક હતી છેક ગોબીના રણની સીમા પર તુરફાન અને કૂચા આગળ હિંદી, ચીની અને ઈરાની સસ્કૃતિઓનો અદ્ભુત સગમ થયો હતો

કુશાન યુગ દરમ્યાન બૌદ્ધ ધર્મમા બે પથ પડયા અને મહાયાન તથા હીનયાન નામના બે મોટા સપ્રદાયોમા તે વહેચાઈ ગયો એને અગે બંને સંપ્રદાયો વચ્ચે ભારે વાદવિવાદ થયો હતો અને હિંદની પરાપૂર્વથી ચાલતી આવેલી રીત પ્રમાણે વાદનો મુદ્દો મહાપરિષદો આગળ ચર્ચા માટે મૂકવામા આવ્યો એ પરિષદોમા હિંદભરમાથી પ્રતિનિધિઓ આવ્યા હતા. કાશ્મીર સામ્રાજ્યના કેન્દ્ર નજીક આવેલુ હતું અને ત્યા આ ધાર્મિક વાદવિવાદો અને સાસ્કૃતિક પ્રવૃત્તિઓ પૂર વેગમા ચાલતી હતી. આ વાદવિવાદમા નાગાર્જુન નામના

એક પુરુષનું નામ આગળ તરી આવે છે તે ઈસવી સનની પહેલી સદીના થઈ ગયો તે અત્યંત પ્રતિભાશાળી પુરુષ હતો અને બૌદ્ધ તેમ જ હિંદુ તત્ત્વજ્ઞાનનું તેને અગાધ જ્ઞાન હતું ઘણુંખરું તેને જ લીધે હિંદમા મહાયાન સંપ્રદાય વિજયી નીવડ્યો ચીનમા પણ એ મહાયાન સંપ્રદાય જ રૈનાથે જ્યારે લંકા અને બ્રહ્મદેશ હીનયાનને વળગી રહ્યા

કુશાનો હિંદી બની ગયા હતા અને હિંદી સંસ્કૃતિના હિમાયતી બન્યા આમ છતા તેમના અમલ સામે ઊંડે ઊંડે રાષ્ટ્રીય વિરોધની લાગણી કાયમ રહી હતી અને પાછળથી હિંદમા નવી જાતિઓના કબીલાઓ આવવા લાગ્યા ત્યારે રાષ્ટ્રીય ભાવનાની તેમ જ પરદેશીવિરોધી હિલચાલે ઈસુની ચોથી સદીના આરંભમા અમની સ્વરૂપ ધારણ કર્યું ચંદ્રગુપ્ત નામના બીજા એક મહાન રાજકર્તાએ એ નવા આવનારાઓને હાંકી કાઢ્યા અને એક બળવાન તેમ જ વિસ્તૃત સામ્રાજ્ય સ્થાપ્યુ

આ રીતે ઈ સ ૩૨૦ની સાલમા ગુપ્ત સામ્રાજ્યના યુગનો આરંભ થાય છે ગુપ્ત વંશમાં એક પછી એક મહાન રાજકર્તાઓ થયા અને તેમણે યુદ્ધમા તેમ જ શાન્તિકાળની કળાઓની ખિલવણીમા મહાનતા મેળવી હતી ઉપરાઉપરી થતા હુમલાઓને લીધે પરદેશીવિરોધી પ્રબળ લાગણી પેદા થઈ હતી અને દેશના પુરાણા બ્રાહ્મણક્ષત્રિય તત્ત્વોને પોતાના મુલક તેમ જ પોતાની સંસ્કૃતિની રક્ષાની દૃષ્ટિએ વિચાર કરવાની ફરજ પડી હતી જે પરદેશી તત્ત્વો હિંદમા સમાઈ ગયા હતા તેમને સ્વીકારી લેવામા આવ્યા પણ સૌ નવા આવનારાઓનો સખત સામનો કરવામા આવ્યો અને બ્રાહ્મણ આદર્શોના પાયા પર સમાન અથવા અનુરૂપ પ્રજાનુ તંત્ર ઊભુ કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો આમ છતા પુરાણો આત્મવિશ્વાસ ડગવા લાગ્યો હોઈ એ આદર્શો હિંદીઓની મૂળ પ્રકૃતિ સાથે વિસંગત એવી જડતા પેદા કરવા લાગ્યા શારીરિક અને માનસિક દૃષ્ટિએ હિંદ પોતાના જડ કવચમા ભરાઈ જતુ હોય એવુ લાગતુ હતુ

આમ છતા હિંદે ઓઢી લીધેલુ એ કવચ ખૂબ ઊંડુ અને બહોળા અવકાશવાળુ હતુ પહેલા, જેને આર્યો આર્યાવર્ત અથવા બ્રહ્માવર્ત કહેતા હતા એ પ્રદેશમા તેઓ આવ્યા તે પછીના યુગોમા હિંદ સામેનો પ્રશ્ન આ નવી જાતિ અને સંસ્કૃતિ તેમ જ મુલકમા વસતી પુરાણી જાતિ અને સંસ્કૃતિ વચ્ચે સમન્વય સાધવાનો હતો આ સવાલના ઉકેલમાં હિંદના વિચારવાન લોકોએ પોતાનુ ચિત્ત પરોવ્યુ અને હિંદીઆર્ય એવી મિશ્ર સંસ્કૃતિના મજબૂત પાયા પર એનો કાયમી ઉકેલ કાઢ્યો બીજા જે વિદેશી તત્ત્વો આવ્યા તેમને પણ એમા સમાવી લેવામા આવ્યા તેમના આવવાથી એ સંસ્કૃતિના અસલ સ્વરૂપમા કશો ફેર ન પડ્યો વેપાર દ્વારા અને બીજી રીતે હિંદને બીજા દેશો સાથે સારો સંપર્ક હતો પણ

તરત તે પોતાની અંતર્ગત બાબતોમાં પરોવાયેલું રહેતું અને બીજે શું બને છે તેના પર લક્ષ આપતું નહોતું. આમ છતાં ચિત્રવિચિત્ર રિવાજો અને રૂઢિઓવાળી તરેહ તરેહની પ્રજાઓના વારંવાર થતા હુમલાઓથી તે હવે હચમચી ગયું હતું અને એ આક્રમણો તરફ વધુ વખત બેપરવા રહી શકે એમ નહોતું. એ હુમલાઓથી તેનું રાજકીય તંત્ર તૂટી પડયું હતું એટલું જ નહીં, તેમનાથી તેના સાંસ્કૃતિક આદર્શો અને સામાજિક તંત્ર પણ જોખમમાં હતાં. એની સામેનો પ્રત્યાઘાત અસલમાં રાષ્ટ્રીયતાનો હતો. એ પ્રત્યાઘાતમાં રાષ્ટ્રીયતાનું સામર્થ્ય તેમ જ તેની સંકુચિતતા બન્ને વરતી શકાય છે. ધર્મ અને તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને પરંપરા, રૂઢિ અને સમાજવ્યવસ્થા વગેરેના હિંદના જીવનના બધા અંગો જેમાં સમાઈ જતાં હતાં અને જેને બ્રાહ્મણ ધર્મ અથવા પાછળથી જે હિંદુ ધર્મ નામથી ઓળખાયો તે હિંદની રાષ્ટ્રીયતાની ભાવનાનું પ્રતીક બન્યો. આ ધર્મ ખરેખર રાષ્ટ્રધર્મ હતો અને આજે રાષ્ટ્રીયતાની ભાવનાના પાયામાં સર્વત્ર જોવાની મળે છે તે જાતીય અને સાંસ્કૃતિક બધી ઊંડી લાગણીઓ પર તેની અસર પહોંચતી હતી. હિંદની તત્ત્વવિચારણાના પરિપાક સમાન બૌદ્ધ ધર્મને પણ રાષ્ટ્રીયતાની ભૂમિકા હતી. જે ભૂમિમાં ભગવાન બુદ્ધ જન્મ્યા, જીવ્યા તથા તેમણે ઉપદેશ આપ્યો અને જેમાં તે નિર્વાણ પામ્યા, જે ભૂમિમાં સુવિખ્યાત પંડિતો તથા સાધુસંતો અને શ્રમણોએ એ ધર્મ ફેલાવ્યો હતો તે હિંદ તે ધર્મના અનુયાયીઓને મન પવિત્ર ભૂમિ હતી. પરંતુ બૌદ્ધ ધર્મ અસલમાં આંતરરાષ્ટ્રીય અથવા જગદ્ધર્મ હતો અને તે ફેલાતો ગયો તેમ તેમ તે વધુ ને વધુ આંતરરાષ્ટ્રીય બનતો ગયો. એથી હિંદમાં બ્રાહ્મણ ધર્મ જ વખતોવખત રાષ્ટ્રીય પુનરુત્થાનનું પ્રતીક બને એ સ્વાભાવિક છે.

એ ધર્મ અને એની ફિલસૂફી હિંદમાંના બીજા ધર્મો તથા બીજી જાતિઓ પ્રત્યે સહિષ્ણુ હતાં, તેમના તરફ ઉદાર ભાવ રાખતા હતા અને પોતાના વિશાળ તંત્રમાં તેમને સમાવતા જતા હતા. પરંતુ બહારથી આવનારાઓ તરફ તે વધુ ને વધુ હુમલાખોર થતા ગયા અને બહારની અસર સામે પોતાનું રક્ષણ કરવાની પેરવી તેમણે કરવા માંડી. એમ કરતાં એ ધર્મ તેમ જ તત્ત્વજ્ઞાને જગાડેલી રાષ્ટ્રીયતાની ભાવના ઘણી વાર સામ્રાજ્યવાદનો સ્વાંગ ધારણ કરતી. રાષ્ટ્રીયતાની ભાવના પ્રબળ બને છે ત્યારે ઘણી વાર એવું જ થતું જોવા મળે છે. ગુપ્તોનો યુગ પ્રગતિશીલ, વીર્યશાળી, સુસંસ્કૃત અને શક્તિથી ઊભરાતો હોઈ આ સામ્રાજ્યવાદી વૃત્તિઓ તેમાં ઝડપથી ફાલી. સમુદ્રગુપ્ત નામના ગુપ્તવંશના એક સમ્રાટને હિંદનો નેપોલિયન કહેવામાં આવ્યો છે. સાહિત્ય અને કળાની ખિલવણીની દૃષ્ટિથી એ ઘણો પ્રતિભાસંપન્ન યુગ હતો.

ચોથી સદીના આરંભથી માંડીને લગભગ દોઢસો વરસ સુધી ગુપ્ત રાજકર્તાઓએ ઉત્તરના બળવાન અને સમૃદ્ધ રાજ્ય પર શાસન કર્યું. બીજાં લગભગ એટલાં જ વરસો સુધી તેમના વારસોનું રાજ્ય ચાલુ રહ્યું પરંતુ તેઓ પોતાનો બચાવ કરવામાં પડ્યા હતા, તેમનું સામ્રાજ્ય સંકોચાઈ ગયું હતું અને વધુ ને વધુ નાનું થતું જતું હતું. મધ્ય એશિયામાંથી નવા હુમલાખોરો હિંદમાં ટોળાબંધ આવ્યે જતા હતા અને આ રાજકર્તાઓ પર આક્રમણ કરતા હતા. આ નવા હુમલાખોરો શ્વેત હૂણો હતા. તેમણે દેશને તારાજ કર્યો. એટીલા નામના સરદારની આગેવાની નીચે તેઓ યુરોપને પણ તારાજ કરતા હતા. તેમનું જંગલી વર્તન અને હેવાનિયતભરી ક્રૂરતાને લીધે આખરે પ્રજા તેમની સામે ઊઠી અને યશોવર્મનની આગેવાની નીચે બીજાં રાજ્યોએ એકત્ર થઈને તેમના પર હલ્લો કર્યો. હૂણોની સત્તા ભાગી પડી અને તેમના સરદાર મિહિરગુલને કેદ પકડવામાં આવ્યો. ગુપ્તોના વંશજ બાલાદિત્યે દેશના રિવાજને અનુસરીને તેની સાથે ઉદાર વર્તાવ રાખ્યો અને હિંદ છોડી જવાની તેને છૂટ આપી. મિહિરગુલે થોડા વખત બાદ પાછા ફરીને પોતાના હિતકર્તા પર દગલબાજીથી છાપો મારી એ ઉદારતાનો બદલો વાળ્યો.

પરંતુ ઉત્તર હિંદમાં હૂણ લોકોનો અમલ બહુ થોડો વખત એટલે કે લગભગ અડધી સદી, સુધી જ ચાલ્યો. તેમાંના ઘણા હૂણો જોકે નાના નાના ઠાકોરો તરીકે દેશમાં રહી ગયા. પ્રસંગોપાત્ત તેઓ બખેડા કરતા પરંતુ આખરે હિંદના માનવસાગરમાં સમાઈ ગયા. એમાંના કેટલાક ઠાકોરો અથવા સરદારોએ સાતમી સદીના આરંભમાં આક્રમણ કરવાનો પ્રયાસ કર્યો પરંતુ તેમને કનોજના રાજા હર્ષવર્ધને કચરી નાખ્યા. એ પછી હર્ષે આખા ઉત્તર અને મધ્ય હિંદના પ્રદેશમાં બળવાન રાજ્ય સ્થાપ્યું. હર્ષવર્ધન અતિ ભાવિક બૌદ્ધ હતો પણ મહાયાન સંપ્રદાયનો હતો. એ સંપ્રદાય ઘણી બાબતોમાં હિંદુ ધર્મને મળતો હતો. એ સમ્રાટે બૌદ્ધ ધર્મ તેમ જ હિંદુ ધર્મ બંનેને ઉત્તેજન આપ્યું. એના રાજ્યઅમલ વખતે જ (ઈ. સ. ૬૨૯માં) સુવિખ્યાત ચીની યાત્રી હ્યુએન ત્સાંગ હિંદમાં આવ્યો હતો. હર્ષવર્ધન પોતે કવિ અને નાટકકાર હતો અને પોતાના દરબારમાં તેણે અનેક કવિઓ તથા કલાકારોને એકત્ર કર્યા હતા એ રીતે પોતાની રાજધાની ઉજ્જયિનીને તેણે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું મશહૂર કેન્દ્ર બનાવ્યું. ૬૪૮ની સાલમાં હર્ષ મરણ પામ્યો. એ જ અરસામાં અરબસ્તાનના રણમાં ઇસ્લામનો ઉદય થતો હતો અને એશિયા તથા આફ્રિકામાં તે ઝડપથી ફેલાવાનો હતો.

## ૨

## દક્ષિણ હિંદ

મૌર્ય સામ્રાજ્ય ક્ષીણ થતું થતું છેવટે લુપ્ત થયું ત્યાર પછી હજાર કરતાંયે વધારે વરસ સુધી દક્ષિણ હિંદમાં મોટાં મોટાં રાજ્યો ફાલ્યાંફૂલ્યાં હતાં. આંધ્ર લોકોએ શકોને હરાવ્યા હતા. પાછળથી તેઓ કુશાનોના સમકાલીન બન્યા હતા. ત્યાર પછી પશ્ચિમ તરફ ચાલુક્ય સામ્રાજ્ય ઊભું થયું અને તે પછી રાષ્ટ્રકૂટો આવ્યા. છેક દક્ષિણમાં પલ્લવ લોકો હતા. એમણે મુખ્યત્વે પૂર્વ તરફના દેશોમાં લોકોને વસાહતો સ્થાપવા માટે હિંદ બહાર જવાને ઉત્તેજન આપ્યું હતું. એ પછી ચોલ સામ્રાજ્ય આવ્યું. તે આખાયે દ્વીપકલ્પમાં વિસ્તર્યું હતું અને લંકા તથા દક્ષિણ બ્રહ્મદેશ એ સામ્રાજ્યે જીતી લીધાં હતાં. છેલ્લો મહાન ચોલ રાજ્યકર્તા રાજેન્દ્ર ૧૦૪૪ની સાલમાં મરણ પામ્યો હતો.

દક્ષિણ હિંદ ખાસ કરીને પોતાની સારી સારી પેદાશ તથા દરિયાઈ વેપાર માટે મશહૂર હતું. આ બધી દરિયાઈ સત્તાઓ હતી અને તેમનાં વહાણો તૈયાર માલ દૂરદૂરના દેશોમાં લઈ જતાં હતાં. એ રાજ્યોમાં ગ્રીક વસાહતો પણ હતી અને રોમન સિક્કાઓ પણ એ પ્રદેશમાંથી મળી આવ્યા છે. ચાલુક્ય રાજ્ય તથા ઈરાનના સાસાની રાજાઓ એકબીજાના રાજદરબારમાં એલચીઓ પણ મોકલતા હતા.

ઉત્તર હિંદમાં વારંવાર ચડાઈ થઈ તેની દક્ષિણ હિંદ પર કશી સીધી અસર થઈ નહોતી. એ ચડાઈઓને પરિણામે જોકે ઉત્તર હિંદમાંથી ઘણા લોકો દક્ષિણ હિંદમાં જઈ વસ્યા. એમાં કારીગરો, શિલ્પીઓ તથા સ્થપતિઓ ખાસ હતા. આમ દક્ષિણ હિંદ કળાની પ્રાચીન પરંપરાનું કેન્દ્ર બન્યું અને ઉત્તર હિંદ પર બહારથી ચડી આવનારા લોકોની નવી ભાવનાઓની અસર થઈ. પાછળની સદીઓમાં આ પ્રક્રિયા ઝડપી બની અને દક્ષિણ હિંદ રૂઢિચુસ્ત હિંદુઓનું થાણું બન્યું.

## ૩

## સુલેહ દરમિયાન વિકાસ અને યુદ્ધની રીતિઓ

વારંવાર થયેલી ચડાઈઓનું અને એક પછી એક ઊભાં થયેલાં સામ્રાજ્યોનું આ ટૂંકું બયાન હિંદમાં જે બન્યું હતું તેનો ખોટો ખ્યાલ પેદા કરે એવો સંભવ છે. જેનું બયાન પાછળ કર્યું છે, તે ગાળો હજાર કરતાંયે વધારે વરસનો હતો અને એ દરમ્યાન દેશે સુલેહશાંતિ અને સુવ્યવસ્થિત રાજ્યઅમલના

લાંબા યુગો અનુભવ્યા હતા. મૌર્યો, કુશાનો અને ગુપ્ત લોકો તથા દક્ષિણ હિંદમાં આંધ્રો, ચાલુક્યો, રાષ્ટ્રકૂટો અને બીજાઓ એ દરેકનો રાજ્યઅમલ બસો ત્રણસો-થીયે વધારે વરસ સુધી ટક્યો હતો. હિંદમાં આજ સુધી ટકેલા બ્રિટિશ અમલનો સમય ગણીએ તો તેના કરતાં એ ગાળો સરેરાશ લાંબો છે. આ ઘણાખરા રાજવંશો આ દેશની ભૂમિમાં પેદા થયેલા હતા અને ઉત્તર સરહદ તરફથી પ્રવેશ કરનારા કુશાન જેવા લોકોએ પણ થોડા વખતમાં આ દેશમાં ભળી જઈ આ દેશની સાંસ્કૃતિક પરંપરા અપનાવી અને અહીંની ભૂમિમાં દઢમૂલ થયેલા હિંદી રાજ્યકર્તાઓ તરીકે તેઓ વર્ત્યા હતા. સરહદ પર કોઈ કોઈ વાર ઝપાઝપીઓ થતી ખરી અને પાડોશી રાજ્યો વચ્ચે કદી કદી ઝઘડાઓ પણ થતા પણ એકંદરે દેશમાં સુલેહશાંતિ ફેલાયેલી હતી અને સુવ્યવસ્થિત રાજવહીવટ ચાલતો હતો. રાજકર્તાઓ કળાની તેમ જ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવામાં ગૌરવ લેતા હતા. આ પ્રવૃત્તિઓ તે તે રાજ્યની સીમાઓ ઓળંગી જતી કેમ કે હિંદભરમા સાંસ્કૃતિક અને સાહિત્યિક ભૂમિકા એક જ હતી. દરેક ધાર્મિક કે તાત્ત્વિક ચર્ચા તત્કાળ દેશભરમાં સર્વત્ર ફેલાઈ જતી અને ઉત્તર તથા દક્ષિણ હિંદમાં ઠેકઠેકાણે તેના પર વાદવિવાદો અને શાસ્ત્રાર્થો થતા.

બે રાજ્યો વચ્ચે લડાઈ થતી અથવા કોઈ રાજ્યમાં આંતરિક ક્રાન્તિ થતી ત્યારેયે આમજનતાની પ્રવૃત્તિઓમાં ઝાઝી દખલ થતી નહોતી. લડાઈમાં પડેલા રાજાઓ અને સ્વરાજ ભોગવતી ગ્રામપંચાયતના મુખીઓ વચ્ચે કોઈ પણ સંજોગોમાં ઊભા પાકને નુકસાન ન કરવાના અને અજાણપણે જમીનને થયેલા નુકસાન પેટે નુકસાની ભરી આપવાની બાંયધરીના કરારો થયેલા મળી આવ્યા છે. બેશક દેશની બહારથી આવેલાં હુમલાખોર લશ્કરોને આવા કરાર લાગુ પડતા નહોતા વળી સત્તા હાથ કરવા માટેની ખરેખરી લડાઈને પણ ઘણુંખરું આવા કરારો લાગુ ન પડી શકે.

પ્રાચીન કાળના આર્યોની યુદ્ધનીતિમાં ગેરવાજબી રીતો અખત્યાર કરવાની સખત મનાઈ કરવામાં આવી છે અને યુદ્ધ ન્યાયપુરઃસર તેમ જ ધર્મને રસ્તે ચલાવવું જોઈએ એમ જણાવવામાં આવ્યું છે. એ સિદ્ધાંતનો અમલ કેટલા પ્રમાણમાં થતો હશે તે વાત વળી જુદી છે. ઝેર પાયેલાં બાણો વાપરવાની મનાઈ કરવામાં આવી હતી. એ જ રીતે છૂપાં હથિયારોની અને શરણે આવેલાઓને મારવાની મનાઈ કરવામાં આવી છે. લડતાં લડતાં સારી પ્રમારતોનો નાશ ન કરાય એમ પણ જણાવવામાં આવ્યું છે. પરંતુ ચાણક્યના સમયમાં એ દષ્ટિમાં પલટો આવેલો માલૂમ પડે છે અને તે દુશ્મનને હરાવવાને માટે આવશ્યક જણાય તો વધારે વિનાશકારી અને જૂની પદ્ધતિ અખત્યાર કરવાની વાતને મંજૂર રાખે છે.

ચાણક્ય પોતાના અર્થશાસ્ત્રમાં યુદ્ધનાં હથિયારોની ચર્ચા કરતાં એકીવખ સો માણસોને મારી નાખે એવાં યંત્રોનો ઉલ્લેખ કરે છે એ હકીકત મજા તેમ જ નોંધપાત્ર છે. અમુક પ્રકારના સ્ફોટક પદાર્થોનો પણ તે ઉલ્લેખ કરે ખાઈમાં રહીને લડવાની રીતની પણ તે ચર્ચા કરે છે. એ બધી વાતોનો અ શો હતો એ આજે કલ્પી શકાય તેવું નથી. માયાવી યુદ્ધપદ્ધતિની પરંપરા ઊતરી આવેલી વાતોનો એ ઉલ્લેખ હોય એમ લાગે છે. આજની તોપો અ બંદૂકોમાં વપરાતા સ્ફોટક દારૂની આ વાતો છે એમ માનવાને કશું કારણ નથી

હિંદની લાંબી તવારીખમાં આફતના યુગો પણ આવ્યા છે. એ વખ આગ, શસ્ત્રાસ્ત્રો કે દુકાળથી એટલે કે આસમાનીસુલતાનીથી લોકોની ખૂ રંજાડ થયેલી અને આંતરિક વ્યવસ્થા પણ તૂટી પડી હતી. આમ છતાં હિંદ આખા ઇતિહાસને વ્યાપક દૃષ્ટિએ નિહાળતાં જણાય છે કે યુરોપ કરતાં હિ સળંગ સુલેહશાન્તિ અને સુવ્યવસ્થિત રાજ્યઅમલના ઘણા લાંબા ગાળ અનુભવ્યા છે. વળી, આ બીના તુર્ક અને અફઘાન લોકોની ચડાઈઓ પછી છેક મોગલ સામ્રાજ્યના પતન સુધીની સદીઓને લાગુ પડે છે. બ્રિટને હિંદમાં પહેલી વાર સુલેહશાન્તિ અને સુવ્યવસ્થા પ્રવર્તાવ્યાં એ એક સૌથ મોટી અને તરેહવાર ભ્રમણા છે. હિંદમાં બ્રિટિશ અમલની સ્થાપના થઈ ત્યા દેશ વધારેમાં વધારે દુર્દશામાં સપડાયો હતો અને તેનું રાજકીય તથા આર્થિ તંત્ર ભાંગી પડ્યું હતું એ વાત સાચી છે. સાચું જોઈએ તો એથી જ એ અમલ હિંદમાં સ્થપાઈ શક્યો.

## ૪

## સ્વતંત્રતા માટે હિંદની ઝંખના

વદિળ સામે અતિ તુચ્છભાવથી
નત મસ્તકે પૂર્વ ખડું અલિપ્ત;
ચાલ્યું ગયું ઉપર થઈ રિપુદલ
ને એ પુનઃ ચિંતનમ ન ઊભું.

એક કવિએ ઉપર મુજબ ગાયું છે અને તેની એ લીટીઓ વારંવાર ટાંકવામાં આવે છે. પૂર્વ અથવા કંઈ નહીં તો તેના જે ભાગને હિંદ કહેવામાં આવે છે તેને ચિંતન પ્રત્યે ભારે આકર્ષણ છે એ સાચું છે. પોતાને વહેવારુ માણસો તરીકે લેખનારાઓને એ ચિંતન ઘણી વાર વ્યર્થ તેમ જ અર્થશૂન્ય લાગતું હશે. પણ હિંદ તો હમેશ ચિંતનનો તથા ચિંતનશીલ માણસોનો આદર કરતું આવ્યું છે અને શૂરવીર યોદ્ધાઓ તથા ધનિકોને તેમના કરતાં ચડિયાતા

ગણવાનો તેણે સદૈવ ઇન્કાર કર્યો છે પોતાની અવનતિના દિવસોમાં પણ તે ચિંતનને વળગી રહ્યું છે અને તેમાંથી તેણે સમાધાન મેળવ્યું છે

પરંતુ આક્રમણ કરનાર પરદેશી સૈન્યોના ધસારા સામે હિંદ ચૂપચાપ નમી પડ્યું છે અથવા હાથપગ જોડીને બેસી રહી તેમને તેણે નિર્વિઘ્ને પસાર થવા દીધાં છે એ વાત સાચી નથી તેણે હમેશાં તેમનો સામનો કર્યો છે એમાં ઘણી વાર તે સફળ થયું છે અને કેટલીક વાર નથી થયું તાત્પૂરતી એને નિષ્ફળતા મળી હશે ત્યારેયે એ પરાજય યાદ રાખી બીજા હુમલા માટે તે તૈયારી કરતું રહ્યું છે એમાં તેની પદ્ધતિ દ્વિવિધ જણાઈ છે આક્રમણખોરો સામે લડી તેમને હાંકી કાઢવા અને જેમને હાંકી ન કાઢી શકાય તેમને પોતાની અંદર સમાવી લેવા સિકંદરના લશ્કરની સામે કાંઈક સફળતાથી તે ઝૂઝ્યું અને તેના મરણ પછી તરત જ ઉત્તરમાં રાખવામાં આવેલી તેની ગ્રીક લશ્કરી પલટણોને હાંકી કાઢી પછીથી તેણે ભારતીય ગ્રીકોને અને ભારતીય સીથિયનોને પોતામાં સમાવી લીધા અને છેવટે ફરીથી પોતાનું રાષ્ટ્રીય પ્રભુત્વ સ્થાપિત કર્યું. હૂણો સામે તે પેઢીઓ સુધી લડ્યું અને તેમને તેણે હાંકી કાઢ્યા અને જે રહ્યા તેમને પોતાના ઉદરમાં સમાવી લીધા આરબો આવ્યા ત્યારે તેઓ સિંધુ તટ પાસે અટકી ગયા તુર્ક અને અફઘાનો આગળ વધ્યા ખરા પણ ધીમે ધીમે દિલ્હીની ગાદી પર પોતાની મજબૂત સત્તા સ્થાપતાં તેમને ઘણી સદીઓ લાગી એ કલહ સતતપણે ઘણા લાંબા વખત સુધી ચાલુ રહ્યો પરંતુ એ દરમ્યાન વિદેશી તત્ત્વોને સમાવી લેવાની અને તેમના હિંદીકરણની બીજી પ્રક્રિયા પણ ચાલ્યા કરતી હતી અને પરિણામે હુમલાખોરો આખરે અસલ વતનીઓ જેટલા જ હિંદી બની ગયા. ભિન્ન ભિન્ન તત્ત્વોનો સમન્વય કરવાના અને તે બધાનો સુમેળ પેદા કરી એક પ્રજા નિર્માણ કરવાના હિંદના પ્રાચીન આદર્શનો અકબર મહાન પ્રતિનિધિ બન્યો હિંદને તેણે પોતીકું બનાવ્યું એટલે તે નવો આવનાર હોવા છતાં હિંદે તેને અપનાવી લીધો એથી તે સારું ચણતર કરી શક્યો અને તેણે એક સુંદર સામ્રાજ્યનો પાયો નાખ્યો એના વારસો તેની એ નીતિને વળગી રહ્યા તેમ જ હિંદની પ્રકૃતિને અનુરૂપ રહ્યા ત્યાં સુધી તેમનું સામ્રાજ્ય ટક્યું તેઓ જુદે રસ્તે વળ્યા અને રાષ્ટ્રવિકાસના સમગ્ર પ્રવાહનો વિરોધ કરવા લાગ્યા ત્યારે દુર્બળ બન્યા અને તેમનું સામ્રાજ્ય તૂટી પડ્યું ત્યાર પછી નવી ચળવળો શરૂ થઈ એ પ્રવૃત્તિઓની દૃષ્ટિ સંકુચિત હતી પણ નવોદિત રાષ્ટ્રીયતાની દ્યોતક હતી અને જોકે કોઈ નવાનું મજબૂત ચણતર કરી શકે એટલી પ્રબળ નહોતી તોપણ મોગલોના સામ્રાજ્યનો નાશ કરવા જેટલું સામર્થ્ય તેમણે બતાવ્યું થોડા સમય માટે એ ચળવળો સફળ થઈ પરંતુ એમની નજર ભૂતકાળ તરફ વધારેપડતી હોવાથી તેને પાછો સજીવન કરવાની

દૃષ્ટિથી તે વિચાર કરતી હતી પરંતુ તેમને ન સમજાયું કે, જેની પોતે ઉપેક્ષા કે અવગણના ન કરી શકે એવું ઘણું વધું બની ગયું હતું. તેમને ન સમજાયું કે, ભૂતકાળ કદી પણ વર્તમાનનું સ્થાન લઈ શકતો નથી, તેમને ન સમજાયું કે, પોતાના સમયના હિંદનો ત્યારનો વર્તમાન કાળ પણ બધિયાર અને સ્થગિત બની ગયો હતો અને તેમાં સડો ઘર કરી ગયો હતો. બદલાતી જતી દુનિયા સાથેનો હિંદનો સંપર્ક તૂટી ગયો હતો અને તેથી તે ઘણું પાછળ પડી ગયું હતું પશ્ચિમના દેશોમાં નવી અને પ્રાણવાન દુનિયાનો ઉદય થતો હતો એ પણ તેમને ન સમજાયું એ નવી દુનિયાના પાયામાં નવી દૃષ્ટિ અને નવું યંત્રવિજ્ઞાન રહેલું હતું અને તેનાથી તેઓ સાવ અજાણ હતા બ્રિટિશ સત્તા એ નવી દુનિયાની દ્યોતક હતી. બ્રિટિશરોનો વિજય થયો પરંતુ ઉત્તર હિંદમાં માંડ તેઓ પગભર થતા હતા ત્યાં મોટો બળવો ફાટી નીકળ્યો તેણે સ્વાતંત્ર્ય યુદ્ધનું સ્વરૂપ ધારણ કર્યું અને બ્રિટિશ અમલનો લગભગ અંત આણ્યો આઝાદી માટેની, સ્વાતંત્ર્ય માટેની ઝંખના અને તેવી જ રીતે પરદેશીઓના આધિપત્યને વશ ન થવાની ભાવના અહીં સદાય કાયમ રહી છે

## ૫

## પ્રગતિ અને સલામતી

અમે વાડો બાંધીને રહેનારા ચોકાપંથી લોકો છીએ અમારા ભૂતકાળ તથા અમારા વારસાને માટે અમે મગરૂર છીએ અને એને સાચવી રાખવા માટે દીવાલો બાંધવાના અને કિલ્લેબંદી કરવાના પ્રયાસમાં રહીએ છીએ અમારી જાતિભાવના આટલી બધી ઉત્કટ હતી અને જ્ઞાતિ વ્યવસ્થા વધારે ને વધારે જડ થતી જતી હતી છતાં, પોતાની જાતિની શુદ્ધતાને માટે અભિમાન લેનારા બીજાઓની બાબતમાં બન્યું છે તેમ અમે પણ આર્ય, દ્રવિડ, તુરાની, સેમિટિક અને મોંગોલ વગેરે અનેક જાતિઓના અજબ શંભુમેળા જેવા આખરે બન્યા છીએ આર્યોના એક પછી એક એમ અનેક ધાડાંઓ અહીં આવ્યાં અને તેઓ દ્રવિડો જોડે ભળી ગયા એ પછી હજારો વરસના ગાળા દરમ્યાન મીડિયનો ઈરાનીઓ, ગ્રીકો, બૅક્ટ્રિયનો, પાર્થિયનો, શક અથવા સીથિયનો, કુશાનો અથવા યુઈ ચી લોકો, તુર્કો અને તુર્ક મોંગોલો વગેરે અને બીજી એવી અનેક ગોપપ્રજાઓ અથવા કબીલાઓ એક પછી એક નાના કે મોટા સમૂહોમાં અહીં આવીને વસ્યા અને હિંદની ધરતીમાં તેમને વતન મળ્યું હિંદ નામના પોતાના પુસ્તકમાં ડૉડવેલ કહે છે 'ઝનૂની અને લડાયક જાતિની ટોળીઓએ ઉત્તર હિંદના અપાર પ્રદેશ પર એક પછી એક અનેક વાર હુમલા કર્યા, તેના રાજાઓને ઉઠાડી મૂક્યા, તેના

નગરોનો કબજો લઈ તેમનો નાશ કર્યો, નવાં રાજ્યો સ્થાપ્યાં, પોતાનાં નવાં પાટનગરો વસાવ્યાં અને પછી એ બધી હુમલાખોર જાતિઓ હિંદના વિશાળ માનવસાગરમાં લુપ્ત થઈ ગઈ, સમાઈ ગઈ. પગલા લોકોનો માલમ બેમાલુમ પાશ તેમ જ પગાઈ રૂઢિઓની જૂજજાજ નિશાનીઓ માત્ર તેમના વંશજોમાં વારસા તરીકે એ જાતીઓ મૂકતી ગઈ. જ્યાં એ નિશાનીઓ પણ તેમની આસપાસની સર્વસમર્થ વસ્તુસ્થિતિને અનુરૂપ ઘાટ થોડા જ સમયમાં ધારણ કરવાની હતી.

આ સર્વસમર્થ વસ્તુસ્થિતિ શાને આભારી હતી? અમુક અંશે તે ભૌગોલિક પરિસ્થિતિ અને આબોહવાને, ખુદ હિંદના વાતાવરણને આભારી હતી; પરંતુ એથીયે વિશેષ, હિંદી પ્રજા પોતાના ઇતિહાસના છેક ઉષઃકાળમાં જ્યારે તરુણ અને સુકુમાર હતી ત્યારે તેના સુપ્ત ચિત્ત પર કાંઈક પ્રબળ ભાવના, કાંઈક જબરદસ્ત પ્રેરણા અથવા જીવનના રહસ્યની કલ્પનાના સંસ્કાર પડ્યા હતા તેને આભારી હતી. એ સંસ્કાર લાંબા કાળ સુધી ટકી શકે તથા તેના સંસર્ગમાં આવનારા સૌના પર અસર કરી શકે, તેઓ ચાહે એટલા ભિન્ન હોય છતાં તેમને પોતાની સોડમાં સમાવી શકે એટલા પ્રબળ હતા. આ ભાવના, આ કલ્પના આ દેશમાં ઉદ્દભવેલી અને યુગયુગાન્તરોમાં હિંદની પ્રજાના માનસ પર વત્તાઓછા પ્રમાણમાં સતતપણે અસર કરતી રહેલી સંસ્કૃતિને પ્રગટાવનાર જીવંત તણખારૂપ હતી?

હિંદી સંસ્કૃતિના વિકાસના મૂળમાં એક ભાવના અથવા એક જીવનદૃષ્ટિ રહેલી છે એમ કહેવું એ બેહૂદું અને વધારેપડતું છે. એક વ્યક્તિનું જીવન પણ સેંકડો જગ્યાએથી પોષણ મેળવે છે; જ્યારે એક રાષ્ટ્રનું અથવા સંસ્કૃતિનું જીવન એનાથી કેટલુંયે વધારે અટપટું અને જટિલ હોય છે. મહાસાગરની સપાટી પર તરતી રહેતી અનેક ચીજોની જેમ હિંદની સપાટી પર કેટલવિધ ખ્યાલો — વિચારો તરતા રહે છે અને એમાંના કેટલાક તો પરસ્પર વિરોધી પણ છે. એમાંના થોડાકને ઉપાડી લઈને કોઈ એકાદ મતનું સમર્થન કરવાનું સહેલું છે, એનું ખંડન કરવા માટે એવા બીજા વિચારો પણ સહેલાઈથી મળી શકે છે. એમ કરવું અમુક અંશે સર્વત્ર શક્ય હોય છે; જ્યાં જીવતી વસ્તુઓને મરેલી વસ્તુઓના અવશેષો પણ સારી પેઠે ચોંટેલા હોય છે ત્યાં એમ કરવું વિશેષે કરીને સહેલું હોય છે. અતિ જટિલ ઘટનાઓનું સીધુંસાદું વર્ગીકરણ કરવામાં પણ જોખમ હોય છે. આચાર અને વિચારના વિકાસમાં પણ ઘણી વાર ભારે તફાવત હોય છે, એક વિચાર બીજામાં મળી જાય છે અને બહારનું સ્વરૂપ જેવું તે જાળવી રાખનાર ખ્યાલો અથવા વિચારોનું હાર્દ બદલાઈ ગયેલું હોય છે. અથવા એમ કહેવાય કે તેઓ બદલાતી જતી દુનિયાથી પાછળ પડી જાય છે અને તેને બોજારૂપ થઈ પડે છે.

યુગયુગાન્તરોમાં અમે નિરંતર બદલાતા રહ્યા છીએ અને કોઈ પણ યુગમાં તેની આગળના યુગના જેવા રહ્યા નથી. જાતિ અને સંસ્કૃતિની દૃષ્ટિએ આજે અમે પહેલાંના સમય કરતાં બહુ ભિન્ન છીએ અને હિંદમાં તેમ જ અન્યત્ર હું મારી ચારે બાજુ બધે વિરાટને પગલે પરિવર્તન આગળ વધતું નિહાળું છું. આમ છતાં હિંદી અને ચીની સંસ્કૃતિએ ટકી રહેવાની તેમ જ સમન્વયની અસાધારણ શક્તિ બતાવી છે. તેમાં અનેકાનેક ફેરફારો થયા છે, અનેક કટોકટીમાંથી તે પસાર થઈ છે છતાં અતિ લાંબા કાળ સુધી પોતાનું મૂળભૂત સ્વરૂપ જાળવી રાખવામાં સફળ થઈ છે. જીવન અને પ્રકૃતિ સાથે સુમેળ સાધ્યા વિના તે બંને આમ કરી શકી ન હોત. તેમને ઘણે અંશે તેમના મૂળ પ્રાચીન સ્વરૂપમાં ટકાવી રાખનાર ગમે તે વસ્તુ હો, એ વસ્તુ સારી, માઠી યા એ બંનેનું મિશ્રણ હો, પણ એટલું ખરું કે તે કોઈક પ્રાણવાન વસ્તુ હોવી જોઈએ, નહી તો તે આટલો બધો વખત ટકી શકી ન હોત. લાંબા સમયથી કદાચ તે પોતાની ઉપયોગિતા ખોઈ બેઠી હોય એમ બને અને ત્યારથી તે બોજારૂપ અને નડતરરૂપ બની ગઈ હોય અથવા પછીના યુગની બૂરી વાતોનાં તેના પર પડ ચડી ગયાં હોય, તેમાં રહેલા સારા તત્ત્વને તેમણે ગૂંગળાવી માર્યું હોય અને તેના અવશેષોનું ખાલી ખોખું રહી ગયું હોય એમ પણ બને.

પ્રગતિના અને સલામતી તેમ જ સ્થિરતાના ખ્યાલ વચ્ચે સદા અમુક પ્રમાણમાં વિરોધ હોય છે. એ બંનેનો એકબીજા સાથે મેળ બેસતો નથી. પ્રગતિને ફેરફાર જોઈએ છે પણ સલામતી અને સ્થિરતાને જોખમ વગરનું, બદલાય નહી એવું આશ્રયસ્થાન તેમ જ વસ્તુઓ જેમની તેમ ચાલુ રહે એવું જોઈએ છે પ્રગતિનો ખ્યાલ આધુનિક સમયનો છે અને પશ્ચિમના દેશોમાં પણ તે પ્રમાણમાં નવો છે પ્રાચીન અને મધ્યકાલીન સંસ્કૃતિઓ ભૂત કાળના સુવર્ણયુગની અથવા સત્યયુગની અને તે પછી થયેલી અધોગતિની દૃષ્ટિથી વધારે વિચાર કરતી હિંદમાં પણ ભૂતકાળના હમેશાં યશોગાન ગવાતાં આવ્યાં છે. અહીં ઉદ્ભવેલી સંસ્કૃતિ તત્ત્વત: સ્થિરતા અને સલામતીના પાયા પર રચાયેલી હતી, અને એ દૃષ્ટિથી જોતાં પશ્ચિમના દેશોમાં ઉદ્ભવેલી કોઈ પણ સંસ્કૃતિ કરતા તે ઘણી સફળ નીવડી છે. જ્ઞાતિ વ્યવસ્થા અને સંયુક્ત કુટુંબના પાયા પર રચાયેલી સમાજરચનાએ એ હેતુ પાર પાડ્યો અને સમૂહ અથવા જૂથને સામાજિક સલામતી આપવામાં તેમ જ વય, અપંગતા અથવા શારીરિક ખોડખાપણ કે બીજી કોઈ અશક્તિને કારણે પોતાનું ભરણપોષણ કરવાને અસમર્થ એવી વ્યક્તિને માટે એક પ્રકારની વીમા જેવી જોગવાઈ પૂરી પાડવામાં તે સફળ થઈ હતી. આવી વ્યવસ્થા દુર્બળને માટે લાભ કરવાવાળી હોય છે

ખરી પણ સમાજને માટે અમુક અંશે નડતરરૂપ હોય છે. તે અસાધારણને ભોગે સામાન્ય પ્રકારની અને પ્રતિભાશાળીને ભોગે મામૂલી વ્યક્તિઓને ઉત્તેજન આપે છે. તે સૌને એક સપાટી પર લાવી મૂકે છે અને વ્યક્તિત્વને એમાં ઓછો અવકાશ મળે છે. એ પણ એક જાણવા જેવી વાત છે કે હિંદની ફિલસૂફી અતિ વ્યક્તિવાદી છે અને વ્યક્તિના એક પ્રકારના આંતરિક પૂર્ણત્વના વિકાસનો જ સર્વથા વિચાર કરે છે પણ હિંદની સમાજવ્યવસ્થા કોમી અથવા સામુદાયિક ધોરણની હતી અને તે કેવળ સમૂહની આબાદીમાં લક્ષ આપતી હતી. વ્યક્તિને ચાહે તે વિચારવાની અને માનવાની પૂરેપૂરી છૂટ હતી પણ તેને સામાજિક અને જ્ઞાતિની રૂઢિઓ તેમ જ પ્રથાઓને સંપૂર્ણપણે અનુરૂપ થવું પડતું હતું.

આ બધી મર્યાદાઓની સાથે આખા સમાજની અંદર ઠીક ઠીક પ્રમાણમાં વૈવિધ્ય અને છૂટછાટ પણ રહેતાં હતાં અને બધા જ નિયમો અથવા સામાજિક ધારાઓ રૂઢિ દ્વારા ફેરવી શકાતા હતા. વળી, નવા સમૂહો પોતપોતાનાં રૂઢિ, માન્યતાઓ અને પ્રથાઓ જાળવી શકતા હતા અને છતાં તેથી મોટા સામાજિક સમૂહના એક ભાગ અથવા અંગ તરીકે રહેવામાં તેમને બાધા આવતી નહોતી. આ લવચીકતા તથા સુમેળ સાધવાનો ગુણ હિંદી સંસ્કૃતિને વિદેશી તત્ત્વોને પોતાનામાં સમાવી લેવામાં મદદગાર નીવડ્યાં. એ બધાંની પાછળ કેટલાક પાયાના નૈતિક સિદ્ધાંતો, જીવન વિશેની તાત્ત્વિક દૃષ્ટિ તેમ જ પરાયા લોકોના આચાર-વિચાર તથા રહેણીકરણી પ્રત્યે સહિષ્ણુતા અને આદર રહેલાં હતાં.

સ્થિરતા અને સલામતી જ્યાં સુધી પ્રધાન ધ્યેયો રહ્યાં ત્યાં સુધી આ સમાજરચનાએ વત્તાઓછા પ્રમાણમાં સફળતાપૂર્વક કામ આપ્યું. આર્થિક ફેરફારોએ એને હચમચાવી મૂકી ત્યારે પણ નવી પરિસ્થિતિ સાથે સુમેળ સાધવાની પ્રક્રિયા ચાલુ રહેતી અને એ રીતે તે ટકી રહી. એની સામે સાચો પડકાર પુરાણા નિશ્ચલ ખ્યાલોમાં બંધબેસતા ન આવે એવા સામાજિક પ્રગતિના નવા ગતિશીલ ખ્યાલો તરફથી આવ્યો. પશ્ચિમના દેશોમાં તેમણે કર્યું હતું તેમ પૂર્વના દેશોની પુરાણી સ્થાપિત પદ્ધતિઓને એ ખ્યાલો નિર્મૂળ કરતા જાય છે. પશ્ચિમના દેશોમાં પ્રગતિનો સૂર હજી પણ પ્રાધાન્ય ભોગવે છે પણ ત્યાં આગળ સલામતીની માગણી ઉત્તરોત્તર વધતી જાય છે. હિંદમાં તો ખુદ સલામતીના અભાવે જ લોકોને તેમના પુરાણા ચીલામાંથી બહાર નીકળવાની ફરજ પાડી છે અને વધારે સલામતી આપે એવી પ્રગતિની દૃષ્ટિથી તેમને વિચાર કરતા કર્યા છે.

પરંતુ પ્રાચીન અને મધ્યકાલીન હિંદમાં સલામતીના ખ્યાલ સમક્ષ પ્રગતિનો આવો કોઈ પડકાર ઉદ્ભવ્યો નહોતો. ફેરફારો કરવાની તથા નિરંતર સુમેળ

સાધતા રહેવાની આવશ્યકતા જોકે સ્વીકારવામાં આવી હતી અને તેથી સમન્વયની ભાવના પેદા થઈ હતી ખરી. એ સમન્વય કેવળ હિંદમાં આવેલાં ભિન્ન ભિન્ન તત્ત્વોનો જ નહીં, વ્યક્તિના બાહ્ય અને આંતરિક જીવન વચ્ચે, માનવ અને પ્રકૃતિ વચ્ચે સમન્વય સાધવાનો પણ પ્રયાસ હતો. આજે દેખાય છે તેવાં મોટાં ગાબડાં તે વખતે નહોતાં. આ સમાન સાંસ્કૃતિક ભૂમિકાએ હિંદનું સર્જન કર્યું અને તેમાં પાર વિનાની વિવિધતા રહેલી હતી છતાં એકતા પેદા કરી. રાજકીય તંત્રના મૂળમાં સ્વરાજ ભોગવતી ગ્રામવ્યવસ્થા અથવા ગ્રામપંચાયતો હતી અને રાજકીય ઊથલપાથલના સમયમાં પણ પાયામાં તે ટકી રહી હતી. બહારની પ્રજાઓનું આગમન તથા બહારથી આવતી ચડાઈઓ માત્ર એ તંત્રની ઉપરની સપાટી પર ખળભળાટ કરતી; એ ગ્રામવ્યવસ્થાના પાયાને તે સ્પર્શ કરતી નહીં. રાજાની સત્તા બહારથી ગમે એટલી આપખુદ દેખાતી હોય પણ રૂઢિ અને બંધારણની મર્યાદાઓના તેના પર અનેક અંકુશો હતા અને કોઈ પણ રાજકર્તા ગ્રામપંચાયતના હકો અને અધિકારોની બાબતમાં સહેલાઈથી દખલ કરી શકતો નહોતો. આ રૂઢિગત હકો અને અધિકારો સમૂહ તેમ જ વ્યક્તિ ઉભયને અમુક પ્રમાણમાં સ્વતંત્રતા આપતા હતા.

હિંદના લોકોમાં આજે રજપૂતો કરતાં વધારે વિશિષ્ટ રીતે હિંદી અથવા હિંદની સંસ્કૃતિ તથા પરંપરા માટે વધારે અભિમાન લેનારા બીજા કોઈ લોકો નથી. ભૂતકાળનાં તેમનાં વીરતાભર્યાં પરાક્રમો ખુદ એ જ પરંપરાનાં જીવંત અંગ બની ગયાં છે. આમ છતાં ઘણા રજપૂતો હિંદીસીથિયનો અને કેટલાક તો અહીં આવેલા હૂણોના વંશજો છે એમ કહેવાય છે. જાટના કરતાં વધારે ખડતલ અને વધારે સારો બીજો કોઈ ખેડૂત હિંદમાં નથી. તે પોતાની જમીનને વરેલો છે અને તેને અંગેની કોઈ પણ દખલગીરી તે સહી શકતો નથી. તે પણ સીથિયન લોકોમાંથી ઊતરી આવેલો છે. કાઠિયાવાડના કદાવર અને સોહામણા કાઠી ખેડૂતનું પણ એવું જ છે. અમારી પ્રજામાંથી કેટલાક લોકોનાં જાતીય મૂળ કંઈક ચોક્કસપણે ખોળી શકાય છે પણ બીજાઓને વિષે એમ કરવું શક્ય નથી. એ મૂળ ગમે તે હો પણ સૌ ચોક્કસપણે હિંદી બની ગયા છે. એ બધા બીજાઓ સાથે મળીને હિંદની સંસ્કૃતિને વ્યક્ત કરવામાં ભાગ ભરે છે અને તેની ભૂતકાળની પરંપરાને પોતાની ગણે છે.

હિંદમાં બહારથી આવેલી અને હિંદે પોતાના ઉદરમાં સમાવી લીધેલી પ્રત્યેક જાતિએ હિંદને કંઈક આપ્યું છે અને તેની પાસેથી ઘણું લીધું છે એમ જણાશે. તેણે પોતાના તેમ જ હિંદના સામર્થ્યમાં ફાળો આપ્યો છે. પણ જ્યાં તે અળગી રહી અથવા હિંદના જીવન તેમ જ તેની સમૃદ્ધ અને વૈવિધ્યશાળી સંસ્કૃતિમાં ભાગ ભરી ન શકી કે લઈ ન શકી ત્યાં તેની કાયમી અસર

કરે છે એમાં પાયદળ, હયદળ તથા રથદળનો સમાવેશ થતો હતો પાછળથી હાથીઓનો ઉલ્લેખ પણ આમાં આવે છે

ઈશુ પહેલાંની આઠમી સદીની આગળના સમયથી માંડીને ત્યાર પછી યુગો સુધી ઇગિન અને હિંદ વચ્ચે વેપાર દ્વારા સબંધ હોવાના કેટલાક પુરાવા મળી આવે છે ખાસ કરીને પ્રાચીન સમયમાં હિંદ અને મેસિનોન વચ્ચેનો વેપાર મોટે ભાગે ઈરાની અખાત મારફતે ચાલતો હતો એમ માનવામાં આવે છે* ઈશુ પૂર્વેની છઠ્ઠી સદી પછી તો સાઈરસ અને દરાયસની ચડાઈઓને પરિણામે એ બે દેશો વચ્ચે સીધો સંપર્ક ચાલુ થયો સિકંદરે ઈરાન જીતી લીધું ત્યાર પછી ઘણી સદીઓ સુધી ત્યાં ગ્રીક લોકોનો અમલ રહ્યો હિંદ સાથેનો સંપર્ક ચાલુ રહ્યો હતો અને અશોકની ઇમારતો પર પરસેપોલિસના સ્થાપત્યની અસર થઈ હતી એમ કહેવાય છે. હિંદના વાયવ્ય તરફના પ્રદેશમાં તથા અફઘાનિસ્તાનમાં મિશ્ર ગ્રીક બૌદ્ધ કળા પર પણ ઈરાનની કળાની છાપ પડી હતી કળાની અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ માટે નામાંકિત થયેલા હિંદના ગુપ્ત યુગ દરમ્યાન એટલે કે, ઈશુની ચોથી અને પાંચમી સદીમાં ઈરાન સાથેનો સંપર્ક ચાલુ રહ્યો હતો /

કાબુલ કંદહાર તેમ જ સીસ્તાનના હિંદની સરહદ પરના પ્રદેશો — ઘણી વાર રાજકીય દૃષ્ટિએ એ હિંદના ભાગો હતા — હિંદીઓ અને ઈરાનીઓના મિલન સ્થાન હતા એ પછીના પાર્થિયન કાળમાં તેમને શ્વેત હિંદ કહેવામાં આવતા હતા આ પ્રદેશોનો ઉલ્લેખ કરતાં જેમ્સ ડાર્મેસ્ટેટર નામનો એક ફ્રેન્ચ પંડિત કહે છે એ પ્રદેશોમાં હિંદુ સંસ્કૃતિ ફેલાઈ હતી હકીકતમાં ઈશુ પહેલાંની અને પછીની બે સદીઓ દરમ્યાન તે શ્વેત હિંદ તરીકે ઓળખાતા હતા અને મુસલમાનોએ જીતી લીધા ત્યાં સુધી તે ઈરાની કરતાં વધુ પ્રમાણમાં હિંદી રહ્યા હતા '

ઉત્તરે જમીનમાર્ગે વેપારીઓ તેમ જ મુસાફરો હિંદમાં આવતા હતા દક્ષિણ હિંદનો આધાર દરિયા પર વધારે હતો અને દરિયાઈ વેપાર દ્વારા બીજા દેશો જોડે તેના સંબંધો બંધાયા હતા દક્ષિણ હિંદના રાજ્ય અને સાસાની યુગના ઈરાન વચ્ચે એલચીઓની આપલે થયાનો લેખી પુરાવો છે

તુર્ક અફઘાન તેમ જ મોગલોએ હિંદ જીતી લીધું તેને પરિણામે મધ્ય અને પશ્ચિમ એશિયા જોડે હિંદના સંબંધો ઝડપથી વધ્યા પંદરમી સદીમાં એટલે કે યુરોપના રેનસાં અથવા નવજાગૃતિના યુગ સમયે સમરકંદ અને બુખારામાં તીમુરીદ રેનેસાં એટલે કે, તૈમુર લંગના વંશજોના અમલ દરમ્યાન કળા અને

* 'કેમ્બ્રિજ હિસ્ટરી ઓફ ઇન્ડિયા'માં પ્રોફેસર એ વી વિલિયમ્સ જેક્સન પુ ૧લું, પાન ૩૨૯

સંસ્કૃતિની નવજાગૃતિનો યુગ ચાલતો હતો આ તીમુરીદ સમયની કળા અને સંસ્કૃતિની ઉન્નતિ પર ઈરાનની પ્રબળ અસર થઈ હતી. બાબર પોતે તીમુરીદ વંશનો રાજા હતો. તે આ વાતાવરણમાંથી આવ્યો હતો અને તેણે દિલ્હીની રાજગાદી સર કરી. આ મોગાભી સદીના આરંભમા બન્યુ. એ વખતે ઈરાનમાં સફાવીઓના અમલ નીચે કળાની ખૂબ ઉન્નતિ થઈ હતી. ઈરાની કળાના સુવર્ણ યુગ તરીકે એ સમય જાણીતો છે બાબરનો પુત્ર હુમાયુ આ સફાવી-વંશી ઈરાનના શાહને આશ્રયે ગયો હતો અને તેની મદદથી જ તે હિંદ પાછો આવ્યો હતો હિંદના મોગલ રાજકર્તાઓ ઈરાન સાથે ગાઢ* સંપર્ક રાખતા હતા અને મહાન મોગલ સમ્રાટોના અતિ સમૃદ્ધ દરબારમાં કીર્તિ અને લક્ષ્મી પ્રાપ્ત કરવાને માટે ઉત્તરની સરહદ ઓળગીને સંખ્યાબંધ વિદ્વાનો અને કળાકારો ત્યા આવતા હતા

હિંદમા નવીન પ્રકારનુ સ્થાપત્ય ખીલ્યુ. એમાં હિંદી આદર્શો અને ઈરાનની પ્રેરણાનુ મિશ્રણ થયુ હતુ અને દિલ્હી તેમ જ આગ્રામા ઉમદા અને સોહામણી અનેક ઇમારતો ઊભી થઈ એમાની સૌથી મશહૂર ઇમારત તાજમહાલ વિષે મો. ગ્રુસે નામના એક ફ્રેંચ વિદ્વાન લખે છે કે એ 'હિંદના દેહમા અવતરેલો ઈરાનનો આત્મા છે.'

હિંદના લોકો અને ઈરાનના લોકો જેટલા, મૂળમા તેમ જ સમગ્ર ઇતિહાસકાળ દરમ્યાન એકબીજા સાથે નિકટતાથી સકળાયેલા બીજા લોકો ભાગ્યે જ હશે દુર્ભાગ્યે આ લાબા કાળના ગાઢ અને ગૌરવયુક્ત સબંધની છેલ્લી સ્મૃતિ બસો વરસ પૂર્વે થયેલી નાદીરશાહની ચડાઈની છે. એની અસર ટૂકી પણ ભીષણ હતી

પછી બ્રિટિશરો આવ્યા તેમણે બધા દ્વારો વાસી દીધા અને એશિયાના આપણા પાડોશીઓ સાથે આપણને જોડતા બધા માર્ગો તેમણે બંધ કરી દીધા. દરિયાપારના નવા માર્ગો ખુલ્લા થયા એને લીધે આપણે યુરોપની અને ખાસ કરીને ઇગ્લંડની વધારે સમીપ આવ્યા પણ જમીનમાર્ગે હવે હિંદને ઈરાન, મધ્ય એશિયા અને ચીન સાથે છેક વર્તમાન સમય સુધી કશો સંપર્ક રહેવાનો નહોતો આજે હવાઈ માર્ગોને લીધે એ દેશો સાથેનો આપણો જૂનો સબંધ ફરીથી તાજો થયો છે બાકીના એશિયા સાથેના બધા સબધો આમ એકાએક કપાઈ ગયા એ હિંદમાના બ્રિટિશ અમલનુ એક અત્યંત ધ્યાન ખેંચે એવુ અને કમનસીબ પરિણામ હતુ *

*પ્રોફેસર ઈ જે રૅપ્સન લખે છે 'બીજી બધી આશ્રિત સત્તાઓને જોડીને તેમાથી એક મોટુ વહીવટી તત્ર પેદા કરવામા સફળ થનાર સત્તા તત્ત્વત દરિયાઈ સત્તા છે અને દરિયાઈ માર્ગો પર તેનો કાબૂ હોવાથી સલામતીની દૃષ્ટિથી

પણ આધુનિક સમયના નહીં, પ્રાચીન સમયના ઈરાન સાથે અમને જોડનારું એક બંધન હજી છે. તેરસો વરસ પર ઈરાનમાં ઇસ્લામની ચડાઈ થઈ ત્યારે પ્રાચીન જરથોસ્તી ધર્મના સેંકડો અથવા હજારો અનુયાયીઓ હિંદ ચાલ્યા આવ્યા. તેમને અહીં સત્કારવામાં આવ્યા અને હિંદના પશ્ચિમ કિનારા પર તેમણે વસવાટ કર્યો. કશી દખલ વિના તેઓ પોતાના આચાર-વિચારો તેમ જ ધર્મ પાળતા રહ્યા અને તેમણે પણ અહીંના લોકોના આચારવિચારો કે ધર્મમાં કશી દખલ ન કરી. ઈરાનથી આવીને અહીં વસનારા આ પારસીઓ શાન્તિપૂર્વક અને સ્વાભાવિક રીતે અહીં ભળી ગયા, હિંદને તેમણે પોતાનું વતન બનાવ્યું અને આમ છતાં પોતાના રીતરિવાજોને ચીવટપૂર્વક વળગી રહીને એક નાનકડી કોમ તરીકેનું પોતાનું નિરાળું અસ્તિત્વ જાળવી રાખ્યું એ ખરેખર અસાધારણ ઘટના છે. કોમ બહાર લગ્ન કરવાની મનાઈ હતી અને આવા આંતરકોમી લગ્નના બહુ જૂજ દાખલા છે—આ વસ્તુ સ્વતઃ હિંદીઓને માટે નવી કે આશ્ચર્યજનક નહોતી કેમ કે અહીં પોતપોતાની કોમમાં જ લગ્ન કરવાનો રિવાજ પ્રચલિત હતો. તેમની વસ્તીમાં ઝાઝી વૃદ્ધિ થતી નથી અને આજે પણ તેમની કુલ સંખ્યા એક લાખથી વધારે નથી. વેપારરોજગારમાં તેઓ સમૃદ્ધ થયા છે. અને તેમનામાંના ઘણા હિંદમાં ઉદ્યોગોના આગેવાન બન્યા છે. ઈરાન સાથે તેમને લગભગ કશો સંબંધ રહ્યો નથી અને તેઓ સંપૂર્ણપણે હિંદી છે. આમ છતાં તેઓ પોતાની પ્રાચીન પરંપરા તેમ જ પોતાના પુરાણા વતનની સ્મૃતિ તાજી રાખી રહ્યા છે.

તાજેતરમાં ઈરાનમાં ઇસ્લામ પૂર્વેની સંસ્કૃતિ તરફ નજર કરવાનું પ્રબળ વલણ પેદા થયું છે. એને ધર્મ સાથે કશી લેવાદેવા નથી. એ સાંસ્કૃતિક અને રાષ્ટ્રીય વૃત્તિ છે અને ઈરાનની લાંબી અને એકધારી સાંસ્કૃતિક પરંપરામાં તે ગર્વ શોધે છે ને અનુભવે છે.

દુનિયાની પરિસ્થિતિ અને સમાન હિતો એશિયાઈ દેશોને ફરીથી એકબીજા તરફ જોવાની ફરજ પાડતાં જાય છે. યુરોપિયનોના આધિપત્યને બૂરા સ્વપ્ન તરીકે ગણીને ઉવેખવામાં આવે છે અને પ્રાચીનકાળની સ્મૃતિઓ પુરાણી મૈત્રી તેમ જ

---

જમીનમાર્ગો બંધ કરવાની તેને ફરજ પડી છે. અફઘાનિસ્તાન, બલુચિસ્તાન તથા બ્રહ્મદેશ વગેરે હિંદી સામ્રાજ્યની સીમાઓ પર આવેલા દેશોને અંગે બ્રિટિશ નીતિનો આ હેતુ રહ્યો છે. આમ, રાજકીય અળગાપણું રાજકીય એકતાના એક અનિવાર્ય પરિણામ તરીકે ફલિત થયું છે. પરંતુ આ રાજકીય અળગાપણું હિંદના ઇતિહાસનું તાજેતરનું અને બિલકુલ અવનવું લક્ષણ છે એ યાદ રાખવું જોઈએ. વર્તમાન યુગને ભૂતકાળથી જુદો પાડનારું એ એક મહાન સીમાચિહ્ન છે.' (ધિ કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયા, પુ. ૧લું, પા. ૫૨)

સાથે મળીને આદરેલાં સાહસોની યાદ આપે છે. હિંદ ચીનનો સાથ કરી રહ્યું છે તેમ નજીકના ભવિષ્યમાં ઈરાન સાથે પણ ગાઢ સંબંધ બાંધશે એ વિષે શંકા નથી.

“એ માસ પર હિંદમાં આવેલા ઈરાનના સાંસ્કૃતિક પ્રતિનિધિમંડળના વડાએ અલ્લાહાબાદમાં કહ્યું હતું કે, 'ઈરાનની લોકકથા મુજબ ઈરાનીઓ અને હિંદીઓ બે ભાઈઓ જેવા છે. જુદા પડીને તેમાંનો એક પૂર્વ તરફ ગયો અને બીજો પશ્ચિમમાં ગયો. તેમનાં કુટુંબો એકબીજાને બિલકુલ ભૂલી ગયાં હતાં. બંને વચ્ચે કોઈ સમાન બાબત રહી હોય તો તે થોડાંક પુરાણાં ગીતો હતાં અને હજી પણ તેઓ તેમની વેણુ પર એ વગાડતા હતા. આ ગીતો પરથી અનેક સદીઓ વીત્યા બાદ બંને કુટુંબનાં માણસોએ એકબીજાની ઓળખ કરી તેઓ પાછાં એકત્ર થયાં. એ જ રીતે અમે અમારાં જુગ જુગ જૂનાં ગીતો અમારી વેણુ પર વગાડવાને હિંદમાં આવ્યા છીએ અને તે સાંભળીને અમારા હિંદી પિતરાઈઓ અમને પોતીકા તરીકે ઓળખે અને તેમના ઈરાની પિતરાઈઓ સાથે ફરી પાછા એકત્ર થાય.'

## ૭

## હિંદ અને ગ્રીસ

પ્રાચીન ગ્રીસ યુરોપની સંસ્કૃતિનું ઉગમસ્થાન લેખાય છે અને પૂર્વ તેમ જ પશ્ચિમ વચ્ચેના મૂળભૂત ભેદો વિષે ઘણું લખાયું છે. મને પોતાને એ સમજાતું નથી; એમાંનું ઘણું મને અસ્પષ્ટ અને હકીકતોના ઝાઝા પાયા વિનાનું તેમ જ અશાસ્ત્રીય લાગે છે. છેક હમણાં સુધી યુરોપના વિદ્વાનો એમ માનતા હતા કે દુનિયામાં જે કંઈ સારું છે તે બધાંની ઉત્પત્તિ ગ્રીસ કે રોમમાંથી થઈ છે. સર હેન્રી મેઈને કયાંક કહ્યું છે કે, પ્રકૃતિનાં આંધળાં બળો બાદ કરતાં દુનિયામાં એવું બીજું કશું નથી, જેનું મૂળ ગ્રીસમાં ન હોય. ગ્રીક તથા લૅટિન વિદ્યાઓના યુરોપના પંડિતો હિંદ અને ચીન વિષે કશું જાણતા નહોતા. આમ છતાં પ્રોફેસર ઈ. આર. ડોડ્સ ભારપૂર્વક જણાવે છે કે, 'ગ્રીક સંસ્કૃતિ પૂર્વની ભૂમિકામાંથી ઉદ્ભવી છે અને તેનાથી તે કદી પણ સર્વથા અળગી પડી નથી; સિવાય કે ગ્રીક અને લૅટિન વિદ્યાઓના પંડિતોના વિચારોમાં.'

લાંબા સમય સુધી યુરોપના વિદ્વાનોના અભ્યાસનું ક્ષેત્ર ગ્રીક, લૅટિન અને હિબ્રૂ પૂરતું જ મર્યાદિત રહ્યું હતું અને તેમાંથી દુનિયાનું જે ચિત્ર ઊભું થયું તેમાં માત્ર ભૂમધ્ય સમુદ્રના કાંઠા પર આવેલા દેશોનો સમાવેશ થતો હતો. એના પાયામાં

રહેલો ખ્યાલ પ્રાચીન કાળના રોમનોના ખ્યાલથી તદ્દન ભિન્ન નહોતો જોકે અનિવાર્ય રીતે તેમાં સમયાનુકૂલ કેટલાક ફેરફાર અને સુધારા કરવા પડ્યા હતા એ કલ્પનાને આધારે ઇતિહાસ તથા જિયૉપૉલિટિક્સના તેમના ખ્યાલો ઘડાયા હતા અને તેમની સંસ્કૃતિ અને સભ્યતા ચિગ્ગી હતી એટલું જ નહી, વૈજ્ઞાનિક પ્રગતિમાં પણ તે આડે આવતી હતી તેમના ચિત્ત પર પ્લેટો અને ઍરિસ્ટોટલ સવાર થયા હતા ભૂતકાળમાં એશિયાના લોકોએ મેળવેલી સિદ્ધિઓ વિષે યુરોપના લોકોને કંઈક જાણ થવા લાગી ત્યારે પણ તેનો રાજીખુશીથી સ્વીકાર કરવામાં ન આવ્યો અજાણપણે તેનો વિરોધ કરવામાં આવ્યો પોતાના ચિત્રમાં ગમે તેમ કરીને તેને ગોઠવી દેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો વિદ્વાનો જવા આમ વિચારતા હતા ત્યા પૂર્વ અને પશ્ચિમ વચ્ચે કંઈક મૂળગત ભેદ રહેલો છે એમ નિરક્ષર જનસમૂહ વિશેષે કરીને માનતો હતો યુરોપના ઉદ્યોગીકરણ અને તેને પરિણામે થયેલી ભૌતિક પ્રગતિને લીધે આમજનતાના માનસ પર આ તફાવતની છાપ વધારે દૃઢ થઈ અને ગમે તે રીતે બુદ્ધિસમત ખુલાસો ખોળવાની કંઈક વિચિત્ર પ્રક્રિયાથી ગ્રીસ આધુનિક યુરોપ તથા અમેરિકાનું જનક અને જનેતા બની ગયુ દુનિયાના ભૂતકાળ વિષેના જ્ઞાનમા થયેલી વૃદ્ધિથી ગણ્યાગાંઠ્યા વિચારકોના મનમા આ નિર્ણયો હચમચી ગયા પણ ભણેલાગણેલાના કે નિરક્ષર આખાયે જનસમૂહના ચિત્તમા તો આ સદીઓજૂના ખ્યાલો કાયમ રહ્યા ભૂતાવળના ઓળાની પેઠે એ તેમના ચિત્તના પટ ઉપર તરતા હતા અને પોતાને માટે તેમણે રચેલી ચિત્રસૃષ્ટિમા લુપ્ત થતા હતા

યુરોપ તેમ જ અમેરિકાનુ નખશિખ ઉદ્યોગીકરણ થયુ છે અને એશિયા એ બાબતમા પછાત છે એ સિવાય બીજી રીતે પૂર્વ અને પશ્ચિમ શબ્દોનો ઉપયોગ હું સમજી શકતો નથી આ ઉદ્યોગીકરણ દુનિયાના ઇતિહાસમા કંઈક નવી વાત છે અને તેણે બીજી કોઈ પણ વાત કરતા વધારે પ્રમાણમા દુનિયાને પલટી નાખી છે અને હજી પણ પલટતી જાય છે ગ્રીસની સંસ્કૃતિ અને યુરોપ તેમ જ અમેરિકાની આધુનિક સંસ્કૃતિ વચ્ચે કશો જીવંત સબંધ નથી સુખસાહેબી ભોગવવી એ જ ખરી મહત્ત્વની વાત છે એવો આધુનિક ખ્યાલ ગ્રીક કે બીજા કોઈ પણ પ્રાચીન સાહિત્યના પાયામા રહેલા ખ્યાલોથી તદ્દન જુદો છે ગ્રીક લોકો હિંદીઓ ચીનાઓ તથા ઈરાનીઓ પોતાની સઘળી પ્રવૃત્તિને સ્પર્શે તથા જીવનમા સમતા અને એકરાગની વૃત્તિ પેદા કરે એવા ધર્મની અને જીવનની ફિલસૂફીની ખોજ હમેશ કરતા હતા સાહિત્ય કળા તેમ જ સામાજિક સંસ્થાઓ વગેરે જીવનના દરેક ક્ષેત્રમા આ આદર્શ ઉદ્ભવે છે અને તે ઔચિત્ય તેમ જ પૂર્ણતાની ભાવના પેદા કરે છે આ છાપ પૂરેપૂરી સાચી ન હોય અને હકીકતમા જીવન એનાથી તદ્દન ભિન્ન હોય એ બનવા જોગ છે છતા આધુનિક યુરોપ

તથા અમેરિકાના લોકો પોતાની આરામની પળોમાં જેની આજની બધી પ્રશંસા કરે છે તથા પોતાના અંતરની કોઈક ઝંખનાને સંતોષવાને અથવા આધુનિક જીવનની બીહામણી કઠોરતામાં વીરતાની શીતળતાનો અનુભવ કરવાને જેમની સાથેનો પોતાનો દૂર દૂરનો સંબંધ ખોળવાને પ્રયત્ન કરે છે તે ગ્રીક લોકોની સમગ્ર જીવનદૃષ્ટિ તેમ જ જીવનધ્યેયથી તેઓ કેટલા બધા વેગળા છે એ યાદ રાખવું મહત્ત્વનું છે

પૂર્વ તેમ જ પશ્ચિમના દરેક દેશ તથા પ્રજા પાસે નિરાળું વ્યક્તિત્વ અને સંદેશ હતો અને જીવનના પ્રશ્નો ઉકેલવાનો પોતપોતાની રીતે તેઓ પ્રયત્ન કરતા આવ્યા છે ગ્રીસ પોતાની રીતે કંઈક નિરાળું, અપૂર્વ છે, હિંદ પણ છે, ચીન ને ઈરાનનું પણ એવું જ છે પ્રાચીન હિંદ તેમ જ ચીન વચ્ચે ખૂબ ભિન્નતા હોવા છતાં તેમની વચ્ચે વિચારનું સામ્ય હતું તે જ પ્રમાણે પ્રાચીન હિંદ અને પ્રાચીન ગ્રીસ એકબીજાથી ભિન્ન હોવા છતાં તેમની વચ્ચે પણ સામ્ય હતું એ બધામાં એક જ પ્રકારની વિશાળ, સહિષ્ણુ જીવનનિષ્ઠ દૃષ્ટિ, જીવન તેમ જ પ્રકૃતિના અપ્રતિમ સૌંદર્ય તથા અનંત વિવિધતા પરત્વેનો આનંદ અને પ્રેમ, તેમ જ પુરાણી જાતિના લાંબા કાળના સંચિત અનુભવમાંથી ઉદ્‌ભવતું શાણપણ હતું એ દરેકે પોતાની આસપાસની નૈસર્ગિક પરિસ્થિતિથી પ્રભાવિત થઈને પોતપોતાની જાતિની પ્રતિભા અનુસાર પોતાનો વિકાસ સાધ્યો અને જીવનની એક બાજુને બીજી બાજુઓ કરતાં વિશેષ પ્રાધાન્ય આપ્યું એક જાતિ તરીકે ગ્રીકો વર્તમાનમાં વિશેષે કરીને જીવ્યા અને પોતાની આસપાસ તેમણે નિહાળેલા તેમ જ પોતે સર્જેલા સૌંદર્યમાંથી આનંદ અને જીવનનો સુસંવાદ અથવા એકરાગ પ્રાપ્ત કર્યાં હિંદીઓએ આ આનંદ તેમ જ જીવનનો સુસંવાદ અથવા એકરાગ વર્તમાનમાંથીયે મેળવ્યો પણ સાથે સાથે તેમની દૃષ્ટિ વધારે ગહન જ્ઞાન તરફ વળી હતી અને તેમનું ચિત્ત અકળવા પ્રશ્નો સાથે ગડમથલ કરતું હતું આ પ્રશ્નોની તેમ જ તેની ગૂંચતાની ચીનાઓને પૂરેપૂરી જાણ હતી પણ ડહાપણપૂર્વક તેમાં ગૂંચવાવાનું તેમણે ટાળ્યું પોતપોતાની ભિન્ન ભિન્ન રીતે એ દરેક પ્રજાએ જીવનની પરિપૂર્ણતા તેમ જ તેના સૌંદર્ય વ્યક્ત કરવાનો પ્રયાસ કર્યો હિંદ અને ચીનના પાયા વધારે મજબૂત હતા અને તેમની ટકવાની શક્તિ વધારે હતી એ ઇતિહાસે બતાવી આપ્યું છે એ બંને દેશો પામામાંથી સારી પેઠે હાલી ગયા છે અને તેમની અવનતિ ઘણી થઈ છે છતાં તેઓ આજ સુધી ટકી રહ્યા છે અને તેમનું ભાવિ કેવું હશે એની કોઈને ખબર નથી પ્રાચીન ગ્રીસનું જીવન ઘણું પ્રતિભાશાળી પણ ટૂંકું હતું તેની અપ્રતિમ સિદ્ધિઓ પછીની સંસ્કૃતિઓ પરનો તેનો પ્રભાવ અને ભર્યાભાદર્યા જીવનના એ ટૂંકા પણ ઉજ્જવળ ગાળાની

સ્મૃતિ બાદ કરતાં પ્રાચીન ગ્રીસ જીવતુ ન રહ્યું. વર્તમાનમાં વધારેપડતું નિમગ્ન થવાને કારણે કદાચ તે ભૂતકાળમાં વિલીન થઈ ગયું હશે.

યુરોપની આજની પ્રજાઓ પોતાને ગ્રીક ભાવનાનાં ફરજંદો કહેવડાવે છે પણ ભાવના અને દૃષ્ટિમાં હિંદ પ્રાચીન ગ્રીસની વધુ સમીપ છે. તર્કશુદ્ધ વિચાર કરતાં રોકે એવા રૂઢ ખ્યાલો આપણને વારસામાં મળેલા હોવાથી આપણે એ વાત ભૂલી જઈએ એમ બને. એમ કહેવાય છે કે, હિંદ ધર્મપરાયણ, ફિલસૂફી, ચિંતન તેમ જ તત્ત્વચર્ચામાં ગ્રચુપચ્યુ, ઇહલોક વિષે ઉદાસીન અને મરણોત્તર જીવન ને પરલોકનાં સ્વપ્નોમાં નિમગ્ન છે. આમ અમને કહેવામાં આવે છે, અને અમને એમ કહેનારાઓ હિંદ ચિંતનમાં નિમગ્ન અને વિચારોમાં ગૂંચવાયેલુ રહે એમ કદાચ ચાહતા હશે કેમ કે એ રીતે એ વિચારકો તરફથી કશી દખલગીરી વિના તેઓ આ દુનિયા તથા તેની વિપુલ સમૃદ્ધિ પોતાને કબજે રાખી શકે અને તેનો આનંદ લૂંટી શકે. હિંદ આ બધુ હતુ અને એથી અનેકગણું વિશેષ તે છે. તેણે બાલ્યાવસ્થાની નિર્દોષતા અને ઉદાસીનતા, યૌવનનું જોમ અને સાહસિકતા અને સુખદુઃખના લાંબા અનુભવમાથી આવતુ પુખ્તવયનું પરિપક્વ શાણપણ જાણ્યા છે, વળી પોતાની બાલ્યાવસ્થા, યૌવન તેમ જ વૃદ્ધાવસ્થા તેણે ફરી ફરીને નવેસરથી સજીવન કર્યાં છે. વય અને કાળની જબરદસ્ત જડતાના બોજાએ તેને દાબી દીધુ છે, હીન રૂઢિઓ તથા અનિષ્ટ પ્રથાઓએ તેને કોરી ખાધુ છે, તેને વળગી રહેલા અનેક પરોપજીવીઓ તેનો જીવનરસ ચૂસતા રહ્યા છે. પણ આ બધાંની પાછળ યુગયુગાન્તરોનુ સામર્થ્ય તેમ જ પ્રાચીન જાતિનું સહજ શાણપણ રહેલું છે કેમ કે અમે અત્યંત વયોવૃદ્ધ છીએ અને અગણિત સદીઓ અમારા કાનની આસપાસ ગુંજારવ કરી રહી છે, છતાં અમારુ નવયૌવન ફરી ફરીને પ્રાપ્ત કરવાનુ અમે જાણ્યું છે, એ વીતી ગયેલા યુગોની સ્મૃતિઓ અને સ્વપ્નાઓ જોકે અમારી મનોદૃષ્ટિમા ટકી રહે છે.

કોઈ ગુપ્ત સિદ્ધાંત કે અલૌકિક વિદ્યાએ નહીં પણ પોતાની કરુણામય માનવતા, વૈવિધ્યશાળી અને સમભાવયુક્ત સંસ્કૃતિ તેમ જ જીવન અને તેના ગૂઢ માર્ગોની ઊંડી સમજે હિંદને પ્રાણવાન રાખ્યું છે અને આ બધા લાંબા લાંબા યુગો દરમ્યાન ટકાવી રાખ્યું છે તેની વિપુલ શક્તિ એક યુગથી બીજા યુગમાં તેના ભવ્ય સાહિત્ય અને કળામાં વહેતી રહે છે. એનો થોડો જ ભાગ જોકે આપણી પાસે છે અને ઘણું કાં તો ક્યાંક છુપાઈને પડ્યુ છે અથવા કુદરતે કે માણસની પાશવતાએ તેનો નાશ કર્યો છે. એલિફન્ટાની ગુફામાંની સમર્થ, આમર્ષક અને વેધક ચક્ષુઓવાળી, ઊંડા જ્ઞાન અને સમજથી ભરેલી અને આપણા તરફ કંઈક તિરસ્કારથી જોઈ રહેલી ત્રિમૂર્તિની પ્રતિમા ખુદ હિંદની અનેકમુખી પ્રતિમા હોય એમ બને. અજંતાનાં ભીંતચિત્રો માર્દવ

તેમ જ સૌંદર્યપ્રેમ અને જીવનપ્રેમથી ભરપૂર છે અને જેના કંઈક વધારે ગૂઢ, કંઈક પારલૌકિક તત્ત્વ તેમા રહેલું છે એવી આપણને હમેશ ઝાખી થયા કરે છે

ભૌગોલિક અને આબોહવાની દૃષ્ટિએ ગ્રીસ હિંદથી ભિન્ન છે ત્યા આગળ નથી જેને સાચા અર્થમા કહી શકાય એવી નદીઓ, નથી ઘાટા વનો કે નથી મોટા તરુવરો હિંદમા આ બધાની વિપુલતા છે હિંદના દરિયાકાંઠા પર વસતા લોકો બાદ કરતા ગ્રીકો પર નિરવધિ અને તરલ સાગરની હિંદીઓ કરતા ઘણી વધારે અસર પહોંચી હતી હિંદીઓનુ જીવન વધુ પ્રમાણમા ખંડસ્થ હતુ અને વિશાળ મેદાનો, પ્રચંડ ગિરિવરો, મહાન નદીઓ તેમ જ અફાટ જંગલો સાથે સંકળાયેલુ હતુ ગ્રીસમા પણ થોડા પર્વતો હતા, અને પોતાના દેવો તથા ઋષિમુનિઓ હિમાલયના શિખરો પર વસે છે એમ હિંદીઓ માનતા હતા તેમ ગ્રીકો ઓલિમ્પસ પર્વતને તેમના દેવોનુ નિવાસસ્થાન લેખતા હતા બંને પ્રજાઓએ નિર્માણ કરેલી પુરાણકથાઓ અળગી ન પાડી શકાય એ રીતે ઇતિહાસ સાથે સેળભેળ થઈ ગયેલી છે અને કલ્પના તેમ જ હકીકતોને છૂટા પાડવાનુ શક્ય નથી પ્રાચીન સમયના ગ્રીક લોકો મોજમજા માણવાની પાછળ નહોતા પડયા તેમ જ તપસ્વી કે દેહદમન કરનારા પણ નહોતા એમ કહેવાય છે મોજમજાને કંઈ અનિષ્ટ અથવા અનીતિમાન વાત ગણીને તેને તેઓ ટાળતા નહોતા તેમ જ આજના લોકોની બાબતમા બને છે તેમ ગણતરીપૂર્વક તેઓ મોજમજા માણવાની પાછળ પણ પડતા નહોતા આપણામાના ઘણાને કડે છે તેવા વિધિનિષેધના નિગ્રહોની તથામા પડયા વિના તેઓ સહજભાવે જીવન ગાળતા હતા, જે કંઈ કરવાનુ હોય તે તન્મય બનીને કરતા અને એ રીતે જીવન પ્રત્યે તેઓ આપણા કરતા વધારે નિષ્ઠાવાળા હોય એમ જણાય છે આપણા પ્રાચીન સાહિત્ય પરથી હિંદીઓના જીવન વિષે પણ આપણા પર કંઈક એવી જ છાપ પડે છે હિંદમા જીવનની સંયમશીલ યા નિગ્રહશીલ બાજુ હતી પણ તે મૂઠીભર લોકોમા મર્યાદિત હતી અને સમગ્ર પ્રજાજીવન પર તેની ઝાઝી અસર નહોતી પાછળના સમયમા ગ્રીસમા પણ આ નિગ્રહશીલ જીવન પર ભાર મૂકવામાં આવ્યો હતો જૈન તેમ જ બૌદ્ધ ધર્મની અસર નીચે એ બાજુને વધારે મહત્ત્વ મળવાનુ હતું પણ છતા જીવનની ભૂમિકામા એનાથી ધરમૂળનો ફેરફાર થયો નથી

હિંદ તેમ જ ગ્રીસ ઉભય દેશોમા જીવનને જેવુ છે તેવુ સ્વીકારી લેવામા આવતુ હતુ તથા તેનો પૂરેપૂરો ઉપભોગ કરવામા આવતો હતો આમ છતા ત્યા અમુક પ્રકારના આંતરિક જીવનની શ્રેષ્ઠતા વિષેની શ્રદ્ધા પણ હતી આમાથી કુતૂહલ અને ચિંતન ઉદ્‌ભવ્યા, પણ એ જિજ્ઞાસાવૃત્તિ સ્વતઃસિદ્ધ

તરીકે સ્વીકારી લેવામાં આવેલા કેટલાક નિશ્ચિત ખ્યાલોની તાર્કિક વિચારણા પર કેન્દ્રિત થઈ હતી તેની દશ્ય જગતના અનુભવોની વિચારણા તરફ વળી નહોતી વૈજ્ઞાનિક પદ્ધતિનો ઉદય થયો તે પહેલાં સાથે જ બન્ને એ સર્વસામાન્ય વલણ પ્રવર્તતું હતું ઘણું કરીને આ જ્ઞાનનું ચિંતન મૂઠીભર બુદ્ધિજીવી લોકોમાં જ મર્યાદિત હતું પણ સામાન્ય માણસો પર પણ એની અસર થઈ હતી અને તેઓ જાહેર સભાસ્થાનોમાં બીજી મળી વસ્તુઓની જેમ તાત્ત્વિક ફિલસૂફીના પ્રશ્નોની પણ ચર્ચા કરતા હતા ખાસ કરીને ગામડાંઓમાં હજી આજે પણ હિંદમાં જોવામાં આવે છે તેમ લોકોનું જીવન સામુદાયિક સ્વરૂપનું હતું ચોરેચૌટે, મંદિર કે મસ્જિદના ચોગાનમાં અથવા જ્યાં પંચાયતઘર હોય ત્યાં લોકો તે દિવસના ખબરોની અને સર્વસામાન્ય જરૂરિયાતોની ચર્ચા કરવાને એકઠા થતા આ રીતે પ્રજામત નિર્માણ થતો અને વ્યક્ત થતો આવી જાતની ચર્ચાઓ માટે લોકોને પૂરતી નવરાશ મળતી હતી

આમ છતાં ગ્રીક લોકોની અનેક અપ્રતિમ સિદ્ધિઓમાં એક સિદ્ધિ અદ્વિતીય છે એ છે પ્રાયોગિક વિજ્ઞાનનો તેમણે કરેલો આરંભ ખુદ ગ્રીસની ભૂમિ કરતાં એલેક્ઝાંડ્રિયાના ગ્રીકોએ એમાં વધારે પ્રમાણમાં પ્રગતિ કરી હતી અને ઈ સ પૂ ૩૩૦થી ઈ સ પૂ ૧૩૦ સુધીની બે સદીઓ વિજ્ઞાનની પ્રગતિ અને યાંત્રિક શોધખોળોના ઇતિહાસમાં આગળ તરી આવે છે આની સાથે સરખામણી થઈ શકે એવું હિંદમાં કશું નથી અથવા સાચું કહેતાં સત્તરમી સદી અને તે પછીના સમયમાં વિજ્ઞાન કૂદકે ને ભૂસકે આગળ વધવા લાગ્યું તે પહેલાંના સમયમાં દુનિયામાં બીજે ક્યાંય જોવામાં આવ્યું નથી રોમનું સામ્રાજ્ય આગના બધા પ્રદેશોમાં વિસ્તર્યું હતું, ગ્રીક સંસ્કૃતિ સાથે તેનો ગાઢ સંબંધ હતો અને અનેક પ્રજાઓની વિદ્યા તેમ જ તેમના અનુભવોનો લાભ લેવાની તેને તક મળી હતી છતાં વિજ્ઞાન શોધખોળો કે યંત્રવિષયક પ્રગતિમાં તેણે કશો મહત્ત્વનો ફાળો આપ્યો નથી યુરોપમાં ગ્રીસ રોમની સંસ્કૃતિ પડી ભાગી ત્યારે મધ્ય યુગના સમયમાં આરબ લોકોએ વિજ્ઞાનની જ્યોત જાગતી રાખી હતી

એલેક્ઝાંડ્રિયાનો વિજ્ઞાનની પ્રવૃત્તિ અને શોધખોળોનો આ ફાલ બેશક તત્કાલીન સમાજસ્થિતિનું ફળ હતું ગણિત અને બીજગણિતની પદ્ધતિની પ્રગતિ, શૂન્યનો ઉપયોગ અને એકમ, દશક, શતક વગેરે સ્થાનોના અંકોની મૂલ્યપદ્ધતિની હિંદમાં થયેલી શોધ જેમ અહીંની સામાજિક જરૂરિયાતો, વધતા જતા વેપાર તથા બહુવિધ સમાજવ્યવસ્થાને આભારી હતી તે જ પ્રમાણે એલેક્ઝાંડ્રિયામાં થયેલી શોધખોળો તેમ જ વૈજ્ઞાનિક પ્રગતિ પણ વિસ્તરતા જતા સમાજ તથા દરિયો ખેડવાની પ્રવૃત્તિને આભારી હતી પણ સમગ્રપણે જોતાં પ્રાચીન સમયના ગ્રીકોમાં વિજ્ઞાનની ભાવના કેટલા પ્રમાણમાં મોજૂદ હતી એ

શંકાસ્પદ છે અને તેમનુ જીવન મનુષ્ય અને પ્રકૃતિમાં એકતા અને સુસંવાદ ખોળતી પોતાની પુરાણી તાત્ત્વિક દૃષ્ટિના પાયા પર રચાયેલી પરંપરાગત પ્રણાલીઓને અનુસરતુ હોવુ જોઈએ એમ લાગે છે. એ તાત્ત્વિક દૃષ્ટિ અથવા વલણ પ્રાચીન ગ્રીકો તથા હિંદીઓમાં સામાન્ય છે. હિંદની પેઠે ગ્રીસમાં પણ પ્રજાકીય ઉત્સવો દ્વારા વરસના ભાગ પાડવામા આવતા હતા. એ ઉત્સવો બદલાતી ઋતુઓના આગમનની જાહેરાત કરતા અને પ્રકૃતિના પલટા સાથે માણસને એકતાન રાખતા હતા હિંદમાં હજી પણ અમે વસતઋતુના તેમ જ લણણીની મોસમના ઉત્સવો ઊજવીએ છીએ શરદઋતુના અંતમાં દિવાળીનો અને ઉનાળાની શરૂઆતમા હોળીનો તેમ જ પુરાણકાળના વીર પુરુષોના ઉત્સવો પણ અમે ઊજવીએ છીએ. કેટલાક ઉત્સવોને પ્રસગે હજી પણ અમે કૃષ્ણ અને ગોપીઓના નાચની પેઠે નાચગાન કરીએ છીએ, લોકગીતો ગાઈએ છીએ અને સંઘનૃત્યો કરીએ છીએ.

રાજારજવાડાઓ અને અમીરઉમરાવોમા અમુક અંશે સ્ત્રીઓ પડદો રાખતી હતી તે સિવાય હિંદમા પડદાનો રિવાજ નહોતો એ સમયે હિંદ કરતા ગ્રીસમા સ્ત્રીઓ ઘણુ કરીને વધારે પ્રમાણમા ઘરમા એકાતવાસમા રહેતી હતી. હિંદના પ્રાચીન ગ્રથોમા આગળપડતી અને વિદુષી સ્ત્રીઓના ઉલ્લેખ આવે છે અને ઘણી વાર તેઓ જાહેર ચર્ચાઓમા પણ ભાગ લેતી જણાય છે ગ્રીસમા લગ્ન દેખીતી રીતે જ સપૂર્ણપણે સ્ત્રીપુરુષ વચ્ચેનો કરાર હતો. હિંદમા તેને હમેશા ધાર્મિક સસ્કાર તરીકે લેખવામા આવ્યુ છે, લગ્નના બીજા પ્રકારોનો ઉલ્લેખ પણ અહીં જોકે મળી આવે છે.

ગ્રીક સ્ત્રીઓને હિંદમા ખાસ કરીને આવકારવામા આવતી હતી. પ્રાચીન નાટકોમા જેનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તે રાજદરબારની પરિચારિકાઓ ઘણી વાર ગ્રીક સ્ત્રીઓ હતી ગ્રીસમાથી ભરૂચ બદરેથી જે મહત્ત્વની ચીજો હિંદમા આવતી હતી તેમા 'ગાયક છોકરાઓ અને સ્વરૂપવાન કન્યાઓ'નો સમાવેશ થતો હતો એમ કહેવામા આવે છે મૌર્ય રાજા ચન્દ્રગુપ્તનુ જીવન વર્ણવતા મૅગેસ્થનિસ આપણને કહે છે કે, 'રાજાને માટે સ્ત્રીઓ રસોઈ તૈયાર કરતી, તેઓ ખોરાકની બીજી વાનીઓ સાથે મદિરા પણ તેને પીરસતી બધા જ હિદીઓ એનો સારી પેઠે ઉપયોગ કરતા હતા' કેટલીક જાતના દારૂ ગ્રીસની ભૂમિમાથી અથવા તેની વસાહતોમાથી અવશ્ય અહીં આવતા હતા કેમ કે એક પ્રાચીન તામિલ કવિ એ વિષે ઉલ્લેખ કરતા જણાવે છે કે, 'યવનો (ગ્રીક લોકો) પોતાના સરસ વહાણોમા ઠડો અને ખુશબોદાર દારૂ લાવતા હતા' એક ગ્રીક હેવાલ જણાવે છે કે, પાટલીપુત્રના રાજાએ (ઘણુ કરીને અશોકનો પિતા બિદુસાર) મીઠો દારૂ, સૂકા અજીર અને સોફિસ્ટ ફિલસૂફ ખરીદીને પોતાના પર

મોકલી આપવા માટે એન્ટિઓક્સને લખ્યું હતું એના જવાબમાં એન્ટિઓક્સે લખ્યું કે, 'અમે તમને દારૂ અને અંજીર તો મોકલીશું પણ ગ્રીસના કાયદા સોફિસ્ટને વેચવાની મનાઈ કરે છે '

ગ્રીક સાહિત્ય પરથી સ્પષ્ટપણે જણાય છે કે, સજાતિઓ વચ્ચેના અકુદરતી સબંધો પ્રત્યે નાપસંદગી કે સૂગ દર્શાવવામાં આવતી નહોતી અરે, એના પ્રત્યે કંઈક પસંદગી દર્શાવવામાં આવતી હતી ઘણુ કરીને એ યુવાવસ્થામાં સ્ત્રીપુરુષોને એકબીજાથી અળગા રાખવામાં આવતા હતા તેને આભારી હતું ઈરાનમાં પણ આવી જાતનું વલણ જોવામાં આવે છે અને ફારસી સાહિત્યમાં એવા ઉલ્લેખો સગમબંધ મળી આવે છે પુરુષ સાથીને માશુક તરીકે રજૂ કરવાની પ્રથા ત્યાં સાહિત્યમાં રૂઢ થઈ ગયેલી હોય એમ લાગે છે સંસ્કૃત સાહિત્યમાં એનું નામનિશાન જોવા મળતું નથી અને સજાતિઓના અકુદરતી સબંધને હિંદમાં મંજૂર રાખવામાં આવતા નહોતા અને એવા સબંધો સામાન્ય નહોતા એ ઉઘાડું છે

છેક પ્રાચીન કાળથી ગ્રીસ અને હિંદનો એકબીજા સાથે સંપર્ક ચાલુ થયો હતો અને પાછળના સમયમાં ગ્રીક સંસ્કૃતિની અસર નીચે આવેલા પશ્ચિમ એશિયા અને હિંદ વચ્ચે ગાઢ સબંધ બંધાયો હતો મધ્ય હિંદમાં આવેલી ઉજ્જયિની (આજનું ઉજ્જન શહેર) નગરીની મહાન વેધશાળાને મિસરમાં આવેલા એલેકઝાંડ્રિયા શહેર સાથે સબંધ હતો એકબીજા સાથેના તેમના સંપર્કના આ લાંબા ગાળા દરમ્યાન એ બે પ્રાચીન સંસ્કૃતિઓ વચ્ચે વિચારો અને સંસ્મરણોની ઘણી આપલે થઈ હશે એક ગ્રીક પુસ્તકમાં એવી એક પરંપરાગત હકીકત નોંધવામાં આવેલી છે કે કેટલાક વિદ્વાન હિંદીઓ સોક્રેટીસને મળ્યા હતા અને તેને તેમણે સવાલો પૂછ્યા હતા પાઈથેગોરાસ પર ખાસ કરીને હિંદી ફિલસૂફીની અસર પડી હતી અને પ્રોફેસર એચ જી રાલિન્સન જણાવે છે કે, પાઈથેગોરાસના અનુયાયીઓ જે ધાર્મિક, તાત્ત્વિક અને ગણિતના સિદ્ધાંતો શીખવતા હતા તે બધા ઘણુ કરીને પહેલાની છઠ્ઠી સદીમાં હિંદના લોકો જાણતા હતા ' યુરોપની પ્રાચીન કાળની વિદ્યાઓના ઉરવિક નામના પંડિતે પ્લેટોના ધિ રિપબ્લિક નામના ગ્રંથની મીમાંસા હિંદી તત્ત્વજ્ઞાનને આધારે કરી છે * નોસ્ટિક સંપ્રદાયને પ્લેટોની ફિલસૂફી અને હિંદી તત્ત્વજ્ઞાનનો સમન્વય કરવાના પ્રયાસ તરીકે લેખવામાં આવે છે ટિયાનાના એપોલોનિયસ નામના ફિલસૂફે ઈસવી સનના આરંભમાં હિંદના વાયવ્ય તરફના પ્રદેશમાં આવેલી તક્ષશિલા નામની વિદ્યાપીઠની મુલાકાત લીધી હતી એમ માનવામાં આવે છે

* ગ્રોમરીન ધિ ગ્રીક ક મનવત્ત્વ નામના પુસ્તકમાં ઉરવિકના ધિ મેસેજ આફ પ્લેટો નામના ગ્રંથનો ઉલ્લેખ કરે છે (૧૯૨૦) મેં એ ગ્રંથ જોયો નથી

આલબરૂની નામનો મશહૂર પ્રવાસી અને પંડિત ઇશુની અગિયારમી સદીમા હિંદમા આવ્યો હતો તે મૂળ ઈરાની હતો અને મધ્ય એશિયામા આવેલા ખોરાસાનમા જન્મ્યો હતો તેણે ગ્રીક ફિલસૂફીનો અભ્યાસ કર્યો હતો ઇસ્લામની આરંભની કારકિર્દીના સમયમા બગદાદમા એ ફિલસૂફી લોકપ્રિય હતી હિંદી ફિલસૂફીનો અભ્યાસ કરવા માટે હિંદમા તે સંસ્કૃત ભણ્યો એ બંનેના કેટલાક સામાન્ય લક્ષણો જોઈ તે ચકિત થયો હતો અને હિંદ વિષેના પોતાના પુસ્તકમા એ બંનેની તેણે તુલના કરી છે ગ્રીક ખગોળશાસ્ત્ર અને રોમન ખગોળશાસ્ત્ર વિષેના સંસ્કૃત ગ્રંથોનો પણ તે ઉલ્લેખ કરે છે

ગ્રીક અને હિંદી સંસ્કૃતિ અનિવાર્ય રીતે એકમીજી પર અસર કરતી આવી હતી એ ખરુ હોવા છતા પોતાનુ નિરાળુ વ્યક્તિત્વ જાળવી રાખીને પોત પોતાની રીતે સ્વતંત્ર વિકાસ સાધવા જેટલી તે બંને સમર્થ હતી બધુ જ ગ્રીસ અને રોમને આભારી છે એમ માનવાનુ જૂનુ વલણ હાલ થોડા વરસથી બદલાવા લાગ્યુ છે અને સંસ્કૃતિની પ્રગતિમા એશિયાએ અને ખાસ કરીને હિંદે આપેલા ફાળા પર વધારે ભાર મૂકવામા આવે છે પ્રોફેસર ટાર્ન કહે છે 'વ્યાપક દૃષ્ટિથી જોતા એશિયાવાસીઓએ ગ્રીકો પાસેથી સામાન્ય રીતે વસ્તુઓનુ બાહ્ય સ્વરૂપ લીધુ છે, તેમણે નક્કર વસ્તુ ક્વચિત્ લીધી છે — પ્રજાકીય સંસ્થાઓ એમા અપવાદ રૂપ હોય એમ બને — પણ ભાવના તો હરગિજ નહી કેમ કે ભાવનાની બાબતમા પોતે ગ્રીકોને પાછળ પાડી દઈ શકે એવો એશિયાવાસીઓને વિશ્વાસ હતો અને તેમણે એમ કર્યુ હતુ પણ ખરુ' વળી તે કહે છે ગ્રીક સંસ્કૃતિની સામે ટક્કર ઝીલવા જેટલી હિંદી સંસ્કૃતિ સમર્થ હતી, પણ ધાર્મિક ક્ષેત્ર બાદ કરતા બેબિલોનિયાની સંસ્કૃતિએ ગ્રીક સંસ્કૃતિ પર અસર કરી તેટલી અસર કરવા જેટલી તે સમર્થ નહોતી આમ છતા હિંદ એ બેમા વધારે પ્રભાવશાળી ભાગીદાર હતુ એમ માનવાને આપણને કારણ મળે છે' 'ગ્રીસની હસ્તી ન હોત તોયે બુદ્ધની મૂર્તિ બાદ કરતા બીજી બધી મહત્ત્વની બાબતોમા હિંદના ઇતિહાસમા કશો ફેર પડત નહી'

પ્રતિમાપૂજા અથવા મૂર્તિપૂજા ગ્રીસમાથી હિંદમા આવી હતી એ જાણવા જેવી બીના છે વૈદધર્મ હરકોઈ પ્રકારની પ્રતિમા યા મૂર્તિપૂજાની વિરુદ્ધ હતો તે વખતે દેવોના મંદિરો સુધ્ધા નહોતા હિંદના વધારે પ્રાચીન ધર્મોમા ઘણુ ખરુ પ્રતિમાપૂજાનો કંઈ અંશ હતો ખરો જોકે તેનો પ્રચાર ઝાઝો નહોતો એ નિર્વિવાદ છે આરંભકાળના બૌદ્ધ ધર્મનો એની સામે પ્રબળ વિરોધ હતો અને બુદ્ધ ભગવાનની પ્રતિમા કે મૂર્તિ બનાવવાનો ખાસ નિષેધ કરવામા આવ્યો હતો પરંતુ અફઘાનિસ્તાન અને તેની આસપાસના હિંદની સરહદ પરના પ્રદેશોમા ગ્રીક કળાની પ્રબળ અસર હતી અને ધીમે ધીમે તેણે હિંદમા

તેમ જ તિબેટમાં તે લાંબા વખત સુધી લોકપ્રિય હતો. પ્રાચીન કાળમાં એક હિંદી પંડિતે તેનો ચીની ભાષામાં અનુવાદ કર્યો હતો.

આ બધી શોધોએ પ્રાચીન હિંદનાં નાટકોના ઇતિહાસ પર નવો પ્રકાશ પાડ્યો છે અને એ દિશાની વળી વધુ શોધો હિંદી સંસ્કૃતિની આ અદ્‌ભુત પ્રગતિને એથીયે વધારે પ્રગટ કરે એવો સંભવ છે. સિલ્વન લેવી લ થિયેત્ર ઍન્ડિયાન એટલે કે भारतीय नाटकों નામના પોતાના પુસ્તકમાં લખે છે: 'એ નાટકો જેણે તેમને નિર્માણ કર્યાં તે સંસ્કૃતિને ઉત્કૃષ્ટ સ્વરૂપે વ્યક્ત કરે છે. જીવનને તે જેવું છે તેવું ચીતરે છે. સારભૂત વસ્તુઓને ગૌણ વસ્તુઓથી નિરાળી પાડી તે આપણી સમક્ષ પ્રતીકના રૂપમાં આકર્ષક રીતે મૂકે છે. હિંદની મૌલિકતા તેની નાટકકળામાં સંપૂર્ણપણે પ્રગટ થઈ છે. એમાંથી હિંદની રૂઢિઓ, સિદ્ધાંતો તેમ જ સંસ્થાઓનો સારભૂત ખ્યાલ મળી રહે છે.'

સર વિલિયમ જોન્સે કરેલા કાલિદાસના શાકુન્તલ નાટકના અનુવાદ દ્વારા યુરોપના લોકોને હિંદના પ્રાચીન નાટક વિષે પહેલવહેલી જાણ થઈ. આ અનુવાદ ૧૭૮૯ની સાલમાં પ્રસિદ્ધ થયો હતો. આ શોધથી યુરોપના કેળવાયેલા અને બુદ્ધિજીવી લોકોમાં એક પ્રકારનો ખળભળાટ મચી ગયો અને એ નાટકની અનેક આવૃત્તિઓ બહાર પડી. જર્મન, ફ્રેંચ, ડૅનિશ અને ઇટાલિયન ભાષામાં પણ એના અનુવાદો બહાર પડ્યા. આ અનુવાદો સર વિલિયમ જોન્સના અનુવાદ પરથી કરવામાં આવ્યા હતા. ગટે પર એ નાટકની ઊંડી અસર થઈ હતી. શાકુન્તલની તેણે મુક્તકંઠે પ્રશંસા કરી હતી. પોતાના ફૉસ્ટ નામના નાટકમાં નાન્દી દાખલ કરવાનો ખ્યાલ કાલિદાસની નાન્દી પરથી તેને આવ્યો હતો એમ કહેવાય છે. સંસ્કૃત નાટકોમાં આરંભમાં નાન્દી મૂકવાની પ્રથા પરંપરાગત હતી. *

---

* યુરોપિયન વિદ્વાનોનાં લખાણોમાંથી હિંદના પ્રાચીન સાહિત્ય તથા ફિલસૂફીની તારીફ કરતા ચૂંટી કાઢેલા ઉતારાઓ પોતાનાં લખાણોમાં ટાંકવાનો હિંદના લેખકોનો રિવાજ થઈ પડ્યો છે. હું પણ અમુક અંશે એ રિવાજને વશ થયો છું. એથી સાવ ઊલટો અભિપ્રાય વ્યક્ત કરતા ઉતારાઓ ટાંકવાનું એથીયે સહેલું થઈ પડે એમ છે. અઢારમી અને ઓગણીસમી સદીના યુરોપી વિદ્વાનો હિંદી તત્ત્વજ્ઞાન અને ફિલસૂફીના પરિચયમાં આવ્યા ત્યારે એને વિષે તેમનામાં ખૂબ ઉત્સાહની લાગણી પેદા થઈ અને તેઓ એની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા. યુરોપી સંસ્કૃતિ જે નહોતી કરી શકી એવી કંઈક જરૂરિયાત તેમણે પૂરી પાડી એવી લાગણી ત્યાં પ્રવર્તી હતી. પાછળથી એથી ઊલટું એટલે કે ટીકા અને શંકાશીલતાનું વલણ પેદા થયું. હિંદની ફિલસૂફી કશા નિશ્ચિત સ્વરૂપ વિનાની અને વેરણછેરણ છે એવી લાગણી પેદા થવાને લીધે તેમ જ ભિન્ન ભિન્ન જ્ઞાતિઓના જડ વાડાઓવાળી હિંદની સમાજ-રચના પ્રત્યેના અણગમાને પરિણામે આ વલણ પેદા થયું હતું. હિંદના પ્રાચીન સાહિત્ય વિષેના બહુ અધૂરા જ્ઞાનમાંથી તેની તરફેણનાં અને વિરુદ્ધનાં આ બંને

કાલિદાસને સંસ્કૃત સાહિત્યના સૌથી શ્રેષ્ઠ કવિ અને નાટકકાર ગણવામાં આવે છે. પ્રો. સિલ્વન લેવી કહે છે: 'કાલિદાસનું નામ ભારતના કાવ્ય તેમ જ સાહિત્યના ક્ષેત્રમાં ચમકી રહ્યું છે. નાટક, મહાકાવ્ય અને વિરહકાવ્ય આજે પણ એ મહાન કલાકારની પ્રતિભા અને બહુશ્રુતતાનો પુરાવો આપે છે. સરસ્વતીના વરદ પુત્રોમાં એનો જોટો જડવો મુશ્કેલ છે. હિંદ જેની પ્રશંસા કરે છે અને જગત જેની કદર બૂજે છે એવી સર્વોત્કૃષ્ટ કલાકૃતિ નિર્માણ કરવાનું સૌભાગ્ય એને જ પ્રાપ્ત થયું છે. શાકુન્તલના જન્મ વખતે ઉજ્જયિનીમાં જે પ્રકાશ પેદા થયો હતો તેણે ઘણી સદીઓ બાદ વિલિયમ જોન્સે એ નાટકનો અનુવાદ કર્યો ત્યારે પશ્ચિમના દેશોને પણ પ્રકાશિત કર્યા. જ્યાં દરેક નામ માનવભાવનાના વિકાસનો એક યુગ વ્યક્ત કરે છે એવા સપ્તર્ષિના મંડળમાં કાલિદાસે પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. એ નામોની શ્રેણી ઇતિહાસ રચે છે અથવા કહો કે, પોતે જ ઇતિહાસ બને છે.'

કાલિદાસે બીજાં નાટકો અને લાંબાં કાવ્યો પણ લખ્યાં છે. એના જીવનકાળ વિષે કશું ચોક્કસપણે કહી શકાય એમ નથી, પણ ઘણું કરીને તે ઈશુની ચોથી સદીના છેલ્લા ભાગમાં જેને ગુપ્તવંશના વિક્રમાદિત્ય તરીકે ઓળખવામાં આવે છે તે ચંદ્રગુપ્ત બીજાના અમલ દરમ્યાન ઉજ્જયિનીમાં થઈ ગયો એમ માનવામાં આવે છે. વિક્રમાદિત્યના દરબારના નવ રત્નોમાંનો તે એક હતો એવી દંતકથા પ્રચલિત છે, અને તેના જીવન દરમ્યાન જ તેની પ્રતિભાની કદર બૂજવામાં આવી હતી અને તેનું પૂરેપૂરું સન્માન કરવામાં આવ્યું હતું એ વિષે શંકા નથી. તે ખૂબ નસીબદાર હતો, જીવનનો લાડકવાયો હતો. તેની કોર અને તીણી ધાર કરતાં તેની સુંદરતા અને મૃદુતાનો તેને વિશેષ અનુભવ થયો હતો. તેનાં લખાણોમાંથી જીવન વિષેનો તેનો પ્રેમ તથા સૃષ્ટિસૌંદર્ય માટેનો તેનો અનુરાગ જણાઈ આવે છે.

---

વલણો પેદા થયાં હતાં. ગટે પોતે પણ એ વિષેનો પોતાનો અભિપ્રાય વારંવાર બદલ્યો હતો. અને યુરોપની સંસ્કૃતિ પર હિંદી તત્ત્વજ્ઞાનની ઘણી અસર થઈ છે એ વાત તે સ્વીકારતો હતો. એ ખરું, પણ તેના પર તેની દૂરગામી અસર થઈ હતી એ કબૂલ કરવા તૈયાર નહોતો. હિંદ વિષે પણ આવું દ્વિવિધ અને પરસ્પર વિરોધી વલણ એ યુરોપી માનસની ખાસિયત છે. રોમાં રોલાં એક મહાન યુરોપિયન અને સર્વોત્તમ યુરોપી સંસ્કૃતિની વિશિષ્ટ પેદાશ છે. હમણાં હાલનાં વરસો દરમ્યાન તેમણે હિંદી તત્ત્વજ્ઞાનના મૂળમાં રહેલી વસ્તુને સહાનુભૂતિપૂર્વક અને સમન્વયકારી દૃષ્ટિથી સમજવાનો પ્રયત્ન કર્યો છે. તેમને મન પૂર્વ અને પશ્ચિમ એ માનવઆત્માના અનાદિ અને અનંત સમાગમની બે ભિન્ન અવસ્થાઓ છે. આ વિષય પર — હિંદી ફિલસૂફી વિષેના પશ્ચિમના લોકોના વલણ બાબત — શાન્તિનિકેતનના મિ. એલેક્સ એરોન્સને ખૂબ વિદ્વત્તા અને અધિકારપૂર્વક લખ્યું છે.

મેઘદૂત એ કાલિદાસનાં લાંબાં કાવ્યોમાંનું એક છે. એમાં પોતાની પ્રિયતમાથી વિખૂટો પડેલો અને દેશવટો વેઠતો એક પ્રેમી વર્ષાઋતુના આરંભમાં વાદળાં મારફતે પોતાનો વિરહસંદેશ પોતાની પ્રિયતમાને મોકલે છે. રાયડર નામના એક અમેરિકન વિદ્વાને એ કાવ્ય તેમ જ કાલિદાસનાં મુક્તકો વખાણ્યાં કર્યાં છે. એ કાવ્યના બે ભાગોનો ઉલ્લેખ કરીને તે કહે છે: 'પહેલો ભાગ સનાતન પ્રકૃતિનું વર્ણન છે, આમ છતાં તેની સાથે માનવલાગણીઓ વણી લેવામાં આવી છે. બીજો ભાગ માનવહૃદયનું ચિત્ર રજૂ કરે છે, આમ છતાં એ ચિત્ર પ્રકૃતિના સૌંદર્યની ભૂમિકામાં ચીતરવામાં આવ્યું છે. એ એટલી સરસ રીતે કરવામાં આવ્યું છે કે, બેમાંનો કયો ભાગ શ્રેષ્ઠ છે એ કોઈ કહી શકે એમ નથી. મૂળ સંસ્કૃતમાં એ સર્વાંગસંપૂર્ણ કાવ્ય વાંચનારાઓ પૈકી કેટલાક પર પહેલા ભાગની ભારે અસર થાય છે અને કેટલાક પર બીજા ભાગની. આ દુનિયા એકલા માણસ માટે જ નથી, તેમ જ માનવ સિવાયનાં જીવનનાં અન્ય સ્વરૂપોનું ગૌરવ અને મહત્ત્વ સમજીને જ તે પોતાનો પૂર્ણ વિકાસ સાધી શકે છે એ સત્ય કાલિદાસ પાંચમી સદીમાં સમજ્યો હતો. યુરોપ ઓગણીસમી સદી સુધીમાં પણ એ શીખ્યું નહોતું અને હજી આજે પણ એ અંગેની એની સમજ અધૂરી જ છે. કાલિદાસ આ સત્ય પામી શક્યો એ તેની અસાધારણ પ્રતિભાનો પુરાવો છે. મહાન કાવ્યસર્જન માટે તેમ જ તેના સર્વાંગસંપૂર્ણ સ્વરૂપ માટે એ ગુણ અતિ આવશ્યક છે. કાવ્યનો અસ્ખલિત પ્રવાહ એ વિરલ વસ્તુ નથી; સારગ્રાહી બુદ્ધિ પણ એટલી વિરલ નથી, પરંતુ આ સૃષ્ટિની શરૂઆતથી આજ સુધીમાં એ બંનેનો સંગમ ડઝનેક કરતાં વધુ વખત થયેલો જાણવામાં નથી. તેનામાં એ બંનેનો સુમેળ સધાયો હતો તેથી જ કાલિદાસ ઍનાક્રિઑન, હૉરેસ કે શેલીની કોટિનો નહીં પણ સોફોક્લીસ, વર્જિલ અને મિલ્ટનની કોટિનો કવિ હતો.'

ઘણું કરીને કાલિદાસ પહેલાં ઘણા સમય અગાઉ બીજું એક મશહૂર નાટક—શૂદ્રકનું મૃચ્છકટિક એટલે કે માટીનું ગાડું નામનું નાટક રચાયું હતું. એ કોમળ લાગણીથી ભરેલું કંઈક કૃત્રિમ નાટક છે. આમ છતાં એ વાસ્તવદર્શી નાટક છે. એ આપણને તે સમયની સંસ્કૃતિ તથા પ્રજામાનસની ઝાંખી કરાવે છે. ઈ. સ. ૪૦૦ના અરસામાં, ચંદ્રગુપ્ત બીજા અથવા વિક્રમાદિત્યના જ રાજ્યઅમલ દરમ્યાન બીજું એક સુપ્રસિદ્ધ નાટક રચાયું હતું. એ હતું વિશાખાદત્તનું મુદ્રારાક્ષસ. એ કેવળ રાજકીય નાટક છે અને કોઈ પ્રણયકથા કે પૌરાણિક વાત તેમાં આવતી નથી. એમાં ચંદ્રગુપ્ત મૌર્યના સમયની વાત આવે છે અને અર્થશાસ્ત્રનો કર્તા ચંદ્રગુપ્તનો અમાત્ય ચાણક્ય તેનો નાયક છે. અમુક રીતે આજે પણ એ અપૂર્વ વાસ્તવદર્શી નાટક છે.

ઈસવી સનની સાતમી સદીના આરંભમાં એક નવું સામ્રાજ્ય સ્થાપનાર સમ્રાટ હર્ષ યા હર્ષવર્ધન પણ નાટકકાર હતો અને તેનાં લખેલાં ત્રણ નાટકો આપણી પાસે છે. ઈ. સ. ૭૦૦ના અરસામાં ભવભૂતિ થઈ ગયો. સંસ્કૃત સાહિત્યનો તે બીજો ઝળહળતો તારો છે. એની કૃતિઓનો અનુવાદ કરવો સહેલો નથી કેમ કે તેની ખરી ખૂબી તેની ભાષામાં છે. પરંતુ હિંદમાં તે બહુ લોકપ્રિય છે અને માત્ર કાલિદાસને જ તેનાથી આગળ મૂકવામાં આવે છે. ઑક્સફર્ડ યુનિવર્સિટીનો એક વખતનો પ્રોફેસર વિલ્સન એ બંનેને વિષે કહે છે: 'ભવભૂતિ અને કાલિદાસનાં કાવ્યોના જેવી સુમધુર અને સંગીતમય અથવા ભવ્ય ભાષાની કલ્પના કરવી પણ અશક્ય છે.'

સદીઓ સુધી, સંસ્કૃત નાટકોનું ઝરણું વહેતું રહ્યું હતું પણ નવમી સદીના આરંભમાં મુરારી પછી ગુણમાં તે સાવ ઊતરી ગયેલાં દેખાય છે. જીવનનાં બીજાં ક્ષેત્રોમાં પણ એ અવનતિ અને સડો ઉત્તરોત્તર વધારે ને વધારે પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે. અફઘાનો તેમ જ મોગલોના રાજ્ય-અમલ દરમ્યાન રાજ્યાશ્રય ન મળ્યો તેમ જ મુખ્યત્વે કરીને તે રાષ્ટ્રના ધર્મ સાથે નિકટપણે સંકળાયેલાં હતાં અને ઇસ્લામને નાટકની કળા પસંદ નહોતી એ બીના નાટકોની અવનતિને માટે કંઈક અંશે જવાબદાર હશે એમ કહેવામાં આવે છે, કેમ કે આ સાહિત્યિક નાટકો, તેમનામાં અમુક પ્રજાકીય તત્ત્વ ચાલુ રહ્યું હતું તે બાદ કરતાં વિદ્વદ્‌ભોગ્ય હતાં અને અમીર વર્ગના આશ્રય પર નભતાં હતાં. પરંતુ આ દલીલમાં ઝાઝું તથ્ય નથી. હા, ટોચ પરના રાજકીય ફેરફારોની તેમના પર કંઈક પરોક્ષ અસર થવા પામી હોય એમ બને. સાચી વાત એવી છે કે, એ રાજકીય ફેરફારો થયા તે અગાઉ ઘણા સમયથી સંસ્કૃત નાટકોની અવનતિ થયેલી સ્પષ્ટપણે દેખાય છે. વળી, એ રાજકીય ફેરફારો પણ કેટલીક સદી સુધી માત્ર ઉત્તર હિંદમાં જ મર્યાદિત હતા અને એ નાટકોમાં કંઈક સર્જકશક્તિ રહી હોત તો દક્ષિણ હિંદમાં તેની પ્રગતિ ચાલુ રહેવી જોઈતી હતી. શુષ્કતાના થોડાક ટૂંકા ગાળાઓ બાદ કરતાં હિંદના અફઘાન, તુર્ક તથા મોગલ રાજકર્તાઓ હિંદી સંસ્કૃતિને ચોક્કસ ઉત્તેજન આપતા રહ્યા હતા. એમાં તેમણે કેટલાક ફેરફાર તથા સુધારાવધારા પણ દાખલ કર્યાં હતા. મુસ્લિમ રાજદરબારો અને ઉમરાવ વર્ગે હિંદી સંગીતને સાંગોપાંગ અપનાવી લીધું હતું અને તેના કેટલાક શ્રેષ્ઠ ઉસ્તાદો મુસલમાન થઈ ગયા છે. સાહિત્ય તેમ જ કાવ્યના ઉત્કર્ષને પણ ઉત્તેજન આપવામાં આવ્યું હતું અને હિંદીના અગ્રગણ્ય કવિઓમાં કેટલાક મુસલમાન કવિઓ પણ છે. વિજાપુરના રાજા ઇબ્રાહીમ આદીલશાહે હિંદી સંગીત પર હિંદી ભાષામાં એક ગ્રંથ લખ્યો હતો. હિંદી કાવ્યો અને સંગીતમાં હિંદુ દેવદેવીઓના ઢગલાબંધ ઉલ્લેખો આવતા હતા છતાં તેને અપનાવી

લેવામાં આવ્યાં અને તેમાંનાં પ્રાચીન દૃષ્ટાંતો તથા રૂપકો ચાલુ રહ્યાં હતાં. માત્ર મૂર્તિવિધાનની કળા બાદ કરતાં, થોડાક અપવાદો સિવાય મુસલમાન રાજકર્તાઓએ કળાના કોઈ પણ સ્વરૂપને દાબી દેવાનો પ્રયાસ કર્યો નહોતો એમ. કહી શકાય.

એ સમયે હિંદમાં બીજી બધી બાબતોની પણ અવદશા બેઠી હતી અને સર્જકશક્તિ ઓસરતી જતી હતી તેને લીધે જ સંસ્કૃત નાટકોની પણ અવનતિ થઈ. અફઘાનો અને મોગલો દિલ્હીની રાજગાદી પર સુદૃઢ થયા તે પહેલાં ઘણા વખતથી તેની અવનતિ થવી શરૂ થઈ ગઈ હતી. પછી વિદ્વાન ઉમરાવ વર્ગની ભાષા તરીકે સંસ્કૃતને ફારસી સાથે હરીફાઈમાં ઊતરવું પડ્યું. પણ સંસ્કૃત નાટકોની ભાષા અને રોજિંદા વ્યવહારની ભાષા વચ્ચે ઉત્તરોત્તર અંતર વધતું જતુ હતુ એ પણ તેની પડતીનું એક કારણ હોય એમ લાગે છે. ઈ. સ. ૧૦૦૦ના અરસામાં બોલાતી ભાષાઓમાં સાહિત્ય નિર્માણ થવા લાગ્યુ હતુ. એ ભાષાઓમાંથી આપણી આજની ભાષાઓ ઉદ્ભવી છે.

આમ છતાં મધ્ય યુગના આખા સમય દરમ્યાન અને છેક હમણા સુધી સંસ્કૃત નાટકો લખાતાં ચાલુ રહ્યાં એ ખરેખર આશ્ચર્યકારક બીના છે. ૧૮૯૨ની સાલમા શેક્સપિયરના મિડસમર નાઇટ્સ ડ્રીમ નામના નાટકનો સંસ્કૃત અનુવાદ બહાર પડ્યો હતો પ્રાચીન નાટકોની હસ્તપ્રતો નિરંતર હાથ લાગતી રહે છે. ૧૮૯૦ની સાલમાં પ્રોફેસર સિલ્વન લેવીએ તૈયાર કરેલી યાદીમા ૩૭૭ નાટકો અને ૧૮૯ નાટકકારોનો સમાવેશ થાય છે. એ પછી કરવામાં આવેલી યાદીમાં ૬૫૦ નાટકોનો સમાવેશ થાય છે.

પ્રાચીન કાળના (કાલિદાસ અને એવા બીજા નાટકકારોનાં) નાટકોની ભાષા મિશ્ર છે એટલે કે તેમાં સંસ્કૃત અને એક યા વધારે પ્રાકૃત ભાષાઓ આવે છે આ પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતમાંથી ઉદ્ભવેલી તે સમયની લોકભાષાઓ હતી. એક જ નાટકમા કેળવાયેલાં પાત્રો સંસ્કૃત બોલે છે અને અણકેળવાયેલાં સામાન્ય વર્ગના પાત્રો અને ઘણુંખરું સ્ત્રીઓ — જોકે એમાં કેટલાક અપવાદો છે — પ્રાકૃત બોલે છે નાટકમાં આવતા કાવ્યો સંસ્કૃતમા હોય છે અને તેમનુ પ્રમાણુ ઘણું હોય છે. ભાષાના આ જાતના મિશ્રણને લીધે એ નાટકો ઘણું કરીને સામાન્ય કક્ષાના શ્રોતાજનોની વધારે નજીક આવતાં હતાં. સાહિત્યની ભાષા અને લોકભોગ્ય કળા એ બે વચ્ચેનો એ મધ્યમ માર્ગ હતો. આમ છતાં પુરાણાં નાટકોમા તત્ત્વત શિષ્ટભોગ્ય કળા રજૂ થાય છે અને તે કેળવાયેલા શ્રોતા વર્ગને અને સામાન્ય રીતે રાજદરબારો અને અમીર ઉમરાવોને માટે હતાં. પોતાના વિષયોની પસંદગીને લીધે જનસમૂહથી બિલકુલ અળગા પડી

ગયેલાં કરુણાન્ત ફ્રેંચ નાટકો જોડે સિલ્વન લેવી કેટલીક રીતે તેમની તુલના કરે છે. એ ફ્રેંચ કરુણાન્ત નાટકો સાચા જીવનથી વિમુખ થયેલાં હતાં અને તેમણે રૂઢિપરાયણ સમાજનું ચિત્ર નિર્માણ કર્યું હતું.

ઉચ્ચ કક્ષાનાં આ સાહિત્યિક નાટકો ઉપરાંત લોકભોગ્ય નાટકો પણ અહીં હતાં. પુરાણોની તેમ જ રામાયણ મહાભારતની વાર્તાઓ પર એ રચાયેલાં હતાં. સામાન્ય શ્રોતા વર્ગ નાટકોનાં એ વસ્તુથી પરિચિત હતો અને નાટ્યકળા કરતાં તેને ભજવવાની કળા સાથે તેમને વધારે લેવાદેવા હતી. એ નાટકો તે તે પ્રદેશની ભાષામાં લખાયેલાં હતાં અને તેથી તે તે પ્રદેશમાં જ તે સીમિત હતાં. સંસ્કૃત નાટકો હિંદભરના કેળવાયેલા લોકોની ભાષામાં લખાયેલાં હોવાને લીધે આખા હિંદમાં પ્રચલિત હતાં.

આ સંસ્કૃત નાટકોની પાછળ તેમને ભજવવાનો આશય બેશક રહેલો હતો અને તેમા એને અંગેની વિગતવાર સૂચનાઓ આપવામાં આવેલી છે. શ્રોતા વર્ગે કેવી રીતે બેસવું એના નિયમો પણ તેમાં આપવામાં આવેલા છે. એની ભજવણીમાં નટીઓ અથવા સ્ત્રીપાત્રો પણ ભાગ લેતાં. પ્રાચીન ગ્રીસમાં એવી પ્રથા નહોતી. સંસ્કૃત તેમ જ ગ્રીક એ બંને નાટકોમાં પ્રકૃતિ વિષેની જીવંત પ્રતીતિ અને તે પ્રકૃતિનાં જ એક અંગ હોવાની લાગણી દૃષ્ટિગોચર થાય છે. તેમાં ઊર્મિનું પ્રબળ તત્ત્વ પણ છે અને કાવ્ય મર્મ અને રહસ્યથી ભરેલું જીવનનું એક અનિવાર્ય અંગ હોય એમ જણાય છે. સામાન્ય રીતે એ કાવ્યો ગાવામાં આવતાં હતાં. ગ્રીક નાટકો વાંચતાં પુરાણી હિંદી પ્રથાઓનું આપણને સ્મરણ કરાવે એવી અનેક પ્રથાઓ, વિચારપ્રણાલી અને રહેણીકરણી આપણી નજરે પડે છે. આમ છતા ગ્રીક નાટકો સંસ્કૃત નાટકોથી તત્ત્વતઃ ભિન્ન છે.

ગ્રીક નાટકોના પાયામાં જીવનની કરુણતા — અનિષ્ટની સમસ્યા ચીતરેલી છે. માણસ દુઃખી કેમ થાય છે? દુનિયામાં અનિષ્ટની હસ્તી શા માટે છે? ધર્મ અને ઈશ્વરનો ગૂઢ કોયડો. 'અવિચળ અને અફર એવા વિધિના સનાતન અને સર્વશક્તિમાન કાયદાની સામે. . .' અંધપણે અને ઉદ્દેશરહિત મથામણ કરનાર ક્ષણભંગુર માનવી કેવું પામર પ્રાણી છે! માણસે દુઃખની અગ્નિપરીક્ષામાંથી પસાર થઈને જ શીખવું રહ્યું અને તે નસીબદાર હશે તો પોતાની મથામણમાંથી પર થશે:

'સુખી તે છે જેણે સમદર તુફાની સર કરી
પહોંચાડી નૌકા નિજ ભુજબળે બંદર લગી.
પિછાણીને ન્હાં' દરમ ધરમોની ક્ષણિકતા
પ્રયત્નોની જે કો પર જઈ શકયો — ધન્ય જ થયો.

લેવામાં આવ્યાં અને તેમાંનાં પ્રાચીન દૃષ્ટાંતો તથા રૂપકો ચાલુ રહ્યાં હતાં માત્ર મૂર્તિવિધાનની કળા બાદ કરતાં, થોડાક અપવાદો સિવાય મુસલમાન રાજકર્તાઓએ કળાના કોઈ પણ સ્વરૂપને દાબી દેવાનો પ્રયાસ કર્યો નહોતો એમ કહી શકાય.

એ સમયે હિંદમાં બીજી બધી બાબતોની પણ અવદશા બેઠી હતી અને સર્જકશક્તિ ઓસરતી જતી હતી તેને લીધે જ સંસ્કૃત નાટકોની પણ અવનતિ થઈ. અફઘાનો અને મોગલો દિલ્હીની રાજગાદી પર સુદૃઢ થયા તે પહેલાં ઘણા વખતથી તેની અવનતિ થવી શરૂ થઈ ગઈ હતી. પછી વિદ્વાન ઉમરાવ વર્ગની ભાષા તરીકે સંસ્કૃતને ફારસી સાથે હરીફાઈમાં ઊતરવું પડ્યું. પણ સંસ્કૃત નાટકોની ભાષા અને રોજિંદા વ્યવહારની ભાષા વચ્ચે ઉત્તરોત્તર અંતર વધતું જતું હતું એ પણ તેની પડતીનું એક કારણ હોય એમ લાગે છે. ઈ. સ. ૧૦૦૦ના અરસામાં બોલાતી ભાષાઓમાં સાહિત્ય નિર્માણ થવા લાગ્યું હતું. એ ભાષાઓમાંથી આપણી આજની ભાષાઓ ઉદ્ભવી છે.

આમ છતાં મધ્ય યુગના આખા સમય દરમ્યાન અને છેક હમણાં સુધી સંસ્કૃત નાટકો લખાવાં ચાલુ રહ્યાં એ ખરેખર આશ્ચર્યકારક બીના છે. ૧૮૯૨ની સાલમાં શેક્સપિયરના મિડસમર નાઇટ્સ ડ્રીમ નામના નાટકનો સંસ્કૃત છાયાનુવાદ બહાર પડ્યો હતો. પ્રાચીન નાટકોની હસ્તપ્રતો નિરંતર હાથ લાગતી રહે છે. ૧૮૯૦ની સાલમાં પ્રોફેસર સિલ્વન લેવીએ તૈયાર કરેલી યાદીમાં ૩૭૭ નાટકો અને ૧૮૯ નાટકકારોનો સમાવેશ થાય છે. એ પછી કરવામાં આવેલી યાદીમાં ૬૫૦ નાટકોનો સમાવેશ થાય છે.

પ્રાચીન કાળનાં (કાલિદાસ અને એવા બીજા નાટકકારોનાં) નાટકોની ભાષા મિશ્ર છે એટલે કે તેમાં સંસ્કૃત અને એક યા વધારે પ્રાકૃત ભાષાઓ આવે છે. આ પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતમાંથી ઉદ્ભવેલી તે સમયની લોકભાષાઓ હતી. એક જ નાટકમાં કેળવાયેલાં પાત્રો સંસ્કૃત બોલે છે અને અણકેળવાયેલાં સામાન્ય વર્ગનાં પાત્રો અને ઘણુંખરું સ્ત્રીઓ — જોકે એમાં કેટલાક અપવાદો છે — પ્રાકૃત બોલે છે. નાટકમાં આવતા કાવ્યો સંસ્કૃતમાં હોય છે અને તેમનું પ્રમાણ ઘણું હોય છે. ભાષાના આ જાતના મિશ્રણને લીધે એ નાટકો ઘણું કરીને સામાન્ય કક્ષાના શ્રોતાજનોની વધારે નજીક આવતાં હતાં. સાહિત્યની ભાષા અને લોકભોગ્ય કળા એ બે વચ્ચેનો એ મધ્યમ માર્ગ હતો. આમ છતાં પુરાણાં નાટકોમાં તત્ત્વત શિષ્ટભોગ્ય કળા રજૂ થાય છે અને તે કેળવાયેલા શ્રોતા વર્ગને અને સામાન્ય રીતે રાજદરબારો અને અમીર ઉમરાવોને માટે હતાં. પોતાના વિષયોની પસંદગીને લીધે જનસમૂહથી બિલકુલ અળગાં પડી

ફિલસૂફો અને વિચારકોને સંતોષ થતો નહોતો અને એની પારના અંતિમ કારણો તેમ જ વધારે સમાધાનકારક ખુલાસા શોધવાને તેઓ નિરંતર પ્રયત્ન કરતા હતા પરંતુ જીવન તો સામાન્ય રીતે આ માન્યતાઓને આધારે જ ચાલતું હતું અને નાટકકારો તેનો વિરોધ કરતા નહોતા સંસ્કૃત નાટકો અને કાવ્યો સામાન્ય રીતે હિંદી ભાવનાને સંપૂર્ણપણે અનુરૂપ હતા અને તેની સામે વિરોધની ભાવના નહી જેવી જ જોવા મળે છે નાટકલેખનને માટે ઠરાવવામા આવેલા નિયમો બહુ કડક હતા અને તેમનો ભંગ કરવાનું સહેલું નહોતું આમ છતા મૂગે મોએ વિધિને વશ થવાની વાત એમા આવતી નથી, નાટકનો નાયક હમેશા ખૂબ ધૈર્યવાળો હોય છે અને હરેક પ્રકારના જોખમોનો સામનો કરે છે મુદ્રારાક્ષસ નાટકમા ચાણક્ય તિરસ્કારપૂર્વક કહે છે કે, 'અજ્ઞાનમા ડૂબેલો માણસ જ નસીબ પર આધાર રાખે છે,' પોતાના સામર્થ્ય પર આધાર રાખવાને બદલે તેઓ ગ્રહો પર આધાર રાખે છે અમુક પ્રકારની કૃત્રિમતા એ નાટકોમા આવી જાય છે વીર નાયક સદાયે વીર જ રહે છે અને દુષ્ટ પાત્ર હમેશા દુષ્ટપણે જ વર્તે છે એ વચ્ચેની સ્થિતિ ભાગ્યે જ જોવા મળે છે

આમ છતા તેમા રોમાંચક પ્રસંગો અને દિલને હલાવી મૂકે એવા દશ્યો તેમ જ સ્વપ્નમાની ચિત્રસૃષ્ટિ જેવી લાગતી સાચી અને છતા ભ્રામક એવી જીવનની ભૂમિકા જોવા મળે છે કવિની કલ્પના આ બધાને પ્રતિભાશાળી ભાષામા વણી લે છે હિંદનુ જીવન તે સમયે વધારે સુખશાન્તિભર્યું અને વધારે સ્થિર હોય, પોતાના મૂળ જાણે તેણે શોધી કાઢ્યા હોય અને બધા પ્રશ્નોનો ઉકેલ તેને જડી ગયો હોય એમ આપણને લાગે છે એમ જોકે નયે હોય એ શાન્તિથી અને પ્રસન્નતાપૂર્વક વહ્યે જાય છે અને પવનના તોફાનો તેમ જ ઝઝા વાતો સુધ્ધા માત્ર તેની ઉપની સપાટી પર જ ક્ષણિક ક્ષોભ મચાવે છે ગ્રીક કરુણાન્ત નાટકોના ભીષણ તોફાનો એમા જોવા મળતા નથી પણ તે માનવી ભાવોથી ભરેલા છે અને તેમા સૌંદર્યનો એકરાગ અને તાર્કિક એકતા રહેલા છે સિલ્વન લેવી કહે છે કે, હિંદી નાટકો હજી પણ હિંદની પ્રતિભાની સૌથી ઉચિત સિદ્ધિ છે

પ્રોફેસર એ બેરીડેલ કીથ પણ કહે છે કે, 'સંસ્કૃત નાટકોને હિંદી કાવ્યના સર્વોત્તમ ફળ તરીકે અને હિંદી સાહિત્યના અતિ જાગ્રત સજ્ઞાઓએ સિદ્ધ કરેલી સાહિત્યિક કળાની અંતિમ કલ્પનાના સંપૂર્ણ પરિપાક તરીકે લેખી શકાય

આમા તેમ જ બીજી બાબતોમા પણ જેના પર ગાળોનો વરસાદ વરસાવવામા આવ્યો છે તે બ્રાહ્મણ હકીકતમા હિંદની બૌદ્ધિક શ્રેષ્ઠતાનું મૂળ હતો જેમ તેણે હિંદી દિનચર્યા નિર્માણ કરી તે જ રીતે પોતાની બુદ્ધિમત્તાના બીજા પ્રયાસથી તેણે નાટકનુ અસરકારક અને ચેતવ સ્વરૂપ નિર્માણ કર્યું'

અહો કંડારેલી અગમ ઢબથી જીવનકથા!
ચડે કો સત્તા ને સ્વરણવિભવે અન્ય જ થકી,
રહેતા આગોટી ધનઢગ પરે કો લખપતિ,
અજંપા તૃષ્ણાના અગણ્ય ઊઠગે, અંત જ નથી

ફગે ઇચ્છા ક્યારે, કદીક મળતી ધૂળ, અથવા
કદી આશામૃત્યુ, કદીક સ્ફુરતા અંકુર નવા,
પરન્તુ લે જાણી સમય વહતા જે મરમ આ
જગે જીવી જાતુ અમયુ કઈ ઓછુ સુખદ ના
તેને સાચું સ્વરગ મળિયુ, સુખિયા તે સુભાગી'

યાતનાઓની કમોગીમાથી પસાર થઈને જીવન સાથે મુકાબલો કરતા માણસ શીખે છે, પરંતુ અંતિમ કોયડો અણઉકલ્યો જ રહે છે એનું પણ તેને જ્ઞાન થાય છે અને તેના ચિત્તમા ઊઠતા પ્રશ્નોનો અને ઇષ્ટ તેમ જ અનિષ્ટનો અથવા પાપપુણ્યના કોયડાનો ઉકેલ તેને જડતો નથી

'રહસ્ય છૂપા બહુરૂપ છે, વળી
આશા અને બીક થકી અતીત
અનેક બીના સરજી રહ્યો વિભુ

જ્યા શોધતો અંતિમ રાહ ત્યા તો
મળે ક્શુંયે નવ માનવીને,
ને કલ્પનાયે નવ કોઈને જ્યા
'ડી ત્યહી ગુપ્ત પડેલ વિસ્તરી'*

ગ્રીક કરુણાન્ત નાટકોના સામર્થ્ય અને ભવ્યતા સાથે સરખાવી શકાય એવુ સંસ્કૃત નાટકોમા કશું નથી આવે જ, સંસ્કૃતમા કરુણાન્ત નાટકો જ નથી કારણ કે નાટકનો કરુણ અંત નિષિદ્ધ હતો એમા એવા મૂળભૂત અથવા તત્ત્વસ્પર્શી પ્રશ્નોની ચર્ચા કરવામા આવી જ નથી કેમ કે નાટકકારોએ પ્રચલિત ધાર્મિક માન્યતાઓ સ્વીકારી લીધી હતી પુનર્જન્મ અને કર્મના કાયદાનો એમા સમાવેશ થતો હતો અકસ્માત અથવા કારણરહિત અનિષ્ટ અસંભવિત છે એમ માનવામા આવતુ હતુ કેમ કે અત્યારે જે કંઈ બને છે તે પૂર્વજન્મના કોઈક કર્મનુ અનિવાર્ય પરિણામ છે માણસની બધી મથામણ નિષ્ફળ નીવડે તોયે તેને તેમની સામે ઝૂઝવુ પડે એવા અંધપણે કાર્ય કરતા આંધળાં બળો તેના માર્ગમા અંતરાયરૂપ નથી થતા આવા સીધાસાદા ખુલાસાથી

* આ બે ઉતારાઓ પ્રોફેસર ગિલ્બર્ટ મરેએ કરેલા યુરીપિડસના અનુવાદ માંથી લીધા છે પહેલો 'બિ બાકીમાથી અને બીજો આલ્કસ્ટીસમાથી છે

૯

## સંસ્કૃત ભાષાનું સામર્થ્ય અને ટકાઉ શક્તિ

સંસ્કૃત અત્યંત સમૃદ્ધ, વિવિધ પ્રકારના અલંકારોથી ભરપૂર, હરેક પ્રકારના વૈવિધ્યથી ભરેલી અને છતાં ચોક્કસ અને વ્યાકરણના નિયમોનું ચીવટપૂર્વક પાલન કરનારી ભાષા છે એ વ્યાકરણ છવ્વીસ સો વરસ પૂર્વે પાણિનિએ રચ્યું હતું. સંસ્કૃત ભલે ફેલાઈ, પોતાની સમૃદ્ધિમાં તેણે વધારો કર્યો અને વધારે પરિપૂર્ણ અને અલંકૃત બની પણ તે સદા પોતાના મૂળ સ્વરૂપને વળગી રહી. સંસ્કૃત સાહિત્યની અવનતિનાં વરસોમાં તેનું સામર્થ્ય થોડુંક ઘટ્યું અને તેની શૈલીની સરળતા ઓછી થઈ તથા તે અતિ ઝીણવટભરી ઉપમાઓ તેમ જ રૂપકોથી ભરેલી અને જટિલ બની ગઈ વ્યાકરણના જે નિયમોને આધારે શબ્દોને એકબીજા સાથે જોડી શકાતા હતા એટલે કે, તેમનો સમાસ કરી શકાતો હતો તે પંડિતોના હાથમાં પાર વગરના શબ્દોને જોડીને લીટીઓની લીટી સુધી લંબાતા સમાસો રચીને પોતાની હોશિયારીનું પ્રદર્શન કરવા માટેની કેવળ એક યુક્તિ સમા થઈ ગયા

છેક ૧૭૮૪ની સાલમાં સર વિલિયમ જોન્સે કહ્યું હતું, 'સંસ્કૃત ભાષા કેટલી પ્રાચીન છે તે ભગવાન જાણે, પણ તેની રચના અદ્ભુત છે. ગ્રીક ભાષા કરતાં તે પૂર્ણ, લૅટિન કરતાં વધારે વિપુલ અને એ બંને કરતાં વધારે શિષ્ટ છે આમ છતાં ક્રિયાપદના ધાતુઓ અને વ્યાકરણના સ્વરૂપ એ બંને બાબતોમાં એ ભાષાઓને તે એટલી મળતી આવે છે કે એ કોઈ અકસ્માતનું પરિણામ છે એમ ન કહી શકાય સાચે જ તેમની વચ્ચેનું એ સામ્ય એટલું મોટું છે કે, કોઈ પણ ભાષાશાસ્ત્રી તેમનું નિરીક્ષણ કર્યા પછી મૂળ કોઈ એક જ ભાષામાંથી તે બધી ઉત્પન્ન થઈ છે અને એ મૂળ ભાષા આજે મોજૂદ નથી હોય એવા અનુમાન પર આવ્યા વિના ન રહે'

વિલિયમ જોન્સ પછી અંગ્રેજ, ફ્રેંચ, જર્મન અને બીજા અનેક યુરોપિયન વિદ્વાનોએ સંસ્કૃતનો અભ્યાસ કર્યો અને તુલનાત્મક ભાષાશાસ્ત્ર નામના એક નવા શાસ્ત્રનો પાયો નાખ્યો. આ નવા શાસ્ત્રમાં જર્મન વિદ્વાનો ઘણા આગળ વધ્યા અને સંસ્કૃતમાં સંશોધન કરવા માટેનો સૌથી વધારે યશ ઓગણીસમી સદીના આ જર્મન વિદ્વાનોને ફાળે જાય છે જર્મનીની લગભગ દરેક યુનિવર્સિટીમાં સંસ્કૃત વિભાગ રાખવામાં આવ્યો હતો અને એક કે બે અધ્યાપકો તેમાં કામ કરતા હતા હિંદમાં પણ પુષ્કળ પંડિતો હતા પણ તે જૂની ઢબના હતા અને

શૂદ્રકના મૃચ્છકટિક નાટકનો અંગ્રેજી અનુવાદ ૧૯૨૪ની સાલમાં ન્યૂયોર્કમાં ભજવવામાં આવ્યો હતો. નેશન પત્રના મિ. જોસેફ વૂડ ક્રુચ નામના નાટકોના વિવેચકે એ વિષે આ પ્રમાણે લખ્યું હતું: 'સિદ્ધાંતવાદીઓ નાટકના જે 'શુદ્ધ સ્વરૂપ'ની વાતો કરે છે તેનું ઉદાહરણ જોનારને ક્યાંયે જોવા મળે એમ હોય તો અહીં મળશે. અહીં તેને પૂર્વના સાચા શાણપણ પર વિચાર કરવાનો પણ મળશે. એ શાણપણ કોઈ ગૂઢ કે દૈવી સિદ્ધાંતમાં નહીં પણ વિશુદ્ધ વિચારણાના કઠોર ઔચિત્યથી સંપૂર્ણપણે દૂષિત થયેલા પરંપરાગત ખ્રિસ્તી ધર્મના કારુણ્યથીયે વધારે ઊંડા કારુણ્યમાં રહેલું છે. . . . સર્વથા કૃત્રિમ હોવા છતાં એ નાટક આપણા પર ઊંડી અસર કરે છે. કેમ કે તે વાસ્તવદર્શી નહીં પણ વાસ્તવિક છે. . . . એનો લેખક ગમે તે હોય અને ઈસવી સનની ચોથી સદીમાં થઈ ગયો હોય કે આઠમી સદીમાં થઈ ગયો હોય પણ તે ભલો અને ડાહ્યો માણસ હોવો જોઈએ અને તેનાં એ ડહાપણ તેમ જ ભલમનસાઈ નીતિશાસ્ત્રીની કલમમાંથી વહેતાં કે તેના ઉપદેશમાંથી નીતરતાં ડહાપણ કે ભલમનસાઈ જેવાં નહોતાં પણ તે તેના હૃદયમાંથી નીતરતાં હતાં. યૌવન અને પ્રેમ તરફની તેની કોમળ સહાનુભૂતિ તેના ગાંભીર્યને હળવું કરે છે અને સયુક્તિક ગોટાળાની રમૂજી વાતને કોમળ માનવતા ને આત્મવિશ્વાસયુક્ત ભલમનસાઈનું વાહન બનાવી શકાય એ સમજવા જેટલો તે વયોવૃદ્ધ હતો. . . . સ્થિરતા પ્રાપ્ત કરી હોય એવી સંસ્કૃતિ જ આવું નાટક પેદા કરી શકે. પોતાની સામે ખડા થયેલા બધા પ્રશ્નોનું નિરાકરણ વિચારી કાઢ્યા પછી જ કોઈ પણ સંસ્કૃતિ આ નાટકમાં પ્રતીત થતી પ્રસન્નતા, ગાંભીર્ય અને નિર્વ્યાજતાની સ્થિતિ પ્રાપ્ત કરી શકે. મૅકબેથ અને ઑથેલો ગમે એટલા મહાન અને રોમાંચક હોય તોયે તે જંગલી નાટકો છે કારણ કે, શેક્સપિયરનો ઉગ્ર સંક્ષોભ એ નવી પેદા થયેલી સમજ અને જંગલી અવસ્થાના યુગ તરફથી વારસામાં મળેલા નૈતિક ખ્યાલો વચ્ચેના ઘર્ષણમાંથી પેદા થતો સંક્ષોભ છે. આપણા પોતાના સમયનાં વાસ્તવદર્શી નાટકો પણ એવા જ સંક્ષોભનો પરિપાક છે. પણ ઉપસ્થિત થતા પ્રશ્નોનું નિરાકરણ થાય છે અને બુદ્ધિના નિર્ણયો દ્વારા રાગદ્વેષોને શાન્ત પાડવામાં આવે છે ત્યારે માત્ર કલાનું સ્વરૂપ જ રહેવા પામે છે. . . . ગ્રીસ અને રોમ બાદ કરતાં યુરોપના ઇતિહાસમાં એથી વધારે સંસ્કારી સાહિત્યિક કૃતિ જોવા મળતી નથી.' *

* આ લાંબો ઉતારો મેં આર. એસ. પંડિતના મુદ્રારાક્ષસના અનુવાદની પ્રસ્તાવનામાંથી લીધો છે. એ અનુવાદમાં અનેક મનની નોંધો તથા પરિશિષ્ટો આપવામાં આવેલાં છે. મેં સિલ્વન લેવીના हिंदी नाटकों નામના ગ્રંથનો (પૅરિસ, ૧૮૯૦) તથા એ. બેરીડેલ કીથના संस्कृत नाटकों નામના ગ્રંથનો (ઑક્સફર્ડ, ૧૯૨૪) આધાર લીધો છે અને એ બંને ગ્રંથોમાંથી કેટલાક ઉતારા ટાંક્યા છે.

૯

## સંસ્કૃત ભાષાનું સામર્થ્ય અને ટકાઉ શક્તિ

સંસ્કૃત અત્યંત સમૃદ્ધ, વિવિધ પ્રકારના અલંકારોથી ભરપૂર, હરેક પ્રકારના વૈવિધ્યથી ભરેલી અને છતાં ચોક્કસ અને વ્યાકરણના નિયમોનું ચીવટપૂર્વક પાલન કરનારી ભાષા છે. એ વ્યાકરણ છવ્વીસ સો વરસ પૂર્વે પાણિનિએ રચ્યું હતું. સંસ્કૃત બધે ફેલાઈ, પોતાની સમૃદ્ધિમાં તેણે વધારો કર્યો અને વધારે પરિપૂર્ણ અને અલંકૃત બની પણ તે સદા પોતાના મૂળ સ્વરૂપને વળગી રહી. સંસ્કૃત સાહિત્યની અવનતિનાં વરસોમાં તેનું સામર્થ્ય થોડુંક ઘટયું અને તેની શૈલીની સરળતા ઓછી થઈ તથા તે અતિ ઝીણવટભરી ઉપમાઓ તેમ જ રૂપકોથી ભરેલી અને જટિલ બની ગઈ. વ્યાકરણના જે નિયમોને આધારે શબ્દોને એકબીજા સાથે જોડી શકાતા હતા એટલે કે, તેમનો સમાસ કરી શકાતો હતો તે પંડિતોના હાથમાં પાર વગરના શબ્દોને જોડીને લીટીઓની લીટી સુધી લંબાતા સમાસો રચીને પોતાની હોશિયારીનું પ્રદર્શન કરવા માટેની કેવળ એક યુક્તિ સમા થઈ ગયા.

છેક ૧૭૮૪ની સાલમાં સર વિલિયમ જોન્સે કહ્યું હતું, 'સંસ્કૃત ભાષા કેટલી પ્રાચીન છે તે ભગવાન જાણે, પણ તેની રચના અદ્ભુત છે. ગ્રીક ભાષા કરતાં તે પૂર્ણ, લૅટિન કરતાં વધારે વિપુલ અને એ બંને કરતાં વધારે શિષ્ટ છે. આમ છતાં ક્રિયાપદના ધાતુઓ અને વ્યાકરણના સ્વરૂપ એ બંને બાબતોમાં એ ભાષાઓને તે એટલી મળતી આવે છે કે એ કોઈ અકસ્માતનું પરિણામ છે એમ ન કહી શકાય સાચે જ તેમની વચ્ચેનું એ સામ્ય એટલું મોટું છે કે, કોઈ પણ ભાષાશાસ્ત્રી તેમનું નિરીક્ષણ કર્યા પછી મૂળ કોઈ એક જ ભાષામાંથી તે બધી ઉત્પન્ન થઈ છે અને એ મૂળ ભાષા આજે મોજૂદ નહિ હોય એવા અનુમાન પર આવ્યા વિના ન રહે.'

વિલિયમ જોન્સ પછી અંગ્રેજ, ફ્રેંચ, જર્મન અને બીજા અનેક યુરોપિયન વિદ્વાનોએ સંસ્કૃતનો અભ્યાસ કર્યો અને તુલનાત્મક ભાષાશાસ્ત્ર નામના એક નવા શાસ્ત્રનો પાયો નાખ્યો. આ નવા શાસ્ત્રમાં જર્મન વિદ્વાનો ઘણા આગળ વધ્યા અને સંસ્કૃતમાં સંશોધન કરવા માટેનો સૌથી વધારે યશ એ ગણગણ્યા ગણીના આ જર્મન વિદ્વાનોને ફાળે જાય છે. જર્મનીની લગભગ દરેક યુનિવર્સિટીમાં સંસ્કૃત વિભાગ રાખવામાં આવ્યો હતો અને એક બે અધ્યાપકો તેમાં કામ કરતા હતા. હિંદમાં પણ પુષ્કળ પંડિતો હતા પણ તે જૂની ઢબના હતા અને

તારતમ્યદૃષ્ટિનો તેમનામાં અભાવ હતો. વળી અરબી અને ફારસી સિવાય બીજી પરદેશી પ્રાચીન ભાષાઓનો તેમને ભાગ્યે જ પરિચય હતો યુરોપિયન વિદ્વાનોની પ્રેરણાથી હિંદમાં પણ નવીન પ્રકારના વિદ્વાનો પેદા થયા અને સંશોધનની તેમ જ વિવેચનાત્મક અને તુલનાત્મક અભ્યાસની નવી પદ્ધતિની તાલીમ લેવા માટે ઘણા હિંદીઓ યુરોપ અને ખાસ કરીને જર્મની ગયા આ વિદ્વાનોને યુરોપિયનો કરતાં એક અનુકૂળતા હતી આમ છતાં તેમને એક પ્રતિકૂળતા પણ હતી એ પ્રતિકૂળતા તેમનામાં ઘર કરી બેઠેલા કેટલાક ખ્યાલો અને તેમને વારસામાં મળેલી કેટલીક માન્યતાઓ અને પરંપરાઓને આભારી હતી એ વાત તટસ્થતાપૂર્વકના વિવેચનની આડે આવતી હતી. લખાણના હાર્દને પામવાની, જેમાં તે ઉદ્‌ભવ્યું તે વાતાવરણને નજર આગળ ખડું કરવાની અને તેની સાથે વધારે એકતાન થવાની શક્તિ એ તેમની અનુકૂળતા હતી, અને એ એક મોટી અનુકૂળતા હતી

ભાષા એ વ્યાકરણ કે ભાષાશાસ્ત્ર કરતાં અનેક ગણી મોટી ચીજ છે જાતિ તેમ જ સંસ્કૃતિનો એ કાવ્યમય વારસો છે અને તેમને ઘડનારા વિચારો તેમ જ કલ્પનાઓનું જીવંત સ્વરૂપ છે યુગે યુગે શબ્દોના અર્થો બદલાય છે અને જૂના ખ્યાલો બદલાઈને નવું સ્વરૂપ ધારણ કરે છે, એમ કરતાં જોકે ઘણી વાર પોતાનાં જૂનાં વાઘા તે રાખી મૂકે છે. જૂના શબ્દ કે ઉક્તિના અર્થ સમજવાનું મુશ્કેલ હોય છે અને તેમનો ભાવ પામવાનું તો વળી એથીયે મુશ્કેલ હોય છે એ જૂના અર્થની તેમ જ પ્રાચીન કાળમાં જેઓ એ ભાષાનો ઉપયોગ કરતા હતા તેમના માનસની કંઈક ઝાંખી કરવા માટે અમુક પ્રકારની ભાવના પ્રધાન અને કાવ્યમય દૃષ્ટિની જરૂર છે ભાષા જેમ વધારે સમૃદ્ધ અને વિપુલ તેમ તે સમજવી વધારે મુશ્કેલ પ્રાચીન કાળની બીજી શિષ્ટ ભાષાઓની પેઠે સંસ્કૃત ભાષા પણ કાવ્યમય અને અર્થઘન શબ્દોથી ભરેલી છે અને તેમાં તેનાથી ભિન્ન પ્રકૃતિની ભાષામાં ઉતારી ન શકાય એવા પૂર્વાપર સંબંધો સાથે સંકળાયેલા અનેક ખ્યાલ છે તેના વ્યાકરણ તથા તેની ફિલસૂફીમાં પણ કાવ્યનું તત્ત્વ મોટા પ્રમાણમાં રહેલું છે અને તેનો એક પ્રાચીન શબ્દકોષ કાવ્યમાં રચાયેલો છે

અમારામાંથી જેમણે સંસ્કૃતનો અભ્યાસ કર્યો છે તેમને માટે પણ આ પુરાણી ભાષાનું હાર્દ પકડવાનું અને પ્રાચીન કાળની તેની દુનિયાનો પૂરેપૂરો અનુભવ કરવાનું મુશ્કેલ છે આમ છતાં અલ્પાંશે અમે તેમ કરી શકીએ એમ છીએ કારણ કે પ્રાચીન કાળની પરંપરાઓના અમે વારસો છીએ અને એ પુરાણી દુનિયા અમારી કલ્પનાસૃષ્ટિમાં હજીયે ટકી રહી છે હિંદની અમારી આધુનિક ભાષાઓ સંસ્કૃતની પુત્રીઓ છે અને તેમનું સ્વરૂપ તથા તેમનો મોટા

ભાગનો શબ્દભંડોળ તેને આભારી છે પરદેશી ભાષાઓમા ઉતારી ન શકાય એના સસ્કૃત કાવ્ય તથા ફિલસૂફીના ગહન અને અર્થઘન શબ્દો હજી પણ અમારી લોકભાષાઓના જીવત અગરૂપ છે અને સસ્કૃત લોકભાષા તરીકે લાબા વખતથી મરી ગઈ છે છતા એ હજી આજેયે અદ્‌ભુત પ્રાણશક્તિ ધરાવે છે પણ પરદેશીઓ ચાહે તેટલા વિદ્વાન હોય તોયે એ ભાષા સમજવાનુ તેમને માટે એથી ઘણુ વધારે મુશ્કેલ હોય છે દુર્ભાગ્યે વિદ્વાનો અને પડિતો ભાગ્યે જ કવિઓ હોય છે અને ભાષાનુ રહસ્ય સમજાવવા માટે પડિત અને કવિ બેનો સયોગ થવો જોઈએ આ પડિતો પાસેથી તો મો. બાર્થે બતાવી આપ્યુ છે તેમ 'ખોટા કહેવાની ફરજ પડે એવા શાબ્દિક અનુવાદો' મળે છે

એટલે, તુલનાત્મક ભાષાશાસ્ત્રે ઘણી પ્રગતિ કરી હોવા છતા અને સસ્કૃતમા ઘણુ સશોધન થયુ છે તેમ છતા એ ભાષાને કાવ્ય અને ભાવનાની દૃષ્ટિથી સમજવાની દૃષ્ટિએ એ બધુ નિરર્થક અને મિથ્યા લાગે છે મૂળ કૃતિને શોભે અને વફાદાર કહી શકાય એવો સસ્કૃતનો એકે અનુવાદ અગ્રેજીમા કે બીજી કોઈ પરદેશી ભાષામા નથી એ કામમા જુદા જુદા કારણોસર હિંદીઓ તેમ જ પરદેશીઓ બને નિષ્ફળ નીવડ્યા છે એ ખરેખર દુખદ બીના છે અને જે સૌદર્ય, કલ્પના તેમ જ ઊડી વિચારણાથી ભરેલુ છે, જે કેવળ હિંદનો જ નહીં પણ આખી માનવજાતનો વારસો છે એવી કઈક વસ્તુથી દુનિયા વચિત રહે છે

બાઇબલના પ્રમાણભૂત સસ્કરણના અગ્રેજી અનુવાદકોના કડક શિસ્ત, ભક્તિ-ભાવ તેમ જ ઊડી સમજને પરિણામે એક ઉમદા ગ્રથ નિર્માણ થયો છે એટલુ જ નહીં, એને લીધે અગ્રેજી ભાષા વધારે સમર્થ અને ગૌરવશાળી બની છે યુરોપિયન વિદ્વાનો તેમ જ કવિઓએ અનેક પેઢીઓ સુધી ગ્રીક અને લૅટિનના શિષ્ટ ગ્રથો પર પ્રેમપૂર્વક પરિશ્રમ કર્યો છે અને યુરોપની જુદી જુદી ભાષાઓમા તેમના સુદર અનુવાદો તૈયાર કર્યા છે એથી સામાન્ય માણસો પણ અમુક અશે એ સસ્કૃતિઓનો આસ્વાદ લઈ શકે છે અને પોતાના નીરસ જીવનમા સત્ય અને સૌદર્યની કઈક ઝાખી કરી શકે છે દુર્ભાગ્યે, શિષ્ટ સસ્કૃત ગ્રથોની બાબતમા એ મર્મ કરવાનુ બાકી રહે છે એ ક્યારે કરવામા આવશે અથવા ક્યારેયે કરવામા આવશે કે કેમ તે ભગવાન જાણે અમારા વિદ્વાનોની સખ્યા વધે જાય છે અને તેમનુ જ્ઞાન પણ ઊંડુ થતુ જાય છે વળી અમારી પાસે કવિઓ પણ છે, પણ એ બને વચ્ચે મોટુ અતર પડેલુ છે અને તે નિરતર વધતું રહે છે અમારી સર્જક વૃત્તિઓ જુદી જ દિશાઓમા વળેલી છે અને અમારી દુનિયા અમારી પાસેથી જે અનેક અપેક્ષાઓ રાખે છે તેને લીધે અમને શિષ્ટ ગ્રંથોનો નિરાંતે અભ્યાસ કરવા માટે ભાગ્યે જ સમય મળે

છે ખાસ કરીને હિંદમાં અમારે બીજી બાજુએ નજર કરવાની અને વ્યર્થ ગુમાવેલા સમયની ખોટ પૂરી કરવાની છે, ભૂતકાળમાં અમે શિષ્ટ ગ્રંથોના રસાસ્વાદમાં વધારેપડતા નિમગ્ન રહેતા હતા અને અમે અમારી પોતાની સર્જકશક્તિ ગુમાવી બેઠા હતા એટલે તેમનું આટલું બધું સેવન કરવાનો અમે દાવો કરતા હતા તેમ છતાં એ શિષ્ટ ગ્રંથો અમને પ્રેરણા આપી શકતા નહોતા મને લાગે છે કે, હિંદના શિષ્ટ ગ્રંથોના અનુવાદો હમેશાં થતા રહેશે અને સંસ્કૃત શબ્દો તથા નામોની શુદ્ધ જોડણી કરવાની ઉચ્ચારભેદો બતાવવાના જરૂરી બધા ચિહ્નો બરાબર મૂકવાની અને તેમાં લંબાણથી નોંધો ખુલાસાઓ અને સરખામણીઓ આપવાની વિદ્વાનો પૂરેપૂરી કાળજી રાખશે, ટૂંકમાં તેમાં એ બધું હશે, અનુવાદ પણ શબ્દશઃ અને વફાદારીપૂર્વક કરવામાં આવ્યો હશે, તેમાં નહીં હોય માત્ર મૂળ કૃતિની જીવન્ત ભાવના જે આટલી બધી સંગીતમય, મનોહર અને [illegible]પના સામર્થ્યથી ભરેલી, જીવનથી ઊભરાતી અને આનંદમય વસ્તુ હતી તે યૌવન કે સૌંદર્ય-રહિત વૃદ્ધ, નીરસ અને વાસી ચીજ બની જશે તેમાં હશે માત્ર પંડિતના અભ્યાસની ધૂળ અને મોડી રાત સુધી બાળેલા દીવાના તેલની દુર્ગંધ

સંસ્કૃત કેટલા વખતથી મૃતભાષા બની ગઈ છે એટલે કે ક્યારથી તે લોકભાષા તરીકે મરી ગઈ છે તેની મને ખબર નથી કાલિદાસના સમયમાં પણ તે લોકભાષા નહોતી જોકે તે વખતે એ હિંદભરમાં કેળવાયેલા લોકોની ભાષા હતી ખરી એ રીતે એ સદીઓ સુધી ચાલુ રહી અને અગ્નિ ખૂણામાં આવેલી હિંદી વસાહતો અને મધ્ય એશિયામાં પણ તે પહોંચી હતી કંબોડિયામાં ઈશુની સાતમી સદીમાં સંસ્કૃતનો વ્યવસ્થિત રીતે પાઠ કરવામાં આવતો હતો અને ઘણું કરીને નાટકો પણ ભજવવામાં આવતા હતા એવા પુરાવા મળી આવે છે સિયામમાં કેટલીક ધાર્મિક વિધિઓમાં હજી પણ સંસ્કૃતનો ઉપયોગ કરવામાં આવે છે હિંદમાં તો સંસ્કૃતની જીવનશક્તિ અદ્ભુત હોય એમ જણાય છે તેરમી સદીના આરંભમાં અફઘાન રાજકર્તાઓ દિલ્હીની ગાદી પર બરાબર સ્થિર થઈ ગયા પછી હિંદના મોટા ભાગમાં ફારસી રાજભાષા બની અને ધીમે ધીમે ઘણા કેળવાયેલા લોકોએ સંસ્કૃતને બદલે ફારસી શીખવાનું પસંદ કર્યું એ દરમ્યાન લોકભાષાઓ પણ ખીલી અને તેમાં સાહિત્ય પણ વિકસવા લાગ્યું આમ હોવા છતાં સંસ્કૃત ચાલુ રહી જોકે ગુણમાં તે ઊતરી ગઈ ૧૯૩૭માં ત્રિવેન્દ્રમમાં ભરાયેલી ઓરિએન્ટલ કૉન્ફરન્સના પ્રમુખ તરીકેના ભાષણમાં ડૉ એફ્ એફ્ ટૉમસે સંસ્કૃત ભાષા હિંદમાં કેવી પ્રબળ એકતા આણનારું બળ છે અને આજે પણ તે કેટલા મોટા પ્રમાણમાં વપરાય છે તે દર્શાવ્યું હતું સાદી સંસ્કૃતને એક પ્રકારની પાયાની સંસ્કૃતને સમગ્ર હિંદ માટેની સામાન્ય ભાષા તરીકે આજે ઉત્તેજન આપવું જોઈએ એવી સૂચના તેમણે કરી હતી પહેલાં મૅક્સમુલરે પણ એને જ મળતું કહ્યું હતું તેનો

ઉતારો પણ તેમણે ટાંક્યો હતો: 'હિંદમાં ભૂતકાળ અને વર્તમાન સમય વચ્ચે એવી તો સળંગસૂત્રતા ચાલી આવે છે કે, વખતોવખત સામાજિક ઊથલપાથલો, ધાર્મિક સુધારણાઓ અને પરદેશી ચડાઈઓ થયા છતાં હજી પણ એકમાત્ર સંસ્કૃત ભાષા જ એ આખાયે વિશાળ દેશમાં બોલાય છે એમ કહી શકાય. . . . એક સદી જેટલા સમયના બ્રિટિશ અમલ અને અંગ્રેજી શિક્ષણ પછી દાન્તેના સમયમાં લૅટિન યુરોપમાં સમજાતી હતી તેના કરતાં સંસ્કૃત ભાષા હિંદમાં આજે વધારે બહોળા પ્રમાણમાં સમજાય છે.'

દાન્તેના સમયમાં યુરોપમાં લૅટિન ભાષા કેટલા લોકો સમજતા હતા તેનો મને ખ્યાલ નથી તેમ જ હિંદમાં આજે કેટલા લોકો સંસ્કૃત સમજે છે તેની પણ મને ખબર નથી. પણ સંસ્કૃત ભાષા સમજનારાઓની સંખ્યા, ખાસ કરીને દક્ષિણમાં આજે પણ ઘણી મોટી છે હિંદી, બંગાળી, ગુજરાતી, મરાઠી વગેરે આજની આર્ય ભાષાઓમાંથી કોઈ પણ ભાષા સારી રીતે જેઓ જાણતા હોય તેમને માટે બોલાતી સાદી સંસ્કૃત ભાષા સમજવાનું મુશ્કેલ નથી. અરે, આજની ઉર્દૂ ભાષામાં પણ ઘણું કરીને સંસ્કૃત પરથી ઊતરી આવેલા ૮૦ ટકા જેટલા શબ્દો છે! ઉર્દૂ પોતે પણ સંપૂર્ણપણે આર્ય ભાષા છે અમુક શબ્દ ફારસીમાંથી કે સંસ્કૃતમાંથી ઊતરી આવ્યો છે એ કહેવું મુશ્કેલ છે કેમ કે ઉભય ભાષાના ધાતુઓ એક જ છે અજાયબીની વાત એ છે કે, દક્ષિણની દ્રવિડી ભાષાઓનું મૂળ સાવ ભિન્ન હોવા છતાં સંસ્કૃત ભાષામાંથી તેમણે એટલા બધા શબ્દો અપનાવ્યા છે કે તેનો લગભગ પચાસ ટકા જેટલો શબ્દભંડોળ સંસ્કૃતમાંથી ઊતરી આવેલો છે.

આખાયે મધ્યયુગ દરમ્યાન અને છેક આધુનિક સમય સુધી નાટકો સહિત જુદા જુદા વિષયો પર સંસ્કૃત ભાષામાં ગ્રંથો લખાતા રહ્યા હતા સાચે જ, હજી આજે પણ સંસ્કૃતમાં એવા ગ્રંથો વખતોવખત બહાર પડે છે. એ જ રીતે સંસ્કૃત માસિકો પણ બહાર પડે છે. એમનું ધોરણ બહુ ઊંચું હોતું નથી અને સંસ્કૃત ભાષામાં કશો કીમતી ઉમેરો તેમનાથી થતો નથી. પરંતુ આટલા બધા લાંબા સમય દરમ્યાન સંસ્કૃતનો આ પ્રભાવ ચાલુ રહ્યો એ બીના આશ્ચર્યકારક છે કેટલીક વાર જાહેરસભાઓમાં પણ સંસ્કૃતમાં વ્યાખ્યાનો થાય છે, એવી સભાઓના શ્રોતાજનો જોકે સ્વાભાવિક રીતે જ કેળવાયેલા વર્ગના હોય છે.

સતતપણે ચાલુ રહેલા આ સંસ્કૃતના ઉપયોગને લીધે હિંદની આધુનિક ભાષાઓનો વિકાસ રૂંધાયો એ નિર્વિવાદ છે. કેળવાયેલા બુદ્ધિજીવી ઉજળિયાત લોકો એ ભાષાઓને અસંસ્કારી અને ગામડિયાઓની ભાષા લેખતા અને કોઈ પણ સર્જક કે વિદ્વત્તાપૂર્ણ કૃતિ રચવાને માટે તે યોગ્ય નથી એમ માનતા એવા ગ્રંથો સંસ્કૃતમાં લખાતા અથવા પાછળના સમયમાં ઘણી વાર ફારસીમાં લખાતા. આ અંતરાય હોવા છતાં સદીઓ દરમ્યાન મહાન પ્રાન્તિક ભાષાઓ

ધીમે ધીમે વિકસી, તેમનુ સાહિત્યિક સ્વરૂપ ખીલ્યુ અને પોતપોતાના સાહિત્યો તેમણે નિર્માણ કર્યાં

આધુનિક થાર્મિન્ડ અથવા સિયામમા યાત્રિક, વૈજ્ઞાનિક અને રાજ્ય તંત્રને અગેના નવા શબ્દો યોજવાની જરૂર પેદા થઈ ત્યારે ત્યા કેટલાક શબ્દો સસ્કૃતમાથી અપનાવવામા આવ્યા એ હકીકત જોવા જેવી છે

પ્રાચીન કાળના હિંદીઓ ધ્વનિને બહુ મહત્ત્વ આપતા હતા અને તેથી તેમના ગદ્ય તેમ જ પદ્ય લખાણો તાનબદ્ધ અને સુરીના હતા શબ્દોના ઉચ્ચારણમા ભૂલ ન થાય એને માટે ખાસ પ્રયાસ કરવામા આવતો અને એને અર્થે બહુ ઝીણવટભર્યા નિયમો કરવામા આવ્યા હતા પ્રાચીન કાળમા શિક્ષણ મોઢેથી આપવામા આવતુ હતુ અને આખા ને આખા ગ્રંથો કઠસ્થ કરવામા આવતા અને એ રીતે તે પેઢી દર પેઢી ઊતરી આવતા હતા તેથી એમ કરવાનુ વળી વધારે જરૂરી બન્યુ હતુ શબ્દોના ધ્વનિને અપાતા મહત્ત્વને લીધે ધ્વનિ સાથે અર્થનો યોગ સાધવાના પ્રયત્નો થયા અને એને પરિણામે કેટલીક વાર શબ્દો ને અર્થની મનોહર સધિ થઈ અને કેટલીક વાર ગ્રામ્ય અને કૃત્રિમ મિશ્રણો પણ થયા ઈ એચ જોન્સને એ બાબતમા આ પ્રમાણે લખ્યુ છે ‘હિંદના શિષ્ટ કવિઓ ધ્વનિના ફેરફાર સમજવાની શક્તિ ધરાવે છે દુનિયાના બીજા દેશોના સાહિત્યમા એનો જોટો મળવો મુશ્કેલ છે તેમણે ધ્વનિ અને અર્થનો સાધેલો નાજુક સુયોગ અતિ મનોરમ છે પરતુ કેટલાક કવિઓ કશી પણ સયુક્તિકતા વિનાનો ધ્વનિ અને અર્થનો મુકાબલો કરવાને પ્રેરાય છે અને બહુ મર્યાદિત સખ્યામા વ્યજનોનો ઉપયોગ કરીને કાવ્ય રચવામા ખરેખર તેમણે અત્યાચારો જ કર્યા છે કેટલીક વાર તો માત્ર એક જ વ્યજનથી કવિતા રચવાનો તેમણે પ્રયત્ન કર્યો છે’*

આજે પણ વેદોના પાઠ પ્રાચીન કાળમા નક્કી કરવામા આવેલા ઉચ્ચારણના નિયમોને અનુસરીને જ કરવામા આવે છે

હિંદી-ઉર્દૂ, બગાળી, મરાઠી ગુજરાતી, ઊડિયા, આસામી રાજસ્થાની (હિંદીનો એક પ્રકાર) પજાબી સિંધી પુશ્તુ અને કાશ્મીરી વગેરે આધુનિક ભાષાઓ સસ્કૃતમાથી ઊતરી આવેલી છે અને તેથી આર્ય ભાષાઓ તરીકે ઓળખાય છે તામિલ, તેલુગુ કાનડી અને મલયાલમ દ્રાવિડી ભાષાઓ છે આ પદર ભાષાઓમા આખા હિંદનો સમાવેશ થઈ જાય છે અને તેમા હિંદીના એક પ્રકાર ઉર્દૂ સહિત હિંદીનો પ્રચાર સૌથી વધારે છે જ્યા તે બોલાતી

* અશ્વઘોષના બુદ્ધચરિતના ઈ એચ જોન્સને કરેલા અનુવાદમાથી (લાહોર, ૧૯૩૬)

નથી ત્યાં પણ તે સમજાય છે. આ ઉપરાંત થોડીક બોલીઓ અને અણખીલી ભાષાઓ બહુ નાના નાના પ્રદેશોમાં કેટલીક પછાત રાનીપરજો તેમ જ પહાડી જાતિઓ બોલે છે. હિંદમાં પાંચસો કે તેથી પણ વધારે ભાષાઓ છે એવી જે વાત ઘણી વાર કહેવામાં આવે છે તે ભાષાશાસ્ત્રીના અને વસ્તીગણતરીના અમલદારના મગજના તુક્કા છે. તેઓ એક જ બોલીના જુદા જુદા પ્રકારને, આસામ–બંગાળની બ્રહ્મદેશ સાથેની સરહદ પરની પહાડી જાતિઓની હરેક નાની બોલીને જુદી ભાષા તરીકે ગણે છે. કેટલીક વાર જોકે એ ભાષા બોલનારની સંખ્યા માંડ હજારની અથવા થોડાક હજારની જ હોય છે. આ કહેવાતી સેંકડો ભાષાઓમાંની ઘણી ભાષાઓ હિંદની પૂર્વ સરહદના અને બ્રહ્મદેશ સાથે લાગેલા આ પ્રદેશમાં જ મર્યાદિત છે. વસ્તીગણતરીના આ અમલદારોએ અખત્યાર કરેલી પદ્ધતિ પ્રમાણે યુરોપમાં સેંકડો ભાષાઓ હશે અને મને લાગે છે કે એક જર્મનીમાં જ સાઠ જેટલી ભાષાઓ હશે.

ભાષા અંગેના હિંદના સાચા પ્રશ્નને આ વિવિધતા સાથે કશી લેવાદેવા નથી. એ પ્રશ્ન સામાન્ય રીતે હિંદી-ઉર્દૂ પૂરતો જ મર્યાદિત છે. હિંદી–ઉર્દૂ હકીકતમાં બે ભિન્ન સાહિત્યિક શૈલીઓ અને બે ભિન્ન લિપિઓવાળી એક જ ભાષા છે. બોલાતી ભાષા તરીકે એ બે વચ્ચે ભાગ્યે જ કશો તફાવત હશે. લેખનમાં ઊતરેલી ભાષા તરીકે, ખાસ કરીને સાહિત્યિક શૈલીમાં બે વચ્ચેનું અંતર વધી જાય છે. આ અંતર ઘટાડવા માટેના અને એક સામાન્ય શૈલી પેદા કરવાના પ્રયત્નો ભૂતકાળમાં થયા હતા અને હજી પણ કરવામાં આવે છે. એ સામાન્ય શૈલીવાળી ભાષાને હિંદુસ્તાની તરીકે ઓળખવામાં આવે છે. એ ભાષા હિંદભરની સામાન્ય ભાષા તરીકે સ્થાન લેતી જાય છે.

સંસ્કૃતમાંથી ઊતરી આવેલી આર્ય ભાષાઓમાંથી એક પુશ્તુ ભાષા છે. તે સરહદ પ્રાન્ત તેમ જ અફઘાનિસ્તાનની લોકભાષા છે. અમારી બીજી કોઈ પણ ભાષા કરતાં એના પર ફારસીની સૌથી વધારે અસર થઈ છે. ભૂતકાળમાં આ સરહદી પ્રદેશે સંસ્કૃતમાં અનેક પ્રતિભાશાળી વિચારકો, પંડિતો તથા વૈયાકરણીઓ પેદા કર્યાં છે.

સિલોનની ભાષા સિંહાલી છે. એ પણ સંસ્કૃતમાંથી સીધી ઊતરી આવેલી આર્ય ભાષા છે. સિલોનના લોકોએ પોતાનો બૌદ્ધ ધર્મ હિંદ પાસેથી લીધો છે એટલું જ નહીં. જાતિ અને ભાષાની બાબતમાં પણ હિંદીઓ સાથે તેઓ સંકળાયેલા છે.

યુરોપની પ્રાચીન અને આધુનિક ભાષાઓ સાથે સંસ્કૃતનો સંબંધ છે એ વાત આજે માન્ય રાખવામાં આવે છે. યુરોપની સ્લાવ ભાષાઓમાં પણ તેમની અને સંસ્કૃત સાથે સમાન એવાં ઘણાં પદો અને ધાતુઓ છે. યુરોપની લિથ્યુનિયન ભાષા સંસ્કૃતને સૌથી વધારે મળતી આવે છે.

૧૦

## બૌદ્ધ તત્ત્વજ્ઞાન

બુદ્ધ જે પ્રદેશમા રહેતા હતા તે પ્રદેશની લોકભાષામા બોલતા હતા એ ભાષા સસ્કૃતમાથી ઉદ્ભવેલી પ્રાકૃત ભાષા હતી તે સંસ્કૃત જાણતા હશે એમા શક નથી પણ પ્રજાના હૃદય સુધી પહોચવા માટે તેમણે ત્યાની લોકભાષામા બોલવાનું પસદ કર્યું હતું એ પ્રાકૃત ભાષામાથી આરભ કાળના બૌદ્ધ ધર્મગ્રથોની પાલિ ભાષા ઉદ્ભવી તેમના અવસાન પછી લાબા સમય બાદ બુદ્ધ ભગવાનના સવાદો અને બીજાઓ સાથેની તેમની ચર્ચાઓ પાલિ ભાષામા લખી લેવામા આ યા હતા અને સિલોન બ્રહ્મદેશ તેમ જ સિયામનો બૌદ્ધ ધર્મ તેમના પર અવલબે છે ત્યા બૌદ્ધ ધર્મનો હીનયાન સપ્રદાય પ્રવર્તે છે

બુદ્ધના અવસાન પછી સદીઓ વીત્યા બાદ હિંદમા ફરીથી સસ્કૃતનો પ્રભાવ વધ્યો અને બૌદ્ધ વિદ્વાનોએ તત્ત્વજ્ઞાનના અને બીજા ગ્રથો સસ્કૃતમા લખ્યા બૌદ્ધ ધર્મના પ્રચારને માટે લખાયેલા અશ્વઘોષના લખાણો અને તેના નાટકો (એ સૌથી જૂના નાટકો છે) સસ્કૃતમા છે હિંદના બૌદ્ધ વિદ્વાનોનાં સસ્કૃત ભાષાના આ લખાણો ચીન, જાપાન તિબેટ ને મધ્ય એશિયામા પહોચ્યા ત્યા આગળ બૌદ્ધ ધર્મનો મહાયાન સપ્રદાય પ્રચાર પામ્યો હતો

બુદ્ધ જન્મ્યા તે હિંદમા મોટા માનસિક સક્ષોભ અને તત્ત્વચિંતનનો યુગ હતો માત્ર હિંદમા એ માનસિક સક્ષોભ અને તત્ત્વચિંતનનો યુગ હતો એમ નથી કેમ કે લાઓત્સે કો ફ્યૂશિયસ, જરથુષ્ટ્ર અને પાર્થેગોરાસ પણ એ જ યુગમા થઈ ગયા એ યુગ દરમ્યાન હિંદમા ભૌતિકવાદ, ભગવદ્ગીતા, બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ ઉદ્ભવ્યા વળી છેવટે જેમણે હિંદી તત્ત્વજ્ઞાનનાં જુદા જુદા દર્શનોના રૂપમા પોતાનુ વ્યવસ્થિત અને નિરાળુ સ્વરૂપ ધારણ કર્યું તે ભિન્ન ભિન્ન વિચારપ્રવાહો પણ એ કાળમા ઉદ્ભવ્યા હતા એ વિચારણા ઓના ભિન્ન ભિન્ન થરો હતા એક થરમાથી બીજી વિચારણા ઉદ્ભવતી હતી અને ઘણી વાર એકબીજામાં ભેળાઈ જતી હતી બૌદ્ધ ધર્મની સાથે ફિલસૂફી અથવા તત્ત્વજ્ઞાનની અનેક શાખાઓ વિકસી ખુદ બૌદ્ધ ધર્મમા પણ ફાગ પડી ગયા અને તેમા પણ તત્ત્વજ્ઞાનની જુદી જુદી શાખાઓ ઉદ્ભવી ધીમે ધીમે તત્ત્વદૃષ્ટિના વળના પારણી થયા શુષ્ક પાડિત્ય અને શાસ્ત્રાર્થે તેનુ સ્થાન લીધુ

બુદ્ધ ભગવાને તાત્વિક પ્રશ્નોની પડિતાઈભરી ચર્ચા અથવા વાદવિવાદ કરવા સામે લોકોને વારવાર ચેતવ્યા હતા 'જેને વિષે આપણે કશું કહી ન

ગળીએ તે વિષે આપણે મૂગા રહેવુ ઘટે,' આમ તેમણે કહ્યુ હોવાનુ કહેવાય છે એમ પણ જીવનમાથી રોગવુ જોઈએ, જીવનના ક્ષેત્રની બહારની અને તેથી માનવીની બુદ્ધિથી પર એવી બાબતોની ચર્ચામાથી નહી તેમણે જીવનની નૈતિક બાજુ પર ભાર મૂક્યો તત્ત્વના ચૂથણા ચૂથવામા મશગૂલ રહેવાને લીધે એના તરફ દુર્લક્ષ કરવામા આવતુ હતુ એમ તેમને લાગતુ હતુ આરભ કાળના બૌદ્ધ ધર્મમા બુદ્ધની આ તાત્ત્વિક તેમ જ બૌદ્ધિક દૃષ્ટિનો અમુક અશે પડઘો પડતો હતો અને તેની વિચારણા અનુભવમૂલક હતી અનુભવની સૃષ્ટિમા શુદ્ધ તત્ત્વનુ આ લબન ન મળી શકાય અને તેથી એ વાત બાજુએ રાખવામા આવી હતી એ જ રીતે સર્જનહર્તા એવા ઈશ્વરના ખ્યાલને પણ તાર્કિક સાબિતી ન આપી શકાય એવી કલ્પના તરીકે જ લેખવામા આવતો હતો આમ છતા અનુભવ બાકી રહે છે અને એક દૃષ્ટિએ તે સાચો છે એકમાથી બીજી અવસ્થામા એમ નિત્ય પરિવર્તન પામતા વિજ્ઞાનના પ્રવાહ સિવાય એ બીજુ શુ હોઈ શકે? આમ સત્યની આ વચગી અવસ્થાઓને માન્ય રાખવામા આવી હતી અને એ દિશામા માનસિક ભૂમિકા પર સત્યની શોધ આગળ ચાલે છે

બુદ્ધ બળવાખોર હતા એ ખરુ પણ દેશના પુરાણા ધર્મ સાથેનો પોતાનો સબધ તેમણે તોડ્યો નહોતો શ્રીમતી રાઈઝ ડેવિડ્ઝ કહે છે 'ગૌતમ જન્મ અને ઉછેરથી હિંદુ હતા વળી હિંદુ તરીકે જ તે જીવ્યા અને મર્યા એક યા બીજા વૈદિક દર્શનમાથી ન મળી આવે એવુ ગૌતમના તત્ત્વજ્ઞાન કે સિદ્ધાંતોમા ઝાઝુ ન હતુ અને તેમનો મોટા ભાગનો નૈતિક ઉપદેશ તેમની પહેલાના અને પછીના હિંદુ ગ્રથોમાથી મળી આવે છે બીજાઓએ સારુ સારુ કહ્યુ હતુ તેને સુસગત, વ્યાપક અને ઉમદા સ્વરૂપ આપવામા અને તેને સુવ્યવસ્થિત કરવામા, કેટલા અગાઉના હિંદુ વિચારકોએ ન્યાય અને સદાચારના જે સિદ્ધાતો માન્ય રાખ્યા હતા તેને તર્કશુદ્ધ અને પરિપૂર્ણ કરવામા તેમની મૌલિકતા રહેલી છે તેમની અને બીજા ઉપદેશકો વચ્ચેનો મુખ્ય ભેદ તેમની દિલની સચ્ચાઈ તેમ જ લોકહિત માટેની તેમની વિશાળ ભાવનામા રહેલો છે'*

આમ જ્યા બુદ્ધે તે સમયના પ્રચલિત ધર્મના રૂઢ અને પરપરાગત આચરણ સામે બળવાના બીજ વાવ્યા હતા અને વિરોધ પણ તેમના સિદ્ધાત કે ફિલસૂફી સામે નહોતો કેમ કે જ્યા સુધી માત્ર સિદ્ધાત જ રહે ત્યા સુધી સનાતન ધર્મના વાડામા રહી હરકોઈ પ્રકારના તત્ત્વજ્ઞાન અથવા ફિલસૂફીની હિમાયત કરી

* આ ઉતારો તથા બીજુ ઘણુ સર એસ રાધાકૃષ્ણનના 'ઇન્ડિયન ફિલોસોફી' નામના પુસ્તકમાથી લીધો છે (જ્યૉર્જ ઍલન ઍન્ડ અનવીન, લડન, ૧૯૪૦)

શમની હતી પણ વિરોધ હતો પ્રજાના સમાજજીવન તથા મગજમા થતી દખન સામે જૂની પદ્ધતિ વિચારમા સ્વતત્ર અને લવચીક હતી, હરકોઈ પ્રકારના મતને તે સ્થાન આપતી હતી પણ આચારમા તે કડક હતી અને આચારનુ ઉલ્લઘન ચલાવી લેવામા આવતુ નહોતુ એથી બૌદ્ધ ધર્મ અનિવાર્ય રીતે જૂના ધર્મથી જુદો પડતો ગયો અને બુદ્ધના અવસાન પછી એ બે વચ્ચેનુ અતર વધ્યુ

આરભ કાળના બૌદ્ધ ધર્મના વળતા પાણી થતા તેના મહાયાન સપ્રદાયનો ઉદય થયો અને જૂનો બૌદ્ધ ધર્મ હીનયાન તરીકે ઓળખાવા લાગ્યો આ મહાયાન સપ્રદાયમા બુદ્ધને ઈશ્વરને સ્થાને સ્થાપવામા આવ્યા અને સાકાર ઈશ્વર તરીકે તેમની પૂજા થવા લાગી ગ્રીક સસ્કૃતિની અસર નીચે આવેલા વાયવ્ય સરહદના પ્રદેશમાથી બુદ્ધની મૂર્તિ પણ ઉદ્ભવી એ જ અરસામા હિંદમા બ્રાહ્મણ તેમ જ સસ્કૃત વિદ્યાના અભ્યાસમા નવુ જોમ આવ્યુ મહાયાન અને હીનયાન સપ્રદાયો વચ્ચે તીખા વાદવિવાદો ને શાસ્ત્રાર્થો થયા અને તેમનો એકબીજા સામેનો વિરોધ એ પછીના આખા ઇતિહાસ દરમ્યાન ચાલુ રહ્યો સિલોન બ્રહ્મદેશ અને સિયામ વગેરે હીનયાન સપ્રદાયના દેશો ચીન તેમ જ જાપાનના પ્રચલિત બૌદ્ધ ધર્મ તરફ કઈક ઘૃણા દર્શાવે છે અને મારા ધારવા પ્રમાણે ચીન અને જાપાન પણ એ જ રીતે એનો જવાબ વાળે છે

હીનયાન અમુક અશે ધર્મના અસલ સિદ્ધાતને તેના શુદ્ધ રૂપમા વળગી રહ્યો અને પાલિ ધર્મગ્રથોમા સીમિત થઈ રહ્યો, જ્યારે મહાયાન ચોતરફ ફેલાયો લગભગ દરેક વાતને તેણે નભાવી લીધી અને પ્રત્યેક દેશની વિશિષ્ટ દૃષ્ટિ સાથે તેણે પોતાનો સુમેળ સાધ્યો હિંદમા તે આમજનતાના પ્રચલિત ધર્મની સમીપ આવવા લાગ્યો અને ચીન જાપાન તેમ જ તિબેટ વગેરે જુદા જુદા દેશોમા તે જુદી જુદી રીતે વિકસ્યો આત્માની હસ્તીની બાબતમા બુદ્ધે જે અનેમવાદી વલણ અખત્યાર કર્યું હતુ તે આરભકાળના કેટલાક આગળપડતા બૌદ્ધ વિચારકોએ તજી દીધુ અને તેનો તેમણે સર્વથા ઇન્કાર કર્યો હિંદમા જે અનેક પ્રતિભાશાળી પુરુષો થઈ ગયા છે તેમા બુદ્ધિસામર્થ્યની દૃષ્ટિએ નાગાર્જુન પ્રથમ પક્તિમા આવે છે તે ઈસવી સનના આરભકાળમા કનિષ્કના સમયમાં થઈ ગયો હતો અને મહાયાન સપ્રદાય પ્રવર્તાવવામા મુખ્યત્વે તેણે ફાળો આપ્યો છે તેના વિચારસામર્થ્ય અને સાહસિકતા અપૂર્વ છે અને ઘણા લોકોને અતિશય નિદ્ય અને ચોકાવનારા લાગે એવા નિર્ણયો પર આવતા પણ તે અચકાતો નથી કેવળ તર્કદૃષ્ટિથી તે પોતાનું વિવેચન નિર્ભયપણે આગળ ચલાવે છે અને એમ કરતા આગળ જતાં પોતાની જ શ્રદ્ધાનો ઇન્કાર કરવો

પડે તેની પણ તે પરવા કરતો નથી.' વિચાર પોતાને જાણી શકતો નથી, પોતાની બહાર જઈ શકતો નથી કે બીજા વિચારને જાણી શકતો નથી. વિશ્વથી નિરાળો કોઈ ઈશ્વર નથી તેમ જ ઈશ્વરથી અતિરિક્ત કોઈ વિશ્વ નથી અને એ બંને એક સરખા જ આભાસો છે. આ રીતે કશું જ શેષ ન રહે, સત્ય અને અસત્ય યા ભ્રમ વચ્ચે કશો ભેદ ન રહે, કોઈ પણ વસ્તુ વિષે સમજ કે ગેરસમજની શકયતા ન રહે — કેમ કે અસત્ય અથવા આભાસને વિષે કોઈને પણ ગેરસમજ કેવી રીતે થઈ શકે? — ત્યાં સુધી તે પોતાનુ વિવેચન આગળ ચલાવે છે. આ જગતમાં કશું જ સત્ય નથી. દુનિયા કેવળ આભાસ છે, ગુણ અને સંબંધોની એ કેવળ મનોસૃષ્ટિ છે એને આપણે શ્રદ્ધાથી માનીએ છીએ પરંતુ તેની આપણે બુદ્ધિપૂર્વકની સમજૂતી આપી શકતા નથી. આમ છતાં આ સઘળા અનુભવોની પાછળ રહેલી કોઈક વસ્તુનો—કોઈક પરમ તત્ત્વનો—ઇશારો તે કરે છે. તે આપણા વિચારક્ષેત્રથી પર છે કેમ કે ખુદ વિચારની પ્રક્રિયામાં જ તે કંઈક સાપેક્ષ વસ્તુ બની જાય છે. *

---

* સોવિયેટ રશિયાના વિજ્ઞાન વિદ્યાલયના પ્રોફેસર શેરબટ્સકી બૌદ્ધ નિર્વાણ વિષેના પોતાના પુસ્તકમા (લેનીનગ્રાડ, ૧૯૨૭) જણાવે છે કે, 'નાગાર્જુનને-માનવજાતના સૌથી મોટા ફિલસૂફોની પંક્તિમા મૂકવો જોઈએ.' તેની 'અદ્ભુત શૈલી' વિષે ઉલ્લેખ કરતા તેને તે 'રસપ્રદ, સાહસપૂર્ણ, મૂંઝવનારી અને કેટલીક વાર ઉપર ઉપરથી ઉચ્છૃંખલ લાગે એવી' તરીકે વર્ણવે છે. તે નાગાર્જુનના વિચારોને બ્રેડલી અને હેગલના વિચારો સાથે સરખાવે છે: 'આમ નાગાર્જુનના શૂન્યવાદ ને પદાર્થો અને ગુણો, સંબંધો, સ્થળ અને કાળ, પરિવર્તન, કાર્યકારણભાવ, ગતિ અને અહંકાર વગેરે દુનિયાના રોજિંદા વહેવારના લગભગ બધા જ ખ્યાલોના બ્રડલીએ કરેલા ખંડન વચ્ચે આશ્ચર્યકારક સામ્ય છે. હિંદીઓની દૃષ્ટિએ બ્રેડલીને એક સાચા માધ્યમિક તરીકે લેખી શકાય. પણ આ બધી સમાનતાઓ કરતાં પણ હેગલની આન્વીક્ષિકી પદ્ધતિ અને નાગાર્જુનની આન્વીક્ષિકી પદ્ધતિ વચ્ચેનુ સામ્ય વિશેષ છે.'

શેરબટ્સકી બૌદ્ધ ફિલસૂફીની કેટલીક શાખાઓ અને આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિ, ખાસ કરીને 'એન્ટ્રોપી'ના નિયમ અનુસાર વિશ્વની અતિમ સ્થિતિ વિષેના ખ્યાલ વચ્ચે કેટલીક સમાનતા બતાવી આપે છે. એના સબંધમા તે એક મજાની વાત પણ કહે છે. સોવિયેટ રાજ્ય સંઘના ટ્રાન્સબૈકાલિયામા બ્યુરિયટોના નવા સ્થપાયેલા પ્રજાસત્તાક રાજ્યના કેળવણી ખાતાના અધિકારીઓએ ધર્મવિરોધી પ્રચાર કરવા માંડયો ત્યારે આધુનિક વિજ્ઞાન વિશ્વને ભૌતિક ઘટના લેખે છ એ વસ્તુ પર તેમણે ભાર મૂક્યો. એ પ્રજાસત્તાક રાજ્યના બૌદ્ધ ભિખ્ખુઓએ—તેઓ મહાયાન સંપ્રદાયના હતા—એના જવાબમાં એક ચોપાનિયુ બહાર પાડયું અને તેમાં દર્શાવી આપ્યુ કે ભૌતિકવાદ તેમને માટે નવી વસ્તુ નથી અને હકીકતમા તેમની એક શાખાએ ભૌતિકવાદી ફિલસૂફી ખીલવી છે.

બૌદ્ધ ફિલસૂફીમા આ પરમ તત્ત્વને શૂન્યતા તરીકે વર્ણવવામા આવ્યુ છે આમ છતા અભાવના આપણા ખ્યાલથી એ સર્વથા ભિન્ન વસ્તુ છે * આપણી અનુભવની સૃષ્ટિમા આપણે એનો શૂન્યતા તરીકે ઉલ્લેખ કરવો પડે છે પરંતુ તત્ત્વવિદ્યાની પરિભાષામાં એનો વસ્તુમાત્રમા ઓતપ્રોત થઈને રહેલું અને તે બધાથી પર એવું ઇન્દ્રિયાતીત કંઈક તત્ત્વ એવો અર્થ થાય છે એક સુપ્રસિદ્ધ બૌદ્ધ વિદ્વાન કહે છે 'શૂન્યતાને કારણે જ વસ્તુમાત્ર સભવે છે, એના વિના દુનિયામા કશુયે સભવી ન શકે'

તત્ત્વવિદ્યા આપણને ક્યા લઈ જાય છે અને એવા તત્ત્વચિંતન સામે સાવધાની રાખવાનો બોધ આપવામા બુદ્ધ ભગવાને કેવી મધી દૂરદેશી બતાવી હતી તે આ પરથી જણાય છે આમ છતા માનવીનુ ચિત્ત એક જ વામાં પુરાઈ રહેવાનો ઇન્કાર કરે છે અને એ પોતાની પહોંચની બહાર છે એની તેને પૂરેપૂરી ખબર હોવા છતા લાબા માણસથી જ પહોચી શકાય એટલુ ઊચુ ફળ મેળવવા માટે મિથ્યા પોતાના હાથ ઊચા કરતા વામનની પેઠે એ જ્ઞાનફળ પ્રાપ્ત કરવાનો મિથ્યા પ્રયાસ નિરતર ક્યા કરે છે બૌદ્ધ ફિલસૂફીમા પણ તત્ત્વવિદ્યાનો વિકાસ થયો પણ વસ્તુ તરફ જોવાની એની પદ્ધતિ 'માનસ શાસ્ત્રની હતી ચિત્તની અવસ્થા વિષેની તેની ઊડી સમજ પણ આશ્ચર્યકારક છે આધુનિક માનસશાસ્ત્રના સુપ્ત ચિત્તની પણ સ્પષ્ટ કલ્પના કરવામા આવી હતી અને તે વિષે વિવેચન પણ કરવામા આવ્યુ છે એક પુરાણા પુસ્તકમાંનો અસાધારણ ફકરો મને બતાવવામા આવ્યો છે એ એક રીતે આપણને 'ઇડીપસ' ગ્રથિના સિદ્ધાંતની યાદ આપે છે, એને વિષેની દૃષ્ટિ જોકે સાવ ભિન્ન છે ×

---

* પ્રોફેસર શેરબાટ્સ્કી આ વિષયના તજ્જ્ઞ ગણાય છે તિબેટી ભાષા સહિત જુદી જુદી બીજી બધી ભાષાઓના મૂળ લખાણો જાતે જોઈ ગયા પછી, તે કહે છે કે શૂન્યતા એ સાપેક્ષતા છે વસ્તુમાત્ર સાપેક્ષ અને અન્યોન્યાશ્રયી હોવાને લીધે સ્વત નિરપેક્ષ નથી એથી તે શૂન્ય છે બીજી બાજુએ આ દૃશ્યજગતથી સર્વથા પર પરતુ તેની સાથે ઓતપ્રોત થઈને રહેલુ જેને નિરપેક્ષ કહી શકાય એવુ કંઈક તત્ત્વ છે પરંતુ આ અપૂર્ણ અથવા સાન્ત અને દૃશ્ય જગતની ભાષામા તે વર્ણવી કે કલ્પી શકાય એમ નથી અને તેથી એને તત્ત્વ એટલે કે તે વર્ણ તરીકે વર્ણવવામા આવે છે આ નિરપેક્ષ તત્ત્વને શૂન્યતા તરીકે વર્ણવવામા આવ્યુ છે

× આ ફકરો વસુબધુના અભિધર્મકોશમા આવે છે ઈસવી સનની પાચમી સદીના આરભમા એ ગ્રથ લખાયો હતો અને એમા આગળના વિચારો તથા પરપરાનો સગ્રહ કરવામા આવેલો છે મૂળ સસ્કૃત ગ્રથ મળતો નથી પરતુ તેના ચીની અને તિબેટી ભાષાનો અનુવાદો ઉપલબ્ધ છે ચીની અનુવાદ હિંદમા આવેલા મશહૂર યાત્રી હુએનત્સાંગે કરેલો છે આ ચીની અનુવાદ પરથી એનો ફ્રેન્ચ

બૌદ્ધ ધર્મમાં ફિલસૂફીની ચાર ચોક્કસ શાખાઓ વિકસી. એમાંની બે હીનયાન સંપ્રદાયની અને બે મહાયાન સંપ્રદાયની હતી. બૌદ્ધ ફિલસૂફી અથવા દર્શનની આ બધી શાખાઓનાં મૂળ ઉપનિષદમાં રહેલાં છે પણ તેઓ વેદનું પ્રામાણ્ય માન્ય કરતી નથી. વેદનું પ્રામાણ્ય માન્ય ગણવાના આ તેમના ઇન્કારથી બૌદ્ધ દર્શનની આ શાખાઓ કહેવાતાં હિંદુ દર્શનોથી જુદી પડે છે. એ હિંદુ દર્શનો પણ લગભગ એ જ અરસામાં વિકસ્યાં હતાં. એ દર્શનો સામાન્ય રીતે વેદનું પ્રામાણ્ય માન્ય રાખે છે અને એક રીતે તેના પ્રત્યે આદર દર્શાવે છે. પણ તેને અટળ કે બ્રહ્મવાક્ય તરીકે લેખતાં નથી અને તેની ઝાઝી પરવા રાખ્યા વિના પોતાને માર્ગે આગળ વધે છે. વેદો તેમ જ ઉપનિષદોમાં અનેક મતમતાંતરો હતાં અને એમાંની એકાદ બાબત પર વધારે ભાર મૂકીને તેના પાયા પર નવું દર્શન રચવાનું પછીના સમયના વિચારકોને માટે હમેશાં શક્ય હતું.

બૌદ્ધ દર્શનની આ ચાર શાખાઓમાં પ્રતિબિંબિત થયા પ્રમાણેનો બૌદ્ધ વિચારનો વિકાસક્રમ પ્રોફેસર રાધાકૃષ્ણન આ પ્રમાણે વર્ણવે છે. એનો આરંભ દ્વૈત તત્ત્વજ્ઞાનથી થાય છે અને તે જ્ઞાનને વસ્તુઓ અથવા પદાર્થોના પ્રત્યક્ષ બોધ તરીકે લેખે છે એ પછીની ભૂમિકામાં વિચારો વસ્તુઓના બોધ માટેનું માધ્યમ બને છે અને આ રીતે ચિત્ત અને વસ્તુઓ વચ્ચે એક પડદો ઊભો કરવામાં આવે છે આ બે ભૂમિકાઓ હીનયાનની દૃષ્ટિ રજૂ કરે છે. મહાયાન શાખાઓ એથી આગળ વધી તેમણે સ્વરૂપની પાછળ રહેલી વસ્તુઓનો છેદ ઉડાડી દીધો અને અનુભવમાત્ર ચિત્તમાં ઊઠતા વિચારતરંગોની શ્રેણી છે એમ જણાવ્યું. પછી સાપેક્ષતા અને સુપ્ત ચિત્તના વિચારો અથવા ખ્યાલો ઉદ્‌ભવે છે. છેવટની ભૂમિકામાં ખુદ ચિત્ત કેવળ વિચારરૂપ બની જાય છે અને જેને વિષે આપણે ચોક્કસપણે કશું કહી ન શકીએ એવા વિચારો અને સંવેદનોના તૂટક તૂટક ઘટકો આપણી પાસે રહી જાય છે. આ નાગાર્જુનનું માધ્યમિક દર્શન છે.

આ રીતે આપણે આખરે શૂન્યતા તરફ અથવા જેને સમજવાનું આપણા અપૂર્ણ ચિત્તની ગતિની બહાર છે અને જે વર્ણવી ન શકાય કે જેની વ્યાખ્યા ન થઈ શકે એવી કોઈક વસ્તુ તરફ આવી પહોંચીએ છીએ એને વિષે બહુ બહુ તો આપણે એટલું કહી શકીએ કે એ અમુક પ્રકારની ચેતના અને જેને બૌદ્ધ પરિભાષામાં વિજ્ઞાન કહેવામાં આવે છે તે છે.

---

ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો છે મારા સહકાર્યકર તથા અટકાયતના સાથી આચાર્ય નરેન્દ્ર દેવ એ ગ્રંથનો ફ્રેન્ચમાંથી હિંદી અને અંગ્રેજીમાં અનુવાદ કરી રહ્યા છે. અને તેમણે એ ફકરા તરફ મારું ધ્યાન ખેંચ્યું હતું એ ફકરો પ્રસ્તુત પુસ્તકના ત્રીજા અધ્યાયમાં આવે છે

માનસિક અને તાત્ત્વિક પૃથક્કરણ દ્વારા બૌદ્ધ ફિલસૂફી અદૃશ્ય સૃષ્ટિ યા પરમ તત્ત્વને છેવટે શુદ્ધ ચેતના યા વિજ્ઞાનની અને એ રીતે શૂન્યતાની કોટિએ લાવી મૂકે છે તેમ છતાં આપણે શબ્દો વાપરી શકીએ અથવા તેમને સમજી શકીએ ત્યાં સુધી આપણા અપૂર્ણ જગતમાં નૈતિક મનબંધોનું ચોક્કસ મહત્ત્વ છે એ વસ્તુ પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે આમ, આપણા જીવનમાં અને માણસો સાથેના આપણા સબંધોમાં આપણે નીતિના નિયમો પ્રમાણે ચાલવાનું છે અને સદાચારી જીવન ગાળવાનું છે તે જીવન અને આ દૃશ્ય જગતને વિષે આપણે જ્ઞાન, બુદ્ધિ તેમ જ અનુભવનો ઉપયોગ કરી શકીએ અને કરવો જોઈએ અનંત તત્ત્વ, અથવા એને બીજા કોઈ પણ નામથી ઓળખવામાં આવે, એ બધાથી પર છે અને તેથી તેને વિષે એમનો ઉપયોગ ન કરી શકાય

## ૧૧

## બૌદ્ધ ધર્મની હિંદુ ધર્મ પર અસર

પુરાણા આર્ય ધર્મ પર તેમ જ હિંદમાં તે વખતે પ્રચલિત લોકસમુદાયની માન્યતાઓ પર બુદ્ધના ઉપદેશની શી અસર થઈ? ધાર્મિક તેમ જ રાષ્ટ્રીય જીવનની ઘણી બાજુઓ પર તેની સમગ્ર અને કાયમી અસર થઈ હતી એ વિષે લવલેશ શંકા નથી પોતે એક નવા ધર્મના પ્રવર્તક છે એમ બુદ્ધને પોતાને ન લાગ્યું હોય એ સંભવિત છે, ઘણું કરીને તે પોતાને માત્ર ધર્મસુધારક તરીકે લેખતા હતા પણ તેમના પ્રેરણાદાયી વ્યક્તિત્વ અને અનેક સામાજિક તેમ જ ધાર્મિક રૂઢિઓ પર સખત પ્રહારો કરનારા તેમના ઉપદેશ તથા પોતાની આસપાસ કિલ્લેબંદી કરીને બેઠેલી પુરોહિતશાહી વચ્ચે અનિવાર્ય રીતે અથડામણ પેદા થઈ વર્તમાન સમાજવ્યવસ્થા અથવા આર્થિક વ્યવસ્થાને નિર્મૂળ કરવાને તે પ્રવૃત્ત થયા નહોતા, તેના પાયાના સિદ્ધાંતો તેમને માન્ય હતા અને તેમની ધાયામાં પેદા થયેલા અનિષ્ટો અને બદીઓ પર જ તેમણે પ્રહારો કર્યા આમ છતાં અમુક અંશે તેમણે સામાજિક ક્રાન્તિકાર તરીકે કાર્ય કર્યું અને એને લીધે જ બ્રાહ્મણવર્ગને તેમણે કોપાયમાન કર્યો કેમ કે પ્રચલિત સામાજિક પ્રથાઓ તેમ જ આચારો ચાલુ રહે તેમાં તેમનું હિત રહેલું હતું સારી પેઠે વ્યાપક એવા હિંદુ ચિંતન સાથે મેળ ન ખાય એવું બુદ્ધના ઉપદેશમાં કશું નથી પરંતુ બ્રાહ્મણોના પ્રભુત્વ પર પ્રહારો થયા એ ને એ જુદી વાત બની

હિંદના જે ભાગમાં બ્રાહ્મણ ધર્મનું જોર ઓછું હતું એવા મગધમાં બૌદ્ધ ધર્મે પહેલવહેલાં મૂળ ઘાલ્યાં એ હકીકત રસપ્રદ અને નોંધવા લાયક છે. ધીમે ધીમે તે પશ્ચિમે તેમ જ ઉત્તરે ફેલાયો અને ઘણા બ્રાહ્મણો પણ એમાં જોડાયા. આરંભકાળમાં એ પ્રધાનપણે ક્ષત્રિય હિલચાલ હતી પણ તેની અપીલ પ્રજાવ્યાપી હતી. ફિલસૂફી અને તત્ત્વવિદ્યાની દિશામાં તેનો વિકાસ થયો એ ઘણું કરીને પાછળથી તેમાં બ્રાહ્મણો જોડાયા તેને આભારી હતું. મહાયાન સંપ્રદાયનો ઉદય પણ ઘણે અંશે બ્રાહ્મણ–બૌદ્ધોને આભારી હોય એ બનવાજોગ છે કારણ કે, અમુક રીતે અને ખાસ કરીને તેની ઉદાર દૃષ્ટિ અને વૈવિધ્યમાં તે પ્રચલિત આર્ય ધર્મનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો સાથે ઘણો મળતો આવતો હતો.

હિંદુ જીવનપદ્ધતિ પર બૌદ્ધ ધર્મની અનેક રીતે અસર પહોંચી. અને એમ થાય એ અનિવાર્ય હતું કેમ કે એક હજાર વરસ કરતાંયે વધુ સમય સુધી તે હિંદનો જીવન્ત, પ્રાણવાન અને સારી પેઠે ફેલાયેલો ધર્મ રહ્યો હતો. હિંદમાં એનાં વળતાં પાણી થયાં ત્યાં સુધીના લાંબા ગાળા દરમ્યાન અને પાછળથી એક નિરાળા ધર્મ તરીકેની તેની હસ્તી મટી ગઈ ત્યારે પણ હિંદુ ધર્મના એક ભાગ તરીકે અને પ્રજાની રહેણીકરણી તેમ જ વિચારોમાં તેનો સારોસરખો અંશ રહી ગયો; પ્રજાએ જોકે એક ધર્મ તરીકે તેને છોડી દીધો છતાં ભૂંસી ન શકાય એવી રીતે તેની છાપ તેના પર રહી અને પ્રજાના વિકાસમાં તેણે ઘણો ફાળો આપ્યો. આ કાયમી અસરને તેના તાત્ત્વિક સિદ્ધાંત અથવા ધાર્મિક માન્યતા સાથે કશી લેવાદેવા નહોતી. ખ્રિસ્તી ધર્મના રૂઢ સિદ્ધાંતો તરફ ઝાઝું લક્ષ ન અપાયું હોય છતાં તેના નૈતિક આદર્શોએ યુરોપ પર જેમ અસર કરી અને ઇસ્લામની ધાર્મિક માન્યતાઓ તેમ જ ધાર્મિક વિધિઓ તરફ જેમને કશું આકર્ષણ નહોતું એવા ઘણા લોકો પર તેના માનવતાભર્યા તેમ જ સામાજિક અને વહેવારુ વલણની અસર થઈ તે જ પ્રમાણે બુદ્ધના અને તેના ધર્મના નૈતિક, સામાજિક તેમ જ વહેવારુ આદર્શવાદની અમારી પ્રજા પર અસર થઈ છે.

હિંદમાંનો આર્ય ધર્મ તત્ત્વતઃ રાષ્ટ્રીય ધર્મ હતો અને તે આ દેશમાં જ મર્યાદિત હતો. વળી, તેમાં જે વર્ણવ્યવસ્થા ઊભી થતી જતી હતી તે તેની આ બાજુ પર ભાર મૂકતી હતી. એમાં ધર્મપ્રચારની પ્રવૃત્તિને અને વટાળપ્રવૃત્તિને સ્થાન નહોતું તેમ જ હિંદની સીમા બહાર નજર કરવાપણું નહોતું. હિંદમાં તે સહજ રીતે ફેલાયો, નવા આવનારા તેમ જ જૂનાઓને તેણે પોતાનામાં સમાવી લીધા અને ઘણી વાર તેમનામાંથી નવી ન્યાતો ઊભી કરી. બહારની દુનિયા પ્રત્યેનું આ વલણ તે દિવસોમાં સ્વાભાવિક હતું કેમ કે અવરજવરનો વહેવાર બહુ મુશ્કેલ હતો અને પરદેશો સાથે સંપર્ક સાધવાની જરૂર ભાગ્યે જ

પેદા થતી હતી. વેપારરોજગાર અને બીજા હેતુઓને માટે એકબીજા દેશો વચ્ચે આવો સંપર્ક ચાલુ હતો એ વિષે શંકા નથી પણ હિંદના જીવનવહેવારમાં તેમ જ રહેણીકરણીમાં એનાથી કશો ફરક પડતો નહોતો. હિંદી જીવનનો સાગર સ્વયંપૂર્ણ હતો. તેના અનેક પ્રવાહોને પૂરતો અવકાશ આપવા જેટલો તે વિશાળ અને વૈવિધ્યશાળી હતો, પોતાનું મહત્ત્વ તે સારી રીતે પિછાનતો હતો, પોતાને વિષે જ નિમગ્ન હતો અને પોતાની સીમાની બહાર શું ચાલે છે એ વિષે ઉદાસીન હતો. ખુદ આ જ સાગરના મર્મસ્થાનમાંથી સ્વચ્છ અને નિર્મળ જળ વહાવતો એક નવીન ઝરો ફૂટ્યો. એણે જૂની સપાટી પર ખળભળાટ મચાવ્યો અને જૂની સીમાઓ તેમ જ માણસે અને કુદરતે રચેલી બધી દીવાલોની અવગણના કરી તેમને ભેદીને તે વહેવા લાગ્યો બુદ્ધના ઉપદેશના આ ઝરણમાં પ્રજાને ઉદ્દેશીને અપીલ કરવામાં આવી હતી પણ તે એથીયે વધારે વ્યાપક હતી. એ સમગ્ર માનવજાતને ઉદ્દેશીને કરવામાં આવેલી સદાચારી જીવન માટેની હાકલ હતી અને વર્ગ, જ્ઞાતિ કે પ્રજાના વાડાઓને તે માન્ય રાખતી નહોતી.

તેમના સમયના હિંદ માટે આ નવી વાત હતી. પરદેશોમાં પોતાના એલચીઓ તેમ જ ધર્મોપદેશકો મોકલીને અશોકે એ વાતનો મોટા પાયા પર પહેલવહેલો અમલ કર્યો. આ રીતે હિંદ બહારની દુનિયાનો પરિચય કરવા લાગ્યુ અને ઈસવી સનની આરંભની સદીઓમાં પરદેશોમાં વસાહતો સ્થાપવાની પ્રવૃત્તિ શરૂ થઈ તે ઘણું કરીને આ વાતને આભારી હતી. દરિયાપારના દેશોમાં વસાહતીઓ મોકલવાની પ્રવૃત્તિ હિંદુ રાજાઓની પ્રેરણાથી શરૂ થઈ હતી અને એ વસાહતીઓ જ્યાં જઈ વસ્યા ત્યાં બ્રાહ્મણ ધર્મ તેમ જ આર્ય સંસ્કૃતિ પોતાની સાથે લેતા ગયા ધીમે ધીમે ચોકાપંથી જ્ઞાતિવ્યવસ્થા ખીલવતા જતા સ્વયંપૂર્ણ ધર્મ અને સંસ્કૃતિને માટે આ વાત અસાધારણ હતી. કેવળ સબળ પ્રેરણા અને તેમની મૂળભૂત દૃષ્ટિમાં ફેરફાર કરનારી કોઈક વાત જ આ સાધી શકે એમ હતું. એ પ્રેરણા અનેક બાબતોને અને વિશેષે કરીને વેપારરોજગાર અને વિકસતા જતા સમાજની જરૂરિયાતને આભારી હશે પણ થયેલો દૃષ્ટિ-પલટો અમુક અંશે બૌદ્ધ ધર્મને અને તેને લીધે થયેલા પરદેશો સાથેના સંબંધોને આભારી હતો. હિંદુ ધર્મ તે વખતે પૂરતો પ્રાણવાન હતો અને શક્તિથી ઊભરાતો હતો. પણ પહેલાં તેણે પરદેશોને વિષે ઝાઝું લક્ષ આપ્યું નહોતુ. આ પ્રાણશક્તિને પરદેશોમાં વહેવડાવવાને ઉત્તેજન આપ્યુ એ આ નવા ધર્મની સાર્વલૌકિકતાની અનેક અસરોમાંની એક હતી.

વેદ ધર્મ અને તે ધર્મનાં વધારે પ્રાકૃત સ્વરૂપો સાથે સંકળાયેલા ક્રિયાકાંડ તેમ જ વિધિઓ અને ખાસ કરીને યજ્ઞમાં અપાતાં પશુઓના બલિદાન બંધ

થયાં. વેદ અને ઉપનિષદોમાં અહિંસાની કલ્પના હતી ખરી પણ બૌદ્ધ ધર્મે તેના પર ભાર મૂક્યો અને જૈન ધર્મે એથીયે વિશેષ ભાર મૂક્યો. જીવમાત્રને માટે નવીન આદર અને પ્રાણીઓ પ્રત્યે માયા પેદા થયાં. અને આ બધાંની પાછળ સદાચારી જીવન, ઉચ્ચ પંક્તિનું જીવન ગાળવાનો સતત પ્રયાસ હતો.

બુદ્ધે દેહદમનની નીતિમત્તાનો ઇન્કાર કર્યો હતો. પણ એકંદરે તેમના ઉપદેશની અસર જીવન પ્રત્યે વૈરાગ્યની થઈ ખાસ કરીને હીનયાન સંપ્રદાયની આ દૃષ્ટિ હતી અને જૈન સંપ્રદાયની એથીયે વિશેષ હતી. તેમાં પરલોક પર, મુક્તિ માટેની ઇચ્છા પર અને દુનિયાદારીના બોજામાંથી છુટકારો મેળવવા પર ભાર મૂકવામાં આવ્યો હતો. બ્રહ્મચર્યને ઉત્તેજન આપવામાં આવ્યું અને શાકાહારનો આગ્રહ વધ્યો. આ બધાયે ખ્યાલો બુદ્ધ પહેલાં પણ હિંદમાં મોજૂદ હતા પણ એમના પર એટલો ભાર મૂકવામાં આવ્યો નહોતો. પુરાણો આર્ય આદર્શ ભર્યાભાદર્યા અને બહુવિધ જીવન પર વધારે ભાર મૂકતો હતો. વિદ્યાર્થી અવસ્થામાં બ્રહ્મચર્ય અને સંયમનું પાલન કરવાનું હતું. ગૃહસ્થ જીવનની બધી પ્રવૃત્તિઓમાં પૂરેપૂરો ભાગ લેતો અને લગ્નસંબંધ એનો એક ભાગ ગણાતો હતો. પાછળથી ધીમે ધીમે તે જીવનના સુખોપભોગોમાંથી નિવૃત્ત થતો જતો અને સમાજસેવા અને આત્મસુધારણામાં પોતાનું લક્ષ કેન્દ્રિત કરતો. વૃદ્ધાવસ્થા આવે ત્યારે જીવનની છેલ્લી અવસ્થા સંન્યાસની હતી. એમાં જીવનની સામાન્ય પ્રવૃત્તિઓમાંથી નિવૃત્ત થઈ રાગમુક્ત થવાનું હતું.

પહેલાંના સમયમાં સંયમવૃત્તિના કેટલાક લોકો વનમાં આશ્રમો બાંધીને રહેતા અને વિદ્યાર્થીઓ ઘણુંખરું વિદ્યાભ્યાસ કરવાને ત્યાં આગળ જતા. બૌદ્ધ ધર્મના આગમન પછી ઠેકઠેકાણે ભિક્ષુ તથા ભિક્ષુણીઓના મઠો ઊભા થયા અને લોકોનો પ્રવાહ તેમના તરફ વહેવા લાગ્યો. બુદ્ધ બિહાર પ્રાંતનું આજનું નામ વિહાર એટલે મઠ પરથી પડ્યું છે. એ વિશાળ પ્રદેશમાં તે સમયે કેટલા બધા મઠો ઊભા થયા હશે તે એ ઉપરથી જણાય છે. આ મઠો વિદ્યાનાં ધામો પણ હતાં અથવા તેમની સાથે શાળાઓ અને કેટલીક વાર વિદ્યાપીઠો જોડાયેલાં હતાં.

માત્ર હિંદમાં જ નહીં પણ મધ્ય એશિયામાં પણ મોટા મોટા સંખ્યાબંધ મઠો હતા. બલ્ખમાં એવો એક મશહૂર બૌદ્ધ મઠ હતો. એમાં એક હજાર ભિક્ષુઓ રહેતા હતા. એ મઠને વિષે અનેક ઉલ્લેખો મળી આવે છે. એનું નામ હતું નવવિહાર, પણ એનુ ફારસી નામ નૌબહાર થઈ ગયુ.

ચીન, જાપાન અને બ્રહ્મદેશ વગેરે દેશોમાં બૌદ્ધ ધર્મ ઘણા લાંબા વખતથી ચાલતો આવ્યો છે પણ એ બધા દેશો કરતાં હિંદમાં એને પરિણામે પારલૌકિક દૃષ્ટિ કેમ વિશેષ પ્રમાણમાં પેદા થઈ? મને એની ખબર નથી। પણ મારા ધારવા પ્રમાણે એ દરેક દેશની રાષ્ટ્રીય ભૂમિકા પ્રબળ હતી અને પ્રત્યેક દેશમાં

એ ધર્મે તેને અનુરૂપ સ્વરૂપ ધારણ કર્યું દાખલા તરીકે, ચીનમા કૉન્ફ્યુશિયસ, લાઓત્સે અને બીજા ફિલસૂફોની પ્રબળ પરપરા ચાલુ હતી વળી ચીન તેમ જ જાપાને બૌદ્ધ ધર્મનો મહાયાન સપ્રદાય ગ્રહણ કર્યો હતો અને તેની દૃષ્ટિ હીનયાન કરતા ઓછી વૈરાગ્યવાળી હતી હિંદ પર જૈન સપ્રદાયની પણ અસર થઈ હતી એ સપ્રદાય આ બધા સિદ્ધાંતો અને ફિલસૂફીઓમાં સૌથી વધારે પારલૌકિક અને વૈરાગ્યવાળો અથવા જીવનવિમુખ હતો

પણ બૌદ્ધ ધર્મની હિંદમા અહીંની સમાજવ્યવસ્થા પર ઘણી વિચિત્ર અને તેની સમગ્ર દૃષ્ટિથી સર્વથા વિરુદ્ધ અસર થયેલી જણાય છે આ જ્ઞાતિના સબધમા હતી બૌદ્ધ ધર્મ જ્ઞાતિઓને માન્ય રાખતો નહોતો તેના મૂળમા રહેલા સિદ્ધાંતનો જોકે તે સ્વીકાર કરતો હતો

બુદ્ધના કાળમા વર્ણવ્યવસ્થા અથવા જ્ઞાતિવ્યવસ્થા લચીલી હતી અને પાછળના સમયની જડતા હજી તેમા પેઠી નહોતી વ્યક્તિના કુળ કરતા તેની શક્તિ ચારિત્ર તથા ધંધાને વધારે મહત્ત્વ આપવામા આવતું હતું બુદ્ધ પોતે શક્તિશાળી, સહૃદયી અને સયમી માણસને માટે ઘણી વાર બ્રાહ્મણ શબ્દ વાપરે છે છાંદોગ્ય ઉપનિષદમાની એક સુપ્રસિદ્ધ વાર્તા જ્ઞાતિ અને સ્ત્રીપુરુષના યૌન સબધોની બાબતમા તે સમયે કેવી માન્યતા પ્રવર્તતી હતી તે દર્શાવે છે

આ સત્યકામની વાર્તા છે તેની માતાનુ નામ જબાલા હતું સત્યકામ ગૌતમ નામના (બુદ્ધ નહી) ઋષિનો વિદ્યાર્થી થવા માગતો હતો અને તે ગૌતમના આશ્રમમા જવાને તૈયાર થયો ત્યારે તેણે તેની માને પૂછ્યુ, 'મારુ ગોત્ર કયુ?' તેની માતાએ જવાબ આપ્યો, 'બેટા, તારા ગોત્રની મને ખબર નથી મારી જુવાનીમા મારા પિતાને ઘેર આવતા અનેક અતિથિઓની પરિચર્યા કરતી તે વખતે હુ ગર્ભવતી થઈ હતી એટલે તુ કયા ગોત્રનો છે એની મને કશી ખબર નથી મારુ નામ જબાલા છે અને તુ સત્યકામ છે તારા ગુરુને કહેજે કે તુ જબાલાપુત્ર સત્યકામ છે

પછી સત્યકામ ગૌતમ ઋષિને આશ્રમે પહોચ્યો અને તેમણે તેને તેનુ ગોત્ર પૂછ્યુ તેણે પોતાની માતાએ કહ્યુ હતુ તે પ્રમાણે જવાબ આપ્યો એ ઉપરથી ઋષિ બોલ્યા 'સાચો બ્રાહ્મણ જ આવો સાચો જવાબ આપી શકે જા સમિધ લઈ આવ હુ તને દીક્ષા આપીશ તું સત્યથી ચલિત થયો નથી'

બુદ્ધના સમયમા માત્ર બ્રાહ્મણોમા જ્ઞાતિ કે વર્ણના બધનો સખત બન્યા હતા ક્ષત્રિયો અથવા રાજ્યકર્તા વર્ગના લોકો પોતાની કુળપરપરા માટે બહુ ગર્વ લેતા હતા એ ખરુ, પણ રાજ્યકર્તા બનનાર કુળો કે વ્યક્તિઓને પોતાનામા સમાવી લેવા માટે એક વર્ગ યા સમૂહ તરીકે તેમના દ્વાર ખુલ્લા હતા બાકીનાઓમા ઘણાખરા વૈશ્ય હતા અને તેઓ ખેતી, ગોરક્ષા કે ધંધો કરતા હતા આ

ઉપરાંત બીજી ધંધાદારી ન્યાતો પણ હતી. વર્ણરહિત અથવા અછૂત જાતિના લોકો બહુ જૂજ હોય એમ લાગે છે. કેટલીક વનવાસી જાતિઓ અને મુડદાં વગેરેનો નિકાલ કરવાનો જેમનો ધંધો હતો તેમનો એ વર્ગમાં સમાવેશ થતો હતો.

જૈન તેમ જ બૌદ્ધ ધર્મ અહિંસા પર ભાર મૂકતા હતા તેનું પરિણામ એવું આવ્યું કે, ખેતીનો ધંધો હલકો ગણાવા લાગ્યો, કેમ કે એમાં જીવહિંસા થતી હતી. હિંદના આર્યોના ગૌરવરૂપ આ ધંધો દેશના કેટલાક ભાગોમાં હવે હલકો ગણાવા લાગ્યો અને આ પાયાનો તેમ જ ઘણા મહત્ત્વનો ધંધો કરનારાઓનો દરજ્જો સમાજમાં ઊતરી ગયો.

પુરોહિતશાહી અને કર્મકાંડ સામે તેમ જ માણસને હલકો પાડવા અને પોતાનો વિકાસ સાધવાની અને ઉચ્ચ જીવન ગાળવાની તકોથી તેને વંચિત રાખવા સામે બળવો પોકારનાર બૌદ્ધ ધર્મ અજાણપણે આમ જમીન ખેડનારા અને ખેતી કરનારા અસંખ્ય લોકોની અવનતિ કરનારો નીવડ્યો. એને માટે બૌદ્ધ ધર્મને દોષ દેવો બરાબર નથી કેમ કે બીજા દેશોમાં તેની એવી અસર થયેલી જણાતી નથી. જ્ઞાતિવ્યવસ્થા અથવા વર્ણવ્યવસ્થાના મૂળમાં જ કંઈક એવી વસ્તુ હતી જે તેને એ દિશામાં લઈ ગઈ. અહિંસા વિષેના પોતાના તીવ્ર રાગને પરિણામે જૈન ધર્મે પણ તેને એ દિશામાં આગળ ધકેલી અને બુદ્ધ ધર્મે પણ અજાણપણે એ પ્રક્રિયામાં મદદ કરી.

## ૧૨

## હિંદુ ધર્મે બૌદ્ધ ધર્મને કેવી રીતે પોતાના ઉદરમાં સમાવી લીધો?

આઠ કે નવ વરસ પર હું પૅરિસમાં હતો ત્યારે આંદ્રે માલરોએ અમારી વાતચીતના આરંભમાં જ એક વિચિત્ર પ્રશ્ન પૂછ્યો. તેમણે મને પૂછ્યું કે, હિંદુ ધર્મમાં એવું શું હતું કે જેથી કોઈ પણ પ્રકારની મોટી અથડામણ વિના હજાર કરતાંયે વધુ વરસ પર સંગઠિત બૌદ્ધ ધર્મને હિંદમાંથી તે હાંકી કાઢવાને સમર્થ થયો? ઘણા દેશોના ઇતિહાસને દૂષિત કરનારા ધાર્મિક વિગ્રહો વિના આટલા મોટા અને આટલા બધા વિસ્તરેલા લોકપ્રિય ધર્મને પોતાના ઉદરમાં સમાવી લેવામાં, તેને આત્મસાત્ કરવામાં હિંદુ ધર્મ કેવી રીતે સફળ થયો? તે વખતે હિંદુ ધર્મમાં એવી કઈ આંતરિક શક્તિ હતી કે જેને લીધે તે આ ચમત્કારિક કાર્ય પાર પાડી શક્યો? અને હિંદમાં હજી એ આંતરિક શક્તિ છે ખરી? જો હોય તો તેની આઝાદી અને મહત્તા અચૂક વિધિના લેખ જ છે.

જે સક્રિય કાર્યકર્તા હતો એવા એક ફ્રેંચ વિચારકની ખાસિયતરૂપ આ પ્રશ્ન હતો. અને આમ છતાં યુરોપ તેમ જ અમેરિકામાં ભાગ્યે જ કોઈ આવી બાબતની ભાંજગડમાં પડે છે. તેમને રોજેરોજના કેટલાયે સવાલોનો નિકાલ કરવાનો હશે. દુનિયાના એ વર્તમાન પ્રશ્નો માલરોના મનમાં પણ ઊભા હતા અને તેમને અસ્વસ્થ કરતા હતા તેમ જ પોતાની સમર્થ અને તારતમ્યદર્શી બુદ્ધિથી કાં તો ભૂતકાળમાંથી અથવા વર્તમાનમાંથી, જ્યાંથી મળે ત્યાંથી, વિચાર, વાણી, લખાણ અને ખાસ કરીને કાર્ય દ્વારા જીવનમરણની બાજીને વિષે જ્ઞાન મેળવવા તે મથતા હતા.

માલરોને માટે એ પ્રશ્ન દેખીતી રીતે કેવળ પાંડિત્યનો નહોતો. તેમના મનમાં હમેશાં તે ઘોળાયા કરતો હતો અને અમે મળ્યા કે તુરત જ તેમણે તે ઉઠાવ્યો. મારે માટે પણ એ મનગમતો પ્રશ્ન હતો અથવા એમ કહો કે મારા પોતાના ચિત્તમાં પણ તે વારંવાર ઊઠ્યા કરતો હતો. પરંતુ માલરોને માટે કે મારે માટે મારી પાસે એનો સંતોષકારક જવાબ નહોતો. એના અનેક જવાબો અને ખુલાસાઓ છે ખરા પણ તે બધા એ પ્રશ્નના હાર્દને સ્પર્શતા નથી.

હિંદમાં બૌદ્ધ ધર્મીઓનું મોટા પાયા પર દમન કરવામાં આવ્યું નથી અથવા તો હિંસક સાધનોથી એ ધર્મને ઉખેડી નાખવામાં પણ આવ્યો નથી. હિંદુ રાજ્યકર્તા અને કોઈ બળવાન બનેલા બૌદ્ધ સંઘ વચ્ચે કોઈ કોઈ વાર સ્થાનિક ઝઘડા કે ઘર્ષણ થતાં હતાં ખરાં. સામાન્ય રીતે એ ઝઘડાઓ અથવા અથડામણોના મૂળમાં રાજકીય કારણો હતાં અને એને લીધે વસ્તુસ્થિતિમાં કશો ફેર પડતો નહોતો. બૌદ્ધ ધર્મે હિંદુ ધર્મને ક્યારેયે સંપૂર્ણપણે હરાવી દીધો કે નિર્મૂળ કર્યો નહોતો એ વાત યાદ રાખવી જોઈએ. હિંદમાં બૌદ્ધ ધર્મ પરાકાષ્ઠાએ પહોંચ્યો ત્યારેયે હિંદુ ધર્મ બહોળો ફેલાયેલો હતો. બૌદ્ધ ધર્મ હિંદમાં કુદરતી રીતે જ મરણ પામ્યો અથવા એમ કહો કે ધીમે ધીમે તે લુપ્ત થતો જતો હતો અને કોઈક બીજી વસ્તુમાં તેનું રૂપાન્તર થતું જતું હતું. કીથ કહે છે, 'બહારથી ગ્રહણ કરેલી વસ્તુનું રૂપાન્તર કરવાની અને પછીથી તેને આત્મસાત્ કરવાની અદ્ભુત નૈસર્ગિક શક્તિ હિંદ ધરાવે છે.' બહારથી ગ્રહણ કરેલી પરાઈ વસ્તુને માટે એ સાચું હોય તો પોતાના જ ચિત્ત અને ચિંતનમાંથી ઉદ્ભવેલી વસ્તુને તો એ વિશેષ પ્રમાણમાં લાગુ પડે છે. બૌદ્ધ ધર્મ સર્વથા હિંદની જ પેદાશ હતી એટલું જ નહીં તેની ફિલસૂફી પણ આગળના હિંદી ચિંતન તેમ જ વેદાન્ત અને ઉપનિષદોની ફિલસૂફીને અનુરૂપ હતી. કર્મકાંડ અને પુરોહિતના ધંધાનો ઉપનિષદોએ હમેશાં ઉપહાસ કર્યો છે અને જ્ઞાતિવ્યવસ્થાને તેમણે બહુ ઓછું મહત્ત્વ આપ્યું છે.

બ્રાહ્મણ ધર્મ અને બૌદ્ધ ધર્મ એકબીજા પર સામસામી અસર કરતા રહ્યા અને તેમની વચ્ચે શાસ્ત્રાર્થના ઝઘડાઓ થતા હતા છતાં અથવા તેને લીધે ફિલસૂફીના ક્ષેત્રમાં તેમ જ લૌકિક ધર્મની બાબતમાં તેઓ એકબીજાની નજીક આવ્યા. ખાસ કરીને મહાયાન સંપ્રદાય બ્રાહ્મણ ધર્મ અને તેની નીતિરીતિની બહુ નજીક આવ્યો તેની નૈતિક ભૂમિકા કાયમ રહેતી હોય ત્યાં સુધી એ લગભગ દરેક બાબતમાં સમાધાન કરવા તૈયાર હતો. બ્રાહ્મણ ધર્મે અને એ જ રીતે બૌદ્ધ ધર્મે બુદ્ધને ઈશ્વરના એક અવતારને સ્થાને સ્થાપ્યા. મહાયાન સંપ્રદાય ઝડપથી ફેલાઈ ગયો પણ આમ વિસ્તાર સાધવામાં તેણે પોતાની ગુણવત્તા અને નિરાળાપણું ગુમાવ્યાં. ધર્મમઠો ધનિક અને સ્થાપિત હિતોનાં કેન્દ્ર બની ગયાં અને તેમની શિસ્ત શિથિલ થઈ ધર્મનાં લૌકિક સ્વરૂપોમાં મેલી વિદ્યા અને વહેમો દાખલ થયાં. તેની હસ્તીની પહેલી સહસ્રાબ્દી પછી હિંદમાં બૌદ્ધ ધર્મની ઉત્તરોત્તર અવનતિ થતી ગઈ. શ્રીમતી રાઈઝ ડેવીડ્ઝ એ સમય દરમ્યાનની તેની રોગગ્રસ્ત સ્થિતિનું વર્ણન કરે છે: 'આ રોગગ્રસ્ત કલ્પનાઓની પ્રબળ અસર નીચે ગૌતમનો નૈતિક ઉપદેશ લગભગ અદશ્ય થઈ ગયો હતો. એક પછી એક નવા નવા સિદ્ધાંતો ઉદ્ભવે છે અને દરેક નવી ધારણા યા કલ્પના નવી ધારણાની આવશ્યકતા ઊભી કરે છે. આખરે સમગ્ર આકાશ ચિત્તની ભ્રમણાઓથી ભરાઈ જાય છે અને પાર વગરની ભસકભરી તાત્ત્વિક સૂક્ષ્મતા નીચે સંસ્થાપકના વધારે ઉમદા અને સાદા પાઠો ગૂંગળાઈ જાય છે.' *

આ વર્ણન તે સમયના બ્રાહ્મણ ધર્મ અને તેના ફાંટાઓને પીડી રહેલાં અનેક 'વ્યાધિગ્રસ્ત કલ્પનાઓ' અને 'ચિત્તની ભ્રમણાઓ'ને પણ સારી રીતે લાગુ પડી શકે એમ છે.

બૌદ્ધ ધર્મ હિંદમાં સામાજિક અને આધ્યાત્મિક જાગૃતિ તેમ જ સુધારણાને સમયે શરૂ થયો હતો. પ્રજામાં તેણે નવો પ્રાણ પૂર્યો, પ્રજાશક્તિના નવા પ્રવાહને તેણે ખુલ્લા કર્યા અને દોરવણી માટે નવી શક્તિ અને સામર્થ્યને માર્ગ આપ્યો, ચક્રવર્તી સમ્રાટ અશોકના આશ્રય નીચે તે ઝડપથી ફેલાયો અને હિંદનો સૌથી મહત્ત્વનો ધર્મ બન્યો. બીજા દેશોમાં પણ તે ફેલાયો, અને હિંદમાંથી એ દેશોમાં જતા અને ત્યાંથી હિંદ પાછા આવતા બૌદ્ધ સાધુઓ તેમ જ પંડિતોનો પ્રવાહ સતત ચાલુ રહેતો હતો આ પ્રવાહ ઘણી સદીઓ સુધી ચાલુ રહ્યો. બુદ્ધ પછી લગભગ હજાર વરસ બાદ ઈસવી સનની પાચમી સદીમા ચીની યાત્રી ફાહિયાન હિંદમાં આવ્યો ત્યારે તેણે બૌદ્ધ ધર્મને અહીં ફાલતોફૂલતો જોયો હતો ઈસવી સનની સાતમી સદીમાં એનાથી પણ વધારે મશહૂર યાત્રી હ્યુએનત્સાંગ (અથવા

* આ ઉતારો રાધાકૃષ્ણનના ઇન્ડિયન ફિલૉસૉફી નામના પુસ્તકમાંથી લીધો છે.

યુઆન-ચ્વાંગ) હિંદમાં આવ્યો ત્યારે બૌદ્ધ ધર્મની અવનતિનાં લક્ષણો તેના જોવામાં આવ્યાં હતાં. એ સમયે પણ જોકે કેટલાક પ્રદેશોમાં તે સારી પેઠે જોરમાં હતો. બૌદ્ધ સાધુઓ અને વિદ્વાનો ઠીક ઠીક સંખ્યામાં ધીમે ધીમે હિંદમાંથી ચીન ચાલ્યા ગયા.

દરમ્યાન ઇસ્વી સનની ચોથી અને પાંચમી સદીમાં ચક્રવર્તી ગુપ્ત સમ્રાટોના કાળમાં બ્રાહ્મણ ધર્મમાં નવું ચેતન પેદા થયું અને મહાન સાંસ્કૃતિક નવજાગૃતિ થઈ. આ નવજાગૃતિ કોઈ પણ રીતે બૌદ્ધ ધર્મ વિરોધી નહોતી. પણ એને લીધે બ્રાહ્મણ ધર્મનું મહત્ત્વ અને સામર્થ્ય ખસૂસ વધવા પામ્યું અને એ બૌદ્ધ ધર્મની પારલૌકિકતા સામેનો પ્રત્યાઘાત પણ હતો. પછીના ગુપ્ત રાજ્યકર્તાઓએ હૂણોની ચડાઈનો લાંબા વખત સુધી સામનો કર્યો અને આખરે જોકે તેમણે તેમને હાંકી કાઢયા પણ એથી દેશ દુર્બળ બની ગયો અને અવનતિની પ્રક્રિયા શરૂ થઈ ગઈ એ પછી ઘણા ઉજ્જ્વળ યુગો આવ્યા, અનેક પ્રતિભાશાળી પુરુષો પણ પાકયા એ ખરું પણ બૌદ્ધ ધર્મ તેમ જ બ્રાહ્મણ ધર્મ બંનેની અવનતિ શરૂ થઈ ચૂકી હતી અને બંનેમાં અધમ પ્રકારની નીતિરીતિઓ દાખલ થઈ ચૂકી હતી. બંને વચ્ચે ભેદ કરવાનું મુશ્કેલ બની ગયું બ્રાહ્મણ ધર્મે બૌદ્ધ ધર્મને પોતાનામાં સમાવી લીધો એમ કહીએ તો એ પ્રક્રિયામાં બ્રાહ્મણ ધર્મમાં પણ અનેક રીતે પરિવર્તન થયું હતું.

આઠમી સદીમાં શંકરાચાર્ય નામના હિંદના એક સૌથી મહાન ફિલસૂફે હિંદુ સંન્યાસીઓના મઠોની સ્થાપના કરી. આ બૌદ્ધોના સંઘની પ્રથાનું અનુકરણ હતું. પહેલાં બ્રાહ્મણ ધર્મમાં આ પ્રકારની સંન્યાસીઓની સંગતિ સંસ્થાઓ નહોતી. એ વખતે પણ જોકે તેમનાં નાનાં જૂથો હતાં ખરાં.

પૂર્વ બંગાળમાં અને વાયવ્ય તરફ સિંધમાં હીન સ્વરૂપનો બૌદ્ધ ધર્મ ચાલુ રહ્યો. એ સિવાય બૌદ્ધ ધર્મ એક વિસ્તૃત ધર્મ તરીકે હિંદમાંથી ધીમે ધીમે લુપ્ત થઈ ગયો.

## ૧૩

## હિંદની તત્ત્વદૃષ્ટિ

એક વિચારમાંથી બીજો વિચાર ઉદ્ભવે છે, એ દરેક વિચાર જીવનના બદલાતા જતા તાણાવાણા સાથે સંકળાયેલો હોય છે અને એમાંથી કેટલીક વાર માનવી ચિત્તની પ્રવૃત્તિની ક્રમિકતા જોઈ શકાય છે, છતાં વિચારો એકબીજા પર ચડી જાય છે અને નવા ને જૂના વિચારો એકબીજાના પડખામાં સાથે સાથે ચાલે છે. કેટલીક વાર તે વિસંગત અને પરસ્પર વિરોધી હોય છે. વ્યક્તિનું

ચિત્ત પણ પરસ્પર વિરોધી વિચારોનો શંભુમેળો હોય છે, અને તેનાં કાર્યોનો એકબીજા સાથે મેળ બેસાડવાનું મુશ્કેલ હોય છે. સાંસ્કૃતિક વિકાસની હરેક ભૂમિકા જેમાં જોવા મળતી હોય એવી પ્રજા પોતાના ઘડતરમાં તેમ જ વિચારોમાં, માન્યતાઓ અને પ્રવૃત્તિઓમાં દૂરના ભૂતકાળથી માંડીને છેક વર્તમાન સમય સુધીના જુદા જુદા યુગો વ્યક્ત કરે છે. તેની પ્રવૃત્તિઓ ઘણુંખરું વર્તમાન સમયની સામાજિક તેમ જ સાંસ્કૃતિક ભાત અથવા સ્વરૂપને અનુરૂપ હોય છે. આમ ન બને તો તે એક જગ્યાએ ખૂંપી જાય અને જીવનના વહેતા પ્રવાહથી અળગી થઈ જાય. પણ તેની આ પ્રવૃત્તિઓની પાછળ પ્રાકૃત અવસ્થાની માન્યતાઓ તેમ જ મૂઢ ગ્રહો હોય છે. જ્યાં આગળ હરેક વ્યક્તિ આધુનિક સમયની છેલ્લામાં છેલ્લી શોધખોળ અને છેલ્લામાં છેલ્લાં સાધનોનો આપોઆપ ઉપયોગ કરે છે એવા ઉદ્યોગોમાં આગળ વધેલા દેશોમાં પણ વિવેકદૃષ્ટિ જેનો ઇન્કાર કરે ને બુદ્ધિ જેનો સ્વીકાર ન કરી શકે એવી માન્યતાઓ અને રૂઢ વિચારો પ્રચલિત હોય છે એ ખરેખર આશ્ચર્યકારક છે. એક રાજદ્વારી પુરુષ બહુ બુદ્ધિશાળી વ્યક્તિ ન હોવા છતાંયે પોતાના ધંધામાં સફળ થાય એમ ખસૂસ બને. એક વકીલ અને કાયદાશાસ્ત્રી પોતાના ધંધામાં ખૂબ પ્રતિભાશાળી હોય છતાં બીજી બાબતોમાં સાવ બાઘા જેવો હોઈ શકે. જેને આધુનિક જમાનાનો નમૂનેદાર પ્રતિનિધિ કહી શકાય એવો વૈજ્ઞાનિક પણ પોતાના અભ્યાસખંડ અથવા પ્રયોગશાળાની બહાર નીકળે છે ત્યારે ઘણી વાર વિજ્ઞાનની કાર્યપદ્ધતિ અને દૃષ્ટિ ભૂલી જાય છે.

આપણા જીવનની ભૌતિક બાજુને સ્પર્શતા રોજેરોજના સવાલોની બાબતોમાં પણ આવું જ હોય છે. ફિલસૂફી અને તત્ત્વવિદ્યામાં એ પ્રશ્નો વધારે વેગળા, ઓછા ક્ષણિક તથા આપણા રોજિંદા જીવનવ્યવહાર સાથે ઓછા સંકળાયેલા હોય છે. અમુક પ્રકારની કડક શિસ્તમાંથી પસાર થયા વિના અને ચિત્તની કેળવણી વિના આપણામાંના ઘણા મોટા ભાગના લોકો માટે એ સમજી શકાય એવા નથી હોતા. આમ છતાં આપણ સૌ પાસે કોઈ ને કોઈ પ્રકારની જીવનની ફિલસૂફી હોય છે, એની આપણને જાણ હોય કે નયે હોય; આપણે પોતે વિચારી કાઢેલી ન હોય તો તે વારસામાં મળેલી હોય છે અથવા બીજાઓ પાસેથી લીધેલી હોય છે અને તેને સ્વયંસિદ્ધ તરીકે લેખવામાં આવે છે. અથવા તો વિચાર કરવામાં રહેલાં જોખમોમાંથી બચવા માટે કોઈક ધાર્મિક સિદ્ધાંતમાં, રાષ્ટ્રના ભાવિમાં અથવા તો અસ્પષ્ટ અને મનનું સમાધાન કરનારા માનવતાવાદમાં આપણે શ્રદ્ધા મૂકીએ છીએ. ઘણી વાર આ બધું અને બીજું પણ કેટલુંક એક સાથે મોજૂદ હોય છે, પણ તે પરસ્પર અસંબદ્ધ હોય છે અને તેમને એકસૂત્રે સાંકળનાર કશો મુદ્દો ન હોવાથી વિભક્ત યા ખંડિત વ્યક્તિત્વ

પેદા થાય છે અને એ દરેક ભાવના પોતપોતાના અલગ ક્ષેત્રમાં જુદી જુદી રીતે કાર્ય કરે છે.

પ્રાચીન કાળમાં ઘણું કરીને માનવીના વ્યક્તિત્વમાં વધારે એકતા અને સુમેળ હતાં. પણ કેટલીક ગણીગાંઠી વ્યક્તિઓ દેખીતી રીતે જ ઘણી ઉચ્ચ કક્ષાએ પહોંચી હતી તે બાદ કરતાં પ્રસ્તુત એકતા અને સુમેળ માનવી વ્યક્તિત્વની નીચલી કક્ષા અથવા ભૂમિકા પરનાં હતાં. માનવજાત જેમાંથી પસાર થતી જાય છે તે પરિવર્તનના આ લાંબા યુગ દરમ્યાન આપણે એ એકતા ખંડિત કરી છે પણ બીજી એકતા ખોળવામાં આપણે હજી સુધી સફળ થઈ શક્યા નથી. આપણે હજી પણ સિદ્ધાંતજડ ધર્મની નીતિરીતિને વળગી રહીએ છીએ, જરીપુરાણી થઈ ગયેલી માન્યતાઓ તેમ જ વિધિનિષેધોને છોડતા નથી અને છતાં વૈજ્ઞાનિક ઢબે જીવવાનો દાવો કરીએ છીએ. જીવન વિષેની વિજ્ઞાનની દૃષ્ટિ બહુ સંકુચિત હોવાનો અને તેની મહત્ત્વની ઘણી બાજુઓ તરફ તેણે દુર્લક્ષ કર્યું હોવાનો સંભવ છે. અને તેથી નવી એકતા તથા સુમેળ માટેની યોગ્ય ભૂમિકા એ જીવન આપી શક્યું નથી. હમણાં તે પોતાનું ક્ષેત્ર ધીમે ધીમે વિસ્તારતું જણાય છે અને પહેલાના કરતાં ઘણી ઉચ્ચ ભૂમિકા પર આપણે માનવી વ્યક્તિત્વ માટે નવી એકતા અને સુમેળ પ્રાપ્ત કરી શકીશું.

પણ એ પ્રશ્ન આજે વધારે મુશ્કેલ અને જટિલ બન્યો છે કેમ કે તે વધારે વ્યાપક બન્યો છે અને માનવી વ્યક્તિત્વની સીમા ઓળંગી ગયો છે. પ્રાચીન કાળ અને મધ્યયુગના મર્યાદિત ક્ષેત્રમાં અમુક 'પ્રકારના સુમેળવાળું' અને સુસંવાદી વ્યક્તિત્વ ખીલવવાનું કદાચ વધારે સહેલું હતું. સામાજિક સંગઠન તેમ જ સામાજિક વહેવારના રૂઢ બની ગયેલા ખ્યાલોવાળી નગર અને ગામોની નાનકડી દુનિયામાં વ્યક્તિ તેમ જ સમૂહ પોતપોતાનું સ્વયંપૂર્ણ જીવન જીવતાં હતાં અને બહારનાં તોફાનો તેમ જ ઝંઝાવાતોથી સામાન્ય રીતે સુરક્ષિત હતાં. આજે વ્યક્તિનું ક્ષેત્ર પણ જગદ્વ્યાપી બની ગયું છે; સામાજિક સંગઠનના ભિન્ન ભિન્ન ખ્યાલો એકબીજા સાથે અથડામણમાં આવે છે અને તેમની પાછળ જીવનની ભિન્ન ભિન્ન ફિલસૂફીઓ હોય છે. કોઈ જગ્યાએ પેદા થયેલો પ્રબળ પવન એક જગ્યાએ વંટોળ પેદા કરે છે અને બીજી જગ્યાએ ઝંઝાવાત પેદા કરે છે. એટલે જગતભરમાં વ્યાપેલા સદશ સુમેળ અથવા એકરાગનો ટેકો મળે તો જ વ્યક્તિ પણ પોતાના જીવનમાં સુમેળ સાધી શકે.

સમાજસંગઠનનો પુરાણો ખ્યાલ અને તેના પાયામાં રહેલી જીવનની ફિલસૂફી બીજી કોઈ પણ જગ્યા કરતાં હિંદમાં અમુક અંશે વિશેષ પ્રમાણમાં આજ સુધી ટકી રહ્યાં છે. સમાજને સ્થિરતા આપનાર અને તેને જીવનને અનુરૂપ બનાવનાર કોઈક ગુણ તેમાં હોય તે વિના તે એમ કરી શક્યાં ન હોત. અને

તેમનામાં રહેલા અનિષ્ટે તેમના એ ગુણને દાબી દીધો ન હોત તો આખરે તેઓ નિષ્ફળ નીવડયાં ન હોત અને જીવનથી અળગાં બનીને જીવનના માર્ગમાં નડતર અને બોધારૂપ બન્માં ન હોત. છતાં કોઈ પણ સંજોગોમાં આજે તેમને પૃથક અને અળગી પડી ગયેલી ઘટનાઓ તરીકે ન લેખી શકાય; સમગ્ર દુનિયાને નજરમાં રાખીને તેમનો વિચાર કરવો જોઈએ અને તેની સાથે તેમનો સુમેળ સાધવો જોઈએ.

હેવેલ કહે છે, 'હિંદમાં ધર્મ એ સ્થાપિત અને રૂઢ બની ગયેલી માન્યતા નહીં પણ આધ્યાત્મિક વિકાસની ભિન્ન ભિન્ન કક્ષાઓ તેમ જ જીવનની ભિન્ન ભિન્ન પરિસ્થિતિ સાથે બંધ બેસે એવા માનવી આચાર માટેનો વહેવારુ સિદ્ધાંત છે.' રૂઢ-માન્યતાને જીવનથી અતિરિક્ત રીતે માન્ય રાખવાનું ચાલુ રાખી શકાય પણ માનવી આચારનો વહેવારુ સિદ્ધાંત જીવનને અનુરૂપ બનીને કાર્ય કરતો રહેવો જોઈએ, કેમ કે નહીં તો તે જીવનને અવરોધે છે. તે આચરી શકાય એવો હોય, જીવનને અનુરૂપ હોય અને બદલાતી જતી પરિસ્થિતિ સાથે પોતાનો સુમેળ સાધવાની તેનામાં શક્તિ હોય એ જ આ વહેવારુ સિદ્ધાંતનો હેતુ અને સાર્થકતા છે. જ્યાં સુધી તે એમ કરી શકે ત્યાં સુધી તે પોતાનો હેતુ પાર પાડે છે અને તેનું નિયત કાર્ય કરે છે. પરંતુ જીવનના ક્ષેત્રથી તે અળગો થાય છે, સમાજની જરૂરિયાતો પૂરી પાડવામાં તે નિષ્ફળ નીવડે છે અને તેની અને જીવનની વચ્ચેનું અંતર વધી જાય છે ત્યારે તે પોતાની સઘળી શક્તિ તેમ જ મહત્ત્વ ગુમાવે છે.

તાત્ત્વિક સિદ્ધાંતો અને ચિંતનો અનિત્ય જગત વિષે નહીં પણ તેની પાછળ રહેલા નિત્ય તત્ત્વ અથવા સત્યને વિષે વિચાર કરે છે, બેશક જો એવા સત્યની હસ્તી હોય તો. એથી તેમને વિષે અમુક પ્રકારની નિત્યતા અથવા અવિચળતા હોય છે અને બાહ્ય ફેરફારોની તેમના પર અસર થતી નથી. પણ એ તાત્ત્વિક સિદ્ધાંતો અને ચિંતનો અનિવાર્ય રીતે જેમાં તે ઉદ્ભવે છે તે વસ્તુસ્થિતિની અને તેમનો વિચાર કરનાર માનવી ચિત્તોના વિકાસની અવસ્થાની પેદાશ હોય છે. તેમની અસર ફેલાય તો તેઓ પ્રજાના જીવનની સામાન્ય ફિલસૂફી પર પોતાનો પ્રભાવ પાડે છે. હિંદમાં ઉચ્ચ કોટિની ફિલસૂફી મૂઠીભર પંડિતો અને વિદ્વાનોમાં મર્યાદિત છે છતાં બીજા કોઈ પણ સ્થાન કરતાં અહીં તે પ્રજામાં વધારે વ્યાપેલી રહી છે અને રાષ્ટ્રીય જીવનદૃષ્ટિ નિર્માણ કરવામાં અને ચિત્તનું અમુક વિશિષ્ટ પ્રકારનું વલણ ખીલવવામાં તે પ્રબળ અસર કરતી આવી છે.

આ પ્રક્રિયામાં બૌદ્ધ ફિલસૂફીએ મહત્ત્વનો ભાગ ભજવ્યો અને મધ્યયુગ દરમ્યાન, હિંદુ ધર્મ અને ઇસ્લામી સામાજિક તેમ જ ધાર્મિક વ્યવસ્થા

વચ્ચેનુ અંતર સાધવા માગતા નવા સંપ્રદાયની ખિલવણી દ્વારા ઇસ્લામે રાષ્ટ્રીય જીવનદૃષ્ટિ પર પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ રીતે પોતાની છાપ પાડી હતી પણ એ રાષ્ટ્રીય જીવનદૃષ્ટિ પર સૌથી વધારે અસર છ દર્શનોની થઈ એમાનાં કેટલાક દર્શનો પર પણ બૌદ્ધ વિચારોની ખૂબ અસર થઈ હતી એ બધા આસ્તિક એટલે કે વેદનુ પ્રામાણ્ય માનનારા દર્શનો કહેવાય છે છતાં તેમના વલણ તથા નિર્ણયોમા તેઓ એકબીજાથી જુદા પડે છે, તેમનામા વિચારસામ્ય પણ જોકે ઘણુ છે એમા અનેક દેવોની આરાધના છે, સાકાર ઈશ્વરવાળો એકેશ્વરવાદ છે, અને શુદ્ધ એકેશ્વરવાદ પણ છે વળી એમાનુ એક દર્શન ઈશ્વરની સર્વથા અવગણના કરે છે અને પોતાનું મંડાણ વિકાસવાદના સિદ્ધાંત પર કરે છે એમા ધ્યેયવાદ છે અને વાસ્તવવાદ પણ છે મેક્સમૂલરે આ બને બાબતો તરફ લક્ષ ખેચ્યુ છે ' આ હકીકતની મારા મન પર ઊડી છાપ પડી છે કે છ દર્શનોની વિવિધતાની પાછળ જેને રાષ્ટ્રીય અથવા પ્રજાકીય ફિલસૂફીનો સહિયારો ભંડાર કહી શકાય તે રહેલો છે . દરેક વિચારકને પોતાના હેતુને અર્થે જે જોઈએ તે એમાંથી લેવાની છૂટ હતી '

આ વિશ્વ એક યોજનાબદ્ધ રચના છે, નિયમને આધીન રહીને કાર્ય કરે છે અને એમા ભવ્ય તાલબદ્ધતા રહેલી છે વગેરે બાબતો બધા દર્શનો ગૃહીત રાખીને ચાલે છે આવી તાર્કિક સ્વીકૃતિ આવશ્યક હોય છે કેમ કે નહી તો દર્શનો દ્વારા સમજાવવા જેવુ કશુ રહે નહી આ જગતમા કાર્યકારણનો નિયમ પ્રવર્તે છે એ ખરુ હોવા છતા પોતાનુ ભાવિ ઘડવાને માટે વ્યક્તિ અમુક પ્રમાણમા સ્વતંત્ર હોય છે તેમા પુનર્જન્મની માન્યતા છે અને નિસ્વાર્થ પ્રેમ તેમ જ પારમાર્થિક પ્રવૃત્તિ પર ભાર મૂકવામા આવેલો છે તર્ક અને બુદ્ધિ પર આધાર રાખવામા આવે છે અને દલીલોને માટે તેમનો અસરકારક રીતે ઉપયોગ કરવામા આવે છે, પણ ઘણી વાર એ બંને કરતા અંતઃપ્રેરણાનુ મહત્ત્વ વધારે છે એ વાતનો સ્વીકાર કરવામા આવે છે સામાન્ય ચર્ચા બુદ્ધિને ધોરણે આગળ ચાલે છે અને કેટલીક વાર બુદ્ધિનો તેના ક્ષેત્રની બહાર પણ અમુક પ્રમાણમા ઉપયોગ કરવામા આવે છે પ્રોફેસર કીથે દર્શાવી આપ્યુ છે કે, 'દર્શનો આસ્તિક એટલે કે શાસ્ત્રપ્રામાણ્ય માન્ય રાખનારાં છે એ ખરુ પણ આ જગત યા સૃષ્ટિના કોયડાનો ઉકેલ તેઓ માનવી સાધનો દ્વારા શોધવા પ્રયત્ન કરે છે અને શાસ્ત્રો કેવળ તેમની સહાય વિના જ નહીં પણ ઘણી વાર તો તેમના સિદ્ધાંતોની સાથે પણ જેનો મેળ શકાસ્પદ હોય એવા „પરિણામોને પાવિત્ર્ય અર્પવાનું કાર્ય કરે છે '

## ૧૪

## છ દર્શનો

દાર્શનિક ફિલસૂફીનો આરંભ બુદ્ધ પહેલાંના સમયમાં થઈ ચૂક્યો હતો. બ્રાહ્મણ દાર્શનિક ફિલસૂફીની સાથે સાથે બૌદ્ધ દાર્શનિક ફિલસૂફીનો ધીમે ધીમે વિકાસ થાય છે. બંને એકબીજાની ટીકા કરે છે અને ઘણી વાર એકબીજા પાસેથી કાંઈકનું કાંઈક લે છે. આવી અનેકવિધ દાર્શનિક વિચારણાઓમાંથી ઈસવી સનના આરંભના સમયમાં છ બ્રાહ્મણ દર્શનોએ વ્યવસ્થિત સ્વરૂપ ધારણ કર્યું. પ્રત્યેક દર્શનની પોતાની સ્વતંત્ર દૃષ્ટિ છે, પોતાનો નિરાળો પક્ષ છે અને છતાં તેઓ એકબીજાથી વિભક્ત નહીં પણ એક વિશાળ યોજનાના ભાગ અથવા અંગરૂપ છે.

છ દર્શનો આ છેઃ ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા અથવા વેદાન્ત.

ન્યાયદર્શનની પદ્ધતિ પૃથક્કરણની અને તાર્કિક છે. હકીકતમાં ન્યાયનો અર્થ જ પ્રમાણશાસ્ત્ર અથવા સાચી રીતે વિચાર કરવાનું શાસ્ત્ર છે. ન્યાયની પદ્ધતિ ઍરિસ્ટૉટલની અનુમાનપદ્ધતિને મળતી આવે છે; એ બંને વચ્ચે જોકે મૂળભૂત ભેદો પણ રહેલા છે. બધાં જ દર્શનો ન્યાયની પાછળ રહેલા સિદ્ધાંતોનો એક પ્રકારના માનસિક શિસ્ત તરીકે સ્વીકાર કરે છે. હિંદમાં પ્રાચીન સમયમાં તેમ જ મધ્યયુગમાં ન્યાયનું શિક્ષણ આપવામાં આવતું હતું અને આજે પણ શાળાઓ અને પાઠશાળાઓમાં તે શીખવવામાં આવે છે. હિંદની આધુનિક કેળવણીએ તેને તિલાંજલિ આપી છે પણ જ્યાં જ્યાં જૂની પદ્ધતિથી સંસ્કૃત શીખવવામાં આવે છે ત્યાં ત્યાં ન્યાય અભ્યાસક્રમનું એક મહત્ત્વનું અંગ હોય છે. ફિલસૂફીના અભ્યાસ માટે એને અનિવાર્ય પૂર્વતૈયારી તરીકે લેખવામાં આવતું હતું. એટલું જ નહીં, પ્રત્યેક કેળવાયેલા માણસ માટે જરૂરી માનસિક તાલીમ તરીકે પણ એને ગણવામાં આવતું હતું. હિંદની કેળવણીની જૂની વ્યવસ્થામાં એનું કંઈ નહીં તો યુરોપની કેળવણીમાં ઍરિસ્ટૉટલના પ્રમાણશાસ્ત્રના જેટલું મહત્ત્વનું સ્થાન હતું.

સંશોધનની આજની વિજ્ઞાનની પદ્ધતિ કરતાં એની પદ્ધતિ બેશક ભિન્ન છે. આમ છતાં તે પણ તારતમ્યદર્શી અને પોતાની રીતે વૈજ્ઞાનિક છે અને શ્રદ્ધા પર આધાર રાખવા કરતાં દૃશ્ય જગતને વિવેચક દૃષ્ટિથી અવલોકવાનો પ્રયાસ કરે છે અને પ્રમાણપદ્ધતિથી એક પછી એક ડગલું આગળ વધે છે. એની પાછળ પાયામાં અમુક પ્રકારની શ્રદ્ધા, તર્કથી પર એવી કેટલીક સ્વયં-

સિદ્ધ સ્વીકૃતિઓ રહેલી હોય છે અમુક માન્યતાઓ યા ધારણાઓ સ્વીકારી લીધા પછી એના પાયા પર આખું દર્શન અથવા ફિલસૂફી રચવામાં આવી છે જીવન તેમ જ કુદરતમા અમુક પ્રકારની તાલબદ્ધતા અને એકતા રહેલી છે એમ માની લેવામા આવ્યુ છે સાકાર ઈશ્વર, અનેક આત્માઓ અને પરમાણુઓનુ બનેલું વિશ્વ શ્રદ્ધાપૂર્વક માન્ય રાખવામા આવ્યા છે વ્યક્તિ કેવળ આત્મા પણ નથી અને કેવળ દેહ પણ નથી પણ બંનેના સંયોગનું ફળ છે પરમતત્ત્વ અથવા પરમાત્મા આત્માઓ અને પ્રકૃતિ ઉભયનો જટિલ સમાહાર છે એમ માનવામા આવે છે

વૈશેષિક દર્શન ન્યાયદર્શનને ઘણી રીતે મળતુ આવે છે તે જીવાત્માઓ તેમ જ પદાર્થોની ભિન્નતા પર ભાર મૂકે છે અને આ વિશ્વ પરમાણુઓનું બનેલું છે એવા સિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે ધર્મ અથવા નીતિનો નિયમ એ આ સચરાચર વિશ્વની પાછળ રહેલી નિયામક સત્તા છે એમ કહેવામાં આવ્યુ છે અને એની આસપાસ આખા દર્શનને વણી લેવામા આવ્યુ છે ઈશ્વર વિષેની માન્યતાનો સાફ સાફ શબ્દોમા સ્વીકાર કરવામા આવ્યો નથી ન્યાય અને વૈશેષિક દર્શનો અને આરંભ કાળની બૌદ્ધ ફિલસૂફી વચ્ચે ઘણુ મળતાપણુ છે એકંદરે તેઓ વાસ્તવવાદી વલણ અખત્યાર કરે છે

સાંખ્ય એ એક અસાધારણ દર્શન છે ઈશુ પહેલાની સાતમી સદીમા બુદ્ધ પહેલાના અનેક વિચારપ્રવાહોમાથી કપિલ મુનિએ તેની રચના કરી હતી એમ કહેવાય છે રિચર્ડ ગાર્બના કહેવા પ્રમાણે 'કપિલની ફિલસૂફીમા માનવ ચિત્તની સ્વતંત્રતા સ્વાધીનતા તેમ જ પોતાની શક્તિ વિષેનો પૂરેપૂરો વિશ્વાસ જગતના ઇતિહાસમા પહેલવહેલી વાર પ્રદર્શિત થયા હતા'

બૌદ્ધ ધર્મના ઉદય પછી સાંખ્ય એક સાંગોપાંગ દર્શન બન્યુ સાંખ્યનો સિદ્ધાંત માનવીના ચિત્તમાથી ઉદ્ભવેલો કેવળ તાત્ત્વિક ખ્યાલ છે અને બાહ્ય સૃષ્ટિ અથવા દશ્ય જગતના અવલોકન સાથે તેને ઝાઝી લેવાદેવા નથી સાથે જ તેની પહોચની બહારની બાબતોમા એવુ અવલોકન શક્ય જ નહોતુ બૌદ્ધ ધર્મની પેઠે સાંખ્ય પણ બુદ્ધિનો આશરો લઈને તર્કસંશોધનને માર્ગે આગળ ચાલે છે અને કોઈ પણ પ્રકારના શાસ્ત્રપ્રમાણની મદદ લીધા વિના દાખલાદલીલોની તેની પદ્ધતિથી જ બૌદ્ધ ધર્મનો મુકાબલો કરે છે આ બૌદ્ધિક વલણને પરિણામે ઈશ્વરનો છેદ ઉડાડી દેવો પડ્યો આમ સાંખ્ય દર્શનમા નથી સાકાર ઈશ્વર કે નથી નિરાકાર ઈશ્વર અથવા પરબ્રહ્મ તેમ જ નથી એકેશ્વરવાદ કે નથી અદ્વૈતવાદ તેનું વલણ નાસ્તિક અથવા અનીશ્વરવાદી હતુ અને પારલૌકિક ધર્મના પાયા તેણે હચમચાવી મૂક્યા આ વિશ્વ ઈશ્વરની

રચના નથી પણ પુરુષ અથવા પુરુષો અને પ્રકૃતિના પરસ્પરના સબંધથી નિરંતર ચાલ્યા કરતી વિકાસની પ્રક્રિયા છે, અને એ પ્રકૃતિ પોતે પણ શક્તિનું જ સ્વરૂપ છે આ વિકાસની પ્રક્રિયા અખંડિતપણે ચાલ્યા કરે છે

સાખ્યની ફિલસૂફી દ્વૈતવાદી છે, કારણ કે તે પોતાની આખી રચના પુરુષ અને પ્રકૃતિ એ બે આદિ કારણોના પાયા પર કરે છે. પ્રકૃતિ શક્તિનુ સ્વરૂપ છે, સદા ક્રિયાશીલ અને વિકારધર્મી છે અને પુરુષ ચેતનમાત્ર છે અને અવિકારી છે એવા અનેક પુરુષો અથવા ચેતનતત્ત્વની હસ્તી તે સ્વીકારે છે પુરુષ પોતે કર્તાહર્તા નથી પણ તેના પ્રભાવથી પ્રકૃતિ પોતાનો વિકાસ કરે છે અને આ નિરતર બદલાતા જતા સસાર અથવા જગતની રચના કરે છે કાર્યકારણનો કાયદો માન્ય રાખવામા આવે છે પણ કાર્યકારણની અંદર ગર્ભિત રીતે રહેલુ હોય છે એમ કહેવામા આવ્યુ છે કારણ અને કાર્ય એ એક જ વસ્તુની આવિર્ભૂત અને અનાવિર્ભૂત અવસ્થા છે. વ્યવહારદૃષ્ટિથી જોતા કારણ અને કાર્ય બને ભિન્ન અને નિરાળી વસ્તુઓ છે પરતુ તત્ત્વત બને એક જ છે

આમ, પુરુષ અથવા ચેતન તત્ત્વના પ્રભાવથી તેમ જ કાર્યકારણના નિયમ દ્વારા પ્રકૃતિ યા શક્તિમાથી વિવિધ પ્રકારના પદાર્થોવાળુ જગત ઉદ્ભવ્યુ છે અને તે નિરતર પલટાતુ અને વિકસતું રહે છે વિશ્વના શ્રેષ્ઠ અને કનિષ્ઠ પદાર્થો વચ્ચે એક પ્રકારની સળગસૂત્રતા અને એકતા રહેલી છે આ સમગ્ર ખ્યાલ તાત્ત્વિક છે અને અમુક સ્વીકારી લીધેલી ધારણાઓ યા કલ્પનાઓ ઉપર રચાયેલુ નિરૂપણ લાબુ, જટિલ અને બુદ્ધિપૂર્વકનું છે

પતજલિનુ યોગદર્શન એ તત્ત્વત ચિત્તશુદ્ધિ અને આધ્યાત્મિક ઉન્નતિની દિશામા લઈ જનારી શરીર અને મનની કેળવણીની પદ્ધતિ છે પતજલિએ આ પુરાણા દર્શનને વ્યવસ્થિત સ્વરૂપ આપ્યુ એટલુ જ નહી પાણિનિના સસ્કૃત વ્યાકરણ પર સુપ્રસિદ્ધ ભાષ્ય પણ લખ્યુ છે આ ભાષ્ય—એને મહાભાષ્ય કહેવામા આવે છે—પાણિનિના ગ્રથ જેટલું જ પ્રમાણભૂત મનાય છે લેનીનગ્રાડના પ્રોફેસર શેરબટ્સ્કીએ લખ્યુ છે કે, 'પાણિનિનુ વ્યાકરણ અને પતજલિનુ મહાભાષ્ય એ હિંદના આદર્શ શાસ્ત્રીય ગ્રથો છે'*

* વૈયાકરણી પતજલિ અને યોગસૂત્રોના કર્તા પતજલિ એક જ હતા એ હકીકત પુરવાર થઈ નથી વૈયાકરણી પતજલિનો કાળ ચોક્કસપણે કહી શકાય છે તે ઈશુની બીજી સદીમા થઈ ગયા કેટલાક લોકોનુ એવુ માનવુ છે કે, યોગસૂત્રોના કર્તા જુદા પતજલિ હતા અને બસો કે ત્રણસો વરસ પછી થઈ ગયા હતા.

મેળવવાને માટે અને સામાન્ય રીતે ઊંડો અને દીર્ઘ શ્વાસ લઈ શકાય તે માટે શરીરના વ્યાયામની કેટલીક રીતો અને પ્રાણાયામની કેટલીક રીતો સૂચવવામાં આવી છે એને વ્યાયામ કહેવો એ બરાબર નથી કેમ કે એમાં ઝાઝો શ્રમ કરવાપણું હોતું નથી એ અમુક પ્રકારના અંગમરોડ છે અને તેમને આસનો કહેવામાં આવે છે એ આસનો યોગ્ય રીતે કરવામાં આવે તો શરીરને રાહત આપે છે અને તેને ચૈતન્યવાળું બનાવે છે અને એથી તેને જરા પણ થાક લાગતો નથી શરીરને સુસ્થિત રાખવા માટેની આ હિંદી પદ્ધતિ ધમપછાડા, આચરા, દોડાદોડ અને કૂદાકૂદનો જેમાં સમાવેશ થાય છે અને જેને પરિણામે આપણો શ્વાસ ચડી જાય છે, આપણે થાકી જઈએ છીએ એવી વ્યાયામની વધારે પ્રચલિત પદ્ધતિઓને મુકાબલે અદ્વિતીય છે એવી બીજી પદ્ધતિઓ તેમ જ દ્વંદ્વયુદ્ધ કરવું, તરવું ઘોડા પર સવારી કરવી તીરંદાજી, મગદળની કસરત અને જ્યુજ્યુત્સુને મળતી આવતી કુસ્તીની પદ્ધતિ અને એવી બીજી ઘણી રમતો સુધ્ધાં હિંદમાં સારી પેઠે પ્રચલિત હતી પરંતુ આસનોની પુરાણી પદ્ધતિ વિશેષે કરીને હિંદી છે અને એ તેની ફિલસૂફીની ભાવનાને અનુરૂપ હોય એમ લાગે છે આસનો કરતી વખતે પણ માણસ અમુક પ્રકારની શાન્તિ અને સ્વસ્થતા અનુભવે છે એમાં શક્તિનો વ્યય કર્યા વિના તેમ જ કશાયે માનસિક વિક્ષેપ વિના શક્તિ અને સુસ્થિતિ મેળવી શકાય છે અને એ બધાને પરિણામે આસનો કોઈ પણ વયના માણસને અનુકૂળ આવે છે અને વૃદ્ધો પણ તે કરી શકે છે

આસનો ઘણાં છે મને જ્યારે પણ તક મળે ત્યારે એમાંના કેટલાક પસંદ કરેલા સહેલા આસનો ઘણા વરસોથી હું કરતો આવ્યો છું અને એ દરમ્યાન હું અનેક વાર શરીર અને મનને અનુકૂળ ન આવે એવા વાતાવરણમાં મુકાયો હોવા છતાં એનાથી મને ઘણો લાભ થયો છે એ વિષે શક નથી આ આસનો અને કેટલાક પ્રાણાયામો અથવા શ્વાસોચ્છ્વાસનો વ્યાયામ એટલામાં શારીરિક યૌગિક પ્રક્રિયાઓનો મારો અનુભવ પૂરો થાય છે એની પ્રાથમિક શારીરિક ભૂમિકાથી આગળ હું ગયો નથી મારું ચિત્ત સદાયે બેલગામ રહ્યું છે અને વખતોવખત તે ઉચ્છૃંખલ બની જાય છે

શરીરસંયમના નિયમો સાથે — જેમાં પથ્ય વસ્તુઓ ખાવી અને અપથ્ય વસ્તુઓ ન ખાવી વગેરેનો પણ સમાવેશ થાય છે — યોગદર્શનમાં જેને યમો કહેવામાં આવ્યા છે તેમનું પાલન પણ કરવાનું હોય છે એમાં અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ વગેરેનો સમાવેશ થાય છે અહિંસા એ શારીરિક હિંસા કરવામાંથી અળગા રહેવા કરતાં કંઈક વિશેષ છે અહિંસા એટલે દ્વેષ અને વેરવૃત્તિનો ત્યાગ

આ બધા યમનિયમોથી ઇંદ્રિયનિગ્રહ થાય છે એમ માનવામાં આવે છે; પછીથી ધ્યાનધારણા અને છેવટે આવે છે સમાધિ અને આત્મસાક્ષાત્કારની સ્થિતિ.

યોગ અને વેદાન્તના આધુનિક સમયના સૌથી મોટા પુરસ્કર્તા વિવેકાનંદે યોગની પ્રયોગશીલતા તેમ જ બુદ્ધિ પર તેનું મંડાણ કરવા પર ભાર મૂક્યો છે. 'આમાંનો કોઈ પણ યોગ બુદ્ધિને તિલાંજલિ આપતો નથી, કોઈ યોગ તમને આંધળા બનવાનું કે કોઈ પણ ગુરુના હાથમાં તમારી બુદ્ધિ સોંપી દેવાનું કહેતો નથી. . . . દરેક યોગ તમને તમારી બુદ્ધિને વળગી રહેવાનું, તેના પર અટળ રહેવાનું કહે છે.' યોગ અને વેદાન્તની ભાવના તેમ જ વિજ્ઞાનની ભાવના એક જ પ્રકારની હોવાનો સંભવ છે પણ તેમનાં સાધનો જુદાં છે અને તેથી તેમની વચ્ચે મહત્ત્વનો ભેદ પડી જાય છે. યોગના કહેવા પ્રમાણે આત્મા બુદ્ધિથી મર્યાદિત નથી, અને 'વિચાર એ કાર્ય છે અને કાર્યને લીધે જ વિચારની કિંમત છે.' પ્રેરણા અને સંપ્રજ્ઞા માન્ય રાખવામાં આવ્યાં છે પણ એ ભ્રમ પેદા કરનારાં ન નીવડે કે? આના જવાબમાં વિવેકાનંદ કહે છે કે, પ્રેરણા બુદ્ધિની અવિરોધી હોવી જોઈએ. 'આપણે જેને પ્રેરણા કહીએ છીએ તે બુદ્ધિનો જ ઉત્કર્ષ છે. બુદ્ધિ દ્વારા જ પ્રેરણાની દિશામાં જઈ શકાય છે. . . . કોઈ પણ સાચી પ્રેરણા બુદ્ધિવિરોધી નથી હોતી. જ્યાં તે બુદ્ધિથી ઊલટી હોય ત્યાં જાણવું કે તે સાચી પ્રેરણા નથી.' વળી, 'પ્રેરણા વ્યક્તિ તેમ જ સમષ્ટિનું હિત કરનારી હોવી જોઈએ; નામના, કીર્તિ કે અંગત લાભને માટે તે નથી. તે હમેશાં દુનિયાના હિતને માટે અને સર્વથા પારમાર્થિક હોવી જોઈએ.'

વળી, 'અનુભવ એ જ્ઞાનપ્રાપ્તિ માટેનું એકમાત્ર દ્વાર છે.' વિજ્ઞાનના ક્ષેત્રમાં તથા બાહ્ય જગતના જ્ઞાનને માટે સંશોધનની જે પદ્ધતિનો આપણે ઉપયોગ કરીએ છીએ તે જ પદ્ધતિ ધર્મની બાબતમાં પણ ઉપયોગમાં લેવી જોઈએ. 'આવા સંશોધનથી ધર્મ નાશ પામે તો જાણવું કે તે એક નકામો વહેમ હતો અને તે જેટલો વહેલો નષ્ટ થાય એટલું સારું.' 'અમને બુદ્ધિનું બંધન નથી એવો દાવો ધર્મો શાને કરતા હશે એની કોઈને ખબર નથી. . . . કોઈના પણ વચન પર આધાર રાખીને વીસ કરોડ દેવોને વિષે અંધ શ્રદ્ધા સેવવા કરતાં તો બુદ્ધિને અનુસરીને માણસજાત નાસ્તિક બની જાય એ વધારે સારું છે. . . . ઇંદ્રિયજ્ઞાનની મર્યાદાઓ ઓળંગીને તેની પારની વસ્તુની ઝાંખી કદાચ પેગંબરોએ કરી હોય. આપણે પોતે એમ કરવાની સ્થિતિએ પહોંચીએ ત્યારે જ આપણે તે માનીશું, તે પહેલાં નહીં.' બુદ્ધિ પૂરતી સમર્થ નથી અને ઘણી વાર તે ભૂલ કરી બેસે છે એમ કહેવામાં આવે છે. 'બુદ્ધિ જો દુર્બળ હોય તો પુરોહિતોને વધારે સારા માર્ગદર્શકો શાને ગણવા જોઈએ? વિવેકાનંદ આગળ ચાલતાં

જણાવે છે, 'હુ મારી બુદ્ધિને જ અનુસરીશ કેમ કે એની અનેક ઊણપો હોવા છતા સત્ય પામવા માટેની કઈક શક્યતા એ દ્વારા જ છે એથી આપણે બુદ્ધિને અનુસરવી જોઈએ એમ કરતા જેમને કોઈ પણ પ્રકારની શ્રદ્ધા પ્રાપ્ત ન થાય તેમના પ્રત્યે પણ આપણે સમભાવ રાખવો જોઈએ ' 'રાજયોગના અભ્યાસમા કશી શ્રદ્ધા કે માન્યતાની જરૂર નથી તમારામા તે ઊગે નહી ત્યા સુધી કશામા શ્રદ્ધા ન રાખો'*

વિવેકાનદ બુદ્ધિની વાત પર હમેશ ભાર મૂકતા રહ્યા અને કોઈ પણ વસ્તુ અવિચારપૂર્વક માની લેવાનો તેમણે ઇન્કાર કર્યો એનુ કારણ એ હતુ કે ચિત્તની સ્વતત્રતા પર તેમને અચલ વિશ્વાસ હતો વળી, શબ્દપ્રમાણને વળગી રહેવાને લીધે પોતાના દેશમા જે માઠી અસર થઈ હતી તેની પણ તેમને બરાબર જાણ હતી — 'કેમ કે જ્યા આગળ શબ્દપ્રમાણને અન્તિમ સત્ય તરીકે માનવામા આવે છે એના દેશમા હુ જન્મ્યો છુ' પુરાણા યોગદર્શનનુ તેમ જ વેદાન્તદર્શનનુ તેમણે આ વાત લક્ષમા રાખીને નિરૂપણ કર્યુ છે અને એમ કરવાને તે અધિકારી હતા તેમની ભૂમિકામા પ્રયોગ અને બુદ્ધિ ગમે એટલા રહેલા હોય પણ સામાન્ય માણસની ગતિ યા સમજની બહાર એવી માનસિક અને આધ્યાત્મિક અનુભવોની સૃષ્ટિમા તે વિચરે છે એ સૃષ્ટિ જેનાથી આપણે માહિતગાર છીએ અને જેનો આપણને અનુભવ છે તે સૃષ્ટિથી સાવ ભિન્ન છે આવા અનુભવો અને પ્રયોગો કેવળ હિંદમા જ મર્યાદિત નથી અને ખ્રિસ્તી રહસ્યવાદીઓ અને ઈરાનના સૂફીઓ તેમ જ બીજાઓના હેવાલોમા એના જોઈએ તેટલા પુરાવાઓ મળી આવે છે આ બધા અનુભવો વચ્ચેનુ સામ્ય ખરેખર અદ્ભુત છે રોમા રોલા કહે છે તેમ, 'સર્વ સ્થળે અને સર્વ કાળમા જોવા મળતી ધાર્મિક અનુભવની મહાન ઘટનાઓ દેશ કાળના ભિન્ન ભિન્ન વાઘાઓ દૂર કરવામા આવે તો એકબીજીને બહુ જ મળતી આવે છે અને માનવઆત્માની એકતાનો અથવા કહો કે, માનવજાત જે આદિ તત્ત્વમાથી બની છે તે એક જ છે — કેમ કે તે માનવઆત્મા કરતા પણ મૂળભૂત વસ્તુ છે અને સદૈવ તે તેની ખોજમા રહે છે — એ વાતનો પુરાવો આપે છે'

આમ યોગ એ વ્યક્તિની પાછળ રહેલી આધ્યાત્મિક ભૂમિકામા ડોકિયુ કરવાની અને એ રીતે અમુક પ્રકારની સવેદનશીલતા તેમ જ ચિત્તનો નિરોધ ખીલવવાની પ્રયોગાત્મક પદ્ધતિ છે આધુનિક માનસશાસ્ત્ર એનો કેટલા પ્રમાણમા ઉપયોગ કરી શકે એ હુ જાણતો નથી પણ એમ કરવાનો પ્રયત્ન કરી જોવા જેવો છે ખરો અરવિદ ઘોષે યોગની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે. 'આપણા

* વિવેકાનદના લખાણોના ઘણાખરા ઉતારા રોમા રોલાના વિવેકાનદનુ જીવન ચરિત્ર નામના પુસ્તકમાથી લીધા છે

આંતરિક તત્ત્વો, તેમનાં જોડાણો, કર્મો, શક્તિઓ વગેરેને છૂટાં પાડી શકાય અથવા એકાગ્રી થઈ શકાય, નવેસરથી તેમને જોડી શકાય અને તેમની પાસેથી નવી જ જાતનું અને પહેલાં અશક્ય લાગતું કામ લઈ શકાય અથવા તો નિશ્ચિત આંતરિક પ્રક્રિયાઓ દ્વારા તેમનું રૂપાન્તર કરીને એક નવો જ સર્વગ્રાહી સમન્વય કરી શકાય. એ પ્રતીતિ અને અનુભવ પર સમગ્ર રાજયોગ રચાયેલો છે.'

એ પછીનું દર્શન મીમાંસા છે. એ કર્મકાંડપ્રધાન છે અને અનેક દેવોની માન્યતા તરફ ઢળે છે. આધુનિક સમયના પ્રચલિત હિંદુ ધર્મ તેમ જ હિંદુ કાયદા પર આ દર્શન અને તેના નિયમોની ભારે અસર થઈ છે. એ નિયમો ધર્મ શું છે અને યોગ્ય આચાર શું છે તે ઠરાવે છે. હિંદુઓનો અનેકેશ્વરવાદ કંઈક અવનવી વસ્તુ છે એ ધ્યાનમાં રાખવા જેવું છે કેમ કે બધા દેવો, તેમનામાં વિશિષ્ટ શક્તિઓ રહેલી હોય છે તે છતાં, માણસ કરતાં ઊતરતી પંક્તિના છે એમ માનવામાં આવે છે. હિંદુઓ તેમ જ બૌદ્ધો બંને માને છે કે, આત્મ-સાક્ષાત્કારની દિશામાં મનુષ્યજન્મ જીવાત્માની અંતિમ અવસ્થા છે. દેવો સુધ્ધાં મનુષ્યજન્મ ધારણ કરીને જ આ મુક્તિ અથવા આત્મસાક્ષાત્કાર સિદ્ધ કરી શકે. આ ખ્યાલ પ્રચલિત અનેકેશ્વરવાદથી તદ્દન ભિન્ન છે એ ઉઘાડું છે. બૌદ્ધો કહે છે કે માત્ર માણસ જ બુદ્ધત્વની પરમ અવસ્થા પ્રાપ્ત કરી શકે છે.

છઠ્ઠું અને છેલ્લું દર્શન વેદાંતદર્શન છે. એ ઉપનિષદોમાંથી ઉદ્‌ભવ્યું છે. પોતાના વિકાસકાળ દરમ્યાન એણે અનેક સ્વરૂપો ધારણ કર્યાં છે પણ હમેશાં તેના પાયામાં અદ્વૈતની ફિલસૂફી રહી છે. સાંખ્યના પુરુષ અને પ્રકૃતિને એમાં સ્વતંત્ર તત્ત્વો યા પદાર્થો તરીકે નહીં પણ એક જ પરમતત્ત્વના – પરબ્રહ્મના વિકાર તરીકે લેખવામાં આવ્યાં છે. આ પુરાણા વેદાન્તના પાયા પર શંકરાચાર્યે અદ્વૈત વેદાન્તની રચના કરી. આજના હિંદુ ધર્મની એ પ્રધાન તત્ત્વદૃષ્ટિ છે.

એ તત્ત્વદૃષ્ટિ કેવલાદ્વૈતના પાયા પર રચાયેલી છે. તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં આત્મા અથવા પરબ્રહ્મ એ જ એક આત્યંતિક સત્ય છે. એ જ એક દ્રષ્ટા છે બીજું બધું દૃશ્ય છે. એ પરબ્રહ્મ આ સચરાચર જગતને વ્યાપીને કેવી રીતે રહ્યું છે, એ એક જ તત્ત્વ અનેક રૂપે કેવી રીતે દેખાય છે અને છતાં પોતાનું મૂળભૂત એકત્વ જાળવી રાખે છે એ બધું બુદ્ધિ કે તર્કથી સમજાવી શકાય એમ નથી કારણ કે આપણાં ચિત્ત અપૂર્ણ જગતથી મર્યાદિત છે. એને વર્ણન કહી શકાય તો ઉપનિષદે એને આવી રીતે વર્ણવ્યું છે:

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

એટલે કે, આ પૂર્ણ છે, પેલું પણ પૂર્ણ છે; પૂર્ણમાંથી જ પૂર્ણ ઉદ્‌ભવે છે; પૂર્ણમાંથી પૂર્ણ કાઢી લેવામાં આવે તોયે પૂર્ણ જ બાકી રહે છે.

શંકરાચાર્ય જ્ઞાનનો એક અતિ સૂક્ષ્મ અને જટિલ સિદ્ધાંત તારવે છે અને અમુક વસ્તુઓ સ્વતઃસિદ્ધ તરીકે સ્વીકારી લઈ બુદ્ધિપૂર્વકની તર્કપરંપરાથી ક્રમે ક્રમે અદ્વૈતની સમગ્ર ફિલસૂફી રચે છે. વ્યક્તિગત આત્મા એ સ્વતંત્ર હસ્તી નથી પણ પરબ્રહ્મ જ છે, અમુક રીતે જોકે તે મર્યાદિત છે. એને ઘડામાં સીમિત થયેલા આકાશની ઉપમા આપવામાં આવી છે. આ સચરાચર જગતને આવરીને રહેલું અનંત આકાશ તે પરમાત્મા અથવા પરબ્રહ્મ. વ્યવહાર દૃષ્ટિએ ઘડામાંના આકાશની પેઠે વ્યક્તિગત આત્માઓને એકબીજાથી અલગ લેખી શકાય પણ આ અલગપણું આભાસમાત્ર છે, સત્ય હકીકત નથી. આ એકતા એટલે કે વ્યક્તિગત આત્મા અને સચરાચર પરબ્રહ્મની એકતા અનુભવવી તે જ મુક્તિ છે.

આપણી આસપાસ દેખાતું દૃશ્ય જગત પેલા પરમતત્ત્વનો પડછાયો છે —અનુભવની સૃષ્ટિ પરની તેની છાયામાત્ર છે. એને માયા કહેવામાં આવે છે. ભ્રમણા કે ઇન્દ્રજાળ તરીકે એને વર્ણવવામાં આવે છે તે બરાબર નથી. તે અસદ્ભૂતિ નથી. સદ્ભૂતિ અને અસદ્ભૂતિ એ બે વચ્ચેની એ અવસ્થા છે. એ એક પ્રકારની સાપેક્ષ હસ્તી છે અને તેથી સાપેક્ષતાનો ખ્યાલ માયાનો અર્થ સમજવામાં આપણને કદાચ મદદરૂપ થાય એમ બને. તો પછી આ જગતમાં સારું અને નરસું, પાપ અને પુણ્ય, ભલાઈ અને બૂરાઈ એ શું છે? એ પણ કોઈ સંગીન વસ્તુ નહીં પણ કેવળ છાયા અને પડછાયાઓ જ છે કે શું? એમનું અંતિમ સ્વરૂપ ગમે તે હો, પણ આપણા આ નામરૂપાત્મક જગતમાં આ સારાનરસાના, ભલામૂરાના તેમ જ પાપપુણ્યાત્મક ભેદો મહત્ત્વના અને વાજબી છે. વ્યક્તિઓ વ્યક્તિ તરીકે વહેવાર કરતી હોય ત્યારે તે પ્રસ્તુત હોય છે.

આ અપૂર્ણ વ્યક્તિઓ પૂર્ણ તેમ જ અનંત તત્ત્વને મર્યાદિત કર્યા વિના સમજી શકતી નથી. તેઓ તેને મર્યાદિત અને નામરૂપના ચોકઠામાં જ સમજી શકે છે. આમ છતાં છેવટે આ નામરૂપાત્મક અપૂર્ણ જગત પણ આ પૂર્ણ અને અનંત તત્ત્વમાં જ પ્રતિષ્ઠિત થયેલું છે. એથી ધર્મનું સ્વરૂપ પણ સાપેક્ષ છે અને પોતાના સ્વભાવ અનુસાર ધાર્મિક ખ્યાલો વિકસાવવાને પ્રત્યેક વ્યક્તિ સ્વતંત્ર છે.

શંકરાચાર્યે જ્ઞાતિ યા વર્ણના પાયા પર રચાયેલી સામાજિક જીવનની બ્રાહ્મણ વ્યવસ્થા સમગ્ર જાતિના અનુભવ અને શાણપણના પરિપાકરૂપે છે એમ ગણીને તેને માન્ય રાખી. પણ કોઈ પણ જ્ઞાતિ કે વર્ણનો માણસ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાને અધિકારી છે એવી તેમની માન્યતા હતી.

શંકરાચાર્યની ફિલસૂફી અને તેમના વલણમાં આ જગતના સામાન્ય વ્યવહારમાંથી નિવૃત્ત થઈને આત્માની મુક્તિની શોધની પાછળ પડવાનો ભાવ રહેલો છે. તેમને મન હરેક વ્યક્તિને માટે એ અંતિમ લક્ષ્ય છે. વળી તેમની

ફિલસૂફીમાં ત્યાગ અને વૈરાગ્ય અથવા અનાસક્તિ માટે પણ હમેશાં આગ્રહ રાખવામાં આવ્યો છે.

અને આમ છતાં શંકરાચાર્ય અસાધારણ શક્તિશાળી અને બહુ પ્રવૃત્તિપરાયણ પુરુષ હતા; બીજાઓની દશા વિષે ઉદાસીન બની પોતાની વૈયક્તિક મુક્તિને અર્થે આ જગતના વહેવારની જંજાળમાંથી ભાગી જઈ પોતે રચેલા કવચમાં યા જંગલના કોઈક એકાંત ખૂણામાં આશરો ખોળનારા પુરુષ નહોતા. પોતે હિંદની છેક દક્ષિણમાં આવેલા મલબારમાં જન્મ્યા હતા પણ હિંદભરમાં તેમણે નિરંતર પ્રવાસ કર્યો કર્યો અને એ રીતે તેઓ અસંખ્ય લોકોના સમાગમમાં આવ્યા, તેમની સાથે તેમણે ચર્ચાઓ કરી, વાદવિવાદો કર્યા, શાસ્ત્રાર્થો કર્યા, તેમને પોતાની દૃષ્ટિ સમજાવી અને કંઈક અંશે પોતાના જ જેવી ધગશ અને જબરદસ્ત શક્તિ તેમનામાં પ્રગટાવ્યાં. પોતાના મિશનનું તેમને તીવ્ર ભાન હતું. હિમાલયથી માંડીને કન્યાકુમારી સુધી વિસ્તરેલા સમગ્ર હિંદને તે પોતાની કર્મભૂમિ લેખતા હતા અને તેનાં બાહ્ય સ્વરૂપો ગમે એટલાં ભિન્ન હોય છતાં સાંસ્કૃતિક દૃષ્ટિએ તેમ જ ભાવનાની દૃષ્ટિએ તે એક જ ઘટક છે એવી તેમની માન્યતા હતી. તેમના સમયના હિંદના ચિત્તને સંતાપી રહેલા ભિન્ન ભિન્ન વિચારપ્રવાહોનો સમન્વય કરવા માટે અને એ વિવિધતાઓમાંથી દૃષ્ટિની એકતા નિર્માણ કરવા માટે તેમણે અથાક પ્રયત્ન કર્યો. માત્ર બત્રીસ વરસના ટૂંકા જીવન દરમ્યાન તેમણે એથી ઘણાં લાંબાં અનેક જીવનનું કાર્ય કર્યું અને હિંદ પર પોતાના સમર્થ ચિત્ત અને પ્રતિભાશાળી વ્યક્તિત્વની ઊંડી છાપ તેઓ મૂકતા ગયા. તેમની એ છાપ હજી આજે પણ સારી પેઠે જોવામાં આવે છે. ફિલસૂફ અને પંડિત, અજ્ઞેયવાદી અને અધ્યાત્મવાદી, કવિ અને સંતપુરુષ ઇત્યાદિનું અજબ જેવું મિશ્રણ તેમનામાં થયું હતું. અને આ બધા ઉપરાંત તે વ્યવહારદક્ષ સુધારક અને બાહોશ સંગઠનકાર હતા. બ્રાહ્મણ ધર્મમાં પહેલી જ વાર તેમણે દસ ધાર્મિક સંઘોની સ્થાપના કરી અને એમાંના ચાર તો આજે પણ સુવ્યવસ્થિત રીતે ચાલે છે. તેમણે ચાર મોટા મઠોની પણ સ્થાપના કરી અને તેમનાં મથકો એકબીજાથી ખૂબ દૂર અને લગભગ હિંદના ચાર ખૂણાઓમાં રાખ્યાં. એમાંનો એક મઠ દક્ષિણમાં મૈસૂરમાં શૃંગેરીમાં હતો, બીજો પૂર્વ કિનારા પર પુરીમાં હતો, ત્રીજો પશ્ચિમ કિનારા પર કાઠિયાવાડમાં દ્વારકામાં હતો અને ચોથો ઉત્તરે હિમાલયની વચ્ચોવચ્ચ બદ્રીનાથમાં હતો. દક્ષિણ હિંદના ઉષ્ણ પ્રદેશનો આ બ્રાહ્મણ હિમાલયના હિમાચ્છાદિત પ્રદેશમાં આવેલા કેદારનાથમાં મરણ પામ્યો.

મુસાફરી જ્યારે મુશ્કેલ હતી અને અવરજવર માટેનાં વાહનો ધીમાં અને પ્રાથમિક દશાનાં હતાં એવે સમયે શંકરાચાર્યે ખેડેલા આ લાંબા લાંબા પ્રવાસો

સૂચક અને મહત્ત્વપૂર્ણ છે આવા પ્રવાસોનો ખુદ ખ્યાલ તેમ જ ઠેકઠેકાણે પોતાના જેવા લોકો સાથેની તેમની મુલાકાત અને હિંદભરના વિદ્વાનોની સામાન્ય ભાષા સંસ્કૃતમાં તેમની સાથેના તેમના વાર્તાલાપ, વાદવિવાદ અને શાસ્ત્રાર્થો એ દૂરના સમયમાં પણ હિંદના પાયામાં રહેલી એકતા સૂચિત કરે છે એ સમયે અને તે અગાઉ પણ એવા પ્રવાસો સાવ અસામાન્ય નહીં હોય અનેક રાજકીય વિભાગો હોવા છતાં લોકો એક ઠેકાણેથી બીજે ઠેકાણે છૂટથી જતા હતા, નવા ગ્રંથોનો બધે ફેલાવો થતો હતો અને દરેક નવો વિચાર કે નવો કાર્યક્રમ કે નવો સિદ્ધાંત ઝડપથી આખા દેશમાં ફરી વળતો હતો અને રસપ્રદ ચર્ચા અને ઉગ્ર સ્વરૂપના વાદવિવાદનો વિષય બનતો હતો કેળવાયેલા લોકોમાં બૌદ્ધિક તેમ જ સાંસ્કૃતિક જીવનનું સમાન ધોરણ વર્તતું હતું એટલું જ નહીં, રામાયણ કે મહાભારતના સમયથી મશહૂર થયેલા અને આખા દેશમાં પથરાયેલા યાત્રાના અનેક ધામોમાં જવા માટે સામાન્ય વર્ગના અગણિત લોકો નિરંતર પ્રવાસ કરતા રહેતા હતા આ બધી અવરજવરે અને દેશના જુદા જુદા ભાગના લોકો સાથેના સમાગમે એક દેશ અને સમાન સંસ્કૃતિના ખ્યાલને તીવ્ર કર્યો હશે માત્ર ઉપલા વર્ગના લોકો જ યાત્રા માટેના આ પ્રવાસો કરતા હતા એવું નથી, બધી જ્ઞાતિઓ અને સમાજના બધા વર્ગના લોકો યાત્રાએ જતા હતા લોકોને મન આ યાત્રાઓનું ધાર્મિક મહત્ત્વ ગમે તે હશે પણ આજની પેઠે તે સમયે પણ યાત્રાઓને ઉત્સવ, આનંદ, વિનોદ તેમ જ દેશદર્શન માટેના પ્રસંગ તરીકે લેખવામાં આવતી હતી દરેક તીર્થસ્થાનમાં હિંદના દરેક ભાગના અને વર્ગના લોકો જોવા મળતા હતા તેમના રીતરિવાજો, પહેરવા ઓઢવાની રીતો તેમ જ ભાષાઓમાં પાર વગરની વિવિધતા હતી અને છતાં તે સૌમાં રહેલા સમાન લક્ષણો અને તેમને એકત્ર રાખનારા અને પરસ્પર મેળાપ માટે એક જ સ્થાને ખેંચી લાવનારા અનેક બંધનો તેઓ બરાબર જાણતા હતા ઉત્તર અને દક્ષિણ વચ્ચેના ભાષાના ભેદ પણ આ સમાગમમાં ઝાઝા બાધારૂપ થતા નહોતા

તે વખતે પણ આમ જ હતું અને શંકરાચાર્ય બેશક એનો મર્મ બરાબર પિછાનતા હતા રાષ્ટ્રીય એકતા અને સાંસ્કૃતિક સમાનતાની આ ભાવનામાં શંકરાચાર્યે વૃદ્ધિ કરવા સારુ ઘણુ કર્યું એમ જણાય છે તેમણે બૌદ્ધિક, તાત્ત્વિક તેમ જ ધાર્મિક ભૂમિકા પર કાર્ય કર્યું અને દેશભરમાં વિચારની વધારે એકતા લાવવા પ્રયત્ન કર્યો લૌકિક ભૂમિકા પર પણ તેમણે કાર્ય કર્યું, અનેક જડ ધાર્મિક મતોનો નાશ કર્યો અને જે તેમના ફિલસૂફીના મંદિરમાં પ્રવેશ કરવાને સમર્થ હતા તે સૌને માટે તેના દ્વાર તેમણે ખુલ્લાં કર્યાં. પોતાના ચાર મહાન મઠો હિંદના ઉત્તર, પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ ભાગમાં સ્થાપીને હિંદની સાંસ્કૃતિક એકતાના ખ્યાલને તે ઉત્તેજન આપવા માગતા હતા એ ઉઘાડું

ફિલસૂફીમાં ત્યાગ અને વૈરાગ્ય અથવા અનાસક્તિ માટે પણ હમેશાં આગ્રહ રાખવામાં આવ્યો છે.

અને આમ છતાં શંકરાચાર્ય અસાધારણ શક્તિશાળી અને બહુ પ્રવૃત્તિપરાયણ પુરુષ હતા; બીજાઓની દશા વિષે ઉદાસીન બની પોતાની વૈયક્તિક મુક્તિને અર્થે આ જગતના વહેવારની જંજાળમાંથી ભાગી જઈ પોતે રચેલા કવચમાં યા જંગલના કોઈક એકાંત ખૂણામાં આશરો ખોળનારા પુરુષ નહોતા. પોતે હિંદની છેક દક્ષિણમાં આવેલા મલબારમાં જન્મ્યા હતા પણ હિંદભરમાં તેમણે નિરંતર પ્રવાસ કર્યો કર્યો અને એ રીતે તેઓ અસંખ્ય લોકોના સમાગમમાં આવ્યા, તેમની સાથે તેમણે ચર્ચાઓ કરી, વાદવિવાદો કર્યા, શાસ્ત્રાર્થો કર્યા, તેમને પોતાની દૃષ્ટિ સમજાવી અને કંઈક અંશે પોતાના જ જેવી ધગશ અને જબરદસ્ત શક્તિ તેમનામાં પ્રગટાવ્યાં. પોતાના મિશનનું તેમને તીવ્ર ભાન હતું. હિમાલયથી માંડીને કન્યાકુમારી સુધી વિસ્તરેલા સમગ્ર હિંદને તે પોતાની કર્મભૂમિ લેખતા હતા અને તેનાં બાહ્ય સ્વરૂપો ગમે એટલાં ભિન્ન હોય છતાં સાંસ્કૃતિક દૃષ્ટિએ તેમ જ ભાવનાની દૃષ્ટિએ તે એક જ ઘટક છે એવી તેમની માન્યતા હતી. તેમના સમયના હિંદના ચિત્તને સંતાપી રહેલા ભિન્ન ભિન્ન વિચારપ્રવાહોનો સમન્વય કરવા માટે અને એ વિવિધતાઓમાંથી દૃષ્ટિની એકતા નિર્માણ કરવા માટે તેમણે અથાક પ્રયત્ન કર્યો. માત્ર બત્રીસ વરસના ટૂંકા જીવન દરમ્યાન તેમણે એથી ઘણાં લાંબાં અનેક જીવનનું કાર્ય કર્યું અને હિંદ પર પોતાના સમર્થ ચિત્ત અને પ્રતિભાશાળી વ્યક્તિત્વની ઊંડી છાપ તેઓ મૂકતા ગયા. તેમની એ છાપ હજી આજે પણ સારી પેઠે જોવામાં આવે છે. ફિલસૂફ અને પંડિત, અજ્ઞેયવાદી અને અધ્યાત્મવાદી, કવિ અને સંતપુરુષ ઇત્યાદિનું અજબ જેવું મિશ્રણ તેમનામાં થયું હતું. અને આ બધા ઉપરાંત તે વ્યવહારદક્ષ સુધારક અને બાહોશ સંગઠનકાર હતા. બ્રાહ્મણ ધર્મમાં પહેલી જ વાર તેમણે દસ ધાર્મિક સંઘોની સ્થાપના કરી અને એમાંના ચાર તો આજે પણ સુવ્યવસ્થિત રીતે ચાલે છે. તેમણે ચાર મોટા મઠોની પણ સ્થાપના કરી અને તેમનાં મથકો એકબીજાથી ખૂબ દૂર અને લગભગ હિંદના ચાર ખૂણાઓમાં રાખ્યાં. એમાંનો એક મઠ દક્ષિણમાં મૈસૂરમાં શૃંગેરીમાં હતો, બીજો પૂર્વ કિનારા પર પુરીમાં હતો, ત્રીજો પશ્ચિમ કિનારા પર કાઠિયાવાડમાં દ્વારકામાં હતો અને ચોથો ઉત્તરે હિમાલયની વચ્ચોવચ બદ્રીનાથમાં હતો. દક્ષિણ હિંદના ઉષ્ણ પ્રદેશનો આ બ્રાહ્મણ હિમાલયના હિમાચ્છાદિત પ્રદેશમાં આવેલા કેદારનાથમાં મરણ પામ્યો.

મુસાફરી જ્યારે મુશ્કેલ હતી અને અવરજવર માટેનાં વાહનો ધીમાં અને પ્રાથમિક દશાનાં હતાં એવે સમયે શંકરાચાર્યે ખેડેલા આ લાંબા લાંબા પ્રવાસો

સૂચક અને મહત્ત્વપૂર્ણ છે આવા પ્રવાસોનો ખુદ ખ્યાલ તેમ જ ઠેકઠેકાણે પોતાના જેવા લોકો સાથેની તેમની મુલાકાત અને હિંદભરના વિદ્વાનોની સામાન્ય ભાષા સંસ્કૃતમા તેમની સાથેના તેમના વાર્તાલાપ, વાદવિવાદ અને શાસ્ત્રાર્થો એ દૂરના સમયમા પણ હિંદના પાયામા રહેલી એકતા સૂચિત કરે છે એ સમયે અને તે અગાઉ પણ એવા પ્રવાસો સાવ અસામાન્ય નહીં હોય અનેક રાજકીય વિભાગો હોવા છતા લોકો એક ઠેકાણેથી બીજે ઠેકાણે છૂટથી જતા હતા, નવા ગ્રંથોનો બધે ફેલાવો થતો હતો અને હરેક નવો વિચાર કે નવો કાર્યક્રમ કે નવો સિદ્ધાત ઝડપથી આખા દેશમા ફરી વળતો હતો અને રસપ્રદ ચર્ચા અને ઉગ્ર સ્વરૂપના વાદવિવાદનો વિષય બનતો હતો કેળવાયેલા લોકોમા બૌદ્ધિક તેમ જ સાસ્કૃતિક જીવનનુ સમાન ધોરણ વર્તતું હતુ એટલુ જ નહી, રામાયણ કે મહાભારતના સમયથી મશહૂર થયેલા અને આખા દેશમા પથરાયેલા યાત્રાના અનેક ધામોમા જવા માટે સામાન્ય વર્ગના અગણિત લોકો નિરંતર પ્રવાસ કરતા રહેતા હતા આ બધી અવરજવરે અને દેશના જુદા જુદા ભાગના લોકો સાથેના સમાગમે એક દેશ અને સમાન સંસ્કૃતિના ખ્યાલને તીવ્ર કર્યો હશે માત્ર ઉપલા વર્ગના લોકો જ યાત્રા માટેના આ પ્રવાસો કરતા હતા એવુ નથી, બધી જ્ઞાતિઓ અને સમાજના બધા વર્ગના લોકો યાત્રાએ જતા હતા લોકોને મન આ યાત્રાઓનુ ધાર્મિક મહત્ત્વ ગમે તે હશે પણ આજની પેઠે તે સમયે પણ યાત્રાઓને ઉત્સવ, આનંદ, વિનોદ તેમ જ દેશદર્શન માટેના પ્રસંગ તરીકે લેખવામા આવતી હતી. દરેક તીર્થસ્થાનમા હિંદના દરેક ભાગના અને વર્ગના લોકો જોવા મળતા હતા તેમના રીતરિવાજો, પહેરવા ઓઢવાની રીતો તેમ જ ભાષાઓમા પાર વગરની વિવિધતા હતી અને છતા તે સૌમા રહેલા સમાન લક્ષણો અને તેમને એકત્ર રાખનારા અને પરસ્પર મેળાપ માટે એક જ સ્થાને ખેચી લાવનારા અનેક બંધનો તેઓ બરાબર જાણતા હતા ઉત્તર અને દક્ષિણ વચ્ચેના ભાષાના ભેદ પણ આ સમાગમમા ઝાઝા બાધારૂપ થતા નહોતા

તે વખતે પણ આમ જ હતુ અને શંકરાચાર્ય બેશક એનો મર્મ બરાબર પિછાનતા હતા રાષ્ટ્રીય એકતા અને સાસ્કૃતિક સમાનતાની આ ભાવનામા શંકરાચાર્ય વૃદ્ધિ કરવા માગતા હતા એમ જણાય છે તેમણે બૌદ્ધિક, તાત્ત્વિક તેમ જ ધાર્મિક ભૂમિકા પર કાર્ય કર્યું અને દેશભરમા વિચારની વધારે એક્તા લાવવા પ્રયત્ન કર્યો લૌકિક ભૂમિકા પર પણ તેમણે કાર્ય કર્યું, અનેક જડ ધાર્મિક મતોનો નાશ કર્યો અને જે તેમના ફિલસૂફીના મંદિરમા પ્રવેશ કરવાને સમર્થ હતા તે સૌને માટે તેના દ્વાર તેમણે ખુલ્લા કર્યાં પોતાના ચાર મહાન મઠો હિંદના ઉત્તર, પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ ભાગમા સ્થાપીને હિંદની સાસ્કૃતિક એકતાના ખ્યાલને તે ઉત્તેજન આપવા માગતા હતા એ ઉઘાડુ

છે. એ ચાર સ્થળો પહેલાં પણ દેશભરના લોકોને માટે યાત્રાનાં ધામ હતાં પણ હવેથી તેમનું માહાત્મ્ય વિશેષ પ્રમાણમાં વધી ગયું.

પ્રાચીન કાળના હિંદીઓએ પોતાનાં યાત્રાનાં પવિત્ર ધામોની પસંદગી કેટલી સરસ કરી હતી! એ બધાં જ મનોહર સ્થાનો છે અને તેમની આસપાસનું કુદરતી સૌંદર્ય અપ્રતિમ છે. કાશ્મીરમાં અમરનાથ બરફથી છવાયેલી ગુફા છે, હિંદની છેક દક્ષિણની અણી પર રામેશ્વરમ આગળ કન્યાકુમારીનું મંદિર છે. વળી બનારસ છે અને પહાડી પ્રદેશની વાંકીચૂકી ઘાટીઓમાંથી બહાર નીકળીને ગંગા સપાટ પ્રદેશોમાં વહેવા લાગે છે ત્યાં હિમાલયની તળેટીમાં આવેલું હરદ્વાર છે, ગંગા અને જમનાના સંગમ પર પ્રયાગ અથવા અલ્લાહાબાદ આવેલું છે, ગોપાલકૃષ્ણની કથાઓ જેની આસપાસ વણાયેલી છે તે મથુરા અને વૃંદાવન જમના નદીના કાંઠા પર આવેલાં છે, અને બુદ્ધ ભગવાને બોધિ અથવા જ્ઞાન પ્રાપ્ત કર્યું હોવાનું કહેવાય છે તે બુદ્ધ ગયા છે. એ જ રીતે દક્ષિણ હિંદમાં પણ અનેક તીર્થસ્થાનો આવેલાં છે. ખાસ કરીને દક્ષિણનાં પ્રાચીન મંદિરોમાં સુવિખ્યાત મૂર્તિઓ તથા બીજા કળાના અવશેષો જોવા મળે છે. એ રીતે ઘણાંખરાં યાત્રાનાં ધામોની મુલાકાત લેવાથી આપણને પ્રાચીન હિંદી કળાની કંઈક ઝાંખી થાય છે.

હિંદમાં મોટા પ્રમાણમાં વિસ્તરેલા બૌદ્ધ ધર્મને અહીંથી નાબૂદ કરવામાં શંકરાચાર્યે ફાળો આપ્યો હતો અને પછીથી બ્રાહ્મણ ધર્મે તેને પોતાનામાં સમાવી લીધો એમ કહેવામાં આવે છે. પણ શંકરાચાર્યના સમય પહેલાં જ બૌદ્ધ ધર્મ હિંદમાં ક્ષીણ થઈ ગયો હતો. શંકરાચાર્યના કેટલાક બ્રાહ્મણ વિરોધીઓ તેને પ્રચ્છન્ન બુદ્ધ કહેતા હતા. તેમના પર બૌદ્ધ ધર્મની ભારે અસર થઈ હતી એ વાત સાચી છે.

## ૧૫

## હિંદ અને ચીન

બૌદ્ધ ધર્મ મારફતે હિંદ અને ચીન એકબીજાની સમીપ આવ્યાં અને તેમની વચ્ચે અનેક પ્રકારના સંબંધો ઊભા થયા. અશોકના રાજ્યઅમલ પહેલાં એ બે દેશો વચ્ચે એવો કશો સંપર્ક હતો કે કેમ એની અમને ખબર નથી. ઘણું કરીને દરિયામાર્ગે બંને વચ્ચે વેપાર ચાલતો હતો અને ચીનમાંથી રેશમ અહીં આવતું હતું. આમ છતાં છેક પ્રાચીન કાળથી જમીનમાર્ગે પણ એ બંને વચ્ચે વહેવાર ચાલુ હશે અને એક દેશમાંથી બીજા દેશમાં લોકો આવતા જતા હશે એમ લાગે છે કેમ કે હિંદના પૂર્વ તરફના સરહદી પ્રદેશમાં

સામાન્ય રીતે મોંગોલ સૂરતના લોકો જોવાના મળે છે નેપાનમા એ બહુ મોટા પ્રમાણમા નજરે પડે છે પ્રાચીન કાળમા જેને કામરૂપ તરીકે ઓળખ વામાં આવતો હતો તે આસામ પ્રાંત તથા બગાળમા પણ ઘણી વાર તે જોવા મળે છે પણ ઐતિહાસિક દૃષ્ટિએ અશોકના ધર્મપ્રચારકોએ એ બે દેશો વચ્ચેનો માર્ગ ખુલ્લો કર્યો અને ચીનમા બૌદ્ધ ધર્મ ફેલાયો ત્યારથી ચીની યાત્રીઓ અને વિદ્વાનોનુ હિંદમા આવવાનુ શરૂ થયુ અને એ લાંબા પ્રવાસ ખેડીને સતત એક હજાર વરસ સુધી તેઓ હિંદમા આવતા રહ્યા તેઓ જમીનમાર્ગે પ્રવાસ કરતા હતા અને ગોબીનુ રણ વટાવી તેમ જ મધ્ય એશિયાનો પહાડી તેમ જ સપાટ મુલક ઓળગી હિમાલયમા થઈને હિંદમા આવતા હતા એ ઘણો લાંબો, કષ્ટદાયી અને ભારે જોખમકારક પ્રવાસ હતો અનેક હિંદી અને ચીનીઓ જતા આવતા માર્ગમા જ મરણશરણ થતા અને એક હેવાલમા જણાવ્યા પ્રમાણે એ યાત્રીઓમાના લગભગ નેવુ ટકા જેટલા માર્ગમા જ પૂરા થઈ જતા જેમ તેમ કરીને પોતાનો પ્રવાસ પૂરો કરી ઇચ્છિત સ્થાને પહોચનારાઓમાના ઘણા પછીથી ત્યાથી પાછા ફરતા નહોતા અને પોતે અપનાવેલા મુલકમા જ હમેશને માટે વસવાટ કરતા હતા બીજો પણ એક માર્ગ હતો તે પહેલા માર્ગ કરતા બહુ સલામત ન હતો પણ ટૂંકો હતો ખરો એ દરિયાઈ માર્ગ હતો અને એ માર્ગે આવનારાઓ હિંદી ચીનમા થઈ, જાવા સુમાત્રા, મલાયા અને નિકોબારના ટાપુઓમા થઈને હિંદમા આવતા આ માર્ગનો પણ ઘણો ઉપયોગ થતો હતો કેટલીક વાર યાત્રીઓ જમીનમાર્ગે આવતા અને પછીથી દરિયાઈ માર્ગે પોતાને દેશ પાછા ફરતા આખાયે મધ્ય એશિયામા તેમ જ ઇન્ડોનેશિયાના અમુક ભાગોમા બૌદ્ધ ધર્મ તેમ જ હિંદી સસ્કૃતિ ફેલાયા હતા અને એ વિશાળ પ્રદેશમા ઠેકઠેકાણે સખ્યાબધ મઠો અને વિદ્યાના ધામો આવેલા હતા આમ, હિંદ કે ચીનથી આવતા જતા યાત્રીને જમીન કે દરિયાઈ રસ્તે સર્વત્ર આવકાર મળતો ચીનથી આવનારા વિદ્વાનો કેટલીક વાર ઇન્ડોનેશિયાની કોઈક હિંદી વસાહતમા કેટલાક માસ સુધી રોકાઈ જતા અને હિંદ આવતા પહેલા ત્યા આગળ સસ્કૃત ભાષા શીખી લેતા

હિંદી પંડિત ચીન ગયો હોવાનો પહેલવહેલો લેખિત પુરાવો કાશ્યપ માતગ વિષે મળે છે ૬૭ની સાલમા સમ્રાટ મિંગત્તીના રાજ્યઅમલ દરમ્યાન તે ચીન પહોચ્યો હતો ઘણુ કરીને તે એ સમ્રાટના આમત્રણથી ત્યા ગયો હતો લોં નદીના કાંઠા પર આવેલા લોયગ નામના સ્થળે તેણે વસવાટ કર્યો હતો તેની સાથે ધર્મરક્ષક ત્યા ગયો હતો અને તે પછીના સમયમા ચીન જનારા નામાંકિત વિદ્વાનો બુદ્ધભદ્ર, જિનભદ્ર, કુમારજીવ પરમાર્થ, જિનગુપ્ત અને બોધિધર્મ વગેરે હતા એમાનો દરેક વિદ્વાન પોતાની સાથે ભિક્ષુઓ

અથવા શિષ્યો લઈ ગયો હતો એક વખતે (ઈશુની છઠ્ઠી સદીમાં) એકલા લો યંગ પ્રાંતમાં જ ત્રણ હજાર કરતાં વધારે હિંદી ભિક્ષુઓ અને દસ હજાર હિંદી કુટુંબો વસતાં હતાં

ચીનમાં જનારા આ હિંદી પંડિતો અનેક સંસ્કૃત ગ્રંથોની હસ્તપ્રતો પોતાની સાથે લઈ ગયા હતા અને એ ગ્રંથોનો તેમણે ચીની ભાષામાં અનુવાદ કર્યો હતો એટલું જ નહીં, તેમાંના કેટલાક પંડિતોએ તો ચીની ભાષામાં મૌલિક ગ્રંથો પણ લખ્યા હતા ચીની સાહિત્યમાં તેમણે સારોસરખો ફાળો આપ્યો હતો અને તેમાં મંત્રોનો પણ સમાવેશ થતો હતો ૪૦૧ની સાલમાં ચીન જનાર કુમારજીવ સમર્થ લેખક હતો અને તેણે લખેલા ૪૭ જેટલા ગ્રંથો હજી આજે પણ ઉપલબ્ધ છે એની ચીની શૈલી બહુ સારી ગણાય છે તેણે મહાન હિંદી પંડિત નાગાર્જુનના જીવનચરિત્રનો ચીની ભાષામાં અનુવાદ કર્યો હતો જિનગુપ્ત ઈશુની છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં ચીન ગયો હતો તેણે સંસ્કૃતના ૩૭ ગ્રંથોનો ચીની ભાષામાં અનુવાદ કર્યો હતો એના જ્ઞાન વિષે લોકોમાં એટલો બધો આદર હતો કે તંગ વંશનો સમ્રાટ તેનો શિષ્ય બન્યો હતો

ચીન અને હિંદ વચ્ચે આવા પંડિતોની અવરજવર સામસામી ચાલતી હતી અને અનેક ચીની વિદ્વાનો પણ અહીં આવતા એમાંથી ફાહિયાન, સુંગ યુન, હ્યુએનત્સાંગ અને ઈત્સીંગ સૌથી વધારે મશહૂર છે અને તેઓ પોતાના પ્રવાસના હેવાલો પોતાની પાછળ મૂકતા ગયા છે ફાહિયાન પાંચમી સદીમાં હિંદમાં આવ્યો હતો તે ચીનમાં ગયેલા કુમારજીવનો શિષ્ય હતો હિંદ જવા નીકળવાને વખતે તે પોતાના ગુરુની રજા લેવા ગયો ત્યારે કુમારજીવે તેને જે કંઈ કહ્યું તેનું મજાનું વર્ણન મળી આવે છે કુમારજીવે તેને માત્ર ધાર્મિક જ્ઞાન મેળવવામાં જ પોતાના પ્રવાસનો બધો વખત ન ગાળતાં હિંદના લોકોના જીવન તથા તેમની ટેવો અને રીતરિવાજોનો ઝીણી વિગતે અભ્યાસ કરવાનો આદેશ આપ્યો હતો, જેથી ચીન તેમને તેમ જ તેમના દેશને સમગ્રપણે સમજી શકે ફાહિયાને પાટલિપુત્રની વિદ્યાપીઠમાં અભ્યાસ કર્યો હતો

હિંદ આવેલા યાત્રીઓમાં સૌથી મશહૂર હ્યુએનત્સાંગ સાતમી સદીમાં અહીં આવ્યો હતો એ સમયે ચીનમાં મહાન તંગ વંશનો અમલ ચાલતો હતો અને ઉત્તર હિંદમાં સમ્રાટ હર્ષવર્ધન રાજ્ય કરતો હતો હ્યુએનત્સાંગ જમીન માર્ગે હિંદ આવ્યો હતો ગોબીનું રણ વટાવી તુરફાન અને કૂચા તાશકંદ અને સમરકંદ તેમ જ બલ્ખ, ખોતાન અને યારકંદ થઈ હિમાલય ઓળંગીને તે હિંદમાં આવ્યો હતો તે પોતાના અનેક સાહસોની, પાર કરેલા અનેક જોખમોની મધ્ય એશિયાના બૌદ્ધ રાજકર્તાઓ તથા મઠોની તેમ જ ભારે આસ્થાવાળા બૌદ્ધ તુર્કોની વાતો આપણને કહે છે. હિંદભરમાં બધે તે ફર્યો

હતો અને જ્યાં ગયો તે સ્થળો તથા ત્યાંના લોકોનું તેણે ઝીણવટભર્યું અવલોકન કર્યું હતુ અને તેના સાંભળવામાં આવેલી મજાની અને કેટલીક ચિત્રવિચિત્ર વાતોની તેણે નોંધ કરી છે. તે જ્યાં ગયો ત્યાં તેનો આદરસત્કાર કરવામાં આવ્યો હતો. તેણે પાટલિપુત્રની નજીક આવેલી નાલંદાની મહાન વિદ્યાપીઠમાં રહીને ઘણાં વરસો સુધી વિદ્યાભ્યાસ કર્યો હતો. એ વિદ્યાપીઠ જ્ઞાન અને વિદ્યાની અનેક શાખાઓની ઉપાસનાને માટે મશહૂર હતી, ને દેશના દૂરમાં દૂરના ખૂણામાંથી પણ ત્યાં આગળ વિદ્યાર્થીઓ આવતા હતા. ત્યાં આગળ દસ હજાર જેટલા વિદ્યાર્થીઓ અને સાધુઓ વસવાટ કરીને રહેતા હતા એમ કહેવામાં આવે છે. હ્યુએન-ત્સાંગે ત્યાં આગળ ન્યાયના આચાર્યની ઉપાધિ મેળવી હતી અને છેવટે તે એ વિદ્યાપીઠનો ઉપાચાર્ય બન્યો હતો.

હ્યુએનત્સાંગનું પુસ્તક સી–યુ–કી બહુ જ રસપ્રદ છે. સી–યુ–કીનો અર્થ પશ્ચિમના રાજ્યનો (એટલે કે હિંદનો) હેવાલ એવો થાય છે. જ્યારે ચીનનું પાટનગર સી-આન-ફુ વિદ્યા ને કળાનું મહાન કેન્દ્ર હતું એવે સમયે એક અતિ સંસ્કારી દેશમાંથી આવનારા આ પ્રવાસીની હિંદની તે સમયની પરિસ્થિતિ વિષેની નોંધો અને તેનાં વર્ણનો ભારે કીમતી છે. અહીંની શિક્ષણવ્યવસ્થા વિષે તે આપણને કહે છે: બાલ્યકાળથી તેનો આરંભ થતો હતો અને ધીમે ધીમે તે વિદ્યાપીઠની કોટિ સુધી પહોંચતું હતુ. વિદ્યાપીઠમાં (૧) વ્યાકરણ, (૨) શિલ્પ તેમ જ કળા કારીગરી, (૩) વૈદક, (૪) ન્યાય, અને (૫) તત્ત્વજ્ઞાન વગેરે વિષયો શીખવવામાં આવતા હતા. ખાસ કરીને હિંદીઓનો વિદ્યાપ્રેમ જોઈને તે છક થઈ ગયો હતો. બધા ભિક્ષુઓ અને સાધુઓ શિક્ષકનું કામ કરતા હોવાથી અમુક પ્રકારનું પ્રાથમિક શિક્ષણ પણ બહોળા પ્રમાણમાં ફેલાયેલું હતું. હિંદના લોકો વિષે તે કહે છે: 'સામાન્ય લોકો સ્વાભાવિક રીતે જ મોજીલા હોવા છતાં પ્રામાણિક અને ખાનદાન છે નાણાવ્યવહારમાં તેઓ સરળ છે અને ન્યાયનો અમલ કરવામાં ઉદાર વલણવાળા છે. . . વ્યવહારમાં તેઓ છેતરપિંડી કે દગોફટકો કરતા નથી અને પોતાના કોલ તથા વચનનુ વફાદારીથી પાલન કરે છે. તેમના શાસનધારાઓમાં ખૂબ વિવેકદૃષ્ટિ અને પ્રામાણિકતા દેખાઈ આવે છે અને તેમના વર્તનમાં અત્યંત નમ્રતા અને મીઠાશ છે. ત્યાં આગળ ગુનેગારો અને બળવાખોરોનું પ્રમાણ બહુ જૂજ છે અને પ્રજાને તેમનો ત્રાસ ક્વચિત જ વેઠવો પડે છે.' વળી તે જણાવે છે: 'રાજ્યતંત્ર ઉદાર સિદ્ધાંતો પર રચાયેલું હોવાથી વહીવટી તંત્ર પણ સાદું છે. . . . લોકો પાસે વેઠ કરાવવામાં આવતી નથી. . . . આ રીતે લોકો પરનો કરનો બોજો પણ બહુ હળવો છે. વેપારરોજગારમાં પડેલા વેપારીઓ ધંધાર્થે એક સ્થળેથી બીજે સ્થળે સુખેથી જઈ શકે છે.'

હ્યુએનત્સાંગ જે રસ્તે આવ્યો હતો તે જ રસ્તે એટલે કે મધ્ય એશિયાને માર્ગે ચીન પાછો ફર્યો. પોતાની સાથે તે ઘણા સંસ્કૃત ગ્રંથોની હસ્તપ્રતો ચીન લેતો ગયો. ખોરાસાન, ઇરાક, મોસલ અને છેક સીરિયાની સરહદ સુધીના વિશાળ પ્રદેશમાં બૌદ્ધ ધર્મનો કેટલો મોટો પ્રભાવ હતો એનો તાદૃશ ખ્યાલ આપણને તેના વૃત્તાન્ત ઉપરથી આવે છે. આમ છતાં ત્યાં આગળ એ સમયે બૌદ્ધ ધર્મની અવનતિ શરૂ થઈ ગઈ હતી. અરબસ્તાનમાં ઇસ્લામનો ઉદય થઈ ચૂક્યો હતો અને એ બધા પ્રદેશમાં તે થોડા જ વખતમાં ફેલાવાનો હતો. ઈરાનીઓને વિષે હ્યુએનત્સાંગ એક મજાની વાત લખે છે: 'વિદ્યાની તેમને ઝાઝી પડી નથી, પણ પોતાનું સઘળું લક્ષ તેઓ કળાકારીગરીની વસ્તુઓ બનાવવામાં આપે છે. તેઓ જે વસ્તુ બનાવે છે તેની પડોશના દેશોમાં ખૂબ કદર કરવામાં આવે છે.'

તે પહેલાંના અને તે પછીના સમયની પેઠે એ વખતે પણ ઈરાને પોતાનું સઘળું લક્ષ જીવનની સુંદરતા તેમ જ તેના લાલિત્યમાં વૃદ્ધિ કરવામાં પરોવ્યું હતું. અને તેની અસર એશિયામાં દૂર સુધી પહોંચી હતી. ગોબીના રણની સીમા પર આવેલા તુરફાનના નાનકડા પણ અજબ પ્રકારના રાજ્ય વિષે પણ હ્યુએનત્સાંગ આપણને કંઈક કહે છે. ત્યાં આગળ ખોદકામ કરવામાં આવ્યું છે તે પરથી હમણાંનાં થોડાં વરસોમાં આપણે તેને વિષે થોડું વધારે જાણ્યું છે. અહીંયાં અનેક સંસ્કૃતિઓ આવીને એકઠી મળી હતી અને તે બધીના સંગમમાંથી એક સમૃદ્ધ સંસ્કૃતિ વિકસી હતી. એ સંસ્કૃતિ ચીન, હિંદ, ઈરાન અને છેક ગ્રીસમાંથી પણ પ્રેરણા મેળવતી હતી. ત્યાંની ભાષા આર્યકુળની હતી, તે હિંદની તેમ જ ઈરાનની ભાષામાંથી ઊતરી આવી હતી અને અમુક અંશે તે યુરોપની કેલ્ટ ભાષાઓ સાથે મળતી આવતી હતી. ત્યાંનો ધર્મ હિંદમાંથી આવ્યો હતો અને આચારવિચાર ચીની હતા. કળાની વસ્તુઓ ત્યાંના લોકોએ ઈરાન પાસેથી લીધી હતી. બુદ્ધ અને બીજા દેવદેવીઓની મનોરમ મૂર્તિઓ તેમ જ ભીંતચિત્રોનો પોશાક ઘણી વાર હિંદના જેવો અને માથાનાં આભૂષણો ગ્રીસનાં જેવાં હોય છે. ગ્રુસે કહે છે કે, આ દેવીઓ 'હિંદુ ચાપલ્ય, ગ્રીસનું સૌંદર્ય અને ચીનનું લાલિત્ય વ્યક્ત કરે છે.'

હ્યુએનત્સાંગ પોતાના વતનમાં પાછો ફર્યો ત્યારે ત્યાંના સમ્રાટ તેમ જ પ્રજાએ તેનું સન્માન કર્યું. પછી તે પોતાના પ્રવાસનું પુસ્તક લખવાના તેમ જ પોતાની સાથે તે જે અનેક ગ્રંથો લાવ્યો હતો તેનો અનુવાદ કરવાના કામે વળગ્યો. ઘણાં વરસ ઉપર તે હિંદ જવા માટેના પોતાના પ્રવાસે નીકળ્યો ત્યારે એમ કહેવાય છે કે તંગ વંશી સમ્રાટે પાણીમાં મૂઠી ધૂળ નાખીને તેને પીવા આપતાં કહ્યું કે, 'તું આ પ્યાલો પીએ એ ઇચ્છવાજોગ છે, કેમ કે

પોતાના દેશની એક મૂઠીભર માટી પરદેશના દસ હજાર રતલ સોના કરતાં અદકી છે એમ કહેવાતું નથી કે?'

હ્યુએન-ત્સાંગનો હિંદનો પ્રવાસ તેમ જ હિંદ અને ચીન એ બન્ને દેશોમાં તેની ભારે પ્રતિષ્ઠા હતી તેને પરિણામે ઉભય દેશના રાજકર્તાઓ વચ્ચે રાજકીય સંબંધ શરૂ થયો. કનોજના હર્ષવર્ધન અને તંગવંશી સમ્રાટે પરસ્પર એકબીજાના દરબારમાં એલચીઓ મોકલ્યા હતા. હ્યુએન-ત્સાંગે પોતે પણ હિંદ સાથેનો પોતાનો સંપર્ક જાળવી રાખ્યો હતો. હિંદમાંના પોતાના મિત્રો સાથે તે પત્રવહેવાર કરતો હતો અને તેમની પાસેથી સંસ્કૃત ગ્રંથોની હસ્તપ્રતો મંગાવતો હતો. મૂળ સંસ્કૃતમાં લખાયેલા એવા બે પત્રો ચીનમાં સાચવી રાખવામાં આવ્યા છે. એમાંનો એક પત્ર હિંદના બૌદ્ધ પંડિત સ્થવિર પ્રજ્ઞાદેવે ૬૫૪ની સાલમાં હ્યુએન-ત્સાંગ પર લખ્યો હતો. આરંભમાં અભિવંદન કર્યાં પછી તે ઉભયના મિત્રો અને તેમની સાહિત્યિક પ્રવૃત્તિઓ વિષે લખે છે. પછી તે જણાવે છે, 'અમે તમને ભૂલ્યા નથી એના પુરાવામાં સફેદ કપડાંની બે જોડ અમે તમને મોકલીએ છીએ. માર્ગ ઘણો લાંબો છે. એટલે તમે અમારી આ નજીવી ભેટની ઉપેક્ષા કરશો નહીં અને તેને સ્વીકારી લેશો. તમને જે કંઈ સૂત્રો તેમ જ શાસ્ત્રો જોઈતાં હોય તેની યાદી કરીને અમને મોકલી આપજો. અમે તેમની નકલ કરીને તમને મોકલી આપીશું.' હ્યુએન-ત્સાંગ આના જવાબમાં કહે છે: 'હિંદમાંથી તાજેતરમાં અહીં પાછા આવેલા એલચી પાસેથી જાણ્યું કે ગુરુવર્ય શીલભદ્ર વિદેહ થયા છે. એ ખબર જાણીને મને અપાર દુઃખ થયું. . . . હું, હ્યુએન-ત્સાંગ મારી સાથે જે સૂત્રો અને શાસ્ત્ર-ગ્રંથો લાવ્યો હતો તેમાંથી મેં યોગાચાર્યના ભૂમિશાસ્ત્રના ગ્રંથનો તેમ જ બીજા ગ્રંથોના મળીને કુલ ત્રીસ ગ્રંથોના અનુવાદ કર્યા છે. મારે આપને નમ્રતાપૂર્વક જણાવવું જોઈએ કે સિંધુ નદી પાર કરતાં શાસ્ત્ર-ગ્રંથોનું એક પોટલું મેં ગુમાવ્યું હતું. આ પત્રની સાથે કેટલાક ગ્રંથોની યાદી હું મોકલું છું. આપની અનુકૂળતાએ તે મોકલી આપવાને હું આપને વિનંતી કરું છું. કેટલીક નજીવી ચીજો હું આપને ભેટ મોકલું છું તે સ્વીકારીને મને આભારી કરશો.'*

હ્યુએન-ત્સાંગે નાલંદાની વિદ્યાપીઠ વિષે પણ આપણને ઘણું કહ્યું છે અને તેને વિષે બીજા વૃત્તાંતો પણ મળી આવે છે. આમ જ્યાં થોડાંક વરસો પર હું ત્યાં ગયો અને નાલંદાનાં ખોદી કાઢવામાં આવેલાં ખંડિયેરો મેં જોયાં

* ઇન્ડિયા ઍન્ડ ચાયના નામના ડૉ. પી. સી. બાગચીના પુસ્તકમાંથી (કલકત્તા, ૧૯૪૪).

ત્યારે તેનો વિસ્તાર અને જે મોટા પાયા પર તેની યોજના કરવામાં આવી હતી તે જોઈને હું વિસ્મય પામ્યો હતો. માત્ર એનો થોડો ભાગ જ ખોદીને ખુલ્લો કરવામાં આવ્યો છે અને બાકીના ભાગ પર લોકો વસે છે. પણ એટલા ભાગમાંયે મોટા મોટા ખંડો છે અને તેમની આસપાસ પથ્થરની ભવ્ય ઇમારતો છે.

હ્યુએનત્સાંગના મરણ બાદ થોડા વખત પછી બીજો એક ચીની યાત્રી હિંદમાં આવ્યો હતો. તેનું નામ ઇન્ત્સીંગ હતું. ૬૭૧ની સાલમાં તે ચીનથી નીકળ્યો હતો અને હુગલીના મુખ પર આવેલા તામ્રલિપ્તી નામના હિંદના બંદરે પહોંચતાં તેને લગભગ બે વરસ લાગ્યાં હતાં. કેમ કે તે દરિયામાર્ગે આવ્યો હતો અને શ્રીભોગ (આજનું સુમાત્રાનું પાલેમબંગ) કેટલાક માસ સંસ્કૃત શીખવા માટે રોકાયો હતો. તેની આ દરિયામાર્ગની મુસાફરી સૂચક છે કેમ કે તે વખતે મધ્ય એશિયામાં પરિસ્થિતિ ઘણું કરીને અશાન્ત હતી અને ત્યાં આગળ રાજકીય ફેરફારો થતા હતા. વળી એ પ્રદેશમાં ઠેકઠેકાણે આવેલા અને હિંદ જતાઆવતા યાત્રીઓનું સ્વાગત કરનારા બૌદ્ધ મઠો પણ બંધ થઈ ગયા હોવા જોઈએ. ઇન્ડોનેશિયામાં હિંદી વસાહતો સ્થપાવાને લીધે તેમ જ હિંદ અને આ દેશો વચ્ચે કાયમ વેપાર ચાલતો હતો તથા તેમની વચ્ચે બીજા સંબંધો પણ ચાલુ થયા હતા, તેથી સમુદ્રનો રસ્તો વધારે સગવડભર્યો થઈ પડ્યો હોય એવો સંભવ છે. ઇન્ત્સીંગના અને બીજાઓના હેવાલ પરથી માલૂમ પડે છે કે એ વખતે ઈરાન, હિંદ, મલાયા, સુમાત્રા અને ચીન વચ્ચે વહાણવટું ચાલતું હતું. ઇન્ત્સીંગે ક્વાંગતુંગથી ઈરાની વહાણમાં સફર કરી હતી અને પહેલો તે સુમાત્રા ગયો હતો.

ઇન્ત્સીંગે પણ નાલંદા વિદ્યાપીઠમાં લાંબા વખત સુધી વિદ્યાભ્યાસ કર્યો હતો અને તે પોતાની સાથે સેંકડો સંસ્કૃત ગ્રંથો ચીન લઈ ગયો હતો. ખાસ કરીને તેને બૌદ્ધ ધર્મક્રિયાઓ અને વિધિઓની ઝીણી ઝીણી વિગતો વિષે બહુ રસ હતો અને તે વિષે તેણે વિસ્તારથી લખ્યું છે. પણ તે અહીંનાં રીતરિવાજો, પ્રથાઓ, પહેરવાઓઢવાના રિવાજો તેમ જ ખોરાક વિષે પણ ઘણું કહે છે. આજની પેઠે તે વખતે પણ ઉત્તર હિંદનો સામાન્ય ખોરાક ઘઉંનો અને દક્ષિણ તથા પૂર્વ હિંદનો ચોખાનો હતો. કદી કદી લોકો માંસાહાર પણ કરતા, પણ એકંદરે માંસાહારનું પ્રમાણ બહુ ઓછું હતું. (ઘણું કરીને ઇન્ત્સીંગ બીજાઓ કરતાં બૌદ્ધ ભિક્ષુઓ વિષે આપણને વધારે કહે છે) ઘી, તેલ, દૂધ અને મલાઈ સર્વત્ર જોવામાં આવતાં હતાં અને મીઠાઈઓ તથા ફળફળાદિ વિપુલ પ્રમાણમાં હતાં. આચારની શુદ્ધતાને હિંદીઓ હમેશાં મહત્ત્વ આપતા આવ્યા હતા એ વાતનો ઇન્ત્સીંગે ઉલ્લેખ કર્યો છે. 'પંચ પ્રાન્તના દેશ હિંદ અને બીજા દેશો વચ્ચે પ્રથમ અને મુખ્ય તફાવત એ છે કે હિંદના લોકો પવિત્રતા અને અપવિત્રતા

વચ્ચે વિશિષ્ટ પ્રકારનો ભેદ પાડે છે.' વળી, 'ખાતાં વધેલું રાખી મૂકવાનો ચીનમાં રિવાજ છે તે હિંદના આચારના નિયમોથી વિરુદ્ધ છે.' :

ઇન્ત્સીંગ સામાન્ય રીતે હિંદનો ઉલ્લેખ સી-ફૅંગ એટલે કે પશ્ચિમ દેશ તરીકે કરે છે પણ એ આર્યદેશને નામે ઓળખાતો હતો એમ તે આપણને જણાવે છે: 'આર્યદેશ – આર્ય એટલે ઉમદા અને દેશ એટલે મુલક — એટલે કે ઉમદા દેશ એવું પશ્ચિમ દેશનું નામ છે. તેનું એવું નામ પડ્યું છે એનું કારણ એ છે કે, ત્યાં હરહમેશ ઉમદા ચારિત્ર્યના માણસો પાકે છે અને લોકો એ નામથી એ દેશનાં ગુણગાન ગાય છે. એને મધ્યદેશ પણ કહેવામાં આવે છે કારણ કે, તે સેંકડો દેશોની વચ્ચે આવેલો છે. એ નામથી બધા જ લોકો સુપરિચિત છે. ઉત્તરની જાતિઓ માત્ર (હુ અથવા મોગલ કે તુર્ક જાતિઓ) એ આર્ય દેશને હિંદુ (સિન તુ) કહે છે પણ એ નામ બહુ પ્રચલિત નથી. એ કેવળ દેશી નામ છે અને એનું ઝાઝું મહત્ત્વ નથી. હિંદના લોકો એ નામ જાણતા નથી અને હિંદનું સૌથી યોગ્ય નામ આર્યદેશ છે.'

ઇન્ત્સીંગે કરેલો હિંદુ શબ્દનો ઉપયોગ મજાનો છે. વળી તે કહે છે: 'કેટલાક કહે છે કે ઇન્દુ એટલે ચંદ્ર અને હિંદ માટેનું ચીની નામ ઇન્દુ (યીન તુ) એના પરથી પડ્યું છે. એનો એવો અર્થ થતો હોય તોયે એ પ્રચલિત નામ નથી. મહાન ચાઉ (ચીન) માટેનું હિંદી નામ ચીન છે. એ કેવળ વિશેષ નામ જ છે અને એનો કશો ખાસ અર્થ થતો નથી.' કોરિયા તેમ જ બીજા દેશોનાં સંસ્કૃત નામોનો પણ તે ઉલ્લેખ કરે છે.

હિંદ માટે તેમ જ ઘણી હિંદી વસ્તુઓ માટે ઇન્ત્સીંગને બહુ આદર હતો પણ પોતાના દેશ ચીનને તે પ્રથમ સ્થાન આપતો હતો એમ સ્પષ્ટપણે જણાવે છે. હિંદ આર્યદેશ અથવા 'ઉમદા ભૂમિ' હોય તો ચીન તેને માટે દૈવી ભૂમિ હતી. 'હિંદના પંચ પ્રદેશના લોકો પોતાની વિશુદ્ધિ અને ઉમદાપણા માટે ગૌરવ લે છે. પણ ઉચ્ચ કોટિની સંસ્કારિતા, સાહિત્યિક સૌષ્ઠવ, ઔચિત્ય, ઔદાર્ય, સ્વાગત અને વિદાયને અંગેની વિધિઓ, ખોરાકની સુમધુરતા તથા ખૂબ પરગજુપણું અને ન્યાયપરાયણતા તો ચીનમાં જ જોવામાં આવે છે અને એ બધી બાબતોમાં બીજો કોઈ પણ દેશ ચીનને ટપી જઈ શકે એમ નથી.' 'શસ્ત્રક્રિયા કરીને તેમ જ ડામ દઈને રોગ મટાડવામાં અને નાડીજ્ઞાનમાં હિંદનો કોઈ પણ ભાગ ચીન કરતાં કદી પણ ચડી ગયો નથી; જીવન લંબાવવા માટેની દવાઓ તો ચીનમાં જ મળી આવે છે. . . . માણસોનાં ચારિત્ર્ય અને વસ્તુઓના ગુણો પરથી ચીનને દૈવી ભૂમિ કહેવામાં આવે છે. હિંદના પંચ પ્રાંતમાં ચીનની પ્રશંસા ન કરનાર કોઈ છે ખરો?'

ચીની સમ્રાટને માટે સંસ્કૃત ભાષામાં દેવપુત્ર શબ્દ વાપરવામાં આવ્યો છે.

ઇત્સીંગ પોતે સંસ્કૃતનો સારો વિદ્વાન હતો. તે સંસ્કૃત ભાષાની પ્રશંસા કરે છે અને કહે છે કે ઉત્તર તેમ જ દક્ષિણના દૂર દૂરના દેશોમાં એના પ્રત્યે આદર વ્યક્ત કરવામાં આવે છે. . . 'તો પછી દૈવી ભૂમિના (ચીન) અને સ્વર્ગીય ભંડારના (હિંદ) લોકો એ ભાષાના સાચા નિયમો શીખે એ કેટલું બધું જરૂરી છે!'* ચીનમાં પણ સંસ્કૃતનો ખૂબ અભ્યાસ થતો હોવો જોઈએ. કેટલાક ચીની વિદ્વાનોએ સંસ્કૃતના ઉચ્ચારના નિયમો ચીની ભાષામાં દાખલ કરવાનો પ્રયત્ન કર્યો હતો એ જાણીને આનંદ થાય છે. એનો સૌથી જાણીતો દાખલો શાઉ-વેન નામના ભિક્ષુનો છે. તે તંગ વંશના સમયમાં થઈ ગયો છે. તેણે એ ઢબની વર્ણમાળા ચીનમાં ચાલુ કરવાનો પ્રયાસ કર્યો હતો.

હિંદમાંથી બૌદ્ધ ધર્મ નષ્ટ થતાં હિંદ અને ચીન વચ્ચેની પંડિતોની અવરજવર લગભગ બંધ થઈ ગઈ. હિંદમાંનાં બૌદ્ધ તીર્થોની મુલાકાતે જોકે ચીની યાત્રીઓ પ્રસંગોપાત્ત હજી પણ આવતા હતા. અગિયારમી સદી અને તે પછીની રાજકીય ક્રાંતિઓ દરમ્યાન સંખ્યાબંધ બૌદ્ધ સાધુઓ પુરાણા ગ્રંથોની હસ્તપ્રતોનાં ગાંસડાપોટલાં બાંધીને નેપાળ ચાલ્યા ગયા અથવા હિમાલય ઓળંગીને તિબેટમાં જઈને વસ્યા. હિંદના પ્રાચીન સાહિત્યનો સારો સરખો ભાગ આ રીતે અને એ પહેલાં પણ ચીન અને તિબેટમાં ચાલ્યો ગયો અને હમણાંનાં વરસોમાં એ મૂળ ગ્રંથો અથવા ઘણુંખરું તેમના અનુવાદો ત્યાંથી શોધી કાઢવામાં આવ્યા છે. કેવળ બૌદ્ધ ધર્મને લગતા જ નહીં, બ્રાહ્મણ ધર્મને લગતા તેમ જ ખગોળવિદ્યા, ગણિતશાસ્ત્ર, વૈદક વગેરેના હિંદના પ્રમાણભૂત ગ્રંથો પણ ચીની અને તિબેટી ભાષાના અનુવાદોમાં જાળવી રાખવામાં આવ્યા છે. ચીનમાંના સુંગ-પાઓના સંગ્રહમાં આવા આઠ હજાર જેટલા ગ્રંથો હોવાનું ધારવામાં આવે છે. તિબેટમાં પણ એવા ઘણા ગ્રંથો છે. હિંદી, ચીની તથા તિબેટી પંડિતો ઘણી વાર સહકારથી કાર્ય કરતા હતા. બૌદ્ધ પરિભાષાનો સંસ્કૃત–તિબેટી–ચીની શબ્દકોશ આવા પ્રકારના સહકારનો નોંધપાત્ર દાખલો છે અને હજી તે મોજૂદ છે. એ શબ્દકોશ નવમી કે દસમી સદીનો છે અને તેનું નામ મહાવ્યુત્પત્તિ છે.

ચીનમાંથી મળી આવેલા સૌથી પ્રાચીન છાપેલા ગ્રંથોમાં સંસ્કૃત ગ્રંથોનો સમાવેશ થાય છે. એ ગ્રંથો છેક આઠમી સદીથી માંડીને મળી આવે છે અને તે લાકડાનાં બીબાંથી છાપવામાં આવ્યા હતા. દસમી સદીમાં ચીનમાં રાજ્ય

* આ બધાં અવતરણો જે. તાકાકુસુએ ઇત્સીંગના ગ્રંથના કરેલા અનુવાદમાંથી લેવામાં આવ્યા છે.

તરફથી છાપકામ કરનારા મંડળની સ્થાપના કરવામાં આવી હતી અને તેથી સુંગ યુગ સુધીમાં છાપવાની કળા ઝડપથી ખીલી હતી. હિંદી અને ચીની વિદ્વાનો વચ્ચે ગાઢ સંપર્ક હતો અને સેંકડો વરસ સુધી તેઓ પુસ્તકો અને હસ્તપ્રતોની પરસ્પર આપલે કરતા હતા. છતાં એ ગાળા દરમ્યાન હિંદમાં છાપેલાં પુસ્તકોની કશી નિશાની મળતી નથી એ ખરેખર આશ્ચર્યકારક છે અને એનું નિરાકરણ કરવું મુશ્કેલ છે. લાકડાનાં બીબાંથી છાપવાની કળા ઘણા જૂના સમયમાં ચીનમાંથી તિબેટમાં ગઈ હતી અને મારા ધારવા પ્રમાણે હજી પણ ત્યાં પ્રચલિત છે. મોંગોલ અથવા યુઆન વંશના સમયમાં (૧૨૬૦થી ૧૩૬૮) ચીની છાપવાની કળા યુરોપ પહોંચી હતી. પહેલવહેલી તે જર્મનીમાં દાખલ થઈ અને પંદરમી સદી દરમ્યાન તે ત્યાંથી બીજા દેશોમાં પ્રસરી.

હિંદમાંના અફઘાન અને મોગલ અમલ દરમ્યાન પણ હિંદ અને ચીન વચ્ચે પ્રસંગોપાત્ત રાજદ્વારી સંપર્ક સધાતો હતો. દિલ્હીના સુલતાન મહમદ બિન તઘલખે (૧૩૨૬–૫૧) મશહૂર આરબ પ્રવાસી ઇબ્ન બતૂતાને પોતાના એલચી તરીકે ચીનના રાજદરબારમાં મોકલ્યો હતો. તે સમયે બંગાળે દિલ્હીનું આધિપત્ય ફગાવી દીધું હતું અને તે સ્વતંત્ર રાજ્ય બન્યુ હતું. ચૌદમી સદીના વચગાળામાં ચીનના સમ્રાટે બંગાળના સુલતાનના દરબારમાં હુન્શીન અને ફીનશીન નામના પોતાના બે એલચીઓ મોકલ્યા હતા. આને પરિણામે સુલતાન ગ્યાસુદ્દીનના અમલ દરમ્યાન બંગાળમાંથી ચીનમાં એક પછી એક ઘણા એલચીઓ મોકલવામાં આવ્યા હતા. ચીનમાં આ મીંગવંશી સમ્રાટોનો કાળ હતો. ૧૪૧૪ની સાલમાં સૈયદુદ્દીને મોકલેલું એલચીમંડળ પોતાની સાથે ચીની સમ્રાટને માટે કેટલીક ભેટો લઈ ગયુ હતું. એ ભેટોમાં એક જિરાફ પણ હતું. એ વખતે હિંદમાં જિરાફ કેવી રીતે આવી પહોંચ્યુ એ એક કોયડો છે ઘણું કરીને એ આફ્રિકાથી ભેટમાં આવ્યુ હશે અને એક વિરલ પ્રાણી તરીકે ત્યાં એની કદર થશે એમ ધારીને તે મીંગ સમ્રાટને મોકલવામાં આવ્યું હશે. સાચે જ, ચીનમાં એની ભારે કદર થઈ કેમ કે ત્યાં કૉન્ફ્યૂશિયસના અનુયાયીઓ જિરાફને શુભ ચિહ્ન તરીકે લેખતા હતા. એ પ્રાણી જિરાફ જ હતું એ વિષે શંકા નથી કારણ કે તેનું લાંબું વર્ણન આપવામાં આવ્યુ છે, તે ઉપરાત રેશમ પર તેનું ચીની ચિત્ર પણ મોજૂદ છે. એ ચિત્ર ચીતરનાર સમ્રાટના ચિત્રકારે તેની લંબાઈથી તારીફ કરી છે અને તેમાંથી નીપજતાં શુભ પરિણામો પણ વર્ણવ્યાં છે. 'તેને જોવા માટે પ્રધાનો તેમ જ લોકો એકઠા મળ્યા હતા અને તે જોઈને તેમના આનંદનો પાર ન રહ્યો.'

બૌદ્ધ યુગ દરમ્યાન હિંદ અને ચીન વચ્ચે ધમધોકાર વેપાર ચાલતો હતો. હિંદમાંના અફઘાન અને મોગલ અમલ દરમ્યાન પણ એ ચાલુ રહ્યો

હતો અને બંને દેશો વચ્ચે સતત માલની આપલે ચાલુ રહી હતી. માલની આ અવરજવર હિમાલયના ઉત્તરના ઘાટોમાં થઈને તેમ જ મધ્ય એશિયામાં થઈને જતા પુરાણા વણજારને માર્ગે થતી હતી. દરિયામાર્ગે પણ એ બંને દેશો વચ્ચે વેપાર ચાલતો હતો. અગ્નિ એશિયાના ટાપુઓ થઈને ખાસ કરીને દક્ષિણ હિંદનાં બંદરો સાથે એ વેપાર ચાલતો હતો.

હિંદ અને ચીન વચ્ચેના આ એક હજાર વરસ કે તેથીયે વધારે સમય સુધીના સંપર્ક દરમ્યાન દરેક દેશ એકબીજા પાસેથી માત્ર ધર્મ અને ફિલસૂફીના ક્ષેત્રમાં જ નહીં, જીવનને સ્પર્શતી કળાઓ અને વિદ્યાઓ વિષે પણ કંઈક ને કંઈક શીખ્યા. પણ ઘણું કરીને ચીનની હિંદ પર અસર થઈ તેના કરતાં ચીન પર હિંદની વધારે અસર થઈ. આ એક દુઃખદ બીના છે કેમ કે હિંદ ચીન પાસેથી તેનું સંગીન વહેવારુ શાણપણ શીખ્યું હોત તો તેને ઘણો લાભ થાત અને તેની મદદથી તે પોતાના વધારેપડતા ગગનવિહાર પર કંઈક અંકુશ મૂકી શકત. ચીને હિંદ પાસેથી ઘણું ઘણું લીધું, પણ તે પોતાની રીતે લઈને તેને પોતાના જીવનના તાણાવાણામાં ક્યાંક સારી રીતે ગોઠવી દેવા જેટલું સમર્થ અને આત્મવિશ્વાસ ધરાવનારું હમેશાં રહ્યું હતું * બૌદ્ધ ધર્મ તેમ જ તેની જટિલ ફિલસૂફીને પણ કોન્ફ્યુશિયસ અને લાઓ-ત્સેના સિદ્ધાંતોનો પાસ લાગ્યો હતો. બૌદ્ધ ફિલસૂફીની આ સંસાર અસાર છે એવી નિરાશાવાદી દૃષ્ટિ પણ ચીની લોકોનો જીવન્ માટેનો પ્રેમ તેમ જ તેમની વિનોદવૃત્તિને બદલી કે દાબી દઈ શકી નહોતી. ચીનની એક પુરાણી કહેવત જણાવે છે કે: 'સરકારના હાથમાં તમે સપડાયા તો તે તમને ફટકા મારીને મારી નાખશે; જો તમે બૌદ્ધોના પંજામાં સપડાયા તો તેઓ તમને ઉપવાસ કરાવીને મારી નાખશે!'

સોળમી સદીની મંકી એટલે કે વાંદર નામની મશહૂર નવલકથામાં — વુ ચેન એન નામના માણસે એ લખી હતી અને આર્થર વેલીએ તેનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે — હિંદ આવતાં માર્ગમાં હ્યુએનત્સાંગનાં પૌરાણિક અને અદ્ભુત પરાક્રમની વાત આવે છે. હિંદને કરવામાં આવેલા અર્પણથી એ નવલકથા પૂરી થાય છે: 'બુદ્ધ ભગવાનની પવિત્ર ભૂમિને હું આ ગ્રંથ અર્પણ કરું છું. આશ્રયદાતા અને ગુરુની કરુણાના કંઈક વળતરરૂપ એ થાઓ, નિરાધાર અને દુખિયાઓના દુ:ખનું તે નિવારણ કરો. . . .'

ઘણી સદીઓ સુધી હિંદ અને ચીન વચ્ચેનો સંબંધ તૂટી ગયો હતો, પણ એ બંને દેશો કોઈક અગમ્ય ભાવિના પ્રેર્યા બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનીના

* ચીનની નવી પુનર્જાગૃતિના આગેવાન પ્રો. હુ શીહે ભૂતકાળના 'ઇન્ડિયનાઇઝેશન ઑફ ચાયના' વિષે લખ્યું છે.

પ્રભુત્વ નીચે આવી પડ્યા. હિંદને એની ધૂંસરી નીચે લાંબા વખત સુધી સહન કરવું પડ્યું. ચીનનો તેની સાથે સંપર્ક ટૂંકો હતો પણ એને લીધે ત્યાં અક્ષીણ અને વિગ્રહ આવ્યા.

અને હવે ભાગ્યચક્ર આખો ફેરો પૂરો કરી રહ્યું છે, હિંદ અને ચીન ફરીથી એકબીજા તરફ નજર કરવા લાગ્યા છે અને ભૂતકાળની અગણિત સ્મૃતિઓ તેમના ચિત્તમાં ઊભરાય છે. તેમની વચ્ચે આડા પડેલા પહાડો, જમીન અથવા હવાઈ માર્ગે ઓળંગીને નવીન પ્રકારના યાત્રીઓ આશ્વાસન અને શુભેચ્છાના સંદેશા લઈને ફરીથી આવવા લાગ્યા છે. એ રીતે એ બે દેશો વચ્ચે કાયમી મૈત્રીના નવા બંધનો નિર્માણ થતા જાય છે.

## ૧૬

## અગ્નિ એશિયામાં હિંદી વસાહતો અને સંસ્કૃતિ

હિંદને બરાબર ઓળખવા અને સમજવા માટે તાત્પૂરતી, તેની આજની દુર્દશા, તેના સઘળા દુઃખો અને હાડમારીઓ, તથા તેની સંકુચિતતા અને ભીષણ સ્થિતિ ભૂલીને સ્થળ અને કાળના પ્રદેશોમાં આપણે લાંબા લાંબા પ્રવાસ કરવા જોઈએ અને ભૂતકાળમાં તેની સ્થિતિ કેવી હતી અને તેણે શું કર્યું હતું તેની ઝાંખી કરવી જોઈએ. રવીન્દ્રનાથ ટાગોરે લખ્યું છે, 'મારા દેશને ઓળખવા માગનારા જિજ્ઞાસુએ જ્યારે તે પોતાની આસપાસ સાંકડી દીવાલો ખડી કરી એમતેમ કરી રહ્યો છે, એમાંગીતાનો કૃપણ ગર્વ અનુભવવામાં પડ્યો છે, જે પોતાનો પ્રકાશ ખોઈ બેઠો છે અને ભવિષ્યના યાત્રીઓ માટે જેની પાસે કશો સંદેશ નથી એવા ભૂતકાળનું મિથ્યા રટણ કરનારા મનોદૌર્બલ્યનો ભોગ થઈ પડ્યો છે એવા આજના સમયમાં નહીં પણ જ્યારે તેણે પોતાના આત્માનો સાક્ષાત્કાર કર્યો હતો અને એ રીતે પોતાની ભૌતિક સીમાઓથી પર થયો હતો, જ્યારે તેણે પૂર્વની ક્ષિતિજને પ્રકાશિત કરનાર તેમ જ જીવનને વિષે એકાએક જાગ્રત થયેલા પાડોશ દેશોના લોકો પાસે પોતીકા તરીકે તેનો સ્વીકાર કરાવનાર દેદીપ્યમાન ઔદાર્યથી પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું હતું તે યુગમાં પ્રવાસ કરવો જોઈએ.'

એને માટે આપણે ભૂતકાળમાં જવું જોઈએ એટલું જ નહીં, જ્યાં હિંદ અનેક રીતે પોતાની અસર કરતો હતો અને જ્યાં તેણે પોતાની ભાવનાની, પોતાના સામર્થ્યની અને પોતાના સૌંદર્યપ્રેમની અજરામર નિશાનીઓ રાખી મૂકી છે એવા એશિયાના ભિન્ન ભિન્ન દેશોમાં પણ આજે સદેહે નહીં તો માનસિક પ્રવાસ કરવો જોઈએ. અમારા ભૂતકાળની આ મહાન સિદ્ધિઓ વિષે કેટલા

ઓછાને કશી પણ માહિતી છે? હિંદ ચિંતન અને ફિલસૂફીમાં મહાન હતું તેમ કાર્યના ક્ષેત્રમાં પણ એટલું જ મહાન હતું એ કેટલા ઓછા સમજે છે? પોતાના વતનથી દૂર દૂરના પ્રદેશોમાં હિંદના નરનારીઓએ સરજેલો ઇતિહાસ હજી લખાવાનો છે દુનિયાનો પ્રાચીન ઇતિહાસ ભૂમધ્ય સમુદ્રના કાંઠા પર આવેલા મુલકોમાં જ મર્યાદિત છે અને મધ્યકાલીન તેમ જ આધુનિક ઇતિહાસ પર મજિયાખોર નાનકા યુરોપ ખંડનું પ્રભુત્વ છે એમ પશ્ચિમના મોટા ભાગના લોકો હજી પણ માને છે, અને હજી પણ તેઓ જાણે એકલા યુરોપનું જ મહત્ત્વ હોય અને બાકીની દુનિયાને ગમે તેમ ગોઠવી શકાય એવી રીતે ભવિષ્ય માટેની યોજનાઓ ઘડે છે

સર ચાર્લ્સ ઇલિયટે લખ્યું છે, 'હિંદ પર ચડાઈ કરનારાઓએ કરેલા રંજાડનું વર્ણન કરનારા યુરોપી ઇતિહાસોએ દુનિયામાંના તેના સ્થાનને શો ન્યાય કર્યો નથી અને તેના લોકો દુર્બળ અને સ્વપ્નસૃષ્ટિમાં રાચનારા હતા તેમ જ સમુદ્ર અને પર્વતોની સરહદોથી તેઓ બાકીની માનવજાતથી સાવ વિખૂટા પડી ગયેલા હતા એવી અસર આપણા મન પર એ વર્ણનો કરે છે.. આવું ચિત્ર બુદ્ધિના ક્ષેત્રમાં હિંદુઓએ મેળવેલા વિજયોનો કશો ખ્યાલ આપતું નથી તેમના રાજકીય વિજયો પણ કંઈ નાનાસૂના નહોતા અને તેમણે કબજે કરેલા પ્રદેશોનો વિસ્તાર નહીં તો તેમનું અંતર જોતાં એ વિજયો અસાધારણ છે . પરંતુ હિંદના વિચારોના થયેલા ફેલાવાને મુકાબલે એવી લશ્કરી અને વેપારી ચડાઈઓ મુલ્લક છે'*

ઇલિયટે ઉપર મુજબનું લખ્યું ત્યારે તાજેતરમાં અગ્નિ એશિયામાં થયેલી અનેક શોધોની તેને માહિતી નહોતી એ શોધોએ હિંદ તેમ જ એશિયાના ભૂતકાળ વિષેના ખ્યાલમાં ક્રાંતિકારી પલટો આણ્યો છે એ શોધો વિષેના જ્ઞાને તેની દલીલને સબળ બનાવી હોત અને પોતાના વિચારોના ફેલાવા સિવાયની પરદેશોમાંની બીજી હિંદી પ્રવૃત્તિઓ પણ મુલ્લક નહોતી એ બતાવી આપ્યું હોત પંદરેક વરસ પર અગ્નિ એશિયાના ઇતિહાસનો અમુક રીતનો વિગતવાર હેવાલ મારા વાચવામાં આવ્યો ત્યારે હું કેવો બધો ચકિત થયો હતો તથા મેં કેવો રોમાંચ અનુભવ્યો હતો એ મને બરાબર યાદ છે નવા જ ચિત્રપટો ઇતિહાસ વિષેના નવા જ દૃષ્ટિપથો હિંદના ભૂતકાળ વિષેના નવા જ ખ્યાલો મારી નજર સમક્ષ ખડા થયા અને મારા સઘળા વિચારો તેમ જ તેમને વિષેના પહેલાંના ખ્યાલો મારે તેમની સાથે બંધબેસતા કરવા પડ્યા ચંપા કંબોડિયા અને અંગકોર તથા શ્રી વિજય અને મજપહિત શૂન્યમાંથી જાણે એકાએક

* ઇલિયટ 'હિંદુઇઝમ એન્ડ બુદ્ધિઝમ, પુ. ૧, પાન ૧૨

બહાર આવ્યા અને ભૂતકાળનો વર્તમાન સાથે યોગ સાધનાર ચેતનથી તરવરતો દેહ ધારણ કર્યો

મહાન વિજેતા અને બીજી પણ અનેક સિદ્ધિઓ મેળવનાર શૈલેન્દ્ર વિષે પ્રો. એચ જી. ક્વેરીચ વેલીસે લખ્યું છે, 'જેની સિદ્ધિઓ પશ્ચિમના ઇતિહાસના મોટામા મોટા જ્ઞાત યોદ્ધાઓની સાથે જ સરખાવી શકાય એમ છે અને જેની કીર્તિ ઈરાનથી માંડીને ચીન સુધી ગાજતી હતી એવા આ મહાન વિજેતાએ એક કે બે દસકા જેટલા સમયમા વિશાળ દરિયાઈ સામ્રાજ્ય ઊભું કર્યું એ સામ્રાજ્ય પાચ સદીઓ સુધી ટક્યુ અને તેણે જાવા તેમ જ કબોડિયામાં હિંદી કળા ને સસ્કૃતિનો અદ્ભુત ફાલ શકય બનાવ્યો આમ છતા આપણા જ્ઞાનકોશો અને ઇતિહાસોમાં . આ વિશાળ સામ્રાજ્ય વિષે કે તેના ઉમદા સસ્થાપકનો ઉલ્લેખ સરખો શોધ્યો જડતો નથી . આવું એક સામ્રાજ્ય ભૂતકાળમા થઈ ગયુ હતું એ હકીકત સુધ્ધા ગણ્યાગાંઠ્યા પ્રાચ્ય વિદ્યાના અભ્યાસીઓ સિવાય બીજું કોઈ જાણતુ નથી'* આરંભના સમયના આ હિંદી વસાહતીઓની અપૂર્વ લશ્કરી સિદ્ધિઓ પણ મહત્ત્વની છે એ સિદ્ધિઓ આજ સુધી જે પિછાનવામા નથી આવી એવી હિંદના લોકોના સ્વભાવ તેમ જ પ્રતિભાની કેટલીક બાજુઓ પ્રગટ કરે છે પણ તેમની વસાહતો અને સસ્થાનોમા તેમણે જે સમૃદ્ધ અને ગૌરવશાળી સસ્કૃતિ ઊભી કરી હતી તેનું એના કરતાં અનેક ગણું મહત્ત્વ છે એ સસ્કૃતિ હજાર કરતાયે વધારે વરસ ટકી હતી

છેલ્લી પા સદી દરમ્યાન અગ્નિ એશિયાના આ વિસ્તૃત પ્રદેશનો ઘણો ઇતિહાસ બહાર આવ્યો છે અગ્નિ એશિયાના એ આખાયે પ્રદેશનો ઘણી વાર બૃહદ્ હિંદ તરીકે પણ ઉલ્લેખ કરવામા આવે છે એનો સળગ ઇતિહાસ હજી નથી મળતો. તેમા હજી અનેક ગાબડાંઓ છે, ઘણી પરસ્પર વિરોધી બાબતો પણ છે અને વિદ્વાનો એના સબધમા પોતાના ભિન્ન ભિન્ન અને એકબીજાથી વિરોધી અનુમાનો રજૂ કરે છે પણ એની સામાન્ય રૂપરેખા બિલકુલ સ્પષ્ટ છે અને કદી કદી પાર વગરની વિગતો મળી આવે છે વળી એ ઇતિહાસને અગેની સાધનસામગ્રીનો પણ તોટો નથી કારણ કે હિંદના ગ્રથોમા પણ તેને અગેના ઉલેખો મળી આવે છે ઉપરાત, એને વિષેના આરબ પ્રવાસીઓના વૃત્તાન્તો પણ છે ચીની ઐતિહાસિક હેવાલો એ સબધમા સૌથી મહત્ત્વના છે. પુરાણા શિલાલેખો અને તામ્રલેખો વગેરે પણ ઠીક ઠીક સખ્યામા છે અને જાવા તેમ જ બાલીમા હિંદના સાહિત્યના ગ્રથો પરથી અને વિશેષે કરીને હિંદના મહાકાવ્યો રામાયણ અને મહાભારત, તેમ જ પુરાણો પરથી

* ટોવર્ડ્ઝ અગકોર નામના પુસ્તકમાથી, હેરપ, ૧૯૩૭

સ્થાપત્યનું સમૃદ્ધ સાહિત્ય પણ છે. ગ્રીક અને લૅટિન સાહિત્યમાંથી પણ થોડી માહિતી મળે છે. પણ ખાસ કરીને અંગકોર અને બરુબુદુરમાંનાં પ્રાચીન સ્મારકોનાં ભવ્ય ખંડિયેરો એ બધા કરતાંયે વધારે મહત્ત્વનાં છે.*

ઈશુની પહેલી સદીથી માંડીને હિંદી વસાહતીઓનાં જૂથો એક પછી એક પૂર્વ અને અગ્નિ ખૂણામાં આવેલા પ્રદેશોમાં જવા લાગ્યાં અને સિલોન, બ્રહ્મદેશ, મલાયા, જાવા, સુમાત્રા, બોર્નિયો, સિયામ, કમ્બોડિયા તેમ જ હિંદીચીન વગેરે દેશોમાં તેમણે વસવાટ કર્યો. એમાંના કેટલાક તો છેક ફૉર્મોસા, ફિલિપાઇન ટાપુઓ અને સેલિબેસ સુધી પહોંચ્યા. છેક માડાગાસ્કર સુધીના પ્રદેશની પ્રચલિત ભાષા સંસ્કૃત શબ્દોના મિશ્રણવાળી ઇન્ડોનેશિયન ભાષા છે. તેમને આ બધા પ્રદેશોમાં ફેલાતાં ઘણી સદીઓ લાગી હશે અને આમાંના કેટલાક સ્થળોએ તેઓ સીધા હિંદમાંથી નહીં પણ વચ્ચેની તેમની કોઈક વસાહતોમાંથી પણ ગયા હોવાનો સંભવ રહે છે. ઈશુની પહેલી સદીથી લગભગ ૯૦૦ની સાલ સુધીમાં મોટે ભાગે ચાર હપ્તામાં તેઓ પરદેશોમાં વસાહતો સ્થાપવા માટે નીકળ્યા હતા અને એ વચ્ચેના ગાળાઓમાં પણ છૂટક છૂટક તેઓ પૂર્વ તરફના દેશોમાં જઈને વસ્યા હતા. પણ આ પ્રવૃત્તિની નોંધવા જેવી બીના એ હતી કે રાજ્ય તરફથી તે આદરવામાં આવી હતી. એકબીજાથી દૂર દૂરના પ્રદેશોમાં લગભગ એકી વખતે વસાહતો સ્થાપવામાં આવી હતી અને ઘણુંખરું એ બધી યુદ્ધની વ્યૂહરચનાની દૃષ્ટિએ મહત્ત્વની જગ્યાઓએ અને મહત્ત્વના વેપારી માર્ગો પર આવેલી હતી. આ બધી વસાહતોને હિંદી નામો આપવામાં આવ્યાં હતાં. આમ જેને આજે આપણે કમ્બોડિયા કહીએ છીએ તેનું મૂળ નામ કમ્બોજ હતું. અસલ કમ્બોજ પ્રાચીન હિંદનું ગાંધારમાં અથવા કાબુલની ખીણમાં આવેલું મશહૂર શહેર હતું. ખુદ આ હકીકત વસાહતો સ્થાપવાની આ પ્રવૃત્તિના કાળનો આપણને સામાન્ય ખ્યાલ આપે છે કેમ કે તે વખતે ગાંધાર (અફઘાનિસ્તાન) આર્ય હિંદનો મહત્ત્વનો ભાગ હોવો જોઈએ.

શા કારણે વસાહતો સ્થાપવા માટેની આ જોખમભરેલી દરિયાઈ સફરો ખેડવામાં આવી હતી? એમની પાછળ કયું જબરદસ્ત પ્રેરક બળ રહેલું હતું? અનેક પેઢીઓ યા સદીઓ અગાઉ છૂટક છૂટક વ્યક્તિઓ અથવા વેપાર કરનારી ટોળીઓ તે તે પ્રદેશોમાં જઈને વસી હોવા સિવાય એવી વસાહતો સ્થાપવા

* ડૉ. આર. સી. મજૂમદારના એન્શિયન્ટ ઇન્ડિયન કૉલોનીઝ ઇન ધિ ફાર ઈસ્ટ (કલકત્તા ૧૯૨૭) તથા તેના સ્વર્ણદ્વીપ (કલકત્તા, ૧૯૩૭) નામના પુસ્તકોનો ઉલ્લેખ પણ કરવો જોઈએ. વળી ગ્રેટર ઇન્ડિયા સોસાયટી (કલકત્તા)ના પ્રકાશનોનો ઉલ્લેખ પણ પ્રસ્તુત છે

માટેનો વિચાર અથવા તે માટેની પ્રવૃત્તિ ઉદ્‌ભવી ન શકે સંસ્કૃતના પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથોમાં આ પૂર્વના દેશોના અસ્પષ્ટ ઉલ્લેખો મળી આવે છે એ નામો કયા દેશોનો ઉલ્લેખ કરે છે એ હમેશા નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી, પણ કેટલીક વખત એ નક્કી કરવાનું મુશ્કેલ હોતું નથી જેવા એ યવદ્વીપ એટલે કે જાવાનો ટાપુ છે પ્રાચીન ગ્રંથોમાં મળી આવતા બીજા નામો સામાન્યપણે ખનીજ પદાર્થો, ધાતુઓ અથવા કોઈક હુન્નર ઉદ્યોગની કે ખેતીની ચીજ સાથે સંકળાયેલા છે ખુદ આ નામો પરથી પણ આપણને વેપારનો ખ્યાલ આવે છે ડૉ આર સી મજમૂદારે દર્શાવી આપ્યું છે કે, 'સાહિત્યને લોકમાનસના સાચા પ્રતિબિંબ તરીકે લેખી શકાય તો ઈશુના યુગની તરતની આગળની અને પછીની થોડીક સદીઓ દરમ્યાન વેપારરોજગાર એ હિંદના લોકોનો સર્વોપરી વ્યવસાય હોવો જોઈએ એમ કહી શકાય ' આ બધા પરથી સૂચિત થાય છે કે, અહીંની અર્થવ્યવસ્થાનું ક્ષેત્ર ઉત્તરોત્તર મહોળું થતું જતું હતું અને દૂર દૂરના બજારો માટે નિરંતર ખોળ ચાલ્યા કરતી હતી

આ વેપાર ઈશુ પહેલાની ત્રીજી અને બીજી સદીઓમાં ધીમે ધીમે વધતો ગયો અને આ સાહસિક સોદાગરો અને વેપારીઓની પાછળ પછીથી ધર્મોપદેશકો ત્યાં ગયા હશે, કેમ કે એ અશોકના રાજ્યઅમલ પછી તરતનો સમય હતો સંસ્કૃત ભાષાની પ્રાચીન વાર્તાઓમાં જોખમભરી દરિયાઈ સફરો તેમ જ વહાણો ડૂબવાના અનેક વર્ણનો મળી આવે છે કંઈ નહીં તો છેક ઈશુની પહેલી સદીમાં આ પૂર્વના દેશો અને હિંદ વચ્ચે દરિયામાર્ગે વ્યવસ્થિત રીતે વહેવાર ચાલતો હતો એ ગ્રીક તેમ જ આરબ લોકોના હેવાલો પરથી પણ માલૂમ પડે છે મલય દ્વીપકલ્પ અને ઇન્ડોનેશિયાના ટાપુઓ ચીન, હિંદ, ઈરાન, અરબસ્તાન અને ભૂમધ્ય સમુદ્રના કાંઠા પર આવેલા દેશો વચ્ચેના ધોરી વેપારી માર્ગ પર આવેલા છે તેમના ભૌગોલિક મહત્ત્વ ઉપરાંત આ બધા દેશોમાં કીમતી ખનીજ દ્રવ્યો, ધાતુઓ તેજાના અને ઇમારતી લાકડું વગેરે મળતા હતા આજની પેઠે તે વખતે પણ મલાયા તેની જસતની ખાણો માટે મશહૂર હતું ઘણું કરીને સૌથી આરંભની દરિયાઈ સફરો હિંદને પૂર્વ કિનારે એટલે કે કલિંગ (ઓરિસા), બંગાળ, અને બ્રહ્મદેશને કાંઠે કાંઠે થઈ હશે અને પછી મલય દ્વીપકલ્પ અને ત્યાંથી આગળ ચાલી હશે પછીના વખતમાં પૂર્વના દેશો અને દક્ષિણ હિંદને જોડતા સીધા દરિયાઈ માર્ગો શરૂ થયા હશે એ દરિયાઈ માર્ગે જ ઘણા ચીની યાત્રીઓ હિંદ આવ્યા હતા. ઈશુની પાંચમી સદીમાં ફાહિયાન જાવા થઈને ચીન ગયો હતો તે ફરિયાદ કરે છે કે જાવામાં તે વખતે ઘણા નાસ્તિકો એટલે કે બૌદ્ધધર્મ નહીં પણ બ્રાહ્મણ ધર્મ પાળનારા લોકો હતા

હિંદમાં પ્રાચીન કાળમાં વહાણો બાંધવાનો ઉદ્યોગ ઘણો ખીલ્યો હતો અને ધીકતો ચાલતો હતો તે સમયે બાંધવામાં આવેલાં વહાણોને લગતી કેટલીક વિગતો મળી આવે છે. ઘણા હિંદી બંદરોના ઉલ્લેખો મળી આવે છે ઈશુની બીજી અને ત્રીજી સદીના આંધ્રના સિક્કાઓ પર બે શઢવાળા વહાણોની છાપ છે અજંતાનાં ભીંતચિત્રોમાં સિલોનની છતનાં અને હાથીઓ ભરીને જતાં વહાણોના દશ્યો ચીતરવામાં આવેલાં છે. મૂળ હિંદી વસાહતોમાથી ઊભાં થયેલા મોટા મોટાં રાજ્યો અને સામ્રાજ્યો તત્ત્વતઃ દરિયાઈ સત્તાઓ હતી અને વેપારરોજગાર તેમ જ દરિયાઈ માર્ગો પરનો કાબૂ જાળવી રાખવામા તેમનું હિત સમાયેલું હતું તેઓ દરિયા પર એકબીજા સાથે અથડામણમા આવ્યા અને એક વખતે તેમાના એકે દક્ષિણ હિંદના ચોલ રાજ્યને પડકાર્યું હતું પરંતુ ચોલ લોકો પણ દરિયા પર બળવાન હતા. તેમણે દરિયામાર્ગે ચડાઈ કરી અને થોડા સમય માટે શૈલેન્દ્રના સામ્રાજ્યને હરાવ્યુ.

૧૦૮૮ની સાલનો એક મજાનો તામિલ શિલાલેખ મળી આવે છે તેમા પદરસોના મંડળનો ઉલ્લેખ છે એ વેપારીઓનું મંડળ હતું એ સ્પષ્ટ છે એમા તેમનું આવુ વર્ણન કરવામા આવેલું છે. 'તેઓ બહાદુર પુરુષો હતા અને કૃતયુગથી અનેકાનેક દેશોમા ભ્રમણ કરવાને જન્મ્યા હતા છ ખંડોના પ્રદેશમા તેઓ જમીન અને દરિયામાર્ગે ફરી વળ્યા હતા અને ત્યા ઘોડા, હાથી, હીરામોતી, સુગંધી દ્રવ્યો અને દવાઓ વગેરે અનેક પ્રકારની વસ્તુઓનો છૂટક તેમ જ જથાબંધ વેપાર કરતા હતા.'

હિંદના લોકોની વસાહતો સ્થાપવાની આરંભની પ્રવૃત્તિઓની આ પૂર્વભૂમિકા હતી વેપારરોજગાર અને સાહસ તેમ જ પોતાની પ્રવૃત્તિઓનુ ક્ષેત્ર વિસ્તારવાની ઇચ્છાના પ્રેર્યા તેઓ આ પૂર્વ તરફના દેશોમા ગયા હતા એ આખાયે પ્રદેશને જૂની સંસ્કૃત ગ્રંથમા સુવર્ણભૂમિ અથવા સુવર્ણદ્વીપ એવું નામ આપવામાં આવ્યુ છે એ પ્રદેશના નામમા જ મોહિની રહેલી હતી આરંભના વસાહતીઓ વસીને ઠરીઠામ થયા, પછી બીજાઓ તેમની પાછળ ત્યા ગયા અને એ રીતે સુલેહશાન્તિથી હિંદીઓ ધીમે ધીમે એ બધા પ્રદેશોમા ફરી વળ્યા હિંદીઓ જ્યા જ્યા ગયા ત્યાની સ્થાનિક જાતિઓ સાથે તેઓ ભળી ગયા અને એને પરિણામે ત્યા મિશ્ર સંસ્કૃતિ પણ પેદા થઈ ઘણુ કરીને આ પછી જ હિંદમાથી રાજકીય તત્ત્વ ત્યાં દાખલ થયુ અને ક્ષત્રિય રાજકુળોના કેટલાક લોકો સાહસની ખોજમા અને પોતાની સત્તા સ્થાપવાને માટે ત્યાં ગયા નામોના સામ્ય પરથી એમ જણાય છે કે આવી રીતે ત્યાં ગયેલાઓમા મોટા ભાગના લોકો હિંદમાંની બહોળી ફેલાયલી માલવ જાતિના હતા. એથી જ આખા ઇન્ડોનેશિયામાં મલય જાતિના લોકોએ ઘણો મહત્ત્વનો

ભાગ ભજવ્યો છે. મધ્ય હિંદનો અમુક પ્રદેશ હજી પણ માળવાના નામથી ઓળખાય છે. સૌથી પહેલા વસાહતીઓ હિંદના પૂર્વ કિનારા પર આવેલા કલિંગ (ઓરિસા) દેશમાંથી ગયા હતા એમ ધારવામાં આવે છે. પણ વસાહતો સ્થાપવા માટેની પ્રવૃત્તિ વ્યવસ્થિત રીતે દક્ષિણ હિંદના પલ્લવ હિંદુ રાજ્યે ઉપાડી હતી. અગ્નિ એશિયામાં ખૂબ ખ્યાતિ પામેલો શૈલેન્દ્ર રાજવંશ ઓરિસામાંથી આવ્યો હોવાનું મનાય છે. એ વખતે ઓરિસા બૌદ્ધ ધર્મનું મોટું મથક હતું, પણ ત્યાંનો રાજવંશ બ્રાહ્મણધર્મી હતો.

આ બધી હિંદી વસાહતો હિંદ અને ચીનના બે મહાન દેશો અને એ દેશોની બે મહાન સંસ્કૃતિઓની વચ્ચે આવેલી હતી. એશિયાની ખંડસ્થ ભૂમિમાં આવેલી એમાંની કેટલીક વસાહતો ખરેખાત ચીની સામ્રાજ્યની સરહદને અડીને આવેલી હતી અને બીજી હિંદ અને ચીન વચ્ચેના વેપારી માર્ગ પર આવેલી હતી આમ તેમના પર આ બંને દેશોની અસર થઈ હતી અને ત્યાં હિંદી-ચીની મિશ્ર સંસ્કૃતિ પેદા થઈ. પણ એ બે સંસ્કૃતિઓની પ્રકૃતિ એવા પ્રકારની હતી કે તેમની વચ્ચે કશો ખટરાગ કે ઘર્ષણ પેદા ન થયું અને જુદા જુદા આકાર અને તત્ત્વોવાળી મિશ્ર આકૃતિઓ તેમાંથી ઉદ્‌ભવી. બ્રહ્મદેશ, સિયામ તેમ જ હિંદી ચીન વગેરે ખંડસ્થ દેશો પર ચીનની અસર વધારે થઈ અને મલય દ્વીપકલ્પ તેમ જ ટાપુઓ પર હિંદના સંસ્કારો વધારે પડ્યા. સામાન્ય રીતે રાજ્યપદ્ધતિ અને જીવનવહેવારની ફિલસૂફી ત્યાં ચીનમાંથી આવી અને ધર્મ તેમ જ કળા હિંદમાંથી આવ્યાં. ખંડસ્થ દેશોના વેપારનો આધાર મોટે ભાગે ચીન પર હતો અને તેમની વચ્ચે પરસ્પર એલચીઓની આપલે વારંવાર થતી હતી. પરંતુ કંબોડિયા અને અંગકોરનાં ભવ્ય ખંડિયેરોમાં સુધ્ધાં હજી સુધી કેવળ હિંદની કળાની અસર માલૂમ પડી છે. પણ હિંદી કળા વિકાસશીલ અને પ્રાપ્ત પરિસ્થિતિ સાથે પોતાનો સુયોગ સાધી શકે એવી હતી અને હમેશ હિંદનો પોતાનો મૂળ સંસ્કાર જાળવી રાખી દરેક દેશમાં તે નવેસરથી અને અનેક નવી રીતે ફાલીફૂલી. સર જૉન માર્શલે હિંદી કળાને 'અદ્‌ભુત વીર્યશાળી અને વિકાસશીલ' તરીકે વર્ણવી છે અને હિંદી તેમ જ ગ્રીક એ બંને કળામાં 'જેમની સાથે તે સંપર્કમાં આવી તે દરેક દેશ, જાતિ અને ધર્મની જરૂરિયાતોને અનુરૂપ થવાનો' સામાન્ય ગુણ હતો એમ બતાવી આપ્યું છે.

હિંદી કળા હિંદની ધાર્મિક અને તાત્ત્વિક દૃષ્ટિ સાથે સંકળાયેલા કેટલાક આદર્શોમાંથી મૂળભૂત પ્રેરણા મેળવે છે. આ પૂર્વ તરફના બધા દેશોમાં જેમ ધર્મ હિંદમાંથી ગયો હતો તે જ રીતે કળાની મૂળભૂત કલ્પના પણ અહીંથી જ ગઈ હતી. ઘણું કરીને આરંભની વસાહતો ચોક્કસપણે બ્રાહ્મણધર્મી હતી

અને બૌદ્ધ ધર્મ ત્યા પાછળથી ફેલાયો બને એકબીજાના પડખામાં સહોદર તરીકે ચાલુ રહ્યા અને તેમાંથી લૌકિક ધર્મના મિશ્ર સ્વરૂપો ઉદ્ભવ્યા આ બૌદ્ધ ધર્મ પ્રધાનપણે સ્થાનિક પરિસ્થિતિ સાથે સંગતિથી પોતાનો મુમેળ સાધી શકે એવા મહાયાન સપ્રદાયનો હતો અને સ્થાનિક રેવો તેમ જ પરંપરાઓની અસર નીચે બ્રાહ્મણ ધર્મ તથા બૌદ્ધ ધર્મ તેમના અસલના શુદ્ધ સ્વરૂપથી ઘણુ જુદા પડ્યા હતા પાછળના વરસોમા બૌદ્ધ રાજ્ય અને બ્રાહ્મણ રાજ્ય વચ્ચે મહાભારત લડાઈઓ થઈ પણ એ લડાઈઓ દરિયાઈ માર્ગો પરના કાબૂ માટેની તત્ત્વત રાજકીય અને આર્થિક લડાઈઓ હતી

ઈશુની પહેલી કે બીજી સદીમા તેમનો આરભ થયો ત્યારથી માડીને પંદરમી સદીમા તેમનો અત આવ્યો ત્યા સુધીનો આ હિંદી વસાહતોનો ઇતિહાસ લગભગ તેર કે તેથી વધુ સદીનો ગાળો આવરી લે છે આરભની સદીઓનો ઇતિહાસ અસ્પષ્ટ છે અને નાના નાના અનેક રાજ્યો ઊભા થયા હતા તે સિવાય એ સમય વિષે બીજુ કશુ જાણમા નથી ધીમે ધીમે તે સુસગઠિત અને બળવાન બને છે અને પાચમી સદીના અરસામા મોટા મોટા નગરો ઊભા થાય છે આઠમી સદીમા દરિયો ખેડનારા સામ્રાજ્યો ઊભા થાય છે અમુક અશે તે કેન્દ્રીય સામ્રાજ્યો હતા પણ બીજા દેશો પર પણ તેમનું અસ્પષ્ટ આધિપત્ય હતું કેટલીક વાર આ તાબાના મુલકો પણ સ્વતંત્ર થઈ જતા અને કેટલીક વાર તેઓ મધ્યસ્થ સત્તા પર હુમલો કરવાની હામ પણ ભીડતા અને એને લીધે એ યુગો સમજવામા આપણને કઈક ગૂચવણ નડે છે

શૈલેન્દ્રનુ સામ્રાજ્ય અથવા શ્રી વિજયનુ સામ્રાજ્ય એમાનુ સૌથી વધારે ગૌરવશાળી રાજ્ય હતું આઠમી સદીના અરસામા તે આખાયે મલયેશિયામા દરિયા તેમ જ જમીન પરનું સૌથી વધારે સત્તાધારી રાજ્ય બન્યુ એ સુમાત્રામાં ઉદ્ભવ્યુ હતું અને તેનુ પાટનગર પણ ત્યા હતુ એમ છેક હમણા સુધી માનવામા આવતુ હતુ પણ પાછળથી થયેલી શોધખોળો પરથી માલૂમ પડ્યુ છે કે તેનો આરભ મલય દ્વીપકલ્પમા થયો હતો તેની સત્તા પરાકાષ્ઠાએ પહોચી હતી તે વખતે એ સામ્રાજ્યમા મલાયા, સિલોન સુમાત્રા, જાવાનો થોડો ભાગ, બોર્નિયો, સેલેબેઝ, ફિલીપાઈન ટાપુઓ, ફૉર્મોસાનો થોડો ભાગ વગેરે પ્રદેશોનો સમાવેશ થતો હતો ઘણુ કરીને કબોડિયા અને ચપા (અન્નામ) પર પણ તેની આણ વર્તતી હતી એ બૌદ્ધ સામ્રાજ્ય હતુ

પણ શૈલેન્દ્ર રાજ્વશ સત્તા પર આવ્યો અને આ સામ્રાજ્યને તેણે સુદૃઢ અને સુસગઠિત કર્યું તે અગાઉ ઘણા વખત પહેલા મલાયા કબોડિયા અને જાવામા બળવાન રાજ્યો ઊભા થયા હતા મલય દ્વીપકલ્પના ઉત્તરના ભાગમા સિયામની નજીક ઘણા મોટા પ્રદેશમા ખડિયેરો પડેલાં છે

આર. જે. વિલ્કીન્સન કહે છે, ‘એ ખંડિયેરો, ભૂતકાળમાં ત્યાં આગળ બળવાન રાજ્યો હસ્તી ધરાવતાં હતાં અને તે ખૂબ સમૃદ્ધ હતાં તેમ જ ત્યાંના લોકોનું જીવનધોરણ બહુ ઊંચું હતું એમ સૂચવે છે.’ ચંપામાં (અન્નામ) ઈસવી સનની ત્રીજી સદીમાં પાંડુરંગમ નામનું શહેર હતું અને પાંચમી સદીમાં કંબોજ મહાન નગર બન્યું. નવમી સદીમાં જયવર્મન નામના એક મહાન રાજકર્તાએ નાનાં નાનાં રાજ્યોને એકત્ર કરીને કંબોડિયાના સામ્રાજ્યની સ્થાપના કરી. અંગકોર એનું પાટનગર હતું. કંબોડિયા વખતોવખત શૈલેન્દ્રોની આણ નીચે ઘણું કરીને આવતું હતું પણ એ આધિપત્ય નામનું હોવું જોઈએ અને નવમી સદીમાં ફરીથી તે સ્વતંત્ર બન્યું. જયવર્મન, યશોવર્મન, ઇન્દ્રવર્મન, સૂર્યવર્મન વગેરે એક પછી એક થયેલા મહાન રાજકર્તાઓના શાસને નીચે કંબોડિયાનું રાજ્ય લગભગ ચારસો વરસ સુધી ટક્યું. એ રાજાઓએ મોટી મોટી ઇમારતો પણ બંધાવી છે. તેમનું પાટનગર એશિયામાં મશહૂર બન્યું અને તે ભવ્ય અંગકોરને નામે ઓળખાતું હતુ. તેની વસ્તી દસ લાખની હતી અને તે રોમન સમ્રાટોના સમયના રોમ નગર કરતાંયે વધારે મોટું અને રમણીય હતું. શહેરની નજીક અંગકોર વાટનુ વિશાળ મંદિર હતું. કંબોડિયાનું સામ્રાજ્ય તેરમી સદીના અંત સુધી ચાલુ રહ્યું અને ૧૨૯૭ ની સાલમાં ત્યાં ગયેલા ચીની એલચીએ તેના પાટનગરની સમૃદ્ધિ અને ભભકાનું વર્ણન કર્યું છે. પણ એકાએક તે ભાંગી પડ્યું. એનો અંત એટલો અચાનક આવ્યો કે તેની કેટલીક ઇમારતો અધૂરી જ રહી ગઈ. તેના પર બહારથી હુમલા થયા અને આંતરિક મુશ્કેલીઓ પણ પેદા થઈ હતી. પણ મેકોંગ નદીનું મુખ પુરાઈ ગયું એ આપત્તિ સૌથી મોટી હતી. એને લીધે નગરની આસપાસ બધે પાણી ફરી વળ્યું અને એ બધી જગ્યા ભેજવાળી અને કાદવકીચડવાળી થઈ ગઈ. એને પરિણામે લોકોને એ શહેર છોડી દેવાની ફરજ પડી.

નવમી સદીમાં શૈલેન્દ્ર સામ્રાજ્યમાંથી જાવા પણ છૂટું પડી ગયું. છતાં પણ શૈલેન્દ્ર સામ્રાજ્ય અગિયારમી સદી સુધી ઇન્ડોનેશિયામાં સૌથી આગળપડતા રાજ્ય તરીકે ચાલુ રહ્યું. અગિયારમી સદીમાં તે દક્ષિણ હિંદના ચોલ રાજ્ય સાથે અથડામણમાં આવ્યું. એમાં ચોલ રાજ્યનો વિજય થયો અને લગભગ પચાસ વરસ સુધી ઇન્ડોનેશિયાના ઘણા મોટા પ્રદેશ પર ચોલ લોકોનો અમલ ચાલુ રહ્યો. ચોલ લોકો ત્યાંથી ખસી ગયા પછી શૈલેન્દ્ર સામ્રાજ્ય ફરી પાછું બેઠું થયું અને લગભગ ત્રણસો વરસ કે તેથીયે વધારે સમય સુધી તે સ્વતંત્ર રાજ્ય તરીકે ચાલુ રહ્યું. પણ હવે તે પૂર્વના પ્રદેશોમાંનું આગળપડતું રાજ્ય રહ્યું નહોતું અને તેરમી સદીમાં એ સામ્રાજ્ય તૂટવા લાગ્યું. એ નબળું પડતાં જાવાનું રાજ્ય તેમ જ સિયામ અથવા થાઈ બળવાન બન્યાં.

ચૌદમી સદીના ઉત્તરાર્ધમાં શ્રી વિજયના શૈલેન્દ્ર સામ્રાજ્યને જાવાએ સંપૂર્ણપણે જીતી લીધું.

હવે આગળ આવેલા આ જાવાના રાજ્યનો પાછળનો ઇતિહાસ લાંબો છે. મૂળ એ બ્રાહ્મણધર્મી રાજ્ય હતું. બૌદ્ધ ધર્મનો ફેલાવો થવા છતાં તે પોતાના ધર્મને વળગી રહ્યું હતું. શ્રી વિજયના શૈલેન્દ્ર સામ્રાજ્યે ખુદ જાવાના અરધા ટાપુનો કબજો લીધો ત્યારે પણ જાવાનું રાજ્ય એ સામ્રાજ્યના રાજકીય તેમ જ આર્થિક આધિપત્યનો સામનો કરતું રહ્યું. તે દરિયો ખેડનારી અને વેપાર કરનારી પ્રજાનું રાજ્ય હતું. પથ્થરની મોટી મોટી ઇમારતો બંધાવવાનો તેમને બહુ શોખ હતો. મૂળ તે સિંઘસારીનું રાજ્ય કહેવાતું હતું. પણ ૧૨૯૨ ની સાલમાં મજાપહિત નામના નવા શહેરની સ્થાપના કરવામાં આવી અને એમાંથી મજાપહિતનું સામ્રાજ્ય ઊભું થયું. અગ્નિ એશિયાના આગળપડતા રાજ્ય તરીકે હવે તેણે શ્રી વિજયનું સ્થાન લીધું. મજાપહિતે કુબ્લાઈખાને મોકલેલા કેટલાક ચીની એલચીઓનું અપમાન કર્યું. કુબ્લાઈખાને ચીની લશ્કર મોકલી એ અપરાધ માટે તેને શિક્ષા કરી. જાવાવાસીઓ ઘણું કરીને ચીન પાસેથી સ્ફોટક દારૂનો ઉપયોગ શીખ્યા અને એ વસ્તુ છેવટે શૈલેન્દ્રોને હરાવવામાં તેમને મદદરૂપ થઈ પડી.

મજાપહિત અતિ કેન્દ્રિત અને વધતું જતું સામ્રાજ્ય હતું. તેની કરની પદ્ધતિ બહુ જ સુવ્યવસ્થિત હતી અને વેપારરોજગાર પર તેમ જ પોતાની વસાહતો પર ખાસ લક્ષ આપવામાં આવતું હતું. એમ કહેવાય છે ત્યાંની સરકારમાં વેપારખાતું, વસાહતખાતું, જાહેર આરોગ્યખાતું, યુદ્ધખાતું, ગૃહખાતું વગેરે ખાતાઓ હતા. ત્યાં ઘણા ન્યાયાધીશોની બનેલી વડી અદાલત પણ હતી. આ સામ્રાજ્યવાદી રાજ્ય આટલું બધું સંગઠિત અને સુવ્યવસ્થિત હતું એ જોઈ ખરેખર આશ્ચર્ય થાય છે. હિંદથી ચીન સુધીના પ્રદેશોમાંનો વેપાર એ તેનો મુખ્ય વ્યવસાય હતો. સુહિતા નામની રાણી તેની એક સુવિખ્યાત શાસક હતી.

મજાપહિત અને શ્રી વિજય વચ્ચેનો વિગ્રહ અત્યંત કારમો અને ઘાતકી હતો. એમાં મજાપહિતનો વિજય થયો એ ખરું, પણ તેણે નવી લડાઈનાં બી વાવ્યાં. શૈલેન્દ્ર સામ્રાજ્યના ખંડિયેરોમાંથી સુમાત્રા તથા મલાક્કામાં આરબો અને નવા થયેલા મુસલમાનોનું મલાયાનું સામ્રાજ્ય ઊભું થયું. દક્ષિણ હિંદ અને હિંદી વસાહતોને હાથ પૂર્વના સમુદ્રનો કબજો હતો તે હવે આરબોના હાથમાં ગયો. વેપારના મોટા મથક તેમ જ રાજકીય સત્તાના કેન્દ્ર તરીકે મલાક્કા હવે આગળ આવ્યું અને મલય દ્વીપકલ્પ તેમ જ આસપાસના ટાપુઓમાં ઇસ્લામનો ફેલાવો થયો. પંદરમી સદીના છેવટના ભાગમાં આ નવા રાજ્યે આખરે

મજાપહિતની સત્તાનો અંત આણ્યો. પરંતુ થોડાં જ વરસમાં આલ્બુકર્કની સરદારી નીચે ફિરંગીઓ ત્યાં આવ્યા અને ૧૫૧૧ની સાલમાં તેમણે મલાક્કાનો કબજો લીધો. પોતાની નવી વિકસતી જતી દરિયા પરની સત્તા દ્વારા યુરોપ દૂર પૂર્વના દેશો સુધી પહોંચી ગયું.

## ૧૭

## પરદેશોમાં હિંદી કળાની અસર

પ્રાચીન કાળનાં સામ્રાજ્યો અને રાજવંશોના આ વૃત્તાન્તો પુરાતત્ત્વવિદને માટે રસનો વિષય છે, પણ સંસ્કૃતિ અને કળાના ઇતિહાસમાં તેમનો વધારે વ્યાપક રસ રહેલો છે. હિંદની દૃષ્ટિએ તેમનું ખાસ મહત્ત્વ છે, હિંદ જ ત્યાં આગળ કાર્ય કરતું હતું અને પોતાની શક્તિ અને પ્રતિભા અનેક રીતે તેણે ત્યાં પ્રગટ કરી હતી. આપણે તેને ત્યાં આગળ શક્તિથી ઊભરાતું અને ચોતરફ દૂર દૂર સુધી ફેલાતું જોઈએ છીએ. અને આ રીતે તે પોતાના વિચારો જ નહીં, પોતાના આદર્શો, પોતાની કળા, પોતાનો વેપાર, પોતાની ભાષા અને સાહિત્ય તેમ જ પોતાની રાજ્યપદ્ધતિ પણ ત્યાં લઈ ગયું. તે સ્થગિત થઈ ગયું નહોતું કે દુનિયાથી અળગું રહ્યું નહોતું; દુનિયા સાથે સંપર્ક સાધવામાં તેને પર્વતો કે સમુદ્રની બાધા નડતરરૂપ થતી નહોતી. તેના લોકોએ એ ઉત્તુંગ ગિરિમાળાઓ ઓળંગી હતી, જોખમકારક સાગર પાર કર્યો હતો અને રેને ગ્રુસેટ કહે છે તેમ, 'બૃહદ ગ્રીસની પેઠે રાજકીય દૃષ્ટિએ સુસંગઠિત નહીં પણ નૈતિક દૃષ્ટિએ તેના જેટલું જ સુસંવાદી બૃહદ ભારત નિર્માણ કર્યું.' હકીકતમાં આ મલેશિયાનાં રાજ્યોનું રાજકીય સંગઠન પણ ઉચ્ચ કોટિનું હતું હિંદના રાજતંત્રના એક ભાગરૂપ જોકે તે નહોતું. પરંતુ ગ્રુસેટ એથીયે વધારે બહોળા પ્રદેશમાં હિંદી સંસ્કૃતિ ફેલાઈ હોવાનું જણાવે છે: 'પૂર્વ ઈરાનના ઉચ્ચ પ્રદેશમાં, સેરિન્દિયાના રણની વચ્ચે આવેલા ફળદ્રુપ પ્રદેશમાં, તિબેટના વેરાન અને નિર્જન પ્રદેશમા, મોંગોલિયા અને મંચૂરિયામાં, ચીન અને જાપાનની પ્રાચીન સંસ્કૃતિવાળી ભૂમિમાં, જીવનની પ્રાથમિક અવસ્થામાં જીવતા મોન અને ખ્મેર લોકોના પ્રદેશમા તેમ જ હિંદી ચીનની બીજી જાતિઓમાં મલયો-પોલીનેશિયન લોકોના દેશોમાં, ઇન્ડોનેશિયા તેમ જ મલયમાં હિંદે પોતાની ઉચ્ચ કોટિની સંસ્કૃતિની ભૂંસી ન શકાય એવી અસર કેવળ ત્યાંના ધર્મ પર જ નહીં, ત્યાંનાં કળા અને સાહિત્ય પર અથવા ટૂંકમાં જીવનની બધી ઉદાત્ત બાજુઓ પર પણ કરી હતી.'*

* સિવિલાઇઝેશન્સ ઑફ ધિ ઇસ્ટ: લે૦ રેને ગ્રુસેટ, પુ. ૨, પા. ૨૭૬.

હિંદી સંસ્કૃતિએ ખાસ કરીને અગ્નિ એશિયાના દેશોમાં જડ ઘાલી અને એ આખાયે પ્રદેશમાં તેની નિશાનીઓ આજે મળી આવે છે. ચંપા, અંગકોર, શ્રી વિજય, મજાપહિત અને બીજાં સ્થાનોમાં સંસ્કૃત વિદ્યાનાં મોટાં મોટાં કેન્દ્રો હતાં. ત્યાં આગળ જુદાં જુદાં અનેક રાજ્યો અને સામ્રાજ્યો ઊભાં થયાં તે બધાંના રાજકર્તાઓનાં નામો શુદ્ધ હિંદી અને સંસ્કૃત છે. એનો એવો અર્થ નથી કે તેઓ શુદ્ધ હિંદી હતા, પરંતુ એટલું ખરું કે તેઓ હિંદી સંસ્કૃતિનાં ફરજંદ હતાં. રાજ્યની બધી વિધિઓ હિંદી ઢબની હતી અને તે સંસ્કૃતમાં કરવામાં આવતી હતી. રાજ્યના બધા અધિકારીઓ પ્રાચીન સંસ્કૃત પદવીઓ ધારણ કરે છે અને એમાંની કેટલીક પદવીઓ તેમ જ સંજ્ઞાઓ કેવળ થાઈલૅન્ડમાં જ નહીં, મલાયાનાં મુસ્લિમ રાજ્યોમાં હજી આજે પણ ચાલુ રહ્યાં છે. ઇન્ડોનેશિયાના આ બધા પ્રદેશોનાં સાહિત્યો હિંદની પુરાણકથાઓ તેમ જ લોકકથાઓથી ભરપૂર છે. જાવા અને બાલીનાં મશહૂર નૃત્યોનાં મૂળ હિંદી નૃત્યકળામાં રહેલાં છે. સાચે જ, નાનકડા બાલી ટાપુએ છેક આજ સુધી પોતાની હિંદી સંસ્કૃતિ ઘણે અંશે ટકાવી રાખી છે અને હિંદુ ધર્મ સુધ્ધાં ત્યાં આગળ હજી સુધી ટકી રહ્યો છે. ફિલિપાઇન્સમાં લેખનકળા હિંદમાંથી ગઈ હતી.

કંબોડિયામાં મૂળાક્ષરો દક્ષિણ હિંદમાંથી લેવામાં આવ્યા છે અને નજીવા ફેરફાર સાથે ઘણા સંસ્કૃત શબ્દો પણ ત્યાં અપનાવવામાં આવ્યા છે. ત્યાંના ફોજદારી અને દીવાની કાયદાઓ હિંદના પુરાણા સ્મૃતિકાર મનુની સ્મૃતિ પરથી ઘડવામાં આવ્યા છે અને બૌદ્ધ અસરને લીધે તેમાં થોડાઘણા ફેરફારો કરીને કંબોડિયાની આધુનિક ધારાપોથીમાં તેમનો સમાવેશ કરવામાં આવ્યો છે.

પણ એ બધા કરતાં હિંદી વસાહતોની ભવ્ય કળા તેમ જ સ્થાપત્યમાં હિંદની અસર સૌથી વધારે જણાય છે. કળાની મૂળ ભાવનામાં ઘટતા સુધારાવધારા થયા, સ્થાનિક પ્રતિભા સાથે તેનો સુમેળ સાધવામાં આવ્યો અને એ સુમેળમાંથી અંગકોર અને બર્બુદરનાં સ્મારકો અને અદ્ભુત મંદિરો ઊભાં થયાં. જાવામાં આવેલા બર્બુદરમાં બુદ્ધનું આખું જીવન પથ્થરમાં કોતરવામાં આવેલું છે. બીજાં સ્થળોએ વિષ્ણુ, રામ અને કૃષ્ણની કથાઓ ભીંતો પર ચીતરવામાં આવેલી છે. અંગકોર વિષે ઑસ્બર્ટ સીટવેલે લખ્યું છે: 'તત્કાળ કહેવા દો કે, જેવું છે તેવું અંગકોર આજે દુનિયાની પ્રથમ પંક્તિની અજાયબી છે. પાષાણમાં માનવી પ્રતિભાએ સાધેલી સિદ્ધિની એ પરાકાષ્ઠા છે. ચીનમાં જે કંઈ જોવા મળે છે તેના કરતાં એ વધારે ભવ્ય, મનોહર તેમ જ પ્રેમશૌર્યની ભાવનાથી તરબોળ છે.' '. . . જે ઉજ્જ્વળ સંસ્કૃતિ ૭ સદી સુધી ટકી અને પછીથી આ ધરતીના પડ પરથી એવી ઊખડી ગઈ કે તેનું

નામ સરખું પણ માનવીના હોઠ પરથી ભૂંસાઈ ગયું છે તેના એ ભૌતિક અવશેષો છે.' *

અંગકોર વાટના મહાન મંદિરની આસપાસ મોટા વિસ્તારમાં પ્રચંડ ખંડિયેરો પડેલાં છે. એમાં કૃત્રિમ સરોવરો અને ઝરણાંઓ છે તેમ જ નહેરો છે અને તેમની ઉપર પુલો છે. એક મોટા દરવાજા પર પથ્થરમાં "મનુષ્યના માથાની એક જબરદસ્ત આકૃતિ કોતરવામાં આવેલી છે. એ એક સુંદર, હસતી પણ રહસ્યમય કંબોડિયન મુખાકૃતિ છે અને જે સામર્થ્ય અને સુંદરતામાં દેવની કોટિની છે.' * આ અતિ મોહક અને અસ્વસ્થ કરી મૂકનારા સ્મિતવાળી — જેને 'અંગકોરનું સ્મિત' કહેવામાં આવે છે — મુખાકૃતિ અનેક વાર દુહરાવવામાં આવી છે. આ દરવાજામાં થઈને મંદિર તરફ જવાનો રસ્તો છે: 'પડોશનું બેયોન દુનિયામાં સૌથી કલ્પનાપૂર્ણ અને અદ્વિતીય છે એમ કહી શકાય. અંગકોર વાટ કરતાં તે વધારે મનોહર છે કેમ કે કલ્પનાની દૃષ્ટિએ તે વધારે અલૌકિક છે અને જાણે કોઈ દૂરના ગ્રહમાં આવેલા શહેરમાંનું મંદિર હોય એમ લાગે છે. . . . કોઈ મહાન કાવ્યની પંક્તિઓમાં અનુભવાય એવી અકળ અને ગૂઢ સુંદરતા તેની આસપાસ વિલસે છે.' *

અંગકોરને પ્રેરણા હિંદ પાસેથી મળી પણ ખ્મેર પ્રતિભાએ એને ખીલવી હતી અથવા કહો કે એ બંનેએ એકમેકમાં મળી જઈને આ ચમત્કૃતિ નિર્માણ કરી. જેણે આ મંદિર બંધાવ્યું હોવાનુ માનવામાં આવે છે તે કંબોડિયાના રાજાનું નામ જયવર્મન (સાતમો) હતુ. આ ખાસ હિંદી નામ છે. ડૉ. ક્વૉરિચ વેલ્સ કહે છે, 'હિંદનું માર્ગદર્શન બંધ થયું ત્યારે પણ તેની પાસેથી મળેલી પ્રેરણા ભૂલી જવામાં આવી નહોતી; બલ્કે ખ્મેર પ્રતિભા પ્રકટ થઈ અને તેણે વિશાળ નવી અને અદ્‌ભુત શક્તિશાળી કલ્પનાઓને મૂર્ત સ્વરૂપ આપ્યું. શુદ્ધ હિંદી વાતાવરણમાં નિર્માણ થયેલી કોઈ પણ વસ્તુ સાથે એની તુલના કરવી એ બરાબર નથી કેમ કે તે તેનાથી ભિન્ન છે. . . . ખ્મેર સંસ્કૃતિનું મંડાણ તત્ત્વતઃ હિંદની પ્રેરણાના પાયા પર થયેલુ છે. એના વિના તેમણે મધ્ય અમેરિકાના મય લોકોની બર્બર સંસ્કૃતિની ભભક કરતાં વધારે સારી વસ્તુ નિર્માણ કરી ન હોત. પણ બૃહદ ભારતના બીજા કોઈ પણ ભાગ કરતાં અહીં એ પ્રેરણા વધારે રસાળ જમીનમાં પડી હતી એ હકીકત કબૂલ કર્યા વિના ચાલે એમ નથી.' ×

* આ બધા અવતરણો ઑસ્બર્ટ સીટવેલના એસ્કેપ વીથ મી–એન ઓરિએન્ટલ સ્કેચ બુક (૧૯૪૧) નામના પુસ્તકમાંથી લીધા છે.

× ડૉ. એચ. જી. ક્વૉરિચ વેલ્સના ટૉવર્ડ્ઝ અંગકોર (હેરપ, ૧૯૩૩)માંથી.

આ ઉપરથી આપણને જણાય છે કે ખુદ હિંદમાં પણ એ મૂળ પ્રેરણા ધીમે ધીમે નષ્ટ થતી જતી હતી કારણ કે તેના ચિત્ત તેમ જ ભૂમિને ગ્રામનો વધારેપડતો ધસારો લાગ્યો હતો અને નવા પ્રવાહો તેમ જ નવા વિચારોનું પૂરતું પોષણ તેને મળતું નહોતું હિંદે પોતાના ચિત્તના દ્વાર દુનિયાને માટે ખુલ્લા રાખ્યા, પોતાની સમૃદ્ધિ તે બીજાઓને છૂટે હાથે આપતું રહ્યું અને પોતાની પાસે નહોતી તે વસ્તુઓ તેમની પાસે ગ્રહણ કરતું રહ્યું ત્યા સુધી તે પ્રફુલ્ન, સમર્થ અને પ્રાણવાન રહ્યું પણ પોતાની રક્ષાને અર્થે જેમ જેમ તે જડ કવચમા પેસતું ગયુ અને બહારની અસરોથી અસ્પૃષ્ટ રહેતું ગયુ તેમ તેમ તેનું જીવન વધુ ને વધુ પ્રમાણમા ભૂતકાળમા કેન્દ્રિત અને મિથ્યા પ્રવૃત્તિઓના જડ ચક્કરાવા જેવુ થતુ ગયુ સૌંદર્યના સર્જનની કળા ભૂલી ગયેલા તેના ફરજંદો સૌંદર્ય ઓળખવાની શક્તિ સુધ્ધા ગુમાવી બેઠા

જાવા, અંગકોર અને બૃહદ ભારતમા અન્યત્ર જે ખોદકામ થયા છે તેમ જ જે શોધખોળો થઈ છે તે યુરોપિયન અને ખાસ કરીને ફ્રેંચ અને ડચ વિદ્વાનો તથા પુરાતત્ત્વવેત્તાઓને આભારી છે ઘણુ કરીને ત્યા આગળ હજી મહાન નગરો અને સ્મારકો જમીનમા દટાયેના પડ્યા છે અને શોધાવા બાકી છે દરમ્યાન એમ કહેવામા આવે છે કે, મનાયામા પ્રાચીન અવશેષોના મહત્ત્વના સ્થાનોનો ખાણો ખોદવાની પ્રવૃત્તિઓ તેમ જ સડકો બનાવવા માટેનો મસાલો મેળવવાને માટે નાશ કરવામા આવ્યો છે આ યુદ્ધ એ વિનાશમા ઉમેરો કરશે એમા શક નથી

થોડાક વરસ પર મને એક સિયામી વિદ્યાર્થીનો પત્ર મળ્યો હતો ટાગોરના શાન્તિનિકેતનમા તે આવ્યો હતો અને પોતાને દેશ પાછા ફરતા તેણે એ પત્ર લખ્યો હતો તેણે આ પ્રમાણે લખ્યુ હતુ 'આ મહાન અને પ્રાચીન આર્યાવર્તની ભૂમિમા આવવાનો અને માનામહી હિંદને ચરણે મારો નમ્ર અર્ઘ્ય અર્પવાનો સુયોગ મને પ્રાપ્ત થયો એ મારુ પરમ ભાગ્ય સમજુ છુ એ ભૂમિને ખોળે મારી માતૃભૂમિને પ્રેમથી ઉછેરવામા આવી હતી અને સંસ્કૃતિ તેમ જ ધર્મમા જે કઈ ભવ્ય, ઉદાત્ત અને સૌંદર્યયુક્ત હોય તે પિછાનવાનુ તેને શીખવવામા આવ્યુ હતું' આ સર્વસામાન્ય દાખલો ન હોય એ બનવા જોગ છે પણ હિંદ તરફ જે લાગણી પ્રવર્તે છે એનો કંઈક ખ્યાલ એ ખસૂસ આપે છે એ લાગણી અસ્પષ્ટ છે અને તેના પર બીજી ચીજોના થરો પણ બાઝેલા છે એ ખરું પણ અગ્નિ એશિયાના ઘણા દેશોમાં તે હજી પણ ચાલુ રહી છે સર્વત્ર તીવ્ર અને સંકુચિત રાષ્ટ્રીયતા પેદા થઈ છે, તે કેવળ પોતાનો જ ખ્યાલ રાખે છે અને બીજાઓને વિષે શંકાશીલ રહે છે યુરોપિયનોના પ્રભુત્વ ... ડર અને દ્વેષ સેવવામા આવે છે અને છતા યુરોપ તેમ જ અમેરિકાનું

અનુકરણ કરવાની કામના પણ નજરે પડે છે; હિંદની પરાધીન દશાને લીધે તેના તરફ કંઈક ઘૃણા પણ વ્યક્ત કરવામાં આવે છે;— આમ છતાં એ બધાંની પાછળ સર્વત્ર હિંદ પ્રત્યેના આદર અને મૈત્રીની ભાવના પ્રવર્તે છે, કેમ કે પુરાણી સ્મૃતિઓ હજી ટકી રહી છે અને એક વખતે હિંદ તેમની માતૃભૂમિ હતી અને પોતાના અખૂટ ભંડારમાંથી તે તેમનું પાલનપોષણ કરતી હતી એ વાત એ લોકો ભૂલ્યા નથી. ગ્રીક સંસ્કૃતિ જેમ ગ્રીસમાંથી ભૂમધ્ય સમુદ્ર પર આવેલા દેશોમાં અને પશ્ચિમ એશિયામાં પ્રસરી તેમ હિંદની સાંસ્કૃતિક અસર પણ ઘણા દેશોમાં ફેલાઈ અને તેમના પર તેની ઊંડી છાપ પડી.

સિલ્વન લેવી લખે છે, 'ઈરાનથી માંડીને ચીની સમુદ્ર સુધી, સાઈબીરિયાના બરફવાળા પ્રદેશથી માંડીને જાવા અને બોર્નિયોના ટાપુ સુધી, ઓસેનિયાથી માંડીને સોકોટ્રા સુધી હિંદે પોતાની માન્યતાઓ, કથાવાર્તાઓ તેમ જ સંસ્કૃતિ ફેલાવી છે. અનેક સદીઓના લાંબા ગાળા દરમ્યાન ચોથા ભાગની માનવજાત પર તેણે ભૂંસી ન શકાય એવી છાપ પાડી છે. અજ્ઞાનને લીધે જગતના ઇતિહાસમાં જે પદ તેને લાંબા વખત સુધી નકારવામાં આવ્યું છે તે માગવાનો તેમ જ માનવઆત્માના પ્રતીક અને હાર્દ સમી જગતની મહાન પ્રજાઓમાં પોતાનું સ્થાન લેવાનો તેને હક છે.'*

## ૧૮

## પ્રાચીન હિંદી કળા

હિંદી સંસ્કૃતિ તેમ જ કળાનો પરદેશોમાં અદ્ભુત ફેલાવો થયો હતો અને પરિણામે એ કળાની કેટલીક સર્વોત્તમ કૃતિઓ હિંદ બહાર મળી આવે છે. દુર્ભાગ્યે, ખાસ કરીને ઉત્તર હિંદમાંનાં અમારાં અનેક પ્રાચીન સ્મારકો અને મૂર્તિઓ યુગયુગાન્તરોના ગાળામાં નાશ પામ્યાં છે. જૉન માર્શલ કહે છે, 'કેવળ હિંદમાં જ હિંદી કળાને જાણવી એ તેની અરધી કથા જાણવા બરાબર છે. એને સાંગોપાંગ સમજવા માટે આપણે બૌદ્ધ ધર્મની સાથે સાથે મધ્ય એશિયા, ચીન અને જાપાનમાં જવું જોઈએ; તિબેટ, બ્રહ્મદેશ અને સિયામમાં ફેલાઈને તે જે નવાં રૂપો ધારણ કરે છે અને નવું સૌંદર્ય પ્રકટ કરે છે તે નિહાળવું જોઈએ તેમ જ જાવા અને કંબોડિયામાંનાં તેનાં ભવ્ય અને બેનમૂન સર્જનો જોવાં જોઈએ. એ દરેક દેશમાં હિંદી કળા ભિન્ન જાતિની

* આ ઉતારો યુ. એન. ઘોશાલના પ્રોગ્રેસ ઑફ ગ્રેટર ઇન્ડિયન રિસર્ચ ૧૯૧૭–૧૯૪૨ (કલકત્તા, ૧૯૪૩) નામના પુસ્તકમાંથી લેવામાં આવ્યો છે.

પ્રતિભા અને ભિન્ન સ્થાનિક વાતાવરણના સંપર્કમાં આવે છે અને તેની વિશિષ્ટ અસર નીચે ભિન્ન ભિન્ન સ્વાંગ સજે છે.'*

હિંદની કળા હિંદના ધર્મ અને ફિલસૂફી સાથે એટલી નિકટપણે સંકળાયેલી છે કે, હિંદીઓના ચિત્તને પ્રેરણા આપતા આવેલા આદર્શો વિષેના થોડાઘણા જ્ઞાન વિના તેને સાંગોપાંગ સમજવાનું મુશ્કેલ છે. સંગીતની પેઠે કળાની બાબતમાં પણ પૂર્વ અને પશ્ચિમના ખ્યાલો વચ્ચે ઘણું અંતર રહેલું છે. રેનેસાં અથવા પુનર્જાગૃતિના કાળ અને તે પછીના સમયમાંથી કંઈ નહીં તો અંશતઃ પ્રેરણા મેળવનારા ચાલુ જમાનાના યુરોપિયન કલાકારોના કરતાં યુરોપના મધ્યકાલીન મહાન કલાકારો તેમ જ સ્થપતિઓએ હિંદની કળા અને શિલ્પ સાથે ઘણું કરીને વધારે એકરાગ અનુભવ્યો હોત. કેમ કે, હિંદી કળામાં સદા ધાર્મિક પ્રેરણા, પારલૌકિક દૃષ્ટિ જોવા મળે છે તેવી જ કંઈક પ્રેરણાથી યુરોપનાં મહાન દેવળો બાંધનારાઓ ઘણું કરીને પ્રેરાયા હતા. કળાને મનોગત કલ્પવામાં આવી હતી, વસ્તુગત નહીં; એ કંઈક આત્માને સ્પર્શતી વસ્તુ છે, જોકે એ નામ-રૂપધારી મનોરમ આકારો પણ ધારણ કરે છે. ગ્રીક લોકો સૌંદર્યના ઉપાસક હતા અને તેમાંથી તેઓ આનંદ અનુભવતા હતા એટલું જ નહીં, સત્યનું દર્શન પણ કરતા હતા; પ્રાચીન કાળના ભારતવાસીઓ પણ સૌંદર્યના ઉપાસકો હતા પણ પોતાની કૃતિઓમાં કોઈક ગૂઢ રહસ્ય, તેમણે કરેલા ગહન સત્યદર્શનનો કંઈક અંશ આરોપવાનો પ્રયાસ તેઓ કરતા હતા. તેમની સર્વોત્તમ સર્જક કૃતિઓ ભાળીને તેમનો ચરિતાર્થ અથવા તેમને પ્રેરણા આપનારા વિચારો આપણે ન સમજી શકીએ તોયે આપણા ચિત્તમાં પ્રશંસાનો ભાવ પેદા થયા વિના રહેતો નથી. કળાની એનાથી ઊતરતી પંક્તિની કૃતિઓમાં આ સમજનો, કલાકારના ચિત્ત સાથેના આવા એકરાગનો અભાવ એ જાતની કદરને બાધક નીવડે છે. આપણે સમજી નથી શકતા એવી કોઈક વસ્તુ જોઈને કંઈક અસ્પષ્ટ અસ્વસ્થતાની લાગણી પેદા થાય છે. અરે, ચીઢ પણ ચડે છે અને એના પરથી આપણે એવા નિર્ણય પર આવીએ છીએ કે કળાકારને પોતાના કામની આવડત નથી અને તે નિષ્ફળ નીવડ્યો છે. કેટલીક વાર તો ઘૃણા પણ પેદા થાય છે.

હું પૂર્વની કે પશ્ચિમની કળા વિષે કશુંયે જાણતો નથી અને એને વિષે કશું પણ કહેવાનો મને અધિકાર નથી. કળાની કૃતિઓ જોઈને કોઈ પણ અનભિજ્ઞ માણસના જેવા જ ભાવો મારા અંતરમાં જાગે છે. કેટલાંક ચિત્રો,

* રેજિનલ્ડ લે મેના 'બુદ્ધિસ્ટ આર્ટ ઇન સિયામ' (કેમ્બ્રિજ, ૧૯૩૮) નામના પુસ્તકની પ્રસ્તાવનામાંથી ઘોશાલે 'પ્રોગ્રેસ ઑફ ગ્રેટર ઇન્ડિયન રિસર્ચ' (કલકત્તા, ૧૯૪૩) માં ટાંકેલો ઉતારો.

મૂર્તિઓ અથવા ઇમારતો ભાળીને હું આનંદથી છક્કડ થાઉં છું અથવા ગદ્‌ગદિત થઈ જાઉં છું અને કંઈક અવનવી લાગણી અનુભવું છું; અથવા મને સહેજસાજ આનંદ થાય છે અથવા મારા મન પર તેમની સહેજ પણ અસર થતી નથી; અને તેના પર નજર નાખ્યા વિના જ હું આગળ ચાલ્યો જાઉં છું, અથવા તે જોઈને મને ઘૃણા પણ થાય છે. આ બધા ભાવોનો હું ખુલાસો આપી શકું એમ નથી કે કળાની કૃતિઓના ગુણદોષો વિષે વિદ્વત્તાભરી વાતો કરી શકું એમ પણ નથી. સિલોનમાંના અનુરાધપુર આગળની બુદ્ધની મૂર્તિ જોઈને મારા મન પર ઊંડી અસર થઈ હતી અને તેની છબી કેટલાયે વરસોથી હું મારી સાથે રાખું છું. જ્યારે દક્ષિણ હિંદનાં કોતરકામથી ખીચોખીચ ભરેલાં કેટલાંક સુપ્રસિદ્ધ મંદિરો જોઈને હું અસ્વસ્થ અને બેચેન બની જાઉં છું.

ગ્રીક પરંપરામાં કેળવાયેલા યુરોપિયનોએ પહેલાં હિંદી કલાનું ગ્રીક દૃષ્ટિથી અવલોકન કર્યું. ગાંધાર તેમ જ સરહદ પ્રાન્તની ગ્રીક અસરવાળી બૌદ્ધ કળામાં તેમને જેનો પરિચય હતો તે વસ્તુ કંઈક અંશે તેમણે નિહાળી અને હિંદી કળાની બીજી કૃતિઓ તેના જ ઊતરતી કોટિના નમૂનાઓ છે એમ તેમણે માની લીધું. ધીમે ધીમે નવી દૃષ્ટિથી તેનું અવલોકન કરવામાં આવ્યું અને હિંદી કળામાં કંઈક મૌલિક અને જીવન્ત તત્ત્વ રહેલું છે, તે ગ્રીક અસરવાળી બૌદ્ધ કળામાંથી ઉદ્‌ભવી નથી પણ તે તેનું ઝાંખું પ્રતિબિંબ માત્ર છે એમ દર્શાવી આપવામાં આવ્યું. હિંદી કળા વિષેની આ નવી દૃષ્ટિ ઇંગ્લંડ કરતાં વિશેષે કરીને યુરોપ ખંડમાંથી આવી હતી. હિંદી કળાની કદર — સંસ્કૃત સાહિત્યને પણ આ વાત લાગુ પડે છે — ઇંગ્લંડ કરતાં યુરોપ ખંડમાં વધારે બૂજવામાં આવી એ કંઈક વિચિત્ર લાગે છે. આમ થવામાં હિંદ અને ઇંગ્લંડ વચ્ચે જે કમનસીબ રાજકીય સંબંધ પ્રવર્તે છે તે કેટલે અંશે જવાબદાર છે એ કહેવું મુશ્કેલ છે. એમાં કંઈક તથ્ય છે ખરું પણ એ તફાવતનાં બીજાં અને વધારે તલસ્પર્શી કારણો પણ હોવાં જોઈએ. હિંદની ભાવના તેમ જ દૃષ્ટિને પ્રમાણમાં સારી રીતે પિછાનનારા બેશક ઘણા અંગ્રેજો છે. એમાં કલાકારો, વિદ્વાનો અને બીજાઓનો પણ સમાવેશ થાય છે. અમારો પુરાણો વારસો ખોળી કાઢવામાં તેમ જ દુનિયાને તેનું રહસ્ય સમજાવવામાં પણ તેમણે પોતાનો ફાળો આપ્યો છે. એવા પણ ઘણા અંગ્રેજો છે જેમની ગાઢ મૈત્રી અને સેવાને માટે હિંદ તેમનું ઋણી છે. આમ છતાં હિંદીઓ અને અંગ્રેજો વચ્ચે મોટું અંતર રહેલું છે અને તે ઉત્તરોત્તર વધતું જાય છે એ વિષે શંકા નથી. હિંદને પક્ષે એ વાત સમજવી કંઈ નહીં તો મારે માટે સુગમ છે કેમ કે અમારા અંતરમાં ઊંડા ઘા કરે એવું હમણાંનાં થોડાં વરસોમાં ઘણું બની ગયું છે. સામે પક્ષે પણ એવી જ અસર થઈ છે પણ તેનાં કારણો

જુદા છે તેમના અભિપ્રાય પ્રમાણે તેમની કસૂર ન હોવા છતા દુનિયા આગળ તેમને બદનામ કરવામા આવે છે તેને માટે તેઓ ગુસ્સે થાય છે પણ એ લાગણી રાજકારણ કરતા વધારે ઊંડી છે અને તે અજાણપણે વ્યક્ત થાય છે તેમ જ ઇંગ્લંડના બુદ્ધિજીવી લોકો પર તેની સૌથી વધુ અસર થતી હોય એમ લાગે છે તેમને મન એક હિંદી આદિ પાતકનો વિશિષ્ટ આવિર્ભાવ છે અને તેના સઘળા કામો એની છાપથી દૂષિત થયેલા હોય છે જેને અંગ્રેજ વિચારસરણી અને બુદ્ધિમત્તાનો ભાગ્યે જ પ્રતિનિધિ કહી શકાય એવા એક લોકપ્રિય અંગ્રેજ લેખકે હમણા જ એક પુસ્તક લખ્યુ છે જેમા તેણે હિંદની હરેક વસ્તુ માટે ભારોભાર દ્વેષ, ધિક્કાર અને ઘૃણા ઠાલવ્યા છે ઓસ્બર્ન સીટ્વેલ નામનો એનાથી મોટો અને અંગ્રેજ પ્રજાનું માનસ વિશેષે કરીને વ્યક્ત કરનાર લેખક अस्केप वीथ मी (૧૯૪૧) નામના પોતાના પુસ્તકમા લખે છે 'તેની પાસે અનેક અને વિવિધ પ્રકારની અદ્ભુત વસ્તુ છે છતા હિંદનો ખ્યાલ ઘૃણાજનક જ રહે છે ' વળી તે 'હિંદુ કળાની કૃતિઓની ખૂબીને મારી નાખનારા ઘૃણાજનક અને ચીકાશના ગુણનો ' પણ ઉલ્લેખ કરે છે

હિંદની કળા વિષે અથવા સામાન્ય રીતે હિંદ વિષે એ અભિપ્રાયો ધરાવવાનો મિ સીટ્વેલને પૂરેપૂરો હક છે તેઓ એવી જ લાગણી અનુભવે છે એની મને ખાતરી છે હિંદની ઘણી વસ્તુઓ પ્રત્યે મને પોતાને પણ ઘૃણા ઊપજે છે, પણ એકંદરે જોતા હિંદ વિષે મને એવી લાગણી થતી નથી એ સ્વાભાવિક છે, કેમ કે હું હિંદી છુ અને હું ગમે એવો નાલાયક હોઉં તોયે હુ મારી પોતાની જાતને સહેલાઈથી ધિક્કારી શકુ નહી. પણ એ કળા વિષેના અભિપ્રાયો કે વિચારોનો સવાલ નથી, ખાસ કરીને એ એક આખી પ્રજા પ્રત્યેના જ્ઞાત કે અજ્ઞાત અણગમો અને વૈમનસ્ય છે જેમને આપણે હાનિ પહોંચાડી હોય તેમને આપણે ધિક્કારીએ છીએ અને તેમના પ્રત્યે અણગમો બતાવીએ છીએ એ સાચુ છે?

હિંદી કળાની કદર બૂઝનારા તથા તેને સમજવા માટે નવા ધોરણો અખત્યાર કરનારા અંગ્રેજોમા લારેન્સ બિનયોન અને ઈ બી હૅવેલનો સમાવેશ થાય છે હિંદી કળાના આદર્શો અને તેમની પાછળ રહેલી ભાવનાને વિષે હૅવેલ ખાસ કરીને ઉત્સાહ ધરાવે છે રાષ્ટ્રની મહાન કળા રાષ્ટ્રનું માનસ અને સ્વભાવ તાદૃશ રીતે વ્યક્ત કરે છે એ વાત પર તે ભાર મૂકે છે પણ તેની પાછળ રહેલા આદર્શો સમજવામા આવે તો જ તેની કદર બૂઝી શકાય એમ કહે છે વિદેશી રાજકર્તા જાતિ એ આદર્શોને ખોટી રીતે સમજીને તેમ જ તેમને વખોડી કાઢીને બૌદ્ધિક વૈમનસ્યના બીજ વાવે છે તે કહે છે કે, હિંદી કળા મૂઠીભર કેળવાયેલા અને ભણેલાગણેલા લોકોને માટે નથી તેનો આશય ધર્મ

અને તત્ત્વજ્ઞાનનું હાર્દ આમજનતાને સમજાવવાનો છે. 'પશ્ચિમના લોકોની દૃષ્ટિએ હિંદના ખેડૂતો નિરક્ષર અને અભણ ગણાય પણ જગતભરના ખેડૂતોમાં તેઓ સૌથી વધારે સંસ્કારી છે — હિંદના નિકટના પરિચયમાં આવેલા સૌ કોઈ આ હકીકતથી માહિતગાર છે —, એ પરથી જોઈ શકાય એમ છે કે હિંદી કળા લોકકેળવણીનું પોતાનું ધ્યેય પાર પાડવામાં સફળ થઈ હતી.'*

કુદરત અને વિશ્વ સાથેનો માણસનો મૂળભૂત એકરાગ વ્યક્ત કરવા માટે કળાના ક્ષેત્રમાં તેમ જ સંસ્કૃત કાવ્યો અને હિંદી સંગીતના ક્ષેત્રમાં કળાકાર કુદરતના હરેક સ્વરૂપ સાથે તન્મય થઈ જતો હતો એમ માનવામાં આવતું હતું સમગ્ર એશિયાની કળાનો આ સૂર રહ્યો છે અને એને લીધે જ તેમાં પાર વિનાની વિવિધતા અને આગળ તરી આવતા રાષ્ટ્રીય ભેદો હોવા છતાં એશિયાઈ કળાને વિષે અમુક પ્રકારની એકતા જણાઈ આવે છે. અજંતાનાં મનોહર ભીંતચિત્રો બાદ કરતાં હિંદમાં પ્રાચીન સમયનાં ઝાઝાં ચિત્રો જોવા મળતાં નથી. ઘણાંખરાં ચિત્રો નાશ પામ્યાં હોય એ બનવા જોગ છે. ચીન અને જાપાન જેમ ચિત્રોમાં તેમ હિંદ તેની મૂર્તિઓ અને સ્થાપત્યમાં સૌથી મોખરે હતું.

હિંદી સંગીત યુરોપિયન સંગીતથી તદ્દન ભિન્ન છે. પોતાની રીતે તેણે ખૂબ વિકાસ સાધ્યો હતો. આમ સંગીતના ક્ષેત્રમાં હિંદ મોખરે હતું અને ચીન તેમ જ દૂર પૂર્વના દેશો બાદ કરતાં એશિયાઈ સંગીત પર તેણે પોતાની ખૂબ અસર પાડી છે. સંગીત આમ ઈરાન, અફઘાનિસ્તાન, અરબસ્તાન, તુર્કસ્તાન અને અમુક અંશે જ્યાં આગળ અરબી સંસ્કૃતિ ફેલાઈ હતી એવા ઉત્તર આફ્રિકા જેવા પ્રદેશોને હિંદ સાથે જોડતી બીજી કડી બની. હિંદનું શિષ્ટ સંગીત ઘણું કરીને આ બધા દેશોમાં આવકાર પામશે.

કોતરી કાઢેલી પ્રતિમાઓ સામેના ધાર્મિક અણગમાએ એશિયાના બીજા દેશોની પેઠે હિંદમાં પણ કળાના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. વેદો મૂર્તિપૂજાની વિરુદ્ધ હતા અને બૌદ્ધ ધર્મમાં પ્રમાણમાં ઘણા પાછળના સમયમાં બુદ્ધની મૂર્તિઓ બનાવવામાં આવી તેમ જ તેમનાં ચિત્રો ચીતરવામાં આવ્યાં. મથુરાના સંગ્રહસ્થાનમાં બોધિસત્ત્વની સામર્થ્ય અને શક્તિથી ઊભરાતી પ્રચંડ પાષાણની મૂર્તિ છે. એ ઈસવી સનના આરંભકાળની કુશાન સમયની છે.

આરંભકાળની હિંદી કળામાં પ્રકૃતિવાદની અસર ઘણી જોવામાં આવે છે. અમુક અંશે એ ચીનની અસરને આભારી છે. હિંદી કળાના વિકાસની જુદી જુદી ભૂમિકાઓ પર અને ખાસ કરીને આ પ્રકૃતિવાદના વિકાસમાં ચીની અસર દૃષ્ટિગોચર થાય છે. આ જ રીતે હિંદનો આદર્શવાદ પણ ચીન અને

* ઈ. બી., હેવેલ: ધિ આઈડિયલ્સ ઑફ ઇન્ડિયન આર્ટ (૧૯૨૦), પા. ૧૯.

જાપાનમા પહોચે છે અને કળાના ઉત્કર્ષના તેમના કેટલાક મહાન યુગોમા તેની પ્રબળ અસર થાય છે

ગુપ્ત યુગ દરમ્યાન એટલે કે ઇસવી સનની ચોથી સદીથી છઠ્ઠી સદીના સમયમા — એ કાળને હિંદનો સુવર્ણ યુગ કહેવામા આવે છે — અજંતાની ગુફાઓ ખોદવામા આવી હતી અને ત્યાનાં ભીતચિત્રો ચીતરવામા આવ્યા હતા બાગ અને બદામીની ગુફાઓ પણ એ જ સમયની છે અજંતાના ભીત ચિત્રો જોકે અત્યત સુંદર છે અને તે જડી આ યા ત્યારથી આપણા આધુનિક સમયના કળાકારો પર પ્રબળ અસર કરતા રહ્યા છે પણ તેના પરિણામો સારાં આવ્યા નથી તેઓ જીવન વિમુખ થઈ ગયા અને અજંતાની શૈલીની નકલ કરવામા પડ્યા

અજંતા આપણને કોઈક દૂરની અને સ્વપ્નસમી અને છતા અત્યત વાસ્તવિક દુનિયામાં લઈ જાય છે એ ભીતચિત્રો બૌદ્ધ ભિક્ષુઓએ ચીતરેલા છે સ્ત્રીઓથી દૂર રહો, તેમના તરફ નજર સરખી પણ ન કરો કેમ કે તેઓ ગહુ જોખમકારક છે એ ઘણા વખત પૂર્વે તેમના ગુરુએ કહ્યુ હતુ અને તેમ છતા અહી રાજકુમારીઓ, ગણિકાઓ, નર્તકીઓ ઇત્યાદિ દગનાબંધ સ્વરૂપવાન સ્ત્રીઓ, આસનસ્થ શણગાર સજતી કે સરઘસના રૂપમા આપણા જોવામા આવે છે અજંતાની સ્ત્રીઓ મશહૂર બની છે આ સાધુ ચિત્રકારોને આ દુનિયાનુ તેમ જ આ સસારના પલટાતા જતા નાટકનું કેટલુ ઊંડુ જ્ઞાન હતું! જે પ્રેમથી તેમણે સૌમ્ય અને પારલૌકિક ભવ્યતાવાળી તેમના બોધિસત્ત્વની છબી ચીતરી છે તેવા જ પ્રેમથી તેમણે એ ચિત્રો પણ ચીતર્યા છે

સાતમી તેમ જ આઠમી સદીમા એલોરાની પ્રચડ ગુફાઓ નક્કર ખડકમાથી કોતરી કઢવામા આવી હતી એની વચ્ચોવચ્ચ કૈલાસનું જબરદસ્ત મદિર છે માણસોએ એની કલ્પના કરી જ કેવી રીતે અને કલ્પના કર્યા પછી પણ તેમની એ કલ્પનાને તેમણે મૂર્ત સ્વરૂપ કેવી રીતે આપ્યુ એ સમજવુ ખરેખર મુશ્કેલ છે સમર્થ અને કપિક અકળ એવી ત્રિમૂર્તિની મૂર્તિવાળી એલીફટાની ગુફાઓ પણ એ જ કાળની છે દક્ષિણ હિંદમા આવેલા મામલ્લ પુરમના સ્મારકો પણ એ જ સમયનાં છે

એલીફન્ટાની ગુફામા નટરાજ શિવની ખડિત મૂર્તિ છે હેવેલ કહે છે કે તેની ભાંગેલી સ્થિતિમાં પણ તે આપણને ભવ્ય કલ્પના અને મૂર્તિમત રાક્ષસી સામર્થ્યનો ખ્યાલ આપે છે ‘નૃત્યની તાલબદ્ધ ગતિથી ખુદ ખડક સુધ્ધા ધબકતો હોય એમ જણાય છે પરતુ તેના ઉમદા મુખ પર બુદ્ધના મુખ પર વિલસે છે તેવી જ પરમ શાતિ અને વિરક્તિ જોવામા આવે છે!’

બ્રિટિશ મ્યુઝિયમમાં નટરાજ શિવની બીજી પણ એક મૂર્તિ છે. ઇપ્સ્ટીને તેને વિષે લખ્યું છે: 'નૃત્ય કરતાં કરતાં શિવ સૃષ્ટિ સરજે છે અને તેનો સંહાર કરે છે, તેના વિશાળ લયો કાળના નિરવધિ કલ્પો પેદા કરે છે અને તેની ગતિઓમાં અચૂક અને જાદુઈ મંત્રશક્તિ રહેલી છે. બ્રિટિશ મ્યુઝિયમમાંનું નાનકડું જૂથ પ્રેમને અર્થે વહોરેલા મૃત્યુનો સૌથી કરુણ સમારોપ છે અને તે માનવીના આવેગો તેમ જ રાગદ્વેષોમાં રહેલા જીવલેણ તત્ત્વ બીજી કોઈ પણ કૃતિ કરતા વિશેષ સૂચકતાથી વ્યક્ત કરે છે. આ અર્થગંભીર, કોઈ પણ પ્રકારની લાક્ષણિક સજાવટ રહિત, તેમ જ વસ્તુના હાર્દ પર જ બધું લક્ષ કેન્દ્રિત કરનારી કૃતિઓને મુકાબલે આપણા યુરોપિયન રૂપકો ક્ષુદ્ર અને વ્યર્થ છે.'*

જાવામાં બર્બુદર આગળથી મળી આવેલું બોધિસત્ત્વનું માથું કોપનહેગનમાં ગ્લીપ્ટોટેકમાં લઈ જવામાં આવ્યું છે સૌંદર્યની વ્યાખ્યાની દૃષ્ટિએ એ રમણીય છે. પરંતુ હેવેલ કહે છે, આરસાની પેઠે બોધિસત્ત્વના વિશુદ્ધ આત્માને પ્રતિબિંબિત કરતું કંઈક ગૂઢ તત્ત્વ એમાં રહેલું છે. 'એ મુખ સાગરનાં ઊંડાણની નિઃશબ્દતા, નિરભ્ર નીલ આકાશની પરમ શાન્તિ અને માનવચક્ષુ પામી ન શકે એવું સૌંદર્ય મૂર્તિમંત કરે છે.'

હેવેલ ઉમેરે છે, 'જાવામાંની હિંદી કળાનું પોતાનું નિરાળું વ્યક્તિત્વ છે અને જ્યાંથી તે આવી હતી તે દેશની કળાથી તેને જુદી પાડે છે. એ બનેમાં એક જ પ્રકારની ગૂઢ પ્રસન્નતા જોવા મળે છે પણ જાવાના દૈવી આદર્શમાં એલીફન્ટા અને મામલ્લપુરમના હિંદુ શિલ્પમાં જોવા મળતો ગાંભીર્યનો ભાવ આપણને જોવા મળતો નથી. જાવાની હિંદી કળામાં માનવી સંતોષ અને આનંદ તેમ જ હિંદમાં તેમના પૂર્વજોએ સદીઓ સુધી તોફાનો અને મુસીબતો વેઠ્યા પછી આ ટાપુના સુખદવાસમાં હિંદી વસાહતીઓએ અનુભવેલી સુલેહશાંતિ અને સલામતીની ભાવના વધુ પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે.'+

## ૧૯

## હિંદનો પરદેશો સાથેનો વેપાર

ઈસવી સનનાં પહેલા હજાર વરસના આખા ગાળા દરમ્યાન હિંદનો વેપાર-રોજગાર બહોળા પ્રદેશમાં ફેલાયેલો હતો અને પરદેશોના ઘણાં બજારો હિંદી વેપારીઓના કબજામાં હતા પૂર્વ તરફના સમુદ્રના પ્રદેશોમાં તેનું પ્રભુત્વ હતું અને પશ્ચિમે તે છેક ભૂમધ્ય સમુદ્રના કાંઠા પરના દેશો સુધી વિસ્તર્યો હતો. મરી

---

* ઇપ્સ્ટીન: લેટ ધેર બી સ્કલ્પ્ચર (૧૯૪૨), પા. ૧૯૩.
+ હેવેલ' ધિ આઈડિયલ્સ ઓફ ઇન્ડિયન આર્ટ (૧૯૨૦), પા. ૧૬૯.

ઘણું કરીને તેને બીજો પણ એક લાભ હતો. આ લાભ તે ગુલામી પ્રથાનો અભાવ. એ પ્રથા ગ્રીક તેમ જ બીજી પ્રાચીન સંસ્કૃતિને વિઘ્નરૂપ થઈ પડી હતી અને તેની પ્રગતિના માર્ગમાં બાધારૂપ થઈ પડી હતી. જ્ઞાતિવ્યવસ્થામાં અનેક અનિષ્ટ તત્ત્વો હતાં અને તે ઉત્તરોત્તર વધતાં ગયાં પણ છેક નીચલા થરની જ્ઞાતિના લોકોની સ્થિતિ પણ ગુલામોના કરતાં અનેક ગણી સારી હતી. દરેક જ્ઞાતિની અંદર સમાનતા અને અમુક પ્રમાણમાં સ્વતંત્રતા હતી. દરેક જ્ઞાતિને પોતાનો ધંધો હતો. એ વિશિષ્ટ ધંધાને અંગેના કામમાં જ તે પોતાનો સઘળો વખત આપતી હતી. એને લીધે કળાકારીગરીનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં લોકોએ ખૂબ હસ્તકૌશલ્ય ખીલવ્યું.

## ૨૦

## પ્રાચીન હિંદમાં ગણિતવિદ્યા

અત્યંત બુદ્ધિપરાયણ તેમ જ તાત્ત્વિક ચિંતનમાં રચ્યાપચ્યા રહેનારા પ્રાચીન કાળના હિંદીઓ ગણિતવિદ્યામાં સૌને ટપી જાય એવી અપેક્ષા કોઈ પણ રાખે. આરંભમાં યુરોપને અંકગણિત તેમ જ બીજગણિત આરબ લોકો પાસેથી મળ્યાં હતાં. એથી જ અરબી અંકો એવું પ્રચલિત અંકોનું નામ પડ્યું છે, પણ આરબો પોતે એ બંને વિદ્યાઓ હિંદમાંથી લઈ ગયા હતા. ગણિતવિદ્યામાં હિંદીઓએ કરેલી અસાધારણ પ્રગતિ આજે સુવિદિત છે અને આધુનિક અંકગણિત તેમ જ બીજગણિતના પાયા ઘણા લાંબા સમય પૂર્વે હિંદમાં નંખાયા હતા એ હકીકત સૌ કોઈ સ્વીકારે છે. ગણવાનો કોઠો વાપરવાની અણઘડ પદ્ધતિ તેમ જ રોમન અને એવા જ બીજા અંકોએ લાંબા સમય સુધી પ્રગતિ અટકાવી રાખી હતી એ વખતે શૂન્ય સહિતના હિંદી અંકોએ માનવચિત્તને એ બધાં બંધનોમાંથી મુક્ત કર્યું અને અંકોના સ્વરૂપ પર સારી પેઠે પ્રકાશ નાખ્યો. આ અંકની સંજ્ઞાઓ અદ્વિતીય હતી અને બીજા દેશોમાં વપરાતી બીજી બધી સંજ્ઞાઓ કરતાં સર્વથા ભિન્ન હતી. આજે એ અંકો સૌ કોઈ જાણે છે, આપણે તેમને ગૃહીત કરી લઈને જ ચાલીએ છીએ છતાં તેમની અંદર ક્રાંતિકારી પ્રગતિનાં બીજ રહેલાં હતાં.

દોઢસો વરસ પર, નેપોલિયનના સમયમાં, લા પ્લેસે લખ્યું હતું : 'દસ સંજ્ઞાઓ દ્વારા હરકોઈ સંખ્યા વ્યક્ત કરવાની અતિ ચતુરાઈભરી પદ્ધતિ હિંદીઓએ આપણને આપી છે. એ દરેક અંકને પોતાના સ્થાનનું મૂલ્ય હોય છે તેમ જ તેનું પોતાનું અસલ મૂલ્ય પણ હોય છે. એ વસ્તુ રહસ્યપૂર્ણ અને મહત્ત્વની છે. એ આજે આપણને એટલી સીધીસાદી લાગે છે કે આપણે તેની સાચી કદર

કરી શકતા નથી. પણ એની એ સરળતા તેમ જ હરકોઈ પ્રકારની ગણતરી કરવામાં એણે આણેલી મોટી સુગમતાએ આપણા અંકગણિતને પ્રથમ પંક્તિની ઉપયોગી શોધોની હરોળમાં મૂક્યું છે. અને આર્કિમિડિઝ તેમ જ એપોલોનિયસ જેવા પ્રાચીન સમયના આપણા સૌથી મહાન અને પ્રતિભાશાળી પુરુષોને પણ એનો ખ્યાલ ન આવ્યો એ વસ્તુ ખ્યાલમાં લેતાં એ સિદ્ધિની ભવ્યતા આપણે પિછાની શકીએ છીએ.'*

હિંદમાં ભૂમિતિ, અંકગણિત તેમ જ બીજગણિતનો આરંભ ઘણા પ્રાચીન સમયમાં થયો હતો. ઘણું કરીને આરંભમાં વૈદિક વેદીઓ માટેની આકૃતિઓ બનાવવા માટે અમુક પ્રકારના ભૌમિતિક બીજગણિતનો ઉપયોગ કરવામાં આવતો હતો. ચોરસને આપેલી ભુજાઓવાળા अक्ष=क કાટખૂણ ચતુષ્કોણમાં ફેરવી નાખવાની રીતોનો ઉલ્લેખ પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથોમાં મળી આવે છે. હજી આજે પણ હિંદુ ધાર્મિક વિધિઓમાં ભૂમિતિની આકૃતિઓનો ઘણો ઉપયોગ થાય છે. હિંદમાં ભૂમિતિની પ્રગતિ થઈ હતી એ ખરુ પણ એ ક્ષેત્રમાં ગ્રીસ અને એલેકઝાંડ્રિયા ઘણાં આગળ વધ્યાં. બીજગણિત તેમ જ અંકગણિતમાં હિંદ સૌને મોખરે રહ્યું હતું. દશાંશ પદ્ધતિ તેમ જ શૂન્યનો શોધક અથવા શોધકો જાણમાં નથી. શૂન્યની સંજ્ઞાનો વહેલામાં વહેલો ઉપયોગ ઈ. સ. પૂ. ૨૦૦ની સાલના ધાર્મિક ગ્રંથોમાં થયેલો જાણવામાં આવ્યો છે અંકોના સ્થાનોના મૂલ્યની પદ્ધતિ ઈસવી સનના આરંભના સમયમાં શોધી કાઢવામાં આવી હોય એવો સંભવ છે. શૂન્ય પહેલાં તો ટપકાથી દર્શાવવામાં આવતુ હતુ પણ પછીથી ટપકાને બદલે નાના વર્તુળનો ઉપયોગ થવા લાગ્યો. બીજા અંકોની પેઠે એને પણ એક અંક લેખવામાં આવતો હતો પ્રોફેસર હેલ્સ્ટેડ એ શોધનુ મહત્ત્વ આ રીતે વ્યક્ત કરે છે: 'શૂન્યની સંજ્ઞાની શોધનુ મહત્ત્વ ભારે છે. શૂન્યત્વને માત્ર સ્થાન, નામ આકૃતિ અને સંજ્ઞા જ નહી પણ ઉપયોગી શક્તિ આપવામાં આવી એ જ્યાથી તેનો ઉદ્ભવ થયો તે હિંદુ જાતિની વિશિષ્ટતા છે. એ નિર્વાણને શક્તિપુંજમાં ફેરવી નાખવા સમાન છે. બુદ્ધિ અને શક્તિની પ્રગતિમાં ગણિતની બીજી કોઈ પણ શોધે આટલો ભારે ફાળો આપ્યો નથી'+

આધુનિક સમયનો બીજો એક ગણિતશાસ્ત્રી આ ઐતિહાસિક ઘટના વિષે છટાદાર ભાષામાં વર્ણન કરે છે. ડેન્ટ્ઝીગ પોતાના નવરમાં લખે છે: 'આ લગભગ

---

* હોગબેને मैथेमेटिक्स फॉर मीलियन નામના પોતાના પુસ્તકમાં ટાંકેલો ઉતારો (લંડન, ૧૯૪૨).

\+ બી. દત્ત અને એ એન સિંહના हिस्टरी ऑफ हिंदु मैथेमेटिक्स (૧૯૩૫) નામના પુસ્તકમાં જી. બી. હેલ્સ્ટેડ: ऑन ध फाउन्डेशन ॲन्ड टेकनिक ऑफ ॲरिथमेटिक, પા. ૨૦ (ચિકાગો, ૧૯૧૨)ના ઉતારામાથી.

પાંચ હજાર વરસના લાંબા ગાળામાં ઘણી સંસ્કૃતિઓ ખીલી અને અસ્ત પામી અને તે દરેક પોતાની પાછળ સાહિત્ય, કળા, ફિલસૂફી તેમ જ ધર્મનો વારસો મૂકતી ગઈ છે. પરંતુ માણસે જેનો સૌથી પ્રથમ ઉપયોગ કરવા માંડ્યો હતો તે ગણતરી કરવાની કળામાં તેણે સરવાળે કેટલી પ્રગતિ કરી હતી? ગણતરી કરવા માટેના અંકો એટલા જડ અને અણઘડ હતા કે એ દ્વારા પ્રગતિ કરવાનું લગભગ અશક્ય હતું. વળી ગણતરી કરવા માટેની પદ્ધતિનું ક્ષેત્ર એટલું મર્યાદિત હતું કે સહેલી ગણતરી કરવા માટે પણ એ વિષયના નિષ્ણાતની મદદ જરૂરી થઈ પડતી હતી. . . . માણસ એ પદ્ધતિનો હજારો વરસ સુધી ઉપયોગ કરતો હતો પણ તેમા તે મહત્ત્વનો કશો સુધારો કરી શક્યો નહીં. . . . અંધકારયુગમાં વિચારોની પ્રગતિ બહુ ધીમી ગતિથી થઈ હતી તેને મુકાબલે પણ આ ગણતરી કરવાની પદ્ધતિનો ઇતિહાસ સ્થગિતતાનું ચિત્ર રજૂ કરે છે. આ બધી વસ્તુઓનો ખ્યાલ કરતા, ઈસવી સનની આરંભની સદીઓમાં અંકના સ્થાનના મૂલ્યનો સિદ્ધાંત ખોળી કાઢનાર અજ્ઞાત હિંદુની સિદ્ધિ જગદ્વ્યાપી ઘટનાનું મહત્ત્વ ધારણ કરે છે"*

ગ્રીસના મહાન ગણિતશાસ્ત્રીઓને એ શોધ હાથ ન લાગી એ હકીકત ડેન્ટઝીગને મૂંઝવણમા નાખે છે 'ગ્રીક લોકોને વહેવારુ અથવા વિનિયુક્ત વિજ્ઞાન પ્રત્યે ઘૃણા હતી અને પોતાનાં બાળકોનું એને લગતું શિક્ષણ તેઓ ગુલામોને સોંપતા હતા એથી એમ બન્યું હશે? પણ એમ હોય તો, જે પ્રજાએ આપણને ભૂમિતિ આપી અને એ શાસ્ત્રને આટલું બધું ખીલવ્યું તેણે પ્રાથમિક બીજગણિત પણ ન નિર્માણ કર્યું એનું શું? આધુનિક ગણિતવિદ્યાના પાયારૂપ બીજગણિત પણ હિંદમા ઉદ્ભવ્યું અને તે પણ સ્થાનને મૂલ્ય અર્પનારી અંકપદ્ધતિ જન્મી તે જ અરસામા, એ વાત પણ એટલી જ વિચિત્ર નથી?'

આ પ્રશ્નનો જવાબ પ્રોફેસર હોગબેન આમ આપે છે: 'બૌદ્ધિક પ્રગતિનો ખુલાસો ભારેમા ભારે પ્રતિભાશાળી વ્યક્તિની બુદ્ધિમત્તાને કુંઠિત કરનારાં સમાજતંત્ર, રૂઢિઓ તેમ જ વિચારોને બદલે ગણીગાંઠી શક્તિશાળી વ્યક્તિઓની પ્રતિભામા શોધવાનો પ્રયત્ન કરવા જઈએ તો હિંદુઓએ જ એ પગલું શાથી ભર્યું, પ્રાચીન કાળના ગણિતશાસ્ત્રીઓએ એ કેમ ન ભર્યું, પહેલવહેલું વહેવારુ માણસે એ કેમ ભર્યું વગેરે સમજવાની મુશ્કેલી પાર ન કરી શકાય એવી બની જાય છે. ઈસવી સનની પહેલી સદીનાં છેવટના ભાગમાં હિંદમા જે બન્યું તે એ અગાઉ પણ બનવા પામ્યું હતું સોવિયટ રશિયામાં આજે એ બની રહ્યું હોય એ બનવાજોગ છે. . . . એ સત્યનો સ્વીકાર કરવો એનો અર્થ એ છે કે

* હોગબેને મેથેમૅટિક્સ ફૉર ધિ મિલ્યિન (લંડન, ૧૯૪૨) નામના પોતાના પુસ્તકમા ટાંકેલો ઉતારો.

પ્રત્યેક સંસ્કૃતિ અસાધારણ શક્તિશાળી વ્યક્તિઓને કેળવવામાં આવે છે તેટલું જ લક્ષ આમજનતાની કેળવણીમાં પણ ન આપે તો તેના વિનાશનાં મૂળ તેની અંદર રહેલાં જ હોય છે.'*

તો પછી આપણે એમ માનવું જોઈએ કે આ અપૂર્વ શોધો તેના જમાનાથી ઘણી આગળ એવી કોઈ મહાન પ્રતિભાશાળી વ્યક્તિની ક્ષણિક પ્રેરણાને આભારી નહોતી પણ તત્ત્વતઃ તેઓ વર્તમાન સામાજિક પરિસ્થિતિના પરિપાકરૂપ હતી અને તત્કાલીન કોઈક અતિ આવશ્યક માગને તે પૂરી પાડતી હતી. એ માગ ખોળી કાઢવા અને તેને પૂરી પાડવા માટે અત્યંત પ્રતિભાશાળી વ્યક્તિની ખસૂસ જરૂર હતી, પણ એ માગ ન હોત અને એ શોધો થઈ હોત તોપણ તે ભુલાઈ ગઈ હોત અથવા તેના ઉપયોગ માટેના અનુકૂળ સંજોગો પેદા થાય ત્યાં સુધી તે બાજુએ મૂકવામાં આવી હોત. આરંભકાળના ગણિતવિજ્ઞાના સંસ્કૃત ગ્રંથો પરથી સ્પષ્ટપણે જણાય છે કે, એવી માગ સમાજમાં પેદા થઈ હતી, કેમ કે ગૂંચવણભરી ગણતરીઓ કરવી પડે એવા વેપાર અને સામાજિક સંબંધોને લગતા દાખલાઓથી એ ગ્રંથો ભરપૂર છે. એમાં કરવેરા, દેવું તેમ જ વ્યાજને લગતા દાખલાઓ છે, ભાગીદારી અને માલના સાટા તેમ જ વિનિમયને લગતા દાખલાઓ છે તેમ'જ સોનાની શુદ્ધતા ગણવાના દાખલાઓ છે. સમાજ ખીલીને બહુશાખ થયો હતો, અને રાજ્યવહીવટ તેમ જ વેપારના બહોળા ક્ષેત્રમાં સંખ્યાબંધ માણસો રોકાયા હતા. ગણતરી કરવાની સીધીસાદી પદ્ધતિ વિના એ બધો વહેવાર ચલાવવાનુ અશક્ય હતુ.

હિંદમા શૂન્યની સંજ્ઞા તથા દશાંશ પદ્ધતિ અંગીકાર કરવામાં આવી તેથી અંકગણિત અને બીજગણિતની દિશામાં ઝડપી પ્રગતિને માટે દ્વાર ખુલ્લાં થયાં. પછીથી અપૂર્ણાંક અને અપૂર્ણાંકના ગુણાકાર તેમ જ ભાગાકારની પદ્ધતિ શોધાઈ, ત્રિરાશીની રીત શોધીને તેને પૂર્ણ બનાવવામા આવી, વર્ગ તથા વર્ગમૂળ અને વર્ગમૂળ સૂચક √ ચિહ્ન, ઘન અને ઘનમૂળ, ઓછાનુ ચિહ્ન, ત્રિકોણમિતિના ગુણોત્તરોનો કોઠો વગેરે શોધાયાં, π ની કિંમત ૩.૧૪૧૬ કાઢવામા આવી, અજ્ઞાત સંખ્યા સૂચવવા માટે મૂળાક્ષરના અક્ષરો વપરાવા લાગ્યા, સાદાં વર્ગીય સમીકરણોને ઉકેલવાની રીત શોધાઈ તેમ જ શૂન્યનુ મૂલ્ય કાઢવાની ગણિતપદ્ધતિ વિષે વિચાર થયો. શૂન્યની વ્યાખ્યા આ પ્રમાણે આપવામાં આવી: $क - क = ०$, $क + ० = क$, $क - ० = क$, $क \times ० = ०$ અને શૂન્યથી ભાગતાં અનંત સંખ્યા આવે છે ઋણ સંખ્યાનો ખ્યાલ પણ અસ્તિત્વમાં આવે છે. દા. ત., $\sqrt{४} = +२$.

* હૉગ્બેન: મૅથેમૅટિક્સ ફૉર ધિ મીલ્યિન (લંડન, ૧૯૪૨), પા. ૨૮૫.

ગણિતવિદ્યામા થયેલી આ અને એવી બીજી પ્રગતિઓ ઇસવી સનની પાચમીથી બારમી સદી સુધીમા એક પછી એક થયેલા સમર્થ ગણિતશાસ્ત્રીઓના ગ્રથોમા અપાયેલી છે ભૂમિતિને લગતી બાબતો વિષે અને ખાસ કરીને ત્રિકોણો, કાટખૂણ, ચતુષ્કોણ તેમ જ ચોરસ વિષેના પ્રશ્નોની ચર્ચા કરતા એથી પહેલાના સમયના ગ્રથો પણ છે (બૌદ્ધાયન ઈ પૂ આશરે આઠમી સદી, અપસ્તભ અને કાત્યાયન, બને ઈ પૂ આશરે પાચમી સદી ) પરતુ બીજગણિત વિષેનો જૂનામા જૂનો ઉપલબ્ધ ગ્રથ મશહૂર ખગોળવેત્તા આર્યભટનો છે તે ૪૭૬ની સાલમા જન્મ્યો હતો ખગોળશાસ્ત્ર અને ગણિત પરનો આ ગ્રથ તેણે તેત્રીસ વરસની ઉમરે લખ્યો હતો કેટલીક વાર જેને બીજગણિતનો શોધક કહેવામા આવે છે તે આર્યભટ્ટે કઈ નહી તો થોડે અશે પણ તેના પુરોગામીઓના ગ્રથોનો આધાર લીધો હશે એ પછીનો હિંદનો મોટો ગણિતશાસ્ત્રી ભાસ્કર પહેલો હતો ( ઈ સ ૫૨૨ ) અને તેના પછી બ્રહ્મગુપ્ત થયો ( ઈ સ ૬૨૮ ) બ્રહ્મગુપ્ત પણ સુપ્રસિદ્ધ ખગોળશાસ્ત્રી હતો અને તેણે શૂન્યના ઉપયોગના નિયમો અને બીજી પણ કેટલીક શોધો કરી હતી એ પછીથી અકગણિત અથવા બીજગણિત વિષે લખનારા એક પછી એક ઘણા ગણિતશાસ્ત્રીઓ થઈ ગયા છે છેલ્લો મોટામા મોટો ગણિતશાસ્ત્રી ભાસ્કર બીજો હતો તે ૧૧૧૪ની સાલમા જન્મ્યો હતો ખગોળશાસ્ત્ર, બીજગણિત અને અકગણિત વગેરે વિષયો પર તેણે ત્રણ ગ્રથો લખ્યા છે અકગણિત વિષેના એના ગ્રથનુ નામ લીલાવતી છે ગણિતના વિષયના ગ્રથનુ આ નામ વિચિત્ર છે કેમ કે તે સ્ત્રીનુ નામ છે ગ્રથમા એ કુમારિકાને હે લીલાવતી! એ રીતે અનેક વાર ઉદ્દેશવામા આવી છે અને પછીથી રજૂ કરવામા આવેલા પ્રશ્નની તેને સમજૂતી આપવામા આવી છે લીલાવતી ભાસ્કરાચાર્યની પુત્રી હતી એમ માનવામા આવે છે એનો જોકે કશો ચોક્કસ પુરાવો મળતો નથી ગ્રથની શૈલી સ્પષ્ટ અને સરળ છે અને તરુણોને સમજવાને અનુકૂળ છે સસ્કૃત પાઠશાળાઓમા એ ગ્રથનો હજી પણ, ખાસ કરીને એની શૈલીને ખાતર ઉપયોગ કરવામા આવે છે

એ પછીના સમયમાં પણ ગણિતને વિષે ગ્રથો પ્રકટ થતા રહ્યા (નારાયણ ૧૧૫૦, ગણેશ ૧૫૪૫) પણ એમા આગળ એ વિષયમા જે કઈ પ્રગતિ થઈ હતી તેનું કેવળ પુનરાવર્તન છે બારમી સદી પછીથી માડીને છેક આધુનિક* સમયમા આવીએ ત્યા સુધી એ વિષયમા અહી કશુ મૌલિક કાર્ય થયુ નથી

આઠમી સદીમા ખલીફ અલ મનસૂરના અમલ દરમ્યાન (૭૫૩-૭૭૪) સખ્યાબધ હિંદી વિદ્વાનો બગદાદ ગયા હતા અને તેઓ પોતાની સાથે જે ગ્રથો લઈ ગયા હતા તેમા ગણિતવિદ્યા અને ખગોળશાસ્ત્રના ગ્રથો પણ હતા હિંદી આકડા ઘણુ કરીને આ પહેલા પણ બગદાદ પહોચ્યા હતા પણ વ્યવસ્થિત

રીતે પહેલવહેલી વખત આ જ સમયે તે ત્યાં દાખલ થયા હતા અને આર્યભટ્ટના તેમ જ બીજા ગ્રંથોના અરબી ભાષામાં અનુવાદ પણ કરવામાં આવ્યા હતા. ગણિતવિદ્યા અને ખગોળશાસ્ત્રની આરબ પ્રજાઓમાં ખિલવણી કરવામાં તેમ જ હિંદી અંકો ત્યાં દાખલ કરવામાં એ અનુવાદોએ ફાળો આપ્યો. એ સમયે બગદાદ વિદ્યાનું મોટું કેન્દ્ર હતું અને ગ્રીક તેમ જ યહૂદી વિદ્વાનો ત્યાં એકઠા થતા હતા. તેમણે ત્યાં આગળ ગ્રીક ફિલસૂફી, ભૂમિતિ અને વિજ્ઞાન દાખલ કર્યાં. બગદાદની સાંસ્કૃતિક અસર મધ્ય એશિયાથી માંડીને સ્પેન સુધીના સમગ્ર આરબ દેશોમાં પહોંચી હતી અને અરબી ભાષાના અનુવાદો દ્વારા હિંદી ગણિતવિદ્યા આ વિશાળ પ્રદેશમાં ફેલાઈ હતી. આ અંકોને આરબો हिंदी अंको તરીકે ઓળખતા હતા; સંખ્યાને માટેનો અરબી શબ્દ हिंदसाह છે અને તેનો અર્થ हिंदमांथी એવો થાય છે.

આ આરબ દેશમાંથી આ નવી ગણિતવિદ્યા યુરોપના બીજા દેશોમાં પહોંચી અને યુરોપી ગણિતવિદ્યાનું ચણતર એના પાયા પર થયું. યુરોપમાં તેનો ફેલાવો ઘણું કરીને સ્પેનની મૂર લોકોની વિદ્યાપીઠો દ્વારા થયો હતો. આ નવા અંકોના ઉપયોગ સામે યુરોપમાં વિરોધ જાગ્યો કારણ કે તેમને નાસ્તિક સંજ્ઞાઓ તરીકે લેખવામાં આવતી હતી અને સદીઓ વીત્યા પછી તેનો બહોળો પ્રચાર થઈ શક્યો. તેનો પહેલવહેલો ઉપયોગ સિસિલીના ૧૧૩૪ના સિક્કામાં થયેલો જણાયો છે; બ્રિટનમાં એનો પહેલવહેલો ઉપયોગ ૧૪૯૦ની સાલમાં થયો હતો.

બગદાદ ગયેલા હિંદના પંડિતો વ્યવસ્થિત રીતે ગણિતવિદ્યાના ગ્રંથો ત્યાં લઈ ગયા તે પહેલાં હિંદી ગણિતનું કંઈક જ્ઞાન અને ખાસ કરીને અંકોના સ્થાનના મૂલ્યની પદ્ધતિનું જ્ઞાન પશ્ચિમ એશિયામાં પહોંચ્યું હતું એ સ્પષ્ટ છે. એક સીરિયન સાધુ પંડિતે કરેલી ફરિયાદમાં એક મજાનો ફકરો મળી આવે છે. સીરિયનો તરફ તુચ્છકાર બતાવતા કેટલાક ગ્રીક પંડિતોના ઘમંડથી તેનું સ્વાભિમાન ઘવાયું હતું. તેનું નામ સેવેરસ સેબોખ્ત હતું અને યુફ્રેટીસ નદી પરના એક મઠમાં તે રહેતો હતો. તે ૬૬૨ની સાલમાં લખે છે અને એમ બતાવવાનો પ્રયાસ કરે છે કે સીરિયનો ગ્રીકો કરતાં કોઈ પણ રીતે ઊતરતા નથી. ઉદાહરણ તરીકે તે હિંદીઓનો ઉલ્લેખ કરે છે: 'હિંદુઓની વિદ્યા વિષેની સઘળી ચર્ચા હું ટાળીશ. તેઓ સીરિયનોથી ભિન્ન પ્રજા છે. ખગોળશાસ્ત્રની તેમની સૂક્ષ્મ શોધો ગ્રીકો તેમ જ બૅબીલોનિયનોની શોધો કરતાં વધારે વિચક્ષણ છે અને તેમની ગણતરી કરવાની પદ્ધતિ તો અવર્ણનીય છે. હું એટલું જ કહેવા માગું છું કે એ ગણતરી નવ સંજ્ઞાઓ દ્વારા કરવામાં આવે છે. ગ્રીક ભાષા બોલતા હોવાને લીધે પોતે વિજ્ઞાનની પરમ કોટિએ પહોંચ્યા

છે એમ માનીને ચાલનારાઓ જો આ બધી વસ્તુઓ જાણે તો તેમને ખાતરી થાય કે તેમના સિવાય બીજાઓ પણ કંઈક જાણે છે.'*

હિંદની ગણિતવિદ્યાની વાત કરતાં અનિવાર્ય રીતે હમણાંના સમયમાં થઈ ગયેલી એક અસાધારણ વ્યક્તિનું સ્મરણ થાય છે. એ વ્યક્તિ તે શ્રીનિવાસ રામાનુજમ તે દક્ષિણે હિંદમાં એક ગરીબ બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યો હતો યોગ્ય કેળવણી માટે તેને તક ન મળવાથી મદ્રાસના પોર્ટટ્રસ્ટમાં તેણે કારકુનની નોકરી લીધી પણ તેનામાં સહજ પ્રતિભાની અદમ્ય શક્તિ ઊભરાતી હતી અને નવરાશના વખતમાં તે આંકડા અને સમીકરણો સાથે રમત રમતો હતો. દૈવયોગે એક ગણિતશાસ્ત્રીનું લક્ષ તેના તરફ અકસ્માત ખેંચાયું અને તેણે ગણિત અંગેનું તેનું કામ ઇગ્લંડની કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં મોકલી આપ્યું. ત્યાંના લોકો એ જોઈને છક થઈ ગયા અને તેને માટે શિષ્યવૃત્તિનો પ્રબંધ કરવામાં આવ્યો આથી કારકુનની નોકરી છોડીને તે કેમ્બ્રિજ ગયો અને ત્યાં થોડો સમય રહ્યો તે દરમ્યાન તેણે ભારે મહત્ત્વપૂર્ણ અને અપૂર્વ મૌલિકતા ભર્યું કાર્ય કર્યું ઇગ્લંડની રૉયલ સોસાયટીએ પોતાનાં ધારાધોરણોને બાજુએ મૂકીને તેને પોતાનો સભ્ય બનાવ્યો પરંતુ બે વરસ બાદ, ઘણું કરીને ક્ષયના રોગથી તેત્રીસ વરસની ઉંમરે તે મરણ પામ્યો. મારા ધારવા પ્રમાણે પ્રોફેસર જુલિયન હક્સ્લીએ તેને આ સદીના સૌથી મહાન ગણિતશાસ્ત્રી તરીકે વર્ણવ્યો છે

રામાનુજમનું ટૂંકું જીવન અને તેનું મરણ હિંદની પરિસ્થિતિનાં સૂચક છે આપણી કરોડોની આમજનતામાંથી કેટલા ઓછા લોકોને કંઈક કેળવણી મળે છે, કેટલા ભૂખમરાની અણી પર જીવે છે? અને જેમને કંઈક કેળવણી મળી હોય છે તેમને માટે પણ કોઈક ઑફિસમાં કારકુનની નોકરી કરવા સિવાય બીજો કશો અવકાશ મળતો નથી અને તેમનો પગાર ઇગ્લંડમાં બેકાર લોકોને રાજ્ય તરફથી ભથ્થું આપવામાં આવે છે તેના કરતાં પણ સામાન્ય રીતે ઓછો હોય છે જીવને પોતાનાં દ્વાર તેમને માટે ખુલ્લાં મૂક્યાં હોત અને તેમને પૂરતો ખોરાક અને જીવનની આરોગ્યદાયી સ્થિતિ તેમ જ કેળવણી અને વિકાસ સાધવાની તકો આપી હોત તો નવા હિંદ અને નવી દુનિયાનું ચણતર કરવાને માટે કરોડો લોકોમાંથી કેટલા બધા પ્રતિભાશાળી વૈજ્ઞાનિકો, કેળવણીકારો, યંત્રશાસ્ત્રીઓ, ઉદ્યોગપતિઓ, લેખકો તથા કળાકારો પાક્યા હોત?

* બી દત્ત અને એ એન સિંહના હિસ્ટરી ઑફ હિંદુ મૅથેમૅટિક્સ નામના ગ્રંથમાંથી ઉતારો (૧૯૩૩) આ વિષેની ઘણી માહિતી માટે હું એ ગ્રંથનો ઋણી છું

## ૨૧

## વિકાસ અને અધોગતિ

ઈસવી સનનાં પહેલાં હજાર વરસ દરમ્યાન હિંદમાં અનેક વાર ચડતીપડતી આવી, બહારથી આવીને હુમલા કરનારાઓ જોડે અનેક વાર યુદ્ધો થયાં અને દેશની અંદર અનેક મુસીબતો પેદા થઈ. આમ છતાં એ શક્તિથી ઊભરાતા અને ચોમેર ફેલાતા જતા શક્તિશાળી પ્રજાજીવનનો કાળ હતો. સંસ્કૃતિની સારી પેઠે ખિલવણી થાય છે અને ફિલસૂફી, સાહિત્ય, નાટક, કળા, વિજ્ઞાન અને ગણિતવિદ્યા ફાલેફૂલે છે. હિંદની અર્થવ્યવસ્થા વિસ્તૃત બને છે, હિંદની દૃષ્ટિમર્યાદા વિશાળ થાય છે અને બીજા દેશોનો તેના વર્તુળમાં સમાવેશ થાય છે. ઈરાન, ચીન, ગ્રીક સંસ્કૃતિવાળા દેશો, મધ્ય એશિયા વગેરે પ્રદેશો જોડે તેનો સંપર્ક વધે છે અને વિશેષ તો એ કે, પૂર્વના સમુદ્રમાં આવેલા દેશો તરફ જવાની પ્રબળ આકાંક્ષા જાગે છે અને એને પરિણામે હિંદથી દૂર દૂર આવેલા દેશોમાં હિંદની વસાહતો સ્થપાય છે અને હિંદી સંસ્કૃતિ ફેલાવાય છે. એ હજાર વરસના વચગાળાના સમયમાં, ઈશુની ચોથી સદીના આરંભથી છઠ્ઠી સદી સુધીના ગાળામાં ગુપ્ત સામ્રાજ્ય ફાલેફૂલે છે, અને બૌદ્ધિક તેમ જ કળાની આ વ્યાપક પ્રવૃત્તિઓનું તે આશ્રયસ્થાન અને પ્રતીક બને છે. એને હિંદનો સુવર્ણયુગ કહેવામાં આવે છે અને એ યુગનાં લખાણોમાં — એ સંસ્કૃત ભાષાનું શિષ્ટ સાહિત્ય લેખાય છે — ધીરગંભીર પ્રસન્નતા, પોતાને વિ આત્મવિશ્વાસ તેમ જ સંસ્કૃતિના મધ્યાહ્નકાળે જીવવાનો લહાવો મળ્યો તે માટેનો ગર્વ દૃષ્ટિગોચર થાય છે. અને એની સાથે સાથે પોતાની મોટી બૌદ્ધિક અને કળાની શક્તિનો વધુમાં વધુ ઉપયોગ કરવાની ધગશ પણ જોવામાં આવે છે.*

પણ એ સુવર્ણયુગ પૂરો થયો તે પહેલાં જ નબળાઈ અને પતનનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં. વાયવ્ય તરફથી એક પછી એક શ્વેત હૂણોનાં ધાડાંઓ ધસી આવવા લાગ્યાં અને ફરી ફરીને તેમને પાછાં ધકેલી કાઢવામાં આવ્યાં. પણ તેઓ ફરી ફરીને પાછા આવ્યા અને ધીમે ધીમે તેમણે ઉત્તર હિંદમાં પગપેસારો કર્યો. અરધી સદી સુધી તો તેમણે ઉત્તર હિંદમાં પોતાની રાજસત્તા પણ જમાવી. પણ પછીથી છેલ્લો મહાન ગુપ્ત સમ્રાટ મધ્ય હિંદના રાજા યશોવર્માન સાથે મળીને ભગીરથ પ્રયત્ન કરે છે અને હૂણોને હિંદમાંથી હાંકી કાઢે છે. લાંબા વખત સુધી ચાલેલા આ સંગ્રામને પરિણામે હિંદ રાજકીય અને લશ્કરી દૃષ્ટિએ નબળું પડ્યું. અને આખા ઉત્તર હિંદના પ્રદેશમાં

મધ્યામધ દૂણો હરીધમ થઈને વસ્યા હતા તેને લીધે ત્યાના લોકોની પ્રકૃતિમા ધીમે ધીમે આંતરિક ફેરફાર થયો આજ સુધી બધાયે વિદેશી તત્ત્વોને સમાવી લેવામા આવ્યા હતા તેમ તેમને પણ સમાવી લેવામા આવ્યા પણ તેમની અસરને લીધે હિંદની આર્ય જાતિઓના પુરાણા આદર્શો દુર્બળ બન્યા દૂણ લોકો વિરેના પુરાણા બયાનો તેમની પારાવાર ક્રૂરતા અને જગલી વર્તાવના વર્ણનોથી ભરેલા છે યુદ્ધ અને રાજ્યકીયમાં હિંદના ધોરણોથી એ તદ્દન પરાઈ વસ્તુ હતી

સાતમી સદીમાં હર્ષના અમલ નીચે રાજકીય તેમ જ સાંસ્કૃતિક પુનર્જાગૃતિ થઈ ગુપ્તોનુ દેદીપ્યમાન પાટનગર ઉજ્જયિની (આજનું ઉજ્જન) ફરીથી જાગ્યા અને સસ્કૃતિનું ધામ અને બળવાન રાજ્યનુ મથક બને છે પણ એ પછીની સદીઓમા એ રાજ્ય પણ નબળુ પડે છે અને ધીમે ધીમે લુપ્ત થાય છે નવમી સદીમા ગુજરાતનો મિહિર ભોજ ઉત્તર અને મધ્ય હિંદમા એક સુદૃઢ અને બળવાન રાજ્ય સ્થાપે છે કનોજ તેનુ પાટનગર હતું ફરીથી સાહિત્યના ક્ષેત્રમા જાગૃતિ આવે છે અને રાજશેખર એમા કેન્દ્ર સ્થાને હોય છે અગિયારમી સદીના આરંભમા બીજો એક ભોજ બળવાન અને આકર્ષક વ્યક્તિ તરીકે આગળ તરી આવે છે અને ઉજ્જયિની ફરી પાછુ મહાન રાજ્યનુ પાટનગર બને છે આ ભોજ અસાધારણ પુરુષ હતો અને અનેક ક્ષેત્રોમા તેણે વિશિષ્ટતા પ્રાપ્ત કરી હતી તે વૈયાકરણી અને કોશકાર હતો વળી વૈદકશાસ્ત્ર અને ખગોળવિદ્યામા પણ તેને રસ હતો તેણે અનેક ઇમારતો ચણાવી હતી અને કળા તેમ જ સાહિત્યનો તે આશ્રયદાતા હતો તે પોતે કવિ અને લેખક પણ હતો અને ઘણા ગ્રંથો તેણે લખ્યા હોવાનું મનાય છે તેનુ નામ મહત્તા વિદ્વત્તા અને ઔદાર્યના પ્રતીક તરીકે લોકવાર્તાઓનુ એક અગ બની ગયુ છે

આ બધા ઊજળા ધાબાઓ દેખાય છે તેમ છતા હિંદના મર્મમા નબળાઈ આવેલી જણાય છે અને તે કેવળ તેના રાજકીય દરજ્જાને જ નહી, સર્જક પ્રવૃત્તિઓને પણ અસર કરે છે આ નબળાઈ ક્યારથી લાગુ પડી એનો ચોક્કસપણે નિર્ણય કરી શકે એમ નથી કેમ કે એ પ્રક્રિયા ધીમી ગતિથી અને ચૂપચાપ ચાલી રહી હતી અને દક્ષિણ કરતા ઉત્તર હિંદ પર તેની અસર વહેલી થઈ હતી દક્ષિણ હિંદ તો રાજકીય તેમ જ સાંસ્કૃતિક દૃષ્ટિએ ઊલટુ વધારે મહત્ત્વનુ બને છે ઘણુ કરીને એ એક પછી એક ચડી આવતા હુમલાખોરોના ધાડાઓ સામે સતત લડ્યા કરવાની તાણમાથી બચી ગયુ અથવા ઉત્તર હિંદની ઊથલપાથલની સ્થિતિમાથી બચવા માટે ત્યામા લેખકો કળાકારો તેમ જ નિષ્ણાત સ્થપતિઓ દક્ષિણમા જઈને વસ્યા તેને આભારી હતુ દક્ષિણના બળવાન રાજ્યો તેમ જ તેમના દેદીપ્યમાન રાજદરબારોએ એ

લોકોને આકર્ષ્યાં હશે અને અન્યત્ર નહોતી મળતી એવી સર્જક કાર્ય માટેની તકો તેમણે તેમને આપી હશે.

પણ ભૂતકાળમાં ઘણી વાર બન્યું હતું તેમ હિંદ પર ઉત્તરનું વર્ચસ હવે રહ્યું નહોતું અને તે નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું. એમ છતાં ત્યાં આગળ જીવન હજી સમૃદ્ધ હતું અને સાંસ્કૃતિક અને ફિલસૂફીની પ્રવૃત્તિ માટેનાં ઘણાં કેન્દ્રો ત્યાં હતાં. પરાપૂર્વથી ચાલતું આવ્યું હતું તેમ બનારસ ધાર્મિક અને તાત્ત્વિક ચિંતનનું કેન્દ્ર હજી પણ હતું અને કોઈ નવો સિદ્ધાંત પ્રવર્તાવનાર અથવા જૂના સિદ્ધાંતનું નવી રીતે નિરૂપણ કરનારને ત્યાં જઈને તેનું સમર્થન કરી બતાવવું પડતું હતું. કાશ્મીર ઘણા લાંબા સમય સુધી બૌદ્ધ અને બ્રાહ્મણ વિદ્યાઓનું અને સંસ્કૃત ભાષાનું મહાન કેન્દ્ર હતું. ઠેકઠેકાણે મોટી મોટી વિદ્યાપીઠો હતી. નાલંદાની વિદ્યાપીઠ એમાં સૌથી મશહૂર હતી અને તેની વિદ્વાની ઉપાસના માટે હિંદભરમાં તે આદરપાત્ર બની હતી. વિદ્યાભ્યાસ માટે નાલંદા જઈ આવવું એ સંસ્કારિતાનુ પ્રમાણપત્ર લેખાતું હતું. એ વિદ્યાપીઠમાં દાખલ થવાનું સહેલું નહોતું કેમ કે અમુક પ્રમાણમાં વિદ્યાભ્યાસ જેણે કર્યો હોય તેને જ ત્યાં પ્રવેશ મળી શકતો હતો. ત્યાં આગળ ખાસ કરીને સ્નાતક થયા પછીનો અભ્યાસ કરાવવામાં આવતો હતો અને ચીન, જાપાન તેમ જ તિબેટના વિદ્યાર્થીઓ ત્યાં આવતા હતા. છેક કોરિયા, મોંગોલિયા અને બુખારાથી પણ વિદ્યાર્થીઓ ત્યાં આગળ અભ્યાસને અર્થે આવતા હતા એમ કહેવાય છે. ધાર્મિક અને તાત્ત્વિક વિષયો (બૌદ્ધ તેમ જ બ્રાહ્મણ બંને) ઉપરાંત ઐહિક અને વ્યવહારોપયોગી વિષયો પણ ત્યાં શીખવવામાં આવતા હતા. ત્યાં આગળ કળાશાળા અને સ્થાપત્ય વિભાગ, વૈદકશાળા અને કૃષિ વિભાગ તેમ જ ગોશાળા વગેરે હતાં. વિદ્યાપીઠમાં અત્યંત વિદ્યાપરાયણ વાતાવરણ હતું અને ત્યાં તીવ્ર ચર્ચા અને વાદવિવાદ સતત ચાલ્યા કરતાં હતાં એમ કહેવાય છે. પરદેશોમાં હિંદી સંસ્કૃતિનો ફેલાવો કરવામાં નાલંદાના પંડિતોનો મોટો ફાળો હતો.

આ ઉપરાંત બિહારમાં આજના ભાગલપુર નજીક વિક્રમશીલા વિદ્યાપીઠ હતી અને કાઠિયાવાડમાં વલ્લભીની વિદ્યાપીઠ હતી. ગુપ્તોના અમલ દરમ્યાન ઉજ્જયિનીની વિદ્યાપીઠ મહત્ત્વની બની હતી. દક્ષિણમાં અમરાવતીની વિદ્યાપીઠ હતી.

આમ છતાં ઈશુના પહેલા સહસ્રાબ્દના છેવટના ભાગમાં આ બધું સંસ્કૃતિની સંધ્યા સમાન લાગે છે; ઉષ:કાળની પ્રભા ક્યારનીયે નષ્ટ થઈ હતી અને મધ્યાહ્નનો સમય વીતી ગયો હતો. દક્ષિણ હિંદમાં શક્તિ અને કૌવત હજી ટકી રહ્યાં હતાં અને એ થોડીક સદી સુધી ચાલુ રહ્યાં. પરદેશોમાંની હિંદી વસાહતોમાં જીવનનું જોમ ઈશુના બીજા સહસ્રાબ્દના છેક વચગાળાના સમય

સુધી ટકી રહ્યું હતું. પરંતુ હૃદયમાં જડતા આવી ગયેલી જણાય છે, તેના ધબકારા મંદ પડ્યા છે અને આ જડતા તેમ જ સડો તેનાં બીજાં અંગોમાં ફેલાય છે. શંકરાચાર્ય પછી અનેક ભાષ્યકારો અને નૈયાયિકો થયા પરંતુ ફિલસૂફીના ક્ષેત્રમાં તેમના પછી બીજો કોઈ મહાન વિચારક પાક્યો નહીં. શંકર પણ દક્ષિણમાંથી આવ્યા હતા. કઠોર અને વ્યર્થ તાર્કિકતા તેમ જ વિતંડાવાદ જિજ્ઞાસા તથા માનસિક સાહસની ભાવનાનું સ્થાન લે છે. બ્રાહ્મણ ધર્મ અને બૌદ્ધ ધર્મ બંનેની અવનતિ થાય છે અને આરાધનાનાં હીન સ્વરૂપો, ખાસ કરીને તાંત્રિક પૂજાના કેટલાક પ્રકારો અને યોગનાં વિકૃત સ્વરૂપો પેદા થાય છે.

સાહિત્યના ક્ષેત્રમાં ભવભૂતિ (આઠમી સદી) છેલ્લી મહાન વિભૂતિ છે. એ પછી અનેક ગ્રંથો લખાતા રહ્યા પણ તેમની શૈલિ વધારે ક્લિષ્ટ અને અટપટી બની જાય છે, તેમાં વિચાર કે નિરૂપણની નવીનતા હોતી નથી. ગણિતવિદ્યામાં ભાસ્કરાચાર્ય બીજો (બારમી સદી) એ વિષયનો છેલ્લો ધુરંધર છે. કળાના ક્ષેત્રમાં હૅવેલ આપણને એથીયે આગળ લઈ જાય છે. તે કહે છે કે, સાતમી અને આઠમી સદીમાં હિંદમાં મોટા ભાગનાં અપ્રતિમ મૂર્તિઓ અને ચિત્રો નિર્માણ થયાં ત્યાં સુધી અભિવ્યક્તિ અથવા રજૂઆતની શૈલિ કળાની દૃષ્ટિએ પૂર્ણત્વને પહોંચી નહોતી. તેના અભિપ્રાય પ્રમાણે સાતમી કે આઠમી સદીથી ચૌદમી સદી સુધીનો ગાળો હિંદી કળાનો મહાન યુગ હતો. એ જ વખતે યુરોપમાં ગૉથિક કળા પરાકાષ્ઠાએ પહોંચી હતી. તે વધુમાં જણાવે છે કે, સોળમી સદીમાં પુરાણી હિંદી કળાની સર્જકશક્તિમાં દેખાઈ આવે એવો ઘટાડો થતો જોવામાં આવે છે. હૅવેલનો આ અભિપ્રાય કેટલા પ્રમાણમાં સાચો છે એની મને ખબર નથી. પણ મારા ધારવા પ્રમાણે કળાના ક્ષેત્રમાં પણ ઉત્તર કરતાં દક્ષિણ હિંદે પુરાણી કળાની પરંપરા વધારે લાંબા સમય સુધી ચાલુ રાખી હતી.

દક્ષિણ હિંદમાંથી વસાહતો સ્થાપવા માટે પરદેશોમાં જવાનો છેલ્લો મોટો પ્રયાસ નવમી સદીમાં થયો પણ દક્ષિણના ચોલ લોકો દરિયા પરની મહાન સત્તા તરીકે અગિયારમી સદી સુધી ચાલુ રહ્યા હતા. એ સદીમાં તેમણે શ્રી વિજયને હરાવીને જીતી લીધું.

આમ આપણે જોઈએ છીએ કે હિંદનું જીવનઝરણું સુકાતું જતું હતું અને તેની સર્જક પ્રતિભા અને શક્તિ ઘટતી જતી હતી. એ પ્રક્રિયા ધીમી ગતિથી થતી હતી અને તે ઘણી સદીઓ સુધી ચાલુ રહી. એનો આરંભ ઉત્તરમાં થયો હતો અને છેવટે તે દક્ષિણ હિંદમાં પહોંચી હતી. આ રાજકીય અવનતિ અને સાંસ્કૃતિક સ્થગિતતાનાં કારણો શાં હતાં? વ્યક્તિની જેમ જ

સંસ્કૃતિ પણ જેની ભોગ બનતી જણાય છે તે જ્ઞાતિવ્યવસ્થાને કારણે એ બન્યું કે પછી એક પ્રકારની ભરતીઓટના નિયમને તે આધીન છે? અથવા બાહ્ય કારણો અને હિંદ પર થયેલા હુમલાઓ એને માટે જવાબદાર હતા? રાધાકૃષ્ણન કહે છે કે, રાજકીય સ્વતંત્રતા નષ્ટ થયા પછી હિંદી ફિલસૂફી પોતાનું હીર ગુમાવી બેસે છે.

એ ખરું સાચું છે કેમ કે રાજકીય સ્વતંત્રતાનો અભાવ અનિવાર્ય રીતે સાંસ્કૃતિક અધોગતિમાં પરિણમે છે. પણ એ અગાઉ કોઈક પ્રકારનો સડો અથવા અધોગતિ શરૂ થઈ ગઈ ન હોય તો રાજકીય સ્વતંત્રતા શાને નાશ પામે? વધારે બળવાન સત્તા નાનકડા દેશને દબાવીને જમીનદોસ્ત કરી શકે પણ હિંદ જેવો મોટો, સારી પેઠે આગળ વધેલો અને ભારે સંસ્કારી દેશ તેમાં અંદરથી સડો પેઠો હોય અથવા હુમલો કરનાર યુદ્ધની વધારે કાર્યસાધક પદ્ધતિ જાણતો હોય તે સિવાય બહારના આક્રમણને વશ થઈ શકે નહી. આ હજાર વરસના છેવટના ભાગમાં હિંદમાં આ આંતરિક સડો સ્પષ્ટપણે જોવામાં આવે છે

દરેક સભ્યતાના જીવનકાળ દરમ્યાન અધોગતિ યા પતન અને છિન્ન-ભિન્નતાના ગાળાઓ વારંવાર આવે છે અને હિંદના ઇતિહાસમાં પણ એ પહેલાં એવા ગાળાઓ આવી ગયા હતા પરંતુ હિંદ એમાંથી હેમખેમ પાર ઊતર્યું હતું અને તેણે ફરી ફરીને નવયૌવન પ્રાપ્ત કર્યું હતું કેટલીક વાર તે થોડા વખત માટે પોતાના કવચમાં પુરાઈ જતું અને વધારે તાકાતવાન બનીને તેમાંથી બહાર આવતું તેના હાર્દમાં કંઈક પ્રાણવાન વસ્તુ રહેલી હતી જે નવા સંસર્ગોથી નવયૌવન પ્રાપ્ત કરી શકતી હતી અને પોતાનો વિકાસ સાધી શકતી હતી આ રીતે તે તેના ભૂતકાળના સ્વરૂપથી ભિન્ન બનતી અને છતાં તેની સાથે તે નિકટપણે સંકળાયેલી હતી નવી પરિસ્થિતિ સાથે સુમેળ સાધવાની એ શક્તિ, ભૂતકાળમાં અનેક વાર હિંદને ઉગારનાર ચિત્તની એ વિકાસશીલતા આજે જતી રહી છે કે શું? તેની રૂઢ માન્યતાઓ અને તેની સમાજવ્યવસ્થાની ઉત્તરોત્તર વધતી જતી જડતાએ તેના ચિત્તને પણ જડ કરી મૂક્યું છે કે શું? કેમ કે જીવન જો વિકસતું બંધ થઈ જાય તો વિચારનો વિકાસ પણ અટકી જાય છે હિંદ સદા વ્યવહારમાં સ્થિતિચુસ્તતા અને સ્ફોટક વિચારોના અજબ જેવા સંયોગરૂપ રહ્યું છે એ વિચાર અનિવાર્ય રીતે વ્યવહાર પર અસર કરતો હતો જોકે પોતાની રીતે અને ભૂતકાળ પ્રત્યે અનાદર દાખવ્યા વિના તે એમ કરતો હતો

પરંતુ એ વિચાર તેની સ્ફોટકતા અને સર્જકશક્તિ ગુમાવી બેઠો, તથા જૂનાં સૂત્રો અસ્પષ્ટપણે ગણગણતો અને હરેક નવી વસ્તુથી ડરતો જરીપુરાણી

અને અર્થહીન રૂઢિઓનો કહ્યાગરો પરિચારક થઈ ગયો ત્યારે જીવન સ્થગિત થઈ ગયું અને પોતે જ બનાવેલા કારાગારમાં પુરાઈ ગયું.

સંસ્કૃતિ અથવા સભ્યતાના પતનના અનેક દાખલાઓ આપણી પાસે છે અને રોમના પતન સાથે જેનો અંત આવ્યો તે યુરોપની શિષ્ટ અથવા ગ્રીક-રોમન સંસ્કૃતિનો અંત કદાચ એ બધામાં સૌથી વિશેષ નોંધપાત્ર છે. ઉત્તરથી ચડી આવેલા હુમલાખોરો આગળ રોમ પડ્યું તે પહેલાં ઘણા વખતથી પોતાની આંતરિક નબળાઈને લીધે તે જમીનદોસ્ત થવાની તૈયારીમાં જ હતું. એક વખતે જે સંવર્ધનશીલ હતી એવી તેની અર્થવ્યવસ્થા સંકોચાઈ ગઈ હતી અને એને પરિણામે ત્યાં અનેક પ્રકારની મુશ્કેલીઓ પેદા થઈ. શહેરના ઉદ્યોગો ભાગી પડ્યા, સમૃદ્ધ નગરો ઉત્તરોત્તર નાનાં અને ગરીબ થતાં ગયાં અને જમીનની રસાળતા સુધ્ધાં ઝડપથી ઘટવા લાગી. રોમના સમ્રાટોએ તેમની ઉત્તરોત્તર વધતી જતી મુશ્કેલીઓ પાર કરવાને અનેક ઉપાયો અજમાવી જોયા. વેપારીઓ, કારીગરો તેમ જ મજૂરોનું રાજ્ય તરફથી ફરજિયાત રીતે નિયમન કરવામાં આવ્યું અને તેમને તેમનું કામ મુકરર કરી આપવામાં આવ્યું. ઘણા મજૂરોને તો પોતાના સમૂહની બહાર પરણવાની પણ મનાઈ કરવામાં આવી. આ રીતે અમુક ધંધાઓને તો લગભગ જ્ઞાતિઓમાં ફેરવી નાખવામાં આવ્યા. ખેડૂતો ગુલામની સ્થિતિમાં આવી પડ્યા. પરંતુ પડતી અટકાવવાના આ બધા ઉપર-ચોટિયા ઇલાજો નિષ્ફળ નીવડ્યા એટલું જ નહીં, તેમણે ઊલટી પરિસ્થિતિ વધારે ખરાબ કરી મૂકી અને રોમન સામ્રાજ્ય ધૂળ ભેગું થઈ ગયું.

હિંદી સંસ્કૃતિ આમ એકાએક અને સદંતર ભાંગી પડી નથી. તેને અનેક તડકીછાંયડીમાંથી પસાર થવું પડ્યું છે છતાં તેણે અદ્ભુત ટકાઉપણું દાખવ્યું છે. પણ તેનું ઉત્તરોત્તર પતન થતું માલૂમ પડે છે. ઈશુના પહેલા સહસ્રાબ્દના છેવટના ભાગમાં હિંદની સામાજિક પરિસ્થિતિ કેવી હતી તે ચોક્કસપણે અને વિગતે જાણી શકાય એમ નથી. પરંતુ હિંદની સંવર્ધનશીલ અર્થવ્યવસ્થાનો અંત આવ્યો હતો અને તેના સંકોચ તરફનું પ્રબળ વલણ પેદા થયું હતું એ અમુક અંશે ખાતરીપૂર્વક કહી શકાય. ખાસ કરીને, જ્ઞાતિવ્યવસ્થા દ્વારા વ્યક્ત થતી હિંદની સમાજવ્યવસ્થા વધુ ને વધુ જડ અને એકાંતિક અથવા ચોકાપંથી થતી જતી હતી તેનું એ ઘણું કરીને અનિવાર્ય પરિણામ હતું. અગ્નિ એશિયાની જેમ હિંદીઓ પરદેશોમાં ગયા હતા ત્યાં તેઓ માનસમાં, રૂઢિઓમાં અથવા તેમની અર્થવ્યવસ્થામાં જડ થઈ ગયા નહોતા અને પોતાનો વિકાસ તેમ જ વિસ્તાર સાધવા માટે તેમને તક હતી. એ વસાહતોમાં તેઓ બીજાં ચારસો કે પાંચસો વરસ ફાલ્યાફૂલ્યા અને તેમણે કૌવત તેમ જ સર્જકશક્તિ દાખવ્યાં. પણ ખુદ હિંદમાં તો ચોકાપંથી ભાવનાએ સર્જકશક્તિ હણી અને સંકુચિત

તેમ જ નાનકડા સમૂહમાં જ મર્યાદિત એવી દૃષ્ટિ પેદા કરી. જીવન વિભક્ત થઈ ગયું અને જુદાં જુદાં ચોકઠાંઓમાં જકડાઈ ગયું. એમાં દરેક જણનું કામ નિશ્ચિત અને કાયમી હતુ અને બીજાઓ સાથે તેને કશી લેવાદેવા નહોતી. દેશના સંરક્ષણને અર્થે લડવાનું કામ ક્ષત્રિયોનું હતું. બીજાઓને એ કામની કશી પડી નહોતી અથવા તેમને એમાં માથું મારવાની છૂટ નહોતી. બ્રાહ્મણ તેમ જ ક્ષત્રિયો વેપારરોજગારને હલકો ધંધો ગણતા હતા. નીચલી વરણના લોકોને કેળવણી તેમ જ પોતાનો વિકાસ સાધવાની તકો આપવામાં આવતી નહોતી. તેમને ઉપલા વર્ણના લોકોના દાસ રહેવાનું શીખવવામાં આવતું. શહેરની અર્થ-વ્યવસ્થા તેમ જ શહેરના ઉદ્યોગો સારી પેઠે ખીલ્યા હતા. છતાં રાજ્યતંત્ર ઘણી બાબતોમાં રજવાડી ઢબનું હતું. ઘણું કરીને યુદ્ધકળાની બાબતમાં પણ હિંદ પાછળ પડી ગયું હતું. આવી પરિસ્થિતિમાં એ સમાજતંત્રમાં ફેરફાર કરીને કાર્યદક્ષતા તેમ જ શક્તિના નવા ભંડારો ખુલ્લા કર્યા વિના નોંધવા જેવી પ્રગતિ શક્ય નહોતી. આવો ફેરફાર કરવામાં જ્ઞાતિવ્યવસ્થા આડે આવતી હતી. હિંદના સમાજને અનેક સારી સારી વસ્તુઓ તથા સ્થિરતા એણે આપી હતી એ ખરું પણ તેની સાથે સાથે જ વિનાશનાં મૂળો પણ તેમાં રહેલાં હતાં.

હિંદની સમાજવ્યવસ્થા (પાછળના ભાગમાં હું એની વધારે વિગતે ચર્ચા કરવાનો છું.) હિંદી સંસ્કૃતિને ભારે સ્થિરતા આપનારી નીવડી હતી. એણે સમૂહને બળ અને એકતા આપી હતી પણ વિકાસ અને વ્યાપક એકતાને તે બાધારૂપ થઈ પડી. એણે હુન્નરઉદ્યોગ, કળાકારીગરી અને વેપારરોજગાર ખીલવ્યાં પણ તે હમેશાં પ્રત્યેક સમૂહના અલગ વાડાની અંદર જ. આમ, અમુક વિશિષ્ટ પ્રકારની પ્રવૃત્તિ વંશપરંપરાગત બની ગઈ અને કામ તેમ જ પ્રવૃત્તિના નવા પ્રકારો ટાળવાની, ચાલતા આવેલા જૂના ચીલામાં જ પડી રહેવાની વૃત્તિ પેદા થઈ; તેમ જ આગળ પડીને આપબુદ્ધિથી નવી કાર્યપદ્ધતિ અખત્યાર કરવાની અને ફેરફાર કરવાની ભાવના કુંઠિત થઈ ગઈ. અમુક મર્યાદિત ક્ષેત્રમાં તેણે થોડી સ્વતંત્રતા આપી પણ તે વધારે વ્યાપક સ્વતંત્રતાના વિકાસને ભોગે અને સંખ્યાબંધ લોકોને પોતાનો વિકાસ સાધવા માટેની તકોથી વંચિત કરીને, તેમને સદાને માટે સમાજના છેક નીચલા થરમાં રાખી મૂકવાની ભારે કિંમત ચૂકવીને જ. એ વ્યવસ્થા વિકાસ અને વૃદ્ધિને માટેનો અવકાશ આપી શકી ત્યાં સુધી તે પ્રગતિશીલ રહી. પણ વૃદ્ધિ માટેની શક્યતાની અવધિએ પહોંચતાં તે સ્થગિત બની ગઈ, તેની પ્રગતિ અટકી પડી અને પછીથી અનિવાર્ય રીતે તે પાછી પડવા લાગી.

એને પરિણામે બૌદ્ધિક, તાત્ત્વિક, રાજકીય, યુદ્ધકળા અને યુદ્ધની પદ્ધતિ તેમ જ બહારની દુનિયા વિષેના જ્ઞાન તેમ જ તેની સાથેનો સંપર્ક ઇત્યાદિ બધી

બાબતોમાં તેની પડતી થઈ. સમગ્ર હિંદના વ્યાપક ખ્યાલને ભોગે સ્થાનિક મમત્વની ભાવના અને રજવાડી તેમ જ નાના સમૂહોની સંકુચિત લાગણી પેદા થઈ. તેની અર્થવ્યવસ્થા સંકોચાઈ ગઈ. આમ છતાં એ પુરાણી વ્યવસ્થામાં હજી પ્રાણશક્તિ અને અદ્‌ભુત ચીવટ તેમ જ અમુક પ્રમાણમાં વિકાસશીલતા અને નવા સંજોગો સાથે સુયોગ સાધવાની શક્તિ ટકી રહ્યાં હતાં એ હવે પછીનાં યુગો દર્શાવી આપવાના છે. એને લીધે એ ટકી રહી અને નવા સંપર્કો તેમ જ વિચારના પ્રવાહોનો લાભ ઉઠાવીને અમુક રીતે પ્રગતિ પણ કરી શકી. પરંતુ એ પ્રગતિ ભૂતકાળનાં અનેક અવશેષો સાથે જકડાયેલી હતી અને તેમનાથી તે રૂંધાતી હતી.

પ્રકરણ છઠ્ઠું

# નવા સવાલો

## ૧

## આરબ તથા મોંગોલ લોકો

હર્ષ ઉત્તર હિંદના બળવાન રાજ્ય પર શાસન ચલાવતો હતો અને ચીનનો પંડિત યાત્રી હ્યુએન-ત્સાંગ નાલંદાની વિદ્યાપીઠમાં વિદ્યાભ્યાસ કરતો હતો તે વખતે અરબસ્તાનમાં ઇસ્લામનું ઘડતર થવા માંડ્યું હતું. ઇસ્લામ હિંદમાં ધાર્મિક તેમ જ રાજકીય બળ તરીકે આવીને અનેક નવા સવાલો પેદા કરનાર હતો. પણ હિંદની ભૂમિ પર મોટો ફેરફાર કરતાં તેને ઘણો વખત લાગ્યો એ બીના લક્ષમાં રાખવી જોઈએ. હિંદના મધ્ય ભાગ સુધી પહોંચતાં તેને લગભગ છસો વરસ લાગ્યાં. રાજકારણના ક્ષેત્રમાં જીત કરીને અહીં આવ્યો ત્યારે તે ઘણો બદલાઈ ગયો હતો અને તેના ઝંડાધારીઓ પણ જુદા હતા. ઉત્સાહથી ઊભરાતા અને શક્તિશાળી આરબો પોતાની જાજ્વલ્યમાન સંસ્કૃતિ લઈને મુલકો જીતતા સ્પેનથી મોંગોલિયાની સરહદ સુધી ફરી વળ્યા હતા. એ આરબો હિંદમાં નહોતા આવ્યા. હિંદની વાયવ્ય સરહદ આગળ તે અટકી ગયા અને ત્યાં જ રોકાઈ રહ્યા. આરબ સંસ્કૃતિ ધીમે ધીમે ક્ષીણપ્રાણ થઈ અને મધ્ય તેમ જ પશ્ચિમ એશિયામાં જુદી જુદી તુર્ક જાતિઓ આગળ આવી. આ તુર્ક લોકો અને હિંદની ઉત્તર સીમા પર આવેલા મુલકના અફઘાન લોકો ઇસ્લામને રાજકીય બળ તરીકે હિંદમાં લાવ્યા.

આ બીના બરાબર સમજવા માટે કેટલીક તારીખો આપણને મદદરૂપ થાય એમ છે. ઈ. સ. ૬૨૨ની સાલમાં પેગંબર સાહેબ મક્કાથી મદીના હિજરત કરી ગયા ત્યારથી ઇસ્લામનો આરંભ થયો કહી શકાય. એ પછી દસ વરસ બાદ તેમનું અવસાન થયું. એ પછી અરબસ્તાનની સ્થિતિ થાળે પાડી તેને મજબૂત પાયા પર મૂકતાં થોડો સમય ગયો. ત્યાર બાદ હેમનાથી મૂકે એવા બનાવો એક પછી એક બન્યા. આરબો ઇસ્લામનો ઝંડો ધારણ કરી પૂર્વમાં મધ્ય એશિયા ખૂંદી વળી મોંગોલિયા સુધી અને પશ્ચિમે આખો ઉત્તર આફ્રિકા ખંડ ખૂંદી વળીને ઠેઠ સ્પેન અને ફ્રાંસ સુધી પહોંચી ગયા. સાતમી સદીમાં અને આઠમી સદીના આરંભના સમય સુધીમાં તેઓ ઇરાક, ઈરાન અને મધ્ય

એશિયામાં ફરી વળ્યા હતા. ઈ. સ. ૭૧૨ની સાલમાં હિંદની વાયવ્યમાં આવેલા સિંધમાં તેઓ પહોંચ્યા અને તેનો તેમણે કબજો લીધો. પણ તેઓ ત્યાં જ અટકી ગયા. એ પ્રદેશ અને હિંદના વધારે ફળદ્રુપ મુલક વચ્ચે મોટું રણ આડું પડેલું હતું. પશ્ચિમ તરફ આરબોએ આફ્રિકા અને યુરોપ વચ્ચે આવેલી જિબ્રાલ્ટરની સામુદ્રધુની ઓળંગી અને ઈ. સ. ૭૧૧ની સાલમાં તેમણે સ્પેનમાં પ્રવેશ કર્યો. આખું સ્પેન તેમણે કબજે કર્યું અને પિરીનીઝની ગિરિમાળા ઓળંગી તેઓ ફ્રાંસમાં દાખલ થયા. ૭૩૨ની સાલમાં ચાર્લ્સ માર્ટેલે ફ્રાંસમાં ટૂર્સ આગળ તેમને હરાવ્યા અને આગળ વધતા અટકાવ્યા.

ઇતિહાસમાં જેણે ત્યાર સુધીમાં નોંધવા લાયક ભાગ ભજવ્યો નહોતો એવી આ અરબસ્તાનના રણમાં વસનારી પ્રજાની વિજયની કારકિર્દી અત્યંત અદ્ભુત છે. તેમની આ અપાર શક્તિ તેમણે તેમના પ્રાણવાન અને ક્રાંતિકારી પેગમ્બર પાસેથી તેમ જ તેમના માનવ બિરાદરીના સંદેશમાંથી મેળવી હોવી જોઈએ. આમ છતાં, આરબ સંસ્કૃતિ શૂન્યતામાંથી એકાએક બહાર નીકળી આવી અને ઇસ્લામના ઉદય પછી તેણે મૂર્ત સ્વરૂપ ધારણ કર્યું એમ ધારવું ભૂલભરેલું થાય. ઇસ્લામી સંસ્કૃતિનો અભ્યાસ કરનારા વિદ્વાનો આરબ પ્રજાના ઇસ્લામ-પૂર્વેના કાળને ઉતારી પાડવાનું વલણ રાખતા આવ્યા છે. એ કાળને તેઓ જાહિલિયત એટલે કે અજ્ઞાન અને વહેમોથી ભરેલા એક પ્રકારના અંધકારમય યુગ તરીકે વર્ણવે છે. બીજી સંસ્કૃતિઓની પેઠે આરબ સંસ્કૃતિ પણ લાંબા કાળથી ઊતરી આવી હતી અને ફિનિશિયન, ક્રેટન, ચેલ્ડિયન અને હિબ્રૂ વગેરે સેમિટિક જાતિની પ્રજાઓ સાથે તે ગાઢ સંબંધથી સંકળાયેલી હતી. યહૂદી લોકો પોતાની આસપાસ કૂંડાળું વાળીને બેઠા, વધારે સંકુચિત બન્યા અને ચેલ્ડિયન તેમ જ બીજી વધારે ઉદાર વૃત્તિની પ્રજાઓથી જુદા પડી ગયા તેમની અને બીજી સેમિટિક પ્રજાઓ વચ્ચે લડાઈ ઝઘડા ચાલ્યા કરતા હતા. આમ છતાં સેમિટિક પ્રદેશમાં વસતી બધી પ્રજાઓ વચ્ચે પરસ્પર સંપર્ક ચાલુ હતો, વિચારોની આપલે થયા કરતી હતી અને અમુક પ્રમાણમાં એ બધી પ્રજાઓના માનસની પાછળ સમાન ભૂમિકા હતી. ઇસ્લામ કાળની પૂર્વેની આરબ સંસ્કૃતિ ખાસ કરીને યમનમાં ખીલી હતી. પેગંબર સાહેબના કાળમાં અરબી સારી રીતે વિકસી ચૂકેલી ભાષા હતી. તેના શબ્દભંડોળમાં ફારસી તેમ જ હિંદી શબ્દો પણ હતા. આરબ લોકો ફિનિશિયન લોકોની પેઠે વેપારની શોધમાં દરિયો ઓળંગીને દૂર દૂરના પ્રદેશોમાં જતા હતા. ઇસ્લામ પૂર્વેના કાળમાં દક્ષિણ ચીનમાં કેન્ટનની પાસે એક આરબ વસાહત હતી.

આમ છતાં ઇસ્લામના પેગંબરે પોતાની પ્રજામાં નવું ચેતન પૂર્યું અને તેને શ્રદ્ધા તેમ જ ઉત્સાહથી ભરી. પોતે એક નવા ધ્યેયના ઝંડાધારી છે

એમ માની આરબોએ પોતાનામા ભારે ઉત્સાહ અને આત્મવિશ્વાસ ખીલવ્યા કેટલીક વાર આખી પ્રજામા આવો ઉત્સાહ અને આત્મવિશ્વાસનો સચાર થાય છે અને તે ઇતિહાસને પલટી નાખે છે ! તેમને મળેલી સફળતાનું એક કારણ પશ્ચિમ તેમ જ મધ્ય એશિયાના અને ઉત્તર આફ્રિકાના રાજ્યો નબળા પડી ગયા હતા એ પણ હતુ, એ બાબતમા શકા નથી ઉત્તર આફ્રિકામાના ખ્રિસ્તી ઓમા ભાગલા પડી ગયા હતા અને હરીફ પક્ષો એકબીજા સામે લડયા કરતા હતા વળી વાર આધિપત્ય મેળવવા માટે તેમની વચ્ચે ખૂનખાર યુદ્ધો પણ થતા હતા આમ ઉત્તર આફ્રિકા અદર અદરના કલહોથી ખેદાનમેદાન થઈ ગયો હતો ત્યા આગળ તે વખતે પળાતો ખ્રિસ્તી ધર્મ સકુચિત અને અસહિષ્ણુ હતો તેમ જ એની અને માનવી બિરાદરીનો પોતાનો સદેશો લઈ જનારા મુસલમાન આરબોની સર્વસાધારણ સહિષ્ણુતા વચ્ચેનો તફાવત સહેજે તરી આવે એવો હતો ખ્રિસ્તીઓના માહોમાંહેના ઝઘડાઓથી ત્રાસી ગયેલી આખી ને આખી પ્રજાઓને આરબોને પક્ષે ખેચી જનાર બાબત આ હતી

આરબ લોકો દૂર દૂરના દેશોમા જે સસ્કૃતિ પોતાની સાથે લઈ ગયા તે પણ હમેશ બદલાતી અને વિકસતી જતી હતી ઇસ્લામના નવા વિચારોની તેના પર ઊડી છાપ પડી હતી, છતા એને ઇસ્લામી સસ્કૃતિ તરીકે ઓળખવી એ ભ્રામક અને ઘણે અશે ખોટુ છે દમાસ્કસને પોતાનુ પાટનગર બનાવ્યા પછી તરત જ આરબોએ પોતાનું અસલનુ સાદુ તેમ જ સહજ જીવન તજી દીધુ અને વધારે પ્રમાણમા કૃત્રિમ સસ્કૃતિ ખીલવી એને આરબસીરિયન સસ્કૃતિનો કાળ કહી શકાય બાઇઝેન્ટાઈનની સસ્કૃતિની અસર પણ તેના પર પડી આરબોએ બગદાદમા વસવાટ કર્યો ત્યારથી ખાસ કરીને તેઓ પ્રાચીન ઈરાનની પરપરાની અસર નીચે આવ્યા અને તેમણે આરબ ફારસી સસ્કૃતિ ખીલવી તેમની હકૂમત નીચેના વિશાળ પ્રદેશો પર આ સસ્કૃતિની આણ ચાલી

વિશાળ પ્રદેશ પર અને દેખીતી રીતે જ રમત વાતમા આરબ લોકોએ જીતો મેળવી હતી એ ખરુ, પણ એ વખતે કે તે પછી પણ તેઓ હિંદમા સિંધથી આગળ ન વધ્યા શુ પણ હિંદ હુમલો કરનારનો અસરકારક રીતે સામનો કરી શકે એવુ બળવાન હતું, તેથી એમ બન્યુ હશે ? ઘણુંખરું એમ જ હશે કેમ કે હિંદ પર ખરેખરી ચડાઈ એ પછી ઘણી સદીઓ વીત્યા બાદ થઈ, એ હકીકતનો ખુલાસો બીજી રીતે આપવો મુશ્કેલ છે અમુક પ્રમાણમા આરબોના માંહોમાંહેના ઝઘડાઓને લીધે એમ થયુ હોય એમ બને બગદાદની મધ્યસ્થ સત્તાથી સિંધ છૂટુ પડી ગયુ અને તે નાનકડુ સ્વતત્ર મુસલમાની રાજ્ય બન્યુ પણ હિંદ પર ચડાઈ ન થઈ છતા હિંદ અને આરબ જગત સાથેના સપર્કો વધતા ગયા, બને દેશમાથી મુસાફરો એકબીજાના આવજા કરતા

લાગ્યા, અરસપરસ રાજદ્વારી સબંધો ચાલુ થયા, ખાસ કરીને ગણિત તેમ જ ખગોળના હિંદી ગ્રંથો બગદાદ લઈ જવામાં આવ્યા અને તેમના અરબી ભાષામાં અનુવાદ કરવામાં આવ્યા ઘણા હિંદી વૈદ્યો બગદાદ જઈને વસ્યા આ વેપારી તેમ જ સંસ્કૃતિના સબંધો કેવળ ઉત્તર હિંદમાં મર્યાદિત નહોતા હિંદના દક્ષિણના રાજ્યોએ પણ એમાં ભાગ લીધો હિંદના પશ્ચિમ કિનારા પરના રાષ્ટ્રકૂટોએ વેપારને ખાતર ખાસ કરીને એમાં ભાગ લીધો હતો

આ ચાલુ સંપર્કને પરિણામે અનિવાર્ય રીતે હિંદીઓને નવા ઇસ્લામ ધર્મનો પરિચય થયો આ નવા ધર્મનો પ્રચાર કરવાને ધર્મોપદેશકો પણ હિંદમાં આવતા અને તેમને અહીં આવકાર આપવામાં આવતો મસ્જિદો પણ બાંધવામાં આવી રાજ્યે કે લોકોએ એ ધર્મ સામે શો વિરોધ ન ઉઠાવ્યો અને એને લીધે અહીં ધાર્મિક ઝઘડા પણ ન જાગ્યા બધા ધર્મો તેમ જ ઈશ્વરની આરાધનાના બધા સ્વરૂપો તરફ ઉદારતાભર્યું વલણ રાખવાની હિંદની પ્રાચીન કાળથી ઊતરી આવેલી પરંપરા હતી આ રીતે ઇસ્લામ હિંદમાં રાજસત્તા તરીકે આવ્યો તે પહેલાં ઘણી સદી પૂર્વે ધર્મ તરીકે આવ્યો હતો

ઉમ્મયા ખલીફોના અમલ નીચેના નવા આરબ સામ્રાજ્યનું કેન્દ્ર તેમ જ પાટનગર દમાસ્કસ હતું એમના અમલ દરમ્યાન એ એક રમણીય શહેર બન્યું પણ બહુ થોડા વખત પછી ૭૫૦ની સાલના અરસામાં અબ્બાસી ખલીફાએ બગદાદને પોતાનું પાટનગર બનાવ્યું ત્યાર પછી માંહોમાંહે ઝઘડા પેદા થયા અને સ્પેન સામ્રાજ્યમાંથી છૂટું પડી ગયું ઘણા લાંબા સમય સુધી જોકે તે સ્વતંત્ર આરબ રાજ્ય તરીકે ચાલુ રહ્યું ધીમે ધીમે બગદાદનું સામ્રાજ્ય પણ નબળું પડ્યું અને તેના ભાગલા પડી ગયા પછી મધ્ય એશિયામાંથી સેલ્જુક તુર્કો આવ્યા અને તેઓ બગદાદમાં સર્વસત્તાધીશ થઈ પડ્યા તેમની મહેરબાનીની રાહે જોકે ખલીફાનો નામનો અમલ હજી ચાલુ રહ્યો હતો પછી અફઘાનિસ્તાનમાં સુલતાન મહમુદ ગઝની ઊભો થયો તે તુર્ક જાતિનો હતો તે મહાન યોદ્ધો અને પ્રભાવશાળી સેનાપતિ હતો તેણે ખલીફાની અવગણના કરી અને તેને મહેણા સુધ્ધાં માર્યા બગદાદ ઇસ્લામી જગતના સાંસ્કૃતિક કેંદ્ર તરીકે હજી ચાલુ રહ્યું હતું અને દૂર દૂર આવેલું સ્પેન પણ પ્રેરણા માટે તેના તરફ નજર કરતું હતું યુરોપ તે સમયે વિદ્યા કળા વિજ્ઞાન તેમ જ જીવનની સુખ સગવડોની બાબતમાં પછાત હતું યુરોપના આખાયે અંધકાર યુગ દરમ્યાન સ્પેન અને ખાસ કરીને કૉરડોવાની વિદ્યાપીઠે વિદ્યા તેમ જ બૌદ્ધિક જિજ્ઞાસાની જ્યોત જલતી રાખી અને તેના થોડાક પ્રમાણે યુરોપ પર છવાઈ રહેલા અંધકારને પણ ભેદ્યો હતો

૧૦૯૫ની સાલથી આરંભાયેલી ક્રુસેડો (ધાર્મિક યુદ્ધો) દોઢ સદી કરતાંયે વધુ વખત ચાલુ રહી. ક્રુસેડો કેવળ આક્રમણકારી ધર્મો અથવા ક્રુસ ધારણ કરનારાઓ તેમ જ બીજના ચાંદનું ચિહ્ન ધારણ કરનારાઓ વચ્ચેની લડાઈ નહોતી. મશહૂર ઇતિહાસકાર પ્રોફેસર ટ્રેવેલિયન કહે છે, 'ક્રુસેડો યુરોપમાં જે નવજીવનનો સંચાર થતો જતો હતો તેના પૂર્વની દુનિયા તરફના આકર્ષણની ધાર્મિક અને લશ્કરી બાજુ હતી. ક્રુસેડને પરિણામે યુરોપને મહામોલા પુરસ્કાર તરીકે પવિત્ર સમાધિની કાયમી મુક્તિ ન લાધી કે ન તો ખ્રિસ્તી જગતની એકતા લાધી. એ રીતે ક્રુસેડ તેનું મૂળ ધ્યેય પ્રાપ્ત કરવામાં સાવ નિષ્ફળ નીવડી હતી. એને બદલે યુરોપ ત્યાંથી જેને સાધુ પીટરે તીવ્રપણે ધિક્કારી કાઢી હોત એવી લલિત કળાઓ, કારીગરી, વૈભવવિલાસ, વિજ્ઞાન તથા બૌદ્ધિક જિજ્ઞાસા જેવી ચીજો લાવ્યું.'

છેલ્લી ક્રુસેડનો નામોશીભરી રીતે અંત આવ્યો તે પહેલાં એશિયાના મધ્ય ભાગમાં કંઈક ઝંઝાવાત જેવી, કુદરતના કોઈક મહા પ્રકોપ જેવી ઘટના બની હતી. ચંગીઝખાને પોતાની પ્રલયકારી કૂચ પશ્ચિમ તરફ શરૂ કરી હતી. ૧૧૫૫ની સાલમાં તે જન્મ્યો હતો. એણે આરંભેલી આ મહાન કૂચ ૧૨૧૯ની સાલમાં મધ્ય એશિયાને બાળીને ખેદાનમેદાન કરી મૂકનાર હતી. એ વખતે કંઈ તે કાચો જુવાનિયો નહોતો. બુખારા, સમરકંદ, હેરાત અને બલ્ખ વગેરે મોટાં મોટાં શહેરોને બાળીને તેણે ભસ્મીભૂત કરી નાખ્યાં. એ દરેક શહેરની વસ્તી દસ લાખ કરતાંયે વધારે હતી. ચંગીઝખાન રશિયામાં આવેલા કીવ સુધી પહોંચ્યો અને ત્યાંથી પાછો ફર્યો. બગદાદ કોઈ ને કોઈ રીતે આ સંહારમાંથી બચી ગયું કેમ કે તે તેના માર્ગમાં આવતું નહોતું. ૧૨૨૭ની સાલમાં ૭૨ વરસની ઉંમરે તે મરણ પામ્યો તેના વારસો યુરોપમાં એથીયે આગળ પહોંચ્યા. ૧૨૫૮ની સાલમાં હુલાગુએ બગદાદનો કબજો લીધો અને જ્યાં આગળ પાંચસો વરસ કરતાંયે વધારે સમયથી દુનિયાના બધા ભાગોમાંથી ધનસંપત્તિ આવીને એકઠી થઈ હતી તે કળા અને વિદ્યાના મશહૂર ધામનો અંત આવ્યો. એ બીનાથી એશિયાની વિશિષ્ટ આરબ-ફારસી સંસ્કૃતિને ભારે ફટકો પણ પડ્યો. મોંગોલ લોકોના અમલ દરમ્યાન પણ જોકે તે ટકી રહી. એ સંસ્કૃતિ વિશેષે કરીને ઉત્તર આફ્રિકાના કેટલાક ભાગોમાં તેમ જ સ્પેનમાં ચાલુ રહી. વિદ્યાના ઉપાસકોનાં ટોળેટોળાં પોતાનાં પુસ્તકો લઈને બગદાદથી ભાગી છૂટી કેરો અને સ્પેનમાં જઈ પહોંચ્યાં અને ત્યાં આગળ વિદ્યા તેમ જ કળાના નવજીવનના યુગનો આરંભ થયો. છતાં ખુદ સ્પેન પણ આરબોના હાથમાંથી સરી જવા લાગ્યું હતું અને ૧૨૩૬ની સાલમાં કારડોવા પડ્યું બીજી અઢી સદી સુધી સ્પેનમાંનું ગ્રેનેડાનું રાજ્ય આરબ સંસ્કૃતિના

જ્વલ કેન્દ્ર તરીકે ચાલુ રહ્યું. ૧૪૯૨ની સાલમાં ફર્ડિનાન્ડ ને ઇસાબેલાએ
નો પણ કબજો લીધો અને સ્પેનમાંના આરબ આધિપત્યનો અંત આવ્યો.
. પછી કેરો, તુર્કોના પ્રભુત્વ નીચે આવ્યું હોવા છતાં, આરબ સંસ્કૃતિનું
ુ મથક બન્યું. ૧૪૫૩ની સાલમાં ઉસ્માની તુર્કોએ કૉન્સ્ટાન્ટિનોપલનો
જો લીધો અને એ રીતે તેમણે યુરોપના પુનર્જાગૃતિના યુગને જન્મ
નારાં બળોને છૂટાં કર્યાં.

યુરોપ તેમ જ એશિયામાંની મોંગોલોની જીતો યુદ્ધકળામાં દાખલ
ી કંઈક નવી ભાત બનાવે છે. લિડેલ હાર્ટ જણાવે છે, 'વિસ્તાર અને
માં, અચાનક છાપો મારવામાં અને ચપળતામાં, શત્રુને ખબર ન પડે એવી
રચના તેમ જ દાવપેચોમાં તેમની (મોંગોલોની) લડાઈઓ ઇતિહાસની
કોઈ પણ લડાઈઓ કરતાં ચડી જાય છે.' ચંગીઝખાન દુનિયાએ પેદા કરેલા
પતિઓમાં સર્વશ્રેષ્ઠ નહીં તો ઘણો મોટો સેનાપતિ હતો એમાં શક નથી.
તેમ જ તેના પ્રતિભાશાળી વારસો આગળ યુરોપ અને એશિયામાંના સામંતો
સરદારો કશી વિસાતમાં નહોતા. વળી, મધ્ય અને પશ્ચિમ યુરોપ તેમણે
ો ન લીધો એ કેવળ અકસ્માત ગણાય. આ મોંગોલ લોકો પાસેથી યુરોપ
રચના અને યુદ્ધકળાના નવા પાઠો શીખ્યું. બંદૂકમાં ફોડવાના દારૂનો
ોગ પણ ચીનમાંથી મોંગોલો મારફતે જ યુરોપમાં દાખલ થયો.

મોંગોલો હિંદમા ન આવ્યા. સિંધુ નદી આગળ તેઓ અટકી ગયા અને
ી બીજા મુલકો જીતવા તરફ વળ્યા. તેમનું મહાન સામ્રાજ્ય ભાગી પડ્યું ત્યારે
શિયામાં નાનાં નાનાં અનેક રાજ્યો ઊભાં થયાં. અને પછી ૧૩૬૯ની સાલમાં
ખાનના તૈમુરે ચંગીઝની વિજયકૂચનું અનુકરણ કરવાનો પ્રયાસ કર્યો.
રૂપક્ષે પોતે ચંગીઝખાનનો વંશજ છે એવો તેનો દાવો હતો. તેનું પાટનગર
રકંદ ફરીથી સામ્રાજ્યનું મથક બન્યું. પણ તેનું સામ્રાજ્ય બહુ થોડો કાળ
યું. તૈમુરના મરણ બાદ તેના વંશવારસોને લશ્કરી વિજયો મેળવવા કરતાં
તપરાયણ જીવન ગાળવામાં તેમ જ કળાની ખિલવણી અને ઉપાસનામાં વધારે
હતો. જેને તીમુરીદ નવજાગૃતિના કાળ તરીકે ઓળખવામાં આવે છે તેનો
ય એશિયામાં આરંભ થયો. એ વાતાવરણમાં તૈમુરનો વંશજ બાબર જન્મ્યો
ને મોટો થયો. બાબરે હિંદમાં મોગલ વંશની સ્થાપના કરી હતી; હિંદના
ાન મોગલ સમ્રાટોમાંનો તે પહેલો સમ્રાટ હતો. ૧૫૨૬ની સાલમાં તેણે
હીનો કબજો લીધો હતો.

આજે ચંગીઝખાનનું નામ ઇસ્લામ સાથે સંકળાઈ ગયેલું હોવાને લીધે
લાક લોકો ધારે છે તેમ તે મુસલમાન ન હતો. તે શામા ધર્મ નામના આકાશના
ને માનતો હતો એમ કહેવામાં આવે છે. એ ધર્મ કેવા પ્રકારનો હતો

તેની મને ખબર નથી પણ શામા શબ્દ બૌદ્ધોને માટે વપરાતા અરબી શબ્દ સામની શબ્દનું આપણને અચૂક સ્મરણ કરાવે છે. એ શબ્દ સંસ્કૃત શ્રવણ શબ્દ પરથી બન્યો છે. મોંગોલિયા સહિત મધ્ય એશિયાના ઘણા ભાગોમાં જુદે જુદે નિકૃષ્ટ સ્વરૂપે બૌદ્ધ ધર્મ એ વખતે પ્રચલિત હતો અને ચંગીઝખાન તેના વાતાવરણમાં ઊછર્યો હોય એ સંભવિત છે. ઇતિહાસનો મોટામાં મોટો લશ્કરી વિજેતા ઘણું કરીને કોઈક પ્રકારના બૌદ્ધ ધર્મનો* અનુયાયી હતો એ વિચાર જરૂર જરા વિચિત્ર લાગે એવો છે.

પૌરાણિક પાત્ર જેવા બની ગયેલા સિકંદર, સુલતાન મહમુદ, ચંગીઝખાન અને તૈમુર એ ચાર મહાન વિજેતાઓને મધ્ય એશિયામાં આજે પણ સંભારવામાં આવે છે. આ ચારમાં હવે પાંચમી વ્યક્તિને ઉમેરવી જોઈએ. એ તેમનાથી ભિન્ન પ્રકારનો પુરુષ છે. તે યોદ્ધો હોવા છતાં જુદા જ પ્રદેશનો વિજેતા છે. અને તેના નામની આસપાસ ક્યારનીયે લોકકથાઓ રચાવા લાગી છે. એ પુરુષ તે લેનિન.

## ૨

## આરબ સંસ્કૃતિનો વિકાસ અને હિંદ સાથેનો સંપર્ક

આફ્રિકા તેમ જ એશિયાનો મોટો ભાગ અને યુરોપનો થોડો ભાગ જીતી લીધા પછી આરબોએ પોતાનું ધ્યાન બીજાં ક્ષેત્રોમાં વિજયો મેળવવા તરફ દોડાવ્યુ. સામ્રાજ્યને સુસંગઠિત કરવામાં આવ્યું હતુ અને અનેક નવા દેશો તેમના પ્રભાવ તળે આવ્યા હતા. આરબો હવે આ દુનિયા અને તેના વહેવારો વિષે જ્ઞાન મેળવવાને ઉત્સુક બન્યા હતા. આઠમી અને નવમી સદીના આરબોમાં

* શામા ધર્મ ઉત્તર ધ્રુવની નજીક આવેલા સાઈબેરિયાના પ્રદેશમાં, મોંગોલિયા તેમ જ સોવિયેટ મધ્ય એશિયાના તન્ના-તુવામાં હજી પણ ટકી રહ્યો છે. એ કેવળ ભૂતપ્રેતોની માન્યતા પર રચાયેલો હોવાનું જણાય છે અને બૌદ્ધ ધર્મ સાથે એનો કશોયે સંબંધ હોય એમ લાગતું નથી. પાછળથી ધીમે ધીમે જે સ્થાનિક જંગલી દશાના વહેમોમાં ડૂબી ગયાં એવાં બૌદ્ધ ધર્મનાં નિકૃષ્ટ સ્વરૂપોની ઘણા લાંબા સમય પર તેના પર અસર થઈ હોય એ સંભવિત છે. ચુસ્ત બૌદ્ધ ધર્મી દેશ તિબેટ બૌદ્ધ ધર્મનો પોતાનો જ એક વિશિષ્ટ પ્રકાર ખીલવ્યો છે અને તેને લામા ધર્મ કહેવામાં આવે છે. મોંગોલિયાના શામા ધર્મમાં પણ જીવંત બુદ્ધની પરંપરા છે. આમ ધીમે ધીમે છેવટે તે પ્રાથમિક દશાના વહેમો સાથે ભળી જાય એવી બૌદ્ધ ધર્મના ચડતીઊતરતી અનેક કક્ષાઓ ઉત્તર તથા મધ્ય એશિયામાં હોય એમ જણાય છે

પેદા થયેલાં બૌદ્ધિક કુતૂહલ, બુદ્ધિપ્રધાન સાહસિક ચિંતનો અને વૈજ્ઞાનિક સંશોધન માટેની જિજ્ઞાસા આપણને આશ્ચર્યચકિત કરે એવાં છે. સામાન્ય રીતે, નિશ્ચિત ખ્યાલો અને માન્યતાઓ પર રચાયેલા ધર્મના આરંભના સમયમાં શ્રદ્ધાનું બળ વધારે હોય છે અને ફેરફારોને માન્ય રાખવામાં નથી આવતા અથવા તેમને ઉત્તેજન આપવામાં આવતું નથી. એ શ્રદ્ધાએ આરબોને સારી પેઠે કામ આપ્યું અને તેમને ઉત્તરોત્તર મળેલા વિજયોએ તેમની શ્રદ્ધા વધારે દૃઢ કરી હોવી જોઈએ. છતાં આપણે તેમને રૂઢ સિદ્ધાંતો તેમ જ માન્યતાઓની મર્યાદ વટાવીને અજ્ઞેયવાદની ચર્ચામાં પડેલા અને પોતાનાં ઉત્સાહ તેમ જ શક્તિને વિચારનાં સાહસો તરફ વાળતા જોઈએ છીએ., જેમની ગણતરી દુનિયાના મશહૂર મુસાફરોમાં થાય છે એવા આરબ પ્રવાસીઓ દુનિયાની બીજી પ્રજાઓ શું કરે છે અને વિચારે છે તે જાણવાને, તેમની ફિલસૂફી, વિજ્ઞાન તેમ જ જીવનની નીતિરીતિ સમજવાને અને પછી એ ઉપરથી પોતાના વિચારો ખીલવવાને દૂર દૂરના દેશોમાં પહોંચે છે. પરદેશોમાંથી વિદ્વાનોને બગદાદમાં બોલાવવામાં આવ્યા, પુસ્તકો પણ લાવવામાં આવ્યાં અને ખલીફ અલ-મનસૂરે (આઠમી સદીના વચગાળાના સમયમાં) સંશોધન તેમ જ પરભાષાના ગ્રંથોના અનુવાદ કરવા માટે એક સંસ્થા સ્થાપી. ત્યાં આગળ ગ્રીક, સીરિયન, ઝંદ, લૅટિન અને સંસ્કૃત ભાષાના ગ્રંથોના અનુવાદો કરાવવામાં આવ્યા. હસ્તપ્રતો મેળવવા માટે સીરિયા, એશિયામાઈનર અને લેવન્ટમાં આવેલા પુરાણા મઠોને ફેંદી કાઢવામાં આવ્યા. ખ્રિસ્તી ધર્માચાર્યોએ એલેક્ઝાંડ્રિયાની પ્રાચીન વિદ્યાપીઠને બંધ કરી દીધી હતી અને ત્યાંના વિદ્વાનોને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા. આ રીતે દેશપાર કરવામાં આવેલા ઘણા વિદ્વાનો ઈરાન અને બીજા દેશોમાં પહોંચ્યા. બગદાદમાં હવે તેમને મનગમતું અને સલામત આશ્રયસ્થાન મળી ગયું અને તેઓ પોતાની સાથે ત્યાં ગ્રીક ફિલસૂફી, વિજ્ઞાન અને ગણિતવિદ્યા—પ્લેટો, ઍરિસ્ટૉટલ, ટૉલેમી અને યુક્લિડ વગેરે લઈ ગયા. ત્યાં આગળ નેસ્ટોરિયન સંપ્રદાયના તેમ જ યહૂદી વિદ્વાનો અને હિંદી વૈદો, ફિલસૂફો અને ગણિતશાસ્ત્રીઓ પણ હતા. હરુન-અલ-રશીદ અને અલ-મામુન ખલીફના અમલ દરમ્યાન (આઠમી અને નવમી સદી) આ બધું ચાલુ રહ્યું ને ખીલતું ગયું અને બગદાદ સુધરેલી દુનિયાનું મોટામાં મોટું વિદ્યાનું ધામ બન્યું.

એ કાળ દરમ્યાન હિંદ સાથે પણ આરબ સંસ્કૃતિને ઘણો સંપર્ક હતો અને હિંદી ગણિત, ખગોળશાસ્ત્ર તેમ જ વૈદકમાંથી આરબો ઘણું શીખ્યા. આમ છતાં આપણને જણાય છે કે, આ બધા સંપર્કો સાધવામાં મુખ્યત્વે આરબોએ જ પહેલ કરી હતી અને સક્રિય ભાગ લીધો હતો. વળી આરબ લોકો હિંદ પાસેથી ઘણું શીખ્યા ખરા પણ હિંદીઓ આરબો પાસેથી ઝાઝું

શીખ્યા નહી હિંદીઓ પોતાના ધમકમ બેઠા રહી અળગા રહ્યા અને બની શકે ત્યા સુધી પોતાની આસપાસ રચેલા જડ કવચની અદર પુરાઈ રહ્યા આ એક કમનસીબી હતી કેમ કે હિંદીઓ પોતાની ધણીખરી સર્જનશક્તિ ગુમાવતા જતા હતા તે જ વખતે બગદા ની બૌદ્ધિક જાગૃતિ તેમ જ આરબોની પુનર્જાગૃતિની ચળવળે તેમનામા ચેતન પૂર્યું હોત અને તેમની ઊંઘ ઉડાડી હોત, પ્રાચીન કાળના હિંદીઓએ આરબોની બૌદ્ધિક જિજ્ઞાસાની એ ભાવનામા માનસિક સામ્ય ભાળ્યુ હોત

હિંદી વિદ્યાઓ તેમ જ વિજ્ઞાનના અભ્યાસને બગદાદના સમર્થ બરમાક કુટુબે ખૂબ ઉત્તેજન આપ્યુ એ જ કુટુબે હરુન અલ રશીદને વજીરો પણ આપ્યા ઘણું કરીને એ કુટુબ મૂળ બૌદ્ધધર્મી હતું પણ પછીથી તેણે ઇસ્લામ ધર્મ અગીકાર કર્યો હતો હરુન અલ રશીદની માદગી વખતે મનાક નામના વૈદને હિંદમાથી બોલાવવામા આવ્યો હતો મનાકે બગદાદમા વસવાટ કર્યો અને તેને ત્યાની એક મોટી ઇસ્પિતાલનો વડો નીમવામા આવ્યો એ સમયે મનાક ઉપરાંત બીજા ૭ હિંદી વૈદો બગદાદમા રહેતા હોવાનો આરબ લેખકો ઉલ્લેખ કરે છે ખગોળના ક્ષેત્રમા આરબો હિંદીઓ તેમ જ એલેક્ઝાંડ્રિયાવાસીઓ કરતાંયે આગળ વધ્યા આરબ ખગોળવેત્તાઓમા ગણિતશાસ્ત્રી અને ખગોળશાસ્ત્રી અલ ખ્વારીઝમી અને કવિ તેમ જ ખગોળશાસ્ત્રી ઉમર ખય્યામના નામો આગળ તરી આવે છે અલ ખ્વારીઝમી નવમી સદીમા અને ઉમર ખય્યામ બારમી સદીમા થઈ ગયો વૈદકમા આરબ હકીમો તેમ જ શસ્ત્રવૈદો એશિયા અને યુરોપમા મશહૂર હતા તેમાયે બુખારાનો ઇબ્ન સીના સૌથી વધારે મશહૂર હતો ૧૦૩૭ની સાલમા તે મરણ પામ્યો અબુ નસ્ર ફરાબી એક મહાન આરબ વિચારક અને ફિલસૂફ હતો

ફિલસૂફીના ક્ષેત્રમા હિંદની ઝાઝી અસર થઈ હોય એમ જણાતુ નથી ફિલસૂફી તેમ જ વિજ્ઞાન એ બંને માટે આરબો ગ્રીસ અને એલેક્ઝાંડ્રિયા તરફ નજર કરતા પ્લેટો અને ખાસ કરીને ઍરિસ્ટોટલની આરબ માનસ પર પ્રબળ અસર થઈ હતી અને ત્યાર પછી આજ સુધી એ બન્નેના મૂળ ગ્રંથો કરતા વિશેષે કરીને તેમના ઉપરના અરબી ભાષ્યો ઇસ્લામી વિદ્યાલયોમા અભ્યાસ માટેના પ્રમાણભૂત વિષયો બન્યા છે નવપ્લેટોવાદ એટલે કે પ્લેટોની ફિલસૂફી પરથી તેના અનુયાયીઓએ ખીલવેલી નવી ફિલસૂફીની પણ આરબ માનસ પર અસર થઈ હતી એ ફિલસૂફી એલેક્ઝાંડ્રિયાથી ત્યા આવી હતી ગ્રીક ફિલસૂફીની જડવાદ અથવા ભૌતિકવાદની શાખાની અસર પણ આરબોમાં પહોચી હતી અને તેને પરિણામે આરબ લોકોમા પણ જડવાદ અને બુદ્ધિવાદનો ઉદય થયો બુદ્ધિવાદીઓ ધાર્મિક સિદ્ધાતો તથા આજ્ઞાઓનો બુદ્ધિસમત અર્થ કરવા પ્રયત્ન કરતા હતા જડવાદીઓ તો ખુદ ધર્મનો બધી તરફથી ઇન્કાર કરતા હતા એમ કહી

શકાય. આ બધા પરસ્પર વિરોધી અને પ્રતિસ્પર્ધી સિદ્ધાંતોની ચર્ચાની બગદાદમાં સંપૂર્ણ છૂટ આપવામાં આવતી હતી એ બીના ખરેખર નોંધવા જેવી છે. આ ચર્ચાઓ, વાદવિવાદો તેમ જ શ્રદ્ધા અને બુદ્ધિ વચ્ચેનો આ ઝઘડો બગદાદથી આખા આરબ જગતમાં ફેલાયાં અને સ્પેન સુધી પહોચ્યાં. ઈશ્વરના સ્વરૂપ વિષે ચર્ચા થતી હતી અને એમ કહેવામાં આવતુ કે, સામાન્ય રીતે ઈશ્વરમાં જે ગુણોનુ આરોપણ કરવામાં આવે છે તે તેનામાં હોઈ શકે નહીં. એ બધા તો માનવી ગુણો છે. ઈશ્વરને પરવરદિગાર અથવા રહીમ કહેવો એ તેને દાઢી છે એમ કહેવા જેટલું હીન અને નાસ્તિકતાથી ભરેલુ છે!

બુદ્ધિવાદમાંથી અજ્ઞેયવાદ અને નાસ્તિકતા ઉદ્ભવ્યાં. બગદાદનાં વળતાં પાણી થતાં અને તુર્ક સત્તાનો ઉદય થતાં આ બૌદ્ધિક જિજ્ઞાસાની ભાવના ઘટતી ચાલી. પણ આરબ અમલ નીચેના સ્પેનમાં જિજ્ઞાસાની એ ભાવના ચાલુ રહી અને સ્પેનનો એક સૌથી વિખ્યાત આરબ ફિલસૂફ ધર્મમાત્રનો ઇન્કાર કરવાની હદ સુધી પહોચ્યો હતો. એનું નામ ઇબ્ન રશ્દ હતુ. તે બારમી સદીમાં થઈ ગયો. પોતાના સમયના જુદા જુદા ધર્મોના સંબંધમાં તેણે એમ જણાવ્યું હોવાનું કહેવાય છે કે, કાં તો તે બાળકોને માટે અથવા બેવકૂફ લોકોને માટે છે અથવા અમલમાં મૂકી શકાય એવા નથી. તેણે ખરેખર આમ કહ્યું હતુ કે નહીં એ શંકાસ્પદ છે પણ તેને નામે આવી વાત પ્રચલિત થઈ છે એ બીના તે કેવી જાતનો માણસ હતો તે બતાવે છે. પોતાના અભિપ્રાયોને માટે તેણે સહન પણ કર્યું હતું. ઘણી રીતે તે અસાધારણ પુરુષ હતો. જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની સ્ત્રીઓને તક આપવાની તેણે ખૂબ હિમાયત કરી હતી અને તે માનતો હતો કે એ માટે પોતાની લાયકાત પુરવાર કરવાની સ્ત્રીઓમાં પૂરેપૂરી શક્તિ છે. તેણે એવી પણ સૂચના કરી હતી કે, અસાધ્ય રોગથી પીડાતા અને એવી જ જાતના બીજા માણસોના જીવનનો અંત આણવો જોઈએ, કેમ કે તેઓ સમાજ પર બોજારૂપ છે. સ્પેન તે વખતે યુરોપનાં વિદ્યાનાં બીજાં કેન્દ્રો કરતાં ઘણું આગળ વધેલુ હતું અને કોરડોવાના યહૂદી તેમ જ આરબ પંડિતોનું પૅરિસમાં ને અન્યત્ર બહુમાન થતું હતું. બીજા યુરોપિયનો વિષે એ આરબોનો બહુ સારો અભિપ્રાય નહોતો. ટોલેડોનો સૈયદ નામનો એક આરબ લેખક પિરિનીઝ પર્વતની પેલી બાજુ રહેતા યુરોપિયનોનું આવું વર્ણન કરે છે: 'તેઓ લાગણીશૂન્ય છે અને કદી પણ પાકી સમજ પ્રાપ્ત કરતા નથી. તેમના શરીરનું કાઠું બહુ મોટું છે અને વર્ણે તેઓ ગોરા છે. પણ તેમનામાં વાક્ચાતુર્ય કે તીક્ષ્ણ બુદ્ધિ નથી.'

પશ્ચિમ તેમ જ મધ્ય એશિયામાં ફાલેલી આરબ સંસ્કૃતિ તેમ જ સભ્યતાએ આરબ અને ઈરાની એ બે પ્રવાહોમાંથી પ્રેરણા મેળવી હતી. એ બે પ્રવાહો એકબીજાથી અળગા પાડી ન શકાય એવા એકરૂપ થઈ ગયા અને

તેણે વીર્યશાળી વિચારો તેમ જ ઉપલા વર્ગના લોકોને માટે જીવનનું ઊંચું ધોરણ પેદા કર્યાં. આરબોમાંથી વીર્ય અને જિજ્ઞાસાવૃત્તિ આવ્યાં; ઈરાનીઓ પાસેથી જીવનની સંસ્કારિતા, કળા અને વૈભવવિલાસ આવ્યાં. તુર્કોના આધિપત્ય નીચે બગદાદની પડતી થતાં જિજ્ઞાસાવૃત્તિ તેમ જ બુદ્ધિવાદનાં પણ વળતાં પાણી થયાં. ચંગીઝખાન અને મોંગોલ લોકોએ એ બધાંનો અંત આણ્યો. એક સદી પછી મધ્ય એશિયા ફરીથી જાગ્રત થયો અને સમરકંદ તેમ જ હેરાત ચિત્રકળા અને સ્થાપત્યનાં કેન્દ્રો બન્યાં. તેમણે આરબ-ઈરાન સંસ્કૃતિની પુરાણી પરંપરા કંઈક અંશે ફરીથી સજીવન કરી. પણ આરબોનો બુદ્ધિવાદ અને વિજ્ઞાન માટેનો રસ ફરીથી જાગ્રત ન થયો. ઇસ્લામ વધારે રૂઢિચુસ્ત ધર્મ બની ગયો અને બુદ્ધિના ક્ષેત્રમાં વિજય મેળવવા કરતાં લશ્કરી વિજયો મેળવવા માટે તે વધારે યોગ્ય બન્યો હતો. એશિયામાં તેના મુખ્ય પ્રતિનિધિઓ હવે આરબો રહ્યા નહોતા. તેમનું એ સ્થાન હવે તુર્કો* તેમ જ મોંગોલોએ (પાછળથી હિંદમાં તેઓ મોગલ તરીકે ઓળખાયા) અને થોડે અંશે અફઘાનોએ લીધું. પશ્ચિમ એશિયાના આ મોંગોલ લોકો મુસલમાન થયા હતા; એશિયાના છેક પૂર્વના તેમ જ મધ્યના પ્રદેશમાં તેમણે બૌદ્ધ ધર્મ અંગીકાર કર્યો.

## ૩

## મહમુદ ગઝનવી અને અફઘાનો

આઠમી સદીના આરંભમાં ૭૧૨ની સાલમાં આરબો સિંધ પહોંચ્યા હતા અને તેનો તેમણે કબજો લીધો હતો. તેઓ ત્યાં જ અટકી ગયા. આશરે અર્ધી સદીમાં સિંધ પણ આરબ સામ્રાજ્યમાંથી છૂટું પડી ગયું; તે જોકે નાનકડા સ્વતંત્ર મુસ્લિમ રાજ્ય તરીકે ચાલુ રહ્યું. એ પછી લગભગ ત્રણસો વરસ સુધી હિંદ પર ચડાઈ કે બહારનો હુમલો ન થયો. ૧૦૦૦ની સાલના અરસામાં અફઘાનિસ્તાનના સુલતાન મહમુદ ગઝનવીએ હિંદ પર ચડાઈઓ કરવા માંડી. તે તુર્ક જાતિનો હતો અને મધ્ય એશિયામાં તેણે પોતાની સત્તા જમાવી હતી. તેણે હિંદ પર ઘણી ચડાઈઓ કરી. એ ચડાઈઓ ઘણી ક્રૂરતાભરી હતી અને તેમાં ભારે ખુનામરકી થઈ અને દરેક ચડાઈ વખતે મહમુદ હિંદમાંથી અઢળક

* મેં ઘણી વાર તુર્ક અથવા તુર્કી શબ્દ વાપર્યો છે. આથી ગૂંચવાડો ઊભો થવાનો સંભવ છે કારણ કે તુર્ક શબ્દ ઉસ્માની તુર્કોમાંથી ઊતરી આવેલા તુર્કોના લોકોને માટે વપરાય છે. તુર્કોની જાતે બીજી જાતો પણ છે. દાખલા તરીકે સેલ્જુક તુર્ક. મધ્ય એશિયા તેમ જ ચીની તુર્કસ્તાનની બધી તુરાની જાતિઓને તુર્ક અથવા તુર્કી કહી શકાય.

ખજાનો પોતાની સાથે લેતો ગયો તેનો સમકાલીન વિદ્વાન ખીવાનો આલ્બેરૂની એ ચડાઈઓનું આવુ વર્ણન કરે છે 'હિંદુઓ ધૂળના રજકણોની પેઠે દસે દિશાઓમા વેરાઈ ગયા અને લોકોના દિલમાં તેઓ પુરાણી કથાના અવશેષ બન્યા તેમના આ વિખેરાઈ ગયેના અવશેષોમા અલબત્ત, બધા મુસલમાનો સામે અમત તીવ્ર અને ઊડી ધૃણાની લાગણી છે' આ કાવ્યમય વર્ણન મહમુદે કરેલા વણસાડ અને ખાનાખરાબીનો આપણને કઈક ખ્યાલ આપે છે, અને છતાં યાદ રાખવુ જોઈએ કે, મહમુદ ઉત્તર હિંદના થોડા ભાગને જ અને તે પણ ખાસ કરીને તેની લશ્કરી કૂચોની આજુબાજુના પ્રદેશને જ ખૂદી વળ્યો હતો અને તેને તેણે લૂટયો હતો આખુયે મધ્ય, પૂર્વ અને દક્ષિણ હિંદ તેણે કરેલા સહારમાથી સપૂર્ણપણે બચી ગયુ હતુ

દક્ષિણ હિંદ પર તે વખતે અને તે પછી બળવાન ચોળ સામ્રાજ્યની આણ વર્તતી હતી એ સામ્રાજ્યનો દરિયાઈ માર્ગો પર પણ કાબૂ હતો અને તે ઠેઠ જાવામા આવેલા શ્રીવિજય તેમ જ સુમાત્રા સુધી પહોચ્યુ હતુ પૂર્વના સમુદ્રોમાં આવેલી હિંદી વસાહતો પૂર બહારમા ખીલીને બળવાન બની હતી એ વસાહતો અથવા સસ્થાનો અને દક્ષિણ હિંદ બનેએ મળીને દરિયા પર સત્તા જમાવી હતી પણ એથી ઉત્તર હિંદ પર જમીનમાર્ગે થતી ચડાઈ રોકી ન શકાઈ

મહમુદે પજાબ અને સિંધને પોતાના સામ્રાજ્યમા જોડી દીધા વળી દરેક ચડાઈ પછી તે ગિઝની ચાલ્યો જતો તે કાશ્મીર જીતી શકયો નહોતો એ પહાડી મુલક તેને અટકાવવામા અને નસાડી મૂકવામા સફળ થયો કાઠિયાવાડમા આવેલા સોમનાથ મહાદેવનું મદિર લૂટીને પાછા ફરતા રજપૂતાનાના રણમા પણ તેને મોટી હાર મળી હતી * આ તેની છેલ્લી ચડાઈ હતી અને એ પછી તે પાછો હિંદ આવ્યો નહી

---

* તારીખ-ઇ-સોરઠ નામના (રણછોડજી અમરજીએ તેનો અનુવાદ કર્યો છે, મુબઈ, ૧૮૮૨) એક જૂના ફારસી ગ્રથમા આ પરાજયના સબધમા એક વિચિત્ર ફકરો છે પા ૧૧૨ 'શાહ મહમુદ નાસીપાસ થઈને ભાગી છૂટયો અને એ રીતે તેણે પોતાની જિંદગી બચાવી પણ તેના સાથીઓમાથી ઘણા પકડાઈ ગયા. તેમા સ્ત્રી અને પુરુષ બનેનો સમાવેશ થતો હતો તુર્ક, અફઘાન અને મોગલ સ્ત્રી કેદીઓમાથી અપરિણિત સ્ત્રીઓને હિંદી સૈનિકોએ પત્ની તરીકે સ્વીકારી પરતુ બીજી કેદી સ્ત્રીઓને સખત જુલાબ આપી તેમના પેટ સાફ કરી એ રીતે તેમને શુદ્ધ કરીને તેમને તેમના સમાન દરજ્જાના માણસો સાથે પરણાવવામા આવી' 'નીચલા વર્ગની સ્ત્રીઓને નીચલા વર્ગના લોકો સાથે પરણાવવામા આવી પ્રતિષ્ઠિત માણસોને તેમની દાઢી મૂડાવી નાખવાની ફરજ પાડવામા આવી અને તેમને શેખાવત અને વઢેલ રજપૂત જાતિઓમા દાખલ કરવામા આવ્યા નીચલા વર્ગના લોકોને કોળી, ખાટ બાબરિયા તેમ જ મેર જ્ઞાતિઓમા દાખલ કરવામા

મહમુદ ધાર્મિક વૃત્તિનો હોવા કરતાં વધારે પ્રમાણમાં એક સમર્થ યોદ્ધો હતો અને બીજા ઘણા વિજેતાઓની પેઠે પોતાની જીતો મેળવવા માટે તેણે ધર્મના નામનો દુરુપયોગ કર્યો હતો. હિંદ તેને મન કેવળ ધનદોલત અને બીજી વસ્તુઓ પોતાના મુલકમાં ઉપાડી જવા માટેનું સ્થાન હતું. હિંદમાં પણ તેણે સૈન્યની ભરતી કરી અને તિલક નામના તેના એક જાણીતા સેનાપતિની સરદારી નીચે તેને મૂક્યું. તિલક હિંદવાસી અને હિંદુ હતો. આ લશ્કરનો ઉપયોગ તેણે મધ્ય એશિયામાં પોતાના સહધર્મીઓ સામે પણ કર્યો. પોતાના શહેર ગિઝનીને મધ્ય તેમ જ પશ્ચિમ એશિયાના મહાન શહેરોની બરાબરી કરી શકે એવું બનાવવાને તે ઉત્સુક હતો અને એટલા માટે તે હિંદમાંથી સંખ્યાબંધ કારીગરો તેમ જ સિદ્ધહસ્ત સ્થપતિઓ અને શિલ્પીઓને પોતાની સાથે ગિઝની લઈ ગયો. બાંધકામનો તેને ભારે શોખ હતો અને દિલ્હી નજીક આવેલું મથુરા શહેર જોઈને તે છક થઈ ગયો હતો. એ વિષે તેણે લખ્યું છે: 'ત્યાં આગળ (મથુરામાં) મુસલમાનોના ઈમાન જેવી મજબૂત એક હજાર ઇમારતો છે. કરોડો દીનાર (એક સિક્કો) એની પાછળ ખરચાયા પછી જ એ શહેર તેની આજની સ્થિતિએ પહોંચ્યું હશે. એના જેવું બીજું શહેર બસો વરસથી ઓછા સમયમાં બાંધી શકાય એમ નથી.'

પોતાની ચડાઈઓની વચ્ચેના ગાળાઓમાં પોતાના મુલકમાં સંસ્કૃતિને લગતી પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવામાં તે રસ લેતો હતો અને પોતાના પાટનગરમાં તેણે સંખ્યાબંધ નામાંકિત માણસોને એકઠા કર્યા હતા. શાહનામાનો કર્તા ફારસી કવિ ફિરદોસી તેમાનો એક હતો. પાછળથી તેને મહમુદ સાથે અણબનાવ થયો હતો. પંડિત અને પ્રવાસી આલએરૂની મહમુદનો સમકાલીન હતો અને પોતાનાં પુસ્તકોમાં તે મધ્ય એશિયાના તે સમયના જીવનની બીજી બાજુઓની આપણને ઝાંખી કરાવે છે. તે ખીવા પાસે જન્મ્યો હતો પણ તેનાં માબાપ ઈરાની હતાં. તે હિંદમાં આવ્યો હતો અને અહીં તેણે લાંબા પ્રવાસો કર્યા હતા. દક્ષિણ હિંદના ચોલ રાજ્યની મોટી મોટી નહેરો વિષે તે આપણને માહિતી આપે છે; દક્ષિણ હિંદમાં જોકે તે પોતે ગયો હતો કે કેમ એ શંકાસ્પદ છે. કાશ્મીરમાં તે સંસ્કૃત ભણ્યો અને હિંદનાં ધર્મ, ફિલસૂફી, વિજ્ઞાન તેમ જ

આવ્યા.' તારીખ-ઇ-સોરઠનો મને પોતાને પરિચય નથી અને એને કેટલા પ્રમાણમાં વિશ્વાસપાત્ર ગણી શકાય તેની મને ખબર નથી. મેં ઉતારો ૬૦ મા૦ મુનશીના ધિ ગ્લોરી ધૅટ વૉઝ ગુર્જર દેશ નામના પુસ્તકમાંથી લીધો છે (ભાગ ત્રીજો, પા. ૧૪૦). ખાસ જાણવા અને નોંધવા જેવી બીના તો જે રીતે વિદેશીઓને રજપૂત કુળોમાં દાખલ કર્યા હોવાનું અને તેમની સાથે લગ્નો કરવાનું કહેવાય છે તે છે. શુદ્ધ કરવાની ક્રિયાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે રસિક છે.

કળા વગેરેનો તેણે અભ્યાસ કર્યો હતો એ પહેલાં ગ્રીસની ફિલસૂફીનો અભ્યાસ કરવા માટે તે ગ્રીક ભાષા શીખ્યો હતો તેણે લખેલા પુસ્તકો કેવળ માહિતીના ભંડાર નથી, યુદ્ધ, લૂંટફાટ, સંહાર અને ખુનામરકીની પાછળ પણ ખંતપૂર્વક વિદ્યાની ઉપાસના ચાલુ રહી હતી તેમ જ રાગદ્વેષથી એકબીજા સાથેના સંબંધો બગડ્યા હતા તે સમયે પણ એક દેશના લોક બીજા દેશના લોકોને સમજવાનો પ્રયત્ન કરતા હતા, એનો ખ્યાલ તેઓ આપણને આપે છે એ રાગદ્વેષોની બન્ને પક્ષના માનસ પર અસર થઈ હતી એ નિર્વિવાદ છે અને દરેક જણ પોતાની પ્રજાને બીજી પ્રજા કરતા ચડિયાતી લેખતો હતો હિંદીઓને વિષે અલ્બેરૂની કહે છે કે તેઓ 'ઘમંડી, મિથ્યાભિમાની, આત્મસંતોષી અને જડસુ છે' અને તેઓ માને છે કે, 'દુનિયામા તેમના જેવો બીજો કોઈ દેશ નથી, તેમના જેવી બીજી પ્રજા નથી, તેમના રાજાઓ જેવા બીજા રાજાઓ નથી, તેમના જેવુ વિજ્ઞાન બીજે નથી' ઘણુ કરીને એ પ્રજાના સ્વભાવનુ આ ઘણે અંશે સાચુ વર્ણન છે

હિંદના ઇતિહાસમા મહમૂદની ચડાઈઓ એક મોટો બનાવ છે રાજકીય દૃષ્ટિએ જોકે આખા હિંદ પર એની ઝાઝી અસર થઈ નહોતી અને મધ્ય હિંદ તો એનાથી સાવ અસ્પૃષ્ટ રહ્યુ હતુ એ ચડાઈઓએ હિંદની નબળાઈ અને તેમા પેઠેલો સડો ઉઘાડા પાડ્યાં, અને અલ્બેરૂની ઉત્તર અને પશ્ચિમ હિંદની રાજકીય ફાટફૂટ વિષે આપણને વળી વધારે માહિતી આપે છે વાયવ્ય તરફથી ઉપરાછાપરી આવેલી આ ચડાઈઓએ હિંદની વિચાર અને અર્થવ્યવસ્થાની વાડાબંધીમા ઘણા નવા તત્ત્વો દાખલ કર્યાં ખાસ કરીને એ ચડાઈઓએ ઇસ્લામને પહેલી વાર દારુણ લશ્કરી વિજય સાથે હિંદમા દાખલ કર્યો એમ તો ત્રણસો વરસ કરતાયે વધારે સમયથી એક ધર્મ તરીકે ઇસ્લામ શાન્તિપૂર્વક હિંદમા આવ્યો હતો અને કોઈ પણ પ્રકારની મુશ્કેલી કે ઘર્ષણ વિના હિંદના બીજા બધા ધર્મોની સાથે તેણે પોતાનુ સ્થાન લીધુ હતુ તેના આ નવી રીતે થયેલા આગમનથી હિંદની પ્રજાના માનસ પર પ્રબળ અસર થઈ અને પરિણામે તેના દિલમા કડવાશની તીવ્ર લાગણી પેદા થઈ નવા ધર્મની સામે તેમનો વિરોધ નહોતો પણ પોતાની જીવનપ્રણાલીમા તે જબરદસ્તીથી દખલ કરે અને તેને ઉથલાવી નાખે તેની સામે તેમનો સખત વિરોધ હતો

હિંદુ ધર્મ તેના જુદે જુદે સ્વરૂપે અહીંનો પ્રધાન ધર્મ હતો તે છતા હિંદ એ અનેક ધર્મોને આશરો આપનાર દેશ છે એ હકીકત હમેશાં યાદ રાખવી જોઈએ જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ ઘણે અંશે અલગ ધર્મ રહ્યા નહોતા અને હિંદુ ધર્મમા સમાઈ ગયા હતા. તે ઉપરાંત અહીં ખ્રિસ્તી તેમ જ યહૂદી ધર્મ મોજૂદ હતા એ બંને ધર્મો ઘણુ કરીને ઈશુની પહેલી સદીમાં

હિંદમાં આવ્યા હતા અને એ બંનેને અહીં સ્થાન મળ્યું હતું. દક્ષિણ હિંદમાં સીરિયન ખ્રિસ્તીઓ તેમ જ નેસ્ટોરિયનો મોટી સંખ્યામાં હતા અને તેઓ બીજાઓના જેટલા જ આ દેશના વતની હતા. એ જ રીતે ખોજા જેટલા જરથોસ્તી ધર્મી પારસીઓ પણ સાતમી સદીમાં ઈરાનથી અહીં આવ્યા અને આ દેશના વતની બન્યા. હિંદના પશ્ચિમ અને વાયવ્ય કાંઠા પર વસતા ઘણા મુસલમાનોની બાબતમાં પણ એમ જ બન્યું હતું.

પણ મહમુદ અહીં વિજેતા તરીકે આવ્યો અને પંજાબ માત્ર તેના સામ્રાજ્યની સરહદ પરનો એક પ્રાન્ત બન્યો. આમ છતાં જ્યારે તેણે એ પ્રદેશનો રાજવહીવટ પોતાને હસ્તક લીધો ત્યારે એ પ્રાન્તની પ્રજાને થોડેઘણે અંશે પણ મનાવી લેવા માટે તેણે પોતાની આગળની રીતરસમો હળવી કરવાનો પ્રયત્ન કર્યો. તેમના જીવનવહેવારમાં ઝાઝી દરમ્યાનગીરી કરવામાં ન આવી અને રાજવહીવટમાં તેમ જ લશ્કરમાં ઊંચા હોદ્દાઓ પર હિંદુઓને નીમવામાં આવ્યા. મહમુદના સમયમાં આ પ્રક્રિયાનો આરંભ જ થયેલો દેખાય છે, પછીના વખતમાં એની પ્રગતિ થવાની હતી.

૧૦૩૦ની સાલમાં મહમુદ મરણ પામ્યો. એના મરણ બાદ એક્સો સાઠ વર્ષ કરતાયે વધારે સમય સુધી હિંદ પર કોઈ પણ ચડાઈ ન થઈ અથવા તુર્ક રાજ્યઅમલ પંજાબથી આગળ વધારવાનો કોઈ પ્રયાસ પણ ન થયો. પછીથી શાહબુદ્દીન ઘોરીએ ગિઝનીનો કબજો લીધો અને તેના સામ્રાજ્યનો અંત આણ્યો. તે પોતાનું સૈન્ય લઈને લાહોર આવ્યો અને ત્યાંથી દિલ્હી પહોંચ્યો. પણ દિલ્હીના રાજા પૃથ્વીરાજ ચૌહાણે તેને સખત હાર આપી. શાહબુદ્દીન અફઘાનિસ્તાન પાછો ફર્યો અને બીજે વરસે બીજું લશ્કર લઈને ફરીથી આવ્યો. આ વખતે તેની જીત થઈ અને ૧૧૯૨ની સાલમાં તે દિલ્હીની ગાદી પર બેઠો.

પૃથ્વીરાજ એક વીર યોદ્ધા તરીકે આજે પણ પ્રજામાં મશહૂર છે અને તેને વિષે અનેક કાવ્યો તેમ જ વીરરસથી ભરેલી કથાઓ રચાઈ છે. કેમ કે પ્રેમને ખાતર ફના થઈ જનારાઓ હમેશાં પ્રજાના પ્રીતિપાત્ર બને છે. જેને તે ચાહતો હતો અને તેને જે ચાહતી હતી તે કન્યાને તેના સ્વયંવરના સમારંભમાં ત્યાં આગળ એકઠા થયેલા અનેક રાજાઓની પરવા કર્યા વિના તેના પિતા કનોજના રાજા જયચંદ્રના ખુદ મહેલમાંથી પૃથ્વીરાજ ઉપાડી ગયો હતો. થોડા વખત માટે તે પોતાની પ્રિયતમાને મેળવી શક્યો ખરો પણ એ માટે તેને મોટો ભોગ આપવો પડ્યો. એને કારણે તેને એક બળવાન રાજા સાથે યુદ્ધમાં ઊતરવું પડ્યું અને એમાં બંને પક્ષના શૂરવીર લોકોએ પોતાના જાન ગુમાવ્યા. આ માહોમાંહેના યુદ્ધમાં દિલ્હી અને મધ્ય હિંદના નાનામોટા રાજાઓ તેમ જ સામંતોએ ભાગ લીધો અને ઘણા લોકો એકબીજાને હાથે કપાઈ મૂઆ. એ રીતે પૃથ્વીરાજે કેવળ

એક સ્ત્રીના પ્રેમને ખાતર પોતાના પ્રાણ તેમ જ રાજગાદી ખોયાં અને સામ્રાજ્યનું પાટનગર દિલ્હી બહારના હુમલાખોરને હાથ જઈ પડ્યું. પણ એની પ્રેમકથાનું કાવ્ય હજીયે ગવાય છે અને તેની એક વીર પુરુષ તરીકે ગણના થાય છે; જ્યારે જયચંદને લગભગ એક દેશદ્રોહી જેવો લેખવામાં આવે છે.

દિલ્હી આ રીતે જિતાયું. તેથી કંઈ બાકીનું હિંદ પરાધીન બન્યું એવું નથી. દક્ષિણમાં ચોલ લોકો હજીયે બળવાન હતા અને બીજાં સ્વતંત્ર રાજ્યો પણ હતાં. દક્ષિણ હિંદના ઘણાખરા ભાગ પર અફઘાન અમલ ફેલાતાં હજી દોઢ સદી જેટલો સમય લાગ્યો. પણ દિલ્હી એ નવા યુગના આગમનનું સૂચક અને પ્રતીક હતું.

## ૪

## હિંદના અફઘાનો: દક્ષિણ હિંદ, વિજયનગર: બાબર: દરિયાઈ સત્તા

બ્રિટિશ ઇતિહાસકારો તેમ જ કેટલાક હિંદી ઇતિહાસકારો પણ હિંદના ઇતિહાસને પ્રાચીન અથવા હિંદુ યુગ, મુસલમાની યુગ અને બ્રિટિશ યુગ એવા ત્રણ મુખ્ય ભાગોમાં વહેંચી નાખે છે. આ રીતના ભાગો નથી બુદ્ધિયુક્ત કે નથી સાચા, એ આપણને ભ્રામક અને ખોટી દૃષ્ટિ આપે છે. એ હિંદી પ્રજાના રાજકીય, આર્થિક અને સાંસ્કૃતિક વિકાસમાં થયેલા મહત્ત્વના ફેરફારો કરતાં ખાસ કરીને મથાળે થયેલા ઉપર ઉપરના ફેરફારોનું વિવરણ કરે છે. કહેવાતો પ્રાચીન યુગ અતિ વિશાળ ફેરફારો, ઉત્કર્ષ, અવનતિ અને વળી પાછા થયેલા ઉત્કર્ષની ઘટનાઓથી ભરપૂર છે જેને મુસલમાની યુગ અથવા મધ્ય યુગ કહેવામાં આવે છે તેમાં વળી એક બીજો અને મહત્ત્વનો ફેરફાર થયો અને છતાં તે વત્તાઓછા પ્રમાણમાં મથાળે જ મર્યાદિત હતો અને તેણે હિંદની જીવનપ્રણાલીની પરાપૂર્વથી અસ્ખલિતપણે ચાલી આવતી મૂળભૂત પરંપરા પર ઝાઝી અસર ન કરી. વાયવ્ય તરફથી હિંદમાં આવેલા હુમલાખોરો પ્રાચીનમાંના પોતાના અનેક પુરોગામીઓની પેઠે હિંદમાં સમાઈ ગયા અને તેના જીવનના એક ભાગ જેવા બન્યા. તેમના રાજવંશો હિંદી રાજવંશો બન્યા. વળી, આંતરવિવાહને લીધે જુદી જુદી જાતિઓનું સારી પેઠે મિશ્રણ થયું. ગણ્યાગાંઠ્યા અપવાદો બાદ કરતાં પ્રજાના જીવનવહેવાર, આચારવિચાર, તેમ જ રૂઢિઓમાં કશી દખલ ન કરવાનો વિચારપૂર્વકનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. હિંદને તેઓ પોતાનું વતન અથવા માતૃભૂમિ ગણતા હતા અને તેમને બહારનું કશું અવલંબન નહોતું. તેમના આવવા છતાંયે હિંદ સ્વતંત્ર દેશ રહ્યો હતો.

બ્રિટિશરોના આગમનથી મહત્ત્વનો ફેર પડ્યો અને જૂની વ્યવસ્થા અનેક રીતે ઊખડી ગઈ પશ્ચિમમાથી તેઓ સર્વથા ભિન્ન પ્રેરક બળ લાવ્યા એ પ્રેરક બળ યુરોપમા પુનર્જાગૃતિના, ધર્મસુધારણાના તેમ જ ઇગ્લંડની રાજકીય ક્રાતિના કાળથી ધીમે ધીમે વિકસવા લાગ્યુ હતુ અને ઔદ્યોગિક ક્રાતિના આરભમા તે મૂર્તસ્વરૂપે પ્રગટ થવા લાગ્યુ હતું અમેરિકાની તથા ફ્રાસની ક્રાતિઓ તેને વળી વધારે આગળ લઈ જનાર હતી બ્રિટિશરો હિંદમા વિદેશી, પરાયા તેમ જ અતડા રહ્યા અને અહીના લોકો સાથે ભળવાનો તેમણે પ્રયત્ન કર્યો જ નહી અને વિશેષમા હિંદના ઇતિહાસમા પહેલી જ વાર રાજવહીવટ બહારથી ચલાવાતો થયો તેની અર્થવ્યવસ્થાનુ કેન્દ્ર દૂરના મુલકમા જઈ પડ્યુ બ્રિટિશ લોકોએ હિંદને આધુનિક જમાનાની વિશિષ્ટ પ્રકારની વસાહત બનાવી દીધી, તેના લાબા ઇતિહાસમા તેને પહેલી જ વાર પરાધીન દેશ બનાવવામા આવ્યો

મહમુદ ગઝનવીની હિંદ પરની ચડાઈ ખરુસ પરદેશી તુર્ક લોકોની ચડાઈ હતી અને એને પરિણામે પંજાબ થોડા વખતને માટે બાકીના હિંદથી છૂટુ પડી ગયુ બારમી સદીના અતમા આવેલા અફઘાનો તેમનાથી ભિન્ન હતા તેઓ આર્ય જાતિના હતા અને હિંદના લોકો સાથે નિકટપણે સંકળાયેલા હતા સાચે જ, અફઘાનિસ્તાન ઘણા લાબા વખત સુધી હિંદનો જ એક ભાગ હતુ અફઘાનોની પુશ્તુ ભાષા મૂળ સંસ્કૃતમાથી ઊતરી આવી હતી હિંદી સંસ્કૃતિનાં અને ખાસ કરીને બુદ્ધના યુગના પ્રાચીન સ્મારકો તેમ જ અવશેષો જેટલાં અફઘાનિસ્તાનમા છે તેટલા હિંદમા કે બીજે બહુ ઓછા સ્થળોએ મળી આવે છે સાચુ કહેતા અફઘાનોને હિંદી અફઘાનો કહેવા જોઈએ કાશ્મીરના પહાડી પ્રદેશના લોકો વધારે ગરમ અને સપાટ પ્રદેશના લોકોથી જુદા પડતા હતા અને મેદાનોમા વસતા લોકોથી ઘણી રીતે જુદા પડતા હતા પણ આ ભિન્નતા હોવા છતા કાશ્મીર હમેશ હિંદી વિદ્યા તેમ જ સંસ્કૃતિનુ એક મહત્ત્વનુ કેન્દ્ર રહ્યુ છે વધારે સંસ્કારી અને સ્વભાવની સરળતા ગુમાવી બેઠેલા આરબો અને ઈરાનીઓ કરતા પણ અફઘાનો ભિન્ન હતા. તેમના પહાડી કિનારાઓના જેવા તેઓ ખડતલ અને ઝનૂની હતા પોતાના ધર્મની બાબતમા ખૂબ કટ્ટર હતા અને શૂરવીર યોદ્ધાઓ હતા બુદ્ધિની પ્રવૃત્તિઓ અથવા બુદ્ધિના સાહસો તરફ તેમનુ વલણ નહોતુ આરભમા તેમણે બળવાખોર પ્રજા સાથે વિજેતાઓના જેવુ વર્તન રાખ્યુ અને તેઓ ક્રૂર તેમ જ ઘાતકી હતા

પણ થોડા જ વખતમા તેમનુ વલણ હળવુ થયુ હિંદ તેમનુ વતન બન્યુ અને મહમુદના સમયની પેઠે દૂર આવેલુ ગિઝની નહીં પણ દિલ્હી તેમનુ પાટનગર હતું જ્યાથી તેઓ આવ્યા હતા તે અફઘાનિસ્તાન કેવળ તેમના

રાજ્યની સરહદ પરનો એક ભાગ હતો. તેઓ ઝડપથી હિંદી થતા જતા હતા અને તેમનામાંથી ઘણા આ દેશની સ્ત્રીઓને પરણ્યા. તેમનો એક મહાન રાજકર્તા અલાઉદ્દીન ખિલજી પોતે હિંદુ સ્ત્રીને પરણ્યો હતો અને તેના પુત્રે પણ એમ જ કર્યું હતું. કુતબુદ્દીન, રઝિયા બેગમ અને અલ્તમશ જેવા એ પછીના કેટલાક રાજકર્તાઓ તુર્ક જાતિના હતા. પણ અમીર વર્ગ તેમ જ લશ્કર પ્રધાનપણે અફઘાન રહ્યાં. સામ્રાજ્યનાં પાટનગર તરીકે દિલ્હી ખૂબ આબાદ થયું. જેણે અનેક દેશોમાં પ્રવાસ કર્યા હતા અને જેણે કેરોથી કૉન્સ્ટાન્ટિનોપલ અને ચીન સુધીનાં ઘણાં શહેરો જોયાં હતાં તે ઇબ્ન બતૂતા નામના મોરોક્કોના મશહૂર આરબ પ્રવાસીએ ચૌદમી સદીમાં એને 'જગતના એક મોટામાં મોટા શહેર' તરીકે વર્ણવ્યું છે. આ વર્ણનમાં કદાચ થોડીઘણી અતિશયોક્તિ હોવાનો સંભવ ખરો.

દિલ્હીની સલ્તનત દક્ષિણ તરફ પણ વિસ્તરી. ચોલ રાજ્યની પડતી થવા લાગી હતી પણ તેને સ્થાને એક નવું દરિયો ખેડનાર રાજ્ય ઊભું થયું હતું. આ પાંડ્ય રાજ્ય હતું અને મદુરા તેની રાજધાની હતી. પૂર્વ કિનારા પર આવેલું કાયલ તેનું બંદર હતું. એ નાનકડું રાજ્ય હતું પણ વેપારનું મોટું મથક હતું. ચીનથી પાછા ફરતાં ૧૨૮૮ની અને ૧૨૯૩ની સાલમાં એમ બે વાર માર્કોપોલોએ કાયલની મુલાકાત લીધી હતી અને અરબસ્તાનનાં તેમ જ ચીનનાં વહાણોથી ખીચોખીચ ભરેલા બંદરવાળા 'ઉમદા અને મહાન શહેર' તરીકે તેણે તેને વર્ણવ્યું છે. હિંદના પૂર્વ કિનારા પર બનતી અને 'કરોળિયાના જાળા જેવી દેખાતી' અતિ બારીક મલમલનો પણ તે ઉલ્લેખ કરે છે. માર્કોપોલો આપણને બીજી એક મજાની હકીકત પણ જણાવે છે. દક્ષિણ હિંદમાં અરબસ્તાન અને ઈરાનમાંથી સમુદ્રમાર્ગે મોટી સંખ્યામાં ઘોડાઓની આયાત કરવામાં આવતી હતી. દક્ષિણ હિંદની આબોહવા ઘોડાની ઉછેર માટે અનુકૂળ નહોતી અને ઘોડાઓ તેમના બીજા ઉપયોગ ઉપરાંત લશ્કરી હેતુને માટે જરૂરી હતા. ઘોડાના ઉછેર માટે સારામાં સારું મથક મધ્ય એશિયા તેમ જ પશ્ચિમ એશિયા હતું અને મધ્ય એશિયાની જાતિઓના યુદ્ધના ક્ષેત્રમાં ચડિયાતાપણાનો એ બીના પરથી કંઈક અંશે ખુલાસો મળી રહે છે. ચંગીઝખાનના મોગલો પ્રથમ પંક્તિના ઘોડેસવાર સૈનિકો હતા અને તેમને તેમના ઘોડાઓ પર અપાર પ્રીતિ હતી. તુર્ક લોકો પણ સરસ ઘોડેસવાર હતા અને આરબનો પોતાના ઘોડા પરનો પ્રેમ જગજાહેર છે. ઉત્તર ને પશ્ચિમ હિંદમાં અને ખાસ કરીને કાઠિયાવાડમાં ઘોડાની ઉછેર માટેનાં કેટલાંક સારાં મથકો છે. અને રજપૂતો ઘોડાના ભારે શોખીન છે. નામીચા ઘોડાને માટે નાની નાની અનેક લડાઈઓ થયેલી નોંધાયેલી છે. દિલ્હીના સુલતાનને એક રજપૂત રાજાનો ઘોડો

ગભી ગયાની અને તેની પાસેથી તેણે એ ઘોડાની માગણી કર્યાની એક વાત પ્રચલિત છે. હારાના રાજાએ લોદી સુલતાનને જવાબ આપ્યો: 'ઘોડો, તેની પ્રિયતમા અને તેની શમશેર — આ ત્રણ વસ્તુની રજપૂત પાસે માગણી કરવી નહીં' અને પછી તેણે પોતાનો ઘોડો મારી મૂક્યો. પછીથી એને અંગે મુશ્કેલી ઊભી થઈ હતી.

ચૌદમી સદીના છેવટના ભાગમાં તુર્ક અથવા તુર્ક મોગોલ જાતિનો તૈમુર ઉત્તર તરફથી હિંદ પર ચડી આવ્યો અને દિલ્હીની સલ્તનતને તેણે જમીન દોસ્ત કરી હિંદમાં તે થોડા જ માસ રહ્યો, તે દિલ્હી આવ્યો અને ત્યાંથી પાછો ફર્યો. પણ પોતાની કૂચના માર્ગની આસપાસનો બધો પ્રદેશ તેણે તારાજ કરી મૂક્યો અને પોતે મારી નાખેલા માણસોની ખોપરીના ઠેકઠેકાણે મિનારા ઊભા કર્યા. ખુદ દિલ્હી પણ મુડદાંઓનું નગર બની ગયું. સદ્ભાગ્યે દેશમાં તે વધારે આગળ ગયો નહીં અને આ ભીષણ આપત્તિ માત્ર પંજાબ અને દિલ્હીના થોડા ભાગોને જ સહેવી પડી.

આ મૃત્યુનિદ્રામાંથી જાગતાં દિલ્હીને ઘણાં વરસ લાગ્યાં અને એમાંથી જાગ્યું ત્યારે તે એક મહાન સામ્રાજ્યનું પાટનગર રહ્યું નહોતું તૈમુરની ચડાઈએ એ સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યું હતું અને એ ભંગારમાંથી દક્ષિણમાં ઘણાં રાજ્યો ઊભાં થયાં એ પહેલાં ઘણા વખત અગાઉ ચૌદમી સદીના આરંભમાં બે મોટાં રાજ્યો ઊભાં થયાં હતાં. એક ગુલબર્ગનું બાહ્મણી* રાજ્ય અને બીજું વિજયનગરનું હિંદુ રાજ્ય. પછી ગુલબર્ગ પાંચ રાજ્યોમાં વહેંચાઈ ગયું અહમદનગરનું રાજ્ય એ પાંચમાંનું એક હતું. ૧૪૯૦ની સાલમાં અહમદનગરના રાજ્યની સ્થાપના કરનાર અહમદ નિઝામશાહ બાહ્મણી સુલતાનોના વજીર નિઝામ-ઉલ-મુલ્ક ભૈરીનો પુત્ર હતો આ નિઝામ-ઉલ-મુલ્ક ભૈરુ નામના (જેના પરથી તેનું નામ ભૈરી પડ્યું) બ્રાહ્મણ હિસાબનીસનો પુત્ર હતો. આમ, અહમદનગરનો રાજવંશ મૂળે દેશી રાજવંશ હતો અને અહમદનગરની વીરાંગના ચાંદબીબી મિશ્ર લોહીની હતી દક્ષિણના બધા મુસલમાની રાજ્યો દેશી રાજ્યો જ હતાં અને તેમણે હિંદી સંસ્કૃતિ અપનાવી હતી.

તૈમુરની દિલ્હીની લૂંટ પછી ઉત્તર હિંદ નમાલું રહ્યું અને તેના ભાગલા પડી ગયા દક્ષિણ હિંદની સ્થિતિ વધારે સારી હતી અને વિજયનગર દક્ષિણના

* દક્ષિણના બાહ્મણી રાજ્યના ઉદ્ભવ તથા તેના નામ વિષે એક મજાની હકીકત છે. આ રાજ્યનો સ્થાપક એક અફઘાન મુસલમાન હતો. તેની કારકિર્દીના આરંભમાં ગંગુ નામના બ્રાહ્મણે તેને આશ્રય આપ્યો હતો. તેના ઉપકારના સ્મરણ તરીકે તેણે પોતે એ બ્રાહ્મણનું નામ ગ્રહણ કર્યું અને પોતાના રાજવંશને તેણે બાહ્મણીવંશ નામથી ઓળખાવ્યો.

રાજ્યોમાં સૌથી બળવાન હતું આ રાજ્ય તેમ જ શહેરે ઉત્તર હિંદના ઘણા હિંદુ નિરાશ્રિતોને પોતાના તરફ ખેંચ્યા તત્કાલીન હેવાલો પરથી જણાય છે કે વિજયનગર ધનિક અને અસાત રમણીય શહેર હતું મધ્ય એશિયાથી આવેલો અબ્દુર રઝાક કહે છે, 'દુનિયાભરમાં આવું શહેર હોવા વિષે સાંભળ્યું નથી કે એવું શહેર નજરે જોયું નથી' બજારોમાં ઠેકઠેકાણે કમાનો અને ભવ્ય ઝરૂખાઓ હતા અને તે સૌથી ઊંચો રાજાનો મહેલ હતો તેની આસપાસ "પથ્થરોમાંથી કાપી કાઢેલી સુવાળ નીકોમાંથી નાના નાના અનેક ઝરણાંઓ તેમ જ વહેળાઓ વહેતા હતા' આખા શહેરમાં ઠેકઠેકાણે અનેક બગીચાઓ હતા અને ૧૪૨૦ની સાલમાં ત્યાં આગળ આવેલો નિકોલો કોન્તી નામનો ઇટાલીનો પ્રવાસી લખે છે તેમ એને લીધે એ શહેરનો ઘેરાવો સાઠ માઈલનો હતો એ પછીથી રેનેસૉં એટલે કે પુનર્જાગૃતિના યુગના ઇટાલીના શહેરોની મુનાસબત લઈને ૧૫૨૨ની સાલમાં વિજયનગર આવેલો પાએઝ નામનો ફિરંગી મુસાફર કહે છે, "વિજયનગર શહેર રોમ જેટલું મોટું છે અને દેખાવે બહુ જ રમણીય છે' શહેરની અજાયબી ભરેલી વસ્તુઓનું તેમ જ તેના અગણિત સરોવરો જળમાર્ગો અને બાગબગીચાઓની શોભાનું તે વિસ્તારથી વર્ણન કરે છે અને જણાવે છે, "દુનિયામાં એ સૌથી વધારે ભર્યુંભાદર્યું શહેર છે' અને 'દરેક વસ્તુની ત્યાં રેલમછેલ છે' રાજમહેલના ઓરડાઓ જાણે હાથીદાંતના જ હતા અને ભારોટને ટેકવનારા થાંભલાઓને મથાળે હાથીદાંતમાં ગુલાબ અને કમળનાં ફૂલો કોતરેલા હતા —'એ બધું એટલું તો સમૃદ્ધ અને મનોરમ છે કે બીજે ક્યાંય તેનો જોટો નહી જડે' ત્યાંના રાજા કૃષ્ણદેવ રાય વિષે પાએઝ લખે છે "સૌને તેનો ખૂબ ધાક છે અને તે સકળગુણસંપન્ન રાજા છે તે ઘણો ખુશમિજાજ અને હસમુખો છે વિદેશીઓનું તે સન્માન કરે છે, તેમને હેતથી આવકાર આપે છે અને તેમની સ્થિતિ ચાહે તેવી હોય તોયે તેમને અંગેની બધી પૂછપરછ કરે છે'

દક્ષિણમાં વિજયનગર પૂર જાહોજલાલીમાં હતું એ વખતે દિલ્હીના નાનકડા રાજ્યને એક નવા દુશ્મનનો સામનો કરવો પડ્યો ઉત્તરના પહાડો ઓળંગીને વળી એક બીજો હુમલાખોર ચડી આવ્યો અને ત્યાં આગળ અનેક વાર હિંદના ભાવિનો નિર્ણય થયો છે તે દિલ્હી પાસેના પાણીપતના રણમેદાન પર ૧૫૨૬ની સાલમાં તેણે દિલ્હીની રાજગાદી જીતી લીધી એ બાબર હતો એ તુર્ક-મોંગોલ જાતિનો હતો અને મધ્ય એશિયાના તિમુરીદ વંશનો નાનકડો રાજા હતો એનાથી હિંદના મોગલ સામ્રાજ્યનો આરંભ થાય છે

બાબરને મળેલી સફળતા ઘણું કરીને કેવળ દિલ્હીની સલ્તનતની નબળાઈને જ નહી, તેની પાસે દારૂગોળો ફેંકવાના નવાં અને વધારે સારાં સાધનો હતાં

તેને પણ આભારી હતી હિંદમા તે વખતે એના સાધનો વપરાશમા નહોતા આ સમયથી માડીને હિંદ યુદ્ધની કળાની ખિન્નતામા પાછળ પડતુ જણાય છે એમ કહેવુ વધારે સાચુ થાય કે, યુદ્ધની એ કળા યા શાસ્ત્રમા યુરોપ આગળ વધ્યે જતુ હતુ ત્યારે આખો એશિયા જ્યાનો ત્યા જ રહ્યો મહાન મોગલ સામ્રાજ્ય હિંદમા બે સદી સુધી બળવાન રહ્યુ એ ખરુ પણ સત્તરમી સદીમા અને તે પછી યુરોપિયન સૈન્યોની સાથે સમાન ધોરણે મુકાબલો કરી શકે એવુ ઘણુ કરીને તે નહોતુ પણ યુરોપનો દરિયાઈ માર્ગો પર કાબૂ હોય તે સિવાય તેનુ લશ્કર હિંદમા આવી શકે એમ નહોતુ યુરોપની દરિયાઈ સત્તાની ખિન્નતી એ સદીઓ દરમ્યાન થતો જતો મુખ્ય ફેરફાર હતો તેરમી સદીમા દક્ષિણના ચોલ રાજ્યની પડતી થયા પછી હિંદની દરિયા પરની સત્તા ઝપાટાબંધ તૂટી ગઈ નાનકડુ પાંડ્ય રાજ્ય દરિયા સાથે નિકટપણે સંકળાયેલું હતુ એ ખરુ પણ તે પૂરતુ બળવાન નહોતુ પરંતુ હિંદની વસાહતોએ પંદરમી સદી સુધી હિંદી મહાસાગર પર પોતાની સત્તા ટકાવી રાખી એ પછી આરબોએ તેમને ત્યાથી રુખસદ આપી થોડા જ વખત પછી પોર્ટુગાલના ફિરંગી લોકોએ આરબોને ત્યાથી હાકી કાઢ્યા

## ૫

## સમન્વય અને મિશ્ર સંસ્કૃતિનો વિકાસ· પડદો કબીર: ગુરુ નાનક: અમીર ખુશરુ

બ્રિટિશ લોકોના હિંદમાના આગમનને ખ્રિસ્તી ધર્મીઓની ચડાઈ તરીકે વર્ણવવુ અથવા હિંદમાના બ્રિટિશ અમલના કાળને ખ્રિસ્તી યુગ કહેવો એ જેમ ખોટુ છે તેવુ જ મુસલમાનોની હિંદ પરની ચડાઈની અથવા હિંદમાના મુસલમાની યુગની વાત કરવી એ ખોટુ અને ગેરસમજ પેદા કરનારુ છે ઇસ્લામે હિંદ પર ચડાઈ કરી નહોતી કેટલીક સદીઓ અગાઉ તે હિંદમા આવ્યો હતો હિંદ પર તુર્ક લોકોએ (મહમુદે) ચડાઈ કરી હતી, પછી અફઘાનોએ ચડાઈ કરી હતી અને તે પછી તુર્ક મોગલ અથવા મોગલોએ ચડાઈ કરી અને આમા છેલ્લી બે ચડાઈઓ મહત્ત્વની હતી અફઘાનોને સરહદ પરના હિંદીઓ લેખી શકાય તેમને હિંદમા પરાયા ભાગ્યે જ કહી શકાય અને તેમના રાજ્યઅમલના યુગને હિંદી અફઘાન યુગ કહી શકાય મોગલો હિંદમા બહારથી આવેલા લોકો હતા અને પરાયા હતા એ ખરુ પણ અસાધારણ ઝડપથી તેઓ હિંદની વ્યવસ્થામાં ગોઠવાઈ ગયા અને તેમણે હિંદી મોગલ યુગનો આરંભ કર્યો

સ્વેચ્છાપૂર્વક કે સંજોગવશાત્ અથવા એ બંને કારણે અફઘાન રાજકર્તાઓ અને તેમની સાથે આવનારાઓ હિંદમાં ભળી ગયા. તેમના રાજવંશો સંપૂર્ણપણે હિંદી બની ગયા, હિંદની ભૂમિમાં તેમણે પોતાનાં મૂળ નાખ્યાં અને હિંદને તેઓ પોતાનું વતન અને બાકીની દુનિયાને પરાયા મુલક તરીકે લેખવા લાગ્યા. તેમની સાથે રાજકીય ઝઘડા અને વિખવાદો હોવા છતાં, સામાન્ય રીતે તેમને હિંદીઓ ગણવામાં આવતા હતા અને કેટલાક રજપૂત રાજાઓએ સુધ્ધાં તેમનું આધિપત્ય સ્વીકાર્યું હતું. પણ બીજા કેટલાક રજપૂત રાજાઓએ તેમને વશ થવાનો ઇનકાર કર્યો અને તેને પરિણામે ખૂનખાર લડાઈઓ થઈ. ફિરોજશાહ નામના દિલ્હીના એક મશહૂર સુલતાનની મા હિંદુ હતી. એ જ રીતે ગ્યાસુદ્દીન તઘલખની મા પણ હિંદુ હતી. અફઘાન તુર્ક અને હિંદુ ઉમરાવ વર્ગમાં આવાં લગ્નો ઝાઝાં થતાં નહોતાં એ ખરું, પરંતુ એવાં લગ્નો થતાં પણ હતાં એ નિર્વિવાદ છે. દક્ષિણમાં ગુલબર્ગાના મુસલમાન રાજકર્તા વિજયનગરની હિંદુ રાજકુંવરી વેરે ભારે ધામધૂમ અને દબદબાથી પરણ્યો હતો.

મધ્ય અને પશ્ચિમ એશિયાના મુસ્લિમ દેશોમાં હિંદીઓની શાખ બહુ સારી હતી એમ જણાય છે. છેક અગિયારમી સદીમાં એટલે કે હિંદ પર અફઘાનોની ચડાઈ થઈ તે પહેલાં ઇદ્રીસિ નામના એક મુસ્લિમ ભૂગોળવેત્તાએ લખ્યું છે : 'હિંદીઓ સ્વાભાવિક રીતે ન્યાયને રસ્તે ચાલનારા છે અને પોતાના વ્યવહારોમાં એ માર્ગ પરથી ચલિત થતા નથી. બીજાઓ સાથેના તેમના સંબંધોમાં તેમની શુભનિષ્ઠા, નેકદિલી તેમ જ વફાદારી જગજાહેર છે અને એ ગુણોને માટે તેઓ એટલા મશહૂર છે કે, ચારે દિશામાંથી આવીને લોકો તેમના દેશમાં ટોળે વળે છે.'*

કાયમનું રાજતંત્ર ઊભો થયો અને ખાસ કરીને લશ્કરી હેતુઓ માટે અવરજવરનાં સાધનોમાં ખાસ સુધારો થયો. વળી, હવે રાજસત્તા વધારે કેન્દ્રિત અને એકહથ્થુ બની. સ્થાનિક રૂઢિઓ તેમ જ રીતરિવાજોમાં દખલ ન કરવાની જોકે કાળજી રાખવામાં આવતી હતી. શેરશાહ (મોગલ યુગના આરંભના સમયમાં થોડા વખત માટે તે સત્તા પર આવ્યો હતો) અફઘાન રાજકર્તાઓમાં સૌથી કાબેલ રાજકર્તા હતો. તેણે જમાબંધીનો પાયો નાખ્યો. પાછળથી અકબરે તેને વિકસાવી. અકબરના મશહૂર મહેસૂલી પ્રધાન રાજા ટોડરમલને પ્રથમ શેરશાહે નોકરીમાં રાખ્યો હતો. અફઘાન રાજકર્તાઓ શક્તિશાળી હિંદુઓને ઉત્તરોત્તર વધુ ને વધુ પ્રમાણમાં કામમાં લેવા લાગ્યા હતા.

અફઘાનોની છતની હિંદ પર અને હિંદુ ધર્મ પર દ્વિવિધ અસર થઈ, અને એ બંને પરસ્પરવિરોધી અસર હતી. તાત્કાલિક અસર એ થઈ કે લોકો

---

* ઇલિયટના હિસ્ટરી ઑફ ઇન્ડિયામાંથી પુ ૧, પા ૯૮

પોતાના ઘરબાર છોડીને અફઘાન અમલ નીચેના પ્રદેશથી દૂર દક્ષિણમા ચાલ્યા જવા લાગ્યા જેઓ ત્યા ને ત્યા રહ્યા તેઓ વધારે અક્કડ, રૂઢિચુસ્ત અને ચોખ્ખપથી અન્યા, પોતાની આસપાસ કવચ રચીને તેમાં ભરાઈ ગયા અને જ્ઞાતિ-વ્યવસ્થાને વધારે કડક બનાવીને તેમણે વિદેશીઓની જીવનપ્રણાલી તેમ જ અસરોથી બચવાનો પ્રયત્ન કર્યો બીજી બાજુ, વિચાર તેમ જ જીવનમાં ધીમે ધીમે આ વિદેશી પ્રણાલીને અપનાવવા તરફ વલણ પેદા થયુ એ વલણ જોકે વિચારપૂર્વકનુ હતુ એમ ભાગ્યે જ કહી શકાય આપોઆપ જ સમન્વય ઉદ્ભવ્યો સ્થાપત્યમા નવી શૈલી પેદા થઈ ખોરાક અને પહેરવેશમા ફેરફાર થયો અને જીવનમા એવા એવા બીજા અનેક ફેરફારો થયા સગીતના ક્ષેત્રમા થયેલો આ સમન્વય ખાસ તરી આવતો હતો અને પ્રાચીન હિંદી પ્રણાલીને વફાદાર રહીને હિંદી સગીતે અનેક દિશાઓમા પોતાનો વિકાસ સાધ્યો ફારસી ભાષા રાજભાષા બની અને સખ્યાબધ ફારસી શબ્દો લોકોની બોલીમા દાખલ થયા સાથે સાથે જ જુદી જુદી લોકભાષાઓનો પણ વિકાસ થયો

• પડદો અથવા સ્ત્રીઓએ ઘરમા પુરાઈ રહેવાનો રિવાજ એ હિંદમા થયેલા કમનસીબ ફેરફારોમાનો એક હતો આમ કેમ બન્યુ એ સ્પષ્ટપણે જાણી શકાતુ નથી પણ જૂના તત્ત્વો પર નવાની અસરને પરિણામે એ રિવાજ કોઈ ને કોઈ રીતે પ્રચલિત થયો એ ચોક્કસ છે બીજા અનેક દેશો અને ખાસ કરીને ગ્રીસની પેઠે હિંદમા પણ પહેલા ઉમરાવ વર્ગના લોકોમા સ્ત્રીપુરુષના વહેવાર વચ્ચે અમુક પ્રકારનુ અતર અથવા અળગાપણુ હતુ કંઈક એવા જ પ્રકારનુ અળગાપણુ પ્રાચીન કાળના ઈરાનમા અને થોડે અશે આખાયે પશ્ચિમ એશિયામા પણ મોજૂદ હતુ પરતુ ક્યાયે સ્ત્રીઓને માટે સર્વથા ઘરમા પુરાઈ રહેવાનુ નહોતુ ઘણુ કરીને બાઈઝેન્ટાઈનના દરબારી મડળોમા એની શરૂઆત થઈ હતી ત્યા આગળ સ્ત્રીઓના રણવાસ અથવા જનાનખાના પર ચોકી કરવાને કંચુકીઓ રાખવામા આવતા હતા બાઈઝેન્ટાઈનની અસર રશિયા સુધી પહોચી અને મહાન પીટરના સમય સુધી સ્ત્રીઓ ત્યા કડક પડદો રાખતી હતી તાર્તાર લોકો સાથે એ રિવાજને કશો સબધ નહોતો તેઓ પોતાની સ્ત્રીઓને એવી રીતે પડદામા યા ઘરમા પૂરી રાખતા નહોતા એ સારી રીતે પુરવાર થઈ ચૂક્યુ છે અરબી ફારસી મિશ્ર સસ્કૃતિ પર બાઈઝેન્ટાઈનના રીતરિવાજોની અનેક રીતે અસર થઈ હતી અને ઉપલા વર્ગોમાં સ્ત્રીઓને બહારના વહેવારોથી અળગી રાખવાનો ચાલ અમુક અશે શરૂ થયો હતો, આમ છતા અફઘાનિસ્તાનમા કે પશ્ચિમ અથવા મધ્ય એશિયાના ભાગોમા સ્ત્રીઓને પડદામા રાખવાનો રિવાજ ક્યાયે નહોતો દિલ્હીનો કબજો લીધા પછી ઉત્તર હિંદમા ફેલાઈ જનાર અફઘાનોમા પણ કડક પડદાનો રિવાજ નહોતો તુર્ક અને

અગ્રધાન શાહજાદીઓ તેમ જ ઉમરાવજાદીઓ ઘણી વાર ઘોડા પર સવારી કરતી, શિકારે જતી અને એકબીજાને ત્યાં આવતી જતી હતી. મક્કાની હજ દરમ્યાન સ્ત્રીઓએ પોતાનો ચહેરો ખુલ્લો રાખવો જોઈએ એ ઇસ્લામનો પુરાણો રિવાજ હતો અને હજી પણ એ રિવાજ પળાય છે. મોગલ યુગમાં હિંદમાં પડદાનો રિવાજ દાખલ થયાનું જણાય છે. એ સમયે હિંદુ તેમ જ મુસ્લમાનો એ બંનેમાં પડદો રાખવો એ પ્રતિષ્ઠા અને ગૌરવનું લક્ષણ થઈ પડ્યું. જ્યાં આગળ મુસ્લિમ રહેણીની અસર વિશેષ થઈ હતી એવા દિલ્હી, યુક્ત પ્રાંતો, રજપૂતાના, બિહાર અને બંગાળ વગેરે ભાગોમાં ઉપલા વર્ગના લોકોમાં ખાસ કરીને પડદાનો રિવાજ પ્રચલિત થયો. અને આમ છતાં, જ્યાં આગળ મુસલમાનોની વસતી વધારે છે એવા પંજાબ અને સરહદ પ્રાંતમાં પડદાનો રિવાજ એટલો કડક નથી એ વિચિત્ર છે. દક્ષિણ તેમ જ પશ્ચિમ હિંદમાં થોડાક મુસલમાનો સિવાય બીજા લોકોમાં પડદો બિલકુલ નથી.

છેલ્લી સદીઓમાં થયેલી હિંદની અધોગતિનાં કારણોમાં પડદાના રિવાજે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે એ વિષે મને લવલેશ શંકા નથી. હિંદમાં પ્રગતિશીલ સમાજજીવન ખીલે એ માટે આ જંગલી રિવાજને જડમૂળથી દૂર કરવો જોઈએ એ વિષે પણ મને રજભાર શંકા નથી. એથી સ્ત્રીને નુકસાન થાય છે એ તો ઉઘાડી વાત છે પણ એને લીધે પુરુષને, જેને ઘણોખરો વખત એકલા પડદાનશીન સ્ત્રીના સહવાસમાં રહેવું પડે છે તે ઊછરતા બાળકને અને એકંદરે આખાયે સમાજજીવનને પણ એટલું જ નુકસાન થાય છે. સદ્ભાગ્યે આ કુરિવાજ હિંદુઓમાંથી ઝપાટાબંધ અદૃશ્ય થતો જાય છે; મુસલમાનોમાંથી એ ધીમે ધીમે નાબૂદ થતો જાય છે. પડદાની પ્રથાને નાબૂદ કરવામાં સૌથી મોટો ફાળો કોંગ્રેસની રાજકીય અને સામાજિક હિલચાલેએ આપ્યો છે. એને પરિણામે મધ્યમ વર્ગની સ્ત્રી હજારોની સંખ્યામાં કોઈ ને કોઈ પ્રકારની જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેતી થઈ. ગાંધીજી પડદાના કટ્ટા દુશ્મન છે. તેમણે એને 'અનિષ્ટ અને જંગલી પ્રથા' તરીકે વર્ણવી છે અને કહ્યું છે કે એણે સ્ત્રીઓને પછાત રાખી છે અને તેમનો વિકાસ કુંઠિત કર્યો છે. 'એ જંગલી પ્રથાને વળગી રહીને પુરુષો હિંદની સ્ત્રીઓને જે અન્યાય કરી રહ્યા છે તેનો વિચાર મેં કર્યો. ભૂતકાળમાં પહેલવહેલી એ પ્રથા દાખલ થઈ ત્યારે એનો ભલે ગમે તે ઉપયોગ હશે પણ આજે એ નિરુપયોગી બની છે અને દેશને પારાવાર નુકસાન કરી રહી છે.' ગાંધીજી કહે છે કે, પોતાનો વિકાસ સાધવાની સ્ત્રીઓને પુરુષોના જેવી છૂટ અને તક હોવી જોઈએ 'સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધો સમજપૂર્વકના હોવા જોઈએ. તેમની વચ્ચે કશી બાધાઓ ઊભી કરવી ન ઘટે. તેમનું એકબીજા સાથેનું વર્તન સહજ અને સ્વાભાવિક હોવું જોઈએ.' પોતાનાં લખાણો અને

ભાષણો દ્વારા ગાંધીજીએ સ્ત્રીઓની સમાનતા અને સ્વતંત્રતાને માટે સબળ હિમાયત કરી છે અને ઘરમાં તેમની પરાધીન સ્થિતિને તેમણે કડક શબ્દોમાં વખોડી કાઢી છે.

હું બીજી વાત પર ચડી ગયો અને એકાએક છલંગ ભરીને આધુનિક જમાનાની વાત પર ઊતરી પડ્યો. હવે મારે અફઘાનોએ દિલ્હીમાં પોતાની રાજ્યસત્તા સ્થાપી તે પછી જૂની અને નવી જીવનપ્રણાલી વચ્ચે જે સમન્વય પેદા થતો જતો હતો તે મધ્ય યુગના સમયમાં પાછા પહોંચી જવું જોઈએ. એમાના ઘણાખરા ફેરફારો મથાળાના ઉમરાવ વર્ગના તેમ જ ઉપલા વર્ગના લોકોમાં થયા અને આમજનતા પર, ખાસ કરીને ગામડામાં વસતા જનસમુદાય પર, એની કશી અસર ન થઈ. એ ફેરફારો મૂળ રાજદરબારી મંડળોમાં ચાલુ થયા અને શહેરો તેમ જ કસબાઓમાં તેમનો ફેલાવો થયો. ઉત્તર હિંદમા મિશ્ર સંસ્કૃતિના વિકાસની પ્રક્રિયા આ રીતે શરૂ થઈ અને તે ઘણી સદીઓ સુધી ચાલવાની હતી. દિલ્હી અને આજે જે યુક્ત પ્રાંતો તરીકે ઓળખાય છે તે પ્રદેશ પહેલાંના વખતમાં જેમ પ્રાચીન આર્ય સંસ્કૃતિના કેન્દ્ર બન્યાં હતાં અને હજી પણ એના કેન્દ્ર તરીકે ચાલુ રહ્યાં હતાં, તેમ આ નવા સમન્વયનાં પણ કેન્દ્રો બન્યાં. પણ મોટા ભાગની આ આર્ય સંસ્કૃતિ ધીમે ધીમે દક્ષિણ તરફ ચાલી ગઈ અને દક્ષિણ હિંદ સનાતન અથવા રૂઢિચુસ્ત હિંદુ ધર્મનું મથક બન્યું.

તૈમુરની ચડાઈને લીધે દિલ્હીની સલ્તનત નબળી પડી તે પછી જોનપુરમાં (યુક્ત પ્રાંતોમાં) એક નાનકડું મુસલમાની રાજ્ય ઊભું થયુ. આખી પંદરમી સદી દરમ્યાન એ રાજ્ય કળા, સંસ્કૃતિ અને ધર્મસહિષ્ણુતાનુ કેન્દ્ર રહ્યું. વિકસતી જતી લોકભાષા હિંદીને ત્યાં ઉત્તેજન આપવામાં આવ્યુ અને હિંદુ ધર્મ તથા ઇસ્લામનો સમન્વય કરવાનો પ્રયાસ સુધ્ધાં કરવામાં આવ્યો. એ જ અરસામા દૂર ઉત્તરે આવેલા કાશ્મીરમા ઝૈનુલાબાદીન નામનો એક સ્વતંત્ર મુસલમાન રાજકર્તા પોતાની ધર્મસહિષ્ણુતા તેમ જ સંસ્કૃત વિદ્યા અને પુરાણી સંસ્કૃતિને આપેલા ઉત્તેજન માટે મશહૂર થયો.

હિંદભરમા આ નવું મંથન ચાલુ થયુ હતુ અને નવા નવા વિચારો લોકોના મનમાં ગડમથલ પેદા કરતા હતા. પહેલાના વખતની જેમ હિંદ અજાણપણે નવી પરિસ્થિતિ સાથે મેળ સાધવાનો, વિદેશી તત્ત્વને અપનાવી લેવાનો પ્રયત્ન કરતું હતું અને એમ કરતાં કરતાં થોડેઘણે અંશે પોતે પણ બદલાતું જતુ હતુ. આ મનોમંથનમાથી નવીન પ્રકારના સુધારકો જાગ્યા તેઓ વિચારપૂર્વક આ સમન્વયની હિમાયત કરવા લાગ્યા અને જ્ઞાતિવ્યવસ્થાને તેમણે કાં તો વખોડી કાઢી અથવા તેના પ્રત્યે દુર્લક્ષ કર્યું. દક્ષિણમાં પંદરમી સદીમાં થઈ ગયેલો હિંદુ રામાનંદ અને તેનાથીયે વધારે મશહૂર તેનો મુસલમાન

શિષ્ય કબીર આવા સુધારકો હતા કબીર બનારસનો વણકર હતો તેના ભજનો સારી પેઠે લોકપ્રિય છે ઉત્તરમા ગુરુ નાનક થયા. તે શીખ ધર્મના સંસ્થાપક મનાય છે આ સુધારકોની અસર તે દરેનની પાછળ ઊભા થયેલા પથોની બહાર ઘણા બહોળા ક્ષેત્રમા થઈ આ નવા વિચારોની અસર સમગ્ર હિંદુ ધર્મ પર પહોચી અને હિંદમાનો ઇસ્લામ ધર્મ પણ બીજા સ્થાનોના ઇસ્લામ કરતા કંઈક ભિન્ન બન્યો ઇસ્લામના કટ્ટર એકેશ્વરવાદની અસર હિંદુ ધર્મ પર થઈ અને હિંદુના અસ્પષ્ટ સર્વેશ્વરવાદ એટલે વસ્તુમાત્રમા ઈશ્વરનુ દર્શન કરવાના વલણની હિંદના મુસલમાનો પર પણ અસર પહોચી મોટા ભાગના હિંદના મુસલમાનો હિંદુમાથી મુસલમાન થયા હતા. તેઓ પ્રાચીન પરંપરામા ઊછર્યા હતા અને તેના વાતાવરણમા રહેતા હતા, બહારથી તો ઓછા જેટલા મુસલમાનો આવ્યા હતા , મુસ્લિમ અધ્યાત્મવાદ અથવા સૂફીવાદની પણ વૃદ્ધિ થઈ ઘણું કરીને એનુ મૂળ નવપ્લેટોવાદમા રહેલુ હતું

વિદેશી પ્રજા હિંદમા ઉત્તરોત્તર સમાતી અને એકરૂપ થતી જતી હતી એનુ સૌથી મહત્ત્વનું સૂચન ફારસી રાજભાષા તરીકે ચાલુ રહી હોવા છતા તેમણે કરવા માંડેલો લોકભાષાનો ઉપયોગ છે આરંભકાળના મુસલમાનોએ હિંદી ભાષામા લખેલાં નોધવા જેવા પુસ્તકો ઘણા છે એ લેખકોમા અમીર ખુશરુ સૌથી વધારે મશહૂર હતો તે ચૌદમી સદીમા થઈ ગયો અને તેના જીવનકાળ દરમ્યાન ઘણા અફઘાન સુલતાનો થઈ ગયા તે તુર્ક જાતિનો હતો અને તેનુ કુટુંબ ત્રણ પેઢીથી સંયુક્ત પ્રાંતોમા આવીને વસ્યુ હતુ તે ફારસી ભાષાનો પ્રથમ પંક્તિનો કવિ હતો અને સંસ્કૃત ભાષા પણ જાણતો હતો તે મહાન સંગીતકાર પણ હતો અને હિંદી સંગીતમા તેણે ઘણા ફેરફારો કર્યા તેમ જ તેમા નવા તત્ત્વો દાખલ કર્યા તેણે સિતારના તતુવાદ્યની શોધ કરી હોવાનું પણ કહેવાય છે તેણે ઘણા વિષયો પર લખ્યુ છે અને ખાસ કરીને હિંદ જે જે બાબતે મા શ્રેષ્ઠ હતું તે ગણાવીને તેણે હિંદના યશોગાન ગાયા છે એમા ધર્મ, ફિલસૂફી, પ્રમાણશાસ્ત્ર, સંસ્કૃત ભાષા અને વ્યાકરણ, સંગીત, ગણિત વિજ્ઞાન અને ફેરી વગેરેનો સમાવેશ થાય છે।

પણ એ સૌ કરતા, લોકોની પ્રચલિત ભાષા હિંદીમાં તેણે લખેલા ભજનોને લીધે તેની ખ્યાતિ વિશેષ કરીને છે માત્ર ગણ્યાગાંઠ્યા લોકો જ જે સમજી શકે એ ભાષાનો તેણે સમજપૂર્વક પોતાના સાહિત્યસર્જનમા ઉપયોગ ન કર્યો કેવળ ભાષા માટે જ નહીં પણ રૂઢિઓ અને જીવનના આચારવિચાર માટે પણ તે ગ્રામવાસીઓ પાસે પહોચ્યો જુદી જુદી ઋતુઓને વિષે તેણે કાવ્યો રચ્યા છે અને હિંદની પ્રાચીન શિષ્ટ શૈલી પ્રમાણે દરેક ઋતુ માટે તેને બંધબેસતા ચોક્કસ રાગો અને શબ્દો નિશ્ચિત હતા કુલવધૂનુ આગમન, પ્રેમીઓનો વિયોગ,

જ્યારે સૂકી જમીનમાં જીવન તરવરી ઊઠે છે તે વર્ષા ઋતુ વગેરે જીવનની ભિન્ન ભિન્ન અવસ્થાઓ વિશે તેણે કાવ્યો રચ્યાં છે એનાં કાવ્યો અને ભજનો હજી આજે પણ દેશના મોટા ભાગમાં ગવાય છે, અને ઉત્તર તેમ જ મધ્ય હિંદના કોઈ પણ ગામ કે શહેરમાં તે સાંભળવા મળે છે વર્ષા ઋતુનો આરંભ થાય છે અને પ્રત્યેક ગામમાં આંબા કે પીપળાના ઝાડની ડાળીઓ પર હીંચકા બાંધીને એ પ્રસંગ ઊજવવા માટે ગામની કન્યાઓ તથા છોકરાઓ એકઠાં મળે છે ત્યારે ખાસ કરીને એ ગીતો ગવાય છે

અમીર ખુશરોએ પાર વગરનાં ઉખાણાં તેમ જ સમસ્યાઓ રચ્યાં છે બાળકો તેમ જ મોટેરાઓને એમાં ખૂબ રસ પડે છે તેનાં એ ઉખાણાં તેમ જ સમસ્યાઓ અને કાવ્યોએ તેના લાંબા જીવનકાળ દરમ્યાન જ તેની ખ્યાતિ ચોપાસ ફેલાવી હતી તેની એ નામના ચાલુ રહી એટલું જ નહીં, કાળે કરીને વધતી ગઈ છે છસો વરસ પર લખાયેલાં કાવ્યો એટલાં ને એટલાં લોકપ્રિય રહે અને લોકમાનસ પર એટલી ને એટલી અસર કરતાં રહે તેમ જ એક શબ્દમાત્રના પણ ફેરફાર વિના હજી ગવાતાં રહે એવો બીજો દાખલો ક્યારે હોય તો મારી જાણમાં નથી

## ૬

## હિંદની સમાજવ્યવસ્થા—સમૂહનું મહત્ત્વ

હિંદ વિશે કંઈક જાણનાર દરેક જણે જ્ઞાતિવ્યવસ્થા વિશે સાંભળ્યું હોય છે બહારની લગભગ હરેક વ્યક્તિ અને હિંદમાં પણ કેટલાક લોકો તેને વખોડે છે અથવા એ સમગ્ર પ્રથાની ટીકા કરે છે એના પાયામાં રહેલા સિદ્ધાંતનો સ્વીકાર કરનારા હજી પણ ઘણા છે અને અસંખ્ય હિંદુઓ પોતાના જીવનમાં તેને અનુસરે છે એમાં શક નથી પણ જ્ઞાતિવ્યવસ્થાની અનેક શાખા ઉપશાખાઓ સહિત તેના હાલના સ્વરૂપમાં તેને મંજૂર રાખે એવો હિંદમાં પણ ભાગ્યે જ કોઈ હશે જ્ઞાતિ શબ્દના ઉપયોગને અંગે ઘણો ગોટાળો પેદા થાય છે કેમ કે, જુદા જુદા લોકો એમાં જુદો જુદો અર્થ આરોપે છે સામાન્ય યુરોપિયન અથવા તેના જેવી દૃષ્ટિ અને વિચાર ધરાવનાર હિંદી એને કેવળ જડ થઈ ગયેલા વાડાબંધીના અખત્યાર વર્ગો તરીકે અને વર્ગના ચડતાઊતરતા દરજ્જા સાચવી રાખવા માટેની, ઉપલા વર્ગને સદાને માટે મથાળા પર ને નીચલા વર્ગોને સદાને છેક નીચલા પગથિયા પર રાખવા માટેની ચતુરાઈભરેલી પદ્ધતિ તરીકે લેખે છે એમાં કંઈક સત્ય છે અને મૂળમાં ઘણું કરીને એ આર્ય વિજેતાઓને જિતાયેલા લોકોથી અળગા અને તેમની ઉપરવટ રાખવા માટેની યુક્તિ જ હશે

એના વિકાસકાળ દરમ્યાન તો બેશક એણે એવો જ ભાગ ભજવ્યો છે, આરંભમાં જોકે એમાં લવચીકતાનું તત્ત્વ ઠીક ઠીક પ્રમાણમાં હતું. આમ છતાંયે એ વાત અંશતઃ જ સાચી છે અને એનાથી જ્ઞાતિ સંસ્થાના સામર્થ્યનો, એની સંધાનશક્તિનો તેમ જ છેક અત્યાર સુધી જે રીતે એ ટકી રહી છે તે બીનાનો ખુલાસો આપણને મળતો નથી. એ બૌદ્ધ ધર્મના પ્રબળ આઘાત અને અક્રમણનો તેમ જ મોગલોના ઘણી સદીઓના રાજ્યઅમલ અને ઇસ્લામના ફેલાવા પછી ટકી રહી એટલું જ નહીં, એની સામે પોતાનો અવાજ ઉઠાવનાર અસંખ્ય હિંદુ સુધારકોના જહેમતભર્યા પ્રયાસો છતાં પણ તે ટકી છે. માત્ર આજને વખતે જ એની હસ્તી ગંભીર જોખમમાં આવી પડી છે અને ખુદ એના પાયા પર પ્રહાર થવા માંડ્યા છે. હિંદુ સમાજમાં સુધારણા માટેની પ્રબળ ધગશ જાગવાને લીધે મુખ્યત્વે એમ બનવા માંડ્યું છે એવું નથી. હિંદુ સમાજમાં જોકે એવી ધગશ મોજૂદ છે એમાં શંકા નથી. વળી, પશ્ચિમના વિચારોને કારણે પણ એમ થયું નથી; એ વિચારોની અસર જોકે ખસૂસ થઈ છે. આપણી નજર આગળ જે પલટો ચાલી રહ્યો છે તે તત્ત્વતઃ સમગ્ર હિંદી સમાજવ્યવસ્થાને જે હચમચાવી રહ્યા છે તેમ જ જે તેને સંપૂર્ણપણે ઉથલાવી પાડે એવો પણ સંભવ છે એવા પાયાના આર્થિક ફેરફારોને આભારી છે. જીવનની પરિસ્થિતિ બદલાઈ છે અને વિચારપ્રણાલીઓ પણ એટલી બધી બદલાતી જાય છે કે એ સ્થિતિમાં જ્ઞાતિવ્યવસ્થા ટકી રહે એ અસંભવિત જેવું લાગે છે. એને સ્થાને શું આવશે એ કહેવું મારા ગજા ઉપરવટની વાત છે, કેમ કે જ્ઞાતિવ્યવસ્થા કરતાં કંઈક વિશેષ હોડમાં મુકાયું છે. ઝઘડો સમાજસંગઠનના પ્રશ્ન અંગેની બે પરસ્પરવિરોધી દૃષ્ટિ વચ્ચે છે: પ્રાચીન હિંદી ખ્યાલ પ્રમાણે સમૂહ એ સામાજિક સંગઠનનો પાયાનો ઘટક છે; જ્યારે પશ્ચિમનો નિરંકુશ વ્યક્તિવાદ સમૂહ કરતાં વ્યક્તિને વિશેષ મહત્ત્વ આપે છે.

આ ઝઘડો અથવા સંઘર્ષ કેવળ હિંદ પૂરતો જ નથી; એ પશ્ચિમના દેશોમાં તેમ જ સમગ્ર દુનિયામાં ઉપસ્થિત થયો છે. ત્યાં આગળ જોકે એ ભિન્ન સ્વરૂપ ધારણ કરે છે. લોકશાસનવાદી ઉદારમતવાદમાં મૂર્ત સ્વરૂપ ધારણ કરનાર યુરોપની ઓગણીસમી સદીની સંસ્કૃતિ એ વ્યક્તિવાદની પરમાવધિ રજૂ કરે છે. એ લોકશાસનવાદી ઉદારમતવાદ આર્થિક તેમ જ સામાજિક ક્ષેત્રમાં પણ વિસ્તર્યો હતો. ઓગણીસમી સદીની એ વિચારસરણી તેના રાજકીય અને સામાજિક સંગઠન સહિત વીસમી સદીમાં પણ સંક્રાન્ત થઈ છે. પણ અત્યારે તે જરીપુરાણી થઈ ગયેલી અને તેની વેળા વીતી ગઈ હોય એવી લાગે છે, અને કટોકટી તેમ જ યુદ્ધના બોજા નીચે તે તૂટવા લાગી છે. સમૂહ અને સમાજના મહત્ત્વ પર આજે વધારે ભાર મૂકવામાં આવે છે અને પ્રશ્ન હવે

વ્યક્તિના અને સમૂહ અથવા સમાજના દાવા વચ્ચે સુમેળ સાધવાનો છે એ સવાલનો ઉકેલ જુદા જુદા દેશોમા જુ I જુદા સ્વરૂપો ધારણ કરે એમ બને પણ બધાને લાગુ પડી શકે એવા પાયાના અથવા મૂળભૂત ઉકેલ માટેનુ વલણ ઉત્તરોત્તર વધતું જશે

જ્ઞાતિ-વ્યવસ્થા કઈ ઇનામદી વસ્તુ નથી સમાજસગઠનની એથી ઘણી વિશાળ યોજનાનો એ એક ભાગ અને તે પણ મહત્ત્વનો ભાગ છે એની દેખીતી બદીઓ દૂર કરી અને એનુ અક્કડપણુ ઓછુ કરી એ પ્રથા જેમની તેમ રાખવાનું કદાચ શક્ય બને એમ હોય પણ એમ થવાનો સભવ ઓછો છે, કેમ કે કાર્ય કરી રહેલા આર્થિક અને સામાજિક બળોને એ ઇમારતની કશી પડી નથી એ બળો એના પાયા પર હુમલો કરી રહ્યા છે અને તેને આધાર આપનાર ટેકાઓને પણ હચમચાવી રહ્યા છે સાચ જ એનો એ આધાર ઘણોખરો ક્યારનો જતો રહ્યો છે અથવા હવે ઝપાટાબધ જવા લાગ્યો છે, અને જ્ઞાતિ-વ્યવસ્થા હવે કશાયે આધાર કે ટેકા વિના અટૂલી પડી ગઈ છે જ્ઞાતિ-વ્યવસ્થા આપણને ગમે કે ન ગમે એ પ્રશ્ન આજે રહ્યો નથી આપણા ગમાઅણગમાની પરવા કર્યા વિના ફેરફારો થઈ રહ્યા છે પણ તેણે નિર્માણ કરેલી સમાજસગઠનની સ્થિરતા અને સઘાતશક્તિ દ્વારા સારી રીતે વ્યક્ત થતી સમગ્ર હિદી પ્રજાની પ્રકૃતિ તથા પ્રતિભાનો આપણે પૂરેપૂરો લાભ ઉઠાવી શકીએ એ રીતે એ ફેરફારોને યોગ્ય ઘાટ આપવાનુ અને તેમને યોગ્ય દિશામા વાળવાનુ ખસૂસ આપણા હાથમા છે

સર જ્યૉર્જ બર્ડવુડે ક્યાક કહ્યુ છે 'હિદીઓ જ્ઞાતિ વ્યવસ્થાને વળગી રહેશે ત્યા સુધી હિદુસ્તાન સાચા સ્વરૂપમા હિદુસ્તાન હશે, પણ જે દિવસે તેમણે તેનો ત્યાગ કર્યો ત્યારથી હિદુસ્તાનનો લોપ થશે યશસ્વી દ્વીપરૂપ બ્રિટિશ સામ્રાજ્યના બ્રિસ્ટ ઇન્ડનની કક્ષા પર ઊતરી જશે' જ્ઞાતિ સાથે અથવા તે વિના બ્રિટિશ સામ્રાજ્યમા ઘણા લાબા સમયથી આપણે એવી અધોગતિમા આવી પડ્યા છીએ અને ભવિષ્યમા આપણી સ્થિતિ જે થવાની હોય તે થાઓ પણ કોઈ પણ સજોગોમા તે બ્રિટિશ સામ્રાજ્યની સરહદની અદર નહી પરતુ સર જ્યૉર્જ બર્ડવુડના કથનમા કઈક તથ્ય છે ખરુ તેમણે જોકે એ બાબત ઘણું કરીને આ દૃષ્ટિથી નથી જોઈ આ સમાજવ્યવસ્થાને કેમણે આજના સમયને તેમ જ પ્રજાની પ્રકૃતિને વધારે અનુકૂળ આવે એવી બીજી કોઈક વ્યવસ્થા આવે તે સિવાય આ વિરાટ અને લાબા કાળથી ચાલતી આવેલી વ્યવસ્થા તૂટી પડવાને લીધે સમાજજીવન સપૂર્ણપણે છિન્નભિન્ન થઈ જાય અને પરિણામે સમાજની સઘાતશક્તિનો લોપ થાય, સમગ્ર પ્રજાને પારાવાર યાતનાઓ વેઠવી પડે અને વ્યક્તિના આચારમા પાર વગરની વિકૃતિ

પેદા થાય એમ બને. સંક્રાંતિકાળમાં એવું વિશ્લેષણ એટલે કે વેગળેવેરણ થવાની ક્રિયા અનિવાર્ય હોય એમ બને; આજે દુનિયામાં આ જાતનું વિશ્લેષણ સારી પેઠે ચાલી રહ્યું છે. આવા વિશ્લેષણથી પેદા થતાં દુઃખ અને યાતનાઓની તાવણીમાથી પસાર થતાં થતાં જ પ્રજા કદાચ પોતાનો વિકાસ સાધતી હશે, જીવનના પાઠો શીખતી હશે અને પલટાતી પરિસ્થિતિ સાથે નવેસરથી પોતાનો સુમેળ સાધતી હશે.

આમ છતાં, જેને માટે આપણે કાર્ય કરી રહ્યા હોઈએ તે ભાવિ વ્યવસ્થાની કંઈક કલ્પના કર્યા વિના — પછી ભલેને એ અસ્પષ્ટ કલ્પના હોય — માત્ર ભાંગફોડ કરીને, હવે કંઈક સારી વ્યવસ્થા પેદા થશે એવી આશામાં આપણે બેસી રહી શકીએ નહીં. આપણે કેવળ પોલાણ પેદા કરીને બેસી રહીએ એ ન ચાલે; નહીં તો એ પોલાણ, જેને માટે આપણને પાછળથી પસ્તાવું પડે એ રીતે, આપોઆપ ભરાઈ જાય. આપણે જે રચનાત્મક યોજનાઓ કરીએ તેમાં આપણે જેની સાથે કામ લેવાનુ છે તે પ્રજા, તેના વિચારો તેમ જ ઝંખનાઓની પૂર્વપીઠિકા અને જેમાં રહીને આપણે કાર્ય કરવાનું છે તે વાતાવરણ વગેરે બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ. એ બધા તરફ દુર્લક્ષ કરીને મનોરથોની કોઈ ધ્યેયવાદી યોજના ઘડી કાઢવી અથવા બીજા દેશોમાં બીજાઓએ જે કર્યું હોય તેની કેવળ નકલ કરવાનો વિચાર કરવો એ મૂર્ખાઈભરેલું થાય. એથી જેણે આપણા લોકો પર આટલી પ્રબળ અસર કરી છે તે હિંદની પુરાણી સમાજવ્યવસ્થાની સમીક્ષા કરવી તથા તેને સમજી લેવી એ ઇષ્ટ છે.

એ વ્યવસ્થા સ્વાધીન ગ્રામસમાજ, જ્ઞાતિ અને સંયુક્ત કુટુંબની પ્રથા, આ ત્રણ બાબતો પર રચાયેલી છે. આ ત્રણેમાં સમૂહનુ મહત્ત્વ છે; વ્યક્તિનુ સ્થાન ગૌણ છે. અલગ અલગ રીતે જોતાં એ બધામાં અપૂર્વ જેવું કશું નથી. અને એ ત્રણે સાથે મળતુ આવતું કંઈક બીજા દેશોમાં પણ, ખાસ કરીને મધ્ય યુગના સમયમાં, સહેલાઈથી મળી આવે છે. પ્રાચીન કાળનાં હિંદનાં પ્રજાતંત્રો જેવાં પ્રાથમિક અવસ્થાનાં પ્રજાતંત્રો બીજે પણ હતાં. ત્યાં પ્રાથમિક અવસ્થાની સામ્યવાદી સમાજવ્યવસ્થા પણ હતી. પ્રાચીન રશિયન મીરને અમુક રીતે હિંદના ગ્રામસમાજ સાથે સરખાવી શકાય. જ્ઞાતિઓ તત્ત્વતઃ ધંધાના ધોરણ પર રચાયેલી હતી અને યુરોપનાં મધ્ય યુગના કાળનાં ધંધાનાં મહાજનોને તે મળતી આવતી હતી. ચીનની કુટુંબવ્યવસ્થા હિંદની સંયુક્ત કુટુંબની પ્રથા સાથે ઘણે અંશે મળતી આવે છે. એથી વધારે સરખામણી કરવા જેટલી મને એ બાબતો વિષે માહિતી નથી અને મારા હેતુને માટે એ કોઈ પણ રીતે મહત્ત્વનું પણ નથી. સમગ્રપણે જોતા હિંદની આખીયે સમાજવ્યવસ્થા બેશક અદ્વિતીય હતી અને તેનો વિકાસ થતાં તે વિશેષે કરીને અદ્વિતીય બની.

૭

## ગ્રામસ્વરાજ: शुक्रनीतिसार

આપણી પાસે દસમી સદીનો એક જૂનો ગ્રંથ છે જે તુર્ક અને અફઘાન ચડાઈ પહેલાં રચાયેલો હોઈ હિંદી રાજ્યશાસ્ત્રનો આપણને કંઈક ખ્યાલ આપે છે. એ ગ્રંથ શુક્રાચાર્યનો નીતિસાર છે. એ મધ્યસ્થ સરકારના તેમ જ નગર-જીવન અને ગ્રામજીવનના સંગઠનની અને રાજાને સલાહ આપનારી રાજસભા તેમ જ રાજ્યનાં ભિન્ન ભિન્ન ખાતાંઓની ચર્ચા કરે છે. ગ્રામપંચાયત પાસે વહીવટી તેમ જ ન્યાયની સત્તા સારા પ્રમાણમાં હતી અને તેના સભ્યો સાથે રાજાના અમલદારો ઘણી અદબથી વર્તતા. ગામની જમીનની વહેંચણી પણ એ જ પંચાયત કરતી; પાકેલા પાકનો રાજભાગ પણ એ જ ઉઘરાવતી અને ગામની વતી તે સરકારને પહોંચાડતી. આવી અનેક પંચાયતો પર એક મહાપંચાયત પણ હતી. તે ગ્રામપંચાયતોના કામ પર દેખરેખ રાખતી અને જરૂર પડે તો તેમાં દરમ્યાનગીરી પણ કરતી.

ગ્રામપંચાયતના સભ્યોની ચૂંટણી કેવી રીતે થતી અને તેમની લાયકાત તેમ જ ગેરલાયકાત શી હતી એ વિષે દક્ષિણ હિંદના કેટલાક લેખો પરથી આપણને માહિતી મળે છે. જુદી જુદી સમિતિઓ પણ ચૂંટવામાં આવતી અને સ્ત્રીઓ પણ તેની સભ્ય થઈ શકતી. એ સમિતિઓની ચૂંટણી દર વરસે કરવામાં આવતી. કોઈ સભ્ય ગેરવાજબી વર્તન કરે તો તેને કાઢી મૂકવામાં આવતો. કોઈ સભ્ય પ્રજાના નાણાંનો હિસાબ આપવામાં નિષ્ફળ નીવડે તો પંચાયતના સભ્ય તરીકે રહેવાને તે નાલાયક ઠરતો. પક્ષપાત થતો ટાળવા માટે એક મજાનો નિયમ એ હતો કે પંચાયતના સભ્યના સગાસંબંધીઓને કોઈ પણ જાહેર કામમાં નોકરીએ રાખવા નહીં.

આ ગ્રામપંચાયતો પોતાની સ્વતંત્રતાની બાબતમાં ખૂબ જાગ્રત રહેતી અને ખુદ રાજાની પરવાનગી વિના કોઈ પણ સૈનિક ગામમાં દાખલ થઈ ન શકે એવો નિયમ કરવામાં આવ્યો હતો. વળી નીતિસાર જણાવે છે કે, કોઈ પ્રજાજન અમલદાર સામે ફરિયાદ કરે તો 'રાજાએ અમલદારનો નહીં પણ પ્રજાજનનો પક્ષ લેવો જોઈએ.' અને કોઈ અમલદાર સામે ઘણા લોકો ફરિયાદ કરે તો રાજાએ તેને બરતરફ કરવો જોઈએ, કેમ કે "સત્તાની મદિરા પીને કોને નશો નથી ચડતો?' રાજાએ પ્રજાની બહુમતીના અભિપ્રાય પ્રમાણે ચાલવાનું હતું. 'ઘણાં તાંતણાંનું બનેલું દોરડું જેમ સિંહને પણ ખેંચવાને સમર્થ થાય છે તેમ પ્રજામત રાજાના કરતાં વધારે સમર્થ છે.' 'નોકરીમાં નિમણૂક કરતી

વખતે ઉમેદવારની જ્ઞાતિ કે કુળ નહીં પણ તેનું કામ, તેનું ચારિત્ર્ય અને તેની યોગ્યતા લક્ષમાં રાખવી જોઈએ. વર્ણથી કે બ્રાહ્મણકુળમાં જન્મવાથી બ્રાહ્મણને શોભે એવી ભાવના પેદા થતી નથી.'

મોટાં શહેરોમાં કારીગરોનાં અને ધંધાદારીઓનાં અનેક મહાજનો તેમ જ વેપારીઓનાં મંડળો અને નાણાંની ધીરધાર કરનારી પેઢીઓ હતી. એ દરેક પોતપોતાના અંતર્ગત વહેવારમાં સ્વતંત્ર હતાં.

આ બધી ખબરો તૂટક તૂટક છે પણ આના પરથી તેમ જ બીજે ઠેકાણેથી મળતી માહિતી પરથી એટલું સ્પષ્ટ લાગે છે કે, શહેરો તેમ જ ગામડાંઓમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાનો બહોળો ફેલાવો હતો અને મધ્યસ્થ સરકારને તેનો નિયત કર મળી રહે ત્યાં સુધી તે ભાગ્યે જ દરમ્યાનગીરી કરતી. રૂઢિગત કાયદો પ્રબળ હતો અને રૂઢિથી પ્રાપ્ત થતા હકોમાં રાજકીય અથવા લશ્કરી સત્તા ભાગ્યે જ દખલ કરતી. આરંભમાં જમીનના ભોગવટાની પદ્ધતિ સહકારને ધોરણે ખેતી કરનારાં ગામોના પાયા પર રચાયેલી હતી. વ્યક્તિઓ તેમ જ કુટુંબોને અમુક હકો હતા તેમ જ અમુક ફરજો પણ હતી. રૂઢિગત કાયદો એ બંને નક્કી કરતો અને તેમની રક્ષા કરતો.

હિન્દમાં રાજા ધર્મનો વડો નહોતો. હિંદના રાજ્યશાસ્ત્રમાં રાજા અન્યાયી અને જુલમી હોય તો તેની સામે બંડ પોકારવાનો પ્રજાનો હક માન્ય રાખવામાં આવેલો છે ચીની ફિલસૂફ મેન્સિયસે બે હજાર વરસ પર કહેલું તે હિંદને પણ લાગુ પાડી શકાય: 'રાજા જ્યારે પોતાની પ્રજાને ઘાસ અને મેલના જેવી ગણે ત્યારે પ્રજાએ તેને ધાડપાડુ અને દુશ્મન લેખવો જોઈએ.' રાજાની સત્તાનો સમગ્ર ખ્યાલ યુરોપની ફ્યુડલ જમાનાના રાજાની સત્તાના ખ્યાલથી તદ્દન જુદો હતો. યુરોપમાં તે વખતે રાજાની સત્તા તેના અમલ નીચેના પ્રદેશમાં રહેતી બધી વ્યક્તિઓ તેમ જ વસ્તુઓ પર પ્રવર્તતી હતી. તેના પ્રત્યે અંગત વફાદારીની પ્રતિજ્ઞા લેનાર નાનામોટા સૌ તેના સામંતો તેમ જ સરદારોને તે એ સત્તા આપતો. આ રીતે સત્તાની ચડતી ઊતરતી શ્રેણી રચાતી હતી. જમીન તેમ જ તેના પર વસતા લોકો એ બંને ફ્યુડલ સરદારની માલકીનાં હતાં અને તેના દ્વારા તે રાજાની માલકીનાં હતાં. રાજ્યસત્તા વિષેના રોમન લોકોના ખ્યાલમાંથી આ વસ્તુ ઉદ્ભવી હતી. હિંદમાં આવું કશું નહોતું. રાજાને જમીન પર અમુક મહેસૂલ ઉઘરાવવાનો હક હતો અને તે કેવળ આ મહેસૂલ ઉઘરાવવાનો હક જ બીજાઓને આપી શકતો. હિંદમાં ખેડૂત લૉર્ડ એટલે કે રાજાના પ્રતિનિધિનો સર્ફ એટલે કે દાસ નહોતો. જમીન એટલી બધી હતી કે તે જેને જોઈએ તેને મળી શકતી હતી અને ખેડૂત પાસેથી તે લઈ લેવામાં કશો લાભ નહોતો. આ

રીતે હિંદમા પશ્ચિમના દેશોના જેવી જમીનદારી પ્રથા નહોતી, તેમ જ એક વ્યક્તિ તરીકે તે તેની જમીનના ટુકડાનો સપૂર્ણ માલિક પણ નહોતો એ બંને પ્યાલો બ્રિટિશરોએ ઘણા પાછળના વખતમા દાખલ કર્યા અને તેના વિનાશક પરિણામો આવ્યાં છે

પરદેશીઓની જીતોને પરિણામે યુદ્ધ અને સહાર, બળવા અને તેનું નિર્દય દમન તેમ જ પ્રધાનપણે લશ્કરી બળ પર આધાર રાખના નવા શાસક વર્ગો પેદા થયા આ શાસક વર્ગ દેશના રૂઢિગત કાયદાના હમેશા ભાગરૂપ હોય એવા બધારણી અંકુશોની વારવાર અવગણના કરી શક્તા હતા એના મહત્ત્વનાં પરિણામો આવ્યા સ્વરાજ ભોગવતા ગ્રામસમાજોની સત્તા ઘટી અને પાછળથી જમીનમહેસૂલની પદ્ધતિમા અનેક ફેરફારો દાખલ થયા આમ છતા અફઘાન તેમ જ મોગલ રાજકર્તાઓએ પ્રાચીન કાળથી ચાલતી આવેલી રૂઢિઓ તેમ જ પ્રથાઓમા દખલગીરી ન કરવાની ખાસ કાળજી રાખી અને કોઈ પણ મૂળભૂત ફેરફાર કરવામા આવ્યો નહી અને હિંદી જીવનની આર્થિક તેમ જ સામાજિક વ્યવસ્થા પહેલાની પેઠે જ ચાલુ રહી ગ્યાસુદ્દીન તઘલખે રૂઢિગત અથવા પરપરાગત કાયદાને ચાલુ રાખવાની તેમ જ ધર્મ વ્યક્તિની અગત પસદગીની બાબત હોવાથી તેને રાજ્યતંત્રથી અળગો રાખવાની પોતાના અમલદારોને ચોક્કસ સૂચના આપી હતી પણ બદલાતા જતા સમય તેમ જ ઝઘડાઓને અને ઉત્તરોત્તર વધતા જતા રાજ્યસત્તાના કેન્દ્રીકરણને લીધે પરપરાગત કાયદા માટે રાખવામા આવતુ માન ધીમે ધીમે પણ દિનપ્રતિદિન વધારે ને વધારે ઓછુ થતું ગયુ આમ છતા ગ્રામસ્વરાજ ચાલુ રહ્યું બ્રિટિશ અમલ નીચે જ તેના પતનના પગરણ મડાયા

## ૮

## જ્ઞાતિવ્યવસ્થા — સિદ્ધાંત અને વ્યવહારમા સંયુક્ત કુટુબ

હેવેલ કહે છે, હિંદમા ધર્મ કોઈ જડ માન્યતા છે એમ ભાગ્યે જ કહી શકાય પણ એ આધ્યાત્મિક વિકાસની ભિન્ન ભિન્ન કોટિઓ તેમ જ જીવનની જુદી જુદી અવસ્થાઓ સાથે જેનો સુમેળ સાધવામા આવ્યો હોય એવો મનુષ્યના આચારનો સિદ્ધાંત છે' પ્રાચીન સમયમા, હિંદની આર્ય સસ્કૃતિ નિર્માણ થઈ ત્યારે ધર્મને સસ્કૃતિની તેમ જ બૌદ્ધિક અને આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિએ એકબીજાથી સાવ ભિન્ન કોટિના માણસાની જરૂરિયાતો પૂરી પાડવની હતી તે સમયે પ્રાથમિક અવસ્થાનુ જીવન જીવતી વનવાસી જાતિઓ હતી ભૂતપૂજા કરનારા, પ્રતીકપૂજા કરનારા, તેમ જ તરેહતરેહના વહેમોમા

આવ્યો હતો અને કલ્પના એવી હતી કે પોતપોતાના ક્ષેત્રમાં દરેક જ્ઞાતિ પોતાનું કાર્ય સફળતાપૂર્વક કરે તો આખાયે સમાજનો વહેવાર એકરાગથી ચાલે. અને આ ઉપરાંત સમાન સંસ્કૃતિ, સમાન પરંપરા, સૌના સમાન કર્મવીરો તેમ જ સંત પુરુષો અને જેના ચારે છેડાઓ પર આવેલાં તીર્થોનો લોકો યાત્રાએ જતા તે સૌના સમાન મુલકની સાર્વત્રિક ભાવનાના પાયા પર એ બધા જ્ઞાતિસમૂહોને એકત્ર રાખે એવું રાષ્ટ્રીયતાની ભાવનાનું સર્વસામાન્ય બંધન નિર્માણ કરવાનો પ્રબળ પ્રયત્ન કરવામાં આવ્યો હતો અને તે ઠીક ઠીક પ્રમાણમાં સફળ થયો હતો. રાષ્ટ્રીયતાનું આ સર્વસામાન્ય બંધન બેશક આજના રાષ્ટ્રવાદથી બિલકુલ ભિન્ન હતું. રાજકીય દૃષ્ટિએ એ દુર્બળ હતું પણ સામાજિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પ્રબળ હતું. હિંદની રાજકીય શિથિલતાને લીધે પરદેશીઓની ચડાઈઓ સુગમ બની; એની સામાજિક સબળતાએ પાછી અસલ સ્થિતિ પ્રાપ્ત કરવાનું તેમ જ નવાં તત્ત્વોને પોતાનામાં સમાવી લઈ એકરૂપ કરવાનું સુગમ બનાવ્યું. એને એટલાં બધાં માથાં હતા કે તે કાપ્યાં કપાય એમ નહોતું. અને પરાજય તેમ જ ભારે આપત્તિઓની તાવણીમાંથી પણ તે હેમખેમ પાર ઊતરતું.

આમ જ્ઞાતિવ્યવસ્થા સમાજસેવાનાં કાર્યો તેમ જ ઉદ્યોગધંધાના પાયા પર રચાયેલી સમૂહવ્યવસ્થા હતી. કોઈ પણ પ્રકારના સર્વમાન્ય રૂઢ સિદ્ધાંત વિનાની અને પોતાના હરેક સમૂહને પોતાનો વિકાસ સાધવાની પૂરેપૂરી છૂટ આપતી સર્વગ્રાહી વ્યવસ્થા એ બને એવો આશય એની પાછળ રહેલો હતો. એના વ્યાપક ક્ષેત્રમાં એકપત્નીનો રિવાજ હતો, બહુપત્નીનો રિવાજ હતો અને બ્રહ્મચર્યનો રિવાજ પણ પ્રવર્તતો હતો; બીજા રીતરિવાજો, માન્યતાઓ અને પ્રથાઓ જેમ નભાવી લેવામાં આવતાં હતાં તેમ એ બધી બાબતોને પણ નભાવી લેવામાં આવતી હતી. જીવનને તેની હરેક કક્ષાએ નભાવવાનું હતું. કોઈ પણ લઘુમતીને વધુમતીને તાબે રહેવાનું નહોતું, કેમ કે તેને ગમે ત્યારે તે પોતાની નિરાળી અને સ્વાધીન જ્ઞાતિ રચી શકે એમ હતું. એની એક જ કસોટી હતી અને તે એ કે, લઘુમતીનો એ સમૂહ નિરાળી જ્ઞાતિ રચવા જેટલો મોટો છે? એ જ્ઞાતિઓ વચ્ચે જાતિ, ધર્મ, વર્ણ, સંસ્કૃતિ અને માનસિક વિકાસ વગેરેના ગમે એટલા ભેદો હોઈ શકતા હતા.

વ્યક્તિની ગણના કેવળ કોઈ એક જ્ઞાતિના સભ્ય તરીકે થતી. જ્ઞાતિના વ્યવહાર અથવા તેની પ્રવૃત્તિમાં તે દખલ ન કરે ત્યાં સુધી તે ગમે તે કરી શકે એમ હતું. જ્ઞાતિના વ્યવહાર કે કાર્યને ઉથલાવી પાડવાનો હક વ્યક્તિને નહોતો એ સાચું પણ તેનામાં જરૂરી સામર્થ્ય હોય અને પૂરતી સંખ્યામાં લોકોને તે પોતાને પક્ષે એકત્ર કરી શકે તો બીજી જ્ઞાતિ તે રચી શકતો હતો. કોઈ પણ જ્ઞાતિમા તે પોતાનો મેળ ન સાધી શકે તો દુનિયાની સામાજિક

પ્રવૃત્તિઓને માટે સમાજ સાથેનો તેનો મેળ તૂટી ગયો છે એમ લેખાતું એવો માણસ ન્યાતજાત તેમ જ પ્રવૃત્તિની દુનિયાનો ત્યાગ કરીને સંન્યાસી થઈ શકતો, મરજી પડે ત્યાં હરીફરી શકતો તેમ જ ચાહે તે કરી શકતો

જ્ઞાતિ કે સમાજના દાવાઓ આગળ વ્યક્તિના દાવાને ગૌણ લેખવાનું હિંદીઓનું સામાજિક વલણ હતું એ ખરું પણ ધાર્મિક વિચારણા અને આધ્યાત્મિક ખોજ સદાયે વ્યક્તિ પર ભાર મૂકતી આવી છે એ હકીકત આપણે યાદ રાખવી જોઈએ મુક્તિ તેમ જ સત્યના અંતિમ સાક્ષાત્કારના દ્વાર સૌને માટે ખુલ્લાં હતા, પછી માણસ ઊંચી જ્ઞાતિનો હોય કે નીચી જ્ઞાતિનો હોય આ મુક્તિ અથવા અંતિમ જ્ઞાનની પ્રાપ્તિ સમૂહનો વિષય ન હોઈ શકે એ કેવળ વ્યક્તિનો વિષય હતો આ મુક્તિ મેળવવાને માટે પણ કોઈ રૂઢ સિદ્ધાંતોને અનુસરવાની જરૂર નહોતી. બધા માર્ગો એ એક જ ધ્યેય તરફ દોરી જાય છે એમ મનાતુ હતુ.

સમાજના સંગઠનમાં સમૂહ વ્યવસ્થાનુ પ્રાધાન્ય હતુ અને એમાથી જ્ઞાતિઓ બંધાતી હતી એ ખરુ પણ હિંદમા પહેલેથી વ્યક્તિવાદી વલણ પણ ઊતરી આવ્યુ છે એ બે વલણ વચ્ચેની ખેંચતાણ ઘણી વાર દેખાઈ આવે છે અમુક અંશે એ વ્યક્તિવાદ વ્યક્તિ પર ભાર મૂકનારા ધાર્મિક સિદ્ધાંતોનુ પરિણામ હતુ જ્ઞાતિવ્યવસ્થાની ટીકા કરનારા તેમ જ તેને વખોડી કાઢનારા સમાજ-સુધારકો સામાન્ય રીતે ધાર્મિક સુધારકો હતા અને જ્ઞાતિના વાડાઓ આધ્યાત્મિક વિકાસની આડે આવે છે તથા ધર્મ ઉત્કટ વ્યક્તિવાદનો માર્ગ ચીંધે છે એ તેમની મુખ્ય દલીલ હતી બૌદ્ધ ધર્મે આ જ્ઞાતિસમૂહના આદર્શ સામે બંડ ઉઠાવીને અમુક પ્રકારના વ્યક્તિવાદ તેમ જ સમષ્ટિવાદને અપનાવ્યો હતો પણ આ વ્યક્તિવાદ સામાન્ય સામાજિક પ્રવૃત્તિમાથી અળગા થવાના વલણ સાથે એટલે કે સંસારવિરક્તિ અથવા નિવૃત્તિપરાયણતા સાથે સંકળાયેલો હતો જ્ઞાતિવ્યવસ્થાને બદલે તે બીજી કોઈ કાર્યસાધક સમાજવ્યવસ્થા ન આપી શક્યો અને તેથી જ્ઞાતિવ્યવસ્થા તેના સમયમા અને તે પછી પણ કાયમ રહી.

મુખ્ય જ્ઞાતિઓ કઈ હતી? અસ્પૃશ્યો, જેઓ જ્ઞાતિવ્યવસ્થાની બહાર લેખાતા હતા તેમને છોડી દઈએ તો પુરોહિતો, શિક્ષાગુરુઓ અને વિચારકો એટલે કે બ્રાહ્મણો, શાસકો અને યોદ્ધાઓ અથવા ક્ષત્રિયો, વેપારીઓ, સોદાગરો અને શાહુકારો વગેરે અથવા વૈશ્યો, અને ખેતીમા મજૂરી કરનારા તથા ઘરકામ કરનારાઓ અથવા શૂદ્રો એમ મુખ્ય ચાર જ્ઞાતિઓ હતી. ઘણુ કરીને માત્ર બ્રાહ્મણોની જ્ઞાતિ જ સુસંબદ્ધ હતી અને તેમા બીજા કોઈને પ્રવેશસ્થાન નહોતુ. ક્ષત્રિયો પરદેશથી આવતી જાતિઓમાથી કેટલાક લોકોને તેમ જ દેશના સત્તા તથા

અધિકારને સ્થાને ચડેલા લોકોમાંથી કેટલાકને લઈને પોતાની સંખ્યામાં વધારો કરતા હતા. વૈશ્યો મુખ્યત્વે વેપારીઓ અને શાહુકારો હતા તેમ જ બીજા કેટલાક ધંધાઓ પણ કરતા હતા. શૂદ્રોનું મુખ્ય કામ ખેતીમાં મજૂરી અને ઘરકામ કરવાનું હતું. નવા નવા ધંધાઓ ઊભા થતા જતા તેમ તેમ અને બીજા કારણોને લીધે પણ નવી નવી જ્ઞાતિઓ બંધાવાની પ્રક્રિયા નિરંતર ચાલ્યા કરતી હતી, અને પુરાણી જ્ઞાતિઓ સમાજની સીડી પર હમેશાં ઊંચે ચડવાનો પ્રયાસ કરતી રહેતી. આ પ્રક્રિયાઓ છેક આપણા સમય સુધી ચાલુ રહી છે. કેટલીક નીચલી જ્ઞાતિઓ એકાએક જનોઈ પહેરવા લાગે છે. જનોઈ ઉપલી જ્ઞાતિઓને માટે જ ખાસ નિયત કરવામાં આવેલી છે એમ મનાય છે. પણ આ બધાથી ખરેખર ઝાઝો ફેર પડતો નહોતો કેમ કે દરેક જ્ઞાતિ પોતપોતાના વર્તુળમાં રહીને જ પોતાનો વ્યવહાર ચલાવતી હતી અને પોતાનો ધંધોરોજગાર કરતી હતી. એ તો કેવળ પ્રતિષ્ઠાનો સવાલ હતો. પ્રસંગોપાત્ત નીચલી વરણના માણસો કેવળ પોતાની મર્યાદક્ષતાને લીધે રાજ્યમાં સત્તા અને અધિકારના સ્થાન પ્રાપ્ત કરતા પણ એવું ક્વચિત જ બનતું.

એકંદરે જોતાં સમાજનું સંગઠન સહકાર અને અપરિગ્રહના પાયા પર થયેલું હોવાથી જ્ઞાતિઓના વિભાગોથી ઝાઝો ફેર ન પડ્યો. એથી ઊલટા સંજોગોમાં આમ ન થાત. બ્રાહ્મણ સમાજવ્યવસ્થાના સૌથી ઉપલા પગથિયા પર હતો. તે પોતાની બુદ્ધિમત્તા તેમ જ વિદ્યાધ્યયન માટે ગૌરવ લેતો અને સૌનો આદરપાત્ર હતો. પણ દુન્યવી વસ્તુઓનો સંગ્રહ તેની પાસે હોય એમ ક્વચિત જ બનતું. વેપારી સમૃદ્ધ અને ધનાઢ્ય હતો ખરો પણ સમાજમાં એકંદરે જોતાં તેની ઝાઝી પ્રતિષ્ઠા નહોતી.

વસ્તીનો મોટો ભાગ ખેડૂતનો હતો. અહીં જમીનદારી પદ્ધતિ નહોતી તેમ જ જમીનની માલકી ધરાવનાર ખેડૂતો પણ નહોતા. કાયદાની દૃષ્ટિએ જમીનની માલકી કોની હતી એ કહેવું મુશ્કેલ છે. ખેડૂતને પોતાની જમીન ખેડવાનો હક હતો અને ખરો પ્રશ્ન જમીનની પેદાશની વહેંચણીનો હતો. એનો મોટો ભાગ ખેડૂત પાસે રહેતો. રાજા અથવા રાજ્યને એમાંથી (સામાન્ય રીતે છઠ્ઠો) ભાગ મળતો અને બ્રાહ્મણ પુરોહિત તેમ જ શિક્ષક, વેપારી લુહાર, સુથાર, મોચી, કુંભાર, ગઢિયો, હજામ અને ઝાડુ કાઢનાર ભંગી વગેરે ગામનું કોઈ ને કોઈ કામ કરનાર ધંધાદારીઓને પણ એમાંથી ભાગ મળતો. આમ એક રીતે રાજાથી માંડીને ભંગી સુધીના દરેક જ્ઞાતિસમૂહને ખેડૂતની પેદાશમાંથી હિસ્સો મળતો.

દલિત વર્ગો અને અસ્પૃશ્યો કોણ હતા? 'દલિત વર્ગો' સમાજના છેક નીચલા થરની અનેક જ્ઞાતિઓને કંઈક અસ્પષ્ટ રીતે લાગુ પડતું નવું નામ

છે. બીજાઓથી તેમને જુદા પાડનારું કોઈ ચોક્કસ ધોરણ નથી. અછૂતો અથવા અસ્પૃશ્યો વધારે નિશ્ચિત ધોરણ છે. ઉત્તર હિંદમાં ઝાડુ કાઢવાનું તેમ જ બીજું મેલું કામ કરનારા થોડાક લોકોને અછૂતો ગણવામાં આવે છે. ફાહિયાન આપણને જણાવે છે કે, તે અહીં આવ્યો ત્યારે જાજરૂ સાફ કરનારા લોકો અછૂત હતા. દક્ષિણ હિંદમાં તેમની સંખ્યા ઘણી મોટી હતી. અસ્પૃશ્ય વર્ગનો આરંભ કેવી રીતે થયો તેમ જ તેમની સંખ્યા આટલી બધી કેવી રીતે વધી ગઈ એ કહેવું મુશ્કેલ છે. ઘણું કરીને ગંદા ધંધામાં રોકાયેલા બધાને અછૂતો લેખવામાં આવતા હતા; પાછળના વખતમાં ખેતીમાં કામ કરનારા જમીન વિનાના મજૂરોનો પણ એ વર્ગમાં સમાવેશ કરવામાં આવ્યો હશે.

હિંદુઓમાં આચારશુદ્ધિનો અથવા ધાર્મિક વિધિની શુદ્ધિનો ખ્યાલ ઘણો જ પ્રબળ હતો. એનાં કેટલાંક સારાં પરિણામો આવ્યાં અને ઘણાં બૂરાં પરિણામો પણ આવ્યાં. શરીરની શુદ્ધતા એ એનું સારું પરિણામ છે. રોજ નહાવું એ હિંદુના જીવનનું સદાયે મહત્ત્વનું અંગ રહ્યું છે. મોટા ભાગના દલિત વર્ગોને પણ એ લાગુ પડે છે. આ ટેવ ઇંગ્લંડમાં તેમ જ દુનિયાના બીજા દેશોમાં હિંદમાંથી પ્રસરી હતી. એક સામાન્ય હિંદુ અને ગરીબમાં ગરીબ ખેડૂત પણ પોતાનાં વપરાશનાં વાસણકૂસણ સ્વચ્છ અને ચકચકિત રાખવામાં ગૌરવ લે છે. સ્વચ્છતાનો એ ખ્યાલ વિજ્ઞાનશુદ્ધ નથી અને દિવસમાં બે વખત સ્નાન કરનાર માણસ અસ્વચ્છ અને જંતુઓથી ભરેલું પાણી વિનાસંકોચે પીએ છે. વળી, એ સ્વચ્છતા સામુદાયિક નથી. કંઈ નહીં તો આજે તો નથી જ. માણસ પોતાની ઝૂંપડી ઠીક ઠીક સ્વચ્છ રાખશે પણ બધો કચરો તે મહોલ્લામાં પોતાના પડોશીના ઘરના આગણામાં નાખવાનો. સામાન્ય રીતે ગામ ઘણું ગંદું હોય છે અને ઠેકઠેકાણે કચરાના ઉકરડા પડેલા હોય છે. વળી એમ પણ જોવામાં આવે છે કે, સ્વચ્છતા સ્વચ્છતાને ખાતર નહીં પણ ધર્મની આજ્ઞાને કારણે ગણવામાં આવે છે. એની પાછળનો આ ધાર્મિક આગ્રહ જતો રહેતાં સ્વચ્છતાનું ધોરણ ઘણું નીચું પડે છે.

આચારશુદ્ધિનું માઠું પરિણામ એ આવ્યું કે, એને લીધે અમુક પ્રકારની વાડાબંધી, સુગાળવાપણું આવી ગયું અને બીજી જ્ઞાતિના લોકો સાથે ન ખાવાપીવાની પ્રથા દાખલ થઈ. દુનિયામાં બીજે કયાંયે જોવાજાણવા ન મળે એટલા બધા બેહૂદા પ્રમાણમાં એ કુપ્રથા વધી ગઈ. એમે જ પરિણામે, ગંદું લેખવામાં આવતું પણ અતિ મહત્ત્વનું કામ કરવાનું દુર્ભાગ્યે જેમને માથે આવ્યું એવા સમાજના કેટલાક વર્ગના લોકોને એટલા જ કારણસર અછૂત અથવા અસ્પૃશ્ય ગણવામાં આવ્યા સામાન્ય રીતે પોતાની જ્ઞાતિના લોકો સાથે જ ખાવાપીવાની પ્રથા બીજી જ્ઞાતિઓમાં પણ દાખલ થઈ. એ સામાજિક પ્રતિષ્ઠાનું લક્ષણ થઈ

પડ્યું અને નીચલી જ્ઞાતિઓ કેટલીક ઉપલી જ્ઞાતિઓ કરતાં પણ વધારે ચુસ્તપણે તે રિવાજને વળગી રહી. ઉપલી જ્ઞાતિઓમાં તો હવે એ પ્રથા તૂટતી જાય છે પણ દલિત વર્ગો સહિત નીચલી જ્ઞાતિઓમાં તે હજી પ્રચલિત છે.

બીજી જ્ઞાતિઓ જોડે ખાવાપીવાનો વહેવાર નિષિદ્ધ હતો તો આંતરજ્ઞાતીય લગ્નો તો એથીય વિશેષ નિષિદ્ધ હતાં. કેટલાંક આંતરજ્ઞાતીય અથવા મિશ્ર લગ્નો બેશક થયાં પણ એકંદરે દરેક જ્ઞાતિ પોતાના વાડામાં જ પુરાઈ રહી અને પોતાનો વંશવેલો વિસ્તારતી ગઈ એ ખરેખર અસાધારણ બીના છે. કોઈ પણ જાતિ કશી ભેળસેળ થવા દીધા વિના લાંબા કાળ સુધી જેમની તેમ ચાલુ રહે એ ભ્રમ છે અને છતાં જ્ઞાતિવ્યવસ્થા હિંદમાં, ખાસ કરીને ઉપલી જ્ઞાતિઓમાં જાતિના નિરાળા નમૂના સાચવી રાખવામાં અમુક અંશે સફળ થઈ છે.

છેક નીચલા થરના કેટલાક સમૂહો જ્ઞાતિવ્યવસ્થાની બહાર છે એમ કેટલીક વાર કહેવામાં આવ્યું છે. પણ હકીકતમાં, કોઈ પણ સમૂહ, અસ્પૃશ્યો સુધ્ધાં જ્ઞાતિવ્યવસ્થાના ચોકઠાની બહાર નથી. દલિત વર્ગો તેમ જ અસ્પૃશ્યોની પણ પોતાની જુદી જુદી જ્ઞાતિઓ છે અને તેમનો વહીવટ ચલાવવાને માટે તેમની પંચાયતો અથવા તેમનાં મહાજનો પણ છે. પરંતુ ગામના સામાન્ય જીવનથી અળગા રાખીને પારાવાર દુર્દશાની સ્થિતિમાં તેમને ધકેલી દેવામાં આવ્યા હતા.

સ્વાધીન અથવા સ્વરાજ ભોગવતો ગ્રામસમાજ અને જ્ઞાતિવ્યવસ્થા એ બે હિંદની સમાજવ્યવસ્થાનાં વિશિષ્ટ અંગો હતાં. એ વ્યવસ્થાનું ત્રીજું અંગ સંયુક્ત કુટુંબ હતું. એમાં કુટુંબનાં બધાં માણસો કુટુંબની માલમિલકતનાં સહિયારાં ભાગીદાર હતાં અને તેનો વારસો કુટુંબના જીવતા સભ્યોને વંશપરંપરાગત મળ્યે જતો હતો. પિતા અથવા બીજો કોઈ વડીલ કુટુંબનો વડો ગણાતો. પણ તેની ફરજ વ્યવસ્થાપક તરીકેની હતી. રોમન પૅટર ફૅમિલિયસ એટલે કે કુટુંબના વડાના જેવી આપખુદ સત્તા તેની પાસે નહોતી. અમુક સંજોગોમાં અને લાગતાવળગતા પક્ષોની ઇચ્છા હોય તો મિલકતની વહેંચણી કરવાની છૂટ હતી. સહિયારી મિલકતમાંથી કામ કરનારાં તેમ જ કામ ન કરનારાં કુટુંબનાં બધાં માણસોનું ભરણપોષણ તેણે કરવું જોઈએ એવી અપેક્ષા રખાતી હતી. એનો અર્થ એ કે, થોડાં માણસોને ઘણો વધારે લાભ મળવાને બદલે સૌને ઓછામાં ઓછું અમુક તો અચૂક મળતું. સામાન્ય કરતાં ઊતરતી કોટીનાં તેમ જ શરીર તથા મનની દુર્બળતાવાળાં સહિત કુટુંબના બધાં જ માણસોના નિર્વાહની ખોળાધરી અથવા એક પ્રકારના વીમા જેવું એ હતું. આમ સંયુક્ત કુટુંબમાં સૌને માટે સલામતી હતી અને કુટુંબના સભ્યો પાસેથી રખાતી

સેવાની અપેક્ષાનું તેમ જ તેમને મળતા બદલાનું ધોરણ પણ અમુક પ્રમાણમાં નીચું અને સમાન હતું. વ્યક્તિના લાભ કે મહત્ત્વાકાંક્ષા પર નહીં પણ સમૂહના એટલે કે કુટુંબના લાભ પર ભાર મૂકવામાં આવતો હતો. બાળક મોટા કુટુંબમાં રહીને ઊછરતુ ને જીવન ગાળતું એથી એકલપેટાપણાની તેની વૃત્તિ ઓછી થતી અને સમૂહમાં સૌની સાથે સહિયારું જીવન ગાળવાની તેની યોગ્યતા ખીલતી.

પશ્ચિમની અતિ વ્યક્તિવાદી સંસ્કૃતિમાં અને વિશેષ કરીને અમેરિકામાં જે બને છે તેનાથી આ સાવ ઊલટું છે. ત્યાં આગળ વ્યક્તિની મહત્ત્વાકાંક્ષાને ઉત્તેજન આપવામાં આવે છે, વ્યક્તિનો લાભ એ લગભગ સૌ કોઈનું લક્ષ્ય હોય છે, દુનિયાની સારી સારી બધી વસ્તુઓ શક્તિશાળી અને આગળ વધનારાઓને ભાગે જાય છે અને દુર્બળ, સંકોચપૂર્વક પાછળ રહેનારા તેમ જ ઊતરતી કક્ષાના લોકોની દુર્દશા થાય છે. સંયુક્ત કુટુંબની પ્રથા હિંદમાં ઝડપથી તૂટતી જાય છે અને વ્યક્તિવાદી વલણ પેદા થતું જાય છે. એને પરિણામે જીવનની આર્થિક ભૂમિકામાં દૂરગામી ફેરફાર થાય છે એટલું જ નહી, વ્યવહારના નવા પ્રશ્નો પણ પેદા થાય છે.

હિંદની સમાજરચનાના ત્રણે સ્થંભો આમ વ્યક્તિના નહીં પણ સમૂહના પાયા પર રચાયેલા હતા. સામાજિક સલામતી સ્થિરતા તેમ જ સમૂહ એટલે કે સમાજ ટકી રહે એ ધ્યેય હતુ. પ્રગતિ એ ધ્યેય નહોતુ અને તેથી પ્રગતિ તરફ દુર્લક્ષ થયુ. ગ્રામસમાજ હોય, કોઈ એક જ્ઞાતિ હોય કે મોટું સંયુક્ત કુટુંબ હોય, પણ પ્રત્યેક સમૂહની અંદર, સૌ સહિયારું જીવન જીવતાં હતાં, સમાનતાની ભાવના વર્તતી હતી અને લોકશાહીની પદ્ધતિથી વ્યવહાર ચાલતો હતો. આજે પણ જ્ઞાતિની પંચાયતો અથવા મહાજનો લોકશાહી પદ્ધતિથી કામ કરે છે. એક વખતે રાજકીય અથવા બીજા હેતુને માટે ચૂંટણીથી રચાયેલી સમિતિઓમાં કામ કરવાની લગભગ નિરક્ષર ગ્રામવાસીઓની ઉત્સુકતા જોઈને મને નવાઈ લાગી હતી. થોડા જ વખતમા તેઓ એ કામમાં પાવરધા થઈ જતા. જ્યારેજ્યારે તેમના જીવન સાથે સંબંધ ધરાવતો પ્રશ્ન વિચારવાનો આવતો ત્યારે તેઓ સમિતિના બીજા સભ્યોને મદદરૂપ થઈ પડતા અને પોતાનો મુદ્દો સહેલાઈથી જતો કરતા નહીં. પણ નાના સમૂહોમાં અંદર અંદર ફાટફૂટ પાડવાનુ અને પરસ્પર ઝઘડવાનું કમનસીબ વલણ હતુ.

લોકશાહીની રીતથી સૌ કોઈ પરિચિત હતા એટલુ જ નહીં, સમાજમાં, સ્થાનિક રાજવહીવટમાં, વેપાર રોજગારનાં મહાજનોમાં તેમ જ ધાર્મિક સભાઓ વગેરેમાં કાર્ય કરવા માટેની એ સર્વસામાન્ય પદ્ધતિ હતી. જ્ઞાતિવ્યવસ્થામાં અનેક અનિષ્ટો છે એ ખરું, પણ તેણે દરેક સમૂહની અંદર લોકશાહી પદ્ધતિનો આગ્રહ જાળવી રાખ્યો. કાર્યપદ્ધતિ તેમ જ ચૂંટણી અને ચર્ચા

વગેરેને અંગેના ઝીણવટભર્યા નિયમો હતા. આરંભના સમયની બૌદ્ધ સભાઓને વિષે લખતાં માર્કિસ ઑફ ઝેટલૅંડે એનો ઉલ્લેખ કર્યો છે: "અને એ જાણીને ઘણાને આશ્ચર્ય થશે કે, બે હજાર કે તેથીયે વધારે વરસો પહેલાંની હિંદના બૌદ્ધોની સભાઓમાં આપણી આજની પાર્લમેન્ટની પદ્ધતિના મૂળભૂત અંશો મળી આવે છે. ખાસ અધિકારીની નિમણૂક કરીને સભાનું ગૌરવ જાળવવામાં આવતું હતું. એને આપણી આમની સભાના સ્પીકરનો (આમની સભાનો પ્રમુખ) પુરોગામી કહી શકાય. બીજો પણ એક અધિકારી નીમવામાં આવતો હતો. એનું કાર્ય જરૂર પડે ત્યારે સભ્યોને આવશ્યક સંખ્યામાં સભામાં હાજર રાખવાનું હતું. તે પાર્લમેન્ટના આજના આપણા મુખ્ય વ્હિપ જેવો હતો. સભા સમક્ષ કામ રજૂ કરનાર સભ્ય ઠરાવના રૂપમાં તેમ કરતો. પછીથી તેના પર ચર્ચા ચાલતી. કેટલાક દાખલાઓમાં આ રીતે એક વાર ઠરાવ રજૂ કરીને કામ પાર પાડવામાં આવતું. બીજા કેટલાક દાખલાઓમાં તે ઠરાવ ત્રણ વાર રજૂ કરવામાં આવતો. આમ, પાર્લમેન્ટમાં ત્રણ વાર પસાર થયા પછી જ કોઈ પણ ખરડો કાયદો બને છે તેની જ જાતની પ્રથા તે વખતે પ્રચલિત હતી એમ આપણને જોવા મળે છે. ચર્ચા પરથી મતભેદ હોવાનું માલૂમ પડે તો એ બાબતનો નિર્ણય વધુમતીથી થતો અને મત બૅલટથી એટલે કે ગુપ્ત પદ્ધતિથી અપાતો."*

આમ, હિંદની પ્રાચીન સમાજરચનામાં કેટલાંક સારાં તત્ત્વો હતાં અને સાચે જ એના વિના તે આટલા લાંબા વખત સુધી ટકી શકી ન હોત. અને એની પાછળ પરિગ્રહને બદલે માનવીની પૂર્ણતા તેમ જ સત્ય, શિવ અને સુંદરની ઉપાસના જેવા હિંદી સંસ્કૃતિના તાત્ત્વિક આદર્શો રહેલા હતા. વળી, પ્રતિષ્ઠા, સત્તા અને ધનસંપત્તિ એ ત્રણનું જોડાણ થતું અટકાવવાનો પ્રયાસ પણ કરવામાં આવ્યો હતો. વ્યક્તિ અને સમષ્ટિ અથવા સમૂહના હકો પર નહીં પણ ધર્મ કે ફરજો પર ભાર મૂકવામાં આવતો હતો. સ્મૃતિઓમાં દરેક વર્ણ અથવા જ્ઞાતિના ધર્મો એટલે કે કર્તવ્યો અને ફરજો વર્ણવવામાં આવ્યાં છે; તેમના હકોનું વર્ણન એકે સ્મૃતિમાં નથી. સમૂહને માટે અને ખાસ કરીને ગામને માટે સ્વયંપૂર્ણતાનું ધ્યેય રાખવામાં આવ્યું હતું અને ભિન્ન અર્થમાં જ્ઞાતિ માટે પણ એ જ ધ્યેય હતું. એ ચારે બાજુથી બંધ વ્યવસ્થા હતી અને એના વાડાની અંદર સુમેળ, ફેરફાર તેમ જ સ્વતંત્રતા માટે અમુક પ્રમાણમાં અવકાશ હતો, પણ અનિવાર્ય રીતે તે ઉત્તરોત્તર વધારે ને વધારે સંકુચિત અને જડ થતી

* પ્રો. રૉલીન્સનના ધિ લિગસી ઑફ ઇન્ડિયા નામના પુસ્તકમાંથી આ ઉતારો લીધો છે.

જતી હતી. પોતાનો વિકાસ સાધવાનું તેમ જ કાર્યશક્તિના નવા નવા ભંડારો ખોળી કાઢી તેને ઉપયોગમાં લેવાનું સામર્થ્ય તે દિન પ્રતિદિન ગુમાવતી ગઈ. પ્રબળ સ્થાપિત હિતોએ ધરમૂળના ફેરફારો થતા રોકી રાખ્યા અને કેળવણીને બીજા વર્ગોમાં પ્રસરતી અટકાવી. પુરાણા વહેમોને ઉપલા વર્ગના લોકોમાંથી ઘણા વહેમ તરીકે પિછાનતા હતા છતાં તેમને સાચવી રાખવામાં આવ્યા અને તેમાં નવા વહેમોનો ઉમેરો કરવામાં આવ્યો. કેવળ રાષ્ટ્રની અર્થવ્યવસ્થા જ નહીં, ખુદ વિચારવ્યાપાર સુધ્ધાં સ્થગિત, પરંપરાગત, જડ, અપ્રગતિશીલ અને કુંઠિત થઈ ગયો.

જ્ઞાતિના ખ્યાલ તેમ જ વ્યવહારમાં અમીરીનો આદર્શ મૂર્ત થયેલો હતો અને દેખીતી રીતે જ તે લોકશાહીના ખ્યાલોથી વિરુદ્ધ હતો. લોકો પોતાનાં વારસાગત સ્થાનોને વળગી રહે અને સ્થાપિત વ્યવસ્થા સામે માથું ન ઊંચકે ત્યાં સુધી અધિકારોની સાથે ફરજો અને જવાબદારીઓ સંકળાયેલી જ છે એવી પ્રબળ વૃત્તિ એમાં હતી. હિંદની સફળતા અને સિદ્ધિઓ એકંદરે જોતાં ઉપલા વર્ગોમાં જ મર્યાદિત હતી; સમાજના નીચલા થરના લોકોને પોતાની શક્તિ અજમાવવાના નહીં જેવા જ પ્રસંગો મળતા અને તેમને મળતી તકો પણ બહુ મર્યાદિત હતી. ઉપલા વર્ગોના લોકોનો સમૂહ કંઈ નાનો નહોતો. તેમની સંખ્યા સારી સરખી હતી અને સત્તા, અધિકાર તેમ જ લાગવગ વગેરે તેમાં વહેંચાયેલાં હતાં. એથી તેઓ લાંબા વખત સુધી પોતાનો કારભાર સફળતાપૂર્વક ચલાવી શક્યા. પણ જ્ઞાતિવ્યવસ્થા અને સમાજરચનાની મૂળભૂત કચાશ અને ઊણપ એ હતી કે તેમણે મોટા જનસમુદાયની અધોગતિ કરી અને તેની એ સાંસ્કૃતિક, આર્થિક અને કેળવણી વિષયક અવનતિમાંથી બહાર નીકળવા માટેની તકો તેને ન આપી. એ અધોગતિને પરિણામે આખો સમાજ નીચો પડ્યો અને ઉપલા વર્ગો પણ એ અસરમાંથી બચી ન શક્યા. એને પરિણામે સમાજમાં અમુક પ્રકારની જડતા આવી ગઈ અને તે હિંદની અર્થવ્યવસ્થા તેમ જ હિંદના જીવનનું પ્રધાન લક્ષણ બની ગયું. આ સમાજરચના તેમ જ ભૂતકાળની બીજા દેશોની પ્રચલિત સમાજરચના વચ્ચે ઝાઝો તફાવત નહોતો. પરંતુ છેલ્લી થોડી પેઢીઓ દરમ્યાન દુનિયાભરમાં થયેલા ફેરફારોને લીધે એ તફાવત વધારે તીવ્ર બન્યો છે. આજના સમાજના સંદર્ભમાં જ્ઞાતિવ્યવસ્થા અને એને આનુષંગિક બીજી ઘણી બાબતો સંપૂર્ણપણે વિસંગત, પ્રગતિવિરોધી અને એ દૃષ્ટિએ બાધારૂપ છે. એના ચોકઠામાં દરજ્જા તથા તકોની સમાનતા ન સંભવી શકે તેમ જ આર્થિક લોકશાહી તો શું પણ રાજકીય લોકશાહી પણ સંભવી ન શકે. આ બે ખ્યાલોના મૂળમાં સંઘર્ષ રહેલો જ છે અને એમાંનો એક જ ટકી શકે એમ છે.

૯

## બાબર અને અકબર : હિંદીકરણની પ્રક્રિયા

" હવે મૂળ વાત પર પાછો આવું. અફઘાનો હિંદમાં કાયમ થઈને વસ્યા અને હિંદી બન્યા. તેમના રાજકર્તાઓને પ્રથમ પોતાની સામેની પ્રજાની દુશ્મનાવટની લાગણી ઓછી કરવાના અને પછી તેનું મન મનાવીને તેને પોતાની કરી લેવાના પ્રશ્નનો ઉકેલ કરવાનો હતો. એથી એ વિચારપૂર્વકની નીતિ તરીકે તેમણે આરંભની પોતાની નિષ્ઠુર પદ્ધતિ હળવી કરી, વધારે સહિષ્ણુતા કેળવી, પ્રજાનો સહકાર મેળવ્યો અને પરદેશી વિજેતાઓ તરીકે નહીં પણ આ મુલકમાં જ જન્મેલા અને ઊછરેલા હિંદીઓ તરીકે વર્તવાનો પ્રયત્ન કર્યો. વાયવ્ય તરફથી આવેલા આ લોકો પર હિંદની ભૂમિ અને વાતાવરણની અસર થતા તેમ જ એમાં તેઓ એકરૂપ થઈ જતા શરૂઆતમાં જે તેમની નીતિ હતી તે ધીમે ધીમે તેમના આ અનિવાર્ય વલણના રૂપમાં ફેરવાઈ ગઈ. એ પ્રક્રિયા સમાજની ટોચ પરના લોકોમાં ચાલી રહી હતી તે અરસામાં વિચાર અને જીવનપ્રણાલીનો સમન્વય નિર્માણ કરનાર માગના વધારે પ્રબળ પ્રવાહો પ્રજામાંથી આપોઆપ પેદા થયા. એક મિશ્ર સંસ્કૃતિના ઉદયનાં ચિહ્નો દેખાવા લાગ્યાં અને જેના પર અકબર ચણતર કરનાર હતો તેના પાયા નખાયા.

અકબર હિંદના મોગલ વંશનો ત્રીજો બાદશાહ હતો પણ હકીકતમાં મોગલ સામ્રાજ્યને સુદૃઢ અને સંગઠિત તેણે જ કર્યું. તેના દાદા બાબરે ૧૫૨૬ની સાલમાં દિલ્હીની ગાદી જીતી લીધી હતી પણ હિંદમાં તે પરાયો હતો અને છેવટ સુધી તેને અહીં અડવું અડવું લાગ્યું. તે એ વખતે જ્યાં તિમુરિદ નામના રાજવંશના અમલ દરમ્યાન વિદ્યાકળા તેમ જ સંસ્કૃતિની ઉન્નતિ થઈ રહી હતી તથા જ્યાં ઈરાનની કળા ને સંસ્કૃતિની અસર પ્રબળ હતી એવા ઉત્તરના મધ્ય એશિયામાં આવેલા પોતાના વતનમાંથી આવ્યો હતો. જેનાથી તે ટેવાયેલો હતો તે મૈત્રીભર્યો સમાજ, વાર્તાલાપનો આનંદ તેમ જ બગદાદ અને ઈરાનની આવેલી જીવનની સુખસગવડો અને સંસ્કારિતા વગેરેની ખોટ અહીં તેને હમેશાં સાલ્યા કરી. ઉત્તરના ઉચ્ચ પ્રદેશના બરફ તેમ જ ફરઘનાના સરસ માંસ, સુંદર ફૂલો અને ફળફળાદિની તે ઝંખના કર્યા કરતો. આમ, તેના જોવામાં જે આવ્યું તેનાથી નિરાશ થવા છતાં તે કહે છે કે, હિંદુસ્તાન અતિ મનોહર દેશ છે. હિંદમાં આવ્યા પછી ચાર વરસની અંદર બાબર મરણ પામ્યો અને એનો ઘણોખરો સમય લડાઈ લડવામાં અને આગ્રામાં સુંદર રાજધાની બાંધવામાં ગયો. એને માટે તેણે કૉન્સ્ટન્ટિનોપલના એક

મશહૂર સ્થપતિને બોલાવ્યો હતો. કૉન્સ્ટન્ટિનોપલમાં એ ભવ્ય સુલેમાનનો શાસનકાળ હતો અને એ શહેરમાં તે વખતે સુંદર ઇમારતો બંધાઈ હતી.

બાબર હિંદ નહીં જેવું જ જોવા પામ્યો હતો. તેની ચોપાસ દુશ્મનાવટની લાગણીથી ભરેલી પ્રજા હતી એટલે હિંદની ઘણી ઘણી ચીજો તેને જોવા મળી નહોતી. આમ છતાં તેનાં સંસ્મરણો ઉત્તર હિંદમાં જે સાંસ્કૃતિક દારિદ્ર આવી ગયું હતુ તે વિષે આપણને કહે છે. આ બીના કંઈક અંશે તૈમુરે કરેલા વિનાશને અને કંઈક અંશે અનેક વિદ્વાન પુરુષો, કલાકારો, તેમ જ મશહૂર કારીગરો ત્યાંથી દક્ષિણમાં ચાલ્યા ગયા હતા તેને આભારી હતી. પણ એ પરિસ્થિતિ હિંદી પ્રજાની સર્જક પ્રતિભાનું ઝરણું સુકાઈ ગયું હતું તેને પણ આભારી હતી. બાબર કહે છે કે, કુશળ કારીગરો અને શિલ્પીઓની વાર્ણ નથી પણ યાંત્રિક શોધમાં કોઈ પણ પ્રકારનુ બુદ્ધિચાતુર્ય કે નિપુણતા જણાતાં નથી. વળી, જીવનની સુખસગવડો તેમ જ વૈભવવિલાસમાં હિંદ ઈરાન કરતાં ઠીક ઠીક પછાત હતું. આ બાબત જીવનની આ બાજુ વિષેના હિંદીઓના રસના અભાવને આભારી હતી કે પછી પાછળથી થયેલા ફેરફારોને આભારી હતી તેની મને ખબર નથી. ઘણું કરીને ઈરાનીઓની સરખામણીમાં તે કાળના હિંદીઓને એ સંસ્કારિતા અને વૈભવવિલાસ પ્રત્યે એટલું આકર્ષણ નહોતુ. તેમને વિષે એટલી પરવા હોત તો તેઓ એ ઈરાન પાસેથી સહેલાઈથી લઈ શકત, કેમ કે એ બંને દેશો વચ્ચે સારી પેઠે સંપર્ક હતો: પણ એ પાછળથી થયેલો ફેરફાર હોય, સાંસ્કૃતિક જડતા અને હિંદની પડતીનુ બીજું લક્ષણ હોય એ વધારે સંભવિત છે. શિષ્ટ યુગનાં સંસ્કૃત સાહિત્ય અને ચિત્રો પરથી સૂચિત થાય છે કે આગળના સમયમાં સંસ્કારિતા સારી પેઠે હતી અને તે કાળના પ્રમાણમાં જીવનનુ ધોરણ ઊંચું અને બહુવિધ હતુ ઉત્તર હિંદમાં બાબર આવ્યો તે સમયે પણ દક્ષિણમા વિજયનગરમાં ઉચ્ચ કક્ષાની કળા, સંસ્કૃતિ, સંસ્કારિતા અને વૈભવવિલાસ વર્તતાં હતાં એની ઘણા યુરોપી પ્રવાસીઓ સાખ પૂરે છે.

પણ ઉત્તર હિંદમાં સાંસ્કૃતિક અવનતિ સ્પષ્ટપણે દેખાઈ આવે છે. રૂઢ બની ગયેલી માન્યતાઓ અને જડ થઈ ગયેલી સમાજરચના સામાજિક પુરુષાર્થ અને પ્રગતિને રોકી રાખતી હતી. ઇસ્લામ આવ્યો અને ભિન્ન ભિન્ન જીવનપ્રણાલી તેમ જ વિચારસરણીના લોકો મોટી સંખ્યામાં બહારથી આવ્યા તેથી આ માન્યતાઓ અને સમાજરચના પર અસર થઈ. પરદેશીઓની જીતનાં અનેક માઠાં પરિણામો આવે છે પણ તેથી એક લાભ પણ થાય છે: લોકોની દૃષ્ટિને એ વ્યાપક બનાવે છે અને તેમની આસપાસના જડ કવચની બહાર નજર કરવાની તેમને ફરજ પાડે છે. તેમને સમજાય છે કે, દુનિયા તેમની ધારણા કરતાં ઘણી વિશાળ અને અનેક વિવિધતાઓથી ભરેલી છે. આ રીતે અફઘાનોની

જીતની હિંદ પર અસર થઈ અને તેને પરિણામે ઘણા ફેરફારો થયા. મોગલોના આગમને હિંદમાં એથીયે વિશેષ ફેરફારો કર્યા. તેમની જીવનપ્રણાલી અફઘાનોના કરતાં વધારે સુસંસ્કૃત અને આગળ વધેલી હતી. ખાસ કરીને તેમણે ઈરાન જેને માટે મશહૂર હતું તે સંસ્કારિતા અતિ કૃત્રિમ અને નિશ્ચિત વિધિનિષેધોવાળા દરબારી જીવનમાં દાખલ કરી. એની અમીર વર્ગની જીવનપ્રણાલી પર અસર થઈ. કાલીકટ મારફતે દક્ષિણના બ્રાહ્મણી રાજ્યને ઈરાન સાથે સીધો સંપર્ક હતો.

હિંદમાં ઘણા નવા ફેરફારો થયા અને નવાં પ્રેરક બળોએ કળા, સ્થાપત્ય તેમ જ બીજી સાંસ્કૃતિક રચનાઓમાં ,તાજગી અને ચેતન આણ્યાં. અને જ્યાં પુરાણી દુનિયાની બે જીવનપ્રણાલીઓ એકબીજાના સંપર્કમાં આવવાને લીધે એ બનવા પામ્યું હતું. એ બને જીવનપ્રણાલીઓએ આરંભકાળનું પોતાનું ચેતન અને સર્જકશક્તિ ગુમાવ્યાં હતાં અને તેઓ જડ ચોકઠામાં જકડાયેલી હતી. હિંદી સંસ્કૃતિ અતિ પ્રાચીન અને થાકેલી હતી, અરબ ફારસી સંસ્કૃતિનો મધ્યાહ્ન ક્યારનોયે વીતી ગયો હતો અને આરબોના વિશિષ્ટ લક્ષણ સમાં — પહેલાંની તેમની જિજ્ઞાસાવૃત્તિ અને માનસિક સાહસની ભાવના હવે દેખાતાં નહોતાં.

બાબર આકર્ષક પુરુષ હતો. નવજાગૃતિના યુગનો એ એક નમૂનેદાર રાજકર્તા હતો. તે બહાદુર અને સાહસિક હતો તેમ જ કળા, સાહિત્ય અને સંસ્કારી જીવનનો રસિયો હતો. તેનો પૌત્ર અકબર એના કરતાયે વિશેષ આકર્ષક પુરુષ હતો અને બાબર કરતાં તેનામાં વધારે ગુણો હતા. તે ભારે હિંમતવાળો, સાહસિક અને કુશળ સેનાપતિ હતો અને છતાં તેનામાં પાર વગરની નરમાશ અને કરુણા ભરેલી હતી. તે ધ્યેયવાદી અને સ્વપ્નસેવી હતો તેમ જ વ્યવહારદક્ષ પુરુષ તથા પોતાના અનુયાયીઓમાં વફાદારીની ઊંડી ભાવના જગાડનાર લોકનેતા પણ હતો. એક યોદ્ધા તરીકે તેણે હિંદનો મોટો પ્રદેશ જીતી લીધો. પણ તેની મુરાદ બીજી અને વધારે કાયમી જીત મેળવવાની — પ્રજાનાં હૃદય અને મન જીતી લેવાની હતી. તેના દરબારના એક ફિરંગી જેસ્યુઈટ પાદરીના જણાવવા પ્રમાણે તેની પ્રભાવશાળી આંખો 'સૂર્યપ્રકાશમાં હિલોળા ખાતા સાગર જેવી હતી'. એનામાં હિંદની એકતાનુ પુરાણું સ્વપ્ન ફરીથી મૂર્ત થયુ. એ સ્વપ્ન એક રાજ્યના છત્ર નીચે કેવળ રાજકીય એકતા નહીં, એકરૂપ બનેલી પ્રજામાં જીવંત એકતા સાધવાનું હતું. ૧૫૫૬ની સાલમાં ગાદી પર આવ્યો ત્યારથી માંડીને લગભગ પચાસ વરસના લાંબા રાજ્યઅમલ દરમ્યાન એ ધ્યેય સાધવાને તે મથતો રહ્યો. બીજા કોઈ પણ પુરુષને વશ ન થાય એવા અનેક ગર્વિષ્ઠ રજપૂતોને તેણે પોતાના કરી લીધા. તે રજપૂત રાજકન્યાને પરણ્યો અને એ રીતે તેનો પુત્ર અને વારસ જહાંગીર અર્ધો મોગલ અને અર્ધો રજપૂત હિંદુ હતો. જહાંગીરનો પુત્ર શાહજહાં પણ રજપૂત માતાનો

પુત્ર હતો. આમ જાતિની દૃષ્ટિએ આ તુર્કમોગોલ રાજવંશ તુર્ક અથવા મોગોલ કરતાં હિંદી વધારે બન્યો. અકબર રજપૂતોનો પ્રસંશક હતો, તેમની સાથે એને પોતાપણું લાગતું હતું અને તેની લગ્ન અંગેની અને બીજી નીતિ દ્વારા તેણે રજપૂત શાસક વર્ગો સાથે સમજૂતી કરી. એને લીધે તેનું સામ્રાજ્ય વધારે સુદૃઢ બન્યું. એ પછીના રાજ્યઅમલમાં પણ ચાલુ રહેલા આ મોગલ-રજપૂત સહકારની અસર સરકાર, રાજવહીવટ અને લશ્કર પર થઈ એટલું જ નહીં, કળા, સંસ્કૃતિ અને જીવનપ્રણાલી પર પણ થઈ. મોગલ અમીર વર્ગ ઉત્તરોત્તર હિંદી બનતો ગયો અને રજપૂતો તેમ જ બીજાઓ પર ઈરાની સંસ્કૃતિની અસર થઈ.

અકબરે ઘણાના દિલ જીતીને તેમને પોતાના પક્ષના કરી લીધા પણ મેવાડ અને રજપૂતાનાના રાજકર્તા રાણા પ્રતાપના ગર્વિષ્ઠ અને અણનમ જુસ્સાને દબાવવામાં તે નિષ્ફળ નીવડ્યો. જેને તે પરદેશી વિજેતા તરીકે લેખતો હતો તેની નામની પણ આણ સ્વીકારવા કરતાં હલ્લો કરવાને ટાપી રહેલા શત્રુઓની પરવા કર્યા વિના વનવગડામાં રહેવાનું તેણે બહેતર માન્યું.

પોતાને તેમ જ પોતાના ધ્યેયને વરેલા શક્તિશાળી માણસો અકબરે પોતાની આસપાસ એકઠા કર્યા હતા. એમાં અબુલ ફઝલ અને ફૈઝી નામના બે મશહૂર ભાઈઓ, બિરબલ, રાજા માનસિંહ અને અબદુલ રહીમ ખાનખાનાનો, સમાવેશ થતો હતો. તેનો રાજદરબાર હરેક ધર્મના લોકોનું તેમ જ નવા વિચારો અથવા કંઈક નવી શોધખોળો કરનારા સૌનું મિલનસ્થાન બન્યો. ભિન્ન વિચારો પ્રત્યેની તેની સહિષ્ણુતા અને હરેક પ્રકારની માન્યતાઓ અને અભિપ્રાયોને તેણે આપેલા ઉત્તેજનને લીધે કેટલાક વધારે ધર્મચુસ્ત મુસલમાનો તેના પર ચિડાયા. એના રાજ્યઅમલ દરમ્યાન જ હિંદુઓ તેમ જ મુસલમાનોની સાંસ્કૃતિક એકતાની દિશામાં ઉત્તર હિંદમા એક મોટું પગલું આગળ ભરાયું. સાચે જ, અકબર પોતે મુસલમાનો જેટલો જ હિંદુઓમા પણ પ્રિય હતો. મોગલ રાજવંશે હિંદના એક રાજવંશ તરીકે અહીં ઊંડા મૂળ નાખ્યાં.

## ૧૦

## યાંત્રિક પ્રગતિ અને સર્જકશક્તિમાં એશિયા અને યુરોપનો મુકાબલો

પારલૌકિક તેમ જ ઐહિક બાબતોનું રહસ્ય પામવાની તીવ્ર જિજ્ઞાસા અકબરમાં હતી. યાંત્રિક યુક્તિપ્રયુક્તિઓ તેમ જ યુદ્ધના શાસ્ત્રમાં તેને રસ હતો. યુદ્ધની તાલીમ પામેલા હાથીઓને તે કીમતી લેખતો હતો અને ગજદળ એ તેના સૈન્યનું મહત્ત્વનું અંગ હતું. તેના દરબારમાં રહેલો ફિરંગી જેસ્યુઈટ

પાદરી જણાવે છે, 'અનેક બાબતોમાં તેને રસ હતો અને તે શીખવાને તે ઉત્સુક રહેતો લશ્કરી અને રાજકીય બાબતોનું તેને ઊંડું જ્ઞાન હતું એટલું જ નહીં, ઘણી યંત્રોને લગતી કળાઓમાં પણ તે પાવરધો હતો.' જ્ઞાન માટેની 'તેની તરસ એવી તીવ્ર હતી કે ભૂખ્યો માણસ જેમ પોતાનો ખોરાક એક કોળિયે ખાઈ જવા મથે છે તેમ તે બધું એકી સાથે શીખી લેવા પ્રયાસ કરતો હતો.'

અને એ પણ એક અજાયબીની વાત તો છે કે તેની એ જિજ્ઞાસા અમુક જગ્યાએ અટકી જતી હતી અને તેની સામે પડેલા કેટલાક સહજે નજરે ચડે એવા ક્ષેત્રો તરફ તેનું લક્ષ ગયું નહોતું એક મહાન મોગલ તરીકે અને એક બળવાન સામ્રાજ્યના સમ્રાટ તરીકે તેની આટલી બધી પ્રતિષ્ઠા હોવા છતાં દરિયા પર તેનું કશું જ બળ નહોતું વાસ્કો-ડી-ગામા કેપ ઑફ ગુડ હોપ થઈને ૧૪૯૮ની સાલમાં કાલીકટ પહોંચ્યો હતો, આલ્બુકર્કે ૧૫૧૧ની સાલમાં મલાક્કા સર કર્યું અને હિંદી મહાસાગરમાં ફિરંગી દરિયાઈ સત્તા સ્થાપી હિંદના પશ્ચિમ કાંઠા પર આવેલું ગોવા પોર્ટુગાલના કબજામાં ગયું હતું આ બધાથી ફિરંગીઓ અકબર સાથે સીધી અથડામણમાં ન આવ્યા પણ મક્કે હજ કરવા જતા હિંદી યાત્રાળુઓને — જેમાં બાદશાહના કુટુંબીજનો તેમ જ અમીર ઉમરાવોનો પણ સમાવેશ થતો હતો — ઘણી વાર ફિરંગીઓ પૈસા પડાવવાને ખાતર પકડી રાખતા હતા જમીન પર અકબર ગમે એટલો બળવાન હોય પણ ફિરંગીઓ દરિયા પર સર્વોપરી હતા એ ઉઘાડું હતું જમીન પરની બળવાન સત્તા દરિયાઈ સત્તાને ઝાઝું મહત્ત્વ ન આપે એ સમજવું મુશ્કેલ નથી, હકીકતમાં જોકે ભૂતકાળની હિંદની મહત્તા તેમ જ હિંદનું મહત્ત્વ અમુક અંશે દરિયાઈ માર્ગો પરના તેના કાબૂને આભારી હતું અકબરને એક વિશાળ ખંડ જીતવાનો હતો અને ફિરંગીઓ પર લક્ષ આપવાનો તેની પાસે સમય નહોતો કદી કદી તેઓ તેને ડંખતા હતા છતાં તે તેમને ઝાઝું મહત્ત્વ આપતો નહોતો જહાજો બાંધવાનો એક વખતે તેણે વિચાર પણ કર્યો હતો પરંતુ એ બાબતમાં તેનું વલણ એક પ્રકારના મનોરંજન જેવું હતું, નૌકાદળ ઊભું કરવા માટેની એ કોઈ ગંભીર યોજના નહોતી

વળી, મોગલ સૈન્ય તેમ જ તે સમયના હિંદના બીજા રાજ્યોના સૈન્યો દારૂગોળાને લગતી યુદ્ધસામગ્રીની બાબતમાં ઘણુંખરું વિદેશી નિષ્ણાતો પર આધાર રાખતા હતા મોટે ભાગે એ નિષ્ણાતો ઉસ્માની સામ્રાજ્યના તુર્કો હતા દારૂગોળો અને તોપખાનાનો વડો રૂમીખાનના ઇલકાબથી ઓળખાતો રૂમ એટલે પૂર્વનું રોમ એટલે કે કૉન્સ્ટન્ટિનોપલ આ પરદેશી નિષ્ણાતો સ્થાનિક માણસોને તાલીમ આપતા પણ અકબર કે બીજા કોઈ રાજાએ પોતાના માણસોને

તાલીમ લેવા માટે પરદેશ કેમ ન મોકલ્યા અથવા સંશોધનકાર્યને ઉત્તેજન આપીને એ બાબતની સુધારણામાં રસ કેમ ન લીધો?

બીજી પણ એક સમજવા જેવી બીના છે. જેસ્યુઇટ પાદરીઓએ છાપેલું બાઇબલ ને બીજાં થોડાં પુસ્તકો અકબરને ભેટ આપ્યાં હતાં. છાપવાની કળાની બાબતમાં તેની જિજ્ઞાસા જાગ્રત કેમ ન થઈ? તેની રાજકીય પ્રવૃત્તિઓ તેમ જ તેના હાથ ધરેલા જબરદસ્ત મર્યોમાં એ વાત તેને બહુ લાભકારક થઈ હોત.

વળી ઘડિયાળની વાત લો. મોગલ ઉમરાવોમાં એનો ઘણો પ્રચાર હતો. શરૂઆતમાં પ્રથમ ફિરંગીઓ અને પાછળથી અંગ્રેજો એ યુરોપમાંથી લાવતા હતા. પણ તે વખતે એ ધનિકોની વૈભવની ચીજ હતી. સામાન્ય લોકો ઘટિકાયંત્ર, રેતીની શીશી અને સમય જાણવાની બીજી સામાન્ય યુક્તિઓથી સંતોષ માનતા હતા. આ કમાનવાળાં ઘડિયાળો કેવી રીતે બને છે તે સમજવાનો કે એવાં ઘડિયાળો અહીં બનાવવાનો કશો પ્રયાસ કરવામાં ન આવ્યો. હિંદમાં ઊંચી પંક્તિના કારીગર હોવા છતાં યાંત્રિક ક્ષેત્રમાં સૂઝનો અભાવ ખાસ કરીને આશ્ચર્યકારક છે.

સર્જકશક્તિનો તેમ જ શોધકશક્તિનો આ પક્ષાઘાત એ સમયે એકલા હિંદમાં જોવાનો મળે છે એવું નથી. આખાયે પશ્ચિમ અને મધ્ય એશિયાને એથીયે વધારે પ્રમાણમાં એ વ્યાધિ લાગુ પડ્યો હતો. ચીનને વિષે મને ખબર નથી પણ હું ધારું છું કે કંઈક એવા જ પ્રકારની સ્થગિતતા ચીનમાં પણ આવી હતી. એ પહેલાંના સમયમાં હિંદ તેમ જ ચીન એ બંને દેશમાં વિજ્ઞાનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં સારી પેઠે પ્રગતિ થઈ હતી એ વાત યાદ રાખવી જોઈએ. વહાણો બાંધવાનો ઉદ્યોગ તથા દરિયાઈ માર્ગે ચાલતો મહોળો વેપાર યાંત્રિક સુધારણાને વેગ આપતા હતા. એ બેમાંથી એકે દેશમાં અથવા બીજા કોઈ દેશમાં પણ એ સમયે કોઈ મોટી યાંત્રિક શોધ થઈ નહોતી એ વાત સાચી છે. એ દૃષ્ટિથી જોતાં પંદરમી સદીની દુનિયા હજાર કે બે હજાર વરસ પહેલાંની દુનિયાથી બહુ ભિન્ન નહોતી.

અમુક પ્રમાણમાં પ્રાયોગિક વિજ્ઞાનનો પાયો નાખનાર અને થોડેઘણે અંશે તેને ખીલવનાર તેમ જ મધ્યયુગના અંધકારમય જમાનામાં યુરોપમાં અનેક રીતે જ્ઞાનની વૃદ્ધિ અને પ્રગતિ કરનાર આરબોનું મહત્ત્વ હવે રહ્યું નહોતું. તેઓ પાછળ પડી ગયા હતા. એમ કહેવાય છે કે, તદ્દન શરૂઆતના કેટલાક ઘડિયાળો સાતમી સદીમાં આરબોએ બનાવ્યાં હતાં. દમાસ્કસમાં એક મશહૂર ઘડિયાળ હતું અને હારૂન-અલ-રશીદના ગાળામાં બગદાદમાં પણ એવું એક ઘડિયાળ હતું. પણ આરબોની પડતી થતાં ઘડિયાળો બનાવવાની એ કળા પણ એ

દેશોમાંથી લુપ્ત થઈ ગઈ, યુરોપના કેટલાક દેશોમાં જોકે એની પ્રગતિ થતી જતી હતી અને ઘડિયાળો હવે નવાઈની ચીજ રહી નહોતી.

કેક્સ્ટનની પહેલાં ઘણા વખત અગાઉ સ્પેનના મૂર આરબો લાકડાના બ્લૉક* અથવા બીબાંથી છાપતા હતા. સરકારી હુકમોની વધુ નકલ કરવાને રાજ્ય તરફથી છાપવાની એ પદ્ધતિનો ઉપયોગ થતો હતો. ત્યાં આગળ છાપવાની કળા આ બ્લૉક અથવા બીબાંની પદ્ધતિથી આગળ વધી હોય એમ લાગતું નથી. અને એ પણ પાછળથી લુપ્ત થઈ ગઈ. યુરોપમાં છેક તેમની સમીપ છપેલાં પુસ્તકો થોકબંધ તૈયાર થતાં હતાં તે છતાં ઉસ્માની તુર્કોએ ઘણી સદીઓ સુધી છાપવાની કળાની બાબતમાં સંપૂર્ણ દુર્લક્ષ કર્યું. યુરોપ અને પશ્ચિમ એશિયામાં તેઓ ઘણા વખત સુધી ચક્રવર્તી મુસ્લિમ સત્તા તરીકે રહ્યા હતા. એ વિષે તેમણે જાણ્યું હશે પણ એ શોધનો ઉપયોગ કરવાની પ્રેરણાનો તેમનામાં સદંતર અભાવ હતો. અમુક અંશે ધાર્મિક ભાવના પણ એની વિરુદ્ધ હતી, કેમ કે કુરાન જેવા પોતાના પવિત્ર ગ્રંથને છાપવો એ દૂષિત લેખાતું હતું. છાપેલા કાગળોનો કદાચ અઘટિત ઉપયોગ કરવામાં આવે અથવા તેના પર પગ મૂકવામાં આવે અને કચરાના ઢગલામાં ફેંકી દેવામાં આવે તો! નેપોલિયને મિસરમાં પહેલવહેલું છાપખાનું દાખલ કર્યું અને ત્યાંથી અતિ મંદ ગતિથી બીજા આરબ દેશોમાં તેનો ફેલાવો થયો.

એશિયા ભૂતકાળમાં પોતે કરેલા પ્રયાસોને લીધે થાકીને જાણે નિષ્ક્રિય બની ગયો હતો ત્યારે ઘણી બાબતોમાં પછાત યુરોપ મોટા મોટા ફેરફારો થવાની અણી પર આવીને ઊભો હતો. ત્યાં આગળ નવો જુસ્સો, નવી ભાવના કાર્ય કરી રહી હતી અને યુરોપના સાહસિક ફરજંદોને સમુદ્રપારના મુલકોમાં મોકલી રહી હતી, તથા તેના વિચારકોને વિચારના નવા ક્ષેત્રો તરફ પ્રેરી રહી હતી. રેનેસાં અથવા નવજાગૃતિના યુગે વિજ્ઞાનના ક્ષેત્રમાં ઝાઝી પ્રગતિ કરી નહોતી. કંઈક અંશે તેણે લોકોને વિજ્ઞાનની દિશામાંથી પાછા વાળ્યા અને વિદ્યાપીઠોમાં તેણે દાખલ કરેલી ગ્રીસ અને રોમની વિદ્યાઓએ વિજ્ઞાનના પ્રચલિત વિચારોનો ફેલાવો પણ અટકાવ્યો. યુરોપમાં કોપરનિકસ, ગૅલિલિયો ને ન્યૂટન જેવા વૈજ્ઞાનિકો થઈ ગયા અને સારાં દૂરબીનો પણ બનાવવામાં આવ્યાં હતાં તે છતાં છેક અઢારમી સદીના વચગાળાના સમય સુધી ઇંગ્લંડના મોટા ભાગના કેળવાયેલા

* છાપવાની આ રીત સ્પેનના આરબો સુધી કેવી રીતે પહોંચી એની મને ખબર નથી. ઉત્તર અને પશ્ચિમ યુરોપમાં એ પદ્ધતિ પહોંચી તે પહેલાં ઘણા વખત અગાઉ ઘણું કરીને ચીનના મોગલો મારફત તે તેમની પાસે પહોંચી હતી. મોગલ લોકો ઇતિહાસના તખ્તા પર આવ્યા તે અગાઉ પણ કૉર્ડોવાથી કેરો, ડમાસ્કસ અને બગદાદ સુધીની આરબ દુનિયાને ચીન સાથે ઘણો સંપર્ક હતો.

લોકો સુધ્ધા પૃથ્વી પોતાની ધરી પર અને સૂર્યની આસપાસ ફરે છે એ માનવાનો ઇન્કાર કરતા હતા એમ કહેવાય છે ગ્રીક અને લેટિન ગ્રથોની કેળવણી પામેલા એ લોકો પૃથ્વી વિશ્વનુ કેન્દ્ર છે એવા ટૉલેમીના ખ્યાલને વળગી રહ્યા હતા કમ્પુ ઈ એડ્રટન જેવો ઓગણીસમી સદીનો બ્રિટનનો અગ્રર્થ રાજપુરુ મોટો વિદ્વાન હોવા છતા વિજ્ઞાનના વિષયમા તેને ન ગતી ગતાગમ કે નહોતું આકર્ષણ

વિજ્ઞાનના વિનિયોગથી ચાલતી દુનિયામા પોતે જીવે છે અને ભોગ પાયા પર કતલ અને સહાર કરવાને અર્થે તેઓ પોતે પણ વિજ્ઞાનનો ઉપયોગ કરે છે છતા વિજ્ઞાન કે વૈજ્ઞાનિક પદ્ધતિ વિષે લગભગ કશુયે ન જાણનારા કેટલાયે રાજપુરુષો તેમ જ જાહેર કાર્યકર્તાઓ આજે પણ છે અને કેવળ હિંદમા જ નહી દુનિયાના બીજા દેશોમાયે એવુ જોવાનુ મળે છે

આમ છતા રેનેસા અથવા નવજાગૃતિના યુગે યુરોપની પ્રજાના માનસને જકડી રહેલી અનેક પુરાણી જજીરોમાથી મુક્ત કર્યું અને પોતાના ચિત્તમા તેણે સઘરી રાખેલા અનેક ભુતોનો નાશ કર્યો અમુક અશે અને પરાક્ષ રીતે એ નવજાગૃતિના યુગને આભારી હતું કે પછી તેની ઉપરવટ જઈને એ બન્યુ તે ભગવાન જાણે, પણ ત્યારથી યુરોપમા ભૌતિક શોધખોળ માટેની નવી ભાવના નવી ધગશ પ્રગટ થવા લાગી હતી એ ભાવના પરંપરાથી ચાલતા આવેલા પ્રામાણ્ય સામે જ નહી પણ વસ્તુશૂન્ય મા તાત્ત્વિક ખ્યાલો અને અસ્પષ્ટ ચિંતનોની સામે વિરોધ ઉઠાવતી હતી ફ્રાન્સિસ બેકને લખ્યુ હતુ ‘માનવી સત્તા અને માનવી જ્ઞાનના માર્ગો એકબીજાની બહુ જ નિકટ પડેલા છે એટલુ જ નહી, લગભગ એક જ છે આમ છતા તાત્ત્વિક કલ્પનાઓમા રચ્યાપચ્યા રહેવાની વિઘાતક અને ઊડી જડ ઘાલી બેઠેલી ટેવને લીધે, વ્યવહાર સાથે જેને સબંધ હોય એવા પાયા પર વિજ્ઞાનનું ચણતર કરવુ અને સક્રિય અશને ચિંતનામક અશની પ્રતિકૃતિ પાડનાર તેમ જ તેના સ્વરૂપનો નિર્ણય કરનાર બીબા તરીકે બનાવવો એ સલામતીભરેલુ છે’ અને એ પછી સત્તરમી સદીમાં સર ટૉમસ બ્રાઉને કહ્યુ હતુ, ‘કોઈ પણ પ્રમાણને અધપણે વળગી રહેવાની અને ખાસ કરીને પરાપૂર્વથી ચાલતી આવેલી આજ્ઞાઓને આધારે આપણી માન્યતાઓ રચવાની વૃત્તિ જ્ઞાનનો ક્રામા કટ્ટો શત્રુ છે એ વસ્તુએ સત્યને પારાવાર હાનિ પહોચાડી છે કેમ કે, ચાલુ જમાનાના ઘણાખરા માણસો વીતી ગયેલા યુગોને વિષે એવુ વહેમી વલણ ધરાવે છે કે, એકની બુદ્ધિમત્તા કરતા બીજાના પ્રમાણો તેમને અડિયાતા લાગે છે આપણા જમાનાથી દૂર દૂરના પ્રાચીન સમયના એ પ્રમાણરૂપ બની ગયેલા પુરુષો તેમ જ તેમના સમકાલીને અથવા નજીકના અનુગામીઓથી ભાગ્યે જ અદૃષ્ટ રહેલા

એવા આપણા સુધી ઊતરી આવેલા તેમના પ્રયોગો લાગો વખત વીતવાને મારણે રાગદ્વેષનો વિષય રહ્યા હોતા નથી અને આજથી તે જેટલા વધારે પ્રાચીન તેટલા તે સત્યની વધારે નજીક એમ માનવામાં આવે છે મને લાગે છે કે એ રીતે આપણે આપણી જાતને છેતરીએ છીએ અને સત્યથી વધારે વેગળા જઈએ છીએ'

અગ્યાર સોળમી સદીમા થઈ ગયો એ સદીમાં યુરોપમા નવા જ પ્રકારનું પ્રેરક બળ પ્રગટ થયુ, માનવજાતના જીવનમા ક્રાંતિકારી પ્રગતિ થઈ એની પ્રેરણાથી યુરોપ આગળ ચાલવા લાગ્યુ પ્રથમ એની ગતિ મંદ હતી પણ પછી એનો વેગ ઉત્તરોત્તર વધતો ગયો અને ઓગણીસમી સદીમાં તો તે બહુ જ આગળ વધી ગયુ અને તેણે નવી દુનિયાનુ સર્જન કર્યું યુરોપે જે સમયે પ્રકૃતિના બળોનો લાભ લેવાનુ ચાલુ કર્યું હતું અને પોતાના હિતમા તેણે તેનો ઉપયોગ કરવા માંડ્યો હતો તે વખતે સુસ્ત અને નિષ્ક્રિય એશિયા માણસના શ્રમ અને મજૂરી પર આધાર રાખીને પરાપૂર્વથી ચાલતી આવેલી રીતે હજી પોતાનો વ્યવહાર ચલાવતો હતો

આમ કેમ બન્યુ? એશિયા એટલો વિશાળ અને વિવિધતાઓથી ભરેલો ખડ છે કે એનો એક જ જવાબ ન હોઈ શકે તેના દરેક દેશને, ખાસ કરીને ચીન અને હિંદ જેવા તેના વિશાળ દેશોને અલગ અલગ તપાસવા જોઈએ તે સમયે અને તે પછી ચીન વધારે સમૃદ્ધ દેશ હતો અને યુરોપના કોઈ પણ દેશના કરતા તેના લોકો વધારે સભ્ય જીવન ગુજારતા હતા એ નિર્વિવાદ છે ઉપર ઉપરથી જોતા હિંદનો રાજદરબાર પણ જાજ્વલ્યમાન હતો એટલુ જ નહી તેનો વેપારરોજગાર તેમ જ તેના હુન્નરઉદ્યોગો પણ ધીકતા ચાલતા હતા તે સમયે હિંદનો કોઈ પ્રવાસી યુરોપ જઈ ચડત તો તેને ત્યાના દેશો ઘણી બાબતોમા પછાત અને અણઘડ જણાયા હોત અને છતા યુરોપમા તે સમયે જે પ્રેરકબળ પ્રગટ થતુ જતું જણાતુ હતુ તેનો હિંદમા લગભગ અભાવ હતો

સંસ્કૃતિની અવનતિ બહારના હુમલાઓ કરતા વધારે તો આતરિક નિષ્ફળતાથી થાય છે એક રીતે એણે કરવાનું એ કરી ચૂકી હોય અને બદલાતી જતી દુનિયામા બીજુ વિશેષ આપવાનું એની પાસે બાકી રહ્યુ ન હોય તેથી અથવા જે દ્વારા એ પ્રગટ થાય છે તે પ્રજા ગુણમા ઊતરી જાય ને એનો બોજો ઘટતી રીતે વહન કરવાનુ સામર્થ્ય તેનામા ન રહે તેથી એ નિષ્ફળ નીવડે એમ બને અથવા સમાજની સંસ્કૃતિ જ એવા પ્રકારની હોય કે અમુક હદથી આગળ પ્રગતિ માટે તે વિઘ્નરૂપ નીવડે અને એ વિઘ્ન યા બાધા દૂર કર્યા પછી જ અથવા એ સંસ્કૃતિમા મહત્ત્વનો તાત્ત્વિક ફેરફાર દાખલ કર્યા પછી જ

આગળ પ્રગતિ કરવાનું શક્ય બને એમ પણ હોય. હિંદ પર તુર્ક અને અફઘાન લોકોની ચડાઈ થઈ તે પહેલાં પણ હિંદી સંસ્કૃતિની અવનતિનાં લક્ષણો મોટા પ્રમાણમાં જણાવા લાગ્યાં હતાં. એ હુમલા કરનારાઓ તેમ જ તેમના નવા વિચારોના પુરાણા હિંદ પર થયેલા આઘાતોએ નવા સામાજિક સંબંધો પેદા કર્યાં અને એ રીતે બુદ્ધિની જંજીરો તોડાને નવી અને તાજી શક્તિ મુક્ત કરી ખરી?

થોડે અંશે એમ બન્યુ ખરું અને સ્થાપત્ય, ચિત્રકળા, સંગીત અને પ્રજાની જીવનપ્રણાલી પર એની અસર થઈ. પણ એ અસર ઊંડે સુધી ન પહોંચી; ઘણે અંશે તે ઉપર ઉપરની જ રહી અને સમાજની સંસ્કૃતિ લગભગ પહેલા જેવી હતી તેવી જ રહી. અને કેટલીક બાબતોમાં તો ઊલટી તે વધારે અક્કડ બની. અફઘાનો પોતાની સાથે પ્રગતિનું કોઈ નવું તત્ત્વ નહોતા લાવ્યા. તેમની સમાજવ્યવસ્થા ટોળીના અથવા કબીલાના ધોરણની, પછાત અને જેને ફ્યૂડલ એટલે કે રજવાડી કહી શકાય એવી જાતની હતી. હિંદની સમાજ-વ્યવસ્થા યુરોપિયન અર્થમાં ફ્યૂડલ યા રજવાડી ઢબની નહોતી પણ હિંદના સંરક્ષણના આધારરૂપ રજપૂત કુળો અમુક પ્રકારની ફ્યૂડલ યા રજવાડી પદ્ધતિથી સંગઠિત થયેલાં હતાં. મોગલોની સામાજિક સ્થિતિ પણ અર્ધફ્યૂડલ હતી પણ તેના કેન્દ્રમાં બળવાન રાજાશાહી હતી. રજપૂતાનાની શિથિલ ફ્યૂડલ વ્યવસ્થા પર આ રાજાશાહીએ વિજય મેળવ્યો.

અકબરનું ઉત્સુક અને જિજ્ઞાસુ ચિત્ત આ દિશામાં વળ્યું હોત અને દુનિયાના બીજા ભાગોમાં શું ચાલી રહ્યું છે તે જાણવા તેણે પ્રયત્ન કર્યો હોત તો સમાજના પરિવર્તન માટેના પાયા તે નાખી શક્યો હોત. પણ પોતાના સામ્રાજ્યને સુદૃઢ કરવાના કાર્યમાં જ તે સારી પેઠે ગૂંથાયેલો હતો અને ઇસ્લામ જેવા વિધર્મીઓનું ધર્મપરિવર્તન કરવાના મિશનવાળા ધર્મનો હિંદમાં પ્રજાકીય ધર્મ તેમ જ રૂઢિઓ સાથે કેવી રીતે સુમેળ સાધવો અને એ રીતે રાષ્ટ્રની એકતા નિર્માણ કરવી એ મહા પ્રશ્ન તેની સામે પડેલો હતો. તેણે બુદ્ધિની સાથે સુસંગત હોય એ રીતે ધર્મનો અર્થ ઘટાવવાનો પ્રયત્ન કર્યો અને હિંદમાં અસાધારણ પલટો આણ્યો હોય એમ તાત્પૂરતું તો લાગ્યું. પણ આ રીતની સીધી દરમ્યાનગીરી સફળ ન થઈ — દુનિયામાં ક્યાંયે તે સફળ થઈ નથી.

આમ, હિંદની સમાજરચનામાં અકબરે પણ કશો મૂળભૂત ફેરફાર કર્યો નહીં, તેની પાછળ તેણે દાખલ કરેલું ફેરફારો તેમ જ માનસિક સાહસનું વાતાવરણ વિખેરાઈ ગયું અને હિંદ ફરી પાછું પોતાનું સ્થિતિશીલ અને અપરિવર્તનશીલ જીવન જીવવા લાગ્યું.*

---

* અબુલ ફઝલ આપણને જણાવે છે કે, કોલંબસે કરેલી અમેરિકાની શોધ વિષે અકબરે સાંભળ્યું હતું. તેના પછીના જહાંગીરના અમલમાં યુરોપ થઈને

## ૧૧

## સહિયારી સંસ્કૃતિનો ઉદય

અકબરે એવું સરસ ચણતર કર્યું હતું કે, તેણે ઊભી કરેલી સામ્રાજ્યની ઇમારત તેનાથી ઊતરતી કોટિના વારસોના અમલ નીચે પણ સો વરસ સુધી ટકી રહી. લગભગ દરેક મોગલ બાદશાહનો અમલ પૂરો થતાં રાજગાદી માટે તેના શાહજાદાઓ વચ્ચે યુદ્ધો થતાં અને એ રીતે મધ્યસ્થ સત્તા નબળી પડતી જતી હતી. પણ રાજદરબારની જાહોજલાલી એવી ને એવી જ ચાલુ રહી તથા ભવ્ય મોગલ બાદશાહોની ખ્યાતિ એશિયા તેમ જ યુરોપમાં બધે પ્રસરી. આગ્રા તેમ જ દિલ્હીમાં મનોહર ઇમારતો ઊભી થઈ. એમાં સ્થાપત્યના હિંદના પુરાણા આદર્શો સાથે નવીન પ્રકારની સાદાઈ તેમ જ રેખાના ગૌરવનો મેળ સાધવામાં આવ્યો હતો. ઉત્તર અને દક્ષિણ હિંદના કળાની દૃષ્ટિએ હલકી કોટિના અને શણગારની અતિ સજાવટવાળા મંદિરો તેમ જ બીજાં મકાનો કરતાં આ હિંદીમોગલ સ્થાપત્ય તદ્દન નિરાળું હતું. પ્રેરણા પામેલા સ્થપતિઓ તેમ જ શિલ્પીઓએ પોતાના દિલના ઉમળકાથી આગ્રામાં તાજમહાલ બાંધ્યો.

જેમને મહાન મોગલ બાદશાહો તરીકે ઓળખવામાં આવે છે તેમાંના છેલ્લા ઔરંગઝેબે પ્રગતિના ઘડિયાળના કાંટા પાછળ ફેરવવાનો પ્રયત્ન કર્યો

---

અમેરિકાનો તંબાકુ હિંદ પહોંચ્યો. એને દાબી દેવાને જહાંગીરે પ્રયાસ કર્યો તે છતાં હિંદમાં તેનો ઝપાટાબંધ અને અસાધારણ પ્રચાર થયો.

આખાયે મોગલ યુગ દરમ્યાન મધ્ય એશિયા સાથે હિંદનો નિકટનો સંપર્ક ચાલુ રહ્યો હતો. આ સંપર્કો રશિયા સુધી વિસ્તર્યાં હતા અને રશિયા સાથેના રાજદ્વારી અને વેપારી સંબંધોના ઉલ્લેખો પણ મળી આવે છે. રશિયાની એક તવારીખમાં આવતા એવા ઉલ્લેખો તરફ એક રશિયન મિત્રે મારું ધ્યાન દોર્યું. મિત્રતાની હતુ ૧૫૩૨ની સાલમાં બાબર બાદશાહનો ખોજા હસન નામનો એલચી સંધિ કરવાને માટે મોસ્કો ગયો હતો. ઝાર માઈકલ ફેડોરોવિચના અમલ દરમ્યાન (૧૬૧૩–૧૬૪૫) હિંદના વેપારીઓ વોલ્ગાના પ્રદેશમાં રહેતા હતા. ૧૬૨૫ની સાલમાં લશ્કરી ગવર્નરના હુકમથી અસ્ત્રાખાનમાં હિંદીઓને માટે ધર્મશાળા બાંધવામાં આવી હતી. હિંદી કારીગરો અને ખાસ કરીને વણકરોને મોસ્કો બોલાવવામાં આવ્યા હતા. ૧૬૯૫ની સાલમાં સેમીન મેલેન્કી નામનો રશિયન વેપારના પ્રતિનિધિ તરીકે દિલ્હી આવ્યો હતો અને ઔરંગઝેબે પોતાના દરબારમાં તેને આવકાર આપ્યો હતો. ૧૭૨૨ની સાલમાં મહાન પીટરે અસ્ત્રાખાનની મુલાકાત લીધી હતી અને હિંદી વેપારીને તેણે મુલાકાત આપી હતી. ૧૭૪૩ની સાલમાં હિંદી સાધુઓનું એક ઝુંડ અસ્ત્રાખાન આવ્યું હતું. એમાંના કેટલાક સાધુઓ રશિયામાં જ વસ્યા અને તેઓ રશિયાના નાગરિકો બન્યા હતા.

અને એમ કરવા જતા તેણે તેને બંધ પાડ્યુ અને ભાગી નાખ્યુ મોગલ રાજકર્તાઓ રાષ્ટ્રની પ્રકૃતિને અનુકૂળ બનીને ચાલ્યા તેમ જ દેશના જુદા જુદા તત્ત્વોનો સમન્વય કરવાનો અને હિંદીઓની એક સમાન પ્રજા નિર્માણ કરવાનો પ્રયત્ન કરતા રહ્યા ત્યા સુધી તેઓ બળવાન રહ્યા ઔરંગઝેબે આ પ્રક્રિયાનો વિરોધ કરવા માડ્યો, તેને દાબી દેવાના પ્રયત્નો આરંભ્યા, અને પોતે એક હિંદી રાજકર્તા તરીકે નહી પણ મુસલમાન રાજકર્તા તરીકે કામ કરવા લાગ્યો ત્યારે મોગલ સામ્રાજ્ય તૂટવા લાગ્યુ, અકબરનુ તેમ જ થોડે અંશે તેના વારસોનુ કાર્ય ધૂળમા મળી ગયુ, અકબરની રાજનીતિને લીધે દબાઈ રહેલા જુદા જુદા બળો ફાટી નીકળ્યા અને તેમણે એ સામ્રાજ્યને પડકાર કર્યો, નવી નવી ચળવળો ઉદ્ભવી એમની દૃષ્ટિ સકુચિત હતી પણ નવી જાગેલી રાષ્ટ્રીયતાની દ્યોતક હતી કાયમી ચણતર કરવા જેટલી તે પ્રબળ નહોતી તેમ જ સજોગો પણ તેમની વિરુદ્ધ હતા એ ખરુ, પણ મોગલ સામ્રાજ્યને જમીનદોસ્ત કરવા જેટલી તે શક્તિશાળી હતી

વાયવ્ય તરફથી ચડી આવનારાઓની તેમ જ ઇસ્લામની હિંદ પર ઘણી અસર થઈ જડ બની ગયેલી જ્ઞાતિવ્યવસ્થા અસ્પૃશ્યતા તેમ જ હદ બહારની વાડાબધી વગેરે હિંદુ સમાજમા દાખલ થયેલી બદીઓ એણે બતાવી અને ઉઘાડી પાડી ઇસ્લામની માનવમાત્રની બિરાદરીની ભાવનાની અને સિદ્ધાતની દૃષ્ટિએ તેના અનુયાયીઓની સમાનતાની, ખાસ કરીને હિંદુ સમાજમા જેમના તરફ સમાન વર્તાવ રાખવામા આવતો નહોતો એવા લોકો પર ઊડી અસર થઈ વિચાર સરણીના આ સસર્ગને પરિણામે ધાર્મિક સમન્વય સાધવા માગતી ભિન્ન ભિન્ન ચળવળો ઉદ્ભવી ઘણા લોકોએ પોતાનો ધર્મ પણ બદલ્યો એ રીતે ધર્મ પલટો કરનારા મોટા ભાગના લોકો, ખાસ કરીને બગાળમા નીચલી વરણના હતા ઉચ્ચ વરણની કેટલીક વ્યક્તિઓએ પણ કા તો સાચી શ્રદ્ધાથી પણ મોટે ભાગે રાજકીય અને આર્થિક કારણોથી દોરવાઈને નવો ધર્મ – ઇસ્લામ – અગીકાર કર્યો રાજકર્તાનો ધર્મ સ્વીકારવામા દેખીતા લાભો રહેલા હતા

બહોળા વિસ્તારમા આ ધર્મપલટા થયા છતા નક્કર, વાડાબધીવાળો, સ્વયપૂર્ણ અને આત્મસતુષ્ટ હિંદુ ધર્મ દેશના પ્રધાન ધર્મ તરીકે ચાલુ રહ્યો ઉચ્ચ જ્ઞાતિઓને વિચાર અને ચિતનના ક્ષેત્રમા પોતાની સરસાઈને વિષે દૃઢ વિશ્વાસ હતો અને ઇસ્લામને ફિલસૂફી તેમ જ તત્ત્વવિદ્યા અથવા દર્શનશાસ્ત્રની બાબતમા અણઘડ યા શિખાઉ વિચારદૃષ્ટિ તરીકે તેઓ લેખતા હતા તેમની મોટા ભાગની ફિલસૂફીનુ જેના પર મડાણ હતુ તે અદ્વૈતવાદની સાથે સાથે ઇસ્લામનો એકેશ્વરવાદ પણ તેમને પોતાના ધર્મમાથી મળી રહ્યો દરેક વ્યક્તિ આમાથી અથવા ઉપાસનાના બીજા વધારે સાદા અને પ્રચલિત સ્વરૂપો યા

પ્રકારોમાંથી પસંદગી કરી શકે એમ હતું સાકાર ઈશ્વરની આરાધના કરનાર અને તેના પર પોતાની શ્રદ્ધાભક્તિ વર્ષાવનાર વૈષ્ણવ તે થઈ શકે અથવા, વધારે તાત્ત્વિક મનોવૃત્તિવાળો હોય તો દર્શનશાસ્ત્રો અને ઉચ્ચ કક્ષાના તત્ત્વચિંતન અને ફિલસૂફીના સૂક્ષ્મ પ્રદેશોમાં તે વિહાર કરી શકે તેમની સમગ્ર સમાજરચના સમૂહના પાયા પર રચાયેલી હતી એ ખરું પણ ધર્મની બાબતમાં તેઓ તીન વ્યક્તિવાદી હતા વિધર્મીઓને વટાળીને પોતાના ધર્મમાં લાવવામાં તેઓ માનતા નહોતા અને પોતાનામાંથી કેટલાક લોકો બીજો ધર્મ અંગીકાર કરે એ વિષે તેમને ઝાઝી પરવા નહોતી તેમની સમાજરચના તથા તેમની જીવનપ્રણાલીની બાબતમાં દખલ કરવામાં આવે એની સામે તેમને વાંધો હતો કોઈ બીજા સમૂહને પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરવું હોય તો તેમ કરવાને તે સંપૂર્ણપણે મુખત્યાર હતો અને એ હકીકત નોંધવા જેવી છે કે ધર્મપલટાની બાબતમાં પણ સામાન્ય રીતે આખો ને આખો સમૂહ ઇસ્લામ ધર્મ અંગીકાર કરતો — સમૂહની અસર એટલી પ્રબળ હતી ઉપલી જ્ઞાતિઓમાં છૂટીછવાઈ વ્યક્તિઓ પોતાનો ધર્મ બદલી બીજો ધર્મ અંગીકાર કરે એમ બનતું પણ નીચલી જ્ઞાતિઓમાં તો અમુક સ્થાનની આખી ને આખી જ્ઞાતિ અથવા લગભગ આખું ગામ પોતાનો ધર્મ બદલીને બીજો ધર્મ અંગીકાર કરતું આમ ધર્મપલટો કરવા છતાં તેમનું સમૂહજીવન તેમ જ તેમના ધંધારોજગાર પહેલાંની જેમ જ ચાલુ રહેતા કેવળ ઉપાસના વગેરે બાબતોમાં જૂજવાજ ફરક પડતો આને કારણે અમુક ધંધાઓ અને હુન્નરો મુસલમાનોના ઇજારા જેવા થઈ ગયેલા આજે આપણા જોવામાં આવે છે આ રીતે મોટે ભાગે અને કેટલાક પ્રદેશોમાં સોએ સો ટકા વણકરો મુસલમાન છે મોચીઓ અને ખાટકીઓની બાબતમાં પણ એમ જ હતું દરજીઓ તો ઘણુંખરું મુસલમાનો જ હોય છે જુદા જુદા હાથકારીગરીના ધંધા કરનારાઓ મુસલમાનો હોય છે આ સમૂહવ્યવસ્થા તૂટી પડવાને લીધે ઘણા લોકો પરાપૂર્વથી ચાલતા આવેલા ઉદ્યોગધંધા છોડીને બીજા ધંધાઓ તરફ વળ્યા છે અને એથી જુદા જુદા ધંધાદારી સમૂહોને જુદા પાડનારી રેખા કંઈક અંશે ભૂંસાઈ ગઈ છે બ્રિટિશ અમલના આરંભના સમયમાં ગણતરીપૂર્વક અખત્યાર કરવામાં આવેલી નીતિને કારણે અને પછીથી સામ્રાજ્યવાદી નવી આર્થિક નીતિને પરિણામે હિંદના ગૃહઉદ્યોગો તેમ જ હાથકારીગરીના ઉદ્યોગો નાશ પામ્યા અને એને લીધે એ ધંધામાં રોકાયેલા સંખ્યાબંધ કારીગરો અને ખાસ કરીને વણકરો ધંધા વિનાના અને જીવનનિર્વાહના સાધન વિનાના બની ગયા આ કારમી આફતમાંથી જેઓ જેમતેમ ઊગરી નીકળ્યા તેઓ ખેતી તરફ વળ્યા અને જમીન વિનાના ખેતીના મજૂર બન્યા અથવા પોતાના કુટુંબીઓ સાથે નાનકડા જમીનના ટુકડા પર નભવા લાગ્યા

તે સમયે વ્યક્તિ યાં સમૂહ પોતાનો ધર્મ બદલીને ઇસ્લામ ધર્મ સ્વીકારે તેની સામે ખાસ વિરોધ કરવામા આવતો નહોતો સિવાય કે, ધર્મપલટો કરાવવામા બળજબરી કે જબરદસ્તી વાપરવામા આવે મિત્રો કે સગાસબધીઓ એને માન્ય ન રાખે એમ બનતુ ખરુ પણ હિદુ સમાજ સમાજ તરીકે તેને ઝાઝુ મહત્ત્વ આપતો નહોતો. આ જાતના આ ઉદાસીનતાના વલણને મુકાબલે આજે ધર્મપલટા સામે — પછી પોતાનો ધર્મ છોડીને માણસ ઇસ્લામનો સ્વીકાર કરતો હોય કે ખ્રિસ્તી ધર્મનો — સર્વત્ર ભારે ઊહાપોહ મચે છે અને એની સામે રોષ પણ પ્રગટ કરવામા આવે છે આવુ મોટે ભાગે રાજકીય બાબતોને અને વિશેષે કરીને ધર્મના ધોરણ પર રચાયેલા અલગ મતાધિકારને આભારી છે ધર્મ બદલીને આવનાર દરેક વ્યક્તિને કોમી સમૂહનુ મહત્ત્વ વધારનાર તરીકે લેખવામા આવે છે અને છેવટે એને લીધે તે કોમને રાજ્ય-વહીવટમા વધારે પ્રતિનિધિત્વ અને વધારે રાજકીય સત્તા પ્રાપ્ત થાય છે એમ મનાય છે આ હેતુ સાધવાને અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિઓ અને વસ્તી-ગણતરીમા પણ ઘાલમેલ કરવામા આવે છે રાજકીય કારણો સિવાય પણ, બિનહિદુઓને વટાળીને હિદુ ધર્મમા લાવવાનુ વલણ હિદુ ધર્મમા પેદા થયુ છે ઇસ્લામની હિદુ ધર્મ પર થયેલી આ એક સીધી યા પ્રત્યક્ષ અસર છે, વ્યવહારમા જોકે એને પરિણામે હિદમા ઇસ્લામ સાથે એને અથડામણ પેદા થઈ છે સનાતની હિદુઓ બિનહિદુઓને વટાળીને હિદુ ધર્મમા આણવાની પ્રવૃત્તિને હજી પણ પસદ કરતા નથી

કાશ્મીરમા પોતાનો ધર્મ બદલીને ઇસ્લામ અગીકાર કરવાની આ પ્રક્રિયા ઘણા લાબા વખત સુધી ચાલુ રહી અને એને પરિણામે ત્યાના ૯૫ ટકા જેટલા લોકો મુસલમાન બન્યા પોતાની ઘણીખરી પુરાણી હિદુ રૂઢિઓ જોકે તેમણે જાળવી રાખી ઓગણીસમી સદીના વચગાળાના સમયમા કાશ્મીરના હિદુ રાજાને ખબર પડી કે ઘણી મોટી સખ્યામા લોકો એકસામટા હિદુ ધર્મમા પાછા આવવાને ઉત્સુક અથવા ઇચ્છાવાળા છે આમ થઈ શકે કે કેમ એની પૂછપરછ કરવાને બનારસના પડિતો આગળ તેણે એક પ્રતિનિધિમડળ મોકલ્યુ એ પડિતોએ આ રીતનો ધર્મપલટો માન્ય રાખવાની સાફ ના પાડી અને એ વાત એટલેથી જ અટકી

બહારથી હિદમા આવનારા મુસલમાનો કશી નવી ઉદ્યોગકળા અથવા રાજકીય અને આર્થિક વ્યવસ્થા પોતાની સાથે લાવ્યા નહોતા સૌ મુસલમાનો ભાઈ ભાઈ છે એવી જાતની તેમની ધાર્મિક માન્યતા હોવા છતા તેમનામા વર્ગના વાડાઓ હતા અને તેમની દૃષ્ટિ રજવાડી હતી ઉદ્યોગકળા ઉત્પાદનની પદ્ધતિઓ તેમ જ ઔદ્યોગિક સગઠનની બાબતમા તેઓ હિદના તે સમયના

લોકો કરતાં ઊતરતા હતી. આ રીતે હિંદના આર્થિક જીવન પર તેમ જ સમાજ વ્યવસ્થા પર તેમની અસર નહીં જેવી જ થઈ. હિંદનું સમાજજીવન પહેલાંની જેમ જ ચાલુ રહ્યું અને હિંદુ શું કે મુસલમાન શું સૌ તેને અનુકૂળ થઈને રહેવા લાગ્યા.

સ્ત્રીઓની સ્થિતિ બગડી. વારસાહક તેમ જ કુટુંબમાં તેના દરજ્જાની બાબતમાં પ્રાચીન કાયદાઓ સુધ્ધાં તેમના પ્રત્યે અન્યાયી હતા; જોકે, એમ છતાં ઓગણીસમી સદીના એ બાબતના ઇંગ્લંડના કાયદા કરતાં એ વધારે ન્યાયી હતા. હિંદુ સંયુક્ત કુટુંબની પ્રથામાંથી ઉદ્ભવેલા વારસાને લગતા એ કાયદાઓનો આશય સંયુક્ત મિલકત બીજા કુટુંબમાં જતી અટકાવવાનો હતો. લગ્નથી સ્ત્રી પોતાનું કુટુંબ બદલે છે. આર્થિક દૃષ્ટિએ સ્ત્રીને તેના પિતા, પતિ અથવા પુત્રને આધીન લેખવામાં આવતી હતી પણ તેને મિલકત ધરાવવાનો હક હતો અને તે મિલકત ધરાવતી પણ હતી. અનેક રીતે તેનો મોભો જાળવવામાં આવતો તેમ જ તેનો આદર કરવામાં આવતો હતો અને તે ઠીક ઠીક પ્રમાણમાં સ્વતંત્ર હતી સામાજિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં તે ભાગ લેતી હતી. હિંદનો ઇતિહાસ નામાંકિત સ્ત્રીઓનાં નામથી ભરેલો છે અને તેમાં વિચારકો, ફિલસૂફો, રાજકર્તાઓ તેમ જ યોદ્ધાઓનો સમાવેશ થાય છે. સ્ત્રીઓની આ સ્વતંત્રતા ઉત્તરોત્તર ઘટતી ગઈ. ઇસ્લામનો વારસાને અંગેનો કાયદો સ્ત્રીઓની બાબતમાં વધારે ન્યાયી હતો. પણ હિંદુ સ્ત્રીઓના સંબંધમાં એની કશી અસર ન થઈ. તેમના પર અસર થઈ પડદાના રિવાજની. પડદાનો રિવાજ વધારે કડક બન્યો અને તેને લીધે તેમને ભારે ગેરલાભ થયો. મુસલમાન સ્ત્રીઓ પર તો એની અસર એના કરતાંયે ઘણી વધારે થઈ. આ રિવાજ આખાંયે ઉત્તર હિંદ અને બંગાળામાં ત્યાંના ઉપલા વર્ગના લોકોમાં પ્રસર્યો પણ દક્ષિણ અને પશ્ચિમ હિંદ આ અધોગતિને પંથે લઈ જનારી પ્રથામાંથી બચી ગયું. ઉત્તર હિંદમાં પણ ઉપલા વર્ગના લોકોમાં જ પડદાનો રિવાજ પળાતો હતો અને સદ્ભાગ્યે આમસમુદાય એમાંથી મુક્ત હતો. હવે સ્ત્રીઓને માટે કેળવણીની તકો ઓછી થઈ ગઈ અને તેમની પ્રવૃત્તિઓ મુખ્યત્વે કરીને ઘર અને કુટુંબમાં મર્યાદિત બની ગઈ.* પોતાનું હીર બતાવીને આગળ પડવાના ઘણાખરા માર્ગો બંધ થઈ ગયા હતા અને તેઓ બંધ બારણાંનું કુંઠિત જીવન જીવતી હતી. એટલે તેમને કહેવામાં આવ્યું કે તેમનું શિયળ

---

* આમ છતાં આ તથા એ પછીના સમયમાં વિદ્વાન તેમ જ રાજકર્તા નામાંકિત સ્ત્રીઓના ઘણા દાખલા મળી આવે છે. અઢારમી સદીમાં મધ્ય યુગના સમયના 'મિતાક્ષર' નામના સુપ્રસિદ્ધ કાયદાના ગ્રંથ પર લક્ષ્મીદેવીએ કાયદાની સમાલોચના કરતો એક મહાન ગ્રંથ લખ્યો હતો.

એ તેમનો પરમ ધર્મ છે અને તેનો ભંગ એ તેમને માટે મોગમા મોટુ પાપ છે પુરુષે રચેલો આ સિદ્ધાત હતો પણ તેણે એ સિદ્ધાંત પોતાની જાતને લાગુ ન પાડયો જહાંગીરના સમયમા તુલસીદાસે રચેલા રામાયણ નામના મશહૂર હિંદી ગ્રંથમા તેણે સ્ત્રીનું જે ચિત્ર દોર્યું છે તે ભારે અન્યાયી અને પૂર્વગ્રહથી ભરેલું છે

કંઈક અંશે હિંદના મોટા ભાગના મુસલમાનો હિંદુમાંથી બન્યા હતા તેથી અને કંઈક અંશે લાંબા કાળના સહવાસને કારણે હિંદના હિંદુઓ તેમ જ મુસલમાનોએ અનેક સમાન ખાસિયતો, ટેવો, જીવનપ્રણાલી અને ખાસ કરીને ઉત્તર હિંદમા સગીત, ચિત્રકળા, સ્થાપત્ય, ખોરાક, પોશાક વગેરેમાં સમાન અભિરુચિ તથા સમાન પરંપરા કેળવ્યા તેઓ એક પ્રજા તરીકે હળીમળીને સાથે રહેતા હતા, એકબીજાના ઉત્સવો તેમ જ સમારંભોમા ભાગ લેતા હતા, એક જ ભાષા બોલતા હતા, વત્તેઓછે અંશે એક જ રીતે જીવન જીવતા હતા અને એક જ પ્રકારના આર્થિક પ્રશ્નો સામે ઝૂઝતા હતા અમીરઉમરાવ વર્ગ, જમીનદાર વર્ગ તેમ જ તેમના આશ્રિતો રાજદરબારના રીતરિવાજોનું અનુકરણ કરતા હતા (આ લોકો જમીનના માલિક નહોતા તેઓ ગણોત લેતા નહોતા પણ અમુક પ્રદેશનુ રાજ્યનુ મહેસૂલ ઉઘરાવીને પોતાની પાસે રાખવાની તેમને છૂટ આપવામા આવી હતી સામાન્ય રીતે મહેસૂલ ઉઘરાવી ખાવાનો આ હક જીવનપર્યંતનો હતો ) તેમણે અનેક વિધિનિષેધો રીતભાત તેમ જ વિનયવિવેકના કડક નિયમોવાળી અતિ કૃત્રિમ સહિયારી સંસ્કૃતિ રચી તેઓ એક જ પ્રકારનો પોશાક પહેરતા, એક જ જાતનો ખોરાક ખાતા, મજા વિષેની તેમની પ્રવૃત્તિઓ તેમ જ શિકાર, રમતગમતો, લશ્કરી કવાયત અને દાવપેચના મેળાઓ વગેરે પણ એક જ પ્રકારના હતા પોલોની રમત અને હાથીઓની સાઠમારી બહુ લોકપ્રિય હતા

બંને કોમોના સંગમ અથવા તેમના એકીકરણ અટકાવનારી જ્ઞાતિવ્યવસ્થા મોજૂદ હોવા છતા પરસ્પરનો આ જાતનો સંસર્ગ તથા સમાન જીવનવ્યવહાર ઉદ્ભવ્યા હતા જૂજ દાખલાઓ બાદ કરતા બંને કોમ વચ્ચે લગ્નવહેવાર નહોતો અને જે જૂજ દાખલાઓમા એવા લગ્ન થવા પામ્યા ત્યા પણ એ બે કોમના સંગમના સૂચક નહોતા સામાન્ય રીતે આમ એક હિંદુ સ્ત્રી પોતાના સમાજમાંથી નીકળીને મુસલમાન સમાજમા જતી હતી એ જ રીતે બે કોમો વચ્ચે રોટીવહેવાર પણ નહોતો પણ આ બાબતમા એટલી બધી કડકાઈ નહોતી સ્ત્રીઓમા પડદાના રિવાજને લીધે સમાજજીવનનો વિકાસ અટકી ગયો મુસલમાનોને આ બાબત ખાસ કરીને લાગુ પડતી હતી કેમ કે તેમનામા પડદાનો રિવાજ વધારે કડક હતો હિંદુ અને મુસલમાન પુરુષોને એકબીજાને મળવાનુ

વારંવાર થતું પરંતુ બંને કોમની સ્ત્રીઓને એકબીજીને મળવાની એવી તક મળતી નહોતી. અમીરઉમરાવોની તેમ જ ઉપલા વર્ગની બંને કોમની આ સ્ત્રીઓ આમ એકબીજીથી વધારે અળગી પડી ગઈ હતી અને તેમનાં સાવ ભિન્ન વિચારસરણીઓ ધરાવનાર જૂથ અથવા વાડાઓ બન્યા. બંને જૂથો એકબીજાથી સાવ અજાણ હતાં.

ગામડાંના સામાન્ય લોકોનું, એટલે કે, દેશની ઘણા મોટા ભાગની વસ્તીનું સમાજજીવન વધારે એકના અને પરસ્પર મેળના પાયા પર રચાયેલું હતું. ગામના મર્યાદિત વર્તુળમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ગાઢ સંબંધ હતો. એમાં ન્યાતજાતના વાડાઓ વચ્ચે આવતા નહોતા અને હિંદુઓ મુસલમાનોને એક જુદી જ્ઞાતિના જેવા ગણતા. ઘણાખરા મુસલમાનો તો હિંદુઓમાંથી જ થયા હતા અને હજી પણ તેઓ તેમની પુરાણી પરંપરાથી ઓતપ્રોત હતા. હિંદુ ભૂમિકા, હિંદુ પુરાણો તેમ જ હિંદુઓનાં મહાકાવ્યોની વાતોનો તેમને સારી પેઠે પરિચય હતો. તેઓ એક જ જાતનું કામ કરતા, એક જ જાતનું જીવન જીવતા, એક જ જાતનાં કપડાં પહેરતા તેમ જ તેમની ભાષા પણ એક જ હતી. એકબીજાના ઉત્સવોમાં તેઓ ભાગ લેતા અને ઉભયના કેટલાક અર્ધ ધાર્મિક ઉત્સવો સમાન હતા. ઉભયનાં લોકગીતો પણ સમાન હતાં. આ લોકોમાં મોટે ભાગે ખેડૂતો અને જુદા જુદા કારીગરોનો સમાવેશ થતો હતો.

અમીરઉમરાવો તેમ જ ખેડૂતો અને કારીગરોની વચ્ચે વેપારીઓનો ત્રીજો મોટો વર્ગ હતો. એ વર્ગ મોટે ભાગે હિંદુઓનો બનેલો હતો અને જોકે તેમના હાથમાં કશી રાજકીય સત્તા નહોતી એ ખરું પણ આખુંયે આર્થિક તંત્ર ઘણે અંશે તેમના કાબૂ નીચે હતું. આ વર્ગને તેની ઉપરના કે તેની નીચેના વર્ગો કરતાં મુસલમાનો સાથે ઘણો ઓછો સંપર્ક હતો. દેશની બહારથી આવેલા મુસલમાનોનું માનસ ફ્યૂડલ એટલે કે, રજવાડી હતું અને વેપારરોજગાર તેમને ગમતો નહોતો. વ્યાજ લેવાની ઇસ્લામની મનાઈ પણ વેપારમાં તેમને માટે નડતરરૂપ હતી. તેઓ પોતાને શાસક વર્ગ તેમ જ અમીરઉમરાવો તરીકે લેખતા હતા, રાજ્યના વહીવટદારની કે લશ્કરના અમલદારની કામગીરી બજાવતા હતા અને એમાંના કેટલાક રાજ્યના જાગીરદારો પણ હતા. વળી બીજા કેટલાક રાજદરબાર સાથે સંકળાયેલા ઉલેમાઓ હતા અને કેટલાક ધાર્મિક મદ્રેસાઓ તેમ જ વિદ્યાની બીજી સંસ્થાઓનું સંચાલન કરતા હતા.

મોગલ યુગ દરમ્યાન ઘણા હિંદુઓ ફારસી ભાષામાં પુસ્તકો લખતા હતા. ફારસી તે વખતની રાજભાષા હતી. એમાંનાં કેટલાંક તે તે વિષયનાં પ્રમાણભૂત ગ્રંથો બની ગયાં છે. એ જ રીતે મુસલમાન વિદ્વાનો સંસ્કૃત ગ્રંથના ફારસીમાં અનુવાદ કરતા હતા તથા હિંદી ભાષામાં પોતાનું લખાણ લખતા હતા. મલીક

મહમદ જૈસી અને અબ્દુર રહીમ ખાનખાના એ બે હિંદીના કવિઓ સૌથી વધારે જાણીતા છે. મલીક મહમદ જૈસીએ પદ્માવત નામનું પુસ્તક લખ્યું છે. અબ્દુર રહીમ ખાનખાના અકબરના દરબારનો આગલી હરોળનો ઉમરાવ અને તેના વાલીનો પુત્ર હતો. ખાનખાના અરબી, ફારસી તેમ જ સંસ્કૃતનો વિદ્વાન હતો અને તેનાં હિંદી કાવ્યો ઉચ્ચ કોટિનાં છે. થોડા વખત માટે તે સામ્રાજ્યની સેનાનો વડો સેનાપતિ હતો અને છતાં અકબરની સાથે નિરંતર ઝૂઝનાર અને કદી પણ તેને વંશ ન થનાર મેવાડના રાણા પ્રતાપનાં તેણે ખૂબ ગુણગાન કર્યાં છે. રાણા પ્રતાપની દેશભક્તિ તેમ જ તેની ઉચ્ચ કોટીની ખાનદાનીની અને રણક્ષેત્ર પર પોતાના દુશ્મને બતાવેલી વીરતાની ખાનખાના તારીફ કરે છે.

ખાનદાની અને મિત્રતાભર્યા આ વલણ પર અકબરે પોતાની રાજનીતિનો પાયો ચણ્યો હતો અને તેના ઘણા સલાહકારો તેમ જ વજીરો તેની પાસેથી એ શીખ્યા હતા. રજપૂતો પ્રત્યે તેને ખાસ અનુરાગ હતો કેમ કે જે તેનામાં પણ હતા એવા મરણિયાપણું, સ્વભાવની ખાનદાની તેમ જ વચનપાલન વગેરે તેમના ગુણોની તે પ્રશંસા કરતો હતો. રજપૂતોને મનાવીને તેમને તેણે પોતાના કરી લીધા. રજપૂતોમાં વખાણવા લાયક આ બધા ગુણો હતા એ ખરું, પણ નવાં બળો પેદા થવાને પરિણામે જે જરીપુરાણો થઈ ચૂક્યો હતો એવા મધ્યયુગી સમાજના તેઓ પ્રતિનિધિ હતા. આ નવાં બળોની જાણ અકબરને પણ નહોતી કેમ કે તે પોતે પણ પોતાના સામાજિક વારસાનો બંદીવાન હતો.

અકબરને મળેલી સફળતા આશ્ચર્યકારક છે કેમ કે ઉત્તર અને મધ્ય હિંદની પ્રજાનાં ભિન્ન ભિન્ન તત્ત્વોમાં તેણે એકતાની ભાવના પેદા કરી. એકતાના માર્ગમાં મુખ્યત્વે પરદેશી ઉગમના શાસક વર્ગની બાધા હતી તેમ જ ધર્મ અને જ્ઞાતિઓની બાધાઓ હતી. એક ધર્મ વટાળપંથી હતો અને તેની સામે સ્થગિત બની ગયેલો છતાં ઘણો કૌવતવાળો ધર્મ હતો. આ બાધાઓ કંઈ અદૃશ્ય ન થઈ પણ તેમ છતાં એકતાની એ ભાવના પેદા થઈ. એ કેવળ અકબર પ્રત્યેનો નહીં પણ તેણે જે તંત્રની રચના કરી હતી તેના પ્રત્યેનો અનુરાગ હતો. તેના પુત્ર તથા પૌત્ર, જહાંગીરે અને શાહજહાંને એ તંત્ર અથવા વ્યવસ્થા માન્ય રાખી અને એના ચોકઠામાં રહીને તેમણે કાર્ય કર્યું. એ બંને કંઈ અસાધારણ કાર્યદક્ષતા ધરાવનારા માણસો નહોતા પણ અકબરે જેનો મજબૂત પાયો નાખ્યો હતો તે નીતિને અનુસરીને તેઓ ચાલ્યા તેથી તેમનો રાજ્યઅમલ સફળ નીવડ્યો. એમની પછી ગાદીએ આવનાર એ બંને કરતાં વધારે શક્તિશાળી પણ તેમનાથી ભિન્ન પ્રકૃતિનો માણસ હતો. તેણે એ રાજમાર્ગ તજ્યો અને અકબરનું કર્યુંકારવ્યું ધૂળમેળું કર્યું. પણ એમ છતાંયે તે કંઈક અંશે ટકી રહ્યું, કેમ કે ઔરંગઝેબે અવળો રસ્તો લીધો અને

મોગલ સામ્રાજ્યના વિશાળ પ્રદેશમાં સર્વત્ર સક્ષોભ મચ્યો અને નવ જાગૃતિની ભાવના પેદા થઈ એમાં ધર્મની અને રાષ્ટ્રીયતાની ભાવનાનું મિશ્રણ થયું હતું એ આજના જેવી ઐહિક પ્રકારની રાષ્ટ્રીયતા ખસૂસ નહોતી વળી, સામાન્ય રીતે તે સમગ્ર હિંદવ્યાપી પણ નહોતી એ રજવાડી મનોદશા, સ્થાનિક વફાદારીની ભાવના તેમ જ સાંપ્રદાયિક લાગણીના પાશથી, રંગાયેલી હતી રજવાડી મનોદશાવાળા રજપૂતો સૌથી વિશેષ પોતાના કુળ પ્રત્યેની વફાદારીનો વિચાર કરતા, પંજાબના મૂઠીભર શીખો પોતાની રક્ષા કરવામાં પડ્યા હતા અને તેઓ પંજાબની બહાર નજર કરી શકે એમ નહોતું. આમ છતાં ખુદ ધર્મની પાછળ પ્રબળ રાષ્ટ્રીય ભૂમિકા રહેલી હતી અને તેની સાથેની પરંપરા હિંદ સાથે સંકળાયેલી હતી પ્રોફેસર મૅકડોનલ લખે છે, 'ઇન્ડો-યુરોપિયન આર્યકુળની શાખાઓમાંથી માત્ર હિંદના આર્યોએ જ એક મહાન રાષ્ટ્રીય ધર્મ — બ્રાહ્મણ ધર્મ — અને એક મહાન વિશ્વ ધર્મ — બૌદ્ધ ધર્મ — પેદા કર્યો છે, બાકીના બધા લોકોએ એ ક્ષેત્રમાં કશીયે મૌલિકતા બતાવી નથી એટલું જ નહીં લાંબા કાળથી તેમણે વિદેશી ધર્મ પણ અંગીકાર કર્યો છે' ધર્મ અને રાષ્ટ્રીયતાના એ બે ભિન્ન એવા તત્ત્વોમાંથી બળ અને એકતા લાધ્યાં અને તેમ છતાં તેની કેટલી નબળાઈ અને ઊણપ પણ એ મિશ્રણમાંથી જ પેદા થઈ કેમ કે એવી રાષ્ટ્રીયતા એકાંગી અને અધૂરી જ હોય ધાર્મિક ક્ષેત્રની બહારના હિંદના બીજા અનેક તત્ત્વોનો એમાં સમાવેશ થતો નહોતો હિંદુ રાષ્ટ્રીયતા એ હિંદની ધરતીનું સ્વાભાવિક ફળ હતું પરંતુ ધર્મ અને કોમના વાડાઓથી પર એવી વ્યાપક રાષ્ટ્રીયતાના માર્ગમાં એ વિઘ્નરૂપ બને છે

જ્યારે એક મહાન સામ્રાજ્ય ખેરવિખેર થતું જતું હતું અને હિંદી તેમ જ પરદેશી નસીબ અજમાવનારા સાહસખોરો પોતપોતાનું નાનકડું રાજ્ય સ્થાપવાનો પ્રયાસ કરતા હતા તે કાળમાં આજના જેવી રાષ્ટ્રીયતા ભાગ્યે જ જોવા મળે એ સાચું છે પ્રત્યેક સાહસખોર પોતાની સત્તા વધારવાને તાકતો હતો, પ્રત્યેક સમૂહ પોતાનું સમાલવામાં પડ્યો હતો આપણી પાસે જે કંઈ ઇતિહાસ છે તે કેવળ આ સાહસખોરોની વાત આપણને કહે છે, અને ઘટનાની સપાટી નીચે જે રહસ્યપૂર્ણ બીનાઓ બની રહી હતી તેના કરતા તેમને તે વધારે મહત્ત્વ આપે છે ઠેકઠેકાણે સાહસખોરો પોતાનો અડ્ડો જમાવતા હતા છતાં સર્વત્ર એકવી સાહસખોરીનું સામ્રાજ્ય પ્રવર્તતું નહોતું તેની સાખી પૂરનારા સૂચનો પણ મળી રહે છે ખાસ કરીને મરાઠાઓની દૃષ્ટિ કંઈક વિશાળ હતી અને તેમની સત્તા ગઈ તેમ તેમ તે વધુ ને વધુ વ્યાપક બનતી ગઈ ૧૭૮૪ની સાલમાં હેસ્ટિંગ્સે લખ્યું હતું, 'હિંદુસ્તાન અને દક્ખણના બધા લોકોમાંથી

માત્ર મરાઠાઓમાં જ રાષ્ટ્રીયતાની ભાવના છે; એ ભાવના પ્રત્યેક મરાઠા વ્યક્તિના માનસ પર પ્રબળપણે અંકિત થયેલી છે અને તેમની સામે કોઈ સર્વસામાન્ય જોખમ આવી પડે તો એક સહિયારા ધ્યેયના બાબતમાં બને છે તેમ ઘણું કરીને તે તેમના બધા સરદારોને એકત્ર કરશે.' તેમની આ રાષ્ટ્રીયતાની ભાવના ઘણુંખરું માત્ર મરાઠી ભાષા બોલનારા પ્રદેશો પૂરતી મર્યાદિત હતી. આમ છતાં મરાઠાઓ પોતાની રાજકીય અને લશ્કરી વ્યવસ્થાની બાબતમાં તેમ જ પોતાની ટેવોમાં ઉદાર દૃષ્ટિવાળા હતા અને તેમના આંતરિક વહેવારમાં અમુક પ્રકારની લોકશાહી પદ્ધતિ પ્રવર્તતી હતી. આ બધું તેમને બળદાયી થયું. શિવાજી ઔરંગઝેબ સામે ઝૂઝ્યો હતો એ ખરું પરંતુ તે મુસલમાનોને છૂટથી પોતાની નોકરીમાં રાખતો હતો.

આર્થિક વ્યવસ્થા તૂટી પડી એ બીનાએ પણ મોગલ સામ્રાજ્યના પતનમાં એવો જ મહત્ત્વનો ભાગ ભજવ્યો. વારંવાર ખેડૂતોનાં બળવા થવા લાગ્યા અને કેટલાક તો મોટા પાયા પરના હતા ૧૬૬૯ની સાલ પછી પાટનગરની આસપાસના પ્રદેશમાં વસતા જાટ લોકોએ દિલ્હીની સરકાર સામે ઉપરાઉપરી બળવા કર્યા. વળી, ગરીબ લોકોએ કરેલા બળવાઓમાં એક સતનામીઓનો બળવો હતો. એક મોગલ ઉમરાવે તેમને, 'સોની, સુથાર, ભંગી, ચમાર અને બીજા હલકી વરણના ટોળાના હત્યારા બળવા' તરીકે વર્ણવ્યો છે. આજ સુધી સરદારો, અમીરઉમરાવો અને બીજા સારી સ્થિતિના લોકો બળવો કરતા હતા. હવે બીજા જ વર્ગના લોકોએ એ પ્રયોગ શરૂ કર્યો હતો.

ઝઘડા અને બંડોને કારણે મોગલ સામ્રાજ્ય હચમચી ગયું હતું, જ્યારે મરાઠા સત્તા વધતી જતી હતી અને પશ્ચિમ હિંદમાં તે પોતાનો અમલ સુદૃઢ કરતી જતી હતી. ૧૬૨૭ની સાલમાં શિવાજીનો જન્મ થયો હતો. તે ખડતલ પહાડી લોકોનો ગેરીલા પદ્ધતિથી લડનાર આદર્શ સરદાર હતો. તેનું હયદળ ચોતરફ દૂર દૂર ફરી વળ્યું અને મોગલ સામ્રાજ્યની આણ નીચેના દૂર દૂરના મુલકોમાંથી તે ચોથ ઉઘરાવવા લાગ્યું તેણે જ્યાં આગળ અંગ્રેજોની કોઠી હતી તે સુરત શહેરને પણ લૂંટ્યું. શિવાજી નવજાગ્રત હિંદુ રાષ્ટ્રીયતાના પ્રતીક સમાન હતો. તેણે હિંદુ ધર્મશાસ્ત્રમાંથી પ્રેરણા મેળવી હતી. તે શૂરવીર અને હિંમતવાળો હતો તેમ જ સરદાર તરીકેના ઉચ્ચ ગુણો તેનામાં હતા. તેણે મરાઠાઓનું એક બળવાન અને સંગઠિત લડાયક દળ બનાવ્યું, તેમને રાષ્ટ્રીયતાની ભાવનાથી રંગ્યા અને તેમનામાં એવી શક્તિ પ્રગટાવી જેણે મોગલ સામ્રાજ્યને જમીનદોસ્ત કર્યું. ૧૬૮૦ની સાલમાં શિવાજી મરણ પામ્યો પણ આખા હિંદ પર પોતાનું પ્રભુત્વ જમાવે ત્યાં સુધી મરાઠી સત્તાની વૃદ્ધિ થતી રહી.

## ૧૩

## આધિપત્ય માટે મરાઠાઓ અને અંગ્રેજો વચ્ચે ઝઘડો: અંગ્રેજોનો વિજય

૧૭૦૭ની સાલમાં ઔરંગઝેબનું અવસાન થયું ત્યાર પછીનાં સો વરસ દરમ્યાન હિંદ પર પોતાની સત્તા જમાવવા અનેકપક્ષી અને ખટપટી લડાઈઓ ચાલી. મોગલ સામ્રાજ્ય જોતજોતામાં તૂટી પડ્યું અને દેશના જુદા જુદા ભાગના તેના સૂબાઓ અને હાકેમો અર્ધસ્વતંત્ર રાજકર્તાઓ બની ગયા. દિલ્હીના મોગલ બાદશાહોના વંશજની પ્રતિષ્ઠા એટલી મોટી હતી કે તે જોકે સાવ દુર્બળ તેમ જ બીજાઓનો બંદીવાન બની ગયો હતો છતાં ઔપચારિક રીતે તેની આણ માન્ય રાખવામાં આવતી હતી અને તેના તરફ વફાદારી વ્યક્ત કરવામાં આવતી હતી. સત્તા હાથ કરવાને બહાર પડેલા મુખ્ય પક્ષોને એ સૂબાઓ કે અર્ધસ્વતંત્ર હાકેમો મદદરૂપ કે નડતરરૂપ થઈ પડે તે સિવાય તેમની પાસે સાચી સત્તા નહોતી તેમ જ તેમનું મહત્ત્વ પણ નહોતું. નિઝામનું રાજ્ય દક્ષિણમાં લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વના પ્રદેશમાં આવેલું હોવાથી આરંભમાં હૈદરાબાદના નિઝામનું કંઈક મહત્ત્વ જણાતું હતું. પણ થોડા જ વખતમાં જણાઈ ગયું કે તેનું એ મહત્ત્વ સર્વથા કાલ્પનિક હતું, તે રાજ્ય 'સાવ પાંગળું' હતું અને બહારનાં બળોએ તેને 'ઊભું' રાખ્યું હતું.' બેવડી ચાલબાજી તેમ જ હરકોઈ પ્રકારના ભય અને જોખમથી દૂર રહીને બીજાઓની દુર્દશાનો લાભ લેવાની વિશિષ્ટ કાબેલિયત તેણે બતાવી છે. સર જૉન શોરે તેને 'સર્વથા નીતિશૂન્ય, નમાલું . . . અને પરિણામે ખંડિયું બનવાને લાયક' તરીકે વર્ણવ્યું છે. મરાઠાઓ નિઝામને પોતાને ખંડણી ભરનારા પોતાના એક ખંડિયા રાજા તરીકે લેખતા હતા. ખંડણી ટાળવાનો અને પોતે સ્વતંત્ર હોવાનો દેખાવ કરવાનો પ્રયત્ન કરવા જતાં મરાઠાઓએ તરત જ તેને પરચો બતાવ્યો અને તેના નમાલા સૈન્યને ભગાડી મૂક્યું. તેણે જેની સત્તા વધતી જતી હતી તે ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો આશરો લીધો અને તેની છત્રછાયા નીચે જ એક રાજ્ય તરીકે તે ટકી રહ્યું. એટલું જ નહીં પણ મૈસૂરના ટીપુ સુલતાન પર અંગ્રેજોએ વિજય મેળવ્યો તેને પરિણામે, પોતે એમાં કશો ખાસ પ્રયત્ન કર્યો નહોતો તે છતાં હૈદરાબાદ રાજ્યે પોતાનો પ્રદેશ સારી પેઠે વધારી લીધો.

વૉરન હેસ્ટિંગ્સ ૧૭૮૪ની સાલમાં લખતાં હૈદરાબાદના નિઝામ વિષે આવો ઉલ્લેખ કરે છે: 'તેના તાબાનો મુલક થોડો છે અને તેની મહેસૂલ ... છે; તેનું લશ્કરી બળ અત્યંત ઘૃણાપાત્ર છે તેમ જ તેના જીવનમાં ક્યારેયે તેણે હિંમત કે સાહસની ભાવના બતાવ્યાં હોય એ જાણમાં નથી.

એથી ઊલટુ, તેના પાડોશીઓ વચ્ચે લડાઈટંટા જગાવવાનો, તેમની દુર્બળતાઓ અને મૂઝવણોનો ગેરલાભ ઉઠાવવાનો પણ તેમની અદર અદરની લડાઈઓમા પોતે કોઈનો પણ પક્ષધર મનસાનું ટાળવાનો અને યુદ્ધના જોખમમા ઊતરવા કરતા ભારે ખોટ ખમવી પડે એવી નામોશીભરી શરતોને પણ વશ થવાનો જાણે તેનો જીવનસિદ્ધાંત હોય એમ લાગે છે'*

અઢારમી સદીમા સત્તા હાથ કરવાને નીકળી પડેલા હિંદમા ખરેખર ચાર પક્ષો હતા એમાના બે હિંદી અને બે વિદેશી હતા હિંદીઓમા મરાઠાઓ તેમ જ દક્ષિણમા હૈદરઅલી ને તેનો પુત્ર ટીપુ સુલતાન અને વિદેશીઓમા અંગ્રેજો ને ફ્રેંચો હતા આ ચારમાથી, મરાઠાઓ આખા હિંદ પર પોતાનુ અધિપત્ય જમાવશે અને મોગલ સામ્રાજ્યના વારસ બનશે એમ અઢારમી સદીના પૂર્વાર્ધમા લગભગ નિઃશકપણે લાગતું હતું છેક ૧૭૩૭ની સાલમા તેમના સૈન્યો ઠેઠ દિલ્હીના દરવાજા સુધી પહોચી ગયા હતા અને તેમનો સામનો કરી શકે એવી બીજી કોઈ બળવાન સત્તા હતી નહી

એ જ અરસામા, ૧૭૩૯ની સાલમા વાયવ્યના પ્રદેશમાથી નવી જ આફત આવી પડી અને ઈરાનનો નાદીરશાહ લૂટફાટ ને કતલ કરતો દિલ્હી પર ચડી આવ્યો પાછા ફરતા તે પોતાની સાથે મશહૂર મયૂરાસન સહિત અઢળક ખજાનો લઈ ગયો એ ચડાઈ તેને માટે રમત વાત હતી કેમ કે દિલ્હીના રાજકર્તાઓ દુર્બળ અને નમાલા બની ગયા હતા અને લડાઈ લડતા તેમને આવડતુ જ નહોતુ વળી નાદીરશાહ મરાઠાઓ સાથે અથડામણમા આવ્યો નહોતો એમ રીતે જોતા તેની ચડાઈએ મરાઠાઓને માટે માર્ગ મોકળો કરી આપ્યો એ પછીના વરસોમા તેઓ પજાબમા ફરી વળ્યા હિંદનુ આધિપત્ય મરાઠાઓને હાથવેતમા આવી ગયેલુ ફરીથી જણાવા લાગ્યુ

નાદીરશાહની ચડાઈના બે પરિણામો આવ્યા દિલ્હીના મોગલ રાજકર્તાઓ પોતાની સત્તા અને આધિપત્યનો જે દાવો કરતા હતા તેનુ પોકળ તેણે જાહેર પાડયુ હવે પછી તેઓ એમને કાબૂમા રાખી શકે એટલું સામર્થ્ય ધરાવનાર કોઈ પણ પુરુષના હાથમાં રમકડા જેવા બની ગયા અને તેમની રાજસત્તા કેવળ છાયા રૂપ બની ગઈ નાદીરશાહની ચડાઈ પહેલા જ ઘણે અંશે તેમની એવી સ્થિતિ થઈ ગઈ હતી પણ તેણે એ પ્રક્રિયાને પૂર્ણ કરી અને આમ છતા પરપરા અને લાબા કાળથી ચાલતી આવેલી પ્રથાની પકડ એટલી મજબૂત હોય છે કે, બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કપની તેમ જ બીજાઓ પણ છેક

* ટૉમસનના ધિ મેઝીકિંગ ઑફ બ્રિટિશ ઇન્ડિયન પ્રિન્સિઝ નામના પુસ્તકમાથી આ ઉતારો લીધો છે

પ્લાસીના યુદ્ધના સમય સુધી તાબેદારીના એક ચિહ્ન તરીકે નમ્રતાપૂર્વક તેમને નજરાણા મોકલતા રહ્યા હતા એ પછી પણ ઘણા લાંબા વખત સુધી ઇસ્ટ ઇન્ડિયા કંપની પોતાને દિલ્હીના બાદશાહના એજંટ અથવા આશ્રિત તરીકે લેખતી હતી અને એ રીતે જ કાર્ય કરતી હતી ૧૮૩૫ની સાલ સુધી તેના નામના સિક્કા પાડવામાં આવતા હતા

અફઘાનિસ્તાન હિંદથી છૂટું પડી ગયું એ નાદીરશાહની ચડાઈનું બીજું પરિણામ આવ્યું યુગોથી અફઘાનિસ્તાન હિંદનો એક ભાગ રૂપ હતું તે હવે હિંદથી છૂટું પડી ગયું અને નાદીરશાહના રાજ્યનો ભાગ બની ગયું થોડા વખત પછી ત્યાં આગળ બળવો થયો અને નાદીરશાહના જ અમલદારોના એક જૂથે તેનું ખૂન કર્યું, પરિણામે અફઘાનિસ્તાન સ્વતંત્ર રાજ્ય બન્યું

નાદીરશાહની ચડાઈને કારણે મરાઠાઓ કોઈ પણ રીતે નબળા પડ્યા નહોતા અને પંજાબમાં તેમનો ફેલાવો ચાલુ રહ્યો. પણ અહમદશાહ દુરાની નામના હિંદ પર ચડાઈ કરનાર એક અફઘાન રાજકર્તાએ પાણીપતના રણક્ષેત્ર પર તેમને સખત હાર આપી અહમદશાહ તે વખતે અફઘાનિસ્તાન પર રાજ્ય કરતો હતો એ યુદ્ધમાં મરાઠા લશ્કરના ચુનંદા સૈનિકો મરાયા અને થોડા વખત માટે તો સામ્રાજ્ય માટેનાં તેમનાં સ્વપ્નાં ઊડી ગયાં તેઓ એ આફતમાંથી ધીમે ધીમે પાછા બેઠા થયા અને મરાઠી સત્તા નીચેનો મુલક જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યોમાં વહેંચાઈ ગયો એ બધાં રાજ્યોએ પૂનાના પેશ્વાઓની આગેવાની નીચે એક સંઘ રચ્યો ગ્વાલિયરના શિંદે, ઇંદોરના હોલ્કર અને વડોદરાના ગાયકવાડ એ મોટાં રાજ્યોના રાજકર્તા હતા આમ આ સંઘમાં એકત્ર મળેલાં રાજ્યોની આણ પશ્ચિમ અને મધ્ય હિંદના વિશાળ પ્રદેશ પર વર્તતી હતી પણ એક બ્રિટિશ વેપારી કંપની હિંદની એક મહત્ત્વની પ્રાદેશિક સત્તા તરીકે આગળ આવતી હતી તે જ વખતે અહમદશાહને હાથે પાણીપતમાં મરાઠાઓનો પરાજય થવાથી તેઓ નબળા પડ્યા હતા

નહીં જેવી જ લડાઈ, પણ દેશદ્રોહ, કાવાદાવા તેમ જ છેતરપિંડીથી બંગાળમાં કલાઈવે ૧૭૫૭ની સાલમાં પ્લાસીનું યુદ્ધ જીત્યો એ સાલથી હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યનો આરંભ થયો એમ કેટલીક વાર કહેવામાં આવે છે એ કડવાશથી ભરેલો આરંભ હતો અને એની કંઈક કડવાશ ત્યારથી માંડીને એ સામ્રાજ્યની હકૂમત સાથે સદા સંકળાયેલી રહી છે થોડા જ વખતમાં અંગ્રેજોએ બંગાળ અને બિહારનો કબજો લીધો અને એમના અમલનું એક પરિણામ એ આવ્યું કે ૧૭૭૦ની સાલમાં આ બંને પ્રાંતોમાં ભીષણ દુકાળ પડ્યો અને આ સમૃદ્ધ, વિશાળ તેમ જ ગીચ વસ્તીવાળા પ્રદેશની ત્રીજા ભાગના કરતાં વધારે વસ્તી નાશ પામી

દક્ષિણ હિંદમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચેની લડાઈમાં — એ વખતે આ બે પ્રજાઓ વચ્ચે દુનિયામાં ઘણે સ્થળે લડાઈ ચાલતી હતી અને આ લડાઈ તેના એક ભાગરૂપ હતી — અંગ્રેજોનો વિજય થયો અને ફ્રેંચો હિંદની ધરતી પરથી લગભગ ભૂસાઈ ગયા.

આ રીતે હિંદમાંથી ફ્રેંચોની સત્તા દૂર થતાં મરાઠાઓનો રાજ્યસંઘ, દક્ષિણમાં હૈદરઅલી, અને અંગ્રેજો એમ હિંદ પર પોતાની હકૂમત જમાવવા તાકતા ત્રણ પક્ષો બાકી રહ્યા. અંગ્રેજોએ પ્લાસીનો વિજય મેળવ્યો હતો ને બંગાળ અને બિહારમાં તેઓ ફેલાઈ ગયા હતા છતાં ભવિષ્યમાં આખા હિંદ પર પોતાની હકૂમત જમાવવાને નિર્માયેલી એક આગળપડતી સત્તા તરીકે હિંદમાં અંગ્રેજોને તે વખતે ભાગ્યે જ કોઈએ લેખ્યા હશે. કોઈ પણ નિરીક્ષક તે વખતે એ માટે મરાઠાઓને જ યોગ્ય ગણત. આખાયે પશ્ચિમ હિંદનો તેમ જ દિલ્હી સુધીનો મધ્ય હિંદનો બધો પ્રદેશ તેમના કબજા નીચે હતો. અને મરાઠાઓની હિંમત તેમ જ સૈનિક તરીકેના તેમના ગુણો જગજાહેર હતા. હૈદરઅલી અને ટીપુ સુલતાન બળવાન પ્રતિસ્પર્ધીઓ હતા. તેમણે અંગ્રેજોને સખત હાર આપી હતી અને તે ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સત્તા તોડવાની અણી પર હતા પણ તેમની પ્રવૃત્તિ દક્ષિણમાં જ મર્યાદિત હતી અને સમગ્ર હિંદના ભાવી પર તેમની સીધી અસર થઈ નહીં. હૈદરઅલી અસામાન્ય પુરુષ હતો અને હિંદના ઇતિહાસની મહત્ત્વની વ્યક્તિઓમાંનો એક છે. એની પાસે અમુક પ્રકારનો રાષ્ટ્રીય આદર્શ હતો અને પોતાના ધ્યેયને વિષેની દૃષ્ટિ ધરાવનાર આગેવાનના ગુણો તેનામાં હતા. નિરંતર પીડા આપનારો વ્યાધિ તેને લાગુ પડ્યો હતો છતાં તેનો આત્મસંયમ અને કાર્યશક્તિ આશ્ચર્યકારક હતાં. બીજાઓને સમજાયું તે પહેલાં ઘણા અગાઉથી દરિયા પરની સત્તાનું તેમ જ નૌકાદળ પર આધાર રાખતા બ્રિટિશરોના ઉત્તરોત્તર વધતા જતા બળનું મહત્ત્વ તેને સમજાયું હતું. તેમને હાંકી કાઢવાને માટે બધાએ મળીને એકત્ર પ્રયાસ કરવાની તેણે મથામણ કરી અને એ હેતુ પાર પાડવાને માટે તેણે મરાઠાઓ, નિઝામ તેમ જ અયોધ્યાના સુજા-દૌલા પાસે પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા. પણ તેના આ પ્રયાસનું કશું પરિણામ ન આવ્યું. તેણે પોતાનું નૌકાદળ ઊભું કરવાનો પ્રયત્ન કર્યો અને માલદીવ બેટોનો કબજો લઈ તેમને, તેણે જહાજો બાંધવાનું તેમ જ નૌકાદળની પ્રવૃત્તિઓ માટેનું મથક બનાવ્યું. પોતાના સૈન્ય સાથે કૂચ કરતો હતો ત્યારે માર્ગમાં જ તે મરણ પામ્યો. તેના પુત્ર ટીપુએ તેના નૌકાદળને મજબૂત બનાવવાનું ચાલુ

રાખ્યું. ટીપુએ નેપોલિયનને તેમ જ કૉન્સ્ટન્ટિનોપલના સુલતાનને સંદેશાઓ પણ મોકલ્યા હતા.

ઉત્તરમાં રણજિતસિંહની સરદારી નીચે પંજાબમાં શીખ રાજ્યનો વિકાસ થતો જતો હતો. તે આગળ જતાં કાશ્મીર અને વાયવ્ય સરહદના પ્રાન્ત સુધી વિસ્તરવાનું હતું. પરંતુ એ પણ હિંદની એક બાજુ પર આવેલું રાજ્ય હતું અને હિંદમાં સર્વોપરી સત્તા જમાવવા માટેની સાઠમારી પર એની અસર પહોંચતી નહોતી. એ સાઠમારી અથવા લડાઈ મરાઠાઓ અને અંગ્રેજો એ બે જ આગળપડતી સત્તાઓ વચ્ચે થનાર છે એમ અઢારમી સદી પૂરી થવા આવી ત્યારે સ્પષ્ટપણે જણાવા લાગ્યું. એ સિવાયનાં બીજાં બધાં નાનાંમોટાં રાજ્યો એ બેના જ આધિપત્ય નીચે હતાં અથવા તેમને મદદકર્તા હતાં.

૧૭૯૯ની સાલમાં મૈસૂરના ટીપુ સુલતાનને છેવટે અંગ્રેજોએ હરાવ્યો અને એથી હિંદની સત્તા હાથ કરવાની અંતિમ લડાઈ માટે મરાઠાઓ તેમ જ બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપની એ બે માટે મેદાન ખુલ્લું થયું. હિંદમાંનો એક સૌથી કુશળ બ્રિટિશ અમલદાર ચાર્લ્સ મેટ્કાફ ૧૮૦૬ની સાલમાં લખે છે, 'હિંદમાં મરાઠાઓ અને બ્રિટિશરો એ બે જ મુખ્ય સત્તાઓ છે, બીજાં બધાં રાજ્યો એક યા બીજાના આધિપત્યનો સ્વીકાર કરે છે. આપણે એક ઇંચ પણ પાછા હઠીએ તેનો કબજો મરાઠાઓ લેશે' પરંતુ મરાઠા સરદારોમાં અંદર અંદર સ્પર્ધા હતી અને તેઓ માંહોમાંહે લડ્યા તેમ જ અંગ્રેજોએ તેમને એક પછી એક છૂટા છૂટા હરાવ્યા એ મરાઠા સરદારોએ કેટલાક નોંધપાત્ર વિજયો પણ મેળવ્યા અને ખાસ કરીને ૧૮૦૪ની સાલમાં આગ્રા આગળ તેમણે અંગ્રેજોને સખત હાર આપી. પણ ૧૮૧૮ની સાલ સુધીમાં મરાઠા સત્તાને છેવટની ચગદી નાખવામાં આવી અને મધ્ય હિંદના મોટા મોટા સરદારો ઈસ્ટ ઇન્ડિયા કંપનીને તાબે થયા અને તેમણે તેનું આધિપત્ય સ્વીકાર્યું. એ પછી અંગ્રેજો હિંદના મોટા ભાગના બિનહરીફ સર્વોપરી શાસકો બન્યા ને પૂતળાં જેવા તેમ જ તાબેદાર રાજાઓ મારફતે દેશ પર સીધી રીતે પોતાનો અમલ ચલાવવા લાગ્યા. પંજાબ અને સરહદ પરના બીજા કેટલાક ભાગો હજી પણ તેમના અંકુશની બહાર હતા એ ખરું પણ હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના થઈ ચૂકી અને શીખો, ગુરખાઓ તેમ જ બ્રહ્મદેશ સાથેની તેમની લડાઈઓથી આખા હિંદ પર તેમની હકૂમત સ્થપાઈ.

## ૧૪

## હિંદનું પછાતપણું અને અંગ્રેજોની સંગઠન તેમ જ કાર્યપદ્ધતિમા સરસાઈ

એ સમય તરફ નજર કરતા, ભાગ્યવિધાતાની મહેર તેમ જ એક પછી એક ઊભા થયેલા આકસ્મિક સંજોગોને કારણે બ્રિટિશરો હિંદ પર પોતાની હકૂમત જમાવવામા ફાવ્યા હતા એમ જણાય છે તેમને જે મહામૂલી અને અણલાગતી ચીજ લાધી તે જોતા, એક મહાન સામ્રાજ્ય અને અઢળક સંપત્તિ તેમણે રમત વાતમા મેળવ્યા એમ કહેવાય આ સામ્રાજ્ય અને આ સંપત્તિ મળીને એ મળીને તેમને દુનિયાની મોખરાની સત્તા બનાવવામા મદદ કરી બનાવો સહેજ જુદી રીતે બનવા પામ્યા હોત તો તેમની આશાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ ધૂળમાં મળી જાત હૈદરઅલી તેમ જ ટીપુએ, મરાઠાઓએ, શીખોએ અને ગુરખાઓએ તેમને અનેક વાર હરાવ્યા હતા તેમના નસીબે સહેજ પલટો ખાધો હોત તો હિંદમાથી તેમની જડ ઊખડી જાત અથવા બહુ તો દરિયાકાંઠા પરનો થોડોક પ્રદેશ તેમના હાથમા રહ્યો હોત

અને છતા ઝીણવટપૂર્વક નિરીક્ષણ કરતા જણાય છે કે, જે બન્યુ તે તે વખતના સંજોગોમા અનિવાર્ય હતુ ભાગ્યદેવીની તેમના પર મહેર હતી એમા શક નથી પણ એનો લાભ લેવાની શક્તિ પણ માણસમા હોવી જોઈએ મોગલ સામ્રાજ્યના પતન પછી હિંદ લગભગ અરાજકતાની સ્થિતિમા આવી પડ્યુ હતુ, એ પહેલા કેટલીયે સદીઓ દરમિયાન તે આટલુ દુર્બળ કે લાચાર નહોતું સંગઠિત રાજ્યસત્તા તૂટી પડવાને કારણે નસીબ અજમાવનારા સાહસખોરો તેમ જ રાજ્યસત્તા હાથ કરવાના નવા દાવાદારો ઊભા થયા હતા આ બધા સાહસખોરો અને દાવાદારોમા સફળતા માટે જરૂરી ઘણાખરા ગુણો તે વખતે એક માત્ર અંગ્રેજોમા હતા તેઓ દૂર દેશથી આવેલા પરદેશી હતા એ તેમને એક મોટો ગેરલાભ હતો પરંતુ તેમનો એ ગેરલાભ જ તેમને માટે લાભકર્તા થઈ પડ્યો કેમ કે સૌએ તેમના પ્રત્યે દુર્લક્ષ રાખ્યુ અને હિંદની રાજ્યસત્તા હાથ કરવા ચાહતા પક્ષોમાના તેઓ પણ એક છે એમ કોઈએ ધાર્યું નહી પ્લાસીના યુદ્ધ પછી પણ ઘણા સમય સુધી આ ભ્રમ ચાલુ રહ્યો એ એક અસાધારણ બીના છે અને ઔપચારિક બાબતેમા તેઓ દિલ્હીના નામરૂપ બની ગયેલા બાદશાહના એજન્ટ યા આડતિયા તરીકે કામ કરતા હતા એ હકીકત આ ખોટી છાપ ચાલુ રાખવામા મદદરૂપ બની બંગાળમા તેમણે જે લૂંટ ચલાવી તેથી અને વેપાર કરવાની તેમની વિશિષ્ટ પ્રકારની રીત પરથી અહીં એવી માન્યતા પેદા થઈ હતી કે આ પરદેશીઓને તો ગમે તે ભોગે પૈસા કમાવા છે

ને ખજાનો મેળવવો છે અને રાજસત્તા હાથ કરવાની તેમને પડી નથી; તૈમુર તેમ જ નાદીરશાહ અહીં આવ્યા અને લૂંટફાટ કરીને પાછા પોતાને દેશ ચાલ્યા ગયા તેમની પેઠે જ આ લોકો પણ દુઃખદાયી પણ થોડા વખત માટેની આફત છે.

મૂળ ઈસ્ટ ઇન્ડિયા કંપની વેપારને માટે સ્થપાઈ હતી અને તેની લશ્કરી સાધનસામગ્રી તેના વેપારનું રક્ષણ કરવા પૂરતી હતી. ધીમે ધીમે અને કોઈની પણ નજરે પડ્યા વના, મુખ્યત્વે કરીને સ્થાનિક લડાઈઓમાં એક હરીફને બીજાની સામે મદદ કરી તેણે પોતાના તાબા નીચેનો પ્રદેશ વધાર્યો હતો. કંપનીનું લશ્કર વધારે સારી તાલીમ પામેલુ હતુ, તે જે પક્ષે હોય તેને ભારે મોટા ટેકારૂપ થઈ પડતું હતુ અને કંપની આ મદદ માટે મોટુ દામ લેતી. એથી કંપનીની સત્તા વધતી ગઈ અને તેની લશ્કરી સાધનસામગ્રી પણ વધતી ગઈ. એ લશ્કર ભાડૂતી છે અને તેની સેવા ખરીદી શકાય છે એમ લોકો તેને વિષે માનવા લાગ્યા. બ્રિટિશરો બીજા કોઈની નહીં પણ પોતાની જ બાજી રમે છે અને તેઓ હિંદ પર પોતાની રાજ્યસત્તા જમાવવા ચાહે છે એમ જ્યારે સમજાયુ ત્યારે તેઓ આ દેશમા સારી પેઠે અડ્ડો જમાવી ચૂક્યા હતા.

પરદેશીઓ સામે વિરોધની લાગણી ખસૂસ અહીં હતી અને પાછળનાં વરસોમાં તે વધીયે ખરી. પરંતુ એ કંઈ સર્વસામાન્ય કે વ્યાપક રાષ્ટ્રીયતાની લાગણી નહોતી. એની પાછળ રજવાડી મનોદશા રહેલી હતી અને લોકોની વફાદારી સ્થાનિક રાજા કે ઠાકોર પ્રત્યે હતી. ચીનમાં લડાઈખોર સરદારોના સમયમા બન્યું હતું તેમ સર્વત્ર વ્યાપેલી હાડમારીને કારણે નિયમિત પગાર અથવા લૂંટફાટ કરવાની તકો આપે એવા લશ્કરી સરદારના દળમાં જોડાવાની લોકોને ફરજ પડતી. ઈસ્ટ ઇન્ડિયા કંપનીનું લશ્કર મોટે ભાગે હિંદી સિપાઈઓનું બનેલુ હતું. એકમાત્ર મરાઠાઓમાં લશ્કરી સરદાર કે નાયક પ્રત્યેની વફાદારીથી કંઈક વિશેષ એવી રાષ્ટ્રીયતાની ભાવના અમુક પ્રમાણમાં હતી. પરંતુ એ પણ સંકુચિત અને મર્યાદિત હતી. રજપૂતો પ્રત્યેના તેમના વર્તાવથી તેમણે તેમને દૂભવ્યા પોતાના મદદગાર તરીકે તેમને મેળવી લેવાને બદલે તેમને તેમની સાથે પ્રતિસ્પર્ધીઓ તરીકે અથવા અસંતુષ્ટ અને નારાજ માંડલિકો તરીકે કામ લેવું પડ્યું. પેશ્વાની આગેવાની નીચે મરાઠા સરદારો એક પ્રકારના શિથિલ રાજ્યસંઘમાં જોડાયા હતા છતાં તેમનામાં અંદર અંદર કટ્ટર સ્પર્ધા ચાલતી હતી અને કદી કદી તેમની વચ્ચે લડાઈ પણ થતી. કટોકટીની ઘડીએ તેઓ એકબીજાને મદદ કરવામાં ચૂક્યા અને અલગ અલગ તેમને હરાવવામાં આવ્યા.

આમ છતાં મરાઠાઓએ નાના ફડનવીસ, પહેલો બાજીરાવ પેશ્વા, ગ્વાલિયરનો મહાદજી શિંદે અને ઇંદોરનો યશવંતરાવ હોલકર વગેરે મોટા મોટા

કામેન પુરુષો, મુત્સદ્દીઓ અને યોદ્ધાઓ પેદા કર્યાં ઈંદિરની અસાધારણ મહિ
રાણી અહલ્યાબાઈનો પણ એમા સમાવેશ થાય છે સામાન્ય વર્ગના મરાઠા
પણ કાર્યનિષ્ઠ હતા તેઓ પોતાની ફરજમાથી ભાગ્યે જ ચળતા અને સામે ખ
થયેલા મરણને ભેટતા તેમનુ રૂવાડુ સરખુ ફરકતુ નહોતુ પરતુ આ બ
હિમતની પાછળ, શાતિકાળમા તેમ જ યુદ્ધને પ્રસગે, તેમનામા અમુક પ્રમાર
લાપરવાઈ તેમ જ અવિચારીપણું હતુ એ આશ્ચર્યકારક છે દુનિયા વિષેનુ તેમ
અજ્ઞાન આપણને આભા કરી મૂકે એવુ હતુ અને હિંદની ભૂગોળ વિષેનુ તેમ
જ્ઞાન સુધ્ધા અતિ મર્યાદિત હતુ સૌથી ખરાબ વાત એ છે કે, બીજા સ્થાનોમ
શુ બની રહ્યુ હતુ અને તેમના દુશ્મનો શી પેરવી કરે છે તે જાણવાની પ
તેમણે તકલીફ ન લીધી આ બધી મર્યાદાઓમા દીર્ઘદર્શી રાજનીતિ કે અસરકાર
વ્યૂહરચના ન સભવી શકે તેમની ઝડપી કૂચ તેમ જ ચપળતા ઘણી વા
દુશ્મનોને ગભરાવી અને નાહિમત કરી મૂકતી. પણ વિગ્રહને તત્ત્વત માત્ર ઉપર
છાપરી વીરતાભર્યા હુમલાઓ તરીકે લેખવામા આવતો હતો ગેરિલા યુદ્ધમા તેઓ
ખૂબ પાવરધા હતા પાછળના વખતમા પ્રચલિત પદ્ધતિ અનુસાર તેમ
પોતાની સેનાનુ સગઠન કર્યું. એનુ પરિણામ એ આવ્યુ કે, બખ્તર વગે
સાધનોને લીધે તેમને લાભ થયો ખરો પણ એને કારણે તેમની ગતિની ઝડ
અને ચપળતા ઘટી ને તેઓ આ નવી પરિસ્થિતિની સાથે સહેલાઈથી પોતાને
મેળ ન સાધી શકયા તેઓ પોતાને ચતુર માનતા હતા અને તેમનામા ચતુરાઈ
હતી પણ ખરી પરતુ શાતિકાળમા કે યુદ્ધને પ્રસગે તેમને થાપ આપવા
મુશ્કેલ નહોતુ કેમ કે તેમની દૃષ્ટિ સકુચિત હતી અને તેની બહાર તેઓ જોઈ
શકતા નહોતા

પરદેશીઓને હાથે તાલીમ પામેલા સૈન્યોના શિસ્ત અને યુદ્ધકૌશલ્યની બાબતમા તેમનુ ચડિયાતાપણુ હિંદના રાજકર્તાઓ બેશક ક્યારનાયે જોઈ ગય હતા તેમણે પોતાના લશ્કરોને તાલીમ આપવા માટે ફ્રેચ તેમ જ બ્રિટિશ અમલદારો રોકયા હતા અને એ બે વચ્ચેની હરીફાઈ હિંદી સૈન્યો રચવામા મદદરૂપ નીવડી હૈદરઅલી ને ટીપુને દરિયાઈ સત્તાના મહત્ત્વ વિષે પણ કઈક ખ્યાલ હતો અને બ્રિટિશરોનો સમુદ્ર પર સામનો કરવાને માટે મોડા મોડા પણ તેમણે નૌકાદળ ઊભુ કરવા પ્રયત્ન કર્યો પણ એમા તેઓ ફાવ્યા નહી મરાઠાઓએ પણ એ દિશામા નજીવો પ્રયત્ન કરી જોયો હતો તે વખતે હિંદમા જહાજો બાધવાનો રોજગાર ધીકતો ચાલતો હતો પણ ટૂક સમયમા નિરતર થતા હુમલાનો સામનો કરતા કરતા, નૌકાદળ ઊભુ કરવાનુ કામ સહેલુ નથી હોતુ ફ્રેચોની સત્તા હિંદમાથી દૂર થતા હિંદના રાજાઓના સૈન્યમા નામગીરી બજાવતા ઘણાખરા ફ્રેચ અમલદારોને જવુ પડયુ જે પરદેશી અમલદારો રહ્યા તેમાના

ઘણુંખરા બ્રિટિશરો હતા અને તેઓ અણીને વખતે તાબે થઈ જઈને અથવા લશ્કર અને ખજાના સહિત દુશ્મનોના (અંગ્રેજોના) પક્ષમાં ભળી જઈને પોતાના માલિકોને દગો દેતા. પરદેશી અમલદારો પરનું આ અવલંબન હિંદી રાજકર્તાઓના લશ્કરી સંગઠનનું પછાતપણું સૂચવે છે એટલું જ નહીં, તેઓ વિશ્વાસપાત્ર ન હોવાને કારણે એ વસ્તુ સદાને માટે જોખમકારક પણ હતી. ઘણી વાર બ્રિટિશરો હિંદી રાજકર્તાઓના વહીવટી તંત્રમાં તેમ જ લશ્કરમાં પોતાના જાસૂસભેદુઓ રાખતા હતા.

મરાઠા લોકોમાં અમુક પ્રકારની સમાનતા હતી અને તેમનામાં પોતાની જાતિને વિષે અસ્મિતાની લાગણી પ્રવર્તતી હોવા છતાં મુલકી અને લશ્કરી સંગઠનની બાબતમાં તેઓ પછાત હતા. હિંદના બીજા રાજકર્તાઓ તો એ બાબતમાં તેમનાથીયે વધારે પછાત હતા. રજપૂતો ઘણા હિંમતવાળા હતા એ ખરું પણ તેઓ પુરાણી રજવાડી પદ્ધતિથી કાર્ય કરતા હતા. તેઓ શૂરવીર હતા પણ તેમનામાં આવડતનું નામ નહોતું અને માંહોમાંહે લડતા હોવાને કારણે તેમનામાં અનેક પક્ષો પડી ગયા હતા. પોતાના સ્વામી પ્રત્યેની જૂની રજવાડી વફાદારીની ભાવનાને લીધે તેમ જ અમુક અંશે ભૂતકાળની અકબરની રાજનીતિને પરિણામે ઘણાખરા રજપૂતો દિલ્હીની લુપ્ત થતી જતી સત્તાને પક્ષે રહ્યા. પણ દિલ્હીની રાજસત્તા એટલી બધી ખખડી ગઈ હતી કે તેનાથી એનો લાભ લઈ શકાય એમ નહોતું અને રજપૂતો પણ પોતાનું સત્ત્વ ગુમાવી બેઠા હતા ને બીજાઓના હાથમાં રમકડાં જેવા બની ગયા હતા. આખરે તેઓ મરાઠા શિંદેના પ્રભુત્વ નીચે આવી પડ્યા. કેટલાક રજપૂત રાજાઓ પોતાની જાતને બચાવવા માટે બધા પક્ષોને સમતોલ રાખવાનો દાવ સંભાળપૂર્વક રમવા લાગ્યા. ઉત્તર તેમ જ મધ્ય હિંદમાંના મુસલમાન રાજકર્તાઓ અને સરદારો રજપૂતો જેટલા જ પછાત ને રજવાડી માનસવાળા હતા. અરાજકતા અને જનસમુદાયનાં દુઃખો તેમ જ વિટંબણાઓમાં ઉમેરો કરવા સિવાય તેઓ બીજા કશા કામના નહોતા. એમાંના કેટલાકોએ મરાઠાઓના આધિપત્યનો સ્વીકાર કર્યો હતો.

નેપાળના ગુરખાઓ અનુપમ અને શિસ્તબદ્ધ સૈનિકો હતા. તેઓ ઈસ્ટ ઇન્ડિયા કંપનીના સારામાં સારાં સૈન્યો કરતાં ચડિયાતા નહીં તો તેના જેવા તો હતા જ. તેમનું સંગઠન રજવાડી પદ્ધતિનું હતું એ ખરું પણ સ્વદેશ માટે તેમને અથાગ પ્રેમ હતો અને તેથી તેનો બચાવ કરવામાં તેઓ જીવની પરવા કર્યા વિના લડનારા સૈનિકો હતા. તેઓ બ્રિટિશરોની સામે લડ્યા પણ હિંદની સત્તા હાથ કરવા માટેની મુખ્ય લડાઈના પરિણામમાં એથી કશો ફેર ન પડ્યો.

મરાઠાઓ ઉત્તર અને મધ્ય હિંદના વિશાળ પ્રદેશોમાં ફરી વળ્યા હતા પણ ત્યાં તેમણે તેમની સત્તા સુદૃઢ કરી નહોતી. તેઓ ત્યાં આવ્યા અને

પાછા ગયા પણ ત્યાં આગળ તેઓ પોતાની જડ ઘાલી શકયા નહીં. યુદ્ધમાં કોઈ પક્ષનો એક વીર વિજય તો બીજી વાર પરાજય થતો એવી અસ્થિર પરિસ્થિતિમાં તે સમયે કોઈ પણ પોતાની જડ ઘાલી શકે એમ નહોતું અને બ્રિટિશરોના કાબૂ નીચેના અથવા તેમનું આધિપત્ય સ્વીકારનારા ઘણા પ્રદેશોમાં તો વળી પરિસ્થિતિ એથીયે બૂરી હતી; ત્યાં આગળ બ્રિટિશરોએ અથવા તેમના રાજવહીવટે હજી જડ ઘાલી નહોતી.

મરાઠાઓની (અને હિંદના બીજા રાજકર્તાઓની તો વિશેષે કરીને) કાર્યપદ્ધતિ સાહસિક, ગણતરી વિનાની અને કંઈક ઉદાસીન વૃત્તિથી પ્રેરાયેલી હતી. પણ હિંદમાંના અંગ્રેજો સંપૂર્ણપણે ગણતરીબાજ ધંધાદારીઓ હતા. ઘણા બ્રિટિશ આગેવાનો પૂરા સાહસિક હતા એ ખરું પણ તેમની રાજનીતિમાં તેઓ પૂરેપૂરા ગણતરીબાજ હતા અને એને જ નજર આગળ રાખીને તેઓ પોતાનાં અલગ અલગ ક્ષેત્રોમાં કાર્ય કરતા જતા હતા. એડવર્ડ ટૉમસન લખે છે, 'દેશી રાજાઓના રાજદરબારોમાંની ઈસ્ટ ઇન્ડિયા કંપનીની કચેરીઓમાં એક પછી એક જેવા કાર્યદક્ષ માણસોએ કામગીરી બજાવી હતી તેવા માણસો બ્રિટિશ સામ્રાજ્યમાં પણ કોઈ બીજે વખતે એકી સાથે હતા નહીં.' એ રાજદરબારોમાં રહેતા બ્રિટિશ રેસિડન્ટોનું એક મુખ્ય કામ તે રાજદરબારોના પ્રધાનો તેમ જ બીજા અમલદારોને લાંચ આપીને ફોડવાનું હતું. એક ઇતહાસકાર જણાવે છે કે, તેમનું જાસૂસીખાતું સંપૂર્ણ હતું. તેમના વિરોધીઓના રાજદરબારની અને તેમનાં લશ્કરોની તેમને પૂરેપૂરી માહિતી હતી, જ્યારે અંગ્રેજો શું કરે છે અથવા કરવા ધારે છે એ વિષે એ વિરોધીઓ સાવ અંધારામાં રહેતા હતા. એથી ઊલટું, બ્રિટિશરોના સ્વામીદ્રોહી પક્ષકારો ત્યાં આગળ નિરંતર કાર્ય કરતા હતા, કટોકટીની ઘડીએ અથવા ખૂનખાર યુદ્ધ ચાલતું હોય તે દરમિયાન પોતાના સ્વામીને છોડીને તેઓ બ્રિટિશરોને મળી જતા અને તેને લીધે આખીયે બાજી પલટાઈ જતી. ખરેખર લડવાનું શરૂ થાય તે પહેલા જ અંગ્રેજો પોતાની ઘણીખરી લડાઈઓ જીત્યા હતા. પ્લાસીની લડાઈમાં એમ જ બન્યુ હતું અને છેક શીખો સાથેના વિગ્રહોના સમય સુધી ફરી ફરીને એમ જ બનવા પામ્યુ હતુ. ગ્વાલિયરના શિંદેની નોકરીમાં રહેલો એક ઉચ્ચ દરજ્જાનો અમલદાર પોતાના સ્વામીને છોડીને શત્રુપક્ષે મળી ગયો હતો તે એનો એક નોંધવા લાયક દાખલો છે. તે અમલદારે ગુપ્ત રીતે અંગ્રેજો સાથે સમજૂતી કરી હતી અને યુદ્ધની પળે તે પોતાના આખા લશ્કર સહિત તેમને મળી ગયો હતો. આ માટે પાછળથી, જેને તેણે દગો દીધો હતો તે શિંદેના મુલકમાંથી તેને થોડો પ્રદેશ કાઢી લઈને એક નવા રાજ્યનો રાજા બનાવી બદલો આપવામાં આવ્યો હતો.

એ રાજ્ય હજી પણ મોજૂદ છે, પણ તેનું નામ આજના ક્વિઝલિંગની પેઠે દગાખોરી અને રાજદ્રોહનું સૂચક બની ગયું છે.

અંગ્રેજો રાજકીય તેમ જ લશ્કરી દૃષ્ટિએ વધારે સુસંગઠિત હતા અને તેમના આગેવાનો ઘણા કાર્યકુશળ હતા. તેમની આસપાસની પરિસ્થિતિથી તેઓ તેમના પ્રતિસ્પર્ધીઓના કરતાં વધારે વાકેફ હતા અને હિંદના રાજારજવાડાંઓના કુસંપ અને હરીફાઈનો તેમણે પૂરેપૂરો લાભ લીધો. દરિયા પરના તેમના કાબૂને લીધે સલામત મથકો તેમ જ પોતાની સાધનસામગ્રીમાં વૃદ્ધિ કરવા માટેની તકો તેમને મળી. કોઈ વખતે તેમની હાર થતી તોયે એ ફટકામાથી તેઓ પાછા બેઠા થઈ શકતા અને ફરીથી હુમલાખોર વલણ અખત્યાર કરતા હતા. પ્લાસીના યુદ્ધ પછી બંગાળનો કબજો તેમના હાથમાં આવ્યો અને એને લીધે મરાઠાઓ સાથે લડત ચલાવવાને માટે અઢળક સંપત્તિ અને સાધનસામગ્રી તેમને મળી. અને દરેક નવા વિજયથી તેમની આ સાધનસામગ્રીમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઈ. હિંદના રાજારજવાડાઓ માટે હાર ભયંકર આપત્તિરૂપ હતી અને તેમાંથી ઊગરવાનો કોઈ આરો તેમને માટે નહોતો.

લડાઈ, જીત અને લૂંટફાટના આ જમાનાએ મધ્ય હિંદ, રજપૂતાના તેમ જ દક્ષિણ અને પશ્ચિમ હિંદના કેટલાક ભાગોને નંખાઈ ગયેલા અને ઉજ્જડ બનાવી મૂક્યા. ત્યાં આગળ લોકોને પારાવાર દુઃખ, હિંસાખોરી તથા હાડમારી વેઠવાં પડ્યાં. એ પ્રદેશોમાં થઈને લશ્કરોની અવરજવર ચાલ્યા કરતી અને તેમની પાછળ લૂંટારુઓ તેમ જ ધાડપાડુઓ આવતા અને તેમનાં નાણાં ને માલમત્તા લૂંટી લેવા સિવાય ત્યાં વસતા દુઃખમાં ડૂબેલા લોકોની કોઈને કશી પડી નહોતી. હિંદના કેટલાક ભાગોની દશા ત્રીસ વરસના વિગ્રહ દરમ્યાન મધ્ય યુરોપની થઈ હતી તેવી થઈ ગઈ. પરિસ્થિતિ બધે જ ખરાબ હતી પરંતુ બ્રિટિશરોના કાબૂ અથવા આધિપત્ય નીચેના પ્રદેશોમાં તે સૌથી ખરાબ હતી. '... મદ્રાસ અથવા અયોધ્યા તેમ જ હૈદરાબાદનાં ખંડિયાં રાજ્યોના ચિતાર કરતાં વધુ ભયંકર ચિતાર મળવો મુશ્કેલ છે. પાર વગરની વિટંબણા અને હાડમારીઓને કારણે ત્યાં આગળ સન્નિપાતના જેવી સ્થિતિ પ્રવર્તતી હતી. એને મુકાબલે નાના ફડનવીસના (મરાઠા મુત્સદ્દી) અમલ નીચેનો પ્રદેશ આ દુઃખના દાવાનળમાં સલામતીના શીતળ વીરડા જેવો હતો,' એમ એડવર્ડ ટૉમસન લખે છે.

આ અગાઉ થોડા જ વખત પર મોગલ સામ્રાજ્ય ભાંગી પડ્યું હતું છતાંયે હિંદના મોટા ભાગો અવ્યવસ્થા કે અંધાધૂંધીમાથી તદ્દન મુક્ત હતા. અર્ધસ્વતંત્ર મોગલ સૂબા અલ્લાવર્દીના લાંબા શાસનકાળ દરમ્યાન બંગાળમાં સુલેહશાન્તિભર્યો અને સુવ્યવસ્થિત રાજવહીવટ ચાલતો હતો. તેમ જ

ધંધારોજગાર ધીકતા ચાલતા હતા. એને લીધે પ્રાંતની ધનસંપત્તિમાં ઉત્તરોત્તર ઘણો ઉમેરો થતો જતો હતો. અલ્લાવર્દીના મરણ બાદ થોડા વખત પછી (૧૭૫૭ની સાલમાં) પ્લાસીનું યુદ્ધ થયું અને ઈસ્ટ ઇન્ડિયા કંપની કોઈને પણ પૂછ્યા-ગાછ્યા વિના દિલ્હીના બાદશાહની એજંટ બની બેઠી. હકીકતમાં જોકે તે પૂરેપૂરી સ્વતંત્ર હતી અને મનમાન્યું કરી શકતી હતી. એ પછી એ કંપની ને તેના એજંટોને હાથે બંગાળની લૂંટનો આરંભ થયો. પ્લાસીના યુદ્ધ પછી થોડાં વરસ બાદ મધ્ય હિંદમાં ઇંદોરની અહલ્યાબાઈનો રાજ્યઅમલ શરૂ થયો અને તે ૧૭૬૫થી ૧૭૯૫ની સાલ સુધી એટલે કે ત્રીસ વરસ ચાલુ રહ્યો. અહલ્યાબાઈનો એ રાજ્યકાળ પૌરાણિક કથા જેવો થઈ ગયો છે, કેમ કે તે દરમ્યાન એ પ્રદેશમાં સંપૂર્ણ સુલેહશાન્તિ અને સુરાજ્ય પ્રવર્તતાં હતાં અને પ્રજા આબાદ થઈ હતી. અહલ્યાબાઈ કુશળ રાજકર્તા હતી અને તેનામા ખૂબ વહીવટી આવડત હતી. તેના જીવનકાળ દરમ્યાન લોકો તેના પ્રત્યે ખૂબ આદર રાખતા હતા અને મરણ બાદ આભારવશ પ્રજા તેને એક દેવી તરીકે લેખવા લાગી. આમ જે કાળમાં બંગાળા તેમ જ બિહારમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીના નવા રાજ્યઅમલ દરમ્યાન પરિસ્થિતિ છેક કથળી ગઈ હતી અને ત્યાં આગળ વ્યવસ્થિત લૂંટફાટ તેમ જ આર્થિક અને રાજકીય અંધેર પ્રવર્ત્યું ને એને પરિણામે ભીષણ દુકાળો પડ્યા તે વખતે મધ્ય હિંદ તેમ જ દેશના બીજા ઘણા ભાગો આબાદ સ્થિતિમાં હતા.

અંગ્રેજો પાસે સત્તા અને સંપત્તિ હતાં પરંતુ સારો રાજ્યવહીવટ અથવા જેવોતેવો રાજ્યવહીવટ ચલાવવા માટે પણ પોતાની જવાબદારી છે એવું તેમને લાગ્યુ નહીં. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના વેપારીઓને શેરોના વ્યાજ તેમ જ ધનદોલતમાં રસ હતો પોતાના અમલ નીચે આવેલા લોકોની સ્થિતિ સુધારવામાં અને કંઈ નહીં તો તેમનું રક્ષણ કરવામાં તેમને રસ નહોતો. ખાસ કરીને ખંડિયાં રાજ્યોમાં રાજ્સત્તાને પ્રજાના સંરક્ષણ તેમ જ પ્રજાના હિતની કશી પડી નહોતી.

અંગ્રેજોએ મરાઠાઓ સાથે છેવટનો સોદો પતાવ્યો અને પોતે જીતેલા મુલકો સલામત છે એવી લાગણી તેઓ અનુભવવા લાગ્યા ત્યારે મુલકી રાજ-વહીવટની દિશામાં તેમણે લક્ષ આપવું શરૂ કર્યું અને અમુક પ્રકારની વ્યવસ્થા ઊભી કરવામાં આવી. પરંતુ ખંડિયાં અથવા કંપનીના આશ્રય નીચેનાં રાજ્યોમાં એ ફેરફાર બહુ મંદ ગતિથી થયો, કેમ કે કહેવાતા સંરક્ષિત પ્રદેશોમાં રાજ્સત્તાને પ્રજારક્ષણ કે પ્રજાના હિત માટે જરાયે પડી નહોતી.

રખેને આપણે ભૂલી જઈએ, એટલા માટે આપણને વારંવાર યાદ આપવામાં આવે છે કે, અંગ્રેજોએ હિંદને અંધેર અને અરાજકતામાંથી ઉગાર્યું.

મરાઠાઓએ જેને 'ત્રાસનો સમય' કહીને ઓળખાવ્યો છે તે પછી તેમણે વ્યવસ્થિત રાજ્યવહીવટની સ્થાપના કરી તેટલા પ્રમાણમાં આ હકીકત સાચી છે. પરંતુ એ અંધેર અને અરાજક કંઈ નહીં તો અમુક અંશે ઈસ્ટ ઇન્ડિયા કંપની અને હિંદમાંના તેના પ્રતિનિધિઓની નીતિને આભારી હતાં. એ પણ કલ્પી શકાય એમ છે કે, સર્વોપરી સત્તા પ્રાપ્ત કરવાના ઝઘડાના અંત પછી અંગ્રેજોએ આતુરતાપૂર્વક પોતાની લાગવગ વાપરી તે વિનાયે હિંદમાં સુલેહશાન્તિ અને સુવ્યવસ્થિત રાજ્યતંત્ર સ્થાપી શક્યાં હોત. બીજા દેશોની જેમ પાંચ હજાર વરસના પોતાના ઇતિહાસ દરમ્યાન હિંદમાં અગાઉ આમ ઘણી વાર બન્યું હતું.

## ૧૫

## રણજિતસિંહ અને જયસિંહ

પોતાની પ્રજાની ઊણપોને કારણે તેમ જ અંગ્રેજોની સમાજવ્યવસ્થા ઉચ્ચતર તેમ જ પ્રગતિશીલ હોવાને લીધે હિંદનો પરદેશીઓને હાથે પરાજય થયો એ સ્પષ્ટ જણાય છે. બંને પક્ષના આગેવાનો વચ્ચેનો તફાવત સહેજે દેખાઈ આવે એવો છે; હિંદીઓ શક્તિશાળી હતા ખરા પણ વિચાર અને કાર્યના સંકુચિત અને મર્યાદિત ક્ષેત્રમાં તેઓ પ્રવૃત્તિ કરતા હતા. બીજાં સ્થાનોમાં શું ચાલે છે તેનાથી તેઓ છેક અજાણ હતા અને તેથી બદલાતી જતી પરિસ્થિતિ સાથે મેળ સાધી શકતા નહોતા. વ્યક્તિઓની જિજ્ઞાસા જાગ્રત થાય તોયે તેઓ પોતાને તેમ જ પોતાની પ્રજાને રૂંધી રાખનાર કવચને તોડી શકતા નહોતા. એથી ઊલટું, અંગ્રેજોમાં દુનિયાદારીનું ડહાપણ વધારે પ્રમાણમાં હતું; પોતાના દેશમાં તેમ જ અમેરિકા અને ફ્રાંસમાં બનેલા બનાવોએ તેમની સુસ્તી ઉડાડી દીધી હતી અને વિચાર કરવાની તેમને ફરજ પાડી હતી. યુરોપ અને અમેરિકામાં બે મહાન ક્રાંતિઓ થઈ હતી. ફ્રાંસનાં ક્રાંતિકારી સૈન્યો તેમ જ નેપોલિયનનાં સૈન્યોની લડાઈઓએ યુદ્ધનું આખુયે શાસ્ત્ર બદલી નાખ્યું હતું. હિંદમાં આવનાર મૂઢમાં મૂઢ માણસે પણ પોતાના પ્રવાસ દરમ્યાન દુનિયાના જુદા ભાગો જોયા હતા. ખુદ ઇગ્લંડમાં પણ ઔદ્યોગિક ક્રાંતિના આગાહી કરનાર મોટી મોટી શોધો થઈ હતી. એ ખરું છે કે, સમયે એ શોધખોળોનું મહત્ત્વ ભાગ્યે જ કોઈની સમજમાં આવ્યું હશે. પણ પરિવર્તનને ઉત્તેજિત કરનાર પ્રબળ ખમીર કાર્ય કરી રહ્યું હતું અને પ્રજાના માનસ પર અસર કરી રહ્યું હતું. આ બધાંની પાછળ અંગ્રેજોને દૂર દૂરના દેશોમાં મોકલનાર ઉત્તરોત્તર વધતી જતી શક્તિ રહેલી હતી.

હિંદનો ઇતિહાસ લખનારાઓએ તત્કાલીન યુદ્ધો, ખળભળાટો, ઉત્પાતો અને ધમાલો તેમ જ રાજકીય અને લશ્કરી અગ્રણીઓ વિષે પાનાના પાના ભરીને લખ્યુ છે, હિંદીઓના ચિત્તમા શુ ચાલી રહ્યુ હતું તેમ જ સામાજિક અને આર્થિક બળો કેવી રીતે કાર્ય કરી રહ્યા હતા એ વિષે તેમણે કશુ લખ્યુ નથી આ હીન અને મલિન તવારીખમાથી ક્વચિત્ ક્વચિત્ સાચી પરિસ્થિતિની ઝાખી આપણને થાય છે એમ જણાય છે કે, જોરજુલમ અને ત્રાસના આ યુગમા પ્રજા કચડાઈ ગઈ હતી અને નિર્વીર્ય બની ગઈ હતી, અને બેમાકળી બનીને રૂંઠેના ભાવિને નિષ્ક્રિયપણે વશ થઈ હતી. જિજ્ઞાસાનુ તેનામાં નામ નિશાન રહ્યું નહોતુ કાર્ય ન્રી રહેના નવા બળોને સમજવાની જિજ્ઞાસા ધરાવનારા છૂટાછવાયા ઘણા લોકો હશે એ ખરુ પણ ઘનાઓની ચડતી ભરતીના વેગ આગળ તેઓ પરાસ્ત થઈ ગયા અને તેના પર તેઓ પોતાની અસર ન પાડી શકયા

મહારાજા રણજિતસિંહ જિજ્ઞાસાથી ઊભરાતા લોકોમાંનો એક હતો તે પોતે જાટ શીખ હતો અને પંજાબમા તેણે પોતાનુ રાજ્ય સ્થાપ્યુ હતું પાછળથી એ રાજ્ય કાશ્મીર અને સરહદ પ્રાન્ત સુધી વિસ્તર્યું હતુ તેનામા અનેક દોષો અને દુર્ગુણો હતા છતાયે તે એક અસાધારણ પુરુષ હતો જેક્મો નામનો એક ફ્રેંચ તેને 'અત્યત બહાદુર' તરીકે ણવે છે અને કહે છે, 'જિજ્ઞાસા ધરાવનારો મારા જોવામા આવેલો એ પહેલો હિંદી હતો પરંતુ તેની જિજ્ઞાસાની સામે આખીયે પ્રજાની ઉદાસીનતા પડેલી છે ' 'તેનો વાર્તાલાપ ઓથારના જેવો છે'* એ યાદ રાખવુ જોઈએ કે હિંદીઓ સામાન્ય રીતે મિતભાષી અને બીજાઓના સપર્કથી દૂર રહેવાની વૃત્તિવાળા લોકો છે બુદ્ધિપ્રધાન હિંદીઓ વિષે આ વળી વધારે પ્રમાણમાં સાચુ છે હિંદમાના તે વખતના પરદેશી સેનાનાયકો તેમ જ સાહસખોરોના સપર્કમા આવવાનુ એમનામાથી ભાગ્યે જ કોઈ ઇચ્છે એમ હતું એમનામાના ઘણાઓની કરણીથી તેઓ ત્રાસી ઊઠ્યા હતા એથી આ બુદ્ધિપ્રધાન લોકોએ પોતની પ્રતિષ્ઠા જાળવવા માટે આ પરદેશી લોકોથી બની શકે ત્યાં સુધી અળગા રહેવાનો પ્રયત્ન કર્યો અને સજોગવશાત્ ફરજ પડે ત્યારે જ ઔપચારિક પ્રસંગોએ તેઓ તેમના સમાગમમા આવતા અંગ્રેજો તેમ જ બીજા પરદેશીઓ સામાન્ય રીતે તેમની આસપાસ વીટળાઈને રહેતા તકસાધુઓ તેમ જ પરોપજીવી વૃત્તિના હિંદીઓના અથવા હિંદી રાજારજવાડાઓના ઘણુખરું લાચિયા અને કાવતરાબાજ પ્રધાનોના સમાગમમાં આવતા

* ટોમ્પસને ટાંકેલો ઉતારો, પા. ૧૫૯

રણજિતસિંહ જિજ્ઞાસાથી ભરેલો હતો એટલું જ નહિ, જે સમયે હિંદ તેમ જ દુનિયામાં સર્વત્ર નિષ્ઠુરતા અને નિર્દયતા વ્યાપેલાં હતાં ત્યારે માનવતાની લાગણીથી તે ઊભરાતો હતો. તેણે એક રાજ્ય સ્થાપ્યું અને બળવાન લશ્કર ઊભું કર્યું છતાં ખુનામરકી પ્રત્યે તેને અણગમો હતો. પ્રિન્સેપ કહે છે, 'આટલી ઓછી નિર્દયતાથી એક માણસે આવડું મોટું સામ્રાજ્ય કદીયે સ્થાપ્યું નહોતું.' જે સમયે ઇંગ્લંડમાં નજીવી ચોરીના ગુના માટે પણ મોતની સજા કરવામાં આવતી હતી તે સમયે તેણે ગમે તેવા હિચકારા ગુના માટે પણ દેહાંત દંડની શિક્ષા રદ કરી. તેની મુલાકાત લેનાર ઓસ્બર્ને લખે છે, 'તેનો જાન લેવા માટે અનેક વાર પ્રયત્નો થયા હોવા છતાં, ખરેખાત યુદ્ધ ચાલુ હોય તે સિવાય તેણે કોઈનો જાન લીધાનું જાણવામા નથી. અને તેનાથી વધારે સુધરેલા અનેક રાજાઓના રાજ્યઅમલ કરતાં તેના રાજ્યઅમલમાં ક્રૂરતા અને દમનના ચોંકાવનારાં કૃત્યો ઘણાં ઓછાં નજરે ચડશે.' *

રજપૂતાનામાં આવેલા જયપુરનો સવાઈ જયસિંહ એક બીજો પણ ભિન્ન પ્રકારનો હિંદી રાજદ્વારી પુરુષ હતો. તે કંઈક આગળના સમયનો માનવી હતો; ૧૭૪૩ની સાલમાં તેનું અવસાન થયું હતુ. ઔરંગઝેબના મરણ બાદ જે ફાટફૂટ અને અંદર અંદરના ભાગલાનો યુગ શરૂ થયો તે દરમ્યાન તે થઈ ગયો. તેના જીવનકાળ દરમ્યાન ઉપરાઉપરી એક પછી એક ઘણા આઘાતો અને ફેરફારો થયા તેમાં ટકી રહીને હેમખેમ પાર ઊતરવા જેટલો તે ચતુર અને સમયપારખુ હતો. દિલ્હીના બાદશાહનું આધિપત્ય તેણે સ્વીકાર્યું હતું. જ્યારે તેણે જોયું કે આગળ વધતા જતા મરાઠાઓનો ધસારો ખાળી શકાય એમ નથી ત્યારે બાદશાહની વતી તેણે તેમની સાથે સમજૂતી કરી. પરંતુ તેની રાજકીય કે લશ્કરી કારકિર્દીમા મને ઝાઝો રસ નથી. તે શૂરવીર યોદ્ધો અને બાહોશ મુત્સદ્દી હતો પણ તે કરતાંયે કંઈક વિશેષ લાયકાત તેનામાં હતી. તે એક ગણિતશાસ્ત્રી, ખગોળવેત્તા, વિજ્ઞાનશાસ્ત્રી અને નગરનિયોજક હતો અને ઇતિહાસના અભ્યાસમાં તે રસ ધરાવતો હતો.

જયસિંહે જયપુર, દિલ્હી, ઉજ્જન, બનારસ અને મથુરામાં મોટી મોટી વેધશાળાઓ બાંધી હતી. પોર્ટુગલમાં ખગોળશાસ્ત્રની થયેલી પ્રગતિ વિષે ફિરંગી મિશનરીઓ પાસે જાણીને તેણે એક મિશનરી સાથે પોર્ટુગલના રાજા ઇમૅન્યુઅલના દરબારમાં પોતાના માણસો મોકલ્યા હતા. ઇમૅન્યુઅલે દલાન્હાયરનો કોઠો લઈને ઝેવિયર-દ સિલ્વા નામના પોતાના પ્રતિનિધિને જયસિંહ પાસે મોકલ્યો. આ કોઠાની પોતે બનાવેલા કોઠા સાથે સરખામણી કરતાં જયસિંહ એવા અનુમાન

* ટૉમસને ટાંકેલા ઉતારા, પા. ૧૫૬-૮

પર આવ્યો કે, પોર્ટુગીઝ કોઠો પ્રમાણમા ઓછો ચોક્કસ છે અને તેમાં અનેક ભૂલો રહેલી છે પોર્ટુગીઝોના યંત્રોના 'ઊતરતા પ્રકારના વ્યાસ'ને કારણે એ ભૂલો રહી ગઈ હતી એમ તેનુ કહેવુ હતુ.

જયસિહને હિદી ગણિતનુ સપૂર્ણ જ્ઞાન હતુ એટલું જ નહીં, તેણે પ્રાચીન ગ્રીક ગ્રથોનો પણ અભ્યાસ કર્યો હતો તેમ જ તે સમયે યુરોપમા ગણિતના વિષયમા થયેલી પ્રગતિથી પણ તે માહિતગાર હતો યુક્લિડ વગેરે ગણિતના ગ્રીક ગ્રંથો તેમ જ સમ અને ગોલીય ત્રિકોણમિતિના તેમ જ લૉગેરીધમ એટલે કે લઘુગણકોની રચના અને ઉપયોગ વિષેના યુરોપી ભાષાઓના ગ્રથોનો તેણે સસ્કૃતમા અનુવાદ પણ કરાવ્યો હતો ખગોળના અરબી ગ્રથોનો પણ તેણે અનુવાદ કરાવ્યો હતો

તેણે જયપુર શહેર વસાવ્યુ નગરનિયોજનમા તેને રસ હોવાથી તે સમયના યુરોપના ઘણાં શહેરોની યોજના તેણે એકઠી કરી અને પછીથી નગર-રચનાની પોતાની યોજના તૈયાર કરી તે સમયના યુરોપના પુરાણા શહેરોની આ યોજનાઓમાની ઘણી જયપુરના સગ્રહસ્થાનમા સઘરી રાખવામા આવી છે. જયપુર શહેરની યોજના એવી સરસ અને ડહાપણથી તૈયાર કરવામા આવી હતી કે હજી પણ તે નગરરચનાના એક આદર્શ નમૂના તરીકે લેખાય છે

પોતાના પ્રમાણમા ટૂકા જીવનકાળ દરમ્યાન અને જેમા પોતે પણ સડોવાયો હતો એવા નિરતર ચાલતા યુદ્ધો અને રાજદરબારના કાવાદાવાઓની વચ્ચે જયસિહ આ બધુ અને બીજુ પણ ઘણુ કરી શક્યો જયસિહના મરણના ચાર જ વરસ પહેલા નાદીરશાહની ચઢાઈ થઈ હતી કોઈ પણ કાળે અને કોઈ પણ પ્રદેશમા જયસિહ અસાધારણ પુરુષ નીવડ્યો હોત રજપૂતાનાના વિશિષ્ટ પ્રકારના રજવાડી વાતાવરણમા અને જ્યારે ફાટફૂટ, યુદ્ધ અને ઊથલપાથલ રોજની બીના બની ગઈ હતી એવા હિદના ઇતિહાસના સૌથી અધકારમય યુગમાં તે પેદા થયો અને એક વૈજ્ઞાનિક તરીકે તેણે કાર્ય કર્યું એ હકીકત બહુ સૂચક છે એ વસ્તુ એમ દર્શાવે છે કે, વૈજ્ઞાનિક સશોધનની ભાવના હિદમા મરી પરવારી નહોતી અને અદી આગળ એવુ ખમીર કાર્ય કરી રહ્યુ હતુ જેને ફળદાયી થવા માટે તક સાપડી હોત તો તેમાથી બખલક પાક ઊતરત જયસિહ કઈ પ્રતિકૂળ અને ઉદાસીન તેમ જ અનભિજ્ઞ વાતાવરણમા પેદા થયેલો એકલદોકલ વિચારક અથવા વીતી ગયેલા યુગનો ચિત્રવિચિત્ર પ્રતિનિધિ નહોતો જયસિહ પોતાના યુગનો જ પરિપાક હતો અને પોતાની સાથે કાર્ય કરવા માટે તેણે ઘણા વૈજ્ઞાનિક કાર્યકર્તાઓ એકઠા કર્યા હતા એમાથી કેટલાકને તેણે પોતાના પ્રતિનિધિ તરીકે પોર્ટુગલના રાજદરબારમા મોકલ્યા હતા સમાજની રૂઢિઓ કે વિધિનિષેધો તેને એમ કરતા રોકી શક્યા

નહોતાં. કાર્ય કરવા માટે તક મળી હોત તો વૈજ્ઞાનિક સંશોધન માટે સિદ્ધાંતના ક્ષેત્રની તેમ જ વ્યવહારમાં તેનો વિનિયોગ કરવા માટેની સામગ્રી દેશમાં સારી પેઠે પડેલી હતી એમ લાગે છે. પણ લાંબા વખત સુધી એવી તક ન સાંપડી. અશાંતિ અને અવ્યવસ્થાનો કાળ પૂરો થયો ત્યાર પછી પણ જેઓ સત્તાને સ્થાને બેઠા હતા તેમણે વિજ્ઞાનના કાર્યને ઉત્તેજન ન આપ્યું.

## ૧૬

## હિંદની આર્થિક ભૂમિકા: બે ઇંગ્લંડ

આ બધા દૂરગામી રાજકીય ફેરફારો થતા હતા તે વખતે હિંદની આર્થિક ભૂમિકા શી હતી? વી. એન્સ્ટીએ લખ્યું છે કે, છેક અઢારમી સદી સુધી 'હિંદની ઉત્પાદનની પદ્ધતિ તેમ જ ઉદ્યોગો અને વેપારનું તેનું સંગઠન તે સમયના દુનિયાના કોઈ પણ ભાગની ઉત્પાદનની પદ્ધતિ અને ઉદ્યોગો તેમ જ વેપારના સંગઠનની તુલનામાં ટકી શકે એવાં હતાં.' હિંદમાં પાકો માલ તૈયાર કરવાના ઉદ્યોગો સારી પેઠે ખીલેલા હતા અને તેનો તૈયાર માલ યુરોપ તેમ જ બીજા દેશોમાં જતો હતો. હિંદની શરાફી વ્યવસ્થા કાબેલ હતી, આખા દેશમાં તે સુસંગઠિત હતી અને મોટી મોટી શરાફી પેઢીઓની હૂંડીઓ હિંદભરમાં તેમ જ ઈરાન, કાબુલ, હેરાત, તાશકંદ તેમ જ મધ્ય એશિયાના બીજા ભાગોમાં સ્વીકારાતી હતી. ધંધાદારી મૂડીનો ઉદ્ભવ થયો હતો અને દલાલો, આડતિયાઓ, ગુમાસ્તાઓ તેમ જ મોરફતિયાઓ વગેરે વેપારરોજગારને અંગે જુદી જુદી કામગીરી બજાવનારાઓના વર્ગો પણ અસ્તિત્વમાં આવ્યા હતા. વહાણો બાંધવાનો ધંધો ધીકતો ચાલતો હતો અને નેપોલિયન સાથેના વિગ્રહો દરમ્યાન એક નૌકા સેનાપતિનું એક લશ્કરી જહાજ હિંદી પેઢીએ હિંદમાં બાંધ્યું હતું. હકીકતમાં, ઔદ્યોગિક ક્રાંતિ પહેલાંના સમયના બીજા કોઈ પણ દેશ જેટલો જ ઉદ્યોગોમાં, વેપારરોજગારમાં તેમ જ નાણાંકીય દૃષ્ટિએ હિંદ આગળ વધેલો દેશ હતો. દેશે લાંબા ગાળા સુધી સ્થાયી રાજતંત્ર અને સુરાજ્યનો અનુભવ કર્યો હોય તેમ જ માલની અવરજવર ને વેપારરોજગાર માટે દેશના રાજમાર્ગો સલામત હોય તે વિના આમ બનવું શક્ય નહોતું.

પરદેશી સાહસખોરો મૂળ તો હિંદના ઊંચી જાતના તૈયાર માલથી ખેંચાઈ ને અહીં આવ્યા હતા. યુરોપમાં એ માલની મોટી માગ હતી. આરંભના સમયમાં ઈસ્ટ ઇંડિયા કંપનીનો મુખ્ય ધંધો હિંદના માલનો યુરોપમાં વેપાર ખેડવાનો હતો. એ ધંધો ઘણો ફાયદાકારક હતો અને કંપનીના શૅર ધરાવનારાઓને એમાંથી મોટું વ્યાજ મળતું હતું. હિંદની ઉત્પાદનની પદ્ધતિ એટલી તો

કાર્યદક્ષ અને સુસગઠિત હતી તથા હિંદના કારીગરોનું હસ્તકૌશલ્ય એવુ બધુ હતું કે, ઇગ્લંડમાં ઉત્પાદનની વધારે ઉચ્ચ કક્ષાની પદ્ધતિ દાખલ થતી જતી હતી તે છતા ત્યાના લોકો તેની સાથે સફળતાપૂર્વક હરીફાઈ કરી શક્તા હતા ઇગ્લડમા પ્રચડ યત્રોનો યુગ દાખલ થયો ત્યારે પણ હિંદના માલનો પ્રવાહ ઇગ્લડમા ચાલુ રહ્યો અને ભારે જકાત નાખીને અને કેટલાક દાખલાઓમા તો સખત મનાઈ ફરમાવીને એ ધસારો અટકાવવામા આવ્યો

ક્લાઈવે ૧૭૫૭ની સાલમા એટલે કે પ્લાસીના યુદ્ધના વરસમા બગાળના મુર્શિદાબાદ શહેરને 'વિશાળ, ગીચ વસ્તીવાળુ અને લડન જેટલુ ધનાઢ્ય' વર્ણવ્યુ છે 'એ બન્ને વચ્ચ તફાવત એટલો છે કે મુર્શિદાબાદમા એવા કેટલાક શ્રીમતો છે જે લડનના શ્રીમતો કરતા અનેક ગણા માલદાર છે ' પૂર્વ બગાળમા આવેલુ ઢાકા શહેર તેની બારીક મલમલ માટે પ્રસિદ્ધ હતુ એ બને શહેરો મહત્ત્વના હતા એ ખરુ પણ તે હિંદુસ્તાનની સરહદ પર આવેલા હતા આ વિશાળ મુલકમા ઠેકઠેકાણે એથીયે મોટા શહેરો તેમ જ પાકો માલ તૈયાર કરનારા અને વેપારરોજગારના મોટા મોટા અનેક મથકો હતા બજારભાવ તેમ જ બીજી ખબરો એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોચાડવા માટેની ખૂબ ચતુરાઈભરી અને ઝડપી પદ્ધતિ યોજવામા આવી હતી દેશમા ચાલતા યુદ્ધોની ખબરો પણ ઈસ્ટ ઇન્ડિયા કપનીના અમલદારોને પહોચે તે અગાઉ ઘણા વખત પહેલા મોટી મોટી વેપારી પેઢીઓને ઘણી વાર મળતી હતી આમ હિંદની અર્થવ્યવસ્થા ઔદ્યોગિક ક્રાતિ પહેલા પહોચી શકે એટની ઉચ્ચ કક્ષાએ પહોચી હતી વધુ પ્રગતિ કરવા માટેના બીજ એમા રહેલા હતા કે પછી જડ બની ગયેલી સમાજવ્યવસ્થા સાથે એ વધારેપડતી સકળાયેલી હતી એ કહેવુ મુશ્કેલ છે પણ સામાન્ય સજોગોમા તેમા એ ફેરફાર થવા પામ્યો હોત અને નવી પેદા થયેલી ઔદ્યોગિક પરિસ્થિતિ સાથે પોતાની રીતે પોતાનો મેળ સાધવાનો તેણે આરભ કર્યો હોત એ સભવિત લાગે છે વળી, પરિવર્તન માટે જોકે તે પરિપક્વ થયેલી હતી તે છતા ખુદ એ પરિવર્તન સાધવા માટે પણ તેના બધારણમા ક્રાતિ આવશ્યક હતી એ ફેરફાર અથવા પરિવર્તન કરવા માટે પરિવર્તનની પ્રક્રિયાને ત્વરિત કરે એવા કોઈક તત્ત્વની જરૂર હતી એમ કહી શકાય ઔદ્યોગિક યુગ પહેલાંની હિંદની અર્થવ્યવસ્થા ચાહે તેટલી આગળ વધેલી અને સગઠિત હોય છતા ઔદ્યોગિક દેશોની પેદાશ સાથે લાબા વખત સુધી તે સ્પર્ધા કરી શકે એમ નહોતુ એ સ્પષ્ટ છે આ તો હિંદ પોતે યત્રોદ્યોગ અપનાવે અથવા પરદેશના આર્થિક આક્રમણને વશ થાય અને એમાથી રાજકીય દખલનો પણ ઉદ્ભવ થાત પણ બન્યુ એમ કે પરદેશી રાજકીય આધિપત્ય પહેલુ આવ્યુ તેને પરિણામે હિંદે ઊભી કરેલી અર્થવ્યવસ્થા ઝપાટાબધ

તૂટી પડી અને તેને સ્થાને કોઈ રચનાત્મક વ્યવસ્થા ઉદ્ભવી નહીં. ઈસ્ટ ઇન્ડિયા કંપની બ્રિટિશ રાજસત્તા તેમ જ બ્રિટિશ સ્થાપિત હિતો અને આર્થિક સત્તા એ બંનેની પ્રતિનિધિ હતી. તે સર્વસત્તાધારી હતી અને વેપારીઓની કંપની હોવાથી પૈસા કમાવાની તેની નેમ હતી. તે અત્યંત ત્વરાથી અઢળક નાણું કમાતી જતી હતી. તે સમયે ધ વેલ્થ ઑફ નેશન્સ નામના પોતાના પુસ્તકમાં ૧૭૭૬ની સાલમાં એડમ સ્મિથે તેને વિષે લખ્યુ હતું, 'કેવળ વેપારીઓની બનેલી કંપનીની સરકાર એ કોઈ પણ દેશ માટે બૂરામાં બૂરી સરકાર છે.'

હિંદના વેપારીઓ તેમ જ ઉદ્યોગપતિઓ ધનિક હતા અને દેશભરમાં તે ફેલાયેલા હતા તેમ જ અર્થતંત્રનો કાબૂ તેમના હાથમાં હતો પણ તેમની પાસે રાજસત્તા નહોતી. દેશની સરકાર આપખુદ અને હજી પણ ઘણે અંશે રજવાડી પદ્ધતિની હતી. હકીકતમાં તે હિંદના ઇતિહાસના એની આગળના તબક્કામાં હતી તેના કરતા પણ ઘણુંખરું વધારે રજવાડી ઢબની હતી. એથી કેટલાક પશ્ચિમના દેશોની જેમ રાજસત્તા હાથ કરે એટલો બળવાન અથવા રાજસત્તા હાથ કરવા માટે જાગૃતિપૂર્વક વિચાર કરનારો મધ્યમ વર્ગ અહીં નહોતો. પ્રજા સામાન્ય રીતે ઉદાસીન અને પરાધીન મનોદશાવાળી બની ગઈ હતી. આમ અહીં એક ગાળો પડેલો હતો અને એ પૂરવામાં આવે તો જ ક્રાંતિકારી ફેરફાર થઈ શકે એમ હતુ. જેમા નિરંતર ફેરફારો થતા રહે છે એવી દુનિયામાં પોતાનામાં ફેરફારો કરવાનો ઇન્કાર કરનાર હિંદના સમાજની નિષ્ક્રિય અથવા અચળ પ્રકૃતિને લીધે આ ગાળો પડ્યો હતો, કેમ કે પરિવર્તનનો સામનો કરનાર સંસ્કૃતિની અધોગતિ થાય છે. એવા એ સમાજ પાસે દુનિયામાં સર્જક ભાગ ભજવવા જેવું કશું નહોતું. એને માટે પરિવર્તન ક્યારનુયે આવશ્યક બન્યું હતું.

એ સમયે અંગ્રેજ લોકો રાજકીય દૃષ્ટિએ વધારે આગળ વધેલા હતા. તેમણે રાજકીય ક્રાંતિ કરી હતી અને રાજાની સત્તા પર તેમણે પાર્લમેન્ટની સત્તા સ્થાપિત કરી હતી. પોતાના હાથમાં આવેલી આ નવી સત્તાના ભાનવાળો તેમનો મધ્યમ વર્ગ પોતાનો બહોળો ફેલાવો કરવાની ધગશથી ઊભરાતો હતો. ઉત્તરોત્તર વિકસતા જતા અને પ્રગતિશીલ સમાજના લક્ષણરૂપ આ કૌવત અને શક્તિ ઇંગ્લંડમા મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. એ કૌવત અને શક્તિ અનેક રીતે પ્રગટ થતી જોવામાં આવે છે અને ઔદ્યોગિક ક્રાંતિના આગમનની આગાહી કરનાર બધી શોધખોળોમાં એ વસ્તુ વિશેષે કરીને દૃષ્ટિગોચર થાય છે.

અને આમ છતાં એ સમયનો બ્રિટિશ રાજકર્તા વર્ગ કેવો હતો? અમેરિકાના બ્રિટનના રાજાના આધિપત્ય નીચેના પ્રાંતોમાંથી સફળ નીવડેલી અમેરિકાની ક્રાંતિએ બ્રિટિશ રાજકર્તા વર્ગને એકાએક કેવી રીતે દૂર કર્યો તે વિષે ચાર્લ્સ અને મેરી બિયર્ડ નામના નામાંકિત અમેરિકન ઇતિહાસકારો આપણને કહે છે:

'બ્રિટિશ રાજકર્તા વર્ગ જંગલી ફોજદારી કાયદાથી, સંકુચિત અને અસહિષ્ણુ યુનિવર્સિટીની પદ્ધતિથી, નોકરીઓ અને હકોના મોટા સમુદાય સમાન કલ્પવામા આવેના રાજ્યતંત્રથી, ખેતરો અને દુકાનોમા મજૂરી કરનારના સ્ત્રીપુરુષો પ્રત્યેની તિરસ્કારની ભાવનાથી, આમજનતાને શિક્ષણથી વંચિત રાખવાથી, કેથલિકો તેમ જ કોઈ પણ શાસ્ત્રપ્રમાણને ન માનનારાઓ પર એકસરખી રીતે ઠોકી બેસાડવામા આવેના રાજ્યે સ્થાપિત કરેલા ધર્મથી, પરગણાઓ તેમ જ ગામોમા જમીનદારો અને પાદરીઓના પ્રભુત્વથી, લશ્કર તેમ જ નૌકાસૈન્યમા નિષ્ઠુર પાશવતાથી જમીનદાર વર્ગના શાસનને સુદૃઢ કરનારી વડા પુત્રને વારસાહક આપનારી પ્રથાથી, કશુ કામ કર્યા વિના આર્થિક લાભ મળે એવી પદવી તેમ જ પેન્શન મળે એટલા માટે રાજાની ખુશામત કરનારા નોકરિયાતોના મોટા સમૂહથી તેમ જ ધમડ અને લૂટનો આ જબરદસ્ત બોજો આમજનતા પર પડે એવી રીતે યોજવામા આવેલા ચર્ચ તેમ જ રાજ્યના મધ્યાગણથી ટેવાયેલો છે અમેરિકાના ક્રાતિકારોએ બ્રિટિશ તાજના આ જબરદસ્ત બોજામાથી સંસ્થાનોની પ્રજાને ઉગારી કાયદો અને રાજનીતિ સંબધી જે સુધારાઓ કરવા માટે ઇગ્લંડમા સો કે તેથીયે વધારે વરસો સુધી સતત ચળવળ કરવાની જરૂર પડી અને એ સુધારાઓ કરાવવા માટેનુ આદોલન ચલાવવાની આગેવાની લેનાર રાજપુરુષો ઇગ્લંડના ઇતિહાસમા અમર બની ગયા તે સુધારાઓ પરાધીનતામાથી મુક્ત થયા પછી અમેરિકનોએ એક કે બે દાયકાઓમા કર્યા' *

સ્વતંત્રતાના ઇતિહાસમા એક સીમાચિહ્ન સમુ અમેરિકાનું સ્વતંત્રતાનું જાહેરનામુ ૧૭૭૬ની સાલમા બહાર પાડવામા આવ્યુ હતુ છ વરસ પછી અમેરિકાના સસ્થાનો ઇગ્લંડથી છૂટા પડી ગયા અને તેમણે પોતાની સાચી આર્થિક, રાજકીય તેમ જ સામાજિક ક્રાતિ આરભી અંગ્રેજોની પ્રેરણા નીચે ઇગ્લંડના નમૂનાની ઊભી થયેની જમીન અગેની પ્રથા સંપૂર્ણપણે ફેરવી નાખવામા આવી ચાલતા આવેના ઘણા હકલાગાઓ નાબૂદ કરવામાં આવ્યા, મોટી મોટી જમીનદારીઓ જપ્ત કરવામા આવી અને તેના નાના નાના ટુકડા પાડીને વહેચી દેવામા આવ્યા એ પછી જાગૃતિ તેમ જ બૌદ્ધિક અને આર્થિક પ્રવૃત્તિનો રોમાચક યુગ શરૂ થયો રજવાડી જમાનાના અવશેષો અને પરદેશી ધૂસરીમાથી મુક્ત બનેલુ સ્વાધીન અમેરિકા વાયુ વેગે આગળ વધવા લાગ્યુ

* ધિ રાઈસ ઓફ અમેરિકન સિવિલિઝેશન (૧૯૨૮), પુ૦ ૧, પા ૨૯૨.

ફ્રાંસમા મહાન ક્રાંતિએ જૂની સમાજવ્યવસ્થાના પ્રતીક સમા બૅસ્ટાઈલના કારાગારને જમીનદોસ્ત કર્યું, રાજા તેમ જ રજવાડી વ્યવસ્થાને નિર્મૂળ કર્યા અને જગત સમક્ષ મનુષ્યના હકોની ઘોષણા કરી.

અને ઇંગ્લંડમા તે વખતે શી સ્થિતિ હતી? અમેરિકા તેમ જ ફ્રાંસમા થયેલા આ ક્રાંતિકારી ફેરફારોથી ભડકીને ઇંગ્લંડ વળી વધારે પ્રગતિવિરોધી બન્યુ અને તેનો ક્રૂર અને જંગલી ફોજદારી કાયદો વળી વધારે જંગલી બન્યો ૧૭૬૦ની સાલમા ત્રીજો જ્યોર્જ ઇંગ્લંડની ગાદી પર આવ્યો ત્યારે લગભગ ૧૬૦ પ્રકારના ગુનાઓ માટે સ્ત્રીપુરુષ તેમ જ બાળકોને મોતની શિક્ષા કરવામા આવતી હતી ૧૮૨૦ની સાલમા એનો લાંબો રાજ્યઅમલ પૂરો થયો ત્યા સુધીમાં આ બીષણ યાદીમા મોતની શિક્ષા કરી શકાય એવા બીજા લગભગ સો ગુનાઓ ઉમેરવામા આવ્યા હતા બ્રિટિશ લશ્કરના સામાન્ય સૈનિક પ્રત્યે ખેતરમાના એક પશુ કરતાયે ક્રૂર — આપણને કમકમાટી ઊપજે એવુ પાશવી અને હેવાનિયતભર્યું — વર્તન રાખવામા આવતું હતુ મોતની સજા સામાન્ય અને ફટકા મારવાની સજા તો એથીયે વિશેષ સામાન્ય હતી ફટકાની સજા જાહેરમા કરવામા આવતી અને ગુનેગારને સકડો ફટકા મારવામા આવતા કેટલીક વાર તો ફટકા ખાતા ખાતા તે મરણશરણ થતો અથવા એવે એવે જીવતા રહેનારના ઘાયલ થયેલા શરીર પર મરણપર્યંત તેની અસર રહેતી

આ બાબતમા તેમ જ માણસાઈ અને વ્યક્તિ તેમ જ સમૂહ પરત્વેની અદબ સબંધી બીજી અનેક બાબતોમા હિંદ ઘણુ આગળ વધેલુ હતુ અને તેની સસ્કૃતિ વધારે ઉચ્ચ કક્ષાની હતી ઇંગ્લંડમા કે બાકીના યુરોપમા તે વખતે હતી તેના કરતા હિંદમા વધારે સાક્ષરતા હતી, એ શિક્ષણ જોકે ચુસ્ત પણે પરપરાગત હતું ઘણુ કરીને લોકોને નાગરિક તરીકેની સુખસગવડો પણ અહીં વધારે પ્રમાણમા હતી યુરોપમા આમજનતાની સ્થિતિ ઘણી પછાત અને દુઃખદ હતી અને તે સમયની હિંદની આમજનતાની સ્થિતિ કરતા ઘણી ખરાબ હતી પણ એ બે વચ્ચે મહત્ત્વનો તફાવત આ હતો પશ્ચિમ યુરોપમા નવા બળો અને જીવત પ્રવાહો અણુ ત્યા કાર્ય કરતા હતા અને પરિસ્થિતિમા ... આણી રહ્યા હતા હિંદમા વસ્તુસ્થિતિ વત્તાઓછા પ્રમાણમા સ્થિર અચળ હતી

ઇંગ્લંડે હિંદમા પ્રવેશ કર્યો. ૧૬૦૦ની સાલમા ઇલિઝાબેથ રાણીએ ઈસ્ટ ઇન્ડિયા કંપનીને પરવાનો આપ્યો ત્યારે શેક્સપિયર જીવતો હતો અને તેનું લેખનકાર્ય ચાલુ હતું ૧૬૧૧ની સાલમાં બાઇબલનો પ્રમાણભૂત અનુવાદ બહાર પડ્યો ૧૬૦૮ની સાલમાં મિલ્ટન જન્મ્યો એ પછી હૅમ્પ્ડન અને

ક્રોમવેલ થયા અને રાજકીય ક્રાંતિ થઈ. આગળ ઉપર વિજ્ઞાનના ધ્યેયને જે સારી પેઠે આગળ ધપાવવાની હતી તે ઇંગ્લંડની રૉયલ સોસાયટીની ૧૬૬૦ની સાલમાં સ્થાપના થઈ. સો વરસ પછી ૧૭૬૦ની સાલમાં ફ્લાઈંગ શટલની શોધ થઈ અને ત્યાર પછી સ્પિનિંગ જેની એટલે કે એકી સાથે વધારે તાર કંતાય એવા રેંટિયાની, વરાળની શક્તિથી ચાલતા એન્જિનની અને સાળની — એમ એક પછી એક શોધ થઈ.

આ બેમાંથી કયું ઇંગ્લંડ હિંદમાં આવ્યું? શેક્સપિયર અને મિલ્ટનનું, ઉમદા વાણી અને લેખનવાળું તેમ જ પરાક્રમી, રાજકીય ક્રાંતિ કરનારું અને સ્વતંત્રતાની લડત લડનારું, વિજ્ઞાન અને યંત્રવિદ્યામાં પ્રગતિ કરનારું ઇંગ્લંડ, કે જંગલી ફોજદારી કાયદાવાળું અને હેવાનિયતભર્યાં આચરણ કરનારું તેમ જ પોતાની આસપાસ દીવાલ ચણીને સારી પેઠે સુરક્ષિત બનેલું રજવાડી અને પ્રગતિવિરોધી ઇંગ્લંડ? કેમ કે, દરેક દેશમાં રાષ્ટ્રીય પ્રકૃતિ અને સંસ્કૃતિની બે બાજુઓ હોય છે તેમ ઇંગ્લંડ પણ આવા બે પ્રકારનું હતું. એડવર્ડ ટૉમસન લખે છે, 'અમારી સંસ્કૃતિની સર્વોચ્ચ કક્ષા અને સામાન્ય કક્ષા વચ્ચે ઇંગ્લંડમાં હમેશાં ભારે વિષમતા રહી છે; જેની સાથે અમારી તુલના થાય એમ અમે ચાહીએ એવું કશું બીજા દેશમાં છે કે કેમ એ વિષે મને શંકા છે. અને એ એટલી બધી મંદ ગતિથી ઓછી થનારી વિષમતા છે કે ઘણી વાર એમ લાગે છે કે એ ઓછી થતી જ નથી.'*

બંને ઇંગ્લંડ એકબીજાના પર પોતપોતાની અસર પાડતાં એકબીજાના પડખામાં રહે છે અને તેમને અળગાં પાડી શકાય એમ નથી; તેમ જ બીજાને સંપૂર્ણપણે વિસારીને એમાંનું એક હિંદમા આવી શકે નહીં. આમ છતાં પ્રત્યેક મોટા કાર્યમા એક બીજા પર સરસાઈ જમાવીને આગળપડતો ભાગ ભજવે છે અને ખોટુ ઇંગ્લંડ હિંદમાં એ ભાગ ભજવે તેમ જ ખોટા હિંદ સાથે સંપર્કમાં આવે અને એ પ્રક્રિયામાં તેને ઉત્તેજન આપે એ અનિવાર્ય હતુ.

યુનાઈટેડ સ્ટેટ્સની સ્વાતંત્ર્યપ્રાપ્તિ અને હિંદના સ્વાતંત્ર્યનો લોપ એ ઘણે અંશે સમકાલીન ઘટના છે. છેલ્લી દોઢ સદી પર નજર કરતાં એ સમય દરમિયાન યુનાઈટેડ સ્ટેટ્સે કરેલી ભારે પ્રગતિ તરફ એક હિંદી કંઈક આતુર અને ઝંખનાભરી દૃષ્ટિથી નિહાળે છે. પોતાના દેશમાં શું કરવામાં આવ્યુ છે અને શું નથી કરવામાં આવ્યુ તેની એની સાથે તે તુલના કરે છે. અમેરિકનોમાં ઘણા ગુણો છે અને અમારામાં ઘણા દોષો ભર્યાં છે; વળી અમેરિકાએ તેમને અણખેડાયેલું ક્ષેત્ર આપ્યું

* મેમોરીઝ ઑફ ઇન્ડિયન પ્રિન્સેસ (૧૯૪૩), પા. ૨૬૪.

અને ત્યાં તેમને નવેસરથી જ આરંભ કરવાનો હતો જ્યારે અમારી આસપાસ પુરાણી સ્મૃતિઓ અને પરંપરાઓ ખડકાયલી હતી એ બેશક સાચું છે. તેમ છતાં, બ્રિટને હિંદમાં આ ભારે બોજો પોતાને માથે ન ઉઠાવ્યો હોત અને તેના કહેવા પ્રમાણે, જેનાથી અમે સાવ અજાણ હતા તે સ્વરાજની મુશ્કેલ કળા અમને શીખવવાને આટલા બધા લાંબા કાળ સુધી તેણે પ્રયત્ન ન કર્યો હોત તો હિંદ વધારે સ્વતંત્ર અને સમૃદ્ધ હોત એટલું જ નહીં, વિજ્ઞાન, કળા તેમ જ જે ચીજો જીવનને મધુરું બનાવે છે એવી બીજી બધી બાબતોમાં પણ તે ઘણું આગળ વધ્યું હોત એ ન કલ્પી શકાય એવું નથી.

# છેલ્લો તબક્કો

## બ્રિટિશ અમલ સુદૃઢ થાય છે : રાષ્ટ્રીયતાના આંદોલનનો ઉદય

### ૧

### સામ્રાજ્યની વિચારસરણી : નવી જ્ઞાતિ

હિંદ તેમ જ તેના ઇતિહાસથી સારી રીતે પરિચિત એવા એક અંગ્રેજ લખે છે કે, 'આપણે કરેલી બીજી કોઈ પણ વસ્તુ કરતાં આપણે લખેલા હિંદના ઇતિહાસ તરફ વધારે રોષ દર્શાવવામાં આવે છે.' હિંદમાંના બ્રિટિશ અમલની કારકિર્દી દરમ્યાન કઈ વસ્તુ માટે હિંદીઓના મનમાં સૌથી વધારે રોષ પેદા થયો છે એ કહેવું મુશ્કેલ છે; એની યાદી ઘણી લાંબી અને બહુવિધ છે. પણ અંગ્રેજોએ લખેલા હિંદના ઇતિહાસ તરફ, ખાસ કરીને જેને બ્રિટિશ યુગ કહેવામાં આવે છે તેના ઇતિહાસ તરફ ઊંડા રોષની લાગણી પ્રવર્તે છે એ વાત સાચી છે. ઇતિહાસ મોટે ભાગે વિજેતાઓના હાથે લખાય છે અને તે માત્ર તેમની દૃષ્ટિ રજૂ કરે છે. અથવા કંઈ નહીં તો તેમાં વિજેતાઓની દૃષ્ટિને પ્રાધાન્ય આપવામાં આવે છે અને તે જ પ્રચલિત બને છે. હિંદમાં આર્યો આવ્યા તે સમયનાં આજે આપણી પાસે ઉપલબ્ધ છે તે શરૂઆતનાં બયાનો, તેમનાં મહાકાવ્યો અને પરંપરાઓ ઘણુંખરું આર્યોનાં સ્તુતિગાન કરે છે અને તેમણે હરાવેલા દેશના આદિવાસીઓને અન્યાય કરે છે. કોઈ પણ માણસ પોતાની જાતિની દૃષ્ટિ અને સાંસ્કૃતિક મર્યાદાઓમાંથી સર્વાંશે મુક્ત થઈ શકતો નથી અને જ્યારે ભિન્ન ભિન્ન જાતિઓ અને દેશો વચ્ચે કલહ પેદા થાય છે ત્યારે ખાસ કરીને નિષ્પક્ષ બનવાના પ્રયત્નને સુધ્ધાં પોતાની પ્રજાનો દ્રોહ કરવા સમાન લેખવામાં આવે છે. યુદ્ધ જે આ કલહનું સૌથી ઉગ્ર સ્વરૂપ છે તે ચાલતું હોય ત્યારે તો દુશ્મન પ્રજાના સંબંધમાં બધીય ન્યાયદૃષ્ટિ અને નિષ્પક્ષતાને ગણતરીપૂર્વક ફેંકી દેવામાં આવે છે; માણસનું મન રીઢું બની જાય છે અને વસ્તુસ્થિતિ પિછાનવાનાં એક સિવાય તેનાં બીજાં બધાં દ્વાર બંધ થઈ જાય છે. પોતાનાં કાર્યોનું વાજબીપણું પુરવાર કરવું અને દુશ્મનનાં કાર્યો વખોડી કાઢવાં ને કાળા રંગે ચીતરવાં એ યુદ્ધના

સમયની ઘણી મોટી જરૂરિયાત બની જાય છે. સત્ય છેક ભીતરમાં છુપાઈ જાય છે અને નગ્ન તેમ જ નિર્લજ્જ અસત્ય સર્વોપરી બની જાય છે.

જ્યારે ખરેખર યુદ્ધ ચાલુ ન હોય ત્યારે પણ હરીફ દેશો અને હિતો વચ્ચે ઘણી વાર ગર્ભિત રીતે યુદ્ધ અને કલહ ચાલ્યા કરતાં હોય છે. વિદેશી સત્તાના આધિપત્ય નીચેના દેશમાં એ કલહ પાયામાં રહેલો જ હોય છે, તે નિરંતર ચાલ્યાં કરે છે અને પ્રજાના વિચારો તેમ જ કાર્યોને વિકૃત કરી મૂકે છે; યુદ્ધનું માનસ કદી પણ સર્વાંશે લુપ્ત થતું નથી. પ્રાચીન સમયમાં યુદ્ધ તેમ જ પાશવતા, પરાજય અને ગુલામી વગેરે તેનાં પરિણામોને કુદરતની સ્વાભાવિક ઘટના તરીકે સ્વીકારી લેવામાં આવતાં હતાં. એટલે તેમના પર ઢાંકપિછોડો કરવાની અથવા બીજી કોઈ દૃષ્ટિથી તેમને વાજબી ઠરાવવાની ખાસ જરૂર નહોતી. પણ ધોરણો વધારે ઊંચાં થતાં ખોટી વાતોનો બચાવ કરવાની અથવા તેમને વાજબી ઠરાવવાની જરૂર ઊભી થઈ છે અને એને લીધે કેટલીક વાર જાણી-જોઈ ને અને ઘણી વાર અજાણપણે હકીકતોને વિકૃત સ્વરૂપે રજૂ કરવામાં આવે છે. આ રીતે દંભ યા પાખંડ સદ્ગુણનાં ગુણગાન કરે છે અને દુષ્કૃત્યો તરફ ખોટી તેમ જ ઘૃણાજનક કરુણા દર્શાવવામાં આવે છે.

કોઈ પણ દેશમાં અને ખાસ કરીને અટપટા ઇતિહાસ અને મિશ્ર સંસ્કૃતિવાળા હિંદ જેવા દેશમાં અમુક ખાસ માન્યતા કે મતનું સમર્થન કરવા માટે ફાવતી આવે એવી હકીકતો અને પ્રવૃત્તિઓ હમેશાં શોધી શકાય એમ છે. અને પછી એ નવી દલીલ માટે સ્વીકૃત ભૂમિકા સમાન બને છે. અમેરિકા સમાન ધોરણો અને સમાનતાવાળો દેશ હોવા છતાં ત્યાં આગળ વિષમતાઓ ઘણા પ્રમાણમાં છે એમ કહેવાય છે, તો પછી હિંદ જેવા દેશમાં વિષમતાઓ અને પરસ્પર વિરોધી વાતો કેટલી બધી ભરેલી હોવી જોઈએ ! બીજા દેશોની જેમ હિંદમાં પણ આપણને જે જોઈએ તે મળી રહે એમ છે અને આ આગળથી માની લીધેલી ભૂમિકા પર આપણે માન્યતાઓ અને અભિપ્રાયોની ઇમારત ચણી શકીએ. અને છતાં એ અસત્યના પાયા પર ચણેલી ઇમારત હશે અને ખરી વસ્તુનું જૂઠું ચિત્ર રજૂ કરશે.

હિંદનો આધુનિક ઇતિહાસ, એટલે કે બ્રિટિશ યુગનો ઇતિહાસ આજના બનાવો સાથે એટલો બધો સંકળાયેલો છે કે, આજના રાગદ્વેષો અને પૂર્વગ્રહોની આપણા તેના નિરૂપણ પર મોટી અસર પડે છે. અંગ્રેજો અને હિંદીઓ બંને એ બાબતમાં ભૂલ કરે એ સંભવિત છે; તેમની ભૂલો જોકે સામસામી દિશામાં થઈ હશે. જેના પરથી ઇતિહાસ રચાય છે અને લખાય છે એવા મોટા ભાગના દસ્તાવેજો અને બીજા કાગળો બ્રિટિશરો તરફથી મળે છે અને અનિવાર્ય રીતે તે બ્રિટિશ દૃષ્ટિ રજૂ કરે છે. ઇતિહાસની હિંદની બાજુ યોગ્ય રીતે

નોંધવામાં ખુદ પરાજય અને ફાટફૂટના સંજોગો જ આડે આવ્યા અને જે કંઈ દસ્તાવેજી પુરાવાઓ મોજૂદ હતા તેનો ૧૮૫૭ના મહાન બળવા દરમ્યાન નાશ કરવામાં આવ્યો. એમાંથી પણ બચી ગયેલા કાગળો ઘરને ખૂણેખાંચરે સંતાડી રેવામાં આવ્યા અને પરિણામના ડરથી તે પ્રસિદ્ધ કરી શકાયા નહીં. આમ તે છૂટાછવાયા અને લગભગ અજ્ઞાત સ્થિતિમાં પડયા રહ્યા. એમાના ઘણાખરા હસ્તપ્રતની સ્થિતિમાં જ નાશ પામ્યા; આ દેશમાં જેનો પાર નથી એવી ઊધઈ અને ટૂવા જેવી જીવાતો તેમને ખાઈ ગઈ. પાછળના વખતમાં એમાંના કેટલાક કાગળો હાથ લાગ્યા ત્યારે તેમણે ઘણા ઐતિહાસિક બનાવો પર નવીન પ્રકાશ નાખ્યો. અગ્રેજોને હાથે લખાયેલા હિંદના ઇતિહાસમાં પણ થોડો ફેરફાર કરવો પડ્યો અને ઘણી વાર બ્રિટિશરોના ખ્યાલથી સાવ ભિન્ન એવો હિંદી ખ્યાલ નિર્માણ થયો આ ખ્યાલની પાછળ પરંપરાઓ અને સ્મૃતિઓનો મોટો સમૂહ પણ રહેલો છે. એ પરંપરાઓ અને સ્મૃતિઓ કંઈ પ્રાચીન ભૂતકાળની નહીં પણ જે ઘટનાઓ અમારા પિતામહો અને પ્રપિતામહોએ નજરે ભાળી હતી ને ઘણી વાર જેના તેઓ ભોગ બન્યા હતા તે સમયની છે. ઇતિહાસ તરીકે આ પરંપરાની ઝાઝી કિંમત ન હોય એમ બને પરંતુ તે મહત્ત્વની છે, કેમ કે આજના હિંદી માનસની ભૂમિકા સમજવામાં તે આપણને સહાયભૂત થાય છે. હિંદમાંના અંગ્રેજો જેને દુષ્ટ અને હરામખોર તરીકે લેખે છે તે ઘણી વાર હિંદીઓની નજરમાં વીર પુરુષ બને છે અને અગ્રેજોએ જેમને માનપાન અને બદલો આપીને નવાજ્યા હોય છે તેઓ હિંદીઓના ઘણા મોટા ભાગની નજરે અમીચંદો અને દેશદ્રોહીઓ હોય છે. એ કલંક તેમના વંશજોને પણ વારસામા મળે છે.

અમેરિકન ક્રાંતિનો ઇતિહાસ અંગ્રેજો તેમ જ અમેરિકનોને હાથે ભિન્ન ભિન્ન રીતે લખાયો છે. અને આજે પહેલાંના રાગદ્વેષો શમી ગયા છે તથા બને પ્રજા વચ્ચે મૈત્રી થઈ છે તે વખતે પણ એકના નિરૂપણ પ્રત્યે બીજો પક્ષ અણગમો વ્યક્ત કરે છે. આપણા પોતાના જીવનકાળમા જ કેટલાક ઘણા નામાંકિત રાજદ્વારી પુરુષોની નજરે લેનિન એક રાક્ષસ અને લૂંટારો હતો ત્યારે કરોડો લોકોએ તેને ઉદ્ધારક અને વર્તમાન યુગનો સૌથી મહાન પુરુષ ગણ્યો છે. હિંદના ભૂતકાળને હરેક રીતે જે ઉતારી પાડે છે, જેમની સ્મૃતિ અમે ભક્તિભાવથી જાગવી રાખી છે તેમની નિંદા કરે છે તેમ જ હિંદમાંના બ્રિટિશ અમલની સિદ્ધિઓનાં જે મુક્ત કંઠે ગુણગાન કરે છે એવા કહેવાતા ઇતિહાસો શાળાકૉલેજોમાં શીખવાની હિંદીઓને ફરજ પાડવામાં આવે છે તેની સામે તેમના મનમાં અણગમાની કેવી લાગણી પેદા થાય છે, તેનો ઝાંખો ખ્યાલ આ તુલનાઓ આપશે.

ગોપાળ કૃષ્ણ ગોખલેએ પોતાની અત્યંત હળવા કટાક્ષવાળી શૈલીમાં બ્રિટનનો હિંદ સાથે સંબંધ જોડનાર વિધિના અકળ શાણપણ વિષે એક વાર લખ્યું હતું. એ બીના વિધાતાના અકળ શાણપણને અથવા કોઈક ઐતિહાસિક પ્રક્રિયાને આભારી હતી કે પછી કેવળ અકસ્માત હતો તે તો ભગવાન જાણે, પણ હિંદમાં બ્રિટિશરોનું આગમન થયું તેથી બે બિલકુલ ભિન્ન પ્રજાઓ ભેગી થઈ. અથવા, એથી એ બંને પ્રજાઓ ભેગી થવી જોઈતી હતી, પણ બન્યું એવું કે, બંને ભાગ્યે જ એકમેકની નજીક આવી અને તેમનો પરસ્પરનો સંપર્ક પ્રત્યક્ષ નહીં પણ પરોક્ષ રીતે થયો. અંગ્રેજી સાહિત્ય તેમ જ રાજકીય વિચારોની અંગ્રેજી ભણેલા હિંદી પ્રજાના બહુ નાનકડા ભાગ પર અસર થઈ. આ રાજકીય વિચારોની આસપાસની ભૂમિકા ક્રિયાશીલ હતી પણ તે સમયે હિંદમાં એ વિચારો કેવળ હવાઈ તરંગના રૂપમાં જ રહ્યા હતા. હિંદમાં આવેલા અંગ્રેજો રાજકીય કે સામાજિક ક્રાંતિકારીઓ નહોતા; તેઓ સ્થિતિચુસ્ત અને ઇંગ્લંડના સૌથી વધારે પ્રગતિવિરોધી વર્ગના પ્રતિનિધિ હતા. ઇંગ્લંડ તે સમયે અમુક રીતે યુરોપનો એક સૌથી વધારે સ્થિતિચુસ્ત દેશ હતો.

હિંદ પરનો પશ્ચિમની સંસ્કૃતિનો આઘાત પોતાના ચોકઠામાં રહેલી જે મર્યાદાઓને લીધે પ્રગતિ કરી શકે એમ નહોતું એવી મધ્યયુગી વિચારની ટેવોને વરેલા સ્થિતિશીલ અને નિષ્ક્રિય બની ગયેલા સમાજ — પછી પોતાની રીતે ભલે તે ગમે એટલો આગળ વધેલો અને સંસ્કારસંપન્ન હોય — પરનો ગતિશીલ સમાજ અને 'આધુનિક' ચેતનાનો આઘાત હતો. આમ છતાં, વિચિત્ર વાત એ છે કે, આ ઐતિહાસિક પ્રક્રિયાના કાર્યવાહકો હિંદમાંના પોતાના મિશન વિષે સર્વથા અજાણ હતા એટલું જ નહીં, એક વર્ગ તરીકે ખરેખર આ પ્રક્રિયાના પ્રતિનિધિઓ નહોતા. ઇંગ્લંડમાં તેમનો વર્ગ આ ઐતિહાસિક પ્રક્રિયાની સામે લડ્યો હતો પણ તેમની સામેનાં બળો એટલાં બધાં પ્રબળ હતાં કે તેઓ તેને ખાળી કે થંભાવી શકે એમ નહોતુ. હિંદમાં તેમને મોકળું ક્ષેત્ર મળી ગયું અને વ્યાપક દૃષ્ટિથી જોતાં જેના તેઓ પ્રતિનિધિ હતા તે જ પરિવર્તન અને પ્રગતિની પ્રક્રિયા પર ચાંપ દબાવવામાં તેઓ સફળ થયા. હિંદમાંના સામાજિક બાબતોમાં પ્રગતિવિરોધી વલણ રાખનારા સમૂહોને તેમણે ઉત્તેજન આપ્યું, અને તેમણે તેમની સ્થિતિ મજબૂત કરી તથા રાજકીય તેમ જ સામાજિક પરિવર્તન કરવાને કાર્ય કરનારા બધા લોકોનો તેમણે વિરોધ કર્યો. કંઈક ફેરફાર થયો તો તે તેમની મરજી વિરુદ્ધ અથવા તેમની બીજી પ્રવૃત્તિઓના અણધાર્યા પરિણામના રૂપમાં થયો. વરાળયંત્રો તેમ જ રેલવે દાખલ કરવામાં આવી એ મધ્યયુગી સમાજ-રચના બદલવાની દિશામાં એક મોટું પગલું હતું. પણ એ તેમનો રાજ્યઅમલ મજબૂત બનાવવાને અને પોતાના લાભને માટે દેશના અંદરના ભાગને ચૂસવાને

માટે કરવામાં આવ્યું હતું. હિંદમાંના બ્રિટિશ રાજકર્તાઓની ગણતરીપૂર્વકની રાજનીતિ અને તેનાં કેટલાંક અણધાર્યાં પરિણામો વચ્ચેનો આ વિરોધ અમુક પ્રકારનો ગોટાળો પેદા કરે છે અને ખુદ એ રાજનીતિ પર ઢાંકપિછોડો કરે છે. પશ્ચિમના આ આઘાતને પરિણામે હિંદની પરિસ્થિતિમાં પરિવર્તન થયું; પણ હિંદમાંના અંગ્રેજોની ઇચ્છા વિરુદ્ધ અને તેમની ઉપરવટ જઈને એ બન્યું. એ પરિવર્તનની ગતિ ધીમી પાડવામાં-તેઓ એટલે સુધી ફતેહમંદ નીવડ્યા કે હજી આજે પણ એ પરિવર્તન પૂરું થયું નથી.

હિંદમાં રાજ્યવહીવટ ચલાવવાને માટે ઇંગ્લંડથી આવનારા રજવાડી જમીનદારો અથવા જાગીરદારો અને તેમના જેવા બીજાઓ દુનિયાને જમીનદારની દૃષ્ટિથી નિહાળતા હતા. તેમને મન હિંદ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની માલકીની એક મોટી જમીનદારી અથવા જાગીર હતી. અને જમીનદાર પોતાની જાગીર તેમ જ તેના ગણોતિયાઓનો સ્વાભાવિક અને શ્રેષ્ઠ પ્રતિનિધિ હતો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ હિંદને ખરચે પાર વગરનું વળતર લઈને હિંદની પોતાની જાગીર બ્રિટિશ તાજને આપી દીધી ત્યાર પછી પણ એ દૃષ્ટિ કાયમ રહી. (હિંદનું સરકારી દેવું આ રીતે શરૂ થયું. આ પોતાના વેચાણ માટે ખુદ હિંદે ચૂકવેલાં નાણાં હતાં.) પછીથી હિંદમાંની બ્રિટિશ સરકાર જમીનદાર યા જાગીરદાર (અથવા કહો કે જાગીરદારની એજંટ) બની. વ્યવહારને અર્થે હિંદમાંની એ બ્રિટિશ સરકાર પોતાને જ હિંદ લેખતી હતી; ડેવોનશાયરના ડયૂકના સમોવડિયાઓ એ ડયૂકને જ ડેવોનશાયર ગણે એના જેવું એ થયું. હિંદમાં રહેતા અને જીવન ગાળતા કરોડો લોકો એ જમીનદાર અથવા જાગીરદારના અમુક પ્રકારના કેવળ ગણોતિયા હતા. તેમને પોતાનું ગણોત તેમ જ બીજા કરો ભરવાના હતા અને સ્વાભાવિક રજવાડી સમાજવ્યવસ્થામાં તેમણે પોતાનું સ્થાન જાળવવાનું હતુ. એ રજવાડી વ્યવસ્થા સામે માથું ઊંચકવું એ તેમને માટે સૃષ્ટિના નૈતિક પાયા સામે ગુનો કરવા અને દૈવી વ્યવસ્થાનો ઇન્કાર કરવા સમાન હતુ

હિંદમાંના બ્રિટિશ અમલ વિષેનો આ તાત્ત્વિક ખ્યાલ આજે જોકે જુદી રીતે રજૂ કરવામાં આવે છે એ ખરું પણ તેના પાયામાં કશો ફેરફાર થયો નથી. મરજીમાં આવે એટલું ગણોત છડેચોક વસૂલ કરવાની જૂની પદ્ધતિને બદલે હવે આંટીઘૂંટીવાળી અને અટપટી રીતો અખત્યાર કરવામાં આવી. જાગીરદારે પોતાના ગણોતિયાઓ તરફ રહેમનજર રાખવી જોઈએ અને તેના હિતોને આગળ કરવાં જોઈએ એ વાત માન્ય કરવામાં આવી ગણોતિયા માં જેઓ વધારે વફાદાર અને નિમકહલાલ હોય તેમની જાગીરની કચેરીમાં નિમણૂક કરવી જોઈએ અને રાજ્યવહીવટમાં પણ તેમને થોડો ગૌણ ભાગ આપવો જોઈએ એ વાત પણ કબૂલ રાખવામાં આવી. પણ જમીનદારી યા જાગીદારી પ્રથા સામે માથું ઊંચકવામાં આવે

તે કોઈ પણ રીતે ચલાવી લઈ શકાય એમ નહોતું. જાગીરના વહીવટ કરનારાઓ બદલાય તોયે તેનું કામ તો પહેલાની જેમ ચાલુ રહેવું જ જોઈએ. ઘટનાઓના દબાણને પરિણામે આવો જ કંઈક ફેરફાર અનિવાર્ય બન્યો ત્યારે એવી શરત કરવામાં આવી કે, જાગીરની કચેરીમાં કામ કરતા બધાયે વફાદાર નોકરો ચાલુ રહેવા જોઈએ, જાગીરદારના બધાયે જૂના તેમ જ નવા મિત્રો, બગલિયાઓ તેમ જ આશ્રિતોને માટે જોગવાઈ કરવી જોઈએ, જૂના પેન્શનરોનું પેન્શન ચાલુ રહેવું જોઈએ, પેલો નિવૃત્ત થનાર જાગીરદાર પોતે પણ જાગીરના હિતૈષી આશ્રયદાતા અને સલાહકાર તરીકે ચાલુ રહેવો જોઈએ અને આ રીતે ઘરમૂળના ફેરફારો કરવાના બદલે પ્રયત્નો વિફળ થવા જોઈએ.

પોતાના હિતને હિંદનું હિત ગણી લેવાની આ ભાવના ઉચ્ચ દરજ્જાની વહીવટી નોકરીઓમાં સૌથી પ્રબળ હતી અને એ નોકરીઓ સંપૂર્ણપણે બ્રિટિશ હતી. પાછળનાં વરસોમાં તેમનો ઇન્ડિયન સિવિલ સર્વિસ અથવા હિંદી સનંદી નોકરી નામથી ઓળખાતા એક સુસંગઠિત સંઘના રૂપમાં વિકાસ થયો. એક અંગ્રેજ લેખકે તેની 'દુનિયાના સૌથી સબળ મહાજન' તરીકે ઓળખ આપી છે. હિંદનો રાજવહીવટ તેઓ ચલાવતા હતા, તેઓ પોતે જ હિંદુસ્તાન હતા અને તેમના સ્વાર્થ અથવા હિતોને જે કંઈ નુકસાનકારક હોય તે અવશ્ય હિંદને પણ નુકસાન કરનારું હોવું જોઈએ. હિંદી સનંદી નોકરી મારફત અને જે જાતનો ઇતિહાસ તેમ જ તત્કાલીન બનાવોનાં બ્યાન બ્રિટિશ પ્રજા આગળ રજૂ કરવામાં આવ્યાં તે ઉપરથી બ્રિટિશ પ્રજાના જુદા જુદા થરોમાં વત્તાઓછા પ્રમાણમાં આ જાતનો ખ્યાલ ફેલાયો. રાજકર્તા વર્ગ સ્વાભાવિક રીતે એવો ખ્યાલ પૂરેપૂરી રીતે ધરાવતો હતો પણ મજૂરો અને ખેડૂતોના માનસ પર પણ થોડે અંશે એની અસર થઈ હતી. અને પોતાના દેશમા તેમનું સ્થાન ગૌણ હતું તે છતાં સામ્રાજ્યની માલકી ધરાવવા માટે તેઓ ગર્વ અનુભવતા હતા. એ જ મજૂર કે ખેડૂત હિંદમા આવતો તો અનિવાર્ય રીતે અહીં તે રાજકર્તા વર્ગનો બની જતો. હિંદના ઇતિહાસ તેમ જ સંસ્કૃતિથી તે સર્વાંશે અજાણ હતો અને તે હિંદમાં બ્રિટિશરોની પ્રચલિત વિચારપ્રણાલી સ્વીકારી લેતો, કેમ કે સ્વતંત્ર નિર્ણય બાંધવા માટેનાં કે પરિસ્થિતિનો ક્યાસ કાઢવા માટેનાં જરૂરી ધોરણો તેની પાસે નહોતાં. બહુ બહુ તો કંઈક અસ્પષ્ટ પરોપકારવૃત્તિ તેમનામાં હતી પણ તેયે એ ચોકઠાની અંદર મર્યાદિત થયેલી હતી. સો વરસ સુધી બ્રિટિશ પ્રજાના સઘળા વિભાગોમાં આ વિચારસરણી પ્રવર્તી રહી અને જાણે કે એક રાષ્ટ્રીય વારસા સમાન બની ગઈ. એ વિચારસરણી નિશ્ચિત અને લગભગ અફર ખ્યાલ સમાન બની ગઈ. હિંદ વિષેની તેમની દૃષ્ટિ એના પર નિર્ભર હતી અને અવ્યક્તપણે તેમના દેશને સ્પર્શતી દૃષ્ટિ પર પણ તેની અસર થતી હતી. જેની

પાસે કોઈ પણ પ્રકારનાં નિશ્ચિત ધોરણો, સિદ્ધાંતો કે બહારની દુનિયા વિષે આખું જ્ઞાન નથી એવું એક જૂથ — બ્રિટિશ મજૂર પક્ષના આગેવાનો — આજે સામાન્ય રીતે હિંદની વર્તમાન રાજવ્યવસ્થાના સૌથી ચુસ્ત પુરસ્કર્તા રહ્યા છે. તેમની આંતરિક નીતિ તેમ જ સામ્રાજ્યને અંગેની નીતિ વચ્ચે, તેમના વિચારો અને વ્યવહાર વચ્ચે ઉપર-ઉપરથી દેખાતા વિરોધને લીધે કેટલીક વાર કંઈક અસ્પષ્ટ પ્રકારની બેચેની તેઓ અનુભવે છે. પણ ખાસ કરીને પોતે દુન્યવી ડહાપણ ધરાવનારા વ્યવહારકુશળ પુરુષો છે એમ માનીને અંતરાત્માની આ બધી ગડભાંજને તેઓ સખતાઈથી દબાવી દે છે. વ્યવહારકુશળ માણસોએ રૂઢ અને સુપરિચિત વ્યવહારને અને વર્તમાન પરિસ્થિતિને લક્ષમાં રાખીને પોતાના નિર્ણયો બાંધવા જોઈએ; કેવળ કોઈ સિદ્ધાંત કે કસોટી પર ન ચડેલા નિયમથી દોરવાઈને તેમણે અજ્ઞાત અને અંધકારમય ખાઈમાં કૂદી પડવું જોઈએ નહીં.

ઇંગ્લંડથી સીધા હિંદમાં આવનારા વાઈસરૉયોને હિંદી સિવિલ સર્વિસ સાથે મેળ સાધવાનો હોય છે અને તેના પર આધાર રાખવાનો હોય છે. તેઓ ઇંગ્લંડના મૂડીદાર અને રાજકર્તા વર્ગના હોઈ આઈ. સી. એસ.નું દૃષ્ટિબિંદુ સ્વીકારી લેવામાં તેમને કશી મુશ્કેલી નડતી નથી અને બીજે ક્યાંય જેનો જોટો ન જડે એવા નિરંકુશ સત્તાના સ્થાને સ્થાપિત થયેલા હોવાથી તેમના વર્તન અને બોલવાચાલવાની રીતમાં અકળ પ્રકારનો ફેરફાર થાય છે. સત્તા માણસને દૂષિત કરે છે, નિરંકુશ સત્તા તેને સર્વાંશે દૂષિત કરે છે અને હિંદમાંના બ્રિટિશ વાઈસરૉય જેટલી મોટી જનસંખ્યા પર નિરંકુશ સત્તા ભોગવે છે તેટલી સત્તા દુનિયામાં બીજે ક્યાયે પહેલાં કદી કોઈએ ભોગવી નથી કે આજે કોઈ ભોગવતુ નથી. વાઈસરૉય જે રીતે બોલે છે તે રીતે ઇંગ્લંડનો કોઈ પણ વડો પ્રધાન કે યુનાઈટેડ સ્ટેટ્સનો પ્રમુખ ન બોલી શકે. એનો જો કોઈ જોટો ખોળવો હોય તો હિટલર હોઈ શકે. અને વાઈસરૉય જ નહીં, તેની કાઉન્સિલના બ્રિટિશ સભ્યો, ગવર્નરો અને ખાતાંના સેક્રેટરીઓ તરીકે કામ કરનારાઓ તેમ જ મેજિસ્ટ્રેટો જેવા નાના અમલદારો સુધ્ધાં એ રીતે બોલે છે. તેઓ કોઈથી કદી પહોંચી ન શકાય એવી ગગનગામી ઊંચાઈએથી બોલે છે અને જે કંઈ બોલે કે કરે તે સાચું હોય છે એટલું જ નહીં, આ મર્ત્યુ લોકનાં પામર માનવીઓએ, તેમની ચાહે તે માન્યતા હોય તોયે, એનો સાચા તરીકે સ્વીકાર કરવો જ પડશે એવી તેમને ગળા સુધી ખાતરી હોય છે; કેમ કે તેમની સત્તા છે અને નામના છે.

વાઈસરૉયની કાઉન્સિલ અથવા કારોબારી સભાના કેટલાક સભ્યો ઇંગ્લંડથી સીધા નીમવામાં આવે છે અને તેઓ આઈ. સી. એસ. હોતા નથી. સિવિલ સર્વિસમાંથી આવેલા સભ્યોના અને તેમના વર્તાવ તેમ જ બોલવાચાલવા

વચ્ચે સામાન્ય રીતે દેખાઈ આવે એવો તફાવત હોય છે. એ ચોકઠામાં તેઓ સુગમતાથી કાર્ય કરે છે પણ શ્રેષ્ઠતાનું અને અબાધિત સત્તામાંથી પેદા થતું કૃતકૃત્યતાનું વલણ તેઓ સર્વાંશે ધારણ કરી શકતા નથી. કારોબારી સભાના હિંદી સભ્યો (હમણાં થોડા વખતથી તેમને એમાં દાખલ કરવાનું શરૂ કરવામાં આવ્યું છે.) તો એથીયે ઓછા પ્રમાણમાં એમ કરી શકે છે. તેમની સંખ્યા અને બુદ્ધિમત્તા ગમે તેટલી હોય તોયે તેમનું સ્થાન દેખીતી રીતે જ ગૌણ હોય છે. સિવિલ સર્વિસના હિંદી સભ્યો ગમે એટલા ઊંચા હોદ્દા પર હોય તોયે આ સત્તાધારી મંડળમાં તેમનો સમાવેશ થતો નથી. કેટલાક હિંદી સભ્યો તેમના બ્રિટિશ સાથીઓની વાનરનકલ કરે છે પણ તેમાં તેઓ ઝાઝા સફળ થતા નથી; તેઓ આડંબરી ને હાસ્યાસ્પદ બની જાય છે.

હિંદી સિવિલ સર્વિસના નવી પેઢીના બ્રિટિશ સભ્યો મારા મત પ્રમાણે તેમના પુરોગામીઓના કરતાં કંઈક ભિન્ન માનસવાળા હોય છે. જૂના ચોકઠામાં તેમનો સહેલાઈથી મેળ બેસતો નથી પણ બધી સત્તા અને રાજનીતિનાં સૂત્રો સિવિલ સર્વિસના જૂના સભ્યોના હાથમાં હોય છે અને નવા આવનારાઓથી એમાં કશો ફેર પડતો નથી. તેમણે કાં તો સ્થાપિત વ્યવસ્થા સ્વીકારી લેવી રહી અથવા કેટલીક વાર બન્યું છે તેમ પોતાની નોકરીનું રાજીનામું આપી પોતાના દેશમાં પાછા ફરવું રહ્યું.

હું નાનો હતો ત્યારે હિંદમાંનાં બ્રિટિશ માલકીનાં છાપાંઓ સરકારી ખબરો તેમ જ સરકારના સભ્યોનાં ભાષણો, સરકારી નોકરોની ફેરબદલી તેમ જ તેમના દરજ્જાની ચડતી, પોલો, ઘોડદોડની શરતો, નૃત્યના જલસા અને નાટ્યપ્રયોગો વગેરે અંગ્રેજ સમાજની પ્રવૃત્તિની ખબરોથી ભરપૂર રહેતાં તે મને યાદ છે. હિંદના લોકો વિષે તેમ જ તેમના રાજકીય, સાંસ્કૃતિક, સામાજિક અથવા આર્થિક જીવન વિષે ભાગ્યે જ એક શબ્દ પણ તેમાં આવતો. એ છાપાં વાંચીને તેમની હસ્તીની પણ ભાગ્યે જ જાણ થતી.

મુંબઈમાં હિંદુ, મુસલમાન, પારસી તેમ જ યુરોપિયનોની ટીમો વચ્ચે ચતુરંગી ક્રિકેટ મૅચ રમાતી. યુરોપિયનોની ટીમ બૉમ્બે પ્રેસિડન્સી એટલે કે મુંબઈ ઇલાકાની ટીમને નામે ઓળખાતી ત્યારે બીજી ટીમો કેવળ હિંદુ, મુસલમાન પારસી ટીમ તરીકે ઓળખાતી. આમ કોઈને પણ લાગે કે યુરોપિયનો ખાસ [illegible]ના પ્રતિનિધિઓ હતા, જ્યારે બીજાઓ પરાયા હતા અને કેવળ એ મૅચ રમવા પૂરતા જ તેમને માન્ય રાખવામાં આવ્યા હતા. આ ચતુરંગી મૅચો હજી પણ રમાય છે; એ વિષે જોકે આજકાલ ઘણો વાદવિવાદ ચાલે છે અને મૅચ રમનારી ટીમો ધર્મને ધોરણે ન બનાવવી જોઈએ એવી માગણી કરવામાં આવે છે. મારા ધારવા પ્રમાણે બૉમ્બે પ્રેસિડન્સી ટીમને હવે યુરોપિયન ટીમ કહેવામાં આવે છે.

હિંદમાની બ્રિટિશ ક્લબોના પણ સામાન્યપણે પ્રાદેશિક નામો હોય છે બગાળ ક્લબ, અલાહાબાદ ક્લબ વગેરે એના સભ્યો માત્ર અંગ્રેજો અથવા કહો કે કેવળ યુરોપિયનો હોય છે આ જાતના પ્રાદેશિક નામો સામે અથવા અમુક વ્યક્તિઓનો સમૂહ પોતાની ક્લબ કાઢે અને તેમા બીજાઓને દાખલ કરવાનુ પસદ ન કરે એ સામે પણ વાધો લેવાની જરૂર નથી પણ આ જાતના નામો, ગણતરીમા લેવાને લાયક ખરુ હિંદ, ખરુ બગાળ, ખરુ અલ્લાહાબાદ તેઓ જ છે એવુ માનવાની પહેલાના અંગ્રેજોની ટેવમાથી ઉદ્ભવ્યા છે બીજાઓ માત્ર ઝાડ પરના વાદા જેવા છે, તેઓ પોતાનુ સ્થાન સમજે તો તેમનો કઈક ઉપયોગ છે બાકી તેઓ સાવ નકામા છે સમાન સસ્કૃતિના લોકો નવરાશના સમયમા રમતગમત અને એકબીજાના સપર્ક માટે એકઠા મળે અને પોતાનાથી ભિન્ન સસ્કૃતિના લોકોના આક્રમણ સામે અણગમો બતાવે એ સમજી શકાય એવી બાબત છે પણ એવી ક્લબોમાં બિનયુરોપિયનોને દાખલ કરવામા નથી આવતા એનુ કારણ રગભેદ યા જાતિદ્વેષની ભાવના છે મારી વાત મૂ તો કેવળ બ્રિટિશ કે યુરોપિયન ક્લબો સામે મારો કશો વાધો નથી, અને ભાગ્યે જ કોઈ હિંદી તેમા જોડાવાની પરવા રાખશે પણ આ જાતની સામાજિક વાડાબધી સ્પષ્ટપણે રગભેદ યા જાતિદ્વેષ તેમ જ રાજકર્તા વર્ગના લોકો તરફથી હમેશા દર્શાવાતી ચડિયાતાપણાની ભાવના, અને તુડમિજાજના પાયા પર રચાયેલી હોય ત્યારે વસ્તુસ્થિતિ બદનાઈ જાય છે મુબઈની એક જાણીતી ક્લબ પોતાના દીવાનખાનામા સુધ્ધા નોકર સિવાયના કોઈ હિંદીને દાખલ કરતી નહોતી અને મારી જાણ પ્રમાણે ભલેને તે કોઈ દેશી રાજા કે મોટો ઉદ્યોગપતિ કેમ ન હોય તોયે હજી દાખલ કરતી નથી

હિંદમાં રગભેદની ભાવના કેવળ અંગ્રેજો અને હિંદીઓ વચ્ચેની નહી પણ એશિયાવાસીઓ વિરુદ્ધ યુરોપિયનો વચ્ચેની બાબત છે હિંદમા પ્રત્યેક યુરોપિયન, તે જર્મન પોલ કે રુમાનિયન હોય તોયે રાજકર્તા જાતિનો સભ્ય છે રેલવેના ડબ્બાઓમા, સ્ટેશનો પરના વેઇટિંગ રૂમોમા તેમ જ બગીચાઓમાની પાટલીઓ પર માત્ર યુરોપિયનો માટે એવુ લખવામા આવેલુ હોય છે દક્ષિણ આફ્રિકામાં કે બીજે આમ થાય તે પણ બહુ જ ખરાબ છે, પણ પોતાના જ દેશમા આવી વાતોની બરદાસ કરવી પડે એ અમારી ગુલામી દશાનું સ્મરણ કરાવનારી તેમ જ અકળાવનારી અને અમને નીચુ જોવડાવનારી બીના છે

જાતિની શ્રેષ્ઠતા અને સામ્રાજ્યવાદી તુમાખીના આ બાહ્ય લક્ષણોમા ધીમે ધીમે ફેરફાર થવા લાગ્યો છે એ વાત સાચી છે પરંતુ એ ફેરફાર અતિ મદ ગતિથી થાય છે અને એ કેટલો બધો ઉપરઉપરનો છે તે દર્શાવનારા દાખલાઓ વારવાર બન્યા કરે છે રાજકીય દબાણ તેમ જ ઉદ્દામ રાષ્ટ્રીયતાની ભાવના

એવો ફેરફાર કરવાની ફરજ પાડે છે અને એને લીધે આગળની રંગભેદ અથવા જાતિદ્વેષની ભાવના તેમ જ તુમાખીભર્યું વલણ સૌમ્ય કરવાનો વિચારપૂર્વકનો પ્રયત્ન થાય છે. આમ છતાં એ જ રાજકીય ચળવળ કટોકટીની સ્થિતિએ પહોંચે છે અને તેને કચરી નાખવાનાં પગલાં ભરાવા માંડે છે ત્યારે જૂની સામ્રાજ્યવાદી અને જાતિની તુમાખી ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપે પાછી પ્રગટ થાય છે.

અંગ્રેજો સમજદાર અને ઝીણા લોકો છે, પણ પરદેશ જાય છે ત્યારે તેઓ અજબ રીતે બેસાવધ બની જાય છે. હિંદમાં રાજકર્તા અને રૈયતના સંબંધને પરિણામે એકબીજાની દૃષ્ટિ સમજવાનું મુશ્કેલ બની જતું હોવાથી સાવધાનીનો આ અભાવ ખાસ કરીને ઉઘાડો પડી આવે છે. પોતાને જોવું હોય તે જ જોવું અને બાકીના તરફ આંખઆડા કાન કરવા માટે ગણતરીપૂર્વક આવું બેસાવધપણું રાખવામાં આવતું હોય એમ આપણને લાગે છે. પણ આંખઆડા કાન કરવાથી કે ઉપેક્ષા કરવાથી હકીકતો અદૃશ્ય થઈ જતી નથી, અને જ્યારે તેમના તરફ લક્ષ આપવાની ફરજ પડે છે ત્યારે જાણે કે કઈ ખેલી રમત રમવામાં આવી હોય તેમ અણકલ્પ્યા બનાવ તરફ અણગમો અને રોષ દર્શાવવામાં આવે છે.

અનેક જ્ઞાતિઓના આ મુલકમાં અંગ્રેજો અને ખાસ કરીને હિંદી સનદી નોકરીવાળાઓએ પોતાની એક મજબૂત વાડાબંધીવાળી જ્ઞાતિ બનાવી દીધી છે. સનદી નોકરીના હિંદી સભ્યો તેનાં બાહ્ય લક્ષણો ધારણ કરે છે અને તેના બધા નિયમોનું પાલન કરે છે છતાં તેઓ પણ એ જ્ઞાતિના બની શકતા નથી. એ જ્ઞાતિએ પોતાના સર્વોપરી મહત્ત્વના સંબંધમાં એક પ્રકારની ધાર્મિક માન્યતા જેવું કંઈક ઊભું કર્યું છે એ માન્યતાની આસપાસ તેને અનુરૂપ પુરાણકથાઓ પેદા થઈ છે, જે તેને ટકાવી રાખવામાં મદદરૂપ થાય છે. ધાર્મિક માન્યતા અને સ્થાપિત હિતોનું જોડાણ બહુ પ્રબળ હોય છે અને તેની સામેનો પડકાર ઊંડામાં ઊંડા રાગદ્વેષો અને ભીષણ કોપ પેદા કરે છે.

## ૨

## બંગાળની લૂંટ ઇગ્લંડની ઔદ્યોગિક ક્રાંતિને સહાયભૂત બને છે

સત્તરમી સદીના આરંભમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીને મોગલ બાદશાહ તરફથી ...માં કોઠી બાંધવાની પરવાનગી મળી હતી. થોડાં વરસ પછી દક્ષિણમાં ...ણે એક જમીનનો ટુકડો ખરીદ્યો અને ત્યાં આગળ મદ્રાસની સ્થાપના કરી. ૧૬૬૨ની સાલમાં ઇંગ્લંડના રાજા બીજા ચાર્લ્સને પોર્ટુગલ તરફથી પહેરામણીમાં મુંબઈનો ટાપુ મળ્યો ચાર્લ્સે એ ટાપુ ઈસ્ટ ઇન્ડિયા કંપનીને આપી

દીધો ૧૬૯૦ની સાલમા કલકત્તા શહેર સ્થાપવામા આવ્યુ આમ સત્તરમી સદીના અંત સુધીમા અંગ્રેજોએ હિંદમા ઊભા રહેવા માટેના કેટલાક થાણા તેમ જ પગદંડો જમાવવા માટે હિંદના દરિયાકાંઠા પર કેટલાક નાગ જમાવ્યા હતા ધીમે ધીમે તેઓ દેશના અંદરના ભાગમા પગ પસારવા લાગ્યા ૧૭૫૭ના પ્લાસીના યુદ્ધથી પહેલવહેલો તેમના કાબૂ નીચે વિશાળ પ્રદેશ આવ્યો અને થોડા જ વરસોમા બંગાળ, બિહાર, ઓરિસા અને પૂર્વના દરિયાકાંઠાનો પ્રદેશ તેમની હકૂમત નીચે આ યો બીજુ મોટુ પગલુ ચાળીસ વરસ બાદ ઓગણીસમી સદીના આરંભમા ભરવામાં આ યુ એથી તેઓ છેક દિલ્હીના દ્વાર સુધી આવી પહોચ્યા ૧૮૧૮ની સાલની મરાઠાઓની છે ી હાર પછી ત્રીજુ મોટુ પગલુ ભરવામા આ યુ અને શીખો સાથેના વિગ્રહો પછી ૧૮૪૯ની સાલના ચોથા પગલાથી આખુ પ્રકરણ પૂરુ થયુ

આમ, મદ્રાસ શહેરમા બ્રિટિશરો ૩૦૦થી કઈક વધારે વરસથી છે, બગાળ અને બિહાર વગેરે પ્રદેશો પર તેઓ ૧૮૭ વરસથી રાજ્ય કરતા આ યા છે, દક્ષિણ પર તેમણે પોતાની સત્તા ૧૪૫ વરસ પર જમાવી, યુક્ત પ્રાંતો નામથી આજે જે પ્રદેશ ઓળખાય છે તેના પર, તેમ જ મધ્ય અને પશ્ચિમ હિંદ પર લગભગ ૧૨૫ વરસ પર તેમણે પોતાની આણ વર્તાવી અને ૯૫ વરસ પર તેઓ પજાબમા ફેલાયા (આ હકીકત ૧૯૪૪ની સાલમાં લખાય છે) બહુ નાનો પ્રદેશ ગણીને મદ્રાસ શહેર છોડી દઈએ તો તેમણે કરેલા બગાળ અને નમના કબજા વચ્ચે લગભગ સો વરસનો ગાળો પડે છે એ ગાળા દરમ્યાન બ્રિટિશ રાજનીતિ અને વહીવટી પદ્ધતિમા વારવાર ફેરફાર થતા રહ્યા ઇગ્લડમા નવા નવા ફેરફારો થતા તેમ જ હિંદમાનો બ્રિટિશ અમલ મજબૂત બન્યો તેથી આ ફેરફારો કરવામા આવ્યા નવા કબજે કરેલા દરેક પ્રદેશ સાથેનો વર્તાવ આ ફેરફારો પ્રમાણે બદલાતો રહ્યો વળી બ્રિટિશરોએ હરાવેલા તે તે પ્રદેશના રાજકર્તા વર્ગના પ્રકાર પર પણ એ વર્તાવનો આધાર રહેતો આમ, જ્યા તેમને મુગ઼ મહેનતથી વિજય મળ્યો હતો તે બગાળમા મુસ્લમાન જમીનદાર વર્ગને રાજકર્તા વર્ગ તરીકે લેખવામા આવ્યો અને તેમની સત્તા તોડી પાડવાની નીતિ તા અખત્યાર કરવામા આવી એથી ઊલટુ, પજાબમા શીખોના હાથમાથી સત્તા છીનવી લેવામા આવી હતી અને આરભના સમયમા ત્યા આગળ અંગ્રેજો અને મુસલમાનો વચ્ચે વૈમનસ્ય નહોતુ હિંદના મોટા ભાગમા મરાઠાઓ બ્રિટિશરોના વિરોધીઓ હતા

હિંદના જે પ્રદેશો બ્રિટિશ અમલ નીચે લાબામા લાબા વખત સુધી રહ્યા તે આજે ગરીબમા ગરીબ છે એ સૂચક હકીકત આગળ તરી આવે છે સાથે જ, જેટલા પ્રમાણમા બ્રિટિશ અમલ લાબો તેટલા પ્રમાણમા તે પ્રદેશની

ગરીબાઈ વધારે એમ એ બે વચ્ચે નિકટનો સંબંધ દર્શાવતો એક પ્રકારનો આલેખ દોરી શકાય એમ છે. ગયાંગામાં મોટાં શહેરો તેમ જ નવાં ઔદ્યોગિક કેન્દ્રોથી આ તપાસમાં કશો મહત્ત્વનો ફેર પડતો નથી. નોંધલાયક તો સમગ્ર આમજનતાની સ્થિતિ છે અને બંગાળ, બિહાર, ઓરિસા તેમ જ મદ્રાસ ઇલાકાનો કેટલોક ભાગ હિંદના ગરીબમાં ગરીબ પ્રદેશો છે એ વિષે કશી શંકા નથી. આમજનતાની સ્થિતિ તેમ જ જીવનધોરણ પંજાબમાં સૌથી વધારે સારું છે. બ્રિટિશરો આવ્યા તે પહેલાં બંગાળ ઘણો જ ધનાઢ્ય અને સમૃદ્ધ પ્રાન્ત હતો એ નિર્વિવાદ છે. આ તફાવતો અને વિષમતાઓ બીજાં ઘણાં કારણોને આભારી હોય એમ બને. પણ બંગાળ પ્રાન્ત જે એક વખતે ધનાઢ્ય અને આબાદ હતો તેની પ્રજા ૧૮૭ વરસના બ્રિટિશ અમલ બાદ અને અમને કહેવામાં આવે છે તે પ્રમાણે તેની સ્થિતિ સુધારવાને તેમ જ તેની પ્રજાને સ્વરાજની કળા શીખવવાને માટે બ્રિટિશરોએ અથાક પરિશ્રમ ઉઠાવ્યો છે તે છતાં આજે ગરીબાઈમાં ડૂબી ગઈ છે અને ભૂખમરાને કારણે મરવા પડી છે એ હકીકત સમજી શકાય એવી નથી.

હિંદમાં બંગાળને બ્રિટિશ અમલનો પહેલવહેલો પૂરેપૂરો અનુભવ થયો. એ અમલનો આરંભ નગ્ન લૂંટ અને જીવતા ખેડૂતો પાસેથી જ નહીં, મરણ પામેલા ખેડૂતો પાસેથી પણ તેમના હાથમાં જે કંઈ આવે તે બધું છીનવી લેનારી મહેસૂલપદ્ધતિથી થયો. એડવર્ડ ટૉમસન અને જી. ટી. ગેરેટ નામના હિંદના બ્રિટિશ ઇતિહાસ-લેખકો જણાવે છે કે, 'અંગ્રેજોને સોનાનો જે લોભ લાગ્યો હતો તેનો જોટો કોર્ટેસ અને પિઝારોના સમયના સ્પેનવાસીઓની સોના માટેની ઘેલછા પછી મળી શકે એમ નથી. ખાસ કરીને બંગાળના લોહીનું છેલ્લું ટીપું ચુસાઈ જાય નહીં ત્યાં સુધી તેને ફરીથી શાંતિ મળવાની નહોતી.' 'આ પછીનાં ઘણાં વરસો સુધી હિંદમાંના અંગ્રેજોએ નાણાંની બાબતમાં જે ભયંકર અનીતિ આચરી તેને માટે મોટે ભાગે ક્લાઈવ જવાબદાર હતો.'* સામ્રાજ્યના મહાન શિલ્પી આ ક્લાઈવનું પૂતળું લંડનમાં હિંદી કચેરીની સામે આજે ઊભું છે. આ નિર્ભેળ લૂંટ હતી. બંગાળ પ્રાંત વારંવાર ભીષણ દુકાળનો ભોગ બન્યો ત્યાં સુધી આ પેગોડા વૃક્ષને ફરી ફરીને હીડોળવામાં આવ્યું. પાછળના વખતમાં આ પ્રયોગને વેપારનું નામ આપવામાં આવ્યું પણ તેથી કશો ફેર પડ્યો નહીં. આ કહેવાતો વેપાર સરકાર કરતી હતી એ વેપાર એક લૂંટ હતી. ઇતિહાસમાં એના જેવા દાખલા મળવા મુશ્કેલ છે. અને એ યાદ રાખવું જોઈએ કે જુદા જુદા નામથી અને જુદે જુદે સ્વરૂપે

* રાઈઝ ઍન્ડ ફુલફિલ્મેન્ટ ઑફ બ્રિટિશ રૂલ ઇન ઇન્ડિયા, એડવર્ડ ટૉમસન અને જી. ટી. ગેરેટ (લંડન, ૧૯૩૫).

આ પ્રયોગ થોડાં વરસો માટે નહીં પણ પેઢીઓ સુધી ચાલુ રહ્યો. નરી લૂંટ ધીમે ધીમે કાયદેસરનાં શોષણનું સ્વરૂપ ધારણ કર્યું. એ શોષણ લૂંટની જેમ સહેજે દેખાઈ આવે એવું નહોતુ પણ વસ્તુતાએ એથીયે બૂરું હતુ. હિંદમાંના બ્રિટિશ અમલની આરંભની પેઢીઓની નીતિભ્રષ્ટતા, હિંસા, ધનલોલુપતા અને પક્ષપાતીપણું વગેરેની કલ્પના પણ થઈ શકે એમ નથી. હિંદુસ્તાની ભાષાનો અંગ્રેજી ભાષામાં રૂઢ થઈ ગયેલો એક શબ્દ 'લૂંટ' છે એ હકીકત સૂચક છે. એડવર્ડ ટૉમસન કહે છે, અને એ વસ્તુ કેવળ બંગાળને જ લાગુ પડે છે એમ નથી, 'બ્રિટિશ હિંદનો આરંભકાળનો ઇતિહાસ આપણે યાદ કરીએ તો રાજકીય ગેરરીતિનો દુનિયાનો તે ખરાબમાં ખરાબ દાખલો છે.'

આ બધાને પરિણામે, બ્રિટિશ અમલના આરંભના સમયમાં જ ૧૭૭૦ની સાલમાં દુકાળ પડ્યો અને તેમાં બંગાળ તેમ જ બિહારની ત્રીજા ભાગથીયે વધારે વસ્તી નાશ પામી. પણ આ બધું પ્રગતિના ધ્યેયને અર્થે હતુ અને ઇંગ્લંડમા ઔદ્યોગિક ક્રાંતિને જન્મ આપવામાં તેણે મોટો ફાળો આપ્યો, એ હકીકત માટે બંગાળ મગરૂરી લઈ શકે એમ છે. આ કેવી રીતે બન્યુ તેનો બ્રૂક્સ એડમ્સ નામનો એક અમેરિકન લેખક આપણને તાદશ ખ્યાલ આપે છે, 'ઇંગ્લંડમા આવતા હિંદનાં નાણાના ધોધે રાષ્ટ્રની રોકડ મૂડીમા વધારો કરીને તેના શક્તિસંચયમાં વધારો કર્યો એટલુ જ નહીં તેની લવચીકતા અને ગતિ પણ સારી પેઠે વધાર્યાં. પ્લાસીના યુદ્ધ પછી તરત જ બંગાળની લૂંટનાં નાણા લંડનમાં આવવા લાગ્યાં અને તેની તાત્કાલિક અસર જણાયા માડી હોય એમ લાગે છે. કેમ કે, ઔદ્યોગિક ક્રાંતિનો આરંભ ૧૭૭૦ની સાલથી થયો એ બાબતમાં બધા તજ્જ્ઞો સમત છે. . . . પ્લાસીનુ યુદ્ધ ૧૭૫૭ની સાલમાં થયુ અને એ પછી જે ઝડપથી ફેરફારો થયા તેનો જોટો ક્યાંયે શોધ્યો જડે એમ નથી. ૧૭૬૦ની સાલમા ફ્લાઈંગ શટલ આવી અને ધાતુ ગાળવામા હવે લાકડાને બદલે કોલસાનો બળતણ તરીકે ઉપયોગ થવા લાગ્યો. ૧૭૬૪ની સાલમાં હાર-ગ્રીવ્ઝે સ્પિનિંગ જેની એટલે કે એકી વખતે ઘણા તાર કાંતી શકાય એવું યંત્ર શોધ્યુ. ૧૭૭૬ની સાલમા ક્રોમ્પ્ટને મ્યૂલ એટલે કે સૂતર કાંતવા અને આપોઆપ કોકડા પર વીંટાય એવું યંત્ર શોધ્યુ. ૧૭૮૫ની સાલમાં કાર્ટરાઈટે વરાળયંત્રથી ચાલતી સાળની શોધ સરકારમાં નોંધાવી, અને એને માટેના પોતાના હક સુરક્ષિત કર્યા અને ૧૭૬૮ની સાલમાં વૉટે વરાળથી ચાલતા પોતાના એંજિનને સંપૂર્ણ બનાવ્યું. આ બધાં યંત્રોએ તે સમયની ઉત્તરોત્તર વધતી જતી ગતિને માટે માર્ગ મોકળો કરી આપ્યો એ ખરું પણ એ ગતિનો વેગ કંઈ તેમણે નિર્માણ કર્યો નહોતો. શોધો સ્વત. તો નિષ્ક્રિય હોય છે. . . તેમને ચાલુ કરી શકે એટલી શક્તિનો સચય થતાં સુધી તે જેમની

તેમ પડી રહે છે. એ શક્તિનો સંચય નાણાંના રૂપમાં હોવો જોઈએ અને તે પણ તિજોરીમાં પડી રહેલાં, કે દાટી રાખેલાં નહીં, પણ ફરતાં નાણાં. હિંદનાં નાણાં ધોધમાર આવ્યાં અને એ પછી લેણદેણ માટેની શાખ વધી તે પહેલાં એને માટે જોઈતી શક્તિ પૂરતા પ્રમાણમાં નહોતી ... ... ઘણું કરીને, હિંદની લૂટમાંથી જેટલો નફો મળ્યો તેટલો નફો સૃષ્ટિના આરંભકાળથી આજ સુધીમાં બીજા કોઈ પણ રોકાણમાં નહીં મળ્યો હોય, કારણ કે, લગભગ પચાસ વરસ સુધી ઇંગ્લંડનો કોઈ હરીફ નહોતો.*

૩

## હિંદના ઉદ્યોગોનો નાશ અને તેની ખેતીની અધોગતિ

આરંભના સમયમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીનું મુખ્ય કામ કાપડ વગેરે હિંદનો તૈયાર માલ, તેમ જ પૂર્વના પ્રદેશોમાંથી તેજાના અને એવી બીજી વસ્તુઓ યુરોપ પહોંચાડવાનું હતું. એ હેતુને માટે જ એની સ્થાપના થઈ હતી અને ઉપર જણાવેલી વસ્તુઓની યુરોપમાં ખૂબ માગ હતી. ઇંગ્લંડમાં ઉદ્યોગોમાં યાંત્રિક પદ્ધતિનો વિકાસ થવાથી ત્યાં આગળ ઔદ્યોગિક મૂડીદારોનો નવો વર્ગ ઊભો થયો. એ વર્ગે ઈસ્ટ ઇન્ડિયા કંપનીની આ નીતિમાં ફેરફાર કરવાની માગણી કરી હિંદનો માલ ઇંગ્લંડના બજારોમાં આવતો બંધ કરવો અને ઇંગ્લંડમાં બનેલા તૈયાર માલ માટે હિંદનાં બજારો ખુલ્લાં મૂકવાં એ તેમની માગણી હતી. આ નવા વર્ગની અસરને લીધે બ્રિટિશ પાર્લમેન્ટ હિંદમાં તેમ જ ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કામકાજમાં વધારે રસ લેવા લાગી. શરૂઆતમાં કાયદા મારફતે હિંદના માલ માટે ઇંગ્લંડનાં દ્વાર બંધ કરવામાં આવ્યાં. હિંદનો માલ નિકાસ કરવાના વેપારનો ઈસ્ટ ઇન્ડિયા કંપની પાસે ઇજારો હોવાથી હિંદના માલની આયાત સામેના આ પ્રતિબંધની અસર બીજાં પરદેશી બજારો પર પણ થઈ. આ પછી દેશની અંદરના ભાગમાં પણ હિંદમાં બનેલા માલની અવરજવર અટકાવી દેવા માટે ઠેર ઠેર કરવામાં આવેલી નાકાબંધી તેમ જ બીજા ભિન્ન ભિન્ન અનેક ઉપાયો દ્વારા હિંદના પાકા માલના ઉત્પાદનને કચડવાનો અને તેને કચરી નાખવાનો ભારે પ્રયત્ન કરવામાં આવ્યો. બીજી બાજુ બ્રિટિશ માલના પ્રવેશ માટે બધાં દ્વાર મોકળાં કરી દેવામાં આવ્યાં. હિંદના કાપડનો ઉદ્યોગ નાશ પામ્યો અને સંખ્યાબંધ વણકરો તેમ જ બીજા કારીગરો પર

*બ્રુક્સ ઍડમ્સ: ધિ લૉ ઑફ સિવિલીઝેશન ઍન્ડ ડીકે (૧૮૯૮), પાન ૨૫૯-૬૦. ઇન્ડિયા નામના પુસ્તકમાં કેટ મિચેલે ટાંકેલો ઉતારો (૧૯૪૩).

એની માઠી અસર પહોંચી. બંગાળ તેમ જ બિહારમાં આ દુર્દશા બહુ ઝડપથી થઈ; દેશના બીજા ભાગોની પણ બ્રિટિશ હકૂમતનો ફેલાવો થતાં તેમ જ રેલવે બંધાતી ગઈ તેમ તેમ ધીમે ધીમે એ દશા થઈ. આખીયે ઓગણીસમી સદી દરમ્યાન એ પ્રક્રિયા ચાલુ રહી અને તેને પરિણામે વહાણો બાંધવાનો, ધાતુનો, કાચનો, કાગળ બનાવવાનો વગેરે અને એવા જ બીજા અનેક પુરાણા ઉદ્યોગો નાશ પામ્યા.

પુરાણી ઢબના ઉદ્યોગો યંત્રપદ્ધતિના નવા ઉદ્યોગો સાથે અથડામણમાં આવવાથી, અમુક અંશે તો એમ બનવું અનિવાર્ય હતું. પણ રાજકીય તેમ જ આર્થિક દબાણને લીધે વધારે ઝડપથી એમ બનવા પામ્યું અને ઉદ્યોગોમાં નવી યંત્રપદ્ધતિ દાખલ કરવાનો કશો પ્રયત્ન કરવામાં આવ્યો નહીં એટલું જ નહીં, આમ થતું અટકાવવાના દરેક પ્રયાસ કરવામાં આવ્યા. એ રીતે હિંદનો આર્થિક વિકાસ રોકવામાં આવ્યો અને નવા ઉદ્યોગો ઊભા થતા અટકાવી દેવામાં આવ્યા. હિંદમાં બહારથી યંત્રસામગ્રી મંગાવી શકાતી નહોતી. હિંદમાં એક પ્રકારનું પોલાણ પેદા થયું. એ બ્રિટિશ માલની આયાતથી જ ભરી શકાય એમ હતું. અને એમાં ઉત્તરોત્તર વધતી જતી બેકારી અને ગરીબાઈ પેદા થઈ. એક નમૂનેદાર આધુનિક જમાનાની વસાહતી અર્થવ્યવસ્થા નિર્માણ કરવામાં આવી — હિંદ ઉદ્યોગપ્રધાન ઇંગ્લંડને કાચો માલ પૂરો પાડનારી તેમ જ ઇંગ્લંડના તૈયાર માલને માટે બજારનો પ્રબંધ કરનારી ખેતીપ્રધાન વસાહત બની ગઈ.

કારીગર વર્ગના ધંધારોજગાર નાશ પામવાથી જબરદસ્ત પાયા પર બેકારી પેદા થઈ. ઉદ્યોગધંધાઓમાં આજ સુધી રોકાયેલા આ કરોડો લોકોએ હવે શું કરવું? હવે તેમણે કયાં જવું? તેમનો જૂનો ધંધો તો હવે તેમને માટે રહ્યો નહોતો અને નવા ઉદ્યોગધંધાઓ માટેનાં દ્વાર બંધ કરી દેવામાં આવ્યાં હતાં. હા, તેઓ મરી જઈ શકે એમ હતું; પરિસ્થિતિ અસહ્ય બની જાય છે ત્યારે માણસ માટે એ ઉગારો હમેશાં હોય છે. અને કરોડોની સંખ્યામાં તેઓ મરણ પામ્યા પણ ખરા. હિંદની બ્રિટિશ ગવર્નર જનરલ લૉર્ડ બેન્ટિકે ૧૮૩૪ની સાલમાં લખ્યું હતું, 'વેપારરોજગારના ઇતિહાસમાં આવી દુર્દશાનો જોટો જડવો મુશ્કેલ છે. સુતરાઉ કાપડ વણનારા વણકરોનાં હાડકાંઓથી હિંદનાં મેદાનો સફેદ બની ગયાં છે.'

આમ જ્યાંયે આ વર્ગના લોકો મોટી સંખ્યામાં જીવતા રહ્યા તથા બ્રિટિશરોની નીતિની દેશના દૂર દૂરના ભાગો પર અસર થતી ગઈ અને તેથી બેકારી વધતી ગઈ તેમ તેમ તેમની સંખ્યામાં વધારો થતો ગયો. કારીગરોના આ મોટા મોટા સમુદાયો પાસે નહોતો કશો ધંધો, કે નહોતું કશું કામ અને તેમનું

પરાપૂર્વથી ઊતરી આવેલું હસ્તકૌશલ્ય નકામું થઈ પડ્યું પછી તેઓ જમીન તરફ વળ્યા, કેમ કે જમીન હજી મોજૂદ હતી, પણ જમીન પૂરેપૂરી રોકાઈ ગયેલી હતી અને તેમનો ગુજારો ચાલી શકે એ રીતે તેમાં તેમનો સમાસ થઈ શકે એમ નહોતું. આથી તેઓ જમીન પર બોજારૂપ બન્યા અને એ બોજો ઉત્તરોત્તર વધતો ગયો. એની સાથે દેશની ગરીબાઈ પણ વધતી ગઈ અને લોકોનું જીવનધોરણ માની પણ ન શકાય એટલું નીચું ઊતરી ગયું. કારીગર વર્ગની આ પરાણે જમીનનો આશરો ખોળવાની પ્રવૃત્તિને લીધે ખેતી અને ઉદ્યોગો વચ્ચેની વિષમતા ઉત્તરોત્તર વધતી ગઈ બીજા ધંધાઓ તેમ જ સંપત્તિ ઉત્પન્ન કરનારી પ્રવૃત્તિઓને અભાવે ખેતી વધારે ને વધારે પ્રમાણમાં લોકોનો એકમાત્ર ધંધો થઈ ગયો.

હિંદ વધારે ને વધારે પ્રમાણમાં ગામડાંનો દેશ બનતો ગયો. ગઈ સદી દરમ્યાન દરેક પ્રગતિશીલ દેશમાં ખેતીમાંથી ઉદ્યોગો તરફ, ગામડામાંથી શહેરો તરફ — એમ વસ્તીની ફેરબદલી થઈ બ્રિટિશ નીતિને કારણે હિંદમાં એથી ઊલટી ગંગ વહી. એના આંકડા બોધદાયી અને સૂચક છે. ઓગણીસમી સદીના વચગાળાના સમયમાં દેશની લગભગ પચાસ ટકા વસ્તી ખેતી પર આધાર રાખતી હતી એમ કહેવાય છે; એ પ્રમાણ વધીને સિત્તેર ટકાનું થયું છે એવો તાજેતરમાં અંદાજ કાઢવામાં આવ્યો છે. (આ આંકડા લડાઈ પહેલાંના સમયના છે.) યુદ્ધ દરમ્યાન લોકોને ઉદ્યોગોમાં વધારે પ્રમાણમાં કામગીરી મળી એ ખરું પણ વસ્તી વધી નથી. ૧૯૪૧ની વસ્તીગણતરીમાં ખેતી પર આધાર રાખનારાઓની સંખ્યા ખરેખાત વધી ગઈ. થોડાં મોટાં શહેરો ઊભાં થયાં છે તે પરથી ઉપલક નજરે જોનારને હિંદની પરિસ્થિતિ વિષે ખોટો ખ્યાલ આવે એ બનવાજોગ છે. એ બધાં શહેરો મુખ્યત્વે કરીને નાના નાના કસબાઓને ભોગે ઊભાં થયાં છે.

ત્યારે, હિંદની પ્રજાની ભયંકર ગરીબાઈનું આ સાચું અને મૂળભૂત કારણ છે અને એ ગરીબાઈ પ્રમાણમાં બહુ લાંબા વખતની નથી. બીમારી અને નિરક્ષરતા જેવાં એ ગરીબીમાં વધારો કરનારાં બીજાં કારણો પણ આ ગરીબી, કાયમી ભૂખમરો અને અપૂરતું પોષણ વગેરેનાં જ પરિણામો છે. વધારેપડતી વસ્તી ઘટાડવા જેમ નથી અને જરૂર જણાય ત્યાં તેને અંકુશમાં રાખવાનાં પગલાં લેવાં જોઈએ. પણ ઘણા ઉદ્યોગપ્રધાન દેશો જેટલી ગીચ વસ્તી હજી પણ અમારે ત્યાં નથી. ખેતીપ્રધાન દેશને માટે એ વધારેપડતી ગણાય, યોગ્ય આર્થિક વ્યવસ્થા નીચે એ આખીયે વસ્તીને ઉત્પાદક કરી શકાય અને એ રીતે દેશની સંપત્તિ વધારી શકાય. વાત તો એવી છે કે માત્ર બંગાળ અને ગંગા નદીની ખીણ જેવા અમુક પ્રદેશોમાં જ વસ્તી વધારેપડતી ગીચ છે

અને ઘણા મોટા પ્રદેશોમાં તો વસ્તી હજી પણ આછી છે. ઇંગ્લંડની વસ્તી હિંદથી અમણી કરતાં પણ વધારે ગીચ છે એ વાત યાદ રાખવા જેવી છે.

ઉદ્યોગની કટોકટી ઝડપથી જમીન પર પણ ફેલાઈ ગઈ અને ખેતીમાં એ કાયમની કટોકટી બની ગઈ. ખેડૂતની જમીનના ઘટકો ઉત્તરોત્તર નાના થતા ગયા અને તેના માન્યામાં પણ ન આવે એટલા નાના ટુકડા થઈ ગયા. ખેડૂતોનો દેવાનો બોજો વધી ગયો અને ઘણા દાખલાઓમાં શાહુકારો ખેડૂતની જમીનના માલિક બની ગયા. જમીન વિનાના મજૂરોની સંખ્યા વધીને કરોડોની થઈ ગઈ. હિંદ ઔદ્યોગિક મૂડીદારોના અમલ નીચે હતું પણ તેની અર્થવ્યવસ્થા ઘણે અંશે મૂડીવાદી યુગ શરૂ થયો તે પહેલાની હતી. ફેર એટલો કે, તેમાં મૂડીવાદી યુગ પહેલાની એ અર્થવ્યવસ્થાનાં સંપત્તિ પેદા કરનારાં ઘણાં તત્ત્વોની હસ્તી નાબૂદ થઈ હતી. હિંદ આધુનિક જમાનાના ઔદ્યોગિક મૂડીવાદનું ગુલામ બની ગયું. તેણે એનાં બધાં અનિષ્ટો સહ્યા પણ એનો કશો લાભ એને ન મળ્યો.

ઔદ્યોગિક યુગ પહેલાંની અર્થવ્યવસ્થામાંથી મૂડીવાદી ઉદ્યોગોની અર્થવ્યવસ્થામાં સંક્રાંતિ થાય છે ત્યારે આમજનતાને કપરી હાડમારી, મુસીબતો અને યાતનાઓ વેઠવી પડે છે. ઔદ્યોગિક યુગના આરંભના સમયમાં ખાસ કરીને આમ બન્યું હતું કેમ કે એવી સંક્રાંતિ અથવા ફેરફાર વ્યવસ્થિત રીતે અને યોજનાપૂર્વક થાય એને માટે અથવા તેનાં માઠાં પરિણામો હળવાં કરવા માટે કશો પ્રયત્ન કરવામાં આવ્યો નહોતો. બધું જ વ્યક્તિના પ્રયત્ન પર છોડી દેવામાં આવ્યું હતું. સંક્રાંતિના આ સમય દરમ્યાન ઇંગ્લંડમાં પણ લોકોને આવી હાડમારી વેઠવી પડી હતી પણ એકંદરે જોતાં એ હાડમારી બહુ નહોતી કેમ કે ત્યાં આગળ ફેરફાર બહુ ઝડપથી થયો અને પેદા થયેલી બેકારી નવા ઉદ્યોગોએ દૂર કરી પણ એક અર્થવ્યવસ્થામાંથી બીજી અર્થવ્યવસ્થામાં થયેલી સંક્રાંતિ માટે માનવી હાડમારી અને યાતનાઓના રૂપમાં કિંમત ચૂકવવી ન પડી એવો એનો અર્થ નથી. એની કિંમત ખસૂસ ચૂકવવી પડી અને તે પણ પૂરેપૂરી. પણ તે બીજાઓએ, ખાસ કરીને હિંદના લોકોએ દુકાળ, મરકી અને જબરદસ્ત બેકારીના રૂપમાં ચૂકવી. પશ્ચિમ યુરોપમાં ઔદ્યોગિક અર્થવ્યવસ્થામાં સંક્રાંતિ થઈ તે માટેની મોટા ભાગની કિંમત હિંદ અને ચીન તેમ જ બીજા વસાહતી યા પરાધીન દેશોએ ચૂકવી એમ કહી શકાય. એ બધા દેશોની અર્થવ્યવસ્થા યુરોપની રાજસત્તાઓના કાબૂ નીચે હતી.

એ બધા સમય દરમ્યાન, વ્યવસ્થાશક્તિ, હસ્તકૌશલ્ય, યાંત્રિક નિપુણતા, સિદ્ધહસ્ત કારીગરો તથા હિંદમાંથી સતત નાણાંનો પ્રવાહ ઇંગ્લંડ તરફ વહેતો રહ્યો

છતાં થોડી મૂડીના રૂપમાં ઉદ્યોગાના વિકાસને માટે હિંદમાં પૂરતી સામગ્રી પડી હતી એ ઉઘાડું છે. બ્રિટિશ પાર્લમેન્ટની તપાસ સમિતિ સમક્ષ ૧૮૪૦ની સાલમાં જુબાની આપતાં મોન્ટગોમેરી માર્ટિન નામના ઇતિહાસકારે કહ્યું હતું, 'હિંદ જેટલો ખેતી કરનારો દેશ છે તેટલો જ પાકો માલ તૈયાર કરનારો ઔદ્યોગિક દેશ પણ છે. અને જે કોઈ તેને કેવળ ખેતી કરનાર દેશની સ્થિતિમાં ઉતારી પાડવા પ્રયાસ કરશે તે તેને સંસ્કૃતિની દૃષ્ટિએ પણ નીચો પાડશે.' બરાબર આ જ પ્રયોગ કરવાનો બ્રિટિશરો હિંદમાં સતત અને એકધારો પ્રયત્ન કરતા રહ્યા અને લગભગ દોઢ સદીના તેમના આપખુદ અમલ બાદ હિંદની આજે જે દુર્દશા થઈ છે એ પરથી એમાં તેમને મળેલી સફળતાનું માપ મળે છે. હિંદમાં આધુનિક ઢબના ઉદ્યોગો ખીલવવા માટેની માગણી થવા લાગી (અને મારા ધારવા પ્રમાણે આવી માગણી કંઈ નહીં તો સો વરસથી થવા લાગી છે.) ત્યારથી અમને કહેવામાં આવે છે કે હિંદ મુખ્યત્વે કરીને ખેતીપ્રધાન દેશ છે અને ખેતીના ધંધાને વળગી રહેવામાં જ તેનું હિત રહેલું છે. ઉદ્યોગોનો વિકાસ કદાચ સમતુલા ઉથલાવી નાખે અને તેના મુખ્ય વ્યવસાય ખેતીને હાનિકારક નીવડે. બ્રિટિશ ઉદ્યોગપતિઓ તેમ જ અર્થશાસ્ત્રીઓએ હિંદના ખેડૂત માટે જે હમદર્દી દેખાડી છે તે ખરેખર સંતોષની વાત છે. આ હકીકત તેમ જ હિંદમાંની બ્રિટિશ સરકારે તેના હિત માટે જે ભારે કાળજી રાખી છે તે જોતાં અમે એક જ અનુમાન પર આવી શકીએ એમ છીએ કે, કોઈક સર્વસમર્થ અને દુષ્ટ ભાવીએ, કોઈક દૈવી શક્તિએ વચ્ચે પડીને તેમના શુભ ઇરાદાઓ અને પગલાંઓને વિફળ કર્યાં અને એ ખેડૂતને આ પૃથ્વી પરનો સૌથી ગરીબ, કંગાળ અને દુઃખી માનવી બનાવી દીધો.

આજે હિંદમાં થતા ઉદ્યોગોના વિકાસનો વિરોધ કરવાનું કોઈને માટે પણ મુશ્કેલ છે. એમ છતાં, કોઈ વિશાળ અને દૂરગામી યોજના તૈયાર કરવામાં આવે છે ત્યારે હજી આજે પણ અમારા બ્રિટિશ મિત્રો અમને ચેતવે છે અને ખેતીની ઉપેક્ષા ન કરવી જોઈએ તેમ જ તેને પ્રથમ સ્થાન આપવું જોઈએ એવી સલાહ અમને આપવાનું ચાલુ રાખે છે. જરાતરા પણ બુદ્ધિ જેનામાં હોય એવો કોઈ પણ હિંદી ખેતીની ઉપેક્ષા કે અવગણના કરી શકે ખરો? અથવા ખેડૂતને વિસારી શકે ખરો? બીજા કોઈના પણ કરતાં હિંદનો ખેડૂત એ જ વિશેષે કરીને હિંદ છે અને તેની પ્રગતિ તેમ જ તેની સ્થિતિની સુધારણા પર જ હિંદની પ્રગતિ અવલંબે છે. પરંતુ ખેતીને અંગેની અમારી ગંભીર કટોકટી ઉદ્યોગો અંગેની કટોકટી સાથે સંકળાયેલી છે. એમાંથી જ તે ઉદ્ભવી છે. તેમને બેને જુદી પાડીને અલગ અલગ તેના ઉપાયો થઈ શકે એમ નથી. એ બે વચ્ચેની વિષમતાનું નિવારણ એ મહત્ત્વનો મુદ્દો છે.

જ્યારે પણ ઉદ્યોગો ઊભા કરવાની તક હિંદને મળી છે ત્યારે તેમાં તેણે મેળવેલી સફળતા પરથી આધુનિક ઉદ્યોગો ખીલવવાની તેની શક્તિ જોઈ શકાય છે. અને સાચે જ; હિંદમાંની બ્રિટિશ સરકાર તેમ જ બ્રિટનમાંનાં સ્થાપિત હિતોનો સખત વિરોધ હોવા છતાં આવી સફળતા મેળવવામાં આવી છે. ૧૯૧૪–૧૮ની લડાઈ દરમ્યાન હિંદમાં બ્રિટિશ માલ આવતો બંધ પડ્યો ત્યારે હિંદને પહેલી ખરેખરી તક મળી. એમાંથી એણે લાભ મેળવ્યો; બ્રિટિશ નીતિને કારણે જોકે પ્રમાણમાં એને બહુ ઓછો લાભ મળ્યો. ત્યારથી હિંદી ઉદ્યોગોના માર્ગમાં આવતી જુદી જુદી બાધાઓ અને ખાસ હિતોને દૂર કરીને તેના વિકાસ માટેનો માર્ગ મોકળો કરી આપવા માટે સરકાર પર સતત દબાણ થતું રહ્યું છે. આને પોતાની નીતિ તરીકે ઉપર ઉપરથી માન્ય રાખીને સરકાર ઉદ્યોગોના અને ખાસ કરીને પાયાના ઉદ્યોગોના સાચા વિકાસમાં બાધાઓ નાખતી રહી છે. ૧૯૩૫ના રાજ્યબંધારણના કાયદામાં સુધ્ધાં ચોક્કસ શબ્દોમાં એવી જોગવાઈ કરવામાં આવી છે કે, હિંદની ધારાસભાઓ હિંદમાંના બ્રિટિશ ઉદ્યોગોનાં સ્થાપિત હિતોની બાબતમાં કશી દરમ્યાનગીરી કરી શકે નહીં. ગયા યુદ્ધ પહેલાંનાં વરસોમાં પાયાના અને ભારે ઉદ્યોગો ઊભા કરવાના સબળ પ્રયત્નો ઉપરાછાપરી થયા હતા પણ સરકારી નીતિને લીધે એ બધા વિફળ નીવડ્યા. પણ સરકારી દખલગીરીના સૌથી વધારે આશ્ચર્યકારક દાખલાઓ ચાલુ લડાઈના સમયમાં, યુદ્ધને માટે ઉત્પાદન કરવાની જરૂર સૌથી વધારે હતી તે વખતે બનવા પામ્યા. હિંદના ઉદ્યોગો સામેનો બ્રિટિશરોનો આ અણગમો દૂર કરવા માટે યુદ્ધ સમયની તાકીદની જરૂરિયાતો પણ પૂરતી ન નીવડી. એ ઉદ્યોગો ઘટનાઓને બળે વિકસવા પામ્યા. પણ આમ ન હોત તો એ જેટલા વિકસ્યા હોત તેની, અથવા બીજા અનેક દેશોમાં તેના થયેલા વિકાસની સરખામણીમાં એ વિકાસ મામૂલી છે.

જેમ પહેલાં છડેચોક ખંડણી લેવામાં આવતી હતી તેને બદલે પછીના સમયમાં હિંદને ભોગે ઇંગ્લંડને લાભ થાય એ રીતે આયાત પરની જકાત તેમ જ મુલકી જકાત તથા નાણાંકીય અને ચલણને અંગેની નીતિની કરામતો અજમાવવામાં આવી તે જ રીતે આરંભના સમયમાં હિંદી ઉદ્યોગોના વિકાસ સામે ખુલ્લેખુલ્લો વિરોધ દર્શાવવામાં આવતો હતો તેને બદલે એ વિરોધ કરવાની આડકતરી રીતો અખત્યાર કરવામાં આવી, પણ તે એટલી જ અસરકારક હતી.

લાંબા ગાળાની પરાધીનતા અને સ્વતંત્રતાના અભાવને કારણે પ્રજામાં અનેક પ્રકારનાં અનિષ્ટો પેદા થાય છે પણ એથી પ્રજાનું ખમીર હણાય છે તેમ જ તેનો તેજોવધ થાય છે એ એનું સૌથી મોટામાં મોટું અનિષ્ટ છે. એ વાત દીવા જેવી સ્પષ્ટ હોવા છતાં એનું માપ કાઢી શકાતું નથી. રાષ્ટ્રના આર્થિક હ્રાસનાં કારણો શોધવાનું તેમ જ તેનું માપ કાઢવાનું પ્રમાણમાં

સહેલું છે અને હિંદમાંના બ્રિટિશરોની આર્થિક નીતિ પર નજર કરતા આપણને લાગે છે કે હિંદની પ્રજાની આજની ગરીબાઈ આ આર્થિક નીતિનું અચૂક અને અનિવાર્ય પરિણામ છે એ ગર્ભમાર્ગની આસપાસ કશી ગૂઢતા રહેતી નથી એના કારણો આપણે જોઈએ છીએ અને જેને લીધે આજની સ્થિતિ પેદા થઈ છે તે આખીયે પ્રક્રિયા આરંભથી છેવટ સુધી આપણે ભાળી શકીએ છીએ

## ૪

## રાજકીય અને આર્થિક દૃષ્ટિએ હિંદ પહેલી જ વાર બીજા દેશનું ગૌણ અંગ બને છે

હિંદમાં બ્રિટિશ અમલની સ્થાપના થઈ એ હિંદ માટે બધી રીતે અવનવી ઘટના હતી એના જેવી બીજી કોઈ પણ ચડાઈ અથવા અહીં થયેના બીજા રાજકીય કે આર્થિક ફેરફાર સાથે એની તુલના થઈ શકે એમ નથી. ‘પહેલા પણ હિંદને જીતવામા આવ્યુ હતુ પણ એ વિજેતાઓ આ દેશમા જ વસ્યા અને હિંદના રાષ્ટ્રજીવનના એક ભાગ બન્યા’ (ઇંગ્લંડમા નૉર્મનો અથવા ચીનમા મંચુઓની જેમ) ‘તેણે કદી પોતાની સ્વતંત્રતા ખોઈ નહોતી, કદી પણ તે કોઈનુંયે ગુલામ સંસ્થાન નહોતું એટલે કે, જેનું વડીલની ગુરુત્વ કેન્દ્ર મુલકની બહાર હોય એવી કોઈ રાજકીય કે આર્થિક વ્યવસ્થામા તેને કદી પણ ઘસડવામા આવ્યુ નહોતું તેમ જ જે મૂળમા અને પ્રકૃતિથી વિદેશી હોય અને છેવટ સુધી એવો જ રહ્યો હોય એવા શાસક વર્ગની હકૂમત નીચે પણ તે પહેલા કદી આવ્યુ નહોતુ’* મૂળ બહારથી આવેલા કે સ્થાનિક પણ પહેલાના દરેક શાસક વર્ગે હિંદના સામાજિક અને આર્થિક જીવનની પાયાની એકતા સ્વીકારી લીધી હતી અને તેની સાથે પોતાનો મેળ સાધવાનો પ્રયત્ન કર્યો હતો તે હિંદી બની ગયો હતો અને આ દેશની ભૂમિમા તેણે પોતાના મૂળ નાખ્યા હતા નવા રાજકર્તાઓ બધી રીતે ભિન્ન પ્રકારના હતા તેમનું રહેઠાણ બીજે હતું અને તેમની તથા એક સામાન્ય હિંદીની વચ્ચે પરંપરા, જીવનદૃષ્ટિ, રહેણીકરણી વચ્ચે ન પૂરી શકાય એવો ગાળો હતો શરૂઆતમા હિંદમા આવેલા અંગ્રેજોએ, ઇંગ્લંડથી કંઈક અંશે અળગા પડી જવાને લીધે હિંદીઓની રહેણીકરણી અમુક અંશે ગ્રહણ કરી હતી પણ એ કેવળ બાહ્યાચાર

* કે એસ શેલ્વાનકર પ્રૉબ્લેમ ઑફ ઇંડિયા (પેગ્વીન સ્પેશિયલ, લંડન, ૧૯૪૦)

હતો અને ઇંગ્લંડ તેમ જ હિંદ વચ્ચે આવવાજવાની વધારે થતાં એને પણ ઇરાદાપૂર્વક તિલાંજલિ આપી દેવામાં આવી. એ... આવતું કે હિંદીઓથી સાવ અળગા બનીને અને પોતાની ચડિયાતી દુનિયામાં અતડા રહીને બ્રિટિશ શાસક વર્ગે હિંદમાં પોતાની પ્રતિષ્ઠા જાળવવી જોઈએ. હિંદમાં બે દુનિયા હતી: એક બ્રિટિશ અમલદારોની દુનિયા અને બીજી હિંદની કરોડોની આમજનતાની દુનિયા. અને એકબીજા વિષે પરસ્પર અણગમા સિવાય એ બે વચ્ચે કોઈ પણ સમાન લાગણી નહોતી. પહેલાં જુદી જુદી જાતિઓ એકબીજીમાં મળી જતી અથવા કંઈ નહીં તો પરસ્પર આધાર રાખતી કોઈક જીવંત વ્યવસ્થા ઊભી કરી તેની સાથે પોતાનો સુમેળ સાધીને રહેતી. પણ હવે રંગભેદ અથવા જાતિગર્વ માન્ય જીવનસિદ્ધાંત બન્યો અને અધિકાર ભોગવતી જાતિ પાસે કોઈ પણ પ્રકારના અંકુશ કે દખલ રહિત રાજકીય તેમ જ આર્થિક સત્તા હોવાથી તેણે વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું.

મૂડીવાદી વ્યવસ્થા દુનિયાવ્યાપી બજારો નિર્માણ કરતી જતી હતી તેની કોઈ પણ રીતે હિંદની અર્થવ્યવસ્થા પર અસર થયા વિના ન રહેત. સ્વયંપૂર્ણ ગામ તેમ જ તેની પરંપરાગત શ્રમવિભાગની વ્યવસ્થા તેને જૂને સ્વરૂપે ટકી શકયાં ન હોત. પણ જે ફેરફાર થયો તે સ્વાભાવિક નહોતો. અને તેણે હિંદની સમાજરચના તેમ જ અર્થરચનાના સમગ્ર તંત્રને છિન્નભિન્ન કરી નાખ્યું. જે વ્યવસ્થાની પાછળ સમાજના વિધિનિષેધો તેમ જ અંકુશો રહેલા હતા અને જે પ્રજાના સાંસ્કૃતિક વારસાના એક અંગરૂપ હતી તેને એકાએક અને જબરજસ્તીથી બદલી નાખવામાં આવી અને જેનું સંચાલન સમૂહની બહારથી થતું હતું એવી બીજી વ્યવસ્થા પરાણે તેના પર લાદવામાં આવી. હિંદ દુનિયાના બજારમાં ન દાખલ થયું પણ બ્રિટિશ વ્યવસ્થાનું પરાધીન અને ખેતી કરનારું એક ગૌણ અંગ બની ગયું.

અત્યાર સુધી જે હિંદની અર્થવ્યવસ્થાના પાયારૂપ હતું તે ગામડું ભાંગી ગયું અને પોતાની આર્થિક તેમ જ વહીવટી કામગીરી ગુમાવી બેઠું. સર ચાર્લ્સ મેટકાફ નામના હિંદમાંના એક સૌથી બાહોશ બ્રિટિશ અમલદારે ૧૮૩૦ની સાલમાં ગામડાંઓનું કરેલું વર્ણન ઘણી વાર ટાંકવામાં આવે છે: 'ગામડાંઓ નાનાં નાનાં પ્રજાતંત્રો છે; તેમને જરૂરી લગભગ બધી જ વસ્તુઓ તેમની પાસે છે અને બહારના સંબંધોથી લગભગ તેઓ સ્વતંત્ર છે. જ્યાં બીજી કોઈ વસ્તુ ટકતી લાગતી નથી ત્યાં એ કાયમ ટકી રહ્યાં હોય એમ લાગે છે. જેમાં દરેક ગામ પોતે એક સ્વતંત્ર રાજ્ય જેવું છે એવો આ ગામડાંઓનો સંપ . . . . તેમની સુખશાંતિ, સ્વાધીનતા અને સ્વતંત્રતાના ઉપભોગ માટે ઘણો અંશે ઉપકારક છે.'

૧ ગામડાંના ગૃહઉદ્યોગોનો નાશ થવાથી તેમના પર ભારે ફટકો પડ્યો. ઉદ્યોગો અને ખેતી વચ્ચેની સમતુલા નાબૂદ થઈ, પગપૂર્વથી ચાલતી આવેલી શ્રમવિભાગની વ્યવસ્થા તૂટી પડી અને છૂટાં પડી ગયેલાં અસંખ્ય માણસો કોઈ પણ સામુદાયિક પ્રવૃત્તિમાં સહેલાઈથી ગોઠવાઈ શક્યાં નહીં. જમીનદારી પ્રથા દાખલ થઈ તેથી એના પર વધારે સખત અને સીધો ફટકો પડ્યો. એણે જમીનની માલકી વિષેનો આખોયે ખ્યાલ બદલી નાખ્યો. આજ સુધી ચાલતા આવેલા ખ્યાલ પ્રમાણે જમીન ગામલોકોની સહિયારી માલકીની હતી, અને તે પણ જમીનની માલકી કરતાં વિશેષે કરીને જમીનમાં થતી પેદાશની માલકી હતી. કદાચ આ વાત પૂરેપૂરી સમજ્યા વિના, પણ ઘણું કરીને પોતાનાં કારણોસર ઇરાદાપૂર્વક પગલું ભરીને બ્રિટિશ રાજકર્તાઓએ બ્રિટિશ પદ્ધતિને મળતી પદ્ધતિ હિંદમાં દાખલ કરી. કેમ કે એ રાજકર્તાઓ પોતે ઇંગ્લંડના જમીનદાર વર્ગના હતા. શરૂઆતમાં તેમણે ટૂંકી મુદત માટેના જમીનની મહેસૂલના ઉઘરાતદારો નીમ્યા. તેઓ ખેડૂતો પાસેથી મહેસૂલ વસૂલ કરીને સરકારમાં ભરતા. પાછળથી મહેસૂલના આ જ ઉઘરાતદારો જમીનદાર બન્યા. જમીન તેમ જ તેની પેદાશ પરનો ગામલોકોનો બધો કાબૂ છીનવી લેવામાં આવ્યો. આજ સુધી જે ગામલોકોના પ્રધાન હિત અને ચિંતાની બાબત લેખાતી હતી તે નવાં ઊભા કરવામાં આવેલા જમીનદારોની માલકીની વસ્તુ બની. એને પરિણામે ગામનું સહકારના પાયા પર રચાયેલું સામુદાયિક જીવન તૂટી પડ્યું અને સહકારને ધોરણે ચાલતા ગામના જુદા જુદા ધંધાઓ ધીમે ધીમે ભાંગતા ગયા.

આ જાતની જમીનની માલકી દાખલ કરવામાં આવી એ એક મોટો આર્થિક ફેરફાર હતો એટલું જ નહીં, એની અસર ઊંડે સુધી પહોંચી અને સહકારના પાયા પર રચાયેલી સામુદાયિક સમાજરચનાના હિંદી ખ્યાલ પર તેણે ઘા કર્યો, જમીનની માલકી ધરાવતો એક નવો વર્ગ ઊભો થયો. બ્રિટિશ સરકારે એ વર્ગ પેદા કર્યો હતો અને તેથી ઘણે અંશે તે તેની સાથે મળી ગયો. જૂની વ્યવસ્થા તૂટી પડવાથી નવા પ્રશ્નો ઊભા થયા અને નવા પેદા થયેલા હિંદુમુસલમાનના પ્રશ્નનાં મૂળ કદાચ એમાંથી મળી આવે એમ છે. જમીનદારી વ્યવસ્થા પ્રથમ બંગાળ અને બિહારમાં દાખલ કરવામાં આવી. કાયમી જમાબંધી તરીકે ઓળખાતી પદ્ધતિ નીચે ત્યાં આગળ મોટા મોટા જમીનદારો ઊભા કરવામાં આવ્યા. પાછળથી સમજાયું કે સરકારને માટે એ પ્રથા ફાયદાકારક નથી કેમ કે જમીનમહેસૂલ મુકરર કરવામાં આવેલું હતું અને તેમાં વધારો કરી શકાય એમ નહોતું. એથી હિંદના બીજા ભાગોમાં નવી જમાબંધી અમુક સમય પૂરતી કરવામાં આવી અને ત્યાં આગળ જમીન-મહેસૂલ વખતોવખત વધતું રહ્યું. કેટલાક પ્રાન્તોમાં મહેસૂલની એક પ્રકારની

રૈયતવારી પદ્ધતિ દાખલ કરવામાં આવી. જમીનમહેસૂલ વસૂલ કરવાની સખ્તાઈને લીધે, ખાસ કરીને બંગાળમાં, પહેલાંનો ખેડૂત વર્ગ બરબાદ થઈ ગયો. શ્રીમંત વર્ગના તેમ જ વેપારી વર્ગના નવા લોકોએ તેનું સ્થાન લીધું. આ રીતે બંગાળ મુખ્યત્વે કરીને હિંદુ જમીનદારોનો પ્રાન્ત બન્યો. તેમના ગણોતિયાઓમાં હિંદુ અને મુસલમાન બંને હતા પણ મોટે ભાગે તે મુસલમાન હતા.

પોતાના બ્રિટિશ જમીનદારોના નમૂનાના મોટા મોટા જમીનદારો અંગ્રેજોએ અહીં પેદા કર્યા એનું મુખ્ય કારણ એ હતું કે મોટા ખેડૂત વર્ગ સાથે કામ લેવા કરતાં ગણીગાંઠી વ્યક્તિઓ સાથે કામ લેવાનું સુગમ હતું. હેતુ જમીનમહેસૂલના રૂપમાં બની શકે તેટલાં વધારે નાણાં બની શકે એટલી ઝડપથી એકઠાં કરવાનો હતો. મુકરર કરવામાં આવેલી મુદતમાં માલિક નાણાં ભરવામાં નિષ્ફળ નીવડે તો તેને તત્કાળ કાઢી મૂકવામાં આવતો અને તેની જગ્યાએ બીજો આવતો. વળી, જેનાં હિતો અને બ્રિટિશરોનાં હિતો સમાન હોય એવો વર્ગ પેદા કરવાનું જરૂરી માનવામાં આવ્યું હતું. હિંદમાંના બ્રિટિશ અમલદારોના મનમાં બળવાનો ભય હમેશાં રહેતો હતો અને તેમના કાગળોમાં એના વારંવાર ઉલ્લેખ થયેલા છે. ગવર્નર-જનરલ લૉર્ડ વિલિયમ બેન્ટિકે ૧૮૨૯ની સાલમાં કહ્યું હતું, 'સામુદાયિક ઊથલપાથલ અથવા ક્રાંતિની સામે સલામતી કશી નથી એમ કહેવાતું હોય તો મારે જણાવવું જોઈએ કે, કાયમી જમાબંધી ઘણી રીતે નિષ્ફળ નીવડી છે એ ખરું પણ કંઈ નહીં તો તેનો એક મોટામાં મોટો લાભ એ છે કે બ્રિટિશ અમલ ચાલુ રહે એમાં જેનો ઊંડો સ્વાર્થ રહેલો છે તેમ જ આમસમુદાય પર જેનો પૂરેપૂરો કાબૂ છે એવા ધનિક જમીનદાર વર્ગનો મોટો સમૂહ તેણે પેદા કર્યો છે.'

આમ, નવા વર્ગો અને નવાં સ્થાપિત હિતો પેદા કરીને બ્રિટિશ અમલને મજબૂત બનાવવામાં આવ્યો. એ વર્ગ અને એ સ્થાપિત હિતો બ્રિટિશ અમલ સાથે બંધાયેલાં હતાં. અને તે ચાલુ રહે તેના પર તેમના ખાસ અધિકારો અવલંબતા હતા. એમાં જમીનદારો, દેશી રાજાઓ તેમ જ પટેલ અને તલાટીથી માંડીને સરકારી ખાતાંઓની જુદી જુદી શાખાઓના નીચલા દરજ્જાના અમલદારોનો સમાવેશ થતો હતો. મહેસૂલી ખાતું અને પોલીસ ખાતું એ સરકારની બે મહત્ત્વની શાખાઓ હતી. દરેક જિલ્લામાં આ બંને ખાતાંઓનો વડો કલેક્ટર અથવા ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ હતો. તે રાજવહીવટની ધરી સમાન હતો. જિલ્લામાં તે આપખુદ સત્તા ભોગવતો હતો અને વહીવટી, ન્યાયની, મહેસૂલી અને પોલીસની સત્તા તેનામાં કેન્દ્રિત થયેલી હતી. એ પ્રદેશની આસપાસ

નાનાં દેશી રાજ્યો આવેલાં હોય તો તેમને માટેનો બ્રિટિશ એજંટ પણ તે જ હતો.

એ ઉપરાંત બ્રિટિશ અને હિંદી સૈનિકોનું બનેલું હિંદી લશ્કર હતું. તેના બધા અમલદારો અંગ્રેજ હતા ખાસ કરીને ૧૮૫૭ના બળવા પછી તેની અનેક વાર પુનર્ઘટના કરવામાં આવી હતી અને છેવટે વ્યવસ્થાની દૃષ્ટિએ તેને બ્રિટિશ સૈન્ય સાથે જોડી દેવામાં આવ્યું હતું. હિંદી લશ્કરનાં જુદાં જુદાં તત્ત્વો વચ્ચે સમતુલા જળવાય અને બ્રિટિશ સૈન્ય કેન્દ્રસ્થાને રહે એ રીતે તેની વ્યવસ્થા કરવામા આવી હતી હિંદી લશ્કરની પુનર્ઘટના અંગેનો ૧૮૫૮ની સાલનો સરકારી હેવાલ જણાવે છે, 'એક પલ્લામાં પૂરતા પ્રમાણમા યુરોપિયન લશ્કર અને બીજા પલ્લામા જુદાં જુદાં તત્ત્વો વચ્ચે સામસામી સમતા જળવાય એ રીતે ગોઠવેલું દેશી લશ્કર છે.' એનું મુખ્ય કાર્ય કબજો રાખનારા લશ્કરનું હતું એને 'આંતરિક સલામતી માટેના સૈન્ય' તરીકે ઓળખવામા આવતું હતું અને એનો મોટો ભાગ બ્રિટિશરોનો હતો સરહદ પ્રાન્ત હિંદને ખરચે બ્રિટિશ લશ્કરને તાલીમ આપવાનું સ્થાન બન્યો ફિલ્ડ આર્મી એટલે કે પ્રાદેશિક લશ્કર (એ મુખ્યત્વે કરીને હિંદીઓનું બનેલું હતું) પરદેશોમા કામગીરી બજાવવાને માટે હતું અને તેણે બ્રિટનની અનેક સામ્રાજ્યવાદી લડાઈઓ તેમ જ ચડાઈઓમા કામગીરી બજાવી છે. એનો બધો ખરચ હમેશા હિંદે ઉપાડ્યો છે હિંદી લશ્કરને બાકીની વસતીથી સાવ અળગું રાખવાના પગલા લેવામાં આવ્યા હતા

આમ, પોતાને જીતી લેવામા આવ્યું તેનો ખરચ હિંદને ભોગવવો પડ્યો અને તે પછી ઈસ્ટ ઇંડિયા કંપની પાસેથી લઈને બ્રિટિશ તાજને તે સુપરત કરવામાં આવ્યું અથવા કહો કે વેચવામા આવ્યું તેનો, બ્રહ્મદેશ અને બીજા ભાગોમાં બ્રિટિશ સામ્રાજ્ય વિસ્તારવામા આવ્યું તેનો, આફ્રિકા અને ઈરાન પર કરવામાં આવેલી ચડાઈઓ વગેરેનો તેમ જ ખુદ હિંદીઓ સામે જ તેનું રક્ષણ કરવાનો ખરચ તેને ઉપાડવો પડ્યો એને અંગે કરવામા આવેલો ખરચ આપ્યા વિના જ હિંદનો સામ્રાજ્યના હેતુઓ માટેના મથક તરીકે ઉપયોગ કરવામા આવ્યો એટલું જ નહીં, ઇંગ્લંડમાના અમુક ભાગના બ્રિટિશ લશ્કરને તાલીમ આપવાનો ખરચ પણ તેને આપવો પડતો હતો સાચે જ ચીન અને ઈરાનમા બ્રિટિશ એલચીખાનાઓ તેમ જ કોન્સલો રાખવાનો ખરચ, ઇંગ્લંડ અને હિંદ વચ્ચેની તારની લાઈનનો બધો ખરચ ભૂમધ્ય સમદ્રમાના બ્રિટિશ નૌકાસૈન્યના ખરચનો અમુક હિસ્સો વગેરે અને એવા બીજા અનેક પ્રકારના ઇંગ્લંડે કરેલા ખરચો હિંદ પાસેથી વસૂલ કરવામા આવ્યા લંડનમા તુર્કીના સુલતાનનું સ્વાગત કરવાનો ખરચ સુધ્ધાં હિંદ પાસેથી લેવામાં આવ્યો હતો'

હિંદમા રેલવેઓ બાધવામા આવી એ બેશક ઇચ્છવા જોગ અને જરૂરી હતું પણ અઢળક નાણા વેડફી નાખીને એ કરવામા આ યુ રેલવેમા રોકવામા આવેલી બધી મૂડી પર પાચ ટકાનુ વ્યાજ આપવાની હિંદી સરકારે બાયધરી આપી અને કેટલી મૂડીની જરૂર છે એની તપાસ કરવાની કે એનો અદાજ કાઢવાની પરવા રાખવામા આવી નહોતી બધી ખરીદી ઇંગ્લડમા કરવામા આવી હતી

સરકારનું મુલકી વહીવટનું તત્ર પણ અસત ખરચાળ અને ઉ ાઉ રીતે ચલાવવામા આવતુ હતુ અને મોટા પગારવાળી બધી જગ્યાઓ યુરોપિયનો માટે અનામત રાખવામા આવી હતી વહીવટી તત્રને હિંદીમય બનાવવાની પ્રક્રિયા ગોકળગાયની ગતિથી ચાલતી હતી અને એ પ્રક્રિયા ચાલે છે એ છેક વીસમી સદીમા જણાવા લાગ્યુ આ પ્રક્રિયાએ હિંદીઓના હાથમા સત્તા સુપરત ન કરી એટલું જ નહીં બ્રિટિશ અમલને સબળ બનાવવા માટેની એ નવી પદ્ધતિ નીવડી ખરી મહત્ત્વની અને ચાવીરૂપ જગ્યાઓ અગ્રેજોના હાથમા રહી અને વહીવટી તત્રમાના હિંદીઓ બ્રિટિશ અમલના કેવળ એજટો તરીકે કામ કરી શકતા હતા

આ બધી પદ્ધતિઓમા હિંદીઓમા અદર અદર ભાગલા પાડવાની અને એક સમૂહને ભોગે બીજા સમૂહને ઉત્તેજન આપવાની અખત્યાર કરવામા આવેલી નીતિનો ઉમેરો કરવો જોઈએ આ નીતિ બ્રિટિશ અમલના આખાયે સમય દરમ્યાન અજમાવાતી રહી છે તેમના અમલના આરભના સમયમા એ નીતિને છડેચોક એકરાર કરવામા આવતો હતો અને સામ્રાજ્યવાદી સત્તા માટે એ ખરેખર સ્વાભાવિક હતી રાષ્ટ્રીય આદોલનનો વિકાસ થતો ગયો તેમ તેમ એ નીતિ વધારે સૂક્ષ્મ અને વધારે ભીષણ સ્વરૂપ ધારણ કરતી ગઈ અને જોકે તેનો હવે ઇન્કાર કરવામા આવતો હતો છતા પહેલાના કરતા વધારે તીવ્રતાથી તે કાર્ય કરવા લાગી

દેશી રાજાઓ લઘુમતીઓનો પ્રશ્ન, પરદેશી તેમ જ ા સ્થાપિત હિતો, ઉદ્યોગોનો અભાવ અને ખેતી પ્રત્યે દુર્લક્ષ, સમાજસેવા કરનારી સસ્થાઓનુ અતિશય પછાતપણુ અને સૌથી વિશેષ હિંદી પ્રજાની કરુણ ગરીબાઈ વગેરે આજના અમારા લગભગ બધા જ મોટા સવાલો બ્રિટિશ અમલ દરમ્યાન અને બ્રિટિશ રાજનીતિના સીધા પરિણામ તરીકે પેદા થયા છે કેળવણી અગેનુ બ્રિટિશરોનુ વલણ સૂચક છે કેના મેગ્મકના જીવનચરિત્રમા જણાવવામા આવ્યુ છે, 'જ્ઞાનનો છૂટથી ફેલાવો થાય એની ભડક કાયમી માનસિક રોગ જેવી બની સરકારના સભ્યોને એ રોગ ભયકર દીવાસ્વપ્નો અને ઓથાર દ્વારા નિરતર પીડ્યા કરતો એ દીવાસ્વપ્નો અને ઓથારમા તેઓ છાપખાનાઓ

તેમ જ માઇમનનાં દર્શન કરતા, તેના ભયથી તેમના શરીરે અરેરાટી છૂટતી અને તેમના રુવાંટા ઊભા થઈ જતા તે વખતે આપણી નીતિ હિંદવાસીઓને ઊંડા અંધકાર અને જડતાની દશામાં રાખી મૂકવાની હતી, જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાના આપણા પોતાના કે સ્વતંત્ર રાજ્યોના દરેક પ્રયાસનો ઝનૂનથી સામનો કરવામાં આવતો અને તેના તરફ અણગમો દર્શાવવામાં આવતો.*

સામ્રાજ્યશાહી આ જ રીતે મર્યાદા કરે છે નહીં તો તે સામ્રાજ્યશાહી મટી જાય છે. આધુનિક ઢબની નાણાંની સામ્રાજ્યશાહીએ આર્થિક શોષણના નવા પ્રકારોનો ઉમેરો કર્યો છે. શોષણના એ પ્રકારો પહેલાંના યુગોમાં હસ્તીમાં નહોતા. ઓગણીસમી સદીના હિંદમાંના બ્રિટિશ અમલની મનોવૃત્તિ હિંદીને હતાશ અને કોપાયમાન કર્યા વિના નહીં રહે અને છતાં અનેક ક્ષેત્રમાં તે બ્રિટિશરોની શ્રેષ્ઠતા દર્શાવે છે. અમારા માંહોમાંહેના ઝઘડા તેમ જ અમારી નબળાઈઓનો લાભ ઉઠાવવાની શક્તિમાં પણ તેઓ ઊતરતા નથી. નબળા અને સમયના વહેણમાં પાછળ પડી ગયેલા લોકો મુસીબતો નોતરે છે અને એને માટે આખરે તેઓ પોતે જ ઠપકાને પાત્ર છે. બ્રિટિશ સામ્રાજ્યશાહી અને તેના માઠા પરિણામો એ સંજોગોમાં સ્વાભાવિક ઘટના હતી તો તેની સામે વિરોધ પેદા થાય અને છેવટે બે વચ્ચે કટોકટી પેદા થાય એ વસ્તુ પણ એ જ રીતે અનિવાર્ય હતી.

## ૫

## હિંદના રજવાડા

આજે અમારા મોટા સવાલોમાંનો એક દેશી રાજાઓ અથવા દેશી રાજ્યોનો છે. દુનિયામાં આવા રાજ્યોનો જોટો જડે એમ નથી અને તેમના કદ અને રાજકીય તેમ જ સામાજિક સ્થિતિમાં ઘણો મોટો તફાવત છે. આવા દેશી રાજ્યો હિંદમાં ૬૦૧ છે. એમાંથી લગભગ ૫૦ ઠીક મોટાં ગણી શકાય. હૈદરાબાદ, કાશ્મીર, મૈસૂર, ત્રાવણકોર, વડોદરા, ઇંદોર, કોચીન, જયપુર, જોધપુર, બિકાનેર, ભોપાળ અને પતિયાળા એમાં સૌથી મોટાં છે. એ પછી મધ્યમ કદનાં રાજ્યો આવે છે અને બાકીનાં સેંકડો બહુ જ નાનાં છે. એમાંનાં કેટલાંક તો નકશા પર ટાંકણીની અણી જેટલાં છે. આ નાનકડાં રાજ્યોમાંનાં ઘણાં કાઠિયાવાડ, પશ્ચિમ હિંદ અને પંજાબમાં છે.

આ રાજ્યોમાં કદનો તફાવત છે એટલું જ નહીં પણ બીજી અનેક બાબતોમાં પણ તેમની વચ્ચે ભિન્નતા રહેલી છે. મોટામાં મોટા રાજ્યનું ક્ષેત્રફળ

* ટોમસને ટાંકેલો ઉતારો.

ફ્રાન્સના ક્ષેત્રફળ જેટલું છે અને કેટલાક નાના રાજ્યો પાસે એક સામાન્ય ખેડૂત પાસે હોય તેના કરતા વધારે જમીન નથી ઉદ્યોગોની બાબતમા મૈસૂર સૌથી મોખરે છે મૈસૂર કોચીન અને ત્રાવણકોર કેળવણીની બાબતમા બ્રિટિશ હિંદ કરતા ઘણા આગળ છે* પણ મોટા ભાગના રાજ્યો ઘણા જ પછાત છે અને કેટલાક તો હજી સંપૂર્ણપણે રજવાડી દશામા છે બધે જ આપખુદ રાજાશાહીનો અમલ છે કેટલાક રાજ્યોમા ચૂંટણીથી રચાયેલી ધારાસભાઓ છે પણ તેમની પાસે બહુ મર્યાદિત સત્તા છે હૈદરાબાદના હિંદના પહેલા નંબરના દેશી રાજ્યમા રજવાડી જમાનાના જેવો વહીવટ ચાલે છે નાગરિક સ્વાતંત્ર્યનુ ત્યા નામ સરખુ પણ નથી અને એને લીધે જ એ વહીવટ ટકી રહ્યો છે રજપૂતાના અને પંજાબના ઘણાખરા રાજ્યોમા પણ એ જ સ્થિતિ છે નાગરિક સ્વાતંત્ર્યનો અભાવ એ બધા દેશી રાજ્યોનુ સર્વસામાન્ય લક્ષણ છે

આ બધા દેશી રાજ્યો એક જ પ્રદેશમા આવેલા નથી એ હિંદના આખા પ્રદેશ પર પથરાયેલા છે અને બિનરજવાડી પ્રદેશની વચ્ચે ટાપુઓની પેઠે આવેલા છે એમાના ઘણા મોટા ભાગના રાજ્યો અર્ધસ્વતંત્ર અર્થવ્યવસ્થા ટકાવી રાખવા માટે પણ તદ્દન અસમર્થ છે એમાના સૌથી મોટા પણ એવી જગ્યાએ આવેલા છે કે તેમની આસપાસના પ્રદેશના પૂરેપૂરા સહકાર વિના તેઓ ભાગ્યે જ વ્યવસ્થા જાળવી શકે કોઈ દેશી રાજ્ય અને બિનરજવાડી પ્રદેશ વચ્ચે ઝઘડો થાય તો જકાતની દીવાલો ઊભી કરીને તેમ જ બીજા આર્થિક પ્રતિબંધો મારફતે એ દેશી રાજ્યને વશ કરી શકાય રાજકીય તેમ જ આર્થિક એ બંને દૃષ્ટિથી આ દેશી રાજ્યોને — તેમાના સૌથી મોટાને પણ — જુદા પાડીને સ્વતંત્ર રાજ્યો લેખી નહી શકાય એ ઉઘાડુ છે એ રીતે એ લાંબો વખત ન ટકી શકે અને એથી બાકીના હિંદને પણ મોટુ નુકસાન થાય હિંદભરમાં તેઓ પારકા રાજ્યના પ્રદેશથી વીંટળાયેલા વિરોધી એકમો બની જાય અને રક્ષણ માટે તેઓ કોઈ બહારની સત્તા પર આધાર રાખે તો ખુદ એમની એક જ બીના સ્વતંત્ર હિંદને માટે કાયમી અને ગંભીર જોખમરૂપ

* પ્રજાકીય કેળવણીની બાબતમા ત્રાવણકોર, કોચીન મૈસૂર અને વડોદરા બ્રિટિશ હિંદ કરતા ઘણા આગળ વધેલા છે ત્રાવણકોરમા પ્રજાની કેળવણી માટેનો વ્યવસ્થિત પ્રયત્ન ૧૮૦૧ની સાલથી શરૂ થયો હતો (આની ઇંગ્લંડ સાથે તુલના કરો ત્યા આગળ ૧૮૭૦ની સાલથી આવા પ્રયાસો શરૂ થયા હતા.) ત્રાવણકોરમા લખીવાચી શકે એવા સ્ત્રી અને પુરુષોનુ પ્રમાણ અનુક્રમે ૪૨ અને ૫૮ ટકાનુ છે બ્રિટિશ હિંદના પ્રમાણ કરતા આ ચારગણુ વધારે છે ત્રાવણકોરમા પ્રજાના આરોગ્ય માટેનો પ્રબંધ પણ વધારે સારો છે ત્રાવણકોરમા જાહેર નોકરી તેમ જ જાહેર પ્રવૃત્તિઓમા સ્ત્રીઓ મહત્ત્વનો ભાગ ભજવે છે

બની જાય દેશી રાજ્યો સહિત આખું હિંદ રાજકીય તેમ જ આર્થિક દૃષ્ટિએ એક જ સર્વોપરી રાજસત્તાની હકૂમત નીચે ન આવ્યું હોત તો સાચે જ દેશી રાજ્યો આજ સુધી ટકી રહ્યા ન હોત એ રાજસત્તા તેમનું રક્ષણ કરતી આવી છે દેશી રાજ્યો અને બિનરજવાડી હિંદ વચ્ચે ઝઘડો થવાની શકયતા બાજુએ મૂકીએ તોયે દેશી રાજ્યના આપખુદ રાજા સામે તેની પ્રજા તરફથી નિરંતર દબાણ થઈ રહ્યું છે દેશી રાજ્યોની પ્રજા તેમના રાજાઓ પાસેથી પ્રજાકીય ધારાસભાઓ જેવી મધ્યારણીય સંસ્થાઓની માગણી કરે છે આ જાતની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયાસો બ્રિટિશ સત્તાની મદદથી ખાળી રાખવામા અને દબાવી દેવામા આવે છે

ઓગણીસમી સદીમા સુધ્ધા આવા દેશી રાજ્યો નવા જમાનામા જૂના જમાનાના બેહૂદા અવશેષ જેવા બન્યા હતા આજની પરિસ્થિતિમા હિંદને ટુકડીબંધ અલગ અલગ સ્વતંત્ર રાજ્યોમા વહેચાયેલો કલ્પવાનુ મુશ્કેલ છે. એ સ્થિતિમા નિરંતર કલહ અને ઝઘડાઓ થયા કરે એટલું જ નહીં, યોજનાપૂર્વ ની બધી આર્થિક તેમ જ સાંસ્કૃતિક પ્રગતિ અશકય બની જાય ઓગણીસમી સદીના આરંભમા આ દેશી રાજ્યો ઉદ્ભવ્યા અને ઈસ્ટ ઇન્ડિયા કંપની સાથે તેમણે સંધિ કરી ત્યારે યુરોપ અનેક નાના નાના રજવાડાઓમા વહેચાયેલુ હતુ, એ વાત આપણે યાદ રાખવી જોઈએ ત્યાર પછી અનેક યુદ્ધો અને ક્રાંતિઓએ યુરોપની સૂરત બદલી નાખી છે અને હજી પણ બદલી રહ્યા છે પણ હિંદની સૂરતને તેના પર લાદવામા આવેલા બહારના દબાણે આકાર આપ્યો, તેણે તેને જડ બનાવી દીધી અને તેમા કશો ફેરફાર ન થવા દીધો એકસો ચાળીસ વરસ પૂર્વે સામાન્ય રીતે રણક્ષેત્ર પર કે તે પછી તરત જ સામસામા પક્ષના સેનાપતિઓ અથવા તેમના સ્વામીઓ વચ્ચે થયેલી કોઈક સંધિ આગળ ધરીને કહેવુ કે એ તાત્પુરતુ સમાધાન કાયમને માટે ચાલુ રહેવુ જોઈએ એ સાવ બેહૂદુ લાગે છે દેશી રાજ્યની પ્રજાનો એ સમાધાનમા અલબત્ત કશો અવાજ નહોતો અને સામો પક્ષ તે વખતે એક વેપારી પેઢી હતી, જેને માત્ર પોતાના સ્વાર્થ અને નફાની પડી હતી ઈસ્ટ ઇન્ડિયા કંપની નામની આ વેપારી પેઢી બ્રિટિશ તાજ કે પાર્લમેન્ટના એજન્ટ તરીકે કામ નહોતી કરતી પણ સિદ્ધાંતની દૃષ્ટિએ તે દિલ્હીના બાદશાહના એજન્ટ તરીકે કામ કરતી હતી તેના હાથમા જોકે ઝાઝી જ સત્તા રહી નહોતી એ ખરુ પણ કાયદાની દૃષ્ટિએ બધી સત્તા તેના તરફથી જ પ્રાપ્ત થતી હતી બ્રિટિશ તાજ કે પાર્લમેન્ટને એ સંધિઓ સાથે કશી લેવાદેવા નહોતી ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો પટો વખતોવખત ચર્ચા માટે આવતો ત્યારે જ પાર્લમેન્ટ હિંદના મામલા વિષે વિચાર ચલાવતી મોગલ બાદશાહે ઈસ્ટ ઇન્ડિયા કંપનીને દીવાની સત્તા આપી હતી તે અધિકારની રૂએ તે હિંદમાં

કાર્ય કરતી હતી એટલી એક જ હકીકત બ્રિટિશ તાજ યા પાર્લમેન્ટની કોઈ પણ પ્રકારની સીધી દખલગીરીમાંથી તેને સ્વતંત્ર બનાવતી હતી. પાર્લમેન્ટ ચાહે તો આડકતરી રીતે કંપનીનો પટો રદ કરી શકતી હતી અથવા પટો બદલતી વખતે નવી શરતો લાદી શકતી હતી. ઇંગ્લંડનો રાજા અથવા પાર્લમેન્ટ કાયદાની દૃષ્ટિએ પણ દિલ્હીના કશી સત્તા વિનાના બાદશાહના એજંટ તરીકે અને તેથી તેના તાબેદાર તરીકે કાર્ય કરે એ ખ્યાલ ઇંગ્લંડમાં લોકોને રુચતો નહોતો અને તેથી તેઓ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની પ્રવૃત્તિઓથી ગણતરીપૂર્વક અળગા રહ્યા હતા. હિંદમાંનાં યુદ્ધોમાં ખરચવામાં આવેલાં નાણાં હિંદનાં હતાં. એ નાણાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ઉઘરાવ્યાં હતાં અને વાપર્યાં હતાં.

પાછળથી ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કાબૂ નીચેનો પ્રદેશ વધ્યો અને તેનો રાજવહીવટ મજબૂત બન્યો ત્યારે હિંદની બાબતમાં બ્રિટિશ પાર્લમેન્ટ વધારે રસ લેવા લાગી. હિંદી બળવાના આઘાત પછી ૧૮૫૮ની સાલમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ હિંદમાંનો પોતાનો મુલક (એને માટેનાં નાણાં હિંદ પાસેથી વસૂલ કરવામાં આવ્યાં હતાં.) બ્રિટિશ તાજને સોંપી દીધો. આ સોંપણી વખતે હિંદનાં દેશી રાજ્યોને બાકીના હિંદથી જુદાં પાડીને બ્રિટિશ તાજને સોંપવામાં આવ્યા નહોતા. આખા હિંદને એક ઘટક તરીકે લેખવામાં આવતો હતો અને બ્રિટિશ પાર્લમેન્ટ હિંદી સરકાર દ્વારા હિંદમાં કાર્ય કરતી હતી. એ હિંદી સરકાર દેશી રાજ્યો પર આધિપત્ય ભોગવતી હતી. દેશી રાજ્યોને બ્રિટિશ તાજ કે પાર્લમેન્ટ સાથે અલગ સંબંધો નહોતા. હિંદી સરકાર જેની પ્રતિનિધિ હતી એવા રાજતંત્રના તે બધા પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે અંગરૂપ હતાં. આ સરકાર પાછળનાં વરસોમાં તેની બદલાતી રહેતી નીતિ અનુસાર તેને ફાવતું આવે ત્યારે આ જૂની સંધિઓની અવગણના કરતી અને દેશી રાજ્યો પર બહુ અસરકારક આધિપત્યનો અમલ કરતી.

આ રીતે, હિંદનાં દેશી રાજ્યોને લાગેવળગે છે ત્યાં સુધી બ્રિટિશ તાજ ક્યાંયે વચ્ચે આવતો નથી. છેક હમણાંના વરસોમાં જ દેશી રાજ્યોની વતી અમુક પ્રકારની સ્વતંત્રતાનો દાવો રજૂ કરવામાં આવ્યો છે અને વધારામાં એવો દાવો કરવામાં આવ્યો છે કે, હિંદી સરકારથી અલગ બ્રિટિશ તાજ સાથે તેમને અમુક ખાસ સંબંધો છે. આમાંનાં બહુ થોડાં જ રાજ્યો સાથે આ સંધિઓ થયેલી છે. આવાં સંધિવાળાં દેશી રાજ્યો ચાળીસ છે, બાકીનાંને માત્ર સનદો મળેલી છે. આ ચાળીસ દેશી રાજ્યોની વસ્તી હિંદનાં દેશી રાજ્યોની

કુલ વસ્તીના પોણા ભાગ જેટલી છે અને એમાંનાં ૭ દેશી રાજ્યોની વસ્તી આ વસ્તીના ત્રીજા ભાગ કરતાં ઘણી વધારે છે. *

૧૯૩૫ના હિંદને અંગેના કાયદામાં પહેલી જ વાર દેશી રાજ્યો તેમ જ બાકીના હિંદના બ્રિટિશ પાર્લમેન્ટ સાથેના સંબંધમાં થોડો ભેદ પાડવામાં આવ્યો છે. દેશી રાજ્યોને હિંદી સરકારની દેખરેખ રાખવાની અને દોરવણી આપવાની સત્તામાંથી બહાર કાઢીને સીધાં વાઇસરૉયની સત્તા નીચે મૂકવામાં આવ્યાં. આ હેતુને માટે વાઇસરૉયને તાજનો પ્રતિનિધિ એવું નામ આપવામાં આવ્યું. સાથે સાથે વાઇસરૉય હિંદી સરકારના વડા તરીકે ચાલુ રહ્યો. દેશી રાજ્યોને માટે જવાબદાર હિંદી સરકારના રાજકીય ખાતાને હવે સીધું વાઇસરૉયની સત્તા નીચે મૂકવામા આવ્યુ અને હવે તે તેની કારોબારી સભાની સત્તા નીચે રહ્યું નહોતું.

આ દેશી રાજ્યો કેવી રીતે ઉદ્ભવ્યાં? એમાંનાં કેટલાંક તો નવાં જ છે અને તે બ્રિટિશરોની કૃતિ છે. બીજા કેટલાંક મોગલ બાદશાહનાં ખંડિયાં હતાં અને તેમને બ્રિટિશ લોકોએ ખંડિયાં રાજ્યો તરીકે ચાલુ રહેવા દીધાં હતાં. વળી બીજાં કેટલાક દેશી રાજ્યોને, ખાસ કરીને મરાઠા રાજ્યોને, બ્રિટિશ લશ્કરોએ હરાવ્યાં હતાં અને પછી તેમને ખંડિયાં રાજ્ય બનાવવામાં આવ્યાં હતાં. લગભગ એ બધાંના જ મૂળ બ્રિટિશ અમલના આરંભના સમયમાં ખોળી શકાય છે, એથી જૂનો તેમનો ઇતિહાસ નથી. એમાનાં કેટલાંક થોડા સમય માટે સ્વતંત્ર રીતે અમલ ચલાવતાં હતાં એ ખરું, પરંતુ તેમની એ સ્વતંત્રતા અલ્પજીવી હતી. યુદ્ધમાં પરાજય પામતાં અથવા યુદ્ધની ધમકીથી એ સ્વતંત્રતાનો અંત આવ્યો. દેશી રાજ્યોમાંનાં ગણ્યાંગાંઠ્યાં મોગલ પહેલાંના સમયનાં છે. અને મુખ્યત્વે કરીને એ રજપૂતાનામાં આવેલાં છે. ત્રાવણકોર રાજ્યની હસ્તી લગભગ હજાર વરસ જેટલા પ્રાચીન સમયથી અતૂટપણે ચાલી આવી છે. કેટલાંક ગર્વિષ્ઠ રજપૂત કુળો પોતાની વંશાવળીનાં મૂળ છેક ઇતિહાસ પૂર્વેના સમય સુધી લંબાવે છે. ઉદેપુરના સૂર્યવંશી મહારાણાની વંશાવળી જાપાનના મિકાડોની વંશાવળી સાથે સરખાવી શકાય એવી છે. પણ આ બધા રજપૂત રાજાઓ મોગલ બાદશાહના ખંડિયા બન્યા, પછી મરાઠાઓને અને છેવટે બ્રિટિશ સત્તાને તાબે થયા. એડવર્ડ ટૉમસન લખે છે, 'ઈસ્ટ ઇન્ડિયા કંપનીના પ્રતિનિધિઓએ અંધાધૂંધીમાં ડૂબી ગયેલા રાજાઓને તેમાથી બહાર કાઢી પોતપોતાને સ્થાને સ્થાપીને સ્થિર કર્યાં. આ રીતે તેમને ઉપાડી લઈને પુનઃસ્થાપિત કરવામાં આવ્યા

* એ ૭ દેશી રાજ્યો આ છે: હૈદરાબાદ ૧,૨૦,૦૦,૦૦૦ થી ૧,૩૦,૦૦,૦૦૦; મૈસૂર ૭૦,૫૦,૦૦૦; ત્રાવણકોર ૬૦,૨૫,૦૦૦; વડોદરા ૪૦,૦૦,૦૦૦; કાશ્મીર ૩૦,૦૦,૦૦૦, ગ્વાલિયર ૩૦,૦૦,૦૦૦; કુલ ૩,૬૦,૦૦,૦૦૦ કરતાં વધારે. હિંદનાં દેશી રાજ્યોની કુલ વસ્તી ૧૫,૦૦,૦૦,૦૦૦ ની છે.

ત્યારે એ ' રાજાઓ ' એટલા તો અસહાય અને દુર્બળ બની ગયા હતા કે સૃષ્ટિના આરંભ કાળથી આજ સુધીમાં તેનો જોટો મળવો મુશ્કેલ છે. બ્રિટિશ સરકાર વચ્ચે પડી ન હોત તો રજપૂત રાજ્યો પૃથ્વીના પટ પરથી ભૂસાઈ ગયાં હોત અને મરાઠા રાજ્યો ભાંગીતૂટી ગયાં હોત. અયોધ્યા અને નિઝામના રાજ્યની વાત કરીએ તો તેમની ખુદ હસ્તી જ બોગસ હતી. રક્ષક સત્તા* તેમનામાં શ્વાસ પૂર્યા કરતી હતી તેથી જ તે જીવતાં હોવાનો ભાસ થતો હતો.'

આજના પહેલા નંબરના દેશી રાજ્ય હૈદરાબાદનું ક્ષેત્રફળ શરૂઆતમાં નાનું હતુ. અંગ્રેજોએ ટીપુ સુલતાનને હરાવ્યો ત્યાર પછી અને મરાઠાઓ સાથેના તેમના વિગ્રહો પછી એમ બે વખત તેનો પ્રદેશ વધારવામાં આવ્યો હતો. નિઝામે અંગ્રેજોના ખંડિયા રાજા તરીકે કામ કરવુ એવી સ્પષ્ટ શરતે તેમણે આમ કર્યું હતુ. ખરી વાત એવી છે કે, ટીપુ હારી ગયો પછી તેના પ્રદેશનો અમુક ભાગ આપી દેવાની દરખાસ્ત મરાઠાઓના અગ્રણી પેશ્વાને કરવામાં આવી હતી પણ ઉપર મુજબની શરતે એ સ્વીકારવાની તેણે ના પાડી હતી.

બીજું સૌથી મોટું દેશી રાજ્ય કાશ્મીર ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ શીખો સાથેના વિગ્રહો પછી હાલના રાજાના પ્રપિતામહને વેચી દીધુ હતુ. ખરાબ રાજકારભારના બહાના નીચે પાછળથી તેને સીધા બ્રિટિશ અમલ નીચે મૂકવામાં આવ્યુ હતુ. એ પછી રાજાને તેની સત્તા ફરીથી સોંપવામાં આવી હતી. મૈસૂર રાજ્ય ટીપુ સાથેની બ્રિટિશરોની લડાઈઓ પછી તેમણે ઊભું કર્યું હતું. એ રાજ્ય પણ ઘણા વખત સુધી સીધી બ્રિટિશ હકૂમત નીચે રહ્યું હતું.

હિંદની ઈશાન સરહદ પર આવેલુ નેપાલનુ રાજ્ય સાચા અર્થમાં હિંદનું એકમાત્ર સ્વતંત્ર રાજ્ય છે. એની સ્થિતિ અફઘાનિસ્તાનને લગભગ મળતી છે. હિંદથી જોકે એ કંઈક અંશે અળગું પડી ગયેલુ છે. બાકીનાં બધાં દેશી રાજ્યો જેને ' સહાયકારી પદ્ધતિ ' તરીકે ઓળખાવવામાં આવે છે તેના અમલ

* ધિ મેઓકિંગ ઓફ ધિ ઇન્ડિયન પ્રિન્સિઝ પા. ૨૭૦–૭૧. આ પુસ્તકમા તેમ જ ટૉમસનના લૉર્ડ મેટકાફના જીવનચરિત્રમાં હૈદરાબાદ અને તેના ઉપરનો બ્રિટિશરોનો કાબૂ તેમ જ ત્યા આગળના તેમના છળકપટનુ આબેહૂબ ચિત્ર આપવામાં આવ્યુ છે. દિલ્હી તેમ જ રણજિતસિંહના પંજાબનુ પણ તેમા એવું જ ચિત્ર આપવામા આવ્યુ છે. હિંદના દેશી રાજ્યોના પ્રશ્નનો વિચાર કરવાને માટે બ્રિટિશ સરકારે નીમેલી બટલર કમિટીએ (૧૯૦૮–૨૯) પોતાના હેવાલમા કહ્યું છે કે, હિંદના દેશી રાજ્યો બ્રિટિશ સત્તાના સંપર્કમા આવ્યા ત્યાર સ્વતંત્ર હતા એ હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ સાચી નથી. કેટલાકને બ્રિટિશ સત્તાએ ઉગારી લીધાં હતા અને બીજાં તેણે પેદા કર્યાં હતા.

નીચે આવી ગયાં. એ પદ્ધતિ નીચે બધીયે સત્તા બ્રિટિશ સરકાર પાસે રહેતી હતી અને પોતાના રેસિડેન્ટ કે એજન્ટ મારફતે તે તેનો અમલ કરતી હતી ઘણી વાર બ્રિટિશ અમલદારોને પોતાના પ્રધાન તરીકે રાખવાની દેશી રાજાઓને ફરજ પણ પાડવામા આવતી હતી પરંતુ પોતાના તાબા નીચેના પ્રદેશમા સારો રાજવહીવટ ચલાવવાની તેમ જ સુધારાઓ કરવાની જવાબદારી રાજાની હતી એ રાજા પોતાની ગમે એટલી ઇચ્છા હોય તોયે આવી પરિસ્થિતિમા કશુ કરી શકતો નહીં (અને સામાન્ય રીતે તેનામા એવી ઇચ્છા કે આવડતનો અભાવ હતો) હિંદના દેશી રાજ્યો વિષે ૧૮૪૬ની સાલમા હેનરી લૉરેન્સે લખ્યુ હતુ, 'ખરાબ રાજ્યવહીવટ ચલાવવાને માટેની કોઈ તજવીજ હોય તો તે વિદેશી લશ્કર પર આધાર રાખતા અને બ્રિટિશ રેસિડેન્ટથી દોરવાતા દેશી રાજા અને પ્રધાનની છે આ બધા કુશળ, સદાચારી અને પ્રજા પ્રત્યે સહાનુભૂતિવાળા હોત તોયે રાજ્યનુ તંત્ર ભાગ્યે જ સરળતાથી ચાલી શક્યુ હોત. સારો રાજવહીવટ ચલાવવા માટેની બધી યોગ્યતાવાળો દેશી કે બ્રિટિશ એક માણસ પણ ખોળવો મુશ્કેલ છે તો પછી હળીમળીને કાર્ય કરી શકે એવા આ જાતના ત્રણ માણસો ક્યાથી લાવવા? એ ત્રણમાનો પ્રત્યેક પારાવાર બદમાશી કરી શકે પણ જો બીજો એમા દખલ કરે તો એમાનો એકે કશુ સારુ કામ ન કરી શકે'

એથીયે અગાઉ ૧૮૧૭ની સાલમાં ટૉમસ મનરોએ ગવર્નર જનરલને લખ્યુ હતુ, 'સહાયકારી લશ્કર દાખલ કરવા સામે અનેક સબળ વાંધાઓ છે જે દેશમા તેની હસ્તી હોય તેની સરકાર દુર્બળ અને જુલમી બનાવવાનું, સમાજના ઉચ્ચ વર્ગોમાથી ઉદાત્ત ભાવના નષ્ટ કરવાનુ અને આખીયે પ્રજાની અધોગતિ કરવાનુ તેમ જ તેને ગરીબ બનાવવાનુ એનુ, સ્વાભાવિક વલણ હોય છે રાજમહેલની નિરુપદ્રવી ક્રાંતિ અથવા બળવાથી થતી હિંસક ક્રાન્તિ કે પરદેશીઓને હાથે પરાજય એ ત્રણ ઉપાયો હિંદમા ખરાબ રાજવહીવટ ટાળવા માટે હોય છે પણ બ્રિટિશ ફોજની હસ્તી અંદરના કે બહારના શત્રુઓ સામે ગાદી પરના રાજાનું રક્ષણ કરીને એ ઉપાયો અજમાવવાની હરેક તક નાબૂદ કરે છે પોતાની સલામતી માટે પારકાઓ પર વિશ્વાસ રાખવાનું તેને શીખવીને એ તેમને પ્રમાદી બનાવે છે અને પોતાની પ્રજાની વેરની લાગણીથી તેને ડરવાનું કશું કારણ નથી એ બતાવીને તેને ક્રૂર અને લોભી બનાવે છે જ્યા જ્યા સહાયકારી પદ્ધતિ દાખલ કરવામાં આવી છે ત્યાનો રાજકર્તા અસાધારણ બાહોશ માણસ ન હોય તો થોડા જ વખતમા ક્ષીણ થતા જતા ગામડાઓ અને ઘટતી જતી વસ્તીના રૂપમા તેના મુલકમા એની હસ્તીની નિશાનીઓ દેખાવા લાગશે
રાજા પોતે બ્રિટિશરોને પક્ષે દૃઢપણે વળગી રહેવાના વલણવાળો હશે તોયે તેના મુખ્ય અમલદારોમાથી કોઈ ને કોઈ તેને એમાથી છૂટા થવાને પ્રેરનારો હમેશાં

નીકળવાનો જ પારકાઓની ધૂસરી ફેંકી દેવા ઇચ્છતી સ્વાતંત્ર્ય માટેની ઉદાત્ત ભાવના કાયમ રહી હશે ત્યાં સુધી એવી સનાહ આપનારાઓ મળવાના જ. એ ભાવના તેમનામાંથી સંપૂર્ણપણે નિર્મૂળ થશે એમ માનવા જેટલો હલકો અભિપ્રાય હિંદવાસીઓ વિષે હું ધરાવતો નથી એથી, સહાયકારી પદ્ધતિ સર્વત્ર છેવટના તબક્કા સુધી પહોંચશે અને જેનું રક્ષણ કરવાનું તેણે માથે લીધું છે તે દરેક સરકારનો તે નાશ કરશે એ વિષે મારા મનમાં લવલેશ શંકા નથી.*

આવા આવા વિરોધો છતાં દેશી રાજ્યોમાં સહાયકારી પદ્ધતિ ચાલુ કરવામાં આવી અને એને પરિણામે અનિવાર્ય રીતે નીતિભ્રષ્ટતા, જુલમ અને સડો દાખલ થયાં આ રાજ્યોની સરકારો સામાન્ય રીતે ઘણી ખરાબ હતી પણ તેની પાસે લગભગ કશીયે સત્તા નહોતી એ રાજ્યોમાંના જૂજ એજન્ટો અથવા રેસિડેન્ટો મેટકાફની પેઠે પ્રામાણિક અને શુદ્ધ બુદ્ધિના હતા પણ સામાન્ય રીતે તેમનામાં એમાંનો એકે ગુણ નહોતો કશી જવાબદારી વિનાની સત્તા ભોગવવાનો ગણિકાનો અધિકાર તેઓ ધરાવતા હતા પોતે અંગ્રેજ બચ્ચા છે અને સરકારી અમલદારોનું અમને પીઠબળ છે એવી સમજથી નિશ્ચિત બનેલા બિનસરકારી અંગ્રેજ સાહસખોરોએ રાજ્યના નાણાં બેફામ બનીને ગમે તેમ વેડફી નાખ્યા છે ૧૯મી સદીના પૂર્વાર્ધમાં આ દેશી રાજ્યોમાં અને ખાસ કરીને અયોધ્યા અને હૈદરાબાદમાં જે બનવા પામ્યું હતું તેના કેટલાક હેવાલો માન્યામાં પણ ન આવે એવા છે ૧૮૫૭ના બળવા પહેલાં થોડા વખત અગાઉ અયોધ્યાને ખાલસા કરીને બ્રિટિશ હિંદ સાથે જોડી દેવામાં આવ્યું હતું

તે વખતની બ્રિટિશ રાજનીતિ આવી રીતે મુલક ખાલસા કરવાની હતી અને દેશી રાજ્યને બ્રિટિશ હકૂમતમાં જોડી દેવા માટે કોઈ પણ બહાનાનો લાભ ઉઠાવવામાં આવતો હતો પણ ૧૮૫૭ના મહાન વિપ્લવથી સહાયકારી પદ્ધતિ નીચેના દેશી રાજ્યોની કિંમત બ્રિટિશ સરકારને સમજાઈ થોડા નજીવા અપવાદો બાદ કરતાં દેશી રાજાઓ એ વિપ્લવથી અળગા રહ્યા એટલું જ નહીં, કેટલાકે તો એને કચરી નાખવામાં બ્રિટિશરોને મદદ પણ કરી આથી દેશી રાજાઓ પ્રત્યેની બ્રિટિશ નીતિમાં ફેરફાર થયો અને તેમને ટકાવી રાખવાનો જ નહીં પણ સબળ બનાવવાનો પણ નિર્ણય કરવામાં આવ્યો

બ્રિટિશ સત્તાની સર્વોપરીતાના સિદ્ધાંતની ઘોષણા કરવામાં આવી અને વ્યવહારમાં હિંદી સરકારના રાજકીય ખાતાનો દેશી રાજ્યો પરનો કાબૂ કડક અને સખત બન્યો રાજાઓને તેમને સ્થાનેથી દૂર કરવામાં આવ્યા અથવા તેમની સત્તા છીનવી લેવામાં આવી છે અને બ્રિટિશ અમલદારોને તેમના

* ટૉમસને ટાંકેલો ઉતારો, પા ૨૨, ૨૩

દીવનો તરીકે રાખવાની તેમને ફરજ પાડવામાં આવી છે. દેશી રાજ્યોમાં સારી સંખ્યામાં આવા દીવાનો કાર્ય કરે છે અને પોતે નામના પોતાના વડા દેશી રાજાના કરતાં બ્રિટિશ સત્તાને વધારે જવાબદાર છે એમ માને છે.

કેટલાક દેશી રાજાઓ સારા છે અને કેટલાક ખરાબ છે. સારા રાજાના વહીવટમાં પણ ડગલે ને પગલે દખલ કરવામાં આવે છે અને તેને તેનું ધાર્યું કરવા દેવામાં આવતું નથી. એક વર્ગ તરીકે સ્વાભાવિક રીતે જ તેઓ પછાત છે, તેમની દૃષ્ટિ રજવાડી અને બ્રિટિશ સરકાર સાથેનો વહેવાર બાદ કરતાં તેમની કાર્યપદ્ધતિ અધિકારવાદી છે. બ્રિટિશ સરકાર સાથેના વહેવારમાં તેઓ ઘટતી દાસવૃત્તિ દાખવે છે. દેશી રાજાઓને શેલ્વનકરે 'હિંદમાંની બ્રિટનની પાંચમી કતાર' તરીકે વર્ણવ્યા છે તે ઉચિત જ છે.

## ૬

## બ્રિટિશ અમલની પરસ્પર વિરોધી વસ્તુઓ: રામમોહન રાય: છાપાંઓ: સર વિલિયમ જોન્સ: બંગાળમાં અંગ્રેજી કેળવણીનો આરંભ

હિંદમાંના બ્રિટિશ અમલની કારકિર્દીનો વિચાર કરતાં એક પરસ્પર વિરોધી વાત અથવા વિષમતા આપણને ડગલે ને પગલે જોવા મળે છે. બ્રિટિશરો પ્રચંડ યંત્રોવાળી નવી ઔદ્યોગિક સંસ્કૃતિના પ્રવર્તક હોવાથી હિંદમાં તેઓ સત્તાધારી બન્યા અને ઇંગ્લંડ દુનિયાની મોખરાની સત્તા બન્યું. આગળ ઉપર જે દુનિયાને પલટી નાખનાર હતું તે નવા ઐતિહાસિક બળના તેઓ દ્યોતક હતા અને એ રીતે પરિવર્તન તેમ જ ક્રાંતિના પુરોગામી અને પ્રતિનિધિ હતા. આમ છતાં, પોતાની સ્થિતિ સુદૃઢ કરવા માટે તેમ જ પોતાના લાભને અર્થે દેશ તેમ જ તેની પ્રજાનું શોષણ કરવામાં મદદરૂપ નીવડે એ માટે જેટલા પ્રમાણમાં જરૂરી હોય તે સિવાય પરિવર્તનને અટકાવવાનો તેમણે ઇરાદાપૂર્વક પ્રયત્ન કર્યો. અમુક અંશે અહીં આવનારા વર્ગની સામાજિક ભૂમિકાને લીધે, પણ પ્રધાનપણે પ્રગતિની દિશામાં થતા ફેરફારો અટકાવવાની ગણતરીપૂર્વકની યોજનાને લીધે, તેમની દૃષ્ટિ તેમ જ તેમનાં હેતુઓ પ્રગતિવિરોધી હતાં કેમ કે વા ફેરફારો હિંદીઓને સબળ બનાવે અને આખરે હિંદ પરની બ્રિટિશ મતને નબળી પાડે એમ હતું. તેમની બધીયે વિચારણાઓ તેમ જ નીતિમાં પ્રજાનો તેમને લાગતો ભય દેખાઈ આવે છે, કેમ કે તેઓ તેમની સાથે ભળી જવા માગતા નહોતા અને તેમનાથી સર્વથા ભિન્ન અને વેરભાવ સેવતી જનતાની

વચ્ચે એક અલિપ્ત શાસકસમૂહ તરીકે રહેવાને સરજાયેલા હતા. સામાન્ય ફેરફારો અને પ્રગતિની દિશામાં કેટલાક ફેરફારો ખસૂસ થયા પણ તે તેમની એ નીતિની ઉપરવટ જઈને થયા. એ ફેરફાર પાછળનું પ્રેરક બળ જોકે બ્રિટન મારફતે થયેલી નવીન પશ્ચિમની અસર હતું.

કેળવણીકારો, પ્રાચ્યવિદ્યા અથવા પૂર્વની સંસ્કૃતિના અભ્યાસીઓ, પત્રકારો અને મિશનરીઓ તરીકે અંગ્રેજોએ વ્યક્તિગત રીતે હિંદમાં પશ્ચિમની સંસ્કૃતિ દાખલ કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને એમ કરવાના તેમના પ્રયાસોમાં ઘણી વાર તેઓ પોતાની સરકાર સાથે અથડામણમાં આવ્યા છે. આધુનિક શિક્ષણના ફેલાવાની અસરથી એ સરકાર ડરતી હતી અને તેણે એના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ ઊભી કરી. અને છતાં બાહોશ અને સાચા દિલના અંગ્રેજોના અણખેડ્યા ક્ષેત્રમાં નવો ચીલો પાડવાના પ્રયાસોને — તેમણે ઉત્સાહી હિંદી વિદ્યાર્થીઓનાં જૂથોને પોતાની આસપાસ એકત્ર કર્યાં હતાં — પરિણામે ઇંગ્લિશ તત્ત્વચિંતન, સાહિત્ય તેમ જ રાજકીય પરંપરા હિંદમાં દાખલ થયાં. (હું અંગ્રેજો કહું છું ત્યારે એ શબ્દમાં આખાયે ગ્રેટબ્રિટનના અને આયર્લૅન્ડના લોકોનો સમાવેશ કરું છું. એ જોકે ખોટું છે એની મને ખબર છે. બ્રિટિશ શબ્દનો મને અણગમો છે અને એમાં પણ ઘણુંખરું આયર્લૅન્ડવાસીનો સમાવેશ થતો નથી. આયર્લૅન્ડવાસી, સ્કૉટલૅન્ડવાસી તેમ જ વેલ્સવાસીની હું માફી માગું છું. હિંદમાં એ સૌએ એક જ રીતે કાર્ય કર્યું છે અને હિંદીઓ તે બધાને એક જ જાતના ગણે છે.) બ્રિટિશ સરકારને કેળવણી પ્રત્યે અણગમો હોવા છતાં સંજોગોવશાત્ પોતાના વધતા જતા તંત્રને માટે કારકુનો પેદા કરવાનો તેમ જ તેમને તાલીમ આપવાનો બંદોબસ્ત કરવાની તેને ફરજ પડી. આવા ગૌણ સ્થાને કામ કરવા માટે સંખ્યાબંધ લોકોને ઇંગ્લંડથી લાવવાનું તેને પાલવે એમ નહોતું. એથી કેળવણી ધીમે ધીમે વધતી ગઈ અને એ કેળવણી જોકે મર્યાદિત અને વિકૃત હતી તેમ છતાં નવા ખ્યાલો અને ક્રિયાશીલ વિચારો માટે એણે ચિત્તનાં દ્વાર ખુલ્લાં કર્યાં.

છાપખાનાં તો શું પણ બીજાં યંત્રોને પણ હિંદીઓના ચિત્તને માટે જોખમકારક અને સ્ફોટક લેખવામાં આવતાં હતાં અને રખેને તે રાજદ્રોહ તેમ જ ઉદ્યોગોનો ફેલાવો કરે એટલા માટે કોઈ પણ રીતે તેમને ઉત્તેજન અપાતું નહોતું. એવી એક વાત છે કે, હૈદરાબાદના નિઝામે એક વખત યુરોપિયન યંત્રો જોવાની ઇચ્છા દર્શાવી તે પરથી બ્રિટિશ રેસિડેન્ટે તેને માટે હવાનો પંપ અને છાપખાનું મેળવ્યાં. નિઝામનું ક્ષણિક કુતૂહલ સંતોષાયા પછી બીજી બેરો અને અજાયબીની વસ્તુઓ સાથે એ વસ્તુઓ પણ બાજુએ મૂકી દેવામાં આવી. પણ કલકત્તાની સરકારને કાને આ વાત પહોંચી ત્યારે પોતાના

રેસિડેન્ટ તરફ તેણે ખૂબ નારાજી દર્શાવી અને દેશી રાજ્યમાં ખાસ કરીને છાપખાનું દાખલ કરવા માટે તેને ઠપકો આપ્યો રેસિડેન્ટે સરકાર ઇચ્છે તો ગુપ્તપણે તેને ભાંગી નખાવવાની વ્યવસ્થા કરવાનું જણાવ્યું

ખાનગી છાપખાનાઓ કાઢવાને ઉત્તેજન આપવામાં આવતું નહોતું એ ખરું પણ છાપકામ વિના સરકાર પોતાનું કામ ચલાવી શકી નહીં અને તેથી કલકત્તા, મદ્રાસ તેમ જ બીજાં સ્થાનોમાં સરકારી છાપખાનાઓ કાઢવામાં આવ્યાં પહેલવહેલું ખાનગી છાપખાનું બૅપ્ટિસ્ટ સંપ્રદાયના મિશનરીઓએ સેરામપોરમાં અને પહેલવહેલું છાપું એક અંગ્રેજે ૧૭૮૦ની સાલમાં કલકત્તામાં કાઢયું હતું

આ બધા અને બીજા ફેરફારો ધીમે ધીમે અને ચુપચુપ થવા લાગ્યા હિંદીઓના ચિત્ત પર તેની અસર થઈ અને એ રીતે અહીં આધુનિક માનસનો જન્મ થયો યુરોપના વિચારોની સીધી અસર એક બહુ જ નાનકડા સમૂહ પર થઈ કેમ કે પોતાની તાત્ત્વિક ભૂમિકાને પશ્ચિમની તાત્ત્વિક ભૂમિકા કરતાં ચડિયાતી ગણીને હિંદ તેને વળગી રહ્યું પશ્ચિમની ખરી અસર જીવનની વ્યાવહારિક બાજુ પર થવા પામી પૂર્વની એ જ વસ્તુ કરતાં તે દેખીતી રીતે જ ચડિયાતી હતી રેલવે ગાડી છાપખાનું બીજાં યંત્રો, યુદ્ધની વધારે અસરકારક રીતો વગેરે નવી યંત્રકળાની વસ્તુઓની અવગણના ન થઈ શકી વિચારની પુરાણી પદ્ધતિઓનો વિરોધ હોવા છતાં પરોક્ષ રીતે અને ખબર ન પડે એ રીતે એ વસ્તુઓ દાખલ થઈ અને હિંદીઓના માનસમાં તેમણે સંક્ષોભ પેદા કર્યો જમીનના ભોગવટાની જૂની પદ્ધતિ તૂટી પડી અને ખાનગી મિલકત તેમ જ જમીનદારી પ્રથાના ખ્યાલો દાખલ થયા, એ સૌથી મોટો અને દૂરગામી ફેરફાર હતો નાણાની અર્થવ્યવસ્થા ચુપચુપ દાખલ થઈ ગઈ અને 'જમીન ખરીદ-વેચાણની એક લેવડદેવડની ચીજ બની ગઈ રૂઢિને લીધે પહેલાં જે વસ્તુને વજ્રલેપ લેખવામાં આવતી હતી તેને નાણાએ ઓગાળી નાખી '

બંગાળે હિંદના બીજા કોઈ પણ મોટા ભાગ કરતાં ઘણા વખત અગાઉ જમીનને અંગેના, યંત્રોને લગતા, કેળવણી વિષયક તેમ જ બૌદ્ધિક — આ બધા ફેરફારો ભાળ્યા અને અનુભવ્યા કેમ કે બ્રિટિશ અમલ હિંદના બીજા કોઈ પણ બહોળા વિસ્તાર કરતાં બંગાળમાં લગભગ અર્ધી સદી જેટલો વહેલો સ્થપાયો હતો અઢારમી સદીના ઉત્તરાર્ધ અને ઓગણીસમી સદીના પૂર્વાર્ધ દરમ્યાન બ્રિટિશ હિંદના જીવનમાં બંગાળે તેથી મહત્ત્વનો ભાગ ભજવ્યો બંગાળ બ્રિટિશ રાજ્ય વહીવટના કેન્દ્ર અને નાભિ સમાન હતું એટલું જ નહીં, અંગ્રેજી કેળવણી પામેલા હિંદીઓનું પણ પ્રથમ જૂથ તેણે પેદા કર્યું અંગ્રેજી કેળવણી પામેલા આ લોકો બ્રિટિશ સત્તાની છાયા નીચે હિંદના બીજા ભાગોમાં ફરી વળ્યા ઓગણીસમી સદીમાં બંગાળમાં સારી સંખ્યામાં અસાધારણ પુરુષો પાક્યા તેમણે

સાંસ્કૃતિક અને રાજકીય બાબતોમાં બાકીના હિંદને દોરવણી આપી અને તેમના પ્રયાસોને પરિણામે નવી રાષ્ટ્રીય ચળવળ છેવટે નિર્માણ થઈ. બંગાળને બ્રિટિશ અમલનો ઘણો લાંબો પરિચય હતો એટલું જ નહીં, તેની આરંભની અવસ્થામાં જ્યારે તે વધારે કડક અને જોમથી ઊભરાતો હતો, જ્યારે તેણે હજી પોતાનું છેવટનું સ્વરૂપ પૂરેપૂરું ધારણ કર્યું નહોતું ત્યારે તેનો અનુભવ કર્યો હતો મધ્ય અને ઉત્તર હિંદ તેના તાબા નીચે આવ્યું તે પહેલાં ઘણા સમયથી તેણે એ અમલનો સ્વીકાર કર્યો હતો અને તેની સાથે પોતાનો મેળ બેસાડ્યો હતો. ૧૮૫૭ના મહાન બળવાની અસર બંગાળ પર નહીં જેવી જ થઈ હતી; તેનો પહેલો તણખો જોકે આકસ્મિક રીતે કલકત્તા પાસે ડમડમ આગળ દેખાયો હતો.

બ્રિટિશ અમલ પહેલાં બંગાળ મોગલ સામ્રાજ્યનો સરહદ પરનો પ્રાંત હતો. તે મહત્ત્વનો પ્રાંત હતો છતા કેન્દ્રથી કંઈક અળગો પડી ગયેલો હતો. મધ્ય યુગના આરંભના સમય દરમ્યાન ત્યાંના હિંદુઓમાં ઉપાસનાના તેમ જ તાંત્રિક ફિલસૂફી તથા તાંત્રિક આચારનાં હીન સ્વરૂપો પ્રચલિત બન્યાં હતાં. ત્યાર પછી હિંદુ સુધારણાની ઘણી ચળવળો પેદા થઈ. આ ચળવળોએ સામાજિક પ્રથાઓ અને કાયદાઓ પર અસર કરી અને બીજાં સ્થાનોમાં પ્રચલિત વારસાને લગતા સર્વમાન્ય નિયમોમાં પણ તેણે ફેરફારો કર્યા. ચૈતન્ય નામના ધુરંધર પંડિતે ભક્તિમાર્ગ અંગીકાર કર્યો, ભક્તિ પર રચાયેલા એક પ્રકારના વૈષ્ણવ સંપ્રદાયની સ્થાપના કરી અને એ રીતે બંગાળના લોકમાનસ પર તેણે ઊંડી અસર કરી. મોટી બૌદ્ધિક સિદ્ધિ અને પ્રબળ ભાવનાશીલતા એ બેનુ વિચિત્ર પ્રકારનુ મિશ્રણ બંગાળી લોકોએ પેદા કર્યું. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં રામકૃષ્ણ પરમહંસ નામના બીજા એક અસાધારણ અને સાધુચરિત પુરુષ બંગાળમાં પ્રેમપૂર્વકના ભક્તિભાવ તેમ જ માનવજાતની સેવાની આ પરંપરાના પ્રવર્તક બન્યા. એમના નામથી સેવા કરનારા એક સંઘની સ્થાપના કરવામાં આવી. સામાજિક તેમ જ માનવદયાના ક્ષેત્રમાં તેણે કરેલું કાર્ય અજોડ છે. પ્રાચીન સમયના સંત ફ્રાંસિસના સંઘના સાધુઓની પેઠે પ્રેમપૂર્વકની સેવાની ભાવનાથી ઊભરાતા અને શાન્ત, આડંબરરહિત તેમ જ કાર્યકુશળ, રામકૃષ્ણ મિશનના સભ્યો ક્વેકરોની પેઠે પોતાની ઇસ્પિતાલો અને કેળવણીની સંસ્થાઓ ચલાવે છે અને હિંદભરમાં અને હિંદની બહાર પણ જ્યાં આપત્તિ આવી પડે ત્યાં રાહતનાં કામો કરે છે.

રામકૃષ્ણ પરમહંસ હિંદની પ્રાચીન પરંપરાના પ્રતિનિધિ હતા. એમના પહેલાં અઢારમી સદીમાં બંગાળમાં રામમોહન રાય નામના બીજા એક મહાપુરુષ પેદા થયા હતા. તે નવીન પ્રકારના પુરુષ હતા અને તેમનામાં પ્રાચીન તેમ જ નવી વિદ્યાઓનો સંયોગ થયો હતો. હિંદી તત્ત્વવિચાર અને

ફિલસૂફીનું તેમને ઊંડું જ્ઞાન હતું અને સંસ્કૃત, ફારસી તેમ જ અરબીના તે અડગ પંડિત હતા આમ તે હિંદુમુસ્લિમ મિશ્ર સંસ્કૃતિની પેદાશ હતા હિંદના સંસ્કારી વર્ગોમાં તે વખતે એ સંસ્કૃતિનું પ્રાધાન્ય હતુ બ્રિટિશરોના હિંદના આગમન પછી ઘણી બાબતોમાં તેમની શ્રેષ્ઠતા પરથી તેમનુ જિજ્ઞાસુ અને સાહસિક ચિત્ત તેમના સાંસ્કૃતિક મૂળો ખોળવા તરફ વળ્યુ. તે અંગ્રેજી શીખ્યા. પણ એટલેથી જ તે અટક્યા નહીં. પશ્ચિમના ધર્મ તેમ જ સંસ્કૃતિના મૂળ ખોળવાને માટે તે ગ્રીક, લૅટિન અને હિબ્રૂ ભાષા ભણ્યા. પશ્ચિમની સંસ્કૃતિની યંત્રકળાને લગતી બાબતો અને પશ્ચિમના વિજ્ઞાન તરફ પણ તેઓ આકર્ષાયા, તે વખતે જોકે યંત્રકળાના એ ફેરફારો એ પછીથી થયા તેટલા દેખીતા નહોતા. ફિલસૂફી અને વિદ્યાના ઉપાસક હોઈને રામમોહન રાય અનિવાર્યપણે વધારે પ્રાચીન સાહિત્યોના અભ્યાસ તરફ વળ્યા. પ્રાચ્યવિદ્યાના અભ્યાસી મોનિયર વિલિયમ્સે એમને વિષે કહ્યુ છે, 'ઘણુંખરું એ તુલનાત્મક ધર્મશાસ્ત્રના દુનિયાના પ્રથમ નિષ્ઠાવાન અભ્યાસી હતા.' અને આમ છતા, કેળવણીને જૂની શુષ્ક પંડિત પદ્ધતિના સકંજામાંથી કાઢી તેને આધુનિક ઢબની બનાવવાને તે ઉત્સુક હતા એટલા જૂના સમયમાં પણ તે વૈજ્ઞાનિક પદ્ધતિના હિમાયતી હતા અને તેમણે 'ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયણ, શરીરશાસ્ત્ર તેમ જ બીજાં ઉપયોગી શાસ્ત્રો'ની કેળવણી આપવાની જરૂરિયાત પર ભાર મૂકતો પત્ર ગવર્નર જનરલને લખ્યો હતો.

રામમોહન રાય કેવળ પંડિત અને અભ્યાસી નહોતા. એથીયે વિશેષ તે સુધારક હતા પોતાની યુવાવસ્થામા તેમના પર ઇસ્લામ અને કંઈક અંશે ખ્રિસ્તી ધર્મની અસર થઈ હતી પણ એમ છતા તે પોતાના ધર્મના પાયાના સિદ્ધાંતોને વળગી રહ્યા પણ એ ધર્મને સુધારવાનો તેમ જ તેમાં પેસી ગયેલી બદીઓ અને કુપ્રથાઓને દૂર કરવાનો તેમણે પ્રયત્ન કર્યો ઘણે અંશે સતી થવાનો રિવાજ બંધ કરવા માટેની તેમની ચળવળને પરિણામે જ બ્રિટિશ સરકારે તેની મનાઈ કરી સતી થવાનો અથવા મરણ પામેલા પતિ સાથે ચિતા પર સહગમન કરવાનો રિવાજ કદી પણ બહોળા પ્રમાણમાં પ્રચલિત નહોતો પરંતુ ઉપલા વર્ગોમાં એના જૂજ દાખલાઓ બન્યા કરતા હતા. ઘણું કરીને આ પ્રથા મૂળ સિથિયન કે તાર્તર લોકો હિંદમા લાવ્યા હતા પોતાનો સ્વામી મરી જાય ત્યારે તેના આશ્રિત ઉમરાવોએ પોતાનો વધ કરવો એવી પ્રથા તેમનામા પ્રચલિત હતી. આરંભ કાળના સંસ્કૃત સાહિત્યમાં સતીની પ્રથાને વખોડી કાઢવામાં આવી છે. એ અટકાવવાને અકબરે ભારે પ્રયત્ન કર્યો હતો અને મરાઠાઓ પણ એ પ્રથાની વિરુદ્ધ હતા

રામમોહન રાય હિંદી છાપાંઓના પણ એક આદિ સંસ્થાપક હતા. ૧૭૮૦ની સાલ પછી અંગ્રેજો તરફથી હિંદમાં ઘણાં છાપાંઓ કાઢવામાં આવ્યાં

હતાં. સામાન્ય રીતે એ છાપાંઓ સરકારની સારી પેઠે ઝાટકણી કાઢતાં હતાં. એને પરિણામે સરકાર અને તેમની વચ્ચે અથડામણ પેદા થઈ અને તેમના પર સખત અંકુશો મૂકવામાં આવ્યા. છાપાંઓની સ્વતંત્રતાની હિંદમાં પહેલવહેલી હિમાયત કરનારાઓ અંગ્રેજો હતા અને જેમ્સ સિલ્ક બકિંગહામ નામના એક પત્રકારને તો અહીંથી હદપાર કરવામાં આવ્યો હતો. એને હિંદમાં હજી પણ યાદ કરવામાં આવે છે. હિંદીની માલકીનું અને હિંદીના તંત્રીપણા નીચેનું છાપું (અંગ્રેજીમાં) ૧૮૧૮ની સાલમાં બહાર પાડવામાં આવ્યું અને એ જ સાલમાં સેરામપોરના બૅપ્ટિસ્ટ પંથના મિશનરીઓએ બંગાળી ભાષામાં એક માસિક અને અઠવાડિક બહાર પાડ્યું. હિંદની ભાષામાં પ્રગટ થયેલાં આ પ્રથમ સામયિકો હતાં. એ પછી કલકત્તા, મદ્રાસ તેમ જ મુંબઈમાં અંગ્રેજી ભાષામાં તેમ જ દેશી ભાષાઓમાં ઉપરાછાપરી સંખ્યાબંધ છાપાંઓ તેમ જ સામયિકો પ્રકટ થવા લાગ્યાં.

દરમ્યાન છાપાંઓની સ્વતંત્રતા માટેની લડત શરૂ થઈ ચૂકી હતી અને અનેક તડકીછાંયડી વેઠીને તે આજ સુધી ચાલુ રહેવાની હતી. ૧૮૧૮ની સાલમાં મશહૂર ત્રીજું રેગ્યુલેશન પણ બહાર પડ્યું. એમાં અદાલતમાં કામ ચલાવ્યા વિના માણસને અટકાયતમાં રાખવાની પહેલી જ વાર જોગવાઈ કરવામાં આવી હતી. એ રેગ્યુલેશન હજી આજે પણ અમલમાં છે અને એ ૧૨૬ વરસ જૂના હુકમની રૂએ કેટલાયે લોકોને જેલમાં પૂરી રાખવામાં આવ્યા છે.

રામમોહન રાય ઘણાં છાપાંઓ સાથે જોડાયેલા હતા. તેમણે અંગ્રેજી અને બંગાળી એ બે ભાષામાં એક માસિક કાઢ્યું. અને હિંદભરમાં ફેલાવો થાય એટલા માટે પાછળથી ફારસી ભાષામાં માસિક કાઢ્યું. ફારસી તે વખતે હિંદભરના કેળવાયેલા વર્ગના લોકોની ભાષા લેખાતી હતી. પણ ૧૮૨૩ની સાલમાં છાપાંઓના નિયમન માટેનો નવો કાયદો થયો ત્યાર પછી તે બંધ પડી ગયું. રામમોહન રાય તેમ જ બીજાઓએ એ કાયદાની સામે સખત વિરોધ ઉઠાવ્યો હતો અને ઇંગ્લંડમાં રાજા પર પણ એ સંબંધમાં અરજી કરી હતી.

રામમોહન રાયની પત્રકાર તરીકેની પ્રવૃત્તિઓ તેમની સુધારા માટેની ચળવળ સાથે નિકટપણે સંકળાયેલી હતી. તેમની સમન્વયકારી અને સર્વસ્પર્શી દૃષ્ટિ તરફ સનાતનીઓ અથવા જૂના વિચારોને વળગી રહેનારા લોકોએ અણગમો દર્શાવ્યો અને તેમણે સૂચવેલા ઘણાખરા સુધારાઓ સામે વિરોધ ઉઠાવ્યો. પણ એમના ચુસ્ત ટેકેદારો પણ હતા. એમાં પાછળના વખતમાં બંગાળની નવજાગૃતિમાં આગળપડતો ભાગ ભજવનાર ટાગોર કુટુંબ પણ હતું. રામમોહન રાય દિલ્હીના બાદશાહની વતી ઇંગ્લંડ ગયા અને ઓગણીસમી સદીના ત્રીજા દસકાના આરંભમાં બ્રિસ્ટલ શહેરમાં તેમનું અવસાન થયું.

રામમોહન રાય તેમ જ ટાગોર કુટુંબના માણસો અને બીજા કેટલાક ખાનગી રીતે અંગ્રેજી શીખ્યા હતા તે વખતે અંગ્રેજી શાળાઓ કે કૉલેજો નહોતી અને સરકારની નીતિ હિંદીઓને અંગ્રેજી ભણાવવાની બિલકુલ વિરુદ્ધ હતી ૧૭૮૧ની સાલમા સરકારે સંસ્કૃતના અભ્યાસ માટે હિંદુ કૉલેજ અને અરબીના અભ્યાસ માટે કલકત્તા મદ્રેસા કાઢ્યા હતા ૧૭૯૧ની સાલમા બનારસમા એક સંસ્કૃત કૉલેજ સ્થાપવામા આવી હતી ઓગણીસમી સદીના બીજા દસકામા કેટલીક મિશનરી શાળાઓ ઘણું કરીને અંગ્રેજી શીખવતી હતી ઓગણીસમી સદીના ત્રીજા દસકામા સરકારી મંડળોમાના કેટલાક લોકો અંગ્રેજીનુ શિક્ષણ આપવાની તરફેણના હતા પણ એનો વિરોધ કરવામા આવ્યો આમ છતા, એક પ્રયોગ તરીકે દિલ્હીની અરબી શાળામા તેમ જ કલકત્તાની કેટલીક સંસ્થાઓમા અંગ્રેજીના વર્ગો શરૂ કરવામા આવ્યા હિંદીઓને અંગ્રેજી શિક્ષણ આપવાની તરફેણનો છેવટનો નિર્ણય ૧૮૩૫ની સાલની મૅકોલેની કેળવણી અંગેની નોંધમા રજૂ કરવામા આવ્યો છે એ પછી કલકત્તામા પ્રેસિડન્સી કૉલેજની સ્થાપના કરવામા આવી ૧૮૫૭ની સાલમા કલકત્તા, મદ્રાસ અને મુંબઈની યુનિવર્સિટીઓએ પોતાની કારકિર્દીનો આરંભ કર્યો

હિંદમાની બ્રિટિશ સરકાર હિંદીઓને અંગ્રેજી ભણાવવાને નારાજ હતી તો અંગ્રેજોને સંસ્કૃત શીખવવા સામે બ્રાહ્મણ પંડિતોનો વિરોધ એથીયે સબળ હતો પણ તેમના એ વિરોધના કારણો વળી જુદા હતા વિલિયમ જોન્સ સુપ્રિમ કોર્ટ (વડી અદાલત)ના ન્યાયાધીશ તરીકે હિંદ આવ્યો ત્યારે તેણે સંસ્કૃત ભણવાની પોતાની ઇચ્છા દર્શાવી તે મોટો વિદ્વાન અને ભાષાશાસ્ત્રી હતો પણ સારુંસરખું વળતર આપવાનુ જણાવવામા આવ્યુ તે છતા પરદેશી તેમ જ આ દેશમા ઘૂસી જનારને એ પવિત્ર ભાષા શીખવવા કોઈ બ્રાહ્મણ તૈયાર ન થયો જોન્સે મહામહેનતે આખરે એક બ્રાહ્મણેતર વૈદ્ય ખોળી કાઢ્યો એણે તેને સંસ્કૃત શીખવવાનુ કબૂલ કર્યું પણ પોતાની વિશિષ્ટ પ્રકારની અને કડક શરતે હિંદની પ્રાચીન ભાષા શીખવાને જોન્સ એટલો બધો આતુર હતો કે તેણે તેની બધી શરતો કબૂલ રાખી સંસ્કૃત ભાષાથી અને ખાસ કરીને હિંદનાં પ્રાચીન નાટકોના તેને થયેના પરિચયથી જોન્સ આશ્ચર્યચકિત થઈ ગયો તેના લખાણો અને અને અનુવાદો મારફતે જ યુરોપને સંસ્કૃત ભાષાના સમૃદ્ધ ખજાનાની પહેલવહેલી કંઈક ઝાંખી થઈ ૧૭૮૪ની સાલમા સર વિલિયમ જોન્સે બેંગાલ એશિયાટિક સોસાયટીની સ્થાપના કરી પાછળથી તે રોયલ એશિયાટિક સોસાયટી બની પોતાના પ્રાચીન સાહિત્યની કૃતિઓ ફરીથી હાથ લાગી તે માટે હિંદ જોન્સ તેમ જ બીજા યુરોપિયન વિદ્વાનોનું ખૂબ ઋણી છે એમાની ઘણીખરી કૃતિઓ બેશક એ બધાયે સમય દરમ્યાન જાણુમાં હતી

પણ એ જાણુ અમુક ચુનંદાં જૂથોમાં વધુ ને વધુ પ્રમાણમાં મર્યાદિત થતી ગઈ હતી અને રાજભાષા તરીકે ફારસીને પ્રભુત્વ મળ્યું તેથી લોકોનું તેના તરફ દુર્લક્ષ થતું ગયું હતું. હસ્તપ્રતો ખોળી કાઢવાની પ્રવૃત્તિને પરિણામે જેમને વિષે બહુ ઓછી જાણ હતી એવા અનેક ગ્રંથો બહાર આવ્યા અને અભ્યાસની આધુનિક ઢબની વિવેચનાત્મક પદ્ધતિથી કરવામાં આવેલા તેમના સંસ્કરણે એ મળી આવેલા સાહિત્યને નવી ભૂમિકા અર્પી.

છાપખાનાંના આગમને તેમ જ તેના ઉપયોગે હિંદની પ્રાંતિક ભાષાઓના વિકાસને મોટો વેગ આપ્યો. હિંદી, બંગાળી, ગુજરાતી, મરાઠી, ઉર્દૂ, તામિલ, તેલુગુ વગેરે હિંદની કેટલીક ભાષાઓ ઘણા સમયથી ચાલતી આવી હતી એટલું જ નહીં, તેમનાં સાહિત્ય પણ સારી પેઠે ખીલેલાં હતાં. એ ભાષાઓના ઘણા ગ્રંથો જનતામાં સારી પેઠે પ્રચલિત હતા. સામાન્ય રીતે એ બધા સહેલાઈથી મોઢે કરી શકાય એવા કાવ્યગ્રંથો હતા. ત્યારે એ ભાષાઓમાં ખાસ કરીને ગદ્ય સાહિત્ય નહોતું. ગંભીર પ્રકારનું લખાણ લગભગ સંસ્કૃત અને ફારસીમાં જ મર્યાદિત હતું અને પ્રત્યેક કેળવાયેલો માણસ એ બેમાંથી એક ભાષા જાણતો હતો એમ માનવામાં આવતું હતું. આ બે પ્રાચીન અને શિષ્ટ ગણાતી ભાષાઓએ વડપણનો ભાગ ભજવ્યો અને પ્રાંતોની લોકભાષાઓનો વિકાસ અટકાવ્યો. છાપાંઓ તેમ જ પુસ્તકો છપાવા લાગ્યાં તેથી શિષ્ટ ગણાતી આ પ્રાચીન ભાષાઓનું વર્ચસ તૂટી ગયું અને તત્કાળ પ્રાંતિક ભાષાઓનાં ગદ્યસાહિત્ય ખીલવા લાગ્યાં. આરંભકાળના ખ્રિસ્તી મિશનરીઓ અને ખાસ કરીને સિરામપોરના બૅપ્ટિસ્ટ મિશનરીઓએ એ દિશામાં મોટી મદદ કરી. ખાનગી માલકીનું પહેલવહેલું છાપખાનું તેમણે શરૂ કર્યું અને બાઇબલનો હિંદની પ્રાંતિક ભાષાઓમાં ગદ્યમાં અનુવાદ કરવાના તેમના પ્રયાસોને સારી સફળતા મળી.

સુપરિચિત અને રૂઢ થઈ ગયેલી ભાષાઓ સાથે કામ લેવામાં કશી મુશ્કેલી નહોતી. પણ મિશનરીઓ એથી પણ આગળ વધ્યા અને કેટલીક ગૌણ અને અણવિકસી ભાષાઓનું કામ તેમણે હાથમાં લીધું, અને તેમનાં વ્યાકરણો તેમ જ શબ્દકોશો તૈયાર કરી એ ભાષાઓને નિશ્ચિત સ્વરૂપ આપ્યું. પહાડો અને જંગલોમાં વસતી આદિવાસી જાતિઓની બોલીઓના સંબંધમાં પણ તેમણે પ્રયાસો કર્યા અને તેમને લખાણમાં ઉતારી. બાઇબલને શક્ય એટલી બધી ભાષાઓમાં ઉતારવાની ખ્રિસ્તી મિશનરીઓની કામના આ રીતે હિંદની ઘણી ભાષાના વિકાસમાં પરિણમી. ખ્રિસ્તી મિશનરીઓનું હિંદમાંનું કાર્ય હમેશાં આદરપાત્ર કે પ્રશંસનીય નહોતું પણ આ બાબતમાં તેમ જ લોકગીતોનો સંગ્રહ કરવામાં તેમણે ખસૂસ હિંદની મોટી સેવા બજાવી છે.

કેળવણીનો પ્રચાર કરવાની ઈસ્ટ ઈન્ડિયા કંપનીની નામરજી વાસ્તવિક હતી. કેમ કે છેક ૧૮૩૦ની સાલમાં કલકત્તાની હિંદુ કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓએ (ત્યાં આગળ સંસ્કૃત ભણાવાતું હતું અને નહીં કે અંગ્રેજી) અમુક સુધારાઓની માગણી કરી. તેમણે કંપનીની રાજકીય સત્તા પર મર્યાદા મૂકવાની તેમ જ મફત અને ફરજિયાત શિક્ષણનો બંદોબસ્ત કરવાની માગણી કરી. ઘણા પ્રાચીન સમયથી હિંદમાં શિક્ષણ મફત આપવામાં આવતું હતું એ બિના સુવિદિત છે. એ શિક્ષણ પરંપરાગત હતું અને બહુ સારું કે ફાયદાકારક નહોતું પણ કોઈ પણ પ્રકારનું આર્થિક વળતર આપ્યા વિના ગરીબ વિદ્યાર્થીઓને પણ તે મળી શકતું હતું. હા, વિદ્યાર્થીઓને શિક્ષકનું અંગત કંઈક કામકાજ કરવું પડતું હતું ખરું. એ બાબતમાં હિંદુ તેમ જ મુસ્લિમ બંને પરંપરા સમાન હતી.

નવી કેળવણી ફેલાતી ગણતરીપૂર્વક અટકાવવામાં આવતી હતી, ત્યારે બંગાળમાં જૂની કેળવણીનું પણ મોટે ભાગે નિકંદન કાઢવામાં આવ્યું હતું. બંગાળમાં બ્રિટિશરોએ સત્તા હાથ કરી ત્યારે ત્યાં મોટી સંખ્યામાં માફી જમીનો હતી. એમાંની કેટલીક વૈયક્તિક માલકીની હતી પણ મોટા ભાગની માફીની જમીનો કેળવણીની સંસ્થાઓ માટે પસાયતા તરીકે આપવામાં આવેલી હતી. જૂની ઢબની સંખ્યાબંધ પાઠશાળાઓ એના પર નભતી હતી. વળી ઉચ્ચ શિક્ષણની કેટલીક સંસ્થાઓ પણ એના પર નભતી હતી. મુખ્યત્વે કરીને ઉચ્ચ શિક્ષણ ફારસી મારફતે અપાતું હતું. ઇંગ્લંડમાંના પોતાના શેરહોલ્ડરોને વ્યાજ આપવાને માટે ઝડપથી નાણાં એકઠાં કરવા ઈસ્ટ ઇન્ડિયા કંપની ઇંતેજાર હતી અને તેના ડાયરેક્ટરો સતત અને ભારપૂર્વક એવી માગણી કર્યાં કરતા હતા. એથી એ માફી જમીનો લઈ લેવાની અને જપ્ત કરવાની નીતિ ઇરાદાપૂર્વક અખત્યાર કરવામાં આવી. એ જમીન બક્ષિસ આપવામાં આવી હતી તેની ચોક્કસ સાબિતી માગવામાં આવી. પણ એની સનદ તેમ જ એને અંગેના કાગળિયાં જ્યાંતો ક્યારનાંયે ખોવાઈ ગઈ હતી અથવા તે ખોવાઈ ગયા હતા. એટલે માફીની જમીનો લઈ લેવામાં આવી. શાળા તેમ જ કૉલેજોએ પોતાના પસાયતા ગુમાવ્યા. આ નીતિની ઘણા મોટા પ્રદેશ પર અસર પહોંચી અને અનેક પુરાણાં કુટુંબો તારાજ થઈ ગયાં. આ માફીની જમીનને આધારે ચાલતી ઘણી કેળવણીની સંસ્થાઓ બંધ થઈ ગઈ અને તેમની સાથે સંબંધ ધરાવતા સંખ્યાબંધ શિક્ષકો બેકાર બની ગયા.

બંગાળના હિંદુ તેમ જ મુસલમાન જૂના રજવાડી વર્ગના લોકો તેમ જ તેમને આશરે રહેનારા વર્ગના લોકોને ધૂળભેગા કરવામાં એ પ્રક્રિયા મદદરૂપ નીવડી. એની અસર મુસલમાનો પર ખાસ કરીને પહોંચી કેમ કે એક સમુદાય તરીકે તેઓ હિંદુઓ કરતાં વધારે રજવાડી હતા તેમ જ મોટે ભાગે માફીની

જમીન તેમને જ મળેલી હતી. હિંદુઓમાં વેપારરોજગાર અને બીજા ધંધાઓમાં રોકાયેલા મધ્યમ વર્ગના લોકો ઘણી મોટી સંખ્યામાં હતા. નવી પરિસ્થિતિમાં ગોઠવાઈ જવાની શક્તિ એમનામાં વધારે પ્રમાણમાં હતી અને તેથી તેઓ અંગ્રેજી શિક્ષણ તરફ વધારે તત્પરતાથી વળ્યા. અંગ્રેજોને હલકી નોકરીઓ માટે તેઓ વધારે ઉપયોગી પણ હતા. મુસલમાનોએ અંગ્રેજી કેળવણીની ઉપેક્ષા કરી. બંગાળમાં બ્રિટિશ રાજ્યકર્તાની તેમના પર રહેમ-નજર નહોતી. તેમને એવો ડર લાગતો હતો કે જૂના રાજકર્તા વર્ગના એ અવશેષો કદાચ તકલીફરૂપ થઈ પડે. આ રીતે આરંભના સમયમાં બંગાળી હિંદુઓએ નીચલા દરજ્જાની સરકારી નોકરીઓનો લગભગ ઇજારો કરી લીધો અને તેમને ઉત્તરના પ્રાન્તોમાં પણ મોકલવામાં આવ્યા. જૂનાં કુટુંબોના અવશેષો રૂપ થોડા મુસલમાનોને પાછળથી એ નોકરીમાં લેવામાં આવ્યા હતા.

અંગ્રેજી કેળવણીએ હિંદીઓની દૃષ્ટિમર્યાદા વિસ્તૃત કરી, અંગ્રેજી સાહિત્ય તેમ જ રાજકીય સંસ્થાઓ માટે ચાહના પેદા કરી, હિંદી જીવનની કેટલીક બાજુઓ તેમ જ રૂઢિઓ સામે વિરોધની લાગણી ઉત્પન્ન કરી અને રાજકીય સુધારાઓ માટે ઉત્તરોત્તર વધતી જતી માગણી પેદા કરી. નવા ધંધાદારી વર્ગે રાજકીય આંદોલનમાં આગળપડતો ભાગ લીધો એમાં મુખ્યત્વે સરકારને અરજીઓ કરવાનો જ સમાવેશ થતો હતો. અંગ્રેજી કેળવણી પામેલા ધંધાદારી લોકો તેમ જ સરકારી નોકરી કરનારાઓનો હકીકતમાં એક નવો વર્ગ બન્યો આગળ ઉપર આખા હિંદમાં બધે એ વર્ગ પેદા થવાનો હતો. એ પાશ્ચાત્ય વિચારો અને રહેણીકરણીની અસર નીચે આવેલો વર્ગ હતો અને આમજનતાથી સાવ અળગો પડી ગયો હતો ૧૮૫૨ની સાલમાં કલકત્તામાં બ્રિટિશ ઇન્ડિયન ઍસોસિયેશનની સ્થાપના કરવામાં આવી આ હિંદી રાષ્ટ્રીય મહાસભાની એક પુરોગામી સંસ્થા હતી અને છતા રાષ્ટ્રીય મહાસભા યા કૉંગ્રેસની સ્થાપના થતા એ પછી એક પેઢી જેટલો સમય વીતી ગયો. ૧૮૮૫ની સાલમાં કૉંગ્રેસની સ્થાપના થઈ આ ગાળો ૧૮૫૭–૫૮ના બળવાનો, તેને કચરી નાખવામા આવ્યો તેનો તેમ જ તેનાં પરિણામોના યુગનો ગાળો છે. ઓગણીસમી સદીના વચગાળાના સમયમાં બંગાળની સ્થિતિ અને ઉત્તર તેમ જ મધ્ય હિંદની સ્થિતિ વચ્ચે મોટો તફાવત એ હતો કે બંગાળમા જ્યારે નવો બુદ્ધિજીવી વર્ગ (મુખ્યત્વે કરીને હિંદુઓનો) અંગ્રેજી સાહિત્ય તેમ જ વિચારોની અસર નીચે આવ્યો હતો અને રાજકીય તેમ જ બંધારણી સુધારાઓ માટે ઇગ્લંડ તરફ નજર કરતો હતો ત્યારે બીજા ભાગોમાં બળવાની ભાવના ઊભરાતી હતી.

બ્રિટિશ અમલની તેમ જ પશ્ચિમના પ્રભાવની પ્રથમ અસર હિંદના બીજા કોઈ પણ ભાગ કરતાં બંગાળમાં આપણને વધારે સ્પષ્ટપણે દેખાય છે. ત્યાં ખેતીની અર્થવ્યવસ્થા સંપૂર્ણપણે તૂટી પડી હતી અને જૂના જમાનાના રજવાડી જમીનદારોનો વર્ગ લગભગ ઊખડી ગયો હતો. જમીન સાથેનો જેમનો જીવંત અને પરંપરાગત સંબંધ પ્રમાણમાં બહુ ઓછો હતો અને જેમનામાં પહેલાંના સમયના જમીનદારોનો એકે ગુણ નહોતો પણ તેમના લગભગ બધા જ દોષો હતા એવા જમીનદારો તેમને સ્થાને આવ્યા. ખેડૂત વર્ગને દુકાળો વેઠવા પડ્યા હતા, તથા અનેક રીતે તે લૂંટનો ભોગ બન્યો હતો અને તેથી તે અતિશય ગરીબાઈમાં આવી પડ્યો હતો. કારીગર વર્ગ તો લગભગ સાફ થઈ ગયો હતો. આ ભાંગ્યાતૂટ્યા પાયા પર નવા સમૂહો અને વર્ગો ઊભા થયા. એ બધા બ્રિટિશ અમલની પેદાશ હતા અને અનેક રીતે તેની સાથે સંકળાયેલા હતા. વેપારી વર્ગના લોકો હકીકતમાં બ્રિટિશ વેપાર અને ઉદ્યોગોના દલાલ હતા અને એ ઉદ્યોગોના બાકી રહેલા છાંડામાંથી થોડોઘણો આર્થિક લાભ મેળવતા હતા. ત્યાં આગળ નીચલા દરજ્જાની નોકરીઓમાં તેમ જ વકીલદાક્તર વગેરે અંગ્રેજીના ભણતર પર આધાર રાખતા ધંધાઓમાં રોકાયેલા વર્ગના લોકો પણ હતા. આગળ વધવા માટે એ બંને બ્રિટિશ સત્તા તરફ નજર રાખતા હતા અને વત્તાઓછા પ્રમાણમાં બંને પર પાશ્ચાત્ય વિચારોની અસર થઈ હતી. હિંદુ સમાજની કડક પ્રથાઓ તેમ જ સામાજિક તંત્ર સામે એ વર્ગના લોકોમાં બળવાની ભાવના જાગી. પ્રેરણા માટે તેઓ ઇંગ્લિશ ઉદારમતવાદ તેમ જ ઇંગ્લિશ રાજકીય તેમ જ સામાજિક સંસ્થાઓ તરફ નજર કરતા હતા.

આ બધી અસરો ઉપલા વર્ગના હિંદુઓ પર થઈ હતી. હિંદુઓના જનસમુદાય પર એની સીધી અસર થઈ નહોતી. અને હિંદુ આગેવાનો પણ આ આમજનતાનો ભાગ્યે જ વિચાર કરતા હતા. ગણીગાંઠી વ્યક્તિઓ બાદ કરતાં મુસલમાનો પર એની જરા પણ અસર થઈ નહોતી. નવી કેળવણીથી તેઓ જાણીજોઈને અળગા રહ્યા. આર્થિક દૃષ્ટિએ પહેલાં પણ પછાત હતા અને હવે તેઓ એથીયે પછાત પડ્યા. ઓગણીસમી સદીમાં બંગાળમાં કેટલાક ખૂબ પ્રતિભાશાળી હિંદુઓ પાક્યા. આમ છતાં એ સમય દરમ્યાન બંગાળમાં એક પણ નોંધવા જેવો મુસ્લિમ આગેવાન ભાગ્યે જ જોવા મળે છે. આમજનતાની વાત કરીએ તો હિંદુ અને મુસલમાન વચ્ચે ભાગ્યે જ કશો તફાવત હતો. ટેવો, રહેણીકરણી, ભાષા તેમ જ સર્વસામાન્ય ગરીબાઈ અને દુર્દશામાં એ વચ્ચે કશો ભેદ નહોતો. સાચે જ, હરેક વર્ગના હિંદુ તેમ જ મુસલમાનો વચ્ચે ધાર્મિક અને બીજા ભેદો બંગાળ જેટલા ઓછા હિંદમાં બીજે ક્યાંયે જણાતા નહોતા. ઘણું કરીને ૯૮ ટકા જેટલા મુસલમાનો સામાન્ય રીતે

નીચલા વર્ણોના હિંદુઓ વટલીને થયા હતા. ત્યાં હિંદુઓ કરતાં મુસલમાનોની વસ્તી કંઈક વધારે હતી. (આજે બંગાળની વસ્તીનું પ્રમાણ આ પ્રમાણે છે: મુસલમાનો ૫૩ ટકા, હિંદુઓ ૪૬ ટકા અને ૧ ટકો બીજા.)

બ્રિટિશરો સાથેના સંબંધનાં આ બધાં આરંભનાં પરિણામો તેમ જ બંગાળમાં તેમણે આર્થિક, સામાજિક, બૌદ્ધિક અને રાજકીય ઇત્યાદિ જુદી જુદી ચળવળો પેદા કરી તે હિંદમાં બીજે ઠેકાણે પણ નજરે પડે છે પણ એથી ઓછે અંશે અને વત્તીઓછી માત્રામાં. હિંદના બીજા ભાગોમાં જૂની રજવાડી વ્યવસ્થા અને જૂનું અર્થતંત્ર કંઈક ઓછા પ્રમાણમાં તૂટી પડ્યું હતું અને તે પણ વધારે ધીમી ગતિથી. હકીકતમાં એ વ્યવસ્થા નીચે રહેતા લોકોએ બળવો પોકાર્યો અને તેમને કચરી નાખવામાં આવ્યા ત્યારે પણ અમુક અંશે તેઓ ટકી રહ્યા. સાંસ્કૃતિક અને આર્થિક દૃષ્ટિએ ઉત્તરના ભાગના મુસલમાનો બંગાળના મુસલમાનો કરતાં ઘણા ચડિયાતા હતા. પણ એ લોકો સુધ્ધાં પાશ્ચાત્ય કેળવણીથી અળગા રહ્યા. હિંદુઓએ વધુ તત્પરતાથી એ કેળવણી અપનાવી અને તેમના પર પશ્ચિમના વિચારોની અસર વધુ પ્રમાણમાં થઈ. નીચલા દરજ્જાની સરકારી નોકરીઓ તેમ જ ધંધાઓમાં મુસલમાનો કરતાં હિંદુઓ ઘણા વધારે હતા. એકમાત્ર પંજાબમાં આ તફાવત પ્રમાણમાં ઓછો હતો.

૧૮૫૭-૫૮નો બળવો ભભૂકી ઊઠ્યો અને તેને કચરી નાખવામાં આવ્યો, પણ બંગાળ પર તેની નહીં જેવી જ અસર થઈ. આખીયે ઓગણીસમી સદી દરમ્યાન અંગ્રેજી કેળવણી પામેલો મુખ્યત્વે કરીને હિંદુઓનો વર્ગ ઇંગ્લંડ તરફ આદરભાવ રાખતો હતો અને તેની સહાયથી અને તેની સાથે સહકાર કરીને આગળ વધવાની આશા સેવતો હતો. ત્યાં આગળ સાંસ્કૃતિક નવજાગૃતિ પેદા થઈ અને બંગાળી ભાષાનો ઘણો વિકાસ થયો તથા બંગાળના આગેવાનો રાજકીય હિંદના આગેવાનો બન્યા.

તે સમયે બંગાળી લોકોના દિલમાં ઇંગ્લંડ વિષે જે શ્રદ્ધા ઊભરાતી હતી તેની તેમ જ પરાપૂર્વથી ચાલતી આવેલી સામાજિક પ્રથાઓ સામે તેમના દિલમાં જે બળવાની ભાવના જાગી હતી તેની કંઈક ઝાંખી પોતાના અવસાન પહેલાં થોડાક માસ અગાઉ પોતાની ૮૦મી વરસગાંઠને દિવસે (૧૯૪૧, મે) રવીન્દ્રનાથ ટાગોરે જે હૃદયદ્રાવક સંદેશો આપ્યો હતો તેમાંથી મળી શકે છે. તેઓ કહે છે: 'મારા જીવનનાં પાછલાં વરસોના લાંબા પટ પર નજર કરું છું, મારી તરુણ વયના ઘડતરને સ્પષ્ટપણે નિહાળું છું ત્યારે મારા પોતાના વલણમાં તેમ જ મારા દેશવાસીઓના માનસમાં થયેલા ફેરફાર જોઈને મને ભારે અચંબો થાય છે.' એ ફેરફારની અંદર ગંભીર કરુણ ઘટનાનાં કારણો રહેલાં છે.

'મહાગની દુનિયા સાથેનો આપણો સંબંધ અંગ્રેજ લોકોના તત્કાલીન ઇતિહાસ સાથે સંકળાયેલો છે. એ સમયમાં આપણે અંગ્રેજ લોકોના પરિચયમાં આવ્યા. આપણી ભૂમિમાં આ નવા આવનારાઓ વિષે આપણે તેમના મહાન સાહિત્ય પરથી ખ્યાલ બાંધ્યો. તે વખતે આપણને જે કેળવણી આપવામાં આવતી હતી તે વિપુલ કે વિવિધતાભરી નહોતી તેમ જ વૈજ્ઞાનિક સંશોધનની ભાવના પણ તે વખતે બહુ દેખાતી નહોતી. આમ એ કેળવણીનું ક્ષેત્ર અતિશય મર્યાદિત હોવાથી તે સમયના કેળવાયેલા લોકોએ અંગ્રેજી ભાષા તેમ જ અંગ્રેજી સાહિત્યનો આશરો લીધો. બર્કનાં છટાદાર ભાષણો અને મેકોલેનાં લાંબાં લાંબાં વાક્યોના રટણમાં તેમના રાતદિવસ વીતતા. શેક્સપિયરનાં નાટકો તેમ જ બાયરનની કવિતા અને વિશેષે કરીને ઓગણીસમી સદીના ઇંગ્લંડનું ઉદાર ભાવનાવાળું વિનીત રાજકારણ આ તેમના હમેશના ચર્ચાના વિષયો હતા.

'આપણી માતૃભૂમિની સ્વતંત્રતા હાંસલ કરવા માટેના પ્રયત્નો એ વખતે આરંભાયા હતા એ ખરું, પણ અંગ્રેજ પ્રજાના ઔદાર્ય વિષેની શ્રદ્ધા અમે દિલમાંથી ગુમાવી બેઠા નહોતા. આપણા આગેવાનોના દિલમાં એ શ્રદ્ધા એવી તો ઘર કરી બેઠી હતી કે વિજેતા અંગ્રેજો ખુદ પોતાની ઉદાર વૃત્તિથી પ્રેરાઈને પરાજિત ભારતની આઝાદી માટેનો માર્ગ મોકળો કરી આપશે એવી આશા તેઓ સેવતા હતા. આ શ્રદ્ધા બંધાવાનું કારણ એ હતું કે, દમનને કારણે જે દેશભક્તોને પોતાના દેશમાંથી નાસી છૂટવું પડતું હતું તેમને ઇંગ્લંડે તે સમયે આશરો આપ્યો હતો તેમ જ પોતાની પ્રજાનું ગૌરવ સાચવવા માટે યાતનાઓ સહન કરનાર અને પોતાના પ્રાણ હોડમાં મૂકનાર રાષ્ટ્રવીરોને અંગ્રેજોએ પોતાના દેશમાં ખુલ્લા દિલથી આવકાર્યા હતા. અંગ્રેજ પ્રજાના ચારિત્ર્યમાં રહેલા આ ઉદાર ભ્રાતૃભાવની મારા પર ઊંડી છાપ પડી અને એથી તેમને વિષે મારા દિલમાં ઘણો આદર પેદા થયો. એક પ્રજા તરીકે તેમના સ્વભાવમાં રહેલી આ ઉદારતાની ભાવના સામ્રાજ્યમદથી તે વખતે દૂષિત થયેલી નહોતી. એ સમયે કિશોર અવસ્થામાં હું ઇંગ્લંડ ગયો હતો ત્યારે પાર્લમેન્ટમાં તેમ જ બહાર જૉન બ્રાઈટનાં ભાષણો સાંભળવાની તક મને સાંપડી હતી. એ ભાષણોમાં વ્યક્ત થતી રાષ્ટ્રીય સંકુચિતતાની મર્યાદાઓ ઓળંગી જતી હૃદયની વિશાળતા અને ઉદાર ભાવનાની મારા ચિત્ત પર એટલી તો ઊંડી છાપ પડી હતી કે, આજે જ્યારે અંગ્રેજોને વિષેનું મારું પહેલાનું સ્વપ્નું ઊડી ગયું છે ત્યારે પણ એનો કંઈક અંશ હજી ટકી રહ્યો છે.

'બેશક, રાજકર્તાઓના ઔદાર્ય પર આધાર રાખવાની ખુમારી એ અધમ પરાધીનતાની મનોદશા અમારે માટે શોભાસ્પદ નહોતી. પરંતુ માણસની મોટાઈ પરદેશીઓમાં પ્રગટ થયેલી જોવામાં આવી તે છતાં અમે મોકળા દિલથી તેની

કદર કરી, એ વસ્તુ નોંધવા જેવી છે માણસાઈના શ્રેષ્ઠ ગુણો એ કંઈ કોઈ જાતિ કે દેશનો ઇજારો ન હોઈ શકે એનું ક્ષેત્ર મર્યાદિત નથી તેમ જ એ કંઈ જમીનમાં દાટી રાખેલા કંજૂસના ખજાના જેવી ચીજ પણ નથી તેથી ભૂતકાળમાં જે અંગ્રેજી સાહિત્યે અમારા ચિત્તને પોષણ આપ્યું હતું તેનો ઘેરો નાદ અમારા હૃદયના ઊંડાણમાંથી હજી પણ ઊઠે છે'

પછીથી ટાગોર હિંદુ જાતિના સદાચારના પરંપરાગત આચારનો ઉલ્લેખ કરે છે 'એક બાજુએ સરસ્વતી અને બીજી બાજુએ દશદ્વતી એ બે નદીઓ વચ્ચેની સાંકડી પટી, જેને બ્રહ્માવર્ત એવું નામ આપવામાં આવ્યું હતું તે નાનકડા પ્રદેશમાં પરાપૂર્વથી ચાલતા આવેલા આ સંકુચિત આચારોનો ઉદ્ભવ થયો હતો, અને ત્યાં એ પ્રચલિત હતા એ રીતે પ્રચલિત બાહ્યાચારે ધીમે ધીમે ચિત્તની સ્વાધીનતાને ગૂંગળાવી નાખી અને સદાચારનો જે આદર્શ મનુએ બ્રહ્માવર્તમાં દૃઢમૂલ થયેલો જોયો હતો તે નીચે ઊતરતો ઊતરતો સામાજિક જુલમમાં પરિણમ્યો

'મારી બાલ્યાવસ્થાના દિવસોમાં બંગાળના અંગ્રેજી કેળવણી પામેલા લોકોમાં સમાજના આ કડક બંધનોની સામે બળવાની ભાવના પેદા થઈ હતી આચારના આ રૂઢ નિયમોને બદલે અંગ્રેજી શબ્દ સિવિલીઝેશનથી સૂચિત થતો આદર્શ અમે ગ્રહણ કર્યો હતો

'આ નવી ભાવના તર્કશુદ્ધ અને નીતિના પાયા પર રચાયેલી હોવાને લીધે જ અમારા કુટુંબે તેને આવકારી અને અમારા જીવનના હરેક ક્ષેત્રમાં તેની અસર જણાવા લાગી આ વાતાવરણમાં—જે અમારા કુટુંબના સાહિત્ય માટેના પ્રકૃતિસહજ પ્રેમથી રંગાયેલું હતું — હું જન્મ્યો હોવાથી સ્વાભાવિક રીતે જ મેં અંગ્રેજોને મારા હૃદયના સિંહાસને ચડાવ્યા મારા જીવનનો પ્રથમ ભાગ આ રીતે વીત્યો પછીથી જ્યારે વધુ ને વધુ પ્રમાણમાં મને દેખાતું ગયું કે સંસ્કૃતિના સર્વોચ્ચ આદર્શોની વાત કરનારા લોકો પોતાના દેશના સ્વાર્થની વાત આવે છે ત્યારે તત્પરતાથી એને લાત મારે છે ત્યારે મારો માર્ગ જુદો પડ્યો અને ભરમ ભાગ્યાની દુઃખદ લાગણી હું અનુભવવા લાગ્યો'

## ૭

## ૧૮૫૭નો મહાન બળવો જાતિદ્વેષ

લગભગ એક સદી સુધી બ્રિટિશ અમલ નીચે રહ્યા પછી બંગાળ તેની સાથે ગોઠવાઈ ગયું ખેડૂત વર્ગ દુકાળ તેમ જ કચરી નાખનારા નવા આર્થિક બોજાને પરિણામે ખેદાનમેદાન થઈ ગયો હતો, નવા કેળવાયેલા વર્ગના લોકો પશ્ચિમ તરફ નજર રાખતા હતા અને ઉદારમતવાદી અંગ્રેજો દ્વારા પ્રગતિ સાધી

શકાશે એવી આશા સેવતા હતા. દક્ષિણ અને પશ્ચિમ હિંદમાં, મદ્રાસ અને મુંબઈમાં પણ વત્તેઓછે અંશે એ જ સ્થિતિ હતી. પણ ઉત્તરના પ્રાંતોમાં આવી જાતની શરણાગતિ અને પ્રાપ્ત પરિસ્થિતિમાં ગોઠવાઈ જવાની વૃત્તિ નહોતી અને ખાસ કરીને રજવાડી સરદારો તેમ જ તેમના આશ્રિતોમાં બળવાની ભાવના વધતી જતી હતી. જનસમુદાયમાં પણ અસંતોષ અને તીવ્ર અંગ્રેજ વિરોધી લાગણી સારી પેઠે પ્રસરેલી હતી. ઉપલા વર્ગના લોકોને પરદેશીઓનો અપમાનજનક ને મિજાજી વર્તાવ સારી પેઠે ડંખતો હતો અને સામાન્ય જનસમુદાયના લોકોને ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અમલદારોના લૂંટારુપણા તેમ જ અજ્ઞાનને લીધે ભારે હાડમારીઓ વેઠવી પડતી હતી. એ અમલદારો પરાપૂર્વથી ચાલતી આવેલી પ્રથાઓની અવગણના કરતા અને દેશના લોકો શું વિચારે છે તેની લેશ પણ પરવા રાખતા નહીં. ઘણી મોટી સંખ્યાના લોકો પર અમલ ચલાવવાની નિરંકુશ સત્તા મળવાથી તેમનાં માથાં ફરી ગયાં હતાં અને કોઈ પણ પ્રકારનો અંકુશ કે દરમ્યાનગીરી તેઓ સહી શકતા નહોતા. તેમણે દાખલ કરેલી ન્યાયની નવી પણ અટપટી કાર્યપદ્ધતિ ન્યાયાધીશોના દેશની ભાષા તેમ જ પ્રચલિત રૂઢિના અજ્ઞાનને લીધે ત્રાસરૂપ થઈ પડી હતી.

છેક ૧૮૧૭ની સાલમાં ગવર્નર જનરલને લખતાં સર ટૉમસ મનરો બ્રિટિશ અમલના ફાયદા દર્શાવ્યા પછી જણાવે છે, 'પરંતુ આ ફાયદાઓને માટે ભારે કિંમત ચૂકવવી પડે છે. સ્વતંત્રતા, રાષ્ટ્રીયતાનું ભાન તેમ જ જે કંઈ પ્રજાને ગૌરવશાળી બનાવે તે બધી વસ્તુઓનો ભોગ આપીને એ ફાયદાઓ મેળવવાના હોય છે. . . . એથી બ્રિટિશરોએ હિંદ જીતી લીધુ તેને પરિણામે પ્રજાની ઉન્નતિ થવાને બદલે આખીયે પ્રજાની અધોગતિ થશે. બ્રિટિશ હિંદમાં દેશીઓને પોતાના દેશના રાજવહીવટમાંથી સંપૂર્ણપણે બાદ રાખવામાં આવ્યા છે. જિતાયેલા મુલકનો બીજો કોઈ આવો દાખલો કદાચ નહીં મળે.'

મનરો રાજવહીવટમાં હિંદીઓને રાખવાની હિમાયત કરતો હતો. એક વરસ બાદ તેણે ફરીથી લખ્યું, "પરદેશી વિજેતાઓએ જિતાયેલા દેશના લોકો તરફ હિંસક અને ઘણી વાર ખૂબ ક્રૂરતાભર્યો વર્તાવ રાખ્યો છે, પણ કોઈએ તેમના તરફ આપણા જેટલો તિરસ્કાર નથી દાખવ્યો; તેઓ વિશ્વાસ રાખવા લાયક નથી, પ્રામાણિકપણું તેમની પ્રકૃતિમાં છે જ નહીં અને ન છૂટકે જ તેમને નોકરીમાં રાખવા જેવા છે, એવું વલણ રાખીને બીજા કોઈએ આખીયે પ્રજાને બદનામ કરી નથી. આપણી રાજસત્તા નીચે આવી પડેલી પ્રજાના ચારિત્ર્યને હલકું પાડવું એ કેવળ અનુદાર જ નહીં, અવિચારી પણ લાગે છે.'*

* ટૉમસને ટાંકેલો ઉતારો : પા. ૨૭૩, ૨૭૪.

એ શીખ વિગ્રહો બાદ ૧૮૫૦ની સાલ સુધીમાં પંજાબમા પણ બ્રિટિશ સત્તા વિસ્તરી પંજાબમા શીખ રાજ્યને વિસ્તારનાર મહારાજા રણજિતસિંહ ૧૮૩૯ની સાલમા મરણ પામ્યો હતો ૧૮૫૬મા અયોધ્યાને ખાલસા કરવામા આવ્યુ લગભગ અર્ધી સદીથી અયોધ્યા હકીકતમા બ્રિટિશ અમલ નીચે જ હતુ કેમ કે તે ખંડિયુ રાજ્ય હતુ તેનો નામનો રાજા સાવ નમાલો ને અસહાય હતો અને ત્યા આગળના બ્રિટિશ રેસિડન્ટના હાથમા બધી સત્તા હતી તે પારાવાર દુખમા આવી પડ્યુ હતુ અને સહાયકારી પદ્ધતિના બધાયે અનિષ્ટો ત્યા મોજૂદ હતા

૧૮૫૭ના મે માસમા મેરઠના હિંદી લશ્કરે બળવો પોકાર્યો ગુપ્તપણે બળવાની યોજના બહુ સારી રીતે ઘડવામા આવી હતી પણ તે નક્કી કરેલા વખત પહેલા ફાટી નીકળ્યો તેથી આગેવાનોની બધી બાજી ઊંધી વળી ગઈ એ કેવળ લશ્કરનો બળવો નહોતો તે ઝપાટાબંધ ફેલાઈ ગયો અને તેણે પ્રજાકીય બળવાનું તેમ જ હિંદના સ્વાતંત્ર્યયુદ્ધનુ સ્વરૂપ ધારણ કર્યું દિલ્હી, યુક્ત પ્રાન્તો (આજે જેને એ નામથી ઓળખવામા આવે છે) તેમ જ મધ્ય હિંદ અને બિહારના કેટલાક ભાગોમા તેણે આવુ પ્રજાકીય બળવાનુ સ્વરૂપ ધારણ કર્યું તત્ત્વત તે રજવાડી બળવો હતો રજવાડી સરદારો તેમજ તેમના આશ્રિતોએ તેની આગેવાની લીધી અને બહોળા પ્રમાણમા ફેલાયેલી પરદેશી વિરોધી લાગણી એમા સહાયભૂત થઈ આમ હોઈને, મોગલ વંશના અવશેષરૂપ દિલ્હીના બાદશાહ તરફ અનિવાર્યપણે બળવો કરનારાઓની નજર ગઈ તે હજી પણ દિલ્હીના પોતાના મહેલમા વિરાજતો હતો પણ વયોવૃદ્ધ, સાવ કંગાળ અને દુર્બળ હતો હિંદુ તેમ જ મુસલમાન બંનેએ બળવામા પૂરેપૂરો ભાગ લીધો

એ બળવાએ બ્રિટિશ રાજસત્તાને પાયામાથી હચમચાવી મૂકી અને છેવટે હિંદીઓની મદદથી તેને દબાવી દેવામા આવ્યો પરદેશી રાજસત્તાને હાંકી કાઢવાને જીવ પર આવીને છેલ્લો પ્રયત્ન કરી રહેલી આ જૂની રાજવ્યવસ્થાના મૂળમા રહેલી બધી નબળાઈઓ આ બળવા વખતે બહાર આવી રજવાડી સરદારો તરફ ઘણા મોગ પ્રદેશની આમજનતાની સહાનુભૂતિ હતી પણ તેઓ નમાલા હતા અને સંગઠિત નહોતા તેમ જ તેમની પાસે કોઈ રચનાત્મક આદર્શ કે સમાન હિતની ભાવના નહોતી ઇતિહાસમા તેઓ પોતાનો ભાગ ભજવી ચૂક્યા હતા અને ભવિષ્યમા તેમને માટે કશુ સ્થાન રહ્યુ નહોતું તેમનામાંના ઘણાઓ બળવા તરફ સહાનુભૂતિ ધરાવતા હતા પણ તેમા તૂટી પડવાને બદલે કયો પક્ષ જીત પર છે એની તટસ્થ રહીને રાહ જોવા લાગ્યા ઘણાઓએ તો દેશદ્રોહીઓનો ભાગ ભજવ્યો પોતે જે મેળવ્યુ હતુ તે ગુમાવી બેસવાનુ થશે એમ વિચારીને બધા જ દેશી રાજાઓ બળવાથી અળગા રહ્યા અથવા તેમણે બ્રિટિશરોને મદદ

કરી અને પોતાની પાસે જે હતું તે સાચવી રાખ્યું. બળવાના આગેવાનોમાં રાષ્ટ્રીયતાની કે એકતા પેદા કરનારી ભાવના નહોતી. કેવળ પરદેશીવિરોધી લાગણી અને તેની સાથે રજવાડી હક્કો જાળવી રાખવાની ઇચ્છા એ રાષ્ટ્રીયતાની ભાવનાનું સ્થાન ન લઈ શકે.

બ્રિટિશરોને ગુરખાઓનો ટેકો મળ્યો અને તેમને શીખોનો પણ ટેકો મળ્યો એ એથીયે વધારે તાજુબીની વાત છે: કેમ કે શીખો તેમના દુશ્મન હતા અને થોડાં જ વરસો પર બ્રિટિશરોએ તેમને હરાવ્યા હતા. આ રીતે શીખોને અંગ્રેજો પોતાના પક્ષમાં લઈ શક્યા એ તેમને માટે ખસૂસ ગૌરવ લેવા જેવું છે; તે સમયના શીખોને માટે આ ગૌરવ લેવા જેવું કે હીણપતભર્યું હતું એ જોનારની દૃષ્ટિ પર આધાર રાખે છે. પણ એટલું સ્પષ્ટ છે કે, હિંદના લોકોમાં એકતાની લાગણી પેદા કરે એવી રાષ્ટ્રીયતાની ભાવનાનો તે વખતે અભાવ હતો. આધુનિક ઢબની રાષ્ટ્રીયતાની ભાવના હજી હવે પેદા થવાની હતી; પોતાને સાચી સ્વતંત્રતા અપાવી શકે એવો પાઠ ભણવા પહેલાં હિંદને હજી ઘણાં દુઃખો ભોગવવાનાં હતાં, હજી ઘણી તાવણીઓમાંથી પસાર થવાનું હતું. જેની વેળા વીતી ગઈ હતી એવી રજવાડી વ્યવસ્થાના ધ્યેયને માટે લડવાથી સ્વતંત્રતા લાધે એમ નહોતું.

બળવાએ કેટલાક ગેરીલા પદ્ધતિથી લડનારા સરસ નાયકો પેદા કર્યા. દિલ્હીના બહાદુરશાહનો સગો ફિરોજશાહ એમાંનો એક હતો. પણ સૌથી પ્રતિભાશાળી તાત્યા ટોપે હતો. પરાજયની સ્થિતિમાં આવી પડ્યા છતાંયે તેણે મહિનાઓ સુધી અંગ્રેજોને પજવ્યા. આખરે તેણે નર્મદા નદી પાર કરી અને પોતાના લોકો પાસેથી મદદ મેળવવાની અને પોતાને વધાવી લેવામાં આવશે એવી આશાએ મરાઠા પ્રદેશમાં દાખલ થયો ત્યારે તેને મદદ આપવાની તેમ જ વધાવી લેવાની વાત તો આઘીએ રહી પણ વિશ્વાસઘાત કરીને તેને પકડાવી દેવામાં આવ્યો. આ સૌમાં લક્ષ્મીબાઈનું નામ આગળ તરી આવે છે અને આજે પણ પ્રજા તેને ભક્તિભાવથી યાદ કરે છે તે વીસ વરસની ઉંમરની ઝાંસીની રાણી હતી. તે લડતી લડતી મરણ પામી. તેની સામે લડનારા બ્રિટિશ સેનાપતિએ તેને બળવાના બધા આગેવાનોમાં 'સર્વશ્રેષ્ઠ અને સૌથી વધારે બહાદુર' તરીકે વર્ણવી છે.

કાનપુરમાં તેમ જ બીજે ઠેકાણે બળવાનાં સ્મારકો ઊભાં કરવામાં આવ્યાં છે. એમાં મરણ પામેલા હિંદીઓ માટે એક પણ સ્મારક નથી. બળવામાં ભાગ લેનારા હિંદીઓએ કોઈ કોઈ વાર ભારે ક્રૂરતા અને જંગલીપણું દાખવ્યું છે. પણ તેઓ અસંગઠિત તેમ જ દમનનો ભોગ બનેલા લોકો હતા અને

બ્રિટિશરોના ભારે અત્યાચારોની વાત ઘણી વાર તેમના સાંભળવામાં આવી હતી પણ એ ચિત્રની બીજી બાજુયે છે. હિંદીઓનાં મન પર એની ઊંડી અસર થઈ છે અને ખાસ કરીને મારા પોતાના પ્રાન્તમાં શહેરો તેમ જ ગામડાંઓમાં એની સ્મૃતિ હજી ટકી રહી છે. કોઈ પણ એ બધુ ભૂલી જવા માગે કેમ કે નાઝીવાદ તેમ જ આધુનિક યુદ્ધે પ્રચલિત કરેલાં જંગલીપણાનાં નવાં ધોરણો પ્રમાણે પણ એ ચિત્ર અત્યંત બીપણુ અને કારમુ છે તથા માણસને તે તેના હીનમાં હીન સ્વરૂપમાં ચીતરે છે. પણ એ ખરેખર ભૂતકાળની બીના બની જાય અને વર્તમાન સાથે તેને જોડનાર એકે કડી બાકી ન રહે ત્યારે જ એ ભૂલી શકાય અથવા કોઈ પણ પ્રકારના રાગદ્વેષ વિના તટસ્થ દૃષ્ટિથી તેને યાદ કરી શકાય. વર્તમાન સાથે તેને જોડનારી કડીઓ તેમ જ તેની યાદ આપનારી ચીજો મોજૂદ હોય અને એ બનાવો પાછળની ભાવના કાયમ રહી હોય એટલું જ નહીં, તેનું પ્રદર્શન થયા કરતુ હોય ત્યાં સુધી એ સ્મૃતિ ચાલુ રહેવાની અને અમારી પ્રજાના ચિત્ત ઉપર તે અસર કરતી રહેવાની. એ ચિત્રને દાબી દેવા માટેના પ્રયાસો તેનો નાશ નથી કરતા પણ એથી તો ઊલટું તે માણસના ચિત્તમાં ઊંડું ઊતરે છે. એની સાથે સ્વાભાવિક રીતે કામ લેવામાં આવે તો જ એની અસર ઓછી થાય એમ છે.

બળવાનો તેમ જ તેને દબાવી દેવામાં આવ્યો તેનો સારી પેઠે જૂઠો અને વિકૃત ઇતિહાસ લખવામાં આવ્યો છે. હિંદીઓ એ વિષે શું માને છે તે એ ઇતિહાસમાં આવતું નથી. ત્રીસેક વરસ પર શ્રી સાવરકરે હિંદી स्वातंत्र्य युद्धनो ઇતિહાસ લખ્યો હતો પણ તેમના પુસ્તક સામે તરત જ મનાઈહુકમ ફરમાવવામાં આવ્યો હતો અને હજીયે તે ચાલુ છે. થોડાક સ્પષ્ટવક્તા અને પ્રામાણિક અંગ્રેજ ઇતિહાસકારોએ પ્રસંગોપાત્ત પડદો ઊંચક્યો છે અને તે વખતે રંગભેદની ભાવના તેમ જ પાશવ વેરવૃત્તિ બહોળા પ્રમાણમાં પ્રવર્તી હતી તેની કંઈક ઝાંખી આપણને કરાવી છે. કે અને મૅલેસનના હિસ્ટરી ઑફ ધિ મ્યૂટિની નામના પુસ્તકમાં અને ટૉમસન અને ગૅરેટના રાઈઝ ઍન્ડ ફુલફિલમેન્ટ ઑફ બ્રિટિશ રૂલ ઇન ઇન્ડિયા નામના પુસ્તકમાં આપવામાં આવેલાં બયાનો આપણને કમકમાટી ઉપજાવે છે. "બ્રિટિશને પક્ષે રહીને ન લડનાર દરેક હિંદી 'સ્ત્રી તથા બાળકોનો ખૂની' બની ગયો. . . . દિલ્હીના લોકોની સામટી કતલ કરવાનો હુકમ ખુલ્લંખુલ્લા આપવામાં આવ્યો. એમાંના મોટા ભાગના લોકો તો આપણો વિજય થાય એ જ ચાહતા હતા એવુ જાણમાં હતું." તૈમૂર અને નાદીરશાહના દિવસો યાદ કરવામાં આવ્યા. પણ આ નવા ત્રાસના સામ્રાજ્યે તેમના જુલમોને ઝાંખા પાડી દીધા. તેમના જુલમો કરતાં આ જુલમ ઘણા મોટા વિસ્તારમાં અને ઘણા લાંબા વખત સુધી ચાલુ રહ્યો. એક અઠવાડિયા સુધી લૂંટફાટ કરવાની

સત્તાવાર છૂટ આપવામા આવી પણ તે ખરેખર એક માસ સુધી ચાલી અને સાથે સાથે સામુદાયિક કતલ પણ ચલાવવામા આવી

અલ્લાહાબાદના મારા પોતાના શહેર તેમ જ જિલ્લામા તથા તેની આસપાસના પ્રદેશમા જનરલ નીલે પોતાની ખૂની ક્રેમાઓ' ઇયાઝ એટલે કે લશ્કરી અદાલતની બેઠક ભરી "લશ્કરનાં માણસો તેમ જ સિવિલિયન લોકો પણ આવી ખૂની કૅમાઓઝીઝીય એટલે કે અદાલત ભરતા હતા અથવા અમાઓઝાજાગ ભર્યા વિનાયે જાતિ કે ઉમરના કશા ભેદભાવ વિના દેશીઓને મારી નાખતા હતા ગવર્નર જનરલ—ઈન—કાઉન્સિલે ઇગ્લડ મોકલેલા કાગળોમા આપણી પાર્લમેન્ટના દફતરમા નોંધાયેલું છે કે, 'બળવો ઉઠાવવા માટે ગુનેગાર તરીકે બાળકો સ્ત્રીઓ તેમ જ વૃદ્ધોને મારી નાખવામા આવ્યા હતા' તેમને ઇરાદાપૂર્વક ફાંસીએ લટકાવવામા આવ્યા નહોતા પણ ગામડાઓમા જીવતા બાળી મૂકવામા આવ્યાં હતા, કેટલાક અવારનવાર અકસ્માત ગોળી વાગવાથી મરણ પામ્યા હતા" "ફાંસી દેનારાઓની સ્વયંસેવક ટોળીઓ જિલ્લાઓમાં જતી હતી અને એ વખતે જોઈએ તેટલા સિનધધારી ફાંસિયાઓ મળતા હતા એક ગૃહસ્થ તો આમાના ઝાડોને ફાંસીના માચડા તરીકે અને હાથીઓનો શિક્ષાપાત્રને તેના પર ઉભા રાખીને પછીથી ખસેડી લેવાના મચ્ચ તરીકે ઉપયોગ કરીને અનેક લોકોને 'કળાપૂર્ણ રીતે' ખલાસ કર્યાની બડાશ હાંકતા હતા" આ જ રીતે કાનપુર, લખનૌ અને બીજા સ્થાનોમા થયુ

જનરલ નીલના આભારવશ દેશવાસીઓએ, બેશક હિંદને ખરચે ઉભુ કરેલું તેનુ પૂતળુ હજી પણ અમારા તરફ તિરસ્કાર વેરસાવે છે તે બ્રિટિશ અમલનુ સાચુ પ્રતીક હતું અને હજી આજે પણ થતુ રહ્યુ છે બેયોની તલવારવાળુ નિમ્બસનનુ પૂતળુ હજી પણ જૂના દિલ્હીને પડકાર આપી રહ્યુ છે

આ જૂનાકાળના ઇતિહાસનો ઉલ્લેખ કરવાનુ સારુ નથી લાગતુ પણ એ બનાવોની પાછળ રહેલી ભાવના તેની સાથે લુપ્ત નથી થઈ તે હજી ટકી રહી છે અને જ્યારે જ્યારે કટોકટી આવે છે અથવા મગજનું સમતોલપણુ જતુ રહે છે ત્યારે ફરીથી તેના દર્શન થાય છે અમૃતસરના હત્યાકાડ અને જલિયાનવાલા બાગની ઘટના વિષે દુનિયા જાણે છે પણ બળવાના સમય પછી જે ઘણુ ઘણુ બન્યુ છે તેમ જ છેક હમણાના વરસોમાં અને આપણા જ જીવનકાળ દરમ્યાન જે બન્યુ છે તેમ જ જેને લીધે ચાલુ પેઢીના લોકોના મનમાં ભારે કડવાશની લાગણી પેદા થઈ છે તે વિષે તેને કશી ખબર નથી સામ્રાજ્યવાદી તેમ જ એક પ્રજા પર બીજી પ્રજાનું આધિપત્ય એ ખરાબ વસ્તુ છે તેમ જ જાતિદ્વેષની ભાવના પણ ખરાબ છે પણ સામ્રાજ્યશાહી સાથે જાતિદ્વેષની ભાવના ઉમેરાય છે ત્યારે તેને પરિણામે અતિ ભયાનક પરિસ્થિતિ પેદા થાય છે અને છેવટે

લાગતાવળગતા સૌનો અધઃપાત થાય છે ઇગ્લન્ડનું તેના ગૌરવભર્યા ઉચ્ચ સ્થાન પરથી પતન થયુ તે સામ્રાજ્યશાહી તેમ જ રગભેદ કે જાતિદ્વેષની ભાવનાને કેટલા પ્રમાણમા આભારી છે એનો ઇગ્લન્ડના ભવિષ્યના ઇતિહાસકારોને વિચાર કરવો પડશે એ બે વસ્તુઓએ તેના જાહેરજીવનને કલુષિત કર્યું અને તેના પોતાના ઇતિહાસના તેમ જ સાહિત્યના પાઠો તેની પાસે ભુલાવી દીધા

હિટલર સત્તા પર આવ્યો અને જર્મનીનો સરમુખત્યાર બન્યો ત્યારથી જાતિદ્વેષ તેમ જ જર્મનોના શ્રેષ્ઠ જાતિના સિદ્ધાત વિષે સારી પઠે આપણા સાભળવામા આવ્યુ છે એ સિદ્ધાતને ભૂતકાળમા વખોડી કાઢવામા આવ્યો છે અને મિત્ર રાજ્યોના આગેવાનો આજે પણ તેને વખોડી કાઢે છે જીવશાસ્ત્રીઓ આપણને જણાવે છે કે, જાતિની સરસાઈ એ કેવળ કલ્પના છે અને શ્રેષ્ઠ જાતિ જેવી કોઈ વસ્તુ નથી પણ અમે બ્રિટિશ અમલ શરૂ થયો ત્યારથી હિંદમા અમને જાતિની શ્રેષ્ઠતા અથવા જાતિદ્વેષનો તેના હરેક સ્વરૂપમા અનુભવ થયો છે એ રાજ્યઅમલની આખીયે વિચારસરણી જાતિની સરસાઈની છે અને રાજ્યતત્ર એના પાયા પર રચાયેલુ હતુ ખરેખર, શ્રેષ્ઠ જાતિનો ખ્યાલ સામ્રાજ્યશાહીના મૂળમા ગર્ભિતપણે રહેલો જ હોય છે એ વિષે શો ઢાકપિછોડો કરવામા આવતો નહોતો સત્તાધારીઓ અસદિગ્ધ ભાષામા તેની ઘોષણા કરતા હતા શબ્દો કરતા પણ વધારે પ્રબળ તેના આનુષગિક કાર્યો હતા અને પેઢી દર પેઢી તેમ જ વરસોના વરસ સુધી એક રાષ્ટ્ર તરીકે હિંદ તરફ અને વ્યક્તિઓ તરીકે હિંદીઓ તરફ અપમાનજનક, નામોશીકારક તેમ જ તિરસ્કારભર્યો વર્તાવ રાખવામા આવ્યો છે અમને કહેવામા આવ્યુ કે, અગ્રેજો અમારા પર રાજ્ય કરવાનો તેમ જ અમને પરાધીન રાખવાનો ઈશ્વરદત્ત હક ધરાવનાર રાજકર્તા પ્રજા છે અમે વિરોધ ઉઠાવીએ તો 'એ રાજકર્તા પ્રજાના વાઘના જેવા ગુણોની' અમને યાદ આપવામા આવતી આ બધુ લખતા એક હિંદી તરીકે મને શરમ આવે છે કેમ કે એની સ્મૃતિ ડખે છે અને એથીયે વિશેષ તો આટલા બધા લાબા વખત સુધી અમે આ અધમ સ્થિતિમા પડ્યા રહ્યા એ વાત ડખે છે અમારા લોકો આ જાતનો વર્તાવ સાખી રહ્યા તેના કરતા કોઈ પ્રકારના પરિણામ આવે તોયે એની સામેનો કોઈ પણ પ્રકારનો પ્રતિકાર મે પસદ કર્યો હોત અને છતા અગ્રેજો તેમ જ હિંદીઓ બંને એ વસ્તુ બરાબર જાણે એ સારું છે કેમ કે એ ઇગ્લન્ડના હિંદ સાથેના સબધ પાછળની માનસિક ભૂમિકા છે, અને મનોવૃત્તિ એ મહત્ત્વની વસ્તુ છે અને પ્રજાની સ્મૃતિ લાબા કાળ સુધી ટકી રહે છે

ઘણાખરા અગ્રેજોની લાગણી કેવી હતી તેમ જ તેઓ કેવી રીતે વર્તતા હતા એનો ખ્યાલ આપણને એક નમૂનેદાર ઉતારા પરથી આવશે ઇઝર્ડ મિલની

ચળવળ વખતે ૧૮૮૩ની સાલમાં સેટન કેર હિંદી સરકારનો વિદેશમંત્રી હતો. તેણે જાહેર કર્યું હતું, 'સર્વોચ્ચ સ્થાને બિરાજતાથી માંડીને છેક નીચલા દરજ્જાના હિંદમાં વસતા પ્રત્યેક અંગ્રેજના મનમાં, પોતાના નાનકડા બંગલામાં વસતા બગીચાવાળાઓના મદદનીશ તેમ જ ઇલાકાના પાટનગરમાં વસતા તંત્રીથી માંડીને મહત્ત્વના પ્રાંતના ચીફ કમિશનર તેમ જ રાજ્યાસન પર બિરાજતા વાઇસ-રૉય સુધીના દરેક જણના મનમાં બીજાઓ પર હકૂમત ચલાવવાને તેમ જ બીજાઓનો પરાજય કરવાને ઈશ્વરે જેને સરજી છે એવી જાતિનો હું સભ્ય છું એવી માન્યતા રૂઢ થયેલી છે તેની એ બિલ કેકડી કરે છે.'

## ૮

## બ્રિટિશ અમલની કાર્યપદ્ધતિ: ત્રાજવાંનાં બંને પલ્લાં સરખાં રાખવાની નીતિ

૧૮૫૭–૫૮નો બળવો તત્ત્વતઃ રજવાડી વિપ્લવ હતો. એમાં રાષ્ટ્રીયતાનું પણ કંઈક તત્ત્વ જોકે મોજૂદ હતું. અને છતાં દેશી રાજાઓ તેમ જ રજવાડી સરદારો તેનાથી અલગ રહ્યા ને અંગ્રેજોને તેમની સક્રિય મદદ મળી એને લીધે તેઓ તેને દાબી દઈ શક્યા. જેમનો મુલક ખાલસા કરવામાં આવ્યો હતો તેમ જ જેમના હકો અને વિશેષ અધિકારો પડાવી લેવામાં આવ્યા હતા તેઓ તેમ જ આપણી પણ જ્યારે ત્યારે એવી જ દશા થવાની છે એવો જેમને ડર હતો તેવા લોકો જ બળવામાં ભળ્યા હતા. થોડા સંકલ્પવિકલ્પ બાદ અંગ્રેજોએ ધીમે ધીમે દેશી રાજાઓને દૂર કરી સીધો બ્રિટિશ અમલ સ્થાપવાની નીતિ અખત્યાર કરવાનો નિર્ણય કર્યો હતો. બળવાને પરિણામે આ નીતિ બદલાઈ અને કેવળ દેશી રાજાઓને જ નહીં, તાલુકદારો તેમ જ મોટા જમીનદારોને પણ ચાલુ રાખવાની નીતિ અખત્યાર કરવામાં આવી. આમજનતાને કબજામાં રાખવાનું આ રજવાડી અને અર્ધરજવાડી સરદારો મારફતે વધારે સુગમ પડશે એમ અંગ્રેજોને લાગ્યું. અયોધ્યાના એ તાલુકદારો મોગલ બાદશાહોના કર ઉઘરાવનારાઓ હતા, પણ કેન્દ્રસ્થ સત્તા નબળી પડતાં તેઓ જાગીરદારો તરીકે વર્તવા લાગ્યા. લગભગ એ બધા બળવામાં જોડાયા, કેટલાકોએ જોકે એમાંથી છટકી જવાની બારી રાખવાની સાવધાની રાખી હતી. તેમણે બળવો પોકાર્યો હોવા છતાં 'વફાદારી અને સારી નોકરી' બજાવવાની શરતે અમુક અપવાદો સિવાય બાકીના બધાને પોતપોતાની જાગીર પર પુનઃ સ્થાપિત કરવામાં આવ્યા. આમ, પોતાને 'અયોધ્યાના જાગીરદાર' કહેવડાવવામાં ગર્વ લેનારા આ તાલુકદારો બ્રિટિશ અમલના સ્તંભ બની ગયા.

બળવાની સીધી અસર જોકે દેશના થોડા જ ભાગમા થઈ હતી પણ તેણે લગભગ આખા હિંદને અને ખાસ કરીને બ્રિટિશ રાજતત્રને હચમચાવી મૂક્યુ હતુ સરકારે પોતાના આખાયે રાજ્યતત્રની પુનર્રચના કરવાનો આરભ કર્યો બ્રિટિશ તાજે એટલે કે પાર્લમેન્ટે દેશનો રાજ્યવહીવટ ઈસ્ટ ઇડિયા કપની પાસેથી પોતાના હાથમા નીધો પોતાના ખર્ચથી નભવાનો આરભ કરનાર હિંદી સૈન્યની પણ નવેસરથી રચના કરવામા આવી બ્રિટિશ અમલની કાર્યપદ્ધતિ ક્યારનીયે સ્થાપિત થઈ ચૂકી હતી તેને વધારે સ્પષ્ટ અને નિશ્ચિત સ્વરૂપ આપવામા આવ્યુ અને ગણતરીપૂર્વક તેનો અમલ કરવામા આવ્યો તત્ત્વત તે આ હતી બ્રિટિશ અમલ સાથે સકળાયેના સ્થાપિત હિતો ઊભા કરવા અને તેમનુ રક્ષણ કરવુ ભિન્ન ભિન્ન તત્ત્વોને સમતોલ રાખવા તેમ જ તેમા ફાટફૂટ અને ભાગના પાડનારા વલણને ઉત્તેજન આપવુ

દેશી રાજાઓ તેમ જ મોટા જમીનદારો આ રીતે પેદા કરવામા આવેલા તેમ જ ઉત્તેજન અપાયેના પાયાના સ્થાપિત હિતો હતા પણ હવે બ્રિટિશ અમલ સાથે એથીયે વધારે નિકટપણે સકળાયેના નવા વર્ગનુ મહત્ત્વ વધ્યુ આ વર્ગ સામાન્ય રીતે નીચના દરજ્જાની સરકારી નોકરીમા જોડાયેના હિંદીઓનો બનેલો હતો પહેના હિંદીઓને ન છૂટકે સરકારી નોકરીમા રાખવામા આવતા અને મનરોએ તેમને નોકરીમા રાખવાની હિમાયત કરી હતી હવે અનુભવે શીખ્યુ કે, એ રીતે નોકરીમા રાખવામા આવેના હિંદીઓ બ્રિટિશ અમલ તેમ જ રાજતત્રના એના આશ્રિત બની જતા હતા કે, તેમના પર સુખેથી વિશ્વાસ રાખી શકાય અને એ અમલના એજટ તરીકે તેમને લેખી શકાય બળવા પહેનાના સમયમા નીચના દરજ્જાના મોટા ભાગના હિંદી સરકારી નોકરો બગાળી હતા ઉત્તર હિંદમા બ્રિટિશ રાજવહીવટમા જ્યા જ્યા કારકુનોની અથવા મુનકી કે લશ્કરી ખાતામા એવી જ કઈક કામગીરીની જરૂર પડી ત્યા તેઓ પહોચી ગયા યુક્ત પ્રાતો દિલ્હી તેમ જ પજાબમા સુધ્ધા વહીવટી કે લશ્કરી કેદ્રોની આસપાસ બગાળીઓની વ્યવસ્થિત વસાહતો ઊભી થઈ આ બગાળીઓ બ્રિટિશ સૈન્યની સાથે પણ જતા અને તેઓ તેના વફાદાર નોકર નીવડ્યા બળવો કરનારાઓ તેમને બ્રિટિશ સત્તાના અગરૂપ લેખતા, તેમને તેમના પ્રત્યે ખૂબ અણગમો હતો અને તેઓ તેમને ગાળો પણ દેતા

આ રીતે નીચના દરજ્જાની સરકારી નોકરીઓ હિંદીમય બનાવવાની પ્રક્રિયાનો આરભ થયો પણ ખરી સત્તા અગ્રેજ અમલદારોના હાથમા કેંદ્રિત હતી કેળવણીનો ફેલાવો થતા સરકારી નોકરીનો ઇજારો બગાળીઓ પાસે ન રહ્યો અને વહીવટી તેમ જ ન્યાય ખાતામા બીજા હિંદીઓ પણ આવવા લાગ્યા નીચના દરજ્જાની સરકારી નોકરીનું આ જાતનું હિંદીકરણ બ્રિટિશ

અમલ સુદૃઢ બનાવવાની સૌથી અસરકારક રીત નીવડી. એ રીતે ઠેકઠેકાણે નાગરિકોના દળની ટુકડીઓ ઊભી થઈ અને કબજો રાખનારા સૈન્ય કરતાં પણ તે વધારે મહત્ત્વની બની. આ નાગરિક દળના કેટલાક સભ્યો બાહોશ તેમ જ રાષ્ટ્રીયતાની ભાવનાથી રંગાયેલા હતા. પણ લશ્કરી સિપાઈની પેઠે — એક વ્યક્તિ તરીકે તે પણ દેશભક્ત હોઈ શકે — લશ્કરનાં ધારાધોરણોથી તે સૌ બંધાયેલા હતા અને આજ્ઞાનું ઉલ્લંઘન કરવા માટેની, ભાગી જવા માટેની તેમ જ બંડ કરવા માટેની શિક્ષા બહુ ભારે હતી. આ જાતનું નાગરિક દળ ઊભું કરવામાં આવ્યું એટલું જ નહીં, એમાં ભરતી થવાની અને આગળ વધવાની આશાએ ઉત્તરોત્તર વધતા જતા ભણેલા વર્ગના લોકોનાં માનસ કલુષિત કરી મૂક્યાં. એમાં જોડાવામાં અમુક પ્રમાણમાં પ્રતિષ્ઠા અને સલામતી રહેલી હતી અને નોકરીને અંતે પેન્શન મળતું હતું. વળી, પોતાના ઉપરીઅધિકારીની ખુશામત કરી તેની મહેરબાની મેળવી એટલે બીજી ખામીઓ કશી ગણતરીમાં રહેતી નહોતી. આ મુલકીખાતાના નોકરો બ્રિટિશ સત્તાધારીઓ અને પ્રજા વચ્ચેની સાંકળ જેવા હતા અને તેમને પોતાના ઉપરીઅધિકારીઓને તાબેદાર રહેવું પડતું હતું તો તેઓ પણ પોતાની હાથ નીચેનાઓ તરફ તેમ જ પ્રજા તરફ તુમાખીભર્યો વર્તાવ રાખતા હતા અને પોતાનો હુકમ ઉઠાવવાની તેમને ફરજ પાડતા હતા.

આજીવિકા મેળવવા માટેના બીજા માર્ગો હતા નહીં તેમ જ બીજી કોઈ નોકરી માટે પણ અવકાશ હતો નહીં તેથી સરકારી નોકરીના મહત્ત્વમાં વળી વધારો થયો. વકીલ કે દાક્તર તો ગણ્યાગાંઠ્યા લોકો થઈ શકે અને છતાં એ એ ધંધામાં સફળતાની ખાતરી રહેતી નહોતી. ઉદ્યોગો હતા જ નહીં. વેપાર મોટે ભાગે પરંપરાગત ઊતરી આવેલા અમુક વર્ગોના હાથમાં હતો. તેમનામાં એ માટેની સહજ આવડત હતી અને તેઓ પરસ્પર એકબીજાને મદદ કરતા હતા. નવું ભણતર વેપાર કે ઉદ્યોગ માટેની લાયકાત કોઈનામાં કેળવતું નહોતું; એની મુખ્ય નેમ સરકારી નોકરી હતી. ભણતર એટલું બધું મર્યાદિત હતું કે વિદ્વાના ક્ષેત્રમાં પડવાનો અવકાશ પણ બહુ ઓછો હતો. સમાજસેવાનાં બીજાં ક્ષેત્રો પણ નહોતાં. એટલે બાકી રહી સરકારી નોકરી. અને કૉલેજોમાંથી ગ્રેજ્યુએટોનાં ધાડાં બહાર પડવા માંડ્યાં એટલે વધતી જતી સરકારી નોકરીઓમાં પણ તે બધાનો સમાસ થઈ શક્યો નહીં. પરિણામે તીવ્ર હરીફાઈ જાગી. આ બેકાર ગ્રેજ્યુએટો અને બીજાઓનો એક મોટો સમૂહ ઊભો થયો અને સરકાર પોતાને જ્યારે જોઈએ ત્યારે તેમાંથી નોકરો મેળવી શકતી હતી. નોકરીએ વળગેલાઓને માટે પણ આ બેકાર સમૂહની હસ્તી જોખમરૂપ હતી. આ રીતે હિંદમાંની બ્રિટિશ સરકાર લોકોને નોકરી આપનારી એક મોટામાં મોટી નહીં પણ લગભગ

એકમાત્ર મોટી પેઢી બની (એમા રેલવેની નોકરીનો પણ સમાવેશ થાય છે) આ રીતે નોકરશાહીનુ એક જબરદસ્ત તત્ર ઊભુ કરવામા આવ્યુ એનુ નિયમન તેમ જ સચાલન છેક ઉપરથી થતુ હતુ આજીવિકા આપવાની આ જબરદસ્ત સગવડનો ઉપયોગ દેશ પર બ્રિટિશ અમલની પકડ મજબૂત કરવા, નિસવાર્થ તેમ જ અગ્રગામી તત્ત્વોને કચરી નાખવા અને સરકારી નોકરી મેળવવા માટે ઇંતેજારીથી તલપી રહેતા જુદા જુદા સમૂહો વચ્ચે હરીફાઈ અને વૈમનસ્ય જગાડવા માટે કરવામા આવ્યો એને પરિણામે નૈતિક હ્રાસ અને કલહ પેદા થયા અને સરકાર એક સમૂહને બીજા સમૂહ સામે લડાવી શકી

જુદા જુદા તત્ત્વોને સમતોલ રાખવાની પદ્ધતિ હિદી લશ્કરમા જાણીજોઈને આગળ ધપાવવામા આવી હતી. તેમનામા રાષ્ટ્રીય એકતાની કોઈ પણ પ્રકારની ભાવના પેદા ન થાય એ રીતે જુદા જુદા સમૂહોને ગોઠવવામા આવ્યા હતા અને સમૂહની ને કોમી ભાવનાને તેમ જ એવા પોકારોને ઉત્તેજન આપવામા આવતુ હતુ લશ્કરને પ્રજાથી અળગુ રાખવાના હરેક પ્રયાસ કરવામા આવતા હતા અને સામાન્ય છાપાઓ પણ હિદી લશ્કર પાસે જવા દેવામા આવતા નહી લશ્કરમાની બધી મહત્ત્વની જગ્યાઓ અંગ્રેજોના હાથમા રાખવામા આવી હતી અને કોઈ પણ હિદી રાજાની સનદવાળો લશ્કરી હોદ્દો ધરાવી શકતો નહી નવોસવો સમા ટર્ન એટલે કે કેપ્ટનથી ઊતરતા દરજ્જાનો અમલદાર સૌથી અનુભવી બિનસનદી હિદી અમલદાર કરતા અથવા કહેવાતી વાઇસરોયની સનદ ધરાવનારા અમલદાર કરતા મરતબામા આગળ ગણાતો હિસાબી ખાતામા નાના કારકુનની સિવાય બીજી કોઈ જગ્યાએ લશ્કરની વડી કચેરીમા હિદીઓને નીમવામા આવતા નહી વળી વધારે સલામતીને ખાતર યુદ્ધના વધારે અસરકારક હથિયારો હિદી સૈન્યને આપવામા આવતા નહોતા તે હિદમાના બ્રિટિશ દળોને માટે અનામત રાખવામા આવતા હતા અવ્યવસ્થા દાબી દેવાને તેમ જ પ્રજાને ધાકમા રાખવા માટે હિદના બધા મહત્ત્વના કેન્દ્રોમાની હિદી લશ્કરી પલટણોની સાથે 'આતરિક સલામતી માટેના સૈન્ય' તરીકે બ્રિટિશ દળોને હમેશા રાખવામા આવતા બ્રિટિશરોના પ્રાધાન્યવાળુ આ આતરિક લશ્કર દેશ માટે કબજે રાખનારા લશ્કરની કામગીરી બજાવતુ અને હિદી લશ્કરનો મોટો ભાગ પરદેશોમાં કામગીરી બજાવવા માટે સગઠિત કરવામા આવેલા ફિલ્ડ આર્મી તરીકે ઓળખાતા લશ્કરનો એક ભાગ હતુ ખાસ કરીને ઉત્તર હિદના અમુક વર્ગોમાથી જ હિદી લશ્કરની ભરતી કરવામા આવતી હતી એ વર્ગોને લશ્કરી વર્ગો તરીકે ઓળખવામા આવતા હતા

બ્રિટિશ અમલનુ તેના પાયામા રહેલુ વિરોધી તત્ત્વ આપણને હિદમા ફરીથી જોવા મળે છે દેશમા રાજકીય એકતા પેદા કરીને તેમ જ એ એકતાની

દૃષ્ટિથી વિચાર કરનારાં જ નહીં, હિંદની સ્વતંત્રતા માટે કાર્ય કરનારાં સક્રિય બળોને પણ છૂટાં કર્યા પછી જે એકતા પેદા કરવામાં પોતે ફાળો આપ્યો હતો તે જ એકતા તોડવાનો બ્રિટિશ સરકારે પ્રયત્ન આદર્યો. તે વખતે આ એકતા તોડવાના પ્રયત્નોમાં હિંદના ટુકડા પાડી તેને છિન્નભિન્ન કરવાની રાજકીય દૃષ્ટિ નહોતી. તેનો આશય આખા દેશમાં બ્રિટિશ અમલ ચાલુ રહે એટલા માટે રાષ્ટ્રીય તત્ત્વોને નબળાં પાડવાનો હતો. આમ છતાં, હિંદનાં દેશી રાજ્યોને પહેલાં કદી પણ નહોતું આપવામાં આવતું એટલું મહત્ત્વ આપીને, પ્રગતિ વિરોધી તત્ત્વોને ઉત્તેજન આપી તેમનો ટેકો શોધીને, પ્રજામાં ભાગલા પાડીને, એક સમૂહ સામે બીજા સમૂહને ઉત્તેજન આપીને, ધર્મ તેમ જ પ્રાન્તની વફાદારીને લીધે પેદા થતી ભિન્નતાની લાગણીને ઉત્તેજન આપીને તથા પલટાયેલી સ્થિતિમાં આપણે હતા ન હતા થઈ જઈશું એવો ભય રાખનારા દેશદ્રોહી વર્ગોને સંગઠિત કરીને હિંદની એકતા છિન્નભિન્ન કરવાનો એ પ્રયત્ન હતો એમાં શંકા નથી. વિદેશી સામ્રાજ્યવાદી સત્તા આ નીતિ અખત્યાર કરે એ સ્વાભાવિક અને સમજી શકાય એવું હતું અને હિંદી રાષ્ટ્રીય દૃષ્ટિથી એ હાનિકારક હતી છતાં એનાથી આશ્ચર્ય પામવું એ નરી બાઘાઈ છે. પણ પાછળથી એ નીતિમાં થયેલા ફેરફારો સમજવા હોય તો એ આવી હતી એ હકીકત લક્ષમાં રાખવી જોઈએ. આજે અમને જેની વારંવાર યાદ આપવામાં આવે છે તે 'હિંદના રાષ્ટ્રીય જીવનનાં મહત્ત્વનાં તત્ત્વો' આ નીતિને પરિણામે પેદા થયાં છે. એ 'તત્ત્વો'ને આપસમાં સંમત ન થવાને અને ફાટફૂટ પડાવવાને જ પેદા કરવામાં આવ્યાં હતાં અને એમ કરવાને જ તેમને ઉત્તેજવામાં આવતાં હતાં. આજે તેમને આપસમાં સમજૂતી પર આવવાની હાકલ કરવામાં આવે છે.

બ્રિટિશ રાજસત્તાની હિંદના પ્રગતિવિરોધીઓ સાથેની આ સ્વાભાવિક મૈત્રીને પરિણામે બીજી રીતે જેને તે વખોડી કાઢતી હતી તે અનેક કુપ્રથાઓ અને રૂઢિઓની તે પુરસ્કર્તા ને રક્ષક બની. બ્રિટિશરો આવ્યા તે વખતે હિંદ રૂઢિઓની પકડમાં જકડાયેલું હતું અને પુરાણી રૂઢિ ઘણી વાર ભયંકર ચીજ હોય છે. આમ છતાં રૂઢિઓ બદલાય છે અને બદલાતી જતી પરિસ્થિતિ સાથે અમુક અંશે પોતાનો મેળ સાધવાની તેમને ફરજ પડે છે. હિંદુ કાયદો મોટે ભાગે રૂઢિઓનો બનેલો છે અને રૂઢિ જેમ બદલાતી ગઈ તેમ તેમ એ કાયદો પણ જુદી રીતે લાગુ પાડવામાં આવ્યો છે. સાચે જ, હિંદુ કાયદામાં એક એવી જોગવાઈ નથી જે રૂઢિથી ન બદલી શકાય. બ્રિટિશરોએ ફેરવી શકાય એવા આ રૂઢિપ્રધાન કાયદાને સ્થાને જૂના સ્મૃતિગ્રંથોને આધારે અપાયેલા અદાલતના ચુકાદાઓને સ્થાપ્યા અને આ ચુકાદાઓ 'પ્રિસિડન્ટ્સ' એટલે કે જે અવશ્ય અનુસરવા જોઈએ એવા પ્રમાણભૂત દાખલાઓ બન્યા. સિદ્ધાંતની દૃષ્ટિએ એ

ફાયદાકારક હતું કારણ કે એને લીધે તેમાં વધારે ચોકસાઈ અને સમાન ધોરણ પેદા થતું હતુ. પણ જે રીતે એ કરવામાં આવ્યુ તેથી પાછળથી પેદા થયેલી રૂઢિઓ પ્રમાણે ફેરફાર થયા વિનાનો પ્રાચીન કાયદો ચાલુ રહ્યો. એવો આ પુરાણો કાયદો આ રીતે જડ બની ગયો અને રૂઢિએ આંકેલી સુપરિચિત પદ્ધતિથી તેમાં ફેરફાર કરવાના હરેક વલણને દાબી દેવામાં આવ્યુ. કાયદા કરતાં રૂઢિ વધારે પ્રચલિત છે અને તેથી કાયદાને તે વિફળ કરે છે એમ પુરવાર કરી બતાવવાની કોઈ પણ સમૂહને છૂટ હતી, પણ કાયદાની અદાલતમાં એમ કરવાનુ કામ ઘણું મુશ્કેલ હતુ. એમાં કાયદા દ્વારા ફેરફાર કરી શકાય પણ જેના હાથમાં કાયદા ઘડવાની સત્તા હતી તે બ્રિટિશ સરકાર જેના ટેકાની પોતે અપેક્ષા રાખતી હતી તે સમાજનાં સ્થિતિચુસ્ત તત્ત્વોને દૂભવવા માગતી નહોતી. અમુક અંશે ચૂંટાયેલા સભ્યોની બનેલી ધારાસભાઓને પાછળથી કાયદા ઘડવાની થોડી સત્તા આપવામાં આવી ત્યારે સમાજસુધારાને ઉત્તેજન આપનારા કાયદા ઘડવામાં આવે તે સામે સત્તાવાળાઓ ઘુરકિયાં કરતા અને એ પ્રયાસોને નિષ્ફળ કરવાને તેમનાથી બનતુ બધું કરી છૂટતા.

## ૯

## ઉદ્યોગોનો વિકાસ: પ્રાન્તિક ભેદો

૧૮૫૭–૫૮ના બળવાની અસરમાંથી હિંદ ધીમે ધીમે બહાર નીકળવા લાગ્યુ. બ્રિટિશ રાજનીતિ આવી હોવા છતા, કાર્ય કરી રહેલા પ્રચંડ બળો હિંદની સૂરત બદલતા જતા હતા અને નવી સામાજિક ચેતના પ્રગટ થતી જતી હતી. હિંદની રાજકીય એકતા, પશ્ચિમ સાથેનો સંપર્ક, હુન્નરવિજ્ઞાનમાં થયેલી પ્રગતિ તેમ જ સર્વસામાન્ય પરાધીનતાની દુર્દશા એ બધાંને લીધે વિચારના નવા પ્રવાહો પેદા થયા, ધીમે ધીમે ઉદ્યોગો વિકસવા લાગ્યા અને રાષ્ટ્રની સ્વતંત્રતા માટેની નવી ચળવળનો જન્મ થયો. હિંદની જાગૃતિ દ્વિવિધ હતી: પ્રેરણા માટે તેણે પશ્ચિમ તરફ દૃષ્ટિ કરી અને સાથે સાથે પોતાના તરફ અને પોતાના ભૂતકાળ તરફ પણ તેણે એ માટે મીટ માડી

રેલવેના આગમનથી હિંદમાં ઔદ્યોગિક યુગનો પ્રત્યક્ષ આરંભ થયો. ત્યાં સુધી બ્રિટનથી આવતા તૈયાર માલના રૂપમાં તેની માત્ર પરોક્ષ બાજુ દૃષ્ટિગોચર થતી હતી હિંદનુ ઉદ્યોગીકરણ અટકાવવાને પરદેશોથી આવતી યંત્રસામગ્રી પર નાખવામાં આવેલી જકાત ૧૮૬૦ની સાલમા રદ કરવામા આવી અને એ પછી મોટે ભાગે બ્રિટિશ મૂડીથી અહી મોટા પાયા પરના ઉદ્યોગો ખીલવા માંડયા. પ્રથમ બંગાળના શણના ઉદ્યોગનો આરંભ થયો. સ્કોટલૅન્ડમાં

સંપૂર્ણપણે આ વાણિયાઓના હાથમાં હતી. તેઓ વાયવ્ય સરહદ પરના સ્વતંત્ર પ્રદેશોમાં પણ ફેલાયા હતા અને ત્યાં મહત્ત્વનું કાર્ય કરતા હતા. ગરીબાઈ વધતી ગઈ તેમ તેમ ખેડૂતો પણ વધુ ને વધુ દેવાદાર થતા ગયા અને શાહુકારી પેઢીઓ જમીન ગીરો લઈ નાણાં ધીરતી. પરિણામે તેના હાથમાં ઘણી જમીન આવી પડી. આ રીતે, નાણાં ધીરનાર શાહુકાર જમીનદાર પણ બન્યો.

નવા લોકો વેપારરોજગારમાં દાખલ થતા ગયા એટલે વેપારીઓ, લેણદેણનો ધંધો કરનારાઓ અને બાકીના બીજા લોકો વચ્ચેના ભેદો ભૂંસાવા લાગ્યા. છતાં તે ચાલુ રહ્યા અને હજી આજે પણ જણાઈ આવે છે. એ ભેદો જ્ઞાતિવ્યવસ્થાને અથવા પરંપરાને લીધે છે કે પછી પેઢી દર પેઢીથી વારસામાં મળેલી આવડતને લીધે છે અથવા એ બધાંયે કારણોને લીધે છે તે ચોક્કસપણે કહેવું મુશ્કેલ છે. બેશક, બ્રાહ્મણો અને ક્ષત્રિયો વેપારરોજગારને હલકો વ્યવસાય ગણતા અને દ્રવ્યનો સંગ્રહ મનને ગમે એવો અને આવકારલાયક હોવા છતાં તેને યોગ્ય ગણવામાં આવતો નહોતો. રજવાડી સમયની પેઠે જમીનની માલકી સામાજિક પ્રતિષ્ઠાના લક્ષણ તરીકે લેખાતી અને ધનદોલત વિનાના વિદ્વાનો તેમ જ પંડિતોનું સન્માન કરવામાં આવતું. બ્રિટિશ અમલના સમયમાં સરકારી નોકરી પ્રતિષ્ઠા, સલામતી અને સામાજિક દરજ્જો આપતી હતી અને પાછળના સમયમાં હિંદી સનદી નોકરીમાં હિંદીઓને દાખલ થવા દેવામાં આવ્યા ત્યારથી જેને સ્વર્ગીય નોકરી કહેવામાં આવતી હતી એવી એ નોકરી — સ્વર્ગ એટલે લંડનના વ્હાઈટ હૉલની છાયા — અંગ્રેજી ભણેલાઓને માટે વૈકુંઠ જેવી બની ગઈ. ધંધાદારી લોકો અને ખાસ કરીને વકીલોની — જેમાંના કેટલાકને અદાલતના કામમાંથી ધૂમ કમાણી થતી હતી — પણ પ્રતિષ્ઠા હતી અને સમાજમાં તેમનું સ્થાન ઘણું ઊંચું હતું. એથી ઘણા જુવાનો એ ધંધા તરફ આકર્ષાયા. અનિવાર્ય રીતે આ વકીલોએ રાજકીય તેમ જ સામાજિક સુધારાની ચળવળમાં આગેવાની લીધી.

વકીલાતના ધંધામાં બંગાળીઓ પ્રથમ પડ્યા હતા. એમાંના કેટલાક તેમાં ખૂબ ફાવ્યા અને તેમણે એ ધંધાને કોઈને પણ લલચાવે એવો બનાવી દીધો. તેઓ રાજકીય આગેવાનો પણ હતા. કુદરતી લાયકાતને અભાવે કે પછી બીજાં કારણોસર વધતા જતા ઉદ્યોગોમાં તેઓ ગોઠવાઈ ન શક્યા. એનું પરિણામ એ આવ્યું કે, રાષ્ટ્રના જીવનમાં ઉદ્યોગો મહત્ત્વનો ભાગ લેવા લાગ્યા તેમ જ રાજકારણ પર તેઓ પોતાની અસર પાડવા લાગ્યા ત્યારે રાજકારણના ક્ષેત્રમાંનું તાનું મોખરાનું સ્થાન બંગાળ ખોઈ બેઠું. સરકારી નોકરો તરીકે અને બીજા કામ માટે બંગાળીઓ પહેલાં બીજા પ્રાંતોમાં થોકબંધ જતા હતા પણ હવે એ પ્રવાહ ઊલટો વહેવા લાગ્યો; બીજા પ્રાંતના લોકો બંગાળમાં અને ખાસ કરીને

કલકત્તામાં જવા લાગ્યા અને ત્યાંના વેપારરોજગાર તેમ જ ઉદ્યોગોમાં તેઓ ફેલાઈ ગયા. કલકત્તા બ્રિટિશ મૂડી તેમ જ બ્રિટિશ ઉદ્યોગોનું મુખ્ય કેન્દ્ર પહેલાં હતું અને હજી પણ છે અને વેપારરોજગારમાં અંગ્રેજો તેમ જ સ્કૉટલૅન્ડ-વાસીઓનું ત્યાં પ્રભુત્વ છે. પણ મારવાડી તેમ જ ગુજરાતીઓ લગભગ તેમની હરોળમાં આવતા જાય છે. કલકત્તાના નાના નાના રોજગારો પણ પરપ્રાન્તના લોકોના હાથમાં છે. કલકત્તાના હજારો ટૅક્સી હાંકનારાઓમાંથી એક પણ અપવાદ વિના લગભગ બધા પંજાબના શીખો છે.

મુંબઈ હિંદીઓની માલકીના ઉદ્યોગો, વેપારરોજગાર તેમ જ બૅંક અને વીમાના ધંધાનું કેન્દ્ર અને મુખ્ય મથક બન્યું. આ બધા વ્યવસાયોમાં પારસીઓ, ગુજરાતીઓ તેમ જ મારવાડીઓ અગ્રસ્થાને છે અને મહારાષ્ટ્રીઓએ તેમાં નહીં જેવો જ ભાગ ભજવ્યો છે એ નોંધવા જેવી બીના છે. મુંબઈ એક મોટું શહેર છે અને આજે તેમાં હરેક કોમના અને દેશના લોકો વસે છે પણ તેની વસ્તીનો મોટો ભાગ મહારાષ્ટ્રીઓ અને ગુજરાતીઓનો છે. મહારાષ્ટ્રીઓએ જુદા જુદા ધંધાઓ-તેમ જ પંડિતાઈના ક્ષેત્રમાં નામ કાઢયું છે. તેઓ સારા સૈનિક નીવડે છે અને ઘણી મોટી સંખ્યામાં સુતરાઉ કાપડની મિલોમાં મજૂર તરીકે કામ કરે છે. તેઓ મહેનતુ અને ખડતલ છે અને તેમનો પ્રાન્ત ગરીબ છે પણ શિવાજીની પરંપરા માટે તેમ જ તેમના વડવાઓની સિદ્ધિ માટે તેઓ મગરૂર છે. ગુજરાતીઓ શરીરે કોમળ, વિનયી અને ધનિક છે અને વેપાર-રોજગારમાં તેમને ખૂબ ફાવી ગયું છે. આ ભેદો મોટે ભાગે ભૌગોલિક પરિસ્થિતિને આભારી છે, કેમ કે મહારાષ્ટ્ર વેરાન અને પહાડી મુલક છે પણ ગુજરાત રસાળ અને ફળદ્રુપ છે.

હિંદના જુદા જુદા ભાગોમાં જોવામાં આવતા આ અને બીજા ભેદોનું અવલોકન રસપ્રદ છે. એ ભેદો હજી પણ ટકી રહ્યા છે; પણ ઓછા થતા જાય છે. બુદ્ધિપ્રધાન મદ્રાસે નામાંકિત ફિલસૂફો, ગણિતશાસ્ત્રીઓ તેમ જ વૈજ્ઞાનિકો પેદા કર્યા છે અને હજી પણ પેદા કરે છે. મુંબઈ આજે બધી રીતે વેપારઉદ્યોગમાં જ ગરકાવ થઈ ગયું છે અને તેના બધા ફાયદા તેમ જ ગેરફાયદા તેને ભાગે આવે છે. વેપારરોજગાર તેમ જ ઉદ્યોગોમાં કંઈક પાછળ પડેલા બંગાળે કેટલાક સરસ વૈજ્ઞાનિકો પેદા કર્યા છે. પણ ખાસ કરીને કળા અને સાહિત્યના ક્ષેત્રમાં તેણે નામના મેળવી છે. પંજાબે બહુ પ્રભાવશાળી પુરુષો પેદા નથી કર્યા પણ તે આગળ ધપનારો પ્રાન્ત છે અને ઘણાં ક્ષેત્રોમાં તેણે પ્રગતિ કરી છે. ત્યાંના લોકો વ્યવહારુ બુદ્ધિવાળા હોય છે અને તેઓ સારા યંત્રકામ કરનારા નીવડે છે. નાના નાના ઉદ્યોગધંધાઓમાં પણ તેઓ સફળ થાય છે. સંયુક્ત પ્રાન્તો (દિલ્હી સહિત) વિચિત્ર પ્રકારનો શંભુમેળો

છે અને અમુક રીતે હિંદુસ્તાનની એક નાનકડી આવૃત્તિ છે એ પ્રાન્તો પ્રાચીન હિંદુ સંસ્કૃતિની તેમ જ અફઘાનો અને મોગલોના સમયમાં આવેલી ફારસી સંસ્કૃતિની ભૂમિ છે અને તેથી એ બે સંસ્કૃતિઓનું મિશ્રણ અહીં ભારે પ્રમાણમાં નજરે પડે છે એમાં પશ્ચિમની સંસ્કૃતિનું તત્ત્વ પણ ભળેલું છે હિંદના બીજા ભાગો કરતાં ત્યાં પ્રાચીનતાની ભાવના ઓછી છે લાંબા વખત સુધી એ પ્રદેશ પોતાને હિંદના હૃદય તરીકે લેખતો હતો અને બીજાઓ પણ એને એ રીતે લેખતા હતા સાચે જ, લોકભાષામાં તો ઘણી વાર એને જ હિંદુસ્તાન કહેવામાં આવે છે

આ બધા ભેદો ભૌગોલિક છે અને ધાર્મિક નથી એ વાત લક્ષમાં રાખવી જોઈએ બંગાળનો મુસલમાન પંજાબના મુસલમાન કરતાં બંગાળના હિંદુને વધારે મળતો આવે છે એવું જ બીજાઓની બાબતમાં પણ ઘણા હિંદુ અને મુસલમાન બંગાળીઓનો હિંદમાં કોઈક ઠેકાણે અથવા બીજા દેશમાં ક્યાંક ભેગા થઈ જાય તો તરત જ તેઓ બધા એકઠા મળશે અને પોતીકાપણાની લાગણી અનુભવશે પંજાબીઓ પણ પોતે હિંદુ, શીખ કે મુસલમાન હશે તોયે એમ જ કરવાના મુંબઈ પ્રાન્તના મુસલમાનોમાં (ખોજા, મેમણ અને વહોરાઓ) ઘણી હિંદુ રૂઢિઓ પ્રચલિત છે ખોજાઓ (તેઓ આગાખાનના અનુયાયીઓ છે) તેમ જ વહોરાઓને ઉત્તરના મુસલમાનો પાકા ઇસ્લામધર્મી નથી ગણતા

મુસલમાનો આખી કોમ તરીકે ખાસ કરીને બંગાળ અને ઉત્તરમાં, અંગ્રેજી કેળવણીથી દૂર રહ્યા એટલું જ નહીં, ઉદ્યોગોના વિકાસમાં પણ તેમણે નહીં જેવો ભાગ લીધો છે અમુક અંશે એ તેમની રજવાડી મનોદશાને આભારી હતું અને અમુક અંશે ગેમન કેટલીક સંપ્રદાયની પેઠે ઇસ્લામમાં નાણાં વ્યાજે ફેરવવાની મનાઈ છે તેને આભારી હતું પણ નવાઈની વાત એ છે કે વ્યાજ ખાનારા બરાબરમાં ખરાબ શાહુકારોમાં સરહદ પ્રાન્તની પેશાવરમાંથી આવતી એક પઠાણ જાતિની ગણના થાય છે આમ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં મુસલમાનો અંગ્રેજી કેળવણીમાં પછાત હતા અને તેથી તેઓ પાશ્ચાત્ય વિચારોના સંપર્કમાં તેમ જ સરકારી નોકરીઓમાં અને ઉદ્યોગોમાં પણ પછાત હતા

ધીમે ધીમે અને અડચણોનો સામનો કરીને પણ હિંદમાં ઉદ્યોગોનો વિકાસ થયો તેથી હિંદ પ્રગતિ કરી રહ્યું છે એવો ભ્રમ પેદા થયો અને લોકોનું લક્ષ હિંદ તરફ ખેંચાય આમ છતાં જનસમુદાયની ગરીબાઈના તેમ જ જમીન પરના વધારે પડતા બોજાના પ્રશ્નમાં એથી કશો ફેર ન પડ્યો કરોડો બેકાર અને અર્ધબેકાર લોકોમાંથી થોડા લાખ માણસોને ઉદ્યોગોમાં કામ મળ્યું આ ફેરફાર એટલો નજીવો હતો કે ઘરબારરોજગાર વિનાના થઈ ગયેલા

શહેરો તેમ જ કસબાઓના લોકોનો પ્રવાહ રોજી મેળવવાની આશાએ ગામડાંઓ તરફ વહેવા લાગ્યો હતો અને હિંદનું વધુ ને વધુ પ્રમાણમાં દેહાતીકરણ થતું જતું હતું તેમાં એથી કશો ફેર ન પડ્યો. બેકારી બહોળા પ્રમાણમાં વધી ગઈ અને જમીન પર દબાણ વધી ગયું તેથી મજૂરો મોટી સંખ્યામાં ઘણી વાર હીણપતભરી શરતે પરદેશ જવા લાગ્યા. તેઓ દક્ષિણ આફ્રિકા, ફીજી, ત્રીનીડાડ, જમાઈકા, ગિયાના, મોરિશિયસ, સિલોન, મલાયા અને બ્રહ્મદેશ વગેરે સ્થાનોમાં ગયા. જે નાના નાના સમૂહોને તેમ જ છૂટીછવાઈ વ્યક્તિઓને પરદેશી અમલ નીચે પોતાનો વિકાસ સાધવાની તેમ જ સ્થિતિ સુધારવાની તક મળી તેઓ આમજનતાથી અળગા પડી ગયા અને આમજનતાની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી ગઈ. એ સમૂહોના હાથમાં થોડી મૂડી એકઠી થઈ અને ધીમે ધીમે વધુ વિકાસ માટેની તકો પેદા થઈ. પણ ગરીબાઈ તેમ જ બેકારીના પ્રશ્નો જેમના તેમ રહ્યા.

## ૧૦

## હિંદુ તેમ જ મુસલમાનોમાં સુધારાની અને બીજી ચળવળો

યંત્રપદ્ધતિમાં થયેલા ફેરફારો તેમ જ તેમનાં સક્રિય પરિણામો મારફતે હિંદ પર પશ્ચિમની ખરી અસર એ ગણીસમી સદીમાં થઈ. વિચારના ક્ષેત્રમાં પણ તેને આઘાત અને પરિવર્તનનો અનુભવ થયો અને આજ સુધી સાંકડાં કવચમાં રૂંધાઈ રહેલી તેની દૃષ્ટિમર્યાદા પણ વિશાળ બની. પ્રથમ અસર પશ્ચિમની લગભગ બધી જ બાબતો તરફના આદરભાવની ને તેના સ્વીકારની હતી. એ જોકે અંગ્રેજી ભણેલા નાનકડા વર્ગમાં જ મર્યાદિત હતી. હિંદુ ધર્મની કેટલીક રૂઢિઓ તેમ જ પ્રથાઓ પ્રત્યેની ઘૃણાના માર્યા ઘણા હિંદુઓ ખ્રિસ્તી ધર્મ તરફ આકર્ષાયા હતા અને બંગાળમાં કેટલીય નોંધવા જેવી વ્યક્તિઓએ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો. એથી રાજા રામમોહનરાયે હિંદુ ધર્મનો આ નવી પરિસ્થિતિ સાથે સુમેળ સાધવાનો પ્રયત્ન કર્યો અને વત્તાઓછા પ્રમાણમાં સમાજસુધારણા અને બુદ્ધિવાદને ધોરણે બ્રહ્મોસમાજની સ્થાપના કરી. તેમના અનુગામી કેશવચંદ્ર સેને વધારે પ્રમાણમાં ખ્રિસ્તી દૃષ્ટિ આપી. બ્રહ્મોસમાજની બંગાળના નવા ઉદય પામતા મધ્યમ વર્ગના લોકો પર અસર થઈ પણ એક ધર્મસંપ્રદાય તરીકે તેમાં બહુ થોડા લોકો ભળ્યા હતા. આ રીતે બ્રહ્મોસમાજમાં ભળનારાઓમાં કેટલાંક આગળપડતાં કુટુંબો તેમ જ પ્રભાવશાળી વ્યક્તિઓનો સમાવેશ થતો હતો. પણ ધાર્મિક અને સામાજિક સુધારા માટે ખૂબ ધગશ રાખનારાં આ કુટુંબો પણ વેદાન્તના પ્રાચીન હિંદી તત્ત્વજ્ઞાન તરફ પાછાં વળવાને પ્રેરાયાં.

હિંદના બીજા ભાગોમાં પણ એ જ જાતની વૃત્તિઓ કાર્ય કરતી હતી, અને જડ સામાજિક પ્રથાઓ તેમ જ પ્રચલિત હિંદુ ધર્મના એક પ્રકારના બહુરૂપી સ્વરૂપ તરફ અસંતોષ પેદા થયો. એક નોંધવા લાયક સુધારાની ચળવળ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં દયાનંદ સરસ્વતી નામના એક ગુજરાતીએ શરૂ કરી હતી. પણ એ ચળવળ માત્ર પંજાબના હિંદુઓમાં જડ ઘાલી. આ આર્યસમાજની ચળવળ હતી અને વેદ તરફ પાછા વળો એ એની ઘોષણા હતી. વેદોના સમય પછી આર્ય ધર્મમાં થયેલા ફેરફારો, પાછળથી વિકસેલી વેદાન્તની ફિલસૂફી, અદ્વૈતનો કેન્દ્રવર્તી સિદ્ધાંત, સર્વેશ્વરવાદી દૃષ્ટિ તેમ જ એથી ઊલટી દિશામાં તેમાં થયેલા કેટલાક લોકસહજ અને કંઈક ગ્રામ્ય તેમ જ પ્રાકૃત ફેરફારોનો પરિત્યાગ એ ખરું જોતાં એ ઘોષણાનો અર્થ હતો. એ બધી વાતોને સખત શબ્દોમાં વખોડી કાઢવામાં આવી. વેદોના સુધ્ધાં અમુક વિશિષ્ટ રીતે અર્થ કરવામાં આવ્યા. આર્યસમાજ એ ખ્રિસ્તી ધર્મ અને ખાસ કરીને ઇસ્લામની અસર સામેનો પ્રત્યાઘાત હતો. એ ધર્મરક્ષા અને આંતરિક સુધારણા માટેની ચળવળ હતી તેમ જ બહારના હુમલા સામે રક્ષણ કરવા માટેનું સંગઠન હતું. તેણે પરધર્મીઓને હિંદુ ધર્મમાં લેવાની પ્રથા દાખલ કરી અને એ રીતે એ સંપ્રદાય બીજા વટાળપંથી ધર્મો સાથે અથડામણમાં આવ્યો. ઇસ્લામ સાથે જેનું ઘણું સામ્ય હતું તે આર્યસમાજ જેને તે બીજા ધર્મના આક્રમણ તરીકે લેખતો તે સામે જે કંઈ હિંદુ કહી શકાય તેના રક્ષક બનવાને પ્રેરાયો. પંજાબ તેમ જ યુક્ત પ્રાન્તોના મધ્યમવર્ગી હિંદુઓમાં મુખ્યત્વે તેનો ફેલાવો થયો એ બીના સૂચક છે. એક વખતે સરકાર તેને રાજકીય દૃષ્ટિએ ક્રાંતિકારી ચળવળ તરીકે લેખતી હતી. પરંતુ તેમાંના મોટી સંખ્યાના સરકારી નોકરોએ તેને સંપૂર્ણપણે પ્રતિષ્ઠિત બનાવી દીધો. છોકરાઓ તેમ જ છોકરીઓ એ બંનેમાં કેળવણીનો ફેલાવો કરવામાં, સ્ત્રીઓની સ્થિતિ સુધારવામાં તેમ જ દલિત વર્ગોનું ધોરણ ઊંચું લાવવામાં તેણે ઘણું સરસ કામ કર્યું છે.

સ્વામી દયાનંદના જ સમયમાં એક જુદી જ જાતના પુરુષ બંગાળમાં પેદા થયા અને નવા અંગ્રેજી કેળવણી પામેલા વર્ગના ઘણા લોકો પર તેમના જીવનની અસર થઈ. તે હતા શ્રી રામકૃષ્ણ પરમહંસ. તે સીધાસાદા માણસ હતા. તે વિદ્વાન નહીં પણ ભક્તહૃદયના હતા અને કેવળ સમાજસુધારામાં તેમને ઝાઝો રસ નહોતો. તે ચૈતન્ય અને હિંદના બીજા સંત પુરુષોના સીધા વારસ હતા. તત્ત્વતઃ ધાર્મિક વૃત્તિના હોવા છતાં તેમની દૃષ્ટિ વિશાળ હતી અને આત્મસાક્ષાત્કારને અર્થે મુસલમાન અને ખ્રિસ્તી સંતો પાસે ગયા, તેમની સાથે વરસો સુધી રહ્યા અને તેમની દોરવણી પ્રમાણે સાધના કરી. કલકત્તા પાસે દક્ષિણેશ્વર આગળ તેમણે વસવાટ કર્યો અને તેમના અસાધારણ વ્યક્તિત્વ

તેમ જ ચારિત્ર્યે ધીમે ધીમે લોકોનું લક્ષ તેમના તરફ ખેંચ્યું તેમને મળવા જનારા લોકો પર — અને જેમાંના કેટલાક આ શ્રદ્ધાધન ભલાભોળા પુરુષની હાંસી કરવાને જ જતા હતા તેમના પર — એમની પ્રબળ છાપ પડી તથા જેમણે સંપૂર્ણપણે પાશ્ચાત્ય રહેણીકરણી અપનાવી હતી તેમાંના ઘણાઓને લાગ્યું કે પોતાનામાં કંઈક ઊણપ છે. રામકૃષ્ણ પરમહંસ ધર્મનાં મૂળ તત્ત્વો પર ભાર મૂકતા હતા, હિંદુ ધર્મ તેમ જ ફિલસૂફીનાં ભિન્નભિન્ન પાસાંઓને તેમણે એક બીજાં સાથે સાંકળી લીધાં હતાં અને એ બધાં તેમનામાં મૂર્તિમંત થયેલાં લાગતાં હતાં. એટલું જ નહીં, બીજા ધર્મોને પણ તેમણે અપનાવ્યા હતા. હરેક પ્રકારની સાંપ્રદાયિકતાના તે વિરોધી હતા અને બધા જ માર્ગો સત્ય તરફ દોરી જાય છે એ વાત પર તેઓ ભાર મૂકતા હતા. એશિયા તેમ જ યુરોપના ઇતિહાસમાં જે સંતોને વિષે આપણા વાંચવામાં આવે છે તેવા એ સંતપુરુષ હતા. આધુનિક કાળના જીવનની ભૂમિકામાં તેમને સમજવાનું મુશ્કેલ છે અને છતાં હિંદની વિવિધવર્ણી આકૃતિમાં તે બરાબર બેસતા આવતા હતા. ઘણા હિંદીઓ તેમને ઈશ્વરના અંશ તરીકે ગણતા હતા અને તેમના તરફ પૂજ્યભાવ રાખતા હતા. તેમના સમાગમમાં આવનાર સૌના પર તેમના વ્યક્તિત્વની છાપ પડતી હતી અને જેમણે તેમને કદી પણ જોયા નહોતા એવા ઘણાઓના જીવન પર તેમની જીવનકથાની ઊંડી છાપ પડી છે. રોમાંરોલાં એમાંના એક હતા. તેમણે તેમનું તથા તેમના પટ્ટશિષ્ય સ્વામી વિવેકાનંદનું જીવનચરિત્ર લખ્યું છે.

પોતાના ગુરુભાઈઓ સાથે મળીને વિવેકાનંદે સેવાકાર્યને માટે રામકૃષ્ણ મિશન નામની બિનસાંપ્રદાયિક સંસ્થા સ્થાપી હતી. વિવેકાનંદની માનસિક ભૂમિકાનાં મૂળ ભૂતકાળમાં રહેલાં હતાં અને હિંદના પ્રાચીન વારસા માટે તે ખૂબ ગૌરવ લેતા હતા. આમ છતાં જીવનને સ્પર્શતા પ્રશ્નોને અંગે તેમની દૃષ્ટિ હિંદના ભૂતકાળ અને વર્તમાન કાળ વચ્ચેના એક પ્રકારના સેતુના જેવી હતી. બંગાળી અને અંગ્રેજી ભાષાના તેઓ અસરકારક વક્તા હતા તેમ જ બંગાળી ગદ્ય તેમ જ પદ્યના સિદ્ધહસ્ત લેખક હતા. ભવ્ય, સ્વસ્થતાપૂર્ણ અને ગૌરવશાળી તથા પોતાને વિષે તેમ જ પોતાના મિશન વિષે દૃઢ શ્રદ્ધાવાળા અને સાથે સાથે જ પ્રાણવાન અને જ્વલંત શક્તિથી ભરેલા, હિંદની ઉન્નતિ સાધવા માટેની ધગશથી ઊભરાતા એવા એ નમૂનેદાર પુરુષ હતા. હતાશ બની ગયેલા અને પોતાનું સત્ત્વ ગુમાવી બેઠેલા હિંદુ માનસ માટે તેઓ એક પ્રાણદાયી ઔષધિ સમાન થઈ પડ્યા અને તેને તેમણે સ્વાશ્રયની દીક્ષા આપીને ભૂતકાળના વારસા સાથે તેનું અનુસંધાન કરાવી આપ્યું. તેમણે ૧૮૯૩ની સાલમાં ચિકાગોમાં મળેલી સર્વધર્મપરિષદમાં હાજરી આપી હતી અને લગભગ એક વરસ યુનાઈટેડ

સ્ટેટમાં ગાજ્યું હતું. પછી તેમણે યુરોપનો પ્રવાસ કર્યો, એથેન્સ તેમ જ કૉન્સ્ટાન્ટિનોપલની પણ મુલાકાત લીધી અને મિસર, ચીન તેમ જ જાપાન પણ તે જઈ આવ્યા તે જ્યાં ગયા ત્યાં પોતાની હાજરીથી જ નહીં, તેઓ જે કંઈ બોલ્યા અને જે રીતે બોલ્યા તેથી તેમણે કંઈક ખળભળાટ પેદા કર્યો. એક વખત આ હિંદુ સંન્યાસીને જોયા પછી તેને કે તેના સંદેશને વિસારે પાડવાનું મુશ્કેલ હતું. અમેરિકામાં તેમને વટોળ સમા હિંદુ તરીકે ઓળખવામાં આવતા હતા. પશ્ચિમના દેશોના પ્રવાસની તેમના પર પણ ઊંડી અસર થઈ હતી બ્રિટિશરોની ચીવટ તેમ જ ખતીલાપણું અને અમેરિકન પ્રજાની સમાનતાની ભાવના તેમ જ તેની વીર્યશાલિતાના તેઓ પ્રશંસક હતા 'કોઈ પણ વિચારના પ્રચાર માટે અમેરિકા દુનિયાનો સર્વશ્રેષ્ઠ દેશ છે,' એમ તેમણે પોતાના એક મિત્રને લખ્યુ હતુ પણ પશ્ચિમના દેશમાં જે ધર્મ તેમના જોવામા આવ્યો તેની એમના પર મિનકુલ છાપ ન પડી અને હિંદની તાત્ત્વિક તેમ જ આધ્યાત્મિક ભૂમિકા પરની તેમની શ્રદ્ધા વધારે મજબૂત બની હિંદ અધોગતિની દશામાં આવી પડ્યુ હતુ છતાં હજી પણ તેમને તેની પાસેથી પ્રકાશ મળતો હતો.

વિવેકાનંદ વેદાન્તની અદ્વૈત ફિલસૂફીનો એકેશ્વરવાદ ઉપદેશતા હતા અને વિચારશીલ મનુષ્યજાતનો ભવિષ્યનો ધર્મ એ જ હોઈ શકે એવો તેમને અટલ વિશ્વાસ હતો કેમ કે વેદાન્તનુ તત્ત્વજ્ઞાન કેવળ આધ્યાત્મિક નહીં, બુદ્ધિસંમત પણ હતું અને બાહ્ય સૃષ્ટિના વૈજ્ઞાનિક સંશોધન સાથે તેનો સુમેળ હતો. 'આ સૃષ્ટિ વિશ્વની બહારના કોઈ ઈશ્વરે નથી સરજી તેમ જ કોઈ બહારની શક્તિની પણ એ કૃતિ નથી એ પોતે જ પોતાનુ સર્જન કરે છે, પોતે જ લય પામે છે, પોતે જ દશ્યરૂપે પ્રકાશે છે એ એકમાત્ર અને અનંત ભાવ છે, બ્રહ્મ છે' વેદાન્તનો આદર્શ એ માણસ અને તેની દૈવી પ્રકૃતિનુ એકત્વ અથવા અદ્વૈત છે, માણસમાં ઈશ્વરનું દર્શન કરવું એ સાચો સાક્ષાત્કાર છે, માણસ એ સર્વશ્રેષ્ઠ પ્રાણી છે પરંતુ 'તાર્કિક, વેદાન્ત રોજિંદા જીવનમા જીવતુજાગતુ અને કાવ્યમય બનવું જોઈએ, પુરાણકથાઓના અટપટા શબ્દમેળામાંથી નૈતિક જીવનના વ્યવહારુ આદર્શો મળવા જોઈએ અને યૌગિક પ્રક્રિયાઓમાંથી મનોવિજ્ઞાનના શાસ્ત્રીય અને વહેવારુ સિદ્ધાંતો મળી રહેવા જોઈએ' હિંદ સંકુચિત બની ગયું હતું. પોતાની આસપાસ કવચ રચીને તેમાં પુરાઈ રહ્યુ હતું અને બીજી પ્રજાઓ સાથેનો સંપર્ક ખોઈ બેઠું હતું તેથી તેની અવનતિ થઈ હતી અને તેની સંસ્કૃતિ નિષ્પ્રાણ તેમ જ જડ બની ગઈ હતી જ્ઞાતિવ્યવસ્થા તેના અસલ સ્વરૂપમા આવશ્યક અને ઇચ્છાજોગ વસ્તુ હતી અને તેનો ઉદ્દેશ વ્યક્તિત્વ તેમ જ સ્વાધીનતાની ખિલવણી હતો પણ તે એક ભયંકર બદીરૂપ બની ગઈ, તેના અસલ હેતુથી ઉલટી દિશામાં કાર્ય કરવા લાગી અને એ રીતે તેણે આમસમુદાયને કચડી નાખ્યો.

'જ્ઞાતિવ્યવસ્થા એ એક પ્રકારનું સમાજસંગઠન હતું, ભૂતકાળમાં તેને ધર્મથી અલગ રાખવામાં આવતું હતું અને એ રીતે તેને અલગ રાખવું પણ જોઈએ. સમાજનું સંગઠન તેમ જ સમાજની સંસ્થાઓ સમયની સાથે બદલાતાં રહેવાં જોઈએ. ક્રિયાકાંડની અર્થહીન તાત્ત્વિક ચર્ચાઓ અને ખાસ કરીને ઉપલા વર્ણના લોકોના સુગાળવાપણાને વિવેકાનંદે સખત શબ્દોમાં વખોડી કાઢ્યાં છે. "આપણો ધર્મ રસોડામાં પરિસમાપ્ત થાય છે, આપણો ઈશ્વર રસોઈનું વાસણ છે અને 'મને અડશો નહીં, હું પવિત્ર છું' એ આપણો ધર્મ છે."

રાજકારણથી તે અળગા રહ્યા હતા અને તેમના સમયના રાજકારણી પુરુષો તેમને પસંદ નહોતા. પણ સ્વતંત્રતા, સમાનતા તેમ જ આમજનતાને ઊંચે લાવવાની જરૂરિયાત પર તેમણે વારંવાર ભાર મૂક્યો છે. 'જીવન, વિકાસ અને યોગક્ષેમ વિચારસ્વાતંત્ર્ય અને કાર્યસ્વાતંત્ર્ય પર અવલંબે છે. જ્યાં એ નથી હોતું ત્યાં વ્યક્તિ, જાતિ તેમ જ રાષ્ટ્રનું આવી બન્યું સમજવું.' 'હિંદની એકમાત્ર આશા તેની આમજનતામાં રહેલી છે. ઉપલા વર્ગો શારીરિક અને નૈતિક દૃષ્ટિએ મરી પરવારેલા છે.' વિવેકાનંદ પશ્ચિમની પ્રગતિનો હિંદની આધ્યાત્મિક ભૂમિકા સાથે સુમેળ સાધવા ચાહતા હતા. "હિંદના ધર્મવાળો યુરોપિયન સમાજ નિર્માણ કરો.' 'સમાનતા અને સ્વતંત્રતાની ભાવનામાં તેમ જ કામમાં અને શક્તિમાં કટ્ટરમાં કટ્ટર પાશ્ચાત્ય વલણના બનો અને સાથે સાથે જ ધર્મ, સંસ્કૃતિ તેમ જ વૃત્તિમાં હાડોહાડ હિંદુ બનો.' વિવેકાનંદ દિન-પ્રતિદિન વધારે ને વધારે આંતરરાષ્ટ્રીય દૃષ્ટિના થતા ગયા. 'રાજકારણ તેમ જ સામાજિક ક્ષેત્રમાં પણ વીસ વરસ પહેલાં જે પ્રશ્નો કેવળ રાષ્ટ્રસ્પર્શી હતા તેમનો ઉકેલ રાષ્ટ્રની ભૂમિકા પર થઈ શકે એમ નથી. એ સવાલો વિરાટ સ્વરૂપ ધારણ કરતા થયા છે. આંતરરાષ્ટ્રીય ભૂમિકાની વ્યાપક દૃષ્ટિથી હાથ ધરવામાં આવે તો જ તેનો ઉકેલ કાઢી શકાય. આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ, આંતરરાષ્ટ્રીય સંઘો તેમ જ આંતરરાષ્ટ્રીય કાયદાઓ-એ આજની જરૂરિયાત છે. એ એકતા દર્શાવે છે. વિજ્ઞાનના ક્ષેત્રમાં રોજ રોજ લોકો આવી જ વ્યાપક દૃષ્ટિ તરફ આવતા જાય છે.' વળી તેઓ કહે છે: 'આખી દુનિયા એક થઈને કામ ન કરે ત્યાં સુધી કશી પ્રગતિ થઈ શકવાની નથી અને જાતિની અથવા રાષ્ટ્રની કે બીજી કોઈ સંકુચિત ભૂમિકા પર કોઈ પણ પ્રશ્નનો ઉકેલ આવી શકે એમ નથી એ દિન પ્રતિદિન વધુ ને વધુ સ્પષ્ટ થતું જાય છે. દરેક વિચાર આ આખા જગતને સ્પર્શે એટલો વ્યાપક થવો જોઈએ અને દરેક ધ્યેય આખી માનવજાતને જ નહીં, સમગ્ર જીવનને આવરી લે તેટલું વિશાળ થવું જોઈએ.' આ બધું વેદાન્તના તત્ત્વજ્ઞાન વિષેની વિવેકાનંદની દૃષ્ટિ સાથે સુસંગત હતું અને એનો તેમણે હિંદના એક છેડાથી બીજા છેડા સુધી પ્રચાર કર્યો. 'મને પૂરેપૂરી ખાતરી થઈ ગઈ છે કે, કોઈ પણ

વ્યક્તિ કે પ્રજા બીજાઓથી અળગા રહીને ઊંચી ન શકે તેમ જ મોચાઈ,* રાજનીતિ અથવા પવિત્રતાના ખોગ આપવાથી દોરવાઈને જ્યાં જ્યાં એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે ત્યાં ત્યા એ રીતે અળગા પડવાને માટે હમેશા વિનાશકારી પરિણામો આવ્યા છે' 'દુનિયાની બીજી બધી પ્રજાઓથી આપણે અળગા પડી ગયા એ હકીકત આપણી અવનતિનું કારણ છે અને બાકીની દુનિયાના પ્રવાહમા ભળી જવુ એ એનો એકમાત્ર તરણોપાય છે ગતિ એ ચેતનનું લક્ષણ છે'

*એક વખત તેમણે લખ્યુ હતું 'સમાજવાદ સર્વાંગસપૂર્ણ છે એમ માનીને હું સમાજવાદી નથી બન્યો, પણ મિષ્ટાન્ન ખાવાનું ન મળે તેના કરતાં અર્ધો રોટલો સારો. બીજી બધી પદ્ધતિઓ અજમાવાઈ ચૂકી છે અને અપૂર્ણ માલૂમ પડી છે બીજુ કાઈ નહીં તો એ નવી છે એટલા ખાતર પણ એને અજમાવી જુઓ'

વિવેકાનંદ ઘણી ઘણી બાબતોની વાત કરતા પણ તેમના ભાષણો અને વ્યાખ્યાનોનો પ્રધાન સૂર હતો અભય તેઓ માણસને એક પામર પાપી તરીકે નહી પણ ઈશ્વરના અંશ તરીકે લેખતા તેણે શા સારુ કશાથીયે ડરવુ જોઈએ' 'દુનિયામા જો કોઈ પાપ હોય તો તે દુર્બળતા છે, બધી દુર્બળતા ખખેરી નાખો, દુર્બળતા એ પાપ છે, દુર્બળતા મરણ છે' ઉપનિષદો પણ એ જ મહાન ઉપદેશ આપતા આવ્યા છે ભય અનિષ્ટ અને રોકકળ પેદા કરે છે એ બધું હવે બહુ થઈ ગયુ, હવે પોચાપણુ ન જોઈએ 'આજે આપણા દેશને લોખડી સ્નાયુઓ અને પોલાદી જ્ઞાનતતુઓ તેમ જ વિશ્વના રહસ્યનો પાર પામી શકે એવી અજેય સકલ્પશક્તિ ધરાવનારા માણસોની જરૂર છે એવા લોકો સાગરના તળિયે જવુ પડે કે ખુદ મરણને ભેટવુ પડે તોયે ગમે તે રીતે પોતાનો હેતુ પાર પાડશે' મતરજતર અને રહસ્યવાદને તેમણે વખોડી કાઢ્યા છે 'એ પામર વસ્તુઓ છે, એમા મહાન સત્યો રહેલા હોય એ સભવિત છે પણ તેમણે આપણો સત્યાનાશ વાળ્યો છે અને સત્યની કસોટી આ છે— જે કાઈ પણ તમને શારીરિક, માનસિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ દુર્બળ બનાવે તેનો વિષ ગણીને ત્યાગ કરો, એમા કશુયે સત્ત્વ નથી, એ સાચુ ન હોઈ શકે સત્ય બળદાયી હોય છે સત્ય એ વિશુદ્ધિ છે, સત્ય એ જ્ઞાનસર્વ છે એ બધી ગૂઢ વસ્તુઓમા સ્વમારા રહેલો હોવા છતાં સામાન્ય રીતે તે માણસને દુર્બળ કરનારી છે ઉપનિષદો તરફ તેમની તેજસ્વી, બળદાયી અને ઉજ્જ્વળ ફિલસૂફી તરફ પાછા વળો અને આ બધી ગૂઢ વસ્તુઓનો ત્યાગ કરો એ બધી માણસને દુર્બળ કરનારી વાતો છે એ ફિલસૂફી ગ્રહણ કરો મહાનમા મહાન સત્યો દુનિયામાં સાદામાં સાદી વસ્તુઓ છે, તમારા પોતાના અસ્તિત્વ જેટલી જ તે સાદી છે.' 'અને વહેમથી સાવધ રહેજો તમે સૌ વહેમી બેવકૂફો બનો

તેના કરતાં હડહડતા નાસ્તિક બનો એ મને પાલવે. કેમ કે નાસ્તિક પ્રાણવાન હોય છે, એમાંથી કાંઈક નિપજાવી શકાય. પણ વહેમ મગજમાં પેઠો એટલે મગજ ગયું જ જાણો અને એમ થતાં અવનતિ ઘર કરી બેસે છે. . . . મંતરજંતર અને વહેમ એ હમેશાં નબળાઈનાં લક્ષણો હોય છે.*

આમ વિવેકાનંદે હિંદની છેક દક્ષિણની અણી પર આવેલા કન્યાકુમારીથી હિમાલય સુધીના પ્રદેશમાં પોતાના આદેશની બુલંદ ઘોષણા કરી અને એમ કરતાં પોતાની જાતને ઘસી નાખી. ૧૯૦૨ની સાલમાં ૩૯ વરસની ઉંમરે તે વિદેહ થયા.

રવીન્દ્રનાથ ટાગોર વિવેકાનંદના સમકાલીન હતા પણ ખરી રીતે તે પાછળની પેઢીના હતા. ટાગોર કુટુંબે ઓગણીસમી સદી દરમ્યાન બંગાળની

---

* આમાના ઘણાખરા ઉતારા લેક્ચર્સ ફ્રૉમ કોલંબો ટુ આલ્મોડા નામના સ્વામી વિવેકાનંદના પુસ્તકમાથી (૧૯૩૩) અને લેટર્સ ઑફ સ્વામી વિવેકાનન્દ નામના પુસ્તકમાથી લીધા છે. એ બંને પુસ્તકો આલમોડાના અદ્વૈતાશ્રમ (માયાવતી, આલમોડા, હિમાલય) તરફથી બહાર પાડવામા આવ્યાં છે. લેટર્સ ઑફ સ્વામી વિવેકાનન્દમાં ૩૯૦મા પાના પર વિવેકાનંદે એક મુસલમાન મિત્ર પર લખેલો નોધવા જેવો કાગળ છે એમા તે લખે છેઃ 'સાચી વાત એ છે કે અદ્વૈતવાદ એ ધર્મ અને ફિલસૂફીની પરમ કોટી છે અને એ જ એક એવી દૃષ્ટિ છે જે દ્વારા માણસ બધાયે ધર્મો તેમ જ સંપ્રદાયો તરફ પ્રેમભાવથી જોઈ શકે; પછી એને આપણે વેદાન્તવાદને નામે ઓળખીએ કે બીજે કોઈ વાદ કહીએ. એ ભવિષ્યની સુસંસ્કૃત માનવજાતનો ધર્મ છે એમ અમે માનીએ છીએ. હિંદુઓ હિબ્રૂ કે આરબો કરતા વધારે પ્રાચીન જાતિના હોઈને, બીજી જાતિઓ કરતા અગાઉ તેમને એ સત્ય લાધ્યુ એ માટેનુ શ્રેય તેઓ લઈ શકે. આમ છતાયે, સમગ્ર માનવજાત તરફ આત્મવત્ વર્તાવ રાખનાર અને આત્મવત્ જોનાર અમલી અથવા આચારના અદ્વૈતવાદનો હિંદુઓમા સાર્વત્રિક વિકાસ થવો હજી બાકી છે.

'બીજી બાજુએ અમારો એવો અનુભવ છે કે આ સમાનતાના રોજિંદા જીવનવ્યવહારમા ઠીક ઠીક પ્રમાણમા અમલ કરનારા કોઈ પણ ધર્મના અનુયાયીઓ જો હોય — એવા વર્તનની પાછળ રહેલા સિદ્ધાતનુ ઊંડું રહસ્ય જે સામાન્યપણે હિંદુઓ સારી પેઠે પિછાને છે, તેની પ્રતીતિ વિનાનુ એ હોય એમ બને — તો તે બીજા કોઈ નહીં પણ ઇસ્લામના અનુયાયીઓ જ છે . . .

'હિંદુ ધર્મ અને ઇસ્લામ એ બે મહાન ધર્મોનો સંગમ — વેદાન્ત મગજ અને ઇસ્લામ દેહ — એ આપણી માતૃભૂમિના ઉત્કર્ષ માટેની એકમાત્ર આશા છે.

'મારા અંતઃચક્ષુથી હું કલેશ અને અરાજકતામાથી વેદાન્ત જેનું મગજ અને ઇસ્લામ દેહ છે એવા યશસ્વી અને અજેય ભવિષ્યના ઉદય પામતા સર્વાંગસંપૂર્ણ ભારતનું દર્શન કરી રહ્યો છુ.'

આ પત્ર આલમોડાથી ૧૦મી જૂન, ૧૮૯૮ને રોજ લખાયેલો છે.

સુધારાની જુદી જુદી ચળવળમાં આગળપડતો ભાગ લીધો હતો. એ કુટુંબમાં આધ્યાત્મિક વૃત્તિના માણસો તેમ જ સારા લેખકો અને કળાકારો પાક્યા, પરંતુ તે સૌમાં રવીન્દ્રનાથ અદ્વિતીય હતા અને સાચે જ, ધીમે ધીમે હિંદભરમાં તેમણે અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કર્યું. સર્જક પ્રવૃત્તિના તેમના લાંબા જીવને એ આખી પેઢી આવરી લીધી અને તે આપણને આપણા સમકાલીન લાગે છે. તે રાજકારણી પુરુષ નહોતા, પરંતુ હિંદના સ્વાતંત્ર્ય માટે તેમની લાગણી અને નિષ્ઠા એટલાં તીવ્ર હતાં કે કવનના ક્ષેત્રમાં તે હમેશાં પુરાઈ રહી શક્યા નહીં. જ્યારે જ્યારે કંઈક ફેરફાર તેમને માટે અસહ્ય બની જતો ત્યારે તેઓ એ જાદુઈ વર્તુળમાંથી બહાર આવતા અને પોતાની આર્ષ વાણીથી બ્રિટિશ સરકારને કે પોતાની પ્રજાને ચેતવણી આપતા. વીસમી સદીના પહેલા દસકામાં બંગાળભરમાં વ્યાપેલી સ્વદેશીની ચળવળમાં તેમણે આગળપડતો ભાગ ભજવ્યો અને અમૃતસરના હત્યાકાંડ વખતે તેમણે પોતાનો સરનો ખિતાબ છોડી દીધો ત્યારે પણ તેમણે બંગાળની ચળવળમાં ફરીથી ભાગ લીધો. કેળવણીના ક્ષેત્રમાં ચુપચુપ શરૂ કરેલા તેમના રચનાત્મક કાર્યથી શાન્તિનિકેતન હિંદી સંસ્કૃતિનું એક કેન્દ્ર બની ગયું છે. હિંદના માનસ ઉપર અને ખાસ કરીને એક પછી એક આવતી ઊગતી પેઢીઓ પર તેમની અસર જબરદસ્ત છે. જેમાં પોતે લખતા હતા તે બંગાળી ભાષા જ નહીં, પણ હિંદની બીજી બધી આધુનિક ભાષાઓ અમુક અંશે તેમના લખાણથી ઘડાઈ છે. પૂર્વ અને પશ્ચિમના આદર્શો વચ્ચે સુમેળ સાધવામાં બીજા કોઈ પણ હિંદી કરતાં તેમણે વધારે ફાળો આપ્યો છે અને એ રીતે તેમણે હિંદી રાષ્ટ્રીયતાનો પાયો વધારે વિશાળ બનાવ્યો છે. તેઓ હિંદના સર્વશ્રેષ્ઠ આંતરરાષ્ટ્રીયતાવાદી હતા. તેઓ આંતરરાષ્ટ્રીય સહકારમાં માનતા હતા અને એને માટે એમણે કાર્ય પણ કર્યું છે. હિંદનો સંદેશ તેમણે બીજા દેશોમાં પહોંચાડ્યો અને બીજા દેશોનો સંદેશ તેઓ પોતાની પ્રજાને માટે લઈ આવ્યા. અને આંતરરાષ્ટ્રીયતાના આવા ઉપાસક હોવા છતાં બધી પ્રેરણા તેમણે હિંદ પાસેથી જ મેળવી હતી અને તેમનું ચિત્ત ઉપનિષદના જ્ઞાનથી તરબોળ હતું. ઉંમર વધતાં સામાન્યપણે બીજા માણસોની મનોવૃત્તિમાં જે ફેરફાર થાય છે તેથી ઊલટું ઉંમર વધતી ગઈ તેમ તેમ વિચારોમાં અને દૃષ્ટિમાં તે વધારે ને વધારે ઉદ્દામ થતા ગયા. વ્યક્તિ સ્વાતંત્ર્યના પોતે કટ્ટર ઉપાસક હોવા છતાં, ખાસ કરીને કેળવણીનો ફેલાવો, સંસ્કૃતિ, આરોગ્ય તેમ જ સમાનતાની ભાવના વગેરે બાબતોમાં રશિયન ક્રાંતિએ હાંસલ કરેલી મહાન સિદ્ધિઓના તે પ્રશંસક બન્યા હતા. રાષ્ટ્રીયતા એ સંકુચિત સિદ્ધાંત છે અને સત્તાધારી સામ્રાજ્યશાહી સાથે યુદ્ધે ચડેલી રાષ્ટ્રીયતા અનેક પ્રકારની વિફલતા અને ગ્રંથિઓ પેદા કરે છે. વિચારના આ સાંકડા ચીલામાંથી અમારી પ્રજાને અમુક અંશે તેમણે મહાપરાણે બહાર કાઢી

અને સમગ્ર માનવજાતને સ્પર્શતી વધારે વ્યાપક બાબતો વિષે તેને વિચાર કરતી કરી એ ટાગોરે કરેલી હિંદની મહાન સેવા છે. ભિન્ન ભૂમિકા પર ગાંધીજીએ પણ એ જ કાર્ય કર્યું છે. ટાગોર હિંદના મહાન માનવપ્રેમી હતા.

ટાગોર અને ગાંધી — વીસમી સદીના આ પૂર્વાર્ધની હિંદની બે મહાન અને પ્રભાવશાળી વ્યક્તિઓ છે એ નિર્વિવાદ છે. એ બંનેની તુલના બોધપ્રદ થઈ પડે એમ છે. ઘડતર અને પ્રકૃતિની દૃષ્ટિએ બીજી કોઈ પણ બે વ્યક્તિ એકબીજીથી આટલી ભિન્ન ન હોઈ શકે. અમીર કળાકાર, પણ ગરીબોને માટેની હમદર્દીને પરિણામે પ્રજાવાદી બનેલા ટાગોર તત્ત્વતઃ હિંદની સાંસ્કૃતિક પરંપરાના — જીવનના હરેક વ્યવસાયમાં રસ લેવાની અને જીવનનો આનંદ લૂંટતાં લૂંટતાં જીવન ગાળવાની પરંપરાના — દ્યોતક હતા. વધુ પ્રમાણમાં પ્રજાના માણસ અને લગભગ હિંદના ખેડૂતના મૂર્તિમંત સ્વરૂપ સમા ગાંધીજી હિંદની બીજી પ્રાચીન પરંપરાના — ત્યાગ અને તપ તેમ જ સંયમની પરંપરાના — પ્રતિનિધિ છે. અને આમ છતાં ટાગોર પ્રધાનપણે વિચારક હતા અને ગાંધીજી અદંગ કર્મયોગી અને પ્રવૃત્તિપરાયણ પુરુષ છે. બંને, જુદી જુદી રીતે જગદ્વ્યાપી દૃષ્ટિવાળા હતા અને આમ છતાં બંને નખશિખ હિંદી હતા. તેઓ હિંદની ભિન્ન છતાં સુસંવાદી બાજુ રજૂ કરતા હોય અને એકબીજાના પૂરક હોય એમ લાગતુ હતુ.

ટાગોર અને ગાંધી આપણા આજના યુગ સુધી આપણને લાવી મૂકે છે. પણ આપણે તો એનાથી આગળના જમાનાની તેમ જ વિવેકાનંદ અને બીજાઓએ હિંદની ભૂતકાળની મહત્તા પર મૂકેલા ભારની અને તેને માટેના તેમના ગર્વની પ્રજા પર અને ખાસ કરીને હિંદુઓ પર થયેલી અસર વિષે વાત કરતા હતા. ભૂતકાળની વાતોમાં વધારેપડતા મશગૂલ ન થવાને પોતાની પ્રજાને ચેતવવાની તેમ જ ભવિષ્ય તરફ નજર રાખવાને તેને જણાવવાની વિવેકાનંદે પોતે પણ કાળજી રાખી હતી. તેમણે લખ્યુ હતુ, 'હે ભગવાન, સદાયે ભૂતકાળનાં સ્વપ્નામાં જ મશગૂલ રહેવામાંથી અમારી ભૂમિ ક્યારે બહાર નીકળશે?' પણ તેમણે પોતે અને બીજાઓએ એ ભૂતકાળને માટેની ઝંખના જગાડી હતી અને એ ભૂતકાળમાં કંઈક વશીકરણ અથવા જાદુઈ આકર્ષણ રહેલુ હતું એટલે એમાંથી છૂટયા છુટાય એમ નહોતું.

આ ભૂતકાળ તરફ જોવાના અને તેમાંથી આશ્વાસન અને સંતોષ મેળવવાના વલણને પ્રાચીન સાહિત્ય તેમ જ ઇતિહાસના નવેસરથી શરૂ કરવામાં આવેલા અભ્યાસથી અને તે પછી પૂર્વના સમુદ્રના પ્રદેશોમાંની હિંદી વસાહતોની બહાર આવેલી વાતોથી પોષણ મળ્યું. પોતાના આધ્યાત્મિક અને રાષ્ટ્રીય વારસાને વિષે મધ્યમ વર્ગના હિંદુઓનો આત્મવિશ્વાસ વધારવામાં મિસિસ ઍની બેસેંટ

મોટો ફાળો આપ્યો આ બધામા આધ્યાત્મિક અને ધાર્મિક તત્ત્વ હતું અને છતા એની પાછળ પ્રબળ રાજકીય ભૂમિકા રહેલી હતી ઉદય પામતા મધ્યમ વર્ગના લોકો રાજકીય વલણવાળા હતા અને ધર્મની તેમને ઝાઝી પડી નહોતી પણ આશરો લેવા માટે તેમને કઈક સાંસ્કૃતિક આલંબનની, પોતાની પાત્રતા વિષે વિશ્વાસ પેદા કરે એવી કઈક વસ્તુની, પરદેશીઓને હાથે પરાજય પામવાને કારણે પેદા થયેલી નામોશી અને નિઃસત્વતાની લાગણી ઓછી કરે એવી કઈક વસ્તુની જરૂર હતી રાષ્ટ્રીયતાના ચડતા જુવાળ વખતે દરેક દેશમા ધર્મથી અતિરિક્ત આ વસ્તુઓની ખોજ કરવાનું, ભૂતકાળ તરફ નજર કરવાનું આ વલણ પેદા થાય છે પોતાના ધર્મને વિષે સહેજ પણ શિથિલ થયા વિના ઈરાને વિચારપૂર્વક ઇસ્લામ પહેલાના પોતાની મહત્તાના કાળ તરફ નજર દોડાવી અને તેની સ્મૃતિનો આજની રાષ્ટ્રીયતા સુદૃઢ કરવામા ઉપયોગ કર્યો બીજા દેશોમા પણ એમ જ બન્યુ છે સાસ્કૃતિક વૈવિધ્ય અને મહત્તાપૂર્ણ હિંદનો ભૂતકાળ હિંદુ મુસલમાન ખ્રિસ્તી અને બીજા બધાનો સહિયારો વારસો હતો અને તેમના વડવાઓએ તેના ઘડતરમા ફાળો આપ્યો હતો ખ્રિસ્તી ધર્મ અગીકાર કર્યા પછી જેમ ગ્રીકો પોતાના વડવાઓની મહાન સિદ્ધિઓને વિષેનુ ગૌરવ અથવા ઇટાલિયનો રોમના પ્રજાતત્રના મહત્તાના દિવસો વિષેનુ તેમ જ રોમન સામ્રાજ્યના આરભકાળ વિષેનું ગૌરવ ગુમાવી બેઠા નહોતા તે જ પ્રમાણે પાછળથી બીજો ધર્મ અગીકાર કરવાને પરિણામે તેઓ આ વારસાથી વચિત થતા નહોતા હિંદના બધા જ લોકો મુસલમાન કે ખ્રિસ્તી થઈ ગયા હોત તોયે હિંદનો સાસ્કૃતિક વારસો તેમને પ્રેરણા આપતો રહેત અને જીવનના પ્રશ્નોનો ઉકેલ લાવવા માટેની સબળી માનસિક ઝુબેશ અને ગડમથલ સહિતની લાબી સાસ્કૃતિક કારકિર્દી પ્રજાને જે સમત્વ અને ગૌરવ બક્ષે છે તે સમતા અને ગૌરવ તેમને આપત

અમે સ્વતત્ર પ્રજા હોત તો આ દેશમા વસતા અમે સૌ સહિયારા ભાવી માટે સાથે મળીને કાર્ય કરતા કરતા અમારા સહિયારા ભૂતકાળ તરફ એકસરખા ગર્વથી નજર કરત એ વિષે લવલેશ શક નથી મોગલોના સમયમા બાદશાહ અને તેના મુખ્ય મુખ્ય સહયોગીઓ દેશમાં નવા સવા આવેલા હોવા છતા એ ભૂતકાળ સાથે એકરૂપ થવાને તેમ જ બીજાઓ સાથે તેમા ભાગ ભરવાને ચાહતા હતા પણ ઇતિહાસના અકસ્માતો અને તેની પ્રક્રિયાઓએ, બેશક એમા માનવીની નીતિ તેમ જ નબળાઈઓની મદદ મળવાથી, જુદી જ રીતે કાર્ય કર્યું અને જે ફેરફારો થયા તેથી જે સ્વાભાવિક વિકાસ થવો જોઈતો હતો તે ન થયો પશ્ચિમની અસરને લીધે અને હુન્નરવિજ્ઞાનના તેમ જ આર્થિક ફેરફારોને પરિણામે પેદા થયેલા મધ્યમ વર્ગના હિંદુ તેમ જ મુસલમાનોમા સમાન ભૂમિકા હોવી જોઈતી હતી એવી કોઈ પણ અપેક્ષા રાખે અમુક અશે એમ

હતુ પણ ખરુ અને છતાં ન હતા તેના ભેદો—અથવા હતા તો બહુ જ ઓછે અંશે—રજવાડી અને અર્ધ રજવાડી વર્ગોમા તેમ જ આમવર્ગમા પેદા થયા હતા. હિંદુ તેમ જ મુસલમાન આમવર્ગને એકબીજાથી ભાગ્યે જ નિરાળા પાડી શકાય એમ હતુ અને જૂના અમીર વર્ગે સમાન રહેણીકરણી અને ધોરણો ખીલવ્યા હતા હજી પણ તેમની સંસ્કૃતિ એક જ હતી અને તેમના રિવાજો તેમ જ ઉત્સવો એક જ હતા મધ્યમ વર્ગના લોકો માનસિક ભૂમિકામા અને પાછળથી બીજી રીતે પણ જુદા પડવા લાગ્યા.

આરંભમાં તો મુસલમાનોમાં મધ્યમ વર્ગ હતો જ નહી એમ કહીએ તો ચાલે તેમણે પશ્ચિમની કેળવણી લેવાનુ ટાળ્યુ, વેપારરોજગાર અને ઉદ્યોગોમાથી તેઓ દૂર રહ્યા અને રજવાડી રહેણીકરણીને તેઓ વળગી રહ્યા, તેથી હિંદુઓ આગળ નીકળી ગયા. એનો તેમને લાભ મળ્યો અને પોતાનુ અગ્રસ્થાન તેમણે જાળવી રાખ્યુ પંજાબ સિવાયના હિંદના બીજા ભાગોમા અંગ્રેજોની નીતિ હિંદુતરફી અને મુસલમાનવિરોધી હતી પંજાબના મુસલમાનોએ બીજા ભાગના મુસલમાનો કરતા અંગ્રેજી કેળવણી વધુ સહેલાઇથી અપનાવી પણ અંગ્રેજોએ પંજાબનો કબજો લીધો તે પહેલા બીજા ભાગના હિંદુઓ ઘણા આગળ નીકળી ગયા હતા હિંદુઓ અને મુસલમાનોની પરિસ્થિતિમા ઝાઝો ફેર નહોતો એના પંજાબમા પણ આર્થિક દૃષ્ટિએ હિંદુઓની સ્થિતિ વધારે સારી હતી હિંદુ અને મુસલમાન અમીર વર્ગ અને આમજનતામા બ્રિટિશ-વિરોધી લાગણી એકસરખી પ્રવર્તતી હતી ૧૮૫૭ના બળવામા બને સામેલ હતા પણ એને દાબી દેવામા આવ્યો તેથી મુસલમાનોને બહુ દુઃખ થયુ, અને અમુક અંશે તે સકારણ હતુ કારણ કે તેમને વધારે વેઠવુ પડ્યુ હતુ દિલ્હીનું સામ્રાજ્ય પાછુ સજીવન કરવાના સ્વપ્ના અને હવાઈ તરંગોનો પણ એ બળવાથી છેવટનો અંત આવ્યો બ્રિટિશરો હિંદના તખતા પર આવ્યા તે પહેલા ઘણા વખતથી એ સામ્રાજ્ય લુપ્ત થઈ ગયુ હતુ મરાઠાઓએ તેના ચૂરેચૂરા કરી નાખ્યા હતા અને ખુદ દિલ્હી પણ તેમના કબજા નીચે હતુ. પંજાબમાં રણજિતસિંહ રાજ્ય કરતો હતો બ્રિટિશરોની દરમ્યાનગીરી વિના જ ઉત્તરમાથી મોગલ અમલનો અંત આવ્યો હતો અને દક્ષિણમા પણ તે છિન્નભિન્ન થઈ ગયુ હતુ આમ છતાં કશી સત્તા વિનાનો નામનો બાદશાહ દિલ્હીના મહેલમા બેઠો હતો અને જોકે તે વારાફરતી મરાઠાઓ કે અંગ્રેજોનો આશ્રિત અને બંદીવાન બન્યો હતો છતા એક મશહૂર રાજવંશના પ્રતીક તરીકે હજી તે કાયમ રહ્યો હતો તેની દુર્બળતા અને અનિચ્છાની પરવા કર્યા વિના બળવા દરમ્યાન બંડખોરોએ અનિવાર્યપણે એ પ્રતીકનો લાભ ઉઠાવવાનો પ્રયત્ન કર્યો. બળવો પૂરો થતા એ પ્રતીકનો પણ નાશ કરવામા આવ્યો

મળવાના ગ્રામની અસરમાંથી લોકો ધીમે ધીમે નીકળવા લાગ્યા ત્યારે તેમનાં મગજ સાવ કોરાં હતાં — ખાલીખમ હતાં અને એ પોતાપણાને ભરી કાઢવા માટે કોઈક વસ્તુની જરૂર હતી બ્રિટિશ અમલ સ્વીકારી લેવા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો પણ ભૂતકાળ સાથેની કડી તૂટી ગઈ હતી તેથી નવી મર રર ઉપરાંત કંઈક બીજી વસ્તુ પણ આવી એને લીધે તેમના મનમાં સંશય અને ગોટાળો દાખલ થયાં અને તેઓ પોતાનો આત્મવિશ્વાસ ખોઈ બેઠા ખરું પૂછો તો ભૂતકાળ સાથેની કડી તો મળવા અગાઉ ઘણા વખતથી તૂટી ગઈ હતી અને તેને પરિણામે જેમનો હું આગળ ઉલ્લેખ કરી ગયો છું તે વિચારના અને આંદોલનો બંગાળ અને બીજા પ્રદેશોમાં શરૂ થઈ ગયાં હતાં પરંતુ મુસલમાનો સામુદાયિક રીતે હિંદુઓ કરતાં વિશેષ પ્રમાણમાં પોતાની આસપાસ કવચ રચીને તેમાં પુરાઈ રહ્યા તેમણે પશ્ચિમની કેળવણી લેવાનું ટાળ્યું અને જૂની વ્યવસ્થા ફરી સ્થાપવાના દીવાસ્વપ્નોમાં તેઓ મચ્યા રહ્યા હવે એવા સ્વપ્ના સેવવાનો અવકાશ રહ્યો નહોતો પણ માણસને કોઈ ને કોઈ પ્રકારના આલંબનની જરૂર હોય છે હજી પણ તેઓ નવી કેળવણીથી અળગા રહ્યા ધીમે ધીમે અને ભારે વાદવિવાદ અને મુશ્કેલીઓ પછી સર સૈયદ અહમદખાને તેમને અંગ્રેજી કેળવણી તરફ વાળ્યા અને અલીગઢ કૉલેજની સ્થાપના કરી સરકારી નોકરીમાં દાખલ થવા માટે એ જ એક માર્ગ હતો અને એ નોકરીની લાલચ જૂના અણગમા અને પૂર્વગ્રહોને દાબી દેવા જેટલી સબળ નીવડી અંગ્રેજી કેળવણી તેમ જ સરકારી નોકરીમાં હિંદુઓ ઘણા આગળ નીકળી ગયા છે એ હકીકત અણગમતી હતી અને તેમને પગલે ચાલવા માટે પ્રેરવાને એ દલીલ સબળ નીવડી પારસી અને હિંદુઓ એમ તો ઉદ્યોગોમાં પણ ઘણા આગળ વધતા જતા હતા પણ મુસલમાનોનું લક્ષ કેવળ સરકારી નોકરી તરફ જ ગયું

પણ તેમની નવી દિશાની પ્રવૃત્તિઓથી — એ દિશા તરફ વળનારાઓની સંખ્યા બહુ મર્યાદિત હતી — પણ તેમના મનમાન સંશય તેમ જ ગોટાળો ન શમ્યા એ જ દશામાં આવી પડેલા હિંદુઓએ પોતાના ભૂતકાળ તરફ નજર કરી પોતાના પ્રાચીન વારસામાંથી આશ્વાસન મેળવ્યું પ્રાચીન ફિલસૂફી અને સાહિત્ય, કળા તથા ઇતિહાસ વગેરેમાંથી તેમને સાન્ત્વન મળ્યું રામમોહન રાય, દયાનંદ વિવેકાનંદ વગેરેએ વિચારની નવી ચળવળો શરૂ કરી હતી અંગ્રેજી સાહિત્યનો તેઓ રસસ્વાદ લેતા હતા ત્યારે પણ હિંદના પ્રાચીન કાળના ઋષિ મુનિઓ અને વીર પુરુષો તેમના વિચારો તેમ જ મર્યો, તેમ જ બાળપણમાં તેમણે સાંભળેલી પુરાણોની કથાવાર્તાઓ વગેરેથી તેમના મન ઊભરાતાં હતાં

મુસલમાન આમજનતા આ બધી પરંપરાથી સુપરિચિત હતી અને એમાની ઘણીખરી ચીજોની તે પણ વારસ હતી પણ ખાસ કરીને ઉપલા વર્ગના

મુસલમાનોમાં એવી લાગણી પેદા થવા લાગી કે, આ અર્ધ ધાર્મિક પરંપરાઓ સાથે સંકળાવું તેમને માટે બરાબર નથી અને એને સહેજ પણ ઉત્તેજન આપવું એ ઇસ્લામની ભાવનાથી વિરુદ્ધ જવા જેવું થાય પોતાના રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક મૂળ તેમણે અન્યત્ર ખોળવાના પ્રયત્ન કર્યો અમુક અંશે તેમને એ હિંદના અફઘાન અને મોગલ સમયમાં જડયાં પણ એટલામાત્રથી પોતાનું પૂરી શકાય એમ નહોતું મુસલમાનો તેમ જ હિંદુઓ બંનેને એ યુગો વિષે પોતીકાપણાની ભાવના હતી અને બહારના લોકો અહીં આવીને ઘૂસી ગયા છે એવી ભાવના હિંદુઓના મનમાંથી જતી રહી હતી મોગલ બાદશાહોને હિંદી રાજકર્તા તરીકે લેખવામાં આવતા હતા ઔરંગઝેબની બાબતમાં જોકે મતભેદ હતો જેની હિંદુઓ ખાસ પ્રશંસા કરતા હતા તે અકબરને વિષે હમણાં થોડાં વરસોથી કેટલાક મુસલમાનોમાં અણગમાની લાગણી પ્રવર્તે છે એ એક સૂચક બીના છે ગયે વરસે હિંદમાં એની ૪૦૦મી જન્મતિથિ ઊજવવામાં આવી હતી ઘણા મુસલમાનો સહિત બધા વર્ગના લોકોએ એમાં ભાગ લીધો હતો પણ અકબર હિંદની એકતાનું પ્રતીક હતો તેથી મુસ્લિમ લીગ એ ઉજવણીમાંથી અળગી રહી

સાંસ્કૃતિક મૂળો શોધવાના આ વલણથી હિંદના મુસલમાનો (એટલે કે મધ્યમ વર્ગના કેટલાક મુસલમાનો) ઇસ્લામના ઇતિહાસ તરફ તેમ જ જ્યારે ઇસ્લામ બગદાદ સ્પેન કૉન્સ્ટાન્ટિનોપલ મધ્ય એશિયા તથા બીજાં સ્થળોએ વિજયી અને સર્જક બળ તરીકે કાર્ય કરી રહ્યો હતો તે યુગો તરફ વળ્યા આ ઇતિહાસમાં હમેશાં તેમનો રસ રહ્યો છે અને પાડોશના ઇસ્લામી દેશો સાથે તેમનો થોડો સંપર્ક પણ ચાલુ રહ્યો હતો વળી, મક્કા તેમની યાત્રાનું ધામ હતું અને તેઓ ત્યાં હજ કરવાને જતા ત્યારે બીજા દેશોના મુસલમાનો સાથે સંસર્ગમાં આવતા પણ આ જાતના સંસર્ગો મર્યાદિત અને ઉપરઉપરના હતા હિંદના મુસલમાનોની સામાન્ય દૃષ્ટિમાં એથી કશો સાચો ફેર પડતો નહીં તેમની દૃષ્ટિ હિંદમાં જ મર્યાદિત હતી દિલ્હીના અફઘાન બાદશાહોએ અને ખાસ કરીને મહમદ તઘલખે કૈરોના ખલીફાને માન્ય કર્યો હતો કૉન્સ્ટાન્ટિનોપલના ઉસ્માની સુલતાનો પાછળના સમયમાં ખલીફા થયા પણ હિંદમાં તેમને ખલીફા તરીકે માન્ય રાખવામાં આવ્યા નહોતા હિંદના મોગલ બાદશાહોએ હિંદની બહારના કોઈ પણ ખલીફ કે ધર્મના વડાને માન્ય કર્યો નહોતો ઓગણીસમી સદીના આરંભમાં મોગલ સત્તા સંપૂર્ણપણે તૂટી પડી ત્યાર પછી જ હિંદની મસ્જિદોમાં તુર્કીના સુલતાનનું નામ બોલાવા લાગ્યું બળવા પછી એ પ્રથા રૂઢ થઈ ગઈ

આમ હિંદના મુસલમાનોએ ઇસ્લામની ભૂતકાળની મહત્તાના — ખાસ કરીને બીજા દેશોમાંની — ચિંતનમાંથી અને તુર્કી સ્વતંત્ર મુસ્લિમ રાજ્ય તરીકે

ચાનું રહ્યું હતું — લગભગ એ એક જ એવું સ્વતંત્ર રાજ્ય બાકી રહ્યું હતું,— એ હકીકતમાંથી કંઈક સમાધાન મેળવવાનો પ્રયત્ન કર્યો આ ભાવના હિંદી રાષ્ટ્રીયતાની વિરુદ્ધ કે તેનાથી વિસંગત નહોતી ખરેખર, ઇસ્લામના ઇતિહાસની તારીફ કરનારા અને તેના અભ્યાસી ઘણા હિંદુઓ પણ હતા તુર્કી માટે તેમને સહાનુભૂતિ હતી, કેમ કે તુર્કોને તેઓ યુરોપના આક્રમણના ભોગ બનેલા એશિયાવાસી તરીકે લેખતા હતા આમ છતાં, તેઓ જુદી વસ્તુને મહત્ત્વ આપતા હતા અને એ ભાવનાથી હિંદુઓની માનસિક જરૂરિયાત તૃપ્ત નહોતી થતી જ્યારે મુસલમાનોની થતી હતી

બળવા પછી, હિંદના મુસલમાનો હવે કયો રસ્તો લેવો એની વિમાસણમાં પડી ગયા હતા બ્રિટિશ સરકારે તેમને હિંદુઓના કરતાં પણ વધારે પ્રમાણમાં ઇરાદાપૂર્વક દબાવી દીધા હતા અને જેમાંથી નવા મધ્યમ વર્ગના લોકો આવી શકત એવા મુસ્લિમ વર્ગો જ ખાસ કરીને એ દમનનો ભોગ બન્યા હતા તેઓ અત્યંત હતાશ થઈ ગયા વળી, તેમના મનમાં બ્રિટિશરોની સામે ઊંડું વેર હતું અને સાથે સાથે જ તેઓ રિથતિચુસ્ત પણ હતા ૧૮૭૦ પછી તેમના પ્રત્યેની બ્રિટિશ નીતિમાં ધીમે ધીમે ફેરફાર થવા લાગ્યો અને તે તેમની વધારે તરફેણ કરનારી થઈ આ ફેરફાર તત્ત્વત બંને પક્ષો વચ્ચે સમતુલા જાળવવાની નીતિને આભારી હતો બ્રિટિશ સરકાર એ નીતિ અખત્યાર કરતી આવી હતી આમ છતાં આ પ્રક્રિયામાં સર સૈયદ અહમદખાને મહત્ત્વનો ભાગ ભજવ્યો બ્રિટિશ સત્તાવાળાઓ સાથે સહકાર કરીને જ પોતે મુસલમાનોને ઊંચા લાવી શકે એમ છે એવી તેમને ખાતરી થઈ ગઈ હતી તેમને અંગ્રેજી શિક્ષણ લેતા કરી તેમના જુનવાણી કવચમાંથી બહાર કાઢવાને તે આતુર હતા યુરોપિયન સંસ્કૃતિનું જે કંઈ તેમના જોવામાં આવ્યું તેની તેમના મન પર ઊંડી છાપ પડી અને સાચે જ, યુરોપથી તેમણે લખેલા કેટલાક પત્રો પરથી જણાય છે કે તે એટલા તો આભા બની ગયા હતા કે તેને પરિણામે પોતાનું સમતોલપણું પણ ગુમાવી બેઠા હતા

સર સૈયદ ધગશવાળા સુધારક હતા અને તે આધુનિક વૈજ્ઞાનિક વિચારો તથા ઇસ્લામ આથે સુયોગ સાધવા ચાહતા હતા બેશક, મૂળભૂત માન્યતા પર પ્રહારો કરીને નહીં ધર્મશાસ્ત્રોના બુદ્ધિમત અર્થો કરીને એ સાધવાનું હતું ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મના મૂળમાં રહેલું સામ્ય તેમણે દર્શાવી આપ્યું તેમણે મુસલમાનોમાં ચાલતા પડદાના રિવાજનો વિરોધ કર્યો તુર્કી ખિલાફત તરફ વફાદારી દાખવવાની તે વિરુદ્ધ હતા પણ એ બધા કરતાં મુસલમાનોમાં નવીન કેળવણી દાખલ કરવાને તે વિશેષ ઉત્સુક હતા રાષ્ટ્રીય ચળવળના આરંભથી તેઓ ભડકી ઊઠ્યા કેમ કે બ્રિટિશ સત્તાવાળાઓનો કોઈ પણ પ્રકારનો વિરોધ

કરવાથી પોતાના કેળવણીના કાર્યક્રમમાં તેઓ તેમની મદદ ખોઈ બેસશે એમ તેમને લાગતું હતું. એ મદદ તેમને મહત્ત્વની લાગી અને તેથી મુસલમાનોમાં પ્રવર્તતી બ્રિટિશવિરોધી લાગણી ઠંડી પાડવાનો તેમ જ શરૂ થયેલી રાષ્ટ્રીય કોંગ્રેસથી તેમને દૂર રાખવાનો પ્રયત્ન તેમણે આદર્યો. 'હિંદના મુસલમાનોને બ્રિટિશ તાજના લાયક અને ઉપયોગી પ્રજાજન બનાવવા' એ તેમણે સ્થાપેલી અલીગઢ કૉલેજનું એક પ્રધાન ધ્યેય હતું. રાષ્ટ્રીય કોંગ્રેસને પ્રધાનપણે તે હિંદુ સંસ્થા ગણતા હતા તેથી જ તે તેની વિરુદ્ધ નહોતા, રાજકીય દૃષ્ટિએ તે વધારે-પડતી જહાલ છે (જોકે તે વખતે તે બહુ નરમ હતી) એમ તે માનતા હતા તેથી તે તેની વિરુદ્ધ હતા વળી, તેમને બ્રિટિશરોની મદદ અને સહકાર જોઈતા હતા. બળવા દરમ્યાન આખી મુસલમાન કોમે બંડ કર્યું નહોતું અને ઘણા મુસલમાનો બ્રિટિશ સત્તાને વફાદાર રહ્યા હતા એમ બતાવવાને તેમણે પ્રયત્ન કર્યો તે કોઈ પણ રીતે હિંદુવિરોધી કે કોમી ભાગવાના હિમાયતી નહોતા. ધાર્મિક ભેદોનું કોઈ પણ પ્રકારનું રાજકીય કે રાષ્ટ્રીય મહત્ત્વ ન હોવું જોઈએ એ વાત પર તેઓ વારંવાર ભાર મૂકતા હતા તેમણે કહ્યું હતું, 'તમે એક જ મુલકમાં નથી વસતા? હિંદુ અને મુસલમાન શબ્દો કેવળ ધાર્મિક ભિન્નતા સૂચવે છે, બાકી હિંદુ શું કે મુસલમાન શું અને ખ્રિસ્તીઓ સુધ્ધાં આ દેશમાં રહેતા સૌ આ દૃષ્ટિથી એક જ રાષ્ટ્ર અથવા પ્રજાના માણસો છે'

સર સૈયદ અહમદખાનની લાગવગ ઉપલા વર્ગના મુસલમાનોના અમુક ભાગોમાં જ મર્યાદિત હતી તે શહેરના કે ગામડાઓના આમવર્ગના મુસલમાનો સુધી પહોંચ્યા નહોતા આ આમવર્ગના મુસલમાનો તેમના ઉપલા વર્ગોથી છેક અળગા પડી ગયા હતા અને હિંદુ આમજનતાની વધુ નજીક હતા ઉપલા વર્ગના મુસલમાનોમાંથી થોડાક મોગલ સમયના શાસક વર્ગના વંશજો હતા પણ આમવર્ગના મુસલમાનોની પાછળ આવા પ્રકારની કશી ભૂમિકા કે પરંપરા નહોતી એમાંના મોટા ભાગના હિંદુ સમાજના નીચલા થરમાંથી વટલીને મુસલમાન થયેલા હતા અને અત્યંત ગરીબ તેમ જ શોષણના વધારેમાં વધારે ભોગ બનેલા હોવાને લીધે તેમની દશા અતિશય ખરાબ હતી

સર સૈયદને બાહોશ અને નામીચા સાથીઓ મળ્યા હતા તેમના બુદ્ધિ-પ્રધાન વલણને ટેકો આપનારાઓમાં સૈયદ ચિરાગઅલી અને નવાબ મેહદીન-ઉલ-મુલ્ક હતા તેમની કેળવણીને અંગેની પ્રવૃત્તિઓમાં તેમને મુનશી કરામત અલી, દિલ્હીના મુનશી ઝકાઉલ્લા, ડૉ. નઝીર અહમદ, મૌલાના શીબલી નોમાની અને કવિ હાલી વગેરેનો સાથ મળ્યો હતો કવિ હાલી ઉર્દૂ સાહિત્યના એક સર્વોત્તમ લેખક છે સર સૈયદ મુસલમાનોમાં અંગ્રેજી કેળવણી દાખલ કરવામાં તેમ જ તેમને રાજકીય ચળવળથી દૂર રાખવામાં સફળ થયા મુસ્લિમ

કેળવણી પદ્ધતિની સ્થાપના કરવામાં આવી અને તેણે નવા ઊભા થતા મુસ્લિમ મધ્યમ વર્ગના લોકોને નોકરીઓ તેમ જ ધંધાઓ તરફ ખેંચ્યા

આમ છતાં ઘણા નામીચા મુસલમાનો રાષ્ટ્રીય કોંગ્રેસમાં જોડાયા બ્રિટિશ નીતિ ચોક્કસપણે મુસલમાનતરફી અથવા સાચું કહેતાં મુસલમાનોમાંથી જે લોકો રાષ્ટ્રીય ચળવળનો વિરોધ કરનારા હતા તેમની તરફેણ કરનારી

૧ બની પણ વીસમી સદીના આરંભમાં નવી પેઢીના મુસલમાનોમાં રાષ્ટ્રીયતા અને રાજકીય પ્રવૃત્તિ તરફ વલણ દેખાવા લાગ્યું અને બીજી બાજુએ વાળવા માટે અને તેને સલામત માર્ગ કરી આપવા માટે ૧૯૦૬ની સાલમાં બ્રિટિશ સરકારની પ્રેરણા તેમ જ તેના મુખ્ય ટેકેદાર આગાખાનની આગેવાની નીચે મુસ્લિમ લીગની સ્થાપના કરવામાં આવી બ્રિટિશ સરકાર પ્રત્યે વફાદારી અને મુસલમાનોના હિતોની રક્ષા, એ મુસ્લિમ લીગના બે મુખ્ય ધ્યેયો હતા

બળવા પછીના સમયમાં સર સૈયદ અહમદખાન સહિત હિંદી મુસલમાનોમાંના ઘણાખરા આગળપડતા માણસો જૂની પરંપરાગત કેળવણીની પેદાશ હતા એ નોંધપાત્ર બીના છે એમાંથી કેટલાક પાછળથી જોકે અંગ્રેજી શીખ્યા હતા અને નવા વિચારોની અસર નીચે આવ્યા હતા નવી પાશ્ચાત્ય કેળવણીએ હજી સુધી તેમનામાંથી કોઈ જાણીતી વ્યક્તિ પેદા કરી નહોતી ઉર્દૂનો એક શ્રેષ્ઠ કવિ અને એ સદીનો હિંદનો એક આગળપડતો સાહિત્યકાર ગાલીબ હતો બળવો થયો તે પહેલાં તે પૂર્ણ કળાએ ખીલ્યો હતો

વીસમી સદીના આરંભનાં વરસોમાં બુદ્ધિજીવી મુસલમાનોમાં બે વલણ જણાતાં હતાં એક રાષ્ટ્રીયતા તરફનું અને તે મુખ્યત્વે કરીને જુવાનિયાઓમાં દૃષ્ટિગોચર થતું હતું બીજું હિંદના ભૂતકાળથી અને થોડેઘણે અંશે તેની વર્તમાન સ્થિતિથી પણ વિમુખ થવાનું તેમ જ ઇસ્લામી દેશોની બાબતમાં અને ખાસ કરીને ખિલાફતના મથક તુર્કીમાં વધારે રસ લેવાનું હતું તુર્કીના સુલતાન અબ્દુલ હમીદે જેને ઉત્તેજન આપ્યું હતું તે ઇસ્લામી દેશોને એક કરવાની ચળવળને હિંદના ઉપલા વર્ગના મુસલમાનોમાંથી કંઈક આવકાર મળ્યો હતો આમ છતાં સર સૈયદે તેનો વિરોધ કર્યો અને હિંદીઓ તુર્કી તેમ જ તેની સલતનતને વિષે રસ લે તે સામે તેમણે વાંધો લીધો તરુણ તુર્કોની ચળવળે કંઈક મિશ્ર લાગણી પેદા કરી હિંદમાંના મોટા ભાગના મુસલમાનો આરંભમાં એના તરફ શંકાની નજરે જોતા હતા અને સામાન્ય રીતે સુલતાન માટે સહાનુભૂતિની લાગણી પ્રવર્તતી હતી યુરોપિયન સત્તાઓ તુર્કીમાં જે કાવાદાવા ખેલતી હતી તેની સામે રક્ષણ કરનાર ગઢ સમાન તેને લેખવામાં આવતો હતો પણ બીજા કેટલાકોએ તરુણ તુર્ક ચળવળને તેમ જ બંધારણી અને સામાજિક સુધારણાની તેની હિમાયતને વધાવી લીધી અબુલ કલામ આઝાદ એમાંના એક હતા

૧૯૧૧ના ટ્રીપોલીના વિગ્રહમાં અને એ પછી ૧૯૧૨ અને ૧૯૧૩ની સાલના બાલ્કન વિગ્રહમાં ઇટાલીએ તુર્કી પર એકાએક હુમલો કર્યો ત્યારે હિંદના મુસલમાનોમાં તુર્કી માટે અસાધારણ સહાનુભૂતિ પેદા થઈ. તુર્કી માટેની એ સહાનુભૂતિ અને ચિંતા બધા જ હિંદીઓમાં પ્રગટી હતી પણ મુસલમાનોમાં તે વધારે તીવ્ર હતી અને તેમની એ લાગણી કંઈક અંગત પ્રકારની હતી. બાકી રહેલું એકમાત્ર મુસલમાન રાજ્ય નિર્મૂળ થવાનો ભય ઊભો થયો હતો; ભાવિ વિષેની તેમની શ્રદ્ધાનું મૂળ નાશ થવા બેઠું હતું. દાક્તર અનસારી તુર્કીમાં એક દાક્તરી ટુકડી લઈને ગયા અને એ માટેના ફંડમાં ગરીબોએ પણ ફાળો આપ્યો. ખુદ હિંદના મુસલમાનોના ઉદ્ધાર માટેની કોઈ પણ દરખાસ્ત માટે મળે તેના કરતાયે ઘણી ઝડપથી નાણાં મળી ગયાં. તુર્કી સામા પક્ષે જોડાયું હતું તેથી પહેલા મહાયુદ્ધ વખતે હિંદના મુસલમાનોની આકરી કસોટી થઈ. તેઓ પોતાની લાચારી અનુભવવા લાગ્યા અને કશું કરી શક્યા નહીં. એ યુદ્ધ બંધ પડ્યું ત્યારે એ દબાઈ રહેલી તેમની બધી લાગણી ખિલાફતની ચળવળના રૂપમાં ભભૂકી ઊઠી.

ઉર્દૂમાં અલ્ હિલાલ અને અંગ્રેજીમાં ધિ કૉમરેડ એ બે નવાં અઠવાડિક બહાર પડ્યાં તેથી મુસલમાનોના માનસિક વિકાસની દૃષ્ટિએ ૧૯૧૨ની સાલ નોંધવાલાયક બની. અલ હિલાલ ચોવીસ વરસના તેજસ્વી યુવાન અબુલ કલામ આઝાદે (હાલના કૉંગ્રેસના પ્રમુખ) શરૂ કર્યું હતું. તેમણે પોતાની પ્રારંભની કેળવણી કૈરોની અલ અઝર વિદ્યાપીઠમાં લીધી હતી અને વીસ વરસના પણ થયા નહોતા ત્યારે અરબી અને ફારસી ભાષાના તેમના ઊંડા જ્ઞાન અને વિદ્વત્તા માટે તે મશહૂર થયા હતા. એમાં તેમણે હિંદ બહારની ઇસ્લામી દુનિયાના તેમ જ તેમાં ચાલતી સુધારાની ચળવળના તથા યુરોપમાં થયેલા ફેરફારોના જ્ઞાનનો ઉમેરો કર્યો. બુદ્ધિપ્રધાન દૃષ્ટિના હોવા છતાં ઇસ્લામી ધર્મશાસ્ત્રો અને ઇતિહાસનું તેમને ઊંડું જ્ઞાન હતું અને બૌદ્ધિક દૃષ્ટિથી તેમણે ધર્મશાસ્ત્રના અર્થો કર્યા. તેઓ ઇસ્લામી પરંપરાથી તરબોળ હતા અને મિસર, તુર્કી, સીરિયા, પૅલેસ્ટાઈન, ઇરાક તેમ જ ઈરાનના આગળપડતા નેતાઓ અને સુધારકોનો તેમને અંગત પરિચય હતો. એ બધા દેશોમાં થતા જતા રાજકીય તેમ જ સાંસ્કૃતિક ફેરફારોની તેમના મન પર ઊંડી અસર થઈ. પોતાનાં લખાણોને લીધે ઇસ્લામી દેશોમાં તે હિંદના બીજા કોઈ પણ મુસલમાન કરતાં ઘણું કરીને વધારે જાણીતા હતા. તુર્કી યુદ્ધમાં સંડોવાયું તેથી તેને વિષે તેમના મનમાં ખૂબ રસ અને ઊંડી સહાનુભૂતિ પેદા થયાં. અને છતાં આગલી પેઢીના મુસલમાન નેતાઓથી તેમની દૃષ્ટિ ભિન્ન હતી. તેમની દૃષ્ટિ વધારે વ્યાપક અને બુદ્ધિપ્રધાન હતી. એને લીધે આ જૂની પેઢીના રજવાડી, કોમી તેમ જ સંકુચિત ધાર્મિક દૃષ્ટિવાળા આગેવાનોથી તેઓ અળગા

રહ્યા અને અનિવાર્યપણે રાષ્ટ્રવાદી મુસલમાન બન્યા તુર્કી તેમ જ બીજા ઇસ્લામી દેશોમાં રાષ્ટ્રવાદનો ચડતો જુવાળ તેમણે સગી આંખે ભાળ્યો હતો તેમણે એ જ્ઞાન હિંદને લાગુ પાડ્યું અને હિંદની રાષ્ટ્રીય ચળવળમાં તેમને એ જ જાતની વસ્તુ મળી ગઈ હિંદના બીજા મુસલમાનોને બીજા ઇસ્લામી દેશોમાંની આ ચળવળોની કશી ખબર નહોતી પોતાની આસપાસના રજવાડી વાતાવરણમાં પુરાઈ રહેતા એ આગેવાનોને એ દેશોમાં શું ચાલી રહ્યું છે તેની કશી ગતાગમ નહોતી તેઓ કેવળ ધાર્મિક દૃષ્ટિથી વિચાર કરતા અને પ્રધાનપણે ધર્મના બંધનને લીધે તુર્કીને માટે તેમને સહાનુભૂતિ હતી તુર્કી વિષે તેમને આવી તીવ્ર સહાનુભૂતિ હોવા છતાં ત્યાં આગળ ચાલતી રાષ્ટ્રીય અને રાજકીય ચળવળ સાથે તેમનો મેળ નહોતો

અબુલ કલામ આઝાદ પોતાના અલ હિલાલ અઠવાડિક મારફતે તેમની સાથે નવી જ ભાષામાં વાત કરવા લાગ્યા વિચાર અને દૃષ્ટિમાં એ ભાષા નવી હતી એટલું જ નહીં, તેનો તાણોવાણો પણ જુદો હતો, કેમ કે આઝાદની શૈલી જોમદાર અને વીર્યશાળી હતી, તેની ફારસી ભૂમિકાને લીધે જોકે કોઈક વાર તે કંઈક કઠણ બની જતી હતી નવા વિચારો દર્શાવવા માટે તેમણે નવીન શબ્દપ્રયોગોનો ઉપયોગ કર્યો અને આજની ઉર્દૂ ભાષાના ઘડતરમાં તેમનો ચોક્કસ ફાળો છે મુસલમાનોના જૂની પેઢીના સ્થિતિચુસ્ત આગેવાનોને આ બધું પસંદ પડ્યું નહીં અને આઝાદના અભિપ્રાયો તેમ જ દૃષ્ટિની તેઓ ટીકા કરવા લાગ્યા આમ છતાં તેમનામાંનો સૌથી મોટો વિદ્વાન પણ ધર્મશાસ્ત્રો અને પ્રાચીન પરંપરાને વિષેની ચર્ચામાં આઝાદ સામે ટકી શકે એમ નહોતું, કેમ કે આઝાદનું એ વિષેનું જ્ઞાન પણ તેમના કરતાં ઘણું વધારે હતું આઝાદમાં મધ્યકાલીન શાસ્ત્રપાંડિત્ય, અઢારમી સદીનો બુદ્ધિવાદ અને આધુનિક દૃષ્ટિ એ ત્રણેનું અજબ મિશ્રણ થયું હતું

જૂની પેઢીના ગણ્યાગાંઠ્યા લોકો આઝાદના લખાણોની કદર કરતા હતા સમર્થ વિદ્વાન મૌલાના શીબલી નોમાની તેમાંના એક હતા તેમણે પોતે તુર્કીની મુલાકાત લીધી હતી અને અલીગઢ કૉલેજ કાઢવામાં તે સર સૈયદ અહમદખાનની સાથે હતા પણ અલીગઢ કૉલેજની પરંપરા રાજકીય તેમ જ સામાજિક બંને બાબતોમાં ભિન્ન પ્રકારની અને સ્થિતિશીલ હતી તેના ટ્રસ્ટીઓ રાજાઓ અને મોટા જમીનદારો હતા તેઓ રજવાડી જમાનાના નમૂનેદાર પ્રતિનિધિ હતા સરકારી મંડળો સાથે નિકટનો સંબંધ ધરાવનારા તેના એક પછી એક આવેલા અંગ્રેજ પ્રિન્સિપાલોના વડીવટ નીચે ત્યાં આગળ કોમી વલણ તેમ જ રાષ્ટ્રવિરોધી અને કૉંગ્રેસવિરોધી દૃષ્ટિ કેળવાઈ હતી નીચલા દરજ્જાની સરકારી નોકરીમાં પ્રવેશ મેળવવો એ મુખ્ય ધ્યેય તેના વિદ્યાર્થીઓ સમક્ષ રાખવામાં આવતું હતું

એને માટે સરકારની તરફેણ કરનારું વલણ જરૂરી હતું અને રાષ્ટ્રવાદ કે રાજદ્રોહથી દૂર રહેવાનું હતું. અલીગઢ કૉલેજના લોકો મુસલમાનોના નવા કેળવાયેલા વર્ગના આગેવાન થયા અને કેટલીક વાર જાહેર રીતે, પણ ઘણુંખરું પડદા પાછળ રહીને તેઓ દરેક મુસ્લિમ ચળવળને દોરવણી આપતા હતા. મુખ્યત્વે તેમના પ્રયાસોથી જ મુસ્લિમ લીગની સ્થાપના થઈ.

જુનવાણી મનોદશાના તેમ જ રાષ્ટ્રીયતાનો વિરોધ કરનારા આ ગઢ પર અબુલ કલામ.આઝાદે પ્રહારો કર્યા. તેમણે એ પ્રહારો સીધેસીધા નહીં પણ અલીગઢની પરંપરાના મૂળ પર ઘા કરે એવા વિચારોનો પ્રચાર કરીને કર્યા. આ તરુણ લેખક અને પત્રકારે મુસલમાન કેળવાયેલા વર્ગમાં ખળભળાટ મચાવી મૂક્યો. અને ઘરડાઓ જોકે તેમના પર ઘુરકિયાં કરતા હતા પણ નવી પેઢીના લોકોના મનમાં તેમના શબ્દોએ ઉશ્કેરાટ પેદા કર્યો. તુર્કી, મિસર અને ઈરાનમાં બનેલા બનાવોને લીધે તેમ જ હિંદની રાષ્ટ્રીય ચળવળની પ્રગતિને લીધે એ ઉશ્કેરાટ ક્યારનોયે શરૂ થઈ ચૂક્યો હતો. ઇસ્લામ તેમ જ ઇસ્લામી દેશો માટેની સહાનુભૂતિ અને હિંદની રાષ્ટ્રીયતા વચ્ચે કશો વિરોધ નથી એ દર્શાવી આપીને આઝાદે તેને ચોક્કસ માર્ગે વાળ્યો. મુસ્લિમ લીગને કૉંગ્રેસની નજીક આણવામાં આ બીના મદદગાર નીવડી. પોતે હજી કિશોર અવસ્થામાં હતા ત્યારે ૧૯૦૬ની તેની પહેલી જ બેઠકમાં આઝાદ મુસ્લિમ લીગમા જોડાયા હતા.

બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓને અલ હિલાલ પસંદ ન પડ્યું. પ્રેસ ધારાની રૂએ તેની પાસે જામીનગીરી માગવામાં આવી અને છેવટે ૧૯૧૪ની સાલમાં તેના છાપખાનાને જપ્ત કરવામાં આવ્યું. આમ માત્ર બે જ વરસની ટૂંકી કારકિર્દી બાદ અલ હિલાલ બંધ પડ્યું. આથી આ અલ-બલાઘ નામનું બીજું અઠવાડિક કાઢ્યું. પણ ૧૯૧૬ની સાલમાં આઝ । અટકાયતમાં રાખવામાં આવ્યા ત્યારે તે પણ બંધ પડ્યું. લગભગ ચાર વરસ સુધી તેમને અટકાયતમાં રાખવામાં આવ્યા હતા અને તેમાથી બહાર આવ્યા કે તરત જ તે રાષ્ટ્રીય મહાસભાના એક આગેવાન બન્યાં. ત્યારથી તે સતત રાષ્ટ્રીય મહાસભાની કારોબારીના સભ્ય રહ્યા છે, તેમની તરુણ વય હોવા છતાં કૉંગ્રેસના એક વડીલ આગેવાન તરીકે તેમની ગણના થતી આવી છે અને રાષ્ટ્રીય તેમ જ રાજકીય બાબતોમાં તથા કોમી અને લઘુમતીના પ્રશ્નોમાં તેમની સલાહ કીમતી લેખાય છે. બે વખત તેઓ કૉંગ્રેસના પ્રમુખ થયા છે અને અનેક વખત તેમણે લાંબા કારાવાસ ભોગવ્યા છે.

૧૯૧૨ની સાલમાં અલ હિલાલ કરતાં થોડા માસ અગાઉ શરૂ થયેલું બીજું અઠવાડિક 'ધિ કૉમરેડ' હતું. એ અંગ્રેજીમાં નીકળતું હતું અને અંગ્રેજી કેળવણી

પામેલા નવી પેઢીના મુસલમાનો પર તેની અસર થઈ હતી મૌલાના મહમદઅલી તેના તંત્રી હતા તેમનામાં પ્રાચીન પરંપરા અને આક્સફર્ડની કેળવણી એ બંનેનું વિચિત્ર મિશ્રણ થયું હતું. તેમણે અલીગઢની પરંપરાના પક્ષકાર તરીકે પોતાની કારકિર્દીનો આરંભ કર્યો હતો અને જહાલ રાજકારણની તે વિરુદ્ધ હતા પણ તે એટલા આવેશ અને પ્રવૃત્તિશીલ પુરુષ હતા કે એ જડ ચોકઠામાં તે લાંબો વખત પુરાઈ રહી શકે એમ નહોતું, અને તેમની ભાષા જેવીની તેમ જ અસરકારક હતી ૧૯૧૧ની સાલમાં બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા તેથી તેમને ભારે આઘાત લાગ્યો અને બ્રિટિશ સરકારની પ્રામાણિકતા વિષેનો તેમનો વિશ્વાસ ડગી ગયો બાલ્કન વિગ્રહોએ તેમના મન પર ઊંડી અસર કરી અને તુર્કી તેમ જ તેના દ્વારા વ્યક્ત થતી ઇસ્લામી પરંપરાની તરફેણમાં આવેશભર્યા લખાણો તે લખવા લાગ્યા ઉત્તરોત્તર તે વધુ ને વધુ બ્રિટિશવિરોધી થતા ગયા અને પહેલા મહાયુદ્ધમાં તુર્કી જોડાયું તેથી તો તે સો ટકા બ્રિટિશવિરોધી બન્યા તુર્કોનો નિર્ણય એ નામના એક મશહૂર અને અતિ લાંબા લેખથી (તેમના ભાષણો કે લખાણો કદી પણ ટૂંકા નહોતા) 'કૉમરેડ'નો અંત આવ્યો સરકારે તે બંધ કરાવી દીધું થોડા જ વખત પછી સરકારે તેમને તેમ જ તેમના ભાઈ શૌકતઅલીને પકડ્યા અને મહાયુદ્ધ દરમ્યાન અને તે પૂરું થયા પછી પણ એક વરસ સુધી તેમને અટકાયતમાં રાખી મૂકયા ૧૯૧૯ની સાલના અંતમાં તેમને છોડી મૂકવામાં આવ્યા અને બંને ભાઈઓ તરત જ રાષ્ટ્રીય મહાસભામાં જોડાયા ૧૯૨૦ પછીનાં થોડાં વરસો દરમ્યાન અલી ભાઈઓએ ખિલાફતની ચળવળ તેમ જ કોંગ્રેસના રાજકારણમાં આગળ પડતો ભાગ લીધો અને તે માટે કારાવાસ પણ વેઠ્યો મહમદઅલી કોંગ્રેસના પ્રમુખ થયા અને ઘણાં વરસ સુધી તે તેની કારોબારી સમિતિના સભ્ય રહ્યા ૧૯૩૦ની સાલમાં તેમનું અવસાન થયું

મહમદઅલીમાં થયેલો ફેરફાર હિંદના મુસલમાનોની બદલાતી જતી મનોદશાનો સૂચક હતો મુસલમાનોને રાષ્ટ્રીયતાના પ્રવાહ તરફ જતા અટકાવી બીજી તરફ વાળવાને માટે સ્થાપવામાં આવેલી પ્રગતિવિરોધી તેમ જ અર્ધ-જવાડી તત્ત્વોના સંપૂર્ણ કાબૂ નીચેની મુસ્લિમ લીગને સુધ્ધાં નવી પેઢી તરફથી આવતા દબાણને વશ થવાની ફરજ પડી કેમ કે કમને પણ તે રાષ્ટ્રીયતાના જુવાળ સાથે ખેંચાતી હતી અને કોંગ્રેસની નજીક આવવા લાગી હતી ૧૯૧૩ની સાલમાં તેણે સરકાર પ્રત્યેની વફાદારીનું પોતાનું ધ્યેય બદલીને હિંદ માટે સ્વરાજની માગણીનું કર્યું મૌલાના આઝાદે અલ હિલાલમાંના પોતાના જોરદાર લખાણો મારફતે આ ફેરફારની હિમાયત કરી હતી

## ૧૧

## કમાલ પાશા: એશિયામાં રાષ્ટ્રીયતાનો ઉદય: ઇકબાલ

કમાલ પાશા સ્વાભાવિક રીતે જ હિંદમાં મુસલમાનો તેમ જ હિંદુઓમાં લોકપ્રિય હતા. તેમણે તુર્કીને પરદેશીઓની હકૂમત નીચે જતુ અને છિન્નભિન્ન થતું બચાવ્યુ એટલું જ નહીં, યુરોપની સામ્રાજ્યવાદી સત્તાઓ અને ખાસ કરીને ઇંગ્લંડના કાવાદાવા પણુ તેમણે ઊંધા વાળ્યા. પણુ, ધર્મ વિષેની તેમની ઉદાસીનતા, ખિલાફત તેમણે રદ કરી, સુલતાનનો અમલ તેમણે કાઢી નાખ્યો, ધર્મને બાજુએ રાખી રાજકીય દૃષ્ટિથી રાજ્યની રચના કરી, ધાર્મિક સંઘોને વિખેરી નાખ્યા વગેરે કાર્યોથી તેમની નીતિ છતી થતી ગઈ તેમ તેમ ખાસ કરીને વધારે ધર્મચુસ્ત મુસલમાનોમા આતાતુર્કની એ લોકપ્રિયતા ઘટતી ગઈ અને એ આધુનિક ઢબની નીતિ સામે તેમનામાં અણુછતી વિરોધની લાગણી પેદા થઈ. પણુ એ જ નીતિને લીધે નવી પેઢીના મુસલમાનો તેમ જ હિંદુઓમાં તે વધારે લોકપ્રિય બન્યા છેક બાળવાના સમયથી હિંદના મુસલમાનોના મનમાં ધીમે ધીમે જે સ્વપ્નસૃષ્ટિ પેદા થતી આવી હતી તેનો આતાતુર્કે અમુક અંશે નાશ કર્યો. ફરીથી તેમના મનમા એક પ્રકારનુ પોલાણુ પેદા થવા પામ્યુ. ઘણા મુસલમાનોએ રાષ્ટ્રીય ચળવળમા જોડાઈને આ પોલાણુ ભરી કાઢયું. ઘણા બેશક ક્યારનાયે એમાં જોડાઈ ગયા હતા પણુ બીજા કેટલાક વિમાસણુ અને સંકલ્પવિકલ્પમાં પડી જઈ અળગા રહ્યા. ખરો ગજગ્રાહ રજવાડી જમાનાની વિચારસરણી અને આધુનિક મનોદશા વચ્ચે હતો રજવાડી લોકોની આગેવાની ખિલાફતની સામુદાયિક ચળવળના પસારા આગળ તાત્પૂરતી અદૃશ્ય થઈ હતી પણુ ખુદ એ ચળવળનો સામાજિક તેમ જ આર્થિક પરિસ્થિતિમાં અથવા આમજનતાની જરૂરિયાતમાં નક્કર પાયો નહોતો. એનુ કેન્દ્ર બીજે ઠેકાણે હતુ અને આતાતુર્કે ખુદ એના પાયાના મુદ્દાને નિર્મૂળ કર્યો ત્યારે ઉપરનું ચણતર તૂટી પડયું. એથી મુસલમાન આમજનતા મૂંઝવણમાં પડી ગઈ અને કોઈ પણુ રાજકીય પગલુ ભરવા માટે તેને ઉત્સાહ ન રહ્યો પાછા પડી ગયેલા જૂનવાણી રજવાડી આગેવાનો બ્રિટિશ સરકારની મદદથી ફરીથી આગળ આવ્યા. બ્રિટિશ સરકાર હમેશ તેમને મદદ કરતી રહી હતી પણુ તેઓ પહેલાંની જેમ બિનહરીફ આગેવાન થઈ શકયા નહી, કારણુ કે હવે પરિસ્થિતિ બદલાઈ ગઈ હતી. વળી મોડો મોડો પણુ મુસલમાનોમાં મધ્યમ વર્ગ ઊભો થયો હતો અને રાષ્ટ્રીય કૉંગ્રેસની આગેવાની નીચેની સામુદાયિક રાજકીય ચળવળના અનુભવને લીધે પણુ પરિસ્થિતિમાં મહત્ત્વનો ફેર પડયો હતો.

ખાસ કરીને મુસલમાનોને માટે તે નુકસાનકારક નીવડશે એમ તેમને લાગતું હતું. ઘણુંખરું તેમણે પોતાનો મત બદલ્યો હશે અથવા તે વખતે એ મુદ્દો મહત્ત્વનો બન્યો નહોતો એટલે આગળથી તેમણે એ વિષે ઊંડો વિચાર નહીં કર્યો હોય. પાછળથી પાકિસ્તાન અથવા હિંદના ભાગલાના ખ્યાલમાં જે ફેરફારો થયા તેની સાથે તેમની સમગ્ર જીવનદૃષ્ટિ બંધબેસતી આવતી નથી.

છેવટના વરસોમાં ઇકબાલ વધારે ને વધારે સમાજવાદ તરફ વળ્યા હતા. સોવિયેટ રશિયાએ કરેલી ભારે પ્રગતિ તરફ તે આકર્ષાયા હતા. તેમની કવિતા પણ જુદી દિશામાં વળી હતી. તેમના અવસાન અગાઉ થોડા માસ પહેલાં તે બીમાર થઈને પડ્યા હતા ત્યારે તેમણે મને બોલાવ્યો અને મેં સહર્ષ તેમની આજ્ઞા માથે ચડાવી. અનેક બાબતો વિષે તેમની સાથે વાતો કરતાં મને લાગ્યું કે, મતભેદ હોવા છતાં ઘણી બાબતોમાં અમે એકમત છીએ અને તેમની સાથે કામ કરવાનું સુગમ છે. તેઓ પોતાનાં સંસ્મરણો કહેવા લાગ્યા અને એક પછી એક અનેક વિષયોની વાત કરવા લાગ્યા. ક્વચિત્ વચ્ચે ન બોલતાં હું ચુપચાપ તેમની વાતો સાંભળી રહ્યો. હું તેમનો તેમ જ તેમની કવિતાનો પ્રશંસક હતો. મારે વિષે તેમને મમતા હતી અને મારે માટે તેમનો સારો અભિપ્રાય હતો એ જાણીને મને ઘણો જ આનંદ થયો. તેમની પાસેથી હું ઊઠ્યો ત્યારે તેમણે મને કહ્યું, 'તમારી અને ઝીણા વચ્ચે કઈ વસ્તુ સામાન્ય છે? તે મુત્સદ્દી છે અને તમે દેશભક્ત છો.' હું ધારું છું કે, મારી અને ઝીણાની વચ્ચે હજી પણ ઘણી વસ્તુઓ સામાન્ય છે. અને દેશભક્ત હોવા બાબત તો હું એટલું જ કહી શકું કે, કંઈ નહીં તો એ શબ્દના મર્યાદિત અર્થમાં આજે તો એ કોઈ પણ પ્રકારની વિશેષતા રહી નથી. હિંદ માટે મને અગાધ પ્રેમ છે એ ખરું, પણ ઘણા વખતથી મને લાગ્યા કરે છે કે આપણા પોતાના પ્રશ્નોની સમજ અને ઉકેલને માટે પણ રાષ્ટ્રપ્રેમ કરતાં કંઈક વિશેષની જરૂર છે અને સમગ્ર જગતને સ્પર્શતા પ્રશ્નોની સમજ અને ઉકેલ માટે એની એથીયે વધારે જરૂર છે. પણ રાજકારણ મને વળગ્યું હતું અને હું તેનો શિકાર બન્યો હતો. તે છતાં હું મુત્સદ્દી નથી એમ માનવામાં ઇકબાલ ખસૂસ સાચા હતા.

## ૧૨

## પાયાના ઉદ્યોગોનો આરંભ : ટિળક અને ગોખલે : અલગ મતાધિકાર

હિંદુ મુસ્લિમ પ્રશ્નની ભૂમિકા શોધવાની અને પાકિસ્તાન તેમ જ હિંદના ભાગલાની નરી માગણીની પાછળ શું રહેલું છે તે સમજવાની મારી ધૂનને લીધે હું અર્ધી સદી આગળ નીકળી ગયો. એ સમય દરમ્યાન સરકારના

બહારના તંત્રમાં ઝાઝા નહીં પણ લોકોની પ્રવૃત્તિમાં ઘણા ફેરફારો થયા હતા. કેટલાક નજીવા બંધારણીય ફેરફારો થયા અને જ્યાં ને ત્યાં તેની દાંડી પીટવામાં આવી. પણ તેથી અધિકારવાદી અને સર્વસ્પર્શી બ્રિટિશ અમલમાં કશો ફેર ન પડ્યો તેમ જ ગરીબાઈ અને બેકારીના પ્રશ્નો પણ એવા ને એવા ચાલુ રહ્યા. ૧૯૧૧ની સાલમાં જમશેદજી તાતાએ આજે જે જમશેદપુરને નામે ઓળખાય છે તે સ્થળે લોઢાનું કારખાનું શરૂ કરીને ભારે અથવા પાયાના ઉદ્યોગનો આરંભ કર્યો. એના તરફ તેમ જ બીજા ઉદ્યોગો શરૂ કરવાના પ્રયાસો તરફ સરકારની ખફા નજર હતી અને તેમને તેણે કશુંયે ઉત્તેજન ન આપ્યું. મુખ્યત્વે અમેરિકન નિષ્ણાતોની મદદથી પોલાદનો ઉદ્યોગ શરૂ કરવામાં આવ્યો હતો. આરંભમાં એ જેમતેમ નભી રહ્યો પણ ૧૯૧૪-૧૮નું મહાયુદ્ધ તેની મદદે આવ્યું. વળી પાછો તે નરમ પડ્યો અને બ્રિટિશ ડિબેંચર વાળાઓના હાથમાં જવાનો ભય તેની સામે ખડો થયો હતો પણ રાષ્ટ્રીય ભાવનાના દબાણે તેને ઉગારી લીધો.

ઉદ્યોગોમાં કામ કરનારા મજૂરોનો વર્ગ હિંદમાં ઊભો થતો જતો હતો. તે અસંગઠિત અને અસહાય હતો અને તે જેમાંથી આવ્યો હતો તે ખેડૂત વર્ગનું જીવનધોરણ અત્યંત નીચું હોવાથી તેમના મજૂરીના દરો વધી ન શક્યા અને તેમની સ્થિતિ સુધરી ન શકી. કશી આવડત વિનાના મજૂરોની વાત કરીએ તો એવા બેકાર લોકોની સંખ્યા કરોડોની હતી. એમાંથી જેટલાં જોઈએ તેટલાં માણસો મળી શકે એમ હતું અને આ સ્થિતિમાં હડતાળ સફળ થાય એમ નહોતું ટ્રેડ યુનિયન કૉંગ્રેસની પહેલી બેઠક ૧૯૨૦ની સાલના અરસામાં ભરાઈ હતી આ નવા ઔદ્યોગિક મજૂર વર્ગના સભ્યો હિંદના રાજકીય તખ્તા પર અસર પાડી શકે એટલા નહોતા. દેશના ખેડૂતો અને મજૂરોના સાગરમાં તેમનું પ્રમાણ નજીવું હતું. વીસમી સદીના ત્રીજા દસકામાં ઔદ્યોગિક મજૂરોનો અવાજ સંભળાવા લાગ્યો પણ હજી તે મંદ હતો. રશિયન ક્રાન્તિએ, ઔદ્યોગિક મજૂરોને મહત્ત્વ આપવાની લોકોને ફરજ પાડી ન હોત તો એની અવગણના થઈ શકત. થોડીક મોટા પાયા પરની અને સુસંગઠિત હડતાળોએ પણ તેમના તરફ લક્ષ આપવાની ફરજ પાડી.

ખેડૂત વર્ગ હિંદમાં સર્વત્ર હતો અને તેનો પ્રશ્ન એ હિંદનો સર્વોપરી પ્રશ્ન હતો છતાં તે તો હજી મૂંગો રહ્યો હતો અને રાજકીય નેતાઓ તેમ જ સરકાર એ બંનેએ તેને વિસારી મૂક્યો હતો રાજકીય ચળવળની આરંભની અવસ્થામાં તેમાં ઉપલા થરના મધ્યમ વર્ગના લોકો, ખાસ કરીને શિક્ષિત ધંધાદારી વર્ગો અને વહીવટી તંત્રમાં સ્થાન મેળવવાની આશા રાખનારા લોકોની આકાંક્ષાઓનું જોર હતું. રાષ્ટ્રીય કૉંગ્રેસ પુખ્ત વયે પહોંચી ત્યારે (૧૮૮૫ની

સાલમા તેની સ્થાપના થઈ હતી ) નવા પ્રકારના આગેવાનો બહાર આવ્યા એ આગેવાનો વધારે જહાલ અને સામનો કરવાની ભાવનાવાળા હતા તેઓ નીચલા થરના મધ્યમ વર્ગના મોટી સંખ્યાના લોકોના તેમ જ વિદ્યાર્થીઓ અને યુવાનોના પ્રતિનિધિ હતા બગાળના ભાગના સામેની પ્રબળ ચળવળમાથી આવા જહાલ અને જાહેરા ઘણા આગેવાનો પેદા થયા પણ નવા યુગના સાચા પ્રતિનિધિ મહારાષ્ટ્રના બાળ ગંગાધર ટિળક હતા જૂની પેઢીના આગેવાનોના પ્રતિનિધિ પણ ગોપાલ કૃષ્ણ ગોખલે નામના એક અતિ બાહોશ અને તરુણ મહારાષ્ટ્રી હતા ક્રાંતિકારી ઘોષણાઓથી વાતાવરણ ગાજી ઊઠયું, લોકોની લાગણી અસત તગ બની અને અથડામણ અનિવાર્ય બની ગઈ આ ટાગરને માટે દાદાભાઈ નવરોજીને તેમની નિવૃત્તિમાથી બહાર લાવવામાં આવ્યા તે કોંગ્રેસના પિતામહ સમા હતા દેશભરમા તેમને વિષે ખૂબ આદર હતો તેમ જ હિંદના દાદા તરીકે તેનની ગણના થતી હતી પરંતુ શાન્તિ થોડા વખત માટે ટકી અને ૧૯૦૭ની સાલમા અથડામણ થયા વિના ન રહી એમા દેખીતી રીતે વિજય જૂના વિનીત અથવા મવાળ પક્ષનો થયો પણ તેમનો આ વિજય સસ્થાના તત્ર પરના તેમના મજબૂતે તેમ જ કોંગ્રેસના બહુ મર્યાદિત મતાધિકારને આભારી હતો હિંદના રાજકીય દૃષ્ટિએ જાગ્રત લોકોનો ઘણો મોટો ભાગ 'ટિળક અને તેમના પક્ષની તરફેણમા હતો એ વિષે લવલેશ શકા નથી કોંગ્રેસ પોતાનું ઘણુંખરુ મહત્ત્વ ગુમાવી બેઠી અને લોકોના મન બીજી પ્રવૃત્તિઓ તરફ વળ્યા બગાળમાં ત્રાસવાદી પ્રવૃત્તિ જાગી રશિયન તેમ જ આયર્લિશ ક્રાંતિકારીઓના દાખલાનું અનુકરણ કરવામા આવ્યુ

આ ક્રાંતિકારી વિચારોની મુસલમાન જુવાનિયાઓ પર પણ અસર થઈ આ વલણને અંકુશમા રાખવા માટે અગાઉ અલીગઢ કૉલેજે પ્રયત્ન કર્યો હતો અને હવે સરકારની પ્રેરણા નીચે આગાખાન અને બીજાઓએ મુસલમાનોને માટે રાજકીય સસ્થાની જોગવાઈ કરવાને તેમ જ તેમને કોંગ્રેસથી અળગા રાખવાને મુસ્લિમ લીગની સ્થાપના કરી મુસલમાનોને માટે અલગ મતાધિકાર દાખલ કરવાને નિર્ણય કરવામાં આવ્યો એ એનાથીયે વધારે મહત્ત્વની તેમ જ હિંદના ભાવિ વિકાસને માટે અત્યત મામિક બીના હતી હવે પછી મુસલમાનો અલગ મુસલમાન મતાધિકાર પ્રમાણે જ ચૂંટણી માટે ઊભા રહી શકે અને ચૂટાઈ શકે એમ હતું બાકીના હિંદથી તેમને જુદા પાડતી અને એમાંથી ચાલતી આવેલી તેમ જ હુન્નરવિજ્ઞાનની પ્રગતિને લીધે ત્વરિત બનેલી, આપસમા એકતા અને સુમેળ સ્થાપનારી પ્રક્રિયાને ઉલટાવી નાખનારી દીવાલ તેમની આસપાસ ઊભી કરવામા આવી મતદારમંડળ બહુ મર્યાદિત હોવાથી શરૂઆતમાં એ દીવાલ બહુ નાની હતી પણ મતદારમંડળ

સ્તારવામાં આવતું ગયું તેમ તેમ આખા શરીરને જર્જરિત કરી નાખનાર ર્નો જેમ તે મોટી ને મોટી થતી ગઈ અને સમગ્ર રાજકીય તેમ જ માજિક પ્રવૃત્તિ પર તેની અસર થઈ મ્યુનિસિપાલિટીની તેમ જ સ્થાનિક રાજની સંસ્થાઓમાં પણ એ ઝેર વ્યાપી ગયું અને છેવટે એને પરિણામે વેહતરેહના અને બેહૂદા ભાગના પડ્યા પછીથી (ઘણા સમય બાદ) અલગ સ્લિમ મજૂર મહાજનો તેમ જ વિદ્યાર્થી સંસ્થાઓ તેમ જ વેપારીની સ્થાઓ વગેરે પણ ઊભા થયા આ બધી પ્રવૃત્તિઓમાં મુસલમાનો ઘાત હોવાથી આ બધી સંસ્થાઓ સ્વાભાવિક રીતે તળિયામાંથી ઊગી હોતી પણ ઉપરથી કૃત્રિમ રીતે ઊભી કરવામાં આવી હતી અને તેની માગેવાની જૂના અર્ધરજવાડી વર્ગની વ્યક્તિઓના હાથમાં હતી આમ, ાકીના હિંદ પર વિકાસના જે પ્રવાહો અસર કરતા હતા તેનાથી મધ્યમવર્ગી મુસલમાનોને અને મુસ્લિમ આમજનતાને પણ અમુક અંશે અળગા રાખવામાં આવ્યા બ્રિટિશ સરકારે પેદા કરેલા અથવા સાચવી રાખેલા સ્થાપિત હિતો પણ હદમાં મોટા પ્રમાણમાં હતા હવે અલગ મતાધિકારથી એક વધુ અને પ્રબળ થાપિત હિત ઊભું કરવામાં આવ્યું

વધતી જતી રાજકીય જાગ્રતિની સાથે ઓછું થતું જતું એ હંગામી અનિષ્ટ નહોતું સગવડી નીતિનું પોષણ મળવાથી એ અનિષ્ટ વધતું અને ફેલાતું ગયું અને દેશની સામે ખડા થયેલા રાજકીય સામાજિક કે આર્થિક સાચા સવાલોને તેણે ઢાંકી રાખ્યા આગળ જતાં એમાંનું કશું, નહોતા ત્યાં તેણે ભાગલા અને વૈમનસ્ય પેદા કર્યાં અને કૃત્રિમ ટેકા પર વધારે ને વધારે આધાર રાખવાની તથા સ્વાશ્રયની દૃષ્ટિથી વિચાર ન કરવાની વૃત્તિ પેદા કરી તેણે માનીતા બનેલા સમૂહને ખરેખર નબળો પાડ્યો

કેળવણીની તેમ જ આર્થિક દૃષ્ટિએ પછાત સમૂહો અથવા લઘુમતી કોમો સાથે કામ લેવાની સાચી નીતિ ખાસ કરીને પ્રગતિશીલ કેળવણીની નીતિ મારફતે પોતાનો વિકાસ સાધવામાં તેમ જ આ બધી ઊણપો પૂરી કરવામાં તેમને મદદ કરવાની હોવી જોઈતી હતી મુસલમાનોને માટે અથવા બીજી પછાત લઘુમતી કોમો માટે અથવા જેને એની ખાસ જરૂર હતી તે દલિત વર્ગના લોકો માટે પણ એમાંનું કશું કરવામાં ન આવ્યું નીચલા દરજ્જાની સરકારી નોકરીઓમાં નાની નાની જગ્યા આપવામાં જ બધું સમાપ્ત થઈ જતું હતું અને સમગ્રપણે ધોરણ ઊંચું કરવાને બદલે ઘણી વાર લાયકાતનો ભોગ આપવામાં આવતો

અલગ મતાધિકારે આ રીતે જે સમૂહો પછાત અને નબળા હતા તેમને વધારે નબળા પાડ્યા, તેમની અલગપણાની અને કોમી લાગણીને ઉત્તેજન

આપ્યું અને રાષ્ટ્રની એકતા વિકસતી અટકાવી દીધી. લોકશાહીનો તેમાં ઇન્કાર હતો. તેણે અતિશય પ્રગતિવિરોધી સ્થાપિત હિતો પેદા કર્યાં, ધોરણો નીચાં કર્યાં અને સૌને સ્પર્શતા દેશના સાચા આર્થિક પ્રશ્નો તરફ જતું લક્ષ બીજી દિશાઓમાં વાળ્યું. મુસલમાનોમાં દાખલ કરવામાં આવેલો આ અલગ મતાધિકાર બીજી લઘુમતી કોમો અને સમૂહોમાં પણ દાખલ થયો અને છેવટે હિંદ વિવિધ રંગી અનેક ચકાપટાવાળા પોત જેવું બની ગયું. કદાચ થોડા સમય માટે કંઈક લાભ તેનાથી થયો હોય એમ બને. એ લાભ જોકે શો તે હું બતાવી શકું એમ નથી. પણ હિંદનાં જીવનના દરેક વિભાગમાં તેણે પારાવાર નુકસાન કર્યું છે એ નિર્વિવાદ છે. એમાંથી જ તરેહ તરેહની જુદાપણાની લાગણી પેદા થઈ છે અને છેવટે હિંદના ભાગલા પાડવાની માગણી પણ એમાંથી જ ઉદ્ભવી છે.

આ અલગ મતાધિકાર દાખલ કરવામાં આવ્યો ત્યારે લૉર્ડ મોર્લી હિંદી વજીર હતો. પ્રથમ તેણે એનો વિરોધ કર્યો હતો પણ વાઇસરૉયના દબાણ આગળ છેવટે તેણે એમાં નમતું આપ્યું. આ પદ્ધતિના મૂળમાં રહેલાં જોખમો તેણે પોતાની ડાયરીમા બતાવ્યાં છે અને એને લીધે પ્રતિનિધિત્વને ધોરણે રચાયેલી સંસ્થાઓના વિકાસમાં અનિવાર્ય રીતે વિલંબ થશે એમ જણાવ્યું છે. ઘણું કરીને વાઇસરૉય તેમ જ તેમના સાથીઓને એ જ જોઈતુ હતું. હિંદના સુધારાને અંગેના મૉંટેગ્યુ-ચેમ્સફર્ડ રિપોર્ટમાં (૧૯૧૮) આ કોમી મતાધિકારના જોખમો પર ફરીથી ભાર મૂકવામાં આવ્યો છે: 'ધર્મ કે વર્ગના પાયા પરના ભાગલાથી એકબીજાની સામે સંગઠિત થયેલા રાજકીય પક્ષો પેદા થાય છે અને તે માણસોને નાગરિક તરીકે નહીં પણ પક્ષકાર તરીકે વિચાર કરવાનું શીખવે છે. . . . એથી, કોમી ધોરણે રચાયેલી મતાધિકારની કોઈ પણ પદ્ધતિને અમે સ્વશાસનના સિદ્ધાંતના વિકાસમાં અત્યંત ગંભીર વિઘ્ન તરીકે લેખીએ છીએ.'

પ્રકરણ આઠમું

# છેલ્લો તબક્કો (૨)

## રાષ્ટ્રવાદ વિ૰ સામ્રાજ્યવાદ

૧

### મધ્યમ વર્ગની લાચારી: ગાંધીજીનું આગમન

પહેલું મહાયુદ્ધ શરૂ થયું. મુખ્યત્વે કરીને કૉંગ્રેસમાં ભંગાણ પડ્યું હતું અને કહેવાતા જહાલ અને મવાળ દળમાં વહેંચાઈ ગઈ હતી, તેથી તેમ જ યુદ્ધ-ાનાં બંધનો ને પ્રતિબંધોને લીધે રાજકીય પ્રવૃત્તિ છેક મંદ પડી ગઈ હતી. ામ છતાં એક વાત ખાસ તરી આવતી હતી: મુસલમાનોમાં નવા ઊભા ાં મધ્યમ વર્ગના લોકો વધારે ને વધારે રાષ્ટ્રવાદી બનતા જતા હતા અને ઓ મુસ્લિમ લીગને કૉંગ્રેસની તરફ ધકેલતા જતા હતા. બંને સંસ્થાઓ વચ્ચે રસ્પર મૈત્રી પણ પેદા થઈ.

મહાયુદ્ધ દરમ્યાન ઉદ્યોગોની પ્રગતિ થઈ અને બંગાળની શણની મિલોએ મ જ મુંબઈ, અમદાવાદ અને બીજી જગ્યાઓની સુતરાઉ કાપડની મિલોએ તાના શૅર ધરાવનારાઓને ૧૦૦થી ૨૦૦ ટકા જેટલું ભારે વ્યાજ વહેંચ્યું. માંનું કેટલુંક વ્યાજ ડંડી અને લંડનના પરદેશી મૂડીદારોના હાથમાં ગયું અને લુંક હિંદના કરોડપતિઓના ગજવામાં ગયું. અને એ રીતે તેમની દોલતમાં ારો થયો. આમ છતાં આ બધા વ્યાજની રકમ પેદા કરનાર મજૂરો બારી કે માડિયા વિનાનાં, જેમાં પ્રકાશનું નામ નહોતું તેમ જ પાણીની સગવડ નહોતી સ્વચ્છતાને માટે પણ કશી વ્યવસ્થા નહોતી એવા 'ગંદાં અને રોગનાં જંતુઓથી ભરેલાં ઘોલકાંઓ'માં અત્યંત કંગાળ જીવન ગાળતા હતા. આ ધુ જ્યાં આગળ બ્રિટિશ મૂડીનું પ્રાધાન્ય હતું અને જે મોટી મોટી મહેલાતોનું હેર કહેવાતું હતું એવા કલકત્તા શહેરની નજીકમાં જ હતું. જ્યાં આગળ હિંદી મૂડી ધારે પ્રમાણમાં જોવામાં આવતી હતી એવા મુંબઈ શહેરમાં એક પંદર ફૂટ લાંબી બાર ફૂટ પહોળી ઓલીમાં પુખ્ત વયના માણસો અને બાળકો મળીને ૭ ટુંબનાં કુલ ત્રીસ માણસો સાથે રહેતાં હતાં એવું એક કમિશનની તપાસમાં ાલૂમ પડ્યું હતું. એમાંની ત્રણ સ્ત્રીઓને થોડા જ વખતમાં સુવાવડ આવવાની

હતી અને એ એક ખોલીમાં દરેક કુટુંબનું પોતાનું જુદું રસોડું હતું. આ દાખલાઓ કંઈક વિશિષ્ટ પ્રકારના છે પણ તે સાવ અપવાદરૂપ છે એમ નથી. આ વર્ણન વીસમી સદીના બીજા અને ત્રીજા દશકાની સ્થિતિનું છે. એ વખતે તેમાં કંઈક સુધારો કરવામાં આવ્યો હતો. આ સુધારો કરવામાં આવ્યો તે પહેલાંની સ્થિતિ કેવી હશે એની કલ્પના કરતાં કમકમાટી છૂટે છે.*

કારખાનાંઓમાં કામ કરતા મજૂરોના વાસ તેમ જ તેમનાં ઘોલકાંઓ મેં જોયાં હતાં તેનું મને સ્મરણ છે. ત્યાં આગળ શ્વાસ લેવાની પણ મુશ્કેલી પડતી હતી, તેમાંથી બહાર આવ્યા પછી હું આભો બની ગયો હતો અને મારા રોમેરોમમાં ત્રાસ ને ક્રોધની લાગણી વ્યાપી ગઈ હતી. એક વાર ઝરિયામાં આવેલી કોલસાની ખાણુ આગળ પણ હું ગયો હતો અને અમારી બહેનો ત્યાં આગળ કેવી સ્થિતિમાં કામ કરે છે તેનો ચિતાર મેં જોયો હતો. એ ચિતાર અથવા માણસોને એ રીતે કામ કરવું પડે છે એ જોઈને મને લાગેલો આઘાત હું કદી પણ ભૂલી શકું એમ નથી. પાછળથી સ્ત્રીઓને ખાણની અંદર કામ કરતી બંધ કરવામાં આવી હતી. પણ હવે પાછી તેમને ત્યાં કામ કરવા મોકલવામાં આવી છે અને એના કારણમાં અમને જણાવવામાં આવે છે કે, યુદ્ધની જરૂરિયાતોને પહોંચી વળવા માટે વધારે મજૂરો જોઈએ છે. અને છતાં કરોડો માણસો બેકાર છે ને ભૂખમરો વેઠે છે; ને માણસોનો આ દેશમાં તોટો નથી. પણ રોજના દરો એટલા નીચા અને કામની સ્થિતિ એટલી ખરાબ છે કે એને લીધે લોકો એ તરફ આકર્ષાતા નથી.

બ્રિટિશ ટ્રેડ યુનિયન કોંગ્રેસનું પ્રતિનિધિ મંડળ ૧૯૨૮ની સાલમાં હિંદની મુલાકાતે આવ્યું હતું. પોતાના હેવાલમાં તેણે જણાવ્યું છે, 'આસામની ચામાં દસ લાખ હિંદી મજૂરોનો પસીનો, ભૂખ અને નિરાશા દર વરસે ભેળાય છે' બંગાળના જાહેર આરોગ્ય ખાતાના ડાયરેક્ટરે ૧૯૨૭–૨૮ના પોતાના હેવાલમાં લખ્યું હતું, 'એ પ્રાન્તના ખેડૂત વર્ગના લોકો જે ખોરાક ખાય છે તેના પર ઉંદરો સુધ્ધાં પાંચ અઠવાડિયાંથી વધુ વખત ન જીવી શકે.'

આખરે મહાયુદ્ધનો અંત આવ્યો અને સુલેહ અમારે માટે રાહત અને પ્રગતિ લાવવાને બદલે દમનના કાયદા તેમ જ પંજાબમાં લશ્કરી કાયદાનો અમલ લાવનારી નીવડી. ઊંડી નામોશીની લાગણી તેમ જ ઉગ્ર ક્રોધ અમારી પ્રજાના

* આ હકીકત તથા હકીકતો બી શિવરાવના ધિ ઇન્ડસ્ટ્રિયલ વર્કર ઇન ઇન્ડિયા એ નામના પુસ્તકમાંથી ટાંકવામાં આવ્યાં છે. (એલન ઍન્ડ અનવીન, લંડન, ૧૯૩૯) એ પુસ્તકમાં હિંદના મજૂરોના પ્રશ્નોની તેમ જ તેમની સ્થિતિની અને વિચારણા કરવામાં આવી છે.

રોમેરોમમાં વ્યાપી ગયાં. અમારા દેશનું પુરુષાતન કચડી નાખવામાં આવતું હતું અને શોષણની અટળ અને નિરંતર ચાલતી પ્રક્રિયા અમારી ગરીબાઈ વધારે જતી હતી તેમ જ અમારી શક્તિ હણતી જતી હતી ત્યારે અંધાગણીય સુધારાની તેમ જ નોકરીઓ હિંદીમય બનાવવાની અંત વિનાની વાતો મશ્કરીરૂપ હતી. એક પ્રજા તરીકે અમે અસહાય અને લાચાર બની ગયા હતા.

પણ અમે શું કરી શકીએ એમ હતું? એ ગોઝારી પ્રક્રિયાને બદલવી કેવી રીતે? એક સર્વસમર્થ રાક્ષસના પંજામાં સપડાઈને અમે અસહાય અને લાચાર બની ગયા હોઈએ એમ લાગતું હતું. અમારા અવયવો જડ થઈ ગયા હતા, અમારાં મન મરી ગયાં હતાં. ખેડૂત વર્ગ પરવશ અને બીકણ બની ગયો હતો. કારખાનાંઓના મજૂરોની દશા એથી સારી નહોતી. આ સર્વગ્રાહી અંધકારમાં મશાલરૂપ બન્યા હોત તે મધ્યમ વર્ગના, એટલે કે ભણેલા અને એ ભણતર પર જીવનાર લોકો પોતે આ સચરાચર તમસમાં ડૂબી ગયા હતા. કેટલીક રીતે તેમની દશા ખેડૂત વર્ગના લોકો કરતાં પણ બૂરી હતી. જમીન સાથેનો જેમનો સંબંધ તૂટી ગયો હતો તેમ જ જેઓ કોઈ પણ પ્રકારનું શારીરિક યા યાંત્રિક કામ કરવાને માટે નકામા બની ગયા હતા એવા વર્ગચ્યુત થયેલા હજારો ભણેલા ને ભણતર પર જીવવા માગનારા લોકો ઉત્તરોત્તર વધતા જતા બેકારોના દળમાં ભળ્યા અને લાચાર તેમ જ હતાશ બનીને કંગાળિયતમાં ઊંડા ને ઊંડા ઊતરતા ગયા. એમાંથી ગણ્યાગાંઠ્યા સફળ વકીલ, દાક્તર, ઇજનેર કે કારકુન બનવાથી આખા સમુદાયની સ્થિતિમાં કશો ફેર પડ્યો નહીં. ખેડૂત ભૂખે મરતો હતો પણ સદીઓથી તે તેની આસપાસની પરિસ્થિતિ સામે કીડી અને કુંજર વચ્ચેની હોય એવી અસમાન લડત લડતો આવ્યો હતો તેથી સહનશીલ બન્યો હતો અને ગરીબાઈ તેમ જ ભૂખમરાની સ્થિતિમાં પણ અમુક પ્રકારની સ્વસ્થતા ને આત્મગૌરવ જાળવી રહ્યો હતો — અગાધ અને સર્વસમર્થ વિધિને વશ વર્તવાની ભાવના તેનામાં હતી. મધ્યમ વર્ગના અને ખાસ કરીને નવા ભણેલા વર્ગના લોકોની બાબતમાં આમ નહોતું. તેમની પાસે એવી જાતની કોઈ ભૂમિકા નહોતી. કાયર અને હતાશ થયેલા એ લોકોને ક્યાં જવું અને શું કરવું, એ સૂઝતું નહોતું, કેમ કે જૂનાં કે નવાં એમાંથી એકેમાં તેમને આશાનાં દર્શન થતાં નહોતાં. સામાજિક ધ્યેયને વિષે તેમની ભાવના જાગી નહોતી. વેઠવાનું આવે તો તે વેઠવાને પણ કરવા જેવું કંઈક કરવામાં તેમને સમાધાન નહોતું. રૂઢિઓના બોજા નીચે દબાયેલા હોવાથી જન્મથી જ તેઓ વૃદ્ધ હતા પણ વૃદ્ધોની પુરાણી સસ્મારિતા તેમનામાં નહોતી. આધુનિક વિચારો તરફ તેઓ આકર્ષાયા પણ તેના હાર્દનો — આધુનિક જગની સામાજિક અને વૈજ્ઞાનિક મનોદશાનો — તેમનામાં અભાવ હતો. કેટલાક લોકોએ ભૂતકાળની નિષ્પ્રાણ બની ગયેલી

રૂઢિઓ તેમ જ પ્રથાઓને ચુસ્તપણે વળગી રહેવાનો પ્રયાસ કર્યો અને એ રીતે તેમણે વર્તમાન દુઃખોમાંથી કંઈક ગતિ શોધી પણ એમાંથી તેમને કશી રાહત લાધી એમ નહોતું. કેમ કે, ટાગોરે કહ્યું છે તેમ, જીવનમાં આપણે નિષ્પ્રાણ વસ્તુનું અનુવર્તન ન કરવું જોઈએ કારણ કે તે જીવલેણ હોય છે. બીજા કેટલાકોએ પશ્ચિમની ફિક્કી અને નિષ્ફળ નકલ કરી આમ, શરીર અને મન માટે વિસામાનું કોઈક સલામત સ્થાન શોધવા માટે ધમપછાડા મારતા પણ તે તેને મળ્યું નથી એવા ભગદરિયે છોડી દેવામાં આવેલા માણસોની જેમ હિંદના સમાજ-જીવનનાં ઘેરાં જળમાં કોઈ નિશ્ચિત લક્ષ્ય વિના તેઓ આમતેમ તરફડતા હતા

આનું કરવું શું? ગરીબાઈ અને હતાશાના કળણમાં હિંદ ઊંડું ને ઊંડું ગરકતું જતું હતું તેમાંથી તેને બહાર કેવી રીતે ખેંચી કાઢવું? ઉત્તેજના, વેદના અને અનિશ્ચિતતાનાં થોડાં વરસો સુધી નહીં પણ કેટલીયે પેઢીઓ સુધી અમારી પ્રજાએ પોતાના 'રુધિર અને પરિશ્રમની, આંસુ અને પસીનાની' આહુતિ આપી છે. આ પ્રક્રિયા હિંદના દેહ અને આત્મામાં બહુ ઊંડે સુધી ઊતરી ગઈ છે અને માણસના ફેફસાના તંતુએ તંતુને કોરી ખાઈને ધીમે ધીમે પણ અનિવાર્ય રીતે તેનો જીવ લેનારા પેલા ગોઝારા વ્યાધિની પેઠે એ અમારા સમૂહજીવનની દરેક બાજુ પર ઝેરી અસર કરે છે કેટલીક વાર અમને થઈ આવતું કે આના કરતાં કૉલેરા કે પ્લેગ જેવી ઝડપી અંત લાવનારી અને સહેજે વરતી શકાય એવી પ્રક્રિયા સારી. પણ આ ક્ષણિક ભાવ હતો, કેમ કે આવેચારીપણાથી કે જીવ પર આવી જવાથી કશો અર્થ સરે નહીં અને ઘર કરી બેઠેલો વ્યાધિ ઊંટવૈદાથી દૂર ન થાય

અને પછી ગાંધીજી આવ્યા. તેઓ અમને આળસ મરડીને ઉચ્છ્વાસ અને ઊંડા શ્વાસ લેવાને પ્રેરે એવા વાયુના સબળ પ્રવાહ સમા હતા અંધકારને વીંધતા પ્રકાશના કિરણની પેઠે તેમણે અમારી આંખો પરનાં પડળ દૂર કર્યાં, અનેક વસ્તુઓને ઉથલાવી નાખનાર વંટોળની પેઠે, વિશેષે કરીને લોકોના મનોવ્યાપારમાં તેમણે ઉથલપાથલ કરી નાખી તે આભમાંથી અથવા સમાજની ટોચ પરથી આવ્યા નહોતા, હિંદની કરોડોની આમજનતામાંથી તે બહાર આવતા લાગતા હતા તેઓ એ આમજનતાની ભાષા બોલતા હતા અને નિરંતર તેના તરફ તેમ જ તેની અતિભયંકર સ્થિતિ તરફ સૌનું લક્ષ ખેંચતા હતા તેમણે અમને કહ્યું કે, આ ખેડૂતો અને મજૂરોના શોષણ પર જીવનારા તમે સૌ તેમની પીઠ પરથી ઊતરી પડો, આ ગરીબાઈ અને દુઃખો પેદા કરનાર પદ્ધતિ દૂર કરો રાજકીય સ્વતંત્રતાએ પણ ત્યારે નવું સ્વરૂપ ધારણ કર્યું અને તેમાં નવું તત્ત્વ દાખલ થયું. તેમણે જે કંઈ કહ્યું તેમાંનું ઘણું અમે અરધુંપરધું સ્વીકાર્યું અથવા કેટલીક વાર તો બિલકુલ સ્વીકાર્યું નહીં. પણ એ બધું ગૌણ

હતું નિર્ભયતા અને સત્ય તેમ જ સદાયે જનતાનું પ્રમાણુ નજર આગળ રાખીને એ મનેને અનુરૂપ કાર્ય એ તેમના ઉપદેશનુ હાર્દ હતું. અમારા પ્રાચીન ગ્રંથોમા કહેવામા આવ્યુ છે કે, પ્રજા શુ કે વ્યક્તિ શુ અભય એ સૌને માટે સર્વોત્તમ ગુણ છે અને એ અભય એટલે કેવળ શરીરિક હિંમત નહી પણ ચિત્તમાથી ભયનો સદંતર અભાવ અમારા ઇતિહાસના ઉષ:કાળે જનક અને યાજ્ઞવલ્ક્યે કહ્યુ હતુ કે, પ્રજાને નિર્ભય બનાવવાનું કામ લોકનાયકોનું છે પણ બ્રિટિશ અમલ નીચે હિંદમા ભયનુ — સર્વવ્યાપી, ગૂગળાવનાર ને ત્રાસજનક ભયનું, સામ્રાજ્ય પ્રવર્ત્યું હતું, લશ્કરને ભય, પોલીસને ભય, સર્વત્ર ફેલયેલી છૂપી પોલીસની જાગનો ભય, સરકારી અમલદારોનો ભય પ્રજાને દબાવવાને માટે કરવામા આવેલા કાયદાઓને અને જેલખાનાનો ભય, જમીનદારના કર ઉઘરાવનારનો ભય, શાહુકારનો ભય તેમ જ આગણામા સદાયે ખડા રહેલા ભૂખમરા અને બેકારીનો ભય આ સર્વવ્યાપી ભયની સામે ગાધીજીએ શાન્ત પણ નિશ્ચયયુક્ત સૂરે ઘોષણા કરી તેમણે કહ્યુ ડરો નહી એ એટલી સહેલી વાત હતી શુ? ના અને છતા ભય પોતાની આસપાસ ભ્રાંતિની ભૂતાવળ ઊભી કરે છે તે વાસ્તવિકતા કરતા વધારે બિહામણી હોય છે અને શાન્ત ચિત્તે વાસ્તવિકતાનુ પૃથક્કરણ કરવામા આવે, તેના પરિણામો સ્વેચ્છાપૂર્વક સ્વીકારી લેવામા આવે તો તેની આસપાસનો ઘણોખરો ભય લુપ્ત થાય છે

આમ, જાણે કે એકાએક, લોકોના ખભા પરનુ ભયનું ભગુ વાદળ બેશક પૂરેપૂરુ તો નહી પણ અસાધારણ પ્રમાણમા દૂર થયુ જૂઠાણુ અથવા અસત્ય એ ભયનો નિકટનો સાથી છે, એટલે નિર્ભયતાની પાછળ સત્ય પણ આવે છે હિંદના લોકો પહેલાના કરતા કઈ વધારે સત્યવાદી બની ગયા અથવા તત્કાળ તેમની મૂળ પ્રકૃતિ બદલાઈ ગઈ એમ કહેવાનો આશય નથી, આમ છતા જૂઠાણુ ચલાવવાની અને ચોરીછૂપીથી વર્તવાની જરૂર ઓછી થતા ભોગે ફેરફાર દેખાવા લાગ્યો કોઈ મનોવિશ્લેષણનો નિષ્ણાત માનસિક રોગથી પીડાતા દરદીના ભૂતકાળમા ઊંડે નજર કરી તેની ગ્રંથિઓ શોધી કાઢે, તેની આગળ તે છતી કરે અને એ રીતે તેના મન પરના બોજાને દૂર કરે તેવો એ માનસિક ફેરફાર હતો

વળી, અમારી અધોગતિ કરનારા અને અમારુ સ્વમાન હણનારા પરદેશી અમલને લાબા વખત સુધી વશ વર્તવા માટેની શરમની લાગણી તેમ જ ગમે તે ભોગે પણ હવે તેને વશ ન વર્તવાની ધગશ પણ અમારા મનમા પેદા થઈ હતી

અમે પહેલાના કરતા બહુ સત્યવાદી બની ગયા એમ તો ન કહેવાય, પણ અમને શરમાવીને સત્યને માર્ગે ચડાવનારા કેવળ અને નિર્ભેળ સત્યના

પ્રતીક સમા ગાંધીજી સદાયે અમારી સાથે હતા. સત્ય શી વસ્તુ છે? એની મને ચોક્કસ ખબર નથી. મને લાગે છે કે આપણે જે સત્યો પિછાનીએ છીએ તે બધાં સાપેક્ષ છે અને નિરપેક્ષ અથવા કેવળ સત્ય આપણી મતિની બહારની વસ્તુ છે. જુદા જુદા માણસો સત્યને જુદી જુદી રીતે પિછાને એમ બને અને તેઓ ખસૂસ એમ કરે છે. અને પ્રત્યેક વ્યક્તિ પર તેની પૂર્વભૂમિકા, તેની કેળવણી તેમ જ તેની ભાવનાઓની પ્રબળ અસર થયા વિના રહેતી નથી. ગાંધીજીની બાબતમાં પણ એમ જ છે. પરંતુ માણસ જે કંઈ અનુભવે અને તેને જે સાચું લાગે તે કંઈ નહીં તો વ્યક્તિ પૂરતું સત્ય હોય છે. એ વ્યાખ્યા પ્રમાણે જોતાં, ગાંધીજી જેટલી દૃઢતાથી સત્યને વળગી રહેનારો બીજો કોઈ માણસ મેં જોયો નથી. રાજદ્વારી પુરુષમાં એ ગુણ હોય તે જોખમકારક છે, કારણ કે પોતાના મનમાં જે હોય તે તે બોલી દે છે અને તેમાં જે કંઈ ફેરફારો થતા રહે તે તે પ્રજાને જણાવતો રહે છે

ગાંધીજીની હિંદમાં કરોડો લોકો પર વત્તાઓછા પ્રમાણમાં અસર થઈ. કેટલાકોએ પોતાનું જીવન ધરમૂળથી બદલી નાખ્યું, કેટલાક પર તેની થોડીઘણી અસર થઈ અથવા તેમના પરની અસર કાળે કરીને ધોવાઈ ગઈ અને છતાં એ પૂરેપૂરી તો ન જ ધોવાઈ; એનો અમુક અંશ સર્વથા ફેંકી દઈ શકાય એમ હતું જ નહીં. જુદા જુદા લોકો પર તેમની જુદી જુદી અસર થઈ અને દરેક જણ એ સવાલનો પોતાનો જુદો જવાબ આપવાનો. કેટલાક વળી આલ્કિબિઆડસના શબ્દોમાં એ જવાબ આપશે: 'વળી અમે બીજાને સાંભળીએ છીએ ત્યારે, એનું વ્યાખ્યાન ચાહે એટલું વક્તૃત્વપૂર્ણ હોય તોયે તેને લેશમાત્ર પણ કાને ધરતા નથી. પણ જ્યારે અમે તમને સાંભળીએ છીએ અથવા તમારું જ બોલેલું ફરીથી કહી બતાવનાર કોઈ બીજાને સાંભળીએ છીએ, ત્યારે તમારું કથન તે ગમે એટલી ખરાબ રીતે રજૂ કરતો હોય તોયે તે સાંભળીને પુરુષ, સ્ત્રી કે બાળક સહિત બધા શ્રોતાઓ દિઙ્મૂઢ અને મંત્રમુગ્ધ બની જઈએ છીએ. અને સજ્જનો, હું સાવ દીવાનો થઈ ગયો છું એમ તમે કહેશો એનો ડર રાખ્યા વિના મારી વાત કહું તો, કસમ ખાઈને જણાવીશ કે મારા પર તેમના શબ્દોની અસાધારણ અસર થઈ હતી અને ફરીથી તે સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તેની ખસૂસ એવી જ અસર થવાની. તેમને બોલતા સાંભળું છું તે ઘડીએ, મારા અંતરમાં પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠે છે, મારું હૃદય ભરાઈ આવે છે અને મારી આંખોમાંથી અશ્રુની ધારા છૂટે છે, — અને આવો અનુભવ મને એકલાને જ નહીં બીજા અનેક માણસોને થાય છે.

'હા, અને મેં પેરીક્લિસ તેમ જ બીજા પ્રભાવશાળી વક્તાઓને સાંભળ્યા છે, અને સાચે જ તેમનાં વ્યાખ્યાનો ખૂબ છટાદાર હતાં; પણ તેમની મારા

પર કદી એવી અસર થઈ નથી તેમણે કદી પણ મારું અંતર વલોવી નાખ્યું નથી, કે હું પામરમાં પામર જીવ છું એવી લાગણી મારામાં પેદા કરી નથી. પણ અહીં ગઈ કાલથી મારા મનની સ્થિતિ એવી થઈ ગઈ છે કે આજ સુધી હું જે રીતે જીવતો આવ્યો છું તેવી રીતે હવે કદી પણ જીવી શકું એમ નથી . . .

'અને બીજી એક વસ્તુ છે, જે મેં બીજા કોઈના સંબંધમાં નથી અનુભવી અને જે મારામાં તમને શોધી જડે એમ નથી એ છે શરમની, નામોશીની લાગણી દુનિયામાં એક માત્ર સોક્રેટીસ એવો માણસ છે જે મને શરમિંદો કરી શકે તેનાથી છૂટયા છુટાય એમ નથી તે મને જે કરવાનું કહે છે તે મારે કરવું જોઈએ એ હું જાણું છું. આમ છતાં તેની નજર બહાર જતાવેંત સમુદાય યા ટોળા સાથે ભળી જવા માટે હું શું કરું છું તેની હું લવલેશ પરવા કરતો નથી. આમ માલિકના પંજામાંથી છટકી જનાર ગુલામની પેઠે જીવ લઈને તેમનાથી દૂર ભાગું છું અને બની શકે ત્યાં સુધી તેમનાથી દૂર રહું છું, અને પછીથી જ્યારે ફરીથી મને તેમનો ભેટો થાય છે ત્યારે આગળ કબૂલેલી બધી વાત મને યાદ આવે છે અને સ્વાભાવિક રીતે જ હું શરમાઈ મરું છું. . .

'સર્પના કરતાં પણ વધારે ઝેરી દંશ મને લાગ્યો છે; સાચી વાત કહું તો એથી વધારે પીડાકારી દંશ બીજો કોઈ છે જ નહીં મારા હૃદયમાં યા મારા ચિત્તમાં અથવા તમે એને ચાહે તે કહો ત્યાં મને દંશ લાગ્યો છે . '*

૨

## ગાંધીજીની આગેવાની નીચે કોંગ્રેસ પ્રાણવાન સંસ્થા બને છે

ગાંધીજી કોંગ્રેસમાં પહેલી વાર દાખલ થયા અને તત્કાળ તેમણે કોંગ્રેસનું બંધારણ બદલી નાખ્યું તેમણે કોંગ્રેસને લોકશાહી ધોરણે ચાલતી ને સામુદાયિક સંસ્થા બનાવી એમ તો પહેલાં પણ તે લોકશાહીને ધોરણે ચાલતી સંસ્થા હતી પણ ત્યાં સુધી તેનો મતાધિકાર મર્યાદિત હતો અને તેની પ્રવૃત્તિ ઉપલા વર્ગમાં પરિસમાપ્ત થતી હતી હવે તેમાં ખેડૂતો દાખલ થયા અને નવા સ્વાંગમાં તે મધ્યમ વર્ગની સારી સરખી છાંટવાળી ખેડૂતની જબરજસ્ત સંસ્થાનું સ્વરૂપ ધારણ કરવા લાગી તેનું આ કિસાની સ્વરૂપ ઉત્તરોત્તર વધતું જવાનું

* ધિ ફાસ્ટ ડાયલૉગ્સ ઑફ પ્લેટો — એવરીમૅન્સ લાઈબ્રરી

હતું. કારખાનાંના મજૂરો પણ તેમાં દાખલ થયા પણ વ્યક્તિઓ તરીકે, અલગ સંગઠિત સમૂહ તરીકે નહીં.

કાર્ય એ હવે આ સંસ્થાનો પાયો અને હેતુ બનનાર હતો અને તે પણ શાન્તિમય કાર્ય. કેવળ વાતો કરવી અને ઠરાવો પસાર કરવા અથવા ત્રાસવાદી પ્રવૃત્તિ, આ બે વિકલ્પો આજ સુધી હતા. એ બંનેને બાજુએ મૂકવામાં આવ્યાં અને ખાસ કરીને ત્રાસવાદી પ્રવૃત્તિને વખોડી કાઢવામાં આવી, કેમ કે તે કૉંગ્રેસની મૂળભૂત નીતિથી વિરુદ્ધ હતી. કાર્યની એક નવી પદ્ધતિ યોજવામાં આવી. એ સંપૂર્ણપણે શાંતિમય હોવા છતાં અન્યાયને તાબે ન થવાનો અને એને પરિણામે આવી પડતાં કષ્ટો ને દુઃખ સ્વેચ્છાપૂર્વક વહોરી લેવાનો એમાં સમાવેશ થતો હતો. ગાંધીજી કંઈક અજબ જાતના શાંતિવાદી હતા કેમ કે તે કાર્યશક્તિથી ઊભરાતા ક્રિયાવાદી હતા. વિધિને અથવા પોતે જેને અનિષ્ટ ગણતા હોય તેને તે કદી પણ વશ થતા નહોતા. અનિષ્ટ કે અન્યાયનો સામનો કરવાની ભાવના તેમની રગેરગમાં વ્યાપેલી હતી; એ સામનો જોકે શાન્ત અને વિનયશીલ હતો.

કાર્ય માટેની હાકલ દ્વિવિધ હતી. વિદેશી અમલને પડકારવાનું તેમ જ તેનો સામનો કરવાને અંગેનું કાર્ય તો બેશક હતું; પણ અમારી સામાજિક કુપ્રથાઓની સામે લડવાનું કાર્ય પણ હતું. હિંદની સ્વતંત્રતા હાંસલ કરવાના કૉંગ્રેસના મૂળભૂત ધ્યેય તેમ જ તેને માટે અખત્યાર કરવાની શાંતિમય કાર્યપદ્ધતિ ઉપરાંત રાષ્ટ્રીય એકતા — જેમાં લઘુમતીઓને લગતા સવાલોના ઉકેલનો સમાવેશ થતો હતો — અને દલિત વર્ગોનો ઉદ્ધાર તેમ જ અસ્પૃશ્યતાનિવારણ એ કૉંગ્રેસના કાર્યક્રમની મુખ્ય બાબતો હતી.

ભય, પ્રતિષ્ઠા, પ્રજાનો ઐચ્છિક કે અનૈચ્છિક સહકાર અને જેમનાં સ્થાપિત હિતો બ્રિટિશ રાજ્યની સાથે સંકળાયેલાં હતાં તેવા કેટલાક વર્ગો બ્રિટિશ અમલના મુખ્ય આધારસ્થંભો છે એ જોઈને ગાંધીજીએ એ પાયા પર હલ્લો કર્યો. ઇલકાબો છોડી દેવાનું જણાવવામાં આવ્યું અને ઇલકાબધારીઓએ આ હાકલનો ઝાઝો જવાબ વાળ્યો નહીં છતાં પ્રજાના મનમાંથી બ્રિટિશરોએ આપેલા ઇલકાબોની કિંમત ઊતરી ગઈ અને તે અધોગતિના લક્ષણ જેવા ગણાયા. નવાં ધોરણો અને નવાં મૂલ્યો પ્રચલિત થયાં અને વાઇસરૉયના દરબારના તેમ જ દેશી રાજાઓના ભભકા અને દબદબાની પહેલાં લોકોના મન પર ખૂબ અસર થતી હતી તે હવે અતિશય હાસ્યાસ્પદ, ગ્રામ્ય અને શરમજનક લાગવા માંડ્યાં કેમ કે તેની ચોપાસ પ્રજાની ગરીબાઈ, હાડમારી અને દુઃખ રહેલાં હતાં. ધનિક લોકો પોતાની સમૃદ્ધિનું પ્રદર્શન કરવા ચાહતા નહોતા; કંઈ નહીં તો બહારના દેખાવમાં તેમનામાંના ઘણાએ સાદી રહેણીકરણી અખત્યાર કરી

અને પહેરવેશમા સામાન્ય સ્થિતિના માણસથી ભાગ્યે જ તેમને જુદા પાડી શકાય એમ હતુ

ભિન્ન પ્રકારની અને નિષ્ક્રિય પ્રણાલીમા ઊછરેલા કૉંગ્રેસના આગળના નેતાઓ આ નવી રીતો સહેલાઈથી અપનાવી શક્યા નહીં અને જનતાના ઉછાળાથી તેઓ અસ્વસ્થ બન્યા હતા આમ છતા દેશમા ફરી વળેલુ ભાવના અને લાગણીનુ મોજુ એટલુ પ્રબળ હતુ કે, એનો થોડો નશો તેમને પણ ચડ્યો બહુ થોડા કૉંગ્રેસમાથી નીકળી ગયા અને મહમદઅલી ઝીણા તેમાના એક હતા હિંદુ મુસ્લિમ પ્રશ્ન અગે કોઈ પણ પ્રકારનો મતભેદ પડવાને લીધે તેમણે કૉંગ્રેસ છોડી નહોતી પણ નવી અને વધારે પ્રગતિશીલ વિચારસરણી સાથે તેઓ પોતાનો મેળ સાધી ન શક્યા અને ખાસ કરીને જેવાતેવા કપડાં પહેરેલા અને હિંદુસ્તાની ભાષામા વાત કરતા લોકો કૉંગ્રેસમા ટોળાબંધ દાખલ થયા તેથી તેમણે કૉંગ્રેસ છોડી દીધી હતી રાજકારણનો તેમનો ખ્યાલ કંઈક ઊંચા પ્રકારનો અને ધારાસભાની તેમ જ સરકારે નીમેલી કમિટીની પ્રવૃત્તિને વધારે અનુકૂળ આવે એવો હતો થોડા વરસો સુધી તે રાજકારણમાથી સાવ અળગા પડી ગયા હતા અને સદાને માટે હિંદ છોડવાનો પણ તેમણે નિર્ણય કર્યો હતો તે ઇંગ્લડમા જઈને વસ્યા અને ઘણા વરસ તેમણે ત્યા ગાળ્યા

એમ કહેવામા આવે છે કે, હિંદીઓનુ માનસ તત્ત્વત નિષ્ક્રિયતાપરાયણ હોય છે અને એ વિધાનમા સત્ય રહેલુ છે એમ મને લાગે છે પ્રાચીન વયોવૃદ્ધ જાતિઓમા જીવન પ્રત્યે એવુ વલણ પેદા થતુ હોય એમ મને ફિલસૂફીની લાંબી પરપરા પણ માણસને એ તરફ લઈ જાય છે આમ છતા હિંદનુ વિશિષ્ટ પ્રકારનુ ફરજંદ ગાંધી નિષ્ક્રિયતાથી સાવ ઊલટી હકીકત વ્યક્ત કરે છે તેમનામા રાક્ષસના જેટલી શક્તિ અને કાર્ય કરવાની ધગશ છે, અને તે પોતે કાર્ય કરે છે એટલુ જ નહી, બીજાઓને પણ હડસેલીને કાર્ય કરવાને પ્રેરે છે હિંદના લોકોની નિષ્ક્રિયતા સામે લડવામા અને તેને બદલવામા મારા જાણવા પ્રમાણે બીજા કોઈના પણ કરતા તેમણે વધારે ફાળો આપ્યો છે

તેમણે અમને ગામડાઓમા મોકલ્યા અને કાર્યનો સદેશો લઈ જનારા અસખ્ય દૂતોની પ્રવૃત્તિઓથી ગ્રામપ્રદેશ ગુંજવા લાગ્યો ખેડૂત પણ ખળભળીને જાગી ઊઠ્યો અને નિષ્ક્રિયતાના પોતાના કવચમાથી બહાર નીકળવા લાગ્યો અમારા પર થયેલી અસર જુદી જાતની પણ એટલી જ દૂરગામી હતી કેમ કે ભૂખમરો સદાયે જેની પાછળ ભમ્યા કરતો હતો એવા ગ્રામવાસીઓના તેમની ઝૂંપડીની સમીપ જઈને પહેલી જ વાર અમને સાક્ષાત્ દર્શન થયા પુસ્તકો અને વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો કરતા ગામડાઓની અમારી આ મુલાકાતોમાથી હિંદનુ અમારુ અર્થશાસ્ત્ર અમે વધારે શીખ્યા અમને પહેલા જે ભાવનાત્મક

અનુભવ થયો હતો તે સુદૃઢ અને પરિપક્વ બન્યો અને પાછળથી અમારા વિચારોમાં ગમે એટલો ફેરફાર થાય તોયે હવે અમે અમારી પહેલેની ગ્રહેણી કરણી કે ધોરણો પર પાછા જઈ શકીએ એમ નહોતું

ગાંધીજી આર્થિક, સામાજિક અને ઇતર બાબતો પર કટ્ટર વિચારો ધરાવતા હતા એ બધા વિચારો કૉંગ્રેસ પર ઠોકી બેસાડવાનો તેમણે પ્રયત્ન ન કર્યો તેઓ પોતાના વિચારો જોકે ખીલવતા ગયા અને એમ કરતાં કરતાં કેટલીક વાર પોતાના લખાણો દ્વારા તેમાં ફેરફાર કરતા રહ્યા પણ તેમના કેટલાક વિચારો કૉંગ્રેસમાં દાખલ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો પણ એમાં તે સાવધાનીથી આગળ વધ્યા કેમ કે પ્રજાને તેમને પોતાની સાથે લેવી હતી કેટલીક વાર કૉંગ્રેસને તેમની ઝડપે ચાલવું મુશ્કેલ થઈ પડતું અને તેમને પોતાના પગલાં પાછાં ખેંચવાં પડતાં તેમના વિચારો સંપૂર્ણપણે અપનાવનારા ઘણા નહોતા અને કેટલાક તો તેમની મૂળભૂત દૃષ્ટિ સાથે પણ સંમત નહોતા પણ વર્તમાન સંજોગોને બંધબેસતા આવતા હોવાથી કંઈક મર્યાદિત અને હળવા સ્વરૂપમાં કૉંગ્રેસમાં આવેલા એ વિચારોને ઘણાઓએ અપનાવ્યા તેમના વિચારોની ભૂમિકાની બે બાબતમાં અસ્પષ્ટ પણ ઘણી અસર થયેલી જણાઈ એક એ કે, કોઈ પણ વસ્તુ આમજનતાને કેટલા પ્રમાણમાં ફાયદાકારક છે એ મૂળભૂત કસોટીથી દરેક મુદ્દાને કસી જોવો અને બીજી બાબત એ કે, સાધનો હમેશાં મહત્ત્વની બાબત છે નિર્ધારેલું સાધ્ય યોગ્ય હોય તોયે સાધનો સંબંધમાં દુર્લક્ષ ન કરી શકાય કેમ કે સાધ્ય સાધનો પર અવલંબે છે અને તેને અનુરૂપ તેમાં ફેરફાર થાય છે

ગાંધીજી તત્ત્વત ધાર્મિક વૃત્તિના માણસ છે અને પોતાની રગેરગમાં હિંદુ છે આમ છતાં ધર્મ વિષેની તેમની કલ્પનામાં કોઈ જડ સિદ્ધાંત રૂઢિ કે વિધિને સ્થાન નથી * તેના મૂળમાં નીતિના કાયદા વિષેની તેમની અચલ શ્રદ્ધા રહેલી છે એને તે સત્ય અને પ્રેમનો કાયદો કહે છે સત્ય અને અહિંસા તેમને મન એક જ વસ્તુ છે અથવા એક જ વસ્તુની બે જુદી બાજુઓ છે અને તે કશો ભેદ કર્યા વિના એક યા બીજાને માટે બેમાંથી ગમે તે શબ્દ વાપરે

* ૧૯૨૮ના જાન્યુઆરીમાં ધિ ફેડરેશન ઑફ ઇન્ટરનૅશનલ ફેલોશિપ આગળ ગાંધીજીએ કહ્યું હતું 'લાંબા અભ્યાસ અને અનુભવ પછી હું આ નિર્ણય પર આવ્યો છું ૧ બધા ધર્મો સાચા છે ૨ બધા ધર્મોમાં કંઈ ને કંઈ દોષ રહેલો છે ૩ બધા ધર્મો પર મને મારા પોતાના હિંદુ ધર્મ જેટલો જ પ્રેમ છે બીજા ધર્મો પ્રત્યે મને મારા ધર્મ જેટલો જ પૂજ્યભાવ છે એથી ધર્મપરિવર્તનનો વિચાર અશક્ય છે હે ઈશ્વર મને આપી છે તેવી જ જ્ઞાનદૃષ્ટિ તું તેમને પણ આપ!' એવી નહીં પણ 'હે ઈશ્વર તેમના સર્વોચ્ચ વિકાસને માટે જરૂરી બધી જ્ઞાનદૃષ્ટિ અને સત્ય તું તેમને આપ!' એવી આપણી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના હોવી જોઈએ'

છે. હિંદુ ધર્મનું હાર્દ પોતે સમજ્યા છે એવો તેમનો દાવો છે અને તેથી ગોગ્યાયોગ્યના અંગેની પોતાની આદર્શવાદી દૃષ્ટિ સાથે સુસંગત ન હોય એવા પ્રત્યેક શાસ્ત્રપ્રમાણ તેમ જ ધાર્મિક રૂઢિને તે માન્ય રાખતા નથી, અને એ શાસ્ત્રપ્રમાણો અથવા આજ્ઞાઓ પ્રક્ષિપ્ત છે અથવા પાછળથી ઘુસાડી દેવામાં આવેલી છે એમ કહે છે. તેમણે કહ્યું છે, 'નૈતિક દૃષ્ટિથી હું જે સમજી ન શકું અથવા જેનું સમર્થન ન કરી શકું એવા પરંપરાગત આચાર કે પ્રથાનો ગુલામ થવાનો હું ઇન્કાર કરું છું.' અને તેથી વ્યવહારમાં, પોતે ચાહે તે માર્ગ અખત્યાર કરવામાં, પોતાના જીવનમાં ફેરફાર કરવામાં તેમ જ પ્રાપ્ત પરિસ્થિતિ સાથે તેનો સુમેળ સાધવામાં અને જીવન ને કાર્ય અંગેની પોતાની ફિલસૂફી નિર્માણ કરવામાં તે અસાધારણ સ્વતંત્રતા ભોગવે છે. તેમને માટે સર્વોપરી બંધન એક જ છે અને તે છે તેમની સમજ પ્રમાણેના નીતિના કાયદાનું. એ ફિલસૂફી સાચી છે કે ખોટી એ વિષે ચર્ચાને સ્થાન હોઈ શકે પણ દરેક વસ્તુને અને ખાસ કરીને પોતાની જાતને એ મૂળભૂત ગજથી માપી જોવાનો આગ્રહ તે રાખે છે. રાજકારણમાં તેમ જ જીવનનાં બીજાં ક્ષેત્રોમાં એને લીધે સામાન્ય માણસ મુશ્કેલીમાં મુકાઈ જાય છે અને ઘણી વાર તે ગેરસમજ પેદા કરે છે. પરંતુ તેમણે પસંદ કરેલા સીધા માર્ગ પરથા કોઈ પણ મુશ્કેલી તેમને ડગાવી શકતી નથી. અમુક મર્યાદામાં બદલાતી જતી પરિસ્થિતિ સાથે જોકે તે નિરંતર પોતાનો સુમેળ સાધતા રહે છે. પોતે જે સુધારા સૂચવે છે અને જે સલાહ આપે છે તે દરેક પ્રથમ પોતાની જાતને લાગુ પાડે છે. તે હમેશાં દરેક વસ્તુનો આરંભ પંડથી જ કરે છે અને તેમની વાણી અને વર્તન વચ્ચે સંપૂર્ણ સુમેળ હોય છે. અને તેથી ગમે તે બને તોયે તે પોતાની સમતા કદી ગુમાવતા નથી અને તેમના જીવન ને કાર્યને વિષે હમેશાં એક પ્રકારની સાંગોપાંગતા અર્થાત્ પૂર્ણતા હોય છે. તેમની દેખીતી નિષ્ફળતામાં પણ તેમનું વ્યક્તિત્વ વિકાસ પામતું લાગે છે.

પોતાની ઇચ્છા અને આદર્શો પ્રમાણે જેનું ઘડતર કરવાને તે પ્રવૃત્ત થયા હતા તે હિંદ વિષેની તેમની કલ્પના શી હતી? 'જેમાં સૌ ગરીબમાં ગરીબ લોકોને પણ એમ લાગે કે આ મારો દેશ છે, જેના ઘડતરમાં તેમનો અસરકારક હિસ્સો હોય, જેમાં ઉચ્ચ વર્ણના અને નીચ વર્ણના લોકો ન હોય, જેમાં બધી કોમોના લોકો પરસ્પર, સંપૂર્ણ મેળથી રહે એવું હિંદ નિર્માણ કરવાને માટે હું કાર્ય કરીશ. . . . એ હિંદમા અસ્પૃશ્યતાની બદીને અને માદક પીણાંઓના શાપને સ્થાન નહીં હોય. . . . સ્ત્રીઓ એમાં પુરુષોના જેટલા જ હક્કો ભોગવતી હશે . . . એવા હિંદનું સ્વપ્નું હું સેવું છું.' પોતાના હિંદુ વારસા માટે ગૌરવ લેતા હોવાથી હિંદુ ધર્મને સર્વસ્પર્શી બનાવવાનો તેમણે પ્રયાસ

કર્યો અને સત્યમાં તેમણે બધા ધર્મોને સમાવી લીધા પોતાના સાંસ્કૃતિક વારસાને અમચિત કરવાનો તેમણે ઇન્કાર કર્યો તેમણે લખ્યું છે, 'હિંદી સંસ્કૃતિ સર્વાંશે હિંદુ, ઇસ્લામી કે બીજી કોઈ સંસ્કૃતિ નથી એ બધી સંસ્કૃતિના મિશ્રણનો એ પરિપાક છે' વળી તેઓ કહે છે, 'દુનિયાના બધા દેશોની સંસ્કૃતિના પ્રવાહો મારા ઘરની આસપાસ છૂટથી વહેતા રહે એમ હું ઇચ્છુ પણ તેમનામાં એકેથી ખેચાઈ જવાનો હું ઇન્કાર કરું છું બીજા લોકોના ઘરમાં ઘૂસી જનાર પગચા માણસ તરીકે, ભિખારી તરીકે કે ગુલામ તરીકે રહેવાનો હું ઇન્કાર કરું છું' આધુનિક વિચારોની અસર તેમના પર થઈ છે પણ પોતાનાં મૂળથી દૂર તે કદી પણ ખસતા નથી અને તેમને મજબૂતપણે વળગી રહે છે

અને એ રીતે પોતાની પ્રજાની આધ્યાત્મિક એકતા પુનઃ સ્થાપિત કરવાને, સમાજના મથાળા પરના પાશ્ચાત્ય રહેણીકરણીવાળા નાના સમૂહ અને આમજનતા વચ્ચે ખડી થયેલી દીવાલ તોડવાને, પુરાણા વારસાના જીવંત તત્ત્વો શોધી કાઢી તેના પાયા પર નવું ચણતર કરવાને અને આમજનતાને તેની મૂર્છામાંથી જગાડવાને તેમ જ નિષ્ક્રિયતામાંથી બહાર કાઢી તેને ચેતન તેમ જ ક્રિયાશીલ બનાવવાને તે કટિબદ્ધ થયા તેમની એકમાર્ગી પણ બહુવિધ પ્રકૃતિમાં આમજનતા સાથેનું તેમનું તાદાત્મ્ય તેમ જ તેને વિશેનો તેમનો સમભાવ અને કેવળ હિંદના જ નહી દુનિયાભરના ગરીબ ને અકિંચન લોકો પ્રત્યેની તેમની અસાધારણ આત્મીયતા સહેજે આગળ તરી આવતી હતી બીજી બધી બાબતોની પેઠે દુખ અને દારિદ્રમાં ડૂબી ગયેલા આ લોકોનો ઉદ્ધાર કરવાની તેમની ધગશ આગળ ધર્મને સુધ્ધાં પાછળનું સ્થાન હતું 'અર્ધભૂખી પ્રજા પાસે ધર્મ, કળા કે સગઠન ન હોઈ શકે' 'ભૂખે મરતા કરોડો લોકોને જે ઉપયોગી થઈ શકે તે જ મારે મન સુંદર છે આજે આપણે પ્રથમ જીવનની પાયાની વસ્તુઓ આપીએ જીવનના શણગારરૂપ તેમ જ તેને શોભા આપનારી વસ્તુઓ એમાંથી આપોઆપ પેદા થશે કરોડો લોકો જે સમજી શકે તેવી કળા અને સાહિત્ય મારે જોઈએ' કરોડોની આ દુખી અને અકિંચન જનતા તેમના ચિત્તમાં ઘર કરી બેઠી હતી અને બીજુ બધું એની આસપાસ ફરતું રહેતું હતું 'કરોડોને માટે એ શાશ્વત જાગરણ છે અથવા શાશ્વત સમાધિ છે' તે કહેતા કે, 'પ્રત્યેક માણસનું એકેએક આંસુ લૂછવાની' મારી મહત્ત્વાકાક્ષા છે

પ્રત્યેક માણસની સ્વતત્રતા અને સમાનતાની હિમાયત કરતા, પરંતુ એ બધું ગરીબમાં ગરીબ માણસના ગજથી માપતા આત્મવિશ્વાસ અને અસામાન્ય પ્રકારના સામર્થ્યથી ભરેલા આ અસાધારણ શક્તિશાળી માણસે હિંદની આમ જનતાને મંત્રમુગ્ધ કરી અને લોહચુંબકની પેઠે તેને પોતાના તરફ આકર્યા એમાં

નવાઈ પામવા જેવું કશું નથી.. તે તેમના ભૂતકાળને ભવિષ્ય સાથે જોડતા અને નિરાશા તેમ જ દુઃખમય વર્તમાનને ભવિષ્યના સુખમય અને આશાથી ભરેલા જીવન તરફ એકી છલંગે કૂદી જવાના પગથિયાં જેવો દર્શાવતા લાગ્યા. અને એકલી આમજનતાને જ નહીં, જેમના મનમાં અનેક ગડમથલો અને મૂંઝવણો ચાલતી હતી તેમ જ જીવનભરની ટેવોમાંથી નીકળીને ફેરફાર અપનાવવાનું જેમને માટે ઘણું કપરું હતું એવા ભણેલા ને ભણતર પર જીવનારા વર્ગના લોકોને અને બીજાઓને પણ એમ જ લાગ્યું. આ રીતે તેમણે બતાવેલે માર્ગે ચાલનારાઓમાં જ નહીં, તેમના વિરોધીઓમાં અને શું કરવું અને શું વિચારવું એવી દ્વિધામાં પડી ગયેલા ઘણાયે તટસ્થ લોકોમાં પણ તેમણે મોટી માનસિક ક્રાંતિ કરી.

કૉંગ્રેસ પર ગાંધીજીનું પ્રભુત્વ હતું અને છતાં એ વિશિષ્ટ પ્રકારનું પ્રભુત્વ હતું કેમ કે કૉંગ્રેસ સાક્રય, બંડખોર અને બહુવિધ પ્રવૃત્તિવાળી તેમ જ વિવિધ પ્રકારના મતો ધરાવનારા લોકોથી ભરેલી સંસ્થા હતી. અને તેને સહેલાઈથી આમ કે તેમ વાળી શકાય એમ નહોતું. ગાંધીજી બીજાઓની ઇચ્છાને અનુકૂળ થવા માટે કેટલીક વાર પોતાનું વલણ હળવું કરતા અને કેટલીક વાર તદ્દન વિરુદ્ધનો નિર્ણય પણ સ્વીકારી લેતા. કેટલાક મહત્ત્વની બાબતોમાં તે જરા પણ રહેંગયું કરતા નહીં અને એકથી વધારે પ્રસંગે કૉંગ્રેસ અને તેમની વચ્ચે તીવ્ર મતભેદ ઊભો થયો હતો. પરંતુ તે સદાયે હિંદની સ્વતંત્રતા અને ઉદ્દામ રાષ્ટ્રવાદના પ્રતીક સમા તેમ જ હિંદને ગુલામીમાં રાખવાને મથતા સૌના કટ્ટર વિરોધી રહ્યા છે અને લોકો બીજી બાબતમાં તેમની સાથે સંમત થતા નહોતા તે છતાં આ પ્રતીક તરીકે તેઓ તેમની આસપાસ એકત્ર થતા અને તેમની આગેવાની સ્વીકારતા. સક્રિયપણે લડત ચાલુ ન હોય ત્યારે તેઓ તેમની આગેવાની સ્વીકારતા નહોતા પણ લડત જ્યારે અનિવાર્ય બની જતી ત્યારે એ પ્રતીક સૌથી વધારે મહત્ત્વની વસ્તુ બનતી અને બીજું બધુંયે ગૌણ થઈ જતું.

આમ ૧૯૨૦ની સાલમાં કૉંગ્રેસે અને ઘણેખરે અંશે આખા દેશે આ નવો અજાણ્યો માર્ગ અખત્યાર કર્યો અને બ્રિટિશ સરકાર સાથે તેને વારંવાર અથડામણ ઊભી થઈ. આ કાર્યપદ્ધતિ તેમ જ નવી પેદા થયેલી પરિસ્થિતિ એ બંનેમાં ગર્ભિત રીતે એ અથડામણ મોજૂદ હતી, પણ એ બધાંની પાછળ રાજકીય દાવપેચ કે કાવાદાવા નહીં પણ હિંદની પ્રજાને સમર્થ બનાવવાની ઇચ્છા રહેલી હતી. કેમ કે માત્ર એ સામર્થ્ય દ્વારા તે સ્વતંત્રતા મેળવી શકે ને ટકાવી શકે, એમ હતું. એક પછી એક સવિનય ભંગની લડતો આવી અને તેમાં પ્રજાને સારી પેઠે કષ્ટ અને યાતનાઓ વેઠવાં પડ્યાં. પણ એ કષ્ટો અને યાતનાઓ સ્વેચ્છાએ વહોરેલાં હતાં, ને તેથી તે બળદાયી નીવડ્યાં, વણમાગ્યાં આવી પડનારાં જેવાં. તે લોકોને હેબતાવી મૂકનારાં અને તેમનામાં વિફલતા અને

નાસીપાસીની લાગણી પેદા કરનારાં નહોતાં. સરકારના દમનના કોરડાની ઝપટમાં આવી પડવાથી કેટલાક લોકોને અનિચ્છાએ પણ સહેવું પડ્યું અને સ્વેચ્છાએ તે વહોરી લેનારાઓમાંથી પણ કેટલાક ભાગી પડ્યા. પરંતુ ઘણા પોતાના ધ્યેય પ્રત્યેની નિષ્ઠા જાળવી રહ્યા અને એ કસોટીમાં અડગ રહ્યા તેમ જ એ અનુભવની તાવણીમાં તવાઈ ને વધારે કઠણ બન્યા. કોઈ પણ વખતે, જ્યારે કોંગ્રેસનું પાસું નમતું જતું હતું ત્યારે પણ, તેણે અદિયાતા બળ આગળ નમતું ન આપ્યું કે પરદેશી સત્તાને તે વશ ન થઈ. સ્વાતંત્ર્ય હાંસલ કરવા માટેની હિંદની ઉત્કટ ઇચ્છા તેમ જ પરદેશી આધિપત્યનો સામનો કરવા માટેના તેના દૃઢ સંકલ્પના પ્રતીક તરીકે કોંગ્રેસ ચાલુ રહી. એથી જ, હિંદવાસીઓ પૈકીના ઘણા એટલા બધા દુર્બળ હતા અથવા પોતે કશુંયે કરી ન શકે એવા સંજોગોમાં મુકાઈ ગયેલા હતા તેમ છતાં હિંદના અસંખ્ય લોકો તેના તરફ સહાનુભૂતિ રાખતા હતા અને તેની દોરવણીની અપેક્ષા રાખતા હતા. અમુક રીતે કોંગ્રેસ એક પક્ષની સંસ્થા હતી; વળી તે અનેક પક્ષનો અવાજ વ્યક્ત કરનારી સંસ્થા પણ રહી છે; પણ તત્ત્વતઃ તે એથી કંઈક વિશેષ હતી, કેમ કે તે અમારી પ્રજાના અસંખ્ય લોકોની ઊંડામાં ઊંડી મનોર્મિના વ્યક્ત કરતી હતી. એને ચોપડે નોંધાયેલા સભ્યોની સંખ્યા ઘણી મોટી હતી પણ એ તેના આ વ્યાપક અને સર્વસ્પર્શી સ્વરૂપની કેવળ ઝાંખી બંધા હતી. કેમ કે તેની સભ્યસંખ્યાનો આધાર લોકોની તેમાં જોડાવાની ઇચ્છા પર નહીં, અમારી દૂર દૂરનાં ગામડાં સુધી પહોંચવાની શક્તિ પર પણ હતો. ઘણી વાર અમારી એ સંસ્થા અત્યારે છે તેમ ગેરકાયદે સંસ્થા બની હતી, કાયદાની નજરે તેની હસ્તી નહોતી અને તેના ચોપડા તેમ જ કાગળિયાં પોલીસ લોકો ઉપાડી ગયા હતા.

સવિનય ભંગની લડત બંધ હોય ત્યારે પણ હિંદના બ્રિટિશ રાજ્યતંત્ર સાથેના અસહકારનું સર્વસામાન્ય વલણ ચાલુ રહેતું; લડતના સમય જેવી ઉગ્રતા જોકે તેમાં નહોતી. પણ એક અંગ્રેજનો અંગ્રેજ તરીકે વૈયક્તિક બહિષ્કાર એવો એનો અર્થ હરગિજ નહોતો. ઘણા પ્રાંતોમાં કોંગ્રેસ સરકારો સત્તા પર આવી ત્યારે અનિવાર્યપણે મરકારી કામોમાં સારી પેઠે સહકાર કરવાનું થયું. પણ ત્યારેયે પેલી ભૂમિકામાં ખાસ ફેરફાર થયો નહોતો અને સરકારી ફરજો બજાવતા હોય તે સિવાય કોંગ્રેસીઓએ કેવી રીતે વર્તવું એની સૂચનાઓ કાઢવામાં આવી હતી. થોડા વખત માટેની સમજૂતી અને બાંધછોડ કેટલીક વાર અનિવાર્ય બની જતી એ ખરું પણ હિંદના રાષ્ટ્રવાદ અને ઇંગ્લંડના સામ્રાજ્યવાદ વચ્ચે ઉકેલની સુલેહ સંભવી શકે એમ હતું જ નહીં. સ્વતંત્ર હિંદ જ સમાનતાની ભૂમિકા પર ઇંગ્લંડ સાથે સહકાર કરી શકે એમ હતું.

## ૩

## પ્રાંતોમાં કૉંગ્રેસી સરકારો

કમિશનો અને કમિટીઓ નીમવામાં અને ચર્ચાઓમાં કેટલાંક વરસ ગાળ્યા પછી બ્રિટિશ પાર્લમેન્ટે ૧૯૩૫ની સાલમાં ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા ઍક્ટ, એટલે કે હિંદી સરકારને લગતો કાયદો અથવા હિંદી શાસનધારો મંજૂર કર્યો. એમાં અમુક પ્રકારના પ્રાન્તિક સ્વરાજની અને મધ્યમાં સમવાયી રાજતંત્રની જોગવાઈ કરવામાં આવી હતી પણ એમાં અનામત બાબતો અને અંકુશો એટલાં બધાં રાખવામાં આવ્યાં હતાં કે રાજકીય તેમ જ આર્થિક બંને સત્તાઓ બ્રિટિશ સરકારના હાથમાં કેન્દ્રિત થઈને રહેતી હતી. ખરેખર, અમુક રીતે એ કાયદાએ કેવળ બ્રિટિશ સરકારને જવાબદાર એવી કારોબારી સભાની સત્તા વધારે મજબૂત કરી તેમ જ તેમાં વધારો કર્યો. સમવાયતંત્ર એવું યોજવામાં આવ્યું હતું કે જેમાં રહીને સાચી પ્રગતિ કરવી અશક્યવત્ બની જાય અને બ્રિટિશરોના કાબૂ નીચે ચાલતા વહીવટી તંત્રમાં હિંદની પ્રજાના પ્રતિનિધિઓ કશો પણ ફેરફાર કરી શકે અથવા તેમાં કંઈકે દખલ કરી શકે એવી કશી બારી તેમાં રહેવા દેવામાં આવી નહોતી. માત્ર બ્રિટિશ સરકાર મારફતે એમાં કંઈકે ફેરફાર કરાવી શકાય અથવા છૂટછાટ મેળવી શકાય. આવી જાતના આ પ્રગતિવિરોધી તંત્રમા કોઈક પ્રકારના ક્રાંતિકારી પગલા સિવાય સ્વયંવિકાસ માટેનાં કશાયે બીજ રહેલા નહોતાં. એ કાયદાએ બ્રિટિશ સરકાર અને દેશી રાજાઓ, જમીનદારો તેમ જ હિંદનાં બીજાં પ્રગતિવિરોધી તત્ત્વો વચ્ચેની મૈત્રી વધારે મજબૂત બનાવી. એણે અલગ મતાધિકારમાં ઉમેરો કર્યો અને એ રીતે ફાટફૂટના તેમ જ કોમી વલણને વધારી મૂક્યાં; બ્રિટિશ વેપાર, ઉદ્યોગો, બેંકો તેમ જ વહાણવટાનું પ્રાધાન્ય વધારે મજબૂત બનાવ્યું અને એમાં કશી દરમ્યાનગીરી કરવાની કાયદાની કલમથી મનાઈ કરવામાં આવી. એને માટે કાયદામાં ડિસ્ક્રિમિનેશન*

* આ કાયદાની મનાઈઓ દૂર કરવા સામે હિંદમાંના બ્રિટિશ ઉદ્યોગો તેમ જ વેપારના પ્રતિનિધિઓ હજી પણ ઝનૂનપૂર્વક વિરોધ કરે છે. આ કલમો દૂર કરવાની માગણી કરતો ઠરાવ ૧૯૪૫ની સાલમા બ્રિટિશરોના વિરોધ છતાં મધ્યસ્થ ધારાસભામા પસાર થયો હતો. હિંદના રાષ્ટ્રવાદીઓ જ નહીં, હિંદના બધાયે પક્ષો અને સમૂહો પણ એ કલમો દૂર કરવાની પ્રબળ હિમાયત કરે છે અને હિંદના ઉદ્યોગપતિઓ બેશક એને માટે ખાસ ઉત્સુક છે. આમ છતા, તાજુબીની વાત એ છે કે, હિંદમાનાં બ્રિટિશ હિતોને અપાતા એ સંરક્ષણનો તેઓ વિરોધ કરે છે — અને તે વાજબી પણ છે — તે જ જાતના સંરક્ષણની સિલોનમાંના કેટલાક હિંદી વેપારીઓ ત્યાં માગણી કરે છે! સ્વાર્થ માણસને ન્યાય અને વાજબી વર્તાવની બાબતમાં આંધળો બનાવી દે છે એટલું જ નહીં, તેની તર્કશક્તિ અને બુદ્ધિને પણ બૂઠી કરે છે.

એટલે કે ભેદભાવ એવો શબ્દ વાપરવામાં આવે છે. વળી, એ કાયદો હિંદના નાણા ખાતા પરનો તેમ જ લશ્કર અને પરદેશો સાથેના સંબંધ અંગેનો બધો કાબૂ બ્રિટિશરોના હાથમાં રાખી મૂકતો હતો. વાઈસરૉયને તે પહેલાં કરતાં પણ વધારે સત્તાધારી બનાવે છે.

પ્રાન્તિક સ્વરાજ્યના મર્યાદિત ક્ષેત્રમાં સત્તાની ફેરબદલી ઠીક પ્રમાણમાં કરવામાં આવી હતી અથવા કહો કે એવું દેખાતું હતું. આમ છતાં પ્રજાકીય સરકારોની સ્થિતિ અજબ પ્રકારની હતી. તેના પર વાઈસરૉયની સત્તાના તેમ જ બેજવાબદાર મધ્યસ્થ વહીવટી તંત્રના બંધાયે અંકુશો હતા અને વાઈસરૉયની પેઠે પ્રાન્તનો ગવર્નર સુધ્ધાં દખલ કરી શકતો, ધારાસભાએ પસાર કરેલો કાયદો રદ કરી શકતો તેમ જ પોતાની એકલાની સત્તાની રૂએ નવો કાયદો ઘડી શકતો તથા પ્રજાકીય પ્રધાનો તેમ જ પ્રાન્તિક ધારાસભાના વિરોધની સામે થઈને પણ લગભગ પોતે ચાહે તે બધું કરી શકતો. મહેસૂલનો મોટો ભાગ જુદાં જુદાં સ્થાપિત હિતોને માટે અનામત રાખવામાં આવ્યો હતો અને તેમાં કોઈથી દખલ થઈ શકતી નહોતી. ઉપલા દરજ્જાની નોકરીઓ અને પોલીસ દળનાં માણસોને સુરક્ષિત કરવામાં આવ્યાં હતાં અને પ્રજાકીય પ્રધાનો ભાગ્યે જ તેમની બાબતમાં કશું કરી શકતા હતા. એ બધા નોકરો પૂરેપૂરા અધિકારવાદી દૃષ્ટિના હતા અને પ્રધાનોની નહીં પણ પહેલાંની જેમ જ ગવર્નરની દોરવણી શોધતા. આમ છતાં, પ્રજાકીય સરકાર આ લોકો મારફતે જ ચાલવાની હતી. ગવર્નરથી માંડીને નાનામાં નાના અમલદાર અને પોલીસના સિપાઈ સુધીનું સરકારનું આખુંયે અટપટું તંત્ર જેવું ને તેવું જ રહેવાનું હતું; ફેર માત્ર એટલો કે એમાં વચ્ચે ક્યાંક પ્રજાએ ચૂંટેલી ધારાસભાને જવાબદાર એવા પ્રધાનોને તેઓ જે કંઈક કરી શકે એને માટે ઘુમાડી દેવામાં આવ્યા હતા. જો ગવર્નર (જે બ્રિટિશ સત્તાનો પ્રતિનિધિ હતો) અને તેના હાથ નીચેના નોકરો પ્રધાનો સાથે સંમત થાય અને તેમની સાથે સહકાર કરે તો સરકારનું વહીવટીતંત્ર સરળતાથી ચાલે. નહીં તો નિરંતર ઘર્ષણ ચાલ્યા વિના રહે નહીં. અને આમ થવાનો સંભવ વધારે હતો કેમ કે પ્રજાકીય સરકારની નીતિ અને કાર્યપદ્ધતિ અધિકારવાદી પોલીસ-રાજ્યની નીતિરીતિથી સર્વથા ભિન્ન હતી. પ્રજાકીય સરકારની નીતિથી ગવર્નર કે નોકરો ખુલ્લેખુલ્લી રીતે વિરુદ્ધ ન હોય અથવા તેને બેપરવા ન હોય તોયે સરકાર જે કરે અથવા કરવા ધારે તેમાં દખલ કરી શકતા, તેને વિલંબમાં નાખી શકતા, વિકૃત કરી શકતા અથવા વિફલ પણ કરી શકતા હતા. પ્રધાનમંડળ કે ધારાસભાની વિરુદ્ધ જઈને સુધ્ધાં કોઈ પણ વસ્તુ કરતાં ગવર્નર કે વાઈસરૉયને રોકે એવું કાયદામાં કશું નહોતું. એક માત્ર સાચો અંકુશ હતો અધપ્રમણ પેદા થવાનો. પ્રધાનો રાજીનામું આપી બેસે, ધારાસભામાં

બીજા કોઈને બહુમતીનો ટેકો મળે નહીં અને પ્રજાકીય લડત પૂરજોશમાં ફાટી નીકળે. આપખુદ રાજા અને ધારાસભા વચ્ચે પરાપૂર્વથી જે અથડામણ ચાલતી આવી હતી અને જેને પરિણામે બીજા ઘણા દેશોમાં ક્રાંતિઓ થવા પામી હતી તથા રાજાને દબાવવામા આવ્યો હતો તે જ જાતની, આપખુદ રાજા અને ધારાસભા વચ્ચેની અમારી આ બંધારણી અથડામણ હતી. અહીં વધારામા રાજાને સ્થાને પરદેશી લશ્કર અને આર્થિક સત્તા તેમ જ આ દેશમાં તેણે ઊભાં કરેલાં ખાસ હિતો અને ખુશામતખોરોના પીઠબળ અને ટેકા પર નભતી પરદેશી સત્તા હતી.

એ જ અરસામાં બ્રહ્મદેશને હિંદથી દ રો પાડવામાં આવ્યા બ્રહ્મદેશમાં બ્રિટિશ ને હિંદી અને થોડે અશે ચીની આર્થિક અને વેપારી હિતો વચ્ચે ઘર્ષણ ચાલતુ હતું. એથી બ્રહ્મદેશના લોકોની હિંદ અને ચીનવિરોધી લાગણીને ઉત્તેજન આપવાની બ્રિટિશનીતિ રહી છે. આ નીતિ થોડા વખત માટે કારગત આવી પણ એની સાથે બ્રહ્મદેશની પ્રજાને સ્વતંત્રતા ન આપવાની નીતિ પણ જોડવામાં આવી. તેને પરિણામે ત્યાં જાપાનની તરફેણ કરનારી પ્રબળ ચળવળ પેદા થઈ ૧૯૪૨ની સાલમાં જાપાને બ્રહ્મદેશ પર ચડાઈ કરી ત્યારે એ ચળવળ બહાર આવી.

હિંદી પ્રજામતના દરેકેદરેક વિભાગે ૧૯૩૫ના કાયદાનો સખત વિરોધ કર્યો હતો. પ્રાન્તિક સ્વરાજને લગતા ભાગમાં રાખવામાં આવેલી ઘણી અનામત બાબતો માટે તેમ જ ગવર્નરો ને વાઈસરૉયને આપવામાં આવેલી સત્તાઓને માટે તેની સખત ટીકા કરવામાં આવી હતી. પણ મધ્યસ્થ સમવાયી સરકારને લગતા તેના ભાગને વિષે પ્રજામા એથીયે વધારે રોષ વ્યાપ્યો હતો મધ્યસ્થ રાજ્યબંધારણ સમવાયી હોવાથી તેનો વિરોધ કરવામાં આવ્યો હતો એવુ નથી; સમવાયી રાજ્યતંત્ર હિંદને માટે ઇચ્છવા જોગ છે એમ સામાન્ય રીતે સૌ કોઈ કબૂલ કરતા હતા. પણ ૧૯૩૫ના કાયદામાં સૂચવવામાં આવેલુ સમવાયી બંધારણ બ્રિટિશ રાજ્યઅમલ તેમ જ સ્થાપિત હિતોને હિંદમાં દૃઢમૂલ બનાવતુ હતું. માત્ર તેના પ્રાન્તિક સ્વરાજ્યને લગતા ભાગનો અમલ કરવામાં આવ્યો અને કૉંગ્રેસે ચૂંટણીના જંગમાં ઊતરવાનું નક્કી કર્યું. પણ કાયદામાં જે જાતના પ્રાન્તિક સ્વરાજની જોગવાઈ કરવામાં આવી હતી તેની જવાબદારી લેવી કે કેમ એ સવાલ પર કૉંગ્રેસમાં મોટો વાદવિવાદ ઊભો થયો ચૂંટણીઓમાં કૉંગ્રેસને ઘણાખરા પ્રાન્તોમાં ભવ્ય વિજય મળ્યો, પણ ગવર્નર કે વાઈસરૉય કશી દખલ નહીં કરે એવી સ્પષ્ટતા કરવામા આવે તે સિવાય પ્રધાનમંડળ રચવાની જવાબદારી લેતાં કૉંગ્રેસ અચકાતી હતી. થોડાક માસ બાદ એ જાતની કંઈક અસ્પષ્ટ બાંયધરી આપવામાં આવી અને ૧૯૩૭ના જુલાઈ માસમાં કૉંગ્રેસનાં પ્રધાનમંડળો રચાયાં. આખરે અગિયારમાંથી આઠ પ્રાન્તોમાં આવી

એટલે કે ભેદભાવ એવો શબ્દ વાપરવામા આવે છે વળી, એ કાયદો હિંદના નાણા ખાતા પરનો તેમ જ લશ્કર અને પરદેશો સાથના સબંધ અંગેનો બધો કાબૂ બ્રિટિશરોના હાથમા રાખી મૂકતો હતો વાઈસરૉયને તે પહેલા કરતા પણ વધાર સત્તાધારી બનાવે છે

પ્રાન્તિક સ્વરાજ્યના મર્યાદિત ક્ષેત્રમાં સત્તાની ફેરબદલી ઠીક પ્રમાણમાં કરવામા આવી હતી અથવા કહો કે એવુ દેખાતું હતું આમ છતા પ્રાન્તકીય સરકારોની સ્થિતિ અજબ પ્રકારની હતી તેના પર વાઈસરૉયની સત્તાના તેમજ એજન્ટ્સ મધ્યસ્થ વહીવટી તંત્રના બવાયે અકુશો હતા અને વાઈસરૉયની પેઠે પ્રાન્તનો ગવર્નર સુધ્ધા દખલ કરી શકતો, ધારાસભાએ પસાર કરેલો કાયદો રદ કરી શકતો તેમ જ પોતાની એકલાની સત્તાની રૂએ નવો કાયદો ઘડી શકતો તથા પ્રજાકીય પ્રધાનો તેમ જ પ્રાન્તિક ધારાસભાના વિરોધની સામે થઈને પણ લગભગ પોતે ચાહે તે બધુ કરી શકતો મહેસૂલનો મોટો ભાગ જુદા જુદા સ્થાપિત હિતોને માટે અનામત રાખવામા આવ્યો હતો અને તેમા કોઈથી દખલ થઈ શકતી નહોતી ઉપલા દરજ્જાની નોકરીઓ અને પોલીસ ખાતાના માણસોને સુરક્ષિત કરવામા આવ્યા હતા અને પ્રાન્તકીય પ્રધાનો ભાગ્યે જ તેમની બાબતમાં કશુ કરી શકતા હતા એ બધા નોકરો પૂરેપૂરા અધિકારવાદી દૃષ્ટિના હતા અને પ્રધાનોની નહી પણ પહેલાની જેમ જ ગવર્નરની દોરવણી શોધતા આમ છતા, પ્રજાકીય સરકાર આ લોકો મારફતે જ ચાલવાની હતી ગવર્નરથી માંડીને નાનામા નાના અમલદાર અને પોલીસના સિપાઈ સુધીનું સરકારનું આખુયે અક્કડ તંત્ર જેવુ ને તેવુ જ રહેવાનુ હતુ, ફેર માત્ર એટલો કે એમા વચ્ચે ક્યાંક પ્રજાએ ચૂંટેલી ધારાસભાને જવાબદાર એવા પ્રધાનોને તેઓ જે કંઈક કરી શકે એને માટે ઘુસાડી દેવામાં આવ્યા હતા જો ગવર્નર (જે બ્રિટિશ સત્તાનો પ્રતિનિધિ હતો) અને તેના હાથ નીચેના નોકરો પ્રધાનો સાથે સમત થાય અને તેમની સાથે સહકાર કરે તો સરકારનું વહીવટીતંત્ર સરળતાથી ચાલે નહી તો નિરંતર ઘર્ષણ આવ્યા વિના રહે નહી અને આમ થવાનો સભવ વધારે હતો કેમ કે પ્રજાકીય સરકારની નીતિ અને કાર્યપદ્ધતિ અધિકારવાદી પોલીસરાજ્યની નીતિરીતિથી સર્વથા ભિન્ન હતી પ્રજાકીય સરકારની નીતિથી ગવર્નર કે નોકરો ખુ નેખુ ની રીતે વિરુદ્ધ ન હોય અથવા તેને બેવફા ન હોય તોયે સરકાર જે કરે અથવા કરવા ધારે તેમા દખલ કરી શકતા, તેને વિલબમા નાખી શકતા વિકૃત કરી શકતા અથવા વિફલ પણ કરી શકતા હતા પ્રધાનમડળ કે ધારાસભાની વિરુદ્ધ જઈને સુધ્ધાં કોઈ પણ વસ્તુ કરતા ગવર્નર કે વાઈસરૉયને રોકે એવુ બધારણમા કશુ નહોતુ એક માત્ર સનો અકુશ હતો અથડામણ પેદા થવાનો પ્રધાનો રાજીનામું આપી બેસે, ધારાસભામા

ીજા કોઈને બહુમતીનો ટેકો મળે નહીં અને પ્રજાકીય લડત પૂરજોશમાં ફાટી
ેકળે. આપખુદ રાજા અને ધારાસભા વચ્ચે પરાપૂર્વથી જે અથડામણ ચાલતી
ાવી હતી અને જેને પરિણામે બીજા ઘણા દેશોમાં ક્રાંતિઓ થવા પામી હતી
ાથા રાજાને દબાવવામાં આવ્યો હતો તે જ જાતની, આપખુદ રાજા અને ધારાસભા
ચ્ચેની અમારી આ બંધારણી અથડામણ હતી. અહીં વધારામાં રાજાને સ્થાને
રદેશી લશ્કર અને આર્થિક સત્તા તેમ જ આ દેશમાં તેણે ઊભાં કરેલાં ખાસ
ાતો અને ખુશામતખોરોના પીઠબળ અને ટેકા પર નભતી પરદેશી સત્તા હતી.

એ જ અરસામાં બ્રહ્મદેશને હિંદથી છૂટો પાડવામાં આવ્યો. બ્રહ્મદેશમાં
બ્રિટિશ ને હિંદી અને થોડે અંશે ચીની આર્થિક અને વેપારી હિતો વચ્ચે
ર્ષણ ચાલતુ હતું. એથી બ્રહ્મદેશના લોકોની હિંદ અને ચીનવિરોધી લાગણીને
ત્તેજન આપવાની બ્રિટિશનીતિ રહી છે. આ નીતિ થોડા વખત માટે કારગત
ાવી પણ એની સાથે બ્રહ્મદેશની પ્રજાને સ્વતંત્રતા ન આપવાની નીતિ પણ
ેડવામાં આવી. તેને પરિણામે ત્યાં જાપાનની તરફેણ કરનારી પ્રબળ ચળવળ
દા થઈ. ૧૯૪૨ની સાલમાં જાપાને બ્રહ્મદેશ પર ચડાઈ કરી ત્યારે એ ચળવળ
કાર આવી.

હિંદી પ્રજામતના દરેકેદરેક વિભાગે ૧૯૩૫ના કાયદાનો સખત વિરોધ
ર્યો હતો. પ્રાન્તિક સ્વરાજને લગતા ભાગમાં રાખવામાં આવેલી ઘણી અનામત
ાબતો માટે તેમ જ ગવર્નરો ને વાઇસરૉયને આપવામાં આવેલી સત્તાઓને
ાટે તેની સખત ટીકા કરવામાં આવી હતી. પણ મધ્યસ્થ સમવાયી સરકારને
ગતા તેના ભાગને વિષે પ્રજામાં એથીયે વધારે રોષ વ્યાપ્યો હતો. મધ્યસ્થ
જ્ય-બંધારણ સમવાયી હોવાથી તેનો વિરોધ કરવામાં આવ્યો હતો એવું નથી;
મવાયી રાજ્યતંત્ર હિંદને માટે ઇચ્છવા જોગ છે એમ સામાન્ય રીતે સૌ કોઈ
બૂલ કરતા હતા. પણ ૧૯૩૫ના કાયદામાં સૂચવવામાં આવેલુ સમવાયી
ધારણ બ્રિટિશ રાજ્યઅમલ તેમ જ સ્થાપિત હિતોને હિંદમાં દૃઢમૂલ
નાવતુ હતુ. માત્ર તેના પ્રાન્તિક સ્વરાજ્યને લગતા ભાગનો અમલ કરવામાં
ાવ્યો અને કૉંગ્રેસે ચૂંટણીના જંગમાં ઊતરવાનું નક્કી કર્યું. પણ કાયદામાં
જાતના પ્રાન્તિક સ્વરાજની જોગવાઈ કરવામાં આવી હતી તેની જવાબદારી
ી કે કેમ એ સવાલ પર કૉંગ્રેસમાં મોટો વાદવિવાદ ઊભો થયો. ચૂંટણીઓમાં
ગ્રેસને ઘણાખરા પ્રાન્તોમાં ભવ્ય વિજય મળ્યો, પણ ગવર્નર કે વાઇસરૉય
ી દખલ નહીં કરે એવી સ્પષ્ટતા કરવામાં આવે તે સિવાય પ્રધાનમંડળ
વાની જવાબદારી લેતાં કૉંગ્રેસ અચકાતી હતી. થોડાક માસ બાદ એ જાતની
ર્ક અસ્પષ્ટ બાંયધરી આપવામાં આવી અને ૧૯૩૭ના જુલાઈ માસમાં
ગ્રેસનાં પ્રધાનમંડળો રચાયાં. આખરે અગિયારમાંથી આઠ પ્રાન્તોમાં આવી

સરકારો સત્તા પર આવી બાકીના ત્રણ પ્રાંતો હતા સિંધ, બંગાળ અને પંજાબ. સિંધ નાનકડો, નવોસવો ઊભો કરેલો અને કંઈક અસ્થિર પ્રાન્ત હતો. બંગાળમાં કોંગ્રેસ પક્ષ ધારાસભામાંનો સૌથી મોટો પક્ષ હતો પણ તેની ચોખ્ખી બહુમતી નહોતી એટલે તેણે સરકારમાં ભાગ ન લીધો. બંગાળ, અથવા કહો કે કલકત્તા બ્રિટિશ મૂડીનું હિંદમાંનું મુખ્ય મથક હોવાથી ત્યાં આગળ ધારાસભામાં યુરોપિયનોને પ્રમાણમાં ઘણી વધારેપડતી બેઠકો આપવામાં આવી હતી. તેમની સંખ્યા બહુ ઓછી હતી (બહુ બહુ તો થોડા હજારની હશે) છતાં તેમને ૨૫ બેઠકો આપવામાં આવી હતી જ્યારે આખા પ્રાન્તની એક કરોડ સિત્તેર લાખની બિન-મુસ્લિમ (શિડ્યૂલ્ડ કાસ્ટ્સ એટલે કે દલિત વર્ગો સિવાયની) વસ્તીને પચાસ બેઠકો આપવામાં આવી હતી. ધારાસભામાંનું આ બ્રિટિશ જૂથ આ રીતે બંગાળના રાજકારણમાં મહત્ત્વનો ભાગ ભજવે છે અને ચહે તે રીતે પ્રધાનમંડળ બનાવી શકે છે અથવા ઉથલાવી નાખી શકે છે.

હિંદના પ્રશ્નના તાત્પૂરતા ઉકેલ તરીકે પણ કોંગ્રેસ ૧૯૩૫ના કાયદાનો સ્વીકાર કરી શકે એમ નહોતું. સ્વતંત્રતા હાસલ કરવાની અને એ કાયદા સામે ઝૂઝવાની તેની પ્રતિજ્ઞા હતી. આમ છતાં વધુમતીએ આન્તિક સ્વરાજનો અમલ કરવાનું માથે લેવાનો નિર્ણય કર્યો. આમ તેની નીતિ દ્વિવિધ હતી. સ્વતંત્રતા માટેની લડત ચલાવ્યે રાખવી અને સાથે સાથે ધારાસભાઓ મારફતે સુધારા માટેના રચનાત્મક કાર્યો આગળ ચલાવવા. ખાસ કરીને ખેડૂતોનો સવાલ તત્કાળ હાથ ધરવાની જરૂર હતી.

કોંગ્રેસીઓએ બીજા પક્ષો સાથે ભળીને મિશ્ર યા સર્વપક્ષી પ્રધાનમંડળો રચવાનો પ્રશ્ન વિચારવામાં આવ્યો. ધારાસભામાં કોંગ્રેસની જોકે ચોખ્ખી બહુમતી હતી એટલે એની કશી જરૂર નહોતી. આમ છતાં સરકારના કાર્યમાં બની શકે એટલા વધારે લોકોને જોડવા ઇચ્છવાજોગ હતું. મિશ્ર યા સર્વપક્ષી સરકાર કંઈ હમેશાં ખરાબ હોય છે અથવા તેના મૂળમાં જ કંઈક અનિષ્ટ તત્ત્વ રહેલું હોય છે એવું નથી અને તેથી આસામ અને સરહદ પ્રાંતમાં અમુક પ્રકારના મિશ્ર પ્રધાનમંડળો રચવામાં આવ્યાં. હકીકતમાં ખુદ કોંગ્રેસ એક પ્રકારની મિશ્ર સંસ્થા હતી અથવા હિંદની સ્વતંત્રતા હાંસલ કરવા માટેની પ્રબળ આકાંક્ષાથી પ્રેરાઈને એમાં મળેલા જુદા જુદા સમૂહોનો સંયુક્ત મોરચો હતો. એના દળમાં આવી વિવિધતા હોવા છતાં તેણે અમુક પ્રકારનું શિસ્ત, સામાજિક દૃષ્ટિ અને શાન્તિમય માર્ગે લડત આપવાની શક્તિ ખીલવી હતી. એથી વધારે વ્યાપક મિશ્ર પક્ષ રચવો એનો અર્થ એ કે જેમની સમગ્ર રાજકીય અને સામાજિક દૃષ્ટિ ભિન્ન હતી અને મુખ્યત્વે હોદ્દા અને પ્રધાનપદ મેળવવામાં જેમને રસ હતો એવા લોકો સાથે બેસવું અને અથવામણ તો પરિસ્થિતિના

મૂળમા રહેલી જ હતી એ હતી વાઈસરોય, ગવર્નર અને ઉપલા દરજ્જાની નોકરીઓ વગેરે બ્રિટિશ હિતોના પ્રતિનિધિઓ સાથેની અથડામણ તેમ જ જમીનદારો અને મજૂરોના પ્રશ્નો અંગે જમીન અને ઉદ્યોગોના સ્થાપિત હિતો સાથેની અથડામણ કોંગ્રેસ બહારના લોકો સામાન્ય રીતે સામાજિક અને રાજકીય દૃષ્ટિએ સ્થિતિચુસ્ત હતા અને તેમાના કેટલાક કેવળ તકસાધુઓ ને લાભ શોધનારાઓ હતા જો સરકારમા આવા તત્ત્વો પેસી જાય તો અમારો આખો સામાજિક કાર્યક્રમ તેઓ મોળો કરી નાખે અથવા કઈ નહી તો તેમા બાધા નાખે અને તેને નિષ્ફળ બનાવી દે બીજા પ્રધાનોની, જાણ બહાર ગવર્નર સાથે દાવપેચ અને કાવાદાવા પણ ખેલાય બ્રિટિશ સત્તાની સામે સયુક્ત મોરચો આવશ્યક હતો એમાં કશી ફાટફૂટ પડે તો અમારા ધ્યેયને તેથી હાનિ પહોચે સૌમા એકતા ટકાવી રાખનાર તત્ત્વ ન હોય, સમાન નિષ્ઠા તેમ જ ધ્યેય ન હોય અને તેથી દરેક પ્રધાન જુદી જુદી દિશામા જવાને ખેચતાણ કરે

અમારા જાહેરજીવનમા જેમને કેવળ રાજકારણી પુરુષો જ, સારા અને માઠા અર્થમાં જેમને તકસાધુઓ યા કરિયર ખોળનારાઓ કહી શકાય એવા સ્વાભાવિક રીતે જ ઘણા લોકો હતા કોંગ્રેસ તેમ જ બીજી સસ્થાઓમા બાહોશ અને નિષ્ઠા તેમ જ દેશદાઝવાળા લોકો હતા અને તકસાધુઓ અને કરિયર ખોળનારાઓ પણ હતા પણ કોંગ્રેસ ૧૯૨૦ની સાલથી કેવળ નધારણી રાજકીય પક્ષ તરીકે રહી નહોતી હવે તેમાં બીજી અનેક વાતો ઉમેરાઈ હતી અને તેની આસપાસ ક્રાંતિકારી લડતનુ — ખરેખર ચાલુ કે ભવિષ્યમા આવનારી — વાતાવરણ હતુ અને ઘણી વાર તેને ગેરકાયદે જાહેર કરવામા આવી હતી. ક્રાંતિકારી પ્રવૃત્તિ સાથે સામાન્ય રીતે સકળાયેલા ગુપ્ત મનાઈના અને કાવતરાઓ એ લડતમા નહોતા તેથી કઈ તે ઓછી ક્રાંતિકારી નહોતી એ ખરી હતી કે ખોટી, અસરકારક હતી કે નહી એ વિષે મતભેદ હોઈ શકે પણ એમા ઉચ્ચ કોટિની કડા કાળજાની હિંમત અને સહનશીલતાની જરૂર હતી એ ઉઘાડ છે કેવળ પોતાના સકલ્પબળથી પ્રેરાઈને જીવનની લગભગ બધી વસ્તુઓનો તેની સુખસગવડો વગેરેનો ત્યાગ કરવો અને એ દિવસના દિવસો, મહિનાના મહિનાઓ અને વરસના વરસો સુધી ચલાવે રાખવા રતા ક્ષણિક આવેશમા આવી જઈને હિંસક યા અનોખી કિંમત દાખવવી અને એમ કરતા મૃત્યુને પણ ભેટવુ કદાચ વધારે સુગમ હોય એ સભવિત છે એ કસોટી એવી છે કે દુનિયામા ક્યાયે ગણ્યાગાંઠ્યા લોકો જ એમાથી સફળતાપૂર્વક પાર ઉતરી શકે અને હિંદમા આગલા બધા લોકો એમા ટકી રહ્યા એ ખરેખર આશ્ચર્યકારક છે

ધારાસભાઓમાના કોંગ્રેસી પક્ષો કટોકટીની પરિસ્થિતિ આવી પડે તે પહેલા ખેડૂતો અને મજૂરોના હિતના કેટલાક કાયદાઓ પસાર કરવાને ઉત્સુક હતા

માથે કરોડટી ઝઝૂમી રહેલી છે એ લાગણી કદી પણ કોંગ્રેસીઓના મનમાંથી ખસી નહોતી; પરિસ્થિતિના મૂળમાં જ એ વાત ગર્ભિતપણે રહેલી હતી. લગભગ બધા પ્રાન્તોમાં ઉપલી ધારાસભા હતી. એના સભ્યો બહુ મર્યાદિત મતાધિકારથી ચૂંટાયેલા હતા અને તેથી તે જમીન અને ઉદ્યોગોનાં સ્થાપિત હિતોનું પ્રતિનિધિત્વ ધરાવતી હતી. પ્રગતિશીલ કાયદા કરવામાં બીજા અંકુશો પણ હતા. મિશ્ર સરકારો આ બધી મુશ્કેલીઓમાં વળી વધારો કરે અને તેથી આસામ અને સરહદ પ્રાન્ત સિવાય બીજા પ્રાન્તોમાં આરંભમાં એવી સરકાર ન રચવી એવો નિર્ણય કરવામાં આવ્યો.

આ નિર્ણય કંઈ છેવટનો નહોતો અને એમાં ફેરફાર કરવાની શક્યતાની ગણતરી ખ્યાલમાં રાખવામાં આવી હતી. પણ ઝડપથી ઊભા થતા સંજોગોએ એવો કશો ફેરફાર કરવાનું મુશ્કેલ કરી મૂક્યું અને પ્રાંતોમાંની કોંગ્રેસી સરકારો તાકીદે ઉકેલવાના અનેક પ્રશ્નોમાં ગરકાવ થઈ ગઈ. પછીનાં વરસોમાં એ નિર્ણયના શાણપણ વિષે ઠીક ઠીક ચર્ચા જાગી અને એ બાબતમાં જુદા જુદા મત પડ્યા છે. બનાવ બની ગયા પછી ડહાપણ ડહોળવાનું સહેલું હોય છે પણ હું હજી પણ માનું છું કે, રાજકીય દૃષ્ટિએ જોતાં તેમ જ તે વખતની અમારી પરિસ્થિતિ જોતાં અમારે માટે એ નિર્ણય સ્વાભાવિક અને તર્કશુદ્ધ હતો. આમ છતાં, કોમી પ્રશ્નની બાબતમાં એનાં માઠાં પરિણામો આવ્યાં અને એને લીધે ઘણા મુસલમાનોના દિલમાં રોષ અને જુદાઈની લાગણી પેદા થઈ એ સાચું છે. પ્રગતિવિરોધી તત્ત્વોએ એનો ઉપયોગ કર્યો; અમુક સમૂહોમાં પોતાની સ્થિતિ મજબૂત બનાવવામાં તેમણે એનો ઉપયોગ કર્યો.

નવા કાયદાથી અથવા પ્રાન્તોમાં કોંગ્રેસી સરકારો સ્થપાયાથી રાજકીય કે બંધારણની દૃષ્ટિથી હિંદમાંના બ્રિટિશ સરકારના તંત્રમાં કશો મહત્ત્વનો ફેર ન પડ્યો. સાચી સત્તા આજ સુધી જ્યાં હતી ત્યાં જ રહી. પણ એને લીધે લોકોની મનોદશામાં જબરદસ્ત ફેરફાર થયો અને પ્રજામાં એક જાતનું ચેતન ફેલાઈ ગયું. આ ફેરફાર શહેરો કરતાં ગામડાંઓમાં વધારે નજરે પડતો હતો; આદ્યોગિક કેન્દ્રોમાંના મજૂરો પર પણ જોકે એવી જ અસર થઈ. આજ સુધી કચરી રહેલો આકરો બોજો દૂર થવાથી પ્રજા ખૂબ રાહતની લાગણી અનુભવવા લાગી અને લાંબા વખત સુધી દાબી રાખવામાં આવેલી આમપ્રજાની શક્તિ પ્રગટ થતી સર્વત્ર દેખાવા લાગી. કંઈ નહીં તો થોડા વખત માટે પોલીસ અને જાસૂસી ખાતાના માણસોનો ભય દૂર થયો અને ગરીબમાં ગરીબ ખેડૂત સુધ્ધાં સ્વમાન અને સ્વાશ્રયની લાગણી વધુ પ્રમાણમાં અનુભવવા લાગ્યો. તેને પહેલી જ વાર લાગ્યું કે આપણી પણ કંઈક ગણતરી છે અને આપણને ઉવેખી શકાય એમ નથી. સરકાર હવે અજ્ઞાત અને અણજાણ્યા રાક્ષસના રૂપની

નહોતી રહી આજ સુધી તેની અને સરકારની વચ્ચે નાના મોટા અમલદારોના અનેક થરો રહેલા હતા એ અમલદારો સુધી પહોંચવું જ તેને માટે મુશ્કેલ હતું તો તેમના પર અસર પાડવાની તો વાત જ શી ? વળી, તેઓ તેની પાસેથી કઢાવી શકાય તેટલું કઢાવવાની હમેશા પેરવીમાં રહેતા હતા હવે એ અગિયાઓનાં સ્થાન પર તેણે જેમને ઘણી વાર જોયા હતા, સાભળ્યા હતા તેમ જ જેમની સાથે તેણે વાત પણ કરી હતી એવા પરિચિત માણસો આવ્યા હતા, કેટલીક વાર તેમણે એક સાથે કારાવાસ ભોગવ્યો હતો અને તેમની વચ્ચે ભ્રાતૃભાવની અને સાથીપણાની ભાવના હતી.

પ્રાન્તિક સરકારોનાં વડાં મથકો આગળ, જૂની નોકરશાહીના ખુદ ગઢની અંદર અનેક પ્રતીકરૂપ દશ્યો જોવા મળતા હતા. ઉચ્ચ દરજ્જાના બધા અધિકારીઓ જ્યા એકઠા થતા હતા તે આ પ્રાન્તિક સરકારી કચેરીઓ, જ્યાં સામાન્ય મર્ત્ય પ્રવેશી ન શકે એવાં સરકારનાં મદિરનાં ગર્ભદ્વારો હતાં અને તેમાથી ગૂઢતાભર્યા હુકમો બહાર પડતા હતા એ હુકમો સામે કોઈ માથું ઊંચું કરી શકતુ નહોતુ સિપાઈઓ તેમ જ લાલ દરવેશવાળા ચોકીદારો પોતાની કેડે ચકચકતી કટારો લટકાવીને એ પવિત્ર સ્થાનનું રક્ષણ કરતા હતા અને નસીબદાર અથવા માથાના ભારે ફરેલ કે જેમની પાસે લાગી કોથળી હોય એવા લોકો જ એમની પાસે થઈને અંદર પ્રવેશ મેળવી શકતા હતા પણ હવે એકાએક શહેર તેમ જ ગામડાના લોકો આ પવિત્ર સ્થાનોમા ટોળાબંધ દાખલ થતા હતા અને મરજી પડે તેમ ફરતા હતા તેમને બધી વસ્તુઓમા રસ પડતો હતો; જ્યા ધારાસભાની બેઠક મળતી તે સભાગૃહમાં પણ તેઓ જતા અને કદી કદી પ્રધાનોના ઓરડાઓમા પણ ડોકિયુ કરતા તેમને અટકાવવાનુ મુશ્કેલ હતુ, કેમ કે તેમને હવે પરાયા જેવુ લાગતુ નહોતુ, તેમને માટે એ ઘણુ અટપટુ હતુ અને સમજવુ મુશ્કેલ હતુ એ ખરું પણ એ બધા વિષે તેમને મમત્વનો ભાવ હતો પોલીસના સિપાઈઓ તેમ જ ચકચકતી કમરવાળા ચોકીદારો ઢીલા પડી ગયા, જૂના ધોરણોનો લોપ થયો હતો અને અધિકાર તેમ જ સત્તાના સૂચક યુરોપિયન પોશાકની હવે કશી ગણતરી રહી નહોતી. ધારાસભાના સભ્યો અને ટોળાબધ આવતા આ શહેર તેમ જ ગામડાના લોકોને જુદા પાડવાનુ મુશ્કેલ હતું બધાનો પહેરવેશ લગભગ સરખો હતો. સામાન્ય રીતે તેઓ ખાદીના કપડાં પહેરતા હતા અને માથે સુપરિચિત ગાધી ટોપી મૂકતા હતા.

પંજાબ અને બંગાળમાં પરિસ્થિતિ જુદી હતી. ત્યા થોડા માસ અગાઉ પ્રધાનમંડળો સત્તા પર આવ્યા હતા. વળી ત્યા આગળ મહાગાઠ ઊભી થઈ નહોતી અને બાહ્ય જીવનમા કશો ખળભળાટ મચ્યા વિના ફેરફાર શાન્તપણે

થયો હતો. ખાસ કરીને પંજાબમાં જૂની વ્યવસ્થા ચાલુ રહી અને ઘણાખરા પ્રધાનો નવા નહોતા. પહેલાં પણ તેઓ ઉચ્ચ દરજ્જાના અધિકારીઓ હતા અને હવે પણ તેઓ ચાલુ રહ્યા. તેમની અને બ્રિટિશ વહીવટી તંત્ર વચ્ચે કોઈ પ્રકારનું ઘર્ષણ કે તંગદિલી નહોતાં કેમ કે રાજકીય દૃષ્ટિએ તે વહીવટી તંત્ર સર્વોપરી હતું.

કૉંગ્રેસના વહીવટ નીચેના પ્રાન્તો અને બંગાળ તેમ જ પંજાબ વચ્ચેનો આ તફાવત નાગરિક સ્વાતંત્ર્ય અને રાજકીય કેદીઓની બાબતમાં તરત જ વરતાઈ આવ્યો. બંગાળ તેમ જ પંજાબ એ બંને પ્રાન્તોમાં પોલીસ તથા જાસૂસી ખાતાનું રાજ ઢીલું ન પડ્યું અને રાજકીય કેદીઓને છોડવામાં ન આવ્યા. જ્યાં પ્રધાનમંડળ ઘણી વાર યુરોપિયન ધારાસભ્યોના મત પર નભતું હતું તે બંગાળમાં એ ઉપરાંત હજારો અટકાયતીઓ, એટલે કે કોઈ પણ પ્રકારનો આરોપ મૂકયા વિના તેમ જ અદાલતમાં કામ ચલાવ્યા વિના અચોક્કસ મુદત માટે વરસોનાં વરસ સુધી કેદમાં પૂરી રાખવામાં આવેલાં સ્ત્રીપુરુષો હતાં. પણ કૉંગ્રેસના વહીવટ નીચેના પ્રાન્તોમાં પહેલું પગલું રાજકીય કેદીઓને છોડી મૂકવાનું ભરવામાં આવ્યું. હિંસક પ્રવૃત્તિઓ માટે જેમને સજા કરવામાં આવી હતી એવા એમાંના કેટલાકને છોડી મૂકતાં ગવર્નર તેમાં સંમત ન થવાને લીધે થોડો વિલંબ થયો. ૧૯૩૮ની સાલના આરંભમાં એ મુદ્દા પર કટોકટી ઊભી થઈ અને યુક્ત પ્રાંતો તેમ જ બિહારની કૉંગ્રેસી સરકારોએ ખરેખર રાજીનામાં પણ આપી દીધાં. એટલે ગવર્નરે પોતાનો વિરોધ ખેંચી લીધો અને એવા કેદીઓને છોડવામાં આવ્યા.

## ૪

## હિંદમાં હિંદીઓની પ્રગતિશીલતા વિ૦ બ્રિટિશરોની સ્થિતિચુસ્તતા

નવી પ્રાન્તિક ધારાસભાઓમાં ગામડાંઓ તરફથી ચૂંટાઈ આવેલા સભ્યોની સંખ્યા ઘણી મોટી હતી અને તેથી અનિવાર્યપણે બધા પ્રાન્તોની ધારાસભાઓમાં ખેડૂતોની સ્થિતિ સુધારવા માટેના કાયદાઓ કરવાની માગણી થઈ. કાયમી જમાબંદી તેમ જ બીજાં કારણોને લીધે બંગાળમાં કિસાનો અથવા ગણોતિયાઓની સ્થિતિ સૌથી ખરાબ હતી. એ પછી બીજા મોટી જમીનદારીવાળા પ્રાન્તો —કે કે બિહાર અને યુક્ત પ્રાંતો આવતા હતા અને ત્રીજા, જ્યાં આગળ —ા રૈયતવારી પદ્ધતિ હતી એટલે કે, જ્યાં ખેડૂતો પોતે અમુક રીતે જમીનના માલિક હતા પણ પાછળથી મોટા જમીનદારો પણ ઊભા થયા હતા એવા

મદ્રાસ, બંગાળ અને પંજાબ વગેરે પ્રાન્તો આવતા હતા કાયમી જમાબંદી બંગાળમાં કોઈ પણ પ્રકારનો અસરકારક સુધારો કરવામાં નડતરરૂપ થઈ પડી. એ જની જોઈએ એમ સૌ કહે છે અને સરકારે નીમેલા કમિશને પણ એવી ભલામણ કરી છે પણ સ્થાપિત હિતો કોઈ ને કોઈ રીતે એ ફેરફાર અટકાવે છે અથવા તેને વિલંબમાં નાખે છે. એ બાબતમાં પંજાબ નસીબદાર હતું કેમ કે તેને નવી જમીન મળી હતી.

કૉંગ્રેસને માટે ખેડૂતોનો પ્રશ્ન સૌથી મહત્ત્વનો સામાજિક પ્રશ્ન હતો અને એના અભ્યાસમાં તેમ જ એને અંગેની નીતિ ઘડી કાઢવામાં સારી પેઠે વખત આપવામાં આવ્યો સ્થાનિક પરિસ્થિતિ જુદી જુદી હોવાથી પ્રાંતે પ્રાંતે તેનું સ્વરૂપ ભિન્ન હતું તેમ જ પ્રાંતપ્રાંતની કૉંગ્રેસની સંસ્થાઓની વર્ગીય રચના પણ ભિન્ન હતી મધ્યસ્થ સંસ્થાએ આખા હિંદ માટેની ખેડૂત અંગેની નીતિ નક્કી કરી હતી અને દરેક પ્રાંતે એમાં જરૂરી સુધારાવધારા કર્યા તેમ જ વિગતો ઉમેરી લીધી આ બાબતમાં યુક્ત પ્રાંતોની કૉંગ્રેસ સંસ્થા સૌથી પ્રગતિશીલ હતી અને જમીનદારી પદ્ધતિ રદ કરવી જોઈએ એવા નિર્ણય પર તે આવી હતી વાઈસરૉય તેમ જ ગવર્નરની ખાસ સત્તાઓ અને મોટે ભાગે જમીનદાર વર્ગની બનેલી ઉપલી ધારાસભાની વાત જવા દઈએ તોયે ૧૯૩૫ના હિંદ શાસન ધારા પ્રમાણે એમ કરવું અશક્ય હતું આમ એ તંત્રના વ્યાપક ચોકઠાની અંદર ફેરફારો કરવાની જરૂર હતી હા, કોઈ ક્રાંતિકારી વિપ્લવ ખુદ એ તંત્રને જ મિટાવી દે તે વાત જુદી. એને લીધે સુધારા કરવાનું મુશ્કેલ અને ઘણું ગૂંચવણભર્યું બન્યું અને એને માટે ધારવા કરતાં વધારે વખત લાગ્યો

આમ છતાં, ખેડૂતો સમ ની સારા સરખા સુધારા દાખલ કરવામાં આવ્યા અને ખેડૂતોની દેવાદારીનો પ્રશ્ન પણ હાથ ધરવામાં આવ્યો એ જ રીતે કારખાનાઓમાં મજૂરોની સ્થિતિ, જાહેર આરોગ્ય અને સફાઈ, સ્થાનિક સ્વરાજ, પ્રાથમિક, માધ્યમિક તેમ જ યુનિવર્સિટીની કેળવણી, નિરક્ષરતાનિવારણ, ઉદ્યોગો, ગ્રામવિકાસ અને બીજા અનેક પ્રશ્નો પણ હાથ ધરવામાં આવ્યા આગલી સરકારોએ આ બધા સામાજિક, સાંસ્કૃતિક તેમ જ આર્થિક પ્રશ્નો તરફ દુર્લક્ષ કર્યું હતું. પોલીસ અને મહેસૂલી ખાતાને કાર્યક્ષમ રાખવા એ તેમનું કાર્ય હતું બાકીની બીજી બધી બાબતોનું જે થવાનું હોય તે થાય એની તેમને પરવા નહોતી પ્રસંગોપાત્ત એ દિશામાં કંઈક પ્રયત્ન કરવામાં આવતો અને કમિશનો તેમ જ તપાસ સમિતિઓ નીમવામાં આવતાં વરસોના પ્રવાસ અને મહેનત પછી એ કમિશનો કે તપાસ સમિતિઓ દળદાર હેવાલો તૈયાર કરતાં પછી એ હેવાલોને કોઈક ને કોઈક ખાતામાં ધકેલી દેવામાં આવતા અને બીજું કશું કરવામાં આવતું નહી. પ્રજા તરફથી વારંવાર માગણીઓ કરવામાં આવતી હતી તે છતાં વ્યવસ્થિત

રીતે આંકડાઓ સુધ્ધાં એકઠા કરવામાં આવતા નહોતા. આ જાતના આંકડાઓ, તપાસો અને જરૂરી હકીકતોનો અભાવ કોઈ પણ દિશામાં પ્રગતિ કરવામાં વિઘ્નરૂપ નીવડે છે. આમ નવી પ્રાંતિક સરકારોને, વહીવટ ચલાવવાના સામાન્ય કામ ઉપરાંત એક સૈકાથી વરસોથી ચાલતી આવેલી બેદરકારીને પરિણામે ઊભો થયેલો બીજા કામોનો ડુંગર ઉથામવાનો હોય છે અને બીજી બાજુથી તો ચોતરફ તેમની સામે તાકીદના પ્રશ્નો ખડા થાય છે. તેમને એક પોલીસ રાજ્યને પલટીને તેને પ્રજાની ઇચ્છા પ્રમાણે ચાલતું રાજ્ય બનાવવાનું હતું. આ કદી પણ સુગમ નથી હોતું પણ તેમની મર્યાદિત સત્તા, લોકોની ગરીબાઈ તેમ જ પ્રાંતિક સરકારો અને મધ્યસ્થ સત્તાના ભિન્ન દૃષ્ટિબિંદુને લીધે તે વળી વધારે મુશ્કેલ બની ગયું. વાઈસરાયના અધ્યક્ષપણા નીચેની એ મધ્યસ્થ સત્તા પૂરેપૂરી આપખુદ અને અધિકારવાદી હતી.

આ બધી મર્યાદાઓ અને બાધાઓની અમને ખબર હતી, પરિસ્થિતિમાં ધરમૂળનો ફેરફાર થયા વિના અમારાથી ઝાઝું કશું થઈ શકવાનું નથી એ પણ અમે અમારા મનમાં સમજતા હતા અને તેથી જ સ્વતંત્રતા માટે અમે તીવ્રપણે ઝંખતા હતા. અને તેમ છતાં પ્રગતિ કરવાની ધગશ તેમ જ અનેક બાબતોમાં બીજા દેશો ખૂબ આગળ વધી ગયા હતા તેમનું અનુકરણ કરવાની ઇચ્છા અમારા દિલમાં ઊભરાતી હતી. અમારી નજર આગળ યુનાઈટેડ સ્ટેટ્સ અને આગળ વધ્યે જતા કેટલાક પૂર્વના દેશના દાખલાઓ પડેલા હતા. પણ એ બધા કરતાં પણ વિશેષ સોવિયેટ પ્રજાસત્તાક સંઘનો દાખલો અમારી સામે મોજૂદ હતો. યુદ્ધ અને આંતરિક કલહમાં તે ગૂંચવાયેલું હતું અને ઓળંગી ન શકાય એવી દેખાતી ભારે મુશ્કેલીઓ તેની સામે પડેલી હતી છતાં એ દશકા જેટલા ટૂંકા સમયમાં તેણે જબરદસ્ત પ્રગતિ સાધી હતી. કેટલાક સામ્યવાદ તરફ આકર્ષાયા હતા, બીજા કેટલાકને એનું આકર્ષણ નહોતું પણ બધા સોવિયેટ સંઘે કેળવણી, સંસ્કૃતિ, દાક્તરી સંભાળ, શારીરિક તંદુરસ્તી અને જુદી જુદી જાતિઓના પ્રશ્નના કરેલા ઉકેલથી તેમ જ જૂની દુનિયાના કાટમાળમાંથી નવી દુનિયા નિર્માણ કરવાના તેના અથાક અને ભગીરથ પ્રયત્નથી તાજુબ થઈ ગયા હતા. રવીન્દ્રનાથ ટાગોર જેવા અસલ વ્યક્તિવાદી પુરુષ પણ, સામ્યવાદી પદ્ધતિની કેટલીક બાજુઓ તેમને રુચતી નહોતી તે છતાં એ નવી સંસ્કૃતિના પ્રશંસક બન્યા અને પોતાના દેશની વર્તમાન પરિસ્થિતિ સાથે તેમણે તેનો મુકાબલો કર્યો. મરણશય્યા પરથી આપેલા પોતાના છેલ્લા સંદેશામાં રશિયાનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું છે: 'રોગનિવારણ અને નિરક્ષરતાનિવારણના કાર્યમાં તેણે પારાવાર જહેમત ઉઠાવી છે અને ધીમે ધીમે અજ્ઞાન અને ગરીબાઈ દૂર કરવામાં અને એક મોટા ખંડ પરથી નામોશીની લાગણી સદંતર ભૂંસી

કાઢવામાં તે સફળ થયુ છે. તેની સંસ્કૃતિ એક વર્ગ અને બીજા વર્ગ વચ્ચેના તેમ જ એક સંપ્રદાય અને બીજા સંપ્રદાય વચ્ચેના હરેક પ્રકારના ગોઝારા ભેદોથી મુક્ત છે તેણે સાધેલી ઝડપી ને અસાધારણ પ્રગતિ જોઈને હું આનંદ અને કંઈક ઈર્ષાની લાગણી અનુભવું છુ. . . . થોડા જ વરસ પર જે વિકાસની જુદી જુદી ભૂમિકા પર હતી અને એ બાબતમા જે અમો જેટલી પ્રજાઓ વચ્ચે ભારે તફાવત હતો તે બધીને અન્યત્ર હળીમળીને અને સુલેહ-શાંતિથી પ્રગતિની દિશામાં ઝપાટે હુ આગળ ધપતી જોઉ છુ અને મારા દેશ તરફ નજર કરતા ખૂબ સંસ્કારી અને બુદ્ધિશાળી પ્રજાને અધેર અને બર્બર અવસ્થા તરફ ઘસડાતી જતી જોઉં છુ ત્યારે એકબીજાથી સાવ ઊલટી પરિસ્થિતિ શક્ય બનાવનાર, એક સહકારના પાયા પર અને બીજી શોષણના પાયા પર ચાલતી એવી બે જુદી જુદી રાજ્યપદ્ધતિઓનો મુકાબલો કર્યા વિના હુ રહી શકતો નથી.'

જો બીજા એ કરી શકે તો અમે કેમ નહીં? અમારી કાર્યકુશળતા વિષે, અમારી બુદ્ધિમત્તા વિષે, પરિશ્રમ કરવાના, સહન કરવાના અને ફરી સફળ થવાના અમારા સંકલ્પ વિષે અમને વિશ્વાસ હતો માર્ગમા રહેલી મુશ્કેલીઓ, અમારી ગરીબાઈ અને પછાતપણુ, અમારાં પ્રગતિવિરોધી જૂથો અને વર્ગો, અમારા અદર અદર ભાગના, આ બધાની અમને ખબર હતી અને એમ છતા અમે એમની સામે ઝૂઝી શકતા હતા, એમાથી પાર ઊતરી શકતા હતા એને માટે અમારે મોટી કિંમત ચૂકવવી પડશે એ અમે સમજતા હતા અને તેને માટે અમારી તૈયારી હતી, કેમ કે અમારી આજની પરિસ્થિતિમા રોજેરોજ અમે જે ચૂકવી રહ્યા હતા તેના કરતાં વધારે કિંમત ચૂકવવાપણું બીજે કયાય હતુ નહી. પણ બ્રિટિશ અમલ અને કબજાનો બાહ્ય સવાલ ડગલે ને પગલે અમને નડતો હતો અને અમારા સઘળા પ્રયાસોને વિફળ કરતો હતો ત્યા અમારા આતરિક સવાલોના ઉકેલ માટેના પ્રયત્નો કેવી રીતે આરભાય?

આમ છતા આ પ્રાંતિક સરકારોમા અમને જે તેટલી મર્યાદિત અને અંકુશોવાળી પણ થોડીઘણી તક મળતી હતી અને તેનો અમે પૂરેપૂરો લાભ ઉઠાવવા માગતા હતા પણ અમારા પ્રધાનો માટે એ હતાશ કરી મૂકે એવુ કામ હતુ તેમના પર મૂઝવી નાખે એટલો ભારે કામનો અને જવાબદારીનો બોજો આવી પડયો અને કાયમી નોકરો એમાં ભાગ ભરી શકે એમ હતુ નહી, કેમ કે પ્રધાનો અને તેમની વચ્ચે એકરાગ નહોતો. બંનેની દૃષ્ટિ ભિન્ન હતી. દુર્ભાગ્યે આ પ્રધાનોની સંખ્યા પણ બહુ ઓછી હતી. સાદી રહેણીકરણી તેમ જ સરકારી ખરચમા કરકસર કરવામા તેમણે દાખલો બેસાડવો જોઈએ એવી

અપેક્ષા તેમની પાસેથી રાખવામાં આવતી હતી. તેમનો પગાર જૂજ હતો અને પ્રધાનના સેક્રેટરી કે સિવિલ સર્વિસના તેની હાથ નીચેના બીજા કોઈ અમલદારને તેના પગાર તેમ જ બીજું ખરચ મળીને પ્રધાનના પગાર કરતાં ચાર કે પાંચ ગણી રકમ મળતી હોય એવું વિચિત્ર દશ્ય અમારા જોવામાં આવતું હતું. સિવિલ સર્વિસના નોકરના પગારની બાબતમાં અમે કશું કરી શકતા નહોતા. વળી, અમારો પ્રધાન રેલવે ગાડીમાં બીજા વર્ગમાં કે કદી કદી ત્રીજા વર્ગમાં પણ મુસાફરી કરતો હોય ત્યારે તેના હાથ નીચેનો કોઈ અમલદાર તે જ ગાડીમાં પહેલા વર્ગમાં કે પછી મોટા ઉમરાવને શોભે એવા સલૂનમાં મુસાફરી કરતો હોય.

કૉંગ્રેસની કારોબારી સમિતિ ઉપરથી હુકમો કાઢીને આ પ્રાંતિક સરકારોના કાર્યમાં નિરંતર દરમ્યાનગીરી કર્યા કરતી હતી એમ ઘણી વાર કહેવામાં આવ્યું છે. આ હકીકત તદ્દન ખોટી છે અને આતરિક વહીવટમાં કશી પણ દરમ્યાનગીરી કરવામાં આવતી નહોતી. કારોબારી સમિતિ એટલું જ ચાહતી હતી કે પ્રાંતિક સરકારોએ બધી મૂળભૂત રાજકીય બાબતોમાં સમાન નીતિ અખત્યાર કરવી અને કૉંગ્રેસના ચૂંટણીના ઢંઢેરામાં રજૂ કરવામાં આવેલા કૉંગ્રેસના કાર્યક્રમને બની શકે તેટલા પ્રમાણમાં આગળ ધપાવવો. ખાસ કરીને ગવર્નરો અને હિંદી સરકાર સાથેની નીતિ એકધારી અને સમાન રાખવાની હતી.

મધ્યસ્થ સરકારમાં કશો ફેરફાર કર્યા વિના — તે તો પૂરેપૂરી બેજવાબદાર અને અધિકારવાદી રહી હતી — પ્રાંતિક સ્વરાજ દાખલ કરવામાં આવ્યું તેથી પ્રાન્તીયતાની અને ભિન્નતાની લાગણી ઉદ્ભવે અને એ રીતે હિંદની એકતાની લાગણી ઘટે એવો સંભવ હતો. ખેરવિખેર કરનારાં અને ફાટફૂટ પાડનારાં તત્ત્વોને ઉત્તેજન આપવાની પોતાની આ નીતિ આગળ ધપાવવાનું બ્રિટિશ સરકારના ખ્યાલમાં હોય એ બનવાજોગ છે. બ્રિટિશ સામ્રાજ્યશાહીની જૂની પ્રણાલિકા હજી પણ રજૂ કરતી બેજવાબદાર, પ્રજામતની અવગણના કરનાર તેમ જ ખસેડી ન શકાય એવી હિંદી સરકાર ખડકની પેઠે અડગ ઊભી હતી અને બેશક બધાયે પ્રાંતિક સરકારોના સંબંધમાં એકધારી અને સમાન નીતિ અખત્યાર કરી રહી હતી. નવી દિલ્હી કે સિમલાથી મળતી સૂચના પ્રમાણે વર્તનારા ગવર્નરો પણ એમ જ કરતા હતા. જો કૉંગ્રેસી પ્રાંતિક સરકારો એ સંબંધમાં પોતાની મરજી પ્રમાણે જુદું જુદું વલણ અખત્યાર કરે તો અલગ અલગ તેમનો દરેકનો નિકાલ પાડવામાં આવ્યો હોત. એથી આ બધી પ્રાંતિક સરકારો એકત્ર રહીને હિંદી સરકાર સામે સંયુક્ત મોરચો રચે એ બહુ આવશ્યક હતું. બીજી બાજુ હિંદી સરકાર આ સહકાર અટકાવવાને એટલી જ ઉત્સુક હતી અને

બીજા પ્રાન્તોના એવા જ સવાલો સાથે નિસ્બત રાખ્યા વિના દરેક પ્રાન્તિક સરકાર જોડે અલગ વ્યવહાર રાખવાનું પસંદ કરતી હતી.

કૉંગ્રેસી પ્રાન્તિક સરકારો રચાયા પછી તરત જ ૧૯૩૭ના ઑગસ્ટ માસમાં કૉંગ્રેસની કારોબારી સમિતિએ નીચેનો ઠરાવ કર્યો:

"રાષ્ટ્રની પુનરરચના અને સામાજિક નિયોજનની કોઈ પણ યોજનાને માટે જેમનો ઉકેલ જરૂરી છે એવા મહત્ત્વના અને તાકીદે હાથ ધરવા જેવા પ્રશ્નો અંગે વિચાર કરવા માટે નિષ્ણાતોની એક સમિતિ નીમવા કારોબારી સમિતિ કૉંગ્રેસી પ્રાંતિક સરકારોને ભલામણ કરે છે. આવા ઉકેલને માટે વિશાળ પાયા પરની તપાસની અને માહિતી એકઠી કરવાની તેમ જ ચોક્કસ અને સ્પષ્ટ સામાજિક ધ્યેયની જરૂર છે. એમાના ઘણા સવાલોનો પ્રાન્તિક ક્ષેત્રમાં અસરકારક રીતે તોડ લાવી શકાય એમ નથી અને પાડોશના પ્રાંતોનાં હિતો સાથે તે સંકળાયેલા છે વિનાશકારી રેલો અટકાવવાને, ખેતીને માટે પાણી ઉપયોગમાં લેવાને, જમીનના ધોવાણના સવાલ વિષે વિચાર કરવાને, મલેરિયા નિર્મૂળ કરવાને અને પાણીના બળથી ચાલતા વીજળી પેદા કરવા માટેના કારખાના તેમજ બીજી યોજનાઓ ખીલવવા માટેની નીતિ નક્કી કરવા માટે નદીઓની વિગતે અને ઝીણવટપૂર્વક તપાસ હાથ ધરવાની જરૂર છે. આ હેતુન માટે નદીની આખી ખીણની મોજણી કરવી પડશે, તેની તપાસ કરવી પડશે અને રાજ્ય તરફથી મોટા પાયા પરની યોજના કરવી પડશે. ઉદ્યોગોના વિકાસ અને નિયંત્રણ માટે પણ ઘણા પ્રાંતોએ એકઠા મળીને સહકારથી પગલા ભરવાની જરૂર છે. એથી હાથ ધરવાના સવાલોના સામાન્ય સ્વરૂપ વિષે વિચાર કરવાને અને તેમનો ઉકેલ કેવી રીતે અને કયા ક્રમમાં લાવવો એ સૂચવવા માટે પ્રથમ નિષ્ણાતોની આંતરપ્રાંતીય સમિતિ નીમવી એવી કારોબારી સમિતિની ભલામણ છે નિષ્ણાતોની એ સમિતિ, એવા દરેક સવાલનો અલગ રીતે વિચાર કરવાને અને સાથે મળીને કામ હાથ ધરવાને લાગતીવળગતી પ્રાંતિક સરકારને સલાહ આપવાને જરૂર હશે તો ખાસ સમિતિઓ અથવા બોર્ડો નીમવાની સૂચના આપશે."

પ્રાંતિક સરકારોને કોઈ કોઈ વાર કેવી સલાહ આપવામાં આવતી હતી તે આ ઠરાવ દર્શાવે છે. આર્થિક તેમ જ ઔદ્યોગિક ક્ષેત્રમા જુદી જુદી પ્રાંતિક સરકારો વચ્ચેના સહકાર માટે કૉંગ્રેસની કારોબારી સમિતિ કેટલી બધી ઉત્સુક હતી તે પણ એ બતાવે છે. એ સલાહ કૉંગ્રેસી પ્રાંતિક સરકારોને ઉદ્દેશીને આપવામાં આવી હતી એ ખરું પણ એ સહકાર માત્ર તેમના પૂરતો જ હતો એમ નહોતુ. નદીઓની વિગતવાર અને ઝીણવટભરી તપાસ અને મોજણી કરવામાં પ્રાંતોની હદ એકબીજી પર ચડી જતી હતી. ગંગા નદીની ખીણની મોજણી અને તપાસ તથા ગંગા નદીને અંગેની સમિતિની નિમણૂક યુક્ત પ્રાંતો,

બિહાર અને બંગાળ એ ત્રણ પ્રાંતોની પ્રાંતિક સરકારોના સહકારથી જ કરી શકાય. એ સૌથી મહત્ત્વનું કાર્ય હજી કરવાનું બાકી છે.

એ ઠરાવ એ પણ દર્શાવે છે કે કૉંગ્રેસ રાજ્ય તરફથી થતા મોટા પાયા પરના નિયોજનને મહત્ત્વ આપતી હતી. મધ્યસ્થ સરકાર પર પ્રજાનો અંકુશ ન હોય અને પ્રાંતિક સરકાર પર લાદવામાં આવેલાં બંધનો દૂર કરવામાં ન આવે ત્યાં સુધી આવા પ્રકારનું નિયોજન અશક્ય હતું. પરંતુ મહત્ત્વનું થોડું પ્રાથમિક કાર્ય થાય અને ભાવિ નિયોજનના પાયા નંખાય એવી અમારી ઇચ્છા હતી. પરંતુ દુર્ભાગ્યે પ્રાંતિક સરકારો પોતપોતાના પ્રશ્નોમાં જ એટલી બધી ગૂંચવાયેલી હતી કે આ ઠરાવનો અમલ કરવામાં વિલંબ થયો. ૧૯૩૮ના છેવટના ભાગમાં રાષ્ટ્ર નિયોજન સમિતિની સ્થાપના કરવામાં આવી અને હું તેનો પ્રમુખ બન્યો.

કૉંગ્રેસી સરકારોના કાર્યને અંગે હું ઘણી વાર ટીકા કરતો હતો અને પ્રગતિની ગતિ મંદ હોવાથી હું ચિડાતો હતો. પણ પાછળ નજર કરતાં તેમની આસપાસ અગણિત મુશ્કેલીઓ પડેલી હોવા છતાં સવાબે વરસના ટૂંકા ગાળાની તેમની સિદ્ધિઓ જોઈને મને તાજુબી થાય છે. દુર્ભાગ્યે, તેમણે કરેલું કેટલુંક મહત્ત્વનું કાર્ય ફળદાયી ન નીવડ્યું, કેમ કે તેમણે રાજીનામાં આપ્યાં ત્યારે તે સહેજસાજ અધૂરું રહી ગયું હતું અને તેમની પાછળ તેમના અનુગામીએ, એટલે કે બ્રિટિશ ગવર્નરે તે અભરાઈએ ચડાવી દીધું હતું. ખેડૂતો તેમ જ કારખાનાંના મજૂરો એ બંનેને લાભ થયો અને તેમનું બળ વધ્યું. પાયાની કેળવણી તરીકે ઓળખાતી સામુદાયિક કેળવણી માટેની યોજના દાખલ કરવામાં આવી એ કૉંગ્રેસ સરકારોની એક સૌથી મહત્ત્વની અને દૂરગામી સિદ્ધિ હતી. એ કેળવણીની પદ્ધતિ કેળવણીના છેલ્લામાં છેલ્લા સિદ્ધાંત પર રચાયેલી હતી એટલું જ નહીં, હિંદની પરિસ્થિતિને ખાસ કરીને માફક આવે તેવી હતી.

પ્રગતિકારક ફેરફારના માર્ગમાં પ્રત્યેક સ્થાપિત હિત વચ્ચે આવ્યું. કાનપુરની સુતરાઉ મિલોમાં કામ કરતા મજૂરોની સ્થિતિની તપાસ કરવા માટે યુક્ત પ્રાંતોની સરકારે નીમેલી સમિતિ તરફ મિલમાલિકોએ (મુખ્યત્વે તેઓ યુરોપિયન હતા, પણ થોડા હિંદીઓ પણ તેમાં હતા.) ખૂબ અવિનયી વર્તાવ દાખવ્યો અને હકીકતો તેમ જ આંકડાઓ આપવાની તેની માગણી નકારવામાં આવી. મજૂર ચળવળ લાંબા વખતથી ઉદ્યોગપતિઓ અને સરકારના સંગઠિત વિરોધનો સામનો કરતી આવી હતી, અને પોલીસોની મદદ તો ઉદ્યોગપતિને જ્યારે જોઈએ ત્યારે મળતી રહેતી હતી. એથી કૉંગ્રેસી સરકારોએ અખત્યાર કરેલી નવી નીતિ પ્રત્યે ઉદ્યોગપતિઓનો રોષ હતો. ઉદ્યોગપતિઓએ હિંદમાં અખત્યાર કરેલી નીતિરીતિ વિષે બી. શિવરાવ નીચે મુજબ

લખે છે હિંદની મજૂર ચળવળનો તેમને લાંબો અનુભવ છે અને તે નરમ દળના મજૂર મર્યકર્તા છે

'આવા પ્રસંગોએ (હડતાલને વખતે) પોલીસોની મદદથી ઉદ્યોગપતિઓ હિંદની પરિસ્થિતિનો જેને પરિચય ન હોય તેના માન્યામાં પણ ન આવે એટલું બધું બુદ્ધિચાતુર્ય બતાવે છે, તેમ જ ગેરરીતિઓ અખત્યાર કરે છે' ઘણાખરા દેશોની સરકારનું વલણ જ એવા પ્રકારનું હોય છે કે તે કારખાનાના માલિકો તરફ અનુકૂળ વલણ રાખે છે શ્રી શિવરાવ કહે છે કે, હિંદમાં એમ કરવા માટે એક વધુ કારણ તેને મળે છે 'અંગત વૈમનસ્યની વાત જવા દઈએ તોયે, વિરલ અપવાદો સિવાય હિંદના બધા અમલદારોના મનમાં એવી ભડક પેસી ગયેલી હોય છે કે, મજૂર મહાજનોને વિકસવા દેવામાં આવે તો એથી જનતામાં જાગૃતિ આવે અને હિંદમાં વખતોવખત અસહકાર અને સવિનય ભંગના જેવી રાજકીય ચળવળો ફાટી નીકળતી હતી એટલે તેમને એમ લાગતું હતું કે આમજનતાના સંગઠનની બાબતમાં કોઈ પણ પ્રકારનું જોખમ ઉઠાવવું જોઈએ નહીં'*

સરકારો નીતિ નક્કી કરે, ધારાસભાઓ કાયદા પસાર કરે, પણ એ નીતિ તેમ જ એ કાયદાઓનો અમલ કરવાનું કામ છેવટે જુદી જુદી નોકરીઓ અને વહીવટી તંત્રના અમલદારોનું હોય છે આમ પ્રાન્તિક સરકારોને એને માટે અનિવાર્ય રીતે કાયમી નોકરીઓના અને ખાસ કરીને સિવિલ સર્વિસના તેમ જ પોલીસ ખાતાના અમલદારો પર આધાર રાખવાનો હતો આ નોકરીઓના અમલદારો ભિન્ન અને અધિકારવાદી પ્રણાલિકામાં તૈયાર થયેલા હોવાને લીધે નવું વાતાવરણ, પ્રજાનું આગ્રહી વલણ, પોતાનું ઘટતું જતું મહત્ત્વ અને જેમને ગિરફતાર કરવાને અને કેદમાં પૂરવાને ટેવાયેલા હતા એવા માણસોના હાથ નીચે કામ કરવું વગેરે બાબતોનો તેમને ઊંડો અણગમો હતો પહેલાં તેમને એવી ભડક પેસી ગઈ હતી કે હવે શું થશે પણ એવું ક્રાંતિકારી કશું બન્યું નહીં અને ધીમે ધીમે તેઓ કામની પોતાની જૂની ઘરેડમાં ગોઠવાઈ ગયા સ્થાનિક અધિકારીના કામમાં પ્રધાનો સહેલાઈથી માથું મારી શકતા નહોતા અને ખાસ નજરે ચડે એવા દાખલાઓમાં જ તેઓ તેમ કરી શકતા બધી નોકરીઓના અમલદારોનું એક સુસંગઠિત દળ હતું અને તેઓ એકબીજા સાથે નિકટપણે સંકળાયેલા હતા એટલે એક અમલદારની બદલી કરવામાં આવે તો તેની જગ્યાએ આવનાર પણ તેની પેઠે જ કાર્ય કરે એવો સંભવ રહેતો હતો નોકરીઓના અમલદારોનું પહેલાનું આપખુદ અને પ્રગતિવિરોધી માનસ

* બી શિવરાવ ધિ ઇન્ડસ્ટ્રિયલ વર્કર ઇન ઇન્ડિયા (લંડન ૧૯૩૯)

ધ્યેયનિષ્ઠાને લીધે તેઓ ટકી રહ્યા અને તેમના સિવિલિયન સેક્રેટરીઓ તેમ જ હાથ નીચેના બીજા નોકરો પાસેથી તેમણે સખત કામ લીધું; તેમની ઑફિસોમાંના દીવા સાંજે મોડે સુધી બળતા રહ્યા. ૧૯૩૯ના નવેમ્બર માસમા કૉંગ્રેસી સરકારોએ રાજીનામાં આપ્યાં ત્યારે ઘણાને હાશ થઈ. સરકારી કચેરીઓ એ પછી નિયમિત રીતે બપોર પછી ચાર વાગ્યે બંધ થતી અને તે પાછી તેના અસલ સ્વરૂપમાં ફેરવાઈ ગઈ. હવે ત્યાં આગળ પહેલાની શાન્તિ પથરાઈ ગઈ અને પ્રજાનાં માણસોને એ એકાન્ત સ્થાનોમાં આવકાર મળતો બંધ થઈ ગયો. ત્યાંનું જીવન જૂને ચીલે ચડી ગયું અને કામની ગતિ મંદ પડી ગઈ. બપોર પછીનો તેમ જ સાંજનો સમય પોલો, ટેનિસ અને બ્રિજ રમવા માટે તેમ જ ક્લબજીવનની બીજી મોજમજા માણવા માટે ફાજલ પડ્યો. એક દુઃસ્વપ્ન લુપ્ત થયુ હતું અને હવે કામકાજ તેમ જ રમતગમત પહેલાંની જેમ ચલાવી શકાય એમ હતું. હા, હવે યુદ્ધ શરૂ થઈ ગયુ હતુ, પણ તે હજી યુરોપમા મર્યાદિત હતું અને હિટલરના લશ્કરે પોલૅન્ડને ચગદી નાખ્યુ હતું. પણ આ બધુ ઘણે દૂર હતું અને ગમે તેમ પણ તે ખરું નહીં પણ નકલી યુદ્ધ હતું. લશ્કરી સિપાઈઓ પોતાની ફરજ બજાવતા હતા અને લડતાં લડતાં મરણશરણ થતા હતા ત્યારે અહીં પણ ફરજ બજાવવાની હતી; અને એ ફરજ હતી ગોરાઓના વડપણનો બોજો તેમને છાજે તે રીતે અને ગૌરવપૂર્વક વહન કરવાની

થોડા સમય માટે પ્રાંતોમાં કૉંગ્રેસી સરકારોએ કાર્ય કર્યું તે પરથી અમારી માન્યતા દૃઢ થઈ કે બ્રિટિશરોએ લાદેલું રાજકીય તેમ જ આર્થિક તંત્ર જ હિંદની પ્રગતિમા મોટામાં મોટી નડતર છે કેટલીક પરંપરાથી ઊતરી આવેલી ટેવો અને સામાજિક રૂઢિ તેમ જ પ્રથાઓ પણ પ્રગતિના માર્ગમાં બાધારૂપ હતી અને તેમને દૂર કરવાની જરૂર હતી એ પણ એટલું જ સાચું હતું. આમ છતાં હિંદની અર્થવ્યવસ્થાના પાયામા રહેલું વિકાસ પામવાનું વલણ બ્રિટિશરોના રાજકીય અને આર્થિક ફાંસાથી જેટલું રૂંધાઈ ગયુ તેટલું આ રૂઢિઓ અને પ્રથાઓથી રૂંધાયુ નહોતું. એ રૂંધનારું પોલાદી ચોકઠું ન હોત તો અનિવાર્ય રીતે વિકાસ થયો હોત અને એની પાછળ પાછળ અનેક સામાજિક ફેરફારો થયા હોત તેમ જ જરીપુરાણી થઈ ગયેલી રૂઢિઓ અને વિધિનિષેધવાળી પ્રણાલીઓનો અંત આવત એથી બધુ લક્ષ એ ચોકઠાને દૂર કરવામાં કેન્દ્રિત કરવાનું હતું અને બીજી બાબતોમાં ખરચેલી શક્તિ રેતીમાં ખેડ કરવાની પેઠે નકામી જતી હતી ખુદ એ ચોકઠાનું મંડાણ જમીનના ભોગવટાની અર્ધ-[?]ી પદ્ધતિ અને જૂનાકાળના અનેક અવશેષો પર હતું અને તેનું સંરક્ષણ પણ એનાથી જ થતું હતુ. હિંદમા કોઈ પણ પ્રકારની લોકશાહી પદ્ધતિ બ્રિટિશ

રાજકીય અને આર્થિક તંત્ર સાથે વિસંગત હતી અને એ બંને વચ્ચે અથડામણ અનિવાર્ય હતી. એટલે ૧૯૩૭-૩૯ની અધૂરી લોકશાહી હમેશાં અથડામણની પરિસ્થિતિમાં રહેતી હતી. એથી જ હિંદમાં લોકશાહી સફળ નથી થઈ એમ સત્તાવાળાઓ પણ માનતા હતા, કેમ કે તેઓ તેમણે ઊભાં કરેલાં તંત્ર, મૂલ્યો અને સ્થાપિત હિતોને ટકાવી રાખવાની દૃષ્ટિથી જ એનો વિચાર કરી શકતા હતા. તેમને મંજૂર આવે એવી નરમ અને કહ્યાગરી લોકશાહી ઉદ્ભવે એવાં લક્ષણો જણાતાં નહોતાં અને હરેક પ્રકારના ધરમૂળના ફેરફારો કરવાનું વિચારવામાં આવ્યું હતું. એટલે બ્રિટિશ સત્તા આગળ શુદ્ધ અધિકારવાદી અમલ તરફ પાછા વળવાનો અને લોકશાહીનો બધો દંભ છોડી દેવાનો એકમાત્ર માર્ગ રહ્યો હતો. તેમના આ વલણ અને યુરોપમાં ફાસીવાદના વિકાસ વચ્ચે નોંધવા જેવું સામ્ય રહેલું છે. જેને માટે બ્રિટિશરો અભિમાન લેતા હતા તે કાયદાનું શાસન પણ કોરાણે ચડાવવામાં આવ્યું અને તેને સ્થાને એક પ્રકારની લશ્કરી ઘેરાની સ્થિતિ ઊભી થઈ અને ઑર્ડિનન્સોથી રાજ્ય ચાલવા લાગ્યું.

## ૫

## લઘુમતીઓનો પ્રશ્ન : મુસ્લિમ લીગ : ઝીણાસાહેબ

પાછલાં સાત વરસ દરમ્યાન થયેલો મુસ્લિમ લીગનો વિકાસ એક અસાધારણ ઘટના છે. બ્રિટિશરોના ઉત્તેજનથી અને નવી પેઢીના મુસલમાનોને રાષ્ટ્રીય કૉંગ્રેસથી અળગા રાખવાને માટે ૧૯૦૬ની સાલમાં તેની સ્થાપના કરવામાં આવી હતી. એ એક ઉપલા વર્ગોની નાનકડી સંસ્થા હતી અને રજવાડી તત્ત્વોનો તેના પર કાબૂ હતો. મુસ્લિમ આમવર્ગ પર એની કશી અસર થઈ નહોતી અને તેમને એની ભાગ્યે જ જાણ પણ હતી. એનું બંધારણ જ એવું હતું કે તે નાનકડા સમૂહમાં મર્યાદિત રહે અને તેના આગેવાનો કાયમને માટે તેના તે ચાલુ રહે. આમ હોવા છતાં બનાવોએ તેમ જ મુસલમાનોમાં ઊભા થતા જતા મધ્યમ વર્ગના લોકોએ તેને કૉંગ્રેસની દિશામાં ધકેલી. પહેલું મહાયુદ્ધ, તુર્કીની ખિલાફત તેમ જ મુસલમાનોનાં પાક સ્થાનોની કફોડી સ્થિતિ વગેરેની હિંદના મુસલમાનો પર ખૂબ અસર થઈ અને તેઓ બ્રિટિશવિરોધી બન્યા. જેવી હતી તેવી મુસ્લિમ લીગ આ જાગ્રત અને ઉત્તેજિત થયેલી જનતાને દોરવણી આપી શકે કે તેની આગેવાની લઈ શકે એમ નહોતું. સાચે જ, લીગને માનસિક પક્ષાઘાત થયો અને તે લગભગ અદૃશ્ય થઈ ગઈ. કૉંગ્રેસ સાથે નિકટપણે સહકાર કરનારી ખિલાફત કમિટી નામની એક નવી મુસ્લિમ સંસ્થા

ઊભી થઈ મુસલમાનો મોટી સંખ્યામાં કૉંગ્રેસમાં જોગયા અને તેની મારફતે કામ કરવા લાગ્યા ૧૯૨૦–૨૩ની પહેલી અસહકારની ચળવળ પછી ખિલાફત કમિટી પણ ધીમે ધીમે લુપ્ત થતી જતી હતી કેમ કે તેનો પાયાનો મુદ્દો, તુર્કી ખિલાફત હવે રહી નહોતી મુસ્લિમ આમજનતા રાજકીય પ્રવૃત્તિમાંથી બહાર નીકળી ગઈ અને થોડે અંશે હિંદુ આમજનતાની બાબતમાં પણ એમ જ બન્યું પણ મુખ્યત્વે મધ્યમ વર્ગના મુસલમાનો સારી સંખ્યામાં કૉંગ્રેસ દ્વારા કામ કરતા ચાલુ રહ્યા

આ ગાળા દરમ્યાન નાની નાની અનેક મુસ્લિમ સંસ્થાઓ ઊભી થવા લાગી તેઓ મરજીમાં આવે તે પ્રમાણે કામ કરતી હતી અને ઘણી વાર એકબીજી સાથે અથડામણમાં આવતી હતી તેમને જનતા સાથે કશો સંપર્ક નહોતો અને બ્રિટિશ સરકાર આપે તે સિવાય તેમનું સ્વતંત્ર રાજકીય મહત્ત્વ પણ કશું નહોતું તેમનું મુખ્ય કાર્ય ધારાસભાઓ તેમ જ સરકારી નોકરીઓમાં મુસલમાનો માટે ખાસ હકો અને સંરક્ષણની માગણી કરવાનું હતું એ બાબતમાં તેઓ મુસલમાનોની ચોક્કસ દૃષ્ટિ ખસૂસ રજૂ કરતી હતી કેમ કે કેળવણી, સરકારી નોકરી અને ઉદ્યોગો તેમ જ જનસંખ્યામાં પણ હિંદુઓની સ્થિતિ ચડિયાતી હતી તે બાબતમાં મુસલમાનોમાં અમુક પ્રકારના રોષ અને ભયની લાગણી પ્રવર્તતી હતી ઝીણાસાહેબ હિંદી રાજકારણમાંથી નિવૃત્ત થયા હતા એટલું જ નહી, હિંદમાંથી પણ તે ચાલ્યા ગયા હતા અને ઇંગ્લંડમાં જઈને વસ્યા હતા

૧૯૩૦ની સવિનય ભંગની બીજી ચળવળમાં મુસલમાનોએ સારો સાથ આપ્યો હતો ૧૯૨૦–૨૨ની ચળવળ કરતાં પ્રમાણમાં જોકે તે ઓછો હતો એ ચળવળને અંગે ઓછામાં ઓછા દસ હજાર જેટલા મુસલમાનો જેલમાં ગયા હતા સરહદ પ્રાન્તે એ ચળવળમાં આગળપડતો ને નોંધવા જેવો ભાગ લીધો હતો એ પ્રાન્તની લગભગ પંચાણું ટકા જેટલી વસ્તી મુસલમાનોની છે આ ખાન અબ્દુલ ગફારખાને ત્યાં આગળ કરેલા કામને અને તેમના વ્યક્તિત્વને આભારી હતું એ પ્રાંતના પઠાણોના તે માનીતા અને પ્રીતિપાત્ર નેતા છે પોતાના તોફાની અને લડકણા લોકો પાસે જેમાં ભારે કષ્ટો અને હાડમારીઓ સહેવાના હતા એવી રાજકીય લડતની શાન્તિમય પદ્ધતિનો ખાન અબ્દુલ ગફારખાને સ્વીકાર કરાવ્યો એ હિંદમાં સાંપ્રત સમયમાં બનેલા અસાધારણ બનાવોમાં સૌથી વધારે આશ્ચર્યકારક બનાવ છે એ કષ્ટો અને યાતનાઓ સાચે જ ભયંકર હતા અને તેની કડવી સ્મૃતિ હજી ટકી રહી છે આમ છતાં તેમણે એવા શિસ્ત અને આત્મનિગ્રહ કેળવ્યા હતા કે સરકારી દળો સામે કે તેમનો વિરોધ કરનારાઓ સામે પઠાણોએ હિંસાનું એક પણ કૃત્ય કર્યું

નથી પણ પોતાની અદૂકને પોતાના ભાઈ કરતા પણ વધારે ચાહે છે, જરા જરામા તે ઉશ્કેરાઈ જાય છે અને સહેજ પણ છછેડાણી થતા તે સામાનો જીવ લે છે એવી તેની ખ્યાતિ લાંબા વખતથી ચાલી આવે છે. એ બધાનો ખ્યાલ કરતા આ આત્મસંયમ ચમત્કાર જેવો લાગે છે

ખાન અબદુલ ગફારખાનની આગેવાની નીચે સરહદ પ્રાન્ત દૃઢતાપૂર્વક કોંગ્રેસને પડખે રહ્યો હતો. એ જ રીતે બીજા પ્રાન્તોના રાજકીય દૃષ્ટિએ જાગ્રત બનેલા મધ્યમ વર્ગના સંખ્યાબંધ મુસલમાનો પણ કોંગ્રેસને પક્ષે રહ્યા હતા ખાસ કરીને યુક્ત પ્રાન્તો જેવા ખેડૂતો તેમ જ કારખાનાના મજૂરોને અંગે પ્રગતિશીલ કાર્યક્રમ હાથ ધરનારા પ્રાન્તોમા ખેડૂતો અને કારખાનાના મજૂરોમા પણ કોંગ્રેસની લાગવગ સારા પ્રમાણમા હતી આમ છતા એકદરે જોતા મુસ્લિમ આમજનતા પોતાના પહેલેના સ્થાનિક અને રજવાડી વર્ગના લોકોની આગેવાની તરફ પાછી વળતી હતી એ વાત સાચી છે હિંદુઓ અને બીજાઓની સામે મુસલમાનોના હિતોના રક્ષકના વેશમા તેઓ તેમની આગળ રજૂ થયા

જેને કોમી પ્રશ્ન કહેવામા આવે છે તે લઘુમતીના દાવાઓનો સંતોષકારક ઉકેલ લાવવાનો અને બહુમતી સામે તેમને પૂરતુ રક્ષણ આપવાનો સવાલ હતો હિંદુસ્તાનની લઘુમતીઓ યુરોપની લઘુમતીઓની પેઠે ભિન્ન જાતિની કે ભિન્ન પ્રદેશની નથી પણ ભિન્ન ધર્મની છે એ હકીકત ખ્યાલમા રાખવી જોઈએ જાતિની દૃષ્ટિએ જોતા હિંદમા અનેક જાતિઓનો શભુમેળો થયો છે, પણ અહી જાતિને લગતા સવાલો ઊભા થયા નથી અથવા થઈ શકે એમ નથી ધર્મ આ જાતિભેદોથી પર છે અને એ એકમીજામા એવા તો ભળી જાય છે કે તે કળવા અથવા તેમને જુદા તારવવા મુશ્કેલ હોય છે ધર્મના વાડાઓ પણ દેખીતી રીતે જ કાયમી નથી હોતા કેમ કે એક ધર્મ બદલીને બીજો ધર્મ અંગીકાર કરી શકાય છે અને ધર્મ બદલનાર માણસ એમ કરવાથી પોતાની જાતિની ભૂમિકા અથવા પોતાનો સાંસ્કૃતિક અને ભાષાનો વારસો ખોઈ બેસતો નથી પાછળથી સાચા અર્થમા ધર્મે, હિંદના રાજકીય ઝઘડાઓમા ઝાઝો ભાગ ભજવ્યો નથી, એટલુ ખરુ કે એ શબ્દ ઘણી વાર વાપરવામા આવ્યો છે તેમ જ તેનો દુરુપયોગ પણ કરવામા આવ્યો છે ધાર્મિક ભેદો એમ નડતર રૂપ નથી બનતા, કેમ કે એને વિષે પરસ્પર સારી પેઠે સહિષ્ણુતા હોય છે રાજકીય બાબતોમા જેને કોમવાદ કહેવામા આવે છે તેણે ધર્મનું સ્થાન લીધુ છે કોમવાદ એ ધાર્મિક કોમના પાયા પર રચાયેલી અમુક સમૂહ પૂરતી મર્યાદિત સંકુચિત મનોવૃત્તિ છે પણ હકીકતમા તેને લાગતાવળગતા સમૂહ માટે રાજકીય સત્તા અને રાજ્યાશ્રય મેળવવાની ચિંતા હોય છે

લાગતાવળગતા જુદા જુદા સમૂહોની સંમતિથી આ કોમી સવાલનો ઉકેલ લાવવાના કૉંગ્રેસે તેમ જ બીજી સંસ્થાઓએ વારંવાર પ્રયાસ કર્યા છે. એમાં થોડે અંશે સફળતા પણ મળી હતી છતાં પાયામાં રહેલી મુશ્કેલી, એટલે કે બ્રિટિશ સરકારની હાજરી તેમ જ તેની રાજનીતિ, હમેશાં નડતી હતી. સ્વાભાવિક રીતે જ બ્રિટિશરોને એ પ્રશ્નનો કોઈ પણ સાચો ઉકેલ આવે એ પસંદ નહોતું. કારણ કે એથી તેની સામે ચાલતી રાજકીય ચળવળ પ્રબળ બને. અને હવે એ ચળવળ સામુદાયિક સ્વરૂપની બની હતી. એ એક પ્રકારનો ત્રિકોણ હતો અને સરકાર તેમાં ખાસ હકો આપીને એક બાજુને બીજી સામે લડાવી શકે એવે સ્થાને હતી. બીજા પક્ષોમાં જો પૂરતું શાણપણ હોત તો તેઓ આ મુશ્કેલી પણ પાર કરી શકત પણ તેમનામાં એવું શાણપણ અને દીર્ઘદૃષ્ટિ નહોતાં. જ્યારે જ્યારે સમજૂતી થવાની અણી પર આવે ત્યારે સરકાર પલ્લાંનું સમતોલપણું નષ્ટ થાય એવું કંઈક પગલું ભરતી.

રાષ્ટ્રસંઘે નક્કી કરી હતી તેવી લઘુમતીઓના રક્ષણ માટેની સામાન્ય જોગવાઈઓની બાબતમાં કશો વિરોધ નહોતો. એ બધી માન્ય રાખવામાં આવી હતી અને તે ઉપરાંત બીજી જોગવાઈઓ પણ દાખલ કરવામાં આવી હતી. ધર્મ, સંસ્કૃતિ, ભાષા, વ્યક્તિ તેમ જ સમૂહના મૂળભૂત હકો વગેરેનું બધા નાગરિકોને એકસરખી રીતે લાગુ પડતા લોકશાહી બંધારણમાં કલમો દાખલ કરીને રક્ષણ કરવાની બાંયધરી આપવામાં આવી હતી. આ ઉપરાંત, લઘુમતીઓ તેમ જ ભિન્ન જાતિના સમૂહોની બાબતમાં સહિષ્ણુતાનું વલણ રાખવામાં આવતું હતુ એટલુ જ નહીં, તેમને ઉત્તેજન આપવામાં આવતું હતુ એની હિંદનો સમગ્ર ઇતિહાસ શાખ પૂરતો હતો. યુરોપમાં એક સમયે જે ઉગ્ર ધાર્મિક ઝઘડાઓ ચાલતા હતા તેમ જ ધાર્મિક દમન થતું હતું તેની સાથે સરખાવી શકાય એવું હિંદના ઇતિહાસમાં કશું નથી. એટલે ધાર્મિક અને સાંસ્કૃતિક સહિષ્ણુતાની બાબતમાં અમારે બીજા દેશો પાસેથી શીખવાપણું નહોતું. એ વાત હિંદના સમાજજીવનના પાયામાં રહેલી હતી. વ્યક્તિના હકો, રાજકીય હકો તેમ જ નાગરિક સ્વાતંત્ર્યની બાબતમાં અમારા પર ફ્રેંચ અને અમેરિકન ક્રાંતિઓના વિચારોની તેમ જ બ્રિટિશ પાર્લમેન્ટના બંધારણી ઇતિહાસની અસર થઈ હતી. પાછળથી સમાજવાદી વિચારો તેમ જ સોવિયેટ ક્રાંતિની અસરે અમારા વિચારોને પ્રબળ આર્થિક ઝોક આપ્યો.

વ્યક્તિ તેમ જ સમૂહના આવા બધા હકોને પૂરેપૂરું રક્ષણ આપવા ઉપરાંત કોઈ પણ વ્યક્તિ કે સમૂહના સંપૂર્ણ વિકાસના માર્ગમાં આવતી સામાજિક અને રૂઢિગત બધી વિષમતાઓ દૂર કરવા માટે રાજ્ય તરફથી તેમ જ બીજી સંસ્થાઓ તરફથી હરેક પ્રયાસ થવા જોઈએ તેમ જ પછાત વર્ગના લોકો બની શકે એટલી

ઝડપથી પોતાની ઊણપો દૂર કરી શકે એટલા માટે તેમને કેળવણીની તેમ જ આર્થિક બાબતમા મદદ આપવી જોઈએ એવી સૌ કોઈની સમજ હતી આ વસ્તુ ખાસ કરીને દલિત વર્ગના લોકોને લાગુ પડતી હતી વળી સ્ત્રીઓને પુરુષોના જેટલા જ નાગરિકો તરીકેના હકો મળવા જોઈએ એ પણ નક્કી કરવામા આ યુ હતુ

પછી બાકી શુ રહ્યુ ? મોટી સખ્યા લઘુમતીને રાજકીય દૃષ્ટિએ દબાવી દેશે એવો ડર સામાન્ય દૃષ્ટિથી જોતા, મોટી સખ્યા ખેડૂતો અને મજૂરોની એટલે કે બધા જ ધર્મના આમ વર્ગના લોકોની હતી અને તેમને લાબા વખતથી પરદેશી સત્તા ચૂસતી આવી હતી એટલું જ નહી, જેને તેના ઉપના વર્ગના લોકો પણ ચૂસતા આ યા હતા ધર્મ અને સસ્કૃતિ વગેરેના રક્ષણની બાંયધરી આપ્યા પછી ઉપસ્થિત થનારા બીજા મોટા સવાલો અવશ્ય આર્થિક હોય અને વ્યક્તિના ધર્મ સાથે તેમને કશી લેવાદેવા નહોતી વર્ગીય ઝઘડાઓ થાય એમ બને પણ ધાર્મિક ઝઘડા નહી થાય હા, ખુદ ધર્મ કોઈ સ્થાપિત હિતનો પુરસ્કર્તા બને તો જુદી વાત આમ છતા ધાર્મિક ભેદોની ઘરેડમા વિચાર કરવાને લોકો એટલા બધા ટેવાઈ ગયા હતા તેમ જ કોમી કે ધાર્મિક સસ્થાઓ અને સરકારના પગલાઓ તેમને એમ કરવાનુ નિરતર એટલુ તો ઉત્તેજન આપ્યા કરતા હતા કે મોટી ધાર્મિક કોમ, એટલે કે હિદુઓના સખ્યાબળ આગળ બીજાઓ કશી વિસાતમા નહી રહે એવો ડર ઘણા મુસલમાનોના મનમા ઘર કરી બેઠો હતો મુસલમાનોના જેવડી મોટી લઘુમતીના હિતોને વધુમતી કોમ કેવી રીતે નુકસાન પહોચાડી શકવાની હતી એ સ્પષ્ટ નહોતુ વળી મુસલમાનોની એ લઘુમતી મોટે ભાગે દેશના અમુક ભાગોમા કેન્દ્રિત થયેલી હતી અને એ સ્વયશાસિત ઘટકો બનવાના હતા પણ ભયને મરણની કશી પડી હોતી નથી

મુસલમાનોને માટે અલગ મતાધિકાર દાખલ કરવામા આ યો અને તેમની વસ્તીના પ્રમાણ કરતા વધારે બેઠકો તેમને આપવામા આવી (પાછળથી બીજા નાના સમૂહો માટે પણ અલગ મતાધિકાર દાખલ કરવામા આ યો હતો) પણ પ્રાતીય ધારાસભામા વસ્તીના પ્રમાણ કરતા વધારે બેઠકો આપવામા આવે તેથી કઈ લઘુમતી વધુમતીમા ફેરવાઈ શકતી નથી અલગ મતાધિકારે રક્ષિત લઘુમતીની સ્થિતિ ઊલટી બગાડી, કેમ કે બહુમતી કોમનો તેને વિશેનો રસ ઊડી ગયો અને સયુક્ત મતાધિકારમા ઉમેદવારને બધા સમૂહોને અપીલ કરવાની હોય છે ત્યારે અનિવાર્ય રીતે પરસ્પર બાધછોડ અને આપલે કરવી પડે છે તેને માટેના પ્રસગો હવે રહ્યા નહિ ના કોંગ્રેસ એથીયે આગળ ગઈ અને તેણે જાહેર કર્યું કે લઘુમતીના ખાસ હિતોના સબધમાં બહુમતી અને ધાર્મિક લઘુમતીની વચ્ચે કશો મતભેદ ઊભો થાય તો તેનો નિર્ણય વધુમતીના

મતથી ન કરતા તે મુદ્દો નિષ્પક્ષ પંચ અથવા આંતરરાષ્ટ્રીય લવાદ આગળ રજૂ કરવો અને એ બાબતમાં તેનો નિર્ણય છેવટનો ગણવો

લોકશાહી રાજ્યપદ્ધતિમાં કોઈ પણ ધાર્મિક લઘુમતી અથવા સમૂહને આથી વિશેષ રક્ષણ શું આપી શકાય એ કહેવું મુશ્કેલ છે વળી, એ વસ્તુ પણ લક્ષમાં રાખવી જોઈએ કે, કેટલાક પ્રાંતોમાં મુસલમાનોની બહુમતી હતી અને પ્રાંતો સ્વયંશાસિત ઘટક હોવાથી આખા હિંદને સ્પર્શતી કેટલીક બાબતો બાદ કરતાં મુસલમાન વધુમતી વત્તેઓછે અંશે ચાહે તે પ્રમાણે કાર્ય કરવાને સ્વતંત્ર હતી મધ્યસ્થ સરકારમાં પણ મુસલમાનોને અનિવાર્યપણે સારો સરખો હિસ્સો મળનાર હતો મુસ્લિમ વધુમતીવાળા પ્રાન્તોમાં આ કોમી કે ધાર્મિક પ્રશ્ન ઊલટાઈ જતો હતો કેમ કે ત્યાં આગળ બીજા લઘુમતી સમૂહો (દાખલા તરીકે હિંદુ અને શીખ) મુસલમાન બહુમતી સામે રક્ષણની માગણી કરતા હતા આમ પંજાબમાં મુસલમાન કે હિંદુ કે શીખનો ત્રિકોણ બનતો હતો. મુસલમાનોને માટે જો અલગ મતાધિકાર હોય તો બીજાઓ પણ પોતાને માટે ખાસ રક્ષણની માગણી કરતા હતા એક વખત અલગ મતાધિકાર દાખલ કર્યા પછી એમાંથી અનેક ફણગા ફૂટ્યા અને નવા વાડાઓ પેદા થયા તેમ જ એમાંથી પાર વગરની મુશ્કેલીઓ પેદા થઈ એક સમૂહને ધારાસભામાં પ્રમાણ કરતાં વધારે બેઠકો બીજા સમૂહને ભોગે જ આપી શકાય અને તેને પોતાની વસ્તીના પ્રમાણમાં ઓછી બેઠકો મળે એ ઉઘાડું છે ખાસ કરીને બંગાળમાં એનું બહુ બેહૂદું પરિણામ આવ્યું ત્યાં આગળ મુખ્યત્વે યુરોપિયનોને તેમની વસ્તીના પ્રમાણમાં ઘણી વધારે બેઠકો આપવામાં આવી તેથી સામાન્ય મતદાર મંડળની બેઠકો તેની વસ્તીના પ્રમાણમાં બહુ ઓછી થઈ ગઈ આમ હિંદના રાજકારણમાં તેમ જ સ્વરાજ માટેની લડતમાં આગળપડતો ભાગ લેનાર બંગાળના કેળવાયેલા વર્ગને એમએક માલૂમ પડ્યું કે પ્રાન્તની ધારાસભામાં તેમને બહુ જ ઓછી બેઠકો મળે છે અને તે કાયદાથી નક્કી થઈ ચૂકી છે

કૉંગ્રેસે ઘણી ભૂલો કરી હતી પણ તે મામ હાથ ધરવાના અથવા બ્યૂહરચનાના પ્રમાણમાં ગૌણ પ્રશ્નોને અંગેની હતી કેવળ રાજકીય દૃષ્ટિથી પણ કૉંગ્રેસ કોમી પ્રશ્નનો ઉકેલ લાવવાને અને એ રીતે પ્રગતિના માર્ગમાંની નડતર દૂર કરવાને ઉત્સુક ને ઇંતેજાર હતી એ ઉઘાડું હતું શુદ્ધ કોમી સંસ્થાઓમાં એ જાતની ઇંતેજારી નહોતી કેમ કે પોતપોતાના સમૂહની ખાસ માગણીઓ આગ્રહપૂર્વક આગળ કરવી એ તેમની હસ્તીનું મુખ્ય પ્રયોજન હતું અને તેને પરિણામે ચાલુ સ્થિતિમાં તેમનું અમુક પ્રકારનું સ્થાપિત હિત પેદા થયું હતું કૉંગ્રેસમાં હિંદુ સભ્યોની સંખ્યા ઘણી મોટી હતી એ ખરું પણ તેમના દફતર પર મુસલમાનો પણ સારી સંખ્યામાં હતા તેમ જ શીખ,

ખ્રિસ્તી વગેરે બીજા ધાર્મિક સમૂહના લોકો પણ હતા. આમ હોઈને આખા રાષ્ટ્રની દૃષ્ટિએ વિચાર કરવાની તેને ફરજ પડી રાષ્ટ્રની સ્વતંત્રતા હાસલ કરવી અને લોકશાહી પદ્ધતિનુ સ્વતંત્ર રાજ્ય સ્થાપવું એ તેનું સર્વોપરી ધ્યેય હતું હિંદ જેવા વિશાળ ને વિવિધવર્ણી દેશમા દરેક બાબતમા લઘુમતી સમૂહોને દબાવવાની અથવા ઠોકરે મારવાની પૂરેપૂરી સત્તા બહુમતીને આપે એવી સીધીસાદી લોકશાહી સ્થાપી શકાય તોયે તે સતોષકારક કે ઇચ્છવા જોગ નહોતુ એ વસ્તુ કૉંગ્રેસ સમજતી હતી. એકતા બેશક, અમને જોઈતી હતી અને એ ગૃહીત માનીને અમે ચાલતા હતા પણ હિંદના સાસ્કૃતિક જીવનની સમૃદ્ધિ અને વૈવિધ્યને એક જ આકૃતિમા ગમે તેમ કરીને શા માટે ગોઠવી દેવી જોઈએ એ અમને સમજાતુ નહોતું એથી સારા પ્રમાણમાં સ્વયશાસન તેમ જ સાસ્કૃતિક વિકાસ માટે સલામતીઓ અને સમૂહ તેમ જ વ્યક્તિ માટે સ્વતંત્રતા માન્ય રાખવામા આવી હતી

રાષ્ટ્રની એકતા અને લોકશાહી એ બે મૂળભૂત સવાલ પૂર કૉંગ્રેસ અડગ રહી ખુદ એના પાયા પર કૉંગ્રેસની સ્થાપના કરવામા આવી હતી અને અર્ધી સદી સુધીના તેના વિકાસ દરમ્યાન એના પર ભાર મૂકવામા આવ્યો હતો કૉંગ્રેસ મારી જાણ પ્રમાણે સિદ્ધાત તેમ જ વ્યવહારમા દુનિયાની એક સૌથી વધારે લોકશાસનવાદી સંસ્થા છે દેશભરમાં સ્થપાયેલી તેની સ્થાનિક સમિતિઓ અથવા શાખાઓ દ્વારા પ્રજાને તેણે લોકશાહીની નીતિરીતિની તાલીમ આપી હતી અને એમા તેને ખૂબ સફળતા મળી હતી ગાધીજી જેવા અત્યત લોકપ્રિય અને પ્રભાવશાળી પુરુષ તેની સાથે સંકળાયેલા હતા તેથી કઈ કૉંગ્રેસની એ મૂળભૂત લોકશાહીમા કશો ઘગાડો થવા પામ્યો નહોતો કટોકટીની પળે અથવા લડત આવી પડે ત્યારે બીજા દેશોની પેઠે અહીં પણ દોરવણી માટે આગેવાન તરફ નજર કરવાનુ અનિવાર્ય વલણ હતુ અને એવી કટોકટીની પરિસ્થિતિ વારંવાર ઊભી થતી હતી કૉંગ્રેસને અધિકારવાદી સસ્થા કહેવી એના કરતા બેહૂદુ કશુ નથી અને એ પણ જાણવા જેવુ છે કે આવા આરોપો સામાન્ય રીતે અધિકારવાદ અને આપખુદીના અર્ક સમાન હિંદમાની બ્રિટિશ સત્તાના ઉચ્ચ દરજ્જાના પ્રતિનિધિઓ મૂકતા હતા

ભૂતકાળમા બ્રિટિશ સરકાર પણ હિંદ માટે કઈ નહી તો સિદ્ધાતમા રાષ્ટ્રની એકતા અને લોકશાહીની હિમાયત કરતી હતી તેના રાજ્યઅમલે હિંદમા રાજકીય એકતા નિર્માણ કરી હતી તે માટે તે ગર્વ લેતી હતી, એ જોકે સર્વસમાન પરાધીનતાની એકતા હતી વધારામાં તે અમને કહેતી હતી કે અમને તે લોકશાહીની પદ્ધતિ તેમ જ પ્રક્રિયાની તાલીમ આપે છે પણ અજાયબીની વાત એ છે કે તેની રાજનીતિ એકતા તેમ જ લોકશાહી

એ મનેના ઇનકારમા પરિણમી છે ૧૯૪૦ના ઑગસ્ટ માસમાં કોંગ્રેસની કારોબારી સમિતિને એવું જાહેર કરવાની ફરજ પડી હતી કે બ્રિટિશ સરકારની હિંદ અંગેની નીતિ 'માહોમાહેના ઝઘડા અને આંતરકલહને સીધું ઉત્તેજન આપનારી તેમ જ તેને માટે ઉશ્કેરણી કરનારી છે' બ્રિટિશ સરકારના જવાબદાર અધિકારીઓ અમને છડેચોક કહેવા લાગ્યા કે, કોઈક નવી વ્યવસ્થાની તરફેણમા હિંદની એકતાનો ભોગ કદાચ આપવો પણ પડે અને લોકશાહીની પદ્ધતિ હિંદને માટે અનુકૂળ નથી હિંદની સ્વાતંત્ર્ય માટેની તેમ જ લોકશાહી રાજ્ય સ્થાપવા માટેની માગણીનો તેમની પાસે હવે એ એકમાત્ર જવાબ રહ્યો હતો એ જવાબ સાથે સાથે અમને એમ પણ જણાવે છે કે, બ્રિટિશરોએ હિંદમા પોતાની સમક્ષ જે બે મુખ્ય ધ્યેયો રાખ્યા હતા તેમા તેમના કહેવા પ્રમાણે તેઓ નિષ્ફળ નીવડ્યા હતા એ વસ્તુ સમજતા તેમને દોઢ સદી જેટલો સમય લાગ્યો

લાગતાવળગતા બધા પક્ષોને માન્ય થાય એવો કોમી પ્રશ્નનો ઉકેલ લાવવામા અમે નિષ્ફળ નીવડ્યા હતા અને એ નિષ્ફળતાના પરિણામો અમારે સહેવાના છે તે જ પ્રમાણે એની જવાબદારીમા પણ બેશક અમારે અમારો હિસ્સો ઉઠાવવો જોઈએ પણ કોઈ પણ મહત્ત્વની દરખાસ્ત કે ફેરફારમા દરેકે દરેક જણની સંમતિ કેવી રીતે મેળવવી? કોઈ પણ પ્રકારના ફેરફારનો વિરોધ કરનારા રજવાડી અને પ્રગતિવિરોધી તત્ત્વો હમેશા હોવાના, જ્યારે બીજા કેટલાક લોકોને રાજકીય આર્થિક તેમ જ સામાજિક ફેરફારો કરવા હોય છે અને આ બે સમૂહો વચ્ચે એક યા બીજી બાજુ ઢળતા બીજા અનેક સમૂહો હોય છે જો એક નાનો સમૂહ કોઈ પણ ફેરફારની બાબતમા નન્નો ભણવા માત્રથી તેને અટકાવી દઈ શકે તો પછી કોઈ પણ પ્રકારનો ફેરફાર બેશક કદી પણ ન થઈ શકે જ્યારે રાજ્યઅમલ કરનારી સત્તાની નીતિ આવા સમૂહો ઊભા કરી પ્રજાના બહુ નાના ભાગનું પ્રતિનિધિત્વ ધરાવનારા એ સમૂહોને ઉત્તેજન આપવાની હોય, તો સફળ ક્રાંતિ દ્વારા જ ફેરફાર કરી શકાય હિંદમાં આવા રજવાડી અને પ્રત્યાઘાતી સમૂહો પાર વગરના છે એ ઉઘાડું છે કેટલાક જૂના કાળથી ચાલ્યા આવે છે જ્યારે કેટલાકને બ્રિટિશ સરકારે ઊભા કર્યા છે ને પાળીપોષીને ઉછેર્યા છે

મુસલમાનોમા મુસ્લિમ લીગ ઉપરાંત જુદી જુદી સંસ્થાઓ ઊભી થઈ જમિયત-ઉલ-ઉલેમા એ એમાની એક પુરાણી અને વધારે મહત્ત્વની સંસ્થા છે એ હિંદભરના ઉલેમાઓ તેમ જ જૂની પદ્ધતિના મુસ્લિમ પંડિતોની બનેલી છે તેની સામાન્ય દૃષ્ટિ પરંપરાગત, સ્થિતિચુસ્ત અને બેશક ધાર્મિક છે પણ રાજકીય ક્ષેત્રમા તે પ્રગતિશીલ અને સામ્રાજ્યશાહી વિરોધી છે

રાજકીય ભૂમિકા પર તેણે ઘણી વાર કોંગ્રેસ સાથે સહકારથી કામ કર્યું છે, તેના ઘણા સભ્યો કોંગ્રેસના સભ્ય બન્યા હતા અને તેની સંસ્થાઓ દ્વારા તેમણે કાર્ય કર્યું હતું. અહરારોની સંસ્થા પછીથી સ્થાપવામા આવી હતી અને પંજાબમા તેનુ બળ સૌથી વધારે હતું. એ મુખ્યત્વે નીચલા થરના મુસ્લિમ મધ્યમ વર્ગનુ પ્રતિનિધિત્વ ધરાવતી હતી અને અમુક ભાગોમા આમજનતા પર પણ તેની લાગવગ સારી હતી. મોમીનો (મુખ્યત્વે વણકર વર્ગના લોકો)ની સંખ્યા જોકે ઘણી મોટી હતી પણ મુસલમાનોમા તેઓ સૌથી ગરીબ અને પછાત હતા તેઓ દુર્બળ હતા અને સંગઠિત નહોતા. તેઓ કોંગ્રેસની તરફેણમા અને મુસ્લિમ લીગની વિરુદ્ધ હતા. દુર્બળ હોવાથી તેઓ કોઈ પણ રાજકીય પગલું ટાળતા હતા. બગાળમા કૃષક સભા હતી અહરારો તેમ જ જમિયત-ઉલ-ઉલેમા કોંગ્રેસની સામાન્ય પ્રવૃત્તિઓમા તેમ જ બ્રિટિશ સરકાર સાથેની તેની વધારે ઉગ્ર લડતોમા તેને ઘણી વાર સહકાર આપતા અને એને માટે જે સહેવુ પડે તે સહન કરતા ઇબ્રાહીમોડી સિવાય બીજી કોઈ પણ રીતે બ્રિટિશ સરકાર જોડે કદી પણ અથડામણમાં ન આવનાર મુસલમાનોની મુખ્ય સસ્થા મુસ્લિમ લીગ હતી પછીથી અનેક ફેરફારો થયા તેમ જ બનાવો બન્યા અને તેમા લોકો મોટી સખ્યામા જોડાયા ત્યારે પણ એ સસ્થાએ ઉપલા વર્ગના રજવાડી મનોદશાના લોકોની આગેવાની ફગાવી દીધી નહી.

શિયા મુસલમાનો પણ મુખ્યત્વે રાજકીય માગણી કરવાને માટે સગઠિત થયા હતા, તેમનુ સગઠન જોકે કઈક શિથિલ હતુ. ઇસ્લામના આરભકાળમા અરબસ્તાનમા ખિલાફતના વારસાની બાબતમા તીવ્ર મતભેદ ઊભો થયો હતો અને તેને પરિણામે મુસલમાનોમા ભાગલા પડી ગયા અને તેઓ શિયા તેમ જ સુન્ની એવા બે સપ્રદાયોમા વહેચાઈ ગયા એ ઝઘડો હજી કાયમ રહ્યો છે અને એ બનેને જુદા રાખી રહ્યો છે, એ ભાગલાની પાછળ હવે જોકે કશોયે રાજકીય મર્મ રહ્યો નથી હિંદમા તેમ જ ઈરાન સિવાયના બીજા ઇસ્લામી દેશોમાં સુન્નીઓની બહુમતી છે ઈરાનમા શિયાઓની બહુમતી છે આ બે સમૂહો વચ્ચે કેટલીક વાર ધાર્મિક ઝઘડા પણ થયા છે હિંદમાની શિયા લોકોની સસ્થા મુસ્લિમ લીગથી અલગ રહી તેને મુસ્લિમ લીગની સાથે મતભેદ હતો તે સૌને માટે સયુક્ત મતાધિકારની તરફેણમા હતી અને લીગમા પણ આગળપડતા ઘણા શિયાઓ છે

મુસ્લિમ લીગ સિવાયની આ બધી તેમ જ બીજી પણ કેટલીક મુસ્લિમ સસ્થાઓ આઝાદ મુસ્લિમ પરિષદ સ્થાપવાને માટે એકત્ર થઈ એ મુસ્લિમ લીગ સામેનો મુસલમાનોનો એક પ્રકારનો સયુક્ત મોરચો હતો આ પરિષદે ૧૯૪૦ની સાલમા ઉપર જણાવેલી મુસ્લિમ લીગ સિવાયની બધી મુસ્લિમ સસ્થાઓના પ્રતિનિધિઓની એક બહુ સફળ બેઠક દિલ્હીમા ભરી હતી.

મુસ્લિમ લીગને મળતી હિંદુઓની મુખ્ય કોમી સંસ્થા હિંદુ મહાસભા
પણ મુસ્લિમ લીગના કરતાં ને પ્રમાણમાં ઓછી મહત્ત્વની છે. મુસ્લિમ
ગની પેઠે એ પણ ઉગ્રપણે કોમી સંસ્થા છે પણ રાષ્ટ્રીયતાની કેટલીક ભાષા
પરીને તે પોતાની અત્યંત સંકુચિત દૃષ્ટિને ઢાંકવાનો પ્રયત્ન કરે છે.
ની દૃષ્ટિ પ્રગતિશીલ કરતાં જૂનાના પુનરુદ્ધારની એટલે કે જીર્ણોદયની વધારે
દુર્ભાગ્યની વાત એ છે કે, તેના કેટલાક આગેવાનો બેજવાબદારી ભર્યા
સક બખાળાઓ કાઢ્યા કરે છે. મુસ્લિમ લીગના કેટલાક આગેવાનો પણ
મ કરે છે. બંને સંસ્થાઓ તરફથી ચાલતી આ જીભાજોડી નિરંતર ત્રાસ
પનારી હોય છે. એ સંસ્થાઓ માટે એ જીભાજોડી જ અમલી પગલાની
જ સારે છે.

ભૂતકાળમાં મુસ્લિમ લીગનું વલણ ઘણી વાર મુશ્કેલ અને અનાડી હતુ
યુ હિંદુ મહાસભાનું વલણ એથી ઓછુ અનાડી નહોતું. પંજાબ તેમ જ
ધમાની હિંદુ લઘુમતી અને પંજાબના શીખોના સમગ્ર સમૂહે સમજૂતીના
ર્ગમાં ઘણી વાર વિઘ્ન નાખ્યાં છે. આ મતભેદોને ઉત્તેજન આપવાની તેમ
તેમના પર ભાર મૂકવાની અને કૉંગ્રેસની વિરુદ્ધ કોમી સંસ્થાઓને મહત્ત્વ
પવાની બ્રિટિશરોની નીતિ જ હતી.

કોઈ પણ સમૂહ કે પક્ષના મહત્ત્વની અથવા કંઈ નહીં તો પ્રજા પરની
ી લાગવગની એક કસોટી ચૂંટણી છે. ૧૯૩૭ની સાલમાં હિંદમાં થયેલી
માન્ય ચૂંટણીમા હિંદુ મહાસભા પૂરેપૂરી નિષ્ફળ નીવડી હતી. ક્યાયે તેનું
મનિશાન દેખાતુ નહોતું. મુસ્લિમ લીગે એના કરતાં પ્રમાણમાં ઠીક કરી
ાવ્યુ પણ એકંદરે જોતા અને ખાસ કરીને મુસ્લિમ બહુમતીવાળા પ્રાંતોમાં
નો દેખાવ કંગાળ થયો હતો. પંજાબ અને સિંધમાં તે સંપૂર્ણપણે નિષ્ફળ
વડી અને બંગાળમા પણ તેને માત્ર થોડીઘણી સફળતા જ મળી. સરહદ
તમાં પાછળથી કૉંગ્રેસે પ્રધાનમંડળ રચ્યુ મુસ્લિમ લઘુમતી પ્રાંતોમાં લીગને
કંદરે સારી સફળતા મળી પણ સાથે સ્વતંત્ર મુસ્લિમ જૂથો હતાં તેમ જ
ગ્રેસી તરીકે પણ મુસલમાનો ચૂંટાયા હતા.

એ પછી મુસ્લિમ લીગ તરફથી પ્રાંતની કૉંગ્રેસી સરકારો સામે તેમ જ
કૉંગ્રેસ સંસ્થા સામે તરેહવાર ચળવળ ઉપાડવામાં આવી એ સરકારો
લમાનો પર અત્યાચારો ગુજારે છે એ બુમાટો રોજેરોજ પાડવાનુ શરૂ કરવામાં
વ્યુ. એ સરકારોમાં મુસલમાન પ્રધાનોયે હતા પણ તેઓ મુસ્લિમ લીગના
ય નહોતા. એ અત્યાચારો શા હતા એ સામાન્ય રીતે જણાવવામાં નહોતું
વતુ અથવા સરકારને જેની સાથે કશી લેવાદેવા નહોતી એવા નજીવા
નિક બનાવોને વિકૃત કરવામાં આવ્યા અને તેમને મોટું સ્વરૂપ આપવામાં

માગ્યું તરત જ સુધારી લેવામાં આવી હતી એવી કેટલાક ખાતાઓની નજીવી ભૂલો અત્યાચારો બની કેટલીક વાર સાવ જૂઠા અને પાયા વિનાના આરોપ મૂકવામાં આવ્યા એક રિપોર્ટ સુધ્ધાં બહાર પાડવામાં આવ્યો એમાં તરેહવાર અને હકીકત સાથે કશા પણ સબંધ વિનાની બાબતો આપવામાં આવી છે કૉંગ્રેસી સરકારોએ તપાસ માટે વિગતો પૂરી પાડવાનું અથવા સામે આવીને સરકારની મદદથી જાતે તપાસ કરવાનું આરોપ મૂકનારાઓને આમંત્રણ આપ્યું આ દરખાસ્તનો લાભ લેવા કોઈ બહાર ન પડયું પણ પેલી ચળવળ નિરંકુશપણે ચાલુ રહી ૧૯૪૦ની સાલના આરંભમાં કૉંગ્રેસી પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યા પછી તરત જ તે વખતના કૉંગ્રેસના પ્રમુખ બાબુ રાજેન્દ્રપ્રસાદે ઝીણાસાહેબ પર પત્ર લખી તેમ જ જાહેર નિવેદન કરી કૉંગ્રેસી સરકારો સામેનો કોઈ પણ આરોપ સમવાયી અદાલત સમક્ષ મૂકી તેની તપાસ કરાવવાનું તેમ જ તે બાબત તેનો ચુકાદો મેળવવાનું મુસ્લિમ લીગને આમંત્રણ આપ્યું ઝીણાસાહેબે આ દરખાસ્તનો અસ્વીકાર કર્યો અને એને માટે શાહી કમિશન નિમાવાની શકયતા સબંધી ઇશારો કર્યો આવું કોઈ કમિશન નિમાવાનો સવાલ જ નહોતો અને માત્ર બ્રિટિશ સરકાર એમ કરી શકે એમ હતું કૉંગ્રેસી સરકારના અમલ દરમ્યાન હોદ્દા પર હતા તેમાંના કેટલાક બ્રિટિશ ગવર્નરોએ જાહેર રીતે જણાવ્યું કે, લઘુમતી સાથેના વર્તાવના સબંધમાં તેમને કશું વાંધા ભર્યું લાગ્યું નહોતું એવી કશી પરિસ્થિતિ ઊભી થાય તો લઘુમતીઓનું રક્ષણ કરવાની તેમને ૧૯૩૫ના કાયદામાં ખાસ સત્તા આપવામાં આવી હતી

હિટલર સત્તા પર આવ્યો ત્યારથી નાઝીઓએ અખત્યાર કરેલી પ્રચારની રીતોનો મે ઝીણવટપૂર્વક અભ્યાસ કર્યો હતો અને હિંદમાં પણ એને મળતું જ કંઈક ચાલી રહ્યું હતું એ જોઈ મને આશ્ચર્ય થયું એક વરસ પછી ૧૯૩૮ની સાલમાં ઝેકોસ્લોવાકિયા સામે સુડેટન પ્રદેશને અંગેની જે કટોકટી પેદા થઈ હતી ત્યારે ત્યાં અખત્યાર કરવામાં આવેલી નાઝીઓની રીતોનો મુસ્લિમ લીગના નેતાઓએ અભ્યાસ કર્યો હતો અને તેને વિશે પસંદગી બતાવી હતી સુડેટન પ્રદેશમાં વસતા જર્મનોની અને હિંદના મુસલમાનોની તુલના કરવામાં આવી હતી આગેવાનોના ભાષણોમાં તેમ જ કેટલાંક છાપાઓમાં હિંસા અને ઉશ્કેરણી તરી આવવા લાગ્યાં એક કૉંગ્રેસી મુસલમાન પ્રધાન પર છરીથી હુમલો કરવામાં આવ્યો અને મુસ્લિમ લીગના કોઈ પણ આગેવાને એ કૃત્યની વિરુદ્ધ એક શબ્દ પણ ન કહ્યો હકીકતમાં એના તરફ આંખમીંચામણાં કરવામાં આવ્યાં હિંસાના પ્રદર્શનના બીજા બનાવો પણ વારંવાર બનતા રહ્યા

આ બધાથી તેમ જ જાહેર જીવનનું સર્વસામાન્ય ધોરણ નીચું ઊતરી ગયું હતું એથી હું અત્યંત ખિન્ન થઈ ગયો હિંસા, અસંસ્કારિતા ને બેજવાબદારી

વધ્યે જતાં હતાં અને મુસ્લિમ લીગના જવાબદાર નેતાઓને એ બધું મંજૂર હોય એમ દેખાતું હતું. એમાંના કેટલાક આગેવાનોને મેં પત્રો લખ્યા અને આ વલણ પર અંકુશ મૂકવાની આજીજી કરી પણ એમાં કંઈ વળ્યું નહીં. કૉંગ્રેસી સરકારની વાત લઈએ તો દરેક લઘુમતી કોમ અથવા બીજા સમૂહોને પોતાના કરી લેવામાં દેખીતી રીતે જ તેમનું હિત રહેલું હતું અને એમ કરવાને તેમણે ખૂબ પ્રયાસ કર્યો. એટલું જ નહીં, કેટલેક ઠેકાણેથી તો એવી ફરિયાદો પણ થવા લાગી કે, એ સરકારો મુસલમાનો તરફ બીજા સમૂહોને ભોગે વધારે-પડતો પક્ષપાત બતાવી રહી છે. પણ એ કંઈ દાદ આપી શકાય એવી કોઈ ફરિયાદ કે સમજપૂર્વક વિચારણા કરી શકાય એવી કોઈ બાબતનો સવાલ નહોતો. કંઈક અત્યંત ભયંકર બની રહ્યું છે અને તેને માટે કૉંગ્રેસ દોષપાત્ર છે એ મુસલમાન આમજનતાના મન પર ઠોકી બેસાડવાને માટે મુસ્લિમ લીગના સભ્યો તેમ જ તેના તરફ સહાનુભૂતિ રાખનારાઓ તરફથી વ્યવસ્થિત રીતે એક ઝેરી ઝુંબેશ ચલાવવામાં આવી. એ ભયંકર બીના શી હતી તેની કોઈ ને પણ ખબર હોય એમ લાગતું નહોતું. પણ આ બધા બૂમબરાડા ને ગાળોના વરસાદની પાછળ અહીં નહીં તો બીજે ક્યાંક કંઈક તો હોવું જ જોઈએ. પેટા ચૂંટણીને વખતે ઇસ્લામ ખતરામાં છે એવો પોકાર ઉઠાવવામાં આવ્યો અને મુસ્લિમ લીગના ઉમેદવારને જ મત આપવા માટે પાક કુરાન આપીને મતદારો પાસે સોગન લેવડાવવામાં આવ્યા.

આ બધાની મુસ્લિમ આમજનતા પર બેશક અસર થઈ. આમ છતાં એની સામે ઘણા અડગ રહ્યા એ એક તાજુબીની વાત છે. લીગ ઘણીખરી પેટા ચૂંટણીમાં જીતી; કેટલીકમાં હારી પણ ખરી. જ્યાં લીગનો ઉમેદવાર ચૂંટાયો ત્યાં પણ ઠીક ઠીક સંખ્યામાં મુસલમાનોએ તેની સામે મત આપ્યા હતા. તેમના પર કૉંગ્રેસના ખેડૂતોને લગતા કાર્યક્રમની અસર થઈ હતી. પણ મુસ્લિમ લીગના ઇતિહાસમાં પહેલી જ વાર તેને આમજનતાનો સાથ મળ્યો અને તે આમજનતાની સંસ્થા બનવા લાગી. જે બની રહ્યું હતું તેથી મને ખેદ થતો હતો પણ એ ફેરફાર એક રીતે મેં આવકાર્યો. મને લાગ્યું કે એથી આખરે રજવાડી વર્ગોની આગેવાની બદલાશે અને વધારે પ્રગતિશીલ માનસના લોકો આગળ આવશે. મુસલમાનોનું રાજકીય તેમ જ સામાજિક બાબતોમાં અત્યંત પછાતપણું એ આજ સુધી મોટી મુશ્કેલી હતી. એને લીધે પ્રગતિવિરોધી આગેવાનો તેમને વટાવી ખાતા હતા.

ઝીણાસાહેબ પોતે મુસ્લિમ લીગના તેમના બીજા સાથીઓ કરતાં વધારે પ્રગતિશીલ વિચારના હતા. ખરેખર, યોગ્યતામાં તે લોકોની એમની સાથે કોઈ રીતે સરખામણી થઈ શકે એમ નહોતું જ અને તેથી તે તેમના અનિવાર્ય નેતા બન્યા. તેમના સાથીઓના તકસાધુપણાની બાબતમાં અને એથીયે બૂરા

દોષોની બાબતમાં તેમણે જાહેર સભાઓમાં પોતાનો ભારે અસંતોષ વ્યક્ત કર્યો હતો. પ્રગતિશીલ, નિઃસ્વાર્થ અને હિંમતવાળા મુસલમાનોના મોટા ભાગના લોકો કૉંગ્રેસમાં જોડાયા હતા અને તેમાં રહીને કાર્ય કરતા હતા એ હકીકત તેઓ સારી રીતે જાણતા હતા. આમ છતાં વિધિએ યા તો ઘટનાઓના પ્રવાહે જેમને વિષે તેમને નામનો પણ આદર નહોતો એવા લોકોની વચ્ચે નાખ્યા હતા. એ તેમના નેતા હતા પણ તેમની પ્રગતિવિરોધી વિચારદૃષ્ટિના પોતે બંદીવાન બનીને જ તેઓ બધાને એકત્ર રાખી શકે એમ હતું. અને માત્ર વિચારદૃષ્ટિની વાત લઈએ તો તેઓ એના અનિચ્છાએ બંદીવાન નહોતા બન્યા, કેમ કે તેમનો બાહ્ય સ્વાંગ આધુનિકતાનો હોવા છતાં તેઓ આધુનિક રાજકીય વિચારો અથવા પ્રગતિના નામનીયે જેને પિછાન નહોતી એવી જૂની પેઢીના હતા. દુનિયાને આજે જે આવરી રહ્યું છે તે સંપત્તિશાસ્ત્ર વિષે તેઓ સાવ અજ્ઞાન હોય એમ લાગતું હતું. પહેલા મહાયુદ્ધ પછી દુનિયાભરમાં જે અસાધારણ ઘટનાઓ બની હતી તેની તેમના પર કશીયે અસર થઈ હોય એમ લાગતું નહોતું. કૉંગ્રેસે રાજકીય ક્ષેત્રમાં એક મોટું ડગલું આગળ ભર્યું ત્યારે ઝીણાસાહેબ એ સંસ્થા છોડી ગયા હતા. કોંગ્રેસે આર્થિક અને જનતાની દૃષ્ટિ કેળવી એટલે એ અંતર વધ્યું હતું. પણ વિચારદૃષ્ટિમાં ઝીણાસાહેબ એક પેઢી પહેલાં જ્યાં હતા ત્યાંના ત્યાં કાયમ રહ્યા હતા અથવા કહો કે ત્યાંથીયે ઘણા પાછા હટ્યા હતા કેમ કે હવે તે હિંદની એકતા તેમ જ લોકશાહી, એ બંનેને વખોડવા લાગ્યા. તેમણે જાહેર કર્યું કે, 'પાશ્ચાત્ય લોકશાહીના અર્થશૂન્ય ખ્યાલ પર રચાયેલી રાજ્યવ્યવસ્થા નીચે તેઓ હરગિજ નહીં રહે.' ઠીક ઠીક લાંબા સમય સુધી જેની તે હિમાયત કરતા હતા તે સિદ્ધાંત અર્થશૂન્ય હતો એ સમજતાં તેમને ઘણો લાંબો વખત લાગ્યો કહેવાય.

મુસ્લિમ લીગમાં સુધ્ધાં ઝીણાસાહેબ એકલવાયી વ્યક્તિ છે. પોતાના નિકટના સાથીઓથી પણ તેઓ અળગા રહે છે. તેઓ ખૂબ લોકપ્રિય છે પણ લોકો તેમનો દૂરથી આદર કરે છે અને તેમને એમને માટે પ્રેમ કરતાં ડર વધારે છે. રાજકારણી પુરુષ તરીકે તેમની કુશળતા વિષે બેમત નથી પણ તેમની એ કુશળતા હિંદમાંના બ્રિટિશ અમલની આજની વિશિષ્ટ પરિસ્થિતિ સાથે બંધાયેલી છે. એક વકીલરાજદ્વારી પુરુષ તરીકે, વ્યૂહરચના કરનાર તરીકે તેમ જ રાષ્ટ્રવાદી હિંદ અને બ્રિટિશ સત્તા વચ્ચે ત્રાજવાની દાંડીની દોરી પકડી રાખનાર તરીકે તેઓ પ્રકાશે છે. પરિસ્થિતિ જુદી હોત અને રાજકીય તેમ જ આર્થિક સાચા સવાલો હાથ ધરવાનું તેમને માથે આવત તો તેમની એ કુશળતા તેમને કેટલી કામ લાગત એ કહેવું મુશ્કેલ છે. એ વિષે તેમને પોતાને જ કદાચ શંકા હોય એમ બને; પોતાને વિષે જોકે એમનો જેવો તેવો

અભિપ્રાય નથી. અજાણપણે પણ ફેરફારથી તેઓ વિરુદ્ધ છે, ચાલતુ આવ્યું હોય તે ચાલુ રાખવા માગે છે, અને જેઓ તેમની સાથે પૂરેપૂરા સંમત થતા નથી તેમની સાથે જાહેર પ્રશ્નો વિષે ચર્ચા કરવાનું અને તેમને અંગે શાંતપણે વિચાર કરવાનું તે ટાળે છે, એનો આ ખુલાસો હોય એમ બને. આજની પરિસ્થિતિમાં એમનો મેળ બેસે છે, તેમનો કે બીજા કોઈનો નવી પરિસ્થિતિમાં મેળ બેસશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. કઈ ભાવનાઓ તેમને છે? કયું ધ્યેય સિદ્ધ કરવાને તેઓ જહેમત કરે છે? કે પછી હવે શોખ છે એમ કહેવાની જેમાં તેમને ઘણી વાર તક મળે એવી શેતરંજની રોમાંચક રાજકીય રમતમાંથી મળતા આનંદ સિવાય બીજી કોઈ પ્રબળ ભાવના તેમનામાં નથી? કોંગ્રેસ વિષે તેમને દ્વેષ હોય એમ લાગે છે અને તેમની વય સાથે તે વધતો ગયો છે. તેમની અરુચિ અને અણગમા ઊંડા છે, પણ તેમને ગમે છે શું? તેમનામાં આટલી આટલી શક્તિ અને ચીવટ હોવા છતાં વિચિત્ર વાત એવી છે કે તેઓ અભાવાત્મક વ્યક્તિ છે અને 'નન્નો' એ તેમનું યોગ્ય પ્રતીક હોઈ શકે, એથી તેમના વ્યક્તિત્વની ભાવાત્મક બાજુ સમજવાના બધા પ્રયત્નો વિફળ નીવડે છે અને એ વિષે કોઈની મતિ ચાલતી નથી.

બ્રિટિશરો હિંદમાં આવ્યા ત્યાર પછી મુસલમાનોએ આધુનિક ઢબની પ્રતિભાશાળી વ્યક્તિ બહુ ઓછી પેદા કરી છે. તેમણે કેટલાક અસાધારણ પુરુષો પેદા કર્યા છે ખરા પણ તેઓ જૂની સંસ્કૃતિ ને પરંપરા ચાલુ રાખનારા હતા અને આધુનિક પરિસ્થિતિમાં સહેલાઈથી ગોઠવાઈ શકતા નહોતા. બદલાતા જતા જમાના સાથે આગળ વધવાની તેમ જ સાંસ્કૃતિક બાબતોમાં અને બીજી રીતે નવી પરિસ્થિતિ સાથે પોતાનો મેળ સાધવાની શક્તિની આ ઊણપ બેશક પાયાની ખામી નહોતી. આ બીના નવો ઔદ્યોગિક મધ્યમ વર્ગ પેદા થવામાં થયેલો વિલંબ તેમ જ મુસલમાનો પાછળની વધારેપડતી રજવાડી ભૂમિકા વગેરે કેટલાક ઐતિહાસિક કારણોમાંથી પેદા થઈ હતી. એ રજવાડી ભૂમિકાએ વિમાસના માર્ગો બંધ કરી દીધા તેમ જ શક્તિનો ઉપયોગ કરવાની તક ન આપી. બંગાળમાં મુસલમાનોનું પછાતપણું બહુ તરી આવતું દેખાતું હતું. એનાં બે કારણો હતાં: એક એ કે બ્રિટિશ અમલના આરંભના સમયમાં તેમના ઉપલા વર્ગનું નિકંદન કાઢવામાં આવ્યું હતું અને બીજું, ત્યાંના ઘણા મોટા ભાગના મુસલમાનો જેમને પાછા લાંબા સમયથી પોતાનો વિકાસ સાધવાની અને પ્રગતિ કરવાની તક નહોતી આપવામાં આવી એવા છેક નીચલા થરના હિંદુઓમાંથી વટલીને થયા હતા. ઉત્તર હિંદમાં ઉપલા વર્ગના સરકારી મુસલમાનો પોતાની પરંપરાગત જૂની ગૃહસ્થીરસ્તી તેમ જ જમીનના બોજાયાની નિસ્બતે, બંધાઈ રહ્યા હતા. હમણાં થોડાં વરસોમાં એમાં નોંધવા જેવો

ફેરફાર થયેલો જોવામા આવે છે અને હિંદના મુસલમાનોમા ઝડપથી નવો મધ્યમ વર્ગ પેદા થતો જાય છે પણ વિજ્ઞાન અને ઉદ્યોગોના ક્ષેત્રમા આજે પણ તેઓ હિંદુઓથી તેમ જ બીજાઓથી ઘણા પાછળ છે હિંદુઓ પણ પછાત છે અને કેટલીક વાર પરંપરાગત આચારવિચારમા તેઓ મુસલમાનો કરતા પણ વધારે જકડાયેલા હોય છે પણ વિજ્ઞાન, ઉદ્યોગો તેમ જ બીજા ક્ષેત્રોમા તેમણે કેટલાક ઘણા પ્રતિભાશાળી પુરુષો પેદા કર્યા છે નાનકડી પારસી કોમે પણ આધુનિક ઉદ્યોગોના ક્ષેત્રમા અગ્રગણ્ય ઉદ્યોગપતિઓ પેદા કર્યા છે એ પણ એક જાણવા જેવી બીના છે કે ઝીણાસાહેબનુ કુટુબ મૂળ હિંદુ હતુ

હિંદુ તેમ જ મુસલમાનો એ બનેમાથી બાહોશ તેમ જ શક્તિશાળી માણસો ભૂતકાળમા સારા પ્રમાણમા સરકારી નોકરીઓમા ગયા હતા કેમ કે તેમને માટે એ જ એક આકર્ષક માર્ગ ખુલ્લો હતો સ્વાતંત્ર્ય માટેની રાજકીય ચળવળ પ્રબળ થતી ગઈ તેમ તેમ એ આકર્ષણ ઓછુ થતુ ગયુ અને બાહોશ, નિષ્ઠાવાન અને હિંમતવાળા લોકો તેમા ખેચાયા આમ ઘણા સારા મુસલમાનો કોગ્રેસમા આવ્યા તાજેતરના વરસોમા તરુણ મુસલમાનો સમાજવાદી અને સામ્યવાદી પક્ષોમા પણ જોડાયા આ બધી ધગશવાળી અને પ્રગતિશીલ વ્યક્તિઓ બાદ કરતા મુસલમાનોના નેતાઓ ઓછા શક્તિશાળી હતા અને આગળ વધવા માટે તેઓ એકમાત્ર સરકારી નોકરી તરફ નજર કરતા હતા ઝીણાસાહેબ જુદી જાતના માણસ હતા તે બાહોશ, આગ્રહી અને ચીકણાવાળા હતા અને સરકારી હોદ્દો મેળવવાની લાલચને વશ થાય એવા નહોતા બીજા કેટલાક મુસલમાન નેતાઓમા એ ખામી મોટા પ્રમાણમા હતી એથી ઝીણાસાહેબનુ સ્થાન મુસ્લિમ લીગમા અનન્ય બની ગયુ અને લીગના બીજા આગળ પડતા નેતાઓ કરતા તેઓ વધારે આદરપાત્ર બન્યા દુર્ભાગ્યે તેમના જિદ્દી સ્વભાવે તેમને નવા વિચારો ગ્રહણ કરતા રોકયા અને તેમનાથી વિરુદ્ધ મત ધરાવનારા સાથીઓ તેમ જ બીજી સંસ્થાઓ વિષે અસહિષ્ણુ બનાવ્યા એ પોતે મુસ્લિમ લીગ બની ગયા પણ એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે, લીગ સમુદાયિક સંસ્થા બનતી જતી હતી એટલે જૂના થઈ ગયેલા રિવાજોવાળી રજવાડી પદ્ધતિની એકઆગેવાની ક્યા સુધી ટકી શકે?

હું કોગ્રેસનો પ્રમુખ હતો તે વખતે મે અનેક પ્રસંગે ઝીણાસાહેબને લખ્યુ હતું અને અમે શુ કરીએ એમ તેઓ ચાહે છે એ ચોકસપણે જણાવવા તેમને વિનતિ કરી હતી લીગને શુ જોઈએ છે અને તેનુ નિશ્ચિત ધ્યેય શુ છે ? મે તેમને પૂછ્યુ હતું કોગ્રેસની સરકારો સામે લીગની શી ફરિયાદો છે તે પણ હુ જાણવા માગતો હતો મારો એવો ખ્યાલ હતો કે પત્રવહેવાર મારફતે અમે એ બાબતો વિષે ચોખવટ કરીશુ અને પછી

એમાંથી ઉપસ્થિત થતા મહત્ત્વના મુદ્દાઓની કશી પણ ચર્ચા કરીશું. જીણાસાહેબ મને લાંબા લાંબા જવાબ લખતા પણ મને કદાચ સમજૂતી આપવામાં તે નિષ્ફળ નીવડ્યા. તેમને ખરેખર શું જોઈતું હતું અથવા લીગની શી ફરિયાદો હતી એ મને કે બીજા કોઈને પણ કહેવાનું તેમણે જે રીતે ટાળ્યું એ સાચે જ તાજુબ કરે એવું હતું. અમે અનેક વાર પત્રવહેવાર કર્યો છતાં હમેશાં તેની તે અસ્પષ્ટતા અને નિશ્ચયનો અભાવ જોવા મળતા હતા અને હું એમાંથી કશું ચોક્કસ સમજી કે જાણી ન શક્યો. આથી મને ખૂબ આશ્ચર્ય થયું અને હું લાચારીની લાગણી અનુભવવા લાગ્યો. જીણાસાહેબને કોઈ પણ રીતે બંધાઈ જવું નહોતું અને સમાધાન માટે તેમને જરા પણ પડી નહોતી એમ લાગતું હતું.

એ પછી ગાંધીજી અને અમારામાંના બીજાઓ પણ તેમને અનેક વાર મળ્યા. કલાકોના કલાકો તેમણે વાત કરી પણ પ્રાથમિક ભૂમિકામાંથી નીકળીને આગળ તેઓ ચાલી ન શક્યા. લીગ તેમ જ કોંગ્રેસના પ્રતિનિધિઓએ મળવું અને તેમની વચ્ચેના બધાયે સવાલોની ચર્ચા કરવી એવી અમારી દરખાસ્ત હતી. જીણાસાહેબે જણાવ્યું કે, મુસ્લિમ લીગ એ હિંદના મુસલમાનોનું પ્રતિનિધિત્વ ધરાવતી એકમાત્ર સંસ્થા છે એવો અમે જાહેરમાં સ્વીકાર કરીએ અને કોંગ્રેસ પોતાને કેવળ હિંદુ સંસ્થા ગણવાને તૈયાર થાય તે પછી જ એમ થઈ શકે. એમ કરવું મુશ્કેલ હતું એ ઉઘાડું છે. મુસ્લિમ લીગનું મહત્ત્વ અમે બેશક સ્વીકારતા હતા અને તેથી જ અમે તેની પાસે જતા હતા. પણ દેશમાંની બીજી અનેક મુસ્લિમ સંસ્થાઓની અવગણના અમે કેવી રીતે કરી શકીએ? એમાંની કેટલીક સંસ્થાઓ અમારી સાથે સંકળાયેલી હતી. વળી ખુદ કોંગ્રેસમાં મુસલમાનો સારી સંખ્યામાં હતા અને તેમાંના કેટલાક અમારી સર્વોપરી વહીવટી સમિતિના એટલે કે કારોબારી સમિતિના સભ્ય હતા. જીણાસાહેબના દાવાનો સ્વીકાર કરવાનો અર્થ હકીકતમાં એ થાય કે અમારા જૂના મુસલમાન સાથીઓને કોંગ્રેસમાંથી હાંકી કાઢવા અને કોંગ્રેસનાં દ્વાર તેમને માટે ખુલ્લાં નથી એવી અમારે જાહેરાત કરવી. એનો અર્થ એ કે, કોંગ્રેસનું મૂળભૂત સ્વરૂપ બદલી નાખવું અને સૌને માટે ખુલ્લી રાષ્ટ્રીય સંસ્થાને બંધિયાર કોમી સંસ્થામાં પલટી નાખવી. આ વાત અમારે માટે અકલ્પનીય હતી. કોંગ્રેસ જેવી સંસ્થા મોજૂદ ન હોત તો દરેક હિંદી જેમાં દાખલ થઈ શકે એવી એક નવી રાષ્ટ્રીય સંસ્થા અમારે સ્થાપવી પડત.

જીણાસાહેબનો એ માટેનો આગ્રહ અને એ સિવાય બીજી બાબતો ચર્ચવાનો ઇનકાર અમે સમજી ન શક્યા. ફરીથી અમે એ જ અનુમાન પર આવ્યા. તેમને કોઈ સમાધાન જોઈતું નહોતું તેમ જ તે કોઈ પણ બાબતમાં બંધાવા

માગતા નહોતા જેમ ચાલે તેમ ચાલવા દેવામા અને એ રીતે પોતે બ્રિટિશ સરકાર પાસેથી વધુ મેળવી શકશે એવી અપેક્ષા રાખવામા તેમને સતોષ હતો

હિંદમા હિંદુ અને મુસલમાન એવી બે પ્રજાઓ અથવા રાષ્ટ્રો છે એવા તાજેતરમા તેમણે ફેલાવેલા નવા સિદ્ધાતને આધારે ઝીણાસાહેબ માગણી કરતા હતા પણ માત્ર બે જ પ્રજાઓ કેમ એ મને સમજાતું નથી કેમ કે ધર્મને કારણે જુદી પ્રજા બનતી હોય તો હિંદમા એવી ઘણી પ્રજાઓ હતી એ ભાઈઓમાથી એક હિંદુ હોય અને બીજો મુસલમાન હોય તો તેઓ બે જુદી પ્રજાના બની જાય હિંદના ઘણાખરા ગામોમા વત્તાઓછા પ્રમાણમા આ બે પ્રજાઓ વસતી હતી કોઈ પણ પ્રકારની સીમારહિત એ બે પ્રજાઓ હતી, એક બીજીમા ભળી જતી હતી સાથે રહેતા, એક જ ભાષા બોલતા અને લગભગ સમાન પરપરાઓ ને રૂઢિને અનુસરતા એવા બે બગાળીઓ, એક હિંદુ અને બીજો મુસલમાન બે જુદી પ્રજાના માણસો હતા આ બધુ સમજમા ઊતરવુ મુશ્કેલ હતુ એ મધ્ય યુગનો કોઈક સિદ્ધાત પાછો અપનાવવા જેવુ લાગતું હતું પ્રજાની અથવા રાષ્ટ્રની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે આપણે એક છીએ અને એકત્ર રીતે બાકીની માનવજાત સામે ખડા છીએ એવી જાતની ભાવના એ ઘણું કરીને રાષ્ટ્રીયતાના અથવા પ્રજાપણાના ભાનનુ મહત્ત્વનુ લક્ષણ છે સમગ્ર હિંદની દૃષ્ટિએ જોતા અત્યારે તે કેટલા પ્રમાણમા મોજૂદ છે એ ચર્ચાસ્પદ મુદ્દો હોઈ શકે એમ પણ કહી શકાય કે ભૂતકાળમા હિંદનો વિકાસ બહુપ્રજાકીય યા બહુજાતિ રાજ્ય તરીકે થયો અને ધીમે ધીમે રાષ્ટ્રીય એકતાની ભાવના તેનામા ઉદ્ભવી પણ આ બધી કલ્પનાઓ છે અને આપણે તેમની સાથે ઝાઝી લેવાદેવા નથી આજે સૌથી બળવાન રાજ્યો બહુપ્રજાકીય છે પણ સાથે સાથે તેમણે એક રાષ્ટ્રીયતાની ભાવના કેળવી છે યુનાઈટેડ સ્ટેટ્સ અને સોવિયેટ સઘ એના ઉદાહરણો છે

ઝીણાસાહેબના બે રાષ્ટ્રો અથવા બે પ્રજાના સિદ્ધાંતમાથી પાકિસ્તાન અથવા હિંદના ભાગલાનો ખ્યાલ ઉદ્ભવ્યો છે પણ એથી કંઈ બે પ્રજાઓ અથવા રાષ્ટ્રોના સવાલનો ઉકેલ આવે એમ નથી કેમ કે એ બે પ્રજાઓ હિંદ ભરમા બધે વસે છે પણ એ વાતે નક્કર સ્વરૂપ ધારણ કર્યું એ વાતે વળી ઘણાના મનમાં હિંદની એકતાની તરફેણમા અસાધારણ તીવ્ર લાગણી જગાડી સામાન્ય રીતે રાષ્ટ્રની એકતા ગૃહીત કરીને જ ચાલવામા આવે છે જ્યારે તેને પડકારવામા આવે, પોતાના પર પ્રહારો થાય અથવા તેને તોડવાના પ્રયાસો કરવામા આવે ત્યારે જ એ એકતાનું સાચુ સ્વરૂપ સમજાય છે અને તે ટકાવી રાખવા માટે સક્રિય વલણ પેદા થાય છે આમ કેટલીક વાર એકતાને છિન્નભિન્ન કરવાના પ્રયાસો જ તેને સુદૃઢ કરનારા નીવડે છે

કૉંગ્રેસ તેમ જ ધાર્મિક-કોમી સંસ્થાઓની દૃષ્ટિ વચ્ચે એક મૂળભૂત ભેદ હતો. ધાર્મિક-કોમી સંસ્થાઓમાં મુસ્લિમ લીગ તેમ જ તેની જ હિંદુ પ્રતિકૃતિ હિંદુ મહાસભા મુખ્ય હતી. આ કોમી સંસ્થાઓ સિદ્ધાંતમાં હિંદના સ્વાતંત્ર્યની વાત કરતી હતી ખરી પણ પોતપોતાના સમૂહોના સંરક્ષણ તેમ જ તેમને માટે ખાસ હક્કો મેળવવાની જ તેમને પડી હતી. આવા હક્કો મેળવવા માટે અનિવાર્ય રીતે બ્રિટિશ સરકાર પર તેમને આધાર રાખવાનો હતો અને એથી તેની સાથે અથડામણમાં આવવાનું તેઓ ટાળતી હતી. સમગ્ર હિંદ માટે સ્વાતંત્ર્ય મેળવવાના મુદ્દા પર કૉંગ્રેસની દૃષ્ટિ એટલી બધી કેન્દ્રિત થયેલી હતી કે બીજી બધી વાતો તેને મન ગૌણ હતી અને એને લીધે બ્રિટિશ સરકાર સાથેની તેની અથડામણ અથવા સહકારી ચાલુ છે. કૉંગ્રેસ મારફતે વ્યક્ત થતી હિંદની રાષ્ટ્રીયતા બ્રિટિશ સામ્રાજ્યશાહીનો સામનો કરતી હતી. આ ઉપરાંત કૉંગ્રેસે ખેડૂતોને લગતા તેમ જ આર્થિક અને સામાજિક કાર્યક્રમો ઘડી કાઢ્યા હતા. મુસ્લિમ લીગ કે હિંદુ મહાસભા બેમાંથી એકેએ આવા કોઈ પ્રશ્નોનો વિચાર કર્યો નહોતો તેમ જ તે અંગે કાર્યક્રમ ઘડવાનો પ્રયાસ કર્યો નહોતો. સમાજવાદીઓ તેમ જ સામ્યવાદીઓને એ પ્રશ્નોમાં ખૂબ રસ હતો અને એને અંગે તેમણે પોતપોતાના કાર્યક્રમો ઘડી કાઢ્યા હતા અને કૉંગ્રેસમાં તેમ જ બહાર તેમને આગળ ધપાવવાના પ્રયાસો કરતા હતા.

કૉંગ્રેસની નીતિ અને કાર્ય તેમ જ ધાર્મિક-કોમી સંસ્થાઓની નીતિ અને કાર્ય વચ્ચે બીજો પણ એક તરી આવે એવો ભેદ હતો. ચળવળ ચલાવવા અંગેની તેમ જ જ્યારે તે ચાલુ હોય ત્યારે ધારાસભા અંગેની પોતાની પ્રવૃત્તિ ઉપરાંત કૉંગ્રેસ આમજનતામાં કેટલીક રચનાત્મક પ્રવૃત્તિઓ ચલાવવાની બાબત પર સૌથી વિશેષ ભાર મૂકતી હતી. આ પ્રવૃત્તિઓમાં ગૃહઉદ્યોગોની ખિલવણી તેમ જ તેમનું સંગઠન, દલિતોદ્ધાર અને પાછળથી પાયાની કેળવણીના પ્રચારનો સમાવેશ થતો હતો. ગામડાંઓમાં કરવાના કાર્યમાં ગ્રામસફાઈ તેમ જ સાદી અને પ્રાથમિક વૈદકીય રાહતનો પણ સમાવેશ થતો હતો. આ પ્રવૃત્તિઓ ચલાવવા માટે કૉંગ્રેસે અલગ સંસ્થાઓ પણ સ્થાપી હતી. એ સંસ્થાઓ રાજકીય ભૂમિકાથી અલગ રહીને કાર્ય કરતી હતી અને એમાં પોતાનો બધો સમય આપનારા હજારો કાર્યકર્તાઓ કામ કરતા હતા. પોતાનો થોડો સમય આપી એ સંસ્થાઓની પ્રવૃત્તિમાં સહાય કરનારાઓની સંખ્યા એથીયે ઘણી વધારે હતી. રાજકીય પ્રવૃત્તિ સાવ મંદ પડી ગઈ હોય તે વખતે પણ આ બિનરાજકીય રચનાત્મક કાર્ય ચાલુ રહેતું. પણ કૉંગ્રેસ સાથે ખુલ્લી અથડામણ પેદા થાય ત્યારે એ પ્રવૃત્તિઓને પણ દાબી દેવામાં આવતી. એમાંની કેટલીક પ્રવૃત્તિઓના આર્થિક મહત્ત્વની બાબતમાં કેટલાક લોકો પોતાની શંકા પ્રદર્શિત કરતા હતા પણ તેમના

સામાજિક મહત્ત્વ વિષે એમત હોઈ જ ન શકે આમજનતા સાથે નિકટના સપર્કમા રહી પોતાનો આખો સમય આપી કામ કરનારા સખ્યાબંધ કાર્યકર્તાઓને તેમણે તાલીમ આપી અને પ્રજામા સ્વાશ્રયની ભાવના પેદા કરી મજૂર મહાજનો તેમ જ કિસાનોની સસ્થાઓમા પણ કૉંગ્રેસવાદી સ્ત્રીપુરુષોએ આગળપડતો ભાગ લીધો અને એમાની કેટલીક સસ્થાઓ તેમણે જ ઊભી કરી હતી સૌથી મોટુ અને સુસગઠિત અમદાવાદનુ મજૂર મહાજન કૉંગ્રેસવાદીઓએ શરૂ કર્યું હતુ અને તેમની સાથે નિકટના સહકારથી તેનુ કાર્ય ચાલે છે

આ બધી પ્રવૃતિઓએ કૉંગ્રેસના પાયને સગીન પીઠબળ આપ્યુ ધાર્મિક કોમી સસ્થાઓની પાછળ આવુ કશુ પીઠબળ નહોતુ એ બધી સસ્થાઓ ક્યારેક ક્યારેક ચળવળ અને ઝુબેશની ભૂમિકા પર અથવા ચૂટણીઓને વખતે કાર્ય કરતી હતી કૉંગ્રેસવાદીઓ પર જે હમેશા ઝઝૂમી રહેતુ હતુ તે સરકારના દમનના પગલાનુ જોખમ તેમને નહોતુ એથી એ સસ્થાઓમા તકસાધુઓ અને અગત લાભ શોધનારાઓ પેસી જવાનો સભવ વધારે રહેતો હતો આમ છતા અહરારો અને જમિયત ઉલ-ઉલેમા એ બે મુસ્લિમ સસ્થાઓને સરકારનુ દમન સારી પેઠે વેઠવુ પડ્યુ કેમ કે રાજકીય બાબતોમા ઘણી વાર એ સસ્થાઓ કૉંગ્રેસને માર્ગે ચાલતી હતી

કૉંગ્રેસ નવા પેદા થયેલા મધ્યમ વર્ગના અથવા ખાધેપીધે સુખી એવા વર્ગના વિમાસની સાથે વિકસતી ગયેલી રાષ્ટ્રીયતાની ભાવના વ્યક્ત કરતી હતી એટલુ જ નહી, સામાજિક ફેરફાર માટેની મજૂર વર્ગની ભાવના પણ ઘણે અશે વ્યક્ત કરતી હતી ખાસ કરીને તે ખેડૂતો અથવા કિસાનોને સ્પર્શતી બાબતમા ક્રાંતિકારી ફેરફાર કરવા ધારતી હતી એથી ઘણી વાર કૉંગ્રેસની અદર ઘર્ષણ પેદા થતુ અને જમીનદાર વર્ગના લોકો તેમ જ ઉદ્યોગપતિઓ સામાન્ય રીતે રાષ્ટ્રવાદી હતા છતા સમાજવાદી ફેરફારોના ડરના માર્યા તેનાથી અળગા રહેતા હતા કૉંગ્રેસમા સમાજવાદી તેમ જ સામ્યવાદીઓને માટે પણ સ્થાન હતુ અને કૉંગ્રેસની નીતિ પર તેઓ પોતાની અસર પાડી શકતા હતા શુ હિંદુ કે શુ મુસ્લિમ બધી કોમી સસ્થાઓ રજવાડી ને સ્થિતિચુસ્ત તત્ત્વો સાથે નિકટપણે સકળાયેલી હતી અને કોઈ પણ પ્રકારના ક્રાંતિકારી ફેરફારની વિરુદ્ધ હતી એથી ખરી અગામણ, ખાસ કરીને રાષ્ટ્રીયતા, લોકશાહી તેમ જ સામાજિક બાબતોના સબંધમા ક્રાંતિકારી નીતિની હિમાયત કરનારાઓ અને જેમને રજવાડી જમાનાના અવશેષો સાચવી રાખવા હતા તેમની વચ્ચે હતી ધર્મની સાથે એને કશી લેવાદેવા નહોતી, કેટલીક વાર જોકે સાચા મુદ્દાને તે ઢાકી દેતો હતો ખાસ કરીને પ્રસગે આ બીજા લોકો આવુ પરિસ્થિતિ ટકાવી રાખવામા

જેમનો સ્વાર્થ રહેલો હોય છે તે પરદેશીઓના ટેકા પર અનિવાર્ય રીતે આધાર રાખે છે.

બીજું મહાયુદ્ધ શરૂ થતાં દેશમાં કટોકટી પેદા થઈ અને તેને પરિણામે પ્રાંતોમાંની કૉંગ્રેસી સરકારોએ રાજીનામાં આપ્યાં. પણ આ પહેલાં કૉંગ્રેસે ઝીણાસાહેબ તેમ જ મુસ્લિમ લીગ સાથે વાટાઘાટ કરવાનો બીજો એક પ્રયત્ન કરી જોયો. યુદ્ધ શરૂ થયું ત્યાર પછી કૉંગ્રેસની કારોબારી સમિતિની મળેલી પહેલી બેઠકમાં હાજર રહેવા ઝીણાસાહેબને આમંત્રણ આપવામાં આવ્યું. પણ તેમણે અમને મળવાનું ઉચિત ન માન્યું. અમે પાછળથી તેમને મળ્યા અને એ જગદ્‌વ્યાપી કટોકટીને ધ્યાનમાં રાખીને બંનેને માટે સમાન નીતિ ઘડી કાઢવાનો પ્રયત્ન કર્યો. એમાં ઝાઝી પ્રગતિ ન થઈ શકી, છતાં અમે વાત આગળ ચલાવવાનું નક્કી કર્યું. દરમ્યાન રાજકીય મુદ્દા પર કૉંગ્રેસ સરકારોએ રાજીનામાં આપ્યાં. મુસ્લિમ લીગ કે કોમી પ્રશ્ન સાથે એને કશી લેવાદેવા નહોતી. પણ ઝીણાસાહેબે કૉંગ્રેસ પર ઝનૂની હુમલો કરવા માટે એ પ્રસંગ પસંદ કર્યો અને પ્રાંતોમાં કૉંગ્રેસના અમલનો અંત આવ્યો તે માટે મુક્તિ દિન ઊજવવાની પોતાની લીગને હાકલ કરી. એ પછી તેમણે રાષ્ટ્રવાદી મુસલમાનો અને ખાસ કરીને કૉંગ્રેસના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદની અઘટિત શબ્દોમાં ટીકા કરી. મૌલાના આઝાદ તરફ હિંદુ તેમ જ મુસલમાનો ખૂબ આદર રાખતા હતા. મુક્તિ દિન કંઈક ખોટો નીવડ્યો અને હિંદના કેટલાક ભાગોમાં મુસલમાનોએ એની સામે દેખાવો કર્યા. પણ એથી કડવાશની લાગણી વધી અને ઝીણાસાહેબ તથા તેમની નેતાગીરી નીચે મુસ્લિમ લીગનો કૉંગ્રેસ સાથે કોઈ પણ પ્રકારના સમાધાન પર આવવાનો અથવા હિંદનું સ્વાતંત્ર્ય માટેનું ધ્યેય આગળ ધપાવવાનો ઇરાદો નહોતો એની લાગતાવળગતાઓને પાકી ખાતરી થઈ ગઈ. તેમને વર્તમાન સ્થિતિ પસંદ હતી.*

---

* આ પુસ્તક લખવાનું પૂરું કર્યા પછી વિલ્ફ્રીડ કેન્ટવેલ સ્મિથ નામના કૅનેડિયન વિદ્વાનનું એક પુસ્તક મારા વાંચવામાં આવ્યું. તેમણે મિસર તેમ જ હિંદમાં કેટલાક વરસ ગાળ્યાં હતાં. એ પુસ્તકનું નામ છે, મૉડર્ન ઇસ્લામ ઇન ઇન્ડિયા — એ સોશિયલ ઍનેલિસિસ (લાહોર, ૧૯૪૩). એમાં ૧૮૫૭ના બળવા પછીના સમયમાં હિંદના મુસલમાનોમાં થયેલી વિચારની પ્રગતિની કાળજીભરી સમાલોચના કરવામાં આવી છે તેમ જ તેનું સચોટ પૃથક્કરણ કરવામાં આવ્યું છે. સર સૈયદ અહમદખાનના સમય પછીની પ્રગતિશીલ તેમ જ પ્રગતિવિરોધી ચળવળો તથા મુસ્લિમ લીગે ધારણ કરેલાં ભિન્ન ભિન્ન સ્વરૂપો વિષે તેમાં ચર્ચા કરી છે.

૬

## રાષ્ટ્ર નિયોજન સમિતિ

૧૯૩૮ની સાલના છેવટના ભાગમાં કોંગ્રેસની આજ્ઞાથી રાષ્ટ્ર નિયોજન સમિતિની સ્થાપના કરવામાં આવી હતી. એ પંદર સભ્યો અને પ્રાન્તિક સરકારોના પ્રતિનિધિઓ તેમ જ અમારી સાથે મળીને કામ કરવા માગતાં દેશી રાજ્યોના પ્રતિનિધિઓની બનેલી હતી. એના સભ્યોમાં જાણીતા ઉદ્યોગપતિઓ, શરાફો, અર્થશાસ્ત્રીઓ, અધ્યાપકો, વિજ્ઞાનશાસ્ત્રીઓ તેમ જ ટ્રેડ યુનિયન કોંગ્રેસ અને ગ્રામઉદ્યોગ સંઘના પ્રતિનિધિઓ હતા. બંગાળ, પંજાબ અને સિંધ વગેરે બિનકોંગ્રેસી પ્રાન્તોની પ્રાન્તિક સરકારો તેમ જ હૈદરાબાદ, મૈસૂર, વડોદરા, ત્રાવણકોર અને ભોપાળ વગેરે દેશી રાજ્યોએ એ સમિતિ સાથે સહકાર કર્યો હતો. એક રીતે તે અસાધારણ પ્રતિનિધિત્વ ધરાવનારી સમિતિ હતી. એમાં રાજકીય ક્ષેત્રની સીમાના ભેદો ભૂંસાઈ ગયા હતા અને અમલદારી તેમ જ બિનઅમલદારી હિંદ વચ્ચેની ઊંચી દીવાલો પણ નાબૂદ થઈ હતી. એક માત્ર હિંદી સરકારનો પ્રતિનિધિ તેમાં નહોતો અને તેણે અસહકારનું વલણ અખત્યાર કર્યું હતું. આનાપાઈનો હિસાબ ગણનારા મોટા સોદાગરો તેમાં હતા તેમ જ જેમને આદર્શવાદીઓ, ગગનવિહાર કરનારાઓ અને સિદ્ધાંતવાદીઓ કહેવામાં આવે છે તેવા લોકો પણ એમાં હતા. વળી સમાજવાદીઓ અને સામ્યવાદીઓના જેવા જ વિચાર ધરાવનારાઓ પણ એમાં હતા. પ્રાન્તિક સરકારો તેમ જ દેશી રાજ્યો તરફથી નિષ્ણાતો અને ઉદ્યોગખાતાના વડા અમલદારો આવ્યા હતા.

જુદી જુદી જાતના લોકોનું એ તરેહવાર મિશ્રણ હતું અને આવો વિચિત્ર મેળો કેવી રીતે કામ કરશે એ સમજાતું નહોતું. કંઈક વિમાસણ અને સંકલ્પવિકલ્પ પછી એના પ્રમુખપદનો મેં સ્વીકાર કર્યો. મારે માટે એ મનગમતું કામ હતું અને હું એની બહાર રહી શકું એમ નહોતું.

મુશ્કેલી અમને હરેક પ્રસંગે નડી. સાચા નિયોજન માટે પૂરતી માહિતી નહોતી અને જરૂરી આંકડા નહીં જેવા મળતા હતા. હિંદી સરકાર મદદમાં નહોતી. પ્રાન્તિક સરકારોનો સહકાર હતો અને તેમનું વલણ મિત્રતાભર્યું હતું છતાં સમગ્ર હિંદ માટેના નિયોજનને વિષે તેમને ખાસ ઇંતેજારી હોય એમ લાગતું નહોતું અને દૂર રહીને તેમણે પોતાનો રસ દર્શાવ્યો. પોતાના પ્રશ્નો અને મુશ્કેલીઓમાં જ તે ખૂબ ગૂંચવાયેલી હતી. જેમના ઉપક્રમથી એ કમિટી સ્થપાઈ હતી તે કોંગ્રેસમાં મહત્ત્વનું સ્થાન ધરાવનારા લોકો એને વણમાગ્યા બાળક સમાન લેખતા હતા. એ કેવી રીતે ઊછરશે અને મોટું થશે એના તેમને

ખબર નહોતી અને તેની ભાવિ પ્રવૃત્તિ વિષે તેઓ કંઈક શંકાશીલ હતા. મોટા રોજગાર તેમ જ ઉદ્યોગો ચોક્કસપણે એની ટીકા કરતા હતા અને તેમને એના તરફ અણગમો હતો. બહાર રહેવા કરતાં કમિટીની અંદર રહીને પોતાનાં હિતોની તકેદારી વધારે સારી રીતે રાખી શકાશે એમ સમજીને તેઓ ઘણુંખરું એમાં જોડાયા હતા.

સામાજિક તેમ જ આર્થિક તંત્રમાં મૂળભૂત ફેરફારો કરી શકે એટલી બળવાન અને પ્રજાના પીઠબળવાળી સ્વતંત્ર રાષ્ટ્રીય સરકાર નીચે જ કોઈ પણ પ્રકારનું સર્વગ્રાહી ને સર્વસ્પર્શી નિયોજન થઈ શકે એ પણ ઉઘાડું હતું. આમ, સ્વતંત્રતાની પ્રાપ્તિ અને પરદેશી અંકુશ દૂર કરવો એ નિયોજન માટેની મહત્ત્વની પૂર્વશરતો બની. એના માર્ગમાં બીજી નડતરો પણ હતી. દાખલા તરીકે, અમારું સામાજિક પછાતપણું, અમારી રૂઢિઓ, અમારી પરંપરાગત દૃષ્ટિ વગેરે. પણ એમનો ગમે તેમ કરીને મુકાબલો કર્યે જ છૂટકો હતો. આમ હોવાથી એ નિયોજન જેમ અનિશ્ચિત ભવિષ્યકાળ માટેનું નહોતું તેમ જ ચાલુ સમય માટેનું પણ નહોતું અને તેથી એ બાબતમાં અમુક પ્રકારની અવાસ્તવિકતા રહેલી હતી. આમ છતાં વર્તમાન સમયના પાયા પર જ એનું મંડાણ કરવાનું હતું અને એના અમલ માટેનો ભવિષ્યકાળ બહુ દૂર નથી એવી અમે આશા રાખતા હતા. મળી શકે એટલી સામગ્રી અમે ભેગી કરી શકીએ, પરસ્પર સુમેળ સાધી તેમને ગોઠવીએ અને કાગળ પર એક સમગ્ર યોજના તૈયાર કરીએ તો ભવિષ્યના સાચા ને અસરકારક નિયોજન માટેની ભૂમિકા અમે તૈયાર કરી ગણાશે એમ અમને લાગતું હતું. દરમ્યાન પ્રાન્તિક સરકારો તેમ જ દેશી રાજ્યોએ કઈ દિશામાં આગળ વધવું તેમ જ પોતાની સાધનસામગ્રીની ખિલવણી કરવી તે અમે બતાવતા રહીશું. આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક ઇત્યાદિ રાષ્ટ્રની પ્રવૃત્તિઓને અંગે યોજના તૈયાર કરવાનો તેમ જ તેમનો એકબીજી સાથે સધાતો સુમેળ જોવાનો પ્રયત્ન અમારે માટે તેમ જ પ્રજાને માટે કેળવણીની દૃષ્ટિએ પણ ઘણો કીમતી હતો. એ વાત લોકોને વિચાર તેમ જ કાર્યની તેમની સાંકડી ઘરેડમાંથી બહાર કાઢતી હતી, જુદા જુદા પ્રશ્નોના એકબીજાની સાથેના તેમના સંબંધની દૃષ્ટિથી વિચાર કરવાને તેમને પ્રેરતી હતી અને કંઈ નહીં તો થોડે અંશે તેમનામાં વ્યાપક સહકારની દૃષ્ટિ ખીલવતી હતી.

નિયોજન સમિતિની પાછળ રહેલો મૂળ ખ્યાલ ઉદ્યોગીકરણને આગળ વધવાનો હતો. 'ગરીબાઈ તેમ જ બેકારીના, રાષ્ટ્રના સંરક્ષણના તેમ જ સામાન્ય રીતે આર્થિક પુનરુદ્ધારના સવાલોનો ઉદ્યોગીકરણ વિના ઉકેલ લાવી શકાય એમ નથી. આવા ઉદ્યોગીકરણની દિશાના એક પગલા તરીકે

રાષ્ટ્ર નિયોજનની એક સર્વગ્રાહી યોજના તૈયાર કરવી જોઈએ આ યોજનામાં ચાવીરૂપ પાયાના ઉદ્યોગોની, મધ્યમ કદના ઉદ્યોગોની અને ગૃહઉદ્યોગોની ખિલવણી માટેની જોગવાઈનો સમાવેશ થવો જોઈએ . . ' પણ પ્રજાના આધારરૂપ ખેતીની કોઈ પણ યોજના અવગણના ન કરી શકે; કેટલાક લોકોપયોગી સમાજસેવાના કાર્યો પણ એટલા જ મહત્ત્વના હતા એટલે એક વાતનો વિચાર કરતા બીજી વાત ઉપસ્થિત થઈ અને કોઈ પણ વાતને બીજી બધી વાતોથી અળગી પાડવાનુ અથવા બીજી દિશામા પણ એટલુ જ આગળ વધ્યા વિના એક દિશામા આગળ વધવાનુ અશક્ય હતું આ નિયોજનના કામનો અમે જેમ જેમ વધારે વિચાર કરતા ગયા તેમ તેમ તેનો વ્યાપ અને વિસ્તાર વધતા ગયાં અને છેવટે બધી વાતોનો એમા સમાવેશ થતો હોય એમ લાગ્યુ બધી વાતોનુ અમે નિયમન કરવા માગતા હતા અને લશ્કરી ઢબે તેમની વ્યવસ્થા કરવા ચાહતા હતા એવો એનો અર્થ નહોતો પણ યોજનાની અમુક નિયત બાજુ વિષે નિર્ણય કરતા પણ લગભગ બધી વાતો અમારે ખ્યાલમાં રાખવી પડતી હતી આ કામે મને તન્મય બનાવી મૂક્યો અને મને લાગે છે કે, સમિતિના બીજા સભ્યોને પણ એવો જ અનુભવ થયો પણ સાથે સાથે અમુક પ્રકારની અસ્પષ્ટતા, શિથિલતા અને અનિશ્ચિતતા ધીમે ધીમે દાખલ થયા, યોજનાની કોઈ મુખ્ય બાજુ પર બહુ લક્ષ કેન્દ્રિત કરવાને બદલે અમે પહોળી બાથ ભરવા તરફ વળ્યા એને લીધે અમારી અનેક પેટા સમિતિઓના કામમા પણ વિલબ થયો. તેમનામા તાકીદની લાગણીનો તેમ જ નક્કી કરેલા સમયમા ચોક્કસ હેતુને માટે કામ કરવાની ભાવનાનો અભાવ હતો

અમારી સમિતિની રચના જોતા કોઈ પણ મૂળભૂત સામાજિક નીતિને અગે અથવા સમાજવ્યવસ્થાના પાયાના સિદ્ધાતને અંગે સમિતિના બધા સભ્યો એકમત થાય એ સહેલુ નહોતુ. એ સિદ્ધાતોની તાત્ત્વિક ચર્ચા કરવા જતા શરૂઆતમા જ દૃષ્ટિ અગેના મૂળભૂત મતભેદો ઊભા થયા વિના રહે એમ નહોતુ અને એને પરિણામે કદાચ સમિતિમા ભગાણુ પડે એવો પણ સભવ હતો આવી કોઈ માર્ગદર્શક નીતિનો અભાવ એ ગભીર ખામી હતી પણ એનો કશો ઉપાય નહોતો નિયોજનના સામાન્ય પ્રશ્નોનો વિચાર કરવાનો તેમ જ પ્રત્યેક સવાલ તાત્ત્વિક દૃષ્ટિથી નહી પણ અલગ અલગ તેના નક્કર સ્વરૂપમા વિચારવાનો અને એવી વિચારણાઓમાથી સિદ્ધાતો વિકસવા દેવાનો નિર્ણય અમે કર્યો

એકદરે જોતા મુખ્યત્વે એમા બે દૃષ્ટિવાળા લોકો હતા. એક હતા નફાનો આશય દૂર કરવા માગનારા અને સમાન તેમ જ ન્યાયપુરસરની વહેચણી પર ભાર મૂકનારા સમાજવાદીઓ અને બીજા, વ્યવસાયોને એટલે કે વેપારરોજગાર

તેમ જ ઉદ્યોગોને બની શકે તેટલા પ્રમાણમાં અબાધિત અથવા કોઈ પણ પ્રકારનાં બંધનો ને મર્યાદાઓમાંથી મુક્ત રાખવાને તેમ જ નફાના આશયને ટકાવી રાખવાને મથનારા અને ઉત્પાદનની બાબતમાં સૌથી વધારે ભાર મૂકનારા મોટા ઉદ્યોગધંધા તેમ જ રોજગારોના પ્રતિનિધિઓ હતા. પાયાના ઉદ્યોગોની ઝડપી ખિલવણીની તરફેણ કરનારાઓ તેમ જ ગૃહઉદ્યોગો અને ગ્રામઉદ્યોગોની ખિલવણી કરવામાં વધારે લક્ષ આપવામાં આવે અને એ રીતે પૂરા બેકાર અને થોડે અંશે બેકાર એવા અસંખ્ય લોકોને કંઈક કામ આપવાની માગણી કરનારાઓની દૃષ્ટિ વચ્ચે પણ ભેદ હતો. આખરે છેવટના નિર્ણયોની બાબતમાં મતભેદ ઊભા થયા વિના રહે એમ નહોતું. મળી શકે એવી બધી હકીકતો એકઠી કરવામાં આવે અને તેમનો પરસ્પર મેળ સાધવામાં આવે, સર્વસામાન્ય બાબતો નક્કી કરવામાં આવે અને મતભેદો શા છે તે દર્શાવવામાં આવે તો બે કે એથીયે વધારે હેવાલ તૈયાર થાય એમાં કશું નુકસાન નહોતું. એ યોજનાને અમલમાં મૂકવાનો સમય આવે ત્યારે કઈ પાયાની નીતિ અખત્યાર કરવી એની પસંદગી તે સમયની લોકશાહી સરકાર કરે. દરમ્યાન આવશ્યક અને મહત્ત્વની બધી તૈયારી સારા પ્રમાણમાં કરવામાં આવી હશે તેમ જ એ પ્રશ્નની જુદી જુદી બાજુઓ પ્રજા આગળ તેમ જ પ્રાન્તિક સરકારો અને દેશી રાજ્યો આગળ રજૂ કરવામાં આવી હશે.

અમુક નિશ્ચિત હેતુ ને સામાજિક ધ્યેય વિના દેખીતી રીતે જ અમે કોઈ પણ પ્રશ્ન વિચારી શકીએ એમ નહોતું, તો યોજનાની તો વાત જ શી? આમજનતાને પૂરતું થાય એવું જીવનનું ધોરણ નિર્માણ કરવું અથવા બીજા શબ્દોમાં કહીએ તો પ્રજાની કારમી ગરીબાઈ દૂર કરવી એ નિયોજનનો હેતુ જાહેર કરવામાં આવ્યો. અર્થશાસ્ત્રીઓએ ગણતરી કરીને જેનાથી ઓછું ન જ થઈ શકે એવું માસિક માથાદીઠ આવકનું ધોરણ નાણાના રૂપમાં નક્કી કર્યું. એ રૂ. ૧૫ થી ૨૫ના ગાળામાં બદલાતો આંકડો હતો. (આ બધા યુદ્ધ પહેલાંની ગણતરી પ્રમાણેના આંકડા છે.) પશ્ચિમના દેશોના ધોરણને મુકાબલે એ આંકડો બહુ ઓછો હતો. આમ છતાં એનાથી હિંદના વર્તમાન ધોરણમાં જબરદસ્ત વધારો થતો હતો. માણસ દીઠ સરેરાશ વાર્ષિક આવકનો અંદાજ રૂા. ૬૫નો હતો. એમાં ગરીબ અને તવંગર તેમ જ શહેરીઓ અને ગ્રામવાસીઓનો સમાવેશ થતો હતો. ગરીબો અને તવંગરોની આવક વચ્ચે જબરદસ્ત તફાવત હતો અને ગણ્યાગાંઠ્યા લોકોના હાથમાં ધનદોલત કેન્દ્રિત થઈ હતી એ ગણતરીમાં લેતાં ગરીબોની વાર્ષિક માથાદીઠ આવક એનાથી ઘણી ઓછી એટલે કે લગભગ ૩૦ રૂપિયા જેટલી હોવાનો અંદાજ કાઢવામાં આવ્યો હતો. આ આંકડાઓ પરથી પ્રજાની ભીષણ ગરીબાઈ તેમ જ કંગાળિયતની આપણને પ્રતીતિ થાય

છે. તેમને ખોરાકના, કપડાંના તેમ જ રહેવાની જોગવાઈના અને જીવનની બીજી અનેક જરૂરી વસ્તુઓના વાખા હતા. આ વાણ ટાળવા માટે તેમ જ દરેક જણની ઓછામાં ઓછી અમુક જરૂરિયાતો તો પૂરી પડે એટલા માટે રાષ્ટ્રની આવકમાં ગંજાવર વધારો કરવાની જરૂર હતી. અને આ પ્રમાણે ઉત્પાદન વધારવા ઉપરાંત સંપત્તિની વહેંચણી વધારે સમાન અને ન્યાયને ધોરણે કરવાની હતી. ખરેખરા પ્રગતિકારક જીવનધોરણને માટે રાષ્ટ્રની સંપત્તિમાં ૫૦૦થી ૬૦૦ ટકા જેટલો વધારો કરવાની જરૂર છે એમ અમે ગણતરી કરીને નક્કી કર્યું. પણ અમારે માટે એ વધારેપડતી મોટી છલંગ કહેવાય અને તેથી અમે દસ વરસમાં ૨૦૦ થી ૩૦૦ ટકા જેટલો વધારો કરવાનુ નજરમાં રાખ્યું.

યોજનાને માટે અમે દસ વરસનો સમય નક્કી કર્યો અને એ દરમ્યાન જુદા જુદા ગાળા માટે તેમ જ આર્થિક જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રો માટે અમે ચોકસ આંકડા બાંધ્યા. કેટલીક ખાસ કસોટીઓ પણ અમે સૂચવી:

૧. પોષક તત્ત્વોમાં સુધારો — પુખ્ત વયના મજૂર માટે ૨૪૦૦ થી ૨૮૦૦ કૅલરી જેટલી શક્તિ મળી રહે એવો યુક્તાહાર.

૨. પહેરવેશમાં સુધારો, તે વખતે માથાદીઠ વપરાશ ૧૫ વાર કાપડનો હતો તેને બદલે તે ઓછામાં ઓછો ૩૦ વારનો થવો જોઈએ.

૩. રહેવાની જોગવાઈની બાબતમાં માણસદીઠ ઓછામાં ઓછી ૧૦૦ ચોરસ ફૂટ જેટલી જગ્યા મળવી જોઈએ.

આ ઉપરાંત પ્રગતિ માટે અમુક આંક લક્ષમાં રાખવાનો હતો.

૧. ખેતીની પેદાશમાં વધારો.

૨. ઉદ્યોગોના ઉત્પાદનમાં વધારો.

૩. બેકારીમાં ઘટાડો.

૪. માથાદીઠ વાર્ષિક આવકમાં વધારો.

૫. નિરક્ષરતા દૂર કરવી.

૬. લોકોપયોગી સાધનો અને પ્રજાસેવાનાં કાર્યોમાં વધારો.

૭. ૧૦૦૦ માણસની વસ્તીના એક ઘટકને ધોરણે દાક્તરી મદદનો બંદોબસ્ત.

૮. આવરદાની સરેરાશ અપેક્ષામાં વધારો.

આખા દેશને બની શકે એટલા પ્રમાણમાં સ્વયંપૂર્ણ બનાવવો એ ધ્યેય હતું. આંતરરાષ્ટ્રીય વેપાર બેશક એમાંથી બાદ રાખવામાં આવ્યો નહોતો પણ આર્થિક સામ્રાજ્યશાહીના વમળમાં ખેંચાઈ જવાનું ટાળવાને અમે ઇંતેજાર હતા. સામ્રાજ્યવાદી સત્તાના શિકાર બનવા અમે તૈયાર નહોતા તેમ જ અમે એવી વૃત્તિ કેળવવા માગતા નહોતા. દેશને જરૂરી ખોરાક, કાચો માલ તેમ જ તૈયાર

માન મળી રહે એ હેતુ લક્ષમાં રાખીને દેશના ઉત્પાદનમાં પ્રથમ ફેરફાર કરવો જોઈએ વધારાનો માલ કોઈ પણ દેશ પર પરાણે ન લાદતાં જે વસ્તુઓની અમને જરૂર હોય તેના સાટામાં તેનો ઉપયોગ કરવો અમારા રાષ્ટ્રની અર્થવ્યવસ્થાનું પરદેશોનાં બજારોમાં નિકાસ કરવાને ધોરણે મંડાણ કરવાથી પરિણામે કદાચ બીજા દેશો સાથે અથડામણ થાય અને એ દેશોના બજારો અમારે માટે બંધ થાય ત્યારે અમારી બધી માંડણી એકાએક ઊંધી વળી જાય

આમ અમે કોઈ ચોક્કસ સામાજિક સિદ્ધાંતને અનુસરીને અમારું કામ શરૂ કર્યું નહોતું છતાં અમારા સામાજિક ધ્યેયો બિલકુલ સ્પષ્ટ હતાં અને યોજના માટે તે સમાન ભૂમિકા પૂરી પાડતાં હતાં યોગ્ય પ્રમાણમાં નિયંત્રણ અને પરસ્પર સંયોજન એ નિયોજનનું હાર્દ હતું આમ મુક્ત યા અબાધિત વ્યવસાયની વાત કાઢી નાખવામાં ન આવી પણ તેનું ક્ષેત્ર અમુક પ્રમાણમાં મર્યાદિત કરી નાખવામાં આવ્યું સંરક્ષણને અંગેના ઉદ્યોગો રાજ્યની માલકીના અને તેના કાબૂ નીચે હોવા જોઈએ એમ નક્કી કરવામાં આવ્યું ચાવીરૂપ ઉદ્યોગોના સંબંધમાં વધુમતીનો અભિપ્રાય એવો હતો કે તે રાજ્યની માલકીના હોવા જોઈએ પણ કમિટીની સારી સરખી લઘુમતી એવા મતની હતી કે તેમના પર રાજ્યનો અંકુશ હોય એ પૂરતું છે પણ આ ઉદ્યોગો પરનો એ અંકુશ કડક હોવો જોઈએ સાર્વજનિક ઉપયોગની ચીજો મધ્યસ્થ સરકાર, પ્રાંતિક સરકાર અથવા લોકલ બોર્ડ જેવા રાજ્યના કોઈક અંગની માલકીના હોવા જોઈએ એવું ઠરાવવામાં આવ્યું લંડન ટ્રાન્સપોર્ટ બોર્ડને મળતી કોઈક સંસ્થાના નિયંત્રણ નીચે સાર્વજનિક ઉપયોગની ચીજો અથવા સાધનો મૂકી શકાય એમ સૂચવવામાં આવ્યું બીજા મહત્ત્વના ઉદ્યોગોના સંબંધમાં કોઈ ખાસ નિયમો ઘડવામાં ન આવ્યા પણ અમુક પ્રમાણમાં નિયંત્રણ નિયોજનના મૂળમાં રહેલું હોય છે એ વાત સ્પષ્ટ કરવામાં આવી જુદા જુદા ઉદ્યોગોમાં એનું પ્રમાણ ઓછુંવત્તું હોય તે જુદી વાત

રાજ્યની માલકીના ઉદ્યોગોના સંચાલનની બાબતમાં એવી સૂચના કરવામાં આવી કે, સામાન્ય રીતે એને માટે જાહેર ટ્રસ્ટ અનુકૂળ થાય એ મારફતે પ્રજાકીય અથવા રાજ્યની માલકી અને નિયંત્રણ જળવાઈ રહે અને સાથે સાથે સીધા પ્રજાકીય નિયંત્રણમાં ઘણી વાર જે અનેક મુશ્કેલીઓ પેદા થાય છે ને બિનઆવશ્યક ફેલાઈ જાય છે તે ટાળી શકાય ઉદ્યોગોને માટે સહિયારી માલકી અને નિયંત્રણ પણ સૂચવવામાં આવ્યાં દરેક નિયોજનમાં તેની બધી શાખાઓ સહિત સમગ્ર ઉદ્યોગોના વિકાસની ઝીણવટભરી તપાસ તેમ જ થયેલી પ્રગતિનું વખતોવખત અવલોકન આવી જાય છે ઉદ્યોગને વળી વધારે વિકસાવવા માટે તાલીમ આપીને મિસ્ત્રીઓ અથવા યંત્રશ્રમ કરનારાઓ તૈયાર કરવાનું પણ

એમાં આવી જાય છે અને એવા મિસ્ત્રીઓ તૈયાર કરવા રાજ્ય ઉદ્યોગોને આદેશ આપે પણ ખરું.

જમીનને અંગેની નીતિના પણ સામાન્ય સિદ્ધાંતો ઘડી કાઢવામાં આવ્યા. 'ખેતીની જમીન, ખાણો, નદીઓ અને જંગલો વગેરે જુદે જુદે સ્વરૂપે રાષ્ટ્રની સંપત્તિ છે. એની હિંદની સમગ્ર પ્રજાની સહિયારી યા સામુદાયિક સંપૂર્ણ માલકી હોવી જોઈએ.' સામુદાયિક અથવા સહકારી ધોરણે ચાલતી ખેતીની ખિલવણી કરી જમીનના ભોગવટાની બાબતમાં સહકારનો સિદ્ધાંત લાગુ કરવો જોઈએ. પણ કંઈ નહીં તો શરૂઆતના સમય પૂરતી અંગત માલકીની જમીનમાં નાના પાયા પર સ્વતંત્રપણે થતી ખેતીની પ્રથા રદ ન કરવાનું ઠરાવવામાં આવ્યું. પણ વચગાળાનો સમય પૂરો થયા બાદ તાલુકદારો અને જમીનદારો જેવા વચલા લોકોને માન્ય ન રાખવા જોઈએ. આ લોકોના હક-દાવાઓ ક્રમે ક્રમે ખરીદી લેવા જોઈએ. ખેડી શકાય એવી પડતર જમીનમાં રાજ્ય તરફથી તરત જ સમૂહખેતી શરૂ કરવાનું સૂચવવામાં આવ્યું. વ્યક્તિગત માલકી કે સંયુક્ત માલકી સાથે સહકારી ધોરણે ખેતી કરી શકાય. જુદા જુદા પ્રકારોની ખિલવણી માટે અમુક પ્રમાણમાં છૂટ રાખવામાં આવી હતી કે જેથી પાકા અનુભવ પછી બીજા કરતાં અમુક ચોક્કસ પ્રકારને વધારે ઉત્તેજન આપી શકાય

અમે અથવા કહો કે અમારામાંથી કેટલાક નાણાંની લેવડદેવડ માટે સહકારી યા સમાજવાદી પદ્ધતિ ખીલવવાની આશા સેવતા હતા. બેંકો ને વીમાકંપનીઓને રાષ્ટ્રની માલકીનાં ન કરવામાં આવે તો ઓછામાં ઓછું તેમના પર રાજ્યનો અંકુશ તો હોવો જ જોઈએ. આમ મૂડીની તેમ જ લેણદેણની વ્યવસ્થા છેવટે રાજ્યના હાથમાં હોવી જોઈએ. આયાત તેમ જ નિકાસના વેપાર પર પણ અંકુશ મૂકવાની જરૂર હતી. આમ આ બધી રીતોથી જમીન તેમ જ ઉદ્યોગો પર સમગ્રપણે રાજ્યનો સારા પ્રમાણમાં કાબૂ સ્થાપવામાં આવે; જુદા જુદા દાખલાઓમાં તે જોકે વત્તોઓછો હોય અને અમુક મર્યાદિત ક્ષેત્રમાં ખાનગી વ્યવસાયની છૂટ ચાલુ રાખવામાં આવે.

આમ, ખાસ પ્રશ્નોની વિચારણા કરતાં કરતાં અમે ધીમે ધીમે અમારાં સામાજિક ધ્યેયો તેમ જ નીતિ ઉપજાવ્યાં. એમાં વચ્ચે વચ્ચે ગાબડાં રહ્યાં હતાં, કેટલીક બાબતો અસ્પષ્ટ હતી અને ક્યાંક ક્યાંક પરસ્પરવિરોધી વાતો પણ હતી. સિદ્ધાંતની દૃષ્ટિએ એને સંપૂર્ણ યોજના ન કહી શકાય. પણ અમારી કમિટીમાં ભાતભાતના લોકો હોવા છતાં અમે આટલી બધી બાબતોમાં એકમત થઈ શક્યા એ જોઈને મને સાનંદાશ્ચર્ય થયું. મોટા ઉદ્યોગધંધાવાળાઓનું સૌથી મોટું એક જૂથ હતું. ઘણી બાબતોમાં અને ખાસ કરીને વેપાર-રોજગાર અને

નાણાવહેવારની બાબતમાં તેમની દૃષ્ટિ ચોક્કસપણે સ્થિતિચુસ્ત હતી. આમ છતાં ઝડપી પ્રગતિ માટેની ઝંખના એટલી બધી હતી તેમ જ એ રીતે જ અમારી ગરીબાઈ અને બેકારીના પ્રશ્નો અમે ઉકેલી શકીએ એ બીનાની પ્રતીતિ એટલી ઊંડી હતી કે અમને સૌને પોતપોતાના ચીલામાંથી બહાર નીકળીને નવી દિશામાં વિચાર કરવાની ફરજ પડી. અમે સિદ્ધાંતની દૃષ્ટિથી કામ હાથ ધરવાનું ટાળ્યું હતું. અને હરેક વહેવારુ સવાલને તેના વ્યાપક સ્વરૂપમાં નિહાળવામાં આવ્યો એટલે અનિવાર્ય રીતે અમે અમુક ચોક્કસ દિશામાં જવાને પ્રેરાયા. નિયોજન સમિતિના સભ્યોએ બતાવેલી સહકારની ભાવના મને વિશિષ્ટ પ્રકારની ગહત આપનારી અને આનંદજનક થઈ પડી, કેમ કે રાજકારણના ઝઘડાઓ અને કલહોને મુકાબલે તે આહ્લાદક હતી. અમારા મતભેદોની અમને ખબર હતી છતાં હરેક દૃષ્ટિની ચર્ચા કર્યા પછી સાગોપાંગ નિર્ણય પર આવવાનો અમે પ્રયત્ન કર્યો અને ઘણી વાર એમાં અમે સફળ પણ થયા. એ નિર્ણયનો અમે સૌએ અથવા અમારામાંના ઘણાખરાઓએ સ્વીકાર કર્યો હતો.

અમારી કમિટીની રચના જોતાં તેમ જ સમગ્ર હિંદની પરિસ્થિતિ જોતાં તે વખતે અમે શુદ્ધ સમાજવાદી યોજના તૈયાર કરી શકીએ એમ નહોતું. આમ છતાં, અમારી યોજના જે રીતે વિકસતી હતી તે જોતાં સમાજવાદી સમાજરચનાના કેટલાક પાયાના મુદ્દાઓની સ્થાપના તરફ તે અમને અનિવાર્ય રીતે દોરી જતી હતી એમ મને સ્પષ્ટપણે દેખાવા લાગ્યું હતું. એ સમાજની પરિગ્રહવૃત્તિ પર મર્યાદા મૂકતી હતી, વિકાસના માર્ગમાં આવતી ઘણી બાધાઓ દૂર કરતી હતી અને એ રીતે તે ઝડપથી વિકસતી જતી સમાજવ્યવસ્થા તરફ લઈ જતી હતી. સામાન્ય માણસના લાભને માટે કરવામાં આવેલી, તેના જીવનધોરણમાં સારો સરખો વધારો કરતી, પોતાનો વિકાસ સાધવાની તેને તક આપતી અને એ રીતે સુપ્ત અવસ્થામાં પડી રહેલી અખૂટ શક્તિને મુક્ત કરતી યોજના પર એનું મંડાણ હતું. અને લોકશાહીની સ્વતંત્રતાના સંદર્ભોમાં રહીને તેમ જ સામાન્ય રીતે જેઓ સમાજવાદી સિદ્ધાંતોની વિરુદ્ધ હતા એવા બધા નહીં તો થોડાક સમૂહોનો સારા પ્રમાણમાં સહકાર મેળવીને આ બધાને માટે પ્રયત્ન કરવાનો હતો. કેટલીક બાબતોમાં એ યોજનાને મોળી અને નબળી કરવી પડે તો તેમ કરીને પણ એ સહકાર મેળવવા જેવો મને લાગ્યો. હું વધારેપડતો આશાવાદી હતો એમ હોય. પણ સાચી દિશામાં મોટું પગલું ભરવામાં આવે તો પરિવર્તનની પ્રક્રિયાનો વેગ વધુ સુયોગ સાધવા માટેની તેમ જ પ્રગતિ માટેની [illegible]તા કરી આપશે, એમ મને લાગતું હતું આમ છતાં ધાર્યું કે અથડામણ [illegible]ાર્ય બની જાય તો તેનો મુકાબલો કરવાનો રહે ખરો. પણ એ અથડામણ [illegible]થા ટાળી શકાય અથવા બની શકે એટલી ઓછી કરી શકાય તો તે દેખીતો

લાભ હતો. ખાસ તો એટલા માટે કે, રાજકીય ક્ષેત્રમાં અમારી સામે જોઈએ તેટલી અથડામણ ઊભેલી હતી અને ભવિષ્યમાં અસ્થિર પરિસ્થિતિ પણ પેદા થવાનો સંભવ હતો. આમ યોજનાની બાબતમાં એકંદરે સર્વસામાન્ય અનુમતિઓ ઘણી કીમતી વસ્તુ હતી આદર્શવાદી ખ્યાલોથી દોરવાઈને રૂડીરૂપાળી યોજનાઓ કાગળ પર તૈયાર કરવાનું સહેલું હતું. કોઈ પણ યોજનાના સંતોષકારક અમલ માટે જરૂરી હોય છે તેવી એ આદર્શવાદી યોજનાની પાછળ સર્વસામાન્ય અનુમતિ અને મંજૂરી મેળવવાનું એના કરતાં ઘણું મુશ્કેલ હોય છે.

નિયોજનમાં સારા સરખા પ્રમાણમાં નિયંત્રણ અને જુદી જુદી બાબતોનું સંયોજન સાધવાનું અનિવાર્ય હોય છે તેમ જ વ્યક્તિની સ્વતંત્રતા પર પણ અમુક પ્રમાણમાં કાપ પડે છે. છતાં હકીકતમાં હિંદની આજની સ્થિતિમાં એનાથી એ સ્વતંત્રતામાં જબરદસ્ત વધારો થાય એમ છે. સ્વતંત્રતાની બાબતમાં આપણે ગુમાવવા જેવું કશું છે જ નહીં. એ અમને મળવાની છે. જો અમે લોકશાહી ગણતંત્રને વળગી રહીએ અને સહકારને ધોરણે ચાલતા રોજગારો તેમ જ ઉદ્યોગધંધાઓને ઉત્તેજન આપીએ તો લશ્કરી ઢબે કામ કરવામાં અને સત્તાના કેન્દ્રીકરણમાં રહેલાં ઘણાંખરાં જોખમો અમે ટાળી શકીશું.

અમારી પહેલી બેઠકમાં અમે એક ઘણી લાંબી પ્રશ્નાવલી તૈયાર કરી હતી. એ જુદી જુદી સરકારો, જાહેર સંસ્થાઓ, યુનિવર્સિટીઓ, વેપારી મંડળો, મજૂરમહાજનો તેમ જ સંશોધન કરનારી સંસ્થાઓ પર મોકલવામાં આવી હતી. અમુક નિશ્ચિત પ્રશ્નોની તપાસ કરીને તેનો હેવાલ રજૂ કરવા માટે ૨૯ પેટા-સમિતિઓ પણ નીમવામાં આવી હતી. એમાંની આઠ પેટાસમિતિઓ ખેતીના પ્રશ્નોને અંગેની હતી, બે વાહનવહેવાર અને માલની હેરફેરના સવાલને લગતી હતી, બે કેળવણી માટે હતી, બે જાહેર સુખાકારી માટે, પાંચ વેપારરોજગાર અને નાણાવ્યવહાર માટે, બે જન્મમરણ તેમ જ રોગો વગેરેના સંબંધમાં પ્રજાની સ્થિતિની આંકડાઓ દ્વારા તપાસ કરવાને માટે, કેટલીક ઉદ્યોગોને માટે અને એક યોજનાબદ્ધ અર્થવ્યવસ્થામાં સ્ત્રીઓના કાર્ય અંગે તપાસ કરવા માટે હતી. આ બધી પેટાસમિતિઓના કુલ ૩૫૦ સભ્યો હતા એમાંના કેટલાક એક કરતાં વધારે સમિતિઓના સભ્યો હતા એમાંના ઘણાખરા પોતપોતાના વિષયના નિષ્ણાત હતા. દાખલા તરીકે વેપારીઓ, સરકારી, દેશી રાજ્યના તથા મ્યુનિસિપાલિટીઓના નોકરો; યુનિવર્સિટીના પ્રોફેસરો અથવા વ્યાખ્યાતાઓ; યંત્રશાસ્ત્રીઓ; ઇજનેરો; મજૂરમહાજનોના કાર્યકર્તાઓ અને બીજા જાહેર કાર્યકર્તાઓ એમાં હતા. આ રીતે અમે દેશમાં મળી શકે એટલી બધી બુદ્ધિ-શક્તિ એકઠી કરી હતી. એક માત્ર હિંદી સરકારના અમલદારો તેમ જ નોકરોને

અમારી સાથે સહકાર કરવાની રજા ન આપવામાં આવી. એમાંના કેટલાક વ્યક્તિગત રીતે અમારી સાથે કામ કરવાની ઇચ્છા પણ રાખતા હતા. અમારી સાથે આટલા બધા લોકો કામમાં જોડાયા એ બીના અનેક રીતે ઉપકારક હતી. અમને તેમના વિશિષ્ટ જ્ઞાન તેમ જ અનુભવનો લાભ મળતો હતો અને તે લોકો વ્યાપક પ્રશ્નોને અનુલક્ષીને પોતાના ખાસ વિષયોનો વિચાર કરવાને પ્રેરાયા. એને લીધે નિયોજનને વિશે દેશમાં પણ વધારે રસ પેદા થયો. છતાં સભ્યોની એ મોટી સંખ્યાનો ગેરલાભ પણ હતો. કેમ કે આખા મોટા દેશના દરેક ભાગમાં વસતા ખ્યવસાયી લોકોને વારવાર એકઠા થતાં અનિવાર્ય રીતે વિલંબ થતો.

રાષ્ટ્રીય પ્રવૃત્તિના દરેક ક્ષેત્રમાં આટઆટલી બુદ્ધિમત્તા, કાર્યદક્ષતા અને નિષ્ઠાવાળા લોકોના સંપર્કમાં આવવાથી મને ઘણો આનંદ થયો અને એ સંપર્કોએ મારી પોતાની કેળવણીમાં સારો સરખો ફાળો આપ્યો. અમારી કાર્યપદ્ધતિ આવી હતી. દરેક પેટાસમિતિ કાચો હેવાલ મોકલે, નિયોજન સમિતિ એના પર વિચાર કરે અને તેને મંજૂર કરે અથવા એના કેટલાક ભાગોની બાબતમાં પોતાની ટીકા સાથે તે તે પેટાસમિતિ પર પાછો મોકલાવે. એ પછી છેવટનો હેવાલ મોકલવામાં આવે અને તેના પરથી તે વિષયને અંગે અમારો નિર્ણય થાય. દરેક વિષયને લાગતા નિર્ણયોનો આગળ બીજા વિષયોને અંગે કરેલા નિર્ણયો સાથે સુમેળ સાધવાનો પ્રયાસ નિરંતર ચાલુ રહેતો. બધી પેટાસમિતિઓના છેવટના હેવાલો પર વિચારણા થઈ રહે ત્યાર પછી નિયોજન સમિતિને એ વ્યાપક તેમ જ અંગભૂત પ્રશ્નો અંગે વિચારણા કરવાની હતી, પોતાનો સર્વસ્પર્શી હેવાલ તૈયાર કરવાનો હતો અને એની સાથે પેટાસમિતિઓના હેવાલો પરિશિષ્ટો તરીકે જોડવાના હતા. હકીકતમાં પેટાસમિતિઓના હેવાલો પર અમે વિચારણા ચલાવતા હતા તે દરમ્યાન અમારો છેવટનો હેવાલ ધીમે ધીમે આકાર ધારણ કરતો જતો હતો.

કેટલીક વાર ચીડ ચડે એવી ઢીલ પણ થતી હતી. એનું મુખ્ય કારણ એ હતું કે કેટલીક પેટાસમિતિઓ મુકરર કરેલા સમયમાં પોતાનું કામ પૂરું કરતી નહોતી. પણ એકંદરે જોતાં અમે સારી પ્રગતિ કરી અને કામનો જબરદસ્ત ડુંગર ઉથામ્યો. કેળવણીની બાબતમાં બે મજાના નિર્ણયો કરવામાં આવ્યા. કેળવણીને દરેક પગથિયે છોકરાઓ તેમ જ છોકરીઓ માટે શારીરિક સ્વાસ્થ્યને અંગે અમુક ધોરણો નક્કી કરવાં જોઈએ એમ અમે સૂચવ્યું. દરેક તરુણ સ્ત્રી અને પુરુષ ખેતી ઉદ્યોગો, લોકોપયોગી સેવાકાર્યો અને દરેક પ્રકારના જાહેર કામ સહિત રાષ્ટ્રસેવાના કાર્યોમાં પોતાનો ફાળો આપી શકે તે માટે ૧૮ થી ૨૨ વરસના ગાળામાં ફરજિયાત રીતે તેમની પાસે એક વરસની સામાજિક સેવા લેવાનો બંદોબસ્ત કરવાની પણ અમે સૂચના

કરી. શારીરિક કે માનસિક ખામી સિવાય એમાં બીજા કોઈ નો અપવાદ કરવાનો નહોતો.

૧૯૩૯ના સપ્ટેમ્બરમાં બીજું મહાયુદ્ધ શરૂ થયું ત્યારે રાષ્ટ્ર-નિયોજન સમિતિએ પોતાનું કામ મોકૂફ રાખવું જોઈએ એવી સૂચના કરવામાં આવી હતી. નવેમ્બર માસમાં પ્રાન્તોમાંની કોંગ્રેસી સરકારોએ રાજીનામાં આપ્યાં અને એને લીધે અમારી મુશ્કેલી વધી. કેમ કે, પ્રાન્તોમાં ગવર્નરોના આપખુદ અને નિરંકુશ અમલ નીચે અમારા કામમાં કશો રસ લેવામાં ન આવ્યો. વેપારીઓ યુદ્ધની જરૂરિયાતોમાંથી પૈસા કમાવામાં પહેલાં કરતાં પણ વધારે મશગૂલ થઈ ગયા અને નિયોજનમાં તેમને ઝાઝો રસ નહોતો. પરિસ્થિતિ રોજેરોજ પલટાતી જતી હતી. પણ અમે અમારું કામ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો. અમને લાગ્યું કે, યુદ્ધકાળમાં એ વધારે જરૂરી છે. યુદ્ધને પરિણામે અનિવાર્ય રીતે વધારે ઉદ્યોગીકરણ થનાર હતું અને અમે જે કામ કર્યું હતું તેમ જ હજી પણ કરતા હતા તે પ્રક્રિયામાં એ ખૂબ મદદરૂપ થાય એમ હતું. તે વખતે અમે ઇજનેરી ઉદ્યોગો, અવરજવર તેમ જ માલની હેરફેર, રસાયણી ઉદ્યોગો તેમ જ રોજના વપરાશનો તૈયાર માલ ઉત્પન્ન કરવાના ઉદ્યોગોને અંગેના અમારી પેટાસમિતિઓના હેવાલો વિચારતા હતા યુદ્ધની દૃષ્ટિથી એ બધા ઉદ્યોગો ખૂબ મહત્ત્વના હતા. પણ સરકારને અમારા કામમાં રસ નહોતો એટલુ જ નહીં, એના તરફ તેની કરડી નજર હતી. યુદ્ધના આરંભના મહિનાઓમાં — જ્યારે ખરેખર યુદ્ધ ચાલતું જ નહોતું — હિંદના ઉદ્યોગાવેકાસને ઉત્તેજન આપવાની તેની નીતિ નહોતી. પછીથી સંજોગવશાત્ તેમની ઘણી જરૂરિયાતો હિંદમાંથી ખરીદવાની તેને ફરજ પડી. છતાયે હિંદમાં ભારે અથવા પાયાના ઉદ્યોગો શરૂ થાય એ તેને પસંદ નહોતુ. અને એ નાપસંદગી હકીકતમાં મનાઈ સમાન હતી કેમ કે સરકારની પરવાનગી વિના પરદેશોમાંથી કોઈ પણ પ્રકારની યંત્રસામગ્રી લાવી શકાય એમ નહોતું.

નિયોજન સમિતિએ પોતાનુ કાર્ય ચાલુ રાખ્યું અને પેટાસમિતિઓના હેવાલોને અંગેનુ કામ લગભગ પૂરું કર્યું. એને અંગેનુ થોડુંઘણું બાકી રહેલું કામ પૂરું કરી અમે અમારા સર્વસ્પર્શી હેવાલની વિચારણા હાથ ધરવાના હતા. પણ ૧૯૪૦ના ઑકટોબરમાં મારી ધરપકડ થઈ અને મને લાંબી મુદતની સજા કરવામાં આવી. નિયોજન સમિતિના તેમ જ તેની પેટાસમિતિઓના પણ બીજા ઘણા સભ્યોને પકડવામાં આવ્યા અને તેમને સજા કરવામાં આવી. નિયોજન સમિતિનુ કાર્ય ચાલુ રહે તે માટે હું ઇંતેજાર હતો અને બહાર રહેલા મારા સાથીઓને તેમ કરવાને મેં વિનંતી કરી. પણ મારી ગેરહાજરીમાં તેઓ કમિટીમાં કામ કરવાને રાજી નહોતા. નિયોજન સમિતિના કાગળો તેમ જ

હેવાલોનો હું અભ્યાસ કરી શકું અને હેવાલનો ખરડો તૈયાર કરી શકું તે માટે મેં તે જેલમાં મંગાવવાનો પ્રયત્ન કર્યો. પણ હિંદી સરકાર વચ્ચે પડી અને એ તેણે અટકાવ્યું. એના કોઈ કાગળો મારી પાસે આવવા દેવામાં ન આવ્યા તેમ જ એ બાબતમાં મુલાકાતોની પરવાનગી પણ ન આપી.

એટલે મારા કારાવાસ દરમ્યાન રાષ્ટ્રનિયોજન સમિતિ નિષ્ક્રિય બની ગઈ. અમે કરેલું બધું કામ અમારી ઑફિસનાં ખાનાંઓમા જેમનું તેમ પડી રહ્યું. એ કામ સંપૂર્ણ થયું નહોતું પણ યુદ્ધના હેતુઓને માટે તેનો લાભદાયી ઉપયોગ કરી શકાય એમ હતું. ૧૯૪૧ના ડિસેમ્બર માસમાં હું જેલમાંથી છૂટ્યો અને થોડાક માસ જેલ બહાર રહ્યો. પણ એ સમય બીજાઓને માટે તેમ જ મારે માટે પણ ભારે દોડધામ અને પ્રવૃત્તિનો હતો. પરિસ્થિતિમાં નવા નવા અનેક ફેરફારો થયા હતા, પ્રશાન્ત મહાસાગરમાં યુદ્ધ ચાલતું હતું, હિંદ પર ચડાઈનો ભય ઝઝૂમી રહ્યો હતો અને રાજકીય પરિસ્થિતિ થાળે પડ્યા વિના નિયોજન સમિતિનું અધૂરું રહેલું કાર્ય પાછું હાથ ધરી પૂરું કરી શકાય એમ નહોતું. અને પછી તો હું પાછો જેલમાં પહોંચ્યો.

૭

## કૉંગ્રેસ અને ઉદ્યોગો: મોટા પાયા પરના ઉદ્યોગો વિ૦ ગૃહઉદ્યોગો

ગાંધીજીની આગેવાની નીચે કૉંગ્રેસ લાંબા વખતથી ગ્રામઉદ્યોગોની અને ખાસ કરીને હાથકાંતણ ને હાથવણાટની હિમાયત કરતી આવી હતી પણ તે ક્યારેયે મોટા પાયા પરના ઉદ્યોગોની ખિલવણીની વિરુદ્ધ નહોતી. ધારાસભાઓમાં કે બહાર જ્યારે જ્યારે એને તક મળતી ત્યારે તેણે એના વિકાસને ઉત્તેજન આપ્યું હતું. કૉંગ્રેસી પ્રાન્તિક સરકારો એમ કરવાને ઉત્સુક હતી. ચાલુ સદીના ત્રીજા દસકામાં તાતાનું લોઢા અને પોલાદનું કારખાનું મુશ્કેલીમાં આવી પડ્યું ત્યારે ઘણે અંશે મધ્યસ્થ ધારાસભામાંના કૉંગ્રેસ પક્ષના આગ્રહને પરિણામે જ એ કટોકટીનો સમય પાર કરવાને માટે તેને સરકારી મદદ આપવામાં આવી હતી. હિંદનાં જહાજો બાંધવાના તેમ જ વહાણવટાના ઉદ્યોગોની ખિલવણી એ રાષ્ટ્રવાદી પ્રજામત અને સરકાર વચ્ચે લાંબા વખતથી સતત ઘર્ષણનો વિષય બનતો આવ્યો હતો. હિંદી વહાણવટાના ઉદ્યોગોને દરેક પ્રકારની મદદ આપવામાં આવે એ વિષે કૉંગ્રેસ તેમ જ હિંદના પ્રજામતના બીજા વિભાગો ઘણા ઇંતેજાર હતા. વહાણવટાનો ધંધો કરનારી જોરાવર બ્રિટિશ કંપનીઓનાં સ્થાપિત હિતની રક્ષા કરવાને સરકાર એટલી જ ઇંતેજાર હતી. હિંદના વહાણવટાના ઉદ્યોગ

પાસે મૂડી તેમ જ વ્યવસ્થાશક્તિ અને એને લગતી યાંત્રિક કામેનિયત પૂરતા પ્રમાણમા હોવા છતા સરકારના આના પક્ષપાતી તેમ જ ભેદભાવભર્યા વલણને લીધે તેનો વિકાસ અટકી પડ્યો જ્યા જ્યા બ્રિટનના ઔદ્યોગિક, વેપારી અથવા નાણાકીય હિતોનો સબંધ આવતો ત્યા બધે જ આ પ્રકારનો પક્ષપાત અને ભેદભાવભર્યું વલણ ચાલતું હતુ

ઇમ્પીરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ નામની જબરદસ્ત કપની તરફ હિંદના ઉદ્યોગને ભોગે વારવાર પક્ષપાત દેખાડવામા આવ્યો છે થોડાક વરસ પર પજાબના ખનિજ પદાર્થો વગેરે ઉપયોગમા લેવા માટે તેને લાબી મુદતનો પરવાનો આપવામા આવ્યો હતો મારા જાણવા પ્રમાણે એ દસ્તાવેજની શરતો જાહેર કરવામા આવી નહોતી બેશક, એ 'પ્રજાના હિતમા' નથી એમ માનીને જ એમ કરવામા આવ્યુ હતુ

કૉંગ્રેસી પ્રાન્તિક સરકારો યત્રો ચલાવવામા બળતણ તરીકે ઉપયોગમા આવે એવો સ્પિરિટ તૈયાર કરવા માટેનો ઉદ્યોગ ખીલવવાને ઉત્સુક હતી અનેક દૃષ્ટિથી એ ઇષ્ટ હતું પણ યુક્ત પ્રાન્તો અને બિહારમા એમ કરવા માટે એ વધુ કારણ હતુ ત્યા આગળ આવેલા સખ્યાબધ ખાડના કારખાનાઓમા આડ પેદાશ તરીકે મોટા જથામા રસી તૈયાર થતી હતી, અને એ બધી નકામી જતી હતી એમાથી ઉપર જણાવ્યા પ્રમાણેનો બળતણમા ઉપયોગમા આવે એવો સ્પિરિટ બનાવવાની દરખાસ્ત કરવામા આવી એ બનાવવાની ક્રિયા સાદી હતી અને એ સબધમા બીજી કશી મુશ્કેલી નહોતી હા, પણ એક મોટી મુશ્કેલી નડતી હતી અને તે એ કે શેલ અને બર્મા ઑઇલની મોટી કપનીનાં હિતો પર એની માઠી અસર પહોચતી હતી હિંદી સરકારે એ હિતોનુ ઉપરાણુ લીધુ અને બળતણ માટેનો સ્પિરિટ બનાવવાની પરવાનગી આપવાની ના પાડી ચાલુ યુદ્ધના ત્રીજા વરસમા બ્રહ્મદેશનો પરાજય થયો અને ત્યાથી પેટ્રોલ આવતુ બધ થઈ ગયુ ત્યારે બ્રિટિશ સરકારને ભાન થયુ કે બળતણ માટેના સ્પિરિટની જરૂર છે અને હિંદમા તે બનાવવો જોઈએ અમેરિકાની ગ્રેડી કમિટીએ ૧૯૪૨ની સાલમા એની ભારપૂર્વક હિમાયત કરી હતી

આમ કૉંગ્રેસ હમેશા હિંદના ઉદ્યોગીકરણની તરફેણ કરતી આવી છે, સાથે સાથે જ ગૃહઉદ્યોગો ખીલવવાની બાબતમા ભાર મૂકતી રહી છે અને તે દિશામા કાર્ય કરતી રહી છે આ બે દૃષ્ટિ અથવા વલણમા કશો વિરોધ છે ખરો ? હા આગ્રહની બાબતમા અમુક તફાવત છે હિંદમા પહેલાં જેને વિષે દુર્લક્ષ રાખવામા આવ્યુ હતુ એવી આર્થિક અને માણસને સ્પર્શતી કેટલીક બાજુઓની બાબતમા અમુક પ્રકારની પ્રતીતિ જાગી છે ઉદ્યોગીકરણનુ સમર્થન કરનારા હિંદના ઉદ્યોગપતિઓ તેમ જ રાજદ્વારી પુરુષો ઓગણીસમી સદીમા યુરોપમા

વિક્સેના મૂડીવાદી ઉદ્યોગોને વધારેપડતા લક્ષમા રાખીને વિચાર કરતા હતા અને વીસમી સદીમા પ્રગટ થયેલા આધળો પણ જોઈ શકે એવા તેના અનેક માઠાં પરિણામો તરફ દુર્લક્ષ કરતા હતા સામાન્ય રીતે થતી જોઈતી હતી તે પ્રગતિ લગભગ એક સદી સુધી અટકી પડી હતી, તેથી હિંદમા એ પરિણામો વધારે દૂરગામી નીવડે એ સભવિત હતુ પ્રચલિત આર્થિક વ્યવસ્થા નીચે હિંદમાં જે મધ્યમ કદના ઉદ્યોગો શરૂ થતા જતા હતા તે મજૂરી કરનારાઓને રોકી લે એ વાત તો બાજુએ રહી પણ બેકારીમા વધારો કરનારા નીવડ્યા એક છેડે મૂડીનો ઢગલો થવા લાગ્યો અને બીજે છેડે ગરીબાઈ અને બેકારી ઉત્તરોત્તર વધતા ગયા બીજા પ્રકારની વ્યવસ્થામા તેમ જ મોટા પાયા પરના ઉદ્યોગોએ મજૂરી કરનારાઓને કામ પૂરુ પાડવુ જોઈએ એ બાબત પર ભાર મૂકવામા આવ્યો હોત તેમ જ ઉદ્યોગોની ખિલવણી યોજનાપૂર્વક કરવામાં આવી હોત તો એ ટાળી શકાત

ઉત્તરોત્તર વધતી જતી જનતાની ગરીબાઈની આ હકીકતે ગાધીજીના મન પર પ્રબળ અસર કરી મને લાગે છે કે, સામાન્ય રીતે જીવન પરત્વેની તેમની દૃષ્ટિ અને જેને અધુનિક દૃષ્ટિ કહેવામા આવે છે તે વચ્ચે મૂળભૂત તફાવત છે એ વાત સાચી છે આધ્યાત્મિક અને નૈતિક આદર્શોને ભોગે ઉત્તરોત્તર વધ્યે જતા જીવનના ધોરણો તેમ જ વૈભવવિલાસોનુ તેમને આકર્ષણ નથી મોજશોખનુ હળવુ અથવા પોચુ જીવન તેમને પસદ નથી એમને મન સાદુ અને સયમી જીવન એ સીધો રસ્તો છે અને વૈભવવિલાસનો શોખ કઠિનતા અને દુરાચાર તરફ લઈ જાય છે પણ એ સૌ કરતાયે ગરીબો અને તવગરોની રહેણીકરણી તેમ જ વિકાસ સાધવાની તકો વચ્ચે જે આસમાનજમીનનુ અતર રહેતુ છે તે તેમને માટે અસહ્ય છે પોતાના અગત અને માનસિક સમાધાનને ખાતર એ અતર પાર કરીને તે ગરીબોને પક્ષે ભળ્યા છે ખુદ ગરીબોને પણ પાલવી શકે એવા કેટલાક સુધારા સાથે તેમની રહેણીકરણી તેમ જ પહેરવેશ અથવા કહો કે પહેરવેશનો અભાવ તેમણે અપનાવ્યા છે ગણ્યાગાંઠ્યા ધનિકો અને ગરીબીમા ડૂબી ગયેલા જનસમુદાય વચ્ચેનો આ જબરદસ્ત તફાવત બે કારણોને આભારી હતો એમ તેમને લાગતુ હતુ પરદેશી અમલ અને તેની સાથે સાથે થતું દેશનુ શોષણ તેમ જ પ્રચડ યત્રો મારફતે પ્રગટ થતી પશ્ચિમના દેશોની મૂડીવાદી ઔદ્યોગિક સસ્કૃતિ આ બનેની સામે તે કટિબદ્ધ થયા જેમા ઉત્પાદન, વહેચણી અને વપરાશની સમતુલા આપોઆપ જળવાતી હતી જેમા રાજકીય અથવા આર્થિક સત્તા આજની પેઠે કેદ્રિત નહી પણ વિકેદ્રિત અથવા વહેચાયેલી હતી જેમા એક પ્રકારની સીધી સાદી લોકશાહી પ્રવર્તતી હતી જેમા ગરીબ અને તવગર વચ્ચેનુ અતર એટલુ બધુ નહોતુ જેમા મોટા શહેરોનાં અનિષ્ટો

નહોતા ને લેકો પ્રાણદાયી ધરતીમાતાને ખોળે રહેતા હતા અને ખુલ્લી જગ્યાની ચોખ્ખી હવા લેતા હતા એવા પ્રાચીન કાળના વસ્તીઓછે અંશે સ્વયંપૂર્ણ, સ્વયંશાસિત ગ્રામસ્વરાજ્યના સ્વપ્ના તેઓ સેવતા હતા

તેમની અને બીજા ઘણાએની વચ્ચે, ખુદ જીવનના મર્મ અથવા રહસ્યની બાબતમાં આ બધો મૂળભૂત દૃષ્ટિભેદ હતો અને તેમની ભાષા તેમ જ તેમની પ્રવૃત્તિઓ એના પાસથી રંગાયેલાં હતા તેમની સચોટ અને જોરદાની ભાષા પ્રધાનપણે હિંદના તેમ જ બીજા દેશોના યુગયુગાન્તરોથી ચાલતા આવેલા ધાર્મિક અને નૈતિક ઉપદેશોમાથી પ્રેરણા મેળવતી હતી નીતિનો જય થવો જ જોઈએ સખ્ખો અનુચિત સાધનો કદી પણ ઉચિત બનાવી શકતા નથી, નહી તો વ્યક્તિ શું કે જાતિ શું તેનો વિનાશ અવશ્ય છે

અને આમ જ્યા જીવન અને તેની સમસ્યાઓથી અળગા થઈ ને પોતાની મનોસૃષ્ટિમાં રાચતા સ્વપ્નસેવી તેઓ નથી તેઓ આનાપાઈની ગણતરી કરનારા વેપારીઓના ધામ ગુજરાતના છે અને હિંદના ગામડાઓ તેમ જ ત્યાના જીવનની સ્થિતિ વિષે તેમનું જ્ઞાન અસાધારણ છે તેમના એ અંગત અનુભવમાથી રેટિયા તેમ જ ગ્રામઉદ્યોગોનો કાર્યક્રમ તેમણે ઉપજાવ્યો છે સંપૂર્ણપણે બેકાર તેમ જ અર્ધબેકાર બનેલા અસંખ્ય લોકોને તત્કાળ રાહત આપવી હોય હિંદભરમાં ફરી વળેલા અને ગ્રામજનતાને હતપ્રાણ કરી રહેલા રોગને અટકાવવો હોય, દેશભરના ગ્રામવાસીઓનુ જીવનધોરણ એકી સાથે થોડે અંશે પણ ઊંચુ લાવવુ હોય અનાથની જેમ લાચાર બનીને રાહત માટે બીજાઓ પર આધાર રાખવાને બદલે તેમને સ્વાશ્રયનો પાઠ આપવો હોય, અને આ બધુ ઝાઝી મૂડી વિના કરવુ હોય તો એને માટે એ સિવાય કોઈ બીજો રસ્તો દેખાતો નહોતો પરદેશી અમલ અને શોષણના મૂળમાં રહેલા અનિષ્ટો અને સુધારાની મોટી યોજનાઓ ઘડવાની અને તેનો અમલ કરવાની સ્વતંત્રતાના અભાવની વાત બાજુએ રાખીએ તો યે મૂડીની અછત અને મજૂરીની વિપુલતા એ હિંદ સામેનો પ્રશ્ન હતો — એ નિષ્ક્રિય પડી રહેતી અને બરબાદ જતી મજૂરશક્તિ કશુયે ઉત્પાદન ન કરતી એ માનવશક્તિનો ઉપયોગ કેવી રીતે કરવો? તેને કેવી રીતે કામે લગાડવી? માનવશક્તિ અને યંત્રશક્તિ વચ્ચે બેવકૂફીભરી સરખામણી કરવામા આવતી હતી એક મોટુ યંત્ર એક હજાર જેટલા કે દસ હજાર જેટલા માણસોનુ કામ આપે એ ઉઘાડી વાત છે પણ એ દસ હજાર માણસો હાથપગ જોડીને બેસી રહીને ભૂખે મરતા હોય એ સ્થિતિમાંયે યંત્ર દાખલ કરવુ એ સમાજને માટે લાભકર્તા નથી હા લાંબી દૃષ્ટિથી જોતા એ સામાજિક ફેરફાર કરનારુ નીવડે તે વળી જુદી વાત થઈ મોટ યંત્ર હોય જ નહી તો સરખામણીનો પ્રશ્ન ઉપસ્થિત જ થતો નથી એ સ્થિતિમા ઉત્પાદન માટે

માનવશક્તિનો ઉપયોગ કરવામાં વ્યક્તિ તેમ જ રાષ્ટ્રની દૃષ્ટિથી ચોખ્ખો લાભ છે યંત્રોનો ઉપયોગ નવી બેકારી પેદા કરવામાં નહી પણ મુખ્યત્વે મજૂરશક્તિને કામે લગાડવામાં કરવામાં આવે તો આની અને ઘણા મોટા પાયા પર યંત્રો દાખલ કરવાની વચ્ચે ઘર્ષણ પેદા થાય જ એવું નથી

હિંદ અને પશ્ચિમના નખશિખ ઉદ્યોગોવાળા દેશો વચ્ચેની અથવા પ્રમાણમાં ઓછી વસ્તીવાળા સોવિયેટ રશિયા કે યુનાઈટેડ સ્ટેટ્સ જેવા મોટા દેશો વચ્ચેની સરખામણી ભ્રામક છે પશ્ચિમ યુરોપમાં ઉદ્યોગીકરણની ક્રિયા એક સદીથી ચાલતી આવી છે અને ત્યાંની વસ્તીએ ધીમે ધીમે એની સાથે પોતાનો મેળ સાધ્યો છે. પ્રથમ ત્યાંની વસ્તી ઝડપથી વધી, પછી તે સ્થિર રહી અને હવે ઘટતી જાય છે સોવિયેટ રશિયા તેમ જ યુનાઈટેડ સ્ટેટ્સમાં એવા ઘણા વિશાળ પ્રદેશો છે જેમાં વસ્તી જૂજ છે, જોકે તે વધતી જાય છે ખેતી માટે જમીન તૈયાર કરવાને ત્યાં આગળ ટ્રેક્ટર વિના ન ચાલે ગીચ વસ્તીવાળા ગંગા નદીની ખીણના પ્રદેશમાં આજીવિકા માટે સખ્યાબંધ લોકોનો એકમાત્ર જમીન પર આધાર હોય ત્યાં ટ્રેક્ટરની જરૂર એટલી સ્પષ્ટ નથી દેખાતી વળી એ અંગે બીજા સવાલો પણ ઊભા થાય છે અમેરિકામાં પણ એવા સવાલો ઊભા થવા લાગ્યા છે હિંદમાં હજારો વરસથી ખેતી થતી આવી છે અને જમીનનો રસકસ સાવ ચુસાઈ ગયો છે ટ્રેક્ટર વડે ઊંડું ખેડીને એ જમીન ઊથલાવી નાખવાથી તે વધારે નાદાર અને રસકસ વિનાની બનશે? હિંદમાં રેલવેઓ બાંધવામાં આવી અને એને માટે ઊંચું પુરાણ કરવામાં આવ્યું ત્યારે દેશના પાણીનો નિકાલ થવાના સ્વાભાવિક માર્ગો પર લક્ષ રાખવામાં આવ્યું નહોતું આ પુરાણે પાણીના નિકાલના એ સ્વાભાવિક માર્ગો બંધ કરી દીધા અને એને લીધે એક પછી એક ચડતી ને ચડતી રેલો આવે છે, જમીન ધોવાઈ જાય છે અને સર્વત્ર મલેરિયા ફેલાઈ જાય છે

હું ટ્રેક્ટરો અને મોટા યંત્રો દાખલ કરવાના મતનો છું અને જમીન પરનું દબાણ ઓછું કરવાને, ગરીબાઈ દૂર કરવાને, જીવનનું ધોરણ ઊંચું કરવાને તેમ જ સરક્ષણ અને બીજા અનેક હેતુઓને માટે હિંદનું ઝડપી ઉદ્યોગીકરણ આવશ્યક છે એ વિષે મારા મનમાં જરાયે શંકા નથી પણ ઉદ્યોગીકરણનો પૂરેપૂરો લાભ અમારે ઉઠાવવો હોય અને તેના અનેક જોખમોમાંથી ઊગરી જવું હોય તો મક્કમભર્યું નિયોજન અને પરસ્પરનો સુયોગ જરૂરી છે એ વિષે પણ મને એટલી જ ખાતરી છે જેની પાછળ પ્રબળ પરંપરા ચાલતી આવી છે તેમ જ જેનો વિકાસ અટકી ગયો છે એવા હિંદ અને ચીન સરખા પ્રાચીન દેશો માટે આ નિયોજન કરવાની જરૂર છે

ચીનમાં હું સહકારને ધોરણે ચાલતા ઉદ્યોગો માટેની ચળવળ તરફ ખૂબ આકર્ષાયો હતો અને મને લાગે છે કે એવી કોઈક ચળવળ હિંદને ખાસ કરીને અનુકૂળ આવે એમ છે હિંદની ભૂમિકામા એ બંધબેસતી આવશે, નાના ઉદ્યોગોમા લોકશાહીનુ ધોરણ દાખલ કરશે અને સહકારી કાર્યની ટેવ ખીલવશે એ રીતે ચાલતા નાના ઉદ્યોગોને મોટા ઉદ્યોગોના પૂરક બનાવી શકાય હિંદમા ભારે અથવા પાયાના ઉદ્યોગોનો વિકાસ ગમે એટલો ઝડપી થાય તોયે નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો માટે મહોળું ક્ષેત્ર ખુલ્લુ રહેશે એ યાદ રાખવું જોઈએ સોવિયેટ રશિયામા પણ સહકારને ધોરણે ચાલતા ખાનગી માલકીના ઉદ્યોગોએ ઔદ્યોગિક ખિલવણીમા મોટો ફાળો આપ્યો છે.

વીજળીની શક્તિ વધારે ને વધારે ઉપયોગમા આવતી જાય છે તેથી નાના ઉદ્યોગોની ખિલવણી માટે અનુકૂળતા થઈ છે અને એને લીધે આર્થિક દૃષ્ટિએ તેઓ મોટા પાયા પરના ઉદ્યોગોની હરીફાઈમા ઊભા રહી શકે એમ છે વિકેન્દ્રીકરણની તરફેણમા લોકમત વધતો જાય છે અને હેન્રી ફોર્ડ જેવાએ પણ તેની હિમાયત કરી છે. મોટા મોટા ઔદ્યોગિક શહેરોમા જીવન ગાળવાને લીધે ધરતી સાથેનો સપર્ક મટી જવાથી પેદા થતા શારીરિક અને માનસિક જોખમો વિષે વિજ્ઞાનવેત્તાઓ આગાહી ચીંધે છે કેટલાક તો આગળ વધીને એટલે સુધી કહે છે કે, માણસજાતે ટકી રહેવુ હોય તો ફરીથી ધરતી અને ગામડાઓને આશરે જવાની જરૂર છે વસ્તી મહોળા વિસ્તારમા ફેલાઈ જાય, ધરતીની નજીક રહે અને તેમ છતા આધુનિક સભ્યતા અને સસ્કૃતિની બધી સુખ-સગવડો ભોગવી શકે એ વિજ્ઞાને સદ્‌ભાગ્યે શક્ય બનાવ્યુ છે

એ ગમે તેમ હો, વર્તમાન સજોગોમા અને પરદેશી અમલ તેમ જ તેની સાથે જોડાયેલા સ્થાપિત હિતો અમને નડતરરૂપ હતા તે છતા આમજનતાની ગરીબાઈ કેવી રીતે દૂર કરવી અને તેનામા સ્વાશ્રયની ભાવના પેદા કરવી એ સવાલ છે ના કેટલાક દસકાઓથી અમારી સામે ખડો થયો હતો ગૃહઉદ્યોગો હરકોઈ સમયે ખીલવવાના પક્ષની ઘણી દલીલો છે, પણ અમે જે પરિસ્થિતિમા મુકાયેલા હતા તે જોતા બેશક વ્યવહારની દૃષ્ટિથી એ જ વસ્તુ અમે કરી શકતા હતા એને માટે અખત્યાર કરવામા આવેલી પદ્ધતિ સર્વોત્તમ કે સૌથી વધારે અનુકૂળ નહોતી એમ હોય સવાલ મુશ્કેલ, અટપટો અને જબરદસ્ત હતો અને ઘણી વાર અમારે સરકારના દમનનો મુકાબલો કરવો પડતો હતો અમારે પડીઆખડીને અનુભવે શીખવાનુ હતુ શરૂઆતથી જ અમારે સહકારી ધોરણે ચાલતી પ્રવૃત્તિને ઉત્તેજન આપવુ જોઈતુ હતુ અને ઘરના તેમ જ ગામડાઓના વપરાશ માટે અનુકૂળ આવે એવા નાના યત્રો સુધારવાને માટે યત્રકળાના અને વિજ્ઞાનના પ્રમાણભૂત જ્ઞાન પર વધારે આધાર

રાખવો જોઈતો હતો એમ મને લાગે છે. આ સંસ્થાઓમાં સહકારનો સિદ્ધાંત દાખલ કરવાની શરૂઆત થતી જાય છે.

૭. ડી. એચ. ડોલ નામના એક અર્થશાસ્ત્રીએ કહ્યું છે, 'હાથબનાવટની ખાદીનો ઉદ્યોગ ખીલવવા માટેની મિ. ગાંધીની ચળવળ ભૂતકાળ પાછો સજીવન કરવાને ચાહતા કોઈ ધૂનીની કેવળ ધૂન નથી પણ ગરીબાઈ દૂર કરવા માટેનો અને ગામડાંઓનું ધોરણ ઊંચું લાવવાનો વહેવારુ પ્રયાસ છે.' ગરીબાઈ દૂર કરવાનો અને ગામડાંનું ધોરણ ઊંચું કરવાનો પ્રયત્ન એ બેશક હતો, પણ એથીયે વિશેષ વસ્તુ તેમાં રહેલી હતી. એણે ગરીબ ખેડૂતને વિષે માનવતાની દૃષ્ટિથી વિચાર કરવાની, ગણ્યાગાંઠ્યાં શહેરોના ઝગઝગાટ પાછળ પારાવાર દુઃખો, ગરીબાઈ અને કંગાલિયત રહેલાં છે એ સત્ય દિલમાં ઉતારવાની, કેટલાક કરોડપતિઓ અથવા ધનાઢ્ય વકીલો અને એવા બીજા લોકો પેદા કરવામાં અથવા ઉપલી અને નીચલી ધારાસભાઓ ઊભી કરવામાં નહીં પણ એ ખેડૂતની સ્થિતિ તેમ જ તેના દરજ્જામાં ફેરફાર કરવામાં હિંદની પ્રગતિ અને સ્વતંત્રતાની સાચી કસોટી રહેલી છે, એ પાયાની હકીકત સમજવાની હિંદને ફરજ પાડી. બ્રિટિશરોએ હિંદમાં અંગ્રેજી કેળવણી પામેલાઓની એક જુદી જ જ્ઞાતિ અથવા જમાત પેદા કરી હતી. આમજનતાથી અળગા પડીને એ વર્ગના લોકો પોતાની જુદી જ સૃષ્ટિમાં રહેતા હતા અને સદાયે, તેની સામે વિરોધ ઉઠાવતા હોય ત્યારે પણ, તેઓ પોતાના રાજકર્તા તરફ જ નજર રાખતા હતા. ગાંધીજીએ અમુક અંશે એ અંતર સાંધી દીધું અને તેમનું લક્ષ અને નજર પોતાની પ્રજા તરફ વાળવાની તેમને ફરજ પાડી.

યંત્રોના ઉપયોગની બાબતમાં ગાંધીજીના વલણમાં ધીમે ધીમે ફેરફાર થયેલો જણાય છે. તે કહે છે, 'મારો વાંધો યંત્રો માટેની ઘેલછા સામે છે, યંત્ર તરીકે યંત્રો સામે નથી.' 'ગામડાંઓના દરેક ઘરમાં જો આપણે વીજળી લઈ જઈ શકીએ તો ગ્રામવાસીઓ પોતાનાં સાધનો અને ઓજારો વીજળીથી ચલાવે એમાં હું વાંધો ન લઉં.' પ્રચંડ યંત્રોને પરિણામે કંઈ નહીં તો વર્તમાન સંજોગોમાં થોડા લોકોના હાથમાં અનિવાર્ય રીતે સત્તા અને સમૃદ્ધિ કેન્દ્રિત થાય એમ તેમને લાગતું હતું. 'મૂઠીભર લોકોના હાથમાં સત્તા અને સમૃદ્ધિ કેન્દ્રિત થાય એ માટેયે, યંત્રોનો ઉપયોગ કરવો એ વસ્તુને હું પાપ અને અન્યાય ગણું છું. આજે યંત્રોનો એ રીતે ઉપયોગ થઈ રહ્યો છે.' જો ઉદ્યોગો રાજ્યની માલકીના હોય અને જેમને તે મહત્ત્વના ગણતા હતા એવા કેટલાક ગૃહઉદ્યોગોની આડે ન આવતા હોય તો અનેક પ્રકારના ભારે અથવા પાયાના ઉદ્યોગો તેમ જ ચાવીરૂપ મોટા પાયા પરના ઉદ્યોગો અને જાહેર પ્રજાને ઉપયોગી એવાં સાર્વજનિક સાધનોની જરૂરિયાતનો સ્વીકાર કરવા સુધી

પણ તે આવ્યા હતા પોતાની દરખાસ્તોનો ઉલ્લેખ કરતા તેમણે જણાવ્યુ, 'આર્થિક સમાનતાના મજબૂત પાયા પર આ માર્ક્સમનુ ચણતર ન કરવામાં આવે તે તો રેતી પર બાંધેલી ઇમારત જેવો નીવડશે '

ગૃહઉદ્યોગો તેમ જ નાના ઉદ્યોગોના અતિ ઉત્સાહી હિમાયતીઓ સુધ્ધા મોટા પાયા પરના ઉદ્યોગો અમુક અશે જરૂરી અને અનિવાર્ય છે એ વાતનો સ્વીકાર કરે છે, એટલુ જ કે તેઓ બની શકે તેટલા પ્રમાણમા તેમને મર્યાદિત કરવા ચાહે છે ઉપરઉપરથી જોતા એ ઉત્પાદનના તેમ જ અર્થવ્યવસ્થાના બે સ્વરૂપો પર વત્તોઓછો ભાર મૂકવાનો અને એ બે વચ્ચે સુમેળ સાધવાનો સવાલ બને છે પોતાને સાંપડતી યંત્રોદ્યોગની સારી પેઠે ખિલવણી કરે અને શક્તિ ઉત્પન્ન કરવાની બધી સાધનસામગ્રીને પૂરેપૂરી કામમા લે તે વિના આધુનિક દુનિયામા આતરરાષ્ટ્રીય પરસ્પરાવલબનની વ્યવસ્થાની અદર પણ કોઈ પણ દેશ રાજકીય કે આર્થિક દૃષ્ટિએ સ્વતત્ર ન રહી શકે એ વિષે ભાગ્યે જ બે મત હોઈ શકે તે જ પ્રમાણે આધુનિક હુન્નરવિજ્ઞાનનો આશરો લીધા વિના તે જીવનનું ધોરણ ઊંચુ લાવી કે ટકાવી ન શકે તેમ જ ગરીબાઈ નાબૂદ ન કરી શકે ઉદ્યોગોમા પછાત પડેલો દેશ દુનિયાની સમતુલાનો નિરતર ભગ કરતો રહેશે અને ઉદ્યોગોમા વધારે આગળ વધેલા દેશોમા આક્રમણની વૃત્તિ જગાડશે તે પોતાની રાજકીય સ્વતત્રતા જાળવી રાખે તોયે એ સ્વતંત્રતા નામની જ હશે અને તેનો આર્થિક કાબૂ બીજાઓના હાથમા જવા પામશે આ કાબૂ, જીવન વિષેની પોતાની દૃષ્ટિથી દોરવાઈને ટકાવી રાખવાને ચાહેલી નાના પાયા પરની પોતાની અર્થવ્યવસ્થા પણ અનિવાર્ય રીતે ઊંધી વાળી દેશે આમ, મુખ્યત્વે ગૃહઉદ્યોગો અને નાના પાયા પરના ઉદ્યોગોના પાયા પર દેશની અર્થવ્યવસ્થાનું ચણતર કરવાનો પ્રયત્ન નિષ્ફળ ગયા વિના રહે જ નહી એ દેશના મૂળભૂત સવાલોનો ઉકેલ ન લાવી શકે કે સ્વતત્રતા ન ટકાવી શકે તેમ જ એનાથી તે દુનિયાના તત્રના ચોકઠામા એક પરાશ્રયી વસાહત સિવાય બીજી રીતે ન ગોઠવાઈ શકે

એક પ્રચડ યત્રો અને ઉદ્યોગીકરણના પાયા પર અને બીજી મુખ્યત્વે ગૃહઉદ્યોગોના પાયા પર રચાયેલી હોય એવી બે સાવ ભિન્ન પ્રકારની અર્થવ્યવસ્થા દેશમા ચાલુ રહે એ શક્ય છે ખરુ? આ કલ્પવુ મુશ્કેલ છે કેમ કે એક બીજીને દબાવી દીધા વિના રહે જ નહીં અને તેને એમ કરતા બળજબરીથી રોકવામા આવે તે સિવાય પ્રચડ યત્રો જ વિજયી નીવડવાના એ વિષે શકા નથી આમ એ ઉત્પાદનની બે પદ્ધતિઓ અને બે ભિન્ન અર્થવ્યવસ્થા વચ્ચે કેવળ સુમેળ સાધવાનો સવાલ નથી એમાથી એક સર્વોપરી બનવાની અને તેનુ પ્રભુત્વ

ખેડેલા વિજ્ઞાનના અણુખેડા ક્ષેત્રમાં, વિચાર તેમ જ વ્યવહારના પ્રદેશોમાં અને એ સૌ કરતાં પણ આ બધું માનવીના ચિત્તમાંથી ઉદ્‌ભવ્યું છે એ હકીકતમાં કંઈક ભારે અદ્‌ભુતતા અને ચમત્કૃતિ રહેલી છે.

૮

## સરકાર ઉદ્યોગોનો વિકાસ રૂંધે છે: યુદ્ધને અંગેનું ઉત્પાદન બીજી દિશામાં વાળેલું સામાન્ય ઉત્પાદન છે

જમશેદપુર આગળનું તાતાનું લોખંડ અને પોલાદનું કારખાનું એ એક ભારે અથવા પાયાનો ઉદ્યોગ હતો એવી જાતનું બીજું એકે કારખાનું નહોતું અને બીજાં જે ઇજનેરી કામ કરનારાં કારખાનાંઓ હતાં તે ખરી રીતે નાના નાના દાગીના બનાવનારી દુકાનો હતી. સરકારની નીતિને લીધે તાતાના કારખાનાનો વિકાસ પણ બહુ ધીમે થયો. પહેલા મહાયુદ્ધ વખતે આગગાડીનાં એંજિનો તેમ જ ડબ્બાઓની તંગી પેદા થઈ ત્યારે તાતાના કારખાનાએ એંજિનો બનાવવાનો નિર્ણય કર્યો અને મને લાગે છે કે કારખાનાના વ્યવસ્થાપકોએ એને માટેનાં યંત્રો પણ મંગાવ્યાં હતાં. પણ મહાયુદ્ધ પૂરું થયું ત્યારે હિંદી સરકાર તેમ જ રેલવે બોર્ડે (મધ્યસ્થ સરકારનું જ તે એક ખાતું છે.) બ્રિટિશ બનાવટનાં એંજિનોને પોતાનો આશ્રય આપવાનું ચાલુ રાખવાનો નિર્ણય કર્યો. આગગાડીના એંજિન માટે કોઈ ખાનગી બજાર નથી એ ઉઘાડી વાત છે કેમ કે રેલવેઓ કાં તો સરકારના અંકુશ નીચે હતી અથવા બ્રિટિશ કંપનીની માલકીની હતી. અને તેથી તાતાના કારખાનાના માલિકોને આગગાડીનાં એંજિનો બનાવવાની વાત પડતી મૂકવી પડી.

ભારે ઇજનેરી સાધનો અને યંત્રો બનાવનારો ઉદ્યોગ, વિજ્ઞાનના સંશોધન માટેની સંસ્થાઓ અને વીજળીની શક્તિ એ ત્રણ હિંદના ઔદ્યોગિક તેમ જ બીજા વિકાસ માટે મૂળભૂત જરૂરિયાતો છે. હરેક પ્રકારના નિયોજનનો એ પાયો હોવો જોઈએ અને રાષ્ટ્ર-નિયોજન સમિતિએ એના પર સૌથી વિશેષ ભાર મૂક્યો. એ ત્રણેનો અમારે ત્યાં અભાવ હતો અને એને લીધે અમારો ઔદ્યોગિક વિકાસ હમેશાં કુંઠિત થતો હતો. પ્રગતિશીલ નીતિ ઉદ્યોગોના વિકાસને કુંઠિત કરનારા આ બધા અંતરાયો ઝડપથી દૂર કરી શકત, પણ સરકારની નીતિ એથી સાવ ઊલટી અને જોરશોરથી હિંદમાં ભારે અથવા પાયાના ઉદ્યોગોના [illegible] અટકાવનારી હતી. બીજું મહાયુદ્ધ શરૂ થયું ત્યારે પણ જરૂરી યંત્રો [illegible]માંથી લાવવાની પરવાનગી આપવામાં ન આવી; પાછળથી એ લાવવા વહાણોની સગવડ નથી એવું બહાનું કાઢવામાં આવ્યું. હિંદમાં મૂડીની કે

કામ કરી જાણે એવા માણસોની ખોટ નહોતી માત્ર યંત્રસામગ્રીની ઊણપ હતી અને એને માટે ઉદ્યોગપતિઓ બૂમાબૂમ કરતા હતા યંત્રસામગ્રી લાવવાની તક આપવામા આવી હોત તો હિંદની આર્થિક સ્થિતિ સારી પેઠે સુધરવા પામી હોત એટલુ જ નહી, દૂર પૂર્વના પ્રદેશોમાના યુદ્ધની આખી સૂરત બદલાઈ ગઈ હોત કેટલીક બહુ જરૂરી વસ્તુઓ સામાન્ય રીતે હવાઈ માર્ગે અને ભારે મુશ્કેલી તેમ જ ખરચ વેઠીને લાવવી પડી હતી, તે હિંદમાં બનાવી શકાઈ હોત હિંદ ચીન તેમ જ પૂર્વના બીજા દેશોને માટેનુ ખરેખર શસ્ત્રાગાર બન્યુ હોત અને કૅનેડા તેમ જ ઑસ્ટ્રેલિયાના જેટલો જ તેનો પણ ઔદ્યોગિક વિકાસ થયો હોત યુદ્ધની પરિસ્થિતિની જરૂરિયાતો અત્યત તાકીદની હોવા છતા બ્રિટનના ઉદ્યોગોની ભવિષ્યની જરૂરિયાતો હમેશા નજર આગળ રાખવામા આવી અને યુદ્ધ પછીના સમયમા બ્રિટિશ ઉદ્યોગોની સાથે હરીફાઈ કરે એવા કોઈ પણ ઉદ્યોગો હિંદમા વિકસવા દેવાનુ ન ઇચ્છવા જોગ લેખવામા આવ્યુ આ કઈ ગુપ્ત નીતિ નહોતી, બ્રિટનના છાપાઓમા છડેચોક એની હિમાયત કરવામા આવતી હતી અને હિંદમા એનો હમેશા ઉલ્લેખ કરવામા આવતો હતો તેમ જ તેની સામે વિરોધ પ્રદર્શિત કરવામા આવતો હતો

તાતાના લોખડ અને પોલાદના કારખાનાના દીર્ઘદર્શી સસ્થાપક જમશેદજી તાતાએ બેંગલોરમા ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઓફ સાયન્સ નામની એક વૈજ્ઞાનિક સશોધન કરનારી સસ્થા સ્થાપવા જેટલી કલ્પનાશક્તિ બતાવી હતી આ સશોધનની સસ્થા હિંદમાની એવી જૂજ સસ્થાઓમાની એક હતી બીજી સરકારી સસ્થાઓ હતી અને તેમનુ કાર્યક્ષેત્ર તેમ જ તેમના ઉદ્દેશો બહુ મર્યાદિત હતા બેંગલોરની સસ્થા અને યુનિવર્સિટીઓમા થતું જૂજજાજ કાર્ય બાદ કરતા યુનાઈટેડ સ્ટેટ્સ તેમ જ સોવિયેટ રશિયામા જેને માટે અનેક સસ્થાઓ, સશોધનના મથકો અને ખાસ પ્રયોગશાળાઓ છે તે વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સશોધનના વિશાળ ક્ષેત્રને અગે હિંદમા એકદરે જોતા સપૂર્ણ દુર્લક્ષ કરવામા આવ્યુ હતુ બીજુ મહાયુદ્ધ શરૂ થયુ તે પછી થોડા સમય બાદ સશોધનના કાર્યને ઉત્તેજન આપવાની દિશામા થોડો પ્રયાસ કરવામા આવ્યો હતો અને એનુ ક્ષેત્ર જોકે બહુ મર્યાદિત હતુ તે છતા તેણે સારુ કામ કરી બતાવ્યુ છે

જહાજો બાધવાની અને આગગાડીનાં એંજિનો તૈયાર કરવાની પ્રવૃત્તિ પર ઠડુ પાણી રેડવામા આવતુ હતુ તેને અવગણવામા આવતી હતી વળી મોટરગાડીઓ બનાવવાનો ઉદ્યોગ ઊભો કરવાના પ્રયાસો પણ નિષ્ફલ કરવામા આવ્યા બીજુ મહાયુદ્ધ શરૂ થયુ તે પહેલા થોડાક વરસ અગાઉ આ દિશામા તૈયારી શરૂ થઈ ચૂકી હતી અને મોટરો બનાવનારી એક મશહૂર અમેરિકન

પેઢીના સહકારથી બધુ કામ આગળ ચાલતુ હતુ મોટરોના છૂટા ભાગો જોડીને આખી ગાડી તૈયાર કરવાનાં કારખાનાઓ તો ક્યારનાયે કામ કરતા થઈ ગયા હતા હવે હિંદી મૂડી, વ્યવસ્થા તેમ જ હિંદના ઇજનેરો અને કારીગરોને કામે લગાડી મોટરના બધા ભાગો હિંદમા તૈયાર કરવાની વિચારણા કરવામા આવી અમેરિકન પેઢી સાથે ગોઠવણ કરીને તેના પેટંટો વાપરવાની પરવાનગી મેળવવામા આવી તેમ જ શરૂઆતમા તેના નિષ્ણાતોની દેખરેખ મળે એવી જોગવાઈ પણ કરવામા આવી તે વખતે કાર્ય કરી રહેલી મુંબઈની કૉંગ્રેસી સરકારે હરેક રીતે એમા મદદ આપવાનું વચન આપ્યુ હતુ નિયોજન સમિતિને એ યોજનામા ખાસ રસ હતો હકીકતમા બધો બંદોબસ્ત થઈ ચૂક્યો હતો એકમાત્ર એને માટે જરૂરી યંત્રસામગ્રી પરદેશમાથી લાવવાનુ બાકી હતુ પણ હિંદી વજીરને એ વાત મંજૂર ન આવી અને એને માટે પરદેશથી યંત્રસામગ્રી લાવવાની તેણે મનાઈ ફરમાવી તેમના મત પ્રમાણે 'એ ઉદ્યોગ હાલ શરૂ કરવાનો કોઈ પણ પ્રયાસ યુદ્ધને માટે જેની વધારે તાકીદની જરૂર છે તે મજૂરો તેમ જ યંત્રોને બીજી દિશામા વાળે એમ છે ' યુદ્ધ શરૂ થયુ તે આરંભના મહિનાઓની આ વાત છે સામાન્ય મજૂરો અને કામની આવડતવાળા મજૂરો સુધ્ધા જોઈએ તેટલા મળી શકે એમ છે અને હકીકતમા તે બેકાર હતા એ હકીકત જણાવવામા આવી યુદ્ધની જરૂરિયાત એ પણ એક અજબ જેવી દલીલ હતી કેમ કે ખુદ એ જરૂરિયાત પૂરી પાડવાને માટે જ મોટર વાહનો આવશ્યક હતા પણ છેવટની સત્તા જેમના હાથમા હતી તે લંડનમા બેઠેલા હિંદી વજીરને ગળે એ બધી દલીલો ન ઊતરી અને તે એમના એ ન થયા એવી પણ માહિતી મળી હતી કે, અમેરિકાની બીજી એક હરીફ અને બળવાન મોટર બનાવનારી પેઢી પણ બીજી પેઢીના આશરા નીચે હિંદમા મોટર બનાવવાનો ઉદ્યોગ શરૂ થાય તે પસંદ કરતી નહોતી

માલની અવરજવર એ હિંદમા યુદ્ધ અંગેનો એક મોટો પ્રશ્ન થઈ પડ્યો અહી મોટર લારીઓ, પેટ્રોલ આગગાડીના એંજિનો અને માલગાડીના ડબ્બાની વગેરેની તેમ જ કોલસાની સુધ્ધા તંગી હતી લડાઈ પહેલા હિંદ તરફથી રજૂ કરવામા આવેલી દરખાસ્તો નામંજૂર કરવામા આવી ન હોત તો આ બધી મુશ્કેલીઓનો ઉકેલ બહુ સહેલો થઈ જાત રેલવેના ડબ્બાઓ મોટર લૉરીઓ, આગગાડીના એંજિનો તેમ જ બખ્તરિયા ગાડીઓ સુધ્ધા હિંદમા બનવા લાગ્યા હોત પેટ્રોલની તંગીને લીધે જે તંગ પરિસ્થિતિ પેદા થઈ હતી તે હળવી કરવામા બળતણ તરીકે વાપરી શકાય એવો સ્પિરિટ બહુ મદદરૂપ થઈ પડ્યો

૧ કોલસાની અછત હિંદમા હતી જ નહી તેના અખૂટ ભંડારો પડેલા હતા નુ ઉપયોગને માટે તેમાથી બહુ જ ઓછો કોલસો ખોદી કાઢવામા આવતો

હતો. કોલસાની માગ વધી હતી તે છતાં યુદ્ધનાં વરસો દરમ્યાન તેનું ઉત્પાદન ખરેખાત ઘટવા પામ્યું હતું. કોલસાની ખાણોની સ્થિતિ એટલી ખરાબ અને મજૂરીના દર એટલા ઓછા હતા કે મજૂરો એ તરફ આકર્ષાતા નહોતા. આખરે સ્ત્રીઓ ખાણોના અંદરના ભાગમાં કામ કરે તેની સામેનો પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો, કેમ કે મજૂરીના એ દરોથી કામ કરવાને સ્ત્રીઓ મળી શકતી હતી. કોલસાના ઉદ્યોગમાં ધરમૂળથી ફેરફાર કરવાનો, મજૂરો એ તરફ આકર્ષાય એ રીતે ત્યાંની પરિસ્થિતિ સુધારવાનો અને મજૂરીના દરો વધારવાનો કશો પ્રયત્ન કરવામાં ન આવ્યો. કોલસાની તંગીને લીધે ઉદ્યોગના વિકાસને ફટકો પડ્યો અને ચાલુ કારખાનાંઓને પણ કામ બંધ કરવું પડતું હતું.

સેંકડોની સંખ્યામાં આગગાડીનાં એંજિનો તેમ જ હજારો ગાડીના ડબ્બાઓ મધ્યપૂર્વના દેશોમાં હિંદમાંથી મોકલવામાં આવ્યા અને એ રીતે માલની હેરફેરની મુશ્કેલીઓમાં અહીં વળી વધારો થયો. બીજે ઠેકાણે મોકલવા માટે કેટલીક કામચી રેલવેના પાટા સુધ્ધાં ઉખેડી લેવામાં આવ્યા. ભવિષ્યનો કશો વિચાર કર્યા વિના જે બેપરવાઈથી આ બધું કરવામાં આવ્યું એ ખરેખર અચંબો પમાડે તેવું છે. એમાં કોઈ પણ પ્રકારની યોજના કે દીર્ઘદૃષ્ટિનો અભાવ હતો અને એક પ્રશ્નના કરવામાં આવેલા અરધાપરધા ઉકેલમાંથી તત્કાળ વધારે ગંભીર પ્રશ્નો ઉદ્‌ભવતા.

૧૯૩૯ની સાલના અંતમાં અથવા ૧૯૪૦ની સાલના આરંભમાં હિંદમાં ઍરોપ્લેનો બનાવવાનો ઉદ્યોગ શરૂ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. વળી પાછી અમેરિકન પેઢી સાથે બધી ગોઠવણ કરવામાં આવી અને હિંદી સરકાર તેમ જ હિંદમાંના વડા લશ્કરી મથક પર સંમતિ માટે તાકીદના તાર કરવામાં આવ્યા. પણ એનો કશો જવાબ ન મળ્યો. વારંવાર યાદ આપ્યા પછી એ યોજના નામંજૂર કરતો જવાબ આવ્યો. ઇંગ્લંડ અને અમેરિકામાંથી તમે ખરીદી શકતા હો પછી તમારે ઍરોપ્લેનો શા માટે બનાવવાં જોઈએ?

યુદ્ધ પહેલાં જર્મનીમાંથી જાતજાતની અસંખ્ય દવાઓ અને રસીઓ અહીં આવતી હતી. યુદ્ધને લીધે એ બધી વસ્તુઓ આવતી બંધ થઈ ગઈ. એમાંની કેટલીક વધારે મહત્ત્વની દવાઓ તેમ જ રસીઓ હિંદમાં બનાવવામાં આવે એવી સૂચના કરવામાં આવી. કેટલીક સરકારી સંસ્થાઓમાં સહેલાઈથી એનો બંદોબસ્ત થઈ શકે એમ હતું. હિંદી સરકારે એ વાત પણ નામંજૂર કરી અને જરૂરી બધી વસ્તુઓ ઇમ્પીરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ નામની કંપની મારફત હવે મળી શકશે એમ જણાવ્યું. એ બધી વસ્તુઓ હિંદમાં બહુ ઓછે ખરચે બનાવી શકાય એમ છે અને ખાનગી વ્યક્તિઓ એમાંથી આર્થિક લાભ

ઊણી ન જાય એ રીતે લશ્કર તેમ જ પ્રજાને માટે એ ઉપયોગમાં લઈ શકાય એમ છે એવું સૂચવવામાં આવ્યું ત્યારે રાજ્યની નીતિની બાબતમાં આવી હીન પ્રકારની ગણતરીઓનું આરોપણ કરવા સામે ઉચ્ચ સ્થાને બિરાજતા સત્તાવાળાઓ કોપાયમાન થયા. 'સરકાર કંઈ વેપારી પેઢી નથી !' એમ કહેવામાં આવ્યું.

સરકાર પોતે વેપારી પેઢી નહોતી એ સાચું પણ વેપારી પેઢીઓના હિતમાં એને ઘણો રસ હતો. ઇમ્પીરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ નામની કંપની એમાંની એક હતી. આ જબરદસ્ત કંપનીને હિંદમાં અનેક સગવડો અને અનુકૂળતાઓ આપવામાં આવી હતી. એ એટલી તો સાધનસંપન્ન હતી કે એને એવી સગવડો અને અનુકૂળતાઓ ન મળી હોત તોયે કંઈક અંશે તાતાની પેઢી બાદ કરતાં હિંદની બીજી કોઈ પણ પેઢી હરીફાઈમાં એની સામે ટકી શકે એમ નહોતું. આ બધી સગવડો ઉપરાંત હિંદ તેમ જ ઇંગ્લંડમાં ઉચ્ચ સત્તાધિકારીઓનું તેને પીઠબળ હતું. હિંદના વાઈસરૉયના પદ પરથી નિવૃત્ત થયા પછી થોડા જ માસ બાદ લૉર્ડ લિનલિથગો ઇમ્પીરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ કંપનીના ડાયરેક્ટરના હોદ્દા પર આવ્યા. આ બીના ઇંગ્લંડની મોટી મોટી વેપારી પેઢીઓ તેમ જ હિંદી સરકાર વચ્ચેનો નિકટનો સંબંધ તેમ જ એ સંબંધ સરકારની નીતિ પર અનિવાર્ય રીતે કેવી રીતે અસર કરે છે તે બતાવી આપે છે. લૉર્ડ લિનલિથગો હિંદના વાઈસરૉય હતા ત્યારે પણ ઇમ્પીરિયલ કેમિકલ કંપનીના સારા સરખા શેરો તેમની પાસે હોય એ બનવા જોગ છે. એ ગમે તેમ હો, પણ હિંદ સાથેના પોતાના સંબંધની પ્રતિષ્ઠા તેમ જ વાઈસરૉય તરીકે તેમણે મેળવેલા ખાસ અનુભવ હાલ તેમણે ઇમ્પીરિયલ કેમિકલ કંપનીની સેવામાં મૂકયાં છે એ ઉઘાડું છે.

૧૯૪૨ની સાલમાં વાઈસરૉય તરીકે લૉર્ડ લિનલિથગોએ જાહેર કર્યું હતું : 'માલ પૂરો પાડવાની બાબતમાં આપણે જબરદસ્ત કામગીરી બજાવી છે. હિંદે એ દિશામાં અત્યંત મહત્ત્વનો અને કીમતી ફાળો આપ્યો છે. . . . યુદ્ધના પહેલા ૭ માસમાં લગભગ ૨૯ કરોડ રૂપિયાના કૉન્ટ્રાક્ટ આપવામાં આવ્યા હતા; ૧૯૪૨ના એપ્રિલથી ઑક્ટોબર સુધીમાં ૧૩૭ કરોડ રૂપિયાના અને ૧૯૪૨ના ઑક્ટોબર સુધીના લડાઈના આખા ગાળા દરમ્યાન એકંદરે ઓછામાં ઓછા ૪૨૮ કરોડ રૂપિયાના કૉન્ટ્રાક્ટ આપવામાં આવ્યા હતા. અને એમાં દારૂગોળો બનાવનારાં કારખાનાંઓમાં થયેલા કામની રકમનો સમાવેશ થતો નથી. એ રકમ પણ બહુ મોટી થવા જાય છે.' આ તદ્દન સાચી વાત છે અને આ કહેવામાં આવ્યું ત્યાર પછીના સમયમાં હિંદે યુદ્ધપ્રયાસમાં જબરદસ્ત ફાળો આપ્યો છે. આ ઉપરથી કોઈને પણ લાગે કે હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિ ખૂબ વધી ગઈ હશે અને તેના ઉત્પાદનનો આંક ઘણો ઊંચો ગયો હશે. પણ

તાજુબીની વાત એ છે કે, એમાં ઝાઝો ફરક પડ્યો નથી. ૧૯૩૫ની સાલની ઔદ્યોગિક પ્રવૃત્તિનો આંક ૧૦૦ ગણતાં હિંદની ૧૯૩૭–૩૯ની ઔદ્યોગિક પ્રવૃત્તિનો આંક ૧૧૧.૧ હતો. ૧૯૩૯–૪૦ની સાલમાં તે ૧૧૪.૦ અને ૧૯૪૦-૪૧માં ૧૧૨.૧ અને ૧૨૭.૦ના ગાળામાં હતો; ૧૯૪૨ના માર્ચમાં તે ૧૧૮.૯ હતો; ૧૯૪૨ના એપ્રિલ માસમાં તે નીચે ઊતરીને ૧૦૯.૨ થયો અને પછી ધીમે ધીમે ચડીને ૧૯૪૨ના જુલાઈમાં તે ૧૧૬.૨ થયો. આ આંકડાઓ સંપૂર્ણ નથી કેમ કે દારૂગોળાનો તેમ જ કેટલાક રસાયણી ઉદ્યોગોનો એમાં સમાવેશ થતો નથી આમ છતાંયે એ આંકડાઓ મહત્ત્વના અને સૂચક છે.

એમાંથી આશ્ચર્યકારક હકીકત તો એ તરી આવે છે કે, દારૂગોળો બનાવવાના અને બીજા કેટલાક ઉદ્યોગો બાદ કરતાં ૧૯૪૨ના જુલાઈની કુલ ઔદ્યોગિક પ્રવૃત્તિ યુદ્ધ પહેલાંના વરસની ઔદ્યોગિક પ્રવૃત્તિ કરતાં બહુ થોડે અંશે વધારે હતી. ૧૯૪૧ના ડિસેમ્બર માસમાં થોડા સમય પૂરતો એમાં કંઈક વેગ આવ્યો હતો અને તેનો આંક ૧૨૭.૦ સુધી પહોંચ્યો હતો. પણ તે પાછો નીચે ઊતર્યો. અને છતાં સરકાર તરફથી ઉદ્યોગોને અપાતા કૉન્ટ્રાક્ટોની કિંમત તો ઉત્તરોત્તર વધ્યે જ જતી હતી. લૉર્ડ લિનલિથગોના કહેવા પ્રમાણે ૧૯૩૯-૪૦ ઑક્ટોબરથી માર્ચ સુધીના ૭ માસના આ કૉન્ટ્રાક્ટો ૨૯ કરોડ રૂપિયાની કિંમતના અને ૧૯૪૨ના એપ્રિલથી ઑક્ટોબર સુધીના ૭ માસના કૉન્ટ્રાક્ટો ૧૩૭ કરોડ રૂપિયાની કિંમતના હતા.

યુદ્ધ સમયના આ બધા જબરદસ્ત ઑર્ડરો દેશની કુલ ઔદ્યોગિક પ્રવૃત્તિમાં કશો વધારો થયેલો નથી બનાવતા પણ સામાન્ય પ્રકારના ઉત્પાદનને મોટા પાયા પર એકીસાથે યુદ્ધ માટેના ખાસ ઉત્પાદનમાં પલટી નાખવામાં આવ્યું હતું તે બતાવે છે. તે સમય પૂરતી એ ઉદ્યોગોએ યુદ્ધની જરૂરિયાતો પૂરી પાડી પણ પ્રજાના વપરાશની વસ્તુઓના ઉત્પાદનમાં ભારે ઘટાડો કરીને તેમણે એમ કર્યું. અનિવાર્ય રીતે એનાં દૂરગામી પરિણામો આવ્યાં. લંડનમાં હિંદને ખાતે સ્ટર્લિંગ જામીનગીરીઓ વધુ ને વધુ જમા થતી ગઈ અને હિંદમાં મૂઠીભર લોકોના હાથમાં નાણાંના ઢગલા થતા જતા હતા ત્યારે આખા દેશને જરૂરી વસ્તુઓની મોટી તંગી વેઠવી પડી, બહુ મોટા પ્રમાણમાં અને ઉત્તરોત્તર વધુ ને વધુ કાગળ નાણું ચલણમાં દાખલ કરવામાં આવ્યું, વસ્તુઓના ભાવ બહુ વધી ગયા અને કેટલીક વાર માન્યામાં પણ ન આવે એટલે સુધી ચડી ગયા. છેક ૧૯૪૨ના વચગાળાના સમયમાં ખોરાકની કટોકટી દેખાવા લાગી હતી અને ૧૯૪૩ની સાલની પાનખરમાં બંગાળમાં તેમ જ હિંદના બીજા ભાગોમાં દુકાળે લાખો માણસોનો ભોગ લીધો. યુદ્ધનો તેમ જ તેના સંબંધમાં અખત્યાર કરવામાં આવેલી સત્તાવાળાઓની નીતિનો બોજો જેમનું એ ઊંચકવાનું

જરા પણ ગજું નહોતું એવા હિંદના કરોડો માનવીઓ પર આવી પડ્યો, એની નીચે તેઓ કચરાઈ ગયા અને પૃથ્વીના પડ પરથી ભૂંસાઈ ગયા. અસંખ્ય લોકો ધીમો ભૂખમરો વેઠીને ક્રૂરમાં ક્રૂર પ્રકારના મરણના ભોગ બન્યા.

મારા આંકડા ૧૯૪૨ની સાલ સુધીના જ છે; એ પછીના આંકડા મારી પાસે નથી. ઘણું કરીને એ પછી ઘણા ફેરફારો થયા છે અને હિંદની ઓદ્યોગિક પ્રવૃત્તિનો આંક આજે ઊંચે ગયો હોય એમ બને.* પણ એ આંક જે ચિત્ર રજૂ કરે છે તેમાં કશો મૂળભૂત ફેરફાર થયો નથી. તેની તે પ્રક્રિયાઓ હજી ચાલુ છે, એક પછી એક તેની તે બૂમો અને પોકારો ઊઠે છે, તેની તે થીગડથાગડ કરવામાં આવે છે અને કામચલાઉ ઉપાયો લેવામાં આવે છે, કોઈ પણ પ્રકારના સુસંયોજિત અને સર્વસ્પર્શી દૃષ્ટિનો તેનો તે અભાવ માલૂમ પડે છે, આજના અને ભવિષ્યના બ્રિટિશ ઉદ્યોગો માટેનો તેનો તે પક્ષપાત ચાલુ છે — અને દરમ્યાન ખોરાકને અભાવે અને રોગચાળાથી લોકો મરતા જાય છે.

મોજૂદ ઉદ્યોગોમાંના, ખાસ કરીને સુતરાઉ કાપડનો, લોખંડ અને પોલાદનો અને શણનો વગેરે કેટલાક ઉદ્યોગો ખૂબ સમૃદ્ધ થયા છે એ વાત સાચી છે. ઉદ્યોગપતિઓ, યુદ્ધના કોન્ટ્રાક્ટ રાખનારાઓ, સંઘરાખોરો અને નફાખોરો પેદા, મોટો સુપરટૅક્સ નાખવામાં આવ્યા છતાં, કરોડપતિઓની સંખ્યા વધી છે અને હિંદની પ્રજાના છેક ઉપલા થરના થોડાક લોકોના હાથમાં સારા પ્રમાણમાં પૈસો એકઠો થયો છે. પણ મજૂર વર્ગને કશો લાભ મળ્યો નથી, અને એન. એમ. જોશી નામના એક મજૂર આગેવાને મધ્યસ્થ ધારાસભામાં જાહેર કર્યું હતું કે યુદ્ધ દરમ્યાન હિંદમાં મજૂરોની સ્થિતિ ઘણી બગડી છે.

* એમ નથી બન્યું. ૧૯૪૪ના માર્ચની ૯મી તારીખનું કલકત્તાનું કૅપિટલ નામનું છાપું હિંદની ઓદ્યોગિક પ્રવૃત્તિના આંકના આંકડા નીચે મુજબ આપે છે:
(૧૯૩૫-૩૬=૧૦૦)

| | |
|---|---|
| ૧૯૩૮–૩૯ | ૧૧૧·૧ |
| ૩૯–૪૦ | ૧૧૪·૦ |
| ૪૦–૪૧ | ૧૧૭·૩ |
| ૪૧–૪૨ | ૧૨૨·૭ |
| ૪૨–૪૩ | ૧૦૮·૮ |
| ૪૩–૪૪ | ૧૦૮·૦ (લગભગ) |
| જાન્યુઆરી ૧૯૪૪ | ૧૧૧·૭ |

આમાં શસ્ત્રસરંજામના ઉત્પાદનનો સમાવેશ થતો નથી. આમ ચાર વરસ કરતાંયે વધુ યુદ્ધના સતત પછી એકંદરે જોતાં હિંદની ઓદ્યોગિક પ્રવૃત્તિ યુદ્ધ પહેલાંના સમય કરતા ખરેખાત કંઈક અંશે ઓછી હતી.

મોગ જમીનદારો અને ખાસ કરીને પંજાબ અને સિંધના મધ્યમ વર્ગના ખેડૂતો આબાદ થયા છે પણ ખેડૂત વર્ગના ઘણા મોટા ભાગ પર યુદ્ધને પરિણામે ભારે ફટકો પડ્યો છે અને તેમને ભારે હાડમારીઓ સહેવી પડી છે ચલણના ફુગાવાથી અને ભાવોમા આવેલા ભારે ઉછાળાથી માલ વાપરનારાઓ ઉત્તરોત્તર વધુ ને વધુ કચરાતા ગયા છે*

૧૯૪૨ની સાલના વચગાળામા ગ્રેડી કમિટીને નામે ઓળખવામા આવે છે તે અમેરિકન પ્રતિનિધિમડળ હિદના મોજૂદ ઉદ્યોગોનુ નિરીક્ષણ કરવાને અને ઉત્પાદન વધારવાને માટે સૂચનાઓ કરવાને અહી આવ્યુ હતું સ્વાભાવિક રીતે તેને કેવળ યુદ્ધ અગેના ઉત્પાદન સાથે નિસ્બત હતી તેનો હેવાલ પ્રગટ કરવામા આવ્યો નહી ઘણુ કરીને એની પ્રસિદ્ધિ સામે હિદી સરકારનો વિરોધ હતો અને તેને લીધે એ બહાર પાડવામા આવ્યો નહોતો પણ તેમની થોડીક ભલામણો જાહેર કરવામા આવી હતી એ પ્રતિનિધિમડળે બળતણ માટેનો સ્પિરિટ ઉત્પન્ન કરવાની, પોલાદનો ઉદ્યોગ વિસ્તૃત કરવાની વધારે વીજળી ઉત્પન્ન કરવાની, ઍલ્યુમિનિયમ તેમ જ શુદ્ધ કરેલા ગધકનું ઉત્પાદન વધારવાની અને જુદા જુદા ઉદ્યોગોમા રેશનલાઇઝેશન એટલે કે જે ચલાવવા માટે જેમ બને તેમ ઓછા માણસોની જરૂર પડે એવા યત્રો દાખલ કરવાની સૂચના કરી હતી તેણે અમેરિકન નમૂનાની, સ્થાપિત સરકારી સસ્થાઓથી સ્વતત્ર એવી, ઉત્પાદનનુ સચોટપણે નિયમન કરનારી સસ્થાઓ સ્થાપવાની પણ સૂચના કરી હતી દેખીતી રીતે જ હિદી સરકારની 'હોય છે, થાય છે'ની વૃત્તિવાળી અને આવડત વિનાની કાર્યપદ્ધતિની ગ્રેડી કમિટી પર પણ સારી છાપ પડી નહોતી હિદી સરકાર પર એ સર્વસ્પર્શી યુદ્ધની ઝાઝી અસર થઈ નહોતી પરતુ એ કમિટી પર તાતાના પોલાદના કારખાનાની વ્યવસ્થા તેમ જ કાર્યદક્ષતાની ઊડી છાપ પડી હતી એ જબરદસ્ત કારખાનું માત્ર હિદીઓ ચલાવે છે ગ્રેડી કમિટીના પ્રાથમિક હેવાલમા વધુમા જણાવવામા આવ્યુ હતું, 'હિદના મજૂરોના સારા પ્રકારની અને તેમનામા રહેલી વિકાસની ઉત્તમ શક્યતાની કમિટી પર ઊડી છાપ પડી છે હિદીઓ ખૂબ હસ્તકૌશલ્ય ધરાવે છે અને કામની સતોષકારક પરિસ્થિતિ તેમ જ નોકરીની સલામતીનો બદોબસ્ત કરવામા આવે તો તેઓ વિશ્વાસપાત્ર અને કામગરા છે *

* ગ્રેડી કમિટીના હેવાલને અભરાઈ પર ચડાવી દેવામા આવ્યો તે વિષે ટીકા કરતા કૉમર્સ નામના પત્રે (મુબઈ નવેમ્બર ૨૮,૧૯૪૨)નીચે પ્રમાણે લખ્યુ હતુ

'યુદ્ધ પછીની દુનિયામા પૂર્વના દેશો તરફથી પશ્ચિમના દેશો સામે જોખમકારક હરીફાઈ ન થાય એટલા માટે' આ દેશના વધુ ઉદ્યોગીકરણને ગૂગળાવી મારવા માટે બળવાન હિતો પરદેશોમા કાર્ય કરી રહ્યા છે'

છેલ્લાં ત્રણ કે ચાર વરસ દરમ્યાન હિંદમાં રસાયણનો ઉદ્યોગ વધ્યો છે, જહાજો બાંધવાના ઉદ્યોગે પણ થોડી પ્રગતિ કરી છે અને એરો બાંધવાના ઉદ્યોગનો નાના પાયા પર આરંભ કરવામાં આવ્યો છે. સુ કાપડની અને શણની મિલો સહિત યુદ્ધ અંગેના બધા ઉદ્યોગોએ, સુપર નાખવામાં આવ્યા છતાં, અઢળક નફા કર્યા છે અને સારા પ્રમાણમાં મૂડી એ થઈ છે. નવા ઉદ્યોગો શરૂ કરવા માટે મૂડીનું રોકાણ કરવાની હિંદી સ મનાઈ કરી હતી. હાલ એમાં કંઈક છૂટછાટ મૂકવામાં આવી છે; યુદ્ધ થયા વિના જોકે કશું ચોક્કસ કહી શકાય નહીં. આ જરાસરખી છૂ મળવાથી પણ મોટા વ્યવસાયવાળા લોકોમાં ભારે પ્રવૃત્તિ શરૂ થઈ ગઈ છે ઉદ્યોગોની મોટી મોટી યોજનાઓ ઘડાવા લાગી છે. જેનો વિકાસ લાંબા સ સુધી રોકી રાખવામાં આવ્યો છે તે હિંદ મોટા પાયા પરના ઉદ્યોગીકર ઊમરે આવી પહોંચ્યું હોય એમ જણાય છે.

પ્રકરણ નવમું

# છેલ્લો તબક્કો (૩)

## બીજું મહાયુદ્ધ

### ૧

### કૉંગ્રેસ પરદેશો સાથેના સંબંધો અંગેની નીતિ ખીલવે છે

હિંદની બીજી બધી રાજકીય સંસ્થાઓની પેઠે રાષ્ટ્રીય કૉંગ્રેસ પણ લાંબા વખત સુધી દેશના આંતરિક રાજકારણમાં પૂરેપૂરી મશગૂલ રહી હતી અને પરદેશોમાં થતા ફેરફારો તરફ તેણે ઝાઝું લક્ષ આપ્યું નહોતું. ચાલુ સદીના ત્રીજા દસકામાં પરદેશોની બાબતમાં તે થોડો થોડો રસ લેતી થઈ. સમાજવાદીઓ અને સામ્યવાદીઓના નાના જૂથો બાદ કરતાં બીજી કોઈ પણ સંસ્થા એમ કરતી નહોતી. મુસ્લિમ સંસ્થાઓને પૅલેસ્ટાઈનમાં રસ હતો અને ત્યાંના આરબો વિષે પોતાની સહાનુભૂતિ દર્શાવતા ઠરાવો તે પ્રસંગોપાત્ત કરતી હતી. તુર્કી, મિસર તેમ જ ઈરાન વગેરે દેશોની તીવ્ર રાષ્ટ્રીયતાની ભાવનાને એ સંસ્થાઓ કંઈક ભયની લાગણીથી જોતી હતી કેમ કે તે ઐહિક હતી અને તેનાથી પ્રેરાઈને જે સુધારા કરવામાં આવતા હતા તે ઇસ્લામી પરંપરાના તેમના આદર્શો સાથે પૂરેપૂરા બંધબેસતા નહોતા. કૉંગ્રેસે ધીમે ધીમે પોતાની પરદેશનીતિ ખીલવી. રાજકીય તેમ જ આર્થિક સામ્રાજ્યશાહી સર્વથા નાબૂદ કરવી અને સ્વતંત્ર રાષ્ટ્રો વચ્ચે સહકાર સ્થાપવો આ બે મુદ્દાના પાયા પર તેનું મંડાણ હતું. હિંદની સ્વતંત્રતાની માગણી સાથે આ વાત બંધબેસતી આવતી હતી. છેક ૧૯૨૦ની સાલમાં કૉંગ્રેસે પરદેશનીતિ વિષે ઠરાવ મંજૂર કર્યો હતો. એ ઠરાવમાં દુનિયાની બીજી પ્રજાઓ સાથે સહકાર કરવાની અને ખાસ કરીને અમારી પાડોશના બધા દેશો સાથે મિત્રાચારીના સંબંધો ખીલવવાની અમારી ઇચ્છા પર ભાર મૂકવામાં આવ્યો હતો. પછીથી મોટા પાયા પરનું બીજું યુદ્ધ ફાટી નીકળવાની શક્યતા અંગે વિચાર કરવામાં આવ્યો હતો અને ૧૯૨૭ની સાલમાં, એટલે કે બીજું મહાયુદ્ધ ફાટી નીકળ્યું તે અગાઉ બાર વરસ પહેલાં, કૉંગ્રેસે એના સંબંધમાં પોતાની નીતિની પહેલવહેલી જાહેરાત કરી હતી.

દરમ્યાન, યુરોપમાં ફેરફારો થયે જતા હતા અને હિટલર તેમ જ નાઝીવાદનો ઉદય થયો હતો. કોંગ્રેસે તરત જ આ ફેરફારોની બાબતમાં પોતાની લાગણી વ્યક્ત કરી અને તેમને વખોડી કાઢ્યા કેમ કે હિટલર અને તેનો જીવનસિદ્ધાંત કોંગ્રેસ જેની સામે ઝૂઝી રહી હતી તે સામ્રાજ્યશાહી અને જાતિદ્વેષનું મૂર્તસ્વરૂપ અને અર્ક છે એમ તેને લાગ્યું. ચીન તરફની સહાનુભૂતિને પરિણામે જાપાનના મંચુરિયામાંના આક્રમણ સામે વધારે આકરી લાગણી પેદા થઈ. એબીસિનિયા, સ્પેન, ચીન-જાપાનનું યુદ્ધ, ઝેકોસ્લોવાકિયા અને મ્યુનિચ વગેરે ઘટનાઓએ લાગણીની આ પ્રબળતામાં અને નજીક આવતા જતા યુદ્ધની ચિંતામાં વધારો કર્યો.

પણ નજીક આવતું જતું આ યુદ્ધ હિટલરના ઉદય પહેલાં કલ્પવામાં આવેલા યુદ્ધ કરતાં ભિન્ન પ્રકારનું નીવડવા સંભવ હતો. આમ છતાં બ્રિટિશ રાજનીતિ લગભગ એકધારી રીતે નાઝી અને ફાસીવાદીતરફી રહી અને તે એકાએક પલટાઈ જશે ને સ્વતંત્રતા તેમ જ લોકશાહીની હિમાયત કરનારી બની જશે એમ માનવું મુશ્કેલ હતું. એની પ્રબળ સામ્રાજ્યવાદી દૃષ્ટિ અને સામ્રાજ્યને ટકાવી રાખવાની ઇચ્છા બીજા ફેરફારો થવા છતાંયે ચાલુ રહેવાની હતી. એ જ રીતે રશિયા તેમ જ રશિયા મારફતે જે નવી સમાજવ્યવસ્થા વ્યક્ત થતી હતી તે સામેનો તેનો મૂળભૂત વિરોધ પણ ચાલુ રહેવાનો હતો. પણ હિટલરને રીઝવવાની પૂરેપૂરી ઇચ્છા હોવા છતાં જૂની સમતુલાને સર્વથા ઉથલાવી નાખીને યુરોપમાં તે સર્વોપરી સત્તાધારી થતો જતો હતો અને બ્રિટિશ સામ્રાજ્યના મર્મ સમાં હિતોને જોખમાવતો જતો હતો. ઇંગ્લંડ અને જર્મની વચ્ચે યુદ્ધ ફાટી નીકળે એવો સંભવ દેખાવા લાગ્યો અને જો એ યુદ્ધ ફાટી નીકળે તો એ સંબંધમા અમારી નીતિ શી હશે? બ્રિટિશ સામ્રાજ્યશાહીનો વિરોધ તેમ જ ફાસીવાદ અને નાઝીવાદ સામેનો વિરોધ એવાં અમારી નીતિનાં બે પ્રબળ વલણોને અમે કેવી રીતે સુસંગત કરી શકીશું? અમારી રાષ્ટ્રીયતાની તેમ જ આંતરરાષ્ટ્રીયતાની ભાવના વચ્ચે અમે કેવી રીતે સુમેળ સાધી શકીશું? વર્તમાન સંજોગોમાં અમારે માટે એ મુશ્કેલ પ્રશ્ન હતો. પણ પોતે હિંદના સંબંધમાં સામ્રાજ્યવાદી નીતિ છોડી દીધી છે ને પ્રજાની શુભેચ્છા પર આધાર રાખવા માગે છે એ વાતની બ્રિટિશ સરકાર અમને ખાતરી કરાવે તો એ બધી મુશ્કેલી દૂર થતી હતી.

રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીયતાની હરીફાઈમાં અવશ્ય રાષ્ટ્રીયતા જ વિજયી નીવડે એમ હતું. દરેક દેશમાં અને દરેક કટોકટીને પ્રસંગે એમ બન્યું હતું. સતત લડત અને યાતનાઓની કડવી સ્મૃતિવાળા પરદેશી ધૂંસરી નીચેના દેશમાં એ અનિવાર્ય અને ટાળી ન શકાય એવું પરિણામ હતું. ઇંગ્લંડ અને

ફ્રાંસે પ્રજાસત્તાક સ્પેનને દગો દીધો હતો, ઝેકોસ્લોવાકિયાનો વિશ્વાસઘાત કર્યો હતો અને એ રીતે જેને તેઓ પોતાના રાષ્ટ્રના હિત લેખતા હતા તેને ખાતર આંતરરાષ્ટ્રીયતાનો તેમણે ભોગ આપ્યો. પછીની ઘટનાઓએ પુરવાર કરી આપ્યું કે રાષ્ટ્રના હિત બાબતની તેમની એ ગણતરી ખોટી હતી. ઇંગ્લંડ, ફ્રાંસ અને ચીન માટેની યુનાઈટેડ સ્ટેટ્સની સહાનુભૂતિ ઉઘાડી હતી તેમ જ નાઝીવાદ, જાપાનનો લશ્કરવાદ અને આક્રમણ વગેરેને વિષે તેને ઊંડો તિરસ્કાર હતો તે છતાં તે પોતાના અળગાપણાને વળગી રહ્યું હતું. પર્લ હાર્બરની ઘટનાએ તેને માથું મૂકીને યુદ્ધમાં ઝંપલાવવાની ફરજ પાડી. આંતરરાષ્ટ્રીયતાના પ્રતીક સમા ખુદ રશિયાએ સંપૂર્ણપણે રાષ્ટ્રીયતાની નીતિ અખત્યાર કરી અને તેના અનેક મિત્રો તેમ જ સહાનુભૂતિ ધરાવનારાઓને મૂંઝવણમાં મૂકી દીધા. જર્મન લશ્કરે એકાએક અને જાહેર કર્યા વિના રશિયા પર હુમલો કર્યો તેથી તે પણ યુદ્ધમાં જોડાયું. સ્કૅન્ડિનેવિયાના દ્વીપકલ્પના દેશો અને હોલૅન્ડ તેમ જ બેલ્જિયમે પોતાની જાતને બચાવી લેવાની વ્યર્થ આશાથી યુદ્ધ ટાળવાનો અને તેમાં સંડોવાવામાંથી બચી જવાનો પ્રયત્ન કર્યો અને છતાં એ બધા યુદ્ધના સપાટામાં સપડાયા. તુર્કી સર્વથા પોતાની રાષ્ટ્રીય દૃષ્ટિથી દોરવાઈને વત્તાઓછી તંગસ્થના જાળવી પાંચ વરસથી બેઠું રહ્યું છે અને યુદ્ધનો ભય તેના પર સતત ઝઝૂમે છે. ઉપરથી સ્વતંત્ર દેખાય છે તે છતાં મિસર હજી પણ અર્ધવસાહતી એટલે કે ઘણે અંશે પરાધીન દેશ છે. એ ભોગ રણક્ષેત્રોમાંનું એક છે અને તેની સ્થિતિ કંઈક વિચિત્ર ને બેહૂદી છે. એ બધી રીતે યુદ્ધમાં પડેલો દેશ છે, સંયુક્ત રાષ્ટ્રોના લશ્કરી કબજા નીચે છે અને છતાં દેખીતી રીતે યુદ્ધમાં પડેલો દેશ નથી.

જુદા જુદા દેશો તેમ જ સરકારોએ અખત્યાર કરેલી આ બધી નીતિ માટે કારણો અથવા બહાના હશે એમ મને લોકશાહી દેશ પોતાની પ્રજાને તૈયાર કર્યા વિના અને તેનો સહકાર મેળવ્યા વિના યુદ્ધમાં સહેલાઈથી કૂદી પડી શકે નહીં. અધિકારવાદી રાજ્યને પણ એને માટે ભૂમિકા તૈયાર કરવી પડે છે. એના કારણો કે બહાના ગમે તે હો, પણ જ્યારે કટોકટી ઊભી થાય છે ત્યારે રાષ્ટ્રની ગણતરીઓ અથવા જેને રાષ્ટ્રીય ગણતરીઓ લેખવામાં આવતી હોય તે સર્વોપરી બની જાય છે ને તેની સાથે બંધબેસતી ન આવે એવી બીજી બધી બાબતો વણાઈ જાય છે એ સ્પષ્ટ છે. મ્યુનિચની કટોકટી વખતે યુરોપની મોટા આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ તેમ જ ફાસીવાદવિરોધી મંડળો ચૂપ થઈ ગયા અને દુર્બળ તેમ જ નમાલા બની ગયા એ ખરેખર અસાધારણ ઘટના છે. છૂટી છવાઈ વ્યક્તિઓ અને નાનાં નાનાં જૂથો આંતરરાષ્ટ્રીય મનોદશાવાળા મને અને વ્યાપક ધ્યેયને ખાતર અંગત તેમ જ તાત્કાલિક રાષ્ટ્રીય હિતોનો ભોગ

ખ્યાલ પણ રહેતો હતો આ રીતે ડોમિનિયન સ્ટેટસ મર્યાદા મૂકનારી વાત હતી ઉત્તરોત્તર ભાવિની ઝાંખી કરતા અમારા ખ્યાલો આ બધી મર્યાદાઓ ઓળંગી જતા હતા અને સહકારના વધારે વ્યાપક ક્ષેત્રને માટે ઝંખતા હતા ખાસ કરીને ચીન, અફઘાનિસ્તાન, ઈરાન અને સોવિયેટ રશિયા વગેરે પૂર્વના તેમ જ પશ્ચિમના અમારા પાડોશના દેશો સાથે ગાઢ સંબંધો બાંધવા અમે વિચારતા હતા વળી દૂર આવેલા અમેરિકા સાથે પણ અમે નિકટના સંબંધો બાંધવા ચાહતા હતા કેમ કે, યુનાઈટેડ સ્ટેટ્સ તેમ જ સોવિયેટ યુનિયન પાસેથી અમે ઘણું ઘણું શીખી શકીએ એમ હતું ઇંગ્લંડ પાસેથી હવે પછી કંઈ પણ નવું શીખવાની અમારી શક્તિ રહી નથી અને કોઈ પણ સંજોગોમા, તેની સાથે અમને બાંધી રાખનારાં દૂષિત બંધનો તોડી નાખ્યા પછી જ સમાન ભૂમિકા પર એકબીજાના સંબંધમા આવીને અમે તેનો ફાયદો ઉઠાવી શકીએ એમ છીએ એવી લાગણી પ્રવર્તતી હતી

બ્રિટનનાં ડોમિનિયન સંસ્થાનો તેમ જ વસાહતોમા હિંદીઓની બાબતમા જે જાતિભેદ મનાવવામા આવતો હતો તેમ જ તેમના પ્રત્યે જે વર્તાવ રાખવામા આવતો હતો એ બીનાએ પણ એ સમૂહમાંથી નીકળી જવાના અમારા નિર્ણયમા ઘણો ભાગ ભજવ્યો છે ખાસ કરીને દક્ષિણ આફ્રિકા તેમ જ બ્રિટિશ વસાહતખાતાની સીધી દેખરેખ નીચે જેનો વહીવટ ચાલે છે તે પૂર્વ આફ્રિકા તેમ જ કેન્યા તરફથી કાયમ સતામણી થયા કરતી હતી આશ્ચર્યની વાત એ છે કે વ્યક્તિગત રીતે કેનેડિયનો ઑસ્ટ્રેલિયનો અને ન્યૂઝીલૅન્ડવાસીઓ જોડે અમને બરાબર ફાવતું હતું એનું કારણ એ હતું કે તેઓ નવી પરંપરા વ્યક્ત કરતા હતા અને બ્રિટિશરોના પૂર્વગ્રહો તેમ જ સામાજિક સ્થિતિચુસ્તતાથી મુક્ત હતા

અમે હિંદની સ્વતંત્રતાની વાત કરતા હતા ત્યારે તેમા અલગપણાની દૃષ્ટિ નહોતી અમે જાણતા હતા કે જૂની પદ્ધતિની રાષ્ટ્રની સંપૂર્ણ સ્વતંત્રતાના દહાડા ભરાઈ ચૂક્યા છે અને હવે દુનિયામા બધા રાષ્ટ્રોના સહકારનો યુગ શરૂ થવો જોઈએ ઘણું કરીને આ પ્રતીતિ બીજા ઘણા દેશોના કરતાં અમને વધારે હતી એથી અમે વારંવાર સ્પષ્ટ કર્યું કે કોઈક આંતરરાષ્ટ્રીય તંત્રમા, બીજા રાષ્ટ્રોની સાથે અમે પણ એ સ્વતંત્રતા પર મર્યાદા મૂકવાને સંપૂર્ણ પણે તૈયાર છીએ એ તંત્રમા આખી દુનિયાનો અથવા તેના બની શકે એટલા ભાગનો સમાવેશ થાય તો વધારે સારું અથવા તે પ્રાદેશિક હોય બ્રિટિશ રાજ જોકે વધારે મોટા તંત્રનો એક ભાગ બની શકે ખરો પણ એ થી એકે કલ્પનામા તે બંધબેસતો આવતો નહોતો

અમારી રાષ્ટ્રીયતાની ભાવના અલબત ઉત્કટ હતી છતા અમે કેટલા બધા આંતરરાષ્ટ્રીય માનસવાળા બન્યા હતા એ ખરેખર આશ્ચર્યકારક છે બીજા કોઈ પણ પરાધીન દેશની રાષ્ટ્રીય ચળવળોએ કંઈક અંશે પણ આવુ વલણ દાખવ્યુ નથી અને એવા બીજા બધા દેશોનું સામાન્ય વલણ કોઈ પણ આંતરરાષ્ટ્રીય બાબતમા બંધાઈ ન જવાનુ રહ્યુ છે અમે પ્રજાસત્તાક સ્પેન, ચીન, એબીસિનિયા તેમ જ ઝેકોસ્લોવાકિયાનો પક્ષ લીધો તેની સામે વિરોધ ઉઠાવનારા હિંદમા પણ હતા તેમનુ કહેવુ એવુ હતુ કે ઇટાલી, જર્મની અને જાપાન જેવા બળવાન રાષ્ટ્રોની ઇતરાજી આપણે શા સારુ વહોરવી? બ્રિટનના પ્રત્યેક દુશ્મનને આપણે મિત્ર ગણવો જોઈએ રાજકારણમા આદર્શવાદને સ્થાન નથી રાજકારણને સત્તા અને યોગ્ય સમયે તેનો ઉપયોગ કરવા સાથે નિસ્બત છે પણ કૉંગ્રેસે આમજનતામા પેદા કરેલી પ્રબળ લાગણી આગળ આ બધા વાવાઓ દબાઈ ગયા અને એવા વિચાર ધરાવનારાઓ ભાગ્યે જ જાહેરમા તે વ્યક્ત કરી શક્યા મુસ્લિમ લીગે આ બધી બાબતોમા વિચારપૂર્વક મૌન રાખ્યુ અને એવા કોઈ પણ આંતરરાષ્ટ્રીય મુદ્દા બાબત તેણે પોતાનો નિશ્ચિત મત જાહેર ન કર્યો

૧૯૩૮ની સાલમા કૉંગ્રેસે જરૂરી સાધનસામગ્રી સાથે કેટલાક ડાક્તરોની ટુકડી ચીન મોકલી હતી ઘણા વરસો સુધી આ ટુકડીએ ત્યા બહુ સારું કામ કર્યું આ ટુકડી રચવામા આવી ત્યારે સુભાષબાબુ કૉંગ્રેસના પ્રમુખ હતા કૉંગ્રેસ કોઈ પણ જાપાનવિરોધી, ઇટાલીવિરોધી કે જર્મનીવિરોધી પગલું ભરે એ તેમને રુચતુ નહોતું આમ છતા કૉંગ્રેસમા તેમ જ દેશમાં એવી લાગણી પેદા થઈ હતી કે તેમણે એનો તેમ જ ચીન અને ફાસીવાદ તથા નાઝીવાદના શિકાર બનેલા દેશો તરફની કૉંગ્રેસની સહાનુભૂતિના બીજા અનેક આવિર્ભાવોનો વિરોધ ન કર્યો કૉંગ્રેસના પ્રમુખ તરીકેની તેમની મુદત દરમ્યાન તેમને પસંદ નહોતા એવા અનેક ઠરાવો અમે કર્યા અને દેખાવો પણ કર્યા પણ વિના વિરોધે તેમણે એ માન્ય રાખ્યા કેમ કે એની પાછળ પ્રબળ લાગણી રહેલી છે એમ તે જાણતા હતા પરદેશોને લગતી તેમ જ આંતરિક બાબતોને અંગે તેમની અને કારોબારી સમિતિના બીજા સભ્યો વચ્ચે મોટો દૃષ્ટિભેદ હતો અને તેને લીધે ૧૯૩૯ની સાલના આરંભમા તે કારોબારી સમિતિમાથી છૂટા થયા પછી તેમણે કૉંગ્રેસની નીતિ પર જાહેર રીતે પ્રહાર કરવા માડ્યા અને ૧૯૩૯ના ઑગસ્ટ માસના આરંભમા કૉંગ્રેસે પોતાના એક માજી પ્રમુખ પર શિસ્તનુ પગલું ભરવાનો અસાધારણ નિર્ણય કર્યો

૨

## યુદ્ધની બાબતમા કૉંગ્રેસની દૃષ્ટિ

આમ કૉંગ્રેસે યુદ્ધને અંગે દ્વિવિધ નીતિ નક્કી કરી અને તેની વારવાર જાહેરાત કરી એક બાજુએ ફાસીવાદ, નાઝીવાદ તેમ જ જાપાનના લશ્કરવાદ સામે તેમની આતરિક નીતિને લીધે તેમ જ બીજા દેશો પરના તેમના આક્રમણને લીધે તેનો વિરોધ હતો અને એ આક્રમણના ભોગ બનેલા દેશો તરફ તેની ઊડી સહાનુભૂતિ હતી વળી આ આક્રમણ અટકાવવા માટેના યુદ્ધમા અથવા બીજા કોઈ પ્રયાસમા જોડાવાની તેની ઇચ્છા હતી બીજી બાજુએ હિંદની સ્વતંત્રતા અમારુ મૂળભૂત ધ્યેય હતુ અને એને માટે અમે સતત પરિશ્રમ કરતા આવ્યા હતા એટલા માટે જ નહી, ખાસ કરીને આવનારી લડાઈ સાથે તેનો ગાઢ સબંધ હતો એટલા માટે, તેના પર ભાર મૂકવામા આવ્યો કેમ કે અમે ફરી ફરીને જણાવ્યુ હતું કે, માત્ર આઝાદ હિંદ એવા યુદ્ધમા યોગ્ય ભાગ લઈ શકે, માત્ર સ્વતંત્રતા દ્વારા બ્રિટન સાથેના અમારા ભૂતકાળના સબંધોનો કડવો વારસો અમે ભૂલી શકીએ અને ઉત્સાહનો જુવાળ પેદા કરી શકીએ તથા અમારી અખૂટ સાધનસંપત્તિનો જમાવ કરી શકીએ હિંદની સ્વતંત્રતા વિના એ યુદ્ધ પહેલાના યુદ્ધો જેવી બે હરીફ સામ્રાજ્યશાહી વચ્ચેની સારમારી સમુ અથવા જેવા છે તેવા બ્રિટિશ સામ્રાજ્યનુ રક્ષણ કરવાના અને તેને ચાલુ રાખવાના પ્રયાસ સમુ બની જાય આગઆગના વખતથી અમે જેની સામે સતત ઝૂઝતા આવ્યા હતા તે જ સામ્રાજ્યશાહીના રક્ષણ માટે ખડા થવુ એ બેહૂદુ અને અશક્યવત્ લાગતુ હતુ અને અમારામાના ગણ્યાગાઠ્યા લોકો વ્યાપક દૃષ્ટિથી જોતાં પથ્થર કરતા ઈંટ કુમળી એ ન્યાયે ફાસીવાદી સત્તાઓના મુકાબલે એને કઈક ઠીક ગણતા હતા છતા પ્રજામા એ રીતે ઉત્સાહ પેદા કરી તેને અમારી સાથે લેવાનુ બધી રીતે અમારી ગતિની બહાર હતું એકમાત્ર આઝાદી સામુદાયિક તાકાત પેદા કરી શકે અને કડવાશની લાગણીને ઉત્સાહના પૂરમા પલટી શકે એમ હતુ એને માટે બીજો કોઈ રસ્તો હતો નહી

કૉંગ્રેસે ચોક્કસપણે એવી માગણી કરી કે, હિંદના લોકોની અથવા તેમના પ્રતિનિધિઓની સમતિ વિના તેને કોઈ પણ યુદ્ધમાં સડોવવુ ન જોઈએ અને એવી સમતિ મેળવ્યા વિના હિંદી સૈન્યને કામગીરી માટે પરદેશોમા મોકલવું નહી અનેક પક્ષો અને જૂથોની બનેલી મધ્યસ્થ ધારાસભાએ પણ આ બીજી માગણી કરી હતી અમારા સૈન્યને સામ્રાજ્યના હેતુઓને માટે પરદેશ . . . આવતું હતુ તેમ જ ઘણી વાર, જેની સાથે અમારે કશીયે . . . ન હોય તથા પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટેના તેમના પ્રયાસો

તરફ અમારી સહાનુભૂતિ હોય એવી પ્રજાઓને જીતી લેવાને યા દબાવી દેવાને તેનો ઉપયોગ કરવામા આવતો હતો એ સામે હિંદના લોકો લાંબા વખતથી ફરિયાદ કરતા આવ્યા હતા આ હેતુ માટે બ્રહ્મદેશ, ચીન, ઈરાન તેમ જ મધ્યપૂર્વના દેશોમા અને આફ્રિકાના અમુક ભાગમા હિંદી ટુકડીઓનો ભાડૂતી લશ્કર તરીકે ઉપયોગ કરવામા આવ્યો હતો આ બધા દેશોમા એ લશ્કરો બ્રિટિશ સામ્રાજ્યના પ્રતીક સમા બની ગયા હતા અને તે તે દેશની પ્રજાના મનમા હિંદ વિરે તેમણે વૈમનસ્ય પેદા કર્યું હતું એક મિસરવાસીની કડવી ટીકા મને યાદ છે 'તમે તમારી સ્વતત્રતા તો ગુમાવી છે જ પણ એ ઉપરાત બીજી પ્રજાઓને ગુલામ બનાવવામા તમે બ્રિટિશરોને મદદ કરો છો '

આ દ્વિવિધ નીતિના બે ભાગોનો એકબીજા સાથે આપોઆપ મેળ ખાતો નહોતો, એમા અમુક અશે પરસ્પરવિરોધી તત્ત્વો રહેલા હતા, પણ એ વિરોધ કંઈ અમારો પેદા કરેલો નહોતો, એ સજોગોના મૂળમા રહેલો હતો અને એ સજોગોમાથી ઉદ્ભવતી દરેક નીતિમા તેનુ પ્રતિબિંબ પડતુ હતુ સામ્રાજ્યશાહી ટકાવી રાખવામા અને ફાસીવાદ તેમ જ નઝીવાદને વખોડવામા રહેલી વિસગતતા અમે વારવાર બતાવી આપી હતી નાઝીવાદીઓ તેમ જ ફાસીવાદીઓ કારમા અત્યાચારો કરતા હતા અને હિંદમા તેમ જ બીજા દેશોમા સામ્રાજ્યવાદ સ્થિર થઈ ચૂક્યો હતો એ વાત સાચી ભેદ હતો માત્ર પ્રમાણનો અને સમયનો, એ બે વચ્ચે કશો પ્રકારભેદ નહોતો પણ નાઝીએ અને ફાસીવાદીઓ અમારાથી બહુ દૂર પડેલા હતા અને તેમને વિષે અમારામાના થોડાઘણા વાચતાકરતા હતા એટલુ જ એથી ઊલટું બ્રિટિશ સામ્રાજ્યશાહી અમારા બારણામા આવીને ઊભેલી હતી, અમને સૌને વેરી રહી હતી અને આખા વાતાવરણમા વ્યાપી ગયેલી હતી બીજા સ્થળોએ લોકશાહીનો ઝડો ઊંચો ધરી રાખવામા અને હિંદમા એને માટેની અમારી માગણી નકારવામા રહેલુ બેહૂદાપણુ અમે દર્શાવી આપ્યુ

અમારી દ્વિવિધ નીતિમા કઈક વિસગતતા રહેલી હોય એમ બને પણ સરક્ષણ માટે અથવા આક્રમણ સામે સશસ્ત્ર યુદ્ધના માર્ગમા અહિંસાના સિદ્ધાતનો પ્રશ્ન કદી ઊભો થયો નહોતો

૧૯૩૮ની સાલના ઉનાળામા હુ ઇગ્લડમા તેમ જ યુરોપ ખડમા હતો ભાષણો, લખાણો તેમ જ ખાનગી વાતચીતોમા અમારી આ નીતિની સમજૂતી મે આપી હતી અને વસ્તુસ્થિતિને ગમે તે દિશામા જવા દેવામા અથવા તેને જેમની તેમ રહેવા દેવામા રહેલા જોખમનો નિર્દેશ કર્યો હતો સુડેટનલેન્ડની કટોકટી પરાકાષ્ઠાએ પહોચી ત્યારે ચિતાતુર ઝેક લોકો મને પૂછતા કે લડાઈ જાગે તો હિંદ શુ કરશે ? જોખમ એટલુ નજીક અને ભયકર હતુ કે જૂની ફરિયાદોની

નાજુક બાબતો તેમના ધ્યાનમાં આવે એમ નહોતું. આમ છતાં મારી વાત તેમણે પિછાની અને તેમાંથી ફલિત થતા તર્ક સાથે તેઓ સંમત થયા.

૧૯૩૯ની સાલના વચગાળામાં જાણવામાં આવ્યું કે, હિંદી સૈન્યની ટુકડીઓને દરિયાપારના દેશોમાં, ઘણું કરીને, સિંગાપુર અને મધ્યપૂર્વના દેશોમા મોકલવામાં આવી છે. પ્રજાના પ્રતિનિધિઓને પૂછ્યાગાછ્યા વિના આમ કરવામાં આવ્યું તે સામે તુરત જ મોટો પોકાર ઊઠ્યો. કેટલીકવાર પ્રસંગે ઘણી વાર સૈન્યોની હેરફેર ગુપ્ત રીતે કરવી પડે છે એ વાતનો સ્વીકાર કરવામાં આવતો હતો. આમ છતાં પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતા આગેવાનોને વિશ્વાસમાં લેવાના અનેક માર્ગો હતા. મધ્યસ્થ ધારાસભામાં પક્ષના નેતાઓ હતા અને દરેક પ્રાન્તમાં પ્રજાકીય સરકારો હતી. સામાન્ય રીતે મધ્યસ્થ સરકારને ઘણી બાબતોમાં આ પ્રાન્તિક સરકારો સાથે સલાહમસલત કરવી પડતી હતી અને ખાનગી બાબતોની જાણ તેમને કરવી પડતી હતી. પણ પ્રજાના પ્રતિનિધિઓ તરફ તેમ જ રાષ્ટ્રની સુવિદિત ઇચ્છાઓ તરફ ઔપચારિક કે નામનો સુધ્ધાં આદર બતાવવામાં ન આવ્યો. પ્રાન્તિક સરકારો જેની રૂએ કાર્ય કરતી હતી તે ૧૯૩૫ના હિંદ શાસન ધારામાં યુદ્ધની કટોકટીને પ્રસંગે બધીયે સત્તા મધ્યસ્થ સરકારના હાથમાં કેન્દ્રિત કરી શકાય એવો સુધારો કરાવવા માટેનાં પગલાં બ્રિટિશ સરકાર મારફત ભરાવવાનું શરૂ થયું હતું. લાગતાવળગતા બધા પક્ષોની સંમતિથી ભરવામાં આવે તો સામાન્ય સંજોગોમાં લોકશાહી દેશ માટે એ બહુ સ્વાભાવિક અને ઉચિત પગલું હતું. સમવાયી રાજ્યતંત્રમાં જોડાનારાં રાજ્યો, પ્રાન્તો અથવા સ્વરાજ ભોગવતા ઘટકો પોતાના હકોની બાબતમાં બહુ આગ્રહી હોય છે અને વિષમ કે કટોકટીને પ્રસંગે પણ તે હકો મધ્યસ્થ તંત્રને સોંપવાને સહેલાઈથી કબૂલ થતાં નથી. મધ્યસ્થ રાજ્યતંત્ર અને સ્વરાજ્ય ભોગવતા ઘટકો વચ્ચેનો આ ગજગ્રાહ યુનાઈટેડ સ્ટેટ્સમાં નિરંતર ચાલ્યાં કરે છે, અને હું આ લખી રહ્યો છું ત્યારે ઑસ્ટ્રેલિયામાં યુદ્ધકાળ પૂરતી પ્રાંતો અથવા રાજ્યોની થોડીક સત્તા લઈ ને તે મધ્યસ્થ સરકારને આપવા અંગેની દરખાસ્ત પર લેવામાં આવેલા લોકમતમાં એ દરખાસ્ત ઊડી ગઈ હતી. આમ છતાં યુનાઈટેડ સ્ટેટ્સ તેમ જ ઑસ્ટ્રેલિયા એ બંને દેશોમાં પ્રજાએ ચૂંટેલી મધ્યસ્થ સરકાર તેમ જ ધારાસભા છે અને તે ખુદ ઘટકરાજ્યોના પ્રતિનિધિઓની બનેલી હોય છે. હિંદમાં મધ્યસ્થ સરકાર બધી રીતે બેજવાબદાર તેમ જ અધિકારવાદી હતી અને હજી પણ છે. તે પ્રજાએ ચૂંટેલા પ્રતિનિધિઓની બનેલી નથી અને પ્રજા સમસ્તને કે પ્રાન્તોને કોઈ પણ રીતે જવાબદાર નથી તે સંપૂર્ણપણે બ્રિટિશ સરકારના એજંટ તરીકે કાર્ય કરતી હતી. પ્રાન્તિક સરકારો તેમ જ ધારાસભાઓની સત્તાને ભોગે તેની સત્તામાં વધારો

કરવો એ પ્રજાકીય પ્રાન્તિક સરકારોને વળી વધારે દુર્બળ બનાવવા અને પ્રાન્તિક સ્વરાજ્યના મૂળમા ઘા કરવા સમાન હતું આની સામે ખૂબ અણગમો જાહેર કરવામા આવ્યો જે વચનોને આધારે પ્રાન્તિક સરકારો રચવામાં આવી હતી તેનાથી એ વાત વિરુદ્ધ હતી અને હિંદના ચૂટાયેના પ્રતિનિધિઓને પૂછ્યાગાછ્યા વિના પહેલાની જેમ યુદ્ધ તેના પર ઠોકી બેસાડવામા આવશે એવુ એ દર્શાવતી હતી એમ સૌને લાગતુ હતુ :

કૉંગ્રેસની કારોબારી સમિતિએ આ નીતિની સામે પોતાનો સખત વિરોધ દર્શાવ્યો તેના અભિપ્રાય પ્રમાણે આ વાત કૉંગ્રેસ તેમ જ મધ્યસ્થ ધારાસભા બનેની જાહેરાતોને ઇરાદાપૂર્વક ઠોકરે મારવા સમાન હતી આ રીતે પરાણે લાદવામા આવેની કોઈ પણ વાતનો તેણે સામનો કરવો જ રહ્યો અને હિંદના લોકોની સમતિ વિના તેને દૂરગામી નીતિમા સડોવવામા આવે એમા તે સમત થઈ શકે નહી એવુ તેણે જાહેર કર્યું ૧૯૩૯ના ઑગસ્ટ માસના આરભમા ફરીથી તેણે જાહેર કર્યું, 'આ જગદ્વ્યાપી કટોકટીમા કારોબારી સમિતિની સહાનુભૂતિ હરેક રીતે લોકશાહી અને સ્વતત્રતાની હિમાયત કરનારી પ્રજાઓને પક્ષે છે તેમ જ કૉંગ્રેસે યુરોપ આફ્રિકા અને એશિયાના દૂર પૂર્વના દેશોમાના ફાસીવાદી સત્તાઓના આક્રમણને તથા બ્રિટિશ સામ્રાજ્યશાહીએ ઝેકોસ્લોવાકિયા તેમ જ સ્પેનને દીધેલા દગાને વારવાર વખોડી કાઢ્યા છે' પણ સાથે સાથે ઉમેરવામા આવ્યુ, 'બ્રિટિશ સરકારની ભૂતકાળની નીતિ તેમ જ તાજેતરમા તેમા થયેલા ફેરફારોએ સારી પેઠે દર્શાવી આપ્યુ છે કે, એ સરકાર સ્વતત્રતા અને લોકશાહીની હિમાયતી નથી અને એ આદર્શોને કોઈ પણ વખતે દગો દે એવો સભવ રહે છે હિંદ એવી સરકારને પોતાનો સાથ આપી શકે નહી અને જે લોકશાહીના પાયા પર રચાયેની સ્વતત્રતા તેને નકારવામા આવી છે અને જેને દગો દેવામા આવે એવો સભવ રહે છે સ્વતત્રતાને માટે લડાતા યુદ્ધને ખાતર પોતાની સાધનસામગ્રી આપવાની માગણી તે હિંદ પાસે કરી શકે નહીં' આ નીતિ સામેના વિરોધના પ્રથમ પગલા તરીકે મધ્યસ્થ ધારાસભાના કૉંગ્રેસી સભ્યોને તેની આગામી બેઠકમા હાજર ન રહેવાનો આદેશ આપવામા આવ્યો

આ છેલ્લો ઠરાવ યુરોપમાં વિગ્રહ ખરેખાત ફાટી નીકળ્યો તે અગાઉ ત્રણ અઠવાડિયા પહેલા પસાર કરવામા આવ્યો હતો હિંદી સરકાર તેમ જ તેની પાછળ રહેલી બ્રિટિશ સરકારે યુદ્ધની કટોકટીને અગે પેદા થતા મહત્ત્વના મુદ્દાઓની બાબતમા જ નહી, બીજી ગૌણ બાબતોમા પણ હિંદના પ્રજામતની પૂરેપૂરી અવગણના કરવાની ગાઠ વાળી હોય એમ લાગતુ હતુ પ્રાતોના ગવર્નરોના વર્તણમા તેમ જ સિવિલ સર્વિસના અમલદારોના વહીવટમા એ નીતિનું પ્રતિબિબ પડતુ હતુ તેમણે કૉંગ્રેસી સરકારો સાથે

વધારે અસહકારનું વલણ અખત્યાર કર્યું. આ કોંગ્રેસી પ્રાન્તિક સરકારોની સ્થિતિ દિવસે દિવસે વધારે ને વધારે કફોડી થતી જતી હતી, પ્રજામતના કેટલાક બળવાન વિભાગો ઉશ્કેરાયા હતા અને ભયભીત બન્યા હતા. તેમને એવો ડર હતો કે, પચીસ વરસ પૂર્વે ૧૯૧૪ની સાલમાં બ્રિટિશ સરકારે કર્યું હતું તેમ પ્રાન્તિક સરકારોની, પ્રજામતની તેમ જ આ ગાળા દરમ્યાન જે બન્યું હતું તે બધાની અવગણના કરીને હિંદ પર તે યુદ્ધ ઠોકી બેસાડશે અને જે થોડીઘણી સ્વતંત્રતા હિંદે મેળવી હતી તેને દાબી દેવા માટેના અને તેની સાધનસંપત્તિનો નિરંકુશપણે ઉપયોગ કરવા માટેના બુરખા તરીકે યુદ્ધનો ગેરલાભ ઉઠાવશે.

પણ આ પા સદીના ગાળા દરમ્યાન ઘણું બન્યું હતું અને પ્રજાનું માનસ વસમું બની ગયુ હતું. હિંદ જેવા એક મહાન દેશ તરફ ઢોરના જેવો વર્તાવ રાખવાના અને તેની પ્રજાની તિરસ્કારપૂર્વક સર્વથા અવગણના કરવાના ખ્યાલ સામે ખૂબ રોષ ભભૂકી ઊઠ્યો. વીસ વીસ વરસની લડતો અને યાતનાઓ કશી વિસાતની નહોતી? આ નામોશી અને તેજોવધને વશ થઈને હિંદના લોકો જે ભૂમિમાંથી પેદા થયા હતા તેને લાંછન લગાડશે? એમાંના ઘણા પોતાને જે અનિષ્ટ લાગે તેનો સામનો કરવાનું અને જ્યારે તાબે થવાનુ નામોશીભર્યું ગણાતું હોય ત્યારે તાબે ન થવાનું શીખ્યા હતા. એ રીતે તાબે ન થવાનાં પરિણામો વહોરી લેવાનુ તેમણે સ્વેચ્છાએ સ્વીકાર્યું હતું.

વળી બીજા તરુણ પેઢીના હતા. તેમને રાષ્ટ્રીય ચળવળનો તેમ જ એમાંની કઈ કઈ બાબતોનો સમાવેશ થતો હતો તેનો કશો અંગત અનુભવ નહોતો. અને વીશી તથા ત્રીશીના આરંભનાં વરસોની સવિનયભંગની લડતો તેમને મન કેવળ ભૂતકાળના ઇતિહાસ જેવી હતી. અનુભવ અને યાતનાઓની ભઠ્ઠીમાં તેમની કસોટી થઈ નહોતી અને ઘણી વાતો ગૃહીત કરીને તેઓ ચાલતા હતા. જૂની પેઢીના લોકોને તેઓ ટીકાખોર દૃષ્ટિથી જોતા હતા, તેમને નમાલા અને સમાધાનવૃત્તિના ગણતા હતા અને કાર્યની અવેજીમાં કડક ભાષા સારું કામ આપી શકે એવી તેમની કલ્પના હતી અંગત આગેવાનીને માટે અથવા રાજકીય કે આર્થિક સિદ્ધાંતોના સૂક્ષ્મ મુદ્દાઓ માટે તેઓ આપસમાં સારી પેઠે લડતા હતા. દુનિયાના રાજકારણ વિષે ઝાઝું જાણ્યા વિના તેઓ તેને વિષે ચર્ચા કરતા હતા તેઓ નાદાન અને બિનઅનુભવી હતા. એકંદરે જોતાં તેમનામાં સારી સામગ્રી રહેલી હતી, ન્યાય્ય ધ્યેયો માટે તેમનામાં ઘણો ઉત્સાહ પણ હતો પરંતુ કોણ જાણે કેમ તેમને વિષે એકંદરે નિરાશાજનક અને નામીપાસીની છાપ પડતી હતી. કદાચ તેમની આ અવસ્થા થોડા સમય પૂરતી હોય અને એમાંથી તેઓ

મહાર નીકળશે કે પછી તેમને થયેલા કડવા અનુભવોને લીધે ક્યારના તેઓ એમાથી મહાર નીકળી ગયા પણ હોય

બીજા મતભેદો ગમે તે હશે પણ આ કટોકટીના સમય દરમ્યાન હિંદને અંગે અખત્યાર કરવામા આવેલી બ્રિટિશ નીતિની બાબતમા રાષ્ટ્રવાદી દળના આ બધા જૂથોનો સામો જવાબ એકસરખો હતો એ બધા જૂથો એનાથી ક્રોધે ભરાયા હતા અને એનો સામનો કરવાની તેમણે કોંગ્રેસને હાકલ કરી ગર્વિષ્ઠ અને ભાવનાપ્રધાન રાષ્ટ્રીયતા આ નામોશી અથવા તેજોવધને વશ થવા માગતી નહોતી એની આગળ બીજી બધી ગણતરીઓ ગૌણ બની ગઈ

યુરોપમા યુદ્ધ ફાટી નીકળ્યુ અને વાઈસરૉયે તત્કાળ જાહેર કર્યું કે હિંદ પણ યુદ્ધે ચડયુ છે એક જ માણસ અને તે પણ એક પરદેશી અને ગોઝારા તંત્રનો પ્રતિનિધિ ચાળીસ કરોડ જેટલા લોકોને જરાસરખુ પણ પૂછ્યા વિના યુદ્ધમા હોમી શક્તો હતો કરોડો લોકોના ભાવિનો જે તંત્રમા આ રીતે નિર્ણય થઈ શકે તેના પાયામા કઈ ભારે અન્યાય અને સડો રહેલા હતા બ્રિટનના સંસ્થાનોમા જુદી જુદી દૃષ્ટિઓની પૂરેપૂરી વિચારણા અને ચર્ચા કર્યા પછી પ્રજાના પ્રતિનિધિઓએ એ નિર્ણય કર્યો હતો હિંદમા એમ કરવામા ન આવ્યુ અને એ બીનાએ તેના દિલ પર કારી ઘા કર્યો

## ૩

## યુદ્ધ અંગે કોંગ્રેસનુ વલણ

યુરોપમા યુદ્ધ સળગ્યુ ત્યારે હુ ચુકીગમા હતો કૉંગ્રેસના પ્રમુખે મને તત્કાળ પાછા ફરવાનો તાર કર્યો અને હુ તરત દોડી આવ્યો હુ આવી પહોચ્યો ત્યારે મહાસમિતિની બેઠક ચાલતી હતી એ બેઠકમા હાજર રહેવાને ઝીણાસાહેબને પણ આમંત્રણ આપવામા આવ્યુ હતુ પણ તેમણે આવવાની પોતાની અશક્તિ દર્શાવી વાઈસરૉયે વિધિપૂર્વક હિંદને યુદ્ધમા હોમ્યુ હતુ એટલુ જ નહી, તેમણે કેટલાક વટહુકમો પણ કાઢ્યા હતા બ્રિટિશ પાર્લમેન્ટે પણ હિંદ શાસન ધારામા સુધારો કરતો કાયદો પસાર કર્યો હતો આ બધા ધારાઓ પ્રાંતિક સરકારોની સત્તા સીમિત અને મર્યાદિત કરતા હતા અને ખાસ કરીને એ બાબતમા પ્રજાના પ્રતિનિધિઓની સલાહ લેવામા આવી નહોતી એટલા ખાતર પ્રજામા એની સામે રોષની લાગણી પેદા થઈ હતી સાચે જ બ્રિટિશ સરકારે વારવાર દર્શાવેલી ઇચ્છા અને કરેલી જાહેરાતોને બધી રીતે અવગણવામા આવી હતી

લાંબી વિચારણા પછી ૧૯૩૯ના સપ્ટેમ્બરની ૧૪મી તારીખે કોંગ્રેસની કારોબારી સમિતિએ યુદ્ધની કટોકટીને અંગે એક લાંબું નિવેદન બહાર પાડ્યું વાઈસરૉયે લીધેલા પગલા તેમ જ નવા ધારાઓ અને વટહુકમોનો તેમા નિર્દેશ કરવામા આવ્યો અને જણાવવામા આવ્યુ, 'કારોબારી સમિતિ એ બધી બાબતોને બહુ ગંભીર લેખે છે' તેમા ફાસીવાદ તેમ જ નાઝીવાદને અને ખાસ કરીને જર્મનીની નાઝી સરકારના પોલેંડ પરના છેલ્લા આક્રમણને વખોડી કાઢવામા આવ્યુ અને તેનો સામનો કરનારાઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવામા આવી હતી

સહકાર આપવાનું જણાવતા કહેવામાં આવ્યુ હતુ, 'કોઈ પણ નિર્ણય પરાણે લાદવામાં આવશે . તો તેનો અવશ્ય સામનો કરવામા આવશે યોગ્ય ધોરણે સહકાર જોઈતો હોય તો તે પરાણે કે જબરદસ્તીથી ન મેળવી શકાય અને હિંદની પ્રજા બહારની સત્તાએ કાઢેલા હુકમો ઉઠાવે એ વાત કારોબારી સમિતિ કબૂલ રાખી શકે એમ નથી સહકાર પરસ્પરની સમતિથી બે સમોવડિયા વચ્ચે અને એ બંને જેને ઉચિત ગણે તે ધ્યેયને માટે હોઈ શકે સ્વરાજ મેળવવા માટે તેમ જ હિંદમા સ્વતંત્ર લોકશાહી રાજ્ય સ્થાપવા માટે હિંદની પ્રજાએ હમણા જ થોડા વખત પર ભારે જોખમો ઉઠાવ્યા હતા, સ્વેચ્છાપૂર્વક ભારે બલિદાનો આપ્યા હતા અને તેની સહાનુભૂતિ હરેક રીતે લોકશાહી તેમ જ સ્વતંત્રતાને પક્ષે છે આ યુદ્ધ લોકશાહી સ્વતંત્રતાને માટે લડાય છે એમ કહેવામા આવે છે પણ ખુદ એ સ્વતંત્રતા હિંદને નકારવામા આવી હોય તેમ જ તેની પાસે જે કંઈક મર્યાદિત સ્વતંત્રતા છે તે પણ છીનવી લેવામા આવતી હોય ત્યારે હિંદ એવા યુદ્ધમા સાથ આપી શકે એમ નથી

'ગ્રેટ બ્રિટન તેમ જ ફ્રાંસની સરકારોએ જાહેર કર્યું છે કે, પોતે લોકશાહી અને સ્વતંત્રતાને અર્થે અને આક્રમણનો અંત લાવવા માટે લડે છે એની કારોબારી સમિતિને જાણ છે પણ તાજેતરના થોડા વરસોનો ઇતિહાસ આપવામાં આવેલા વચનો તેમ જ જાહેર કરવામા આવેલા આદર્શો તથા તેમની પાછળ રહેલા સાચા આશયો અને હેતુઓ વચ્ચે ભારે તફાવત બતાવનારા દાખલાઓથી ભરપૂર છે' પહેલા મહાયુદ્ધના સમયના અને તે પછી બનેલા બનાવોનો ઉલ્લેખ કર્યા પછી જણાવવામા આવ્યુ, 'દેખીતી રીતે બહુ ઉત્સાહપૂર્વક આપવામાં આવેલાં વચનોનો નિર્લજ્જપણે ભંગ કરવામા આવ્યો હતો એ હકીકત એ પછીના ઇતિહાસે પુરવાર કરી આપી છે હવે વળી પાછુ કહેવામા આવે છે કે લોકશાહી ભયમા આવી પડી છે અને તેનુ રક્ષણ કરવુ જોઈએ અને એ વિધાન સાથે કાર્યવાહક સમિતિ સંપૂર્ણપણે સહમત છે પશ્ચિમના દેશોના લોકો એ આદર્શ અને ઉદ્દેશથી પ્રેરાયા છે અને એને માટે બલિદાનો આપવાને તેઓ તૈયાર છે એમ કાર્યવાહક સમિતિ

માને છે પણ પ્રજાના તેમ જ જેમણે યુદ્ધમા પોતાના બલિદાન આપ્યા હતા તેમના આદર્શો ને ભાવનાઓની વારવાર અવગણના કરવામા આવી છે અને તેમને આપવામા આવેલા વચનોનું પાલન કરવામાં આવ્યુ નથી'

'યુદ્ધ જો ચાલુ વ્યવસ્થા, સામ્રાજ્યના તાબાના પ્રદેશો, વસાહતો, સ્થાપિત હિતો તેમ જ વિશિષ્ટ અધિકારો વગેરે જેમના તેમ ટકાવી રાખવાને માટે હોય તો હિંદને તેની સાથે જરા પણ લેવાદેવા નથી પણ યુદ્ધનો મુદ્દો લોકશાહી અને લોકશાહીના પાયા પર રચાયેલી જગતની વ્યવસ્થા સ્થાપવાનો હોય તો હિંદને એમા ઊંડો રસ છે બ્રિટનની લોકશાહી અથવા દુનિયાની લોકશાહીના હિતો અને હિંદની લોકશાહીના હિતો વચ્ચે કશુ ઘર્ષણ નથી એની કારોબારી સમિતિને ખાતરી છે પણ હિંદ માટેની અને બીજા દેશો માટેની લોકશાહી તેમ જ સામ્રાજ્યવાદ અને ફાસીવાદ વચ્ચે મૂળભૂત અને ભૂસી ન શકાય એવુ ઘર્ષણ રહેલુ છે બ્રિટન જો લોકશાહી ટકાવવાને તેમ જ તેનો ફેલાવો કરવાને માટે લડતુ હોય તો પછી તેના તાબાના મુલકોમાથી તેણે સામ્રાજ્યશાહીનો ખસૂસ અત લાવવો જોઈએ સ્વતત્ર અને લોકશાહી હિંદ આક્રમણ સામે એકબીજાનુ રક્ષણ કરવા માટે તેમ જ આર્થિક સહકાર માટે બીજા રાષ્ટ્રો સાથે સહર્ષ જોડાશે સ્વતત્રતા અને લોકશાહીના પાયા પર રચાયેલો તથા માનવજાતના વિકાસ તેમ જ પ્રગતિને માટે દુનિયાના જ્ઞાન તેમ જ સાધનસપત્તિનો ઉપયોગ કરે એવો જગતના રાષ્ટ્રોનો સઘ સ્થાપવાને માટે તે કાર્ય કરશે'

કોંગ્રેસની કારોબારી સમિતિ રાષ્ટ્રીય દૃષ્ટિવાળી હોવા છતા તેણે આતર રાષ્ટ્રીય દૃષ્ટિથી વિચાર કર્યો અને યુદ્ધ એ સશસ્ત્ર દળો વચ્ચેની સાઠમારી કરતા કઈક વિશેષ છે એમ તેણે માન્યુ 'જે કટોકટી યુરોપને માથે આવી પડી છે તે માત્ર યુરોપની જ નહી, માનવજાતની પણ કટોકટી છે અને તે બીજી કટોકટીઓ અથવા યુદ્ધોની પેઠે આજની દુનિયાની વ્યવસ્થાના પાયાને જેમનો તેમ રહેવા દઈને પસાર થવાની નથી રાજકીય, સામાજિક તેમ જ આર્થિક દૃષ્ટિથી તે દુનિયાની નવેસરથી રચના કરશે એ રચના સારી હશે કે બૂરી તે ભગવાન જાણે આ કટોકટી ગયા મહાયુદ્ધ પછી જોખમકારક થઈ પડે એટલા બધા પ્રમાણમા વધી ગયેલા સામાજિક તેમ જ રાજકીય સઘર્ષો અને વિરોધોનુ અનિવાર્ય પરિણામ છે અને એ સઘર્ષો તેમ જ વિરોધો દૂર કરવામા આવે ને નવી સમતુલા સ્થાપિત કરવામા આવે તે સિવાય એનુ નિરાકરણ આવવાનું નથી એક દેશ પરના બીજા દેશના આધિપત્યનો તેમ જ તે દ્વારા થતા શોષણનો અત લાવીને અને સૌના હિતની દૃષ્ટિથી આર્થિક સબધોની પુનર્વ્યવસ્થા કરીને જ આ સમતુલા પેદા કરી શકાય એમ છે હિંદ એ પ્રશ્નની

કસોટી છે, કેમ કે હિંદ આધુનિક જમાનાની સામ્રાજ્યશાહીનો સર્વોપરી દાખલો છે અને આ મહત્ત્વના પ્રશ્નની અવગણના કરીને કરવામાં આવેલી દુનિયાની કોઈ પણ પુનર્રચના સફળ થઈ શકે એમ નથી. જગતની પુનર્રચના અથવા નવસર્જનની કોઈ પણ યોજનામાં હિંદે પોતાની અઢળક સાધનસંપત્તિ સાથે મહત્ત્વનો ભાગ ભજવવો જોઈએ. પણ મહાન ધ્યેયની સિદ્ધિને અર્થે કાર્ય કરવાને માટે તેની શક્તિઓ મુક્ત થઈ હોય એવા સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જ તે એમ કરી શકે. સ્વતંત્રતા આજે અવિભાજ્ય વસ્તુ બની છે અને દુનિયાના કોઈ પણ ભાગમાં સામ્રાજ્યશાહી ચાલુ રાખવાનો હરેક પ્રયાસ અનિવાર્ય રીતે નવી આપત્તિ લાવનારો થઈ પડશે.'

હિંદના દેશી રાજાઓએ યુરોપમાં લોકશાહીના ધ્યેયને મદદ આપવાનું જણાવ્યું હતું તેનો ઉલ્લેખ કરીને કારોબારી સમિતિએ તેમને એવી સલાહ આપી કે તેમના રાજ્યોમાં પ્રવર્તતી નિર્ભેળ અને હડહડતી આપખુદીને બદલે તેઓ લોકશાહી દાખલ કરશે તો તેમની લોકશાહીને મદદ આપવાની દરખાસ્ત સાથે એનો મેળ ખાશે.

કારોબારી સમિતિએ હરેક રીતે મદદ કરવાની પોતાની ઇંતેજારી ફરીથી વ્યક્ત કરી અને જૂનમાળની તેમ જ ચાલુ સમયની બ્રિટિશ નીતિના વલણ પ્રત્યે પોતાનો ભય દર્શાવ્યો અને જણાવ્યું કે એમાં તેને 'લોકશાહી કે આત્મનિર્ણયના ધ્યેયને આગળ ધપાવવાનો કશો પ્રયત્ન અથવા યુદ્ધને અંગેની બ્રિટિશ સરકારની હાલની જાહેરાતોનો અમલ થઈ રહ્યો છે અથવા ભવિષ્યમાં તેમનો અમલ કરવામાં આવશે એવાં કશાં લક્ષણો દેખાતાં નથી.' પરંતુ તેણે ઉમેર્યું, 'પ્રસંગની ગંભીરતા તથા માણસનું મગજ કામ કરી શકે તેના કરતાંયે કેટલીક વાર વધારે ત્વરાથી પાછલા થોડા દિવસોમાં બનાવો બન્યા છે એ હકીકત ધ્યાનમાં લેતાં કારોબારી સમિતિ આજની ઘડીએ છેવટનો નિર્ણય લેવા માગતી નથી જેથી કઈ કઈ વાતો હોડમાં મુકાયેલી છે, સાચા ઉદ્દેશો શા છે અને વર્તમાન સમયમાં તેમ જ ભવિષ્યમાં હિંદની શી સ્થિતિ રહેવાની છે તેની ચોખવટ માટે અવકાશ રહે.' એથી કાર્યવાહક સમિતિએ 'લોકશાહી તેમ જ સ્વતંત્રતા અને કલ્પવામાં આવેલી નવી વ્યવસ્થાના સબંધમાં બ્રિટિશ સરકારના યુદ્ધ અંગે ઉદ્દેશો શા છે, ખાસ કરીને એ ઉદ્દેશો હિંદને કેવી રીતે લાગુ પાડવાના છે અને વર્તમાન સમયમાં તેનો કેવી રીતે અમલ કરવાનો છે તે વિષે સ્પષ્ટ જાહેરાત કરવાનું તેને આમંત્રણ આપ્યું. એ ઉદ્દેશોમાં સામ્રાજ્યશાહી નાબૂદ કરવાનો અને હિંદની પ્રજાની ઇચ્છા અનુસાર તેની રાજ્યનીતિ દોરવાય એવા સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે હિંદને ગણવાનો સમાવેશ થાય છે ખરો? કોઈ પણ જાહેરાતની સાચી કસોટી વર્તમાન સમયમાં તેનો

અમલ કરવામાં આવે તે છે, કેમ કે વર્તમાન જ આજનાં કાર્યોને દોરવણી આપશે અને ભવિષ્યકાળનું ઘડતર કરશે. . . . આ ભીષણ યુદ્ધ પણ સામ્રાજ્યશાહીની ભાવનાથી અને આજની વ્યવસ્થાને ટકાવી રાખવાના હેતુથી ચલાવવામાં આવશે તો એ એક અત્યંત કરુણ ઘટના નીવડશે. યુદ્ધો અને માનવીની અધોગતિનું કારણ એ સામ્રાજ્યશાહી અને આજની વ્યવસ્થા છે.'

ચિંતાભરી વિચારણા પછી બહાર પાડવામાં આવેલું આ નિવેદન હિંદ અને ઇંગ્લંડ વચ્ચે ઊભી થયેલી તેમ જ દોઢ સદી સુધી તેમની વચ્ચેના સંબંધો વિષમય બનાવનારી દીવાલો ભેદવાનો અને જનતાના ઉત્સાહના પીઠબળ સહિત આ જગદ્વ્યાપી જાદવાસ્થળીમાં જોડાવાની અમારી ઇંતેજારી તેમ જ સ્વતંત્રતા માટેની અમારી ઉત્કટ ઇચ્છાનો સુમેળ સાધવાનો કોઈક માર્ગ ખોળવા માટેનો પ્રયત્ન હતો. સ્વતંત્રતા માટેના હિંદના હકની ઘોષણા કંઈ નવી વાત નહોતી. એ કંઈ યુદ્ધ કે આંતરરાષ્ટ્રીય કટોકટીમાંથી ઉદ્‌ભવી નહોતી. ઘણા લાંબા વખતથી એ અમારી સઘળી વિચારણા તેમ જ પ્રવૃત્તિઓના પાયાની વાત બની હતી અને અનેક પેઢીઓથી અમે એનું રટણ કરતા આવ્યા છીએ. હિંદની સ્વતંત્રતાની સ્પષ્ટપણે જાહેરાત કરીને પછીથી યુદ્ધની જરૂરિયાતો જોતાં આજના સંજોગો સાથે તેને બંધબેસતી કરવામાં કશી મુશ્કેલી નહોતી. ખરેખર, ખુદ યુદ્ધની જરૂરિયાતોને લીધે એમ કરવું જરૂરી હતું. હિંદની સ્વતંત્રતાનો સ્વીકાર કરવાની ઇંગ્લંડની ઇચ્છા ને તેનો સંકલ્પ હોત તો બધી મોટી મુશ્કેલીઓ તો દૂર થતી હતી અને જે કંઈ બાકી રહેતું હતું તેનો લાગતાવળગતા પક્ષોની સંમતિથી તોડ લાવી શકાય એમ હતુ. દરેક પ્રાન્તમાં પ્રાન્તિક સરકાર વહીવટ કરતી હતી. યુદ્ધકાળ પૂરતું પ્રજાકીય મધ્યસ્થ સરકારનું તંત્ર સહેલાઈથી ઊભું કરી શકાય એમ હતુ. તે પ્રજાકીય ધોરણે કાર્યસાધક યુદ્ધપ્રયાસ સંગઠિત કરત, લશ્કરી દળો સાથે પૂરેપૂરો સહકાર કરત અને એક બાજુએ પ્રજા અને પ્રાન્તિક સરકારો તેમ જ બીજી બાજુએ બ્રિટિશ સરકાર વચ્ચે કડીરૂપ બની રહેત. બીજા બંધારણી પ્રશ્નો યુદ્ધ પૂરું થતાં સુધી મોકૂફ રાખી શકાત; જોકે એ પહેલાંયે તેમનો ઉકેલ લાવવાનો પ્રયત્ન થાય એ ઇચ્છવાજોગ હતું. યુદ્ધ પછી પ્રજાએ ચૂંટેલા પ્રતિનિધિઓ દેશનુ કાયમી બંધારણ ઘડી કાઢત અને બીજાં સહિયારાં હિતોની બાબતમાં ઇંગ્લંડ સાથે કરારો કરત.

અમારી પ્રજાના મોટા ભાગના લોકોને યુદ્ધમાં સંડોવાયેલા આંતરરાષ્ટ્રીય મુદ્દાઓની ઝાઝી સમજ નહોતી અને તાજેતરની બ્રિટિશ નીતિ પ્રત્યે તેઓ રોષે ભરાયા હતા એવે વખતે ઇંગ્લંડ આગળ આવી દરખાસ્ત રજૂ કરવી કાર્યવાહક સમિતિ માટે સહેલ વાત નહોતી. ઉભય પક્ષે લાંબા સમયથી ઘર કરી બેઠેલો અવિશ્વાસ અને વહેમ કોઈ જાદુઈ શબ્દથી દૂર થાય એમ નહોતું એની અમને

ખબર હતી. આમ જ્યાં ઘટનાઓની તાણ અને બોજો ઇંગ્લંડના આગેવાનોને તેમના સામ્રાજ્યશાહીના ગીચામાંથી બહાર નીકળવાની ફરજ પાડશે, તેઓ દીર્ઘદૃષ્ટિથી અમારી દરખાસ્ત સ્વીકારશે, એ રીતે હિંદ અને ઇંગ્લંડ વચ્ચેના લાંબા કાળના ઝઘડાનો અંત લાવશે અને હિંદનો ઉત્સાહ તેમ જ સાધનસંપત્તિ યુદ્ધની દિશામાં વાળવા માટે માર્ગ મોકળો કરી આપશે એવી આશા અમે રાખતા હતા.

પણ એમ થનાર નહોતું અને પોતાના જવાબમાં તેમણે અમારી બધી માગણીઓ નકારી. મિત્ર અને સાથી તરીકે અમે તેમને કામના નહોતા પણ એક ગુલામ પ્રજા તરીકે અમે તેમની આજ્ઞા ઉઠાવતા રહીએ એવું તેમને જોઈતું હતું એ સ્પષ્ટ થઈ ગયું. બંને સહકાર શબ્દનો ઉપયોગ કરતા હતા પણ ઉભય પક્ષ જુદા જુદા અર્થમાં તે વાપરતા હતા. અમારે પક્ષે સહકાર એટલે કે સાથીઓ અને સમોવડિયા વચ્ચેનો સહકાર જ્યારે તેમને મન સહકાર એટલે તેઓ હુકમ કરે અને અમે જરા પણ આનાકાની વિના તે ઉઠાવી લઈએ એવો અર્થ હતો. અમારી સમક્ષ અમે જે ધ્યેય રાખ્યું હતું તેમ જ જેણે અમારાં જીવનને કંઈક સાર્થકતા અર્પી હતી તે બધાને બેવફા નીવડયા વિના અને તે બધાનો ત્યાગ કર્યા વિના એ સ્થિતિ સ્વીકારવાનું અમારે માટે અશક્ય હતું. અમારામાંના કેટલાક એ વસ્તુ સ્વીકારી લેવાને ઇચ્છત તોયે અમે અમારી પ્રજાને અમારી સાથે ન રાખી શકયા હોત, એક જમાએ ખૂંચી ગયા હોત અને રાષ્ટ્રીયતાના જીવંત પ્રવાહથી અળગા અને વિમુખ થઈ ગયા હોત. વળી અમે જેનાં સ્વપ્નાં સેવતા હતા તે આંતરરાષ્ટ્રીયતાથી પણ અમે વિમુખ થઈ ગયા હોત.

અમારી પ્રાન્તિક સરકારોની સ્થિતિ પણ મુશ્કેલ બની ગઈ. તેમની સામે બે જ રસ્તા પડેલા હતા : કાં તો ગવર્નરો અને વાઈસરૉયની સતત દરમ્યાનગીરીને વશ વર્તવું અથવા તેમની સામે બાથ ભીડવી. ઉપલા દરજ્જાના બધા નોકરો ગવર્નરોને પક્ષે હતા. પ્રધાનો તેમ જ ધારાસભ્યોને તેઓ પહેલાં કરતાં પણ વધુ પ્રમાણમાં ઘૂસી જનારાઓ તરીકે લેખતા હતા. વળી પાછો આપખુદ રાજા અથવા તેના પ્રતિનિધિઓ અને પાર્લમેન્ટ અથવા ધારાસભા વચ્ચેનો જૂગજૂનો બંધારણી ઝઘડો પેદા થયો. ફેર એટલો હતો કે અહીં રાજા અથવા તેના પ્રતિનિધિઓ પરદેશી હતા અને લશ્કરી બળને જોરે પોતાની સત્તા ટકાવી રાખતા હતા. વિરોધ તરીકે આઠ પ્રાંતોમાંની કૉંગ્રેસી સરકારોએ રાજીનામાં આપવાં એવો નિર્ણય કરવામાં આવ્યો. આમ કુલ અગિયાર પ્રાન્તોમાંથી બંગાળ, પંજાબ અને સિંધ એ ત્રણ સિવાયની બધી પ્રાન્તિક સરકારોએ રાજીનામાં આપ્યાં. કેટલાકનો મત એવો હતો કે રાજીનામું આપવાને બદલે

તેમણે પોતાનું કાર્ય ચાલુ રાખવુ અને એ રીતે ગવર્નરને હાથે બરતરફી વહોરી લેવી. પાયામાં રહેલો અને દિવસે દિવસે વધારે ને વધારે ખુલ્લો થતો જતો સઘર્ષ જોતા પ્રધાનો અને ગવર્નરો વચ્ચે અથડામણ અનિવાર્ય હતી અને તેઓ રાજીનામુ ન આપે તો તેમને તેમના હોદ્દા પરથી બરતરફ કરવામાં આવત તેમણે રાજીનામુ આપીને એ રીતે ધારાસભાને વિખેરી નાખી નવી ચૂંટણી કરવાને આમત્રણ આપવાનો શુદ્ધ બંધારણી માર્ગ અખત્યાર કર્યો. એ પ્રધાનોની પાછળ ધારાસભામા મોટી બહુમતી હતી એટલે બીજાં પ્રધાન-મડળો રચી શકાય એમ નહોતુ પણ ગવર્નરો નવી ચૂટણી ટાળવાને ઇંતેજાર હતા, કેમ કે ચૂટણી થાય તો તેમાં કોંગ્રેસનો ભારે વિજય થાય એ તેઓ બરાબર જાણતા હતા ધારાસભાઓને વિખેરી ન નાખતા તેમણે તેને કેવળ મોકૂફ રાખી અને પ્રાન્તિક સરકારો તેમ જ ધારાસભાઓની બધી સત્તા પોતાના હાથમાં લીધી. તેઓ પ્રાતોના સપૂર્ણપણે આપખુદ વડા સત્તાધારીઓ બન્યા ચૂંટણીને ધોરણે રચાયેલી કોઈ પણ સસ્થાને પૂછ્યાગાછ્યા વિના અથવા પ્રજામતની પરવા રાખ્યા વિના તેઓ કાયદા કર્યે જતા હતા, વટહુકમો બહાર પાડયે રાખતા હતા અથવા પોતાની મરજીમા આવે તે કર્યે જતા હતા

ઇગ્લડના આગેવાનોએ ઘણી વાર કહ્યુ છે કે, કોંગ્રેસની કારોબારી સમિતિએ અધિકારવાદી પદ્ધતિ અખત્યાર કરીને પ્રાન્તિક સરકારો પાસેથી રાજીનામાં અપાવ્યા છે. ફાસીવાદી અને નાઝીવાદી દેશોની બહાર બીજા કોઈના પણ કરતા વધારે આપખુદ અને અધિકારવાદી રીતથી જેઓ કાર્ય કરતા આવ્યા છે તેમના તરફથી આવો આક્ષેપ મૂકવામા આવે છે એ ખરેખર વિચિત્ર છે. સાચી વાત એવી છે કે પ્રાન્તિક ક્ષેત્રમાં કાર્યની સ્વતંત્રતા અને વાઇસરોય કે ગવર્નરની બિનદરમ્યાનગીરી એ કોંગ્રેસની નીતિના પાયાના મુદ્દા હતા એને આધારે જ ધારાસભાના સભ્યો ચૂટાયા હતા અને વાઇસરોય તરફથી ખોગાધરી મળ્યા પછી પ્રાન્તિક સરકારો રચાઈ હતી હવે આ દરમ્યાનગીરી વારંવાર થવા લાગી અને ૧૯૩૫ના હિદ શાસન ધારામા પ્રાતિક સરકારોને આપવામા આવેલી સત્તા સુધ્ધા વધુ મર્યાદિત કરી નાખવામા આવી બ્રિટિશ પાર્લમેન્ટે એ કાયદામાં સુધારો કરી યુદ્ધના હેતુઓને અર્થે પ્રાન્તોને મળેલી એ કાનની સત્તા પણ રદ કરી પ્રાતોના કારોબારમાં ક્યા અને ક્યારે દરમ્યાન-ગીરી કરવી એ હિંદી સરકારના એટલે કે વાઇસરોયના વિવેક પર સંપૂર્ણપણે છોડવામા આવ્યુ અને પ્રાન્તિક સરકારોની સત્તાના રક્ષણ માટે કોઈ પણ કાનની બાબાબતીઓ રહી નહી પ્રાતિક સરકારો આમ હિદી સરકાર અથવા કહો કે માત્ર વાઇસરોયની મહેરબાનીથી પોતાનો કારભાર ચલાવી શકે એમ હતું વાઇસરોય અને ગવર્નર જનરલ યુદ્ધની જરૂરિયાતોના બહાના નીચે

પ્રાન્તિક સરકારો તેમ જ ધારાસભાઓનો એકેએક નિર્ણય ઉથાપી અથવા રદ કરી શકે એમ હતું. એમાં પોતે જ નીમેલી કારોબારી સભાના સહકારની બેશક તેને ખાતરી હતી. આ સંજોગોમાં કોઈ પણ જવાબદાર પ્રધાનમંડળ કાર્ય ન કરી શકે. કાં તો તેને ગવર્નર તેમ જ સરકારી નોકરોની સાથે અથવા ધારાસભા અને તેના મતદારોની સાથે અથડામણમાં આવવું પડે. જ્યાં કૉંગ્રેસી સભ્યોની બહુમતી હતી તે દરેક ધારાસભામાં યુદ્ધ શરૂ થયા પછી કૉંગ્રેસની માગણીનો ઠરાવ વિધિસર પસાર કરવામાં આવ્યો અને વાઈસરૉય એ માગણી નકારે એટલે એમાંથી અથડામણ અથવા રાજીનામું આપવાની સ્થિતિ આવ્યા વિના ન રહે. પ્રજામાં સામાન્ય રીતે બ્રિટિશ સત્તા સામે લડત શરૂ કરવાની લાગણી પ્રવર્તતી હતી. પણ કૉંગ્રેસની કારોબારી સમિતિ બની શકે ત્યાં સુધી એ ટાળવાને આતુર હતી અને તેણે હળવો માર્ગ અખત્યાર કર્યો. એક રીતે પ્રજાની લાગણીનો અથવા સામાન્ય ચૂંટણી કરીને મતદારોની લાગણીનો કયાસ કાઢવાનું સરકારને માટે સહેલું હતું. પણ તેણે એમ કરવાનું ટાળ્યું કેમ કે ચૂંટણીમાં કૉંગ્રેસની ભારે જીત થશે એ વિષે તેને રજભાર શંકા નહોતી.

બંગાળ અને પંજાબના મોટા પ્રાન્તોમાં તેમ જ સિંધના નાના પ્રાન્તમાં પ્રાન્તિક સરકારોએ રાજીનામાં આપ્યાં નહોતાં. બંગાળ તેમ જ પંજાબ એ બંને પ્રાન્તોમાં ગવર્નરો અને ઉપલા દરજ્જાના સરકારી નોકરો પહેલેથી આગળ પડતો ભાગ ભજવતા આવ્યા હતા એટલે ત્યાં આગળ ઝઘડો ઊભો થઈ શકે એમ નહોતું. આમ છતાં થોડા વખત બાદ બંગાળમાં ગવર્નરને વડા પ્રધાન પર ખતરાજી થઈ અને તેણે તેને તેમ જ તેના પ્રધાનમંડળને રાજીનામું આપવાની ફરજ પાડી. સિંધમાં પણ, થોડા વખત બાદ ત્યાંના વડા પ્રધાને બ્રિટિશ સરકારની નીતિની ટીકા કરતો પત્ર વાઈસરૉયને લખ્યો અને તેની સામે વિરોધ તરીકે તે સરકારે તેને આપેલો ખિતાબ તેણે છોડી દીધો. તેણે રાજીનામું આપ્યું નહીં. પણ વાઈસરૉયે આ પત્ર લખવાના ગુના માટે ગવર્નર પાસે તેને વડા પ્રધાનના પદ પરથી બરતરફ કરાવ્યો. એ પત્ર વાઈસરાયના મોભાને અનુરૂપ લેખવામાં ન આવ્યો.

કૉંગ્રેસી પ્રાન્તિક સરકારોએ રાજીનામાં આપ્યાને લગભગ પાંચ વરસ થવા આવ્યાં છે. આ બધા સમય દરમ્યાન એ બધા પ્રાન્તોમાં એક માણસનો એટલે કે ગવર્નરનો અમલ ચાલુ રહ્યો છે અને યુદ્ધના બહાનાના ઢાંકપિછોડા નીચે ઓગણીસમી સદીના વચગાળાના સમયના સો ટકા આપખુદીના અમલ નીચે અમે પાછા આવી પડ્યા છીએ. સિવિલ સર્વિસના અને પોલીસ ખાતાના અમલદારો સર્વસત્તાધારી થઈ પડ્યા છે. એમાંનો કોઈ યુરોપિયન કે હિંદી અમલદાર બ્રિટિશ સરકારની હૈયાતની નીતિનો અમલ કરવાની સહેજ પણ આનાકાની

દર્શાવે તો તેના પર તેનો કોપ ઊતરતો કૉંગ્રેસ સરકારોનું ઘણુંખરું કામ ધૂળ ભેગું કરી દેવામાં આવ્યું છે અને તેમની યોજનાઓ રદ કરવામાં આવી છે સદ્ભાગ્યે ગણોતને અંગેના કેટલાક ધારાઓ હજી ચાલુ રહ્યા છે પણ એનો પણ ઘણી વાર ગણોતિયાના હિતની વિરુદ્ધ અર્થ કરવામાં આવે છે

છેલ્લાં બે વરસ દરમ્યાન ધારાસભાના અનેક સભ્યોને જેલમાં પૂરવાની સીધી સાદી અને સુગમ રીતથી લઘુમતીને બહુમતીમાં ફેરવી નાખીને આસામ, ઓરિસા તેમ જ વાયવ્ય સરહદના નાના પ્રાન્તોમાં પ્રાન્તિક સરકારોની પુનઃસ્થાપના કરવામાં આવી છે બંગાળમાં હાલનું પ્રધાનમંડળ ત્યાંની ધારાસભામાંના યુરોપિયન સભ્યોના મોટા સમૂહના ટેકાથી બધી રીતે ટકી રહ્યું છે ઓરિસાનું પ્રધાનમંડળ લાંબા વખત સુધી ન ટકી શક્યું અને એ પ્રાન્ત પાછો એક માણસના, એટલે કે ગવર્નરના અમલ નીચે આવ્યો વાયવ્ય સરહદના પ્રાન્તમાં ધારાસભામાં બહુમતીનો ટેકો ન હોવા છતાં પ્રધાનમંડળ ચાલુ રહ્યું અને એટલા માટે ધારાસભાની બેઠક બોલાવવાનું ટાળવામાં આવ્યું પંજાબ તેમ જ સિંધમાં ધારાસભાના જેલ બહાર રહેલા કૉંગ્રેસી સભ્યો પર વહીવટી હુકમો બજાવીને ધારાસભાની બેઠકમાં હાજરી આપવાની અથવા કોઈ પણ જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેવાની તેમને મનાઈ કરવામાં આવી * •

## ૪

## કૉંગ્રેસની બીજી દરખાસ્ત અને બ્રિટિશ સરકારનો નકાર મિ૰ ચર્ચિલ

આ આઠ પ્રાન્તોમાં પ્રજાકીય સરકારને બદલે એક માણસનો આપખુદ રાજવહીવટ શરૂ થયો એ પ્રધાનમંડળ બદલાતાં મથાળા પરના અમુક લોકોને બદલે બીજા સત્તા પર આવે એ જાતનો ફેરફાર નહોતો સમગ્ર રાજ્યતંત્રની ભાવના, નીતિ તેમ જ કાર્યપદ્ધતિ પર અસર કરનારો એ પાયાનો તેમ જ મૂળભૂત ફેરફાર હતો વહીવટી તંત્ર અને કાયમી અમલદારો પરના ધારાસભાના ને બીજા પ્રજાકીય અંકુશો નષ્ટ થયા હતા અને ગવર્નરથી માંડીને સિવિલ સર્વિસના અમલદારોનું અને પોલીસ ખાતાનું પ્રજા તરફનું વલણ

* ૧૯૪૫ના આરંભમાં સરહદની ધારાસભાની બેઠક બજેટ પસાર કરવાને માટે આખરે મળી વિશ્વાસની દરખાસ્તમાં પ્રધાનમંડળની હાર થઈ અને તેણે રાજીનામું આપ્યું ત્યાર પછી ત્યાં કૉંગ્રેસ પ્રધાનમંડળ હોદ્દા પર આવ્યું ડૉ૰ ખાનસાહેબ તેના વડા પ્રધાન બન્યા

બદલાઈ ગયું એ કેવળ કોંગ્રેસ સરકારો હોદ્દા પર આવી તે પહેલાં જેવી હતી તેવી સ્થિતિ નહોતી એ તેના કરતાં ઘણી બૂરી સ્થિતિ હતી કહેવાના કાયદાની દૃષ્ટિએ એ ઓગણીસમી સદીની નિરંકુશ આપખુદ અમલની સ્થિતિ હતી પણ વહીવટી તંત્રમાંના બ્રિટિશ અમલદારોમાં પહેલાંના સમયના વિશ્વાસ તેમ જ વાલીપણાની લાગણીનો અભાવ હોવાથી તેમ જ લાંબા સમયથી જડ ઘાલી બેઠેલા તેમના સ્થાપિત હિતો હવે તૂટવા લાગ્યાં હતાં તેને લીધે તેમનામાં ડર અને દ્વેષની ભાવના વ્યાપેલી હોવાથી વહેવારમાં એ સ્થિતિ એથીયે વધારે આકરી બની હતી સવા બે વરસનો કોંગ્રેસ સરકારોનો અમલ તેમને વસમો લાગ્યો હતો અને કશી પણ તકલીફ આપે કે તરત જેમને હમેશાં જેલમાં ધકેલી દઈ શકાતા હતા તેમણે નક્કી કરેલી નીતિનો અમલ કરવાનું તેમ જ તેમના હુકમો ઉઠાવવાનું આહ્લાદક તો ક્યાંથી હોય? હવે અમલની પદ્ધતિ પાછી શરૂ કરવાની જ નહીં, પેલા તકલીફ પેદા કરનારાઓને તેમને યોગ્ય સ્થાને મૂકી દેવાની ઇચ્છા પણ ઉદ્ભવી ખેતરમાં કામ કરતો ખેડૂત, કારખાનાંઓમાં કામ કરતો મજૂર, કારીગરો અને દુકાનદારો, ઉદ્યોગપતિઓ, ધંધાદારી વર્ગો, કૉલેજમાં અભ્યાસ કરતા યુવાનો અને યુવતીઓ, નીચલા દરજ્જાના નોકરો તેમ જ પ્રાંતીય સરકારોના સંબંધમાં નામનોયે ઉત્સાહ બતાવનારા ઉપલા દરજ્જાના નોકરો સુધ્ધાં—સૌને પ્રતીતિ કરાવવાની હતી કે બ્રિટિશ રાજ હજી ચાલુ છે અને તેની સાથે હિસાબ ચૂકવવાનો હજી બાકી છે વળી, થોડા સમયને માટે કેટલાક બહારના ઘૂસી જનારાઓ નહીં, પણ એ રાજ એ સૌના વ્યક્તિગત ભાવિનો તેમ જ તેમની ઉન્નતિની તકોનો નિર્ણય કરનાર હતું પ્રધાનોના હાથ નીચે સેક્રેટરીઓ તરીકે કામ કરનારાઓ, હવે બડેખાં બની ગયા ગવર્નરના હાથ નીચે તેઓ કાર્ય કરતા હતા અને તેમની અસલની દમામદાર રીતે હવે તેઓ ફરીથી બોલવા લાગ્યા જિલ્લા મૅજિસ્ટ્રેટોએ પોતપોતાના જિલ્લાઓમાં પહેલાંની જેમ નિરંકુશપણે વર્તવાનું ફરીથી શરૂ કર્યું પોલીસોને પોતાની પુરાણી ઢબે વર્તવાની છૂટ મળી ગઈ તેઓ ગેરવર્તન કરે તોયે ઉપરથી તેમને ટેકો તેમ જ રક્ષણ મળવાનું છે એની તેમને ખાતરી હતી. યુદ્ધના ધૂમસ નીચે કોઈ પણ વાત ઢાંકી શકાતી હતી

કોંગ્રેસ સરકારોના ઘણા ટીકાકારો સુધ્ધાં આ પરિસ્થિતિ જોઈને મૂંઝાઈ ગયા તેમને હવે કોંગ્રેસ સરકારોના ઘણા ગુણો યાદ આવવા લાગ્યા અને તેમણે રાજીનામું આપી દીધું એ તરફ તેઓ પોતાનો તીવ્ર અણગમો દર્શાવવા લાગ્યા તેમના મત પ્રમાણે એ સરકારોએ ગમે તે ભોગે પણ પોતાના સ્થાને વળગી રહેવું જોઈતું હતું આશ્ચર્યની વાત એ છે કે મુસ્લિમ લીગના સભ્યો પણ ચાલુ પરિસ્થિતિ તરફ ભયની નજરે જોવા લાગ્યા હતા

બિનકૉંગ્રેસી લોકો તેમ જ કૉંગ્રેસ સરકારોના ટીકાકારોની આવી લાગણી હતી તો કૉંગ્રેસના સભ્યો તેમ જ તેના પ્રત્યે સહાનુભૂતિ રાખનારા તેમ જ ધારાસભાના સભ્યોની પ્રચલિત પરિસ્થિતિની બાબતમાં કેવી લાગણી હતી તેની કલ્પના સહેલાઈથી કરી શકાય એમ છે. પ્રધાનોએ પોતાના હોદ્દાઓનું રાજીનામું આપ્યું હતું પણ ધારાસભાના સભ્યો તરીકેનું રાજીનામું તેમણે નહોતું આપ્યું. વળી, ધારાસભાના પ્રમુખોએ તેમ જ તેના બીજા સભ્યોએ પણ રાજીનામાં નહોતાં આપ્યાં. આમ છતાં તેમને બાજુએ ધકેલી દઈને તેમની અવગણના કરવામાં આવી અને નવી ચૂંટણી કરવામા આવી નહીં શુદ્ધ બંધારણી દૃષ્ટિથી પણ આ વાત ચલાવી લઈ શકાય એમ નહોતું અને એ મુદ્દા પર કોઈ પણ દેશમાં કટોકટી પેદા થઈ હોત. દેશની રાષ્ટ્રીયતાની ભાવના વ્યક્ત કરનારી તેમ જ આટઆટલા વખતથી સ્વતન્ત્રતા માટે લડત લડતી આવેલી કૉંગ્રેસ જેવી સમર્થ તેમ જ અર્ધક્રાન્તિકારી સંસ્થા એક માણસનો આપખુદ અમલ નિષ્ક્રિયપણે સાંખી શકે એમ નહોતું જે બધુ બનતુ જતું હતું અને ખાસ કરીને જે તેના તરફ જ તાકવામા આવ્યુ હતું તે સઘળું તે હાથપગ જોડીને જોઈ રહે એમ નહોતું. ધારાસભાને અને સામાન્ય રીતે બધી જાહેર પ્રવૃત્તિઓને દાબી દેવામાં આવી તે સામે તેમ જ હિંદને લગતી બ્રિટિશ સરકારની સમગ્ર નીતિ સામે કંઈક સક્રિય અને અમલી પગલુ ભરવાની પ્રબળ માગણી વારંવાર થવા લાગી.

બ્રિટિશ સરકારે પોતાની યુદ્ધનેમો જણાવવાની અથવા હિંદમાં કંઈક પણ પ્રગતિ કરવાની ના પાડી ત્યાર પછી કાર્યવાહક સમિતિએ જાહેર કર્યું: ‘કૉંગ્રેસની આ માગણીનો આપવામાં આવેલો જવાબ તદ્દન અસંતોષકારક છે અને બ્રિટિશ સરકારની વતી ગેરસમજૂતી પેદા કરવાનો તેમ જ મુખ્ય ને નૈતિક મુદ્દાની બાબતમાં ભ્રમ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવામા આવે છે. . . . અપ્રસ્તુત મુદ્દાઓને આગળ કરીને યુદ્ધનેમો તેમ જ હિંદની સ્વતંત્રતાને અંગેની જાહેરાત કરવાનુ ટાળવાના આ પ્રયત્નને કાર્યવાહક સમિતિ દેશમાંનાં પ્રગતિ-વિરોધી તત્ત્વો સાથે મૈત્રી કરીને હિંદ પરનુ સામ્રાજ્યવાદી આધિપત્ય કાયમ રાખવાની ઇચ્છા તરીકે લેખે છે યુદ્ધની કટોકટી તેમ જ તેમાંથી ઉદ્ભવતા પ્રશ્નોને કૉંગ્રેસ તત્ત્વતઃ નૈતિક બાબત લેખે છે અને સોદો કરી લેવાની ભાવનાથી પ્રેરાઈને તે એમાંથી લાભ ઉઠાવવા માગતી નથી. યુદ્ધનેમો તેમ જ હિંદની સ્વતંત્રતાના નૈતિક ને પ્રધાન મુદ્દાનો સંતોષકારક ઉકેલ લાવવો જોઈએ; બીજા ગૌણ પ્રશ્નોની વિચારણા ત્યાર પછી જ થઈ શકે. પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં સાચી સત્તા આપવામાં આવે તે સિવાય કોઈ પણ સંજોગોમાં વચગાળાના સમય પૂરતી પણ સરકારની જવાબદારી કૉંગ્રેસ લઈ શકે એમ નથી.’

કારોબારી સમિતિએ વધારામાં જણાવ્યું, બ્રિટિશ સરકારની વતી કરવામાં આવેલી જાહેરાતોને લીધે કૉંગ્રેસને બ્રિટિશ રાજનીતિથી અલગ રહેવાની ફરજ પડી છે અને તેની સાથેના અસહકારના પ્રથમ પગલા તરીકે પ્રાંતોમાંની કૉંગ્રેસ સરકારોએ રાજીનામાં આપ્યાં છે. અસહકારની સામાન્ય નીતિ ચાલુ રહી અને બ્રિટિશ સરકાર પોતાની નીતિ બદલે તે સિવાય તે ચાલુ રહેત. 'આમ છતાં કાર્યવાહક સમિતિ મહાસભાવાદીઓને યાદ આપવા માગે છે કે, વિરોધી સાથે સમજૂતી પર આવવાનો એક પણ પ્રયાસ જતો ન કરવો જોઈએ એ વાત હરેક પ્રકારના સત્યાગ્રહના મૂળમાં રહેલી છે. . . . એથી, બ્રિટિશ સરકારે જોકે કૉંગ્રેસ સામે પોતાનાં દ્વાર બંધ કર્યાં છે છતાં કાર્યવાહક સમિતિ માનભર્યા સમાધાન પર આવવા માટેના હરેક પ્રયાસ ચાલુ રાખશે.'

દેશમાં ઉશ્કેરણીનું વાતાવરણ ફેલાયેલું હતું અને તેને લીધે યુવક વર્ગ કદાચ હિંસાને માર્ગે વળે એ શક્યતા ધ્યાનમાં લઈને કારોબારી સમિતિએ દેશને અહિંસાની પાયાની નીતિની યાદ આપી, એનો ભંગ ન થાય તે બાબત તેને સાવધાન કર્યો અને આગળ વધીને જણાવ્યું, 'સત્યાગ્રહ એટલે સૌના પ્રત્યે અને ખાસ કરીને વિરોધીઓ પ્રત્યે સમભાવ.' અહિંસાના આ ઉલ્લેખને યુદ્ધ સાથે કે આક્રમણ સામે દેશનું રક્ષણ કરવા સાથે કશો સંબંધ નહોતો. હિંદના સ્વાતંત્ર્યને અર્થે બ્રિટિશ અમલ સામે જે કોઈ પગલાં ભરવામાં આવે તેને અહિંસાની એ નીતિ લાગુ પડતી હતી.

પોલૅંડને ચગદી નાખવામાં આવ્યા પછી યુરોપમાં યુદ્ધ ઠંડું પડયું હતું તે મહિનાઓની આ વાત છે. યુદ્ધનો એ 'ભોળા' તરીકે ઓળખાતો સમય હતો અને ખાસ કરીને હિંદમાં સામાન્ય માણસને મન તે બહુ વેગળું લાગતું હતું. હિંદના બ્રિટિશ સત્તાધારીઓને યુદ્ધ અંગેની સાધનસામગ્રી પૂરી પાડવાની હતી તે બાદ કરતાં તે એથીયે વેગળું લાગતું હતું. હિંદનો સામ્યવાદી પક્ષ ત્યારે અને છેક ૧૯૪૧ના જૂન માસમાં જર્મનીએ રશિયા પર ચડાઈ કરી ત્યાં સુધી બ્રિટનના યુદ્ધપ્રયાસમાં કોઈ પણ પ્રકારનો સહકાર કરવાની સાવ વિરુદ્ધ હતો. તેમની સંસ્થાને ગેરકાયદે જાહેર કરવામાં આવી હતી. થોડાક જુવાનિયાઓનાં જૂથો બાદ કરતાં પ્રજામાં તેમની લાગવગ નહીં જેવી હતી. પણ પ્રવર્તતી લાગણી તેમણે તીખી વાણીમાં વ્યક્ત કરી તેથી તેમને દબાવી દેવામાં આવ્યા.

આ ગાળામાં પ્રાંતોમાં તેમ જ મધ્યસ્થ ધારાસભાની સામાન્ય ચૂંટણી સહેલાઈથી કરી શકાઈ હોત. યુદ્ધ ખચ્ચસ એમાં આડે આવતું નહોતું. એવી ચૂંટણીઓએ વાતાવરણ સ્વચ્છ કર્યું હોત અને દેશની સાચી પરિસ્થિતિ ખુલ્લી કરી હોત. પણ બ્રિટિશ સરકારને ખુદ આ સાચી પરિસ્થિતિનો ડર હતો કેમ કે, જુદા જુદા સમૂહોની લાગવગ વિષે તે વારંવાર આગળ કર્યા કરતી

હતી તે બધી ભામક દલીલોનો એણે અંત આણ્યો હોત. પણ બધી ચૂંટણીઓ ટાળવામાં આવી પ્રાન્તોમાં એક માણસનો અમલ ચાલુ રહ્યો અને અનિયમ મર્યાદિત મતાધિકારને ધોરણે ત્રણ વરસને માટે ચૂંટાયેલી મધ્યસ્થ ધારાસભાને દસ વરસ થવા આવ્યાં જ્યાં હજી તે ચાલુ રહી છે ૧૯૩૯ની સાલમાં યુદ્ધ શરૂ થયુ ત્યારે પણ એ પુરાણી થઈ ગઈ હતી અને તેની મુકરર કરેલી મુદત કરતાં બે વરસ વધારે લંબાઈ હતી દર વરસે એની મુદત લબાવવામા આવે છે, તેના સભ્યો વધારે ને વધારે વયોવૃદ્ધ તેમ જ સન્માનનીય થતા જાય છે, કેટલીક વાર મરણશરણ પણ થાય છે અને ચૂંટણીની સ્મૃતિ સુધ્ધા લુપ્ત થઈ જાય છે. બ્રિટિશ સરકારને ચૂંટણીઓ પસંદ નથી. રોજના એકધારા જીવનમા તે વિક્ષેપ નાખે છે આપસમા લડતા ભિન્નભિન્ન ધર્મના લોકો તેમ જ પક્ષો-વાળા હિંદનું ચિત્ર અસ્પષ્ટ બનાવી દે છે. ચૂંટણીઓ ન હોય તો મહેરબાની વરસાવવાને પાત્ર વ્યક્તિ અથવા જૂથને મહત્ત્વ આપવાનુ સુગમ થઈ પડે છે

એકંદરે આખા દેશની અને ખાસ કરીને એક માણસનો આપખુદ દોર પ્રવર્તતો હતો તે પ્રાન્તોની પરિસ્થિતિ ઉત્તરોત્તર વધુ ને વધુ તગ બનતી ગઈ પોતાની સામાન્ય પ્રવૃત્તિ ચલાવવા માટે કોંગ્રેસીઓને વીણી વીણીને જેલમા ધકેલી દેવામા આવ્યા અને નાના નાના અમલદારો તેમ જ પોલીસોના જુલમો-માથી રાહત મેળવવાને માટે ખેડૂતો ત્રાહિ ત્રાહિ પોકારતા હતા યુદ્ધને નામે તેમની પાસે અનેક રીતે પૈસા કઢાવીને એ અમલદારો તેમ જ પોલીસો પોતાના ઉપરીઅધિકારીઓની મહેરબાની મેળવવા તાકતા હતા આ પરિસ્થિતિને પહોચી વળવા માટે કોઈક પ્રકારનુ પગલું ભરવાની માગણી ટાળી ન શકાય એટલી પ્રબળ બની અને ૧૯૪૦ની સાલમા બિહારમા રામગઢ ખાતે મૌલાના અબુલ કલામ આઝાદના પ્રમુખપણા નીચે મળેલા કોંગ્રેસના અધિવેશનમા હવે સવિનયભગનો એકમાત્ર રસ્તો બાકી રહે છે એવો નિર્ણય કરવામા આવ્યો. આમ જ્યારે કોંગ્રેસે તે સમયે કોઈ અમલી પગલુ ભરવાનુ ટાળ્યુ અને પ્રજાને એને માટે તૈયાર થવાનો આદેશ આપ્યો

આતરિક કટોકટી ઘેરી બનતી જતી લાગતી હતી અને લડત અનિવાર્ય છે એમ દેખાતુ હતુ યુદ્ધ પૂરતા|કરવામા આવેલા હિંદ સરંક્ષણ ધારાનો સામાન્ય પ્રવૃત્તિઓ દાબી દેવાને તેમ જ લોકોની ધરપકડ કરવાને ને તેમને કેદમા પૂરવાને — ઘણી વાર મુકદ્મો ચલાવ્યા વિના — માટે બહોળો ઉપયોગ કરવામા આવતો હતો

યુદ્ધમા એકએક પલટો આવ્યો, તેને પરિણામે ડેનમાર્ક તેમ જ નોર્વે પર ચડાઈ કરવામા આવી અને થોડા જ વખત પછી માન્યામા ન આવે એ રીતે ફ્રાંસ પડ્યુ એની ભારે અસર થઈ. લોકોના મન પર સ્વાભાવિક રીતે જ

ભિન્ન ભિન્ન અસર થઈ પણ ફ્રાંસને માટે તેમ જ એ પછી તરત જ થયેલી ડંકર્કની નાસભાગ વખતે અને ઇંગ્લંડ પર થયેલા ભીષણ બૉમમારા વખતે ઇંગ્લંડ માટે સહાનુભૂતિની પ્રબળ લાગણી પેદા થઈ કોંગ્રેસ સવિનયભંગની લડત શરૂ કરવાની તૈયારીમા હતી પણ સ્વતંત્ર ઇંગ્લંડની ખુદ હસ્તી જોખમમા આવી પડી હતી તે સમયે એવી કોઈ લડતનો તે વિચાર કરી શકે એમ નહોતું ઇંગ્લંડનું સંકટ તેમ જ તેની મુશ્કેલીઓ એ હિંદ માટે સારી તક છે એમ માનનારા બેશક કેટલાક લોકો હતા પણ કોંગ્રેસના આગેવાનો ઇંગ્લંડને માટે ભારે વિનાશકારી નીવડવા સંભવ હતો એવી પરિસ્થિતિનો લાભ લેવાની બધી રીતે વિરુદ્ધ હતા અને પોતાનો એ અભિપ્રાય તેમણે જાહેર રીતે પ્રગટ કર્યો સવિનયભંગની સઘળી વાતો તાત્પૂરતી છોડી દેવામા આવી

બ્રિટિશ સરકાર સાથે સમજૂતી પર આવવાનો કોંગ્રેસની વતી બીજો પ્રયાસ કરવામા આવ્યો આગળનો પ્રયાસ દૂરગામી હતો અને હિંદમા ફેરફારો કરવા ઉપરાંત યુદ્ધનેમોની જાહેરાત કરવાની તેમા માગણી કરવામા આવી હતી જ્યારે આ પ્રયાસ ટૂંકોટચ હતો અને તેમા માત્ર હિંદ પૂરતી જ વાત હતી એમા હિંદની સ્વતંત્રતાનો સ્વીકાર કરવાની તેમ જ કેન્દ્રમા રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરવાની માગણી કરવામા આવી હતી એમાં બેશક સઘળા પક્ષોનો સહકાર ગૃહીત હતો એ વખતે પાર્લમેન્ટ નવો કાયદો કરે એવી ધારણા રાખવામા આવી નહોતી વાઈસરૉય ચાલુ કાયદાના ચોકઠામા રહીને રાષ્ટ્રીય સરકાર રચે એવી દરખાસ્ત કરવામા આવી હતી સૂચવવામા આવેલા ફેરફારો મહત્ત્વના હતા, પણ સમજૂતી અને રૂઢિ મારફતે એ થઈ શકે એમ હતું કાયદાના ને બંધારણી ફેરફારો બેશક એ પછીથી કરવાના રહેતા હતા પણ પૂર્ણ સ્વાતંત્ર્ય માટેનો હિંદનો દાવો માન્ય રાખવામાં આવે તો વધારે ચર્ચા કરી શકાય અને અનુકૂળ તક મળે ત્યા સુધી તે મોકૂફ રાખી શકાય એમ હતું આ શરતોએ યુદ્ધપ્રયાસોમાં પૂરેપૂરો સહકાર આપવાની દરખાસ્ત કરવામાં આવી હતી

શ્રી ચક્રવર્તી રાજગોપાલાચારીએ રજૂ કરેલી આ દરખાસ્તે વારંવાર કરવામા આવેલી કોંગ્રેસની માગણીને હળવી કરતી હતી લાંબા વખતથી અમે જે માગણીઓ કરતા આવ્યા હતા તેનાથી એ ઘણી ઓછી હતી ઘની કોઈ પણ મુશ્કેલી વિના તત્કાળ તેનો અમલ થઈ શકે એમ હતું મહત્ત્વના સમૂહો તેમ જ પક્ષોના દાવાઓને પહોંચી વળવાનો પ્રયાસ પણ હતો કેમ કે રાષ્ટ્રીય સરકાર અનિવાર્ય રીતે મિશ્ર અથવા બધા મહત્ત્વના પક્ષોની બનવાની હતી બ્રિટિશ સરકારની હિંદમાંની વિશિષ્ટ સ્થિતિનો પણ એમાં ખ્યાલ કરવામા આવ્યો હતો વાઈસરૉય ચાલુ રહેવાનો હતો રાષ્ટ્રીય

સરકારના નિર્ણયો પોતાની ખાસ સત્તાઓનો ઉપયોગ કરીને જોકે ઉથાપે નહીં કે રદ નહીં કરે એમ માની લેવામાં આવ્યું હતું. પણ વહીવટી તંત્રના વડા તરીકે તેની હાજરી બ્રિટિશ સરકાર સાથેનો ગાઢ સંબંધ સૂચવતી હતી. યુદ્ધનું આખુંયે તંત્ર સરસેનાપતિના હાથમાં રહેવાનું હતુ અને બ્રિટિશરોએ ઊભું કરેલું મુલકી વહીવટનું સમગ્ર અટપટું તંત્ર પણ જેમનું તેમ રહેવાનું હતું. વહીવટી તંત્રમાં નવી ભાવના, નવી દૃષ્ટિ દાખલ કરવી તેમ જ યુદ્ધપ્રયાસમાં તથા દેશની આગળ ખડા થયેલા ગંભીર પ્રશ્નોનો ઉકેલ વધારે વેગીલો બનાવવો તેમ જ તેમાં વધુ ને વધુ પ્રમાણમાં પ્રજાનો સહકાર મેળવવો એ આ ફેરફારની મુખ્ય અસર થવાની હતી. આ ફેરફારો કરવાથી ને સાથે સાથે યુદ્ધ બાદ હિંદની સ્વતંત્રતાનું ચોક્કસ વચન આપવાથી હિંદમાં નવી મનોદશા પેદા થાત અને એને પરિણામે યુદ્ધમાં પૂરેપૂરો સહકાર મળત.

ભૂતકાળમાં કૉંગ્રેસને થયેલા અનુભવો તેમ જ તેણે કરેલી જાહેરાતો લક્ષમાં લેતાં આ દરખાસ્ત કરવી એ તેને માટે સહેલ વાત નહોતી. આ રીતે રચવામાં આવેલી અને સીમિત કરેલી રાષ્ટ્રીય સરકાર બિનઅસરકારક ને લાચાર બની જશે એવી લાગણી પ્રવર્તતી હતી. કૉંગ્રેસનાં મંડળોમાં પણ એની સામે સારો સરખો વિરોધ હતો અને ખૂબ વસમી ને ચિંતાતુર વિચારણા પછી જ એમાં સંમત થવાને મેં મારા મનને મનાવ્યુ હતું. મુખ્યત્વે વ્યાપક આંતરરાષ્ટ્રીય ગણતરીથી પ્રેરાઈને તેમ જ જો માનભરી રીતે એમ કરવું શક્ય હોય તો ફાસીવાદ અને નાઝીવાદ સામેના યુદ્ધમાં આપણે સંપૂર્ણ સાથ આપવો જોઈએ એવી મારી ઇચ્છા હતી. તેથી એમા મેં મારી સંમતિ આપી હતી.

પણ અમારી સામે એથીયે મોટી મુશ્કેલી ગાંધીજીના વિરોધની હતી. તેમનો આ વિરોધ બધી રીતે તેમના અહિંસાના સિદ્ધાંતને કારણે હતો. યુદ્ધપ્રયાસોમાં મદદ આપવાની અમારી પહેલાંની દરખાસ્તોનો તેમણે વિરોધ નહોતો કર્યો; એ વિષે પણ જોકે તેમણે બેચેની નિઃશંક અનુભવી હશે. છેક યુદ્ધના આરંભના સમયમા તેમણે વાઇસરૉયને કહ્યું હતુ કે, કૉંગ્રેસ માત્ર પૂરેપૂરી નૈતિક મદદ આપી શકે એમ છે. પણ કૉંગ્રેસની પોતાની એ નીતિ નહોતી. એ પછી તેણે અનેક વાર પોતાની નીતિની ફરી ફરીને ચોખવટ કરી છે. કૉંગ્રેસ હિંસક યુદ્ધપ્રયાસ કરવાની જવાબદારી લેવાને કબૂલ થાય તે સામે ગાંધીજીએ હવે પોતાનો ચોક્કસ વિરોધ જાહેર કર્યો. એ બાબતમાં તેઓ એટલા મક્કમ વિચારના હતા કે એ મુદ્દા પર તેઓ પોતાના સાથીઓથી તેમ જ કૉંગ્રેસ સંસ્થામાથી છૂટા થયા. તેમના સાથીઓને માટે આ વિયોગ વસમો હતો કેમ કે આજની કૉંગ્રેસ તેમની કૃતિ હતી. આમ છતાં યુદ્ધની પરિસ્થિતિને સુધ્ધાં અહિંસાનો સિદ્ધાંત લાગુ પાડવાની તેમની વાત કૉંગ્રેસ સંસ્થા સ્વીકારી ન શકી

અને બ્રિટિશ સરકાર સાથે સમાધાન પર આવવાની પોતાની ઇંતેજારીને લીધે તે પોતાના આદરણીય ને પ્રીતિપાત્ર નેતા સાથેનો સંબંધ તોડવાની હદ સુધીયે ગઈ.

દેશની પરિસ્થિતિ અનેક રીતે બગડતી જતી હતી. રાજકીય પરિસ્થિતિ બગડતી જતી હતી એ તો ઉઘાડું હતું. યુદ્ધને લીધે ખેડૂત વર્ગમાંથી કેટલાક લોકોની તેમ જ ગોડાવણા મજૂરોની સ્થિતિ કંઈક સુધરી હતી પણ જનસમૂહ પર આર્થિક દૃષ્ટિએ પણ કારમો ફટકો પડ્યો હતો. માતના હતા માત્ર યુદ્ધની પરિસ્થિતિનો લાભ લઈને નફો ખાનારા કરાખ્યરો તેમ જ સાગમગખા પગારથી યુદ્ધમર્યમાં રોકવામાં આવેલા મુખ્યત્વે સંખ્યાબંધ બ્રિટિશ અધિકારીઓ. સારાસરમો નફો ખાવાની વૃત્તિને ઉત્તેજન આપવાથી યુદ્ધપ્રયાસ વધારે આગે થશે એવો કંઈક સરકારનો ખ્યાલ હોય એમ લાગતું હતું. લાંચરુશવત તેમ જ પક્ષપાત ખૂબ વધી ગયા અને તેમના પર કશો પ્રજાકીય અંકુશ નહોતો. જાહેર રીતે યુદ્ધપ્રયાસને પાછો પાડનારી લેખવામાં આવી અને એથી હિંદ સંરક્ષણ ધારાની સર્વસ્પર્શી કલમો મારફતે તેને દાબી દેવામાં આવી. એ નાસીપાસ કરનાર દૃશ્ય હતું.

આ બધું લક્ષમાં લેતા બ્રિટિશ સરકાર સાથે સમજૂતી પર આવવાને એક વાર ફરીથી શક્ય એટલું બધું કરી છૂટવાને અમે પ્રેરાયા. એમાં સફળ થવાની શક્યતા હતી ખરી? સફળ થવાની ઝાઝી આશા દેખાતી નહોતી. કાયમી નોકરીના સઘળા અમલદારોનો કોઈ જવાબ લેનાર નહોતું કે કોઈ તેમની ટીકા કરી શકતું નહોતું. એ પેઢી મરતાંયે વધારે સમયથી તેમણે આવી અંકુશ અને ટીકાથી મુક્ત છૂટા દોરની સ્થિતિ માણી અનુભવી નહોતી. તેમને અળખામણી લાગે એવી કોઈ પણ વ્યક્તિને અદાલતમાં તેના પર કામ ચલાવીને કે એમ ને એમ પણ તેઓ જેલમાં ધકેલી દઈ શકતા હતા. મોટા મોટા પ્રાન્તોમાં ગવર્નરો નિરંકુશ સત્તા અને અધિકાર ભોગવતા હતા. સંજોગો ફરજ પાડે તે સિવાય કશોયે ફેરફાર કરવામાં તેઓ શું કામ પોતાની સંમતિ આપે? સામ્રાજ્યના તંત્રની ટોચ પર તેના ઉચ્ચ ટોદ્દાને છાજે એવા આડંબર અને દમદમાથી વાઇસરૉય લૉર્ડ નિનલિથગો બેઠો હતો. તેનું શરીર ભારે અને મગજ સુસ્ત હતું. ખડક જેવો તે નક્કર હતો પણ ખડકમાં હોય છે તેવી જ જડતા પણ તેનામાં હતી અને જૂની ઢબના બ્રિટિશ ઉમરાવના બધા ગુણ તેમ જ અવગુણ તેનામાં હતા. આ ગૂંચવાડામાંથી માર્ગ કાઢવાનો તેણે સચ્ચાઈ અને પ્રામાણિકતાથી પ્રયત્ન કર્યો. પણ તેની મર્યાદાઓ ઘણી હતી. તેનું મગજ જૂના ચીલામાં રહી કામ કરતું હતું અને કોઈ પણ ફેરફારથી તે ભડકતું હતું. જે શાસક વર્ગમાંથી તે આવ્યો હતો તેની પરંપરાથી તેની દૃષ્ટિ

કુશ્તિ થયેલી હતી સિવિલ સર્વિસના અમલદારો તેમ જ તેની આસપાસ રહેનારા બીજાઓને કાને તે સાભળતો હતો અને તેમની આખે જોતો હતો. જે લોકો ભૂતકાળમાં રાજકીય તેમ જ સામાજિક ફેરફારો કરવાની વાતો કરતા હતા તેમના પર તેને વિશ્વાસ નહોતો અને બ્રિટિશ સામ્રાજ્યના ઉમદા મિશન તરફ તેમ જ હિંદમાના તેના મુખ્ય પ્રતિનિધિ પ્રત્યે ઘટતી અદબ અને કદરની ભાવના ન દાખવનારાઓ તરફ તેને અણગમો હતો

પશ્ચિમ યુરોપ પર જર્મનીએ ચલાવેલા ભીષણ બૉમ્બમારાના અધકારમય દિવસો દરમ્યાન ઇંગ્લંડમા ફેરફાર થયો હતો મિ નેવિલ ચેમ્બરલેન હોદ્દા પરથી ફારેગ થયો હતો એથી અનેક દષ્ટિથી રાહત મળી અમીર વર્ગના આભૂષણ સમો માર્કિવસ ઑફ ઝેટલૅન્ડ પણ હિંદી વજીરના પદ પરથી નિવૃત્ત થયો હતો અને તેને માટે કોઈએ પણ આસુ સાર્યા નહોતા એને સ્થાને મિ એમેરી આવ્યો એને વિષે ઝાઝુ જાણવામા આવ્યુ નહોતું, પણ જે કઈ જાણવામા આવ્યુ હતુ તે સૂચક હતુ ચીન પરના જાપાનના આક્રમણનો એણે જોરથી બચાવ કર્યો હતો અને એના સમર્થનમા દલીલ કરતા જણાવ્યુ હતુ કે, જાપાને ચીનમા જે કર્યુ છે તેને બ્રિટિશરો વખોડતા હોય તો બ્રિટને હિંદમા તેમ જ મિસરમા જે કર્યુ છે એને પણ તેમણે એટલુ જ વખોડી કાઢવુ જોઈએ આ સગીન દલીલ હતી પણ ખોટા હેતુને માટે વિકૃત રીતે તેનો ઉપયોગ કરવામા આવ્યો હતો

પણ મુદ્દાનો માણસ નવો વડો પ્રધાન મિ વિન્સ્ટન ચર્ચિલ હતો હિંદની સ્વતંત્રતા અગેના ચર્ચિલના વિચારો સ્પષ્ટ અને ચોક્કસ હતા અને અનેક વાર વ્યક્ત કરવામા આવ્યા હતા તે એ સ્વતંત્રતાનો અડગ ને અણનમ દુશ્મન હતો ૧૯૩૦ના જાન્યુઆરીમાં તેણે કહ્યુ હતુ, 'વહેલા મોડા તમારે ગાધીને તેમ જ હિંદની કૉંગ્રેસને ને તેઓ જેની હિમાયત કરે છે તે બધી વાતોને ચગદી નાખ્યે છૂટકો છે એ વરસના ડિસેમ્બર માસમા તેણે કહ્યુ હતુ, 'હિંદના જીવન 'તેમ જ પ્રગતિ પરનો પોતાનો કાબૂ છોડી દેવાની બ્રિટિશ પ્રજાની લવલેશ ઇચ્છા નથી રાજાના તાજમાના સૌથી વધારે ઝગઝગતા ને અમૂલ્ય હીરાને ફેકી દેવાનો અમારો ઇરાદો નથી. બ્રિટિશ સામ્રાજ્યની કીર્તિ તેમ જ તેનુ સામર્થ્ય આપણા સઘળા સસ્થાનો અને તામાના મુનકો કરતા એમા વધારે પ્રમાણમા રહેલા છે'

ડુમિનિયન સ્ટેટસના (સાસ્થાનિક દરજ્જાના) પેલા જાદુઈ શબ્દો અમારા તરફ વારવાર ફેકવામા આવતા હતા તેનો હિંદના સબધમા સાચો અર્થ શો હતો તેની પણ તેણે સમજૂતી આપી છે ૧૯૩૧ના જાન્યુઆરીમા તેણે કહ્યુ

'આપણે એને (ડુમિનિયન સ્ટેટસને) હમેશાં અંતિમ ધ્યેય તરીકે કલ્પ્યું છે. પણ યુદ્ધકાળ દરમ્યાન હિંદના પ્રતિનિધિઓ પરિષદોમાં જે રીતે હાજરી આપે છે તે ઔપચારિક દૃષ્ટિ સિવાય બીજી રીતે હિંદ અંગેના સિદ્ધાંતો ને નીતિનો સામાન્ય રીતે આપણે કલ્પી શકીએ એટલા લાંબા સમય પહેલાં અમલ થવાનો છે એમ કોઈ માનતું નથી.'-વળી, ૧૯૩૧ના ડિસેમ્બરમાં તેણે ફરીથી કહ્યું હતું, 'ઘણાખરા આગેવાન રાજદ્વારી પુરુષોએ — તે દિવસોમાં હું પણ એમાંનો એક હતો — ડુમિનિયન સ્ટેટસ વિષે ભાષણો કર્યાં હતાં — મેં પણ બેશક, એ વિષે ભાષણ કર્યું હતું —, પણ હિંદને કૅનેડાના જેવા અધિકારવાળી હકો, તેના જેવી રાજ્યપદ્ધતિ આપણે કલ્પી શકીએ એટલા લાંબા સમય સુધીમાં ક્યારેયે પ્રાપ્ત થાય એવો મારા મનમાં ખ્યાલ સરખો પણ નહોતો . . . હિંદમાંના સામ્રાજ્ય વિના ઇંગ્લંડ એક મહાન સત્તા તરીકે હમેશને માટે મટી જાય છે.'

મુદ્દાની વાત આ હતી. હિંદ એ જ સામ્રાજ્ય હતું. હિંદની માલકી તેમ જ તેના શોષણ પર ઇંગ્લંડની કીર્તિ અને તેનું સામર્થ્ય નિર્ભર હતું ને એને લીધે જ તે દુનિયાની એક મહાન સત્તા હતી. વિશાળ સામ્રાજ્યના અધિપતિ અને માલિક સિવાય બીજી રીતે ચર્ચિલ ઇંગ્લંડની હસ્તી કલ્પી નહોતો શકતો અને તેથી હિંદ સ્વતંત્ર થાય એ પણ તે કલ્પી શકતો નહોતો. અને ડુમિનિયન સ્ટેટસ હાથવેંતમાં છે એમ અમને લાંબા વખતથી જણાવવામાં આવતું હતું તે કેવળ શબ્દની જાળ અને ઔપચારિક બાબત હતી તથા સ્વતંત્રતા તેમ જ સત્તા સાથે તેને કશો નાતો નહોતો. અમે સાચા ડુમિનિયન સ્ટેટસને પણ નામંજૂર કર્યું હતું અને પૂર્ણ સ્વતંત્રતાની માગણી કરી હતી. ચર્ચિલ અને અમારી વચ્ચેનું અંતર સાચે જ ઘણું મોટું હતું.

એના શબ્દો અમને યાદ હતા અને તે ખૂબ મમતીલો ને જીદ્દી માણસ છે એની અમને ખબર હતી. તેની આગેવાની નીચે ઇંગ્લંડ પાસેથી અમે ઝાઝી આશા રાખી શકીએ એમ નહોતું. તે ખૂબ હિંમતવાળો હતો અને નેતા તરીકેના ઘણા ગુણો તેનામાં હતા. છતાં તે ૧૯મી સદીના સ્થિતિચુસ્ત ને સામ્રાજ્યવાદી ઇંગ્લંડનો પ્રતિનિધિ હતો અને નવી દુનિયા તેમ જ તેના ગૂંચવણભર્યા સવાલો અને અનેકવિધ બળોને સમજવાનું તેનું ગજું નહોતું. અને જેનું ઘડતર થતું જતું હતું તે ભવિષ્યને સમજવાનું તો એનું એથીયે ઓછું ગજું હતું. આમ છતાં મહાન પગલું ભરી શકે એવો તે મોટો માણસ હતો. ફ્રાંસ સાથે ઇંગ્લંડનું જોડાણ કરવાની તેની દરખાસ્ત ભારે જોખમની પળે કરવામાં આવી હતી, છતાં તે દીર્ઘદૃષ્ટિ અને સંજોગોને અનુકૂળ થવાની શક્તિ દર્શાવતી હતી અને હિંદીઓના મન પર એની ઊંડી અસર થઈ

હતી. તેણે સ્વીકારેલા ભારે જવાબદારીવાળા નવા હોદ્દાને લીધે કદાચ તેની દૃષ્ટિ વિશાળ થઈ હોય અને તેના જૂના પૂર્વગ્રહો તેમ જ ખ્યાલોમાંથી તે બહાર નીકળ્યો હોય એવો સંભવ હતો. યુદ્ધની દૃષ્ટિથી જોતાં હિંદની સ્વતંત્રતા અનિવાર્ય છે એટલું જ નહી, ઇચ્છવા જોગ પણ છે એ વાત સમજવાની, તેને મન જે સર્વોપરી મહત્ત્વની બાબત હતી તે યુદ્ધની પરિસ્થિતિની જરૂરિયાતો કદાચ તેને ફરજ પાડે એવો સંભવ હતો. ૧૯૩૯ના ઑગસ્ટ માસમાં હું ચીન જતો હતો ત્યારે અમારા ઉભયના મિત્ર મારફતે યુદ્ધથી પીડાતા એ દેશની મુલાકાત લેવા માટે તેણે મારા પર શુભેચ્છાનો સંદેશો મોકલ્યો હતો તે પણ મને યાદ હતો.

એટલે અમે એ દરખાસ્ત રજૂ કરી હતી. એમાંથી કશું નીપજશે એવી ઝાઝી આશા અમે નહોતી રાખી. આમ જ્યાં અમે બિલકુલ આશા નહોતી રાખી એમ પણ ન કહેવાય. બ્રિટિશ સરકાર તરફથી તરત જ એનો જવાબ મળ્યો. એ દરખાસ્ત તદ્દન નામંજૂર કરવામાં આવી અને વધારામાં એ જવાબની ભાષા જોઈને અમને ખાતરી થઈ ગઈ કે હિંદમાંથી સત્તા છોડવાની બ્રિટિશ સરકારની મુદ્દલ ઇચ્છા નથી. બસ, તેને તો ભાગલા અને ફાટફૂટને ઉત્તેજન આપવું હતું અને દરેક મધ્યકાલીન તેમ જ પ્રગતિવિરોધી તત્ત્વોને બળવાન બનાવવા હતાં. હિંદ પરનો પોતાના સામ્રાજ્યનો કાબૂ ઢીલો કરવા કરતાં હિંદમાં આંતરવિગ્રહ થાય અને દેશ ખેદાનમેદાન થઈ જાય એ તેમને ભાવતી વાત હતી એમ લાગ્યું.

આવા વર્તનથી અમે ટેવાયેલા તો હતા, છતાં આથી અમને આઘાત લાગ્યો અને મરણિયાપણાની લાગણી પેદા થઈ. તે વખતે મેં લખેલા એક લેખનું મથાળું 'જુદા રાહ' એવું કર્યું હતું એ મને યાદ છે. હું લાંબા સમયથી હિંદની સ્વતંત્રતાની હિમાયત કરતો આવ્યો હતો. એ સિવાય બીજી કોઈ પણ રીતે એક પ્રજા તરીકે અમે અમારો વિકાસ સાધી શકીએ કે પ્રગતિ કરી શકીએ અથવા ઇંગ્લંડ સાથે મૈત્રીભર્યા ને સહકારના પાયા પર રચાયેલા સ્વાભાવિક સંબંધો બાંધી શકીએ એમ નથી એની મને ખાતરી હતી. આમ છતાં બંને વચ્ચે એવા સંબંધો બંધાય એમ હું ઇચ્છતો હતો. હવે મને એકાએક લાગ્યું કે ઇંગ્લંડ સંપૂર્ણપણે પલટાઈ જાય તે સિવાય અમારે માટે કોઈ સમાન માર્ગ નહોતો. અમારે પોતપોતાને ભિન્ન ભિન્ન માર્ગે કૂચ કર્યા વિના છૂટકો નહોતો.

## ૫

## વ્યક્તિગત સવિનયભંગ

સ્વતંત્રતા અમારી શક્તિઓને મુક્ત કરશે અને રાષ્ટ્રના ઉત્સાહના પૂર સાથે અમને યુદ્ધમાં જોડાવાને પ્રેરશે, એવી તેને અંગેના વિચારની ખુમારીને બદલે, આમ તે નકારવામાં આવી તેથી અમે કારમી વિફળતા અનુભવવા લાગ્યા. અને આ નકારવાની સાથે ઉદ્ધત ભાષા વાપરવામાં આવી, બ્રિટિશ અમલ તેમ જ રાજ્યનીતિનાં ગુણગાન કરવામાં આવ્યાં, તેમ જ કેટલીક જરૂરી કહેવાતી શરતો ગણાવવામાં આવી અને તે પૂરી પાડ્યા પછી જ હિંદ સ્વતંત્રતા માટે દાવો કરી શકે એમ જણાવવામાં આવ્યું. એમાંની કેટલીક શરતો પૂરી પાડવાનું અશક્ય લાગતું હતું. પાર્લમેન્ટમાં થતી ચર્ચાઓની આ બધી વિધિઓ તેમ જ વાતો, રૂપાળા શબ્દપ્રયોગો અને મોટી મોટી જાહેરાતો કેવળ રાજરમત જ હતી એ સ્પષ્ટ થઈ ગયું. એ બધી મીઠી મીઠી વાતો તેમ જ મોટી મોટી જાહેરાતો હિંદને બની શકે તેટલા લાંબા સમય સુધી સામ્રાજ્યની ધૂંસરી નીચે પરાધીન રાખવાના ઇંગ્લંડના ઇરાદા પર ભાગ્યે જ ઢાંકપિછોડો કરી શકતી હતી. અને જગતભરમાં સ્વતંત્રતા તથા લોકશાહીના પાયા પર રચાયેલી વ્યવસ્થા સ્થાપવાને માટે પોતે યુદ્ધ લડતુ હતું એવા ઇંગ્લંડના દાવાનું આના પરથી પારખું મળતું હતું.

એનો બીજો પણ એક સૂચક ઇશારો મળ્યો. યુદ્ધ પછી બ્રહ્મદેશને ડુમિનિયન સ્ટેટસ આપવામાં આવશે એવું વચન આપવાની તેણે ઇંગ્લંડ પાસે બહુ હળવી માગણી કરી હતી. પ્રશાન્ત મહાસાગરમાં યુદ્ધ ફાટી નીકળ્યું તે પહેલાં ઘણા વખત અગાઉ આ માગણી કરવામાં આવી હતી. અને તેમ છતાં એ માગણી યુદ્ધમાં કોઈ પણ રીતે આડી આવતી નહોતી. કેમ કે યુદ્ધ બંધ થયા પછી એનો અમલ કરવાનો હતો. વળી તેણે માત્ર ડુમિનિયન સ્ટેટસની માગણી કરી હતી, પૂર્ણ સ્વાતંત્ર્યની નહોતી કરી. હિંદની પેઠે તેને પણ વારંવાર કહેવામાં આવ્યુ હતું કે ડુમિનિયન સ્ટેટસ અથવા સાંસ્થાનિક દરજ્જો એ બ્રહ્મદેશ અંગેની બ્રિટિશ નીતિનું લક્ષ્ય છે. વળી હિંદને મુકાબલે ત્યાં જાતિભેદો બહુ ઓછા હતા અને હિંદની બાબતમાં બ્રિટિશરો જે સાચાખોટા વાંધાઓ આગળ ધરતા હતા તે તેને લાગુ પડતા નહોતા. આમ છતાં એકે અવાજે કરવામાં આવેલી બ્રહ્મદેશની એ માગણી નકારવામાં આવી અને તેને કોઈ પણ પ્રકારનું વચન આપવામાં ન આવ્યું. ડુમિનિયન સ્ટેટસ કોઈક દૂરના ભવિષ્યકાળને માટે હતું; એ અસ્પષ્ટ અને ભ્રામક તાત્ત્વિક કલ્પના હતી અને તે કોઈક બીજી દુનિયાને અને અમારા સિવાયના બીજા કોઈક યુગને લાગુ

પડતી હતી. ચર્ચિલે કહ્યું હતું તેમ એ કેવળ શબ્દજાળ અને દેખાવની વાત હતી અને વર્તમાન સમય કે નજીકના ભવિષ્ય સાથે તેને કશો સંબંધ નહોતો. હિંદની સ્વતંત્રતા સામે રજૂ કરવામાં આવેલા વાંધાઓ તેમ જ મૂકવામાં આવેલી બેહૂદી શરતો પણ એ જ રીતે શબ્દોનો પોકળ ખટાટોપ હતો અને તેની પાછળ કશી વાસ્તવિકતા કે તથ્ય નહોતું એ સૌ કોઈ જાણતું હતું. એ બધામાં કોઈ વાસ્તવિકતા યા સાચી વસ્તુ હોય તો તે આ હતી: કોઈ પણ ભોગે હિંદ પરનો પોતાનો કબજો ટકાવી રાખવાનો ઇંગ્લંડનો દૃઢ સંકલ્પ અને એ કબજો, એ બંધન ફગાવી દેવાની હિંદની ભીષ્મ પ્રતિજ્ઞા એ સિવાયનું બીજું બધું વાક્ચાતુર્ય, વકીલની વાતો અથવા મુત્સદ્દીનું સંદિગ્ધ તેમ જ છટકબારીવાળું વક્તવ્ય હતું. આ બે પ્રતિપક્ષીઓના સંઘર્ષનું પરિણામ શું આવશે એ એકલો ભવિષ્યકાળ કહી શકે એમ છે.

ભવિષ્યકાળે બ્રહ્મદેશમાંની બ્રિટિશ નીતિનું પરિણામ આપણને થોડા વખતમાં બતાવી આપ્યું. હિંદમાં પણ ધીમે ધીમે એ ભવિષ્ય પ્રગટ થતું ગયું અને તેની પાછળ ગ્રંથિ, કડવાશની લાગણી તેમ જ યાતનાઓ પેદા થઈ.

બ્રિટિશ સરકારે હિંદની છેલ્લી દરખાસ્ત તુમાખીભરેલી રીતે ધુતકારી કાઢી એ પછી હિંદમાં જે બધું બનતું જતું હતું તેના નિષ્ક્રિય સાક્ષી બનીને બેસી રહેવાનું અશક્ય બની ગયું. જ્યારે દુનિયાભરમાં કરોડો લોકોના દિલમાં સ્વતંત્રતાને માટે શ્રદ્ધા પ્રગટી હતી અને તેને માટે તેઓ પારાવાર બલિદાન આપતા હતા, એવા મોટા જોખમના યુદ્ધની વચ્ચે એ સરકારનું આવું વલણ હોય તો યુદ્ધની એ કટોકટીમાંથી પાર ઊતરી ગયા પછી ને પ્રજામતનું દબાણ ઓસરી જાય તે પછી એ કેવું થશે? દરમ્યાન હિંદભરમાં અમારા લોકોને એક પછી એક ઉપાડી લઈને જેલમાં પૂરવામાં આવ્યા, અમારી સામાન્ય પ્રવૃત્તિઓમાં દખલ થવા લાગી અને તેના પર મર્યાદાઓ મૂકવામાં આવી. કેમ કે હિંદમાંની બ્રિટિશ સરકાર રાષ્ટ્રીય તેમ જ મજૂર ચળવળો સામે હમેશાં યુદ્ધ ચલાવ્યે રાખે છે એ વાત યાદ રાખવી જોઈએ; સવિનયભંગનો આરંભ થતાં સુધી એને રોકી શકાતી નથી. અસંગોપાત્ત એ યુદ્ધ અત્યંત ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે અને બધા મોખરાઓ પર હલ્લો કરવામાં આવે છે અથવા કોઈ કોઈ વખત તે કંઈક હળવું બને છે. પણ એ સતત ચાલુ રહે છે.* પ્રાન્તોમાં

*ઘણા લોકો યુદ્ધ પહેલાંના સમયથી આખો સમય જેલમાં રહ્યા છે. મારા કેટલાક તરુણ મિત્રોએ પંદર વરસ જેલમાં વિતાવ્યાં છે અને હજી પણ તેઓ ત્યાં જ છે. તેમને સજા કરવામાં આવી ત્યારે તેઓ સોળ અઢાર વરસના કુમાર હતા. આજે તેઓ આધેડ વયના છે અને તેમને પળિયાં આવી ગયાં છે. યુક્ત પ્રાંતોની જેલનાં મારા અનેક કારાવાસ દરમ્યાન મને તેમનો પરિચય થયો હતો. હું જેલમાં

કોંગ્રેસ સરકારોના અમલના ટૂંકા ગાળા દરમ્યાન એ યુદ્ધ શાન્ત પડ્યું હતું પણ એ સરકારોએ રાજીનામું આપ્યા પછી તરત જ તે પાછું ભભૂકી ઊઠ્યું ને આગળપડતા મહાસભાવાદીઓ તેમ જ ધારાસભાના સભ્યો પર હુકમો છોડવામાં તેમ જ તેમને કેદમાં પૂરવામાં કાયમી નોકરીના અમલદારો અનેરો આનંદ અનુભવતા હતા.

હવે સક્રિય પગલું અનિવાર્ય થઈ પડ્યું, કેમ કે કેટલીક વાર પગલું ભરતાં ચૂકવું એ જ નિષ્ફળતા અથવા હાર હોય છે. એ પગલું અમારી ચાલતી આવેલી નીતિ અનુસાર એટલે કે સવિનયભંગના સ્વરૂપનું હોઈ શકે આમ છતાં સામુદાયિક ખળભળાટ કે ઊથલપાથલ ન થાય એની કાળજી રાખવામાં આવી અને સવિનયભંગ અમુક પસંદ કરવામાં આવેલી વ્યક્તિઓ પૂરતો મર્યાદિત રાખવામાં આવ્યો સામુદાયિક સવિનયભંગને મુકાબલે એને વ્યક્તિગત સવિનયભંગ કહેવામાં આવ્યો હકીકતમાં એ એક પ્રકારનો પ્રબળ નૈતિક વિરોધ હતો વહીવટી તંત્રને ખોરવી નાખવાનો કોઈ પણ પ્રયાસ અમે ઇરાદાપૂર્વક ટાળતા હતા અને તકલીફ પેદા કરનારાઓને જેલમાં પૂરી દેવાનું તેને માટે સુગમ કરી આપતા હતા, એ વાત રાજકારણી પુરુષની દૃષ્ટિથી જોતાં કંઈક વિચિત્ર અને બેહૂદી લાગતી હતી. ઉગ્ર રાજકીય પગલું ભરવાની કે ક્રાંતિ કરવાની આવી રીત દુનિયામાં બીજે ક્યાંય અખત્યાર કરવામાં આવી નથી પણ ક્રાંતિકારી રાજકારણ સાથે નીતિનો સુયોગ સાધવાની એ ગાંધીજીની રીત હતી અને જ્યારે જ્યારે આવી ચળવળ થાય ત્યારે અનિવાર્ય રીતે તે તેના નેતા બનતા બ્રિટિશ નીતિને વશ વર્તવાનો અમે ઇન્કાર કરતા હતા અને સ્વેચ્છાપૂર્વક યાતનાઓ વહોરીને અમારો રોષ તેમ જ નિશ્ચય બતાવતા હતા. છતાં અમારો આશય મુશ્કેલીઓ પેદા કરવાનો નહોતો એ દર્શાવી આપવાની તેમની એ રીત હતી.

આ વ્યક્તિગત સવિનયભંગની ચળવળ બહુ નાના પાયા પર શરૂ કરવામાં આવી હતી. એમાં ભાગ લેતા પહેલાં દરેક માણસે અમુક શરતોનું પાલન કરી એને માટે પરવાનગી મેળવવાની હતી એને માટે પસંદ કરવામાં આવેલા માણસો કોઈક ઔપચારિક હુકમનો ભંગ કરતા, એ પછી તેમની

---

આવ્યો છું. થોડો વખત ત્યાં રહ્યો છું અને પાછો બહાર ગયો છું, પણ તેઓ તો ત્યાંના ત્યાં જ રહ્યા છે. એ બધા યુક્ત પ્રાન્તના છે અને યુક્ત પ્રાન્તની જેલોમાં તેમને કેટલાક વરસો સુધી રાખવામાં આવ્યા હતા પણ પંજાબમાં તેમને સજા થયેલી હોવાથી તેઓ પંજાબ સરકારની હકૂમત નીચે છે યુક્તપ્રાન્તોની કોંગ્રેસ સરકારે તેમને છોડી મૂકવાની ભલામણ કરી હતી, પણ પંજાબ સરકારે એ વાત માન્ય રાખી નહીં.

ધરપકડ કરવામાં આવતી અને તેમને જેલમાં પૂરવા સજા કરવામાં આવતી. અમારા હમેશના રિવાજ પ્રમાણે સૌથી ટોચ પરના માણસોને પહેલા પસંદ કરવામાં આવ્યા. કારોબારી સમિતિના સભ્યો, પ્રાન્તિક સરકારોના માજી પ્રધાનો, ધારાસભાના સભ્યો તેમ જ મહાસમિતિ અને પ્રાન્તિક સમિતિઓના સભ્યોએ આ રીતે વ્યક્તિગત સવિનયભંગની ચળવળમાં ભાગ લીધો હતો. ધીમે ધીમે એ વર્તુળ મોટું થતું ગયું અને એ રીતે પચીસથી ત્રીસ હજાર માણસો જેલમાં ગયા. એમાં ધારાસભાઓના પ્રમુખો તેમ જ મોટા ભાગના ધારાસભાઓના સભ્યોનો પણ સમાવેશ થતો હતો. સરકારે ધારાસભાઓ મોકૂફ રાખી હતી. અમારી ચૂંટાયેલી ધારાસભાઓને ચાલવા દેવામાં ન આવે, તો તેના સભ્યો આપખુદ અમલને વશ થવા કરતાં કારાવાસ પસંદ કરતા હતા એ વાત અમે આ રીતે દર્શાવી આપી.

સવિનયભંગ કરનારાઓ ઉપરાંત ભાષણો કરવા માટે અથવા બીજી કોઈ પ્રવૃત્તિ માટે હજારો લોકોની ધરપકડ કરીને તેમને સજા કરવામાં આવી અથવા મુકદ્દમો ચલાવ્યા વિના તેમને જેલમાં અટકાયતમાં લેવામાં આવ્યા. મને એ પહેલાં પકડવામાં આવ્યો હતો અને ભાષણ કરવા માટે ચાર વરસની કેદની સજા કરવામાં આવી હતી.

૧૯૪૦ના ઑક્ટોબર માસથી વરસ કરતાં પણ વધારે વખત સુધી આ બધા લોકો જેલમાં રહ્યા. જે કંઈ સામગ્રી મળી શકતી તે વડે યુદ્ધ વિષે તેમ જ હિંદમાં અને દુનિયામાં બનતા બનાવો વિષે માહિતી મેળવવાનો અમે પ્રયત્ન કરતા. પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટની ચાર સ્વતંત્રતાઓ વિષે અમે વાંચ્યું. આટ્લાંટિકના જાહેરનામા વિષે અમે સાંભળ્યું અને થોડા વખત પછી, હિંદને એ લાગુ પડતું નથી, એવી ચર્ચિલની જાહેરાત પણ અમે સાંભળી.

૧૯૪૧ના જૂન માસમાં હિટલરે એકાએક સોવિયેટ રશિયા પર કરેલા હુમલાથી અમે ચોંકી ઊઠ્યા અને યુદ્ધની પરિસ્થિતિમાં જે રોમાંચક ફેરફારો થતા હતા તે ચિંતાતુર દૃષ્ટિથી નિહાળવા લાગ્યા.

૧૯૪૧ ના ડિસેમ્બરની ૪થી તારીખે અમારામાંના ઘણાને છોડી મૂકવામાં આવ્યા. ત્રણ દિવસ પછી પર્લ હાર્બરની ઘટના બની અને પ્રશાન્ત મહાસાગરનું યુદ્ધ ફાટી નીકળ્યું.

## ૬

## પર્લ હાર્બરની ઘટના પછી : ગાંધીજી અને અહિંસા

અમે જેલમાંથી બહાર આવ્યા ત્યારે રાષ્ટ્રની સ્થિતિમાં, હિંદ અને ઇંગ્લંડ વચ્ચેની પરિસ્થિતિમાં કશો ફરક પડ્યો નહોતો. કારાવાસ લોકો પર અનેક રીતે અસર કરે છે : કેટલાક તેને લીધે ભાંગી જાય છે અથવા નબળા પડે છે, બીજા કેટલાક વધારે કડક અને પોતાની માન્યતાઓમાં વધારે કટ્ટર બને છે. જનસમુદાય પર આ બીજા વર્ગના લોકોની અસર વધારે થાય છે. અમારા રાષ્ટ્રની-દૃષ્ટિએ અમે જ્યાંના ત્યાં જ હતા એ ખરું, પણ પર્લ હાર્બરની ઘટનાએ અને તે પછી બનેલા બનાવોએ એકએક નવી તંગ પરિસ્થિતિ નિર્માણ કરી અને દૃષ્ટિની નવી દિશા આપી. કાર્યવાહક સમિતિ એ પછી તરત જ આ નવા તંગ વાતાવરણમાં મળી. ત્યાં સુધીમાં જાપાનીઓ બહુ આગળ વધ્યા નહોતા પણ મોટી અને સડક કરી મૂકે એવી વિનાશકારી ઘટનાઓ બની ચૂકી હતી. યુદ્ધ હવે દૂરની ઘટના મટી ગઈ હતી. તે હિંદની નજીક આવતું જતું હતું અને તેના પર ઘેરી અસર કરતું હતું. આ જોખમકારક ફેરફારોમાં અસરકારક ભાગ ભજવવાની પ્રબળ ઇચ્છા કૉંગ્રેસીઓમાં પેદા થઈ અને આ નવી પરિસ્થિતિમાં જેલ જવાનું હેતુશૂન્ય ભાસવા લાગ્યું. માનભર્યા સહકારને માટે કોઈક દ્વાર ખુલ્લું હોય અને કાર્ય કરવા માટે પ્રજાના દિલમાં પ્રેરણા જગાડી શકાય એમ હોય, તે વિના અમે શું કરી શકવાના હતા ? માથે તોળાઈ રહેલા જોખમનો ખાલી ભય એને માટે પૂરતો નહોતો.

ભૂતકાળનો ઇતિહાસ તેમ જ જે બધું બન્યું હતું તે ભૂલી જઈ યુદ્ધમાં અને ખાસ કરીને હિંદનું રક્ષણ કરવામાં અમે અમારો સહકાર આપવા ઇંતેજાર હતા. રાષ્ટ્રીય સરકારની સ્થાપના એ એની આવશ્યક શરત હતી. તો જ અમે દેશનાં બીજાં તત્ત્વો જોડે સહકારથી કામ કરી શકીએ અને કરવાનું કાર્ય અમને ગુલામીમાં રાખનારા પરદેશીઓએ લાદેલું નહીં પણ ખરેખર દેશનું કાર્ય છે એવી લાગણી પ્રજામાં પ્રગટાવી શકીએ. આ પ્રકારના સામાન્ય વલણની બાબતમાં મહાસભાવાદીઓમાં તેમ જ મોટા ભાગના બીજા લોકોમાં કશો મતભેદ નહોતો; પણ સિદ્ધાંતનો અતિ મહત્ત્વનો મતભેદ કંઈક અણધાર્યો પેદા થયો. બહારના યુદ્ધની બાબતમાં પણ ગાંધીજી પોતાનો અહિંસાનો મૂળભૂત સિદ્ધાંત જતો ન કરી શકે એમ તેમણે જણાવ્યું. યુદ્ધ બારણે આવીને ઊભું હતું એ હકીકત તેમને માટે પડકારરૂપ અને તેમની શ્રદ્ધાની કસોટી જેવી થઈ પડી. આ કટોકટીની પળે તેઓ નિષ્ફળ નીવડે તો તે માનતા આવ્યા હતા તે મુજબ અહિંસા કાં તો સર્વસ્પર્શી અને પાયાનો

સિદ્ધાંત તેમ જ કાર્યપદ્ધતિ નહોતી અથવા તેને છોડી દેવામાં કે તેની બાબતમાં ધરછોડ કરવામાં તેઓ ખોટા હતા. પોતાની જીવનભર સેવેલી શ્રદ્ધા તેઓ છોડી શકે એમ નહોતું. અહિંસાની તેમની એ શ્રદ્ધા પર તેમની બધી પ્રવૃત્તિઓનું મંડાણ હતું અને તેમને લાગ્યું કે એ અહિંસામાંથી ફલિત થતાં બધાં પરિણામો તેમ જ ગર્ભિતાર્થો તેમણે સ્વીકારી લેવાં જ જોઈએ.

૧૯૩૮ની સાલમાં મ્યૂનિચની કટોકટીને પ્રસંગે યુદ્ધ હાથવેંતમાં લાગતું હતું ત્યારે આ જ પ્રકારની મુશ્કેલી અને મતભેદ પહેલવહેલાં નજરે ચડ્યાં હતાં. એ વખતે હું યુરોપમાં હતો એટલે એને અંગે થયેલી ચર્ચાઓમાં હાજર નહોતો. પણ એ કટોકટી પસાર થઈ ગઈ અને યુદ્ધ મોકૂફ રહ્યું એટલે એ મુશ્કેલી પણ નાબૂદ થઈ. ૧૯૩૯ના સપ્ટેમ્બર માસમાં ખરેખાત યુદ્ધ શરૂ થયું ત્યારે એવો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થયો નહોતો અથવા અમે એની ચર્ચા પણ કરી નહોતી. છેક ૧૯૪૦ની સાલના ઉનાળાના છેવટના ભાગમાં ગાંધીજીએ અમને ચોખ્ખેચોખ્ખું કહી દીધું કે, પોતે હિંસક યુદ્ધના પક્ષકાર બની શકે એમ નથી અને કૉંગ્રેસ પણ એના સંબંધમાં એવું જ વલણ અખત્યાર કરે એમ પોતે ઇચ્છે છે. સશસ્ત્ર અને હિંસક યુદ્ધમાં સક્રિય સહાય આપવા સિવાય નૈતિક તેમ જ બીજી હરકોઈ મદદ આપવાને તેઓ રાજી હતા. સ્વતંત્ર હિંદમાં પણ કૉંગ્રેસ અહિંસાના સિદ્ધાંતને વળગી રહેશે એવું તે જાહેર કરે એમ તેઓ ચાહતા હતા. અહિંસામાં જેમને એવી શ્રદ્ધા નહોતી એવા ઘણા લોકો દેશમાં તેમ જ કૉંગ્રેસીઓ પૈકી પણ હતા એની બેશક તેમને જાણ હતી. દેશના સંરક્ષણનો સવાલ આવે ત્યારે તેમ જ દેશની લશ્કરી, હવાઈ અને દરિયાઈ તાકાત નિર્માણ કરવા માટે સ્વતંત્ર હિંદની સરકાર અહિંસાને પડતી મૂકવાની છે, એ પણ તેઓ સમજતા હતા. પણ, જો શક્ય હોય તો, કંઈ નહીં તો એકલી કૉંગ્રેસ પણ અહિંસાનો વાવટો ઊંચો રાખે અને એ રીતે તે પ્રજાના માનસને અહિંસક કાર્યપદ્ધતિની તાલીમ આપે, તેને વધુ ને વધુ એ દૃષ્ટિથી વિચાર કરતી કરે એમ તેઓ ઇચ્છતા હતા. હિંદનું લશ્કરીકરણ કરવાના ખ્યાલમાત્રથી તે ત્રાસી ઊઠતા હતા. હિંદ અહિંસાનું પ્રતીક અને દૃષ્ટાંત બને તેમ જ પોતાના દાખલાથી બાકીની દુનિયાને યુદ્ધ ને હિંસાને રસ્તેથી પાછી વાળે એવું સ્વપ્નું તે સેવતા હતા. આખા હિંદે આ આદર્શ અપનાવ્યો ન હોય તોપણ કસોટીની પળે કૉંગ્રેસે એ આદર્શ છોડી દેવો ન જોઈએ એવો તેમનો અભિપ્રાય હતો.

અમારી સ્વતંત્રતા માટેની લડતને માટે તેમ જ રાષ્ટ્રમાં એકતા નિર્માણ કરવાને માટે કૉંગ્રેસે લાંબા વખતથી અહિંસાનો સિદ્ધાંત તેમ જ અહિંસક કાર્યપદ્ધતિ અપનાવ્યાં હતાં. પરંતુ કોઈ પણ પ્રસંગે તે એ મર્યાદાની બહાર ગઈ નહોતી કે બહારના આક્રમણ સામે રક્ષણ કરવા માટે અથવા આંતરિક અશાન્તિને

પ્રસંગે એ સિદ્ધાંત તેણે કદી અજમાવ્યો નહોતો. એટલું જ નહીં, હિંદના લશ્કરના વિકાસમાં તેણે ઉત્સુકતાપૂર્વક રસ લીધો હતો અને બધા લશ્કરી હોદ્દાઓ પર હિંદી અમલદારો મૂકવાની તેણે વખતોવખત માગણી કરી હતી. મધ્યસ્થ ધારાસભામાંના કોંગ્રેસ પક્ષે પોતે એવી મતલબના ઠરાવો વખતોવખત ધારાસભામાં રજૂ કર્યા હતા અથવા બીજાઓ તરફથી આવેલા એવા ઠરાવોની તરફેણ કરી હતી. એ પક્ષના નેતા તરીકે ચાલુ સદીના ત્રીજા દશકામાં મારા પિતાએ હિંદી લશ્કરનું હિંદીકરણ કરવા માટે તેમ જ તેની પુનર્રચના કરવાને નીમવામાં આવેલી સ્કીન કમિટીનું સભ્યપદ સ્વીકાર્યું હતું. પાછળથી તેમણે એ કમિટીમાંથી રાજીનામું આપ્યું હતું, પણ તે રાજકીય કારણોસર; અહિંસા સાથે એ બીનાને કશી લેવાદેવા નહોતી. ૧૯૩૭–૩૮ ની સાલમાં બધી પ્રાન્તિક સરકારો સાથે મસલત કરીને કોંગ્રેસ પક્ષે મધ્યસ્થ ધારાસભામાં હિંદી સૈન્ય વિસ્તૃત કરવાની, તેને યંત્રસજ્જ કરવાની, જેની નામની જ હસ્તી હતી તે નૌકાદળ ને હવાઈદળની ખિલવણી કરવાની તેમ જ હિંદમાંના બ્રિટિશ લશ્કરનું પ્રમાણ ઉત્તરોત્તર ઘટાડતા જઈ તેને સ્થાને હિંદી લશ્કર ઉમેરતા જવાની દરખાસ્ત રજૂ કરી હતી. મ્યૂનિચની કટોકટીને પ્રસંગે હવાઈદળની ખિલવણી કરવાનું ભારપૂર્વક જણાવવામાં આવ્યું હતું. પણ સરકારે જવાબ આપ્યો કે નિષ્ણાતો એ બાબતમાં એકમત નથી. ૧૯૪૦ ની સાલમાં કોંગ્રેસ પક્ષ મધ્યસ્થ ધારાસભામાં ખાસ કરીને હાજર રહ્યો હતો અને તેણે આ બધી માગણીઓ ફરીથી કરી હતી અને હિંદના સંરક્ષણની વ્યવસ્થા કરવાની સરકાર તેમ જ લશ્કરી ખાતાને કશી ગતાગમ નથી એ બતાવી આપ્યું હતું.

મને ખ્યાલ છે તે મુજબ લશ્કર, નૌકાદળ, હવાઈદળ અથવા તો પોલીસોના સંબંધમાં અહિંસાનો પ્રશ્ન કદાપિ વિચારવામાં આવ્યો નહોતો. એનો ઉપયોગ અમારી સ્વરાજની લડત પૂરતો મર્યાદિત છે એમ માની લઈને ચલાવવામાં આવતું હતું. અમારા વિચારો પર અનેક રીતે એની ભારે અસર થઈ હતી અને એને લઈને કોંગ્રેસ દુનિયાભરમાં શસ્ત્રસંન્યાસ કરવાની તેમ જ આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય ઝઘડાઓની પતાવટ શાન્તિપૂર્વક કરવાની સખત હિમાયતી બની હતી.

પ્રાંતોમાં કોંગ્રેસ સરકાર વહીવટ કરતી હતી ત્યારે યુનિવર્સિટીઓ તેમ જ કોલેજોમાં અમુક પ્રકારની લશ્કરી તાલીમને ઉત્તેજન આપવાને એમાંથી ઘણી સરકારો ઇંતેજાર હતી પણ હિંદી સરકારને એ વાત મંજૂર નહોતી અને તે એમાં આડી પડી.

ગાંધીજી બેશક આ બધી વાતો નાપસંદ કરતા હતા, પણ એમાં વચ્ચે ન પડયા. રમખાણો દાબી દેવા માટે પોલીસોનો હથિયારબંધ સિપાઈઓ તરીકે

ઉપયોગ કરવામાં આવે તે પણ તેમને રુચતું નહોતું અને એને માટે તેમણે પોતાનુ દુઃખ વ્યક્ત કર્યું હતું. પણ કંઈક ઓછા અનિષ્ટ તરીકે એ વાત તેમણે નભાવી લીધી અને પોતાનો ઉપદેશ ધીમે ધીમે હિંદ અપનાવશે એવી આશા તે રાખતા હતા . કૉંગ્રેસમાં આવા પ્રકારની વૃત્તિઓ પેદા થઈ હતી એ તેમને રુચતુ નહોતું. એટલા માટે જ ચાલુ સદીના ચોથા દશકાના આરંભમાં કૉંગ્રેસના સભ્ય મટીને તેની સાથેનો પોતાનો ઔપચારિક સંબંધ તેમણે તોડ્યો હતો. આમ જ્યાં તે કૉંગ્રેસના બિનહરીફ નેતા અને સલાહકાર તરીકે ચાલુ રહ્યા હતા. અમારા સૌને માટે એ વિષમ અને કફોડી સ્થિતિ હતી. પણ તેમના સિદ્ધાંતો અને માન્યતાઓ સાથે સંપૂર્ણપણે સુસંગત ન હોય એવા નિર્ણયો કૉંગ્રેસ વખતોવખત કરતી હતી તેને માટે આ રીતે પોતે અંગત રીતે જવાબદાર નહોતા એમ કદાચ તેમને લાગ્યુ હશે. રાષ્ટ્રના નેતા તરીકેના ગાંધી તેમ જ જે કેવળ હિંદ પૂરતો મર્યાદિત નહોતો પણ જે આખી માનવજાત અને સમગ્ર જગત માટે હતો એવો પેગમ્બરી આદેશ આપનારા ગાંધી વચ્ચેનો એ આંતરિક સંઘર્ષ તેમના પોતાના અંતરમા તેમ જ અમારા રાષ્ટ્રના રાજકારણમાં નિરંતર ચાલુ રહ્યો છે. પોતે જેને સત્ય માન્યુ હોય તેનું અક્ષરશઃ પાલન અને જીવનના, ખાસ કરીને રાજકીય જીવનના, વ્યવહાર એ બન્ને વચ્ચે સુમેળ સાધવાનું હમેશાં કપરું હોય છે. સામાન્ય રીતે લોકો આવી ગડભાંજમાં પડતા નથી. સત્યને ક્યાયે તેઓ સ્થાન આપતા હોય તો પોતાના ચિત્તના કોઈક ખૂણામા તેને નિરાળું રાખી મૂકે છે, દુનિયાદારીના વહેવારમા શું લાભકર્તા થઈ પડશે એ લક્ષમાં રાખીને તેઓ ચાલે છે. રાજકારણના ક્ષેત્રમા આ નિયમ સર્વસામાન્ય છે એનો અર્થ એ નથી કે રાજકારણી પુરુષો તકસાધુઓની એક વિશિષ્ટ જમાત છે, એટલુ જ કે તેઓ કેવળ અંગત ભૂમિકા પર કાર્ય કરી શકતા નથી. તેમને બીજાઓ પાસે પણ કામ લેવાનું હોય છે અને તેથી તેમની મર્યાદાઓ તેમ જ સત્ય વિષેની તેમની સમજ અને તે ઝીલવાની તેમની શક્તિ એ બધુ તેમને લક્ષમા રાખવાનુ હોય છે. અને તેથી એ સત્ય સાથે તેમને બાંધછોડ કરવી પડે છે તેમ જ વર્તમાન સંજોગો સાથે તેને બંધબેસતુ કરવું પડે છે. વર્તમાન સંજોગો સાથે તેને બંધબેસતું કરવાનું આમ અનિવાર્ય થઈ પડે છે, પણ એમા હમેશા જોખમો પણ રહેલાં હોય છે; સત્યની અવગણના કરવાની તેમ જ તેનો ત્યાગ કરવાની વૃત્તિ પેદા થાય છે અને લાભહાનિની ગણતરી એ જ કાર્ય માટેની એકમાત્ર કસોટી બને છે.

ગાંધીજી કેટલાક સિદ્ધાંતોની બાબતમા ખડકની પેઠે અડગ રહે છે એમાં શક નથી; પણ બીજાઓ સાથે તેમ જ બદલાતા જતા સંજોગો સાથે પોતાનો મેળ બેસાડવાની, એ બીજાઓની અને ખાસ કરીને આમજનતાની શક્તિ ને

નમ્રતાઈઓ તેમ જ પોતે સિદ્ધાંતના સત્ય પ્રમાણે આચરણ કરવાનું તેમનું ગજું કેટલું છે એ બધું લક્ષમાં રાખવાની તેમની શક્તિ અગાધ છે. પણ સત્ય સાથે બાંધછોડ કરવામાં પોતે હદ વટાવી ગયા છે એવો ડર જાણે તેમને લાગતો હોય તેમ વખતોવખત તેઓ પોતાની લગામ ખેંચે છે અને પોતાની અસલ સ્થિતિ પર પાછા પહોંચી જાય છે સાંપ્રદાયિક કાર્ય ચાલતું હોય ત્યારે આમજનતા સાથે તે એકતાન થઈ ગયા હોય એમ લાગે છે, એવે પ્રસંગે તેની શક્તિ અશક્તિ તેઓ પિછાને છે અને તેથી અમુક અંશે તેને અનુકૂળ થાય છે અન્ય પ્રસંગોએ તે સિદ્ધાંતનો આગ્રહ વધારે રાખે છે અને તેમાં ઝાઝી બાંધછોડ કરતા નથી તેમનાં લખાણો અને કાર્યમાં પણ એ તફાવત નજરે પડે છે એ વસ્તુ અમને અને હિંદની વસ્તુસ્થિતિથી અજાણ્યાઓને ખાસ કરીને ગૂંચવાડામાં નાખે છે

એક જ વ્યક્તિ પોતાની પ્રજાના વિચારો તેમ જ આદર્શો પર કેટલે સુધી પોતાની અસર પાડી શકે એ કહેવું મુશ્કેલ છે ઇતિહાસમાં કેટલીક વ્યક્તિઓએ એ રીતે પ્રબળ અસર કરી છે અને છતાં પ્રજાના માનસમાં જે વસ્તુઓ મોજૂદ હતી તેને જ તેમણે બહાર કાઢી હોય અને તેના પર વધારે ભાર મૂક્યો હોય અથવા તે તે યુગની અસ્પષ્ટ કલ્પનાઓ તેમ જ વિચારોને તેમણે મૂર્ત સ્વરૂપ આપ્યું હોય એમ બને વર્તમાન યુગમાં હિંદના લોકોના માનસ પર ગાંધીજીની ઊંડી અસર થઈ છે તે ક્યાં સુધી અને કેવે સ્વરૂપે ટકી શકશે તે ભવિષ્ય બતાવશે એ અસર, જેઓ તેમની સાથે સહમત થાય છે અને તેમને રાષ્ટ્રના નેતા તરીકે ગણે છે તેમના પૂરતી જ મર્યાદિત નથી, જેઓ તેમનાથી જુદા પડે છે અને તેમની ટીકા કરે છે તેમના સુધી પણ એ પહોંચી છે તેમના અહિંસાના સિદ્ધાંતને અથવા તેમના આર્થિક સિદ્ધાંતોને સંપૂર્ણપણે સ્વીકારનારા હિંદમાં ગણ્યાગાંઠ્યા લોકો હશે, છતાં એક યા બીજી રીતે અસંખ્ય લોકો પર તેની અસર થઈ છે સામાન્ય રીતે તેઓ ધર્મની ભાષામાં વાત કરે છે અને રાજકીય પ્રશ્નો તેમ જ રોજિંદા જીવનના પ્રશ્નોને નૈતિક દૃષ્ટિએ નિહાળવા પર ભાર મૂકે છે ધાર્મિક ભૂમિકાની અસર ખાસ કરીને ધાર્મિક વૃત્તિવાળા લોકો પર થઈ છે, પણ તેમની નૈતિક દૃષ્ટિની અસર બીજાઓ પર પણ પડી છે ઘણા સદાચાર અને નીતિમત્તાની ઠીક ઠીક ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા છે, એથીયે વધારે લોકોને કંઈ નહીં તો એ દિશામાં વિચાર કરવાની ફરજ પડી છે અને કાર્ય તેમ જ આચાર પર પુનઃ વિચારની પણ કંઈક અસર થયા વિના રહેતી નથી બીજે બધે સામાન્ય રીતે હોય છે તેમ રાજકારણ લાભહાનિની ગણતરી કરવાની કે તક સાધી લેવાની રમત બની જાય છે અને વિચાર તેમ જ કાર્ય વચ્ચે મોટો નૈતિક ગજગ્રાહ પેદા થાય

છે. લાભાલાભની દૃષ્ટિની અથવા જે તત્કાળ શક્ય અને ઇચ્છવાજોગ લાગે તે વાતની કદી પણ અવગણના ન કરી શકાય; પણ બીજી બાબતોનો ખ્યાલ કરીને તેમ જ દીર્ઘદૃષ્ટિથી દૂરનાં પરિણામોનો વિચાર કરીને તેને હળવી કરવામાં આવે છે.

આ બધી દિશાઓમાં ગાંધીજીની અસર હિંદભરમાં થઈ છે અને તેની છાપ કાયમ રહી છે. પણ તેમની અહિંસા અથવા તેમના આર્થિક સિદ્ધાંતોને લીધે કંઈ તેઓ હિંદના સૌથી અગ્રગણ્ય અને સર્વોપરી નેતા નથી બન્યા. હિંદના ઘણા મોટા ભાગના લોકોને મન તે સ્વતંત્ર થવાને માટે કૃતનિશ્ચય બનેલા હિંદના, જહાલ રાષ્ટ્રીયતાના, તુમાખીભર્યા પશુબળને તાબે થવાના ઇન્કારના તેમ જ રાષ્ટ્રની માનહાનિ થાય એવી કોઈ પણ વાતમાં સંમત ન થવાની લાગણીના પ્રતીકસમા છે. હિંદમાં ઘણા લોકો સેંકડો બાબતોમાં તેમની સાથે સંમત થતા નથી, તેઓ તેમની ટીકા કરે છે અને અમુક ખાસ મુદ્દા પર તેમનાથી જુદા પણ થઈ જાય છે. છતાં કાર્યને અને લડતને વખતે, હિંદની સ્વતંત્રતા હોડમાં મુકાઈ હોય તે પ્રસંગે તેઓ પાછા તેમની આસપાસ ટોળે વળે છે અને તેમને પોતાના એકમાત્ર અને અનિવાર્ય નેતા તરીકે લેખે છે.

૧૯૪૦ની સાલમાં ગાંધીજીએ યુદ્ધ અને સ્વતંત્ર હિંદના ભાવિના સંબંધમાં અહિંસાનો પ્રશ્ન ઉઠાવ્યો ત્યારે કાર્યવાહક સમિતિને એ બાબતમાં હિંમતપૂર્વક વિચાર કરવો પડ્યો. તેમણે સ્પષ્ટ કર્યું કે એ બાબતમાં તેઓ ઇચ્છતા હતા એટલી હદ સુધી જવાનું તેમનું ગજું નહોતું અને બહારના મામલામાં એ સિદ્ધાંત અખત્યાર કરવાને અંગે તેઓ હિંદને કે કોંગ્રેસને બાંધી લઈ શકે એમ નહોતું. આને પરિણામે એ મુદ્દા પર તેમની સાથે ચોક્કસ અને જાહેર ભંગાણ પડ્યું. બે મહિના પછી વધુ ચર્ચાઓને અંતે ઉભયને માન્ય સમજૂતી કરવામાં આવી અને પાછળથી મહાસમિતિએ પોતાના ઠરાવના ભાગ તરીકે તેનો સ્વીકાર કર્યો. એ નીતિમાં ગાંધીજીનું મંતવ્ય સંપૂર્ણપણે વ્યક્ત થતું નહોતું. કોંગ્રેસ એ વિષયમાં શું કહે તે અંગે કંઈક કમને તે સંમત થયા હતા તે વાત એમાં વ્યક્ત થતી હતી. રાષ્ટ્રીય સરકાર રચવામાં આવે એ શરતે યુદ્ધમાં સહકાર આપવા માટેની કોંગ્રેસની છેલ્લી દરખાસ્ત બ્રિટિશ સરકારે એ પહેલાં તરછોડી હતી. કોઈક પ્રકારની અથડામણ પાસે આવતી જતી હતી અને ગાંધીજી તેમ જ કોંગ્રેસ બંને એકબીજા તરફ નજર કરવા લાગ્યાં અને તેમની વચ્ચે પડેલી મડાગાંઠ ઉકેલવાને પ્રેરાયાં. એ સંજોગોમાં એ અનિવાર્ય હતું. એ સમજૂતીમાં યુદ્ધનો ઉલ્લેખ કરવામાં આવ્યો નહોતો કેમ કે થોડા વખત પર સહકાર માટેની અમારી દરખાસ્ત તોછડાઈથી તરછોડવામાં આવી હતી. અહિંસાને અંગે કોંગ્રેસની નીતિની સિદ્ધાંતની દૃષ્ટિએ એમાં સમાલોચના કરવામાં આવી અને કોંગ્રેસના

અભિપ્રાય પ્રમાણે બહારનાં દેશો સાથેના સંબંધમાં ભવિષ્યના સ્વતંત્ર હિંદે એનો કેવી રીતે પ્રયોગ કરવો તે એમાં પહેલી વાર દર્શાવવામાં આવ્યું. મજકૂર ઠરાવનો એને લગતો ભાગ આ પ્રમાણે છે:

મહાસમિતિ 'સ્વરાજ' માટેની લડતને અંગે અહિંસાની નીતિ તેમ જ કાર્યપદ્ધતિમાં દૃઢતાપૂર્વક માને છે એટલું જ નહીં, શક્ય હોય તેટલા પ્રમાણમાં સ્વતંત્ર હિંદમાં પણ તેને લાગુ પાડવામાં માને છે. મહાસમિતિને ખાતરી થઈ ચૂકી છે અને તાજેતરના દુનિયાના બનાવોએ દર્શાવી આપ્યું છે કે, દુનિયાએ પોતાનો વિનાશ નોતરવો ન હોય અને જંગલી અવસ્થા તરફ તેણે પાછા ફરવું ન હોય તો દુનિયાભરમાં સંપૂર્ણ શસ્ત્રસંન્યાસનો અમલ કરવો જોઈએ અને નવી તેમ જ વધારે ન્યાયી રાજકીય ને સામાજિક વ્યવસ્થા સ્થાપવી જોઈએ. એથી, સ્વતંત્ર હિંદ દુનિયાભરમાં શસ્ત્રસંન્યાસ કરવાને પક્ષે પોતાની સઘળી લાગવગ વાપરશે અને એ બાબતમાં દોરવણી આપવામાં પોતે પહેલ કરશે. આવી પહેલનો આધાર અનિવાર્ય રીતે બહારની પરિસ્થિતિ અને આંતરિક સંજોગો પર રહેશે. પણ શસ્ત્રસંન્યાસની આ નીતિને અમલી બનાવવાને રાજ્ય તેનાથી થઈ શકે તે બધું કરી છૂટશે. અસરકારક શસ્ત્રસંન્યાસ કરીને તેમ જ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનાં યુદ્ધોનો અંત લાવીને સુલેહશાન્તિની સ્થાપના આખરે યુદ્ધનાં અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઝઘડાનાં કારણો નાબૂદ કરવા પર અવલંબે છે. એક દેશ પરના બીજા દેશના આધિપત્યનો તેમ જ એક પ્રજાના કે સમૂહના બીજી પ્રજા કે સમૂહ મારફત થતા શોષણોનો અંત લાવીને યુદ્ધનાં આ કારણો નિર્મૂળ કરવાં જોઈએ. એ લક્ષ્યની દિશામાં હિંદ શાન્તિપૂર્વક પ્રયાસ કરશે અને એ ધ્યેય લક્ષમાં રાખીને હિંદના લોકો સ્વાધીન અને સ્વતંત્ર રાષ્ટ્રનો દરજ્જો પ્રાપ્ત કરવા માગે છે. આવી સ્વતંત્રતા જગતની સુલેહશાન્તિ અને પ્રગતિ માટે જગતનાં સ્વતંત્ર રાષ્ટ્રોના મંડળમાંના બીજા દેશો સાથેના ગાઢ સહકારની આગાહીરૂપ બનશે.'

આ જાહેરાત અહિંસક યા શાન્તિપૂર્વકના કાર્ય અને શસ્ત્રસંન્યાસ માટેની કોંગ્રેસની ઇચ્છા ભારપૂર્વક વ્યક્ત કરે છે અને સાથે સાથે કેટલીક શરતો અને મર્યાદાઓ પર પણ ભાર મૂકે છે એ જોઈ શકાશે.

૧૯૪૦ની સાલમાં કોંગ્રેસના આંતરિક મતભેદો શમી ગયા અને પછી અમારામાંના ઘણા એક વરસ માટે જેલમાં ગયા. પણ ૧૯૪૧ના ડિસેમ્બરમાં ગાંધીજીએ સંપૂર્ણ અહિંસા માટે આગ્રહ રાખ્યો ત્યારે એ મતભેદ ઊભો થયો. ફરીથી ભંગાણ પડ્યું, મતભેદો જાહેર થયા અને કોંગ્રેસના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદ તેમ જ બીજાઓ ગાંધીજીનું દૃષ્ટિબિંદુ સ્વીકારી શક્યા નહીં. ગાંધીજીના કેટલાક વફાદાર અનુયાયીઓ સહિત આખી કોંગ્રેસ આ બાબતમાં તેમની સાથે એકમત થતી નહોતી, એ સ્પષ્ટ થઈ ગયું.

સંજોગોની તેમ જ એક પછી એક બનેલા રોમાંચક બનાવોની હાનિકારક ગાંધીજી સહિત અમારા સૌ પર અસર થઈ અને પોતાનું દૃષ્ટિબિંદુ કોંગ્રેસ પર લાદવાની તેમણે કોશિશ કરી નહીં, કોંગ્રેસની દૃષ્ટિ જોકે તેમને સ્વીકાર્ય નહોતી જ.

એ પછી ગાંધીજીએ અહિંસાનો પ્રશ્ન કદી પણ ઊભો કર્યો નહીં. પાછળથી સ્ટેફર્ડ ક્રિપ્સ પોતાની દરખાસ્તો લઈ ને આવ્યા ત્યારે અહિંસાનો સવાલ ઊઠ્યો નહીં કેવળ રાજકીય દૃષ્ટિથી તેની દરખાસ્ત પર વિચાર કરવામાં આવ્યો ૧૯૪૨ની સાલના ઑગસ્ટ સુધીના એ પછીના મહિનાઓમાં પોતાની રાષ્ટ્રીયતાની ભાવના તેમ જ સ્વતંત્રતા માટેની પ્રબળ ઇચ્છાને પરિણામે, હિંદ સ્વતંત્ર દેશ તરીકે કાર્ય કરી શકતો હોય તો કોંગ્રેસ યુદ્ધમાં ભાગ લે, એ બાબતમાં પણ ગાંધીજી સંમત થયા તેમને માટે આ અસાધારણ અને નાજુકીભરેલો ફેરફાર હતો અને એને લીધે તેમને આકરી મનોવેદના અને અંતરની વ્યથામાંથી પસાર થવું પડ્યું જે તેમને માટે પ્રાણ સમો બની ગયો હતો અને જેના વિના જીવન તેમને મન અર્થશૂન્ય હતું તે અહિંસાના સિદ્ધાંત તેમ જ જેને માટે તે સદાયે ભારે ઉત્કટતાથી ઝંખ્યા કરતા હતા તે હિંદની સ્વતંત્રતા વચ્ચેના ગજગ્રાહમાં આ હિંદની સ્વતંત્રતાનું પલ્લું નીચું નમ્યું અહિંસા વિષેની તેમની શ્રદ્ધા ડગી કે મોળી પડી હતી એવો બેશક એનો અર્થ નહોતો પણ કોંગ્રેસ ચાલુ યુદ્ધની બાબતમાં એ સિદ્ધાંત લાગુ ન પાડે એ બાબતમાં તે સંમત થયા હતા એવો એનો અર્થ ખસૂસ થાય છે વ્યવહારુ રાજપુરુષ અને પેગમ્બરને પાછો પાડ્યો

જેને લીધે ઘણી વાર વિરોધાભાસ પેદા થયો છે, અને જેની મારા પર તેમ જ મારી પ્રવૃત્તિઓ પર ભારે અસર થઈ છે, તે ગાંધીજીના ચિત્તમાં વખતોવખત ચાલતી આ ગડમથન હું નિહાળતો અને તેના પર વિચાર કરતો ત્યારે બિડેન હાર્ડના એક પુસ્તકમાંનો એક ફકરો મને યાદ આવતો 'પરોક્ષ અસરનો ખ્યાલ એક ચિત્તની બીજા ચિત્ત પરની અસર સાથે સંબંધ ધરાવતા સઘળા પ્રશ્નો સાથે નિકટપણે સંકળાયેલો છે — માનવ ઇતિહાસમાં એ સૌથી પ્રબળ અસર કરનારી વસ્તુ છે આમ છતાં ભિન્ન ભિન્ન હિતો પર સત્યની અસર કરશે અથવા તે છેવટે ક્યાં દોરી જશે એની પરવા રાખ્યા વિના તેને અનુસરવાથી જ સાચા નિર્ણયો પર આવી શકાય છે એવા બીજા બોધ સાથે એનો મેળ મેળવવાનું મહા મુશ્કેલ છે

'માનવ જગતમાં 'પેગમ્બરોએ' મહત્ત્વનો ફાળો આપ્યો છે એની ઇતિહાસ શાખ પૂરે છે માણસને સત્યનું દર્શન થયું હોય તે કોઈ પણ પ્રકારની નિ ચોરી વિના, તેના સાચા સ્વરૂપમાં રજૂ કરવામાં આવે એ વ્યાવહારિક દૃષ્ટિએ

આખરે કીમતી થઈ પડે છે એ ઘટનાનો એ પુરાવો છે. આમ છતાં એ સત્યદર્શનનો સ્વીકાર તેમ જ ફેલાવો જેમને 'આગેવાનો' અથવા નેતાઓ તરીકે ઓળખવામાં આવે છે એવા બીજા પ્રકારના માણસો પર અવલંબે છે. સત્ય અને તેને અપનાવનારા માણસોની શક્તિ એ બંને વાતોને લક્ષમાં રાખીને કોઈક મધ્યમ માર્ગ કાઢનારા વાસ્તવિક માર્ગદર્શક તેમને બનવું પડે છે. તેમની અસર એ સત્યનું આકલન કરવામાં નહીં; તેમની પોતાની મર્યાદાએ તેમ જ તેની રજૂઆત કરવામાં તેમણે દાખવેલી વ્યવહારકુશળતા પર ઘણી વાર અવલંબે છે.

'પેગંબરો પર અવશ્ય પથરા પડવાના. તેમના નસીબમાં એ લખેલું હોય છે અને એ તેમની સાર્થકતાની કસોટી પણ છે. પરંતુ કોઈ નેતા પર પથરા પડે એનો અર્થ એટલો કે કાં તો વ્યવહારકુશળતા અથવા શાણપણની ઊણપને લીધે અથવા પોતાના અને પેગંબરના કાર્ય વચ્ચે તેણે ગોટાળો કર્યો હોય તેને લીધે પોતાના કાર્યમાં તે નિષ્ફળ નીવડ્યો છે. એક માનવી તરીકે તેની શોભારૂપ આ બલિદાનની અસર નેતા તરીકેની તેની એ દેખીતી નિષ્ફળતાનું સાટું વાળે છે કે નહીં એ મોડે કરીને જ સ્પષ્ટ થાય. કંઈ નહીં તો છેવટે એ ધ્યેયને ઉપકારક થઈ પડશે કે નહીં એની પરવા કર્યા વિના, તાત્કાલિક લાભની દૃષ્ટિથી સત્યનો ભોગ આપવાના નેતાઓમાં સામાન્ય થઈ પડેલા દુર્ગુણમાંથી તો તે ઊગરે છે ખરો. કેમ કે વ્યવહારકુશળતાને ખાતર જે કોઈ સત્યને હરહંમેશ દાબી દે છે, તે પોતાના વિચારના મૂળમાંથી વિકૃતિ પેદા કરશે.

'સત્યસાધનાની દિશામાં પ્રગતિ તેમ જ સત્યના સ્વીકારની દિશામાં પ્રગતિ એ બંનેનો વિનિયોગ કરવાની કોઈ વ્યવસ્થિત રીત છે ખરી? વ્યૂહરચનાના સિદ્ધાંતોનો વિચાર કરતાં એ પ્રશ્નનો શક્ય ઉકેલ સૂચિત થાય છે. એ સિદ્ધાંતો એમ સૂચવે છે કે લક્ષ્ય પર હમેશાં મીટ માંડી રાખો તેમ જ સંજોગોને અનુકૂળ થઈને તે દિશામાં આગળ વધવાનું પણ ચાલુ રાખો. સત્ય સામે, ખાસ કરીને તે નવા વિચારનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે, વિરોધ અનિવાર્ય હોય છે. પણ ધ્યેય પર તેમ જ તેને પહોંચવાની કાર્યપદ્ધતિ પર વિચાર કરવાથી એ વિરોધની માત્રા ઓછી કરી શકાય છે. ચાલતી આવેલી ને રૂઢ થઈ ગયેલી વસ્તુસ્થિતિ પર સીધો પ્રહાર કરવાનું ટાળવું જોઈએ. એને બદલે ફરતે ફરીને તેના કોઈ એક પડખા પર પ્રહારો કરવા જેથી સત્યના પ્રવેશ માટે એની સુગમ થઈ પડે એવી બારી ખુલ્લી થાય. પણ આવી પરોક્ષ અથવા આડકતરી કાર્યપદ્ધતિ અખત્યાર કરતાં સત્યના માર્ગથી ચલિત ન થવાની કાળજી રાખવી જોઈએ કેમ કે સત્યની સાચી પ્રગતિના માર્ગમાં અસત્યના જેવી મારક યા

વિઘ્નકર્તા બીજી કોઈ વસ્તુ નથી . ભિન્ન ભિન્ન નવા વિચારો જે રીતે લોકમાન્ય થયા છે તે પરથી જોઈ શકાય છે કે, એને નવી રીતે નવી વસ્તુ તરીકે રજૂ ન કરતા, પુરાપૂર્વથી ચાલતા આવેલા પણ ભુલાઈ ગયેલા સિદ્ધાંત અથવા પ્રથાને દેશકાળને અનુરૂપ કરીને રજૂ કરવામા આવ્યા છે ત્યારે એ પ્રક્રિયા સફળી બની છે આમા બન્ને કે ઘોમાબાજીની નહીં પણ એકબીજાનો સબંધ ખોળી કાઢવાની કાળજીની જરૂર છે, કારણ કે, 'આ દુનિયામા તદ્દન નવુ એવુ કઈ જ નથી'*

## ૭

## તંગ વાતાવરણ

૧૯૪૨ની સાલના શરૂઆતના મહિનાઓમા વાતાવરણ વધારે તગ બન્યુ યુદ્ધ હિંદની વધારે નજીક આવ્યુ હતુ અને અમારા શહેરો પર બાબમારો થવાનો સભવ હતો જ્યા યુદ્ધની આગ ભડકે બળી રહી તે પૂર્વના દેશોની શી દશા થશે? હિંદ અને ઇગ્લડ વચ્ચેના સબધોમા નવો શો ફેરફાર થશે? શુ અમે સામસામા ઘુરકિયા કરતા અમારી જૂની ચાલને વળગી રહીશુ? ભૂતકાળના ઇતિહાસની કડવી સ્મૃતિ યાદ લાવી લાવીને અમે એ બીજાથી અળગા રહીશુ અને કોઈ પણ નિવારી ન શકે એવા કરુણ ભાવિના શિકાર બનીશુ? કે પછી ઉભય પર ઝઝૂમી રહેલુ જોખમ એ અતર સાંધી દેશે? અફવાઓ સુધ્ધા તેમની હમેશની સુરતી ખખેરી નાખી ખળભળી ઊઠ્યા અને તેમા ભાતભાતની અફવાઓ ફેલાવા લાગી ધનિક લોકો તેમના તરફ ઝપાટાબંધ ધસ્યે આવતા ભાવિથી ડરતા હતા કેમ કે બીજુ ગમે તે થાય પણ એ ભાવિ જેનાથી તેઓ ટેવાયેલા હતા તે સમાજવ્યવસ્થા ઊંધી વાળી દે તેમ જ તેમના હિતો અને વિશિષ્ટ દરજ્જાને જોખમાવે એવો સભવ હતો ખેડૂતો તેમ જ મજૂરોને એવો કશો ભય નહોતો કેમ કે તેમની પાસે ખોવા જેવુ કશુ નહોતુ અને તેમની વર્તમાન દુર્દશામા કઈક ફેરફાર થાય એમ તે ઝખતા હતા

હિંદમા ચીન માટે હમેશા સહાનુભૂતિ રહી છે અને એને પરિણામે જાપાન પ્રત્યે અમુક પ્રકારનુ વૈમનસ્ય રહેતુ આવ્યુ છે પહેલા એમ માનવામા આવતુ હતું કે પ્રશાન્ત મહાસાગરના યુદ્ધને લીધે ચીનને કઈક રાહત મળશે સાડાચાર વરસ સુધી ચીન એકલે હાથે જાપાન સામે લડ્યુ હતુ પણ હવે તેને બળવાન મિત્રરાષ્ટ્રોનો સાથ મળ્યો હતો અને એથી તેનો ભાર અવશ્ય

* લિડેન હાર્ટ 'ધિ બ્રિટન ઑફ મિલિટરિ ઍપ્રોચ (૧૯૪૧) પ્રસ્તાવનામા

હુમલો થવો જોઈએ, તેના પર ઝઝૂમતું જોખમ ઘટવું જોઈએ એમ લાગતું હતું પણ એ મિનારાઓ પર એક પછી એક ભારે ફટકા પડ્યા અને આગળ વધતા જાપાની સૈન્ય આગળ ઇંગ્લંડના તાબાના મુલકો એક પછી એકમાં જમીનદોસ્ત થઈ ગયા તો શું આ મગરૂર બ્રિટિશ સામ્રાજ્ય કોઈ પણ પ્રકારના પાયા અથવા આંતરિક શક્તિરહિત રેતીના પાનાની ઇમારત હતી? આધુનિક યુદ્ધને માટે જોઈતી લગભગ બધી સાધનસામગ્રી ચીન પાસે નહોતી, છતાં જાપાનના આક્રમણનો તેણે આટલા લાંબા વખત સુધી સામનો કર્યો એટલે લોકો અનિવાર્ય રીતે ચીનના સામર્થ્ય સાથે બીજા સામ્રાજ્યોના સામર્થ્યની તુલના કરવા લાગ્યા લોકોમાં ચીન વિષે આ રીતે વધેલી અને જાપાન માટે તેમના દિલમાં અણગમો હતો, તેમ છતાં એક એશિયાઈ સત્તાના વિજયી આગળ ધસારાએ સમર્થ જણાતી યુરોપી સામ્રાજ્ય સત્તાઓ જમીનદોસ્ત થઈ ગઈ એથી સંતોષની લાગણી પણ અનુભવતા હતા બ્રિટિશરોને પક્ષે પણ જાતિદ્વેષની તેમ જ પૂર્વ અને એશિયાવિરોધી લાગણી પેદા થઈ હતી પરાજય અને વિનાશ તો અસહ્ય હતા જ, પણ એક પૂર્વની ને એશિયાઈ સત્તા તેમને હરાવી ગઈ એ તેમને વધારે અસહ્ય અને નામોશીભર્યું લાગતું હતું ઉચ્ચ સ્થાને બિરાજતા એક અંગ્રેજે તો કહ્યું હતું કે, પ્રિન્સ ઑફ વેલ્સ તેમ જ રિપલ્સના લશ્કરી જહાજો પીળી ચામડીવાળા જાપાનીઓએ ડુબાવ્યાં તેના કરતાં જર્મનોએ ડુબાવ્યાં હોત તો સારું

સરસેનાપતિ ચાંગ કાઈ-શેક અને તેમનાં પત્ની મૅડમ ચાંગ આ દેશની મુલાકાતે આવ્યાં એ દિવસોમાં અમારો મોટો બનાવ હતો સરકારી વિધિનિષેધો તેમ જ હિંદી સરકારની ઇચ્છાને લીધે તેઓ પ્રજા સાથે છૂટથી હળીમળી શક્યાં નહીં પણ એ સ્ટોરીની પેઠે ખુદ હિંદમાં તેમની હાજરી તેમ જ હિંદી સ્વતંત્રતા માટેની તેમની ઉદારી સહાનુભૂતિ હિંદને તેના રાષ્ટ્રીયતાના કોચલામાંથી બહાર કાઢવામાં મદદરૂપ નીવડી અને યુદ્ધમાં સંડોવાયેલા આંતરરાષ્ટ્રીય પ્રશ્નો વિષેની તેની સમજ તેમણે વધારે સતેજ કરી હિંદ અને ચીનને એક બીજા જોડે સાંકળી રાખનાર અંકોડા વધારે મજબૂત બન્યા તેમ જ ચીન અને બીજા દેશો સાથે સહકાર કરીને સામાન્ય શત્રુ સામે પ્રતિબદ્ધ થવાની ઇચ્છા પણ પ્રબળ બની હિંદ પર ઝઝૂમતું જોખમ રાષ્ટ્રીયતા તેમ જ આંતરરાષ્ટ્રીયતાને એકબીજાની નજીક લાવવામાં મદદરૂપ બન્યું બ્રિટિશ સરકારની નીતિ જ એમને અલગ રાખનારી એકમાત્ર બાબત હતી

હિંદી સરકારને પાસે આવતા જતા જોખમનું એકાદ ખ્યાલ ભાન હતું એ બાબતમાં તે ચિંતાતુર પણ બની હશે અને તાકીદે પગલાં ભરવાની જરૂર પણ તેને લાગી હશે પણ હિંદમાંના અંગ્રેજો વિધિનિષેધોમાં એવા તો રચ્યા

પચ્યા રહેતા હતા, રૂઢ થઈ ગયેલા જૂના ચીલામાં એવા તો ઊંડા ઊતરી ગયા હતા અને જેનો અંત જ ન આવે એવી નોકરશાહીની તુમારપદ્ધતિને એવા તો વરેલા હતા કે તેમની દૃષ્ટિમાં કે પ્રવૃત્તિઓમાં કશો ફરક પડેલો દેખાતો નહોતો. ઉતાવળ, ઝડપ, અજંપો કે કામ પાર પાડવાની ઉત્સુકતા તેમનામાં જણાતાં નહોતાં જે તંત્રના તે પ્રતિનિધિ હતા તે બીજા યુગને માટે તેમ જ બીજા હેતુઓને માટે ઊભું કરવામાં આવેલું હતું તેમના લશ્કરનો તેમ જ તેમની સિવિલ સર્વિસનો હેતુ હિંદને પોતાના કબજામાં રાખવાનો અને પ્રજાના સ્વતંત્ર થવાના દરેક પ્રયાસને દાબી દેવાનો હતો એ હેતુ સાધવા પૂરતા હિંદમાંના બ્રિટિશરો કાર્યદક્ષ હતા પણ બળવાન અને નિષ્ઠુર શત્રુ સામેનું આધુનિક સમયનું યુદ્ધ એક જુદી વસ્તુ હતી અને એની સાથે મેળ બેસાડવાનું તેમને માટે ઘણું મુશ્કેલ થઈ પડ્યું એને માટેની માનસિક યોગ્યતા તેમની પાસે નહોતી એટલું જ નહીં, તેમની ઘણીખરી શક્તિ હિંદની રાષ્ટ્રીયતાને દાબી દેવામાં ખરચાઈ જતી હતી ઉપસ્થિત થયેલી નવી પરિસ્થિતિમાં બ્રહ્મદેશ તેમ જ મલાયાના વહીવટી તંત્ર ભાંગી પડ્યાં એ સૂચક અને આંખ ઉઘાડનારી ઘટનાઓ હતી પણ એ અનુભવમાંથી તેમણે કશો બોધ ન લીધો બ્રહ્મદેશનો રાજવહીવટ હિંદના જેવી જ સિવિલ સર્વિસ મારફતે ચલાવવામાં આવતો હતો, અરે, થોડાંક વરસ પહેલાં તો તે હિંદનો જ એક ભાગ હતો અને હિંદ સરકારનો રાજવહીવટ ત્યાં હતો હિંદની તેમ જ બ્રહ્મદેશની સરકારની નીતિરીતિ સમાન હતી અને એ તંત્ર કેટલું બધું જર્જરિત થઈ ગયું હતું તે બ્રહ્મદેશે બતાવી આપ્યું હતું આમ છતાં હિંદનું રાજતંત્ર કશા ફેરફાર વિના એવું ને એવું ચાલુ રહ્યું અને વાઈસરૉય તેમ જ તેના ઊંચા દરજ્જાના અમલદારો પહેલાંની જેમ જ કાર્ય કરતા હતા બ્રહ્મદેશમાં જેઓ સાવ નિષ્ફળ નીવડ્યા હતા એવા ત્યાંના કેટલાક ઉચ્ચ દરજ્જાના અમલદારોને રાખી લઈને તેમણે પોતાની સંખ્યા વધારી સિમલાની ટેકરી પર બીજા એક નામદાર આવીને વસ્યા લંડનમાંની જુદા જુદા દેશોની દેશવટો ભોગવતી સરકારોની પેઠે બ્રિટનના તાબાના પ્રદેશોમાંથી હદવટે નીકળેલા આ અમલદારોને અમારી વચ્ચે રાખવાનો અમને લહાવો આપવામાં આવ્યો હિંદમાંના બ્રિટિશ તંત્રમાં તેઓ હાથ પર મોજું ચાંપી જાય તેમ બંધબેસતા થઈ ગયા

પડદા પરના પડછાયાઓની પેઠે આ ઉચ્ચ અધિકારીઓએ પોતાની પુરાણી ઢબે વર્તવાનું ચાલુ રાખ્યું અને તેમની અનેકવિધ સામ્રાજ્યવાદી રીતરસમો, રાજદરબારની તેમની વિધિઓ, તેમના દરબારો તેમ જ ઇલકાબોની સનદો સુપરત કરવાના મેળાવડાઓ, તેમની કવાયતો, તેમના ભોજનસમારંભો અને સાંજે પહેરવાના પોશાકો તેમ જ તેમના આડંબરયુક્ત નિવેદનો દ્વારા

અમને આછો દેવાનો પ્રયાસ કરતા હતા. નવી દિલ્હીમાં આવેલું વર્ષ્મિગ્ટન ગૃહ એ મુખ્ય મંદિર હતું અને ત્યાંથી વડા પુરોહિત તથા પોતાની મામગીરી બજાવતો હતો. પણ એવાં બીજાં અને મંદિરો અને પુરોહિતો હતા. આ મંદિરો તેમ જ સામ્રાજ્યના કમદમાનાં પ્રદર્શન લોકોને આંજી નાખવાના હેતુથી યોજવામાં આવતાં હતાં અને બૂતમાંગમાં સમાગ લેતા. એનાથી અંજાતા હતા પણ ખરા, કેમ કે હિંદીઓ પણ વિધિપાલનમાં માનતા હતા, પણ હવે નવા ધોરણો તેમ જ ભિન્ન મૂલ્યો પેદા થયા હતા અને આ વિધિ તમાશો તેમ જ પ્રદર્શન મજાક અને ઉપહાસનો વિષય બની ગયા. હિંદીઓ ધીમી ગતિએ ચાલનારા લોકો છે અને ઉતાવળ કરનારા કે ઝડપથી આગળ ધસી જવાનું તેમને પસંદ નથી એમ ધારવામાં આવે છે, પણ કાર્ય કરવાની તેમની ઇચ્છા એટલી પ્રબળ હતી કે તેમણે પણ અમુક પ્રમાણમાં વેગ અને કૌવત બતાવ્યાં. કોંગ્રેસી પ્રાન્તિક સરકારોના બીજા દોષો ગમે તે હશે પણ પરિણામો લાવવા માટે તે ઇંતેજાર હતી અને ગઢ કે વંગેરેના ચીલાઓની અવગણના કરી તેમણે અનંત ભારે પરિશ્રમ કર્યો. ગંભીર ઝડપી અને જોખમને પ્રસંગે હિંદી નરનારી તેમ જ તેના કેટલાક અમલદારોની નિષ્ક્રિયતા અને મંદતા જોઈને ચીડ ચડતી હતી.

અને પછી અમેરિકનો આવ્યા. તેઓ ખૂબ ઉતાવળમાં હતા અને ધાર્યું કામ પાર પાડવાને આતુર હતા. હિંદી સરકારની ચાલ તેમ જ તેની રીતરસમોથી તેઓ સાવ અજાણ હતા અને તે શીખવાને ખાસ ઉત્સુક હોય એમ લાગતું નહોતું. વિલંબ તેમનાથી સહ્યો જતો નહોતો. એટલે ચીલાચાલુ તેમ જ તુમારી પદ્ધતિ તેમણે બાજુએ ખસેડી મૂકી અને નવી દિલ્હીના એકધારા જીવનમાં ખળભળાટ મચાવી મૂક્યો. ખાસ પ્રસંગોએ પહેરવા જોઈતા પોશાકની બાબતમાં પણ તેઓ બેદરકાર હતા અને અધિકારીઓએ પાલન કરવાના કડક નિયમોનો પણ તેમણે કેટલીક વાર ભંગ કર્યો હતો. તેમની મહેમાનગીરી આવકારપાત્ર હતી ખરી, પણ ઉચ્ચ દરજ્જાના અમલદારોને તેઓ ગમતા નહોતા અને અરસપરસના સંબંધો તંગ બન્યા. એકંદરે હિંદીઓને તેઓ પસંદ પડ્યા. તેમણે હાથમાં લીધેલા કામ માટેનો તેમનો ઉત્સાહ તેમ જ તેમની શક્તિ ચેપી હતા અને હિંદમાંના બ્રિટિશ અધિકારીઓમાં એના અભાવ સાથે તેનો મુકાબલો કરવામાં આવ્યો. તેમની નિખાલસતા તેમ જ સત્તાવાળાઓના નિયંત્રણોમાંથી તેમની મુક્તિની કદર કરવામાં આવી. આ નવા આવનારાઓ અને સત્તાવાળાઓ વચ્ચે અંદરખાને ચાલતું ઘર્ષણ જોઈને લોકો મનમાં ને મનમાં ખુશ થતા હતા અને એ સંબંધમાં ઘણી સાચી તેમ જ કપોલકલ્પિત વાતો પ્રચલિત થઈ હતી.

યુદ્ધ હિંદની નજદીક આવ્યુ તેથી ગાધીજી ખૂબ અસ્વસ્થ બન્યા હતા આ નવી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ સાથે તેમની અહિંસાની નીતિ તેમ જ કાર્યક્રમનો મેળ બેસાડવાનુ સહેલુ નહોતુ ચડી આવતા લશ્કર સામે અથવા બે લશ્કરો સામસામા લડતા હોય એ સ્થિતિમા અવિનયભંગનો સવાલ દેખીતી રીતે જ અસ્થાને હતો નિષ્ક્રિયતા અથવા આક્રમણનો સ્વીકાર પણ એટલા જ અસ્થાને હતો તો પછી કરવુ શુ? તેમના સાથીઓએ તેમ જ એકંદરે કોંગ્રેસે આવા પ્રસગને પહોચી વળવા માટે અથવા આક્રમણ કે ચડાઈ સામે સશસ્ત્ર સામનાના વિકલ્પ તરીકે અહિંસાનો ત્યાગ કર્યો હતો અને તેમને એમ કરવાનો અધિકાર છે એમ પણ ગાધીજીએ આખરે કબૂલ રાખ્યુ હતુ આમ છતા તેમના મનમા ભારે ગડમથલ ચાલતી હતી પોતે એક વ્યક્તિ તરીકે કોઈ પણ હિંસક કાર્યપદ્ધતિમા જોડાઈ શકે એમ નહોતુ પણ તે વ્યક્તિ કરતા અનેક રીતે વિશેષ હતા રાષ્ટ્રીય લડતમા કોઈ હોદ્દો ધરાવતા હોય કે ન હોય, પણ તે અતિ મહત્ત્વનુ અને પ્રભાવયુક્ત સ્થાન ધરાવતા હતા અને સખ્યાબધ લોકો તેમનો પડચો બોલ ઉપાડવાને તત્પર હતા

ગાધીજી હિંદને અને ખાસ કરીને હિંદની આમજનતાને ઓળખતા હતા ભૂતકાળમા શુ કે વર્તમાન સમયમા શુ હિંદની એટલી નાડ પારખનાર ભાગ્યે જ કોઈ પાક્યુ હશે તેમણે હિંદભરમા બહોળો પ્રવાસ કર્યો હતો અને તે કરોડો લોકોના સપર્કમા આવ્યા હતા એટલુ જ નહી, તેમની પાસે બીજી કઈક એવી વસ્તુ હતી કે જેને લીધે તે આમજનતા સાથે લાગણીની એકતા સાધી શક્યા હતા આમજનતામા તે સમાઈ જઈ શકતા હતા, તેની સાથે સમાન લાગણી અનુભવી શકતા હતા અને તેને એ વસ્તુની જાણ હોવાથી તેણે તેમને પોતાની ભક્તિ અને વફાદારી અર્પી આમ છતા હિંદ વિશેની તેમની દૃષ્ટિ, તેમના જીવનના આરભકાળમા ગુજરાતમા તેમના પર જે અસર થઈ હતી તેનાથી રગાયેલી હતી ગુજરાતીઓ તત્ત્વત શાન્તિપ્રિય વેપારી કોમ છે અને જૈન ધર્મના અહિંસાના સિદ્ધાંતની તેમના પર અસર થઈ છે હિંદના બીજા ભાગો પર એની બહુ ઓછી અસર થઈ હતી અને કેટલાક પર તો બિલકુલ થઈ નહોતી ક્ષત્રિયોનો મોટો નામાંકિત વર્ગ યુદ્ધ કે જગલી જનાવરોનો શિકાર કરવામા એને આડે આવવા દેતો નહોતો બ્રાહ્મણ સહિત બીજા વર્ગો પર પણ એની ઝાઝી અસર થઈ નહોતી પરતુ ગાધીજીએ હિંદના તત્ત્વજ્ઞાન અને ઇતિહાસને સારગ્રાહી દૃષ્ટિથી નિહાળ્યા અને અહિંસાનો માર્ગ અનેક વાર તજવામા આવ્યો હતો છતા, એના પાયામા અહિંસાનો સિદ્ધાત રહેલો હતો એમ તે માનતા હતા તેમની આ માન્યતા સુસગત લાગતી નહોતી અને ઘણા હિંદી વિચારકો તેમ જ ઇતિહાસકારો તે માન્ય રાખતા નહોતા માનવજીવનની

આજની પરિસ્થિતિમાં અહિંસાના ગુણદોષ સાથે એને કશી લેવાદેવા નહોતી, પણ એ વસ્તુ ઐતિહાસિક દૃષ્ટિ વિનાનો ગાંધીજીનો પક્ષપાત દર્શાવે છે

રાષ્ટ્રની પ્રકૃતિ તેમ જ ઇતિહાસના ઘડતરમાં ભૌગોલિક સંજોગોએ પ્રબળ અસર કરી છે હિમાલયની પ્રચંડ દીવાલ તથા સમુદ્રને લીધે હિંદ બીજા પ્રદેશોથી વિભક્ત થયેલું હોવાથી આ વિશાળ મુલકમાં એક પ્રકારની એકતાની ભાવના પેદા થઈ અને સાથે સાથે તેને અળગાપણાની વૃત્તિ પણ કેળવી આ વિસ્તૃત પ્રદેશમાં પ્રાણવાન અને સમાન અથવા એકરૂપ સંસ્કૃતિ ઉદ્ભવી વિસ્તરવા માટે તેમ જ વિકાસ સાધવા માટે એની સામે મોકળું ક્ષેત્ર પડેલું હતું અને તેણે પ્રબળ એમના જાગતી રાખી આમ છતાં એ એકતાની અંદર ભૌગોલિક પરિસ્થિતિએ વિવિધતા પેદા કરી ઉત્તરનો તેમ જ મધ્ય હિંદનો વિશાળ સપાટ પ્રદેશ દક્ખણના ડુંગરાળ તેમ જ વિવિધરંગી પ્રદેશથી ભિન્ન હતો અને જુદા જુદા ભૌગોલિક વિભાગોમાં રહેતા લોકોએ ભિન્ન ભિન્ન ખાસિયતો કેળવી ઉત્તર હિંદ તેમ જ દક્ષિણ હિંદમાં ઇતિહાસે પણ ભિન્ન ભિન્ન માર્ગો ગ્રહણ કર્યાં હતા, ઘણી વાર જોકે તે બંને એકબીજા પર ચડી જતા હતા અથવા એક થઈ જતા હતા ઉત્તરનો વિશાળ પ્રદેશ સપાટ અને ચોતરફથી ખુલ્લો હોવાથી બહારના દુશ્મનોથી રક્ષણ કરવાને માટે રશિયાની પેઠે ત્યાં બળવાન મધ્યસ્થ રાજ્યતંત્રની જરૂર હતી ઉત્તર તેમ જ દક્ષિણ એ બંનેમાં સામ્રાજ્યો ઉદ્ભવ્યાં હતાં, પણ ખરી રીતે ઉત્તરનો પ્રદેશ સામ્રાજ્યનું કેંદ્ર હતો અને ઘણી વાર તેણે દક્ષિણ પર આધિપત્ય જમાવ્યું હતું પ્રાચીન કાળમાં બળવાન મધ્યસ્થ રાજ્યતંત્ર અનિવાર્ય રીતે આપખુદ હતું મોગલ સામ્રાજ્યના પતનના અનેક કારણો હતા પણ મરાઠાઓએ તેને તોડી પાડ્યું એ ઇતિહાસની કેવળ આકસ્મિક ઘટના નહોતી મરાઠાઓ દક્ખણના ડુંગરાળ પ્રદેશમાંથી આવ્યા હતા અને તેમણે સ્વતંત્રતાની ભાવના અમુક અંશે જાગતી રાખી હતી જ્યારે ઉત્તરના સપાટ મુલકમાં વસનારા ઘણાખરા લોકો દાસવૃત્તિના અને પરવશ બની ગયા હતા મરાઠામાં શિરોએ રમતમાં વિજય મેળવ્યો હતો અને ત્યાંના રસાળ મેદાનોના લોકો અસાધારણ સ્થિરતાથી તેમને વશ થયા હતા ત્યાં આગળ પોતાનો પગ દૃઢ જમાવ્યા પછી તેઓ બીજે બધે ફરી વળ્યા

ભૌગોલિક પરિસ્થિતિનું આજે પણ મહત્ત્વ છે અને ભવિષ્યમાં રહેશે, પણ બીજી બાબતો આજે વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે પર્વતો અને સમુદ્ર આજે અભેદ્ય દીવાલો સમાન રહ્યા નથી પણ લોકોની પ્રકૃતિ ઘડવામાં તેમ જ દેશની આર્થિક અને રાજકીય પરિસ્થિતિ નિર્માણ કરવામાં તેઓ હજી પણ મહત્ત્વનો ભાગ ભજવે છે સમગ્ર દુનિયાને ધોરણે નિયોજન કરવાનું હોય તે

સિવાય વિભાગીકરણ, ભાગના અથવા જોડાણની યોજનાઓનો વિચાર કરતાં તેમની અવગણના થઈ શકે એમ નથી.

હિંદ તેમ જ હિંદી પ્રજા વિષે ગાંધીજી ઊંડુ જ્ઞાન ધરાવે છે ઇતિહાસ તરીકે ઇતિહાસમાં તેમને ઝાઝો રસ નથી તેમ જ કેટલાક લોકોમાં હોય છે
1 એવી ઇતિહાસની લાગણી અથવા ઐતિહાસિક ઇન્દ્રિય તેમનામાં ન હોય એમ મને પણ હિંદી પ્રજાના ઐતિહાસિક મૂળો વિષે પૂરેપૂરી સમજ અને ઊંડું જ્ઞાન તે ધરાવે છે ચાલુ બનાવો વિષે તેમને પૂરી માહિતી હોય છે અને તેઓ તેનુ કાળજીપૂર્વક અવલોકન કરતા રહે છે, આ અનિવાર્ય રીતે તે પોતાનુ સઘળુ લક્ષ હિંદના આજના પ્રશ્નો પર કેન્દ્રિત કરે છે કોઈ પણ પ્રશ્ન કે પરિસ્થિતિની ગૌણ બાબતો છોડી દઈ તેનુ હાર્દ પામી જવાની શક્તિ તેમનામાં છે બધી વસ્તુઓને, જેને તે નૈતિક બાજુ કહે છે તેનાથી તેઓ કસી જુએ છે અને એ રીતે તે અમુક પ્રકારની પકડ ને દીર્ઘદૃષ્ટિ પ્રાપ્ત કરે છે બર્નાર્ડ શૉએ કહ્યુ છે કે, દાવપેચની દૃષ્ટિએ તે ગમે એટલી ભૂલો કરે, પણ તેમની મૂળભૂત વ્યૂહરચના સાચી હોય છે પરંતુ મોટા ભાગના લોકોને લાભી ગણતરીની ઝાઝી પડી હોતી નથી, વ્યૂહની દૃષ્ટિએ તે ઘડીએ તેમને જે ફાયદો થાય તેની તેમને વધારે પડી હોય છે

•

## ૮

## સર સ્ટૅફર્ડ ક્રિપ્સ હિંદ આવે છે

પીનાંગ અને સિંગાપોર પડ્યા ને જાપાનીઓ મલાયામા આગળ વધ્યા એટલે હિંદીઓ તેમ જ બીજાઓ ત્યાંથી ભાગીને ટોળાબંધ હિંદમા આવવા લાગ્યા તેમને એકાએક તે પ્રદેશ છોડવો પડ્યો અને બીજી કોઈ ચીજ સાથે લીધા વિના માત્ર પહેરેલે કપડે તેઓ ત્યાંથી નીકળી પડ્યા. પછી બ્રહ્મદેશમાથી નિરાશ્રિતોનો ધોધ વહી વહેવા લાગ્યો એમા મોટે ભાગે હિંદીઓ હતા અને હજારોની સંખ્યામા તેઓ બ્રહ્મદેશમાથી ભાગી નીકળ્યા હતા મુલ્કી સત્તાવાળાઓ તેમ જ બીજા અધિકારીઓ તેમને છોડી ગયા હતા અને ત્યાંથી કેમ ભાગી છૂટવુ એની ગોઠવણ તેમને માથે આવી પડી હતી, તેની વાતો હિંદભરમા ફેલાઈ ગઈ દુશ્મનોથી ઘેરાયેલા પહાડી પ્રદેશ તેમ જ ગીચ જંગલોમા થઈને સેંકડો માઈલની મજલ તેમને પગપાળા કાપવી પડી એ રીતે મજલ કાપતા દુશ્મનોની કતારના ભોગ બનીને અથવા માંદગી કે ભૂખમરાને લીધે ઘણાઓએ
• પોતાના જાન ગુમાવ્યા યુદ્ધનુ એ ભીષણ પરિણામ હતુ અને તે સ્વીકાર્યા વિના છૂટકો ન હતો પણ હિંદી અને બ્રિટિશ નિરાશ્રિતો પ્રત્યેના વર્તાવમા જે

ભેદભાવ અને પક્ષપાત બતાવવામાં આવ્યો એને માટે યુદ્ધ કારણભૂત નહોતું. બ્રિટિશ નિરાશ્રિતોની શક્ય એટલી બધી સંભાળ રાખવામાં આવી અને તેમને ખસેડવાની તેમ જ મદદ આપવાની બધી વ્યવસ્થા કરવામાં આવી હતી. બ્રહ્મદેશમાં એક જગ્યાએ હજારો નિરાશ્રિતો એકત્ર થતા હતા, ત્યાંથી હિંદ આવવાના બે રસ્તા હતા. એમાંનો એક સારો રસ્તો બ્રિટિશરો અથવા યુરોપિયનોને માટે ખાસ અનામત રાખવામાં આવ્યો અને તે ગોરા રસ્તા તરીકે ઓળખાવા લાગ્યો.

જાતિભેદ અને પક્ષપાતની તેમ જ યાતનાઓની કમકમાટી ઉપજાવે એવી વાતો અમારા સાંભળવામાં આવી અને જેમ તેમ કરીને જીવતા રહેલા નિરાશ્રિતો દેશના જુદા ભાગોમાં પહોંચ્યા તેની સાથે એ બધી કારમી વાતો પણ હિંદભરમાં ફેલાઈ ગઈ અને હિંદીઓના મન પર તેની ઊંડી અસર થઈ.

એ જ વખતે સર સ્ટેફર્ડ ક્રિપ્સ બ્રિટિશ યુદ્ધપ્રધાનમંડળની દરખાસ્ત લઈને હિંદમાં આવ્યા. પાછલાં અઢી વરસ દરમ્યાન એ દરખાસ્તો સંપૂર્ણપણે ચર્ચવામાં આવી છે અને હવે તે ભૂતકાળની બીના બની છે. એ પછી ચાલેલી વાટાઘાટો વિષે વિસ્તારથી કહ્યા વિના, એમાં ભાગ લેનાર માટે એને વિષે વિગતો લખવાનું કે બોલવાનું મુશ્કેલ છે. પણ એ બધું ભવિષ્યના કોઈ પ્રસંગ સુધી અણકહ્યું રાખવું જ સારું છે. હકીકતમાં, એમાંથી ઉદ્ભવેલા પ્રસ્તુત મુદ્દાઓ તેમ જ વિચારણાઓ ક્યારનાં જાહેર થઈ ચૂક્યાં છે.

એ દરખાસ્તો જ્યારે મેં પહેલવહેલી વાંચી ત્યારે મને ખૂબ આઘાત લાગ્યો હતો એનું મને સ્મરણ છે. એ આઘાત લાગવાનું મુખ્ય કારણ એ હતું કે સર સ્ટેફર્ડ ક્રિપ્સ જેવા માણસ પાસેથી તેમ જ જે ભારે કટોકટીની પરિસ્થિતિ પેદા થઈ હતી તે જોતાં, મેં કંઈક વધારે સંગીન અને નક્કર વસ્તુની અપેક્ષા રાખી હતી. એ દરખાસ્તો વધારે ઊંડા ઊતરીને વાંચતાં તેમ જ તેના ગર્ભિતાર્થનો વિચાર કરતાં એ આઘાત અને નાસીપાસીની મારી લાગણી વધારે ઘેરી બની. એમાં અમારી માગણી ઠીક પ્રમાણમાં પૂરી પાડવામાં આવી હતી એમ હિંદની પરિસ્થિતિથી સાવ અજાણ્યો માણસ માને એ હું સમજી શકું છું પણ એનું પૃથક્કરણ કરતાં એમાં મૂકવામાં આવેલી અનેક મર્યાદાઓ છતી થતી હતી અને માન્ય રાખવામાં આવેલા ખુદ આત્મનિર્ણયના સિદ્ધાંતને અમારું ભાવિ જોખમાય એ રીતે ચોતરફથી બાંધી લેવામાં આવ્યો હતો તેમ જ સીમિત કરવામાં આવ્યો હતો.

એ દરખાસ્તની છેલ્લી કલમમાં વર્તમાન સમયમાં અમારો સહકાર અસ્પષ્ટ ભાષામાં માગવામાં આવ્યો હતો; પરંતુ મુખ્યત્વે તેમાં યુદ્ધ પૂરું થયા પછી ભવિષ્યને અંગે વાત હતી. એ ભવિષ્ય કાળમાં આત્મનિર્ણયનો સિદ્ધાંત માન્ય

રાખવામા આ યો હતો પણ સાથે સાથે હિંદના તે વખતના પ્રાન્તોને હિંદના સયુક્ત રાજ્યમા ન જોડાવાનો અને અલગ સ્વતંત્ર રાજ્યો સ્થાપવાનો હક આપવામા આવ્યો હતો વળી હિંદના દેશી રાજ્યોને પણ તેઓ ચાહે તો એ સયુક્ત રાજ્યમા ન જોડાવાનો હક આપવામા આવ્યો હતો અને હિંદમા એવા દેશી રાજ્યો છસો કરતા પણ વધારે છે એ હકીકત યાદ રાખવી જોઈએ એમાના થોડાક મોગ છે પણ બાકીના ઘણાખરા નાની નાની જાગીરો જેવા છે આ દેશી રાજ્યો તેમ જ બધા પ્રાન્તો રાજ્યબંધારણ ઘડવામા એકત્ર થાય, તેના ઘડતરમા પોતપોતાની અસર પાડે અને પછીથી તેમાથી બહાર ચાલી નીકળે આખીયે ભૂમિકા દેશના ભાગના પાડવાની બની જાય અને દેશને સ્પર્શતા મહત્ત્વના રાજકીય તેમ જ આર્થિક પ્રશ્નોને ગૌણ સ્થાન મળે એકબીજાથી અનેક બાબતોમા ભિન્ન એવા પ્રગતિવિરોધી તત્ત્વો એકઠા થઈ ને બળવાન, પ્રગતિશીલ, એકીકૃત અને રાષ્ટ્રીયતાના પાયા પર રચાયેલુ રાજ્ય નિર્માણ કરવાના પ્રયાસને વૂળભેગો કરે અમે નીકળી જઈશુ એવી ધમકી આપીને બધારણમા ન ઇચ્છવા જેવી અનેક કલમો દાખલ કરાવે મધ્યસ્થ સરકારને દુર્બળ અને નમાલી બનાવી દેવામા આવે અને આમ છતા એમાથી તેમના નીકળી જવાનો સભવ તો ઊભો જ રહેતો હતો અને એ રીતે કેટલાક રજ્યો તેમ જ પ્રાન્તો નીકળી ગયા પછી એ બધારણ ફરીથી ઘડવાનુ અને તેને વધારે કાર્યક્ષમ બનાવવાનુ બાકી રહેના પ્રાન્તો તેમ જ દેશી રાજ્યો માટે મુશ્કેલ થઈ પડે પ્રાન્તોમા બધારણ ઘડનારી લોકસભા માટેના સભ્યોની ચૂટણી અલગ ધાર્મિક મતાધિકારની ચાલુ પદ્ધતિને ધોરણે થવાની હતી આ દુખદ બીના હતી, કેમ કે એની સાથે તે ભાગવાની ભાવના લેતી આવતી હતી પણ વર્તમાન સજોગોમા એ અનિવાર્ય હતુ પરંતુ દેશી રાજ્યોમા લોકસભાના સભ્યો માટે ચૂટણીની જોગવાઈ રાખવામા આવી નહોતી અને નવ કરોડની રિયાસતી પ્રજાની સપૂર્ણપણે અવગણના કરવામા આવી હતી લોકસભા માટે દેશી રાજ્યો તરફથી નિમાયેલા સભ્યોમા કેટલાક આગેવાન દીવાનો પણ આવે એ બનવા જોગ હતુ, પણ એકદરે એ બધા સભ્યો દેશી રાજ્યોની પ્રજાના નહી પણ આપખુદ રાજાના પ્રતિનિધિઓ હોવાનો પૂરો સભવ હતો તેમની સખ્યા લોકસભાના કુલ સભ્યોના ચોથા ભાગ જેટલી થનાર હતી અને પોતાનું સખ્યાબળ, પછીથી મધ્યસ્થ રાજ્યતંત્રમાથી નીકળી જવાની ધમકી, તેમ જ સામાજિક બાબતોમા તેમનુ પછાતપણુ વગેરે મારફતે તેના નિર્ણયોમા તેઓ ભારે અસરકર્તા થઈ પડે એમ હતુ લોકસભા અથવા બધારણસભા ચૂટાયેલા અને અણચૂટાયેલા સભ્યોનો તરેહવાર શભુમેળો બનનાર હતો ચૂટાયેલા સભ્યો અલગ ધાર્મિક મતાધિકારથી તેમ જ કેટલાક સ્થાપિત હિતો મારફતે પસદ થવાના હતા અને અણચૂટાયેલા સભ્યોને દેશી

ાઓ નીમવાના હતા આમાં વળી બીજી એક વાત ઉમેરવી જોઈએ તે એ કે, મતાએ મળીને કરેના નિર્ણયો સ્વીકારવા માટે કોઈ પણ ેનુ દબાણ થવાનુ નહોતુ અને તેથી પરિપક્વ અને છેવટના નિર્ણયો પર ા માટે જરૂરી વાસ્તવિકતાની લાગણીનો અભાવ રહેવાનો હતો તેના ઘણા ામા, બેજવાબદાર રીતે વર્તવાનુ વલણ પેદા થાત, કેમ કે પોતે ગમે ત્યારે ી જઈ શકે છે તેમ જ એ નિર્ણયોનો અમલ કરવાની જવાબદારી સ્વીક ા ઇન્કાર કરી શકે છે એમ તેમને હમેશા લાગે એમ હતુ

હિંદના ભાગના પાડવાની કોઈ પણ દરખાસ્તનો વિચાર સરખો પણ ં હતો પુરુષાર્થ કરવાને કટિબદ્ધ થવા માટે પ્રજામા જબરદસ્ત પ્રેરણા ાનારી અતરની બધી ઊડી લાગણીઓ અને માન્યતાઓના મૂળમાં એ ત્તી હતી હિ ની સમગ્ર રાષ્ટ્રીય ચળવળ મ કાણ હિંદની એકતા પર હતુ આજની રાષ્ટ્રીયતાની ભૂમિકા કરતા એ લાગણી ઘણી પ્રાચીન અને ઊડી એના મૂળ હિંદના ઇતિહાસના દૂર દૂરના યુગો સુધી ફેલાયેલા હતા નિક સમયમા થયેલા ફેરફારોએ એ લાગણી તેમ જ માન્યતાને બળવત્તર હતી અને અસખ્ય લોકોને માટે આજે તે જેની સામે શ ા કે પ્રશ્ન હાવી શકાય મા પડકારી ન શ ાય એવી શ્રદ્ધાની વાત બની ગઈ છે મ લીગ તરફથી એની સામે પડકાર કરવામા આવ્યો, પણ કોઈએ એના લક્ષ આપ્યુ ન ી અને સખ્યાબધ મુસલમાનો એ બા તમા લીગ સાથે ા થતા નહોતા એ પ કારના પાયામા ખરેખર પ્રાદેશિક દૃષ્ટિ નહોતી . દેશના ભાગના પાડવાનુ જોકે અચોક્કસ ને અસ્પષ્ટ સૂચન કરવામા ણ હતું ખરુ એના પાયામા ધર્મના ધોરણે જુદી પાડતી પ્રજાઓનો મધ્યયુગી ા રહેલો હતો અને એ પ્રમાણે હિંદના પ્રત્યેક ગામમા બે અથવા વધારે ો રહેતી હતી હિંદના ભાગના પાડવાથી પણ આખા દેશમા વિસ્તરેલા એકમીજાના ક્ષેત્રમા પ્રવેશ કરતા આ ધાર્મિક વિભાગોના કોયડાનો ઉકેલ ો નહોતો ભાગના પાડવાથી હકીકતમા મુશ્કેલીમા વધારો થાય અને મ્નાલો ઉકેલવાનો ઇરાદો રાખવામા આવતો હતો તેમા ઉમેરો થાય હતુ

લાગણીની વ ત જવા દઈએ તોયે ભાગલાની વિરુદ્ધ સગીન કારણો પણ મુખ્ય વે બ્રિટિશ સરકારની નીતિને લીધે હિંદના સામાજિક તેમ જ આર્થિક ા કોમોની પરિસ્થિતિએ પહોચ્યા હતા અને અતિ ગભીર આપત્તિ ટાળવી તો એ બાબતોમા ચોપાસ આગળ વધવાની જરૂર હતી માત્ર સમગ્ર હિંદને અમરમારક નિરેજન કરવાથી એ રીતની સર્વાંગી પ્રગતિ થઈ શકે એમ હતુ હિંદના જુદા જુદા ભાગો એક બીજાની ઊણપો પૂરી પાડતા હતા એકદરે

જોતાં સમગ્ર હિંદ ઘણે અંશે બળવાન અને સ્વયંપૂર્ણ ઘટક હતું, પણ તેનો દરેક ભાગ સ્વતઃ દુર્બળ હતો અને બીજા ભાગો પર આધાર રાખતો હતો. આ બધી અને એવી બીજી દલીલો ભૂતકાળમાં વાજબી અને પ્રમાણભૂત હતી તો આધુનિક સમયના રાજકીય અને આર્થિક ફેરફારોને લીધે તે વળી વધારે મહત્ત્વની બની છે. દુનિયાભરમાં નાનાં ગજ્યો સ્વતંત્ર ઘટક તરીકે મટી જવા લાગ્યાં હતાં; તે કા તો મોટાં રાજ્યોમાં સમાઈ જતાં હતાં અથવા તેનાં આર્થિક આશ્રિત બની જતાં હતાં મોટાં મોટાં સમવાયી ગજ્યો અથવા સાથે મળીને કાર્ય કરતાં રાજ્યોના સંઘો કે જૂથો ઊભાં થવાનું અનિવાર્ય વલણ નજરે પડતું હતું. રાષ્ટ્રીય-રાજ્યને બદલે બહુરાષ્ટ્રીય-રાજ્યો સ્થાપવાનો ખ્યાલ પ્રચલિત થતો જતો હતો અને દૂરના ભવિષ્યમા દુનિયાના બધા દેશોને આવરી લેતું જગદ્વ્યાપી સમવાયી રાજ્ય સ્થપાય એવો સંભવ દેખાતો હતો. આ કક્ષાએ પહોંચ્યા પછી દેશના ભાગના પાડવાનો વિચાર કરવો એ આધુનિક ઐતિહાસિક તેમ જ આર્થિક પ્રગતિના સમગ્ર પ્રવાહની વિરુદ્ધ હતું. એ બીના અતિશય વિચિત્ર લાગતી હતી

અને આમ છતાં, ના ઇલાજે અથવા ભારે આપત્તિના માર્યા માણસને બૂરી વસ્તુઓ પણ સ્વીકારી લેવી પડે એમ બને. સામાન્ય રીતે અને તર્કશુદ્ધ વિચાર કરતા જેના ભાગલા ન જ પાડવા જોઈએ તેના ભાગલા પાડવાની સંજોગો ફરજ પાડે એમ બને પણ બ્રિટિશ સરકાર તરફથી રજૂ કરવામાં આવેલી દરખાસ્તોમાં હિંદના ભાગલાની કોઈ નિશ્ચિત અને ચોક્કસ યોજના સૂચવવામાં આવી નહોતી. એ દરખાસ્તોથી પ્રાન્તો અને દેશી રાજ્યોમા અનેક ભાગલા માટે માર્ગ મોકળો થતો હતો તે બધા પ્રગતિવિરોધી, રજવાડી અને સામાજિક દૃષ્ટિએ પછાત સમૂહોને ભાગવાની માગણી કરવાને ઉશ્કેરતી હતી. ઘણુ કરીને એમાનુ કોઈ ખરેખર ભાગલા ઇચ્છતું નહોતુ કોઈ એકલદોકલ ટકી શકે એમ હતું જ નહીં. હા, પણ તેઓ સારી પેઠે તકલીફ આપી શકતા હતા, અંતરાયો નાખી શકતા હતા તેમ જ હિંદના સ્વતંત્ર રાજ્યની સ્થાપનાને વિનમાં નાખી શકતા હતા જો તેમને બ્રિટિશરોની નીતિનો ટેકો મળે, અને એ મળવાનો પૂરો સંભવ હતો, તો લાંબા વખત સુધી હિંદની સ્વતંત્રતાને રામ રામ કરવા રહ્યા. એ નીતિનો અમને ખૂબ કડવો અનુભવ હતો અને પ્રસગે પ્રસગે તે ફાટફૂટના વલણને ઉત્તેજન આપતી હતી એ અમે જોયુ હતું ઇગ્લંડ એમ કરવાનુ ચાલુ નહીં રાખે અને પછીથી તેને અગે મૂકવામાં આવેલી શરતો પૂરી પડતી નથી એટલે તે પોતાનુ વચન પાળી શકે એમ નથી એમ ન કહે, એની બાંયધરી શી? ખરેખર, એ નીતિ ચાલુ રહેવાનો સંભવ વધારે હતો.

એ દરખાસ્ત આમ પાકિસ્તાનનો અથવા અમુક પ્રકારના ભાગલાનો સ્વીકાર કરીને અટકતી નહોતી, જોકે એયે ખરાબ તો હતુ જ, પણ એમા એથીયે કઈક વિશેષ ખરાબ તત્ત્વ રહેલું હતુ એમા અસખ્ય ભાગલા માટેના દ્વાર ખુલ્લા મૂકવામા આવ્યા હતા હિંદની સ્વતંત્રતાના માર્ગમા એ કાયમી વિઘ્નરૂપ બની રહેતી હતી અને ખુદ જે વચન આપવામા આવ્યુ હતુ તેના પાલનમા બાધારૂપ હતી

હિંદના દેશી રાજ્યોના ભાવિ વિષેનો નિર્ણય તે તે દેશી રાજ્યની પ્રજા કે તેમણે પસદ કરેલા પ્રતિનિધિઓ નહીં પણ તેમના આપખુદ રાજાઓ કરનાર હતા એ સિદ્ધાંત અમે માન્ય રાખીએ તો અમારી ચાલતી આવેલી અને રૂઢ થઈ ગયેલી તેમ જ વારવાર જેની જાહેરાત કરવામા આવી હતી તે નીતિનો ઇન્કાર કરવા જેવુ થાત અને દેશી રાજ્યોની પ્રજાનો દ્રોહ થાત તથા તેમને ઘણા લાબા વખત સુધી તેમના આપખુદ અમલ નીચે રિબાવુ પડત લોકશાહી ઢબનુ નવુ રાજ્યતંત્ર સ્થાપવામા દેશી રાજાઓનો સહકાર મેળવવા માટે તેમની સાથે બની શકે ત્યા સુધી અમે બાંધછોડ કરીને કામ લેવા માગતા હતા અને બ્રિટિશ સત્તા જેવી કોઈ ત્રીજી સત્તા એમા આડે આવતી ન હોત તો અમે એમા સફળ થયા હોત એ વિષે શકા નથી પણ બ્રિટિશ સરકાર દેશી રાજ્યોમા આપખુદ અમલને ટેકો આપતી હતી દેશી રાજાઓ હિંદના સયુક્ત રાજ્યની બહાર રહે અને ખુદ પોતાની પ્રજા સામે રક્ષણ માટે બ્રિટિશરોની લશ્કરી મદદ પર આધાર રાખે એવો સભવ રહેતો હતો અમને ખરેખર કહેવામા આવ્યુ કે એવા સજોગો પેદા થાય તો દેશી રાજ્યોમાં વિદેશી લશ્કર રાખવામાં આવશે સૂચવવામાં આવેલા હિંદના સયુક્ત રાજ્યના અમલ નીચેના પ્રદેશમા દેશી રાજ્યો સામાન્ય રીતે ટાપુઓ જેવા હતા એટલે પરદેશી લશ્કરો તેમા પહોચી કેવી રીતે શકે તેમ જ એક રાજ્યમાનુ પરદેશી લશ્કર એવા જ બીજા રાજ્યમાના લશ્કર સાથે પરસ્પર વહેવાર કેવી રીતે રાખી શકે એ પ્રશ્ન ઊઠતો હતો એને માટે હિંદના સયુક્ત રાજ્યના અમલ નીચેના પ્રદેશમા થઈને પરદેશી સૈન્યોને આવજાવ કરવાનો હક આપવાની જરૂર ઊભી થતી હતી

પોતે દેશી રાજાઓના દુશ્મન નથી એમ ગાંધીજીએ અનેક વાર જાહેર કર્યું હતુ તેમની રાજ્યપદ્ધતિ તેમ જ પોતાની પ્રજાને તેઓ પ્રાથમિક હકો સુધ્ધા આપતા નહોતા તે સબધમા તેઓ તેમની ઘણી વાર ટીકા કરતા હતા, પણ ગાંધીજીનું તેમના તરફનુ વલણ સાચે જ મિત્રતાભર્યું હતુ દેશી રાજ્યોના સબધમા કૉંગ્રેસને સીધી દરમ્યાનગીરી કરતી તેમણે ઘણા વરસ સુધી અટકાવી રાખી હતી તેમની એવી માન્યતા હતી કે દેશી રાજ્યોની પ્રજાએ પોતે જ એ બાબતમા પહેલ કરવી જોઈએ અને એ રીતે આત્મવિશ્વાસ તેમ જ તાકાત વધારવા જોઈએ અમારામાના ઘણાને તેમનુ આ વલણ પસદ નહોતુ

પણ તેમના એ વલણની પાછળ એક પાયાનો મુદ્દો રહેલો હતો. ગાંધીજીનું એવું કહેવું હતું કે, 'બ્રિટિશ હિંદની પ્રજાની સ્વતંત્રતાને ખાતર પણ દેશી રાજ્યોની પ્રજાના હક્કોનું લિલામ કરવાનો પક્ષકાર હું કદી પણ નહીં બનું એ મારા વલણનો એક પાયાનો મુદ્દો છે.' બ્રિટનનાં સંસ્થાનોના તેમ જ હિંદના રાજ્યબંધારણના બેરીડેલ કીથ નામના એક સમર્થ નિષ્ણાતે દેશી રાજ્યના સંબંધમાં ગાંધીજીના દાવાને ટેકો આપ્યો હતો. કોંગ્રેસનો પણ એ જ દાવો હતો. કીથ લખે છે, 'પ્રાંતોમાંના હિંદીઓને મળતા હક્કો દેશી રાજ્યોની પ્રજાને નહીં આપવામાં આવે તેમ તાજના સલાહકારો કહી શકે તેમ નથી. અને જેને પરિણામે ટૂંક મુદતમાં જવાબદાર સરકાર સ્થપાય એ રીતના સુધારા પોતપોતાના રાજ્યમાં દેશી રાજાઓ પાસે કરાવવા માટે પોતાની સત્તા વાપરવાની સલાહ શહેનશાહને આપવાની તેમની ચોખ્ખી ફરજ છે. જેમાં પ્રાન્તોના પ્રતિનિધિઓને આપખુદ અને બેજવાબદાર દેશી રાજાઓએ નીમેલા માણસો જોડે બેસવાની ફરજ પડે, એવું સમવાયી રાજ્ય હિંદના હિતમાં છે એમ ન માની શકાય. સત્તા પ્રજાને સોંપવાની બાબતમાં દેશી રાજાએ એ શહેનશાહનું અનુકરણ જ કરવું જોઈએ એવી મિ. ગાંધીની માગણી સામે કશું જ કહી શકાય એમ નથી' પ્રોફેસર કીથે પોતાનો આ અભિપ્રાય સમવાયતંત્ર અંગેની બ્રિટિશ સરકારની આગળની દરખાસ્તના સંબંધમાં આપ્યો હતો પણ એ સર સ્ટેફર્ડ ક્રિપ્સની દરખાસ્તને વળી વધારે લાગુ પડતો હતો.

એ દરખાસ્તો પર અમે જેમ જેમ વિચાર કરતા ગયા તેમ તેમ તે વધુ ને વધુ બેહૂદી અને વિચિત્ર દેખાવા લાગી. હિંદ સખ્યાબંધ નામનાં સ્વતંત્ર અને અર્ધસ્વતંત્ર રાજ્યના એક શેતરંજના પટ જેવું બની જતુ હતુ. એમાના ઘણાં રાજ્યો પોતાનો આપખુદ અમલ ટકાવી રાખવા માટે બ્રિટનના લશ્કરી રક્ષણ પર આધાર રાખનારા બનનાર હતાં. દેશમાં રાજકીય કે આર્થિક એકતા પેદા થવાની નહોતી અને બ્રિટન પોતાના અંકુશ નીચેનાં નાના નાનાં અનેક દેશી રાજ્યો મારફતે રાજકીય તેમ જ આર્થિક બાબતોમા પોતાનું સબળ નિયંત્રણ ચાલુ રાખે એ સંભવિત હતુ.*

---

*સર જ્યોર્જ ઇ સૌન્ટમોરન્સીએ ધિ ઇન્ડિયન સ્ટેટ્સ ઍન્ડ ઇન્ડિયન ફેડેરેશન નામના પોતાના પુસ્તકમા (૧૯૪૨) હિંદના દેશી રાજ્યો બ્રિટિશ રાજસત્તા તથા તેના રક્ષણ પર બધી રીતે નિર્ભર છે એ બીના પર ખાસ ભાર મૂક્યો છે: 'હિંદમા દેશી રાજ્યો હજી પણ એટલા બધા છે કે હિંદની પ્રગતિના માર્ગમા તે એક ગંભીર કોયડા જેવા છે. એ કોયડાનો અત્યારે કોઈ ઉકેલ દેખાતો નથી ...બ્રિટન જો હિંદમાની સર્વોપરી સત્તા મટી જાય તો તે અદૃશ્ય થઈ જાય અને હિંદના બીજા ભાગો સાથે જોડાઈ જાય એ બેશક અનિવાર્ય છે.'

બ્રિટનના યુદ્ધપ્રધાનમંડળના મનમાં ભાવિ વિષે શી કલ્પના હતી તેની મને ખબર નથી. સર સ્ટેફર્ડ ક્રિપ્સના દિલમાં હિંદનું હિત વસેલું હતું અને તે સ્વતંત્ર અને સંયુક્ત હિંદ જોવાને ઇચ્છતા હતા એમ મને લાગે છે. પણ એ કંઈ એક વ્યક્તિના મત કે અભિપ્રાયની અથવા અંગત શુભેચ્છાની બાબત નહોતી. જેમાં જાણીબૂજીને સંદિગ્ધતા અને અસ્પષ્ટતા રાખવામાં આવેલી હતી એવા કાળજીપૂર્વક ઘડવામાં આવેલા સરકારી દસ્તાવેજ પર અમારે વિચાર કરવાનો હતો. અને અમને કહેવામાં આવ્યું હતું કે એને અમારે આખો ને આખો સ્વીકારી લેવાનો અથવા છોડી દેવાનો છે. અને એની પાછળ બ્રિટિશ સરકારની હિંદમાં ફાટફૂટ અને ભાગલા પાડવાની તેમ જ રાષ્ટ્રના વિકાસ અને સ્વાતંત્ર્યના માર્ગમાં બાધારૂપ નીવડે એવી હરેક વસ્તુને ઉત્તેજન આપવાની એકધારી ચાલતી આવેલી ને સદીજૂની નીતિ રહેલી હતી. ભૂતકાળમાં આગળ ભરવામાં આવેલા હરેક પગલાની આસપાસ અનેક મર્યાદાઓ અને શરતો લાદવામાં આવી હતી. શરૂઆતમાં તે નિર્દોષ અને નિરુપદ્રવી લાગતી હતી, પણ પાછળથી તે જબરદસ્ત આડખીલી અને બાધારૂપ થઈ પડી હતી.

એ દરખાસ્તોમાંથી જે ભીષણ પરિણામો ફલિત થતાં દેખાતાં હતાં તે બધાં ન ઉદ્ભવે એ શક્ય અને સંભવિત હતું. બીજા બધાઓની જેમ દેશી રાજાઓ તેમ જ તેમના દીવાનો પર પણ ડહાપણ, સ્વદેશભક્તિ અને હિંદ તેમ જ દુનિયાને માટે શું હિતકર્તા છે એ વિષેની વ્યાપક દૃષ્ટિની અસર થાય એ બેશક સંભવિત હતું. બધી જવાબદારી અમારા પર આવી પડી હોત તો અમે એકબીજા સાથે પરસ્પર વિશ્વાસથી કામ કરત, એ પ્રશ્નની બધી ગૂંચવણોનો તેમ જ દરેક સમૂહ સમક્ષ ખડી થતી મુશ્કેલીઓનો વિચાર કરત અને પૂરેપૂરી વિચારણા કર્યા પછી સર્વાંગસંપૂર્ણ ઉકેલ શોધી કાઢત. પણ અમારું ભાવિ અમારે નક્કી કરવાનું છે એમ કહેવામાં આવતું હતું, તેમ છતાં અમારું ટોડી લેવાની અમારી જવાબદારી અમારા પર નાખવામાં આવવાની નહોતી. હરેક રીતે બધા નાખી શકાય અને દરમ્યાનગીરી કરી શકાય એ સ્થિતિમાં બ્રિટિશ સરકાર મહત્ત્વ જ મહત્ત્વની જ વાતો રોકીને સદાયે રહેવાની હતી. આખુંયે સરકારી તંત્ર તેમ જ નોકરીઓ વગેરે તેના કાબૂ નીચે હતાં એટલું જ નહીં, દેશી રાજ્યોમાં તેના રેસિડેન્ટો અને પોલિટિકલ એજંટો ધારે તે કરી શકવાની સ્થિતિમાં હતા. પોતાની પ્રજા સાથેના સંબંધમાં દેશી રાજાઓ બેશક આપખુદ હતા, પણ તે બધા હિંદી સરકારના રાજકીય ખાતાના સંપૂર્ણ કાબૂ નીચે હતા અને એ ખાતું વાઇસરૉયની સીધી હકૂમત નીચે હતું. મુખ્ય મુખ્ય દેશી રાજ્યોના ઘણાખરા દીવાનો એ ખાતા તરફથી તેમના પર પરાણે લાદવામાં આવતા હતા અને તેઓ બ્રિટિશ નોકરીઓના અમલદારો હતા.

બ્રિટિશ દરખાસ્તોના ઘણાખરા સભવિત પરિણામોમાથી ધારો કે અમે ઊગરી જઈએ તોપણ હિંદની સ્વતત્રતાનો હ્રાસ કરનારી, પ્રગતિને વિલબમા નાખનારી અને પાર વગરની મુશ્કેલીઓ પેદા કરે એવા નવા અને જોખમ ભરેલા પ્રશ્નો ઊભા કરનારી બાબતો તેમા મોટા પ્રમાણમા રહેલી હતી એક પેઢીથી કઈક વધારે સમય પર દાખલ કરવામા આવેલા અલગ ધાર્મિક મતાધિકારે ખૂબ ઉત્પાત મચાવ્યો હતો હવે ઉત્પાત મચાવવા માટે હરેક પ્રગતિવિરોધી સમૂહ માટે માર્ગ મોકળો થયો હતો અને હિંદના પાર વગરના ભાગલા તેમ જ તેના દેહછેદન માટે ભય ખડો થયો હતો યુદ્ધ પછીના આ અનિશ્ચિત ભાવિ માટે આ વ્યવસ્થાને સ્વીકારી લેવાનુ અમને કહેવામા આવ્યુ એકલી કૉંગ્રેસે જ નહી, જેઓ હમેશા બ્રિટિશ સરકાર જોડે સહકાર કરતા આવ્યા હતા તે રાજકીય દૃષ્ટિએ અતિશય મવાળ વિચારના રાજદ્વારી પુરુષોએ સુધ્ધા એમ કરવાની પોતાની અશક્તિ જાહેર કરી

હિંદની એકતા માટે કૉંગ્રેસની આટઆટલી ધગશ હોવા છતા લઘુમતીઓ તેમ જ બીજા સમૂહોને મનાવીને પોતાના કરી લેવાને તે ઇંતેજાર હતી અને તેથી તેણે એમ પણ જાહેર કર્યું કે કોઈ પણ પ્રાદેશિક ઘટકને તેની જાહેર સમતિ વિના હિંદના સયુક્ત રાજ્યમા રાખી શકાય એમ નથી જો અનિવાર્ય થઈ પડે તો દેશના ભાગલાનો સિદ્ધાત પણ તેણે સ્વીકાર્યો પણ તે એને કોઈ પણ રીતે ઉત્તેજન આપવા માગતી નહોતી ક્રિપ્સની દરખાસ્તો વિશેના પોતાના ઠરાવમા કાગ્રેસની કારોબારી સમિતિએ જણાવ્યુ છે, 'કૉંગ્રેસ ઘણા લાબા વખતથી હિંદની સ્વતત્રતા તેમ જ એકતાને વરેલી છે અને ખાસ કરીને આજે જ્યારે દુનિયાના લોકો અનિવાર્ય રીતે વધારે ને વધારે મોટા સમવાયી રાજ્યોનો વિચાર કરતા જાય છે તે સજોગોમા એ એકતામા કશી પણ ક્ષતિ પહોચાડવી એ લાગતાવળગતા સૌને માટે હાનિકારક છે અને એની કલ્પના સરખી અતિ દુખદ છે આમ છતાયે કોઈ પણ પ્રાદેશિક ઘટકના લોકોને પોતાની જાહેર તેમ જ નિશ્ચિત ઇચ્છાની વિરુદ્ધ હિંદના સયુક્ત રાજ્યમા પરાણે રાખવાની દૃષ્ટિએ કાર્યવાહક સમિતિ વિચારી શકે એમ નથી આ સિદ્ધાત માન્ય રાખવા છતા સમિતિને લાગે છે કે, સહિયારુ અને સહકારના પાયા પર રચાયેલુ રાષ્ટ્રીય જીવન ખીલવવામા જુદા જુદા ઘટકોને ઉપકારક થઈ પડે એવી પરિસ્થિતિ પેદા કરવાને હરેક પ્રયાસ કરવો જોઈએ આ સિદ્ધાત માન્ય રાખવાનો અનિવાર્ય રીતે એવો અર્થ થાય છે કે જેને પરિણામે નવા સવાલો પેદા થાય એવા ફેરફારો ન કરવા જોઈએ અને તે પ્રદેશના બીજા સારાસરખા સમૂહો પર કોઈ પણ પ્રકારની જબરદસ્તી વાપરવામા ન આવે બળવાન રાષ્ટ્રરાજ્ય સાથે સુસગત હોય તે બધી સ્વતત્રતા સયુક્ત રાજ્યમાના પ્રત્યેક પ્રાદેશિ

ઘટકને હોવી જોઈએ બ્રિટનના યુદ્ધ પ્રધાનમંડળ તરફથી હાલ રજૂ કરવામાં આવેલી દરખાસ્ત સંયુક્ત રાજ્યની સ્થાપનાની પહેલાં જ ભાગલાના વલણને ઉત્તેજન આપે છે. એને પરિણામે તેમાથી નીકળી જવાના પ્રયત્નો થશે. આમ સહકાર અને શુભેચ્છા જ્યારે સૌથી વધારે જરૂરી હોય તે જ પળે તે ઘર્ષણ પેદા કરશે. એ દરખાસ્ત સામાન્ય રીતે કોમી માગણીને સંતોષવાને માટે રજૂ કરવામાં આવી હોય એમ લાગે છે, પણ એના બીજા પરિણામો પણ આવશે અને દરેક કોમના રાજકીય દૃષ્ટિએ પછાત અને પ્રગતિવિરોધી સમૂહો મુશ્કેલીઓ પેદા કરશે, પ્રજાનું લક્ષ દેશની આગળ પડેલા મહત્ત્વના પ્રશ્નો તરફથી ખસેડીને બીજી દિશામાં વાળશે.'

કાર્યવાહક સમિતિએ વધુમાં જણાવ્યું, 'આજની ગંભીર કટોકટીને પ્રસંગે ખરું મહત્ત્વ વર્તમાનનું અથવા આજનું સમયનું છે અને ભવિષ્યને માટેની દરખાસ્ત સુધ્ધાં વર્તમાન પર તેની અસર પડે તેટલા પ્રમાણમાં જ મહત્ત્વની છે.' ભવિષ્યને માટે કરવામાં આવેલી દરખાસ્ત કાર્યવાહક સમિતિ જોકે માન્ય રાખી શકે એમ નહોતી તોપણ, તેના કહેવા પ્રમાણે, હિંદ પોતાના સંરક્ષણનો બોજો તેને છાજે એ રીતે ઉપાડી શકે એટલા માટે તે કોઈક પ્રકારની સમજૂતી પર આવવાને આતુર હતી. એમાં અહિંસાનો સિદ્ધાંત વચ્ચે આવતો નહોતો અને ચર્ચા દરમ્યાન ક્યારેયે એનો ઉલ્લેખ કરવામાં આવ્યો નહોતો. સાચી વાત એ છે કે, સરકાર પ્રધાન હિંદી હોવો જોઈએ એ ચર્ચવામાં આવેલી અનેક મતોમાંની એક હતી.

એ વખતે કૉંગ્રેસનું ધ્યેય એવું હતું કે, હિંદ પર યુદ્ધનું જોખમ તોળાઈ રહ્યું છે એ જોતાં ભવિષ્યની વાત બાજુએ મૂકવાને અને યુદ્ધમાં પૂરેપૂરો સહકાર આપે એવી રાષ્ટ્રીય સરકાર રચવામાં સઘળું લક્ષ કેન્દ્રિત કરવાને તે તૈયાર હતી. ભવિષ્ય માટેની બ્રિટિશ સરકારની ચોક્કસ શરતોને તે માન્ય રાખી શકે એમ નહોતું કેમ કે એમ કરતાં, જોખમકારક થઈ પડે એવી દરેક પ્રકારની કબૂલાતો આપવી પડે એમ હતું. તેમને જોઈએ તો એ દરખાસ્તો પાછી ખેંચે અથવા બ્રિટનના શુદ્ધ ઇરાદાના પુરાવા તરીકે તે ચાલુ રહે, પણ કૉંગ્રેસે તે માન્ય રાખી નથી એ સાફ સમજી લેવું જોઈએ. પણ ચાલુ સમયમાં સહકાર પ્રાપ્ત કરવાની પદ્ધતિ શોધી કાઢવામાં એ વાત આવવી ન જોઈએ.

વર્તમાન સમયના સંબંધમાં બ્રિટનના યુદ્ધ-પ્રધાનમંડળની દરખાસ્તો અસ્પષ્ટ અને અધૂરી હતી. એમ વસ્તુની ચોખવટ તેમાં કરવામાં આવી હતી અને તે એ કે હિંદના સંરક્ષણની જવાબદારી સંપૂર્ણપણે બ્રિટિશ સરકારના હાથમાં રહેવી જોઈએ. સર સ્ટેફર્ડ ક્રિપ્સે ઉપરાઉપરી કરેલાં નિવેદનો પરથી લાગતું હતું કે, સંરક્ષણ સિવાય બીજી બધી બાબતોમાં હિંદીઓના હાથમાં

અસરકારક સત્તા સોંપવામાં આવશે ઇંગ્લંડના રાજાની પેઠે વાઇસરોય પણ બંધારણી વડા તરીકે જ કાર્ય કરશે એમ પણ જણાવવામાં આવ્યું હતું. આ પરથી અમને લાગ્યું કે હવે માત્ર સંરક્ષણનો મુદ્દો વિચારવાનો રહ્યો છે. અમારું એવું કહેવું હતું કે, યુદ્ધકાળ દરમ્યાન સંરક્ષણમાં રાષ્ટ્રની બીજી ઘણીખરી પ્રવૃત્તિઓ તેમ જ કાર્યોને પણ આવરી લેવામાં આવે એમ મને અને ઘણે અંશે એ બધું તેમાં આવરી લેવામાં આવતું હતું પણ ખરું સંરક્ષણને રાષ્ટ્રીય સરકારના કાર્યક્ષેત્રમાંથી સંપૂર્ણપણે બહાર રાખવામાં આવે તો, બીજું ઝાઝું બાકી ન રહે એમ મને સશસ્ત્ર દળ તેમ જ લશ્કરી પ્રવૃત્તિઓ પર બ્રિટિશ સરસેનાપતિની સંપૂર્ણ સત્તા ચાલુ રહે એ પણ કબૂલ રાખવામાં આવ્યું સર્વસામાન્ય વ્યૂહરચનાનું સંચાલન શાહી લશ્કરી ખાતું કરે એ પણ માન્ય રાખવામાં આવ્યું પણ આ બધું કબૂલ કર્યા પછી રાષ્ટ્રીય સરકારનો સંરક્ષણ પ્રધાન હોવો જોઈએ એવી માગણી કરવામાં આવી

થોડીક ચર્ચા પછી, હિંદી પ્રધાનના હાથ નીચે સંરક્ષણ ખાતું હોવું જોઈએ એ સર સ્ટેફર્ડ ક્રિપ્સે કબૂલ રાખ્યું પણ આ ખાતાને, પ્રજા સાથેના સંબંધો, પેટ્રોલ, લશ્કર માટે ખાનપાન તેમ જ મોજશોખની વસ્તુઓ પૂરી પાડવાનો બંદોબસ્ત, લખવાલખવા માટેનો સરસામાન તેમ જ છાપકામ, પરદેશી પ્રતિનિધિમંડળો માટે રહેવાકરવાની અને હરવાફરવાની વ્યવસ્થા તેમ જ લશ્કરની સુખસગવડોનો બંદોબસ્ત વગેરે વસ્તુઓ સોંપવામાં આવી હતી આ યાદી તરેહવાર હતી અને તે હિંદી સંરક્ષણ પ્રધાનના હોદ્દાને હાસ્યાસ્પદ બનાવતી હતી વળી વધુ ચર્ચાને અંતે એ પ્રશ્ન બીજી રીતે વિચારવામાં આવ્યો ઉભય પક્ષની દૃષ્ટિ વચ્ચે હજી પણ ઘણું અંતર હતું, પણ અમે એકબીજાની નજીક આવતા જતા લાગતા હતા પહેલી જ વાર મને તેમ જ બીજાઓને પણ લાગ્યું કે સમજૂતી થવાનો સંભવ છે ખરો યુદ્ધની વધુ ને વધુ ઉગ્ર બનતી જતી પરિસ્થિતિ અમને સૌને સમજૂતી પર આવવાને નિરંતર પ્રેરતી હતી

યુદ્ધ અને ચડાઈનું ગંભીર જોખમ માથે તોળાઈ રહ્યું હતું ગમે તે રીતે તેનો મુકાબલો કર્યા વગર છૂટકો નહોતો આમ છતાં તેને પહોંચી વળવાના અનેક માર્ગો હતા અથવા કહો કે, એમ કરવાનો વર્તમાન સમય માટે અને ભવિષ્ય માટે તો વળી ખાસ કરીને એક જ ખરેખર અસરકારક માર્ગ હતો અમને એમ થતું હતું કે કાર્યારંભ માટે માનસિક દૃષ્ટિએ ખરી સંધિ અથવા ખરો મોકો વીતી જવાનો અને એ પછી વર્તમાન સમયમાં જોખમો આવી પડશે એટલું જ નહીં, એને લીધે ભવિષ્યમાં એથીયે ગંભીર જોખમો ઉમેરાશે નવા તેમ જ જૂના બંને પ્રકારના શસ્ત્રોની જરૂર હતી વળી તેમને વાપરવાની નવી રીતોની, નવા ઉત્સાહની, નવી દૃષ્ટિમર્યાદાની અને ભૂતકાળ કે વર્તમાનથી

જે તત્ત્વત ભિન્ન મનનાર હતા એના ભવિષ્ય વિષેની શ્રદ્ધાની જરૂર હતી અને તેની સાબિતી વર્તમાન પરિસ્થિતિમા ફેરફાર કરવામા આવે તેમા રહેલી હતી અમારી ઇન્તેજારીને લીધે કદાચ અમે વધારેપડતા આશાવાદી બન્યા તેમ જ અમારી અને બ્રિટિશ રાજકર્તાઓ વચ્ચે જે મોટુ અતર રહેલુ હતુ તે અમે તાત્પૂરતુ ભૂલી ગયા અથવા તેની પહોળાઈ અને ઊંડાણ અમે ઓછા આકી એવુ જોખમ અને ભરે સંકટને પ્રસગે પણ સદીજૂનો ઝઘડો સહેલમા પતી જાય એમ નહોતુ, એમ કરવાની સામ્રાજ્યવાદી સત્તાને ફરજ પડે તે સિવાય પોતાની હકૂમત નીચેના મુલક પરનો પોતાનો પજો હળવો કરવાનુ તેને માટે કદી પણ સુગમ હોતુ નથી સજોગો એટલા પ્રબળ બન્યા હતા? એટની દૃઢ પ્રતીતિ પેદા થઈ હતી કે તેમને એમ કરવાની ફરજ પાડે? અમને એની ખબર નહોતી, પણ એમ થયુ હોય એવી આશા અમે સેવતા હતા

અને પછી, હું ઘણો આશાવાદી બન્યો હતો તે જ વખતે ચિત્રવિચિત્ર બીનાઓ બનવા લાગી લોર્ડ હેલિફેક્સે યુનાઇટેડ સ્ટેટ્સમા કોઈક સ્થળે બોલતા કોંગ્રેસ પર સખત પ્રહારો કર્યા દૂર અમેરિકામાં એ જ ગાળે તેણે આમ શા સારુ કરવુ જોઈએ એ અમને સમજાયુ નહી પણ બ્રિટિશ સરકારની નીતિ તેમ જ તેનો અભિપ્રાય વ્યક્ત કરતા હોય તે સિવાય કોંગ્રેસ સાથે જ્યારે ખરેખરી વાટાઘાટો ચાલતી હોય તે વખતે લોર્ડ હેલિફેક્સ આ રીતે બોલી શકે નહી વાઇસરોય લોર્ડ લિનલિથગો તેમ જ સિવિલ સર્વિસના ઉપલા દરજ્જાના અમલદારો સમાધાનની અને તેમની સત્તામા ઘટાડો થાય તેની વિરુદ્ધ હતા એ દિલ્હીમા સૌ કોઈ જાણતુ હતુ એવુ બીજુ ઘણુ ઘણુ બન્યુ પણ તેની માત્ર અસ્પષ્ટ ઝાખી થઈ શકી

સંરક્ષણ પ્રધાનના કાર્યક્ષેત્રને અગેની ફેરફાની યોજના વિષે ચર્ચા કરવાને અમે સર સ્ટેફર્ડ ક્રિપ્સને ફરીથી મળ્યા ત્યારે માલૂમ પડયુ કે આગળની અમારી બધી વાત વ્યર્થ હતી, કેમ કે, કશી પણ સત્તાવાળા પ્રધાનો નીમવાના જ નહોતા વાઇસરોયની મોજૂદ કારોબારી સભા ચાલુ રહેવાની હતી, માત્ર એમા જુદા જુદા રાજકીય પક્ષના પ્રતિનિધિ તરીકે થોડાક હિંદીઓનો ઉમેરો કરવાનુ વિચારવામા આવ્યુ હતુ આ કારોબારી સભા કંઈ પ્રધાનમડળ નહોતુ એ માત્ર જુદા જુદા ખાતાઓના વડા અમલદારો અથવા મત્રીઓનું એક મડળ અથવા જૂથ હતુ અને બધી સત્તા વાઇસરોયના હાથમા કેંદ્રિત થયેલી હતી કાયદામા ફેરફાર કરતા વખત લાગે એ અમે સમજતા હતા અને તેથી અમે એનો આગ્રહ ન રાખ્યો, પણ વાઇસરોય પોતાની કારોબારી સભાને પ્રધાનમડળ તરીકે ગણીને ચાલે તેમ જ તેના નિર્ણયો તે માન્ય રાખે એવી પ્રથાનું પાલન કરવામા આવે એ બાબતમા અમે ખસૂસ આગ્રહ રાખ્યો એ શક્ય નથી,

અને વાઈસરૉયની સત્તા કેવળ સિદ્ધાંતમા નહીં, વ્યવહારમા સુધ્ધા જેમની તેમ રહેવી જોઈએ એમ હવે અમને કહેવામા આવ્યુ આ પલટો આશ્ચર્યકારક હતો અને અમારા માન્યામા પણ ન આવ્યો, કેમ કે આગળની બધી વાત જુદા જ ધોરણ પર ચાલતી હતી

ચડાઈ સામે ટક્કર ઝીલવાની હિંદની શક્તિ અમે કેવી રીતે વધારી શકીએ તેની અમે ચર્ચા કરી હતી હિંદનુ લશ્કર રાષ્ટ્રીય લશ્કર છે એવી લાગણી તેનામા પેદા કરવાને તેમ જ એ રીતે યુદ્ધમા દેશભક્તિનુ તત્ત્વ દાખલ કરવાને અમે આતુર હતા ચડાઈને પ્રસંગે સ્થાનિક રક્ષણ માટે નવા સૈન્યો તેમ જ ગૃહરક્ષક દળો ઝપાટાથી ઊભા કરવાને પણ અમે ઉત્સુક હતા એ નવા બેશક સરસેનાપતિના હાથ નીચે રહીને કામ કરવાના હતા પણ અમે એમ ન કરી શકીએ એમ અમને જણાવવામા આવ્યુ હિંદી લશ્કર હકીકતમા બ્રિટિશ લશ્કરના એક ભાગ સમુ હતું અને તેને રાષ્ટ્રીય લશ્કર તરીકે લેખી કે કહી પણ ન શકાય ગૃહરક્ષક દળ જેવી જુદી લશ્કરી ટુકડીઓ અમે ઊભી કરી શકીએ કે કેમ એ પણ શકાસ્પદ હતુ

વાતનો સાર એ હતો કે, સરકારનુ તંત્ર પહેલાની પેઠે બધી રીતે જેમનુ તેમ ચાલુ રહે, વાઈસરૉયની આપખુદ ને એકહથ્થુ સત્તા અગોમત રહે અને અમારામાથી થોડાક જણ ગણવેશ પહેરીને તેના પરિચારકો બની શકીએ તેમ જ ચાપાણી અને નાસ્તા વગેરેના બંદોબસ્તની બાબતમા ધ્યાન રાખી શકીએ અઢાર માસ પહેલા એમેરીએ જે આપેલ કહ્યુ હતુ અને જે તે વખતે અમને હિંદના અપમાન સમુ લાગ્યુ હતું તેના અને આની વચ્ચે રજભાર તફાવત નહોતો જે કંઈ બન્યુ હતુ તે પછી મનોદશામા કંઈક ફેર પડત અને માણસ માણસ વચ્ચે પણ ફરક હોય છે એ ખરું છે વાઈસરૉયના સિંહાસનની આસપાસ સામાન્ય રીતે જીહજૂર કરનારા લોકો ફરતા રહે છે તેને બદલે મહોશ અને સક્ષમ સમાનાના માણસો જુદી રીતે કાર્ય કરત એમા શક નથી

પણ કોઈ વખતે અને ખાસ કરીને તે સમયે એ સ્થિતિનો સ્વીકાર કરવાનું અમારે માટે અશક્ય અને અશક્ય હતું અમે એમ કર્યું હોત તો લોકો અમારો ઇન્કાર કરત અને અમને દૂર કરી દેત વાત એમ છે કે પાછળથી બધી હકીકત તેમના જાણવામા આવી ત્યારે વાટાઘાટો દરમ્યાન અમે અનેક બાબતોમા ધર છોડ કરી હતી તેની સામે ભારે અણગમો જન્મ્યુ હતુ

સર સ્ટેફર્ડ ક્રિપ્સ સાથેની અમારી આખી વાટાઘાટો દરમ્યાન ક્યારેય કહેવાતો લઘુમતીનો અથવા કોમી મુદ્દો ઉપસ્થિત થયો નહોતો કે તેની વિચારણા થઈ નહોતી સાચે જ એ ત્યા સુધીમા ઉપસ્થિત થયો નહોતો ભવિષ્યના

બંધારણી ફેરફારો અંગેની વિચારણા કરવામાં એ મહત્ત્વનો મુદ્દો હતો. પણ બ્રિટિશ દરબારતે અંગેનો અમારા આરંભના વલણ પછી ગણતરીપૂર્વક એ વાત બાજુએ રાખવામાં આવી હતી. રાષ્ટ્રીય સરકારને સાચી અને અસરકારક સત્તા સોંપવાના સિદ્ધાંતને કબૂલ રાખવામાં આવ્યો હોત તો એ સરકારમાં જુદા જુદા સમૂહોના પ્રતિનિધિત્વનું પ્રમાણ શું હોવું જોઈએ તે અંગે એ પ્રશ્ન ખસૂસ ઉપસ્થિત થાત. પણ એ સિદ્ધાંતની બાબતમાં અમે કદી પણ સમજૂતીની ભૂમિકા સુધી આવી શક્યા નહીં એટલે એ પ્રશ્ન ઉદ્ભવ્યો નહીં અને એને વિષે કશો વિચાર કરવામાં આવ્યો નહિ. તો અમારી વાત કરું તો, દેશના મુખ્ય મુખ્ય પક્ષોનો વિશ્વાસ ધરાવનારી અસરકારક રાષ્ટ્રીય સરકાર સ્થાપવાને માટે અમે એટલા તો ઇંતેજાર હતા કે, તેમાં કોના કેટલા પ્રતિનિધિ હોય તે નક્કી કરવાનું મુશ્કેલ નહીં થઈ પડે એમ અમને લાગતું હતું. કૉંગ્રેસના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદે સર સ્ટેફર્ડ ક્રિપ્સ પરના પત્રમાં જણાવ્યું હતું, 'અમે રજૂ કરેલી સૂચનાઓને એવી અમારી નહીં, હિંદની પ્રજાની સર્વસંમત માગણી તરીકે લેખવામાં આવે એમ અમારે આપને જણાવવું જોઈએ. જુદા જુદા પક્ષો અને સમૂહો વચ્ચે એ બાબતમાં કશો મતભેદ છે જ નહીં. મતભેદ છે માત્ર સમગ્ર હિંદી પ્રજા અને બ્રિટિશ સરકાર વચ્ચે. હિંદમાં જે કંઈ મતભેદ છે તે ભવિષ્યના બંધારણી સુધારાના સંબંધમાં છે. આજને કટોકટીને પ્રસંગે હિંદનું રક્ષણ કરવા માટે બની શકે એટલી વધારે એકતા પેદા કરવાને માટે એ વાત મન ઉપર મોકૂફ રાખવાને અમે સંમત છીએ. સ્વતંત્ર રાષ્ટ્રીય સરકાર રચવાની બાબતમાં હિંદમાં આ રીતે સૌ એકમત છે ત્યારે પણ બ્રિટિશ સરકાર તે રચાતી તેમ જ હિંદના ધ્યેયને અર્થે તથા જેને માટે આજે કરોડો લોકો યાતનાઓ વેઠી રહ્યા છે અને પોતાના પ્રાણની આહુતિ આપી રહ્યા છે તે વધારે વ્યાપક ધ્યેયને અર્થે તેને માર્ગ કરતી અટકાવશે તો તે ઊંડી કરુણાભરી ઘટના નીવડશે.'

કૉંગ્રેસના પ્રમુખના છેલ્લા પત્રમાં જણાવવામાં આવ્યું હતું, 'કૉંગ્રેસને સત્તા મળે એમાં અમને રસ નથી, પણ સમગ્ર હિંદી પ્રજાને સ્વતંત્રતા અને સત્તા પ્રાપ્ત થાય એમાં અમને રસ છે. બ્રિટિશ સરકાર ફાટફૂટને ઉત્તેજન આપવાની નીતિ અખત્યાર કરતી આવી ન હોત તો હરકોઈ પક્ષ કે સમૂહના અમે સૌ એકત્ર થાત અને અમે સર્વમાન્ય માર્ગપદ્ધતિ ખોળી કાઢી હોત. પણ દુર્ભાગ્યે આ ગંભીર જોખમની ઘડીએ પણ બ્રિટિશ સરકાર આ વિનાશકારી નીતિ છોડી શકતી નથી. અમારા પર તોળાઈ રહેલા ચડાઈ અને આક્રમણ સામે હિંદનું અસરકારક રક્ષણ કરવા કરતાં બની શકે ત્યાં સુધી હિંદ પરની પોતાની હકૂમત ટકાવી રાખવાનું તેમ જ એને માટે અહીંયા

ઝઘડાઓ પેદા કરવાનું અને ફાટફૂટ પાડવાનું તે વધારે મહત્ત્વનું ગણે છે, એવા અનુમાન પર આવવાની અમને ફરજ પડે છે. હિન્દનું રક્ષણ તેમ જ તેની સલામતી એ અમારે મન અને સૌ હિંદીઓને મન સૌથી મહત્ત્વની વાત છે અને એ કસોટીથી અમે અમારા નિર્ણય બાંધીએ છીએ'

એ પત્રમાં સંરક્ષણ અંગે પણ અમારા વલણની તેમણે ચોખવટ કરી હતી 'સરસેનાપતિની સામાન્ય સત્તાઓ પર કશી મર્યાદાઓ મૂકવાની કોઈએ પણ વાત કરી નથી, એટલું જ નહીં, એથી આગળ જઈને યુદ્ધપ્રધાન તરીકે તેમને વધુ સત્તા આપવામાં આવે તે પણ કબૂલ રાખવા અમે તૈયાર હતા સંરક્ષણ અંગેના બ્રિટિશ સરકારના અને અમારા ખ્યાલ વચ્ચે જમીન આસમાન જેટલું અંતર છે એ ઉઘાડું છે અમે એને રાષ્ટ્રીય સ્વરૂપ આપીને હિંદના પ્રત્યેક સ્ત્રીપુરુષને એમાં ફાળો આપવા માટે હાકલ કરવા ચાહીએ છીએ. અમારી પ્રજા પર વિશ્વાસ મૂકીને આ ભગીરથ કાર્યમાં તેનો સહકાર મેળવવો એ એનો અર્થ છે બ્રિટિશ સરકારની એ વિષેની દૃષ્ટિ હિંદી પ્રજા પરના તેના પૂરેપૂરા અવિશ્વાસ તેમ જ સાચી સત્તા તેને ન આપવાની તેની વૃત્તિ પર અવલંબે છે. આપ સંરક્ષણને અંગે શહેનશાહની સરકારની સર્વોપરી ફરજ અને જવાબદારીનો ઉલ્લેખ કરો છો હિંદી પ્રજાને એ જવાબદારી લાગે તેમ જ તેને તે મળે તે સિવાય એ ફરજ અને જવાબદારી અસરકારક રીતે અદા થઈ શકે એમ નથી અને તાજેતરના બનાવો એની શાખ પૂરે છે. એ યુદ્ધ પ્રજાકીય ધારણે જ લડી શકાય એ હિંદી સરકારને સમજાતું નથી'

કૉંગ્રેસના પ્રમુખનો આ છેલ્લો કાગળ મળ્યા પછી તરત જ સર સ્ટેફર્ડ ક્રિપ્સ હવાઈ માર્ગે ઇંગ્લંડ પાછા ફર્યા પણ જતા પહેલાં અને ઇંગ્લંડ પાછા ફર્યા પછી તેમણે કેટલાક જાહેર નિવેદનો કર્યાં એ જાહેરાતો હકીકતથી વેગળી હતી અને તેની સામે હિંદમાં ખૂબ રોષ પ્રગટ્યો હતો. હિંદના જવાબદાર માણસોએ તેનો ઇન્કાર કર્યો તે છતાં સર સ્ટેફર્ડ તેમ જ બીજાઓએ ફરી ફરીને એવા નિવેદનો કરવાનું ચાલુ રાખ્યું.

બ્રિટિશ સરકારની દરખાસ્તોને કૉંગ્રેસે જ નહીં, હિંદના એકેએક પક્ષ તેમ જ સમૂહે ફેંકી દીધી હતી અમારા મનાગમાં મવાળ રાજદ્વારી પુરુષોએ પણ તેના પ્રત્યે નાપસંદગી દર્શાવી હતી મુસ્લિમ લીગને બાદ કરતાં તેનો અસ્વીકાર કરવાનાં સૌનાં કારણો વત્તેઓછે અંશે એ જ હતાં પોતાની હમેશની રીત પ્રમાણે મુસ્લિમ લીગ બીજાઓ એ વિષેનો પોતાનો અભિપ્રાય દર્શાવે ત્યાં સુધી થોભી ગઈ અને પછી પોતાનાં કારણોસર એ દરખાસ્તોનો તેણે અસ્વીકાર કર્યો

બ્રિટિશ પાર્લમેન્ટમા તેમ જ અન્યત્ર એમ જણાવવામા આવ્યુ કે ગાંધીજીના અણનમ વલણને લીધે કોંગ્રેસે એ દરખાસ્તો ફેંકી દીધી હતી આ તદ્દન ખોટી વાત છે એ દરખાસ્તોમા અચોક્કસ અને અગણિત ભાગલાને માટે અવકાશ રહેતો હતો અને દેશી રાજ્યની નવ કરોડ જેટલી પ્રજાને તેના ભાવિ વિષે પોતાનો અવાજ રજૂ કરવાનો એમા જે રીતે કશો અવકાશ આપવામા આવ્યો નહોતો તેની સામે બીજાઓની જેમ ગાંધીજીનો પણ ઉગ્ર વિરોધ હતો પછીની બધી વાટાઘાટો ભવિષ્યના ફેરફારો અગે નહીં પણ વર્તમાન સમયમા ફરફાર કરવાને અગે થઈ હતી અને તે ગાંધીજીની ગેરહાજરીમા થઈ હતી કસ્તૂરબાની માદગીને લીધે ગાંધીજીને જવુ પડ્યુ અને એ વાટાઘાટો સાથે ગાંધીજીને કશી લેવાદેવા નહોતી કોંગ્રેસની કાર્યવાહક સમિતિ અહિંસાના સવાલ પર આગળ અનેક પ્રસંગોએ તેમનાથી જુદી પડી હતી અને યુદ્ધમા તેમ જ ખાસ કરીને હિંદના સરક્ષણમા સહકાર આપવાને માટે રાષ્ટ્રીય સરકાર સ્થાપવાને તે આતુર હતી

સૌના મનમા યુદ્ધનો મુદ્દો તેમ જ યુદ્ધનો વિચાર મોખરે હતો અને હિંદ પર ચડાઈનો ભય તોળાઈ રહેલો લાગતો હતો આમ છતા યુદ્ધ સમજૂતીના માર્ગમા આડુ આવતુ નહોતુ કારણ કે એ યુદ્ધ ચલાવવાનું કામ અનિવાર્ય રીતે સામાન્ય માણસોનુ નહીં પણ એના નિષ્ણાતોનુ હતું ખુદ યુદ્ધના સચાલનની બાબતમા સમજૂતી પર આવવાનુ સહેલુ હતુ મુદ્દાનો સવાલ રાષ્ટ્રીય સરકારને સત્તા સુપરત કરવાનો હતો હિંદની રાષ્ટ્રીયતા અને બ્રિટિશ સામ્રાજ્યશાહી વચ્ચેના ઝઘડાનો આ જૂનો પુરાણો મુદ્દો હતો અને યુદ્ધ હો કે ન હો પણ ઇગ્લડનો બ્રિટિશ શાસક વર્ગ પોતાના હાથમા જે હતુ તે જાળવી રાખવાને માટે એ મુદ્દા પર કૃતનિશ્ચય હતો એમની પાછળ મિ ચિન્સ્ટન ચર્ચિલનું પ્રભાવશાળી વ્યક્તિત્વ કામ કરતુ હતુ

## ૯

## નાસીપાસી

ક્રિપ્સ સાથેની વાટાઘાટો એકાએક બધ પડી અને તે તાબડતોબ ઇગ્લડ પાછા ફર્યા એથી સૌને આશ્ચર્ય થયુ વર્તમાન સમયને લાગતુવળગતુ હતું ત્યા સુધી પહેલા અનેક વાર જે કહેવામા આવ્યુ હતુ તેના પુનરુચ્ચારણ જેવી જે પુકાર થઈ હતી એવી આ નજીવી દરખાસ્ત અમારી આગળ રજૂ કરવા માટે બ્રિટનના યુદ્ધ-પ્રધાનમડળનો એક સભ્ય છેક ઇગ્લડથી હિંદ સુધી ચાલ્યો

આવ્યો હતો? કે પછી યુનાઈટેડ સ્ટેટ્સના લોકોમા પ્રચાર કરવાના એક તરકટ તરીકે આ બધુ કરવામા આવ્યુ હતુ? એની સામે અગી ઘણી ઉગ્ર અને કડવી લાગણી પેદા થઈ બ્રિટન સાથે સમજૂતી પર આવવાની આશા રહેતી નહોતી, ચડાઈ સામે પોતાની રીતે પોતાના દેશનુ રક્ષણ કરવાની તક સુધ્ધા હિંદના લોકોને આપવામા આવનાર નહોતી

દરમ્યાન ચડાઈ થવાનો સભવ વધતો જતો હતો અને હિંદની પૂર્વ સરહદ તરફથી ભૂખે મરતા હિંદી નિરાશ્રિતોના ટોળેટોળા અહી આવ્યે જતા હતા ચડાઈ થશે એવા ડરથી ભડકી જઈને પૂર્વ બગાળમા આગળથી હજારો હોડીઓનો નાશ કરવામાં આવ્યો (પાછળથી જણાવવામા આવ્યુ હતું કે, સત્તાવાળાઓના હુકમનો ભૂલભરેલો અર્થ થવાથી આમ કરવામા આવ્યુ હતું) એ પ્રદેશ નદીનાળાઓથી ભરેલો છે અને અવરજવર માટેનું તેમ જ માલની હેરફેર કરવા માટેનું આ હોડીઓ ત્યા આગળ એકમાત્ર સાધન છે એ હોડીઓનો નાશ કરવાને લીધે મોટા મોટા પ્રદેશો એકબીજાથી વિખૂટા પડી ગયા અને ત્યાના લોકોનુ ગુજરાનનુ તેમ જ અવરજવર અને માલની હેરફેર માટેનું સાધન નષ્ટ થયુ વળી, બગાળમા પડેલા દુકાળના બીજા અનેક કારણોમાનુ એ પણ એક કારણ હતુ બગાળમાથી મોટા પાયા પર પીછેહઠ કરવાની તૈયારી થઈ ચૂકી અને રગૂન તેમ જ દક્ષિણ બ્રહ્મદેશમા જે બન્યુ હતુ તેવુ અહી પણ પુનરાવર્તન થવાનો સભવ દેખાવા લાગ્યો જાપાની નૌકાસૈન્ય એ તરફ આવી રહ્યુ છે એવી કઈક અસ્પષ્ટ અને બિનસત્તાવાર અફવા મદ્રાસમા ફેલાવાને લીધે ઉચ્ચ દરજ્જાના સરકારી અમલદારો ત્યાથી એકાએક ચાલી નીકળ્યા અને બદરની કેટલીક સગવડોનો પણ થોડે અશે નાશ કરવામા આવ્યો (પાછળથી એ અફવા સાવ ખોટી પુરવાર થઈ હતી) હિંદમાનુ મુલકી વહીવટી તત્ર હિંમત હારી ગયુ હોય એમ લાગતુ હતુ એક માત્ર હિંદની રાષ્ટ્રીયતાને દાબી દેવા જેટલુ જોર તેનામા હતુ

આ પરિસ્થિતિમાં અમારે શુ કરવુ? હિંદનો કોઈ પણ ભાગ મૂગે મોએ આક્રમણને તાબે થાય એ અમારાથી સહ્યુ જાય એમ નહોતુ તેનો સશસ્ત્ર સામનો કરવો એ, જેવા હોય તેવા, પણ લશ્કર અને હવાઈ દળનુ કામ હતુ અમેરિકાની મદદ, ખાસ કરીને લડાયક હવાઈ જહાજોના રૂપમા આવ્યે જતી હતી અને એને લીધે લશ્કરી પરિસ્થિતિમા ધીમે ધીમે પલટો આવતો જતો હતો અમે ગૃહ મોરચાને સમગ્ર વાતાવરણ બદલી નાખીને, પ્રજામા ઉત્સાહ તેમ જ ગમે તે ભોગે સામનો કરવાનો ભીષ્મ સકલ્પ પેદા કરીને અને એને માટે નાગરિક દળ તેમ જ ગૃહદળ જેવા સરક્ષક દળો ઊભા કરીને મદદ કરી શકીએ એમ હતુ બ્રિટિશ નીતિએ એમ કરવાનુ અમારે માટે અતિશય મુશ્કેલ કરી

મૂક્યું હતું. હિંદ પર ચડાઈ તોળાઈ રહેલી હતી એવે વખતે પણ વ્યવસ્થિત લશ્કરની બહારના કોઈ પણ હિંદીને બંદૂક આપવા જેટલો વિશ્વાસપાત્ર લેખવામાં આવતો નહોતો. અને ગામડાંઓમાં આત્મરક્ષણ માટે નિઃશસ્ત્ર દળો ઊભાં કરવાના અમારા પ્રયાસો પણ સત્તાવાળાઓને રુચતા નહોતા. કેટલીક વાર તેને દાબી દેવામાં પણ આવતા હતા. સામના માટે પ્રજાકીય સંગઠનને ઉત્તેજન આપવાની વાત તો બાજુએ રહી પણ બ્રિટિશ સત્તાવાળાઓને એનો ડર હતો. કેમ કે, આત્મરક્ષણ માટેની પ્રજાકીય સંસ્થાઓને રાજદ્રોહી અને બ્રિટિશ હકૂમતને માટે જોખમકારક લેખવાને તેઓ લાંબા વખતથી ટેવાયેલા હતા. આથી તેમને પોતાની ચાલતી આવેલી જૂની નીતિને વળગી રહેવાની ફરજ પડી, કેમ કે એ સિવાય, પ્રજા પર આધાર રાખતી અને સંરક્ષણ માટે તેનું સંગઠન કરનારી રાષ્ટ્રીય સરકારનો સ્વીકાર કરવાનો એકમાત્ર માર્ગ તેમને માટે ખુલ્લો હતો. આ માર્ગ તેમણે ચોક્કસપણે છોડી દીધો હતો અને બીજો કોઈ 'વચલો માર્ગ' રહેતો નહોતો. અનિવાર્ય રીતે તેઓ પ્રજાને જંગમ મિલકત તરીકે લેખવાને પ્રેરાયા. તેને પોતાની સમજ કે સૂઝ પ્રમાણે કાર્ય કરવાની છૂટ આપવાની નહોતી અને તેમની ઇચ્છામાં આવે તે રીતે તેનો ઉપયોગ કરવાનો હતો અથવા તેનો નિકાલ કરવાનો હતો. ૧૯૪૨ના એપ્રિલ માસના છેવટના ભાગમાં મળેલી કોંગ્રેસની મહાસમિતિએ આ નીતિ તેમ જ આવા વર્તાવ પ્રત્યે પોતાનો ઊંડો રોષ વ્યક્ત કર્યો અને જાહેર કર્યું કે, જેમાં અમારે પરદેશી સત્તાનાં ગુલામો તરીકે કામ કરવાનું હોય એવી સ્થિતિ તે કદાપિ સ્વીકારી શકે એમ નથી.

આમ છતાં જે કરુણ આપત્તિ આવી પડવાની હતી તેના મૂક અને નિષ્ક્રિય સાક્ષી બનીને અમે બેસી રહી શકીએ એમ નહોતું. ચડાઈ થાય એવે પ્રસંગે પ્રજાએ શું કરવું એ સંબંધમાં અમારે પ્રજાને, હિંદની વિશાળ નાગરિક વસ્તીને સલાહ આપવાની હતી. અમે તેને કહ્યું કે, બ્રિટિશ નીતિ સામે તે ઘણી ક્રોધે ભરાઈ છે તે છતાં બ્રિટિશ અથવા મિત્રરાજ્યોની સશસ્ત્ર ફોજોના કાર્યોમાં તેણે કોઈ પણ રીતે દખલગીરી ન કરવી; કેમ કે એમ કરવાથી આક્રમણ કરનારા દુશ્મનને આડકતરી રીતે મદદ મળી રહે. વળી અમે તેને એમ પણ કહ્યું કે, હુમલાખોરોને કોઈ પણ ભોગે તાબે ન થવું, તેમના હુકમો ન માનવા કે તેમની બેરોનો કે તેમની મહેરબાનીનો સ્વીકાર ન કરવો. હુમલાખોર લશ્કર જો પ્રજાનાં ઘરબાર કે ખેતરોનો કબજો લેવા તાકે તો મરતાં સુધી તેણે તેનો સામનો કરવો જોઈએ. આ સામનો શાન્તિપૂર્વક કરવાનો હતો ને એમાં દુશ્મન સાથે સંપૂર્ણ અસહકાર કરવાનો હતો.

અહિંસક અસહકારની આ પદ્ધતિ વડે ચડી આવતા લશ્કરનો સામનો કરવાની વાતની ઘણા લોકોએ કટાક્ષયુક્ત ટીકા કરી. તેમને એ પદ્ધતિ સાવ

બેહૂદી લાગતી હતી. એ બેહૂદી તો નહોતી જ, પણ સામનો કરવા માટેની પ્રજા પાસે રહેલી એકમાત્ર પદ્ધતિ હતી અને તે પણ ઘણી વીરતાભરી પદ્ધતિ હતી. એ સલાહ દેશનાં સશસ્ત્ર દળોને આપવામાં આવી.નહોતી તેમ જ શાન્તિપૂર્વકના સામનાને સશસ્ત્ર સામનાના વિકલ્પ તરીકે આગળ ધરવામાં આવ્યો નહોતો. એ સલાહ હથિયાર વિનાની નાગરિક વસ્તીને માટે હતી. પોતાનું લશ્કર હારી જાય અથવા તેને ખસેડી લેવામાં આવે ત્યારે લગભગ અનિવાર્ય રીતે એ વસ્તી હુમલાખોરને તાબે થાય છે. વ્યવસ્થિત લશ્કર સિવાય, દુશ્મનને પજવવા માટે ગેરીલા ટુકડીઓ ઊભી કરી શકાય છે. પણ અમારે માટે એ શક્ય નહોતું, કેમ કે, એને માટે યોગ્ય તાલીમની, હથિયારોની તેમ જ વ્યવસ્થિત લશ્કરના પૂરેપૂરા સહકારની જરૂર હોય છે. અને ધારો કે તાલીમ આપીને અમુક ગેરીલા ટુકડીઓ ઊભી કરી શકાય તોપણ બાકીની વસ્તીનો સવાલ રહેતો હતો. નાગરિક વસ્તી સામાન્ય રીતે દુશ્મનના કબજાને વશ થાય છે એમ માનવામાં આવે છે. સાચી વાત તો એવી છે કે, ચડાઈનો ભય જ્યાં ઝઝૂમતો હતો એવા કેટલાક પ્રદેશોમાં બ્રિટિશ સત્તાવાળાઓએ લોકોને તેમ જ ત્યાંના નાના અમલદારોને પણ એવી સૂચના આપ્યાનુ જાણવામાં આવ્યુ હતું કે, લશ્કર અને ઉચ્ચ દરજ્જાના અમલદારો ચાલ્યા જાય ત્યારે તેમણે દુશ્મનને તાબે થઈ જવું.

શાન્તિમય અસહકાર આગળ ધસતા દુશ્મન લશ્કરને રોકી શકે એમ નથી એ અમે બરાબર જાણતા હતા. મોટા ભાગના લોકો સામનો કરવા ધારે તોયે તેમને માટે એમ કરવાનુ મુશ્કેલ હતું એની પણ અમને ખબર હતી. આમ છતાં પણ દુશ્મને કબજે લીધેલા પ્રદેશમાંના કસબાઓ તેમ જ ગામડાંઓમાંની કેટલીક અગ્રગણ્ય વ્યક્તિઓ તાબે થવાનો કે દુશ્મનના હુકમો ઉઠાવવાનો અથવા જરૂરી વસ્તુઓ મેળવવામાં કે બીજી કોઈ પણ રીતે મદદ કરવાનો ઇન્કાર કરશે એવી અમને આશા હતી. અને પરિણામે તેમને તત્કાળ શિક્ષા કરવામાં આવત, ઘણું કરીને તેમનો જાન લેવામાં આવત તેમ જ વેરનાં સામાં પગલાં લેવામાં આવત એ ઉઘાડું હતું. ગણ્યાગાંઠ્યા માણસો પણ આમ દુશ્મનનો સામનો કરે અને મરતાં સુધી તેને વશ ન થાય તેની માત્ર તે તે પ્રદેશના લોકો પર જ નહીં, હિંદના બીજા ભાગોના લોકો પર પણ પ્રબળ અસર થશે એવી અપેક્ષા અમે રાખતા હતા. આ રીતે સામના માટેની રાષ્ટ્રવ્યાપી ભાવના પ્રગટ થશે એવી અમને આશા હતી.

થોડાક માસ પહેલાથી અમે કસબાઓમાં તેમ જ ગામડાંઓમાં ખોરાક સમિતિઓ સ્થાપવા માંડી હતી અને આત્મરક્ષણ માટે ટુકડીઓ ઊભી કરવા માંડી હતી. ઘણી વાર સત્તાવાળાઓના વિરોધની સામે થઈને અમે આ કરતા

હતા ખોરાકનો પ્રશ્ન અમને સતાવી રહ્યો હતો અને માલની હેરફેરની ઉત્તરોત્તર વધતી જતી મુશ્કેલી તેમ જ યુદ્ધની પરિસ્થિતિમાં થતા ફેરફારોને લીધે દેશમા ખોરાકની કટોકટી પેદા થાય એવી અમને ભીતિ હતી આ બાબતમા સરકાર કશું કરતી નહોતી ખાસ કરીને ગ્રામપ્રદેશોમા ખોરાકની બાબતમા સ્વયંપૂર્ણ ધંધો ઊભા કરવાનો તેમ જ માલની હેરફેર માટેના આધુનિક સાધનો નિષ્ફળ નીવડે ત્યારે બળદગાડા મારફતે માલની હેરફેરની અસલી પદ્ધતિને ઉત્તેજન આપવાનો અમે પ્રયત્ન કર્યો પૂર્વ તરફથી ચડાઈ થાય તો, એવા સંજોગોમા ચીનમા બન્યું હતુ તેમ નિરાશ્રિતો તેમ જ ડરી ગયેલા બીજા લોકો મોટી સંખ્યામા પશ્ચિમ તરફ જવા એકસામટા ઊમટે એ પણ સંભવિત હતું તેમનું સ્વાગત કરવાને તેમ જ તેમને માટે રહેવાખાવા વગેરેનો બંદોબસ્ત કરવાને અમે પ્રવૃત્ત થયા સરકારના સહકાર વિના આ બધુ અતિ મુશ્કેલ તો શું પણ લગભગ અશક્ય જેવું હતું છતા એ દિશામા અમારાથી બનતો પ્રયત્ન અમે કર્યો આ બધા કામમા મદદ કરવા માટે તેમ જ ગભરાટ ફેલાતો અટકાવવાને અને પોતપોતાના પ્રદેશમા વ્યવસ્થા જાળવવાને માટે આત્મરક્ષણ માટેની ટુકડીઓ ઊભી કરવામા આવી હતી હવાઈ હુમલા તેમ જ દૂર દૂરના પ્રદેશ પર પણ થયેલી ચડાઈના ખબરો લોકોમા ગભરાટ મચાવી મૂકે એમ હતુ અને એમ થતું અટકાવવાનું ખાસ મહત્ત્વનું હતું આ સંબંધમા સત્તાવાળાઓએ લીધેલા પગલા બિલકુલ અપૂરા હતા અને પ્રજાને તેમા જરા પણ વિશ્વાસ નહોતો ગ્રામપ્રદેશોમા ચોરી અને ધાડોનું પ્રમાણ વધી ગયું હતુ

અમે આવી મોટી મોટી યોજનાઓ કરી અને બહુ થોડે અંશે તેનો અમલ પણ કર્યો પણ અમારી સામે જે જબરદસ્ત કાર્ય પડેલુ હતુ તે જોતાં મહાસાગરમા એ પાણીના બિંદુ જેવુ હતું સરકારી તંત્ર અને પ્રજા વચ્ચે સંપૂર્ણ સહકાર હોય તો જ એ સાચી રીતે ઉકેલી શકાય એમ હતુ પણ એવો સહકાર અશક્ય બની ગયો હતો આ હૃદયવિદારક પરિસ્થિતિ હતી, કેમ કે કટોકટી અમને હાકલ કરી રહી હતી અને કાર્ય કરવાને માટે અમે અધીરા બન્યા હતા પણ કશું અસરકારક કાર્ય અમે કરી શકતા નહોતા ભીષણ આપત્તિ અમારા તરફ ઘોડાપૂરને વેગે ધસી આવતી હતી, જ્યારે હિંદ અસહાય, નિષ્ક્રિય, અને ખાડું બનીને ધૂંધવાતુ બેઠું હતું — પરદેશી અને પ્રતિસ્પર્ધી લશ્કરોને માટે તે રણક્ષેત્ર બન્યુ હતુ

યુદ્ધની મને ઊંડી ઘૃણા હતી પણ જાપાનીઓ હિંદ પર ચડાઈ કરે એથી હું જરા પણ ડરતો નહોતો હિંદને માટે એ ભયંકર હતુ, પણ એ નજીક આવતા જતા યુદ્ધ તરફ મારા મનમાં ઊંડે ઊંડે એક રીતે હું આકર્ષાયો હતો કેમ કે અંગ્રેજોએ અમારા પર સ્મશાનની શાન્તિ લાદી હતી તેમાથી અમને

ખેચીને બહાર કાઢે એવો જબરદસ્ત આચકો લાગે અને કરોડો લોકોને તેનો અગત અનુભવ થાય એમ ટું ઇચ્છતો હતો આજની વાસ્તવિક પરિસ્થિતિ સામે ટક્કર ઝીલવાની, લોકોને મજબૂતપણે જકડી રહેલા ભૂતકાળના પાશમાથી છૂટવાની તેમ જ નાના નાના રાજકીય ઝઘડાઓ અને ગૌણ પ્રશ્નોને અગેના તેમના અતિશયોક્તિભર્યા ખ્યાલો તેમના ભાનમને ઘેરી રહ્યા હતા તેમાથી બહાર આવવાની તેમને ફરજ પાડે એવુ કઈક મારે જોઈતુ હતુ ભૂતકાળ સાથેની કડી તોડવી નહોતી અને વના તેમા જ રમમાણ રહેવુ નહોતુ, વર્તમાનનો સાક્ષાત્કાર કરવો હતો અને ભવિષ્ય તરફ નજર રાખવી હતી . . જીવનનો તાલ બદલવો હતો અને વર્તમાન તેમ જ ભવિષ્ય સાથે તેનો લય સાધવો હતો યુદ્ધ ઘણુ મોઘુ પડી જાય એમ હતુ અને તેના પરિણામો તદ્દન અનિશ્ચિત હતા એ યુદ્ધ કઈ અમે શોધવા ગયા નહોતા પણ જો એ અમારા પર આવી જ પડ્યુ હતુ તો એ મારફતે રાષ્ટ્રની રગોને મજબૂત બનાવી શકાય તેમ જ જેમાથી નવુ જીવન ખીલી નીકળે એવા તલસ્પર્શી અનુભવો પૂરા પાડી શકાય એમા સખ્યાબધ માણસોના જાન ગયા હોત, એ અનિવાર્ય હતુ, પણ ભૂખમરાથી મરવા કરતા રણક્ષેત્ર પર મરવુ રૂડુ હતુ, દુખમય અને આશાહીન જીવન ગુજારવા કરતા મોત બહેતર હતુ મૃત્યુમાથી જ નવજીવન ખીલી નીકળે છે અને જે વ્યક્તિઓ તેમ જ પ્રજાઓને મરતા આવડતુ નથી તેઓ જીવી પણ જાણતા નથી 'કબરો હોય ત્યા જ નવો જન્મ મળવે છે'

યુદ્ધ હિંદ સુધી આવી પહોચ્યુ હતુ છતા એણે અમારામા કશો થનગનાટ પેદા કર્યો નહીં, કોઈ આનદજનક પરિશ્રમમા અમારી શક્તિ વહેવડાવી નહીં એવે પ્રસગે વેદના અને મોત તો શુ પણ પોતાની જાતને પણ વિસારી મૂકવામા આવે છે, લેખુ હોય છે માત્ર સ્વાતત્ર્યતાના ધ્યેયનુ તેમ જ વર્તમાનની પેલી પાર રહેલા ભવિષ્યની કલ્પનાનુ અમારે નસીબે યાતનાઓ અને ગમગીની લખેલા હતા અને તોળાઈ રહેલી આપત્તિના ભાનથી અમારી સવેદનશક્તિ વધારે સતેજ થતી હતી અને અમારી વેદનાઓ વધારે તીવ્ર થતી હતી અને છતા એ આપત્તિ ટાળવાને અમે કશુ કરી શકતા નહોતા આપત્તિ અનિવાર્ય અને અટળ છે એવી લાગણી અમારામા ઘર કરી બેઠી એ આપત્તિ વૈયક્તિક તેમ જ રાષ્ટ્રીય હતી

યુદ્ધમા વિજય મળે કે પરાજય થાય અથવા કોણ જીતે ને કોણ હારે તેની સાથે આને કશી લેવાદેવા નહોતી વરી સત્તાઓ જીતે એમ અમે નહોતા માગતા કેમ કે એમ થાય તો વિનાશ ચોક્કસ હતો જાપાનીઓ હિંદમા આવે અથવા તેના કોઈ ભાગનો કબજો લે એ પણ અમે નહોતા ઇચ્છતા એનો ગમે

તે બોગે આમનો કરવાનો હતો અને એ વાત અમે પ્રજાના મન પર વારંવાર દસાવી હતી. પણ આ બધું નકારાત્મક હતું. આ યુદ્ધની ચોક્કસ નેમ શી હતી, એમાંથી કેવું ભાવિ નિર્માણ થવાનું હતું? ભૂતકાળની જૂની તેમ જ આપત્તિઓની એ કેવળ પુનરાવૃત્તિ હતી? કે પછી માનવીના આદર્શો કે આકાંક્ષાઓની કશી પરવા ન રાખનાર પ્રકૃતિના આંધળાં બળોની રમત હતી? હિંદનું ભાવિ કેવું થવાનું હતું?

આગલે જ વરસે રવીન્દ્રનાથ ટાગોરે પોતાની મૃત્યુશય્યા પરથી આપેલો સંદેશો અમને યાદ આવ્યો: '. . . . સમગ્ર યુરોપમાં જંગલીપણાનો રાક્ષસ પોતાના દાંત તેમ જ નખ ખુલ્લા કરીને ચોતરફ મહા પ્રલય મચાવવા તત્પર થયો છે. દ્વેષની વિષમય જ્વાળા દુનિયાના એક છેડાથી બીજા છેડા સુધી વાતાવરણને કલુષિત કરી રહી છે. પશ્ચિમની પ્રજાઓના માનસમાં સુષુપ્તાવસ્થામાં રહેલી હિંસાની ભાવના આખરે જાગ્રત થઈ છે અને માનવ આત્માની અધોગતિ કરી રહી છે.

'ભાગ્યચક્ર કોઈક દિવસ તો ફરશે અને અંગ્રેજોને હિંદનું સામ્રાજ્ય છોડવાની ફરજ પડશે. પણ પોતાની પાછળ તેઓ કેવું કંગાળ અને દુઃખમાં ડૂબેલું હિંદ મૂકતા જશે? સૈકાઓથી ચાલતો આવેલો તેમના રાજ્યવહીવટનો પ્રવાહ આખરે જ્યારે અટકશે ત્યારે તીન નિષ્ફળતા અને ભીષણ દીનતાનો કેવો અફાટ કાદવ તેઓ મૂકતા જશે! એક સમયે હું માનતો હતો કે યુરોપના અંતરમાંથી સંસ્કૃતિનો પ્રવાહ ચોતરફ ફેલાશે. પરંતુ આજે જ્યારે આ દુનિયામાંથી વિદાય થવાનો વખત આવ્યો છે ત્યારે મારો એ વિશ્વાસ બિલકુલ ઊડી ગયો છે. આજે મને એમ લાગે છે કે વિશ્વાસના તારણહારનો જન્મ અમારી આ ભાગીતૂટી ઝૂંપડીમાં જ થવાનો છે. સંસ્કૃતિની દિવ્ય વાણી તે જરૂર લઈ આવશે. મનુષ્યના અંતિમ આશ્વાસનની કથા તે પૂર્વ દિશામાંથી જ આવીને સંભળાવશે. હવે હું સામા તટનો મુસાફર છું. આ બાજુને ઓવારે પાછળ હું શું જોતો આવ્યો છું, શું મૂકતો આવ્યો છું? એક ભાંગી પડતી અભિમાની સંસ્કૃતિનાં ચોતરફ વેરાતા ખંડેર.

'આમ છતાં માણસ પરની શ્રદ્ધા ગુમાવી બેસવાનું મહા પાપ હું નહીં કરું. આ જળવાસ્થળી પછી તેના ઇતિહાસમાં એક નવા પ્રકરણનો આરંભ થશે અને સેવા તેમ જ આપભોગની ભાવનાથી વાતાવરણ શુદ્ધ થશે એવી આશા હું સેવું છું. અને એ અરુણોદય પૂર્વ તરફથી જ, સૂર્યોદયની દિશામાંથી જ થશે. એવો દિવસ પણ આવશે, જ્યારે અપરાજિત માનવ પોતાનો ખોવાયેલો માનવતાનો વારસો પાછો મેળવવાને, માર્ગમાં અનેક બાધાઓ હોવા છતાં ફરીથી પોતાની વિજયકૂચ આરંભશે.

'મદોન્મત્ત પશુબળ કેવા જોખમો નોતરે છે તે આપણે આજે નિહાળી રહ્યા છીએ, ઋષિમુનિઓની વાણી એક દિવસ સંપૂર્ણપણે સાચી પડવાની છે.

अधर्मेणैधते तावत् ततो भद्राणि पश्यति ।
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥

'"અધર્મથી માણસ ધનાઢ્ય થાય છે, સુખો ભોગવે છે, અને પ્રતિસ્પર્ધીઓ પર જીત મેળવે છે, પરંતુ આખરે તેનો સમૂળનાશ થાય છે."'

ના, માણસ પરની શ્રદ્ધા કોઈએ ગુમાવવી જોઈએ નહીં. ઈશ્વરનો ઇન્કાર કદાચ આપણે કરીએ, પરંતુ આપણે માનવતાનો ઇન્કાર કરીએ અને એ રીતે બધી વસ્તુને મિથ્યા બનાવી દઈએ તો પછી આપણે માટે શી આશા રહે છે? આમ છતાં કોઈ પણ વસ્તુમાં વિશ્વાસ રાખવાનું અથવા છેવટે સત્યનો જ જય થવાનો છે એવી શ્રદ્ધા રાખવાનું મુશ્કેલ હતું.

થાકેલોપાકેલો અને માનસિક ક્લેશથી પીડાતો હું હિમાલયના અંદરના ભાગમાં આવેલા કુલુ નામના સ્થળે ગયો અને એ રીતે આસપાસના વાતાવરણમાંથી ભાગી છૂટ્યો.

## ૧૦
## પડકાર : હિંદ છોડોનો ઠરાવ

એક પખવાડિયાની ગેરહાજરી પછી કુલુથી પાછો ફર્યો ત્યારે મને જણાયું કે આંતરિક સ્થિતિ ઝપાટાબંધ બગડતી જતી હતી. સમાધાન માટેનો છેલ્લો પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો હતો, તેની અસર વધારે ઉગ્ર બની હતી અને એ દિશામાં હવે કશી આશા રહી નથી એવી લાગણી પ્રસરી હતી. બ્રિટિશ સત્તાવાળાઓએ પાર્લમેન્ટમાં તેમ જ બહાર કરેલા નિવેદનોથી એ અભિપ્રાયને સમર્થન મળ્યું અને એથી પ્રજા ક્રોધે ભરાઈ. હિંદમાં સત્તાવાળાઓની નીતિ ચોક્કસપણે સામાન્ય પ્રકારની રાજકીય તેમ જ જાહેર પ્રવૃત્તિઓને દાબી દેવાની હતી અને ચારે તરફથી ચાપડો સખત કરી દેવામાં આવ્યો હતો. અમારા ઘણા કાર્યકર્તાઓ ક્રિપ્સ જોડેની વાટાઘાટ ચાલતી હતી તે બધા સમય દરમ્યાન જેલમાં રહ્યા હતા, હવે મારા કેટલાક સૌથી નિકટના અને મહત્ત્વના સાથીઓ તેમ જ મિત્રોને પકડવામાં આવ્યા હતા અને હિંદ સંરક્ષણ ધારાની રૂએ તેમને કેદમાં પૂરવામાં આવ્યા હતા. રફી અહમદ કિડવાઈને મે માસના આરંભમાં પકડવામાં આવ્યા હતા. એ પછી તરત જ યુક્ત પ્રાંતની પ્રાંતિક સમિતિના પ્રમુખ શ્રી કૃષ્ણદત્ત પાલીવાલની ધરપકડ કરવામાં આવી

અને એ રીતે બીજા ઘણાને પકડીને જેલમાં પૂરવામાં આવ્યા. આ રીતે અમારામાંના ઘણાને ઉપાડી લઈને કાર્યક્ષેત્રમાંથી દૂર કરવામાં આવશે, અમારી રાષ્ટ્રીય ચળવળને સ્થગિત કરી દેવામાં આવશે અને ધીમે ધીમે તેને છિન્નભિન્ન કરી નાખવામાં આવશે એમ દેખાતું હતું. મૂગે મોએ અને હાથપગ જોડીને આ બનાવને અમે વશ થઈ શકીએ એમ હતું ખરું? અમે એવું શીખ્યા નહોતા અને અમારું વૈયક્તિક તેમ જ રાષ્ટ્રીય અભિમાન આવા બનાવની સામે બગાવો પોકારી ઊઠ્યું.

પણ યુદ્ધની ગંભીર કટોકટી અને ચડાઈના સંભવની પરિસ્થિતિમાં અમે શું કરી શકીએ એમ હતું? આમ છતાં એ પરિસ્થિતિમાં નિષ્ક્રિય બનીને બેસી રહેવું પણ ચાલે એમ નહોતું, કારણ કે એને લીધે પ્રજામાં જે લાગણીઓ પેદા થતી જતી હતી તે જોઈને અમે ચિંતાતુર તેમ જ ભયભીત બન્યા હતા. પ્રજામતમાં ભાતભાતના વલણો પેદા થયાં હતાં. આવી ભીષણ કટોકટીની ઘડીએ આવડા મોટા દેશમાં એમ થાય એ સ્વાભાવિક હતું. જાપાનતરફી લાગણી લગભગ હતી જ નહિ એમ કહી શકાય, કેમ કે એક માલિક બદલીને બીજો રાખવા કોઈ ચાહતું નહોતું. તેમ જ ચીનતરફી લાગણી બહુ પ્રબળ અને વ્યાપક હતી. પરંતુ એક નાનકડો સમૂહ પરોક્ષ રીતે જાપાનતરફી હતો ખરો. તે એમ માનતો હતો કે હિંદની સ્વતંત્રતા મેળવવામાં જાપાનની ચડાઈનો લાભ લઈ શકાશે. તેમના પર સુભાષ બોઝના રેડિયો પરનાં પ્રવચનોની અસર થઈ હતી. સુભાષબાબુ એક વરસ પહેલાં ગુપ્ત રીતે હિંદમાંથી છટકી ગયા હતા. મોટા ભાગના લોકો બેશક નિષ્ક્રિય જ હતા અને હવે શું થશે એના વિચારો કર્યા કરતા હતા. સંજોગોવશાત્ હિંદનો અમુક ભાગ દુર્ભાગ્યે દુશ્મનોના કબજામાં આવે તો દુશ્મનોને સાથ આપનારા ઘણા નીકળે એમાં જરા પણ શક નહોતો. ખાસ કરીને એવા લોકો ધનિક વર્ગના લોકોમાંથી નીકળવાનો સંભવ વધારે હતો, કેમ કે પોતાની જાન તેમ જ માલમિલકત અને ધનદોલત સાચવવા એ તેમની સૌથી પ્રબળ ભાવના હતી. દુશ્મનને સાથ આપનારાઓની એ ભાવનાને તેમ જ એ મનોદશાને પોતાનો હેતુ પાર પાડવા માટે ભૂતકાળમાં બ્રિટિશ સરકારે હિંદમાં જતનથી પોષી હતી તેમ જ તેને ઉત્તેજન આપ્યું હતું, અને પોતાનો અંગત સ્વાર્થ હમેશાં નજર આગળ રાખીને બદલાયેલા સંજોગો સાથે તેઓ પોતાનો મેળ બેસાડી શકે એમ હતું. ફ્રાંસ, બેલ્જિયમ અને નૉર્વે તેમ જ જર્મનીએ કબજે કરેલા યુરોપના બીજા દેશોમાં સુધ્ધાં દુશ્મનોને સાથ આપનારા સંખ્યાબંધ લોકો દુશ્મનનો સામનો કરવાની ચળવળ એ બધે સ્થળે ઉત્તરોત્તર વધતી જતી હતી તે ના નીકળ્યા હતા. પર્ગીંનાના શબ્દોમાં કહીએ તો તીચીના માણસોએ 'આત્મવંચના કરીને નામોશીને ઇજ્જત તરીકે, પામરતા

અને અજ્ઞાનને શાણપણ તરીકે, નામર્દાઈને વીરતા તરીકે, તેજોવધને સદ્ગુણ તરીકે અને જર્મનીના વિજયના સંપૂર્ણ સ્વીકારને નૈતિક પુનરુદ્ધાર તરીકે માન્યા હતા' એ આપણે જોયું હતું ક્રાંતિ તથા જ્વલંત દેશભક્તિના મુલક ફ્રાંસમાં આમ બન્યું તો પછી હિંદમાં એના જ વર્ગના લોકોમાં એમ થાય એ બિલકુલ સંભવિત હતું બ્રિટિશરોના આશ્રય નીચે દુશ્મનને સાથ આપવાની મનોવૃત્તિ ઘણી લાંબા વખતથી ચાલી આવી હતી અને ઘણી લાભદાયી નીવડી હતી ખરેખર, આજ સુધી જેઓ બ્રિટિશ અમલને સાથ આપતા હતા તેમ જ તેના તરફની પોતાની વફાદારીનો ઊંચે સાદે પોકાર કરતા હતા તેમાંના ઘણા ખરા માણસો મુનાફાખોરો સાથે સહકાર કરનારાઓની આગેવાની લે એવો પૂરો સંભવ હતો દુશ્મનને સાથ આપવાની કળા તેમણે પૂરેપૂરી ખીલવી હતી અને ઉપરનું તંત્ર બદનામ તોયે અસલની પેઠે કામ કરવામાં તેમને મુશ્કેલી પડે એમ નહોતું અને પાછળથી ઉપરનું એ તંત્ર પણ બદનામ થાય તો યુરોપમાં તેમના જેવા બીજાઓએ કર્યું હતું તેમ ફરીથી પાઘડી ફેરવીને તેની સાથે પણ તેઓ ગોઠવાઈ જઈ શકતા હતા ક્રિપ્સ સાથેની વાટાઘાટો પડી ભાગ્યા પછી બ્રિટિશ વિરોધી લાગણી કદી નહોતી એટલી પ્રબળ બની હતી જરૂર ઊભી થાય ત્યારે તેઓ તેનો લાભ લઈ શકે એમ હતું આંધળા બનીને તેમ જ વધારે વ્યાપક મુદ્દાઓ વિસારી મૂકીને બીજાઓ પણ અંગત સ્વાર્થ સાધવાને કે તકનો લાભ લેવાને માટે નહીં પણ જુદા જ હેતુઓથી પ્રેરાઈને એમ કરવા લાગે એ પણ સંભવિત હતું આ બધું જોઈને અમે બેચેન બન્યા હતા અને અમને લાગ્યું કે, હિંદમાંની બ્રિટિશ નીતિને પરાણે અને ધૂંધવાટથી વશ થવાથી હરેક પ્રકારના ગંભીર પરિણામો આવશે અને તેને લીધે પ્રજાનો પૂરેપૂરો અધઃપાત થશે

હિંદ પર ચડાઈ કરવાનો પ્રયાસ થાય અને પૂર્વ તરફનો કેટલોક પ્રદેશ દુશ્મનના કબજામાં આવે એ વખતે દેશના બીજા એથીયે મોટા પ્રદેશોમાંનુ મુલકી વહીવટી તંત્ર તૂટી પડશે અને અરાજક વ્યાપી જશે એવી લાગણી મોટા પ્રમાણમાં વ્યાપી હતી મલાયામાં તેમ જ બ્રહ્મદેશમાં જે બન્યું હતું તે અમારી નજર આગળ હતું યુદ્ધની દેવી દુશ્મન પર પ્રસન્ન થાય તોયે દેશના મોટા ભાગનો કબજો તે કરી શકે એમ ભાગ્યે જ કોઈ માનતું હતું હિંદ વિશાળ દેશ છે અને વિસ્તાર મહત્ત્વનો ભાગ ભજવે છે એ અમે ચીનમાં જોયું હતું પરંતુ વિસ્તારનો લાભ ઉઠાવવાનો દુશ્મનનો સામનો કરવાનો તેમ જ કોઈ પણ સંજોગોમાં હતાશ ન થવાનો અને નમતું ન આપવાનો દૃઢ સંકલ્પ હોય તો જ તે કારગત આવે છે એવી વિશ્વાસપાત્ર ખબર મળી હતી કે મિત્રરાજ્યોના લશ્કરો ઘણું કરીને પાછા ફરીને અંદરના ભાગમાં રક્ષણનો મોરચો રચશે અને દુશ્મનને મોટા પ્રદેશનો કબજો કરવા દેશે ચીનની પેઠે જોકે તે ખરેખાત એ

પ્રદેશ પર પોતાનો કબજો નવે કરે એ બનવાજોગ હતું. એથી, આ પ્રદેશોમાં તેમ જ મુલકી વહીવટ તૂટી પડે એવા બીજા પ્રદેશોમાં એ પરિસ્થિતિને અમારે કેવી રીતે પહોંચી વળવું એના સવાલો ઊઠ્યા. એવે પ્રસંગે કાર્ય કરી શકે અને વ્યવસ્થા જાળવે એવું સ્થાનિક તંત્રી સ્થાપવામાં ઉત્તેજન આપીને તેમ જ હુમલાખોરનો ગમે તે ભોગે પણ સામનો કરવો જ જોઈએ એ વાત પર સાથે સાથે ભાર મૂકીને અમે બની શકે તેટલા પ્રમાણમાં લોકોને માનસિક દૃષ્ટિએ તેમ જ બીજી રીતે તૈયાર કર્યા.

ચીના લોકો આટઆટલી દૃઢતાથી અને આટલાં બધાં વરસ સુધી કેવી રીતે લડ્યા? રશિયન લોકો તેમ જ સોવિયેટ સંઘની બીજી પ્રજાઓ આટઆટલી હિંમતથી, આટઆટલી ચીવટથી અને મન મૂકીને શાથી લડી? બીજા દેશોમાં પણ લોકો બહાદુરીથી લડ્યા હતા કારણ કે દેશ તેમને એમ કરવા પ્રેરતો હતો. વળી આક્રમણનો ભય તેમ જ પોતાની રહેણીકરણી ટકાવી રાખવાની ઇચ્છા પણ તેમને એમ કરવાને પ્રેરતી હતી. આમ છતાં રશિયામાં જેટલો મન મૂકીને યુદ્ધપ્રયાસ કરવામાં આવતો હતો તેટલા પ્રમાણમાં મન મૂકીને બીજા દેશોમાં કરવામાં આવતો નહોતો. ડંકર્કને વખતે અને તે પછી બીજાઓ પણ ખૂબ બહાદુરીથી લડ્યા હતા પણ તાત્કાલિક કટોકટી દૂર થયા પછી ત્યાં આગળ યુદ્ધપ્રયાસમાં કંઈક નૈતિક શિથિલતા આવી હતી; ગમે તે ભોગે યુદ્ધ તો જીતવાનું જ હતું, પણ ભાવિને વિષે ત્યાં આગળ કંઈક વહેમ પેદા થયો હોય એમ જણાતું હતું. નિર્ણય બાંધવા માટે જે કંઈ સામગ્રી મળતી હતી તેના પરથી સોવિયેટ સંઘમાં આવો કંઈ વહેમ અથવા ચર્ચા પેદા થઈ હોય એમ જણાતું નથી (ત્યાં આગળ એવી ચર્ચાને ઉત્તેજન આપવામાં આવતું નહોતું એ વાત સાચી છે.), અને વર્તમાન તેમ જ ભવિષ્યને વિષે ત્યાં આગળ પરમ વિશ્વાસ પ્રવર્તતો હતો.

પણ હિંદમાં? વર્તમાનને વિષે અહીં ઊંડો અણગમો પ્રવર્તતો હતો અને ભવિષ્ય પણ એટલું જ અંધકારમય લાગતું હતું. કાર્ય કરવા માટે દેશભક્તિની પ્રેરણા તેમને નહોતી. આક્રમણ સામે તેમ જ એથીયે બૂરી દુર્દશા સામે પોતાનું રક્ષણ કરવાની એકમાત્ર ઇચ્છા હતી. આંતરરાષ્ટ્રીય દૃષ્ટિથી થોડાક પ્રેરાતા હતા. આ બધાંની સાથે જે પરદેશી સામ્રાજ્યવાદી સત્તા તેમનું શોષણ કરી રહી હતી, તેમને દબાવી રહી હતી તેમ જ તેમના પર જોહુકમી ચલાવતી હતી તેના પ્રત્યેના રોષની લાગણી મળેલી હતી. જેમાં એક આપખુદ વ્યક્તિની ધૂન અને મરજી પર બધું અવલંબતું હોય તે તંત્રના પાયામાં અન્યાય રહેલો હતો. સ્વતંત્રતા સૌ કોઈને વહાલી છે પણ જેમની પાસેથી તે લઈ લેવામાં આવી હોય અથવા જેમની સ્વતંત્રતા જોખમાવાનો ભય પેદા થયો હોય તેમને તે

સૌથી વધારે વહાલી હોય છે આધુનિક દુનિયામા સ્વતત્રતા અનેક રીતે સીમિત અને મર્યાદિત થયેલી હોય છે પરતુ જેમની પાસે તે નથી હોતી તેઓ આ મર્યાદાઓ સમજતા નથી અને સ્વતત્રતાના આદર્શને આસમાનમા ચડાવે છે તે એટલે સુધી કે આખરે તે તીવ્ર ઝખના જબરદસ્ત અને અદમ્ય આકાક્ષા બની જાય છે આ ઝખનાની સાથે જે કઈ બધબેસતુ ન આવે અથવા તેનાથી વિરુદ્ધ લાગતુ હોય તેની ઉપેક્ષા અનિવાર્ય હતી જેને માટે હિદમા આટલા બધા લોકોએ પરિશ્રમ કર્યો હતો તેમ જ યાતનાઓ વેઠી હતી તે સ્વતત્રતાના માર્ગમાં અવરોધ ઊભો થયો હતો એટલુ જ નહીં, એની શકયતા છેક દૂરના અને ઝાખા ભવિષ્યકાળ સુધી પાછી હઠી ગઈ હતી જગદ્વ્યાપી યુદ્ધ ચાલી રહ્યુ હતુ તેમા સ્વતત્રતા માટેની એ ધગશને જોડી શક્તિના એ અખૂટ ભડારને હિંદની તેમ જ દુનિયાની સ્વતત્રતાના ધ્યેયને અર્થે તેમ જ હિંદના રક્ષણને માટે ઉપયોગમા લેવાને બદલે હિંદને એ લડાઈથી અળગુ પાડવામા આવ્યુ અને તેના પરિણામ વિષે તેને કશી આશા ન રહી કોઈ પણ પ્રજાની, દુશ્મનોની પણ આશા નિર્મૂળ કરવી એ કદી ડહાપણભર્યું હોતુ નથી

લડાઈમા સડોવાયેલા જુદા જુદા દેશોના રાજદ્વારી પુરુષોની સકુચિત મહત્ત્વાકાક્ષાઓના કરતા યુદ્ધ કઈક વધારે મોટી અને વ્યાપક વસ્તુ છે એમ માનનારા હિદમા કેટલાક લોકો ખસૂસ હતા કેટલાક એનુ ક્રાતિકારી મહત્ત્વ તેમના હાડમા અનુભવતા હતા અને તેનો છેવટનો અજામ તેમ જ તેમાથી ઉદ્ભવતા પરિણામો દુનિયાને લશ્કરી વિજયો મૈત્રીના કરારો તેમ જ રાજદ્વારી પુરુષોના નિવેદનોથી ક્યાયે આગળ લઈ જશે એમ સમજતા હતા પણ અનિવાર્ય રીતે આવા લોકો ગણ્યાગાઠ્યા હતા અને બીજા દેશોની માફક અહીં પણ ઘણા મોટા ભાગના લોકો તેને સકુચિત દૃષ્ટિથી નિહાળતા હતા એને તેઓ વાસ્તવિક અથવા વહેવારુ દૃષ્ટિ તરીકે ઓળખાવતા હતા અને તાત્કાલિક ગણતરીથી પ્રેરાતા હતા કેટલાક તમ્સાધુઓ બ્રિટિશ નીતિને અનુકૂળ થઈ ગયા અને તેમા ગોઠવાઈ ગયા બીજી કોઈ પણ સત્તા અથવા નીતિના સબધમા પણ તેમણે એમ જ કર્યું હોત કેટલાક એ નીતિ સામે ઊકળી ઊઠ્યા અને તેને વશ થવુ એ કેવળ હિંદના ધ્યેયને જ નહીં આખા જગતના ધ્યેયને બેવફા નીવડવા જેવુ છે એમ તેમને લાગતુ હતુ મોટા ભાગના લોકો બસ નિષ્ક્રિય, મૂગા અને કિંકર્તવ્યમૂઢ રહ્યા હિંદી પ્રજાની એ પુરાણી ખામી હતી અને એની સામે અમે આટઆટલા વખતથી ઝૂઝતા આવ્યા હતા

હિંદીઓના ચિત્તમાં જ્યારે આ તુમુલ ગડમથલ ચાલી રહી હતી અને અકળામણની લાગણી ઉત્તરોત્તર વધ્યે જતી હતી ત્યારે ગાધીજીએ કેટલાક લેખો લખ્યા એ લેખોએ એકએક પ્રજાના વિચારોને નવી જ દિશામા વાળ્યા

અથવા હમેશા બને છે તેમ.તેમના અસ્પષ્ટ ખ્યાલોને મૂર્ત સ્વરૂપ આપ્યું એ કટોકટીની ઘડીએ હાથપગ જોડીને બેસી રહેવાનું અથવા જે કંઈ બનતું હતું તેને મૂગે મોએ વશ થવાનું તેમને માટે અસહ્ય બની ગયું હતું હિંદની આઝાદી માન્ય રાખવામાં આવે અને મિત્રરાજ્યો સાથે સ્વ ર કરીને હિંદ ચડાઈ તેમ જ આક્રમણનો સામનો કરે એ તે વખતની પરિસ્થિતિને પહોંચી વળવા માગનો એકમાત્ર રસ્તો હતો હિંદની આઝાદીનો આ રીતે સ્વીકાર કરવામાં ન આવે તો પછી ચાલુ તંત્રને પડકારવાને, તેમ જ પ્રજાને પાંગળી બનાવી રહેતા અને દરેક પ્રકારના આક્રમણનો શિકાર બનાવનાર જડતા અને પ્રમાદમાંથી તેને જગાડવાને કોઈક સક્રિય પગલું ભર્યા વિના આરો નહોતો

એ માગણીમાં નવું કશું નહોતું કેમ કે આજ સુધી અમે જે કહેતા આવ્યા હતા તેનો જ એ પુનરુચ્ચાર હતો પણ આ વખતના તેમના ભાષણો તેમ જ વખાણોમાં નવી તાજી અને ઉત્કટતા દેખાતા હતા વળી એમાં સક્રિય પગલાનો પણ ઇશારો હતો ગાંધીજી એ વખતે હિંદમાં પ્રવર્તતી લાગણી વ્યક્ત કરતા હતા એ નિર્વિવાદ છે એ વચ્ચેની ખેંચતાણમાં આંતરરાષ્ટ્રીયતા પર રાષ્ટ્રીયતાની ભાવના વિજયી નીવડી હતી અને ગાંધીજીના નવા લખાણોએ હિંદભરમાં ખળભળાટ મચાવી મૂક્યો અને આમ છતાં એ રાષ્ટ્રીયતા છતી પણ આંતરરાષ્ટ્રીયતાની વિરોધી નહોતી, એટલું જ નહીં, માનભેર તેમ જ અસરકારક રીતે એમ રવાની તક તેને આપવામાં આવે તો એ વધારે વ્યાપક વસ્તુ સાથે પોતાનો મેળ સાધવાનો કોઈક માર્ગ ખોળવાને તે ભારે જહેમત ઉઠાવી રહી હતી એ બે વચ્ચે કશું અનિવાર્ય ઘર્ષણ નહોતું, કેમ કે યુરોપના દેશોની ઉગ્ર રાષ્ટ્રીયતાની પેઠે તે બીજાઓના માર્ગમાં આવવા માગતી નહોતી ઊલટી, તે બીજા દેશો જોડે સામાન્ય હિતની બાબતમાં સહકાર રવા ધારતી હતી રાષ્ટ્રની આઝાદીને સાચી આંતરરાષ્ટ્રીયતા માટેની આવશ્યક ભૂમિકા તરીકે અને તેથી તેને પહોંચવાના માર્ગ તરીકે તેમ જ ફાસીવાદ અને નાઝીવાદ સામેની સહિયારી લડતમાં સહકાર માટેના સાચા પાયા તરીકે લેખવામાં આવતી હતી દરમ્યાન જેની આટઆટલી વાત થતી હતી તે આંતરરાષ્ટ્રીયતા સામ્રાજ્યવાદી સત્તાઓની પુરાણી નીતિની પેઠે શંકાસ્પદ દેખાવા લાગી હતી તેણે કંઈક નવા વાઘા સજ્યા હતા જોકે તે સાવ નવા નહોતા ખરેખર તે ઉગ્ર અથવા આક્રમણકારી રાષ્ટ્રીયતા હતી અને સામ્રાજ્ય, કૉમનવેલ્થ કે રાષ્ટ્રસંઘ અથવા સંરક્ષક સત્તાને નામે બીજાઓ પાસે પરાણે પોતાનું મનમાન્યું કરાવતી હતી

અમારામાંના કેટલાક આ ફેરફારથી કંઈક અસ્વસ્થ અને બેચેન બન્યા હતા, કેમ કે જે પગલું ભરવામાં આવે તે અસરકારક ન હોય તો તેનો કશો અર્થ નહોતો અને હુમલાનો ભય હિંદના આંગણામાં આવીને ઊભો હતો તે વખતે

કોઈ પણ પ્રકારનુ અસરકારક પગલું યુદ્ધપ્રયાસના માર્ગમાં આવ્યા વિના રહે નહીં. ગાંધીજીની સામાન્ય દૃષ્ટિ પણ મહત્ત્વની આંતરરાષ્ટ્રીય ગૂંચતરીઓની ઉપેક્ષા કરતી જણાતી હતી અને રાષ્ટ્રીયતાની સંકુચિત દૃષ્ટિ પર તે રચાયેલી હોય એમ લાગતું હતું. યુદ્ધનાં ત્રણ વરસ દરમ્યાન ર । બ્રિટિશ સરકારને મૂંઝવણમાં ન નાખવાની નીતિ અખત્યાર કરી હતી અને અમે જે કંઈ પગલું ભર્યું હતુ તે વિરોધના પ્રતીકના રૂપનુ હતુ. ૧૯૪૦–૪૧ના ગાળા દરમ્યાન અમારાં ત્રીસ હજાર જેટલાં અગ્રગણ્ય સ્ત્રીપુરુષોને જેલમાં ધકેલી દેવામાં આવ્યાં ત્યારે એ પ્રતીકના રૂપના વિરોધે વિરાટ સ્વરૂપ ધારણ કર્યું આમ છતાં એ જેલ જવામાં પણ ચૂંટી કાઢેલી વ્યક્તિઓએ ભાગ લીધો હતો અને કોઈ પણ પ્રકારની સામુદાયિક ચળવળ અથવા સરકારી તંત્રમા કોઈ પણ પ્રકારની દખલગીરી ટાળવામા આવ્યા હતા. અમે ફરીથી એની પુનરાવૃત્તિ કરી શકીએ એમ નહોતુ અને બીજું કરવા જઈએ તો તે જુદા જ પ્રકારનુ અને વધારે અસરકારક પાયા પરનુ હોવુ જોઈએ. હિંદને આગણે આવી પહોંચેલા યુદ્ધમા એ ખલેલ કર્યા વિના તેમ જ દુશ્મનને ઉત્તેજન આપ્યા વિના રહે એમ હતુ ખરું?

આ બધી ઉધાડી મુશ્કેલીઓ હતી અને અમે ગાંધીજી જોડે એ વિષે લંબાણ ચર્ચા કરી, પણ અમે કોઈ એકબીજાના વિચારો બદલી શક્યા નહીં. મુશ્કેલીઓ સામે પડેલી હતી. અને કોઈ પણ સક્રિય પગલુ ભરવામા અથવા એમ ન કરતા હાથપગ જોડીને બેસી રહેવામા જોખમો દેખાતાં હતાં બંનેનું તોલન કરીને એમ.થી જે ઓછુ હાનિકારક જણાય તે પસંદ કરવાનો એ સવાલ થઈ પડ્યો અમારી ચર્ચાઓને પરિણામે પહેલાં જે અસ્પષ્ટ અને ધૂંધળું લાગતુ હતું તે સ્પષ્ટ થવા લાગ્યુ અને જે અનેક આંતરરાષ્ટ્રીય બાબતો તરફ ગાંધીજીનુ લક્ષ દોરવામાં આવ્યુ તેને તેમણે પિછાની એ પછીનાં એમનાં લખાણોમા ફેરફાર થયા અને તે પોતે એ બધી આંતરરાષ્ટ્રીય બાબતો પર ભાર મૂકવા લાગ્યા તેમ જ હિંદના પ્રશ્નને તેમણે વ્યાપક દૃષ્ટિથી નિહાળ્યો. પરંતુ તેમનું મૂળભૂત વલણ તેનું તે રહ્યુ. હિંદમાંની આપખુદ અને દમનની બ્રિટિશ નીતિને મૂંગે મોઢે વશ થવા સામેનો તેમનો વિરોધ અને એને પડકારવા માટે કંઈક સક્રિય પગલુ ભરવા માટેની તેમની તીવ્ર ઇચ્છા કાયમ રહ્યાં. તેમનો એવો અભિપ્રાય હતો કે એ વખતે તેને વશ થવાથી હિંદનો તેજોવધ થશે અને યુદ્ધમાં ગમે તેવા પરિણામ આવે, એનુ પરિણામ પણ ગમે તેનું આવે પણ હિંદના લોકો દાસ્યવૃત્તિથી વર્તશે અને લાંબા વખત સુધી તેઓ સ્વતંત્ર નહીં થાય. વળી એ જ રીતે હુમલાખોરને પણ પ્રજા તાબે થશે અને સરકારના લશ્કરની હાર થાય અથવા તે લશ્કર ખેંચી લેવામાં આવે તેની જગાએ પગવા

કર્યા વિના તેનો સામનો કરવાનું તે ચાલુ નહીં ગણે. એથી અમારી પ્રજાનો સંપૂર્ણ નૈતિક અધઃપાત થશે અને પા સદી સુધીની સ્વાતંત્ર્ય માટેની અવિરત લડતને પરિણામે તેણે મેળવેલી બધી તાકાત તે ગુમાવી બેસશે એથી દુનિયા હિંદની સ્વાતંત્ર્ય માટેની માગણી ભૂલી જશે અને યુદ્ધ પછીની પુનર્રચના સામ્રાજ્યવાદી લાલસાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ પ્રમાણે થશે. હિંદની સ્વતંત્રતા માટેની તેમની ધગશ ઘણી ઉત્કટ હતી, પરંતુ હિંદ તેમના વહાલા વતન કરતાં તેમને મન કંઈક વિશેષ હતું. હિંદ તેમને મન જગતભરની પરાધીન અને શોષિત પ્રજાઓના પ્રતીકરૂપ તથા જગતની રાજનીતિને કસી જોવાની કસોટી જેવું હતુ. હિંદ જો પરતંત્ર રહે તો આજે ગુલામી ભોગવતી પ્રજાઓ તેમ જ પરાધીન દેશોની ગુલામી જેમની તેમ ચાલુ રહે અને યુદ્ધ વ્યર્થ જાય. યુદ્ધનો નૈતિક પાયો બદલવાની જરૂર હતી. ખુશ્કી ફોજો, નૌકાદળ તેમ જ હવાઈદળ પોતપોતાના ક્ષેત્રમાં લડે અને હિંસાની ચઢિયાતી પદ્ધતિને પરિણામે વિજય પણ મેળવે પણ તેમની જીતનું ધ્યેય શું? વળી સશસ્ત્ર યુદ્ધમાં પણ નૈતિક ભાવનાની જરૂર હોય છે. નેપોલિયને નહોતુ કહ્યું કે યુદ્ધમાં 'નૈતિક બળ અને શરીરબળનું પ્રમાણ ત્રણ ને એકનું હોય છે'? આ યુદ્ધ ખરેખર અમારી મુક્તિને માટે છે એમ જગતભરની કરોડોની પરાધીન અને શોષિત પ્રજાઓને લાગે તો તેમાંથી પેદા થતી નૈતિક શક્તિ યુદ્ધની સંકુચિત દૃષ્ટિથી જોતાં પણ બહુ મહત્ત્વની વાત હતી. ભવિષ્યમાં સુલેહશાંતિ સ્થાપવાને માટે તેનું મહત્ત્વ એથીયે વધારે હતુ. યુદ્ધમાં જે કરોડકીભર્યા પલટા આવ્યા હતા તે જોતાં પણ દૃષ્ટિ તેમ જ નીતિમાં ફેરફાર કરવાની તેમ જ આ ધૂંધવાયેલા અને સાશંક બનેલા કરોડો લોકોને ઉત્સાહી પક્ષકારોમાં ફેરવી નાખવાની જરૂર ઊભી થઈ હતી. જો આવો ચમત્કાર થાય તો ધરી સત્તાઓનું સઘળું લશ્કરી બળ કશા કામનું ન રહે અને તેમની હાર વિધાતાના લેખ જેવી બની જાય. આ જગદ્વ્યાપી પ્રબળ લાગણીની ધરી દેશોના ઘણા લોકો પર અસર થાય એવો સંભવ હતો.

હિંદમાં પ્રજાના નિષ્ક્રિય ધૂંધવાટને તાબે થવાનો ઇન્કાર કરવાની અને સામનો કરવાની ભાવનામાં પલટી નાખવાનું સલાહભર્યું હતું. આરંભમાં આ ભિન્નતામેદારીનું વલણ બ્રિટિશ સત્તાવાળાઓના સ્વૈર હુકમોની સામે દાખવવાનું હતું પણ હુમલાખોરનો સામનો કરવાની દિશામાં તેને વાળી શકાય એમ હતું. એકના સંબંધમાં તાબેદારી અને દાસત્વ દાખવ્યું તો બીજાની બાબતમાં પણ એમ જ થવાનું અને એ રીતે પ્રજાનો તેજોવધ અને અધઃપાત થાય.

આ બધી સુપરિચિત દલીલો હતી; અમને એ માન્ય હતી અને ઘણી વાર અમે તેમનો ઉપયોગ કર્યો હતો. પણ દુઃખની વાત એ હતી કે બ્રિટિશ સરકારની નીતિ એ ચમત્કાર થવામાં આડે આવતી હતી. અને યુદ્ધકાળ પૂરતો

હિંદના સવાલનો કામચલાઉ ઉકેલ કાઢવાના અમારા બધા પ્રયાસો પણ વ્યર્થ ગયા હતા તેમ જ યુદ્ધનેમો જાહેર કરવા માટેની અમારી બધીયે વિનંતી તરછોડવામાં આવી હતી. એ દિશામાં વળી વધુ પ્રયાસ પણ અચૂક નિષ્ફળ નીવડનાર હતો એ વિષે નામનીયે શંકા નહોતી. પછી કરવું શું? જો લડત જ કરવાની થાય તો નૈતિક દૃષ્ટિએ અને બીજી રીતે ભલે તે વાજબી ઠરાવી શકાય પણ હિંદમાં યુદ્ધપ્રયાસોમાં તે સારી પેઠે વિઘ્નરૂપ નીવડે, અને તે પણ ચડાઈનો ભય જ્યારે સૌથી વધારે હતો તે વખતે તો ખાસ, એ વિષે જરા પણ શંકા નહોતી. હકીકત આ હતી અને એમાથી કોઈ રીતે છટકી શકાય એમ નહોતુ. આમ છતાં વિચિત્ર વાત એ હતી કે, ખુદ એ ભય અથવા જોખમને કારણે જ અમારા મનમાં ઊંડો સઘર્ષ અને ગડમથલ પેદા થયાં હતાં. કેમ કે, પ્રજાકીય સામનાનો બોજો ઉઠાવવાને તેઓ સાવ નાલાયક અને આવડત વિનાના છે એમ અમે જેમને વિષે માનતા હતા એવા લોકોને હાથે દેશમા ગેરવહીવટ ચાલે તેમ જ દેશ બરબાદ થાય એ અમે નિષ્ક્રિય બનીને જોઈ રહી શકીએ એમ નહોતુ. અને એ પ્રસંગે પરિસ્થિતિને પહોંચી વળવા માટે પ્રજાકીય સામનો સંગઠિત કરવાની ખાસ જરૂર હતી. ઘેરાઈ રહેલી અમારી બધી લાગણી તેમ જ શક્તિ કંઈક માર્ગ ખોળતી હતી, સક્રિય બનવા માગતી હતી.

ગાંધીજીની ઉંમર વધતી જતી હતી, સિત્તેર વરસ તે વટાવી ગયા હતા, અને અવિશ્રાન્ત પ્રવૃત્તિ તથા ભારે માનસિક તેમ જ શારીરિક પરિશ્રમના લાંબા જીવનને લીધે તેમના શરીરને સારી પેઠે ઘસારો પહોંચ્યો હતો. પરંતુ હજી પણ તેમનામાં ઘણી તાકાત હતી અને પોતે જેને અણમોલી વસ્તુ લેખતા હતા તેની સિદ્ધિને અર્થે સંજોગોને વશ થઈને તે વખતે કશુ પગલું ન ભર્યું તો પોતાનુ સઘળું જીવનકાર્ય મિથ્યા જશે એમ તેમને લાગતુ હતુ. હિંદની તેમ જ બીજી બધી શોષિત પ્રજાઓ અને સઘળા શોષિત દેશોની સ્વતંત્રતા માટેનો તેમનો પ્રેમ અહિંસા પ્રત્યેની તેમની ચુસ્ત નિષ્ઠા પર વિજયી નીવડ્યો. દેશના સંરક્ષણની બાબતમાં તેમ જ કટોકટીને પહોંચી વળવા માટે રાજ્યના કર્તવ્યની બાબતમાં કૉંગ્રેસ અહિંસાની નીતિને વળગી ન રહે તે સંબંધમા તેમણે જેમ તેમ અને અચકાતે મને પોતાની સંમતિ આપી હતી ખરી પણ પોતે એનાથી અળગા રહ્યા હતા. એ સંબંધમાં તેમનુ ઢચુપચુ વલણ બ્રિટન સાથે તેમ જ મિત્રરાજ્યો સાથે સમાધાન પર આવવામાં નડતરરૂપ બનવા સંભવ છે એમ તેમને સમજાયું. આથી તેઓ આગળ વધ્યા અને સ્વતંત્ર હિંદની કામચલાઉ અથવા વચગાળાની સરકારનું મુખ્ય કાર્ય પોતાની સઘળી વિપુલ સાધનસામગ્રી આક્રમણ સામેની મુક્તિ માટેની લડતમાં હોમવાનું તેમ જ પોતાની પાસેનાં સઘળાં સશસ્ત્ર તેમ જ બીજાં દળો સાથે હિંદના સંરક્ષણમાં મિત્રરાજ્યો સાથે પૂરેપૂરો સહકાર કરવાનું

હશે એવી જાહેરાત કરતો કૉંગ્રેસનો ઠરાવ તેમણે પોતે રજૂ કર્યો આ રીતે પોતે બંધાઈ જવું એ તેમને માટે સહેલ વાત નહોતી, પણ હિંદ હુમલાખોરનો એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સામનો કરી શકે એવું કંઈક સમાધાન થાય એ માટે તે એટલા આતુર હતા કે એ કડવો ઘૂંટડો પણ તેમણે પીધો

ગાંધીજી અને અમારામાંના કેટલાકની વચ્ચે સિદ્ધાંતના તેમ જ બીજા ઘણા મતભેદો હતા તે અદૃશ્ય થયા છતાં પેલી મોટી મુશ્કેલી હજી રહેતી હતી તે એ કે, અમે જે કંઈ પગલું ભરીએ તે યુદ્ધપ્રયાસમાં વિઘ્નરૂપ થયા વિના રહે નહીં પણ અગત્યની વાત એ છે કે, બ્રિટિશ સરકાર સાથે સમાધાન પર આવવાની હજી શક્યતા છે એમ તે હજી પણ માનતા હતા અને એ સિદ્ધ કરવા માટે પોતે પોતાનાથી બનતો બધો પ્રયાસ કરી છૂટશે એમ તેમણે જણાવ્યું અને તેથી કંઈક પગલું ભરવાની વાત તે વારંવાર કરતા હતા છતાં એ વિષે તે સ્પષ્ટ ચોખવટ કરતા નહોતા અથવા પોતે શું પગલું લેવા ધારે છે એ વિષે કશો ઇશારો કરતા નહોતા

અમે સંકલ્પવિકલ્પમાં પડ્યા હતા અને ચર્ચા કરતા હતા તેવામાં દેશનું માનસ પલટાઈ ગયું અને નિષ્ક્રિય ધૂંધવાટને સ્થાને ભારે ઉશ્કેરાટ અને આકાંક્ષાની લાગણી પેદા થઈ બનાવો કંઈ કૉંગ્રેસના નિર્ણય કે ઠરાવની રાહ જોઈને બેઠા નહોતા, ગાંધીજીની વાણીના પ્રેર્યા તે આગળ આવ્યા અને હવે પોતાની જ ગતિથી આગળ વધી રહ્યા હતા એમ કરવામાં ગાંધીજી સાચા હતા કે ખોટા એ બધી જુદી વાત થઈ, પણ પ્રજાની વર્તમાન મનોદશાને તેમણે મૂર્ત સ્વરૂપ આપ્યું એ સ્પષ્ટ છે એમાં અમુક પ્રકારની અધીરાઈ અને જોખમ પ્રત્યેની બેપરવાઈ તેમ જ ઉત્કટ ધગશ હતી અને બુદ્ધિ, તર્ક કે કાર્યના પરિણામો વિષેની શાન્ત ચિત્તની વિચારણાને માટે સ્થાન નહોતું એ પરિણામો તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું નહોતું અને કશું સિદ્ધ થાય કે ન થાય પણ પારાવાર યાતનાઓ અને હાડમારીઓ વેઠવાના આવશે એ સૌ કોઈ સમજતું હતું રોજેરોજ માનસિક ક્લેશ પણ કંઈ ઓછો વેઠવો પડતો નહોતો અને એમાંથી કશો ઉગારો દેખાતો નહોતો દુર્દૈવને મૂગે મોએ વશ થયા કરતાં કાર્યના અણખેડ્યા સાગરમાં કૂદી પડીને કંઈક કરી છૂટવું બહેતર હતું આ કોઈ રાજદ્વારી પુરુષની નહીં પણ જીવ પર આવી ગયેલી ને પરિણામોને વિષે બેપરવા બનેલી પ્રજાની દૃષ્ટિ હતી અને આમ છતાં બુદ્ધિનો આશરો સદાયે લેવામાં આવતો હતો તેમ જ પરસ્પર વિરોધી લાગણીઓને કંઈક બુદ્ધિમત બનાવવાનો તેમ જ માનવી સ્વભાવની મૂળભૂત વિસંગતિઓમાં કંઈક સુમેળ આણવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો યુદ્ધ લાંબું ચાલવાનું હતું, હજી ઘણાં વરસો સુધી તે લંબાવાનું હતું એમાં પાર વગરનો વિનાશ થયો હતો અને હજી એથીયે વધારે વિનાશ થવાનો

અભર્ગ હતો છતા એને સળગાવનાર તેમ જ એણે પોતે જેને ઉત્તેજિત કર્યા હતા તે રાગદ્વેષો ખૂટી જાય અને ટાઢા પડે ત્યા સુધી એ યુદ્ધ ચાલુ રહેવાનું હતુ આ વખતે અધૂરો વિજય મેળવ્યે ન ચાલે, ઘણી વાર તે પરાજય કરતાં પણ વધારે પીડાકારી હોય છે. યુદ્ધ લશ્કરી કાર્યક્ષેત્રમા અવળે રસ્તે ચડયુ હતુ એટલુ જ નહીં, પણ વધારે મૂળભૂત ધ્યેયોને અર્થે તે લડાતુ માનવામા આવતુ હતુ તે બાબતમાં તે એથીયે વિશેષ પ્રમાણમાં અવળે રસ્તે ચડયુ હતુ. અમે જે પગલુ ભરવા માગતા હતા તે ઉપર જણાવેલી બીજી બાબતમા દુનિયાનું લક્ષ ખેચવામા તેમ જ તેને કંઈક નવી અને વધુ આશાસ્પદ દિશામાં વાળવામા મદદરૂપ થાય એવો સંભવ હતો અને એને તત્કાળ સફળતા ન મળે તોયે લાંબે ગાળે એ ધ્યેયને ઉપકારક થઈ પડે અને એ રીતે ભવિષ્યની લશ્કરી પ્રવૃત્તિને સબળ ટેકો આપવામા પણ એ મદદરૂપ થઈ પડે

લોકોના મિજાજનો પારો ચડતો જ જતો હતો ને એ જ રીતે સરકારના મિજાજનો પારો પણ ચડતો જતો હતો એને માટે કશા લાગણીના આવેગની જરૂર નહોતી, કારણ કે એ તેનો સ્વભાવસહજ મિજાજ હતો, કાર્ય કરવાની તેની હમેશની રીત હતી પરાધીન દેશનો કબજો કરીને બેઠેલી વિદેશી સત્તાની એ જ ચાલ હોય છે તેની ઇચ્છાનો સામનો કરવાની હિંમત કરનાર દેશનાં બધાયે તત્ત્વોને કાયમને માટે કચરી નાખવા માટેની આ તક તે વધાવી લેતી હોય એમ લાગતું હતુ અને એને માટે તે ધરતી તૈયારી કરી રહી હતી

બનાવો એક પછી એક બન્યે જવા લાગ્યા અને છતા વિચિત્ર વાત તે એ હતી કે હિંદની ઇજ્જત જાળવવાને તેમ જ સ્વાતંત્ર્ય માટેનો તેનો દાવો સ્થાપિત કરવાને અને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે આક્રમણ સામેના યુદ્ધમા પૂરેપૂરો સાથ આપવાને કોઈક સક્રિય પગલુ ભરવા માટેની આટઆટલી વાતો કરનારા ગાંધીજી એ પગલુ કેવા પ્રકારનુ હશે એ બાબતમા બિલકુલ ચૂપ રહ્યા એ પગલુ શાન્તિપૂર્ણ તો અવશ્ય હોય પણ પછી આગળ શુ ? બ્રિટિશ સરકાર સાથે સમજૂતી પર આવવાની શક્યતા પર તેમ જ તેની સાથે ફરીથી વાટાઘાટ કરીને કંઈક માર્ગ કાઢવા માટેનો સઘળો પ્રયત્ન કરી છૂટવાના પોતાના ઇરાદા પર હવે તે વધારે ભાર મૂકવા લાગ્યા મહાસમિતિ આગળના તેમના છેલ્લા ભાષણમા તેમણે સમાધાન માટેની પોતાની અંતરની ઇચ્છા વ્યક્ત કરી હતી અને એને માટે વાઇસરૉયને મળવાનો પોતાનો સંકલ્પ જાહેર કર્યો હતો જાહેરમા કે ખાનગીમા કારોબારી સમિતિની બેઠકોમા પોતે લેવા ધારેલુ પગલુ કેવા પ્રકારનુ હશે તે બાબતમાં તેમણે કશો ઇશારો કર્યો નહોતો. હા, એક વાત તેમણે જણાવી હતી ખરી વાટાઘાટો પડી ભાંગે તે પ્રસંગે અમુક પ્રકારનો અસહકાર કરવાની તેમ જ એક દિવસની હડતાલ પાડવાની અથવા બધુ કામ બંધ કરીને રાષ્ટ્રના

વિરોધના પ્રતીકરૂપ દેશભરમાં એક દિવસની સામુદાયિક હડતાલ પાડવાની હાકલ પોતે કરશે એમ તેમણે ખાનગીમાં જણાવ્યું હતું. આ પણ એક અસ્પષ્ટ સૂચના હતી. અને એને તેમણે કશું ચોક્કસ સ્વરૂપ આપ્યું નહોતું, કેમ કે સમાધાન પર આવવાનો પ્રયાસ પોતે કરી જુએ ત્યાં સુધી તે આગળ કશી યોજના કરવા માગતા નહોતા. એથી લોકોએ હરકોઈ પરિસ્થિતિને પહોંચી વળવાને તૈયાર રહેવું જોઈએ અને કોઈ પણ સંજોગોમાં શાન્તિમય અને અહિંસક કાર્યની નીતિને વળગી રહેવું જોઈએ એ સિવાય તેમણે કે કારોબારી સમિતિએ ખાનગી યા જાહેર કશી સૂચનાઓ બહાર પાડી નહોતી.

મડાગાંઠમાંથી કંઈક ઉકેલ કાઢવાની ગાંધીજી હજી પણ આશા રાખતા હતા પણ તેમના સિવાય ભાગ્યે જ બીજું કોઈ એવી આશા રાખતું હતું. બનાવો જે રીતે બનતા જતા હતા અને વાતાવરણમાં જે ફેરફારો થયે જતા હતા તે જોતાં અથડામણ અનિવાર્ય લાગતી હતી. એ પરિસ્થિતિ પેદા થાય ત્યારે વચલી સ્થિતિનું કશું મહત્ત્વ રહેવાનું નહોતું અને પોતે એમાંથી કયે પક્ષે રહેશે એ પ્રત્યેક સ્ત્રીપુરુષને નક્કી કરી લેવાનું હતું. કોંગ્રેસીઓ તેમ જ તેમના જેવું માનસ ધરાવનારાઓને માટે પસંદગીનો સવાલ જ રહેતો નહોતો. એક બળવાન સરકાર પોતાના સઘળા સામર્થ્યથી અમારી પ્રજાને કચરી નાખવા કટિબદ્ધ થઈ હોય તે વખતે અમારામાંનો કોઈ પણ એક બાજુએ ઊભો રહીને હિંદની આઝાદી માટેની લડતનો નિષ્ક્રિય સાક્ષી બની રહે એ કલ્પી ન શકાય એવું હતું. આઝાદીની લડત પ્રત્યે પોતાની સહાનુભૂતિ હોવા છતાં કેટલાક લોકો ખસૂસ તટસ્થ બનીને બાજુએ ઊભા રહે છે પણ કોઈ પણ અગ્રગણ્ય કોંગ્રેસી માટે પોતાના જ આગળનાં કૃત્યોનાં પરિણામોમાંથી છટકી જવાનો એવો કોઈ પણ પ્રયાસ શરમજનક અને નામોશીભર્યો થઈ પડત. એ સિવાય પણ તેમને પસંદગી માટે કશો અવકાશ રહેતો નહોતો. હિંદનો ભૂતકાળનો સમગ્ર ઇતિહાસ તેમ જ વર્તમાન સમયની વેદનાઓ અને ભવિષ્યની આશાઓ સદાયે તેમનો પીછો પકડતી હતી અને એ બધાં તેમને આગળ વધવાને પ્રેરતાં હતાં તથા તેમનાં કાર્યોને પ્રભાવિત કરતાં હતાં. બર્ગસન પોતાના ક્રિયેટિવ એવોલ્યુશન નામના પુસ્તકમાં કહે છે, 'ભૂતકાળ પર ભૂતકાળના થરો એક પર એક નિરંતર ચડયા કરે છે. હકીકતમાં ભૂતકાળ પોતે જ આપોઆપ સંચિત થાય છે. ઘણું કરીને એ રીતે સમગ્રપણે તે પ્રતિક્ષણ આપણો પીછો પકડીને ઊભો હોય છે. . . . બેશક ભૂતકાળનો બહુ થોડો અંશ લક્ષમાં રાખીને આપણે વિચાર કરીએ છીએ પણ આપણી આકાંક્ષાઓ, વાસનાઓ, સંકલ્પો તેમ જ કાર્યોની પાછળ આપણી મૂળભૂત પ્રકૃતિ સહિત આપણા સમગ્ર ભૂતકાળની પ્રેરણા રહેલી હોય છે.'

૧૯૪૨ની ઑગસ્ટની ૭મી અને ૮મી તારીખે મુંબઈની મહાસમિતિની બેઠકમાં પાછળથી જે 'હિંદ છોડો'ના ઠરાવ તરીકે જાણીતો થયો છે તેના, પર જાહેર રીતે ચર્ચા કરવામાં આવી. એ એક લાંબો અને સર્વગ્રાહી ઠરાવ હતો અને 'હિંદને ખાતર તેમ જ મિત્રરાજ્યોની સફળતાને ખાતર' હિંદમાંથી બ્રિટિશ અમલનો તત્કાળ અંત લાવવા તેમ જ હિંદની સ્વતંત્રતા માન્ય રાખવા માટેનો દાખલાદલીલોથી ભરેલો દાવો તેમાં રજૂ કરવામાં આવ્યો હતો. 'એ અમલ ચાલુ રહેવાથી હિંદની અવનતિ થતી જાય છે ને તે દુર્બળ બનતું જાય છે અને પોતાનું રક્ષણ કરવાની તેમ જ દુનિયાની સ્વતંત્રતાના ધ્યેયમાં પોતાનો ફાળો આપવાની તેની શક્તિ ઉત્તરોત્તર ઘટતી જાય છે.' 'સામ્રાજ્યની માલકી શાસક સત્તાના બળમાં વધારો કરવાને બદલે તેને માટે બોજારૂપ અને શાપ સમાન થઈ પડી છે. આધુનિક સામ્રાજ્યશાહીના નમૂનેદાર ઉદાહરણરૂપ હિંદ આખાયે પ્રશ્નની કસોટી જેવું બની ગયુ છે, કેમ કે હિંદની સ્વતંત્રતાથી જ બ્રિટન અને મિત્રરાજ્યોની શુભનિષ્ઠાની કસોટી કરવામાં આવશે અને એશિયા તેમ જ આફ્રિકાની પ્રજાઓમાં આશા અને ઉત્સાહનો સંચાર થશે.' 'પોતાની પાસેનાં બધાંયે સશસ્ત્ર દળો તેમ જ અહિંસક દળો વડે પોતાનાં મિત્રરાજ્યોની સાથે રહીને હિંદનું રક્ષણ કરવાનુ તેમ જ આક્રમણનો સામનો કરવાનુ જેનું પ્રધાન કાર્ય હોય' એવી દેશના મુખ્ય મુખ્ય બધા પક્ષોની બનેલી કામચલાઉ મિશ્ર સરકાર ઊભી કરવાની સૂચના ઠરાવમાં કરવામાં આવી હતી. આ સરકાર બંધારણસભા માટેની યોજના તૈયાર કરે અને તે દેશના બધા પક્ષોને માન્ય થાય એવું હિંદ માટેનું રાજ્યબંધારણ ઘડી કાઢે. એ સમવાયી બંધારણ હોય અને તેનાં જોડાનારા ઘટકોને વધારેમાં વધારે સ્વાયત્તતા આપવામાં આવે તેમ જ શેષ સત્તાઓ પણ એ ઘટકોને જ અપાય. 'લોકોના સામર્થ્ય અને પ્રજામતના ટેકાથી સ્વતંત્ર હિંદ આક્રમણનો અસરકારક રીતે સામનો કરવાને શક્તિમાન થશે.'

હિંદની આ સ્વતંત્રતા બીજી એશિયાવાસી પ્રજાઓની સ્વતંત્રતાના પ્રતીક જેવી અને પુરોગામી બનવી જોઈએ. વળી પ્રસ્તુત ઠરાવમાં જગતનાં સ્વતંત્ર રાષ્ટ્રોનું એક સમવાયી રાજ્ય સ્થાપવાની પણ સૂચના કરવામાં આવી હતી અને તેનો આરંભ મિત્રરાજ્યોથી થવો જોઈએ એમ જણાવવામાં આવ્યું હતું. મહાસમિતિએ જણાવ્યું કે, 'ચીન અને રશિયાના સંરક્ષણમાં કોઈ પણ પ્રકારની ગૂંચવણ પેદા ન કરવાને અથવા મિત્રરાજ્યોની સંરક્ષણ શક્તિને હાનિ ન પહોંચાડવાને તે ઇંતેજાર છે. ચીન તેમ જ રશિયાની સ્વતંત્રતા અમૂલ્ય છે અને કેમે કરીને તે સાચવવી જ રહી.' (એ વખતે ચીન અને રશિયા સૌથી વધારે જોખમમાં આવી પડ્યાં હતાં.) 'પરંતુ હિંદ પરનું તેમ જ એ રાષ્ટ્રો

પરનું જોખમ વધતું જાય છે અને આ ઘડીએ નિષ્ક્રિય બનીને બેઠી રહેવું ને પરદેશી રાજવહીવટને વશ વર્તવું એ હિંદની અધોગતિ કરનારું તેમ જ પોતાનું રક્ષણ કરવાની ને આક્રમણનો સામનો કરવાની તેની શક્તિનો હ્રાસ કરનારું છે એટલું જ નહીં, એ વધતા જતા જોખમનો મુકાબલો કરવામાં એ કશા કામનું નથી .અને મિત્રરાજ્યોની પ્રજાને કોઈ પણ રીતે કામમાં આવે એમ નથી.'

મહાસમિતિએ 'દુનિયાની સ્વતંત્રતાના હિતની દૃષ્ટિએ', બ્રિટન તેમ જ મિત્રરાજ્યોને ફરીથી અપીલ કરી. પરંતુ — અને ત્યાં ઠરાવનો ડંખ આવ્યો — 'મહાસમિતિ સામ્રાજ્યવાદી અને અધિકારવાદી સરકાર સામે પોતાનો અધિકાર સ્થાપિત કરવાના તેના પ્રયાસમાં રાષ્ટ્રને રોકી શકે નહીં. એ સરકાર તેના પર આધિપત્ય ભોગવે છે તેમ જ તેને તેના પોતાના હિતમાં અને માનવજાતના હિતમાં કાર્ય કરતાં રોકે છે. એથી સ્વાતંત્ર્ય અને આઝાદીનો હિંદનો મૂળભૂત હક સ્થાપિત કરવા માટે ગાંધીજીની અનિવાર્ય નેતાગીરી નીચે અહિંસક પદ્ધતિની સામુદાયિક લડત શરૂ કરવાનો મહાસમિતિ ઠરાવ કરે છે.' ગાંધીજી નિર્ણય કરે ત્યારે જ એ લડત શરૂ કરવાની હતી. છેવટે જણાવવામાં આવ્યું હતું કે 'કોંગ્રેસને માટે સત્તા મેળવવાનો મહાસમિતિનો ઇરાદો નથી. સત્તા જ્યારે મળશે ત્યારે હિંદની, સમગ્ર પ્રજાની હશે.'

પોતાનાં ઉપસંહારનાં ભાષણોમાં કોંગ્રેસના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદ તેમ જ ગાંધીજીએ સ્પષ્ટ કર્યું કે તેમનું હવે પછીનું પગલું બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે વાઈસરૉયની મુલાકાત લેવાનું તેમ જ માનભર્યા સમાધાન માટે મિત્ર રાજ્યોના મુખ્ય મુખ્ય દેશોના વડાઓને અપીલ કરવાનું હશે. એ સમાધાન હિંદની સ્વતંત્રતા માન્ય કરવાની સાથે સાથે ધરી સત્તાઓના આક્રમણ સામેની લડતના મિત્રરાજ્યોના ધ્યેયને પણ આગળ વધારશે.

૧૯૪૨ના ઑગસ્ટની ૮મી તારીખે મોડી રાત્રે છેવટે એ ઠરાવ પસાર કરવામાં આવ્યો. થોડા કલાક બાદ, ૯મી ઑગસ્ટની વહેલી સવારે મુંબઈમાં તેમ જ આખા દેશમાં સંખ્યાબંધ માણસોની ધરપકડ કરવામાં આવી અને એ રીતે અમે અહમદનગરના કિલ્લામાં આવ્યા.

પ્રકરણ દસમું

# ફરીથી અહમદનગરનો કિલ્લો

## ૧

### ઘટનાની સાંકળ

અહમદનગરનો કિલ્લો ૧૩ ઓગસ્ટ, ૧૯૪૪

અમને અહીં આવ્યાને હમણાં બે વરસ પૂરાં થયાં એ જ ગણીગાંઠી વ્યક્તિઓની સોબત, એ જ મર્યાદિત વાતાવરણ તેમ જ એના એ જ રોજિંદા કાર્યક્રમના એક જ સ્થાનમાં દફનૂન થયેલાં સ્વપ્ન જીવનનાં એ બે વરસો હતાં ભવિષ્યમાં કોઈક વખતે અમે એ સ્વપ્નમાંથી જાગીશું અને જીવન તેમ જ પ્રવૃત્તિથી ઊભરાતી બહોળી દુનિયામાં પ્રવેશ કરીશું એ દુનિયા અમને તદ્દન અદ્દલાઈ ગયેલી માલૂમ પડશે વ્યક્તિઓ અને પદાર્થો અમને કંઈક અપરિચિત જેવા લાગશે, અમે તેમની યાદ ફરીથી તાજી કરીશું, ભૂતકાળની સ્મૃતિઓ અમારા ચિત્તમાં ઊભરાશે અને છતાં એ બધી વ્યક્તિઓ તેમ જ પદાર્થો તેના તે નહીં હોય, અમે પણ તેના તે નહીં હોઈએ અને તેમની સાથે ગોઠવાતાં કદાચ અમને મુશ્કેલ થઈ પડે રોજિંદા જીવનનો ખુદ એ નવો અનુભવ નિદ્રા અને સ્વપ્ન ન હોય કે? અને એક દિવસ એમાંથી અમે એકાએક જાગી ન જઈએ કે? એવું પણ અમને કદાચ કદી કદી થઈ આવે સ્વપ્નાવસ્થા કઈ અને જાગ્રત અવસ્થા કઈ? એ બને સાચી હશે? કેમ કે એ બંનેનો આપણને ઊંડો અને આબેહૂબ અનુભવ થાય છે કે પછી એ બંને આભાસમાત્ર અને સ્વપ્નરૂપ છે જે આવે છે અને જાય છે તેમ જ પાછળ પોતાની ધૂંધળી સ્મૃતિ મૂકી જાય છે?

તુરંગ તેમ જ તેની સાથે જોડાયેલા એકાન્ત અને નિષ્ક્રિયતા વિચાર કરવાને તેમ જ જીવનના પોલાણને ભૂતકાળના જીવનની, પોતાના જીવનની અને માનવ પ્રવૃત્તિના ઇતિહાસની લાંબી પરંપરાની સ્મૃતિઓથી ભરી કાઢવાનો પ્રયત્ન કરવાને પ્રેરે છે એથી છેલ્લા ચાર માસ દરમ્યાન મારા ચિત્તને મેં હિંદની ભૂતકાળની કારકિર્દી અને અનુભવોમાં પરોવ્યું અને જે અસંખ્ય વિચારો મારા ચિત્તમાં ઊઠ્યા તેમાંથી થોડાકને ચૂંટી કાઢી તેમને એક પુસ્તકમાં ગૂંથી લીધા મારા લખાણ પર ફરીથી નજર કરતાં તેને અધૂરું, અસંબદ્ધ, કોઈ પણ પ્રકારની એકતા અથવા સળંગતા વિનાનું, અનેક ભરતુઓના શંભુમેળા જેવું

લાગે છે. એમાં અંગત તત્ત્વ વધારે પ્રમાણમાં છે અને જેનુ નિષ્પક્ષપણે અને તટસ્થતાપૂર્વક બ્યાન કરવાનું તેમ જ પૃથક્કરણ કરવાનું ધારવામાં આવ્યું હતું તેને પણ એ અંગત તત્ત્વનો પાસ લાગ્યો છે. એ અંગત તત્ત્વ મારી લગભગ ઉપરવટ થઈને આગળ ધસી ગયુ છે, ઘણી વાર મેં એને દાબમાં રાખ્યુ છે અને પાછળ ખેંચી રાખ્યુ છે પણ કદી કદી મેં એના પરની લગામ ઢીલી મૂકી છે, મારી કલમ વડે તેને પ્રગટ થવા દીધુ છે અને અમુક અંશે તેમાં મારા ચિત્તનું પ્રતિબિંબ પાડવા દીધુ છે.

ભૂતકાળ વિષે લખીને મારા પરના ભૂતકાળના બોજામાથી મુક્ત થવાનો મે પ્રયાસ કર્યો છે. પણ વર્તમાન પોતાની સઘળી ગૂંચવણો તેમ જ બુદ્ધિરહિતતા યા મંદતા સાથે અને તેની પાછ રહેલો અવ્યક્ત ભવિષ્ય બાકી રહે છે અને તેમનો બોજો ભૂતકાળના બોજાથી ઓછો નથી રઝળતું ચિત્ત કોઈ આશ્રયસ્થાન ન મળવાથી બેચેન બનીને હજી પણ આમ તેમ ભટકચા કરે છે અને પોતાની જાતને તેમ જ બીજાઓને પરેશાન કરે છે વિચારના હુમલાઓથી કલુષિત ન થયા હોય તેમ જ સંશયે જેમના પર પોતાની છાયા ન બિછાવી હોય કે શકાકુશંકાએ જેમના પર પોતાની રેખા અંકિત ન કરી હોય એવા નિશ્ચિંતાત્માઓ ખરેખર કંઈક અંશે ઈર્ષા કરવા જેવા છે પ્રસગોપાત્ત કોઈક આઘાત લાગે અથવા વેદના પેદા થાય તેમ છતાં તેમને માટે જીવન કેવુ સરળ છે?

બનાવો એક પછી એક બન્યે જાય છે અને ઘટનાઓનો અસ્ખલિત અને અનત પ્રવાહ વહે જાય છે આપણે અમુક બનાવને સમજવા માટે તેને અલગ પાડીએ છીએ અને જાણે તે જ આરભ ને તે જ અંત હોય ને કોઈક તરતના આગળના કારણના પરિણામરૂપ હોય તેમ તેને એકલાને નિહાળીએ છીએ આમ છતા જેનો આરંભ નથી અને જેનો અંત નથી એવી સાકળની તે માત્ર એક કડી છે વાસનાઓની એ સાકળ આગળની સઘળી ઘટનાઓનુ પરિણામ છે અને પરસ્પર હળીમળીને રહેતા તેમ જ એકબીજા સાથે ઝઘડતા ને પ્રત્યેક વ્યક્તિના ધારવા કરતા કંઈક જુદુ પેદા કરતા અગણિત માનવીઓની આકાંક્ષાઓ, સંકલ્પો, વાસનાઓ તેમ જ પ્રેરણાઓનુ ફળ છે. ખુદ એ આકાંક્ષાઓ, સંકલ્પો, વાસનાઓ તેમ જ પ્રેરણાઓ વળી મોટે ભાગે પૂર્વની ઘટનાઓ તેમ જ અનુભવોથી ઘડાય છે અને નવો બનાવ ભાવિને ઘડનારું વળી એક બીજુ બળ બને છે મહાપુરુષ, જનતા પર પોતાનો પ્રભાવ પાડનારો લોકનાયક, આ પ્રક્રિયામા બેશક મહત્ત્વનો ભાગ ભજવે છે, પણ તે પોતે પણ ભૂતકાળની ઘટનાઓ અને બળોનું ફરજંદ હોય છે અને તેનો પ્રભાવ એ બાથી સીમિત થાય છે

## ૨

## બે મનોદશા હિંદી અને બ્રિટિશ

૧૯૪૨ ના ઑગસ્ટમા જે બન્યુ તે કઈ આકસ્મિક ઘટના નહોતી પણ આગળના વખતમા જે બન્યુ હતુ તે બધાની અવધિ અને પરિપૂર્તિ હતી એના વિરોધમા, એની ટીકામા અથવા એના બચાવમા ઘણુ લખાયુ છે તેમ જ અનેક રીતે એની સમજૂતી આપવામા આવી છે અને છતા એમાના ઘણાખરાં લખાણો સાચો મુદ્દો ચૂકી જાય છે, કેમ કે રાજકારણથી જે કઈક ઊડી વસ્તુ હતી તેને તે બધા કેવળ રાજકારણના ગજથી માપે છે પરદેશી આપખુદ અમલ નીચે જીવવાનુ તેમ જ તેને વેઠી લેવાનુ હવે બિલકુલ શક્ય નથી એવી અતિ ઉત્કટ લાગણી એ બધાની પાછળ રહેલી હતી એ અમલ નીચે કઈક સુધારો કરી શકાય એમ છે કે કેમ અથવા કોઈક દિશામા પ્રગતિ કરી શકાય કે નહીં અથવા એની સામે થવાથી વળી વધારે બૂરા પરિણામો વેઠવાના આવશે આ અને એવા બીજા બધા પ્રશ્નો ગૌણ બની ગયા એમાથી છૂટવાની અને એ છુટકારા માટે ગમે તે ભોગ આપી છૂટવાની, એકમાત્ર અદમ્ય ઇચ્છા, બીજુ ગમે તે થાઓ પણ આ હવે સહ્યુ જાય એમ નથી એવી એકમાત્ર લાગણી કાયમ રહી

આ લાગણી નવી નહોતી, ઘણા વરસથી તે પેદા થઈ હતી પણ પહેલા તેને અનેક રીતે અકુશમા રાખવામા આવી હતી અને ઘટનાઓની સાથે કદમ મિલાવીને આગળ વધવાને કેળવવામા આવી હતી યુદ્ધની એના પર દ્વિવિધ અસર થઈ એક, તેણે એના પર નિયમન પણ મૂક્યુ અને બીજુ તેને માટે માર્ગ પણ મોકળો કરી આપ્યો તેણે જબરદસ્ત ફેરફારો તેમ જ ક્રાતિકારી પલટાઓ વિષે અમને વિચાર કરતા કર્યા તેમ જ નજીકના ભવિષ્યમાં અમારી મુરાદ બર આવશે એવી શક્યતાનો પણ અમને ખ્યાલ આપ્યો અને મદદ કરવાની તેમ જ ધરી સત્તાઓ સામેની લડતમા કોઈ પણ સજોગોમાં વિઘ્ન ન નાખવાની અમારી ઇચ્છાને લીધે બીજી રીતે અમે ઘણુ કર્યું હોત તે કરતા તેણે અમને રોકી રાખ્યા

પણ યુદ્ધ આગળ વધતુ ગયુ તેમ તેમ અમને વધારે ને વધારે સ્પષ્ટપણે જણાવા લાગ્યુ કે, પશ્ચિમની લોકશાહી સત્તાઓ કશાયે ફેરફારને માટે નહીં પણ જૂની વ્યવસ્થા જેમની તેમ ચાલુ રાખવાને માટે લડે છે યુદ્ધ પહેલાના સમયમા તેમણે ફાસીવાદી સત્તાઓના મનનું સમાધાન કરીને તેમને મનાવી લીધી હતી કેવળ પરિણામોના ડરના માર્યા નહીં સિદ્ધાતોની બાબતમા તેમની સાથે તેમને કઈક સમભાવ હતો તેમ જ ફાસીવાદના બીજા

કેટલાક સંભવિત વિકલ્પો વિષે તેમને ભારે અણગમો હતો તેથી પણ તેમણે મનામણાંની નીતિ અખત્યાર કરી હતી. નાઝીવાદ કે ફાસીવાદ કંઈ ખોયમાંથી એકાએક ફાટી નીકળ્યા નહોતા કે ઇતિહાસની આકસ્મિક ઘટના નહોતી. સામ્રાજ્ય અને વર્ણદ્વેષની ભાવના, ગષ્ટ્રીય લડતો, ઉત્તરોત્તર વધતું જતું સત્તાનું કેન્દ્રીકરણ, વર્તમાન સામાજિક ચોકઠામાં પોતાની પૂર્ણતા સાધવાનો જેને અવકાશ ન મળ્યો એવો હુન્નર વિજ્ઞાનનો વિકાસ, લોકશાહીનો આદર્શ તેમ જ તેનાથી ઊલટા પ્રકારના સમાજતંત્ર વચ્ચે પાયામાં રહેલાં સંઘર્ષ વગેરે ભૂતકાળના ઘટનાચક્રનું એ સ્વાભાવિક પરિણામ હતું. પશ્ચિમ યુરોપ તેમ જ ઉત્તર અમેરિકામાંની રાજકીય લોકશાહીએ પ્રજાકીય તેમ જ વ્યક્તિગત પ્રગતિ માટેનાં દ્વાર ખુલ્લાં કર્યાં હતાં તે જ રીતે અનિવાર્યપણે આર્થિક સમાનતાના લક્ષ્ય તરફ લઈ જનારાં નવાં બળો તેમ જ નવા વિચારો પણ પેદા કર્યાં હતાં. સંઘર્ષ પરિસ્થિતિના પાયામાં રહેલો હતો. એ રાજકીય લોકશાહીને કાં તો વ્યાપક કરવામાં આવે અથવા તેને દાબી દેવાના ને નિર્મૂળ કરવાના પ્રયત્નો થાય. લોકશાહી સામે વિરોધ સતતપણે ચાલુ રહ્યો હતો છતાં તેનો વિસ્તાર તેમ જ તેની ગુણવત્તા વધ્યાં અને રાજકીય સંગઠનનો તે સ્વીકૃત આદર્શ બન્યો. પણ પછી એવો સમય આવ્યો કે એને વધારે વ્યાપક કરવા જતાં સમાજતંત્રનો પાયો જોખમમાં આવી પડે. એ વખતે એ સમાજતંત્રના પુરસ્કર્તાઓ અણનમ અને આક્રમણકારી બન્યા અને ફેરફારની સામે થવાને માટે સંગઠિત થયા. આ કટોકટી વધારે ઝડપથી પેદા થાય એવી સ્થિતિ જ્યાં હતી તે દેશોમાં જાહેરોક ઇરાદાપૂર્વક લોકશાહીને કચરી નાખવામાં આવી અને ફાસીવાદ તેમ જ નાઝીવાદનો ઉદય થયો. પશ્ચિમ યુરોપ તેમ જ ઉત્તર અમેરિકાની લોકશાહીઓમાં પણ એ જ પ્રક્રિયા પોતાનું કાર્ય કરતી હતી પણ બીજી કેટલીક વસ્તુઓએ આવતી કટોકટીને ઢીલમાં નાખી. વળી, એ દેશોમાંની શાન્તિપ્રિય અને લોકશાહી ઢબના રાજવહીવટની વધારે લાંબી પરંપરાએ પણ એમાં કંઈક મદદ કરી. એમાંના કેટલાક લોકશાહી દેશોની પાછળ સામ્રાજ્યો અથવા તેમના તાબા નીચેના પરાધીન દેશો પડેલા હતા. ત્યાં આગળ ફાસીવાદના જેવો જ અધિકારવાદી રાજવહીવટ ચાલતો હતો. ફાસીવાદી દેશોની પેઠે સામ્રાજ્યના ભોગ બનેલા એ બધા દેશોમાં પણ શાસક વર્ગના લોકોએ સ્વતંત્રતાની માગણી દાબી દેવાને ખાતર તે તે દેશના પ્રત્યાઘાતી અને તકસાધુ વર્ગો તેમ જ રજવાડી જમાનાના અવશેષરૂપ લોકો સાથે મૈત્રી કરી છે. અને ત્યાં પણ તેઓ કહેવા લાગ્યા કે, લોકશાહી એક આદર્શ તરીકે સારી ચીજ છે અને તેમના વતનમાં તે ઇચ્છવા જોગ છે પણ તેમની વસાહતોમાં પ્રવર્તતા ખાસ સંજોગોમાં ત્યાં એ માફક આવે એમ નથી. એથી પશ્ચિમ યુરોપના લોકશાહી દેશોને ફાસીવાદના

કેટલાક વધારે પાશવ અને હીન આવિર્ભાવો રુચતા નહોતા તોયે તેઓ તેની સાથે અમુક પ્રકારની સિદ્ધાંત પૂરતી બિરાદરી અનુભવતા હતા.

સ્વરક્ષા માટે તેમને લડવાની ફરજ પડી ત્યારે, જે સમાજતંત્ર અથવા વ્યવસ્થા દુઃખદ રીતે નિષ્ફળ નીવડી હતી તેને જ પુનઃ સ્થાપિત કરવાની નેમ તેમણે રાખી. યુદ્ધને આત્મરક્ષણ માટેના યુદ્ધ તરીકે લેખવામાં તેમ જ રજૂ કરવામાં આવ્યું અને એક રીતે એ વાત સાચી પણ હતી. છતાં એ યુદ્ધની બીજી બાજુ પણ હતી. એ હતી નૈતિક બાજુ. એ લશ્કરી હેતુઓને વીંધીને આગળ જતી હતી અને ફાસીવાદી નીતિ તેમ જ દૃષ્ટિ પર તે આકરા પ્રહાર કરતી હતી, કેમ કે આ યુદ્ધને જગતની પ્રજાઓના આત્માની રક્ષા માટેના યુદ્ધ તરીકે ઓળખાવવામાં આવ્યું હતું. કેવળ ફાસીવાદી દેશોને માટે જ નહીં, મિત્ર રાજ્યોને માટે પણ પરિવર્તનનાં બીજ એમાં રહેલાં હતાં. જબરદસ્ત પ્રચાર-યુદ્ધથી એ નૈતિક બાજુને ઢાંકી દેવામાં આવી હતી. અને ભૂતકાળનું રક્ષણ કરવા તેમ જ કાયમને માટે તેને ટકાવી રાખવા પર ભાર મૂકવામાં આવ્યો. નવા ભવિષ્યનું સર્જન કરવાની બાબતમાં કશું લક્ષ આપવામાં આવ્યું નહીં. આ નૈતિક બાજુ વિષે ઊંડી શ્રદ્ધાવાળા ઘણા લોકો પશ્ચિમના દેશોમાં હતા. વિશ્વયુદ્ધ મારફતે માનવસમાજની જે પરમ નિષ્ફળતા વ્યક્ત થતી હતી તેની સામે કંઈક ઢાલ રૂપ બને એવી નવી દુનિયા તેઓ નિર્માણ કરવા માગતા હતા. એવા ફેરફાર માટે કંઈક અસ્પષ્ટપણે પણ દૃઢતાપૂર્વક ઝંખતા અસંખ્ય લોકો સર્વત્ર હતા. ખાસ કરીને રણક્ષેત્ર પર લડનારા અને ત્યાં મરણશરણ થનારાઓમાં એવા ઘણા હતા. અને યુરોપ તેમ જ અમેરિકામાં ને એથીયે ઘણા મોટા પ્રમાણમાં એશિયા ને આફ્રિકામાં અકિંચન બની ગયેલા તેમ જ શોષણ અને જાતિદ્વેષનો ભોગ બનેલા કરોડો લોકો હતા. ભૂતકાળની તેમની કડવી સ્મૃતિઓ તેમ જ વર્તમાન સમયની હાડમારીઓ ને યાતનાઓથી તેઓ યુદ્ધને અળગું પાડી શકતા નહોતા અને આશાને માટે કશુંયે કારણ ન હતું તોપણ યુદ્ધ તેમને કચડી રહેલો બોજો કોઈક રીતે દૂર કરશે એવી ભારે ધગશપૂર્વક આશા રાખતા હતા.

પણ મિત્રરાજ્યોના અગ્રણીઓની નજર કોઈક બીજી બાજુએ વળેલી હતી; તેઓ આગળ ભવિષ્ય તરફ નહીં પણ પાછળ ભૂતકાળ તરફ જોતા હતા. પોતાની પ્રજાની ભૂખ સંતોષવા માટે કદી કદી ભવિષ્યનું તેઓ છટાદાર અને રૂપાળી ભાષામાં વર્ણન કરતા, પણ તેમની નીતિને એ આકર્ષક શબ્દો સાથે કશી લેવાદેવા નહોતી. વિન્સ્ટન ચર્ચિલને માટે એ કેવળ જૂની વ્યવસ્થા ફરીથી સ્થાપન કરવા માટેનું, નજીવા ફેરફારો સાથે ઇંગ્લંડની સમાજવ્યવસ્થા તેમ જ તેના સામ્રાજ્યનું તંત્ર જેમનું તેમ ચાલુ રાખવા માટેનું યુદ્ધ હતું. પ્રમુખ

રુઝવેલ્ટ જુદી ભાષામાં અને વધારે ઉજ્જ્વળ ભાવીની વાતો કરતો હતો પણ તેની નીતિમાં કશો મૌલિક તફાવત નહોતો. આમ છતાં, દુનિયાભરમાં ઘણા લોકો તેને દીર્ઘદર્શી ને ઉચ્ચ કક્ષાના રાજપુરુષ તરીકે લેખતા હતા અને તેના તરફ આશાની નજરે જોતા હતા.

આમ, બ્રિટનના શાસક વર્ગનું ચાલે ત્યાં સુધી હિંદનું તેમ જ આખી દુનિયાનું ભાવિ ભૂતકાળને અનુરૂપ થવાનું હતું અને વર્તમાનને અનિવાર્ય રીતે તેની સાથે અનુકૂળ થવાનું હતું. એ વર્તમાનમાં જ આ ભવિષ્યનાં બીજ વવાતાં જતાં હતાં. ઉપર ઉપરથી પ્રગતિશીલ લાગતી ક્રિપ્સ દરખાસ્તોએ હિંદની આઝાદીના માર્ગમાં મોટા અંતરાય રૂપ થઈ પડે એવા નવા અને જોખમકારક પ્રશ્નો અમારે માટે ઊભા કર્યા. અમુક અંશે એનું એવું પરિણામ આવી પણ ચૂક્યું છે. યુદ્ધ દરમ્યાન અને તેના ઓઠા નીચે હિંદમાંની બ્રિટિશ સરકારની સર્વવ્યાપી આપખુદી તેમ જ અધિકારવાદ અને નાગરિકોના બહુ સામાન્ય હકો તેમ જ સ્વતંત્રતાઓનું વિશાળ પાયા પરનું દમન પરાકાષ્ઠાએ પહોંચ્યાં. ચાલુ પેઢીની કોઈ પણ વ્યક્તિને પહેલાં એના જેવો અનુભવ કદી થયો નહોતો. અમારી પરાધીન દશા તેમ જ કાયમી નામોશીનું તે હરહમેશ સ્મરણ કરાવતાં હતાં. તે ભવિષ્યના, ભાવિમાં આવનારી વસ્તુસ્થિતિના ઇશારારૂપ પણ હતાં કેમ કે આ વર્તમાનમાંથી ભવિષ્યનો ઉદય થવાનો હતો. આ અધોગતિને વશ થવા કરતાં બીજી કોઈ પણ વસ્તુ બહેતર હતી.

હિંદના કરોડો લોકો પૈકી કેટલાએ આવી લાગણી અનુભવી હશે? એ કહેવું મુશ્કેલ છે. કેમ કે એ કરોડોમાંથી ઘણા મોટા ભાગના લોકોની બધી સતેજ લાગણી ગરીબાઈ અને યાતનાઓને લીધે બહેરી થઈ ગઈ હતી. બીજા કેટલાક હોદ્દા, વિશિષ્ટ અધિકારો અથવા સ્થાપિત હિતોને લીધે ભ્રષ્ટ થયા હતા. વળી બીજા કેટલાકનાં મન પોતાના વિશિષ્ટ દાવાને લીધે જુદી દિશામાં વળ્યાં હતાં. આમ છતાં એ લાગણી ઘણી વ્યાપક હતી. હા, એની તીવ્રતા વત્તીઓછી હતી તેમ જ કદી કદી તેની સાથે બીજી લાગણીઓ પણ ભળી જતી હતી. શ્રદ્ધાના જેવી તીવ્રતા અને અનિવાર્ય રીતે કાર્ય કરવાને પ્રેરે એવી – ગમે તેવું જોખમ ખેડવાની ઇચ્છાથી માંડીને સુરક્ષિત જગ્યાએ રહીને કંઈક અસ્પષ્ટ સહાનુભૂતિ રાખવા સુધીની એમાં ચડતી ઊતરતી અનેક કક્ષાઓ હતી. કેટલાક અત્યંત લાગણીવશ લોકો પોતાની આસપાસના ત્રાસજનક વાતાવરણમાં શ્વાસ લેવાની હવાને અભાવે ગૂંગળાઈ મરતા હતા; જ્યારે સામાન્ય ભૂમિકા પર જીવતા બીજા કેટલાક પોતાને અણગમતી પરિસ્થિતિમાં ગોઠવાઈ જવાની શક્તિ વિશેષ પ્રમાણમાં ધરાવતા હતા.

હિંદમાં રાજ કરનારા બ્રિટિશરોની મનોદશા એથી બધી રીતે જુદી હતી બ્રિટિશરો અને હિંદીઓની મનોદશા વચ્ચેનું જમીનઆસમાન જેટલું અંતર ખરેખર ચોંકાવનારી ચીજ છે અને એ બેમાંથી ખરા કે ખોટા ગમે તે હોય પણ ખુદ એ હકીકત હિંદમાં બ્રિટિશરોની રાજ્યકર્તા વર્ગ તરીકે નામગીરી નિષ્ફળતાની સંપૂર્ણ બિનઆવડતનો સચોટ પુરાવો છે કેમ કે, રાજ્યકર્તાઓ અને પ્રજા વચ્ચે કંઈક સુમેળ, કંઈક દૃષ્ટિની સમાનતા હોય તો જ કંઈક પ્રગતિ થઈ શકે નહીં તો અથડામણ થયા વિના ન રહે એ અથડામણ પછી પ્રત્યક્ષ હોય કે પરોક્ષ હોય હિંદમાંના બ્રિટિશરો હમેશાં ઇંગ્લંડના સૌથી વધારે સ્થિતિચુસ્ત તત્ત્વોના પ્રતિનિધિ રહ્યા છે તેમની અને ઇંગ્લંડની ઉદારમતવાદી વિચારસરણી વચ્ચે કશી સમાન ભૂમિકા નથી હિંદમાં તેઓ જેટલા વધારે વરસ ગાળે તેટલી તેમની દૃષ્ટિ વધારે નગર બનતી જાય છે અને નોકરીમાંથી નિવૃત્ત થઈને ઇંગ્લંડ પાછા ફરે છે ત્યારે તેઓ હિંદના પ્રશ્નોને અંગે સલાહ આપનારા નિષ્ણાતો મનાઈને બેસે છે પોતાની વિવેકદૃષ્ટિ વિષે, હિંદમાં બ્રિટિશ અમલની આવશ્યકતા તેમ જ તેનાથી તેને થતા લાભો વિષે અને સામ્રાજ્યવાદી પરંપરાના પ્રતિનિધિ તરીકેના પોતાના ઉચ્ચ મિશન વિષે તેમને અટલ વિશ્વાસ હોય છે હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસે એ અમલના આખા પાયાને પડકાર્યો અને હિંદને તેમાંથી મુક્ત કરવા માટે તેણે કમર કસી તેથી તે તેમની નજરે સમાજની એટલે કે બ્રિટિશ અમલની પહેલા નંબરની દુશ્મન

...ની હિંદી સરકારના તે વખતના કાયદા ને વ્યવસ્થા ખાતાના સભ્ય સર રેજિનાલ્ડ મેક્સવેલે ૧૯૪૧ની સાલમાં મધ્યસ્થ ધારાસભા આગળ બોલતાં પોતાની મનોદશાનું પ્રદર્શન કર્યું હતું અદાલતમાં કામ ચલાવ્યા વિના જેલમાં અટકાયતમાં રાખવામાં આવેલા કોંગ્રેસીઓ, સમાજવાદીઓ તેમ જ સામ્યવાદીઓ તરફ જર્મન અને ઇટાલિયન યુદ્ધકેદીઓ કરતાં પણ બૂરું વર્તન ચલાવવામાં આવે છે એવા આક્ષેપ સામે પોતાનો બચાવ કરતાં તેમણે જણાવ્યું કે, 'જર્મનો અને ઇટાલિયનો ગમે તેમ પણ પોતાના દેશને ખાતર લડે છે જ્યારે આ બીજા સમાજના શત્રુઓ છે અને ચાલુ વ્યવસ્થાને ઉથલાવી પાડવા માગે છે કોઈ હિંદી પોતાના દેશની સ્વતંત્રતા માટે દાવો કરે અથવા હિંદની આર્થિક વ્યવસ્થા બદલવા તાકે એ દેખીતી રીતે તેને અસહ્ય લાગતું હતું પોતાનો દેશ જર્મનો અને ઇટાલિયનોની સામે જીવસટોસટની લડાઈ લડતો હતો તે વખતે એ મેને મુકાબલે તેની સહાનુભૂતિ ચોક્કસ જર્મનો તેમ જ ઇટાલિયનો તરફ ઢળતી હતી આ પ્રસંગ ગયા યુદ્ધમાં દાખલ થયું તે પહેલાં નક્કી હતો અને સમાજવ્યવસ્થાને બદલવા માટેના હરેક પ્રયત્નને વખોડી કાઢવામાં કશું જોખમ નહોતું બીજુ મહાયુદ્ધ શરૂ થયું તે પહેલાં ફાસીવાદી

રાજ્યપદ્ધતિનાં અનેક વાર ગુણગાન કરવામાં આવ્યાં હતાં. બ્રિટિશ સામ્રાજ્ય ચાલુ રહે એવી મારી ઇચ્છા છે, એમ હિટલરે પોતે પોતાની આત્મકથામાં તેમ જ તે પછી પણ અનેક વાર નહોતું કહ્યું?

ધરીસત્તાઓ સામેના યુદ્ધમાં હિંદી સરકાર હરેક રીતે મદદ કરવા ખસૂસ ઇંતેજાર હતી. પણ મુખ્યત્વે કૉંગ્રેસ મારફતે વ્યક્ત થતી હિંદની રાષ્ટ્રવાદી ચળવળને કચરી નાખી તેની સાથે સાથે બીજો વિજય મેળવવામાં ન આવે તો ફાસીવાદી સત્તાઓ પર મેળવેલો વિજય અધૂરો રહેશે એમ તેના મનમાં થયા કરતું હતું. ક્રિપ્સ સાથેની વાટાઘાટોથી તે અસ્વસ્થ બની ગઈ હતી અને તે પડી ભાગવાથી આનંદમાં આવી ગઈ. કૉંગ્રેસ તેમ જ તેનો પક્ષ કરનારાઓ પર છેવટનો ફટકો મારવાનો માર્ગ હવે મોકળો થઈ ગયો હતો. એને માટે એ ટાંકણું પણ બહુ અનુકૂળ હતું કેમ કે કેન્દ્રમાં તેમ જ પ્રાન્તોમાં વાઈસરૉય અને તેના હાથ નીચેના મુખ્ય અમલદારોના હાથમાં પહેલાં કદી પણ આટલી અનિયંત્રિત સત્તા આવી નહોતી. યુદ્ધની પરિસ્થિતિ કપરી બની હતી અને એવે પ્રસંગે કોઈ પણ પ્રકારનો વિરોધ કે વિક્ષેપ સાંખી લઈ ન શકાય એવી દલીલ વાજબી ભાસતી હતી. હિંદને વિષે રસ લેનારાં ઇંગ્લંડ અને અમેરિકાનાં ઉદારમતવાદી તત્ત્વોને ક્રિપ્સ દરખાસ્તો તેમ જ તે પછી શરૂ કરવામાં આવેલા પ્રચારથી શાન્ત પાડી દેવામાં આવ્યાં. ઇંગ્લંડમાં હિંદના સંબંધમાં કૃતકૃત્યતાની લાગણી આમ તો હમેશ મોજૂદ રહેતી હતી પણ હવે તે વધી ગઈ. ત્યાં આગળ લોકો એમ માનવા લાગ્યા કે હિંદીઓ અથવા મોટા ભાગના હિંદીઓ અવળચંડા ઉત્પાતિયા લોકો છે. તેઓ સંકુચિત દૃષ્ટિના છે, પરિસ્થિતિમાં રહેલું જોખમ સમજી શકતા નથી અને ઘણુંકરીને જાપાનીઓ તરફ તેમને સહાનુભૂતિ છે. ગાંધી કેવો આડો માણસ છે તે તેના લેખો તેમ જ નિવેદનો પરથી બરાબર સમજી શકાય છે અને ગાંધીને ને કૉંગ્રેસને હમેશને માટે કચરી નાખી આ બધી તકલીફો બંધ કરી દેવી એ જ એક ઉપાય હવે બાકી રહે છે.

## ૩

## આમજનતાનો વિપ્લવ ને તેનું દમન

૧૯૪૨ના ઑગસ્ટની નવમી તારીખે વહેલી સવારે હિંદભરમાં સંખ્યાબંધ લોકોની ધરપકડ કરવામાં આવી. પછી શું બન્યું? ઘણાં અઠવાડિયાંઓ પછી ગળાઈ ગળાઈને તૂટક તૂટક ખબરો અમને મળી અને હજી આજે પણ જે બન્યું તેનો અમને પૂરેપૂરો ખ્યાલ આવી શક્યો નથી. બધા અગ્ર- ગણ્ય નેતાઓને એકાએક ઝડપી લેવામાં આવ્યા હતા અને શું કરવું એની

કોઈને કશી ખબર હોય એમ લાગતું નહોતું. એની સામે બેશક વિરોધના દેખાવો આપોઆપ થયા. એ બધી વિરોધસભાઓ તેમ જ વિરોધ દર્શાવનારાં સરઘસોને બળજબરીથી વિખેરી નાખવામાં આવ્યાં અને એને માટે ટિયરગૅસ તેમ જ ગોળીબારનો ઉપયોગ કરવામાં આવ્યો. પ્રજાની લાગણી વ્યક્ત કરવા માટેના બધા માર્ગો આ રીતે બંધ કરી દેવામાં આવ્યા. અને પછી દબાઈ રહેલી આ બધી લાગણી એકાએક ફાટી નીકળી. શહેરોમાં તેમ જ ગામડાંઓમાં મોટાં મોટાં જંગી ટોળાં જમા થવા લાગ્યાં અને તે પોલીસો તેમ જ લશ્કરી સિપાઈઓ સાથે અથડામણમાં આવ્યાં. પોલીસથાણાંઓ, પોસ્ટ ઑફિસો તેમ જ રેલવે સ્ટેશનો વગેરે જે કંઈ તેમને બ્રિટિશ હકૂમત અને બ્રિટિશ સત્તાના પ્રતીકરૂપ લાગ્યાં તેમના પર ખાસ કરીને તેમણે હુમલા કર્યા અને ટેલિગ્રાફ અને ટેલિફોનના તારો પણ તેમણે કાપી નાખ્યા. સત્તાવાળાઓના નિવેદન પ્રમાણે આ નિઃશસ્ત્ર અને આગેવાન વિનાનાં ટોળાંઓએ ૫૩૮ પ્રસંગોએ પોલીસ તેમ જ લશ્કરના ગોળીબારનો સામનો કર્યો હતો. વળી, એરોપ્લેન નીચે લાવીને તેમાંથી પણ મશીનગનથી ગોળીબાર કરવામાં આવ્યો હતો. એક બે માસ સુધી કે એથી કંઈક વધારે વખત સુધી દેશના જુદા જુદા ભાગોમાં આવાં રમખાણો સતત ચાલુ રહ્યાં, પછી ધીમે ધીમે શાંત પડી ગયાં અને એને બદલે પ્રસંગોપાત્ત છૂટક છૂટક રીતે થવા લાગ્યાં. ચર્ચિલે આમની સભામાં જણાવ્યું કે, 'સરકારનું બધું સામર્થ્ય વાપરીને રમખાણો કચરી નાખવામાં આવ્યાં છે.' અને 'બહાદુર હિંદી પોલીસની તેમ જ સામાન્ય રીતે હિંદી અમલદાર વર્ગની વફાદારી ને ટેકીલાપણું તેમ જ તેમનું વર્તન ખૂબ પ્રશંસાને પાત્ર હતાં.' વળી તેણે ઉમેર્યું કે, 'હિંદમાં વધુ લશ્કર સારા પ્રમાણમાં પહોંચી ગયું છે અને બ્રિટિશ અમલ નીચે એ દેશમાં પહેલાં ક્યારેયે હતું તેના કરતાં આજે ત્યાં ગોરું લશ્કર મોટી સંખ્યામાં છે.' આ પરદેશી લશ્કર તેમ જ હિંદી પોલીસ એ બંનેએ મળીને હિંદની નિઃશસ્ત્ર ખેડૂત જનતા પર ઘણી લડાઈઓમાં વિજય મેળવ્યો અને તેના બળવાને કચરી નાખ્યો; અને હિંદમાંના બ્રિટિશ રાજના બીજા મુખ્ય ટેકા જેવા અમલદાર વર્ગે એમાં સીધી કે આડકતરી રીતે મદદ કરી.

દેશનાં શહેરો ને ગામડાંઓમાં વિરોધની આ લાગણી અસાધારણ રીતે ફેલાઈ હતી. લગભગ બધા પ્રાંતોમાં તેમ જ સંખ્યાબંધ દેશી રાજ્યોમાં સત્તાવાળાઓની મનાઈ હોવા છતાં વિરોધના અસંખ્ય દેખાવો થયા. ઠેર ઠેર હડતાલો પડી અને દિવસો, અઠવાડિયાંઓ અને કેટલેક ઠેકાણે તો એક માસ કરતાંયે વધારે સમય સુધી બધું કામકાજ અને વેપારધંધો બંધ કરી દેવામાં

આવ્યાં. એ જ રીતે મજૂરોની હડતાલો પણ પડી વંચારે સંગઠિત અને સામુદાયિક પગલું ભરવાને તાલીમ પામેલા મહત્ત્વનાં ઔદ્યોગિક કેન્દ્રોના મજૂરોએ રાષ્ટ્રના આગેવાનોને પકડવાના સરકારના પગલા સામે વિરોધ દર્શાવવાને આપમેળે હડતાલ પાડી જ્યાં આગળ મહત્ત્વનું લોખંડનું કારખાનું આવેલું છે તે જમશેદપુર શહેરનો દાખલો નોંધવા જેવો છે ત્યાં આગળના કુશળ કારીગરો — એ કારીગરો હિંદભરમાંથી આવેલા હતા — પખવાડિયા સુધી કામ પર ન ચડ્યા અને કારખાનાના વહીવટદારોએ વચન આપ્યું કે કૉંગ્રેસના આગેવાનોને છોડાવવાને તેમ જ રાષ્ટ્રીય સરકાર રચાવવાને તેઓ પોતાનાથી બનતું બધું કરી છૂટશે ત્યારે તેઓ કામ પર ચડ્યા. કાપડ ઉદ્યોગના મોટા કેન્દ્ર અમદાવાદમાં પણ બધી મિલો બંધ પડી ગઈ; મજૂર મહાજને જોકે એમ કરવાની ખાસ હાકલ કરી નહોતી એ હડતાલને તોડવાના થઈ શકે તે બધા પ્રયત્નો કરવામાં આવ્યા છતાં અમદાવાદની આ સામુદાયિક હડતાલ શાન્ત રીતે ત્રણ માસ કરતાયે વધારે વખત સુધી ચાલુ રહી * કામદારોએ કેવળ રાજકીય દૃષ્ટિથી પ્રેરાઈને આપમેળે એ પગલું ભર્યું હતું અને એને માટે તેમણે સારી પેરે સહન પણ કર્યું, કારણ કે એ વખતે મજૂરીના દરો પ્રમાણમાં ઊંચા હતા આ કામબંધીના લાંબા ગાળા દરમ્યાન તેમને કશી આર્થિક મદદ મળી નહોતી બીજા મથકોએ હડતાલો ઓછો વખત એટલે કે માત્ર થોડા દિવસો ચાલી કાપડ ઉદ્યોગના બીજા એક મોટા મથક કાનપુરમાં મારી જાણ પ્રમાણે મોટી હડતાલ પડી નહોતી કેમ કે ત્યાંના સામ્યવાદી મજૂર આગેવાનો એ ટાળવામાં સફળ થયા હતા તોફાનોને લીધે તેનો વહેવાર ખોરવાયો તે બાદ કરતાં રેલવેના વહેવારમાં પણ — રેલવેઓ સરકારની માલકીની છે — ઝાઝો વિક્ષેપ ન પડ્યો, રમખાણોને લીધે જોકે તેનો વહેવાર સારી પેરે ખોરવાયો હતો

---

* આ બધી હડતાલો અને ખાસ કરીને જમશેદપુરની અને અમદાવાદની હડતાલોને કારખાનાના માલિકો તેમ જ મિલમાલિકોએ ઉત્તેજન આપ્યું હતું એમ ઉચ્ચ કક્ષાના સરકારી અમલદારોએ કહ્યું હતું અને બીજાઓએ પણ એમ અનેક વાર કહ્યું છે પણ આ માની શકાય એવી વાત નથી કેમ કે હડતાલથી માલિકોને ભારે ખોટમાં ઊતરવું પડ્યું હતું અને પોતાના સ્વાર્થ અથવા હિતની વિરુદ્ધ જઈને આ રીતે વર્તે એવો કોઈ મોટો ઉદ્યોગપતિ મારા જાણવામાં હજી આવ્યો નથી ઘણા ઉદ્યોગપતિઓ હિંદની સ્વતંત્રતાની બાબતમાં સહાનુભૂતિભર્યું વલણ રાખે છે અને એ સ્વતંત્રતા તેઓ વાંછે છે એ સાચું. પણ હિંદની આઝાદી વિષેનો અનિવાર્ય રીતે તેમનો એવો ખ્યાલ છે જેમાં તેમનું સ્થાન જેમનું તેમ રહે કોઈ પણ ક્રાંતિકારી
રું તેમ જ પ્રાપ્ત સમાજવ્યવસ્થામાં કશો ફેરફાર તેમને રુચતા નથી પણ
રના ઑગસ્ટ અને સપ્ટેમ્બર માસમાં દેશભરમાં જે ઊંડી પ્રજાકીય લાગણી
હતી તેની અસરને લીધે હડતાલને પ્રસંગે હમેશાં તેઓ કરતા આવ્યા હતા

આ પ્રાંતોમાં, ઘણું કરીને પંજાબમાં, લડતની અસર ઓછામાં ઓછી જણાઈ હતી તોયે ત્યાં પણ ઘણી હડતાલો પડી હતી ઘણે મોટે ભાગે મુસલમાનોની વસ્તીવાળા વાયવ્ય સરહદના પ્રાંતની સ્થિતિ કંઈક વિચિત્ર હતી શરૂઆતમાં ત્યાં આગળ સરકારે બીજા પ્રાંતોની જેમ આગેવાનોને પકડી લીધા નહી કે પ્રજા રોષે ભરાય એવું બીજું કશું કર્યું નહી સરહદ પ્રાંતના લોકો સહેજમાં ઉશ્કેરાઈ જાય એવા ગણાય છે તેને અમુક અંશે એ આભારી હોય એમ બને, પણ મુસલમાનો રાષ્ટ્રીય ચળવળથી દૂર રહ્યા છે એ બતાવવાની સરકારની નીતિને પણ એ આભારી હતું પણ બાકીના હિંદમાં બનતા બનાવોના ખબર સરહદ પ્રાંતમાં પહોંચ્યા એટલે ત્યાં પણ બ્રિટિશ સરકાર વિરોધી અનેક દેખાવો થયા અને બ્રિટિશ સત્તા સામે અનેક વાર ઝનૂની પડકાર કરવામાં આવ્યા દેખાવ કરનારાઓ પર ગોળીબાર કરવામાં આવ્યા અને પ્રજાકીય

---

તે પ્રમાણે એ વખતે પોલીસો સાથે સહકાર કરીને ડખીતું અને વેર વાળવાનું વલણ તેમણે અખત્યાર ન કર્યું હોય એ સંભવિત છે

બીજી એક વાત વારવાર કહેવામાં આવે છે તેમ જ બ્રિટિશ વર્તુળો અને બ્રિટિશ છાપાઓ લગભગ માની લઈને જ ચાલે છે તે એ છે કે મોટા ઉદ્યોગપતિઓ હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસને અઢળક નાણાં આપે છે આ સાવ ગલત વાત છે અને એમ હોય તો મને તેની જાણ થયા વિના રહે નહી, કેમ કે હું ઘણાં વરસો કોંગ્રેસનો મહામંત્રી ને પ્રમુખ રહ્યો છું ગ્રામોદ્યોગો, અસ્પૃશ્યતાનિવારણ તથા દલિતોદ્ધાર, પાયાની કેળવણી વગેરે ગાંધીજીની તેમ જ કોંગ્રેસની સમાજસુધારાની પ્રવૃત્તિઓમાં જૂજ ઉદ્યોગપતિઓએ વખતોવખત આર્થિક મદદ કરી છે ખરી પણ સામાન્ય સમયમાં સુધ્ધાં તેઓ કોંગ્રેસના કાર્યથી ચીવટપૂર્વક અળગા રહ્યા છે અને સરકાર સાથેની અથડામણના સમયમાં તો વળી એથીયે વિશેષ આઘા રહ્યા છે પ્રસંગોપાત્ત તેમની સહાનુભૂતિ ઊભરાઈ આવે એ જુદી વાત, પણ તે સિવાય નરમ વલણના અને ખાધેપીધે સુખી ઘણાખરા લોકોની પેઠે સલામતી પહેલી એ સિદ્ધાંતમાં તેઓ માને છે કોંગ્રેસનું કામ સંપૂર્ણપણે તેના સંખ્યાબંધ સભ્યોના નાની રકમના લવાજમ તેમ જ દાન પર ચાલે છે ઘણુંખરું કાર્યકર્તાઓ કશું વેતન લીધા વિના સ્વેચ્છાપૂર્વક કામ કરે છે શહેરોમાં વેપારીઓએ કોઈ કોઈ વાર થોડી આર્થિક મદદ કરી છે ૧૯૩૭ની સામાન્ય ચૂંટણીઓ ઘણુંકરીને એમાં એક માત્ર અપવાદ છે એ વખતે કેટલાક મોટા ઉદ્યોગપતિઓએ મધ્યસ્થ ચૂંટણી ફંડમાં નાણાં આપ્યાં હતાં પણ એ ફંડ સુધ્ધાં અમારી પ્રવૃત્તિનો વિસ્તાર જોતાં નજીવું હતું જે ગાળામાં હિંદભરમાં એ વ્યાપક રાજકીય પ્રવૃત્તિઓ તેમ જ સવિનયભંગની ચળવળો ચાલી એ છેલ્લી પા સદી દરમ્યાન અમે અમારું કોંગ્રેસનું કાર્ય કેટલા બધા ઓછા નાણાંથી ચલાવ્યું એ સાંભળીને જ તાજુબી પમાડે એવું અને પશ્ચિમના લોકોના તો માન્યામાં પણ ન આવે એવું છે અમારા એક સૌથી સક્રિય અને સુસંગઠિત તેમ જ જેનો મને સૌથી વિશેષ પરિચય છે એવા સંયુક્ત પ્રાન્તમાં અમારું લગભગ બધુંયે કામ કોંગ્રેસના સભ્યોના ચાર આનાના લવાજમ પર ચાલતું હતું

પ્રવૃત્તિને દબાવી દેવાની હમેશ મુજબની બીજી રીતો અજમાવવામાં આવી. હજારો લોકોની ધરપકડ કરવામાં આવી અને પોલીસોની લાઠીથી પઠાણોના મહાન નેતા બાદશાહખાનને (પઠાણો અબ્દુલ ગફારખાનને એ નામથી સંબોધે છે.) પણ ગંભીર ઈજા થઈ. આ બીના પઠાણોને માટે ખૂબ ઉશ્કેરણી રૂપ હતી. પણ તાજુબીની વાત એ છે કે અબ્દુલ ગફારખાને પોતાના લોકોમાં પેદા કરેલી શિસ્તની ભાવના ટકી રહી અને દેશના બીજા ભાગોના જેવાં હિંસક રમખાણો ત્યાં ન થયાં.

આ અસંગઠિત અને એકાએક થયેલા પ્રજાકીય દેખાવો, પછી હિંસક અથડામણ અને ભાંગફોડ તેમ જ વિનાશમાં પરિણમ્યાં ને જબરદસ્ત તેમ જ બળવાન લશ્કરી દળો સામે પણ તે ચાલુ રહ્યાં, એ પ્રજાની લાગણીની તીવ્રતા બતાવે છે. લોકોના આગેવાનોની ધરપકડ પહેલાં પણ એ લાગણી મોજૂદ હતી. પણ આ ધરપકડો તેમ જ એ પછી વારંવાર થયેલા ગોળીબારો-ને લીધે તેઓ ક્રોધે ભરાયા અને ગુસ્સાના આવેશમાં આવી ગયેલું ટોળું જે માર્ગ અખત્યાર કરે તે જ માર્ગ તેમણે પણ અખત્યાર કર્યો. થોડો સમય તો શું કરવું એની વિમાસણમાં ગયો હોય એમ લાગે છે. કોઈ પણ પ્રકારનું દિશાસૂચન કે કાર્યક્રમ તેમની પાસે નહોતાં. તેમની દોરવણી કરનાર અથવા તેમણે શું કરવું જોઈએ તે બતાવનાર કોઈ આગેવાન નહોતો. છતાં પણ તેઓ એટલા તો ક્રોધે ભરાયેલા હતા અને ઉશ્કેરાયેલા હતા કે તેમનાથી શાંત થઈને બેસી રહેવાય એવું નહોતું. આવી પરિસ્થિતિમાં ઘણી વાર બને છે તેમ સ્થાનિક નેતાઓ ઊભા થયા અને તે સમય પૂરતા લોકો તેમને અનુસર્યા. પણ તેમણે પણ ખાસ દોરવણી આપી નહોતી; તત્ત્વતઃ એ આમજનતાનો સામુદાયિક વિપ્લવ હતો. ૧૯૪૨ની સાલની હિંસક તેમ જ અહિંસક અને શાંતિમય એ બંને પ્રકારની પ્રવૃત્તિઓમાં નવી પેઢીના લોકોએ અને ખાસ કરીને વિદ્યાર્થીઓએ હિંદભરમાં આગળપડતો ભાગ લીધો હતો. ઘણી યુનિવર્સિટીઓ બંધ થઈ ગઈ. કેટલાક સ્થાનિક નેતાઓએ એવા સંજોગોમાં પણ શાંતિમય કાર્યપદ્ધતિ અખત્યાર કરવાનો તેમ જ સવિનય કાનૂન ભંગ કરવાનો પ્રયાસ કર્યો. પણ તે સમયના વાતાવરણમાં એમ કરવું ઘણું મુશ્કેલ હતું. વીસ વરસ કરતાંયે વધારે વખત સુધી સતતપણે તેમના પર ઠસાવવામાં આવેલો અહિંસાનો બોધપાઠ તેઓ ભૂલી ગયા અને છતાં કોઈ પણ પ્રકારની અસરકારક હિંસક પ્રવૃત્તિ માટે તેઓ માનસિક કે બીજી રીતે બિલકુલ તૈયાર નહોતા. ખુદ અહિંસક કાર્યપદ્ધતિની તેમને મળેલી તાલીમે તેમના મનમાં કાકુશંકા ને વિમાસણ પેદા કર્યાં અને હિંસક કાર્યમાં તે નડતરરૂપ બની. ...ની નીતિ વિસારે મૂકીને કોંગ્રેસે હિંસક પ્રવૃત્તિ માટે ઇશારો કર્યો હોત

તો ખરેખર, થઈ તેના કરતા મેંકડો ગણી હિંસા થઈ હોત એ બાબતમાં જરાયે શકા નથી

પણ કોંગ્રેસ તરફથી એવો કશો ઇશારો કરવામા આવ્યો નહોતો અને ખરેખર તેના છેવટના સદેશામાં અહિંસક કાર્યપદ્ધતિ પર ફરીથી ભાર મૂકવામાં આવ્યો હતો આમ છતાં એક વાતની પ્રજાના માનસ પર કઈ અસર થઈ હોય એમ બને અમે કહ્યુ હતુ તેમ, દેશ પર ચઢી આવનારા દુશ્મન સામે સશસ્ત્ર આત્મરક્ષણ જો વાજબી ને ઇષ્ટ હોય તો હુમલા અથવા આક્રમણના બીજા મોજૂદ સ્વરૂપોની બાબતમા એ કેમ લાગુ ન પડે? હુમલા માટે તેમ જ આત્મરક્ષણ માટે હિંસક કાર્યપદ્ધતિ અખત્યાર કરવાની મનાઈ એક વખત દૂર કરવામા આવી તેના અણધાર્યા પરિણામો આવ્યા અને સામાન્ય લોકોને માટે ઝીણા ઝીણા સૂક્ષ્મ ભેદો પાડવાનુ મુશ્કેલ હતુ દુનિયાભરમા અતિ ભીષણ હિંસા ચાલી રહી હતી અને સતતપણે પ્રચાર ચલાવી તેને ઉત્તેજન આપવામા આવતુ હતુ પછીથી એ ફક્ત ટનો અને લાગણીની તીવ્રતાનો સવાલ બન્યો વળી અહિંસા વિષે જેમને કદી શ્રદ્ધા નહોતી એવા લોકો કોંગ્રેસ બહાર અથવા કોંગ્રેસમા પણ હતા અને હિંસક કાર્યપદ્ધતિ અખત્યાર કરવામા તેમને કશો વાંધો નડતો નહોતો

પણ ઉશ્કેરણીની પળે ભાગ્યે જ કોઈ સારાસારનો વિચાર કરવા બેસે છે એવે વખતે લાંબા કાળથી દબાઈ રહેલી લાગણીઓ લોકોને કાર્ય કરવાને પ્રેરે છે, અને તેથી ૧૮૫૭ના મહાન બળવા પછી પહેલી વાર સખ્યાબધ લોકો બળથી (એ જોકે હથિયારો વિનાનુ બળ હતુ!) હિંદમાના બ્રિટિશ રાજ્યતંત્રને પડકાર આપવાને ફરીથી કટિબદ્ધ થયા એ બેવકૂફીભર્યો અને સમજ વગરનો પડકાર હતો, કેમ કે બધુ સગઠિત અને સશસ્ત્ર બળ સામે પક્ષે હતું અને તે ઇતિહાસમા કોઈ પણ કાળે હતુ તેના કરતા ઘણુ વધારે હતુ ટોળુ ગમે એટલુ મોટુ હોય તોપણ પશુબળના મુકાબલામા તે સશસ્ત્ર દળ સામે કદી સફળ ન થઈ શકે ખુદ એ સશસ્ત્ર દળો પોતાની વફાદારી બદલે તે સિવાય તે નિષ્ફળ નીવડ્યા વિના રહે નહી પણ એ ટોળાઓએ એવા મુકાબલા માટે તૈયારી નહોતી કરી કે તેને માટે યોગ્ય મોકો પણ પસદ નહોતો કર્યો એ અથડામણ અજાણપણે તેમના પર આવી પડી એનો તેમણે આપેલો જવાબ ગમે એટલો અવિચારી કે ગેરરસ્તે દોરવાયેલો હોય પણ એ રીતે તેમણે હિંદ માટેનો પોતાનો પ્રેમ અને પરદેશી આધિપત્ય વિષેનો પોતાનો રોષ વ્યક્ત કર્યો એમા શકા નથી

કઈ નહી તો તે સમય પૂરતી અહિંસાની નીતિ નિષ્ફળ નીવડી, પણ પ્રજાને લાંબા કાળ સુધી એની તાલીમ મળી હતી તેનુ એક મહત્ત્વનુ અને

રૂપું પરિણામ આવ્યું. લાગણી આટલીઆટલી ઉશ્કેરાઈ હતી છતાં જાતિદ્વેષની લાગણી નહીં જેવી જ હતી અને વિરોધીઓને શારીરિક ઈજા કરવાનું ટાળવાનો લોકોએ ઇરાદાપૂર્વક પ્રયત્ન કર્યો હતો. તારટપાલ તેમ જ રેલવે વગેરે અવરજવરનાં સાધનો અને સરકારી માલમિલકતનો ઘણો નાશ કરવામાં આવ્યો. પણ આ બધો વિનાશ કરતી વખતે પણ કોઈનો જાન ન જોખમાય એની કાળજી રાખવામાં આવી હતી. હમેશાં અને ખાસ કરીને પોલીસો તેમ જ લશ્કર સાથેની અથડામણ વખતે એમ કરવું શક્ય નહોતું, અથવા એમ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો એમ નથી. સરકારી હેવાલોમાંથી મને માહિતી મળી શકી છે તે પ્રમાણે હિંદભરમાં જે રમખાણો થયાં તેમાં ટોળાંઓએ લગભગ સો માણસોને મારી નાખ્યા હતા. રમખાણોનો વિસ્તાર અને તેના ક્ષેત્રની વિશાળતા તેમ જ પોલીસો સાથે થયેલી અથડામણોનો ખ્યાલ કરતા માર્યા ગયેલાઓની એ સંખ્યા નજીવી છે. બિહારમાં કોઈક જગ્યાએ લોકોના ટોળાએ બે કૅનેડિયન વિમાનીઓને મારી નાખ્યાનો એક બનાવ ઘણો હેવાનિયતભર્યો અને દુઃખદ હતો. પણ એકંદરે જોતાં જાતિદ્વેષની લાગણીનો અભાવ ખરેખર નોંધવા લાયક હતો.*

૧૯૪૨નાં રમખાણો દરમ્યાન પોલીસ તેમ જ લશ્કરના ગોળીબારથી માર્યા ગયેલાઓની સંખ્યાનો સરકારી અંદાજ આ છે: ૧,૦૨૮ માર્યા ગયા અને ૩૨૦૦ ઘાયલ થયા. આ અંદાજ બહુ ઓછો છે એ વિષે જરા પણ શંકા નથી કેમ કે એવી જાતના ગોળીબાર કંઈ નહીં તો ૫૩૮ પ્રસંગે કરવામાં

*ब्रिटिश सोल्जर लुक्स ॲट इन्डिया નામના ક્લાઈવ બ્રેન્સનના પત્રસંગ્રહમાં એક આંખ ઉઘાડનારી ઘટના ટાંકવામાં આવી છે. બ્રેન્સન કળાકાર અને સામ્યવાદી હતો. તેણે સ્પેનમાં આંતરરાષ્ટ્રીય ટુકડીમાં કામગીરી બજાવી હતી, અને ૧૯૪૧ની સાલમાં તે શાહી બખ્તરિયા ટુકડીમાં જોડાયો હતો. તેમાં તે સારજન્ટનો હોદ્દો ભોગવતો હતો. ૧૯૪૨ની સાલમાં તેને પોતાની ટુકડી સાથે હિંદ મોકલવામાં આવ્યો હતો. ૧૯૪૪ના ફેબ્રુઆરી માસમાં બ્રહ્મદેશના આરાકાન પ્રદેશમાં રણક્ષેત્ર પર કામગીરી બજાવતાં તે મરાયો. ૧૯૪૨ના ઑગસ્ટમાં કૉંગ્રેસના આગેવાનોની ધરપકડ પછી અને જ્યારે મુંબઈના લોકો અતિશય ક્રોધે ભરાયા હતા ને આવેશમાં આવી ગયા હતા અને તેમને ગોળીથી ઠાર કરવામાં આવતા હતા તે વખતે તે મુંબઈ આવ્યો હતો. એ પ્રસંગે બ્રેન્સને આમ કહ્યું હોવાનું કહેવાય છે: 'તમારી રાષ્ટ્રીયતાની ભાવના કેવી નિર્મળ અને સંગીન છે! મેં લોકોને પૂછ્યું કે સામ્યવાદી પક્ષની કચેરીએ ક્યાં થઈને જવાશે? મેં લશ્કરી ગણવેશ પહેર્યો હતો. મારા જેવા માણસો નિઃશસ્ત્ર હિંદીઓને ગોળીથી ઠાર કરતા હતા. અને સ્વાભાવિક રીતે હું જરા ચિંતાતુર હતો. લોકો મારા તરફ કેવો વર્તાવ રાખશે એની હું વિમાસણમાં હતો. પણ જેને જેને મેં માર્ગ પૂછ્યો તે દરેક જણ મદદ કરવાને તત્પર હતો — મારું અપમાન કરવાનો કે મને ખોટા રસ્તો દેખાડવાનો કોઈએ પણ પ્રયત્ન કર્યો નહીં!'

આવ્યા હતા એમ સત્તાવાર રીતે જણાવવામા આવ્યુ છે અને તે ઉપરાંત પોલીસો તેમ જ લશ્કરના સૈનિકોએ ચાલતી મોટર લૉરીમાથી પણ ઘણી વાર લોકો પર ગોળીબાર કર્યો હતો માર્યા ગયેલાઓના સાચા આકડાનો અંદાજ બાધવાનું મુશ્કેલ છે લોકોના કહેવા પ્રમાણે ગોળીબારથી પચીસ હજાર માણસો મરી ગયા હતા પણ ઘણું કરીને આ આકડો અતિશયોક્તિભર્યો છે દશ હજારનો આકડો કદાચ સાચી હકીકતની પાસે પાસે હોય એમ બને

ઘણા પ્રદેશોમા ગામડાઓ તેમ જ શહેરોમા બ્રિટિશ રાજ્યતંત્ર થભી ગયુ હતુ અને ઘણી વાર કહેવામા આવતું હતુ તેમ તેમને ફરીથી જીતી લેતા ઘણા દિવસો અને કોઈ કોઈ ઠેકાણે તો ઘણા અઠવાડિયા લાગ્યા એ ખરેખર અસાધારણ બીના હતી ખાસ કરીને બિહારમા, બંગાળના મિદનાપોર જિલ્લામા તેમ જ યુક્ત પ્રાંતોના દક્ષિણ પૂર્વના જિલ્લાઓમા આમ બન્યુ હતુ યુક્ત પ્રાંતના બાલિયા જિલ્લામા (એને ફરીથી જીતી લેવો પડચા હતો) ટોળાઓએ માણસોના જાન લીધાના કે તેમને ઈજા પહોચાડયાના દાખલા મળતા નથી એ ખરેખર નોધવા જેવુ છે એ પછી ખાસ અદાલતો સમક્ષ ચલાવવામા આવેલા મુકદ્દમાઓ પરથી આપણને એ બીનાની પ્રતીતિ થાય છે સામાન્ય પોલીસ એ પરિસ્થિતિને પહોચી વળવા માટે તદ્દન નિષ્ફળ નીવડી હતી ૧૯૪૨ના આરભમા સ્પેશિયલ આર્મ્ડ કૉન્સ્ટેબ્યૂલરી નામનુ ખાસ પોલીસ સશસ્ત્ર દળ ઊભુ કરવામા આવ્યુ હતુ અને એને પ્રજાકીય દેખાવો તેમ જ રમખાણો સાથે કામ લેવાની ખાસ તાલીમ આપવામા આવી હતી પ્રજાને કચરી નાખવામા તેમ જ તેને દાબી દેવામા આ પોલીસ દળે મહત્ત્વનો ભાગ ભજવ્યો અને ઘણી વાર તેણે આયર્લેન્ડના બ્લૅક ઍન્ડ ટૅન નામથી ઓળખાતા પોલીસ દળની પેઠે કામ કર્યું હિંદી લશ્કરમાના કેટલાક જૂથો અને વર્ગો બાદ કરતા તેનો એને માટે ઉપયોગ કરવામા આવ્યો નહોતો મોટે ભાગે બ્રિટિશ સૈનિકોનો તેમ જ ગુરખા સિપાઈઓનો ઉપયોગ કરવામા આવ્યો હતો કેટલીક વાર હિંદી લશ્કરી સિપાઈઓ તેમ જ ખાસ પોલીસોને દેશના દૂરના ભાગોમા મોકલવામા આવતા હતા ત્યાની ભાષા અને લોકોથી અપરિચિત હોવાથી તેઓ ત્યા આગળ પરાયાની જેમ કાર્ય કરતા

ટોળાઓનુ વલણ સ્વાભાવિક હતું તો એ સંજોગોમા સરકારનુ વલણ પણ સ્વાભાવિક હતુ એકાએક ફાટી નીકળેલુ ટોળાનુ ગાડપણ તેમ જ બીજા લોકોના શાંતિપૂર્વકના દેખાવો એ બને તેણે કચરી નાખવાના હતા અને સ્વરક્ષાને ખાતર જેમને તે પોતાના દુશ્મનો લેખતી હતી તેમનુ નિકંદન કાઢવાનો પ્રયત્ન તેણે કરવાનો હતો શી વસ્તુ પ્રજાને આટલીઆટલી પ્રબળતાથી પ્રેરે એ સમજવાનો તેમ જ તેની કદર કરવાની તેની શક્તિ તેમ જ ઈચ્છા હોત

તો એ કટોકટી ઊભી જ ન થાત અને હિંદના પ્રશ્નનો ઉકેલ હાથવેંતમાં આવી ગયો હોત. સરકારે પોતાની સત્તા સામેના કોઈ પણ વિરોધને તેની ધારણા પ્રમાણે સદાને માટે કચરી નાખવાની કાળજીપૂર્વક તૈયારી કરી હતી, પહેલ કરીને પહેલો ફટકો મારવાનો સમય તેણે પસંદ કરી લીધો હતો અને રાષ્ટ્રીય, મજૂર તેમ જ ખેડૂત ચળવળોમાં આગળપડતો ભાગ લેનારાં સ્ત્રી-પુરુષોને તેણે પોતાનાં કેદખાનાંઓમાં ધકેલી દીધાં હતાં. આમ છતાં દેશભરમાં એકાએક જે વિપ્લવ ફાટી નીકળ્યો તેનાથી તે આભી બની ગઈ ને ચોંકી ઊઠી અને થોડા વખત માટે દમનનું તેનું વિશાળ તંત્ર સ્થગિત થઈ ગયું. પણ તેની પાસે અખૂટ સાધનસામગ્રી પડેલી હતી અને એ બળવાનાં હિંસક તેમ જ અહિંસક બંને સ્વરૂપોને કચરી નાખવાને માટે તેણે તેને કામે લગાડી ઉપલા અને ધનિક વર્ગના, બીકણ રાષ્ટ્રવાદી અને કેટલીક વાર સરકારની ટીકા સુધ્ધાં કરનારા ઘણા લોકો આ હિંદવ્યાપી જનતાના બળવાથી ભડકી ગયા. એ બળવાને સ્થાપિત હિતોની કશી પડી નહોતી અને તેમાં કેવળ રાજકીય ક્રાંતિનો નહીં, પણ સામાજિક ફેરફારોનો પણ સંભવ દેખાતો હતો. બળવાને દાબી દેવામાં સરકાર સફળ થઈ છે એમ દેખાવા લાગ્યું કે તરત જ દસુપસુ વલણના લોકો તેમ જ તકસાધુઓ તેની સાથે જોડાઈ ગયા અને સત્તા સામે માથું ઊંચકવાની ધૃષ્ટતા કરનાર સૌને ગાળો દેવાનું તેમણે શરૂ કર્યું.

બળવાના બાહ્ય સ્વરૂપને કચડી નાખ્યા પછી એનાં ઊંડાં ઊંડાં મૂળ પણ ખોદી કાઢવાનાં હતાં અને તેથી બ્રિટિશ આધિપત્ય પ્રત્યે સંપૂર્ણ તાબેદારીનો અમલ કરાવવા માટે સરકારના આખાયે તંત્રને એ દિશામાં વાળવામાં આવ્યું. વાઈસરૉયના ઑર્ડિનન્સો વડે કાયદા તો ચાહે ત્યારે બનાવી શકાતા હતા અને એ કાયદાઓને અંગેની વિધિઓ પણ ઘટાડીને ઓછામાં ઓછી કરી નાખવામાં આવી. ફેડરલ કોર્ટ તેમ જ હાઈ કોર્ટો બ્રિટિશ સત્તાની કૃતિઓ તેમ જ તેનાં પ્રતીક રૂપ હતી પણ તેના ચુકાદાઓની પણ વહીવટી સત્તાવાળાઓએ અવગણના કરી અને તેને ઠોકરે માર્યા અથવા એ ચુકાદાઓને વિફલ કરવા માટે નવા ઑર્ડિનન્સો બહાર પાડવામાં આવ્યા. રમખાણો અંગેના કેસો ચલાવવા માટે ખાસ અદાલતો સ્થાપવામાં આવી. (પાછળથી હાઈ કોર્ટોએ તેમને ગેરકાયદેસરની જાહેર કરી હતી) આ ખાસ અદાલતો કાર્યવાહી અને પુરાવાને અંગેના સામાન્ય નિયમોનાં બંધન વિના કાર્ય કરતી હતી અને તેમણે હજારો માણસોને લાંબી મુદતની સજાઓ કરી તેમ જ કેટલાકોને મોતની સજા સુધ્ધાં ફટકારી. પોલીસ (ખાસ કરીને સ્પેશિયલ આર્મ્ડ કૉન્સ્ટેબ્યુલરી) તેમ જ જાસૂસી ખાતું ગવર્નમેન્ટનાં સર્વસમર્થ અને મુખ્ય અંગો થઈ પડ્યાં; તેઓ મરજીમાં આવે તે પ્રમાણે ગેરકાયદે વર્તન ચલાવતાં હતાં

અને હેવાનિયત આચરતા હતા આમ છતા તેમનુ કોઈ નામ સરખુ લઈ શકતુ નહોતુ કે એમ કરતા તેમને રોકી શકતુ નહોતુ લાંચરૂશ્વત અને ભ્રષ્ટતા પાર વગરના વધી ગયા શાળા તેમ જ કોલેજોમા અભ્યાસ કરતા સખ્યાબધ વિદ્યાર્થીઓને અનેક રીતે શિક્ષા કરવામા આવી અને હજારો જુવાનોને ફટકા મારવામા આવ્યા સરકારની તરફેણ કરનારી હોય તે સિવાયની હરેક પ્રકારની જાહેર પ્રવૃત્તિ કરવાની મનાઈ ફરમાવવામા આવી

પણ સૌથી વધારે તો ભખ્યા, ભોળા અને ગરીબાઈમા ડૂબી ગયેલા ગ્રામવાસીઓને સહન કરવુ પડયુ આમેય કેટલીયે પેઢીઓથી તેઓ યાતનાઓ તો સહેતા આવ્યા હતા તેમણે પોતાનુ માથુ ઊંચુ કરવાની અને આશાવાદી બનવાની તેમ જ સારા દિવસોના આગમનના સ્વપ્ના સેવવાની હિંમત કરી હતી કાર્ય કરવાને માટે પણ તેઓ ટિબદ્ધ થયા હતા, એમ કરવામા તેઓ મૂર્ખાઈ અથવા ભૂલ કરી બેઠા હતા કે નહી એ જુદી વાત છે, પણ હિંદની આઝાદી માટેની પોતાની વફાદારી તો તેમણે ખસૂસ પુરવાર કરી બતાવી હતી પણ તેઓ નિષ્ફળ નીવડયા અને એ નિષ્ફળતાનો સઘળો બોજો વાંકા વળી ગયેલા તેમના ખભા ને ભાગી ગયેલા તેમના શરીરો પર આવી પડયો આખા ગામોના ગામોને ફટકા મારવાથી માંડીને મારી નાખવા સુધીની સજા કર્યાના દાખલાઓ મળ્યા છે બગાળની સરકાર તરફથી જણાવવામા આવ્યુ હતુ કે, '૧૯૪૨ના તાવાઝોડાની પહેલા અને પછી તામલુક અને કોતાઈ તાલુકાઓમા સરકારી દળોએ એ મોટા પ્રમાણ કૉંગ્રેસની ધારણીઓ તેમ જ ઘરો બાળી મૂક્યા હતા' વાવાઝોડાએ ત્યા દાટ વાળ્યો હતો અને એ પ્રદેશને ખેદાનમેદાન કરી મૂક્યો હતો પણ એથી સરકારની નીતિમા કશો ફરક ન પડયો

કેટલાયે ગામો પર મોટી રકમનો શિક્ષાત્મક સામુદાયિક દડ નાખવામા આવ્યો હતો આમની સભા સમક્ષ એમેરીએ કરેલા નિવેદન પ્રમાણે આવી જાતનો કુલ નેવુ લાખનો સામુદાયિક દડ નાખવામા આવ્યો હતો અને એમાથી ૭૮,૫૦,૦૦૦ રૂપિયા દડ પેટે વસૂલ કરવામા આવ્યા હતા ભૂખે મરતા અને દુઃખમા ડૂબી ગયેલા લોકો પાસેથી આટલી મોટી રકમનો દડ કેવી રીતે વસૂલ કરવામા આવ્યો એ સાવ જુદી વાત છે પણ ૧૯૪૨ની સાલમા અને તે પછી જે કઈ બન્યુ, પોલીસોએ ગોળીબારો કર્યા અને આગો લગાડી તેનાથી પણ ઘણી તીવ્ર યાતનાઓ આ બળાત્કારે તેમની પાસેથી દડ વસૂલ કરવામા આવ્યો તેને લીધે તમને વેઠવી પડી

સરકારની પ્રવૃત્તિઓ પર ઢાકપિછોડો કરનારી બધી નીતિરીતિઓ તેમ જ ઓઠાઓને બાજુએ મૂકવામા આવ્યા અને એક માત્ર નગ્ન પશુબળ સરકારના અધિકારો તેમ જ સત્તાના પ્રતીક તરીકે બાકી રહ્યુ હવે કોઈ બહાનાની

જરૂર રહી નહોતી, કેમ કે બ્રિટિશ સત્તા તેને સ્થાને રાષ્ટ્રીય સત્તા સ્થાપવાના હિંસક અને અહિંસક પ્રયાસોને ચરી નાખવામાં કંઈ નહિ તો તાત્પૂરતી સફળ થઈ હતી અને હિંદમાં હવે તે સર્વોપરી બની હતી જ્યારે કેવળ પશુબળ અને સત્તા મહત્ત્વના બને છે અને બીજું બધું કેવળ ઝીણાંતેડી ને અપ્રસ્તુત બની જાય છે તે અંતિમ કસોટીમાં હિંદ નિષ્ફળ નીવડ્યું હતું બ્રિટિશરોના શસ્ત્રબળ તેમ જ યુદ્ધની પરિસ્થિતિને લીધે લોકોના મનમાં પેદા થયેલા ગોટાળાને લીધે તે નિષ્ફળ નીવડ્યું નહોતું આઝાદી હાસલ કરવા માટે આવશ્યક એવો છેવટનો આપભોગ આપવાને તેની પોતાની પ્રજામાથી ઘણા લોકો તૈયાર નહોતા એ પણ તેની નિષ્ફળતાનું એક કારણ હતું એથી બ્રિટિશરોને લાગ્યું કે તેમણે પોતાની હકૂમત હિંદમાં ફરીથી જમાવી છે અને પોતાનો ચાપડો ફરીથી ઢીલો કરવાનું તેમને શું કારણ દેખાતું નહોતું.

## ૪

## પરદેશોમાં અસર

સખ્તાઈના સમાચાર નિયંત્રણને લીધે હિંદમાં બનેલા બનાવો પર ઘેરો અંધારપટ છવાયો હિંદમાં રોજેરોજ જે બનાવો બન્યે જતા હતા તેમાંના ઘણાખરાની ખબરો ખુદ હિંદના છાપાઓને પ્રસિદ્ધ કરવાની છૂટ આપવામાં આવતી નહોતી અને પરદેશો ખાતે મોકલાતા સંદેશાઓ પર પણ કડક દેખરેખ રાખવામાં આવતી હતી એની સાથે સાથે પરદેશોમાં સરકાર તરફથી પૂર જોશમાં પ્રચારકાર્ય ચલાવવામાં આવતું હતું અને ખોટી તેમ જ ઉપજાવી કાઢેલી ખબરો ફેલાવવામાં આવતી હતી ખાસ કરીને યુનાઈટેડ સ્ટેટ્સમાં આ પ્રચારકાર્ય ખૂબ જોરથી ચલાવવામાં આવતું હતું કેમ કે ત્યાંના પ્રજામતને મહત્ત્વ આપવામાં આવતું હતું અને એ દેશમાં ફરીને ભાષણો કરવા માટે સેંકડો બ્રિટિશ તેમ જ હિંદી વ્યાખ્યાતાઓને ત્યાં મોકલવામાં આવ્યા હતા

આ પ્રચાર સિવાય પણ યુદ્ધની ચિંતા ને તાણ ભોગવતા બ્રિટિશરોને, હિંદીઓની સામે અને ખાસ કરીને કટોકટીને સમયે તેમની મુશ્કેલીઓમાં ઉમેરો કરનારાઓ સામે રોષ ચડે એ સ્વાભાવિક હતું એકપક્ષી પ્રચારે બળતામાં ઘી હોમ્યું અને પોતાની અચ્છાઈ વિષેના તેમના અટલ વિશ્વાસે દાટ વાળ્યો બીજાઓની લાગણી વિષેનું તેમનું અજ્ઞાન એ તેમનો મોટો આધાર હતો તેમના ...નો લેવામાં આવતા પગલાઓને એ વસ્તુ વાજબી ઠરાવતી હતી અને ... આક્રમણ માટે, આંધળાથી પણ દેખાય એવા બ્રિટિશરોના સદ્ગુણો ન જુએ

એવા બીજા લોકોના અન્યાયી વર્તન પર દોષનો ટોપલો ઓઢાડતી હતી હિંદમાં એ સદ્‌ગુણો વિષે શંકા ઉઠાવવાની ધૃષ્ટતા કરનારાઓને જેર કરવામાં બ્રિટિશ સૈન્ય તેમ જ હિંદની પોલીસને મળેલી સફળતાએ એ સદ્‌ગુણો પર નવેસરથી મહોર મારી સામ્રાજ્યનું પણ સમર્થન કરવામાં આવ્યું અને મિ. વિન્સ્ટન ચર્ચિલે ખાસ કરીને હિંદના સબંધમાં જાહેર કર્યું કે, 'બ્રિટિશ સામ્રાજ્યને ફડચામાં લઈ જવાને માટે હું રાજાનો વડો પ્રધાન નથી થયો' એમ કહેવામાં ચર્ચિલ પોતાની પ્રજાના મોટા ભાગના લોકોના તેમ જ આગળ જેઓ સામ્રાજ્યશાહીના સિદ્ધાંત અને વ્યવહારની ટીકા કરતા હતા તેમનામાંના પણ ઘણાઓના અભિપ્રાયનો પડઘો પાડતો હતો એ નિર્વિવાદ છે બ્રિટિશ મજૂર પક્ષના આગેવાનો પણ સામ્રાજ્યશાહીની પરંપરાની બાબતમાં બીજાઓ કરતાં પોતાનો રાગ ઓછો નથી એ પુરવાર કરવાને ઇંતેજાર હતા તેમણે પણ ચર્ચિલના એ નિવેદનને ટેકો આપ્યો અને 'યુદ્ધ પછી પણ સામ્રાજ્યને અકબંધ રાખવાના બ્રિટિશ પ્રજાના નિર્ધાર પર ભાર મૂક્યો '

હિંદને સ્પર્શતા દૂરના ભવિષ્યના પ્રશ્નોમાં અમેરિકાના લોકો રસ ધરાવતા હતા તેટલા પ્રમાણમાં અભિપ્રાય એ સબંધમાં જુદો જુદો હતો. કેમ કે ત્યાંના લોકોને બ્રિટિશ શાસક વર્ગના સદ્‌ગુણો વિષે એટલો અટલ વિશ્વાસ નહોતો અને તેમને બીજાઓના સામ્રાજ્યો પ્રેમદ નહોતા વળી તેઓ હિંદીઓની શુભેચ્છા પ્રાપ્ત કરવાને તેમ જ તેની સાધનસામગ્રીનો જપાન સામેના યુદ્ધમાં ઉપયોગ કરવાને પણ ઇંતેજાર હતા આમ છતાં એકપક્ષી અને ગર્ભિત પ્રચાર અનિવાર્ય રીતે અસર થયો અને હિંદનો પ્રશ્ન એવો અટપટો ને ગૂંચવણભરેલો છે કે તેમાં તેઓ કશું કરી શકે એમ નથી ને ગમે તેમ પણ પોતાના મિત્રરાજ્ય બ્રિટનને લગતી બાબતોમાં દરમ્યાનગીરી કરવાનું તેમને માટે મુશ્કેલ છે, એવી લાગણી ત્યાં ફેલાઈ

રશિયાના સત્તાવાળાઓ અથવા ત્યાંની જનતા હિંદ વિષે શા વિચાર ધરાવતા હતા એ કહી શકાય એમ નથી. પોતાના ભગીરથ યુદ્ધપ્રયાસોમાં તેમ જ દુશ્મનને પોતાની ભૂમિમાંથી હાંકી કાઢવાના કાર્યમાં તેઓ એટલા બધા ગૂંથાયેલા હતા કે તાત્કાલિક લેવાદેવા ન હોય એવી બાબતો વિષે વિચાર કરવાનો તેમને સમય નહોતો આમ છતાં દૂરના ભાવિનો વિચાર કરવાને પણ તેઓ ટેવાયેલા હતા અને એશિયામાં પોતાની સરહદને અડતા હિંદ વિષે તેઓ દુર્લક્ષ કરે એ સંભવિત નહોતું તેની ભાવિ નીતિ વાસ્તવદર્શી અને મુખ્યત્વે સોવિયેટ રાજ્યસંઘને રાજકીય તેમ જ આર્થિક દૃષ્ટિએ વધારે સમર્થ અને મજબૂત બનાવવાની નેમવાળી હશે, એ ઉપરાંત તે કેવી હશે એ વિષે કોઈ કહી શકે એમ નહોતું હિંદ વિષે કશો પણ ઉલ્લેખ કરવાનું તેમણે કાળજીપૂર્વક

ટાવ્યુ હતું, પણ મેતિમેટ ક્રાંતિની પચીસમી જયંતીની ઉજવણીને પ્રસંગે ૧૯૪૨ની સાલના નવેમ્બર માસમા સ્ટેલીને તેમની સામાન્ય નીતિની રૂપરેખા આ પ્રમાણે આપી હતી· 'ચળતીતેનરતી જાતિના વાદઓની નાબૂદી, જુદાં જુદા રાષ્ટ્રોની સમાનતા તેમ જ તેમના પ્રદેશોની અખંડતા, પરાધીન પ્રજાઓની મુક્તિ, અને સ્વતંત્ર પ્રજા તરીકેના સાર્વભૌમ દરજ્જા પર તેમની સ્થાપના, પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનો વ્યવહાર ચલાવવાનો દરેક પ્રજાનો હક્ક, જુલમનો ભોગ બનેલી પ્રજાઓને આર્થિક સહાય ને પોતાની ભૌતિક આબાદી પ્રાપ્ત કરવામા તેમને મદદ, લોકશાહીની ફરીથી સ્થાપના તેમ જ હિટલરશાહીનો નાશ એ અમારી નીતિ છે'

અમારા કોઈ ચોક્કસ પગલા માટે ચીનની પ્રજામા ગમે તે લાગણી પેદા થઈ હોય પણ એકંદરે તેમની સહાનુભૂતિ બધી રીતે હિંદની આઝાદીના પક્ષમાં હતી એ સ્પષ્ટ હતું એ સહાનુભૂતિના મૂળમા ઐતિહાસિક કારણો રહેલા હતા પણ હિંદ આઝાદ થાય તે સિવાય ચીનની સ્વતંત્રતા પણ જોખમમા આવી પડવાનો ભય છે એવી જાતની સમજ વિશેષે કરીને એના પાયામા રહેલી હતી માત્ર ચીનમા જ નહી, આખાયે એશિયામા તેમ જ મિસર અને મધ્ય પૂર્વના દેશોમા, હિંદની સ્વતંત્રતા બીજી પરાધીન પ્રજાઓ તેમ જ પરતંત્ર રાષ્ટ્રોની વધારે વ્યાપક સ્વતંત્રતાના પ્રતીક સમી, વર્તમાન સમયની કસોટી અને ભવિષ્યનો તાગ કાઢવા માટેના ગજ જેવી બની હતી એક દુનિયા નામના પોતાના પુસ્તકમા મિ વેન્ડેલ વિલ્કી કહે છે, 'આફ્રિકાથી અલાસ્કા સુધી મે જે સ્ત્રીપુરુષો સાથે વાતચીત કરી છે તેમાના ઘણાખરાઓએ મને પ્રશ્ન પૂછ્યો કે 'હિંદનુ શુ છે'? . ઠેરઠેરથી આગળ ચાલતા સર્વત્ર મને એ જ એકનો એક પ્રશ્ન પૂછવામા આવ્યો ચીનના સૌથી શાણા પુરુષે મને કહ્યુ 'આઝાદી માટેની હિંદની આકાંક્ષાને અમુક સમય સુધી બાજુએ મૂકવામા આવી ત્યારે દૂરના પૂર્વના દેશોની પ્રજામા ઇંગ્લંડની જ નહી, યુનાઇટેડ સ્ટેટ્સની શાખ પણ ઘટી'

હિંદમા જે કંઈ બન્યુ તેને લીધે યુદ્ધની કટોકટીની વચમા પણ થોડા વખત માટે દુનિયાને હિંદ તરફ નજર કરવાની તેમ જ પૂર્વના દેશોને સ્પર્શતા પાયાના પ્રશ્નોને અંગે વિચાર કરવાની ફરજ પડી એશિયાના પ્રત્યેક દેશમા લોકોના હૃદય તેમ જ ચિત્તમા, હિંદના એ બનાવોએ ખળભળાટ મચાવી મૂક્યો હતો બ્રિટિશ સામ્રાજ્યશાહીની મજબૂત જકડમા હિંદના લોકો ઘડીભર તો અસહાય બની ગયેલા લાગતા હતા, પણ છતા હિંદ આઝાદ થયા વિના હિંદમા કે એશિયામા શાતિ નહી થાય એ વાત તેમણે દર્શાવી આપી

## ૫

## હિંદમાં અસર

સુસંસ્કૃત પ્રજા પરની પરદેશી હકૂમતને ઘણા ગેરલાભો વેઠવા પડે છે અને એમાંથી અનેક અનિષ્ટો પેદા થાય છે. એમાંનો એક ગેરલાભ એ, છે કે પ્રજાનાં અનિષ્ટ તત્ત્વો પર તેને આધાર રાખવો પડે છે. આદર્શસેવી, સ્વાભિમાની, નાજુક લાગણીવાળા તેમ જ સ્વમાની અને સ્વતંત્રતા ચાહનારા ને પરદેશી અમલને પરાણે વશ વર્તીને પોતાની જાતને હલકી પાડવા ન માગનારા લોકો કાં તો તેનાથી અળગા રહે છે અથવા તેની સાથે અથડામણમાં આવે છે. તેના દળમાં ગમે તે ભોગે આગળ ધપવા માગનારાઓ તેમ જ તકસાધુઓનું પ્રમાણ સ્વતંત્ર દેશમાં સામાન્ય રીતે હોય છે તેના કરતાં અહીં વધારે હોય છે. આપખુદ રાજ્યતંત્રવાળા સ્વતંત્ર દેશમાં પણ નાજુક લાગણીઓવાળા ઘણા લોકો સરકારી પ્રવૃત્તિઓ સાથે સહકાર કરી શકતા નથી અને નવી શક્તિઓને પ્રગટ થવાની તકો મળતી નથી. અનિવાર્ય રીતે જે અધિકારવાદી હોય એવી પરદેશી સરકારને આ બધા ગેરલાભો વેઠવાના હોય છે, કેમ કે તેને હમેશ વિરોધ અને દમનના વાતાવરણમાં કાર્ય કરવાનું હોય છે. ડરનું તત્ત્વ સરકાર તેમ જ પ્રજા બંનેમાં સૌથી પ્રબળ બની જાય છે અને પોલીસ તેમ જ જાસૂસી ખાતાની નોકરીઓ સૌથી મહત્ત્વની બને છે.

સરકાર અને પ્રજા વચ્ચે જ્યારે લડત ચાલુ હોય છે ત્યારે વસ્તીનાં અનિષ્ટ તત્ત્વો પર આધાર રાખવાનું ને તેમને ઉત્તેજન આપવાનું વલણ વધારે પ્રબળ અને છતુ થાય છે. ઘણા સહૃદયી માણસોને, તેમને ગમે કે ન ગમે તોયે, સંજોગોવશાત્ સરકારી તંત્રમાં રહીને કામ કરવાનું ચાલુ રાખવું પડે છે. પણ છેક મથાળે આવનારાઓ તેમ જ સૌથી મહત્ત્વનો ભાગ ભજવનારાઓને તેમના દેશદ્રોહ, તેમની દાસવૃત્તિ ને પોતાના જ દેશભાઈઓને કર્ચરી નાખવાની અને તેમનુ માનભંગ કરવાની તેમની શક્તિને માટે પસંદ કરવામાં આવે છે. પ્રજાના ઘણા મોટા ભાગની ભાવનાઓ તેમ જ લાગણીઓ પ્રત્યેનો તેમનો વિરોધભાવ એ તેમનો સર્વશ્રેષ્ઠ ગુણ હોય છે. એ વિરોધભાવ ઘણી વાર અંગત સ્પર્ધા તેમ જ નિરાશાઓમાથી પેદા થયેલો હોય છે. આ વિકૃત અને કલુષિત વાતાવરણમાં કોઈ પણ પ્રકારના આદર્શવાદ કે ઉમદા ભાવનાને સ્થાન હોતું નથી અને ઉચ્ચ હોદ્દો તેમ જ ભારે પગારનાં ઇનામો આગળ ધરવામાં આવે છે. સરકારના ટેકેદારોની બિનઆવડત અને એથીયે બૂરી ખામીઓ નભાવી લેવાની હોય છે, કેમ કે સરકારના વિરોધીઓને કચડી નાખવામાં આપવામાં આવતા ટેકાના ગજથી બધી વાતનું માપ કાઢવામાં આવે છે. એને

પરિણામે સરકારને 'ચિત્રવિચિત્ર પ્રકારના લોકો સાથે ગાઢ સમાગમમા આવવું' પડે છે. લાંચરુશવત, ભ્રષ્ટતા, ક્રૂરતા, હૈયાસૂનાપણુ તેમ જ પ્રજાના હિત વિષેની સંપૂર્ણ બેપરવાઈ ફાલેફૂલે છે અને વાતાવરણને વિષમય બનાવે છે.[1]

સરકાર જે કંઈ કરે છે તેના તરફ સારી પેઠે કડવાશની લાગણી પેદા થાય છે પણ રાજાના કરતાં પણ વધારે રાજ્યનિષ્ઠ બની જનાર સરકારના હિંદી ટેકેદારો તરફ એથીયે વધારે કડવાશ પેદા થાય છે. આ જાતના વર્તનની બાબતમા સામાન્ય હિંદી નફરત અને ઘૃણા અનુભવે છે અને તેને એ બધા ક્રાન્સની વીચી સરકારના માણસો જેવા અથવા જર્મનો અને જાપાનીઓએ ઊભી કરેલી પૂતળાં સરકારના માણસો જેવા લાગે છે. આ લાગણી કંઈ કોંગ્રેસીઓ પૂરતી મર્યાદિત નથી. મુસ્લિમ લીગના તેમ જ બીજી સંસ્થાઓના સભ્યો પણ એવી લાગણી અનુભવે છે અને અમારા સૌથી નરમ અથવા વિનીત રાજદ્વારી પુરુષોએ પણ તે વ્યક્ત કરી છે.[2]

યુદ્ધે જરૂરી બહાનું પૂરું પાડ્યું અને સરકારની રાષ્ટ્રવિરોધી પ્રવૃત્તિઓ તેમ જ બેનમૂન પ્રચાર પર ઢાંકપિછોડો કર્યો મજૂરોનો નૈતિક જુસ્સા પેદા

૧ બંગાળના વહીવટની તપાસ કરવાને માટે નીમવામા આવેલી તપાસ સમિતિએ —સર આર્કિબાલ્ડ રોલેન્ડ્ઝ તેનો પ્રમુખ હતો—૧૯૪૫ના મે માસમા બહાર પાડેલા પોતાના હેવાલમા જણાવ્યુ છે 'લાચરુશવતની બદી તેમ જ ભ્રષ્ટતા એટલા બધા ફેલાયા છે અને તેને વિષે એવુ તો લાચારીભર્યું વલણ દાખવવામા આવ્યુ છે કે, એ બદીને નાબૂદ કરવા માટે આકરામા આકરા ઇલાજ લેવા જોઈએ એમ અમને લાગે છે. એ બદીએ સરકારી નોકરોની તેમ જ પ્રજાની નીતિમત્તાને ભ્રષ્ટ કરી છે' સિવિલ સર્વિસના કેટલાક નોકરોનુ પ્રજા તરફનુ વલણ અતિશય ખરાબ હતુ એવા પુરાવાઓ તપાસ સમિતિ આગળ રજૂ કરવામા આવ્યા હતા તે જોઈને તેને આશ્ચર્ય અને દુખ થયુ હતુ તેમને વિષે એવુ કહેવામા આવ્યુ હતુ કે, 'તેઓ ચઢિયાતાપણાનુ ગુમાન રાખે છે, પ્રજાનુ હિત આગળ વધારવાને બદલે જડ તત્રનુ યત્રવત્ સંચાલન કરવામા વધારે લક્ષ આપે છે અને પોતાને પ્રજાના સેવકો નહી પણ તેના સ્વામી લેખે છે'

૨. જબરજસ્તીથી બીજાઓને પોતાની ધૂંસરી નીચે લાવવામા નિષ્ણાત એવો હિટલર પોતાની આત્મકથામા કહે છે 'આ ચારિત્ર્યહીન જીહજૂર કરનારા માણસો બુદ્ધિપૂર્વક વિચાર કરીને યા માનવીના અનુભવથી પ્રેરાઈને પસ્તાવો કરશે અને એકાએક પોતાની પહેલેની ચાલ બદલી નાખશે એવો ડર આપણે ન રાખવો જોઈએ રાષ્ટ્ર હમેશને માટે ગુલામીથી રેવાઈ ન જાય અથવા વધારે સમર્થ લોકો આગળ આવે અને એ નીતિભ્રષ્ટ પ્રજાને દૂષિત કરનારા લોકો પાસેથી સત્તા છીનવી ન લે ત્યા સુધી તેઓ કદી એ પાઠ શીખે એમ નથી. પહેલા દાખલામા એ લોકો રાચતા હોય છે, કારણ કે વિજેતાઓ સામાન્ય રીતે તેમને ગુલામોના દરોગાઓ બનાવે છે અને દુશ્મને પોતે દેશ પર મૂકેલા કોઈ પરદેશી હેવાન કરતા પણ આ ચારિત્ર્યહીન લોકો પોતાની પર એ કામગીરી વધારે નિષ્ઠુરતાથી બજાવે છે'

કરવા માટે સિપાઈના ટોપની પેઠે નવાં નવા ઊભાં થયેલાં મજૂર મંડળોને આર્થિક મદદ આપવામાં આવી અને કાગળની મોંઘી તંગી હતી ને તેને લીધે બીજા છાપાંઓ ચલાવવામાં ખૂબ મુશ્કેલી પડતી હતી તે છતાં ગાંધીજી તેમ જ કોંગ્રેસને ગાળો દેનારાં છાપાંઓ શરૂ કરવામાં આવ્યાં અને તેમને સરકાર તરફથી આર્થિક મદદ આપવામાં આવી યુદ્ધપ્રયાસને લગતી માનવામાં આવતી સરકારી જાહેરખબરોનો પણ આ હેતુને માટે ઉપયોગ કરવામાં આવ્યો હિંદી સરકારની વતી સતત પ્રચાર ચલાવ્યે રાખવા માટે પરદેશોમાં માહિતી આપનારાં કેન્દ્રો ખોલવામાં આવ્યાં મધ્યસ્થ ધારાસભાના વિરોધની પરવા કર્યા વિના બહુ સામાન્ય કક્ષાની અને કેટલીક વાર તદ્દન અજ્ઞાત વ્યક્તિઓનાં ટોળાંઓને સરકારનિયુક્ત પ્રતિનિધિ મંડળોમાં બ્રિટિશ સરકારના પ્રચારક અને બગલિયા તરીકે કામ કરવા માટે પરદેશોમાં અને ખાસ કરીને યુનાઈટેડ સ્ટેટ્સમાં મોકલવામાં આવ્યાં સ્વતંત્ર અભિપ્રાય ધરાવનારા અથવા સરકારની નીતિની ટીકા કરનારા માણસોને પરદેશોમાં જવાની તક મળી શકતી નહોતી તેમને પાસપોર્ટ પણ આપવામાં આવતા નહોતા તેમ જ વાહનની સગવડ પણ આપવામાં આવતી નહોતી

જેને પોતે પ્રજાકીય સુલેહશાંતિ માને છે તેનો આભાસ પેદા કરવા માટે પાછલા બે વરસ દરમ્યાન સરકારે આ બધી અને બીજી પણ અનેક યુક્તિપ્રયુક્તિઓ અજમાવી છે રાજકીય તેમ જ જાહેર જીવન નિષ્ક્રિય બની જાય છે, વત્તાઓછા પ્રમાણમાં લશ્કરી કબજા અને લશ્કરી અમલ નીચેના દેશમાં ખસૂસ એમ બને છે પણ રોગનાં બાહ્ય લક્ષણો પરાણે દાબી દેવાથી તે ઊલટો ઉગ્ર બને છે અને હિંદ ખરેખર અતિશય બીમાર પડી ગયું છે હમેશાં સરકારને પડખે રહેનારા તેમ જ તેને સહકાર આપનારા હિંદના આગળ પડતા સ્થિતિચુસ્ત લોકો, તાત્પૂરતું જેનું મોં બંધ કરી દેવામાં આવ્યું છે એવા આ ધખી રહેલા જ્વાળામુખીની બાબતમાં ખૂબ ચિંતાતુર થયા છે તેમણે કહ્યું છે કે બ્રિટિશ સરકાર સામે આટલી બધી કડવાશ તેમણે પહેલાં કદી ભાળી નહોતી

મારા લોકોના સંપર્કમાં હું આવું નહીં ત્યાં સુધી આ બે વરસ દરમ્યાન તેમનામાં શા ફેરફારો થયા તેમ જ તેમના હૃદયમાં કેવા ભાવો પેદા થતા જાય છે તે હું જાણી કે કહી ન શકું પણ આ તાજેતરના અનુભવોને લીધે તેમનામાં અનેક પ્રકારના ફેરફારો થયા હશે એ બાબતમાં મને જરાયે શંકા નથી મેં વખતોવખત મારા ચિત્તનું નિરીક્ષણ કર્યું છે અને બનતા બનાવોની તેના પર અટળ રીતે થયેલી અસર પણ મેં તપાસી છે. પહેલાં હું હમેશાં ઇંગ્લંડ જવાની ઇચ્છા રાખતો હતો, કેમ કે ત્યાં મારા અનેક મિત્રો છે અને જૂની

સ્મૃતિઓ મને ત્યાં ખેંચે છે. પણ હવે મને એવી ઇચ્છા થતી નથી અને એનો વિચાર સરખો પણ મને અરુચિકર થઈ પડ્યો છે. ઇંગ્લંડથી હું બની શકે એટલો વેગળો થવા માગતો હતો અને હિંદના પ્રશ્ન અંગે અંગ્રેજો જોડે ચર્ચા કરવા હું ઇચ્છતો નહોતો. પછી મને મારા કેટલાક મિત્રો યાદ આવતા, મારું વલણ કંઈક નરમ થતું અને એક આખી પ્રજા વિષે આ રીતે અભિપ્રાય બાંધવો એ ઘણું ખોટું છે એમ હું મારી જાતને કહેતો. આ યુદ્ધમાં અંગ્રેજ લોકોને કેવા ભીષણ અનુભવોમાંથી પસાર થવું પડ્યું, તેમને સતત કેવી માનસિક તંગ સ્થિતિમાં જીવવું પડ્યું તેમ જ તેમને પોતાનાં કેટલાયે પ્રિયજનોને ગુમાવવાં પડ્યાં એ બધી વાતોના પણ મને વિચારો આવતા. આ બધી બીનાએ મારી લાગણી કંઈક હળવી કરી, પણ પેલું મૂળ વલણ કાયમ રહ્યું. ઘણું કરીને સમય અને ભાવિ એને કંઈક હળવું કરશે અને બીજો દૃષ્ટિપથ આપશે, પણ ઇંગ્લંડ તેમ જ બ્રિટિશ લોકો સાથે મારો આટઆટલો સંબંધ હોવા છતાં મારામાં આવી લાગણી પેદા થઈ, તો પછી જેમને એવો સંપર્ક નહોતો તેમની વાત જ શી?'

## ૯

## હિંદની બીમારી: દુકાળ

હિંદ શરીર તેમ જ મનની ભારે બીમારીમાં સપડાયું હતું. યુદ્ધ દરમ્યાન કેટલાક લોકો માતબર બન્યા પણ બીજાઓ પરનો બોજો અસહ્ય થઈ પડ્યો અને એની કારમી યાદ આપનાર દુકાળ પડ્યો. એ દુકાળ દેશના ઘણા મોટા ભાગમાં પડ્યો અને બંગાળ તેમ જ પૂર્વ અને દક્ષિણ હિંદ પર તેણે પોતાનો પંજો ફેલાવ્યો. બ્રિટિશ હકૂમત નીચેનાં પાછલાં ૧૭૦ વર્ષો દરમ્યાન પડેલા દુકાળોમાં એ સૌથી મોટો, સૌથી વધારે સંહારક દુકાળ હતો અને બ્રિટિશ સ્થાપનાના અમલની આરંભની પ્રસાદીરૂપ ૧૭૬૯થી ૧૭૭૦ની સાલ સુધીમાં બંગાળ અને બિહારમાં પડેલા ભીષણ દુકાળો સાથે સરખાવી શકાય એવો હતો. એ પછી રોગચાળો, ખાસ કરીને કોલેરા અને મલેરિયાનો ઉપદ્રવ ફાટી નીકળ્યો. તે બીજા પ્રાંતોમાં પણ ફેલાયો અને આજે પણ તે હજારો માણસનો ભોગ લે છે. દુકાળ અને રોગચાળાથી લાખો લોકો મરી ગયા અને હજી પણ એ ભૂતાવળ હિંદમાં ભમ્યા કરે છે અને પોતાનો ભોગ લે છે.*

*૧૯૪૩-૪૪ના બંગાળના દુકાળમાં મરણ પામેલાઓની સંખ્યાના અંદાજોમાં ઘણો ફરક પડે છે. કલકત્તા યુનિવર્સિટીના માનવવંશશાસ્ત્ર વિભાગ તરફથી દુકાળ ગ્રસ્ત પ્રદેશોમાં વિશાળ પાયા પર શાસ્ત્રીય ઢબે સંશોધન કરવામાં આવ્યું હતું. તેમણે

મથાળે બેઠેલ મૂઠીભર લોકોની આબાદીના પાતળા પડ નીચે ઢંકાઈ રહેલું હિંદનું સાચું ચિત્ર આ દુકાળે ખુલ્લું કર્યું". આટલી બધી પેઢીના બ્રિટિશ અમલ પછી ગરીબાઈ, કુરૂપતા, અને માનવી અધઃપાતનું આ ચિત્ર પેદા થયું હતું. હિંદમાંના બ્રિટિશ અમલની એ પરમ સિદ્ધિ અને સફળતા હતી. એ દુકાળ કંઈ કુદરતી આપત્તિ કે મહાભૂતોના કોપને પરિણામે પેદા નહોતો થયો તેમ જ ત્યાં આગળ ખરેખર યુદ્ધ લડાયું તેનું અથવા દુશ્મને કરેલી નાકાબંધીનું એ પરિણામ પણ નહોતો. આગળથી કળી ને ટાળી શકાત એવો એ માનવીકૃત દુકાળ હતો એવો પ્રત્યેક અધિકારી નિરીક્ષકનો મત છે. લાગતાવળગતા બધા સત્તાવાળાઓએ અજબ બેદરકારી, બિનઆવડત તેમ જ બેફિકરાઈ બતાવ્યાં હતાં એ વિષે પણ સૌ એકમત છે. છેક છેવટની ઘડી સુધી, મહોલ્લાઓ અને રાજમાર્ગો પર હજારો લોકો રોજ તીડની પેઠે મરવા લાગ્યા હતા ત્યારે પણ, દુકાળનો ઇન્કાર કરવામાં આવ્યો અને છાપાંઓમાં એને વિષે આવતા ઉલ્લેખો સમાચારનિયમન કરનારા સરકારના અધિકારીઓ દાબી દેતા. કલકત્તાની શેરીઓમાં ભૂખમરો વેઠતાં તેમ જ મરતાં બાળકો ને સ્ત્રીઓનાં ભીષણ અને અરેરાટી છૂટે એવાં ચિત્રો કલકત્તાના સ્ટેટ્સમેન પત્રે બહાર પાડ્યાં ત્યારે મધ્યસ્થ ધારાસભામાં સત્તાવાર રીતે બોલતાં હિંદી સરકારના એક સભ્યે પરિસ્થિતિને એવા ઉગ્ર સ્વરૂપમાં રજૂ કરવા સામે વિરોધ ઉઠાવ્યો હતો. હિંદમાં ભૂખમરાથી રોજેરોજ હજારો માણસો મરણ પામે એ દેખીતી રીતે તેને મન એક સામાન્ય બનાવ હતો. લંડનમાંની હિંદી કચેરીવાળા એમેરી ખાસ કરીને પોતાના ઇન્કારો અને નિવેદનોથી નામીચા થયા અને પછી આ મોટા પ્રદેશમાં વિસ્તરેલા દુકાળનો ઇન્કાર કરવાનું અથવા તેના પર ઢાંકપિછોડો કરવાનું અશક્ય થઈ ગયું ત્યારે સત્તા પરનો પ્રત્યેક સમૂહ એના દોષનો ટોપલો બીજા એવા સમૂહ પર ઢોળવા લાગ્યો. હિંદી સરકારે જણાવ્યું કે પ્રાંતિક સરકાર એને માટે દોષપાત્ર છે. પણ એ ગવર્નરના હાથ નીચે અને સિવિલ સર્વિસના અમલદારો

બંગાળના દુકાળ અંગે થયેલાં મરણનો આંકડો, આશરે ૩,૪૦,૦૦,૦૦૦નો મૂકયો છે. એમ પણ માલૂમ પડ્યું હતું કે, ૧૯૪૩-૪૪ સાલ દરમ્યાન બંગાળની વસ્તીના ૪૬ ટકા જેટલા લોકો કોઈ ને કોઈ મોટી બીમારીના ભોગ પણ બન્યા હતા. ગામના તલાટી તેમ જ મુખીઓના ઘણે અંશે આધાર રાખી ન શકાય એવા હેવાલોને આધારે તૈયાર કરવામાં આવેલો બંગાળ સરકારનો આંકડો એથી ઘણો ઓછો છે. સર જૉન વુડહેડના પ્રમુખપણા નીચે દુકાળને અંગે તપાસ કરવાને માટે સરકારે નીમેલી સમિતિ એવા નિર્ણય પર આવી છે કે, 'દુકાળ અને તે પછીથી ફાટી નીકળેલા રોગચાળાના સીધા પરિણામ તરીકે' પંદર લાખ માણસો મરી ગયા હતાં. આ બધા આંકડા માત્ર બંગાળને લગતા છે. દેશના બીજા ભાગોમાં પણ દુકાળ પડયો હતો અને તે પછી રોગચાળો ફાટી નીકળ્યો હતો.

મારફતે કાર્ય કરતી કેવળ પૂતળા જેવી સરકાર હતી એ બધા દોષપાત્ર હતા, પણ એકમાત્ર વાઈસરૉયની વ્યક્તિમાં કેંદ્રિત થયેલી અને હિંદમાં કોઈ પણ ઠેકાણે પોતે ગમે તે કરી શકે એવી અધિકારવાદી સરકાર અનિવાર્ય રીતે એને માટે સૌથી વધારે દોષપાત્ર હતી. કોઈ પણ લોકશાહી કે અર્ધ-લોકશાહી દેશમાં આવી આપત્તિએ લાગતીવળગતી બધી સરકારોને જડમૂળથી ઉખેડી નાખી હોત પણ હિંદમાં એવું કશું ન બન્યું અને ત્યાં બધું પહેલાંની જેમ ચાલતું રહ્યું.

યુદ્ધની દૃષ્ટિથી વિચાર કરતાં પણ એ દુકાળ રણક્ષેત્રના સૌથી પાસેના તેમ જ આક્રમણ થવાનો જ્યાં સંભવ હતો તે પ્રદેશમાં પડ્યો. મોટા પ્રદેશમાં ફેલાયેલો દુકાળ તેમ જ ભાંગી પડેલી અર્થવ્યવસ્થા બચાવ કરવાની શક્તિને અનિવાર્ય રીતે હાનિ પહોંચાડે છે હુમલો કરવાની શક્તિને એ એથીયે વધારે હાનિકારક નીવડે છે હિંદના બચાવને માટેની અને જાપાની હુમલાખોરો સામે યુદ્ધ ચલાવવાની પોતાની જવાબદારી હિંદી સરકારે આ રીતે અદા કરી દુશ્મનને પાંગળો બનાવવા માટે તેને ઉપયોગી થઈ પડે એવી સાધનસામગ્રીનો કરવામાં આવેલો નાશ નહીં પણ રણક્ષેત્રની નજીકમાં આવેલા આ પ્રદેશમાં લાખો લોકો ભૂખમરાથી અને રોગનો ભોગ બનીને મરણ પામ્યા એ આ સરકારે અખત્યાર કરેલી નીતિની નિશાનીઓ હતી

રાહત આપવા માટે હિંદભરમાંની ખાનગી સંસ્થાઓએ સારું કામ કર્યું. એ જ રીતે ઇગ્લંડના કાર્યકુશળ માનવપ્રેમી ક્વેકરોએ પણ સારી સેવા બજાવી મધ્યસ્થ તેમ જ પ્રાંતિક સરકારની પણ આખરે ઊંઘ ઊડી આફત કેવડી મોટી છે તેનો તેમને ખ્યાલ આવ્યો અને રાહતકાર્યમાં લશ્કરને કામે લગાડવામાં આવ્યું દુકાળ વધતો અટકાવવાના તેમ જ તેની માઠી અસરનું નિવારણ કરવાના તાત્પૂરતા ઉપાયો લેવામાં આવ્યા પણ રાહત તાત્પૂરતી જ હતી ને દુકાળની આનુષંગિક અસર ચાલુ છે અને એથી પણ વધારે મોટો દુકાળ ક્યારે આવી પડે એ કોઈ કહી શકે એમ નથી બંગાળ ભાંગી પડ્યું છે, તેનું સામાજિક તથા આર્થિક જીવન છિન્નભિન્ન થઈ ગયું છે અને દુર્બળ બની ગયેલી પેઢી જીવતી રહી છે

આ બધું બનતું હતું અને કલકત્તાના મહોલ્લાઓમાં જ્યાં ત્યાં મુડદાઓ રખડતાં હતાં ત્યારે કલકત્તાના ઉપલા વર્ગના દશ હજાર જેટલા લોકોનો જીવનવ્યવહાર પહેલાંની જેમ ચાલુ રહ્યો હતો નૃત્યના મેળાવડાઓ, મિજબાનીઓ તેમ જ બીજા બધા વૈભવવિલાસો ને મોજમજા ચાલુ હતા અને જીવન ખુશહાલ હતું એ પછી ઘણા વખત સુધી ખોરાકની માપબંધી શરૂ કરવામાં આવી હોતી કલકત્તાની ઘોડદોડની શરતો ચાલુ હતી અને ફેશનેબલ લોકો

ત્યાં હમેશની જેમ ટોળે વળતા હતા. એક સ્થાનેથી બીજે સ્થાને ખોરાક લઈ જવા માટેની પૂરતી સગવડ નહોતી, પણ દેશના જુદા જુદા ભાગોમાંથી ઘોડદોડની હરીફાઈ માટે ઘોડાઓ રેલવેના ખાસ ડબ્બાઓમાં આવ્યે જતા હતા. જીવનની આ મોજમજામાં અંગ્રેજો તેમ જ હિંદીઓ બંને ભાગ લેતા હતા કારણ કે લડાઈના ધંધામાં એ બંને માતબર બન્યા હતા અને નાણાંની છોળો ઊડતી હતી. કેટલીક વાર એ નાણાં ખોરાકની ચીજોમાં મોટી નફાખોરી કરીને મેળવવામાં આવ્યાં હતાં અને એ જ ખોરાકને અભાવે રોજ હજારો માણસો તીડની પેઠે મરતાં હતાં.

હિંદ મૂઠીભર ધનિકો અને અસંખ્ય ગરીબો, આધુનિક મનોદશા અને મધ્યકાલીન મનોદશા, રાજકર્તાઓ અને રૈયત, બ્રિટિશરો અને હિંદીઓ વચ્ચેના જબરદસ્ત ભેદોવાળો દેશ છે એમ ઘણી વાર કહેવામાં આવે છે. ૧૯૪૩ની સાલના છેવટના ભાગમાં કલકત્તા નગરીમાં એ ભેદો અથવા તફાવતો જેટલા નગ્ન રૂપે દેખાતા હતા તેટલા પહેલાં કદી પણ જોવામાં આવ્યા નહોતા. સામાન્ય રીતે એકબીજાથી અળગી રહેતી અને એકબીજાથી તદ્દન અજાણી એ બે દુનિયાઓનો એકાએક ભેટો થઈ ગયો અને તે એકબીજાના પડખામાં રહેવા લાગી. એ બંને વચ્ચેનો તફાવત ચોંકાવનારો હતો, પણ ઘણા લોકો એની ભીષણતા તેમ જ આશ્ચર્યકારક વિસંગતિ ન ઓળખી શક્યા અને પોતાના જૂના ચીલામાં રહીને કામકાજ ચલાવતા રહ્યા એ હકીકત એથીયે વધારે ચોંકાવનારી હતી. તેમણે શી લાગણી અનુભવી હશે એ કહી શકાય એમ નથી. પણ કેવળ તેઓ જે રીતે જીવન ગુજારતા હતા તે પરથી પણ આપણે અનુમાન કરી શકીએ. ઘણાખરા અંગ્રેજોને માટે કદાચ એ સહેલી વાત હતી, કેમ કે તેઓ અમારા સમાજથી અળગા રહીને જીવન ગાળતા હતા અને જ્ઞાતિના ચોકામાં ફસાયેલા હોવાથી છૂટીછવાઈ વ્યક્તિઓને જૂનો ચીલો છોડવાની ભાવના થઈ આવે તોયે તેઓ તેમ કરી શકે એવું નહોતું. પણ જે હિંદીઓ એવું જીવન ગુજારતા હતા એ બીના તેમની પોતાની પ્રજાના લોકો અને તેમની વચ્ચે કેટલું અંતર રહેતું હતું તે દર્શાવતી હતી. સુરુચિ અને માનવતાની લાગણી પણ એ અંતર સાંધવાને નિષ્ફળ નીવડ્યાં.

હરેક મોટી આપત્તિને પ્રસંગે બને છે તેમ આ દુકાળને વખતે પણ હિંદના લોકોની ઊજળી બાજુ તેમ જ તેમની ખામીઓ ઉઘાડી પડી. સંખ્યાબંધ માણસો જેલમાં હતાં અને તેઓ એમાં કશું કરવાને અસમર્થ હતાં. એમાં પ્રજાના ખમીર જેવા લોકોનો સમાવેશ થતો હતો. આમ છતાં ખાનગી રીતે શરૂ કરવામાં આવેલા રાહતકાર્યમાં હરેક વર્ગનાં સ્ત્રીપુરુષો જોડાયાં અને તેમણે નાસીપાસ કરે એવા સંજોગોમાં કામ કર્યું અને

કાર્યદક્ષતા, પરસ્પર મદદ તેમ જ સહકાર અને આપભોગની ભાવના દાખવવા પોતાની નાની નાની સ્પર્ધાઓ અને ઈર્ષ્યાઓમા રચ્યાપચ્યા રહેતા ટોળાથી જેઓ સહકારથી કાર્ય કરતા નહોતા, તેઓ નિષ્ક્રિય બનીને બેસી રહ્યા અને બીજાઓને મદદરૂપ થવા માટે તેમણે કશું કર્યું નહી બીજા થોડા જે એટલા રાષ્ટ્રીયતાશૂન્ય અને માનવતાશૂન્ય બની ગયા હતા કે, જે બની રહ્યું હતું તે વિષે તદ્દન બેપરવા હતા, તે બધા પ્રજાની ખામી તેમ જ ઊણપો દર્શાવતા હતા

દુકાળ, યુદ્ધની પરિસ્થિતિ તેમ જ સત્તાવાળાઓની બેદરકારી અને દીર્ઘદૃષ્ટિના ને અગમચેતીના સપૂર્ણ અભાવનુ સીધુ પરિણામ હતુ દેશના ખોરાકના પ્રશ્ન અગેની સત્તાવાળાઓની બેપરવાઈ સમજી ન શકાય એવી છે આવી કોઈ આફત નજીક આવતી જાય છે એમ એ વિષે વિચાર કરનારો પ્રત્યેક બુદ્ધિવાળો માણસ જાણતો હતો યુદ્ધના શરૂઆતના વરસોમા એ પ્રશ્નને યોગ્ય રીતે હાથ ધરવામા આવ્યો હોત તો દુકાળ ટાળી શકાત યુદ્ધમા સડોવાયેલા બીજા દેશોમા, યુદ્ધને લગતી અર્થવ્યવસ્થાની આ અત્યત મહત્વની બાબત પર, યુદ્ધ શરૂ થયુ તેની આગળથી પૂરેપૂરુ લક્ષ આપવામા આવ્યુ હતુ યુરોપમા યુદ્ધ શરૂ થયા પછી સવાત્રણ વરસ બાદ અને જાપાન સાથેનુ યુદ્ધ શરૂ થયુ તે પછી એક વરસ કરતા વધારે સમય બાદ હિંદી સરકારે અહી ખોરાકને લગતુ ખાતુ શરૂ કર્યું અને જાપાને બ્રહ્મદેશનો કબજો કર્યો તેથી બગાળની ખોરાકની જોગવાઈ પર ખૂબ અસર થશે એ સૌ કોઈ જાણતુ હતુ ૧૯૪૩ના વચગાળાના સમય સુધી હિંદ સરકાર પાસે ખોરાકને અગે કશી નીતિ નહોતી અને એ વખતે દુકાળે પોતાના ભીષણ સહારનો આરભ કરી દીધો હતો પોતાના વહીવટ સામે માથુ ઊચકનારાઓને દાબી દેવા સિવાય બીજી બધી બાબતોમા આ સરકાર હમેશા કેટલી બધી બિનઆવડતવાળી હોય છે એ ખરેખર આશ્ચર્યકારક છે અથવા એની રચના એવી છે કે, પોતાની હસ્તી ચાલુ રાખવાની પ્રાથમિક ફરજમા જ તેનુ મન પૂરેપૂરુ પરોવાયેલુ હોય છે એમ કહેવુ કદાચ વધારે સાચુ હોવા સભવ છે કટોકટી કે આફત સામે આવીને ખડી થાય ત્યારે જ બીજી બાબતોને અગે વિચાર કરવાની તેને પરાણે ફરજ પડે છે વળી એ કટોકટી સરકારની કાર્યદક્ષતા તેમ જ તેની પ્રામાણિકતા વિષેના અવિશ્વાસની લાગણીની કાયમની ટોકટીને લીધે વધારે તીવ્ર બને છે *

---

* સર જૉન વુડહેડના પ્રમુખપણા નીચે નીમવામા આવેલી દુકાળ તપાસ સમિતિએ (તેણે ૧૯૪૫ના મે માસમા પોતાનો હેવાલ પ્રસિદ્ધ કર્યો હતો) જેને પરિણામે

દુકાળ યુદ્ધની પરિસ્થિતિને લીધે પડ્યો હતો અને તે અટકાવી શકાયો હોત એ નિર્વિવાદ છે પણ એના વધારે ઊંડા કારણો, હિંદને ઉત્તરોત્તર નાદાર કરતી જતી અને જેને લીધે કરોડો લોકો કાયમી ભૂખમરો વેઠતા હતા ને માંડ પોતાના પ્રાણ ટકાવી રાખતા હતા તે પાયાની નીતિમાં રહેલાં છે એ પણ એટલું જ સાચું છે હિંદમાં પ્રજાનું આરોગ્ય એ વિષેના પોતાના હેવાલમાં હિંદી દાક્તરી નોકરી (ઇન્ડિયન મેડિકલ સર્વિસ)ના ડિરેક્ટર જનરલ મેજર જનરલ સર જૉન મેગોએ ૧૯૩૩ની સાલમાં લખ્યું છે. 'દવાખાના ચલાવનાર

---

બંગાળનો દુકાળ પડયો તે સત્તાવાળાઓની ભૂલોની અને ખાનગી વ્યક્તિઓની ધન લોલુપતાની કરુણ પરંપરા નિમ્નલિખિત ભાષામાં બહાર પાડી છે સમિતિ જણાવે છે કે, 'બંગાળનો દુકાળ કેવી રીતે અને શા કારણે પડયો એની તપાસ કરવાનું કાર્ય અમારે માટે દુઃખદ હતું એક અતિ કરુણ અને કારમી આપત્તિનો ખ્યાલ સદાયે અમારા ચિત્તને સંતાપતો રહ્યો છે ૧૫ લાખ ગરીબ બંગાળીઓ, જેને માટે તેઓ બિલકુલ જવાબદાર નહોતા એવા સંજોગોના શિકાર બન્યા સમાજ તેમ જ તેના અંગઉપાંગો પોતાના વધારે દુર્બળ સભ્યોની રક્ષા કરવામાં નિષ્ફળ નીવડયા ખરેખર, નૈતિક તેમ જ સામાજિક ભાવના નિષ્ફળ નીવડી હતી તેમ જ વહીવટી તંત્ર પણ તૂટી પડયું હતું ' સમિતિ પ્રાંતનું બહુ નીચું આર્થિક ધોરણ, ઉદ્યોગોની ખિલવણીને અભાવે દિવસે દિવસે જમીન પર વધતું જતું દબાણ, વસ્તીના ઘણા મોટા ભાગને માંડ જીવી શકવા જેટલું મળતું પોષણ, અને આકરી આર્થિક તાણમાં ટકી શકવાની તેની અશક્તિ, પ્રજાના આરોગ્યની અતિ ખરાબ સ્થિતિ તેમ જ પોષણનું બહુ હલકું ધોરણ અને તંદુરસ્તી તેમ જ સંપત્તિની બાબતમાં કોઈ પણ પ્રકારની સલામતીનો બધી જાતનો અભાવ વગેરેનો પણ ઉલ્લેખ કરે છે ફસલનો પાક નિષ્ફળ નીવડયો, બ્રહ્મદેશ પડયું અને તેને લીધે ત્યાંથી આવતા ચોખા બંધ થઈ ગયા ગરીબ વર્ગના કેટલાક લોકોનું જેને લીધે નિકંદન નીકળી ગયું તે સરકારની નકારની નીતિ, ખોરાક તેમ જ માલની હેરફેરના સાધનોમાં વધારે પડાવેલો હિસ્સો અને સરકાર પ્રત્યેનો પ્રજાનો અવિશ્વાસ વગેરેને સમિતિ દુકાળના તાત્કાલિક કારણો લેખે છે હિંદી સરકાર તેમ જ બંગાળ સરકારની નીતિ અથવા ઘણી વાર નીતિનો અભાવ અથવા હમેશાં બદલાતી રહેતી નીતિ, આગળથી ચેતીને, આવતા બનાવોને પહોંચી વળવા માટેની જોગવાઈ કરવાની તેમની અનાવડત, દુકાળ ખરેખર શરૂ થઈ ચૂક્યો હતો ત્યારે પણ તેનો સ્વીકાર કરવાનો અને દુકાળ જાહેર કરવાનો તેમનો ઇનકાર, પરિસ્થિતિને પહોંચી વળવા માટે ભરવામાં આવેલાં છેક ઢીલાં પગલાં વગેરે બાબતોને સમિતિ વખોડી કાઢે છે વળી સમિતિ વધુમાં જણાવે છે 'પરંતુ બધા સંજોગોને ધ્યાનમાં લેતાં, યોગ્ય સમયે હિંમતભર્યાં, સમજપૂર્વકનાં તેમ જ દૃઢતાભર્યાં પગલાં ભરીને બંગાળ સરકાર દુકાળની જે કરુણ આફત ખરેખર આવી પડી તે ટાળી શકી હોત એવા નિર્ણય પર આવ્યા વિના અમે રહી શકતા નથી ' 'અનાજની યોજનાપૂર્વકની હેરફેર કરવા માટેની વ્યવસ્થા કરવાની જરૂર હિંદી સરકાર ઠીક ઠીક આગળથી પિછાનવામાં નિષ્ફળ નીવડી હતી ' '૧૯૪૩-ના માર્ચમાં અંકુશો કાઢી નાખવા માટેના નિર્ણયની જવાબદારી બંગાળ સરકાર

ડાક્તરોના મત પ્રમાણે આખા હિંદમાં ૩૯ ટકા લોકોને સારું પોષણ મળે છે, ૪૧ ટકા લોકોને નબળું પોષણ મળે છે અને ૨૦ ટકા લોકોને તો નહીં જેવું મળે છે એમ કહીએ તો ચાલે બંગાળના ડાક્તરો અત્યંત નિરાશાજનક ચિત્ર આપે છે. તેમના મત પ્રમાણે એ પ્રાંતના ૨૨ ટકા જેટલા લોકોને સારું પોષણ મળે છે જ્યારે ૩૧ ટકા લોકોને નહીં જેવું મળે છે એમ કહી શકાય '

બંગાળની કારમી આફત અને ઓરિસા, મલબાર તેમ જ બીજાં સ્થળોએ પડેલા દુકાળો હિંદમાંના બ્રિટિશ અમલ વિષેનો છેવટનો ચુકાદો છે બ્રિટિશરો અવશ્ય હિંદ છોડશે અને તેમનું હિંદનું સામ્રાજ્ય સ્મરણમાત્ર બની જશે, પણ તેમને અહીંથી જવું પડશે ત્યારે અહીં તેઓ શું મૂકી જશે — કેટલી કેટલી માનવી અવનતિ ને દુખના ડુંગર મૂકતા જશે? ત્રણ વરસ પર મૃત્યુશય્યા પરથી ટાગોરે એ ચિત્ર જોયું હતું: 'પણ તેઓ પોતાની પાછળ કેવું હિંદ, કેટલાંકેટલાં દુખો મૂકતા જશે? અહીંઓથી વહેતો તેમના ગેરવહીવટનો પ્રવાહ આખરે સુકાઈ જશે ત્યારે તેઓ કેટકેટલો કાદવ, કેટકેટલી ગંદકી પોતાની પાછળ મૂકતા જશે?'

---

સાથે હિંદી સરકારે પણ અવશ્ય ઉઠાવવી રહી. . . . હિંદના મોટા ભાગમાં અબાધિત વેપાર દાખલ કરવાની હિંદી સરકારની એ પછીની દરખાસ્ત બિલકુલ ગેરવાજબી હતી અને તે રજૂ કરવી જોઈતી નહોતી. હિંદના મોટા ભાગના પ્રાંતો તેમ જ દેશી રાજ્યોએ કરેલો તેનો વિરોધ સફળ ન થયો હોત અને એ નીતિનો અમલ કરવામાં આવ્યો હોત તો . . . હિંદના જુદા જુદા ભાગોમાં ભીષણ આફત આવી પડી હોત.' મધ્યસ્થ તેમ જ પ્રાંતોના સરકારી તંત્રની ઉદાસીનતા તેમ જ તેના ગેરવહીવટનો ઉલ્લેખ કરીને સમિતિ જણાવે છે. 'બંગાળની પ્રજા અથવા કંઈ નહીં તો તેના કેટલાક ભાગો પણ થોડેઘણે અંશે દોષપાત્ર છે. ભય અને લોભના વાતાવરણનો અમે ઉલ્લેખ કરી ગયા છીએ. અંકુશોને અભાવે ઝડપથી ભાવો ચડી ગયા તેનું એક કારણ એ પણ હતું આ આપત્તિનો લાભ લઈને અઢળક નફો કરવામાં આવ્યો અને એ સંજોગોમાં અમુક લોકોનો નફો એટલે કે બીજાઓના મરણ. બીજાઓ મરતા હતા ત્યારે સમાજનો ઘણો મોટો ભાગ તાગડધિન્ના કરતો હતો અને લોકો પાર વગરની યાતનાઓ વેઠતા હતા ત્યારે ભારે બેપરવાઈ સેવવામાં આવતી હતી આખાયે પ્રાંતમાં અને સમાજના ઘણા વર્ગોમાં રુશવતખોરી અને અનીતિ સારી પેઠે વ્યાપેલી હતી.' ભૂખમરો તેમ જ મરકીના આ વેપારમાં કુલ ૧૫૦ કરોડનો નફો કરવામાં આવ્યો હતો એવો અંદાજ કાઢવામાં આવ્યો છે. આમ જો દુકાળમાં પંદર લાખ માણસો મરી ગયા તો મરણ દીઠ લગભગ એક હજાર રૂપિયાનો વધારાનો નફો થયો!

## ૭

## હિંદની પ્રાણશક્તિ

યુદ્ધ આવે કે દુકાળ પડે તોયે પોતાના મૂળમા વિરોધોથી ભરેલી તેમ જ ખુદ એ વિરોધો તથા તેમાથી ઉદ્‌ભવતી ભીષણ આપત્તિઓમાથી પણ પોષણ મેળવીને જીવનની સરિતા વહ્યે જાય છે, પ્રકૃતિ પોતાનુ નવસર્જન કરે છે, ગઈ કાલના વેરાન રણક્ષેત્રને ફૂલો ને નિલોતરીથી ઢાકી દે છે, ત્યા આગળ વહેલુ લોહી જમીનને રસાળ બનાવે છે, નવા જીવનને સામર્થ્ય અર્પે છે અને તેને રગબેરગી બનાવે છે સ્મરણશક્તિનો અનન્ય ગુણ ધરાવનાર માનવીઓ પોતાના ભૂતકાળના મહિમાના સ્મરણમા તેમ જ તેના યશોગાનમા મશગૂલ રહે છે 'રોજેરોજ બદલાતી જતી અને નિત્ય નવીન સ્વરૂપ ધારણ કરતી દુનિયા તેમ જ વર્તમાન સમય સુધી તેઓ ભાગ્યે જ પહોચે છે અને આપણને વર્તમાનનુ ભાન થાય ન થાય તે પહેલા તો તે ભૂતકાળમા સરકી જાય છે ગઈ કાલનુ ફરજદ આજ પોતાના જ ફરજદને આવતી કાલને માટે સ્થાન કરી આપે છે અનત વિજય અવ્યવસ્થા, અધેર અને ધિરના કીચડમા પરિણમે છે અને દેખીતા પરાજયની કારમી અગ્નિપરીક્ષામાથી આમા નવુ સામર્થ્ય અને વ્યાપક દૃષ્ટિ મેળવીને બહાર આવે છે ભીરુ હૃદયના લોકો હારીને વશ વર્તે છે અને ધરતીના પડ પરથી ભૂસાઈ જાય છે પણ બીજાઓ પ્રગતિની મશાલ લઈને આગળ વધે છે અને તે આવતી કાલના ઝડાધારીઓને સુપરત કરે છે

હિંદમા પડેલા દુકાળે હિંદના પ્રશ્નો અત્યત તાકીદના છે એ વાતનુ તેમ જ દેશ પર જે ભીષણ આપત્તિ ઝઝૂમી રહી હતી તેનુ કઈ અશે ભાન કરાવ્યુ એ વિષે ઇગ્લડના લોકોની લાગણી કેવી હતી તેની મને ખબર નથી, પણ તેમાના કેટલાક પોતાની હમેશની રીત પ્રમાણે બધો દોષ હિંદ તેમ જ તેના લોકો પર ઢોળતા હતા અહીં ખોરાકની તગી હતી દાક્તરોની તગી હતી, સ્વચ્છતાના સાધનોની ને દવાદારૂની તગી હતી માલની હેરફેરના સાધનોની તગી હતી ટૂકમા માણસો સિવાય બીજી બધી જરૂરી ચીજોની તગી હતી માણસોની તગી નહોતી કેમ કે વસ્તી વધી ગઈ હતી અને હજીયે વધ્યે જશે એમ લાગતુ હતુ આગળથી ખબર કે ચેતવણી આપ્યા વિના વધ્યે જતી ને પરગજુ સરકારની યોજનાઓ અથવા યોજનારહિતતાને ઊધી વાળી દેનારી નાદાર પ્રજાની આ વધારેપડતી જનસખ્યા પર જ બધા દોષનો ટોપલો ઢોળવો રહ્યો અને તેથી, આર્થિક સવાલોએ એકાએક નવુ મહત્ત્વ ધારણ કર્યું રાજકારણ તેમ જ રાજકીય સવાલોને બાજુએ મૂકી દેવા જોઈએ એમ અમને કહેવામા આવ્યુ જાણે કે ચાલુ સમયના મહત્ત્વના પ્રશ્નોનો ઉકેલ

લાવવા સિવાય રાજકારણનો બીજો કશો અર્થ ન હોય! દુનિયામાં લંડને ફેર એટલે કે છૂટા દોરની નીતિના જે રહ્યાસહ્યા જૂજ પ્રતિનિધિઓ છે તેમાંની એક હિંદી સરકાર, હવે નિયોજનની વાતો કરવા લાગી, પણ સુસંગઠિત નિયોજનનો તેને ખ્યાલ સરખો નહોતો. તે કેવળ ચાલુ વ્યવસ્થા ટકાવી રાખવાની તેમ જ તેનાં પોતાનાં તેમ જ તેનાં સાગરીત સ્થાપિત હિતોને સાચવી રાખવાની દૃષ્ટિથી જ વિચાર કરી શકતી હતી.

હિંદના લોકો પર એની બહુ પ્રબળ ને ઊંડી અસર થઈ; હિંદ સંરક્ષણ ધારાની નાગચૂડને લીધે જોકે તે જાહેર રીતે બહુ વ્યક્ત થઈ નહીં. બંગાળનું અર્થતંત્ર સાવ તૂટી પડ્યું હતું અને કરોડો લોકો ખરેખર ભાંગી પડ્યા હતા. હિંદના બીજા ઘણા ભાગોમાં જે બનતું હતું તેનું બંગાળ સૌથી કારમું ઉદાહરણ હતું અને હવે ફરીથી જૂની અર્થવ્યવસ્થા પર પાછા ન જઈ શકાય એમ લાગતું હતું. યુદ્ધ દરમ્યાન અઢળક પૈસો કમાનાર ઉદ્યોગપતિઓ સુધ્ધાં હાલી ઊઠ્યા અને પોતાના સંકુચિત ક્ષેત્રની બહાર નજર કરવાની તેમને ફરજ પડી. પોતાની રીતે તેઓ વાસ્તવવાદી હતા અને કેટલાક રાજદ્વારી પુરુષોના આદર્શવાદથી ડરતા હતા, પણ તેમના ખુદ એ વાસ્તવવાદે દૂરગામી નિર્ણયો પર આવવાને તેમને પ્રેર્યા. મુખ્યત્વે તાતાના ઉદ્યોગો સાથે સંકળાયેલા મુંબઈના કેટલાક ઉદ્યોગપતિઓએ હિંદના વિકાસને માટે એક પંદરવર્ષી યોજના ઘડી કાઢી. એ યોજના હજી અધૂરી છે અને તેમાં ઘણાં ગાબડાં રહેલાં છે. મોટા ઉદ્યોગોના પ્રતિનિધિઓની વિચારસરણીથી એ યોજના અનિવાર્ય રીતે રંગાયેલી છે અને બની શકે ત્યાં સુધી ક્રાંતિકારી ફેરફારો ટાળવાનો પ્રયાસ કરે છે. આમ છતાં હિંદમાં બનેલા બનાવોના દબાણને લીધે વ્યાપક દૃષ્ટિથી વિચાર કરવાની તેમ જ વિચારના તેમના હમેશના ચીલામાંથી બહાર નીકળવાની તેમને ફરજ પડી છે. ક્રાંતિકારી ફેરફારો તો યોજનાના મૂળમાં જ રહેલા છે; તેના પ્રણેતાઓને પોતાને જોકે એમાંના કેટલાક ફેરફારો ન રુચે એમ બને. એ યોજનાના પ્રણેતાઓમાંના કેટલાક રાષ્ટ્ર નિયોજન સમિતિના સભ્યો હતા અને તેણે કરેલા કાર્યના અમુક ભાગનો તેમણે લાભ ઉઠાવ્યો છે. એ યોજનામાં બેશક ઘણા ફેરફારો કરવાના રહેશે, કેટલાક ઉમેરા પણ કરવા પડશે અને ઘણી રીતે તેને સુધારવાની રહેશે. પણ સ્થિતિચુસ્ત લોકો તરફથી તે આવી હોવાથી હિંદે કયો માર્ગ ગ્રહણ કરવો એ સૂચવનારું એ આવકારલાયક ને ઉત્સાહપ્રેરક લક્ષણ છે. સ્વતંત્ર હિંદના તેમ જ હિંદની રાજકીય ને આર્થિક એકતાના પાયા પર એનું મંડાણ કરવામાં આવ્યું છે. જૂનવાણી અને સ્થિતિ-ચુસ્ત શરાફની નાણાં વિષેની દૃષ્ટિને એમાં મહત્ત્વ આપવામાં આવ્યું નથી અને દેશની ભૌતિક સંપત્તિ તેમ જ જનસંખ્યા એ સાચી મૂડી છે એ વાત

પર તેમા ભાર મૂકવામા આવ્યો છે આ કે બીજી કોઈ યોજનાની સફળતા કેવળ ઉત્પાદન પર નહી પણ રાષ્ટ્રમા પેદા થયેલી સપત્તિની યોગ્ય અને ન્યાયપુરઃસરની વહેચણી પર અનિવાર્ય રીતે અવલંબે છે ખેતીની સુધારણા એ પણ એની સફળતાની એક મૂળભૂત પૂર્વશરત છે

નિયોજન તેમ જ નિયોજિત સમાજનો ખ્યાલ આજે વત્તાઓછા પ્રમાણમા લગભગ સર્વમાન્ય થઈ ગયો છે પણ કેવળ નિયોજન કશા ખપનુ નથી અને એના અવશ્ય સારા જ પરિણામો આવે છે એવુ નથી બધો આધાર યોજનાની પાછળના ધ્યેયો પર તેમ જ તેની નિયામક સત્તા પર તેમ જ બેશક તેની પાછળ રહેલી સરકાર પર છે યોજનાની નેમ સમગ્ર પ્રજાની આબાદી તેમ જ પ્રગતિ સાધવાની અને તેને માટે આગળ વધવાની તકો ખુલ્લી કરવાની, તથા સ્વતત્રતાની અને સહકારના પાયા પરના સગઠનની પદ્ધતિઓની ને કાર્યની અભિવૃદ્ધિ કરવાની છે ખરી? ઉત્પાદનનો વધારો આવશ્યક છે પણ એટલાથી જ આપણુ ઝાઝુ વળતુ નથી અને કદાચ તે આપણા પ્રશ્નોની ગૂચવણમા વધારો પણ કરે જૂના વખતથી ચાલતા આવેલા ને રૂઢ થઈ ગયેલા વિશિષ્ટ અધિકારો તેમ જ સ્થાપિત હિતોને સાચવી રાખવાનો પ્રયત્ન નિયોજનના મૂળમા ઘા કરે છે સમગ્ર પ્રજાની આબાદી વધારવાના હેતુથી કરવામા આવતી કોઈ પણ યોજનાના માર્ગમા એવા વિશિષ્ટ હિતોને બાધારૂપ થવા ન દઈ શકાય એ વાત સાચા નિયોજને સ્વીકારી લેવી રહી આવા ઘણાખરા સ્થાપિત હિતોમા કશી દખલ થવી ન જોઈએ એવુ પાર્લમેન્ટે ઘડેલા હિંદ શાસનધારાના મૂળમા ગૃહીત કરી લેવામા આવેલુ હોવાથી કોંગ્રેસ સરકારોને ચોતરફથી વિઘ્નો નડ્યા અને તેમની પ્રવૃત્તિનુ ક્ષેત્ર મર્યાદિત થઈ ગયુ જમાબધીની પદ્ધતિમા થોડાઘણા સુધારા કરવાના અને આવક પર આવકવેરો નાખવાના તેમના પ્રયાસોને પણ કાયદાની અદાલતોમા પડકારવામા આવ્યા હતા

નિયોજનનુ નિયમન પ્રધાનપણે મોટા ઉદ્યોગપતિઓના હાથમા હોય તો સ્વાભાવિક રીતે જ જેનાથી તેઓ ટેવાયેલા હોય તે તત્રના ચોકઠામા બેસતુ આવે એવી તેની કલ્પના તેઓ કરવાના અને સગ્રહશીલ અથવા પરિગ્રહશીલ સમાજના નફાના આશય પર તત્ત્વત તેનુ મડાણ થવાનુ તેમની દાનત ગમે એટલી ચોખ્ખી હોય — અને તેમનામાના કેટલાક ખરેખર શુભ દાનતવાળા છે —પણ નવી દિશામા વિચાર કરવાનું તેમને માટે મુશ્કેલ છે જ્યારે તેઓ ઉદ્યોગો પર રાજ્યનો કાબૂ હોવો જોઈએ એવી વાતો કરે છે ત્યારે પણ તેઓ વત્તેઓછે અશે આજે છે તેવુ રાજ્ય કલ્પીને ચાલતા હોય છે

આજની હિંદી સરકાર રેલવેની તેની માલકી તેમ જ તેના પરના પોતાના અકુશને પરિણામે અને ઉદ્યોગો, નાણાવ્યવહાર તથા એક દરે જીવનના દરેક

ક્ષેત્રમાં તેનો કાબૂ ને તેની દરમ્યાનગીરી વધતા જાય છે એ જોતાં સમાજવાદની દિશામાં કૂચ કરી રહી છે એમ અમને કેટલીક વાર કહેવામાં આવે છે પણ એ તત્ત્વત પરદેશી નિયંત્રણ છે એ વાત જવા દઈએ તોયે, લોકશાહી રાજ્યના નિયંત્રણ અથવા નિયમનથી એ કંઈ તદ્દન ભિન્ન વસ્તુ છે એમાં મૂડીવાદીઓની પ્રવૃત્તિઓ પર કેટલીક મર્યાદાઓ મૂકવામાં આવી છે પણ રાજ્યતંત્રનું મંડાણ વિશિષ્ટ અધિકારોના સંરક્ષણ પર છે કેટલાક ખાસ હિતોને બાદ કરતાં સામ્રાજ્યના તાબાના મુલકોની જૂની અધિકારવાદી રાજપદ્ધતિએ આર્થિક પ્રશ્નો તરફ દુર્લક્ષ કર્યું હતું ગેઝ ફેર અથવા છૂટા દોરની તેની કાર્યપદ્ધતિથી નવી પરિસ્થિતિની જરૂરિયાતોને પહોંચી વળવાને પોતે અસમર્થ છે એમ તેને જણાતાં અને તેમ છતાં તેનું અધિકારવાદી સ્વરૂપ જાળવી રાખવાનો તેનો આગ્રહ હોવાથી અનિવાર્ય રીતે તે ફાસીવાદની દિશામાં જાય છે ફાસીવાદી કાર્યપદ્ધતિથી તે આર્થિક પ્રવૃત્તિઓનું નિયમન કરવાનો પ્રયત્ન કરે છે, જે કંઈ થોડીઘણી નાગરિક સ્વતંત્રતા રહી હોય તે ખૂંચવી લે છે અને એ રીતે પોતાના આપખુદ રાજ્યતંત્રને તેમ જ મૂડીવાદી વ્યવસ્થાને થોડાક ફેરફારો કરીને નવી પરિસ્થિતિ સાથે બંધબેસતી કરે છે ઉદ્યોગો તથા પ્રજાકીય જીવન પર ખૂબ અંકુશોવાળું, અબાધિત પ્રવૃત્તિઓ અને સાહસો પર મર્યાદા મૂકતું પણ જૂના પાયા પર રચાયેલું એવું એકહથ્થું અને સુસંબદ્ધ રાજ્યનિર્માણ કરવાનો આ રીતે ફાસીવાદી દેશોની પેઠે પ્રયત્ન કરવામાં આવે છે સમાજવાદથી આ તદ્દન જુદી વસ્તુ છે પરદેશી સત્તાના આધિપત્ય નીચેના દેશમાં સમાજવાદની વાત કરવી ખરેખર બેહૂદું છે આવો પ્રયાસ થોડા વખત પૂરતો પણ સફળ થાય કે કેમ એ શંકાસ્પદ છે, કેમ કે મોજૂદ પ્રશ્નોને એ વધારે ઉત્કટ અને ઉગ્ર બનાવી મૂકે છે પણ યુદ્ધની પરિસ્થિતિ એ કાર્ય સાધવાને માટે સરકારને અનુકૂળ વાતાવરણ પૂરું પાડે છે એ વિષે શંકા નથી રાજકીય લોકશાહી વિના ઉદ્યોગોનું સંપૂર્ણ રાષ્ટ્રીયકરણ (કહેવાતું) કરવામાં આવે તોયે એમાંથી ભિન્ન પ્રકારનું શોષણ જ પરિણમે કારણ કે એ રીતે ઉદ્યોગો તો રાજ્યની માલકીના બનશે પણ એ રાજ્ય પ્રજાની માલકીનું નહીં હોય

અમારી મુખ્ય મુશ્કેલી આર્થિક, સામાજિક, ઔદ્યોગિક, ખેતીના, કોમી તેમ જ હિંદના દેશી રાજ્યો અંગેના અમારા પ્રશ્નોનો વિચાર અમે વર્તમાન પરિસ્થિતિના ચોકઠાની અંદર રહીને કરીએ છીએ તેને આભારી છે એ ચોકઠાની અંદર રહીને અને તેના અંગરૂપ વિશિષ્ટ અધિકારો તથા ખાસ દરજ્જાઓ જાળવી રાખતાં એ પ્રશ્નોનો ઉકેલ અશક્ય બની જાય છે ... ના દબાણને વશ થઈને કંઈક અધકચરો ઉકેલ કાઢવામાં આવે તોયે વધારે વખત ટકતો નથી, ટકી શકે પણ નહીં જૂના સવાલો જેમના તેમ

ચાલુ રહે છે અને નવા સવાલો અથવા જૂના સવાલોની નવી બાજુઓનો તેમા ઉમેરો થાય છે અમારું આ વલણ અમુક અંશે પરંપરા તેમ જ જૂની ટેવોને આભારી છે ભાગીતૂટી વ્યવસ્થાને એકત્ર રાખી રહેનાર બ્રિટિશ સરકારના પોલાદી ચોકઠાએ એ તત્ત્વ પેદા કરેલુ છે

યુદ્ધે હિંદના રાજકીય, આર્થિક તેમ જ સામાજિક ક્ષેત્રોમા રહેલા વિરોધોને ખૂબ ઉગ્ર કરી મૂક્યા છે રાજકીય ક્ષેત્રમા હિંદની આઝાદી તેમ જ સ્વતંત્રતાના સંબંધમા ખૂબ વાતો થાય છે છતા તેની પ્રજા પર તેના લાબા ઇતિહાસકાળ દરમ્યાન આજના જેવુ આપખુદ શાસન કદી પણ ચલાવવામા આવ્યુ નહોતુ તથા આટલો ઉગ્ર અને આટલો વ્યાપક ને બહોળા પ્રમાણમા દમનનો કોરડો પણ વીંઝવામા આવ્યો નહોતો આ સ્થિતિ આજે છે અને એ આજમાથી જ આવતી કાલનો ઉદ્ભવ થવાનો છે આર્થિક ક્ષેત્રમા પણ બ્રિટિશરોનુ પ્રભુત્વ સર્વોપરી છે, છતા હિંદની સંવર્ધનશીલ અર્થવ્યવસ્થા પોતાનો વિકાસ સાધવા પોતાની આસપાસના બધા બંધનો તોડી નાખવાને અધીરી બની છે એક એક બાજુ લોકો દુકાળનો ભોગ બને છે અને દેશના ઘણા મોટા ભાગમા યાતનાઓ અને હાડમારીનો કઈ પાર નથી ત્યારે બીજી બાજુએ મૂડીનો ઢગ ખડકાય છે દારિદ્ય અને સમૃદ્ધિ, વિનાશ અને નવરચના, ફાટફૂટ અને એકતા, જૂના વિચારો અને નવા વિચારો આ બધુ એકબીજાના પડખામા સાથે સાથે ચાલે છે દુખદ અને ઉદ્વેગકારી બધા લક્ષણોની પાછળ આતરિક ચેતન, પ્રાણશક્તિ રહેલી છે અને તેને દાબી દઈ શકાય એમ નથી

ઉપર ઉપરથી જોતા યુદ્ધે હિંદના ઉદ્યોગોના વિકાસને તથા ઉત્પાદનને ઉત્તેજન આપ્યુ છે એમ લાગે છે આમ છતા એને લીધે નવા ઉદ્યોગો કેટલા ઊભા થયા એ શંકાસ્પદ છે અથવા જૂના ઉદ્યોગોને બીજી દિશામા વાળવામા આવ્યા ને તેમને વિસ્તારવામા આવ્યા એમ કહી શકાય યુદ્ધકાળ દરમ્યાન હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિઓનો આંક સ્થિર રહ્યો છે એ પરથી કહી શકાય કે એ સમયમા ઉદ્યોગોની કશી મૂળભૂત પ્રગતિ થઈ નથી ખરેખર, કેટલાક અધિકારી નિરીક્ષકોનો એવો અભિપ્રાય છે કે યુદ્ધ તેમ જ તે દરમ્યાનની બ્રિટિશ નીતિ હિંદના ઔદ્યોગિક વિકાસમા હકીકતમા બાધારૂપ નીવડ્યા છે. એક નામાંકિત અર્થશાસ્ત્રી અને તાતાની પેઢીના એક ડિરેક્ટર ડૉ જોન મથાઈએ તાજેતરમા કહ્યુ હતુ કે, યુદ્ધે હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિને જબરદસ્ત વેગ આપ્યો છે એવી માન્યતા પ્રચલિત થઈ છે પણ એ વિધાનને કઈ નહી તો ઠીક ઠીક પ્રમાણમા પુરવાર કરવાની જરૂર છે યુદ્ધની માગને પહોચી વળવાને માટે કેટલાક પગભર થઈ ગયેલા ઉદ્યોગોએ પોતાનું ઉત્પાદન વધાર્યું એ વાત સાચી, પણ બીજી બાજુએ યુદ્ધ પહેલા શરૂ કરવામા

આવેલા ને દેશને માટે અત્યંત મહત્ત્વના ઘણા ઉદ્યોગો સંજોગોના દબાણને લીધે કાં તો છોડી દેવામાં આવ્યા છે અથવા પૂરા કરી શકાયા નથી મારો અંગત અભિપ્રાય એવો છે કે પરિસ્થિતિની બધી બાજુઓનો ને જમાઉધારનો કાળજીપૂર્વક હિસાબ કાઢતાં માલૂમ પડશે કે કૅનેડા અને ઑસ્ટ્રેલિયા જેવા દેશોની બાબતમાં બન્યું તેથી ઊલટી રીતે હિંદની બાબતમાં યુદ્ધ ઉદ્યોગોને વેગ આપનારું કરતાં વિશેષે કરીને બાધારૂપ ને વિઘ્નકર્તા નીવડયું છે. પણ પોતાની પાકા અથવા તૈયાર માલની પાયાની જરૂરિયાત પૂરી પાડવા જેટલી શક્તિ હિંદ પાસે સુપ્ત અવસ્થામા પડેલી છે એ વાત મને માન્ય છે. ઔદ્યોગિક પ્રવૃત્તિના જે કંઈ આકડાઓ મળે છે તે આ મતનું સમર્થન કરે છે અને યુદ્ધ પહેલાંની પ્રગતિની ગતિ ચાલુ રહી હોત તો કેટલાયે નવા ઉદ્યોગો ઊભા થાત એટલુ જ નહી પણ એકંદરે જોતાં ઉત્પાદનમાં ઘણો વધારો થાત *

તક આપવામાં આવે તો પોતાની સુપ્ત શક્તિને અસાધારણ ઝડપથી સક્રિય શક્તિમા ફેરવી નાખવાની તાકાત હિંદ ધરાવે છે એ બીના યુદ્ધે નિ:શંકપણે દર્શાવી આપી એક આર્થિક ઘટક તરીકે કામ કરતા તેના માર્ગમાં અનેક બાધાઓ મૂકવામા આવી, તે છતાં યુદ્ધના પાંચ વરસોમા તેણે સારા પ્રમાણમાં મૂડી એકઠી કરી તેની આ મૂડી સ્ટર્લિંગ અનામતોના રૂપમા પડેલી છે. તે આજે તેને મળી શકતી નથી અને ભવિષ્યમા પણ તેને રોકી રાખવામાં આવશે એમ કહેવાય છે. આ સ્ટર્લિંગ અનામતો બ્રિટિશ સરકાર તેમ જ યુનાઇટેડ સ્ટેટ્સની વતી હિંદ સરકારે કરેલો ખર્ચ રજૂ કરે છે તે ભૂખમરો, દુકાળ, રોગચાળો,

* ૧૯૪૫ના મે માસની ૩૦મી તારીખે લંડનમા બોલતા જે. આર. ડી. તાતાએ પણ યુદ્ધને લીધે હિંદ પોતાના ઉદ્યોગો વિસ્તારી શક્યુ તેમ જ તેની ઔદ્યોગિક શક્તિ વધી એ વાતનો ઇન્કાર કર્યો હતો. 'ઉદ્યોગોની વૃદ્ધિના છૂટાછવાયા દાખલા બન્યા હશે પણ શસ્ત્રસરંજામ બનાવનારા કારખાનાઓ સાથે સંકળાયેલા કેટલાક ખાસ ઉદ્યોગો બાદ કરતા સરવાળે ઉદ્યોગોની વૃદ્ધિ થઈ નથી યુદ્ધ ન આવ્યુ હોત તો કેટલાયે નવા ઉદ્યોગો શરૂ કરવામા આવ્યા હોત ઈંટો, પોલાદ તેમ જ યંત્ર સામગ્રી મેળવી ન શકાઈ તેથી કેટલાયે ઉદ્યોગો શરૂ કરવાનુ પડતુ મૂકવામાં આવ્યુ છે તે હું મારા અંગત અનુભવ પરથી કહી શકુ છું યુદ્ધ દરમ્યાન હિંદમા ઔદ્યોગિક ને આર્થિક પ્રગતિ થયાની વાતો કરનારાઓ સાચી પરિસ્થિતિ જાણતા નથી.' વળી તેમણે કહ્યુ, 'એ પરપોટો માટે ફોડવો જ રહ્યો. યુદ્ધને લીધે હિંદની સમૃદ્ધિ વધી છે અને તેને લાભ થયો છે એમ કહેવુ તદ્દન વાહિયાત છે. એક અથવા બીજે કારણે હિંદમા કશી મહત્ત્વની પ્રગતિ કે ઉન્નતિ થઈ નથી ઊલટુ એ દરમ્યાન હિંદમા પ્રગતિ ખૂબ ખોટકાઈ પડી છે હકીકતમા ત્યા જે થયુ છે તે આ છે: યુદ્ધને પરિણામે તેમ જ હિંદે તેના આપેલા ફાળાને લીધે બંગાળમા પડેલા દુકાળમા અમારા લાખો માણસો મરી ગયા. એને લીધે અમે કાપડનો દુકાળ પણ વેઠીએ છીએ આમ, હિંદની આર્થિક પ્રગતિ થઈ નથી એ સ્પષ્ટ છે'

મરકી, કંગાલિયત, શક્તિની ક્ષીણતા, કુંઠિત વિકાસ તેમ જ ભૂખમરો અને રોગોને લીધે હિંદમાં સખ્યાબંધ માણસોના થયેલાં મરણ પણ દર્શાવે છે.

આ બધી મૂડી એકઠી થવાથી હિંદે પોતાની પાસે નીકળતુ ઇગ્લંડનું જબરદસ્ત દેવું પતાવ્યુ અને તે હવે લેણદાર બન્યુ છે. ભયંકર બેદરકારી અને ગેરવહીવટને પરિણામે હિંદની પ્રજાને પારાવાર યાતનાઓ અને હાડમારી વેઠવાં પડ્યા પણ હિંદ આટલા થોડા વખતમાં આટલી મોટી રકમ એકઠી કરી શકે છે એ હકીકત કાયમ રહે છે. પાંચ વરસમાં યુદ્ધને અંગે હિંદે ખરેખર કરેલો ખરચ સો કરતાયે વધારે વરસ દરમ્યાન બ્રિટિશરોએ હિંદમા કરેલા રોકાણની રકમ કરતા ઘણો વધી જાય છે રેલવેઓ, નહેરનાળાંઓ તેમ જ એવી એવી અનેક બાબતો વિષે અમારા સાભળવામા ખૂબ આવે છે તે છતાં બ્રિટિશ અમલની છેની સદી દરમ્યાન હિંદમા કેટલી ઓછી પ્રગતિ થઈ હતી એનો ખ્યાલ એ હકીકત અમને આપે છે બધી દિશાઓમા ઝડપથી આગળ વધવાની હિંદની અપાર શક્તિ પણ એ હકીકત દર્શાવે છે નાસીપાસ કરી મૂકે એવી પરિસ્થિતિમાં અને હિંદમા ઉદ્યોગોનો વિકાસ થાય એ જેને પસદ નથી એવી પરદેશી સરકારની હકૂમત નીચે હિંદ આવો અસાધારણ પ્રયાસ કરી શકે તો આઝાદ રાષ્ટ્રીય સરકાર નીચે યોજનાપૂર્વકનો પ્રયાસ થોડા જ વરસોમાં હિંદની સૂરત બદલી નાખે એ ઉઘાડુ છે,

આજના હિંદમાની બ્રિટિશરોની આર્થિક અને સામાજિક સિદ્ધિઓનુ માપ દૂરના ભૂતકાળની અહીંની અથવા બીજા દેશોની સામાજિક સિદ્ધિઓની કસોટી પર કાઢવાની તેમને અજબ જેવી ટેવ પડી છે તેમની હકૂમતથી હિંદમાં તેમણે જે કઈ કર્યું છે તેની તેઓ સદીઓ પહેલાં થયેલા ફેરફારો સાથે તુલના કરે છે અને એમ કરીને આત્મસતોષ અનુભવે છે તેઓ હિંદ વિષે વિચાર કરે છે ત્યારે ઔદ્યોગિક ક્રાંતિએ અને ખાસ કરીને છેલ્લા પચાસ વરસ દરમ્યાન હુન્નરવિજ્ઞાનમા થયેના ફેરફારોએ જીવનની ગતિ તેમ જ વેગ બધી રીતે બદલી નાખ્યા છે, એ હકીકત કોણ જાણે કેમ તેમના ખ્યાન બહાર રહી જાય છે તેઓ અહીં આવ્યા ત્યારે હિંદ ઉજ્જડ, વેરાન કે જંગલી મુલક નહોતો પણ તેની પ્રજા સસ્કારી હતી અને તેણે સારી પેઠે પોતાનો વિકાસ સાધ્યો હતો એ હકીકત પણ તેઓ ભૂલી જાય છે હા, એટલુ ખરુ કે એ વખતે તે પ્રજા સ્થગિત બની ગઈ હતી અને યંત્રકળાની સિદ્ધિમા તે પછાત પડી ગઈ હતી.

આવી જાતની સરખામણી કરવામા આપણે કયા મૂલ્યો, કયા ધોરણોનો ઉપયોગ કરવો જોઈએ ? જાપાની લોકોએ પોતાના હેતુઓ પાર પાડવાને આઠ વરસમા મચૂરિયાને મોટા પ્રમાણમા ઔદ્યોગિક દેશ બનાવી દીધો હતો ઘણી

પેઢીઓના બ્રિટિશરોના પ્રયાસ પછી હિંદમાં કોલસો ખોદી કાઢવામા આવે છે તેના કરતા ત્યા કોલસાની પેદાશ વધારે થાય છે સામ્રાજ્યના તાબાના બીજા દેશોના કરતા કોરિયાની ભૌતિક પ્રગતિ કંઈ ઓછી નથી* અને છતાં એ બધી પ્રગતિની પાછળ ગુલામી, ક્રૂરતા, નામોશી, શોષણ તેમ જ પ્રજાના આત્માને હણવાનો પ્રયાસ રહેલા છે તાબેદાર પ્રજા તેમ જ જાતિને નિષ્ઠુરપણે દાબી દેવામા નાઝીઓ તેમ જ જાપાનીઓ સૌને ટપી ગયા છે અમને આ વાત ઘણી વાર યાદ કરાવવામા આવે છે અને બ્રિટિશરોએ અમારી તરફ એમના જેટલુ ખરાબ વર્તન ચલાવ્યુ નથી એમ કહેવામા આવે છે સરખામણી અને નિર્ણય માટેનુ હવે પછી એ નવુ માપ કે ધોરણ થવાનુ છે કે શુ?

હિંદમા આજે ઊંડી નિરાશા તેમ જ નિષ્ફળતાની લાગણી વ્યાપી છે, અને એ બને સમજી શકાય એમ છે કારણ કે ઘટનાઓએ અમારા લોકોને સખત માર માર્યો છે અને ભાવિ પણ કંઈ ઊજળુ દેખાતુ નથી, પણ એ ઉપની સપાટીની નીચે નવા જીવન અને નવી શક્તિના લક્ષણ જેવા ઊથલપાથલ અને ખળભળાટ ચાલી રહ્યા છે ને અજ્ઞાત બળો કાર્ય કરી રહ્યા છે આગેવાનો મથાળા પર કાર્ય કરે છે, પણ જાગ્રત બનેલી ને ભૂતકાળના બંધનોમાથી બહાર નીકળતી જણાતી પ્રજાની અજ્ઞાત અને અમોઘ પ્રેરણા તેમને અમુક ચોક્કસ દિશામા આગળ ધકેલે છે

* હેલેટ એબેન્ડ ન્યૂયાર્ક ટાઈમ્સ પત્રનો દૂરપૂર્વના દેશોમા ઘણા વરસ સુધી ખબરપત્રી હતો પેસિફિક ચાર્ટર નામના પોતાના પુસ્તકમા (૧૯૯૩) તે કહે છે 'જાપાનીઓને ન્યાય કરવા ખાતર એટલુ કબૂલ કરવુ જોઈએ કે, ભૌતિક દૃષ્ટિએ જોતા કોરિયામા તેમણે ભારે કરી છે જ્યારે તેમણે એનો કબજો લીધો ત્યારે એ દેશ ગંદકીથી ભરેલો, અનારોગ્યથી પીડાતો અને ગરીબાઈમા ડૂબી ગયેલો હતો. પહાડોમા જંગલોનુ નામનિશાન રહ્યુ નહોતુ, ખીણોનો પ્રદેશ વારવાર રેલોનો ભોગ બનતો હતો, સારી સડકો હતી જ નહી, નિરક્ષરતા સર્વત્ર પ્રવર્તતી હતી અને ટાઈફોઈડ, શીતળા, કોલેરા, મરડો ને પ્લેગનો ઉપદ્રવ દર વરસે ફાટી નીકળતો હતો આજે પહાડોમા ફરીથી જંગલો ઉગાડવામા આવ્યા છે, રેલવે તેમ જ તાર અને ટેલિફોનની વ્યવસ્થા સરસ છે, આરોગ્યનુ ખાતુ ઘણુ કાર્યદક્ષ છે, સારી સડકો જોઈએ તેટલી છે, રેલોનુ યોગ્ય નિયમન કરવામા આવ્યુ છે, નહેરનાળા વગેરેની જોગવાઈ કરવામા આવેલી હોવાથી અનાજનુ ઉત્પાદન ઘણુ વધી ગયુ છે સારા બંદરો ખીલવવામા આવ્યા છે ને તેની વ્યવસ્થા સારી રીતે કરવામા આવે છે દેશ એટલો આબાદ અને તંદુરસ્ત બન્યો છે કે ૧૯૦૫ની સાલમા કોરિયાની વસ્તી ૧૧,૦૦૦,૦૦૦ હતી તે વધીને ૨૪,૦૦૦,૦૦૦ થઈ છે અને આજનુ સરેરાશ જીવનનુ ધોરણ ચાલુ સદીના આરંભના સમયમા હતુ તેના કરતા માની ન શકાય એટલુ ઊંચુ છે પણ આ બધી ભૌતિક સુધારણા કંઈ કોરિયાની પ્રજાના લાભને અર્થે નહી, જાપાનીઓને વધારે નફો મળે એટલા ખાતર કરવામા આવી છે એ પણ મિ એબેન્ડ દર્શાવી આપે છે

## ૮

## હિંદનો વિકાસ રૂંધાયો

વ્યક્તિની પેઠે રાષ્ટ્રને પણ અનેક વ્યક્તિત્વ ને જીવન વિષેની અનેક દૃષ્ટિ હોય છે આ ભિન્ન ભિન્ન વ્યક્તિત્વો અથવા જીવનદૃષ્ટિઓને સાંકળનારો કોઈ પ્રબળ ને જીવંત બંધ હોય તો સારું, નહીં તો એ વ્યક્તિત્વો વિભક્ત થઈ જાય છે અને તેમાંથી હ્રાસ ને આપત્તિ પેદા થાય છે સામાન્ય રીતે, સુમેળ સાધવાની પ્રક્રિયા સતત ચાલ્યા કરે ત્યારે અમુક પ્રકારની સમતાની સ્થિતિ પેદા થાય છે સ્વાભાવિક વિકાસ અટકી પડે અથવા સહેલાઈથી આત્મસાત્ ન કરી શકાય એવો ઝડપી ફેરફાર કોઈક વાર થાય તો પ્રજાના જુદા જુદા વ્યક્તિત્વ વચ્ચે સંઘર્ષ પેદા થાય છે ઉપરની સપાટી પરના અમારા સંઘર્ષો અને ભાવનાઓની નીચે હિંદી પ્રજાના ચિત્તમાં તેમ જ આત્માના ઊંડાણમાં લાંબા વખત સુધી વિકાસ અટકી જવાને પરિણામે આ મૂળભૂત સંઘર્ષ પેદા થયો છે સમાજ સુસ્થિત હોય તેમ જ પ્રગતિશીલ પણ હોય તે માટે સિદ્ધાંતો તેમ જ જીવંત દૃષ્ટિના વત્તેઓછે અંશે સુદૃઢ પાયા પર તેનું મંડાણ થયેલું હોવું જોઈએ સિદ્ધાંતો તેમ જ જીવંત દૃષ્ટિ બંને જરૂરના છે જીવંત દૃષ્ટિ વિના સ્થગિતતા અને સડો પેદા થાય છે, સિદ્ધાંતના અમુક નિશ્ચિત અને સુદૃઢ પાયા વિના હ્રાસ અને વિનાશ થવાનો સંભવ રહે છે

હિંદમાં આ આધારરૂપ સિદ્ધાંતો માટેની, કંઈક નિત્ય, નિર્વિકાર, વિશ્વવ્યાપી, નિરપેક્ષ અથવા નિરાલંબ તત્ત્વ માટેની ખોજ છેક આરંભના સમયથી ચાલતી આવી છે, સાથે સાથે જીવંત દૃષ્ટિ તેમ જ જીવન અને પરિવર્તનશીલ જગતની પિછાન પણ અહીં હતી આ બે પાયાઓ પર સ્થિર અને પ્રગતિશીલ સમાજની રચના કરવામાં આવી હતી, વધારે ભાર જોકે સ્થિરતા, સલામતી તેમ જ જાતિને ટકાવી રાખવા પર હમેશાં મૂકવામાં આવતો હતો પાછળના વરસોમાં જીવંત દૃષ્ટિ ક્ષીણ થવા લાગી અને શાશ્વત સિદ્ધાંતોને નામે સમાજતંત્રને જડ ને અફર કરી મૂકવામાં આવ્યું હકીકતમાં તે પૂરેપૂરું જડ કે અફર નહોતું અને ધીમે ધીમે તે નિરંતર બદલાતું જતું હતું પણ તેની પાછળની વિચારસરણી તેમ જ તેનું સામાન્ય સ્વરૂપ જેમનું તેમ રહ્યું વત્તાઓછા પ્રમાણમાં સ્વાયત્ત જ્ઞાતિઓ, સમૂહજીવનની દ્યોતક હતી સંયુક્ત કુટુંબ તેમ જ ગામડાનું સ્વાધીન સંઘજીવન એ વ્યવસ્થાના મુખ્ય સ્થંભો હતા અને માનવસ્વભાવ તેમ જ સમાજની મહત્ત્વની જરૂરિયાતો પૂરી પાડતા હોવાથી તેમનામાં ઊણપો હોવા છતાં એ બધા આટલા બધા વખત સુધી ટકી રહ્યા તેમણે દરેક સમૂહને સ્થિરતા તેમ જ સલામતી અને

આત્મસ્વાતંત્ર્યની ભાવના બક્ષી જ્ઞાતિવ્યવસ્થા સમાજના સત્તાના સ્વાભાવિક સબંધોની તુલનાની દ્યોતક તરીકે ચાલુ રહી તેથી તે ટકી રહી અને વર્ગના વિશિષ્ટ અધિકારો પ્રચલિત આદર્શદૃષ્ટિને કારણે જ નહીં, તેમને સામર્થ્ય, બુદ્ધિમત્તા તેમ જ કાર્યદક્ષતાનું ને આપભોગની શક્તિનું પીઠબળ હતું તેથી ટકી રહ્યા એ આદર્શદૃષ્ટિ હકોના સંઘર્ષ પર નહીં પણ બીજાઓ પ્રત્યેની વ્યક્તિની ફરજ તેમ જ પોતાના કર્તવ્યના યોગ્ય પાલન પર, સમૂહની અંદર તેમ જ જુદા જુદા સમૂહો વચ્ચેના પરસ્પર સહકાર પર અને ખાસ કરીને યુદ્ધના નહીં પણ સુલેહશાન્તિના વ્યાપનું સંવર્ધન કરવા પર રચાયેલી હતી સમાજવ્યવસ્થાના બંધનો કડક હતા પણ વિચારસ્વાતંત્ર્ય પર કોઈ પણ પ્રકારની મર્યાદા મૂકવામાં આવી નહોતી

હિંદી સંસ્કૃતિએ પોતાની નજર આગળ જે ધ્યેય રાખ્યું હતું તે ઠીક ઠીક પ્રમાણમાં સિદ્ધ કર્યું પણ ખુદ એ સિદ્ધિમાં જીવનનો ક્ષય સુપ્ત ભાવે હતો, કેમ કે જીવન એવું બધું ચેતનમય છે કે જડ અને અક્કડ વાતાવરણમાં તે લાંબા સમય સુધી ટકતું નથી જેમને નિત્ય અથવા અપરિવર્તનશીલ કહેવામાં આવે છે તે પાયાના સિદ્ધાંતો પણ તેમને ગૃહીત માનીને ચાલવામાં આવે છે અને તેમની ખોજ બંધ પડી જાય છે ત્યારે પોતાની પ્રફુલ્લતા અને વાસ્તવિકતા ગમાવી બેસે છે સત્ય, સૌંદર્ય તેમ જ સ્વતંત્રતાના ખ્યાલો પર પણ કાટ ચડી જાય છે અને આપણે જીવનનો હ્રાસ કરનારા રૂઢ ચીલાને અનુસરનારા ગુલામ બનીએ છીએ

હિંદ પાસે જે નહોતું તે આધુનિક સમયના દેશો પાસે હતું અને ઘણા મોટા પ્રમાણમાં હતું એની પાસે પેલી જીવંત દૃષ્ટિ હતી આ પરિવર્તનશીલ જગતની બાબતમાં ત્યાંના લોકો મશગૂલ હતા અંતિમ સિદ્ધાંતો કે નિર્વિકાર, નિત્ય અને સચરાચર તત્ત્વ વિષે તેમને ઝાઝી પડી નહોતી ફરજ અને કર્તવ્યપાલન પર તેઓ ઝાઝું લક્ષ આપતા નહોતા અને હકો પર ભાર મૂકતા હતા તેઓ પ્રવૃત્તિશીલ, આક્રમણશીલ, પરિગ્રહશીલ તેમ જ સત્તા અને આધિપત્ય શોધનારા હતા તેઓ વર્તમાનમાં જીવતા હતા તેમ જ પોતાના કર્મોના ભાવિ પરિણામો વિષે ઉદાસીન હતા તેઓ ચેતનવંતા અથવા ક્રિયાશીલ હતા એટલે જ તેઓ પ્રગતિશીલ અને જીવનથી ઊભરાતા હતા પણ એ જીવન જોખમવાળું હતું અને એ તાવની ગરમી વખત જતાં ઉત્તરોત્તર વધતી ગઈ

હિંદની સંસ્કૃતિ સ્થગિત, સ્વરત અને આત્મસંતોષી થઈ જવાથી તેની અવનતિ થઈ તો પશ્ચિમની આધુનિક સંસ્કૃતિએ અપૂર્વ અને અનેકવિધ સિદ્ધિઓ મેળવી હોવા છતાં તેને ભારે સફળતા મળી હોય અથવા હજી

સુધી તેણે જીવનના મૂળભૂત પ્રશ્નોનો ઉકેલ આણ્યો હોય એમ જણાતું નથી. સંઘર્ષ એના હાડમાં રહેલો છે અને વખતોવખત તે જબરદસ્ત પાયા પર આત્મવિનાશમાં રાચે છે. તેને સ્થિરતા અર્પે એવું કંઈક તત્ત્વ, જીવનને સાર્થક બનાવનાર કોઈક પાયાના સિદ્ધાંતો તેની પાસે નથી એમ લાગે છે; એ તત્ત્વ શું છે અથવા એ પાયાના સિદ્ધાંતો કયા છે એ જોકે હું કહી શકતો નથી આમ છતાં તે જીવંત અને ક્રિયાશીલ છે અને જીવન તેમ જ જિજ્ઞાસાથી ભરપૂર છે એટલે એને માટે આશા રહે છે

હિંદ તેમ જ ચીનને પશ્ચિમ પાસેથી પાઠ લેવાની જરૂર છે કેમ કે આધુનિક સમયના પશ્ચિમના દેશો પાસે શીખવવા જેવું ઘણું છે અને આ યુગની ભાવના પણ એ જ લોકો વ્યક્ત કરે છે પણ પશ્ચિમના દેશોનેયે ઘણું શીખવાની જરૂર છે એ ઉઘાડું છે અને જેના ચિંતનમાં બધા યુગના અને બધા દેશોના વિચારકો નિમગ્ન થયા હતા તે જીવનના વધારે ઊંડા ને ગહન પાઠો જો તે ન શીખે તો હુન્નરવિજ્ઞાનની તેની પ્રગતિ તેને ઝાઝી રાહત આપી શકે એમ નથી

હિંદ સ્થગિત બની ગયું હતું પણ તે તદ્દન અપરિવર્તનશીલ બની ગયું હતું એમ ધારવું બધી રીતે ભૂલભરેલું છે પરિવર્તનનો સદંતર અભાવ એટલે મૃત્યુ એક અત્યંત સંસ્કારી દેશ તરીકે તે ટકી રહ્યો એ બીના દર્શાવે છે કે બદલાતી જતી પરિસ્થિતિ સાથે મેળ બેસાડવાની પ્રક્રિયા અમુક અંશે નિરંતર ચાલતી રહી હતી અંગ્રેજો હિંદમાં આવ્યા ત્યારે હુન્નરવિજ્ઞાનના ક્ષેત્રમાં તે અમુક પ્રમાણમાં પછાત હતું, છતાં ત્યારે પણ તે દુનિયાના આગળપડતા વેપારી રાષ્ટ્રોમાંનું એક હતું યંત્રકળાના ફેરફારો અહીં પણ બેશક દાખલ થયા હોત અને પશ્ચિમના કેટલાક દેશોની પેઠે તેમણે હિંદની પણ સૂરત બદલી નાખી હોત પણ બ્રિટિશ સત્તા આવવાથી સ્વાભાવિક વિકાસ અટકી ગયો તેના ઉદ્યોગોનો વિકાસ અટકાવી દેવામાં આવ્યો અને તેનો સામાજિક વિકાસ પણ અટકી પડ્યો સમાજના સત્તાના સ્વાભાવિક સંબંધો પરસ્પર પોતાનો મેળ સાધી સમતા પેદા ન કરી શક્યા, કેમ કે બધી સત્તા પરદેશી રાજ્યસત્તાના હાથમાં કેન્દ્રિત થયેલી હતી એ રાજ્યસત્તાનું મંડાણ પશુબળ પર થયેલું હતું અને પોતાનું સાચું મહત્ત્વ ખોઈ બેઠેલા સમૂહો તેમ જ વર્ગોને તે ઉત્તેજન આપતી હતી હિંદનું જીવન આ રીતે ઉત્તરોત્તર વધારે ને વધારે કૃત્રિમ બનતું ગયું, કેમ કે તેમાં મહત્ત્વનો ભાગ ભજવતા જણાતા સમૂહો તેમ જ વ્યક્તિઓનું સમાજમાં પોતાનું એવું મહત્ત્વનું કશું કાર્ય રહ્યું નહોતું અને પરદેશી સત્તાએ તેમને મહત્ત્વ આપ્યું તેથી તેઓ એ મહત્ત્વના સ્થાને બિરાજતા હતા ઇતિહાસમાં તેઓ ક્યારના પોતાનો ભાગ ભજવી

ચૂક્યા હતા અને પરદેશીઓએ તેમને રક્ષણ ન આપ્યું હોત તો નવાં બળોએ તેમને ક્યારનાયે બાજુએ ધકેલી દીધા હોત તેઓ પરદેશી સત્તાના નિષ્પ્રાણ પ્રતીક જેવા બની ગયા અને એથી રાષ્ટ્રના જીવંત પ્રવાહથી વળી વધારે વિખૂટા પડી ગયા સામાન્ય સંજોગોમાં ક્રાંતિથી અથવા લોકશાહી કાર્યપદ્ધતિથી તેઓ વિલાઈ ગયા હોત અથવા તેમને વધારે અનુકૂળ આવે એવા કાર્ય તરફ તેમને વાળવામાં આવ્યા હોત પણ પરદેશી અધિકારવાદી અમલ ચાલુ હોય ત્યાં સુધી એવો કશો ફેરફાર ન થઈ શકે અને આ રીતે ભૂતકાળના આ અવશેષો હિંદમાં જ્યાં ને ત્યાં વેગથી નજરે પડવા લાગ્યા જે સાચા ફેરફારો થતા જતા હતા તે કૃત્રિમ પડદાની પાછળ ઢંકાઈ રહ્યા સમાજમાં સાચી સુસ્થિતિ અથવા સત્તાના સંબંધો વિકસી કે પ્રગટ થઈ ન શક્યા અને અવાસ્તવિક સવાલો વધારેપડતા મહત્ત્વના બની ગયા

આજના અમારા મોટા ભાગના પ્રશ્નો આ રૂંધાયેલા વિકાસ તેમ જ બ્રિટિશ સત્તાએ સ્વાભાવિક રીતે સધાતો સુમેળ અટકાવ્યો તેને આભારી છે બહારની દખલ દૂર થાય તો હિંદના દેશી રાજાઓનો પ્રશ્ન સહેલાઈથી ઉકેલી શકાય એમ છે અહીંનો લઘુમતીનો પ્રશ્ન બીજા દેશોના લઘુમતીના પ્રશ્નથી તદ્દન નિરાળો છે, હકીકતમાં એ લઘુમતીનો પ્રશ્ન નથી એ પ્રશ્નની અનેક બાજુઓ છે અને ભૂતકાળમાં તેમ જ અત્યારે પણ એને માટે અમે દોષપાત્ર છીએ અને છતાં, આ અને એવા બીજા પ્રશ્નોની પાછળ, હિંદની પ્રજાની વર્તમાન અર્થવ્યવસ્થા તથા રાજ્યવ્યવસ્થા બની શકે ત્યાં સુધી સાચવી રાખવાની અને એ હેતુ પાર પાડવાને ખાતર સામાજિક દૃષ્ટિએ પછાત સમૂહોને ઉત્તેજન આપવાની અને તેમને તેમની વર્તમાન સ્થિતિમાં ચાલુ રાખવાની બ્રિટિશ સરકારની ઇચ્છા રહેલી છે રાજકીય તેમ જ આર્થિક પ્રગતિ શી રીતે અટકાવવામાં આવી છે એટલું જ નહીં, તેને પ્રગતિવિરોધી સમૂહો તેમ જ સ્થાપિત હિતોની સંમતિ પર છોડવામાં આવી છે તેઓ આજે જે વિશિષ્ટ અધિકારો ભોગવે છે તેનો તેમને અમરપટો લખી આપીને અથવા ભાવી વ્યવસ્થામાં તેમને મહત્ત્વનું સ્થાન આપીને અને એ રીતે સાચા ફેરફાર ને સાચી પ્રગતિના માર્ગમાં જોખમકારક અંતરાયો મૂકીને તેમની એવી સંમતિ ખરીદી શકાય અમલી અને અસરકારક થવા માટે નવા બંધારણમાં પ્રજાના ઘણા મોટા ભાગની ઇચ્છા પ્રતિબિંબિત થવી જોઈએ, એટલું જ નહીં, તત્કાલીન સામાજિક બળોનો પરસ્પર સંબંધ તેમ જ તેમના સત્તાના સંબંધોની તુલાનું પ્રતિબિંબ પણ તેમાં પડવું જોઈએ બ્રિટિશરોએ તેમ જ હિંદીઓએ સુધ્ધાં સૂચવેલી ભવિષ્યના રાજ્યબંધારણની વ્યવસ્થા વર્તમાન સામાજિક બળોની ને ખાસ કરીને લાંબા સમય સુધી રૂંધાઈ રહેલાં, પણ હાલ પ્રગટ થતાં જતાં

સુપ્ત સામાજિક બળોની અવગણના કરે છે અને આજે જેની સાચી ઉપયુક્તતા રહી નથી એવા લુપ્ત થતા જતા સંબંધોના પાયા પર રચાયેલી વ્યવસ્થાને ઠોળી બેસાડવાનો ને તેને વધારે અક્કડ બનાવવાનો પ્રયત્ન કરે છે. હિંદમાં હમેશાં આ મુખ્ય મુશ્કેલી રહી છે.

બ્રિટનનો લશ્કરી કબજો તેમ જ તે જે નીતિને ટેકો આપે છે તે હિંદમાં આજે મુદ્દાની બાબત છે એ નીતિ અનેક રીતે વ્યક્ત કરવામાં આવી છે અને ઘણી વાર ભ્રામક શબ્દોથી તેના પર ઢાંકપિછોડો પણ કરવામાં આવ્યો છે. પણ હમણાં એક અંગ્રેજ વાઈસરૉયના અમલમાં તે સ્પષ્ટતાપૂર્વક જાહેર કરવામાં આવી છે એ લશ્કરી કબજો બ્રિટિશરોનું ચાલે ત્યાં સુધી કાયમ રહેવાનો છે. છતાં પશુબળના ઉપયોગને પણ કંઈક મર્યાદા હોય છે. એથી વિરોધી બળો પેદા થાય છે એટલું જ નહીં, એના પર વધારે પડતો આધાર રાખનારાઓએ જેની કલ્પના સરખી પણ કરી ન હોય એવાં એનાં અનેક પરિણામો આવે છે.

હિંદનો વિકાસ આમ જબરદસ્તીથી રૂંધવામાં આવ્યો અને તેની પ્રગતિ અટકાવવામાં આવી તેનાં પરિણામો અમે જોઈએ છીએ હિંદમાંના બ્રિટિશ અમલનું વંધ્યત્વ અને એને લીધે હિંદનું જીવન વિફલ નીવડ્યું એ સૌથી આગળ તરી આવતી હકીકત છે પરદેશી સત્તા, જેના પર તેનું આધિપત્ય હોય, તે પ્રજાની સર્જક શક્તિથી અનિવાર્ય રીતે અળગી પડેલી હોય જ છે આ પરદેશી સત્તાનું પોતાનું સાંસ્કૃતિક તેમ જ આર્થિક કેન્દ્ર પોતાના તાબા નીચેના દેશથી દૂર હોય ને વધારામાં તેને જાતિદ્વેષ અથવા રંગદ્વેષનું પીઠબળ હોય ત્યારે એ અળગાપણું સંપૂર્ણ બને છે અને એને પરિણામે પરાધીન પ્રજા આધ્યાત્મિક ને સાંસ્કૃતિક દૃષ્ટિએ નાદાર બને છે એ સત્તાનો કોઈક પ્રકારે વિરોધ કરવામાં જ એ પ્રજાની સર્જક શક્તિને સાચો અવકાશ મળે છે, પણ એ અવકાશ સુધ્ધાં મર્યાદિત હોય છે અને પ્રજાની દૃષ્ટિ સંકુચિત અને એકતરફી બની જાય છે એ વિરોધ જીવંત અને વર્ધમાન બળોના તેમને રૂંધી રાખનારા જડ કવચમાંથી બહાર નીકળવાના જાગ્રત કે અજાગ્રત પ્રયત્નનો દ્યોતક છે અને એ રીતે એ પ્રગતિકારક તેમ જ અનિવાર્ય વલણ છે પણ તે વધારે પડતું એકમાર્ગી ને નિષેધાત્મક હોવાથી અમારા સમગ્ર જીવનને તે પૂરેપૂરું સ્પર્શી શકતું નથી ગ્રંથિઓ, પૂર્વગ્રહો તેમ જ ઘેલછાઓ પેદા થાય છે અને ચિત્તને અંધકારી મૂકે છે, સમૂહ તેમ જ સમાજના ભુતો મનમાં પેદા થાય છે અને પોકારો તેમ જ રૂઢ સૂત્રો સાચા સવાલોની તપાસનું સ્થાન લે છે વંધ્ય પરદેશી અમલના ચોકઠામાં કોઈ પણ પ્રકારનો ઉકેલ શક્ય નથી અને અણઉકેલ્યા રાષ્ટ્રીય સવાલો વળી વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે હિંદમાં અમે

એવી મજલે આવી પહોંચ્યા છીએ કે હવે કોઈ અધકચરા ઉપાયોથી અમારા પ્રશ્નો ઊકલી શકે એમ નથી અને એક દિશાની પ્રગતિ પૂરતી નીવડનાર નથી. ચોતરફ અમારે એક મોટી છલંગ ભરવાની છે; નહીં તો ભીષણ આપત્તિ વિધાતાના લેખ છે.

જેમ આખી દુનિયામાં તેમ હિંદમાં પણ એ શાન્તિમય પ્રગતિ તેમ જ રચનાનાં બળો અને વિનાશ ને આપત્તિનાં બળો વચ્ચેની હરીફાઈ છે. એક પછી એક એમ આવતી પ્રત્યેક આપત્તિ પછી એ હરીફાઈ પહેલાંના કરતાં મોટા પાયા પર થાય છે. આપણી પ્રકૃતિ તેમ જ માનસિક બંધારણ અનુસાર આપણે એને આશાવાદીની અથવા નિરાશાવાદીની દૃષ્ટિથી નિહાળીએ છીએ. આ વિશ્વની વ્યવસ્થા નીતિના નિયમનને આધારે ટકે છે અને ન્યાય ને સત્યનો હંમેશાં જય થવાનો જ છે એવી જેમને શ્રદ્ધા છે તેઓ નસીબદાર છે. તેઓ કાં તો દૂર ઊભા રહીને તમાશો જુએ અથવા મદદરૂપ થાય, પણ બધો બોજો તેઓ ઈશ્વર પર નાખી શકે છે. બીજાઓએ એ બોજો પોતાના દુર્બળ ખભા પર જ ઉઠાવવો રહ્યો. એમ કરતાં તેઓ સારાની આશા ભલે રાખે, પણ માઠામાં માઠાં પરિણામો માટેની તૈયારી પણ તેમણે રાખવી જોઈએ.

## ૯

## ધર્મ, ફિલસૂફી અને વિજ્ઞાન

હિંદે તેના ભૂતકાળ સાથેનો નાતો ઘણે અંશે તોડવો જોઈએ અને વર્તમાન પર તેનું પ્રભુત્વ ન જામવા દેવું જોઈએ. આ ભૂતકાળના ઘણા નિષ્પ્રાણ અવશેષોનો બોજો અમે વહન કરીએ છીએ; જે કંઈ નિષ્પ્રાણ બની ગયું છે, જેની વેળા વીતી ગઈ છે તે બધું જવું જોઈએ. પણ એનો અર્થ એવો નથી કે એ ભૂતકાળમાં જે કંઈ જીવંત હોય, પ્રાણદાયી હોય, તેની સાથેનો સંબંધ પણ તોડી નાખવો અથવા તેને વિસારી મૂકવું. અમારી જાતિને સદૈવ પ્રેરણા આપતા રહેલા આદર્શોને, યુગયુગાન્તરોમાં હિંદની પ્રજાએ સેવેલાં સ્વપ્નાંઓને, પ્રાચીન કાળના અમારા પૂર્વજોના શાણપણને, તેમની ઊછળતી શક્તિ તેમ જ જીવન અને કુદરત પ્રત્યેના તેમના પ્રેમને, તેમની જિજ્ઞાસાવૃત્તિ તેમ જ ચિત્તના સાહસની ભાવનાને; તેમના હિંમતભર્યા વિચારોને, સાહિત્ય, કળા તેમ જ સંસ્કૃતિના ક્ષેત્રમાં તેમની અપ્રતિમ સિદ્ધિઓને, સત્ય, સૌંદર્ય અને સ્વતંત્રતા માટેના તેમના પ્રેમને, તેમણે નિર્માણ કરેલાં મૂળભૂત મૂલ્યોને, જીવનનાં ગૂઢ રહસ્યોની તેમની સમજને અને તેમનાથી ભિન્ન એવી બીજી

જીવનપ્રણાલીઓ પ્રત્યેના તેમના ઔદાર્યને, બીજી જાતિઓ તેમ જ તેમની સાંસ્કૃતિક સિદ્ધિઓને પોતાનામાં સમાવી લઈ તેમને આત્મસાત્ કરવાની, તેમ જ ભિન્ન ભિન્ન તત્ત્વોનો સમન્વય કરી વૈવિધ્યશાળી ને મિશ્ર સસ્કૃતિ ખીલવવાની તેમની શક્તિને અમે કદી ભૂલી શકીએ એમ નથી. વળી જેમણે અમારી પુરાણી જાતિનુ ઘડતર કર્યું તેમ જ જે અમારાં સુપ્ત ચિત્તોમા રહેલા છે તે અગણિત અનુભવોને પણ અમે ન ભૂલી શકીએ અમે એ બધુ હરગિજ નહીં ભૂલીએ તેમ જ અમારા એ ઉમદા વારસા માટે અમે સદૈવ ગૌરવ લેતા રહીશુ. હિંદ એ બધુ ભૂલે તો પછી હિંદ ન રહે, અને જેને લીધે તે અમારા પ્રેમ અને ગર્વનુ પાત્ર બન્યુ છે તેમાનુ ઘણુખરુ નષ્ટ થઈ જાય.

આ બધાં સાથેનો નહી પણ તેના પર જેના થરો બાઝતા આવ્યા છે તેમ જ જેણે તેનુ આતરિક સૌંદર્ય તેમ જ હાર્દ ઢાકી દીધુ છે તે યુગયુગાન્તરોનાં ધૂળ તેમ જ મેલ, તેની ભાવનાને નિષ્પ્રાણ ને વિકૃત બનાવનાર, તેને જડ ચોકઠામા પૂરનાર અને તેના વિકાસને કુંઠિત કરનાર વિકૃતિઓ તેમ જ તેના પર થયેલા ગૂમડાઓ સાથેનો નાતો અમારે તોડવો જોઈએ. આ ગૂમડાઓ અમારે કાપી નાખવા જોઈએ, અમારા પ્રાચીન શાણપણના હાર્દને નવેસરથી યાદ કરવુ જોઈએ અને વર્તમાન પરિસ્થિતિ સાથે તેનો સુમેળ સાધવો જોઈએ વિચાર અને જીવનના પરપરાગત ચીલાઓમાથી અમારે બહાર નીકળવુ જોઈએ ગતયુગોમા તેમણે સારો ભાગ ભજવ્યો હશે, અને તેમા સારુ તત્ત્વ હતુયે ખરું, પણ આજે તેમનુ કશુ મહત્ત્વ રહ્યુ નથી અમારે સમગ્ર માનવજાતની બધી સિદ્ધિઓને અમારી પોતીકી કરવાની છે અને માનવીની રોમાચક સાહસયાત્રામા બીજાઓની સાથે અમારે જોડાવાનું છે માનવીની આ સાહસયાત્રા આજે રાષ્ટ્રોની સરહદોમા કે જૂના વિભાગોમા સીમિત રહી નથી, દુનિયા ભરમા સૌને તે સ્પર્શે છે, એ વાત અમારે સમજવી જોઈએ ગતયુગો કરતા આજે એ સાહસયાત્રા વધારે રોમાચક બની છે જીવનને સાર્થકતા અર્પનારી સત્ય, સૌંદર્ય તેમ જ સ્વતત્રતા માટેની ધગશ અમારે નવેસરથી પ્રગટાવવી જોઈએ અને જીવત દૃષ્ટિ ને સાહસની ભાવના નવેસરથી ખીલવવી જોઈએ ગત યુગોમા એ જીવત દૃષ્ટિ અને સાહસની ભાવનાના મજબૂત ને ટકાઉ પાયા પર અમારી ઇમારતનુ ચણતર કરનારા અમારા પૂર્વજોનુ એ વિશિષ્ટ લક્ષણુ હતુ એક પ્રજા તરીકે અમે વયોવૃદ્ધ છીએ અને અમારી સ્મૃતિ માનવી પુરુષાર્થ તેમ જ માનવી ઇતિહાસના છેક ઉષ:કાળ સુધી વિસ્તરેલી છે છતાં અમારા વર્તમાન સાથે સુમેળ સાધીને વર્તમાનને વિષે તરુણને છાજે એવો અદમ્ય ઉત્સાહ અને ઉલ્લાસ અનુભવતા અને ભવિષ્યને વિષે અખૂટ શ્રદ્ધા રાખનારા તરુણ અમારે ફરીથી બનવાનુ છે

અંતિમ સત્ય જેવું કોઈ પરમતત્ત્વ હોય તો તે સનાતન, અજર અને અવિકારી હોવું જોઈએ. પણ એ અનંત, સનાતન અને અવિકારી સત્ય માનવીના અપૂર્ણ ચિત્ત વડે સાંગોપાંગ પામી શકાતું નથી. માનવીનું ચિત્ત સ્થળકાળની તેમ જ માનવી ચિત્તના વિકાસની ભૂમિકા અને તત્કાલીન પ્રચલિત આદર્શદૃષ્ટિની મર્યાદાની અંદર બહુ બહુ તો તેનો જૂજ અંશ પામી શકે. ચિત્ત જેમ જેમ વિકસતું જાય છે અને પોતાનું ક્ષેત્ર વિસ્તારતું જાય છે તથા આદર્શદૃષ્ટિઓ બદલાતી જાય છે ને તે સત્ય વ્યક્ત કરવા માટે નવાં પ્રતીકો વપરાતાં થાય છે તેમ તેમ તેની નવી બાજુઓ પ્રગટ થાય છે, તેનું હાર્દ જોકે હજી પણ તેનું તે જ રહ્યું હોય એમ બને. અને તેથી સત્યને સદૈવ શોધવાનું હોય છે, સદૈવ તેનું નવસંસ્કરણ કરવાનું, તેનું રૂપાન્તર કરવાનું તેમ જ તેને વિકસાવવાનું હોય છે, જેથી માનવીએ સમજ્યા પ્રમાણેનું એ સત્ય તેના વિચારની પ્રગતિથી તેમ જ માનવી જીવનના વિકાસથી પાછળ પડી ન જાય તો જ તે માનવજાતને માટે જીવંત બને અને જેને માટે તે ઝંખતી હોય તે તેની અંતરની ભૂખ સંતોષે ને વર્તમાનમાં તેમ જ ભવિષ્યને માટે માર્ગદર્શક થાય.

પણ સત્યની કોઈક બાજુ ગતયુગની રૂઢ ધાર્મિક માન્યતાને લીધે જડ થઈ ગઈ તો તે વિકસતું અને પ્રગતિ કરતું તેમ જ માનવજાતની બદલાતી જતી જરૂરિયાતો સાથે પોતાનો મેળ સાધતું અટકી જાય છે, તેની બીજી બાજુઓ છુપાયેલી રહે છે અને પછીના યુગોના તાકીદના પ્રશ્નોનો ઉકેલ બતાવવામાં તે નિષ્ફળ નીવડે છે. એ ચેતનમય ન રહેતાં જડ બની જાય છે, જીવનદાયી પ્રેરણા ન રહેતાં નિષ્પ્રાણ વિચાર અને વિધિની વસ્તુ બની રહે છે અને ચિત્ત તથા માનવજાતના વિકાસના માર્ગમાં નડતરરૂપ બને છે. જે યુગમાં એ ઉદ્ભવ્યું તેમ જ જે યુગની ભાષા ને પ્રતીકના એને સાધા પહેરાવવામાં આવ્યા હતા તે વખતે એ સમજાતું હતું તેના પ્રમાણમાં ઘણું કરીને હવે તે સમજાતું પણ હોતું નથી, કેમ કે પછીના યુગમાં એના પૂર્વાપર સંબંધો બદલાઈ ગયેલા હોય છે, માનસિક વાતાવરણમાં ફેરફાર થયેલા હોય છે, નવી સામાજિક ટેવો તેમ જ રૂઢિઓ ઉદ્ભવી હોય છે અને એ સ્થિતિમાં એ પ્રાચીન લખાણનો ભાવાર્થ સમજવાનું ઘણી વાર મુશ્કેલ બની જાય છે. એનું હાર્દ સમજવાનું તો વળી એથીયે મુશ્કેલ હોય છે. વળી અરવિંદ ઘોષે દર્શાવી આપ્યું છે તેમ પ્રત્યેક સત્ય સ્વતઃ ગમે એટલું સાચું હોય છતાંયે તેને એકલું વખતે મર્યાદિત અને પરિપૂર્ણ કરનારાં બીજાં સત્યોથી નિરાળું પાડીને લેવામાં આવે છે ત્યારે તે બુદ્ધિને કુંઠિત કરનારી ઇંદ્રજાળ અને ગેરરસ્તે દોરનારી અંધ માન્યતા અથવા સિદ્ધાંત બને છે, કેમ કે હકીકતમાં દરેક સત્ય જગતનાં તાણાવાણાનો એક તંતુ છે અને એ તાણાવાણાથી કોઈ એક તંતુને અલગ પાડીને લેવો ન જોઈએ.

માનવજાતના વિકાસમાં ધર્મોનો ફાળો મોટો છે. તેમણે કેટલાંક મૂલ્યો અને ધોરણો ઠરાવ્યાં છે અને માનવજીવનના માર્ગદર્શન માટે કેટલાક સિદ્ધાંતો બતાવ્યા છે. પણ આ બધી સારી વસ્તુઓની સાથે તેમણે સત્યને ઠરાવેલાં બીબાંમાં ને રૂઢ માન્યતાઓમાં બંદીવાન કરવાનો પ્રયાસ પણ કર્યો છે તેમ જ થોડા વખતમાં પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે ને કેવળ બાહ્યાચાર બને એવી વિધિઓ ને પ્રથાઓને ઉત્તેજન આપ્યું છે. પોતાની ચોતરફ વ્યાપી રહેલા અજ્ઞાત તત્ત્વને વિષે માણસના મનમાં ગૂઢતાની લાગણી તેમ જ ભય પેદા કરી તેમણે માત્ર અજ્ઞાત તત્ત્વને જ નહીં, સામાજિક પુરુષાર્થના માર્ગમાં જે કંઈ બાધારૂપ થઈ પડે તેને સમજવાનો પ્રયત્ન કરતાં પણ તેને વાર્યો છે. કુતૂહલ, જિજ્ઞાસાવૃત્તિ તેમ જ વિચારને ઉત્તેજન આપવાને બદલે તેમણે કુદરતને, સ્થાપિત ધર્મવ્યવસ્થાને, વર્તમાન સમાજવ્યવસ્થાને તેમ જ જે કંઈ પ્રચલિત હોય તેને વશ વર્તવાની ફિલસૂફી ઉપદેશી છે. આ વિશ્વની પાછળ કોઈક નિયંતા દૈવી શક્તિ રહેલી છે એવી શ્રદ્ધાને પરિણામે સામાજિક ભૂમિકા પર અમુક પ્રમાણમાં બેજવાબદારીની લાગણી પેદા થઈ છે અને ભાવના તેમ જ વેવલાપણાએ બુદ્ધિપૂર્વકની વિચારણા ને જિજ્ઞાસાનું સ્થાન લીધું છે. ધર્મે અસંખ્ય માણસોને સમાધાન આપ્યું છે અને પોતાનાં મૂલ્યોથી સમાજને સ્થિરતા બક્ષી છે એ નિર્વિવાદ છે. પણ માનવસમાજના પાયામાં રહેલી પ્રગતિ ને પરિવર્તનની વૃત્તિને તેણે રોકી છે.

ફિલસૂફીએ આ બધી બાધાઓ ટાળી છે અને વિચાર તેમ જ જિજ્ઞાસાને ઉત્તેજન આપ્યું છે. પણ જીવન અને રોજેરોજના સવાલોથી અળગી પડીને સામાન્ય રીતે તે પોતાના એકદંડિયા મહેલમાં રહેતી આવી છે. આત્યંતિક હેતુઓ પર તે પોતાનું સઘળું લક્ષ કેન્દ્રિત કરે છે પણ માનવીના જીવન સાથે તેમનો યોગ સાધી શકતી નથી. તર્ક અને બુદ્ધિ તેનાં માર્ગદર્શક છે અને તે તેને અનેક દિશાઓમાં ઘણે આગળ લઈ ગયાં પણ તર્ક કેવળ ચિત્તનું ફરજંદ છે અને હકીકત સાથે તેને લેવાદેવા હોતી નથી.

વિજ્ઞાને અંતિમ હેતુઓની અવગણના કરી અને માત્ર હકીકતો તરફ પોતાનું સઘળું લક્ષ કેન્દ્રિત કર્યું. તેણે ફૂદકે ને ભૂસકે દુનિયાને આગળ ધકેલી, ઝગઝગતી સંસ્કૃતિ ઊભી કરી, જ્ઞાનના વિકાસ માટે અગણિત માર્ગો ખુલ્લા કર્યા અને માણસનું સામર્થ્ય એટલું વધારી મૂક્યું કે પોતાની આસપાસની ભૌતિક પરિસ્થિતિ પર તે વિજય મેળવી શકે ને તેને પોતે ધારે તેવું રૂપ આપી શકે એવું માનવાનું પહેલવહેલી વાર તેને શક્ય જણાવા લાગ્યું. માણસ આ પૃથ્વીના ગોળાની રાસાયણિક દૃષ્ટિએ, ભૌતિક દૃષ્ટિએ તેમ જ બીજી અનેક રીતે સૂરત બદલી નાખનાર એક નિસર્ગના બળ જેવો બન્યો. છતાં,

એ આખીયે યોજનાનો કાબૂ સંપૂર્ણપણે તેની મૂઠીમાં આવેલો લાગતો હતો, પોતાની ઝંખના પ્રમાણે તેને સ્વરૂપ આપવાનો મોકો હાથવેંતમાં આવેલો તેને જણાતો હતો ત્યાં કોઈક મહત્ત્વની ચીજની ઊણપ તેને માલૂમ પડી, કંઈક જીવન્ત તત્ત્વ ખૂટતું તેને દેખાયું અંતિમ હેતુઓ વિષે વિજ્ઞાન તદ્દન અજ્ઞાણ હતું એટલું જ નહી, તાત્કાલિક હેતુની પણ તેને સમજ નહોતી કેમ કે વિજ્ઞાને જીવનના હેતુ વિષે આપણને કશું કહ્યું નહોતું વળી, માણસે કુદરત પર પોતાનો આટલો બધો કાબૂ જમાવ્યો હતો છતાં, પોતાની જાત પર કાબૂ મેળવવાની શક્તિ તેનામાં નહોતી અને તેણે પોતે પેદા કરેલા રાક્ષસે દાટ વાળ્યો જીવવિદ્યા, માનસશાસ્ત્ર તેમ જ બીજાં શાસ્ત્રોની નવી નવી શોધો અને જીવવિદ્યા ને પદાર્થ-વિજ્ઞાન વિષેની નવી દૃષ્ટિ માણસને પહેલાંના કરતાં પોતાની જાતને વધારે સમજવામાં ને પોતાના પર વધારે કાબૂ રાખવામાં કદાચ મદદરૂપ નીવડે અથવા, વિજ્ઞાનના ક્ષેત્રમાં થયેલી આવી પ્રગતિ માનવીના જીવન પર પૂરતી અસરકારક નીવડે તે પહેલાં જ માણસ તેણે રચેલી સંસ્કૃતિનો નાશ કરે ને તેને નવેસરથી આરંભ કરવો પડે

વિજ્ઞાનને આગળ વધવાની તક આપવામાં આવે તો તેની પ્રગતિની કોઈ મર્યાદા દેખાતી નથી આમ છતાં વિજ્ઞાનની અવલોકનપદ્ધતિ માણસના હરેક પ્રકારના અનુભવોને હમેશાં લાગુ પાડી ન શકાય અને આપણને ચોતરફથી ઘેરીને જે અજ્ઞાત ને અણખેડ્યો સાગર પડ્યો છે તેને તે પાર ન કરી શકે એમ બને ફિલસૂફીની મદદથી તે એ દિશામાં કદાચ થોડી મજલ કાપે અને ભરદરિયે પણ ઝંપલાવે એમ બને અને વિજ્ઞાન તેમ જ ફિલસૂફી બંને હારે અને આપણને છેહ દે ત્યારે જ્ઞાન પ્રાપ્ત કરવા માટેની આપણી પાસે બીજી જે કોઈ શક્તિ હોય તેના પર આપણે આધાર રાખવો પડશે કેમ કે આપણાં ચિત્તનું આજનું બંધારણ જોતાં અમુક હદથી આગળ બુદ્ધિ જઈ ન શકે એમ લાગે છે

બુદ્ધિ તેમ જ વૈજ્ઞાનિક પદ્ધતિની આ મર્યાદાઓ સમજી લીધા પછી પણ પૂરેપૂરી ચીવટથી આપણે તેમને વળગી રહેવું જોઈએ કેમ કે એના નક્કર પાયા વિના કોઈ પણ પ્રકારના સત્ય અથવા વસ્તુના સાચા સ્વરૂપની પકડ આપણે મેળવી શકતા નથી આપણે કશું ન સમજીએ અને આ જગતના રહસ્યનો પાર પામવાના મિથ્યા પ્રયાસોમાં ગોથાં ખાયાં કરીએ તેના કરતાં અંશતઃ સત્ય સમજવું અને તેને આપણા જીવનમાં ઉતારવું બહેતર છે હરેક દેશ અને હરેક પ્રજા માટે વિજ્ઞાનનો વિનિયોગ આજે અનિવાર્ય બન્યો છે અને કોઈ પણ રીતે તે ટાળી શકાય એમ નથી, પણ વિજ્ઞાનના વિનિયોગ

કરતાં કંઈક વિશેષની જરૂર છે. વિજ્ઞાનની દૃષ્ટિ, વિજ્ઞાનની સાહસિક છતાં વિવેચક પ્રકૃતિ, સત્ય તેમ જ નવા જ્ઞાનની ખોજ, કસી જોયા અને અજમાવી જોયા વિના કોઈ પણ વસ્તુ સ્વીકારી લેવાનો ઇનકાર, નવા પુરાવા પરથી આગળના નિર્ણયો બદલવાની શક્તિ, માની લીધેલા સિદ્ધાંત પર નહીં પણ પ્રત્યક્ષ જોયેલી હકીકત પર આધાર રાખવાનું વલણ, ચિત્તનું કડક નિયમન — આ બધું માત્ર વિજ્ઞાનના વિનિયોગ માટે જ નહીં, ખુદ જીવનને તેમ જ તેને સ્પર્શતા અનેક સવાલો ઉકેલવા માટે જરૂરી છે. વિજ્ઞાનના ઉપાસક હોવાનો દાવો કરનારા આજના ઘણુ મોટા ભાગના વિજ્ઞાનીઓ પોતપોતાનાં નિશ્ચિત ક્ષેત્રોની બહાર એ બધું સર્વથા વિસારી મૂકે છે. વૈજ્ઞાનિક દૃષ્ટિ અથવા વલણ એક જીવનપ્રણાલી, વિચારસરણી, અને આપણા માનવબંધુઓ સાથે કાર્ય કરવાની તેમ જ તેમની સાથે સમાગમમાં આવવાની પદ્ધતિ છે અથવા હોવી જોઈએ. એ બહુ કપરી વાત છે અને થોડીઘણી સફળતાપૂર્વક પણ એ રીતે આચરણ કરી શકે એવા ગણ્યાગાંઠ્યા માણસો પણ આપણામાંથી મળવા દોહ્યલા છે. પણ આ ટીકા ફિલસૂફી તેમ જ ધર્મે આપણને આપેલા આદેશોનેયે એટલી જ અથવા એથીયે વધારે લાગુ પડે છે; વૈજ્ઞાનિક માનસ માણસે કયે રસ્તે આગળ વધવું એ બતાવે છે. એ બંધનમુક્ત માણસનું માનસ છે. આપણે વિજ્ઞાનના યુગમાં જીવીએ છીએ, એમ આપણને કહેવામાં આવે છે, પણ એ વલણ દુનિયાભરમાં ક્યાંયે પ્રજામાં કે તેમના નેતાઓમાં જરા સરખું પણ દેખાતું નથી.

પ્રત્યક્ષ જ્ઞાન અથવા બાહ્ય યા દૃશ્ય જગતનું જ્ઞાન એ વિજ્ઞાનનો કાર્યપ્રદેશ છે પણ એ જે માનસ પેદા કરે છે તે એ કાર્યક્ષેત્રની સીમા ઓળંગીને આગળ સુધી જઈ શકે છે. જ્ઞાનપ્રાપ્તિ, સત્યદર્શન તેમ જ માંગલ્ય ને સૌંદર્યનો અનુભવ એ માનવજીવનના અંતિમ હેતુઓ છે એમ કહી શકાય. દૃશ્ય જગતને અંગેના સંશોધનની વૈજ્ઞાનિક પદ્ધતિ આ બધાંને લાગુ પડી શકતી નથી અને કાવ્ય ને કળાનો રસાસ્વાદ, સૌંદર્યજનિત લાગણી અને મંગળ તત્ત્વની આંતરિક અનુભૂતિ વગેરે જીવનની અત્યંત મહત્ત્વની માર્મિક બાબતો એના કાર્યપ્રદેશની બહાર છે. વનસ્પતિશાસ્ત્રી કે પ્રાણીશાસ્ત્રી પ્રકૃતિનું સૌંદર્ય તેમ જ તેની મોહકતા કદી અનુભવી ન શકે અને સમાજશાસ્ત્રીમાં માનવપ્રેમનો સદંતર અભાવ હોય એમ બને. પણ વૈજ્ઞાનિક પદ્ધતિના ક્ષેત્રની બહારના પ્રદેશમાં આપણે પહોંચીએ, ગિરિશૃંગો પરનાં ફિલસૂફીનાં દેવાલયોમાં જઈએ અને આપણે ઉન્નત ભાવનાઓ અનુભવીએ અથવા આ દૃશ્ય જગતની પાર રહેલા અજ્ઞાતના મહાસાગર તરફ નજર કરીએ ત્યારે પણ વિજ્ઞાનની એ દૃષ્ટિ અને વલણ જરૂરનાં હોય છે.

- ધર્મની પદ્ધતિ એથી સર્વથા ભિન્ન છે. મુખ્યત્વે ઇન્દ્રિયજ્ઞાનની પેલી પારના પ્રદેશો સાથે એને લેવાદેવા હોવાથી તે ભાવના તેમ જ અંતઃપ્રેરણા કે સંપ્રજ્ઞાન પર આધાર રાખે છે. અને પછી તે જીવનને સ્પર્શતી બધી બાબતોને એ પદ્ધતિ લાગુ પાડે છે. જેમનું અવલોકન કરી શકાય તેમ જ બુદ્ધિપૂર્વક જેમને વિષે સંશોધન કરી શકાય એવા પદાર્થોને પણ તે એ જ પદ્ધતિ લાગુ પાડે છે. સંગઠિત ધર્મ ઈશ્વરવિદ્યાનો આશરો લે છે અને આધ્યાત્મિક બાબતો કરતાં ઘણી વાર તેને સ્થાપિત હિતોની વધારે પડી હોય છે. તે જે વલણને ઉત્તેજન આપે છે તે વિજ્ઞાનના વલણથી તદ્દન ઊલટું હોય છે. તે સંકુચિતતા અને અસહિષ્ણુતા, અંધશ્રદ્ધા અને વહેમ તેમ જ લાગણીવેડા અને જડતા પેદા કરે છે. તે માણસના ચિત્તનાં દ્વાર બંધ કરી દે છે, તેને કુંઠિત કરે છે અને પરાધીન ને ગુલામ મનોદશા પેદા કરે છે.

વૉલ્ટેરે કહ્યું છે કે, ઈશ્વર ન હોત તોયે કોઈ ને કોઈ પ્રકારે તેને શોધી કાઢવો પડત. આ વાત સાચી હોય એમ લાગે છે અને સાચે જ માણસનું ચિત્ત આવી કોઈક માનસિક મૂર્તિ અથવા ખ્યાલ નિર્માણ કરવાને સદા મથતું આવ્યું છે. અને ચિત્તના વિકાસ સાથે એ મૂર્તિ અથવા ખ્યાલનો પણ વિકાસ થતો ગયો છે. પણ ઈશ્વર હોય તોયે, એના તરફ જોયા ન કરવું અથવા તેના પર આધાર ન રાખવો એ ઇચ્છવા જોગ છે એવા એથી ઊલટા વિધાનમાં પણ કંઈક તથ્ય રહેલું છે. અતિભૌતિક અથવા પારલૌકિક વસ્તુઓ પર વધારેપડતો આધાર રાખવાથી માણસ સ્વાશ્રયની વૃત્તિ ખોઈ બેસે અને તેની કાર્યદક્ષતા તેમ જ સર્જકશક્તિ મંદ પડી જાય એવો સંભવ છે અને ઘણી વાર એમ બન્યું છે પણ ખરું. છતાં આપણા ભૌતિક જગતથી પર એવા કોઈક ચેતન તત્ત્વ વિષેની કંઈક શ્રદ્ધા, નૈતિક, આધ્યાત્મિક અને આદર્શવાદી કલ્પનાઓ વિષેનું કંઈક આલંબન જરૂરી હોય એમ લાગે છે. કેમ કે નહીં તો આપણી પાસે જીવનનો કોઈ આધાર, ઉદ્દેશ અથવા ધ્યેય રહેતું નથી. ઈશ્વર વિષે આપણે શ્રદ્ધા રાખીએ કે ન રાખીએ પણ કંઈક વસ્તુમાં તો શ્રદ્ધા રાખ્યા વિના આપણો છૂટકો નથી, પછી એને જીવનમયી સર્જકશક્તિ કહો અથવા વસ્તુમાત્રના હાડમાં રહેલી અને તેમને ગતિશીલ, પરિવર્તનશીલ ને વિકાસશીલ કરનારી જીવનશક્તિ કહો કે બીજું કોઈ નામ આપો. મૃત્યુને મુકાબલે જીવન જેમ સત્ય છે તેટલી જ એ વસ્તુ અકળ પણ સત્ય છે. જાણ્યેઅજાણ્યે પણ આપણામાંના મોટા ભાગના લોકો કોઈક અજ્ઞાત દેવની, કોઈક વ્યક્તિગત, રાષ્ટ્રીય અથવા આંતરરાષ્ટ્રીય આદર્શની, બુદ્ધિપૂર્વક નિહાળતાં મિથ્યા લાગે એવા, પણ આપણને આગળ ને આગળ જવાને પ્રેરતા કોઈક દૂરના લક્ષ્યની, સંપૂર્ણ મનુષ્યના અને વધારે સારી દુનિયાના કોઈક અસ્પષ્ટ ખ્યાલની

આરાધના કરે છે અને તેની અગોચર વેદી પર આહુતિ આપે છે પૂર્ણતા ભલે અપ્રાપ્ય હોય પણ આપણા અંતરમાં રહેલું કોઈક ભૂત, કોઈક અદમ્ય જીવનશક્તિ, આપણને આગળ ને આગળ ધકેલે છે અને અનંતકાળથી પેઢી દરપેઢી આપણે એ મજલ કાપતા આવ્યા છીએ

જ્ઞાન આગળ વધતું જાય છે તેમ તેમ સંકુચિત અર્થમાં ધર્મનું ક્ષેત્ર સંકોચાતું જાય છે જીવન અને પ્રકૃતિ વિષેની આપણી સમજ વધતી જાય છે તેમ તેમ દૈવી કારણો ખોળવાની જરૂર ઘટતી જાય છે જે કંઈ આપણે સમજી શકીએ તેમ જ જેનું નિયમન કરી શકીએ તેને વિષેની ગૂઢતા જતી રહે છે ખેતીની પ્રક્રિયાઓ, આપણો ખોરાક, આપણો પહેરવેશ, તેમ જ આપણા સામાજિક સંબંધો ને રહેણીકરણી એ બધા પર એક વખતે ધર્મની અને તેના મહંતોની આણ પ્રવર્તતી હતી ધીમે ધીમે એ બધા તેના નિયમન માંથી બહાર નીકળી ગયા છે અને વૈજ્ઞાનિક અભ્યાસનો વિષય બન્યા છે આમ છતાં એમાંની ઘણીખરી બાબતો પર ધાર્મિક માન્યતાઓ તેમ જ તેના પડખામાં રહેતા વહેમોની પ્રબળ અસર હજી પણ ટકી રહી છે અંતિમ રહસ્ય હજી પણ માનવી ચિત્તની પહોંચની બહાર રહ્યું છે અને એ બાબતમાં એ જ સ્થિતિ ચાલુ રહેવાનો સંભવ છે પણ જેમનો ભેદ ઉકેલી શકાય એમ છે અને જે હજી અણઉકેલી રહી છે એવી જીવનને સ્પર્શતી અનેક રહસ્યમય બાબતો છે એ જોતાં, અંતિમ રહસ્ય માટેની આટલી બધી વ્યાકુળતા ભાગ્યે જ જરૂરી કે વાજબી જણાય છે જીવનમાં સૃષ્ટિનું સૌંદર્ય હજી પણ રહ્યું છે એટલું જ નહીં, નવી નવી અને જેનો કદી અંત આવે એમ નથી એવી શોધો કરવાને, જીવનનું સંવર્ધન કરનાર તેમ જ તેને વધારે સમૃદ્ધ અને અધિક પરિપૂર્ણ બનાવનાર નવા નવા દૃષ્ટિપથો ઉઘાડવાને તથા નવી નવી જીવનપ્રણાલી પ્રવર્તાવવાને રોમાંચક સાહસ માટે હજી પણ એમાં પૂરતો અવકાશ છે

એથી ફિલસૂફી સાથે વિજ્ઞાનની દૃષ્ટિ તેમ જ તેના વલણનો સુયોગ સાધીને તેમ જ જે કંઈ એનાથી પર છે તેના તરફ પૂજ્યભાવ રાખીને આપણે જીવન જીવવું જોઈએ આ રીતે આપણે, પોતાના વિશાળ પટમાં, વર્તમાન તેમ જ ભૂતકાળને તેમના સઘળા ઊંચાણ અને ઊંડાણ સહિત આવરી લેતું તેમ જ ભવિષ્ય તરફ પ્રસન્નતાથી અને ધીરગંભીર દૃષ્ટિથી નજર કરતું જીવનનું અખંડ દર્શન ખીલવી શકીએ ઊંડાણો છે અને તેમની અવગણના થઈ શકે એમ નથી આપણી આસપાસ ચોમેર પથરાયેલા સૌંદર્યની પડખે દુઃખ, હાડમારી, તેમ જ યાતનાઓ હમેશાં રહે છે વળી માણસનું જીવન સુખ અને દુઃખનું, આનંદ અને શોકનું વિચિત્ર મિશ્રણ છે, એ જ રીતે માણસ જીવનને પાર રાખી

શકે છે અને આગળ પ્રગતિ કરી શકે છે આત્માનું કષ્ટ અને તેની વેદનાઓ કરુણ હોય છે અને તેમાં કોઈ ભાગ ભરી શકતું નથી. તેણે એકતાએ એ કમોતીમાંથી પસાર થવાનું હોય છે બહારના બનાવો તેમ જ તેના પરિણામોની આપણા પર પ્રબળ અસર થાય છે, પણ આપણા ચિત્તને લાગતા સૌથી ભારે આઘાતો તો આપણા અંતરના ભયો તેમ જ અંતરના સંઘર્ષોમાંથી જ ઉદ્ભવે છે બાહ્ય ભૂમિકા પર પ્રગતિ કરતા કરતા — આપણે કરવું હોય તો એ કરવી જ જોઈએ — આપણે સાથે સાથે આપણા અંતરમાં તેમ જ આપણી અને આપણી આસપાસની પરિસ્થિતિ વચ્ચે પણ શાન્તિ સ્થાપવી જોઈએ એ શાન્તિ આપણા દેહની ભૂખ સંતોષે છે એટલું જ નહી, માણસે વિચાર અને કાર્યના ક્ષેત્રમાં પોતાની સાહસમય યાત્રા આરંભી ત્યારથી ઇતર પ્રાણીઓથી તેને નિરાળો પાડનારી તેની આંતરિક પ્રેરણાઓ, આકાંક્ષાઓ તેમ જ તેની સાહસની ભાવનાની ભૂખ પણ સંતોષે છે આ યાત્રાનું કોઈ અંતિમ ધ્યેય કે અંતિમ હેતુ છે કે કેમ તેની આપણને ખબર નથી, પણ એના લાભ છે ખરા, અને જે સિદ્ધ કરી શકાય એવા નજીક લાગતાં હોય છે અને જે વળી આગળ વધવા માટેની નવી પ્રસ્થાનભૂમિ થાય એવા ધ્યેયો તરફ તે આગળ ચીંધે છે

વિજ્ઞાને પશ્ચિમની દુનિયા પર પોતાની આણ વર્તાવી છે અને દરેક જણ ત્યાં આગળ તેના યશોગાન ગાય છે, છતાં પશ્ચિમના લોકોએ હજી પણ સાચી વિજ્ઞાનની દૃષ્ટિ કેળવી નથી તેમણે શરીર અને આત્માનો સર્જક સુમેળ હજી પેદા કરવાનો છે હિંદમાં ઘણી બાબતોમાં અમારે ઘણું અંતર કાપવાનું છે એ ઉઘાડ છે અને છતાં અમારા માર્ગમાં મોટી બાધાઓ પ્રમાણમાં ઓછી હોવા સંભવ છે કેમ કે, યુગયુગાન્તરોથી હિંદના તત્ત્વચિંતનના — તેના પાછળના આવિર્ભાવો સિવાય — પાયામાં રહેલી વસ્તુ વૈજ્ઞાનિક દૃષ્ટિ તેમ જ વલણ સાથે તેમ જ આન્તરરાષ્ટ્રીયતાની ભાવના સાથે સુસંગત છે એ તત્ત્વચિંતનના પાયામાં સત્ય માટેની નિર્ભય ખોજ, માનવમાત્રની એકતા જીવમાત્રની દિવ્યતા તેમ જ ઉત્તરોત્તર વધારે ને વધારે સ્વતંત્રતા તથા માનવ વિકાસની વધુ ને વધુ ઉચ્ચ ભૂમિકા તરફ લઈ જનારી વ્યક્તિ તેમ જ સમષ્ટિની અબાધિત ને અન્યોન્યાશ્રયી પ્રગતિ રહેલા છે

## ૧૦

## રાષ્ટ્રીયતાના ખ્યાલનું મહત્ત્વ હિંદમાં કરવાના જરૂરી ફેરફારો

ભૂતકાળ માટેની અંધભક્તિ હાનિકારક છે તેના તરફનો અણગમો પણ એટલો જ હાનિકારક છે કેમ કે, એ બેમાંથી એકેના પાયા પર ભવિષ્યની રચના કરી શકાતી નથી વર્તમાન તેમ જ ભવિષ્ય અનિવાર્ય રીતે ભૂતકાળમાંથી

ઉદ્ભવે છે અને તેનો પાસ તેમને લાગેલો હોય છે. આ વાત ભૂલવી એ પાયા વિના, ચણતર કરવા જેવું અને રાષ્ટ્રના વિકાસનાં મૂળ કાપી નાખવા જેવું છે. પ્રજા પર અસર કરનારાં સૌથી પ્રબળ બળોની એ અવગણના કરવા જેવું છે. રાષ્ટ્રીયતા તત્ત્વતઃ ભૂતકાળની સિદ્ધિઓ, પરંપરાઓ તેમ જ અનુભવોની સંચિત સ્મૃતિ છે. અને રાષ્ટ્રીયતા પહેલાં કોઈ પણ વખતે હતી તેના કરતાં આજે વધારે પ્રબળ છે. ઘણા લોકો માનતા હતા કે રાષ્ટ્રીયતાના દિવસો હવે વીતી ગયા છે અને આધુનિક દુનિયાની ઉત્તરોત્તર વધતી જતી આંતરરાષ્ટ્રીયતાની વૃત્તિઓને તેણે માર્ગ કરી આપવો જોઈએ. મજૂરોની દુનિયાની ભૂમિકાવાળા સમાજવાદે રાષ્ટ્રીય સંસ્કૃતિને ક્ષીણપ્રાણ થતા જતા મધ્યમ વર્ગની સાથે સંકળાયેલું કંઈક ગણીને તેની ઠેકડી કરી છે. ખુદ મૂડીવાદ પણ કાર્ટેલો રચીને તેમ જ એક જ ધંધો કરનારી દેશની જુદી જુદી બધી વેપારી પેઢીઓનાં જોડાણો કરીને ઉત્તરોત્તર વધુ ને વધુ આંતરરાષ્ટ્રીય થતો ગયો અને તેણે રાષ્ટ્રીય સરહદો ઓળંગી. વેપારરોજગાર અને લેવડદેવડ, અવરજવરની તેમ જ માલની હેરફેરની સુગમતા, રેડિયો અને સિનેમા આ બધી વસ્તુઓએ આંતરરાષ્ટ્રીયતાનું વાતાવરણ પેદા કરવામાં અને રાષ્ટ્રીયતાના દિવસો હવે ભરાઈ ચૂક્યા છે એવો ભ્રમ પેદા કરવામાં ફાળો આપ્યો.

આમ છતાં જ્યારે જ્યારે કટોકટી પેદા થઈ છે તે દરેક પ્રસંગે રાષ્ટ્રીયતા ફરીથી પ્રગટ થઈ છે, લોકમાનસ પર તેણે પોતાનો પ્રભાવ જમાવ્યો છે અને તેની પુરાણી પરંપરાઓમાંથી પ્રજાએ આશ્વાસન અને બળ મેળવ્યાં છે. ભૂતકાળની તેમ જ રાષ્ટ્રની અસ્મિતાની એ પુનઃ શોધ ચાલુ જમાનાની નોંધવા જેવી બીના છે. આંતરરાષ્ટ્રીય ભૂમિકા પરના કાર્યના સૌથી આગળપડતા પુરસ્કર્તાઓ માનવામાં આવતા હતા તે મજૂર વર્ગના લોકોમાં ભૂતકાળની પરંપરાઓ તરફ પાછા ફરવાની આ વૃત્તિ સૌથી વધારે પ્રમાણમાં જોવામાં આવી છે. યુદ્ધ કે એવી જ કોઈ બીજી કટોકટી તેમની આંતરરાષ્ટ્રીયતા ઓગાળી નાખે છે અને રાષ્ટ્રીય દ્વેષ તેમ જ ભયના તેઓ બીજા સમૂહો કરતાં પણ વધારે પ્રમાણમાં શિકાર બને છે. સોવિયેટ સંઘમાં તાજેતરમાં જે ફેરફાર થયો છે તે આનો નોંધવા લાયક દાખલો છે. તેનું પાયાનું સામાજિક ને આર્થિક તંત્ર કોઈ પણ રીતે ફગાવી દીધા વિના તે વધારે રાષ્ટ્રવાદી બન્યું છે અને આંતરરાષ્ટ્રીય મજૂર વર્ગની અપીલ કરતાં માતૃભૂમિની અપીલ ત્યાં આજે ઘણી પ્રબળ બની છે. રાષ્ટ્રના ઇતિહાસની મશહૂર વ્યક્તિઓની સ્મૃતિ ફરીથી સજીવન કરવામાં આવી છે. અને તેઓ સોવિયેટની પ્રજાનાં વીર પુરુષો અને વીરાંગનાઓ બન્યાં છે. આ યુદ્ધમાં સોવિયેટની પ્રજાની પ્રેરણાદાયી કામગીરી, એમાં તેમણે બતાવેલાં કૌવત ને એકતા એ ત્યાંની સમાજવ્યવસ્થાને તેમ જ

અર્થવ્યવસ્થાને આભારી છે એ વિષે શંકા નથી. એ સમાજવ્યવસ્થા તેમ જ અર્થવ્યવસ્થા સમાજની સર્વતોમુખી પ્રગતિમાં પરિણમી. એને લીધે માલના યોજનાપૂર્વકના ઉત્પાદન ને વપરાશની દિશામાં પ્રગતિ થઈ, વિજ્ઞાન તેમ જ તેના વિનિયોગમાં પ્રગતિ થઈ અને નેતૃત્વ માટેની અખૂટ શક્તિ તેમ જ આવડતને અવકાશ મળ્યો તથા જીવંત અને પ્રતિભાસંપન્ન નેતાઓ પણ પાક્યા. પરંતુ અમુક અંશે આ બધું રાષ્ટ્રીય સ્મૃતિઓ તેમ જ પરંપરાઓ સજીવન કરવામાં આવી તેને તેમ જ વર્તમાન સમય જેનું ફરજંદ છે એવા ભૂતકાળ વિષેના નવા ભાનને આભારી હોય એ પણ સંભવિત છે. રશિયાની આ રાષ્ટ્રીયતાની દૃષ્ટિ એ જૂની ઢબની રાષ્ટ્રીયતા છે એમ ધારવું બરાબર નથી. જૂની ઢબની રાષ્ટ્રીયતા એ ખસુસ નથી જ. ક્રાંતિના જબરદસ્ત અનુભવો તેમ જ તે પછીની ઘટનાઓ ભૂલ્યાં ભૂલી શકાય એમ નથી અને સમાજવ્યવસ્થામાં તેમ જ મનોદશામાં એને પરિણામે થયેલા ફેરફારો કાયમ રહેવાના છે. એ સમાજવ્યવસ્થામાથી અનિવાર્ય રીતે અમુક પ્રકારની આંતરરાષ્ટ્રીયતાની દૃષ્ટિ ઉદ્ભવ્યા વિના રહેતી નથી. આમ છતાં ફરીથી પ્રગટ થયેલી રાષ્ટ્રીયતા નવા વાતાવરણને અનુરૂપ અને પ્રજાની તાકાત વધારનારી છે.

સોવિયેટ રાજ્યનો વિકાસ તેમ જ બીજા દેશોમાંના સામ્યવાદી પક્ષોની ચડતીપડતીનો મુકાબલો બોધપ્રદ થઈ પડે એવો છે. સોવિયેટ ક્રાંતિ થયા પછી તરત જ દુનિયાના બધા દેશોમાં ઘણા લોકોમાં અને ખાસ કરીને મજૂર વર્ગના લોકોમાં ઉત્સાહનું પહેલવહેલું મોજું ફરી વળ્યું હતું. એમાંથી સામ્યવાદી જૂથો અને પક્ષો પેદા થયા પછી આ જૂથો અને તે તે દેશના મજૂર પક્ષો વચ્ચે ઝઘડા પેદા થયા. સોવિયેટની પંચવર્ષી યોજનાના ગાળા દરમ્યાન ઉત્સાહ ને રસનું બીજું મોજું ફરી વળ્યું અને એની અસર મજૂર-વર્ગ કરતાં પણ મધ્યમવર્ગી બુદ્ધિજીવી લોકો પર વધારે થઈ. સોવિયેટ સંઘમાં સાફસૂફીની પ્રવૃત્તિ ચાલી, કેટલાક આગળપડતા સામ્યવાદીઓ પર રાજદ્રોહનો આરોપ મૂકીને ખાસ અદાલતોમાં તેમના પર કામ ચલાવવામાં આવ્યું અને તેમને આકરી સજાઓ કરવામાં આવી ત્યારે એની સામે સર્વત્ર અણગમાની લાગણી પેદા થઈ. કેટલાક દેશોમાં સામ્યવાદી પક્ષોને દાબી દેવામાં આવ્યા, બીજા કેટલાકમાં તેમણે પ્રગતિ કરી. પણ દુનિયાભરમાં લગભગ બધે જ તેઓ તે તે દેશના સંગઠિત મજૂર પક્ષો સાથે અથડામણમાં આવ્યા એ અમુક અંશે સંગઠિત મજૂર પક્ષોની સ્થિતિચુસ્ત નીતિને આભારી હતું પણ સામ્યવાદી પક્ષ પરદેશીઓની ટોળી જેવો છે અને તે રશિયાની દોરવણી પ્રમાણે કાર્ય કરે છે એવી સર્વત્ર પ્રસરેલી લાગણી એને માટે વધારે જવાબદાર હતી મજૂર પક્ષોના ઘણા લોકો સામ્યવાદ તરફ સહાનુભૂતિભર્યું વલણ

ધરાવતા હતા ત્યારે પણ તેમના હાડમાં રહેલી રાષ્ટ્રીયતાની ભાવના સામ્યવાદી પક્ષના સહકારનો સ્વીકાર કરવામાં આડે આવી. સોવિયેટની નીતિમાં થયેલા અનેક ફેરફારો રશિયાના સબંધમાં સમજી શકાય એવા હતા પણ બીજા દેશોના સામ્યવાદી પક્ષો તે તે દેશને માટે પણ તેની તરફેણ કરતા હતા એ ન સમજી શકાય એવું હતું. રશિયાને માટે જે સારું હોય તે અવશ્ય બાકીની દુનિયા માટે પણ સારું હોય એમ માની લઈને ચાલીએ તો જ એ સમજી શકાય એમ હતું. આ સામ્યવાદી પક્ષો કેટલાક શક્તિશાળી અને કર્તવ્યનિષ્ઠ સ્ત્રીપુરુષોના બનેલા હોવા છતાં પ્રજાની રાષ્ટ્રીયતાની ભાવના સાથેનો સંપર્ક તેઓ ગુમાવી બેઠા અને એ રીતે પોતે નબળા પડ્યા. સોવિયેટ રાજ્ય સંઘ રાષ્ટ્રીય પરંપરા સાથે અનુસંધાન સાધતી નવી કડીઓ નિર્માણ કરતો હતો ત્યારે, બીજા દેશોના સામ્યવાદી પક્ષો રાષ્ટ્રીય પરંપરાથી દૂર ને દૂર ખસતા જતા હતા.

બીજા દેશોમાં શું બન્યું તે વિષે હું વધારે માહિતીથી કહી શકું એમ નથી, પણ એટલું હું જાણું છું કે, હિંદમાં સામ્યવાદી પક્ષ પ્રજાના માનસમાં ઘર કરી બેઠેલી રાષ્ટ્રીય પરંપરાથી તદ્દન અળગો પડી ગયેલો છે અને તેને વિષે સાવ અજાણ છે. તે એમ માને છે કે સામ્યવાદમાં ભૂતકાળ વિષેનો તિરસ્કાર ગર્ભિતપણે અવશ્ય રહેલો છે. તેને મન દુનિયાના ઇતિહાસનો આરંભ ૧૯૧૭ની સાલના નવેમ્બર માસથી થયો છે. તેમ જ આગળનું બધું એને માટેની તૈયારીરૂપ ને અસત્યની દિશામાં લઈ જનારું હતું. સામાન્ય રીતે, અસંખ્ય લોકો જ્યાં લગભગ ભૂખમરાની સ્થિતિમાં જીવે છે અને જેનું અર્થતંત્ર ભાગી પડવા લાગ્યું છે એવા હિંદ જેવા દેશમાં સામ્યવાદની અસર બહોળા પ્રમાણમાં થવી જોઈતી હતી. એક રીતે એવી કંઈક અસ્પષ્ટ અસર થઈ છે, પણ સામ્યવાદી પક્ષ એનો લાભ ઉઠાવી શકે એમ નથી. કેમ કે, રાષ્ટ્રીયતાની ભાવનાના પ્રવાહથી તે સદંતર વિખૂટો પડી ગયો છે અને તે એવી ભાષામાં બોલે છે કે લોકહૃદયમાંથી તેનો પડઘો ઊઠતો નથી. એ એક નાનકડું પણ શક્તિશાળી જૂથ છે. અહીંની ભૂમિમાં એણે સાચાં મૂળ નાખ્યાં નથી.

આ બાબતમાં હિંદમાં એકલો સામ્યવાદી પક્ષ જ નિષ્ફળ નીવડ્યો છે એવું નથી. બીજા કેટલાક આધુનિક તેમ જ આધુનિક રહેણીકરણી અને નીતિરીતિની બડાશો હાંકે છે પણ તેમને આધુનિકતાની ભાવનાની તેમ જ પશ્ચિમની સંસ્કૃતિના હાર્દની સાચી પિછાન નથી અને તેમની પોતાની સંસ્કૃતિને વિષે તેઓ તદ્દન અજ્ઞાત છે. સામ્યવાદીઓની પેઠે તેમને પ્રેરણા આપનારો કોઈ આદર્શ, તેમને આગળ ને આગળ ધકેલનાર કોઈ પ્રેરક બળ તેમની પાસે નથી. તેઓ પશ્ચિમની સંસ્કૃતિના કેટલાક બાહ્યાચારો તેમ જ

બાહ્ય શણગારો ગ્રહણ કરે છે (ઘણી વાર તેઓ તેની કેટલીક ન ઇચ્છવા જોગ ચીજો પણ અપનાવે છે) અને પોતે એક પ્રગતિશીલ સંસ્કૃતિના અગ્રેસરો છે એવી કલ્પનામાં રાચ્યા કરે છે. અણઘડ ને છીછરા છતાં પોતાને વિષે ખૂબ ફાંકો રાખનારા આ લોકો મુખ્યત્વે ગણ્યાંગાંઠ્યાં મોટાં શહેરોમાં રહે છે અને પૂર્વની કે પશ્ચિમની એમ બેમાંથી એકે સંસ્કૃતિ સાથેના જીવંત સંપર્ક વિનાનું કૃત્રિમ જીવન ગાળે છે.

માટે, રાષ્ટ્રની પ્રગતિ નથી થઈ શકતી ભૂતકાળનું પુનરાવર્તન કરવાથી કે નથી થઈ શકતી તેનાથી વિમુખ થવાથી. નવી પ્રણાલીઓ અનિવાર્યપણે અપનાવવી જોઈએ, પણ જૂની સાથે તેમનો મેળ બેસાડવો જોઈએ. કેટલીક વાર નવી પ્રણાલી ઘણી ભિન્ન હોવા છતાં આગળની પ્રણાલીઓના જેવી દેખાય છે, એ રીતે ભૂતકાળથી ચાલતા આવેલા અખંડ ને એકધારા વિકાસની લાગણી પેદા કરે છે અને જાતિના ઇતિહાસની લાંબી સાંકળની એક કડી બને છે. હિંદનો ઇતિહાસ, આ રીતે દાખલ કરવામાં આવેલા ફેરફારોની, જૂના વિચારોને બદલાતી જતી પરિસ્થિતિ સાથે બંધબેસતા કરવાની નિરંતર ચાલતી પ્રક્રિયાની, જૂની પ્રણાલીઓમાંથી નવીમાં સંક્રાંત થવાની અસાધારણ તવારીખ છે. એને લીધે સાંસ્કૃતિક વિશ્લેષનો ભાવ એમાં જણાતો નથી અને વખતોવખત અનેક ફેરફારો થતા રહ્યા હોવા છતાં છેક મોહન જો દડોના સમયથી આજ સુધી સંસ્કૃતિનો અખંડ અને એકધારો પ્રવાહ ચાલ્યો આવે છે. એમાં ભૂતકાળ માટે તેમ જ પરંપરાથી ચાલતાં આવેલાં બાહ્ય સ્વરૂપો માટે ભક્તિભાવ હતો, પણ સાથે સાથે ચિત્તની સ્વાધીનતા ને મૃદુતા તેમ જ ભાવનાનું ઔદાર્ય પણ હતું. એથી ઘણી વાર બાહ્ય સ્વરૂપો તેનાં તે રહેતાં, પણ તેમનું હાર્દ નિરતર બદલાતું રહેતું. બીજી કોઈ પણ રીતે એ સમાજ હજારો વરસ સુધી ટકી શક્યો ન હોત. માત્ર જીવંત અને વિકાસશીલ ચિત્ત પરંપરાગત બાહ્ય સ્વરૂપોની જડતા પર વિજયી થઈ શકે, અને કેવળ એ બાહ્ય સ્વરૂપો તેને અખંડિતતા અને સ્થિરતા અર્પી શકે.

પણ આ સમતુલાયે અનિશ્ચિત બને અને એની એક બાજુ જોરાવર બને ને બીજીને અમુક અંશે દાબી દે એમ બને. હિંદમાં કેટલાક સામાજિક આચારોની સાથે ચિત્તની અસાધારણ સ્વતંત્રતા પ્રવર્તતી હતી. આ આચારો આખરે ચિત્તની સ્વતંત્રતા પર અસર કરનારા નીવડ્યા અને સિદ્ધાંતમાં નહીં તો વ્યવહારમાં તેને વધારે જડ ને મર્યાદિત બનાવી. પશ્ચિમ યુરોપમાં આવી ચિત્તની સ્વતંત્રતા પણ નહોતી અને સામાજિક આચારનાં ધોરણો પણ એટલાં કડક નહોતાં. ચિત્તની સ્વતંત્રતાને માટે યુરોપને લાંબી લડત ચલાવવી પડી અને તેને પરિણામે સામાજિક આચારો પણ બદલાયા.

ચીનમા ચિત્તની લવચીકતા હિંદના કરતા પણ વધારે પ્રમાણમા હતી અને ચીનની આવી પરંપરાને માટે તેને આટઆટલો પ્રેમ તેમ જ રાગ હોવા છતા એ ચિત્તે પોતાની લવચીકતા અને તેના બંધારણમા રહેલુ ઔદાર્ય કદી પણ ગુમાવ્યા નથી પરંપરાને લીધે ફેરફારો વિનબાયા ખરા પણ એ ચિત્ત ફેરફારોથી કદી ડર્યું નથી, તેણે જૂના બીબા જોકે જાળવી રાખ્યા ચીની સમાજે હિંદમા હતી તેના કરતા પણ વધારે પ્રમાણમા સમતુલા અને સુસ્થિતિ પેદા કર્યાં ને અનેક ફેરફારો થયા છતા તે હજારો વરસ સુધી ટકી રહ્યા બીજા દેશો કરતા ચીનને એક સૌથી મોટો લાભ એ હતો કે, શાસ્ત્રના કોઈ રૂઢ સિદ્ધાતની નાગચૂડમાથી તેમ જ સંકુચિત ને કુંઠિત ધાર્મિક દૃષ્ટિથી તે તદ્દન મુક્ત હતુ અને બુદ્ધિ તેમ જ સામાન્ય સમજ પર તે વિશ્વાસ રાખતુ હતુ બીજા દેશોને મુકાબલે ચીને પોતાની સંસ્કૃતિનુ ચણતર ધર્મના પાયા પર ઓછા પ્રમાણમા કર્યું છે તેણે એનુ ચણતર ખાસ કરીને નીતિ અને સદાચાર તેમ જ માનવજીવનના વૈવિધ્યની ઊંડી સમજના પાયા પર કર્યું છે હિંદમા ચિત્તની સ્વતંત્રતા ગમે તેટલી મર્યાદિત હોય પણ અહીં વ્યવહારમા તેનો સ્વીકાર કરવામા આવ્યો હતો તેથી નવા વિચારોને માટે દ્વાર અહીં બંધ કરી દેવામા આવ્યા નથી જીવન વિષેની જેમની દૃષ્ટિ વધારે શાસ્ત્રજડ અને કટ્ટર હોય તેવા દેશો કરતા અહીં નવા વિચારો પર વધારે પ્રમાણમા વિચાર ચલાવવામા આવે છે અને તેમને અપનાવી શકાય છે હિંદની સંસ્કૃતિના મૂળભૂત આદર્શો વ્યાપક છે અને કોઈ પણ વાતાવરણ ને પરિસ્થિતિ સાથે તેમને બંધબેસતા કરી શકાય છે ઓગણીસમી સદીમા યુરોપને હચમચાવી મૂકનાર વિજ્ઞાન અને ધર્મ વચ્ચેનો ઉગ્ર ઝઘડો હિંદમા સંભવી ન શકે, તેમ જ વિજ્ઞાનના વિનિયોગને લીધે થતા ફેરફારો એ આદર્શના વિરોધી પણ ન નીવડત હમેશા બનતુ આવ્યુ છે તેમ એવા ફેરફારો હિંદના ચિત્તમા નિઃશંક ખળભળાટ પેદા કરત પણ તેમની સામે કમર કસવાને કે તેમને ફેકી દેવાને બદલે પોતાની આદર્શદૃષ્ટિથી તે તેમને બુદ્ધિસંમત બનાવત અને પોતાના માનસિક ચોકઠામા તેમને બંધબેસતા કરત આ પ્રક્રિયા દરમ્યાન જૂની દૃષ્ટિમા અનેક મહત્ત્વના ફેરફારો દાખલ થાય એ સંભવિત છે પણ એ બહારથી લદાયેલા નહી પણ પ્રજાની સાસ્કૃતિક ભૂમિકામાથી સ્વાભાવિક રીતે જ ઊગતા જણાશે પહેલાના કરતા આજે એ વાત વધારે મુશ્કેલ બની ગઈ છે એનુ કારણ એ છે કે, લાંબા સમયથી હિંદનો વિકાસ અટકી ગયો અને મોટા તેમ જ સંગીન સુધારાઓ તાબડતોબ કરવાનુ જરૂરી થઈ પડ્યુ છે

પણ એ પાયાના આદર્શોની આસપાસ જે જડ ચણતર થયું છે, જે આજે મોજૂદ છે અને અમને ગૂંગળાવી રહ્યું છે, તેની સાથે સંઘર્ષ પેદા થયા વિના નહીં રહે. એ ચણતર અવશ્ય દૂર થવું જોઈએ. એનો મોટો ભાગ તત્ત્વત: ખરાબ છે તેમ જ જમાનાની ભાવનાથી વિરુદ્ધ છે. જેઓ એને જારી રાખવા માગે છે તેઓ હિંદની સંસ્કૃતિના આદર્શોની કુસેવા કરે છે, કેમ કે, તેઓ કુંદન અને કથીરને સેળભેળ કરે છે અને એ રીતે કુંદનને દૂષિત કરે છે. એ બંનેને અળગા પાડવાનું અથવા એ બે વચ્ચેની નિશ્ચિત સીમા નક્કી કરવાનું મુશ્કેલ છે અને એ બાબતોમાં મોટો મતભેદ જાગવા સંભવ છે. પણ એ બંનેને અળગા પાડનારી નિશ્ચિત સીમા નક્કી કરવાની જરૂર નથી. જીવનની પરિવર્તનશીલતાના તેમ જ ઘટનાઓની ગતિ ધીમે ધીમે કુંદન અને કથીર વચ્ચેની એ સીમા આંકી આપશે. હુન્નરવિજ્ઞાનની શું કે ફિલસૂફીની શું હરેક પ્રકારની પ્રગતિ માટે ખુદ હિંદ સાથે, સામાજિક જરૂરિયાતો સાથે તેમ જ દુનિયાની ઉન્નત ચળવળો સાથે નિકટના સંપર્કની જરૂર છે. આવા પ્રકારના સંપર્ક વિના સ્ફૂર્તિના આવેગ અને વીર્યશાલિતા તેમ જ સર્જનશક્તિનો હ્રાસ થાય છે. પણ અમે એ સંપર્કો જાળવીએ અને તેમના સત્કાર્યો અપનાવીએ તો જેને અમે મૂલ્યવાન લેખતા આવ્યા છીએ તે અમારી મૂળભૂત વિશિષ્ટતાઓ ગુમાવ્યા વિના જીવનસરિતાના વળાંકવાળા પ્રવાહ સાથે અમારો મેળ સાધી શકીશું.

ભૂતકાળમાં જ્ઞાન વિષેની અમારી દૃષ્ટિ સમન્વયકારી રહી છે પણ તે હિંદમાં જ સીમિત હતી. એ સીમા અથવા મર્યાદા ચાલુ રહી અને ધીમે ધીમે સમન્વયકારી દૃષ્ટિનું સ્થાન વધુ પ્રમાણમાં પૃથક્દર્શી દૃષ્ટિએ લીધું. હવે અમારે સમન્વયકારી બાજુ પર વધારે ભાર મૂકવો જોઈએ અને સમગ્ર દુનિયાને અમારે અભ્યાસનું ક્ષેત્ર બનાવવું જોઈએ. ઘણાખરા લોકો આટલા આટલા સમય સુધી જેમાં રહેતા આવ્યા છે તે વિચાર અને આચારના સાંકડા ચીલામાંથી બહાર નીકળવું હોય તો હરેક રાષ્ટ્ર તેમ જ વ્યક્તિએ આ સમન્વય પર ભાર મૂકવાની જરૂર છે. વિજ્ઞાનની પ્રગતિ તેમ જ વ્યવહારમાં તેના વિનિયોગે અમારે માટે આ શક્ય બનાવ્યું છે અને છતાં ખુદ નવા જ્ઞાનની અતિશયતાએ એની મુશ્કેલી વધારી મૂકી છે. એકાંગી વિશેષજ્ઞતાને લીધે વ્યક્તિનું જીવન અમુક ચીલામાં કુંઠિત થઈ જાય છે અને ઉદ્યોગના ક્ષેત્રમાં માણસનો પરિશ્રમ કોઈ એક સમગ્ર વસ્તુનો કોઈ ને કોઈ બહુ નાનકડો ભાગ બનાવવાના કાર્યમાં મર્યાદિત થઈ જાય છે. જ્ઞાન અને કાર્યના ક્ષેત્રમાં આવા પ્રકારની વિશિષ્ટ તજ્જ્ઞતા અથવા વિશેષજ્ઞતાનો ખપ રહેવાનો જ, પણ માનવી જીવન વિષે તેમ જ યુગયુગાન્તરોમાં માનવીના સાહસને વિષે સમન્વયકારી દૃષ્ટિ કેળવવાની

આવશ્યકતા કોઈ પણ વખતે હતી તેના કરતા આજે વધારે છે એ દૃષ્ટિને ભૂતકાળ તેમ જ વર્તમાનકાળનો ખ્યાલ કરવો પડશે અને દુનિયાના બધા દેશો તેમ જ બધી પ્રજાઓનો સમાવેશ પોતાના ક્ષેત્રમા કરવો પડશે એ જ રીતે કદાચ અમે અમારી રાષ્ટ્રીય ભૂમિકા તેમ જ સસ્કૃતિ ઉપરાત બીજી પ્રજાઓ તેમ જ તેમની સસ્કૃતિઓની કદર કરતા શીખીશુ અને બીજા દેશોની પ્રજાઓ સાથે સહકારથી કાર્ય કરવાની તેમ જ તેમને સાચા સ્વરૂપમા સમજવાની શક્તિ કેળવીશુ એ રીતે અમે આજની વિભિન્ન વ્યક્તિઓને બદલે સર્વાંગસપૂર્ણ વ્યક્તિઓ નિર્માણ કરવામા પણ અમુક અશે સફળ થઈશુ પ્લેટોના શબ્દોમા અમે 'અનત કાળ અને અનત જીવનના દ્રષ્ટા બનીએ માનવજાતે એકત્ર કરેલા અખૂટ ખજાનામાથી પોષણ મેળવીએ, તેમા ઉમેરો કરીએ અને ભવિષ્યને માટે ચણતર કરવામા તેનો વિનિયોગ કરીએ

આધુનિક સમયમા વિજ્ઞાનની આટલી બધી પ્રગતિ થઈ છે અને આતર રાષ્ટ્રીયતાની આટલી બધી વાતો થાય છે છતા જાતિવાદની ભાવના તેમ જ ભેદભાવ પેદા કરનારા બીજા બળો ઇતિહાસમા આગળના કોઈ પ્રસગે હતા તેનાથી વધારે નહીં તો તેટલા આજે દેખાય છે એ એક વિચિત્ર અને સૂચક હકીકત છે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અથવા માણસની ભાવનામા એકરાગ પેદા ન કરી શકનાર એ બધી પ્રગતિમા કઈક ઊણપ હોવી જોઈએ વધુ પ્રમાણમા સમન્વય તેમ જ માનવજાતના અનુભવના સચિત સગ્રહ સમા ભૂતકાળના શાણપણ પ્રત્યેની થોડીક નમ્રતા નવો દૃષ્ટિપથ તેમ જ વિશેષ એકરાગ પ્રાપ્ત કરવામા કદાચ મદદરૂપ થાય એમ બને જેમણે ભૂતકાળને છેક વિસારી મૂક્યો છે અને જેઓ કેવળ વર્તમાનમા રચ્યાપચ્યા રહીને અતિવેગીલુ જીવન ગાળે છે તેમને માટે ખાસ કરીને એ વધારે જરૂરી છે પણ હિંદ જેવા દેશો માટે એના કરતા જુદી વસ્તુ પર ભાર મૂકવાની જરૂર છે કેમ કે, ભૂતકાળ અમને વધારેપડતો વળગી રહ્યો છે અને વર્તમાનની અમે અવગણના કરી છે અમારે સકુચિત ધાર્મિક દૃષ્ટિ પારલૌકિક ને તાત્ત્વિક વિચારણાઓ માટેની આસક્તિ, ધાર્મિક વિધિઓ તેમ જ આધ્યાત્મિક લાગણીવેડામા રહેલી ચિત્તના શિસ્તની શિથિલતા વગેરે તજવા જોઈએ કેમ કે તે અમારી જાતને તેમ જ જગતની સમજવામા આડા આવે છે અમારે વર્તમાન સાથે, આ જીવન સાથે, આ જગત સાથે તેમ જ અમને ચોતરફથી ઘેરી રહેલી અનત વિવિધતા વાળી આ પ્રકૃતિ સાથે બાથ ભીડવાની છે કેટલાક હિંદુઓ વેદકાળ તરફ પાછા જવાની વાતો કરે છે, કેટલાક લોકો ઇસ્લામની ખિલાફતના સ્વપ્ના સેવે છે આ બધી મિથ્યા કલ્પનાઓ છે કેમ કે ભૂતકાળમા પાછુ જઈ શકાતુ નથી

અને એ ઇચ્છાજોગ જણાતું હોય તોપણ શક્ય નથી. કાળની વણજાર એક જ દિશામાં પ્રવર્તે છે

એથી હિંદે પોતાની ધર્માઝુના ઓછી કરીને વિજ્ઞાન તરફ વળવું જોઈએ. વિચાર અને સામાજિક ટેવના સંકુચિત વાડાઓમાંથી તેણે બહાર નીકળવું જોઈએ એ તેને માટે કારાગાર જેવા થઈ પડ્યાં છે, તેની ભાવનાને કુંઠિત કરે છે તેમ જ તેના વિકાસને અટકાવે છે મરજાદી પવિત્રતાના ખ્યાલે સામાજિક સંસર્ગની સામે દીવાલો ખડી કરી છે અને સામાજિક કાર્યનું ક્ષેત્ર સંકુચિત કર્યું છે. સનાતની હિંદુના રોજેરોજના ધર્મને આધ્યાત્મિક મૂલ્યો કરતા શુ ખાવુ અને શુ ન ખાવુ, કોની સાથે બેસીને ખાવું અને કોને અડકવું નહીં વગેરે વાતોની વધારે ચિંતા હોય છે રસોડાના વિધિનિષેધો તેના સામાજિક વ્યવહાર પર પ્રભુત્વ ભોગવે છે મુસલમાનો સદ્ભાગ્યે આ બધા વિધિનિષેધોથી મુક્ત છે, પણ તેઓ સુધ્ધાં પોતાના ધર્મે શીખવેલા ભાઈચારા ને બિરાદરીના પાઠ ભૂલીને રોજિંદા જીવનની સંકુચિત નીતિરીતિઓને બહુ ચીવટપૂર્વક અનુસરે છે. પણ મુસલમાનની જીવનદૃષ્ટિ હિંદુની જીવનદૃષ્ટિને મુકાબલે વધારે સંકુચિત અને શુષ્ક છે પણ આજનો સામાન્ય હિંદુ, હિંદુ જીવનદૃષ્ટિનો પામર પ્રતિનિધિ છે, કેમ કે તે પરંપરાગત વિચારસ્વાતંત્ર્ય તેમ જ જીવનને અનેક રીતે સમૃદ્ધ બનાવનાર ભૂમિકા ગુમાવી બેઠો છે

જ્ઞાતિવ્યવસ્થા હિંદુઓની આ ચોકાપંથી મનોવૃત્તિનું પ્રતીક અને મૂર્ત સ્વરૂપ છે કોઈક વાર કહેવામા આવે છે કે જ્ઞાતિવ્યવસ્થાના પાયામા રહેલો ખ્યાલ ભલે કાયમ રહે પણ પાછળથી એમા જે અનિષ્ટ તત્ત્વો પેસી ગયા છે તેમ જ જે વિકૃતિઓ પેદા થઈ છે તે જવા જોઈએ અને માણસની જ્ઞાતિ તેના જન્મથી નહી પણ ગુણથી નક્કી થવી જોઈએ આ વલણ સુસંગત નથી અને એ પ્રશ્નને ઊલટો વધારે ગૂંચવે છે ઐતિહાસિક સંદર્ભમા જ્ઞાતિવ્યવસ્થાના વિકાસના અભ્યાસનુ કંઈક મહત્ત્વ છે, પણ જ્ઞાતિવ્યવસ્થાના આરંભના સમયમા આપણે પાછા જઈ શકીએ એમ નથી, એ ઉઘાડું છે આજના સમાજસંગઠનમા એને માટે સ્થાન રહ્યુ નથી જો ગુણ એ એકમાત્ર કસોટી હોય અને તકોના દ્વાર સૌને માટે ખુલ્લા મૂકવામા આવે તો પછી આજની જ્ઞાતિવ્યવસ્થાના કશા ભેદભાવો બાકી રહેતા નથી અને વાસ્તવમા તેની હસ્તી મટી જાય છે જ્ઞાતિવ્યવસ્થાને પરિણામે ભૂતકાળમા કેટલાક સમૂહોને દાબી દેવામા આવ્યા છે એટલુ જ નહી, વિદ્યા અને કળાકારીગરી એકબીજાથી અળગા થઈ ગયા અને ફિલસૂફીને જીવન તથા તેને સ્પર્શતા પ્રશ્નો સાથે કશો સબંધ રહ્યો નહી પરંપરાના પાયા પર રચાયેલી એ અમીરવર્ગી દૃષ્ટિ હતી એ દૃષ્ટિમા ધરમૂળથી ફેરફાર કરવાની જરૂર છે, કેમ કે આધુનિક

દમન, અને નાસીપાસીની બીકણ ગૂઢમાંથી મુક્ત થયેલી હિંદી પ્રજા ફરીથી પોતાનો પૂર્ણ વિકાસ સાધશે અને પોતાની સંકુચિત રાષ્ટ્રીયતા તેમ જ ચોકા-પંથી વલણ તજી દેશે પોતાના હિંદી વારસાને માટે ગૌરવ લેતા તેઓ બીજા દેશોની પ્રજાને માટે પોતાનાં હૃદય અને ચિત્તનાં દ્વાર ખુલ્લાં કરશે તેમ જ આ વિશાળ અને અદ્ભુત દુનિયાના નાગરિક બનીને પોતાના પૂર્વજોએ જેમાં પહેલ કરી હતી તે સનાતન ખોજની દિશામાં બીજાઓની સાથે આગળ કદમ કરશે

## ૧૧

## હિંદના ભાગલા કે સમગ્ર હિંદનુ બળવાન રાજ્ય અથવા રાષ્ટ્રોપરી રાજ્યનુ કેન્દ્ર?

પોતાની આશાનિરાશા વચ્ચેની સાચી સમતુલા ખોળવાનુ અથવા પોતાની ઇચ્છાઓ તેમ જ આકાંક્ષાઓને પોતાની વિચારણાઓને દૂષિત કરતી અટકાવવાનુ માણસને માટે મુશ્કેલ છે આપણી કામનાઓ તેમનુ સમર્થન કરનારાં કારણો શોધે છે અને તેને ફાવતી આવતી ન હોય એવી હકીકતો ને દલીલોની અવગણના કરવાને પ્રેરાય છે. હું સાચા નિર્ણયો કરી શકું તેમ જ કાર્ય માટેનુ સાચું ધોરણ ખોળી શકુ એટલા માટે એ જાતની સમતા પ્રાપ્ત કરવાને હું મથું છું અને છતાં એ સિદ્ધિથી હું કેટલો બધો દૂર છુ તેમ જ જેમણે મારું ઘડતર કર્યું છે અને જેમણે પોતાના અણદીઠા સળિયાઓથી મારી આસપાસ વાડ કરી લીધી છે તે અનેકાનેક વિચારો અને લાગણીઓથી હુ મુક્ત થઈ શકતો નથી એની મને ખબર છે બીજાઓને વિષે પણ એવું જ છે, તેમની ભૂલ બીજી કોઈ દિશામાં થતી હશે એટલું જ. હિંદ વિષેનો તેમ જ આ દુનિયામા તેના સ્થાન વિષેનો એક હિંદીનો અને એક અંગ્રેજનો ખ્યાલ અનિવાર્ય રીતે ભિન્ન અને નિરાળો હશે, કારણ કે દરેકનો વૈયક્તિક તેમ જ રાષ્ટ્રીય ભૂતકાળ ભિન્ન હોય છે અને તેની મનોદશા તેને અનુરૂપ ઘડાયેલી હોય છે. વ્યક્તિ તેમ જ પ્રજા અથવા રાષ્ટ્ર પોતાના કાર્યો વડે પોતાનુ ભાવી ઘડે છે, એ ભૂતકાળના કાર્યો વર્તમાન સમયના કાર્યોને પ્રેરે છે અને આજે તેઓ જે કાર્યો કરે છે તે તેમના આવતી કાલનાં અથવા ભાવિના કાર્યોનો પાયો બને છે હિંદમાં એને કાર્યકારણનો અથવા કર્મનો નિયમ કહેવામા આવે છે એટલે કે આપણી ભૂતકાળની પ્રવૃત્તિઓ અથવા આપણા સંચિત કર્મો આપણુ ભાવી નિર્માણ કરે છે, પણ એ ભાવી અટલ કે અફર હોતુ નથી બીજી અનેક બાબતો એના પર અસર કરે છે

અને ખુદ વ્યક્તિની સંકલ્પશક્તિ પણ એમાં કંઈક ભાગ ભજવે છે એમ માનવામાં આવે છે. પૂર્વનાં કર્મોનાં અથવા પ્રારબ્ધનાં પરિણામો બદલવાની આ સ્વતંત્રતા ન હોત તો સાચે જ આપણે સૌ અટળ ભાવિની નાગચૂડમાં જકડાયેલાં મજબૂર લાચાર પૂતળાં સરખાં બની જાત. આમ છતાં, વ્યક્તિ તેમ જ રાષ્ટ્રના માનસમાં ભૂતકાળનાં કર્મો સબળ ભાગ ભજવે છે અને ખુદ રાષ્ટ્રીય માનસ પણ ભૂતકાળની સારી તેમ જ માઠી સ્મૃતિઓવાળી તેની છાયા છે.

આ ભૂતકાળના વારસાની અસર વ્યક્તિ કરતાં પ્રજા પર ઘણું કરીને વધારે કામ કરે, કેમ કે, વ્યક્તિ કરતાં મોટો જનસમૂહ અવ્યક્ત અને અજ્ઞાત પરંપરાઓથી વધારે પ્રમાણમાં દોરવાય છે અને એ જનસમૂહ જે માર્ગે જતો હોય ત્યાંથી તેને વાળવાનું વધારે મુશ્કેલ હોય છે. નૈતિક વિચારણાની અસર વ્યક્તિઓ પર થાય એમ બને, પણ સમૂહ પર એની અસર પ્રમાણમાં બહુ ઓછી કામ કરે છે અને જેમ સમૂહ મોટો તેમ તેની અસર તેના પર ઓછી થાય છે. અને ચાલાકીભર્યો તેમ જ ભેદી પ્રચાર મારફતે સમૂહ પર અસર કરવાનું ખાસ કરીને આધુનિક દુનિયામાં બહુ સહેલું છે. અને છતાં કોઈક વાર — એવા પ્રસંગો જોકે વિરલ હોય છે — ખુદ જનસમૂહ પોતે નૈતિક આચારની ઉચ્ચ કોટિએ પહોંચે છે અને વ્યક્તિને તેની સ્વાર્થી ને સંકુચિત નીતિરીતિ છૂટી જવાની ફરજ પાડે છે. પણ સામાન્ય રીતે જનસમૂહ વ્યક્તિના નૈતિક ધોરણથી બહુ નીચી કક્ષાએ હોય છે.

યુદ્ધ આ બંને વૃત્તિઓ પેદા કરે છે, પણ નૈતિક જવાબદારીમાંથી છૂટી જવાની વૃત્તિ સૌથી પ્રબળ હોય છે અને સંસ્કૃતિએ મહામહેનતે નિર્માણ કરેલાં ધોરણો તૂટી પડે છે. સફળ યુદ્ધ અને આક્રમણ એ નીતિનું સમર્થન કરવામાં તેમ જ તેને ચાલુ રાખવામાં, બીજા દેશો પર સામ્રાજ્યવાદી આધિપત્ય જમાવવામાં તેમ જ સર્વોપરી જાતિના ખ્યાલના પ્રચારમાં પરિણમે છે. પરાજય નાસીપાસીમાં તેમ જ વેર વાળવાની લાગણીના સેવનમાં પરિણમે છે. એ બંને સ્થિતિમાં દ્વેષ તેમ જ હિંસાની વૃત્તિ ફાલેફૂલે છે. એમાંથી હૈવાનપણું, નિષ્ઠુરતા, તેમ જ હૈવાનિયત પેદા થાય છે અને સામાની વાત સમજવાનો પ્રયત્ન સરખો કરવાની પણ ના પાડવામાં આવે છે. અને એ રીતે ભવિષ્ય ઘડાય છે ને વધારે લડાઈ ટંટા, વધારે ઝઘડા તેમ જ વધારે યુદ્ધો, બેશક તેમનાં આનુષંગી પરિણામો સાથે, પેદા થાય છે.

જહેમન ઉઠી, પણ તે વ્યર્થ ગઈ. યુદ્ધના પાછલાં પાંચ વરસોએ કમનસીબે પૂર્વનાં એ અનિષ્ટ કર્મોમાં ઉમેરો કર્યો છે અને તેથી પરસ્પર સમજૂતી અને સ્વાભાવિક સંબંધો વધારે મુશ્કેલ બન્યા છે. બીજા બધાની જેમ એ બંને વરસનો ઇતિહાસ સારા અને નરસાનું મિશ્રણ છે. અંગ્રેજને લાગે છે કે એમાં બૂરા કરતાં સારું ઘણું વધારે છે જ્યારે હિંદીને મન એમાં બૂરું તત્ત્વ એટલું બધું છે કે એ બંને વચ્ચેનો આખો ગાળો એને કાળો દેખાય છે. એમાં સારા અને નરસાનું પ્રમાણ ગમે તે હો, પણ જબરદસ્તીના પાયા પર રચાયેલો કોઈ પણ સંબંધ દ્વેષ તેમ જ એકબીજાને વિષે તીવ્ર અણગમો પેદા કરે છે અને એવી લાગણીઓમાંથી અવશ્ય માઠાં પરિણામો ઉદ્ભવે છે.

હિંદમાં રાજકીય તેમ જ આર્થિક ક્ષેત્રમાં ક્રાંતિકારી ફેરફારો જરૂરી છે, એટલું જ નહીં, તે અનિવાર્ય જણાય છે. યુદ્ધ શરૂ થયું પછી તરત જ ૧૯૩૯ની સાલમાં અને ફરીથી ૧૯૪૨ના એપ્રિલ માસમાં ઇંગ્લંડ અને હિંદ એ બંનેની સંમતિથી એવો ફેરફાર થવાની કંઈક શક્યતા દેખાતી હતી. પણ દરકોઈ મૂળભૂત ફેરફાર બાબત ડર રાખવામાં આવતો હતો તેથી એ શક્યતાઓ ને તકો વીતી ગઈ. એ સંમતિની ભૂમિકા વીતી ગઈ છે? સર્વસામાન્ય જોખમોની સામે ભૂતકાળની કડવાશ કંઈક ઓછી થાય છે અને વર્તમાનને ભવિષ્યની દૃષ્ટિથી નિહાળવામાં આવે છે. હવે ભૂતકાળની સ્મૃતિઓ ફરી પાછી તાજી થઈ છે અને તેની કડવાશ પાર વગરની વધી ગઈ છે. સમાધાનનું વલણ હવે બદલાઈ ગયું છે અને હવે તે વધારે કટ્ટર કડવાશભર્યું બની ગયું છે. વળી, વધુ લડત લડ્યા પછી કે તે વિના વહેલીમોડી કોઈક પ્રકારની સમજૂતી થશે, પણ તે સંગીન, હૃદયપૂર્વકની કે સહકારની ભાવનાવાળી નહીં હોય. સંજોગ વશાત્ બંને પક્ષોને નાઇલાજે એકબીજાને નમતું આપવું પડે અને પરસ્પર ઇતરાજી અને અવિશ્વાસ ચાલુ રહે એમ બનવાનો સંભવ વધારે છે. હિંદને બ્રિટિશ સામ્રાજ્યના એક ભાગ તરીકે રાખવાનું સિદ્ધાંતની દૃષ્ટિથી પણ જેમાં માન્ય રાખવામાં આવ્યું હોય એવો સમાધાનનો કોઈ પણ પ્રયાસ સફળ થવાનો જરાયે સંભવ નથી. રજવાડી જમાનાના અવશેષો હિંદમાં ચાલુ રાખે એવો ઉકેલ પણ લાંબા વખત સુધી ટકે એવો સંભવ નથી.

હિંદમાં માણસની જિંદગી બહુ સસ્તી છે, અને એવું હોય ત્યારે જીવન ખાલીખમ, કદરૂપ ને અધમ બની જાય છે અને ગરીબાઈમાંથી પેદા થતાં બધાં દૂષણો તેને વીંટળાઈ વળે છે. અંતર્ગત અને બહારથી પરાણે લાદવામાં આવેલાં, પણ ખાસ કરીને ગરીબાઈ અને તંગીમાંથી ઉદ્ભવેલાં અનેક કારણોને લીધે હિંદમાં શક્તિનો હ્રાસ કરનારું વાતાવરણ પ્રવર્તે છે. અમારું જીવનનું ધોરણ અતિશય નીચું છે અને અમારું મરણપ્રમાણ ઘણું વધારે છે. એક તવંગર

માણસ ગરીબ અને હતભાગી માણસ તરફ જેવું વલણુ રાખે તેવું વલણુ ઉદ્યોગોમાં આગળ વધેલા અને તવંગર દેશો ઉદ્યોગોમાં પછાત અને ગરીબ દેશો તરફ રાખે છે. ધનિક માણસ પોતાની અખૂટ સાધનસામગ્રી તેમ જ તેને મળતી પારાવાર તકોને લીધે ઊંચાં ધોરણો અને ભાતભાતના રંગો કેળવે છે ને ગરીબ માણસોનો તેમની ગ્રામ્ય રીતભાત તેમ જ અસંસ્કારિતાને માટે વાંક કાઢે છે. પોતાની સ્થિતિ સુધારવાની તકો તેમને આપવાનું નકારીને તેમની ગરીબાઈ ને તેમાંથી નીપજતા દૂષણોનો તે તેમને તકો ન આપવા માટેના નવા બહાના તરીકે ઉપયોગ કરે છે.

હિંદ કંઈ નાદાર દેશ નથી. દેશને સમૃદ્ધ અને આબાદ બનાવે તેવી બધી સાધનસામગ્રી તેની પાસે પારાવાર પડેલી છે. છતાં હિંદના લોકો અતિ ગરીબ છે. સંસ્કૃતિનાં વિવિધ અંગોનો ઉમદા વારસો તેની પાસે છે અને સાંસ્કૃતિક વિકાસ સાધવાની શક્તિ તેનામાં ખૂબ છે. પણ ચાલુ જમાનાની અનેક નની વાતો તેમ જ સંસ્કૃતિની કેટલીક ઉપલક વસ્તુઓ તેની પાસે નથી. આ ઊણપનાં કારણો અનેક છે, પણ ઘણે અંશે તે તેના પર પરાણે લાદવામાં આવેલી ગરીમાઈને આભારી છે. આવી પરિસ્થિતિ પેદા થઈ હોય ત્યારે પ્રજાના પૌરુષે માર્ગમાંના બધા અંતરાયો ઓળંગી જવા જોઈએ અને પેલી ઊણપ અથવા ખોટ ભરી કાઢવી જોઈએ. હિંદમાં આજે એ જ બનતું જાય છે. હિંદ પાસે ઝડપથી આગળ વધવા માટેની સાધનસામગ્રી તેમ જ બુદ્ધિમત્તા, કૌશલ અને તાકાત છે એ હકીકત ઉઘાડી છે. યુગયુગાન્તરોનો સાંસ્કૃતિક તેમ જ આધ્યાત્મિક અનુભવોનો સંચિત ભંડાર તેની પાછળ છે. વિજ્ઞાનના સિદ્ધાંતોના ક્ષેત્રમાં તેમ જ તેના વિનિયોગના ક્ષેત્રમાં આગળ વધીને તે મહાન ઔદ્યોગિક રાષ્ટ્ર બની શકે એમ છે. તેનાં તરુણ સ્ત્રીપુરુષોને વિજ્ઞાનના ક્ષેત્રમાં કાર્ય કરવાની પૂરતી તકો મળતી નથી એ તેની મોટી મર્યાદા હોવા છતાં વિજ્ઞાનના ક્ષેત્રમાં તેનો ફાળો નાનો નથી. દેશના વિસ્તાર અને શક્યતાઓનો ખ્યાલ કરતાં એ ફાળો બહુ મોટો ન કહેવાય; પણ રાષ્ટ્રની શક્તિઓનો માર્ગ મોકળો થાય તેમ જ તેને પૂરતી તકો મળે ત્યારે શું થઈ શકશે એનું સૂચન એ ખસૂસ આપે છે.

માત્ર બે વાતો એમાં આડે આવે એમ છે: આંતરરાષ્ટ્રીય ફેરફારો અને હિંદ પર બહારનું દબાણ ને દેશની અંદર સમાન ધ્યેયનો અભાવ. પણ આખરે માત્ર એ બીજી વાત જ મહત્ત્વની છે. હિંદ જો બે કે વધારે ભાગોમાં વહેંચાઈ જાય અને રાજકીય તેમ જ આર્થિક એક ઘટક તરીકે કાર્ય ન કરી શકે તો તેની પ્રગતિ પર ગંભીર અસર થાય એમ છે. તે દુર્બળ બનશે એ એની ઊંડી અસર થશે, પણ એથીયે વધારે બૂરી અસર એ થશે કે હિંદને ફરીથી .. કરવા માગનારા અને તેનો વિરોધ કરનારાઓ વચ્ચે માનસિક સંઘર્ષ

પેદા થશે નવા સ્થાપિત હિતો પેદા કરવામા આવશે, તે હરકોઈ પ્રકારના ફેરફાર કે પ્રગતિનો વિરોધ કરશે અને એ રીતે ભવિષ્યમા નવા અનિષ્ટ અથવા બૂરા કર્મો અમને નડશે એક ખોટા પગલામાથી બીજુ ખોટુ પગલુ ઉદ્ભવે છે, ભૂતકાળમા પણ એમ જ બન્યુ હતુ અને ભવિષ્યમા પણ એમ બન્યા વગર નહી રહે છતા રખેને એથીયે બૂરી આપત્તિ આવી પડે એ બીકે કેટલીક વાર ખોટા પગલા ભરવા જ પડે છે રાજકારણનો આ એક જટિલ કોયડો છે અને પેલી ધારેલી આફતની શકયતા કરતા વર્તમાનમા લીધેલા ખોટા પગલા અ તે વધારે સારા કે સલામતીભર્યા નીવડશે કે કેમ એ કોઈ પણ માણસ ખાતરીપૂર્વક કહી શકે એમ નથી ફાટફૂટ કરતા એકતા હમેશા બહેતર હોય છે, પણ પરાણે લાદવામા આવેલી એકતા નકલી અને જોખમકારક વસ્તુ છે અને તેમાથી કોઈ પણ ક્ષણે ઉત્પાત ફાટી નીકળવાનો સભવ હોય છે એકતા મન અને હૃદયની હોવી જોઈએ આપણે સૌ એક છીએ અને એ એકતા પર આક્રમણ કરનારનો બધા સાથે મળીને સામનો કરીશુ એવી આત્મીયતા એવી એકતામા રહેલી હોય છે હિંદમા એવી મૂળભૂત એકતા છે એવો મારો વિશ્વાસ છે, બીજી કેટલીક વસ્તુઓના પડ જોકે તેના પર ચડવાથી અમુક અ શે તે ઢકાઈ ગઈ છે આ પડો કૃત્રિમ છે અને કાયમને માટે ટકે એવા નથી તેમ જ કાળે કરીને દૂર થઈ જશે પણ આજે તે પોતાનો ભાગ ભજવે છે અને તેમની અવગણના કરી શકાય એમ નથી

બેશક, એ અમારો દોષ છે અને અમારી ઊણપોને લીધે અમારે જે કઈ વેઠવાનુ આવે તે વેઠયે જ છૂટકો છે પણ હિંદમા ફાટફૂટ પેદા કરવા માટે બ્રિટિશ સત્તાવાળાઓએ જે યોજનાપૂર્વકનો ભાગ ભજવ્યો છે તેને માટે હુ તેમને દરગુજર કરી શકુ કે તેમને ક્ષમા આપી શકુ એમ નથી તેમણે અમારા પર કરેલા બીજા ઘા કાળે કરીને રુઝાશે, પણ આ ઘા અમને લાબા વખત સુધી પીડતો રહેવાનો છે હિંદનો વિચાર કરતા મને ઘણી વાર આયર્લૅન્ડ તેમ જ ચીન યાદ આવે છે તેમના ભૂતકાળના અને ચાલુ સમયના પ્રશ્નોનો ખ્યાલ કરતા એ બને હિંદુસ્તાનથી તેમ જ એકબીજાથી ભિન્ન છે અને છતા એ બધા વચ્ચે સમાનતાઓ પણ ઘણી છે ભવિષ્યમા અમારે પણ તેમને જ માર્ગે પ્રયાણ કરવુ પડશે કે શુ?

જીમ ફેલન જલનો પ્રવાસ નામના પુસ્તકમા કારાવાસની માનવસ્વભાવ પર થતી અસર વિષે આપણને કહે છે એમના કથનમા કેટલુ બધુ તથ્ય રહેલુ છે તે લાબા વખત સુધી કારાવાસ ભોગવનાર કોઈ પણ માણસ જાણે છે 'જેલ માનવસ્વભાવ પર સૂક્ષ્મદર્શક કાચના જેવી અસર કરે છે ત્યા આગળ માણસની નાનામા નાની હરેક નબળાઈ ઉઘાડી પડે છે, જાગ્રત

થાય છે તેમ જ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે; તે એટલે સુધી કે, આખરે નબળાઈવાળો કેદી રહેતો નથી પણ કેદીનાં કપડાંમાં સર્જાયેલી કેવળ નબળાઈ રહી જાય છે.' પરદેશી હકૂમતની રાષ્ટ્રની પ્રકૃતિ પર પણ કંઈક આવી જ અસર થાય છે. પણ એની માત્ર એટલી એક અસર થાય છે એમ નથી. કેમ કે એ હકૂમતનો સામનો કરવામાંથી ઉમદા ગુણો પણ ખીલે છે અને ધીમે ધીમે પ્રજા તાકાતવાળી બને છે. પણ પરદેશી સત્તાવાળાઓ પેલી પહેલી વાતને ઉત્તેજન આપે છે અને સામનામાંથી પેદા થતા ગુણો તેમ જ કૌવતને દાબી દેવાનો પ્રયત્ન કરે છે. જેલોમાં જેમ કેદી વૉર્ડરો અથવા દરોગાઓ હોય છે અને તેમની મુખ્ય લાયકાત તેમના જ કેદી ભાઈઓ પર જાસૂસી કરવાની શક્તિની હોય છે તે જ પ્રમાણે પરાધીન દેશમાં સત્તાવાળાઓની હા જી હા કરનારાઓ તેમ જ ખુશામતખોરોનો તોટો હોતો નથી. તેઓ સત્તાવાળાઓના વાઘા પહેરે છે અને તેમની વતી કાર્ય કરે છે. બીજા કેટલાક આ રીતે ઇરાદાપૂર્વક સત્તાવાળાઓનાં રમકડાં નથી બનતા, પણ પ્રભુત્વ ધરાવતી સત્તાની નીતિઓ ને કાવાદાવાઓની તેમના પર અસર થાય છે.

હિંદના ભાગલાનો સિદ્ધાંત અથવા પરાણે લાદેલી એકતા ન જોઈએ એવો સિદ્ધાંત માન્ય કરવાથી એનાં પરિણામોને વિષે શાન્ત ચિત્ત અને તટસ્થતાપૂર્વક વિચાર કરવાનું બને અને એ રીતે, એકતા સૌના લાભમાં છે એવી બધાને પ્રતીતિ થાય, એમ બને. પણ એક વાર ખોટું પગલું ભર્યું કે પછી એવાં બીજાં અનેક ખોટાં પગલાં ભરવાનું એમાંથી પેદા થવાનું જોખમ રહે છે એ ઉઘાડી વાત છે. એક કોયડો ખોટી રીતે ઉકેલવાના પ્રયાસમાંથી બીજા અનેક નવા કોયડાઓ પેદા થવાનો સંભવ રહે છે. હિંદને બે કે વધારે ભાગોમાં વહેંચી નાખવાનું હોય તો પછી હિંદનાં મોટાં દેશી રાજ્યોને હિંદી સંઘમાં જોડી દેવાનું વધારે મુશ્કેલ બને છે. કેમ કે, હિંદના ભાગલા પડવાથી હિંદી સંઘથી અળગાં રહેવાને અને પોતાનો અધિકારવાદી* અમલ ચાલુ રાખવાને તેમને એક વધુ કારણ મળશે. હિંદના ભાગલા ન પડે તો તેમને એ કારણ મળી શકે એમ નથી.

---

* હિંદનાં બધાંયે દેશી રાજ્યો પોતાની આંતરિક સ્વતંત્રતા જાળવી રાખવાને માટે ઇંતેજાર હોવા છતાં હિંદ એક મજબૂત સમવાયી રાજ્ય બને અને તેઓ સમાન હક ધરાવનારાં તેનાં ભાગીદાર બને એને માટે પણ તેઓ એટલાં જ ઇંતેજાર છે. દેશી રાજ્યોના કેટલાક આગળપડતા દીવાનો અને રાજપુરુષોએ હિંદના ભાગલા પાડવાની દરખાસ્ત સામે સખત વિરોધ દર્શાવ્યો છે. અને એવા ભાગલા પડે તો [illegible]ગી રાજ્યો અલગ રહેવાનું પસંદ કરશે ને વિભક્ત હિંદના બેમાંથી એકે ભાગ [illegible]નહીં જોડાય એમ તેમણે સ્પષ્ટપણે જણાવ્યું છે. ત્રાવણકોરના દીવાન સર

મુસ્લિમ લીગ આજે કલ્પે છે તે મુજબના ધર્મના ધોરણ પ્રમાણેના હિંદુ અને મુસલમાનો વચ્ચેના કોઈ પણ પ્રકારના હિંદના ભાગલા હિંદના આ બે મુખ્ય ધર્મોના અનુયાયીઓને બે અલગ ભાગોમાં વહેંચી શકે એમ નથી, કેમ કે, એ બંને ધર્મના લોકો આખા દેશમાં વેરાયેલા પડ્યા છે. જ્યાં દરેક સમૂહ બહુમતીમાં હોય એવા પ્રદેશોને જુદા પાડવામાં આવે તોયે એ દરેક પ્રદેશમાં બીજા સમૂહની મોટી લઘુમતીઓ રહેવાની જ. આ રીતે, લઘુમતીનો એક કોયડો ઉકેલવાને બદલે એવા અનેક કોયડાઓ આપણે પેદા કરીએ છીએ. શીખોના જેવા બીજા ધાર્મિક સમૂહોના તેમની મરજી વિરુદ્ધ અને

* સી.પી. રામસ્વામી આયર દેશી રાજ્યોના દીવાનોમાંના એક સૌથી બાહોશ અને અનુભવી દીવાન છે. (જોકે આપખુદ પદ્ધતિના પુરસ્કર્તા તરીકે અને તેમને જેઓ પસંદ ન હોય તેમને દાબી દેનાર તરીકે તે નામીચા છે) તે દેશી રાજ્યોની આંતરિક સ્વાયત્તતા અથવા સ્વતંત્રતાના પ્રબળ હિમાયતી છે. સાથે સાથે તે પાકિસ્તાન અથવા સૂચવવામાં આવતા હિંદના હરકોઈ પ્રકારના ભાગલાના કટ્ટર ને ચીવટવાળા વિરોધી છે. ઇન્ડિયન કાઉન્સિલ ઑફ વર્લ્ડ અફેર્સ નામની સંસ્થાની મુંબઈની શાખા આગળ ૧૯૪૪ ઑક્ટોબરની ૬ઠ્ઠી તારીખે આપેલા વ્યાખ્યાનમાં તેમણે કહ્યું હતું: 'બીજા શબ્દોમાં કહીએ તો, હિંદના જુદા જુદા રાજકીય અને વહીવટી ઘટકો પોતપોતાની આંતરિક બાબતોમાં સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવતા રહીને મધ્યસ્થ ધારાસભા તેમ જ વહીવટી તંત્રની રચનામાં અને તેની કાર્યવાહીમાં બીજા ઘટકો સાથે સહકાર કરે એવા પ્રકારની યોજનામાં હિંદના દેશી રાજ્યોએ જોડાવું જોઈએ અને મારા અભિપ્રાય પ્રમાણે તેઓ જોડાશે. આવી સંસ્થાઓ હિંદની અંદર તેમ જ હિંદની બહાર રાષ્ટ્રીય અને સંયોજક તેમ જ પ્રતિનિધિત્વ ધરાવનારી સંસ્થાઓ તરીકે અસરકારક રીતે કાર્ય કરશે. હિંદની અંદર ઘટકો વચ્ચે સંપૂર્ણ સમાનતાના સંબંધો હશે અને કોઈ પણ પ્રકારના સાર્વભૌમત્વનો પ્રશ્ન નહીં ઊઠે, મધ્યસ્થ સરકારની શેષ સત્તાઓ તેમ જ બીજી સત્તાઓ પણ જોકે નિશ્ચિત સ્વરૂપમાં સ્થાપિત કરવી પડશે અને તેનો અમલ કરવો પડશે.' વળી વધુમાં તે કહે છે: 'મારા કહેવાનો ભાવાર્થ એ છે કે, દેશી રાજ્યો તેમ જ બ્રિટિશ હિંદને એકસરખી રીતે સ્પર્શતી બાબતોને અંગેની કેન્દ્રીય દોરવણી તેમ જ કેન્દ્રીય નિયમન ઊભું કરનારી કોઈ પણ યોજનામાં ન જોડાનાર અથવા હિંદના શાસનને અર્થે જે કંઈ રાજકીય વ્યવસ્થાઓ કરવામાં આવે તેને તેમ જ સમાનતાને ધોરણે અને બાધારહિત ચર્ચામાંથી ઉદ્ભવેલી બાંધછોડમાંથી પરિણમતી આદર્શદૃષ્ટિઓને વફાદારીપૂર્વક ન અનુસરનાર કોઈ પણ દેશી રાજ્યને પોતાની હસ્તી ટકાવવાનો હક નથી, પછી તે સંધિના હકોથી બંધાયેલું હોય કે ન બંધાયેલું હોય.' 'હું જે કહેવા માગું છું તે કહીને હું અમુક પ્રમાણમાં ઊહાપોહ પેદા કરવાનો છું એની મને ખબર છે છતાં હું ભારપૂર્વક કહેવા માગું છું કે, પ્રજાની સુખાકારીને સ્પર્શતી બધી બાબતોમાં તે બ્રિટિશ હિંદથી આગળ નહીં તો તેની હરોળમાં ન હોય એવા દેશી રાજ્યને પોતાની હસ્તી ટકાવવાનો કશો હક નથી.'

૬૦૧ દેશી રાજ્યો સાથે સમાન ધોરણે કામ લેવાનું અશક્ય છે એ હકીકત સ્વીકાર્યા વિના ચાલે એમ નથી, એ બાબત પર પણ રામસ્વામી આયર ભાર મૂકે

ગેરવાજબી ભાગલા પડી જાય છે અને તેઓ બે જુદાં રાજ્યોમાં વહેંચાઈ જાય છે. એક સમૂહને છૂટા પડવાની સ્વતંત્રતા આપવા જતાં, બીજા સમૂહોને — જોકે એ લઘુમતી સમૂહો છે — એવી જ જાતની સ્વતંત્રતાથી વંચિત રાખવામાં આવે છે અને તેમની અંતરની ઊંડી ને દૃઢ ઇચ્છાની સામે હિંદથી વિખૂટા પડવાની તેમને ફરજ પાડવામાં આવે છે. જો એમ કહેવામાં આવે કે ભાગલાને લગતા સવાલની બાબત પૂરતું દરેક પ્રદેશમાં તે તે જગ્યાની બહુમતી (ધાર્મિક)નું ધાર્યું થવું જોઈએ, તો પછી આખા હિંદના સવાલનો નિર્ણય બહુમતીની ઇચ્છા પ્રમાણે ન થવા દેવા માટે કોઈ ખાસ કારણ નથી. કે પછી દરેક નાના નાના પ્રદેશે પોતાનો સ્વતંત્ર દરજ્જો નક્કી કરવો અને એ રીતે અસંખ્ય રાજ્યો ઊભાં કરવાં? આ માન્યામાં ન આવે એવી અને અતિ બેહૂદી વાત થઈ. અને એ પણ કોઈ સર્વસામાન્ય નિયમને અનુસરીને એવા નાના ભાગો પણ પાડી શકાય એમ નથી, કેમ કે, બધા ધર્મના લોકો દેશભરમાં એકબીજા સાથે સેળભેળ થઈને વસેલા છે.

જુદી જુદી જાતિને લગતો પ્રશ્ન હોય ત્યાં પણ આ રીતના ભાગલાના ધોરણે એનો ઉકેલ કરવાનું મુશ્કેલ હોય છે. પણ જ્યાં આગળ ધર્મ એ કસોટી બને ત્યારે કોઈ પણ સર્વસામાન્ય નિયમને ધોરણે એનો ઉકેલ કાઢવાનું અશક્ય બની જાય છે. આધુનિક દુનિયામાં જે બંધબેસતી ન થાય એવી કોઈક મધ્યયુગી વ્યવસ્થાને પાછી સજીવન કરવા જેવું એ છે.

ભાગલાની આર્થિક બાજુઓનો વિચાર કરવામાં આવે તો સમગ્ર હિંદ એક સમર્થ અને વત્તાઓછા પ્રમાણમાં સ્વયંપૂર્ણ આર્થિક ઘટક છે એ ઉઘાડું છે. કોઈ પણ પ્રકારના ભાગલા તેને દુર્બળ કરી મૂકશે અને એક ભાગને બીજા ભાગ પર આધાર રાખવાનો રહેશે. પ્રધાનપણે હિંદુ અને મુસલમાન વસ્તીવાળા પ્રદેશોને જુદા પાડવાની દૃષ્ટિથી ભાગલા પાડવામાં આવે તો, દેશની મોટા ભાગની ખનિજ સંપત્તિ તેમ જ ઔદ્યોગિક પ્રદેશો પ્રધાનપણે હિંદુ વસ્તીવાળા ભાગમાં જશે. આ દૃષ્ટિએ હિંદુ પ્રદેશ પર મોટો ફટકો નહીં પડે. જ્યારે પ્રધાનપણે મુસલમાન વસ્તીવાળો ભાગ આર્થિક

છે. તે એમ માને છે કે આ ૬૦૧ દેશી રાજ્યોને પંદરથી વીસ રાજ્યોમાં સમાવી દેવાં જોઈએ. બીજાઓને પ્રાન્ત કે દેશી રાજ્યના મોટા ઘટકમાં જોડી દેવાં જોઈએ.

રામસ્વામી આયર દેશી રાજ્યોની આ આંતરિક રાજકીય પ્રગતિને ઝાઝું મહત્ત્વ આપતા નથી અથવા કહો કે તેને ગૌણ બાબત લેખે છે એ ઉઘાડું છે. પણ એ રાજકીય પ્રગતિના અભાવને લીધે, ખાસ કરીને બીજી રીતે આગળ વધેલાં અને પ્રગતિશીલ દેશી રાજ્યોમાં પ્રજા અને રાજ્યના સત્તાવાળાઓ વચ્ચે અનિવાર્ય રીતે નિરંતર સંઘર્ષ ચાલ્યા કરે છે.

દૃષ્ટિએ પછાત હશે, એમાંના કેટલાક પ્રદેશો ખાધવાળા હશે અને બહારની મારીમરખી મદદ વિના તેઓ ટકી નહીં શકે. આમ વિચિત્ર વાત એ છે કે, આજે ભાગલાની માગણી કરનારાઓને જ એનાથી વધારેમાં વધારે સહન કરવાનું થશે આ હકીકતનું કંઈક ભાન થયું લાગે છે અને તેથી તેમના તરફથી એવી માગણી કરવામાં આવે છે કે આર્થિક દૃષ્ટિએ તેમને સમતોલ પ્રદેશ મળી રહે એ રીતે ભાગના પાડવા જોઈએ. કોઈ પણ સંજોગોમા એ શક્ય છે કે કેમ એ ભગવાન જાણે મને એ વિષે શંકા છે. કોઈ પણ સંજોગોમાં, એવી જાતના પ્રયાસનો અર્થ એ થયો કે પ્રધાનપણે હિંદુ અને શીખ વસ્તીવાળા મોટા પ્રદેશો ત્યાના લોકો પર જબરદસ્તી કરીને જુદા પડેલા ભાગને આપી દેવા આત્મનિર્ણયના સિદ્ધાતનો અમલ કરવાની એ કોઈક અવનવી રીત થઈ પોતાના માબાપને મારી નાખીને પછી અનાથ તરીકે અદાલતનો આશરો માગવા જનાર માણસની વાત મને આ પ્રસગે યાદ આવે છે

બીજો પણ એક વિચિત્ર વિરોધ પેદા થાય છે આત્મનિર્ણયના સિદ્ધાતનો આશરો ખોળવામા આવે છે ત્યારે એનો નિર્ણય કરવાને માટે લોકમત લેવાની પદ્ધતિ સ્વીકારવામા આવતી નથી અથવા એ બાબતમા બહુ બહુ તો એમ કહેવામા આવે છે કે એ જાતનો લોકમત કેવળ તે પ્રદેશની મુસલમાન વસ્તી પૂરતો જ મર્યાદિત હોવો જોઈએ આમ બગાળ અને પજાબમા મુસલમાનોની વસ્તી આશરે ૫૪ ટકા જેટલી અથવા કઈક ઓછી છે જો લોકમત લેવો જ હોય તો આ ૫૪ ટકા વસ્તીએ જ તેમા મત આપવો જોઈએ અને બાકીની ૪૬ ટકા જેટલી અથવા તેથી કઈક વધારે વસ્તીનુ ભાવિ તેઓ નક્કી કરે એમા એ ૪૬ ટકા વસ્તીને કશુ કહેવાપણુ નહીં હોય એનો અર્થ એવો થયો કે ૨૮ ટકા વસ્તી બાકીની ૭૨ ટકા વસ્તીનુ ભાવિ નક્કી કરે

કોઈ પણ સમજુ માણસ આવી દરખાસ્તો કેવી રીતે કરે અને બીજાઓ તે સ્વીકારી લે એવી અપેક્ષા રાખે એ સમજવુ મુશ્કેલ છે. લાગતાવળગતા પ્રદેશોમા કેટલા મુસલમાનો હિંદના ભાગલાને માટે મત આપે એ હુ જાણતો નથી અને એ મુદ્દા પર ખરેખાત મત લેવામા આવે તે સિવાય કોઈ પણ એ વિષે કશુ જાણી ન શકે સખ્યાબધ મુસલમાનો, ઘણુ કરીને મોટા ભાગના મુસલમાનો, એની વિરુદ્ધ મત આપે એમ મને લાગે છે ઘણી મુસ્લિમ સસ્થાઓ એની વિરુદ્ધ છે ખાસ કરીને જે ભાગોમા મુસલમાનો નાની લઘુમતીમા છે ત્યા જ, જે પ્રદેશો કોઈ પણ સજોગોમા બાકીના હિંદની સાથે જોડાયેલા રહેવાના છે તેમા હિંદના ભાગલા પાડવા માટેની આ ભાવના પેદા થઈ છે અને વધી છે જે પ્રાન્તોમા મુસલમાનો વધુમતીમા છે ત્યા તેમના પર

આ ભાગલાની એમની અસર નથી થઈ અને એ સ્વાભાવિક છે, કેમ કે, તેઓ ત્યાં આગળ પોતાના પગ પર ઊભા રહી શકે એમ છે અને બીજા સમૂહોથી ડરવાનું તેમને કશું કારણ નથી જ્યાં આગળ મુસલમાનોની વસતી ૯૫ ટકા જેટલી છે તે વાયવ્ય સરહદના પ્રાંતમાં એની બહુ ઓછી અસર થઈ છે, કેમ કે, ત્યાંના પઠાણો બહાદુર અને સ્વાશ્રયી છે અને તેઓ કોઈનાથી ડરતા નથી આમ, વિચિત્ર વાત એ છે કે, હિંદના ભાગલા પાડવાની મુસ્લિમ લીગની દરખાસ્ત ભાગલાથી જેને કશી અસર થવાની નથી તે ભાગોના લોકો જેમને જુદા પાડવાની માગણી કરવામાં આવે છે તે મુસ્લિમ વધુમતીવાળા પ્રદેશોમાં બહુ ઓછા પ્રમાણમાં વધાવી લેવામાં આવે છે આમ છતાં, સંખ્યાબંધ મુસલમાનોને માટે ભાગલાની એ લાગણીનો પ્રશ્ન બન્યો છે એની ના પાડી શકાય એમ નથી ભાગલાના પરિણામો વિષે જોકે કશો વિચાર કર્યા વિના તેઓ આવું વલણ ધરાવે છે એ વિષે શક નથી વળી, હજી સુધી એ કેવળ અસ્પષ્ટ દરખાસ્ત રહી છે અને વારંવાર માગણી કરવામાં આવી છે છતાં તેની ચોક્કસ વ્યાખ્યા આપવાનો કશો પ્રયત્ન કરવામાં આવ્યો નથી

આ લાગણી કૃત્રિમ રીતે પેદા કરવામાં આવી છે અને મુસ્લિમ માનસમાં એનાં મૂળ રહેલાં નથી પણ ક્ષણિક લાગણી પણ બનાવો પર અસર પાડવા અને નવી પરિસ્થિતિ પેદા કરવા જેટલી પ્રબળ હોઈ શકે સામાન્ય સંજોગોમાં નવી પેદા થતી પરિસ્થિતિ સાથે સુમેળ સાધવાને માટે વખતોવખત ઘટતા ફેરફારો કરી શકાય પણ હિંદ આજે વિષમ સ્થિતિમાં છે અને બધી સત્તા પરદેશીઓના હાથમાં કેન્દ્રિત થયેલી છે એટલે શું બને એ કહેવાય નહીં અથવા તો કે કોઈ પણ વસ્તુ બની શકે એમ છે કોઈ પણ સમજૂતી લાગતાવળગતા બધા તત્ત્વોની શુભેચ્છાના તેમ જ સર્વસામાન્ય ધ્યેયની દિશામાં સહકારથી કાર્ય કરવાની બધા પક્ષોની ઇચ્છાના પાયા પર રચાયેલી હોવી જોઈએ એ સાધવાને સમજપૂર્વકનો કોઈ પણ ભોગ આપવામાં આવે તે ઉચિત છે દરેક જનસમૂહ સિદ્ધાંતની દૃષ્ટિએ તેમ જ વ્યવહારમાં સ્વતંત્ર હોવો જોઈએ એટલું જ નહીં, એ સ્વતંત્રતા અને સમાનતાનો તેને પોતાને અનુભવ પણ થવો જોઈએ રાગદ્વેષ તેમ જ ભૂતકાળની લાગણીઓને બાજુએ રાખવામાં આવે તો પ્રાંતો તેમ જ દેશી રાજ્યો વધુમાં વધુ પ્રમાણમાં સ્વાધીન રહે અને છતાં તેઓ એક મજબૂત મધ્યસ્થ તંત્રમાં જોડાયેલા રહે એવી સૌને સ્વતંત્રતા આપનારી યોજના ઘડી કાઢવાનું મુશ્કેલ નથી સોવિયેટ રશિયામાં છે તેવા મોટા પ્રાન્તો અથવા દેશી રાજ્યોની અંદર પણ સ્વાધીન ઘટકો હોઈ શકે અને આ બધા ઉપરાંત લઘુમતીઓના હક્કના રક્ષણ માટે કંઈ એવી બધી સલામતીઓ ખુદ રાજ્યબંધારણમાં દાખલ કરી શકાય

આ બધુ થઈ શકે ખરુ અને છતા વિવિધ પ્રકારના અનેક અનિશ્ચિત બળોની અસર નીચે ભાવી કેવી રીતે ઘડાશે તે વિષે હુ કશુ કહી શકુ એમ નથી બ્રિટિશનીતિ એ એમાનુ એક પ્રધાન બળ છે હિંદના પરાણે ભાગલા પાડવામા આવે અને તેના વિભક્ત ભાગોને સાધતુ કોઈક પ્રકારનું શિથિલ બંધન ઊભુ કરવામા આવે એમ બને આમ થાય તોયે પ્રજાના હાડમા રહેલી એકતાની ભાવના તેમ જ દુનિયામા થતા ફેરફારો પાછળથી જુદા પડેલા બને ભાગોને એકબીજાની સમીપ લાવશે અને તેમાથી સાચી એકતા ઉદ્ભવશે એવી મારી પાકી ખાતરી છે

એ એકતા ભૌગોલિક, ઐતિહાસિક, સાસ્કૃતિક તેમ જ બીજી દરેક પ્રકારની છે પણ જગતના બનાવોનુ વલણ એ એની તરફેણની સૌથી પ્રબળ વસ્તુ છે અમારામાના ઘણાખરાઓનો એવો મત છે કે હિંદ એ તત્ત્વત એક જ રાષ્ટ્ર છે ઝીણાસાહેબે દ્વિરાષ્ટ્રનો સિદ્ધાત રજૂ કર્યો છે અને કેટલાક ધાર્મિક સમૂહોને પેટારાષ્ટ્રો તરીકે વર્ણવીને—હકીકતમા તે ચાહે તે હોય — એ સિદ્ધાતમા તેમ જ રાજકીય પરિભાષામા ઉમેરો કર્યો છે તેમના ખ્યાલ પ્રમાણે ધર્મ અને રાષ્ટ્ર એક જ વસ્તુ છે પણ આજની વિચારસરણી એવી નથી છતા હિંદને એક રાષ્ટ્ર કહેવુ કે તેને બે કે વધારે રાષ્ટ્ર તરીકે વર્ણવવુ એ ઉચિત છે કે કેમ એ મહત્ત્વની વસ્તુ નથી, કેમ કે, રાષ્ટ વિષેના આધુનિક ખ્યાલને રાજ્યના ખ્યાલ સાથે કશુ લેપન નથી રાષ્ટ્ર વ્યાપી રાજ્ય એ આજના જમાનામા બહુ નાનો ઘટક છે અને નાના રાજ્યો પોતાની સ્વતત્ર હસ્તી જાળવી શકતા નથી ઘણાખરા મોટા રાષ્ટ્રીય અથવા રાષ્ટ્રવ્યાપી રાજ્યો સુધ્ધા સાચી સ્વતત્રતા ભોગવી શકે કે કેમ એ શકાસ્પદ છે રાષ્ટ્રવ્યાપી રાજ્યોનુ સ્થાન હવે બહુરાષ્ટ્રી રાજ્યો અથવા મોટા સમવાયી રાજ્યો લેવા લાગ્યા છે હિંગ્લન્ડની યુરોપની આરપારની કૂચની પાછળ નાઝીઓની મુલકો જીતવા માટેની કામના કરતા કઈક વિશેષ વસ્તુ રહેલી હતી યુરોપમાની નાના નાના રાજ્યોની વ્યવસ્થા નાબૂદ કરવાની દિશામા નવા બળો કાર્ય કરતા હતા હિટલરના લશ્કરો હવે ઝડપથી પીછેહઠ કરવા લાગ્યા છે અથવા તેમનો નાશ થઈ રહ્યો છે પરતુ મોટા સમવાયી રાજ્યોનો ખ્યાલ ટકી રહ્યો છે

એચ જી વેલ્સ પ્રાચીન કાળના પેગબરની ધગશથી દુનિયાને સમજાવી રહ્યો છે કે માનવજાત એક યુગની—ભાગલાના યુગની, છેવટની મજલે આવીને ઊભી છે એ સમાજના દરેક ક્ષેત્રમા ભાગલાનો યુગ રહ્યો છે રાજકીય ક્ષેત્રમા જુદા જુદા સાર્વભૌમ રાજ્યોમા અને આર્થિક ક્ષેત્રમા નફાને માટે

સ્પર્ધા કરતી બેલગામ વેપારી પેઢીઓમાં માનવજાત વિભક્ત થયેલી રહી છે. રાષ્ટ્રીય વ્યક્તિવાદ તેમ જ અસંયોજિત વેપારરોજગારની પદ્ધતિ એ દુનિયાને લાગુ પડેલો વ્યાધિ છે એમ તેનું કહેવું છે. રાષ્ટ્રવ્યાપી રાજ્યને આપણે નાબૂદ કરવું પડશે અને તેને ઠેકાણે માણસની અધોગતિ ન કરે તેમ જ તેને ગુલામ ન બનાવે એવી સહકારના પાયા પર રચાયેલી સામુદાયિક વ્યવસ્થા સ્થાપવી પડશે. પેગંબરોની ઉપેક્ષા કરવામાં આવે છે અને કેટલીક વાર તેમની પેઢીના લોકો તેમના પર પથ્થરોનો મારો પણ ચલાવે છે. અને તેથી બીજા ઘણાઓની બાબતમાં બન્યું છે તેમ વેલ્સની ચેતવણી કંઈ નહીં તો જેમના હાથમાં સત્તાનાં સૂત્રો છે તેઓ મને ન ધરે એમ બને. છતાં પેગંબરો જગતના અનિવાર્ય વલણો તરફ આપણું લક્ષ ખેંચે છે. એ વલણોને ત્વરિત કરી શકાય અથવા નિયમમાં નાખી શકાય અથવા જેમના હાથમાં સત્તા હોય તેઓ સાવ આંધળા હોય તો, બીજી અને વધારે ભીષણ આપત્તિ આવી પડતા સુધી એ વલણોને મૂર્તિમંત થતાં રોકાઈ જવું પડે અને ત્યાર પછી જ તેઓ મૂર્ત સ્વરૂપ ધારણ કરી શકે.

દુનિયામાં બીજે બધે છે તેમ હિંદમાં પણ અમે વર્તમાન સમય સાથે જેમનો કશો સંબંધ રહ્યો નથી એવી ભૂતકાળની ઘટનાઓ તેમ જ આદર્શદૃષ્ટિઓમાંથી ઉદ્ભવેલા પોકારો ને રૂઢ થઈ ગયેલાં સૂત્રોના સકંજામાં ખૂબ સપડાયેલા છીએ અને એ પોકારો તેમ જ સૂત્રોનું મુખ્ય કાર્ય સમજપૂર્વકની વિચારણા તેમ જ પ્રાપ્ત પરિસ્થિતિનું તટસ્થ ભાવે અવલોકન અટકાવવાનું હોય છે. કેવળ કલ્પનાઓ ને અસ્પષ્ટ આદર્શોના વિચારોમાં રાચવાનું વલણ પણ અહીં છે. એમાંથી અમુક પ્રકારની ભાવુકતા પેદા થાય છે અને સામાન્ય રીતે તે નિરુપદ્રવી હોય છે, પણ એમાંથી ચિત્તની શિથિલતા અને ગગનવિહાર પણ પેદા થાય છે. પાછલા થોડા વરસો દરમ્યાન હિંદના ભાવિ વિષે અને ખાસ કરીને હિંદના ભાગલા પાડવા કે તેને અવિભક્ત રાખવા એ વિષે ખૂબ લખાયું તેમ જ બોલાયું છે. છતાં આશ્ચર્યની વાત એ છે કે, હિંદના ભાગલા પાડવાની યા પાકિસ્તાનની હિમાયત કરનારાઓ તેઓ શું કહેવા માગે છે તેની સ્પષ્ટ શબ્દોમાં વ્યાખ્યા આપવાની અથવા એવા ભાગલાઓના ગર્ભિતાર્થોનો વિચાર કરવાની હંમેશા ના પાડતા આવ્યા છે. તેઓ તેમ જ તેમનો વિરોધ કરનારાઓમાંના કેટલાક પણ જેની પાછળ કલ્પી લીધેલા હિતો રહેલાં છે એવી લાગણીની ભૂમિકા પર, કલ્પના અને અસ્પષ્ટ આકાંક્ષાઓની ભૂમિકા પર વિચરે છે. આ બે લાગણીપ્રધાન અને કાલ્પનિક દૃષ્ટિઓ વચ્ચે કોઈ પણ પ્રકારની સમાન ભૂમિકા નથી. તેથી પાકિસ્તાન અને અખંડ હિંદુસ્તાનના પોકારો એકબીજાની સામે ફેંકવામાં આવે છે. સમૂહની લાગણીઓ

તેમ જ જ્ઞાત કે અજ્ઞાત આકાંક્ષાઓ કંઈ નાનીસૂની વસ્તુઓ નથી અને તેમનો કંઈક ઉપાય ખોળવો રહ્યો એ સ્પષ્ટ છે હકીકતો તેમ જ વાસ્તવિકતાઓ આપણે તેમની અવગણના કરીએ તેથી અથવા લાગણીના પડ નીચે તેમને ઢાંકી દઈએ તેથી અલોપ થઈ જતી નથી એ પણ એટલું જ સ્પષ્ટ છે ઘણી વાર તેઓ કવખતે અને અણધારી રીતે ફૂટી નીકળે છે પ્રધાનપણે લાગણીના પાયા પરના અથવા લાગણીના તત્ત્વે જેમા પ્રબળ ભાગ ભજવ્યો હોય એવા નિર્ણયો ખોટા નીવડવાનો અને તેમાથી માઠા પરિણામો આવવાનો સભવ રહે છે

હિંદનુ ભાવિ ગમે તેવુ હો, અને તેના વ્યવસ્થિત ભાગલા પડવાના હોય તોયે, હિંદના એ જુદા જુદા ભાગોને એકબીજા સાથે સેંકડો બાબતોમાં સાથે મળીને સહકારથી કામ કરવુ પડશે, એ ઉઘાડ છે સ્વતત્ર રાષ્ટ્રોને પણ એકબીજા સાથે સહકારથી કામ કરવુ પડે છે હિંદના જુદા જુદા પ્રાન્તોને અથવા હિંદના ભાગનાથી અસ્તિત્વમા આવનાર જુદા જુદા ભાગોને વળી એથીયે વધારે પ્રમાણમા પરસ્પર સાથે મળીને સહકારથી કામ કરવુ પડશે કેમ કે, એ બધા એકબીજા સાથે નિકટપણે સકળાયેલા છે અને તેથી કા તો તેમણે આપસમા હળીમળીને રહેવુ જોઈએ અથવા અવનતિ અને હ્રાસ વહોરવા રહ્યા અને પરતત્રતા નોતરવી રહી આમ પહેલો વહેવાપ્રશ્ન આ છે હિંદે પ્રગતિ કરવી હોય અને પોતાની સ્વતત્રતા ટકાવી રાખવી હોય તો તેના ભાગોની આતરિક સ્વાયત્તતા તેમ જ તેમના સાસ્કૃતિક વિકાસ માટે પણ જે એટલા જ જરૂરી છે, એવા હિંદના જુદા જુદા ભાગોને એકત્ર રાખનારા ને તેમની વચ્ચેની એકતા વજ્રલેપ કરનારા સર્વસામાન્ય અને મૂળભૂત બધો કયા હોવા જોઈએ? દેશનુ સરક્ષણ એ ઉઘાડી અને સૌથી મહત્ત્વની વિચારવા જેવી બાબત છે અને સરક્ષણની પાછળ તેને માટેની સાધનસામગ્રી પૂરી પાડનારા ઉદ્યોગો, માલની અવરજવર માટેના તેમ જ સપર્કના સાધનો અને કંઈ નહી તો થોડા પ્રમાણમા આર્થિક નિયોજન આવે છે જકાત, ચલણી નાણુ તેમ જ વિનિમય અને હૂડિયામણ તથા દેશના અદરના વેપારની બાબતમા સમગ્ર હિંદને અબાધિત વેપારના પ્રદેશ તરીકે ટકાવી રાખવાનુ પણ એમા આવી જાય છે કેમ કે, દેશની અદર જકાતની દીવાલો ઊભી કરવામા આવે તો વિકાસની દૃષ્ટિએ તે જીવલેણ નીવડે એમ છે એ જ રીતે, આખા દેશની તેમ જ તેના ભાગોની દૃષ્ટિથી બધાએ સાથે મળીને અને કોઈક મધ્યસ્થ તત્ર મારફતે જેનો વહીવટ કરવાનુ અનિવાર્ય થઈ પડે એવી બીજી ઘણી બાબતો છે ક્ષણિક આવેગ સિવાય બીજી કોઈ પણ વાતનો આપણે વિચાર જ કરવા માગતા ન હોઈએ તે વિના એમાથી

કોઈ રીતે છટકી શકાય એમ નથી; પછી ભલે આપણે પાકિસ્તાનના હિમાયતી હોઈએ કે વિરોધી. હવાઈ વાહનવહેવારનો આજે ખૂબ વિકાસ થયો છે. તેથી આજે તેને આંતરરાષ્ટ્રીય બનાવવાની અથવા તેને કોઈક પ્રકારના આંતરરાષ્ટ્રીય અંકુશ નીચે મૂકવાની માગણી થવા લાગી છે. જુદા જુદા દેશો આ માગણી સ્વીકારી લેશે કે કેમ એ શંકાસ્પદ છે. પણ હિંદમાં હવાઈ વહેવાર સમગ્ર હિંદને ધોરણે જ ખીલી શકે એમ છે, એ વિષે શંકા નથી. વિભક્ત હિંદનો દરેક ભાગ અલગ અલગ એ બાબતમાં પ્રગતિ કરી શકે એ માની શકાય એમ નથી. આ વાત બીજી અનેક પ્રવૃત્તિઓને પણ લાગુ પડે છે. એમાંની કેટલીક દેશની સીમા પણ વટાવી ચૂકી છે. સમગ્ર હિંદ એ અંગીને વિકાસ માટેનું પૂરતું ક્ષેત્ર આપી શકે એટલો મોટો દેશ છે. પણ વિભક્ત હિંદનું એ ગજું નથી.

આમ આપણે એવા અનિવાર્ય અને અટળ નિર્ણય પર આવીએ છીએ કે હિંદે સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ટકવું હોય તેમ જ આગળ પ્રગતિ કરવી હોય તો પાકિસ્તાન આવે કે ન આવે તોયે રાજ્યનાં કેટલાંક મહત્ત્વનાં અને મૂળભૂત કાર્યોનું સંચાલન અખિલ હિંદના પાયા પર થવું જોઈએ. એમ નહીં થાય તો સ્થગિતતા, અધોગતિ અને હ્રાસ તેને નસીબે ચોટેલાં છે અને પરિણામે આખા હિંદની તેમ જ વિભક્ત થયેલા તેના જુદા જુદા ભાગોની રાજકીય તેમ જ આર્થિક સ્વતંત્રતા નષ્ટ થશે. એક મોટા અધિકારી પુરુષે કહ્યું છે તેમ, 'વર્તમાન યુગ દેશની સમક્ષ પરસ્પર ભિન્ન બે વિકલ્પો મૂકે છે. સંઘ વત્તા સ્વતંત્રતા, ભાગલા વત્તા પરતંત્રતા.' નામોનું પોતાનું પણ મહત્ત્વ તેમ જ માનસિક દૃષ્ટિએ તેમનું મૂલ્ય હોય છે, પણ એ સંઘનું સ્વરૂપ કેવું હોય અથવા તેને સંઘ કહેવો કે કોઈ બીજું નામ આપવું એનું ઝાઝું મહત્ત્વ નથી. મુદ્દાની હકીકત એ છે કે, જુદી જુદી અનેક પ્રવૃત્તિઓ સમગ્ર હિંદને ધોરણે અને તેના બધા ભાગોના સંયુક્ત પ્રયાસથી જ ચલાવી શકાય. ઘણુંખરું એમાંની ઘણી પ્રવૃત્તિઓ થોડા જ વખતમાં આંતરરાષ્ટ્રીય સંસ્થાના અંકુશ હેઠળ આવી જશે. દુનિયા સંકોચાતી જાય છે અને તેના પ્રશ્નો એકબીજા સાથે સંકળાતા જાય છે. આખી દુનિયાને વીંધીને એરોપ્લેનમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ જવાને માટે આજે પૂરા ત્રણ દિવસ પણ નથી લાગતા. ઉડ્ડયનની વિદ્યામાં પ્રગતિ થતાં કાલે પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં એથી ઓછો વખત પણ લાગે. હિંદ હવાઈ મુસાફરીનું દુનિયાનું એક મહત્ત્વનું કેન્દ્ર થવું જોઈએ. હિંદ એક બાજુએ પશ્ચિમ એશિયા ને યુરોપ સાથે અને બીજી બાજુએ બ્રહ્મદેશ અને ચીન સાથે રેલવેથી પણ જોડાશે. ઉત્તરે હિમાલયની પેલી બાજુએ તો પાસે સોવિયેટ એશિયાનો પ્રદેશ આવેલો છે. એ ભાગમાં ઉદ્યોગોનો

સારી પેઠે વિકાસ થયો છે અને ભવિષ્યને માટે ત્યાં અખૂટ શકયતાઓ રહેલી છે. હિંદ પર એની અસર થશે અને અનેક રીતે તેના પ્રત્યાઘાતો અહીં થશે.

એથી હિંદની એકતા અથવા પાકિસ્તાનના પ્રશ્નનો વિચાર તાર્કિક દૃષ્ટિથી કે લાગણીની ભૂમિકા પર ન કરતાં આજની દુનિયા પર આપણી નજર રાખીને વહેવારુ દૃષ્ટિએ કરવો જોઈએ. એ રીતે વિચાર કરતાં એમાંથી કેટલાક દેખીતા નિર્ણયો ફલિત થાય છે: એક તો એ કે કેટલાક મહત્ત્વનાં કાર્યો તેમ જ બાબતોના સંબંધમાં સમગ્ર હિંદને માટે એકતા ટકાવી રાખનારા કોઈક બંધની જરૂર છે. અખિલ હિંદને સ્પર્શતી એવી કેટલીક બાબતો સિવાય જુદા જુદા ઘટકોને પૂરેપૂરી સ્વતંત્રતા હોય અને હોવી જોઈએ. તેમ જ હિંદસ્પર્શી ક્ષેત્ર અને ઘટકસ્પર્શી ક્ષેત્રની વચ્ચેનું ક્ષેત્ર પણ હોય અને તેમાં એ બંને સાથે મળીને અને અલગ અલગ કાર્ય કરે. એક ક્ષેત્ર કયાં પૂરું થાય અને બીજાનો આરંભ ક્યાંથી થાય એ બાબતમાં મતભેદો હોઈ શકે, પણ વહેવારુ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો એવા મતભેદોનુ સામાન્ય રીતે સહેલાઈથી નિરાકરણ લાવી શકાય.

પણ આ બધું સ્વેચ્છાથી સ્વીકારેલા સહકારની ભાવનાને ધોરણે તેમ જ કોઈ પણ પ્રકારની જબરદસ્તીની લાગણી વિના થવું જોઈએ. વળી એમ કરતાં પ્રત્યેક ઘટક તેમ જ વ્યક્તિને સ્વતંત્રતાની લાગણીનો અનુભવ થવો જોઈએ. પુરાણાં સ્થાપિત હિતો દૂર થવાં જ જોઈએ; નવાં સ્થાપિત હિતો પેદા ન થાય એ પણ એટલું જ મહત્ત્વનુ છે—સમૂહોના કેટલાક તાત્ત્વિક ખ્યાલોને આધારે રચાયેલી, પણ એ સમૂહોની અંગભૂત વ્યક્તિઓને વિસારી મૂકતી કેટલીક દરખાસ્તો એક વ્યક્તિ રાજકીય દૃષ્ટિએ બીજી બે કે ત્રણ વ્યક્તિઓની સમાન છે એમ સૂચવે છે. અને એ રીતે નવાં સ્થાપિત હિતો પેદા કરે છે. આવી કોઈ પણ વ્યવસ્થામાંથી ઊંડો અસંતોષ ને અસ્થિરતા પેદા થાય છે.

હિંદના સમવાયતંત્ર અથવા રાજ્યસંઘમાંથી કોઈ પણ સુસ્થિત પ્રદેશને છૂટા પડવાનો હક છે એમ જણાવવામાં આવે છે. અને તેના સમર્થનમાં સોવિયેટ રાજ્યસંઘનો દાખલો આપવામાં આવે છે. એ દાખલો અહીં લાગુ પડી શકે એમ નથી, કેમ કે, ત્યાંની પરિસ્થિતિ અહીંથી તદ્દન ભિન્ન છે અને વ્યવહારમાં એ હકની કશી કિંમત નથી. હિંદુસ્તાનમાં આજે લાગણીવશ વાતાવરણ પ્રવર્તે છે તે જોતાં, એમાં જબરદસ્તી છે જ નહીં અને એ સૌની ખુશીનો સોદો છે, એવી ભાવના પેદા કરવાને માટે — અને આજના સંજોગોમાં એ બહુ જરૂરી છે — ભવિષ્યને માટે એ હક સ્વીકારી લેવો એ ઇચ્છવા જોગ છે. હકીકતમાં કોંગ્રેસે એ માન્ય રાખ્યો છે. પણ હક અમલમાં મૂકતાં પહેલાં ઉપર જણાવેલા

સર્વસામાન્ય સવાલોને વિષે વિચાર કરવાનું ઊભું થયા વિના રહેતું નથી આરંભમાં જ ભાગલાની સંભાવનામાં ગંભીર જોખમ રહેલું છે કેમ કે, એવો પ્રયાસ કરવાથી નવોદિત સ્વતંત્રતા પર તેમ જ સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યની સ્થાપના પર સખત ફટકો પડશે દુસ્તર સવાલો ઊભા થશે અને તે ખરી વસ્તુને ગૂંચવી નાખશે વાતાવરણ ભાગલામય બની જશે અને બીજી રીતે એમતંત્રના છત્ર નીચે રાજીખુશીથી રહેવા માગતા દરેક પ્રકારના જુદા જુદા સમૂહો યા તો પોતાને માટે જુદા રાજ્યની માગણી કરશે અથવા બીજાઓના હકો પર કાપ પડે એવા વિશિષ્ટ અધિકારોની માગણી કરશે હિંદના દેશી રાજ્યોના પ્રશ્નનો ઉકેલ એથી વળી વધારે મુશ્કેલ બની જશે અને આજે ત્યાં જે જાતની રાજ્યપદ્ધતિ ચાલે છે તે લાંબા વખત સુધી ચાલુ રહેશે સામાજિક અને આર્થિક પ્રશ્નોનું નિરાકરણ પણ અતિ કપરું બની જશે સાચે જ, આ અવ્યવસ્થામાંથી કોઈ પણ સ્વતંત્ર રાજ્ય ઊભું થાય એમ કલ્પવું મુશ્કેલ છે અને એવું કંઈક પેદા થાય તોયે તે અનેક જાતના વિરોધો તેમ જ ઊકલી ન શકાય એવા સવાલોથી ભરેલી હાસ્યાસ્પદ વસ્તુ હશે

છૂટા પડવાનો એવો કોઈ હક અમલમાં મુકાતા પહેલાં હિંદ આઝાદ થવું જોઈએ અને વ્યવસ્થિત રીતે કાર્ય કરનારી રાષ્ટ્રીય સરકાર અહીં સ્થપાવી જોઈએ બહારની અસરો દૂર થશે અને દેશ સમક્ષ પ્રશ્નો સાચા સ્વરૂપમાં ખડા થશે ત્યારે જ જેના માઠાં અને જેને માટે છેવટે અમને પસ્તાવાનું થાય એવાં પરિણામો આવે એવી લાગણીવશ મનોદશામાંથી મુક્ત થઈને તટસ્થતાપૂર્વક અને કંઈક અનાસક્તભાવે એને વિષે વિચાર કરવાનું શક્ય થશે આમ એને માટે સમયમર્યાદા નક્કી કરવાનું ઇચ્છવા જોગ ગણાય હિંદની સ્વતંત્ર રાષ્ટ્રીય સરકાર સ્થપાયા પછી દશ વરસ બાદ બંધારણીય રીતે અને લાગતાવળગતા પ્રદેશના લોકોની સ્પષ્ટપણે વ્યક્ત કરવામાં આવેલી ઇચ્છા અનુસાર છૂટા પડવાના હકનો અમલ કરી શકાય

મોજૂદ પરિસ્થિતિથી અમારામાંના ઘણા પરેશાન થઈ ગયા છે અને એમાંથી કંઈક માર્ગ કાઢવાને માટે ઘણા આતુર છે લાંબા વખતથી ગૂંગળાઈ રહેલી વ્યવસ્થાને શ્વાસ લેવાનો કંઈક અવકાશ મળે, ઘડીભર કંઈક રાહત મળે એવી અસ્પષ્ટ આશાના માર્યા કેટલાક લોકો માર્ગમાં આવતા કોઈ પણ તણખલાને પકડી લેવા તૈયાર થાય છે એ બહુ સ્વાભાવિક છે છતાં કરોડો લોકોની સુખાકારી તેમ જ દુનિયાની ભાવિ શાંતિને સ્પર્શતા મહત્ત્વના સવાલો પ્રત્યે આવી ગભરાટિયા ને અવિચારી દૃષ્ટિ જોખમકારક છે હિંદમાં આપત્તિ સદાયે અમારા પર ઝઝૂમતી રહે છે અને ગયે વરસે ગામોમાં તેમ જ હિંદના બીજા ભાગોમાં અમે જોયું તેમ કદી કદી

આપત્તિ ખરેખર અમને દિગ્મૂઢ બનાવી દે છે બંગાળનો દુકાળ અને તે પછીના વીતકો કંઈ કાબૂ બહારના અથવા જેનો ઇલાજ ન થઈ શકે એવા અસાધારણ કે અણચિંતવ્યા કારણોને લીધે પેદા થયેલી અપવાદરૂપ કરુણ ઘટનાઓ નહોતી એ અનેક પેઢીઓથી તેના દેહને લાગુ પડેલા અને તેના મર્મને કોરી ખાતા ઘર કરી બેઠેલા વ્યાધિથી પીડાતા હિંદના આબેહૂબ અને બીહામણું દર્શન છે અમે સૌ એકત્ર થઈને અમારી સઘળી શક્તિ એ વ્યાધિને જડમૂળથી ઉખેડી નાખવાના કાર્યમા ન વાળીએ તો દિનપ્રતિદિન એ વધુ ને વધુ ઉગ્ર ને વિનાશકારી બનતો જશે હિંદના ભાગલા પડે અને છૂટો પડેલો દરેક ભાગ એકલે હાથે પોતપોતાનું ફોડી લેવાને મથે ને બીજા ભાગો સાથે કશી નિસ્બત ન રાખે કે ન તેમની જોડે સહકાર કરે, એ પરિસ્થિતિમા આ વ્યાધિ બહુ વધી જશે, અમે સૌ પારાવાર દુખના દરિયામા ડૂબી જઈશુ અને અમારે માટે ઊગરવાનો આરો નહી રહે અમે ખૂબ જ મોડા પડયા છીએ, ગુમાવેલો વખત અમારે પૂરો કરી લેવાનો છે બંગાળના દુકાળના અનુભવથી પણ આમારી આખ નહી ઊઘડે? હજી પણ એવા ઘણા લોકો છે જેઓ કેવળ રાજકીય પ્રતિનિધિત્વના ટકાઓની, ધારાસભાઓમા વસ્તીના પ્રમાણ કરતા વધારે બેઠકો મેળવવાની, બંને પલ્લા સમતોલ રાખવાની, અંકુશોની, વિશિષ્ટ અધિકારો ભોગવતા જૂથોને સાચવી રાખવાની, નવા જૂથોને વિશિષ્ટ અધિકારો ભોગવતા કરવાની, પોતે આગળ વધવાને ઉત્સુક નથી અથવા એમ કરવાની શક્તિ નથી એટલા માટે બીજાઓને આગળ વધતા અટકાવવાની, સ્થાપિત હિતોની, સામાજિક તેમ જ આર્થિક મોટા ફેરફારો ટાળવાની તેમ જ માત્ર ઉપર ઉપરના ફેરફારોનાજી, પણ વસ્તુત આજે છે તેવુ હિંદ ટકાવી રાખવાની દૃષ્ટિથી વિચારી શકે છે

આજના પ્રશ્નો જબરદસ્ત છે ને અમારુ સઘળુ લક્ષ તેમા પરોવાયેલુ છે અને છતા લાબી નજરે જોતા તે ભારે મહત્ત્વના ન હોય એમ બને ઉપલી સપાટી પરના બનાવોની નીચે વધારે પ્રબળ બળો કાર્યો કરી રહેલા હોય એમ બને થોડા વખત માટે આજના પ્રશ્નોને ભૂલી આગળ નજર કરતા પોતાના પડોશીઓ સાથે નિકટના સબધોથી સકળાયેલુ અને દુનિયાના વ્યવહારમા મહત્ત્વનો ભાગ ભજવતુ સ્વાધીન ઘટકોનુ બનેલુ હિંદનુ બળવાન, સયુક્ત અથવા સમવાયી રાજ્ય અમારી સામે ખડુ થાય છે એકલે હાથે પોતાના પગ પર ઊભા રહેવા માટેની સાધનસપત્તિ તેમ જ તાકાત ધરાવનાર દુનિયાના ગણ્યાગાઠ્યા દેશોમાનો તે એક છે આજે યુનાઈટેડ સ્ટેટ્સ અને સોવિયેટ રશિયા એ બે જ એવા દેશો છે ઇગ્લડના સામ્રાજ્યની સાધનસામગ્રી તેની સાધનસામગ્રીમા ઉમેરવામા આવે તો જ તેનો એમા સમાવેશ

કરી શકાય અને તેમ બના છૂટું છૂટું વિરોધનું અને અસંતુષ્ટ સામ્રાજ્ય દુર્બળતાનું મૂળ છે હિંદ તેમ જ ચીનની શક્યતાઓ ધ્યાનમાં લેતા એ બને એ સમૂહમાં જોડાઈ શકે એવા દેશો છે એ બને સુસંઘટિત અને અનુરૂપ દેશો છે તેમ જ કુદરતી સંપત્તિ અને વસ્તીથી ભરના છે ત્યાંના લોકો શક્તિશાળી અને કાર્યકુશળ છે ખરેખર, હિંદની સંભાવ્ય ઔદ્યોગિક સાધનસંપત્તિ ચીન કરતા પણ વધારે વિવિધ અને બહોળી છે તેમ જ પરદેશોમાંથી જરૂરી ચીજો આયાત કરવાને માટે તેની પાસે નિકાસ કરવાની ચીજો પણ ચીન કરતા વધારે છે આ ચાર સિવાયનો બીજો કોઈ પણ એ દેશ હકીકતમાં કે સંભવિતતાની દૃષ્ટિએ એવી સ્થિતિમાં નથી યુરોપમાં અને બીજે કેટલેક ઠેકાણે રાજ્યોના મોટા મોટા જૂથો અથવા સંઘો ઊભા થાય અને પ્રચંડ બહુરાષ્ટ્રી રાજ્યો સ્થપાય એ સંભવિત છે

ભવિષ્યમાં દુનિયાના વહેવારના કેન્દ્ર તરીકે પ્રશાંત મહાસાગર આટલાંટિક મહાસાગરનું સ્થાન લે એ સંભવિત છે હિંદ આમ સીધી રીતે પ્રશાન્ત મહાસાગરના કાંઠા પરનો દેશ નથી, પણ તે અનિવાર્ય રીતે ત્યાં આગળ મહત્ત્વનો ભાગ ભજવશે હિંદ હિંદી મહાસાગરના પ્રદેશમાંની, અગ્નિ એશિયામાંની અને ઠેઠ મધ્યપૂર્વના દેશો સુધીના પ્રદેશમાંની આર્થિક તેમ જ રાજકીય પ્રવૃત્તિઓનું કેન્દ્ર પણ બનશે દુનિયાના જે ભાગની ભવિષ્યમાં ઝડપથી ખિલવણી થવાની છે તેમાં પોતાના સ્થાનને લીધે આર્થિક તેમ જ વ્યૂહરચનાની દૃષ્ટિથી તેનું મહત્ત્વ છે હિંદી મહાસાગરના પ્રદેશમાં આવેલા ઈરાન, ઇરાક, અફઘાનિસ્તાન, હિંદ, સિલોન, બ્રહ્મદેશ, મલાયા, સિયામ, જાવા વગેરે હિંદની બને બાજુ પરના દેશોનું પ્રાદેશિક જૂથ રચવામાં આવે તો આજના લઘુમતી અંગેના પ્રશ્નો અદૃશ્ય થાય અથવા તદ્દન જુદા સંદર્ભોમાં તેમનો વિચાર કરવાનું ઉપસ્થિત થાય

જી ડી એચ કોલ ખુદ હિંદને પણ રાષ્ટ્રોપરી પ્રદેશ લેખે છે અને લાંબે ગાળે તે એક બાજુએ ચીન-જાપાનના સોવિયેટ પ્રજાતંત્ર અને બીજી બાજુએ અરબસ્તાન, ઈજિપ્ત અને તુર્કીના બનેલા નવા રાજ્ય તેમ જ ઉત્તરે સોવિયેટ રશિયાની વચ્ચે આવેલા મધ્ય પૂર્વના બધાય દેશોને આવરી લેતા એક જબરદસ્ત રાષ્ટ્રોપરી રાજ્યનું કેન્દ્ર બનશે એમ માને છે આ કેવળ કલ્પના છે અને એનું કંઈક બનશે કે કેમ એ કોઈ પણ માણસ કહી શકે એમ નથી મારી વાત કરું તો એ બધા પ્રદેશો પરસ્પર કાંઈક દુનિયાવ્યાપી મજબૂત બંધથી બંધાયેલા હોય તે સિવાય દુનિયા એવા મોટા મોટા ગળ્યાગાંઠ્યા રાષ્ટ્રો પર પ્રદેશોમાં વહેંચાઈ જાય એ મને ગમતું નથી પણ લોકો દુનિયાની એકતા અને કંઈક અંશે સમગ્ર દુનિયાને સ્પર્શતી સંસ્થા નિર્માણ થતી ટાળવા જેટલા બેવકૂફ

બને તો આ નિશાળ રાષ્ટ્રોપરી પ્રદેશોમા સ્વાયત્ત ઘટકોનાળા એવા જબરદસ્ત ગઞ્જો ઊભા થવાનો પૂરો સભવ છે કેમ કે, નાનકડા રાષ્ટ્રીય રાજ્યના દિવસો હવે ભરાઈ ચૂક્યા છે સાસ્કૃતિક દૃષ્ટિએ સ્વાયત્ત પ્રદેશ તરીકે એ ચાલુ રહે એમ બને, પણ સ્વતત્ર રાજકીય ઘટક તરીકે તે નહી રહી શકે

જે બનવાનુ હોય તે ભલે બનતુ, પણ હિંદ અગ્રગામી થઈ શકવાની સ્થિતિમા આવે એમા જગતનુ શ્રેય છે કેમ કે તેની અસર સદા સુલેહશાન્તિ અને સહકારની તરફેણમા અને આક્રમણની વિરુદ્ધ હશે

## ૧૨

## વાસ્તવવાદ અને જિયોપૉલિટિક્સ દુનિયાની જીત કે દુનિયાનો સંઘ યુનાઈટેડ સ્ટેટ્સ અને સોવિયેટ રશિયા

યુરોપમા યુદ્ધ છેલ્લી મજલે આવી પહોચ્યુ છે અને પૂર્વ તેમ જ પશ્ચિમના આગળ ધસતા સૈન્યો આગળ નાઝી સત્તા જમીનદોસ્ત થતી જાય છે જેની સાથે સ્વાતત્ર્ય માટેની અનેક લડતોની સ્મૃતિઓ સકળાયેલી છે તે પૅરિસની અલબેલી નગરી પાછી બધનમુક્ત થઈ છે યુદ્ધના સવાલો કરતાયે વધારે કપરા શાન્તિના સવાલો ઊભા થતા જાય છે, માનવીના ચિત્તોને સતાવી રહ્યા છે અને તેમની પાછળ પહેલા મહાયુદ્ધ પછીના વરસોની મહાભારત નિષ્ફળતાનો અસ્વસ્થ કરનારો ઓળો રહેલો છે હવે ફરીથી કદી પણ યુદ્ધ થવા દેવુ ન જોઈએ એમ કહેવામા આવે છે ૧૯૧૮ની સાલમા પણ તેઓ એમ જ કહેતા હતા

પદર વરસ પર ૧૯૨૮મા ચર્ચિલે આમ કહ્યુ હતુ 'આ અનેક વાર કહેવાઈ ગયેલી વાત છે એમાથી આપણે ભવિષ્યને માટે જરૂરી જ્ઞાન અને સમજ મેળવી શકીએ રાષ્ટ્ર રાષ્ટ્રોના ઝઘડાનો અને એ ઝઘડાઓ લડવામાથી પેદા થતા દુ ખ અને યાતનાઓ વચ્ચેની અસમાનતા, રણક્ષેત્ર પરના ભવ્ય પુરુષાર્થના બદલા તરીકે મળતુ મામૂલી અને નિષ્ફળ વળતર, યુદ્ધનો ક્ષણિક વિજય, ધીમી ગતિએ થતુ અને લાબા વખત સુધી ચાલતુ રહેતું પુનર્રચનાનુ કાર્ય, મહામહેનતે ખેડાતા ભયકર જોખમો, ભાગ્યચક્રના અણચિતવ્યા અને અકળ પલટાથી સર્વનાશના પાશમાથી ઉગારો — આ બધાનો વિચાર કરતા બીજી મોટી લડાઈ થતી અટકાવવી એ માણસજાતનુ પ્રધાન કર્તવ્ય હોવુ જોઈએ '

ચર્ચિલ એ ન જાણે તો કોણ જાણે, કેમ કે, યુદ્ધ તેમ જ સુલેહશાન્તિના સમયમા તેણે આગળપડતો ભાગ ભજવ્યો છે, યાતનાઓ, હાડમારીઓ અને જોખમોને પ્રસગે અસાધારણ ધૈર્યથી તેણે પોતાના દેશને દોર્યો છે, અને

વિજયને પ્રસગે તેને માટે મોટી મહત્ત્વાકાક્ષા સેવી છે પહેલા મહાયુદ્ધ પછી બ્રિટિશ સૈન્યોએ હિંદની સરહદથી માડીને ઈરાન, ઇરાક, પૅલેસ્ટાઇન, સીરિયા અને છેક કૉન્સ્ટન્ટિનોપલ સુધીના આખાયે પશ્ચિમ એશિયાનો કબજો કર્યો હતો એ વખતે ચર્ચિલની નજર સમક્ષ ઇગ્લડ માટે મધ્યપૂર્વના એક નવા સામ્રાજ્યનુ દશ્ય ખડુ થયુ હતુ પણ વિધિએ જુદુ જ ધાર્યું હતુ ભાગ્ય ચક્રે ઊલટો પલટો ખાધો ભવિષ્યને માટે હાલ તે કેવા સ્વપ્ના સેવતો હશે? મારા એક બહાદુર અને નામાકિત સાથીએ — હાલ તે જેલમા છે — લખ્યુ હતુ 'યુદ્ધ એ અજબ જેવો કિમિયાગર છે તેની ગુપ્ત ગુફાઓમા એવા મગો અને એવી શક્તિઓ પેદા થાય છે કે તેઓ વિજેતાઓ તેમ જ પરાજય પામેલાઓ ઉભયની યોજનાઓ અને મનોરથોના ભાગીને ભૂકો કરી નાખે છે ગયા મહાયુદ્ધ પછી મળેલી કોઈ પણ સુલેહપરિષદે રશિયન, જર્મન તેમ જ ઑસ્ટ્રિયન અને ઉસ્માની એ યુરોપ તથા એશિયાના ચાર જબરદસ્ત સામ્રાજ્યો જમીનદોસ્ત થાય એવો નિર્ણય નહોતો કર્યો તેમ જ લોઈડ જ્યોર્જ ક્લેમનશો અથવા વિલ્સનની આજ્ઞાથી જર્મની, રશિયા કે તુર્કીની ક્રાંતિ નહોતી થઈ'

પોતાના મહાભારત કાર્યમા ફતેહમદ થયા પછી વિજયી રાષ્ટ્રોના આગેવાનો એકત્ર મળશે ત્યારે તેઓ શુ કહેશે? તેમના ચિત્તમા ભાવિ કેવુ સ્વરૂપ ધારણ કરતુ જાય છે, અને આપસમા તેમની વચ્ચે કેટલો એકરાગ કે મતભેદ છે? યુદ્ધકાળના રાગ કે દ્વેષો શમશે અને લોકો શાન્તિના સમયની રહેણીકરણી ફરીથી અપનાવવાનો પ્રયાસ કરશે ત્યારે લોકોના મનમા બીજા શા શા ભાવો જાગશે? યુરોપની નાઝી વિરોધી ગુપ્ત ચળવળો અને તેમણે મુક્ત કરેલા નવા બળોનુ શુ થશે? માનસિક દૃષ્ટિએ અને અનુભવથી પહેલા કરતા પરિપક્વ થયેલા અને લડાઈથી રીઢા બનેલા લાખો સૈનિકો પોતાને ઘેર પાછા ફર્યા પછી શુ કહેશે અને કરશે? તેઓ ઘરથી દૂર પડ્યા હતા તે વખતે નિરતર મદનાતુ રહ્યુ હતુ તે જીવન સાથે તેઓ પોતાનો મેળ કેવી રીતે સાધી શકશે? એદાનમેદાન થઈ ગયેલા ફુરબાન થનાર યુરોપનુ તેમ જ એશિયા અને યુરોપનુ શુ થશે? વેન્ડેલ વિલ્કીના કહેવા પ્રમાણે 'એશિયાની કરોડોની પ્રજામા સ્વાતવ્યની ભાવનાનુ પ્રબળ મોજુ ફરી વળ્યુ છે' એનુ શુ? આ બધાનુ અને એવી બીજી અનેક વસ્તુઓનુ શુ થશે? અને એ સૌના કરતાયે, આપણા આગેવાનોએ કાળજીપૂર્વક તૈયાર કરેલી યોજનાઓને ઊધી વાળનારી વિચિત્ર કરામત વિધિ ઘણી વાર અજમાવે છે તેનુ શુ?

યુદ્ધ આગળ વધતું ગયુ અને ફાસીવાદી સત્તાઓની જીતનો સભવ ઓછો થતો ગયો તેમ તેમ સયુક્ત રાષ્ટ્રોના આગેવાનો ઉત્તરોત્તર વધારે ને

વધારે રીઢા ને સ્થિતિચુસ્ત બનતા ગયા છે. ચાર સ્વતંત્રતાઓ અને આટલાંટિકનું જાહેરનામું બંને અસ્પષ્ટ હતાં અને તેમનું ક્ષેત્ર મર્યાદિત હતું, છતાં તે હવે પાછળ ધકેલાઈ ગયાં છે અને વધારે ને વધારે પ્રમાણમાં ભૂતકાળની પરિસ્થિતિ ચાલુ રાખવાની દૃષ્ટિથી ભવિષ્યની વાત કરવામાં આવે છે. એ યુદ્ધ હવે કેવળ લશ્કરી સ્વરૂપનું, પશુબળ સામે પશુબળનું બની ગયું છે અને નાઝીઓ તેમ જ ફાસિસ્ટોની ફિલસૂફી સામેના હુમલાસમું હવે રહ્યું નથી. જનરલ ફ્રેંકો તેમ જ યુરોપના બીજા નાના નાના ભાવિ અધિકારવાદી શાસકોને ઉત્તેજન આપવામાં આવે છે. ચર્ચિલ સામ્રાજ્યની જાહોજલાલીના ખ્યાલમાં હજી રાચે છે. જ્યૉર્જ બર્નાર્ડ શૉએ હમણાં જ કહ્યું હતું કે, "પોતાના આધિપત્યના ખ્યાલમાં બ્રિટિશ સામ્રાજ્યના જેટલી મશગૂલ બનેલી દુનિયામાં બીજી કોઈ સત્તા નથી. સામ્રાજ્ય શબ્દ પણ ઉચ્ચારવાનો ચર્ચિલ જેટલી વાર પ્રયાસ કરે છે તેટલી વખત તે તેના ગળામાં ચોંટી રહે છે."*

ભવિષ્યની દુનિયા ભૂતકાળની દુનિયા કરતાં ભિન્ન પ્રકારની હોવી જોઈએ એવું ચાહનારા ઘણા લોકો ઇંગ્લંડ, અમેરિકા તેમ જ બીજા દેશોમાં છે. જો એમ ન થાય તો આ યુદ્ધના કરતાં પણ વધારે ભીષણ અને જબરદસ્ત યુદ્ધો તેમ જ ઉત્પાતો પાછળથી ફાટી નીકળશે એવો તેમને ભય છે. પણ

* બ્રિટનના શાસક વર્ગના લોકો સામ્રાજ્યના યુગનો અંત લાવવા વિચારતા નથી એ સ્પષ્ટ છે; બહુ બહુ તો તેઓ પોતાના તાબાના મુલકમાંની રાજ્યપદ્ધતિને આધુનિક ઢબના વાઘામાં સજવાનો વિચાર કરે છે. તેમના તાબા નીચેના દેશોની માલકી તેમને મહત્તા અને સંપત્તિ માટેની જરૂરિયાત છે. બ્રિટનના વગદાર લોકોનું મુખપત્ર લંડનનું ઇકૉનૉમિસ્ટ ૧૯૪૪ના સપ્ટેમ્બરની ૧૬મી તારીખના અંકમાં આ પ્રમાણે લખે છે: 'બ્રિટિશ, ફ્રેંચ તેમ જ ડચ 'સામ્રાજ્યશાહી' પ્રત્યેના અમેરિકનોના અણગમાને લીધે ઘણાખરા યુદ્ધોત્તર યોજના ઘડનારાઓએ એમ માની લીધું છે કે અગ્નિ એશિયાના પ્રદેશોમાં જૂની હકૂમત ફરીથી નહીં સ્થપાય અને ત્યાં આગળની પશ્ચિમના દેશોની સત્તાને સ્થાને કોઈક પ્રકારનું આંતરરાષ્ટ્રીય નિયમન આવશે અથવા સ્થાનિક લોકોને પોતપોતાના રાજવહીવટની સત્તા સોંપી દેવામાં આવશે. આ જાતનું વલણ પ્રવર્તે છે અને બહોળા ફેલાવાવાળાં છાપાંઓ તેમજ સામયિકો એને ટેકો આપે છે, એટલે, ભવિષ્યને અંગેના બ્રિટિશ, ફ્રેંચ તેમ જ ડચ લોકોના ઇરાદાઓ હવે વિના વિલંબે સ્પષ્ટતાથી અને સંપૂર્ણપણે જણાવી દેવા જોઈએ. પોતાના તાબા નીચેના પ્રદેશો પરની હકૂમત છોડી દેવાનો એમાંથી એકેનો ઇરાદો નથી એટલું જ નહીં, જાપાનના સહસમૃદ્ધિના ક્ષેત્રનો નાશ કરવા માટે મલાયા, ઇંગ્લંડને, ઇસ્ટ ઇન્ડિઝ ડચોને તેમ જ હિંદી ચીન ફ્રાંસને આપી દેવાં જરૂરી છે એમ તેઓ માને છે. આમ હોવાથી, એ ત્રણે રાષ્ટ્રો આપણા અમેરિકન મિત્રોના મનમાં એને અંગે જરા પણ શંકા રહેવા દેશે તો બૂરામાં બૂરી ગેરસમજ તો શું, પણ વિશ્વાસઘાતનો આરોપ પણ વહોરશે.'

જેમના હાથમાં સત્તા અને અધિકાર છે તેમના પર આવી વિચારણાઓની ઝાઝી અસર થતી હોય એમ લાગતું નથી અથવા તેમના કાબૂ બહારનાં બળોના સકંજામાં તેઓ પોતે જ સપડાયેલા છે. ઇંગ્લંડ, અમેરિકા તેમ જ રશિયામાં જબરદસ્ત પાયા પર સત્તાના રાજકારણની પુરાણી રમત તરફ આપણે ફરીથી વળ્યા છીએ. જિયોપૉલિટિક્સ બાબતમાં અમેરિકામાં જેમનો અભિપ્રાય પ્રમાણભૂત લેખાય છે તે પ્રોફેસર એન. જે. સ્પાઇકમૅન તાજેતરના પોતાના પુસ્તકમાં લખે છે: 'વિદેશનીતિનાં સૂત્રો જેના હાથમાં હોય તે રાજદ્વારી પુરુષ ન્યાય, ઔચિત્ય તેમ જ સમભાવ વગેરેની ભાંજગડમાં તે સત્તાના ઉદ્દેશને ઉપકારક હોય અથવા કંઈ નહીં તો તેને બાધક નહીં હોય તેટલા પ્રમાણમાં જ પડી શકે. સત્તાની શોધ માટેના નૈતિક સમર્થન માટેના તેમના સાધન તરીકે તેમનો ઉપયોગ કરી શકાય, પણ તેમનો ઉપયોગ કરવા જતાં નબળાઈ યા કમજોરી આવતી હોય તો તત્કાળ તેમને ફેંકી દેવાં જોઈએ. સત્તાની શોધ કંઈ નૈતિક મૂલ્યો સિદ્ધ કરવાને માટે નથી આદરવામાં આવતી; સત્તા હાથ કરવા માટેનો માર્ગ મોકળો કરવાને માટે નૈતિક મૂલ્યોનો ઉપયોગ કરવામાં આવે છે. *

એ ઉતારો સઘળા અમેરિકનોનો મત ભલે રજૂ કરતો ન હોય, પણ અમેરિકાના લોકોનો એક બળવાન વિભાગ એવો અભિપ્રાય ધરાવે છે એ વિષે શંકા નથી. વૉલ્ટર લિપમૅન આટલાંટિક મહાસાગર પર વસતી પ્રજાઓ, રશિયનો, ચીનાઓ અને પાછળથી દક્ષિણ એશિયાના હિંદુ કે મુસલમાનો એમ આ પૃથ્વીને ત્રણ કે ચાર વર્તુળોમાં વહેંચી નાખે છે. તેની આ યોજના પણ જબરદસ્ત પાયા પરના સત્તાના રાજકારણનું આગળનું પગથિયું છે અને એમાંથી દુનિયાની સુલેહશાન્તિ ઉદ્ભવતી જોવાની તે કેવી રીતે આશા રાખતો હશે એ સમજવું મુશ્કેલ છે. અમેરિકન લોકોમાં રીઢો વાસ્તવવાદ, અસ્પષ્ટ આદર્શવાદ તેમ જ માનવતાવાદનું તરેહવાર મિશ્રણ થયેલું છે. આમાંથી ભવિષ્યમાં કઈ વૃત્તિ પ્રબળ થશે અથવા એમના મિશ્રણમાંથી શું નીપજશે? આમજનતાના ગમે તે વિચારો, પણ વિદેશનીતિ એ જેમના હાથમાં તેનાં સૂત્રો હોય તે નિષ્ણાતોનો જ ઇજારો બની રહે છે. તેઓ જૂની પરંપરા ચાલુ રાખવાના મતના હોય છે અને જેને પરિણામે પોતાના દેશોને નવાં જોખમોમાં ઊતરવાનું થાય એવા ફેરફારો કરતાં તેઓ ડરે છે. વાસ્તવ દૃષ્ટિ બેશક હોવી જોઈએ, કેમ કે, કોઈ પણ રાષ્ટ્ર પોતાની આંતરિક અથવા વિદેશનીતિ કેવળ શુભેચ્છા અને કલ્પનાને ધોરણે ન ઘડી શકે. પણ ભૂતકાળના ખાલી કવચને વળગી રહે અને વર્તમાન સમયની નક્કર હકીકતોની અવગણના કરે અથવા તેમને

* अमेरिकन स्ट्रेटेजी भिन वर्ल्ड पोलिटिक्स

સમજવાનો ઇન્કાર કરે એ વિચિત્ર પ્રકારની વાસ્તવ દૃષ્ટિ કહેવાય. એ હકીકતો કેવળ રાજકીય કે આર્થિક જ નથી હોતી, પણ અગણિત લોકોની લાગણીઓ અને આકાંક્ષાઓનો પણ તેમાં સમાવેશ થાય છે. આવી વાસ્તવ દૃષ્ટિ ઘણા લોકોની આદર્શ દૃષ્ટિ કરતાં પણ વધારે કાલ્પનિક અને આજના તેમ જ આવતી કાલના સવાલો સાથેનો સ્પર્શ ગુમાવી બેઠેલી હોય છે.

જિયોપૉલિટિક્સ વાસ્તવવાદીનો આધારસ્થંભરૂપ બની ગયું છે અને 'હૃદ્-દેશ' તથા 'તટવર્તી-દેશ' વગેરે તેની પરિભાષા રાષ્ટ્રના વિકાસ અને તેની પડતીની ગૂઢ સમસ્યા પર પ્રકાશ ફેંકે છે એમ માનવામાં આવે છે. ઇંગ્લંડમાં (કે સ્કૉટલૅંડમાં ?) એનો ઉદય થયો હતો અને નાઝીઓનું તે માર્ગદર્શક થઈ પડયું. તેણે દુનિયા પર પોતાનું પ્રભુત્વ જમાવવાનાં તેમનાં સ્વપ્નાં તેમ જ તેમની મહત્ત્વાકાંક્ષાઓને પોષ્યાં અને તેમને સત્યાનાશને પંથે વાળ્યા. અંશ-સત્ય કેટલીક વાર અસત્ય કરતાં પણ વધારે જોખમકારક હોય છે; જેની વેળા વીતી ગઈ હોય છે એવું સત્ય આજની વાસ્તવિકતા જોવામાં વિઘ્નરૂપ થાય છે. પાછળથી જર્મનીમાં જેને વિકસાવવામાં આવ્યો હતો તે જિયોપૉલિટિક્સનો સિદ્ધાંત એશિયા અને યુરોપના સમુદ્રકિનારા પરના પ્રદેશમાં સંસ્કૃતિ ખીલી હતી અને હૃદ્-દેશમાંથી જમીનમાર્ગે હુમલો કરનારાઓથી તેનું રક્ષણ કરવું પડતું હતું, એવી માન્યતા પર રચાયેલો છે. આ હૃદ્-દેશ એશિયાનું કેન્દ્ર હોવાનું ધારવામાં આવતું હતું. આ હૃદ્-દેશ પર જેનો કાબૂ હોય તે દુનિયા પર પોતાનું પ્રભુત્વ જમાવી શકે. પરંતુ સંસ્કૃતિ કંઈ સમુદ્રતટના પ્રદેશમાં પુરાઈ રહી નથી અને જગદ્વ્યાપી થવાનું તેનું વલણ હોય છે. અમેરિકન લોકોએ સાધેલી પ્રગતિ પણ યુરેશિયાનો હૃદ્-દેશ જેના હાથમાં હોય તે દુનિયા પર પોતાનું પ્રભુત્વ જમાવે એ માન્યતા સાથે સુસંગત નથી. અને હવાઈ સત્તાએ વળી નવું તત્ત્વ દાખલ કર્યું છે ને દરિયાઈ સત્તા તેમ જ જમીન પરની સત્તા વચ્ચેની સમતુલા તેણે ઉથલાવી નાખી છે.

આખી દુનિયાને જીતી લેવાનાં સ્વપ્નાં સેવતું જર્મની વિરોધી સત્તાઓ ફરતેથી તેને ઘેરી લેશે એવા ભયથી વિવશ બની ગયું હતુ. સોવિયેટ રશિયા રખેને પોતાના દુશ્મનો તેની સામે સંયુક્ત મોરચો રચે એવી ભીતિ રાખતું હતું. યુરોપમાં સત્તાની સમતુલા જાળવી રાખવી અને ત્યાં આગળ કોઈ સત્તા વધારેપડતી બળવાન થઈ જાય તેનો વિરોધ કરવો એ લાંબા કાળથી ચાલતી આવેલી ઇંગ્લંડની રાષ્ટ્રીય નીતિ હતી. સૌને નિરંતર બીજાઓનો ભય હમેશાં સંતાપતો રહ્યો છે અને એમાંથી આક્રમણ તેમ જ કુટિલ કાવાદાવાઓ પરિણમ્યા છે. આ યુદ્ધ પછી સર્વથા નવી પરિસ્થિતિ પેદા થશે. યુનાઈટેડ સ્ટેટ્સ અને સોવિયેટ રશિયા એ બે દુનિયાની મહાસત્તાઓ બનશે

અને બીજી સત્તાઓ તેમની ઠીક ઠીક પાછળ રહેશે. તેઓ એકઠી થઈને પોતાનું જૂથ રચે તો વળી જુદી વાત. હવે પ્રોફેસર સ્પાઈકમેન પોતાના છેલ્લા વસિયતનામામાં યુનાઈટેડ સ્ટેટ્સને પણ કહે છે કે, તે પણ ચોતરફથી વિરોધી સત્તાઓથી ઘેરાઈ જવાનો સંભવ છે તેમ જ તેણે કોઈક 'તટવર્તી-પ્રદેશ'ના રાષ્ટ્ર સાથે મૈત્રી કરવી જોઈએ અને કોઈ પણ સંજોગોમાં 'હૃદ્-દેશ'ને (અહીં એનો અર્થ સોવિયેટ રશિયા છે.) 'તટવર્તી-પ્રદેશ' સાથે જોડાતાં રોકવો ન જોઈએ.

આ બધું અતિશય ચતુરાઈભર્યું અને વાસ્તવિક લાગે છે અને છતાં એમાં રહેલી બેવકૂફીનો પાર નથી. કેમ કે, સત્તા વિસ્તારવાની પુરાણી નીતિ, સામ્રાજ્ય તેમ જ સત્તાની સમતુલાનો સિદ્ધાંત એની પાછળ રહેલાં છે. અને એમાંથી અનિવાર્ય રીતે કલહ અને યુદ્ધ પેદા થાય છે. ઈશ્વરે આ પૃથ્વી ગોળ બનાવી છે એટલે દરેક દેશ બીજા દેશોથી ઘેરાયેલો છે જ. સત્તાના રાજકારણની પદ્ધતિથી આવા ઘેરાઓ અટકાવવાને માટે જુદાં જુદાં રાષ્ટ્રોના સંઘો રચાવા જોઈએ, સામા સંઘો રચાવા જોઈએ, સત્તાનું ક્ષેત્ર વિસ્તારવું જોઈએ અને મુલકો જીતવા જોઈએ, પણ કોઈ પણ દેશનું આધિપત્ય અથવા લાગવગનું ક્ષેત્ર ગમે એટલું વિશાળ હશે તોયે, એની બહાર રહેલા દેશોથી ઘેરાવાનું જોખમ સદાયે રહેવાનું અને તેઓ હરીફ સત્તાના થયેલા એ અસાધારણ વિકાસથી હમેશાં ડરતા રહેવાના. આ જોખમમાંથી મુક્ત થવાનો એક જ રસ્તો છે. તે એ કે, કાં તો આખી દુનિયાને જીતી લેવી અથવા પ્રત્યેક સંભવિત હરીફનો કાંટો કાઢી નાખવો. આખી દુનિયા પર આધિપત્ય જમાવવાના છેલ્લા પ્રયત્નની નિષ્ફળતા આપણે આજે નિહાળીએ છીએ. દુનિયા એના પરથી બોધ લેશે કે પછી મહત્ત્વાકાંક્ષા અને જાતિ તથા સત્તાના મદથી પ્રેરાઈને એ જીવલેણ ક્ષેત્ર પર પોતાનું નસીબ અજમાવી જોવાનો પ્રયત્ન કરનારા બીજા નીકળશે?

કાં તો આખી દુનિયા જીતી લઈને જગદ્વ્યાપી સામ્રાજ્ય સ્થાપવું અથવા દુનિયાના બધા દેશોએ હળીમળીને સહકારને ધોરણે કામ કરવું એ સિવાય કોઈ વચલો રસ્તો દેખાતો નથી. જૂના વખતથી ચાલતા આવેલા ભાગલા અને સત્તાના રાજકારણની યોજનો આજે કશો અર્થ રહ્યો નથી. વર્તમાન પરિસ્થિતિમાં તેમનો મેળ બેસી શકે એમ નથી અને છતાં તે ચાલુ રહે છે. રાજ્યોનાં હિતો તેમ જ પ્રવૃત્તિઓ તેમની સરહદથી સીમિત નથી આજે તે જગદ્વ્યાપી બની ગયાં છે. કોઈ પણ દેશ બીજા દેશોથી અળગો થઈ શકે કે તેમના રાજકીય તેમ જ આર્થિક ભાવી વિષે ઉદાસીન ન રહી શકે. તેમની વચ્ચે સહકાર ન હોય તો તેમની વચ્ચે ઘર્ષણ અવશ્ય પેદા થાય અને

એ ધર્ષણનાં અનિવાર્ય પરિણામો આવ્યા વિના ન રહે. સહકાર કેવળ સમાનતા અને પરસ્પરના હિતને ધોરણે, પછાત દેશો તેમ જ પ્રજાઓને આબાદી અને સાંસ્કૃતિક પ્રગતિની સમાન કક્ષાએ લાવવાને ધોરણે અને જાતિદ્વેષ તથા એક પ્રજા પરના બીજી પ્રજાના આધિપત્યને નાબૂદ કરવાને ધોરણે જ થઈ શકે. કોઈ પણ પ્રજા બીજી પ્રજાના આધિપત્ય તેમ જ શોષણને ગમે તેવાં રૂપાળાં નામ આપવામાં આવે તોપણ હવે બરદાસ્ત નહીં કરે. વળી, દુનિયાના બીજા ભાગો આબાદ થતા જતા હોય ત્યારે તેઓ પોતાની ગરીબાઈ અને દુઃખો તેમ જ હાડમારીઓને વિષે પણ ઉદાસીન રહી શકે એમ નથી. બીજે શું બની રહ્યું છે એની જાણ થતી નહોતી ત્યારે જ એ શક્ય હતું.

આ બધું દીવા જેવું સ્પષ્ટ દેખાય છે અને છતાં ભૂતકાળના બનાવોનો લાંબો ઇતિહાસ આપણને કહે છે કે, માણસનું ચિત્ત બનાવોના ક્રમથી ઘણું પાછળ પડી જાય છે અને તેમની સાથે તે બહુ ધીમી ગતિએ જ પોતાનો મેળ સાધી શકે છે. ભવિષ્યમાં જબરદસ્ત આફતમાંથી બચવાને તેમ જ બીજાઓની સ્વતંત્રતાના પાયા પર પોતાની બાધારહિત જીવનવ્યવસ્થા નિર્માણ કરવાને માટે દરેક રાષ્ટ્રે પોતાના સ્વાર્થની દૃષ્ટિથી પણ, આ વ્યાપક સહકારની દિશામાં વળવું જોઈએ. પણ ભૂતકાળની કલ્પનાઓ અને રૂઢ મતોને લીધે 'વાસ્તવદર્શી'નો સ્વાર્થ બહુ સંકુચિત બની જાય છે. એક યુગને અનુકૂળ વિચારો તેમ જ સમાજવ્યવસ્થાને તે માનવસ્વભાવ તેમ જ સમાજના અટળ ને અફર અંગ સમાન લેખે છે અને માનવસ્વભાવ તેમ જ સમાજ જેટલું પરિવર્તનશીલ બીજું કશું નથી એ હકીકત ભૂલી જાય છે. ધાર્મિક સ્વરૂપો અને ખ્યાલો અચળ બની જાય છે, સામાજિક સંસ્થાઓ નિષ્પ્રાણ બને છે, યુદ્ધને જીવનની જરૂરિયાત તરીકે લેખવામાં આવે છે, સામ્રાજ્ય તેમ જ સત્તાના વિસ્તારને પ્રાણવાન અને પ્રગતિશીલ પ્રજાના વિશિષ્ટ અધિકાર તરીકે ગણવામાં આવે છે, નફાની વૃત્તિને માણસ માણસ વચ્ચેના સંબંધમાં સૌથી બળવત્તર અને મુદ્દાની વસ્તુ તરીકે લેખવામાં આવે છે, જાતિની શ્રેષ્ઠતા વિષેની માન્યતા ધાર્મિક શ્રદ્ધા સમાન બની જાય છે અને એની દાંડી પીટવામાં નથી આવતી ત્યારે પણ એ માની લઈને જ ચાલવામાં આવે છે. આમાંના કેટલાક વિચારો પૂર્વ તેમ જ પશ્ચિમની સંસ્કૃતિઓમાં સામાન્ય છે; એમાંના ઘણા પશ્ચિમની આધુનિક સંસ્કૃતિના પાયામાં રહેલા છે અને તેમાંથી નાઝીવાદ તેમ જ ફાસીવાદનો ઉદય થયો છે. નૈતિક દૃષ્ટિએ તેમની અને ફાસી સિદ્ધાંતની વચ્ચે ઝાઝો તફાવત નથી; માનવજીવન અને માનવતાના ધર્મ પ્રત્યેના તુચ્છકારમાં જોકે ફાસીવાદ ઘણો આગળ વધ્યો છે. સાચે જ, યુરોપની જીવનદૃષ્ટિ પર માનવતાનો ધર્મ લાંબા સમયથી અસર કરતો આવ્યો છે, પણ

આજે ત્યાં આગળ તેની પરંપરા ભૂંસાતી જાય છે. ફાસીવાદનાં બીજ પશ્ચિમના દેશોના રાજકીય તેમ જ આર્થિક તંત્રમાં મોજૂદ હતાં. ભૂતકાળની આદર્શ-દષ્ટિ છોડી દેવામાં ન આવે તો યુદ્ધમાં વિજય મળ્યે કશો મોટો ફેરફાર થવાનો નથી. ભૂતકાળની કલ્પનાઓ અને ખ્યાલો જેમનાં તેમ ચાલુ રહેશે. એટલું જ નહીં પણ જોરશોરથી તેને અનુસરવામાં આવશે અને આપણે પાછા એને એ ચકરાવામાં ગોથાં ખાતા રહીશું.

આ લડાઈમાં બે મહત્ત્વની હકીકતો બહાર આવી છે. એક એ કે યુનાઈટેડ સ્ટેટ્સ તેમ જ સોવિયેટ રશિયાના સામર્થ્યમાં સારી પેઠે વધારો થયો છે અને બંને રાષ્ટ્રો પાસે પ્રકટ તેમ જ અપ્રકટ અખૂટ સાધનસામગ્રી પડેલી છે. ભારે વિનાશ થવાથી યુદ્ધ પહેલાંના કરતાં આજે સોવિયેટ રશિયા ઘણું કરીને ગરીબ બન્યું છે, પણ અપ્રકટ રૂપમાં તેની પાસે જબરદસ્ત સાધનસંપત્તિ પડેલી છે અને તે ઝડપથી આગલી હરોળમાં આવી જશે ને આગળ પણ નીકળી જશે. યુરેશિયાના ખંડમાં પશુબળ તેમ જ આર્થિક સામર્થ્યમાં તેની સામે માથું ઊંચું કરનાર કોઈ પણ રહેશે નહીં. તે ક્યારનુંયે પોતાની સત્તા વિસ્તારવાનું વલણ દાખવવા લાગ્યું છે અને વત્તાઓછા પ્રમાણમાં ઝારના સામ્રાજ્યને ધોરણે તે પોતાની હકૂમત નીચેનો પ્રદેશ વધારતું જાય છે. આ પ્રક્રિયા ક્યાં સુધી ચાલશે એ કહેવું મુશ્કેલ છે. તેની સમાજવાદી અર્થવ્યવસ્થામાં આ રીતે પ્રદેશો વધારવાનું આવશ્યક છે એવું નથી, કેમ કે, તેને સ્વયંપૂર્ણ કરી શકાય એમ છે. પણ બીજાં બળો અને જૂની શંકાઓ કાર્ય કરે છે.પેલો કહેવાતો ઘેરાઈ જવાનો ભય ફરી પાછો આપણા જોવામાં આવે છે. એ ગમે તેમ હો, યુદ્ધની ખાનાખરાબીમાંથી ફરી પાછા બેઠા થતા સોવિયેટ સંઘને હજી ઘણાં વરસ લાગશે. આમ છતાં પ્રદેશોની દૃષ્ટિએ નહીં તો બીજી રીતે પણ, પોતાની સત્તા વિસ્તારવાનું તેનું વલણ સ્પષ્ટપણે દેખાય છે. બીજો કોઈ પણ દેશ સોવિયેટ સંઘ જેટલો રાજકીય દૃષ્ટિએ સંગીન અને આર્થિક દૃષ્ટિએ સુસ્થિત નથી. છેવટનાં વરસોમાં જોકે ત્યાં આગળ કેટલીક વસ્તુઓ બની છે તેનાથી પહેલાંના તેના ઘણા પ્રશંસકોને આઘાત લાગ્યો છે. તેના આજના નેતાઓનું સ્થાન અજોડ છે અને ભવિષ્ય વિષેની તેમની દૃષ્ટિ પર બધું અવલંબે છે.

યુનાઈટેડ સ્ટેટ્સે તેના જબરદસ્ત ઉત્પાદન અને વ્યવસ્થાશક્તિથી દુનિયાને ચકિત કરી નાખી છે. તેણે આ રીતે યુદ્ધમાં આગળપડતો ભાગ લીધો છે એટલું જ નહીં, અમેરિકાની અર્થવ્યવસ્થાના મૂળમાં રહેલી પ્રક્રિયાને આપ્યો છે અને પોતાને માટે એક કોયડો ઉત્પન્ન કર્યો છે. એ તેની બુદ્ધિમત્તા અને શક્તિની ભારેમાં ભારે કસોટી કરે એમ છે. આંતરિક

તેમ જ ખાલી ઘર્ષણ વિના પોતાના મોજૂદ અર્થતંત્રના ચોકઠામાં રહીને તે એનો ઉકેલ કેવી રીતે લાવી શકશે એ આજે કહેવું, સાચે જ, મુશ્કેલ છે. અમેરિકાએ હવે દુનિયાના વહેવારથી અળગા રહેવાનો ખ્યાલ છોડી દીધો છે એમ કહેવામાં આવે છે. એ અનિવાર્ય છે, કેમ કે, હવે તેને પરદેશોમાં થતી નિકાસ પર અમુક અંશે આધાર રાખવો પડશે. યુદ્ધ પહેલાંના સમયમાં જે ગૌણ વસ્તુ હતી ને જેની લગભગ સંપૂર્ણપણે અવગણના કરી શકાય એમ હતું તે આજે મહત્ત્વની વસ્તુ બની ગઈ છે. યુદ્ધ અંગેના ઉત્પાદનને બદલે શાંતિના સમય માટેનું ઉત્પાદન કરવામાં આવશે ત્યારે ઘર્ષણ અને ઝઘડા પેદા કર્યા વિના એ બધો માલ ક્યાં નિકાસ કરી શકાશે? અને ઘેર પાછા ફરતા લાખો સશસ્ત્ર સૈનિકોને કેવી રીતે સમાવી લઈ શકાશે? યુદ્ધમાં પડેલા દરેક દેશની સામે એ પ્રશ્ન ખડો થવાનો છે, પણ યુનાઈટેડ સ્ટેટ્સના જેટલા મોટા પ્રમાણમાં તે કોઈ પણ દેશમાં ખડો થાય એમ નથી. હુન્નરવિજ્ઞાનમાં થયેલા જબરદસ્ત ફેરફારોને કારણે જોઈએ તેના કરતાં ઘણા મોટા પ્રમાણમાં ઉત્પાદન થશે અથવા સંખ્યાબંધ લોકો કામધંધા વિનાના બની જશે અથવા એ બંને થવાનો પણ સંભવ રહે છે. મોટા પાયા પરની બેકારી સામે ઉગ્ર વિરોધ જાગશે. અને યુનાઈટેડ સ્ટેટ્સની સરકારે એવી નીતિ જાહેર કરેલી છે કે બેકારીને દેશવટો આપવામાં આવ્યો છે. પાછા ફરતા સૈનિકો વગેરેને લાભકારક કામમાં ગોઠવી દેવાના અને બેકારી ટાળવાના પ્રશ્ન પર સારી પેઠે વિચાર થવા લાગ્યો છે. અમેરિકાના આંતરિક વ્યવહારની દૃષ્ટિએ આ બધાંની ચાહે તે અસર થાઓ છતાં પાયાના ફેરફારો થાય તે સિવાય એ પણ ઠીક ઠીક ગંભીર બનશે, પણ એની આંતરરાષ્ટ્રીય બાજુ પણ એટલી જ મહત્ત્વની છે.

ચાલુ જમાનાના ઢગલાબંધ ઉત્પાદનની આજની અર્થવ્યવસ્થા એવી વિચિત્ર પ્રકારની છે કે યુનાઈટેડ સ્ટેટ્સ જેવા દુનિયાના સૌથી તવંગર અને બળવાનમાં બળવાન દેશને પણ પોતાના વધારાના ઉત્પાદનને ઠેકાણે પાડવા માટે બીજા દેશો પર આધાર રાખવો પડે છે. યુદ્ધ પછીનાં થોડાં વરસ સુધી યુરોપમાં તેમ જ ચીન અને હિંદમાં યંત્રો તથા બીજા તૈયાર માલ માટે સારી પેઠે માગ રહેશે. પોતાનું વધારાનું ઉત્પાદન ઠેકાણે પાડવામાં અમેરિકાને આ વાત ઠીક ઠીક મદદરૂપ થઈ પડશે. પરંતુ દરેક દેશ પોતાને જોઈતી વસ્તુઓ તૈયાર કરી લેવા માટેની શક્તિ ઝડપથી ખીલવશે અને નિકાસ અન્યત્ર ન પેદા કરી શકાય એવી ખાસ વસ્તુઓ પૂરતી જ મર્યાદિત થઈ જશે. વસ્તુઓ વાપરવાની શક્તિ પણ આમજનતાની ખરીદશક્તિ અનુસાર મર્યાદિત બનશે અને એ વધારવા માટે મૂળભૂત આર્થિક ફેરફારો કરવાની

જરૂર પડશે. દુનિયાભરમાં જીવનનું ધોરણ સારું સરખું ઊંચું લાવવાથી આંતરરાષ્ટ્રીય વેપાર તેમ જ લેવડદેવડ ખીલશે અને વધશે એ સમજી શકાય એમ છે. પણ ખુદ જીવનનું ધોરણ ઊંચું લાવવા માટે પણ સામ્રાજ્યના તાબા નીચેના તેમ જ પછાત દેશોમાં ઉત્પાદન તથા વહેંચણી પરનાં રાજકીય તેમ જ આર્થિક બંધનો નાબૂદ કરવાની જરૂર છે. એને માટે અનિવાર્ય રીતે મોટા મોટા ફેરફારો કરવા પડશે. પરિણામે સમગ્ર તંત્ર ઊથલી પડશે અને નવી વ્યવસ્થા સાથે તેનો મેળ સાધવો પડશે.

ભૂતકાળમાં ઇંગ્લંડની અર્થવ્યવસ્થા મોટા પ્રમાણમાં માલની નિકાસ, પરદેશોમાં નાણાંનું રોકાણ, નાણાંની બાબતમાં લંડન શહેરની આગેવાની તેમ જ વહાણવટાના જબરદસ્ત રોજગાર પર નિર્ભર હતી. યુદ્ધ પહેલાં ઇંગ્લંડને લગભગ પચાસ ટકા જેટલી ખાધાખોરાકીની વસ્તુ માટે પરદેશો પર આધાર રાખવો પડતો હતો. વધુ અનાજ પેદા કરવા માટેની તીવ્ર ઝુંબેશને લીધે ઇંગ્લંડનો આ પરાશ્રય આજે ઘણું કરીને ઓછો થયો છે. આ ખોરાકીની વસ્તુઓનું તેમ જ કાચા માલની આયાત માટેનું દામ તૈયાર માલની નિકાસ, મૂડી રોકાણ, વહાણવટાનો રોજગાર, શરાફી કામગીરી તેમ જ જેને 'અણદીઠી' નિકાસ કહેવામાં આવે છે તે દ્વારા ઇંગ્લંડને ચૂકવવું પડતું હતું. પરદેશો સાથેનો વેપાર અને ખાસ કરીને મોટા પ્રમાણમાં માલની નિકાસ એ આમ બ્રિટનની અર્થવ્યવસ્થાનું મૂળભૂત અને મહત્ત્વનું અંગ હતું. એ અર્થવ્યવસ્થા તાબાના મુલકોમાં એકહથ્થુ ઇજારાની પદ્ધતિ દાખલ કરીને અને સામ્રાજ્યની અંદર સમાનતા જાળવી રાખવાને માટે ખાસ પ્રકારની વ્યવસ્થા કરીને ટકાવી રાખવામાં આવતી હતી. આ એકહથ્થુ ઇજારાની પદ્ધતિ તેમ જ વ્યવસ્થા સંસ્થાનો તેમ જ તાબાના મુલકોને માટે ભારે નુકસાનકર્તા હતી અને ભવિષ્યમાં તેમને તેમના જૂના સ્વરૂપમાં ટકાવી રાખવાનું શકય નથી. બ્રિટનનાં પરદેશોમાંનાં રોકાણો અદશ્ય થઈ ગયાં છે અને તે ભારે દેવાદાર દેશ બની ગયો છે. વળી નાણાંની બાબતમાં લંડનની આગેવાની પણ જતી રહી છે. એનો અર્થ એ થયો કે યુદ્ધ પછીનાં વરસોમાં બ્રિટનને પોતાના નિકાસના વેપાર તેમ જ વહાણવટાના રોજગાર પર પહેલાં કરતાં પણ વધારે આધાર રાખવો પડશે. અને છતાં, નિકાસ વધારવાની વાત બાજુએ રહી, પહેલાંના ધોરણે તેને ટકાવી રાખવાની શકયતા પણ બહુ ઓછી છે.

યુદ્ધ પહેલાંનાં ૧૯૩૫–૩૮નાં વરસોમાં ઇંગ્લંડની આયાત (આયાત કરીને ફરીથી નિકાસ કરેલો માલ બાદ કરતાં) ૮૬૬,૦૦૦,૦૦૦ પાઉન્ડની હતી. નાણાં આ પ્રમાણે ચૂકવવામાં આવ્યાં હતાં :

| | |
|---|---|
| નિકાસ | ૪૭૮૦ લાખ પાઉન્ડ |
| પરદેશોમાના રોકાણુની આવક | ૨૦૩૦ ,, ,, |
| વહાણુવટાની આવક | ૧૦૫૦ ,, ,, |
| શરાફી કામગીરીની આવક | ૪૦૦ ,, ,, |
| ખાધ | ૪૦૦ ,, ,, |
| | કુલ ૮૬૬૦ ,, ,, |

પરદેશોમાના મૂડી રોકાણમાથી ઇગ્લડને સારી સરખી આવ- થતી હતી તેને બદલે હિદ, મિસર, આર્જેન્ટાઈન તેમ જ બીજા દેશોમાથી તેણે માલ તેમ જ કામગીરી ઉધાર લીધા હતા (આમા અમેરિકાના ધિરાણુપટા અગેની લેવડદેવડનો સમાવેશ થતો નથી ) તેને લીધે પરદેશોમા તેને માથે હવે જબરદસ્ત દેવુ થઈ ગયુ છે લોર્ડ કેઈન્સના અદાજ પ્રમાણે યુદ્ધને અતે એ દેવુ વધીને ૩૦,૦૦૦ લાખ પાઉન્ડ જેટલુ થશે પાચ ટકા લેખે ગણુતા દર વરસે એનુ વ્યાજ ૧૫૦૦ લાખ પાઉન્ડ જેટલુ થશે આ રીતે લડાઈ પહેલાના વરસોના સરેરાશ ધોરણે બ્રિટનને દર વરસે ૩૦,૦૦ લાખ પાઉન્ડની ખાધ પડશે નિકાસ વધારીને તેમ જ બીજી કામગીરી વડે આવક વધારીને આ ખાધ પૂરી કરવામા ન આવે તો ત્યાનુ જીવનધોરણ સારી પેઠે નીચુ ઊતરી જશે

બ્રિટનની યુદ્ધોત્તર નીતિની આ નિર્ણાયક બાબત હોય એમ જણાય છે અને તેને જો તેની આજની અર્થવ્યવસ્થા ટકાવી રાખવી હોય તો અનિવાર્ય હોય એવા નજીવા ફેરફારો કરીને પરદેશો પરની પોતાની હકૂમત તેમ જ સામ્રાજ્ય તેણે ટકાવી રાખવા જોઈએ એમ તેને લાગે છે તેની સાથે સકળાયેલા સ્વાધીન સસ્થાનો તેમ જ પરાધીન દેશોના સમૂહના અગ્રેસર બનીને જ તે દુનિયામા આગળપડતો ભાગ ભજવવાને તેમ જ યુનાઈટેડ સ્ટેટ્સ અને સોવિયેટ સઘ એ બે જગતની જબરદસ્ત સત્તાઓ વચ્ચે રાજકીય તેમ જ આર્થિક દૃષ્ટિએ સમતુલા જાળવી રાખવાની આશા સેવે છે એથી તે પોતાનુ સામ્રાજ્ય ટકાવી રાખવા, તેની પાસે જે કઈ છે તે સાચવી રાખવા તેમ જ નવા પ્રદેશોમા પોતાની લાગવગ ફેલાવવાને ચાહે છે થાઈલેન્ડ એનુ ઉદાહરણ છે એથી જ પોતાના સસ્થાનો સાથે તેમ જ પશ્ચિમ યુરોપના કેટલાક નાના રાજ્યો સાથે વધારે નિકટનો સબધ કેળવવાની નીતિ બ્રિટને અખત્યાર કરી છે તાબાના મુલકો અગેની ફ્રાન્સ તેમ જ હોલેન્ડની નીતિ સામાન્ય રીતે એ અગેની બ્રિટિશ નીતિને ટેકો આપે છે હવે રહ્યુ સામ્રાજ્ય

ખરેખર પેટા સામ્રાજ્ય અથવા ઉપસામ્રાજ્ય છે અને તે બ્રિટિશ સામ્રાજ્યના ટેકા વિના ટકી શકે એમ નથી.

બ્રિટિશ નીતિનું આ વલણ સહેલાઈથી સમજી શકાય એમ છે, કેમ કે, ભૂતકાળની દૃષ્ટિ અને ધોરણો પર એનું મંડાણ છે અને ભૂતકાળના પાશથી જકડાયેલા લોકોએ તેને નિર્માણ કરી છે. આમ છતાં ઓગણીસમી સદીની અર્થવ્યવસ્થાના એ જૂના સંદર્ભમાં બ્રિટનની સામે ભારે મુશ્કેલીઓ ખડી થઈ છે. લાંબે ગાળે જોતાં તેની સ્થિતિ દુર્બળ છે, તેની અર્થવ્યવસ્થા આજની પરિસ્થિતિ સાથે બંધબેસતી નથી, તેની આર્થિક સાધનસંપત્તિ મર્યાદિત છે અને તેનું ઔદ્યોગિક તેમ જ લશ્કરી સામર્થ્ય જૂના ધોરણે ટકાવી શકાય એમ નથી. એ જૂની અર્થવ્યવસ્થા ટકાવી રાખવા માટે સૂચવવામાં આવેલી પદ્ધતિઓમાં મૂળભૂત અસ્થિરતા રહેલી છે, કેમ કે, એને લીધે તાબાના મુલકોમાં નિરંતર ઘર્ષણ અને ઝઘડા, બિનસલામતી તેમ જ કડવાશની લાગણી પેદા થાય એમ છે અને એને પરિણામે ભવિષ્ય બ્રિટનને માટે વળી વધારે જોખમકારક બની જાય એવો સંભવ છે. પોતાનું પહેલાંનું જીવનધોરણ ટકાવી રાખવાની તેમ જ બની શકે તો તે એથીયે ઊંચું લઈ જવાની બ્રિટિશરોની ઇચ્છા સમજી શકાય એવી છે. પણ બ્રિટનની નિકાસ માટેનાં સુરક્ષિત બજારો તેમ જ કાચો માલ ને સોંઘું અનાજ પૂરાં પાડનારા પોતાના અંકુશ નીચેના દેશો આ બે વસ્તુઓ પર તેનો આધાર છે. એનો અર્થ એ થયો કે, એશિયા અને આફ્રિકાના કરોડો લોકોને માંડ પેટિયું મળી રહે એવી અથવા એના કરતાંયે કંગાળ હાલતમાં રાખીને પણ બ્રિટનનું જીવનધોરણ ટકાવી રાખવું જોઈએ. બ્રિટનનું જીવનધોરણ નીચું કરવાનું કોઈ કહેતું નથી પણ આફ્રિકા તેમ જ એશિયાના લોકોને લગભગ પશુના જેવી દશામાં રાખી મૂકનારી તાબાના મુલકોના શોષણ પર રચાયેલી આ અર્થવ્યવસ્થા ટકાવી રાખવાને તે બધા કદીયે કબૂલ થનાર નથી. યુદ્ધ પહેલાં બ્રિટનની માથાદીઠ વાર્ષિક આવક ૯૭ પાઉન્ડની હતી એમ કહેવાય છે; (યુનાઈટેડ સ્ટેટ્સની તો એથીયે ઘણી વધારે હતી.) હિંદમાં તે ૬ પાઉન્ડ કરતાં પણ ઓછી હતી. આવી જબરદસ્ત વિષમતા ચલાવી લઈ શકાય એમ નથી. અને પરાધીન દેશોના શોષણ પર રચાયેલી અર્થવ્યવસ્થાનું મળતર ઘટતું જાય તેની હકૂમત ચલાવનાર દેશ પર પણ આખરે માઠી અસર થાય છે. યુનાઈટેડ સ્ટેટ્સમાં આનો તાદૃશ અનુભવ થયો છે અને તેથી તે તાબાના દેશોને સ્વરાજ આપીને તેમ જ તેમની ઔદ્યોગિક ખિલવણી કરીને એ દેશોની પ્રજાઓની ખરીદશક્તિ વધારવાને ચાહે છે. ઇંગ્લંડમાં પણ હિંદનું ઉદ્યોગીકરણ કરવાની જરૂરિયાત વિષે કંઈક પ્રતીતિ થઈ છે એમ લાગે છે અને બંગાળના દુકાળે ઘણા લોકોને એ બાબતમાં ઉત્કટતાથી

વિચાર કરતા રી મૂક્યા છે પણ બ્રિટિશ નીતિની નેમ હિંદના ઉદ્યોગોની ખિલવણી બ્રિટિશરોના અંકુશ નીચે થાય અને તેમા બ્રિટિશ ઉદ્યોગોને વિશિષ્ટ અધિકારનુ સ્થાન મળે એવી છે હિંદનુ તેમ જ એશિયાના બીજા દેશોનુ ઉદ્યોગીકરણ થયા વિના રહેવાનુ નથી સવાલ છે કેવળ તેની ગતિનો પણ તેનો બીજા દેશોના શોષણ પર રચાયેલી અર્થવ્યવસ્થા સાથે તેમ જ પરદેશોના અંકુશ સાથે મેળ ખાઈ શકે કે કેમ એ બહુ શંકાસ્પદ છે

આજે જે બ્રિટિશ સામ્રાજ્ય છે તે બેશક ભૌગોલિક ઘટક નથી તેમ જ તે અસરકારક આર્થિક કે લશ્કરી ઘટક પણ નથી એ ઐતિહાસિક અને લાગણીજન્ય ઘટક છે લાગણી તેમ જ જૂના બંધનોની અસર હજી ટકી રહી છે, પણ લાંબે ગાળે તે બીજી એથી વધારે મહત્ત્વની બાબતોને બાજુએ ઠેલી શકે એવો સભવ નથી અને એ લાગણી પણ ઇંગ્લંડના લોકોના જાતભાઈઓ જ્યા વસે છે ત્યા જ જોવામા આવે છે હિંદમા કે બ્રિટિશ સામ્રાજ્યના બીજા પરાધીન દેશોમા એ જોવામા આવતી નથી ત્યા એથી ઊલટી વાત નજરે પડે છે બોઅર લોકોને લાગેવળગે છે ત્યા સુધી એ દક્ષિણ આફ્રિકામા પણ જોવામા આવતી નથી મોટા સસ્થાનોમા બ્રિટન સાથેની પરંપરાગત કડીને દુર્બળ કરે એવા સૂક્ષ્મ ફેરફારો થતા જાય છે યુદ્ધ દરમ્યાન કૅનેડાએ ઉદ્યોગના ક્ષેત્રમા ખૂબ પ્રગતિ કરી છે અને હવે તે યુનાઈટેડ સ્ટેટ્સ જોડે નિકટના સબધથી સંકળાયેલુ મહત્ત્વનુ રાષ્ટ્ર બન્યુ છે તેણે સવર્ધનશીલ એટલે કે વધુ ને વધુ બહોળી થતી જતી અર્થવ્યવસ્થા ખીલવી છે અને તે કેટલીક બાબતોમા બ્રિટનના ઉદ્યોગોના માર્ગમા આવશે ઑસ્ટ્રેલિયા તેમ જ ન્યૂઝીલૅન્ડ ની અર્થવ્યવસ્થા પણ એવા જ પ્રકારની હોઈ એ બને દેશોને હવે એમ લાગવા માડયુ છે કે તેઓ બ્રિટનના યુરોપી વર્તુળમા નથી પણ જ્યા આગળ યુનાઈટેડ સ્ટેટ્સ મહત્ત્વનો ભાગ ભજવનાર છે તે એશિયાઈ અમેરિકન વર્તુળમા છે સાસ્કૃતિક દૃષ્ટિએ ઑસ્ટ્રેલિયા તેમ જ કૅનેડા બને યુનાઈટેડ સ્ટેટ્સ તરફ વધુ ને વધુ ઢળતા જાય છે

પોતાના તાબા નીચેના મુલકો પર પોતાની હકૂમત ચાલુ રાખવાની ઇંગ્લંડની દૃષ્ટિનો અમેરિકન નીતિ તેમ જ લાગવગનુ ક્ષેત્ર વધારવાના વલણ સાથે આજે મેળ ખાતો નથી યુનાઈટેડ સ્ટેટ્સને પોતાનો તૈયાર માલ નિકાસ કરવા માટે ખુલ્લા બજારો જોઈએ છે બીજી સત્તાઓ તેમના પર મર્યાદાઓ મૂકે અથવા તેમને પોતાના અંકુશ નીચે રાખે એ તેને રુચતુ નથી એશિયામા ઉદ્યોગોની ખિલવણી થાય અને ત્યાની કરોડોની વસ્તીનુ તેમ જ બીજા પછાત દેશોના લોકોનુ જીવનધોરણ ઊચુ થાય એમ તે ઇચ્છે છે પરગજુ દૃષ્ટિથી નહી, પણ પોતાના વધારાના માલનો નિકાલ કરવાને માટે તે એવી ઇચ્છા

લાવે છે? થોડા જ વખતમાં ગરીબાઈ અને નિરક્ષરતા દૂર થશે અને જીવન કંઈક રાહતભર્યું થશે એવી આશા એ આપે છે? એશિયા અને આફ્રિકાના લોકો રાષ્ટ્રવાદી છે, પણ એ રાષ્ટ્રીયતા બીજાઓ પર આધિપત્ય જમાવવા કે તેમની બાબતોમાં દરમ્યાનગીરી કરવા માગતી નથી. જગતની બધી પ્રજાઓ વચ્ચે સહકાર સાધવાને આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા સ્થાપવાના સઘળા પ્રયાસોને તેઓ આવકારે છે, પણ પહેલાનું આધિપત્ય ચાલુ રાખવા માટેનો એ કોઈક નવો દાવ તો ન હોય એવી શંકા તેમને રહે છે. એશિયા તેમ જ આફ્રિકાના ઘણા મોટા પ્રદેશોની ક્રીડીદર જનતા જાગી ઊઠી છે અને અસંતુષ્ટ બની છે. ચાલુ પરિસ્થિતિ હવે વધુ વખત સાંખવાને તે બિલકુલ તૈયાર નથી. એશિયાના જુદા જુદા દેશોના સંજોગો તેમ જ તેમના પ્રશ્નો વચ્ચે ખૂબ તફાવત છે પણ આ વિસ્તૃત પ્રદેશમાં, ચીન અને હિંદમાં, અગ્નિ એશિયાના દેશોમાં, પશ્ચિમ એશિયામાં તેમ જ આરબ દેશોમાં સર્વત્ર એક જ પ્રકારની ભાવના તેમ જ એ બધા પ્રદેશોને એક સાથે સાંકળનારી અણદીઠ કડીઓ રહેલી છે.

એક હજાર વરસ કે તેથી વધારે સમય સુધી યુરોપ પછાત હતું અને ઘણી વાર અંધકારયુગમાં ડૂબી જતું હતું ત્યારે એશિયામાં માનવીની પ્રગતિશીલ ભાવનાનો ઉદય થયો હતો. એ દરમ્યાન ત્યાં આગળ યુગે યુગે ઉજ્જવળ ને પ્રતિભાશાળી સંસ્કૃતિઓ ફાલીફૂલી તેમ જ સંસ્કૃતિ અને સત્તાનાં મહાન કેન્દ્રો ઊભાં થયાં. આશરે પાંચસો વરસ પર યુરોપ જાગ્યો ને ધીમે ધીમે તેણે પૂર્વમાં તેમ જ પશ્ચિમ તરફ ફેલાવા માંડયું અને એ રીતે સદીઓ પછી તે સત્તા, સંપત્તિ અને સંસ્કૃતિમાં દુનિયાનો સૌથી આગળપડતો ખંડ બન્યો. આ ફેરફાર કંઈક ઘટમાળની પેઠે થાય છે કે શું? અને એ પ્રક્રિયા હવે ઊલટી દિશામાં થવા લાગી છે ખસૂસ, સત્તા અને અધિકાર છેક પશ્ચિમ તરફ અમેરિકામાં તેમ જ મૂળ જેને યુરોપી સંસ્કૃતિનો વારસ ભાગ્યે જ કહી શકાય તે પૂર્વ યુરોપમાં વધારે પ્રમાણમાં ખસી ગયાં છે. પૂર્વમાં સાઈબીરિયામાં પણ જબરદસ્ત પ્રગતિ થતી જાય છે અને પૂર્વના બીજા દેશો પરિવર્તન અને ઝડપી પ્રગતિ માટે તૈયાર થઈને બેઠા છે. ભવિષ્યમાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સંઘર્ષ પેદા થશે કે પછી તેમની વચ્ચે કાંઈક નવીન સમતુલા પેદા થશે?

એનો નિર્ણય ભવિષ્યમાં ઘણા લાંબા ગાળા પછી થશે અને એટલી બધી લાંબી નજર દોડાવવાનો આજે કશો અર્થ નથી. આજે આપણે આજનો બોજો ઉઠાવવાનો છે અને આપણને સંતાપી રહેલા અનેક પ્રશ્નોનું નિરાકરણ કરવાનું છે. બીજા અનેક દેશોની પેઠે હિંદમાં પણ આ બધા પ્રશ્નોની પાછળ ...યો મુદ્દો રહેલો છે અને તે એ કે અમારે કેવળ ૧૯મી સદીમાં યુરોપમાં ...ની તેવી ઢબની લોકશાહી સ્થાપીને બેગી રહ્યે ચાલે એમ નથી પણ તે ઉપરાંત

દૂરગામી સામાજિક ક્રાંતિ પણ કરવી પડશે. એ અનિવાર્ય જણાતા ફેરફાર સાથે ખુદ લોકશાહીને પણ લાગેવળગે છે અને તેથી દૂરગામી સામાજિક ક્રાંતિ જેમને મંજૂર નથી તેમનામાં લોકશાહીની શક્યતાને વિષે શંકા અને અવિશ્વાસ પેદા થાય છે, એમાંથી ફાસીવાદી વૃત્તિઓ ઉદ્ભવે છે અને સામ્રાજ્યવાદી દૃષ્ટિ ચાલુ રહે છે. કોમી અથવા લઘુમતીનો પ્રશ્ન, દેશી રાજાઓ, ધાર્મિક સમૂહો તેમ જ મોટા જમીનદારોનાં સ્થાપિત હિતો અને હિંદમાં સુરક્ષિત થઈને બેઠેલાં બ્રિટિશ સત્તા તથા બ્રિટિશ ઉદ્યોગનાં હિતો વગેરે હિંદના આજના અમારા બધા પ્રશ્નો છેવટે સામાજિક ફેરફારના વિરોધમાં પરિણમે છે. અને કોઈ પણ સાચી લોકશાહીમાંથી આવા ફેરફારો થવાનો સંભવ હોવાથી ખુદ લોકશાહીનો વિરોધ કરવામાં આવે છે ને હિંદની વિશિષ્ટ પ્રકારની પરિસ્થિતિ જોતાં આ દેશને માટે તે અનુકૂળ નથી એમ માનવામાં આવે છે. આમ, હિંદના પ્રશ્નો અનેકવિધ અને બીજા દેશોના પ્રશ્નોથી ભિન્ન હોવાનો ભાસ થાય છે, પણ તત્ત્વતઃ તે ચીન કે સ્પેનના અથવા યુદ્ધને લીધે બહાર આવેલા યુરોપના કે બીજા ખંડોના દેશોના પ્રશ્નોના જેવા જ છે. યુરોપની નાઝી સત્તાનો સામનો કરવા માટેની બધી ચળવળોમાં પણ આ સંઘર્ષો પ્રતિબિંબિત થાય છે. દરેક ઠેકાણે સામાજિક બળોની જૂની સમતુલા ઊથલી પડી છે અને નવી સમતુલા સ્થાપિત થતાં સુધી તંગદિલી, મુશ્કેલી અને કલહ ચાલુ રહેવાનાં જ. આજની ઘડીના આ પ્રશ્નમાંથી આપણા જમાનાનો સૌથી મહત્ત્વનો પ્રશ્ન ઉદ્ભવે છે. લોકશાહી અને સમાજવાદનો સુમેળ કેવી રીતે સાધવો, વ્યક્તિની સ્વતંત્રતા તેમ જ આગળ પડીને કાર્ય કરવા માટેની તેની પ્રેરણા જાળવી રાખવાં અને છતાં રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય ભૂમિકા પર કેન્દ્રસ્થ સામાજિક નિયંત્રણ અને પ્રજાના આર્થિક જીવનનું નિયોજન કેવી રીતે સાધવાં.

## ૧૩

## સ્વતંત્રતા અને સામ્રાજ્ય

યુનાઈટેડ સ્ટેટ્સ અને સોવિયેટ રશિયા ભવિષ્યમાં મહત્ત્વનો ભાગ ભજવનાર છે. આગળ વધેલા કોઈ પણ બે દેશો હોઈ શકે એટલા તેઓ એકબીજાથી ભિન્ન છે અને તેમના દોષો સુધ્ધાં સામસામી દિશામાં છે. કેવળ રાજકીય લોકશાહીનાં બધાં અનિષ્ટ તત્ત્વો યુનાઈટેડ સ્ટેટ્સમાં નજરે પડે છે અને રાજકીય લોકશાહીના અભાવનાં અનિષ્ટ તત્ત્વો સોવિયેટ રશિયામાં મોજૂદ છે. અને છતાં એ બંનેમાં સમાન વસ્તુઓ પણ ઘણી છે; જેમ કે ક્રિયાશીલ દૃષ્ટિ

અને અખૂટ સાધનસંપત્તિ, સામાજિક પ્રવાહિતા, મધ્યકાલીન ભૂમિકાનો અભાવ, વિજ્ઞાન અને તેના વિનિયોગ વિશેની શ્રદ્ધા ને બહોળી કેળવણી અને પ્રજાને માટે પૂરતી તકો અમેરિકામા આવકની અસમાનતા મોટી છે પણ દુનિયાના ઘણાખરા દેશોની પેઠે ત્યા પરાપૂર્વથી ચાલતા આવેલા રૂઢ વર્ગો નથી અને સમાનતાની લાગણી પ્રવર્તે છે આમજનતાની સાસ્કૃતિક સિદ્ધિઓ તેમ જ તેની કેળવણીમાં જબરદસ્ત પ્રગતિ એ રશિયાની છેલ્લા વીસ વરસોની સૌથી મહત્ત્વની ઘટના છે. એમ એ બને દેશોમા પ્રગતિશીલ અને લોકશાહી ધોરણના સમાજ માટેની આવશ્યક ભૂમિકા મોજૂદ છે, કેમ કે, અજ્ઞાન અને ઉદાસીન લોકો પરના મૂઠીભર બુદ્ધિજીવી લોકોના શાસનના પાયા પર એવા પ્રકારનો સમાજ રચી શકાય નહી વળી કેળવણી અને સસ્કૃતિની દૃષ્ટિએ આગળ વધેલી પ્રજા પર એવા બુદ્ધિજીવી લોકોનુ આધિપત્ય લાંબા કાળ સુધી ચાલી શકે પણ નહી.

સો વરસ પર તે સમયના અમેરિકન લોકો વિષે ચર્ચા કરતાં દ ટોકવીલે કહ્યું હતુ 'લોકશાહીનો સિદ્ધાંત એક બાજુ કેવળ વિજ્ઞાનની ઉપાસનાને ખાતર વિજ્ઞાનની ખિલવણી કરવા તરફ ન વાળતો હોય તો બીજી બાજુએ વિજ્ઞાનની ખિલવણી કરનારાઓની સખ્યામા ખસૂસ જબરદસ્ત વધારો કરે જ છે અસમાનતાની કાયમી સ્થિતિ માણસોને પોતાની સઘળી વિચારશક્તિ અદભાની અને તાર્કિક સત્યોના વિફલ સંશોધનમા ખરચવાને પ્રેરે છે, જ્યારે લોકશાહીની સામાજિક પરિસ્થિતિ તેમ જ સસ્થાઓ તેમને વિજ્ઞાનના તાત્કાલિક અને વહેવારમા ઉપયોગી થઈ પડે એવા પરિણામો શોધવાને માટે તૈયાર કરે છે એ વલણ સ્વાભાવિક અને અનિવાર્ય છે' એ પછી અમેરિકા સારી પેઠે વિકસ્યુ ને બદલાયુ છે અને તે અનેક જાતિઓના મેળા સમું બની ગયુ છે. પણ તેની મૂળભૂત વિશિષ્ટતાઓ ટકી રહી છે

અમેરિકનો અને રશિયનોની બીજી એક સામાન્ય વિશિષ્ટતા એ છે કે તેમના ખભા પર ભૂતકાળનો મોટો બોજો લદાયેલો નથી એ બોજો એશિયા તેમ જ યુરોપને સતાપી રહ્યો છે અને તેમની પ્રવૃત્તિઓ અને સઘર્ષો ઘણે અશે તેમાથી ઉદ્ભવ્યા છે બેશક, તેઓ ચાલુ પેઢીના જબરદસ્ત બોજામાથી ઊગરી શકે એમ નથી કોઈ પણ એમાથી ઊગરી શકે એમ નથી પણ બીજી પ્રજાઓને મુકાબલે તેમનો ભૂતકાળ વધારે સ્પષ્ટ છે અને તેમની ભવિષ્યની મુસાફરી માટે તેમના માથા પરનો બોજો ઓછો છે

એથી તેઓ પરસ્પરના અવિશ્વાસની ભૂમિકા વિના બીજી પ્રજાઓ સાથે સમાગમમા આવી શકે છે એ અવિશ્વાસ સુસ્થિત સામ્રાજ્યવાદી રાષ્ટ્રોના બીજા રાષ્ટ્રો સાથેના સપર્કની સાથે હમેશા સકળાયેલો હોય છે તેમનો ભૂતકાળ સર્વથા નિષ્કલક અથવા અવિશ્વાસરહિત છે એવુ કહેવાનો આશય નથી અમેરિકનોની

આગળ તેમના હબસીઓનો પ્રશ્ન પડેલો છે: એ તેમની લોકશાહી અને સમાનતાની વાતોને હમેશાં દૂષિત કરે છે. રશિયનોએ પૂર્વ યુરોપમાં ભૂતકાળના દ્વેષોની સ્મૃતિઓ હજી ભૂંસી નાખવાની રહી છે. ચાલુ યુદ્ધ તેમાં ઉમેરો કરતું જાય છે. આમ છતાં અમેરિકનો બીજા દેશો સાથે સહેલાઈથી મૈત્રી કરી શકે છે. રશિયનોમાં જાતિની સરસાઈ અથવા જાતિદ્વેષનું લગભગ નામનિશાન નથી એમ કહી શકાય.

યુરોપનાં મોટા ભાગનાં રાષ્ટ્રો પરસ્પરના રાગદ્વેષો, સંઘર્ષો તેમ જ અન્યાયોથી ભરપૂર છે. સામ્રાજ્યવાદી સત્તાઓએ તેમના અમલ નીચેની પ્રજાઓના તેમના પ્રત્યેના તીવ્ર અણગમાનો અનિવાર્ય રીતે એમાં ઉમેરો કર્યો છે. ઇંગ્લંડના લાંબા સમયના સામ્રાજ્યવાદી અમલને લીધે તેના પરનો બોજો સૌથી વધારે છે. આને લીધે અથવા જાતિની ખાસિયતને લીધે અંગ્રેજો સુગાળવા ને અતડા બની ગયા છે અને બીજાઓ સાથે તેઓ સહેલાઈથી મૈત્રી કરી શકતા નથી. દુર્ભાગ્યે પરદેશોમાં તેમની કિંમત તેમના સરકારી પ્રતિનિધિઓથી અંકાય છે. અંગ્રેજ પ્રજાના ઉદાર વલણ તેમ જ સંસ્કારિતાના પ્રતિનિધિ તેમને ભાગ્યે જ લેખી શકાય. તેમનામાં ઘણી વાર હલકટપણું અને ધાર્મિકતાના ડોળનું મિશ્રણ થયેલું હોય છે. આ સરકારી અધિકારીઓને બીજાઓને વિરોધી બનાવવાની ખાસ આવડત હોય છે. થોડાક માસ પર હિંદી સરકારના એક સેક્રેટરીએ ગાંધીજી પર અટકાયતમાં હતા ત્યારે સરકાર તરફથી એક પત્ર લખ્યો હતો. ઇરાદાપૂર્વકની ઉદ્ધતાઈનો એ નમૂનો છે. એ પત્રને પ્રજાના ઘણા મોટા ભાગે હિંદી પ્રજાના ઇરાદાપૂર્વકના અપમાન તરીકે લેખ્યો હતો. કેમ કે, ગાંધીજી હિંદી પ્રજાના પ્રતીક સમા બની ગયા છે.

ભવિષ્યમાં શું થનાર છે? સામ્રાજ્યવાદનો બીજો યુગ શરૂ થશે કે પછી આંતરરાષ્ટ્રીય સહકાર અથવા જગદ્રાષ્ટ્રનો યુગ આરંભાશે? પહેલું સામ્રાજ્યના યુગ તરફ ઢળતું દેખાય છે અને જૂની દલીલોનો પુનરુચ્ચાર કરવામાં આવે છે, પણ તેમાં પહેલાંના જેટલી નિખાલસતા રહી નથી. માનવજાતની નૈતિક આકાંક્ષાઓ તેમ જ તેણે આપેલાં બલિદાનોનો હીન ધ્યેયો સાધવાને માટે ઉપયોગ કરવામાં આવે છે, રાજકર્તાઓ માનવીની ભલાઈ અને ખાનદાનીનો દુષ્ટ હેતુને અર્થે દુરુપયોગ કરે છે અને પ્રજાની ભીતિઓ, રાગદ્વેષો, ને ખોટી મહત્ત્વાકાંક્ષાઓનો ગેરલાભ ઉઠાવે છે. પ્રાચીન સમયમાં લોકો સામ્રાજ્યના સંબંધમાં વધારે સ્પષ્ટવક્તા હતા. એથેન્સના સામ્રાજ્યને વિષે થ્યુસીડાઇડ્સે લખ્યું છે: 'બર્બર લોકોને અમે એકલે હાથે હરાવ્યા, એથી અથવા અમારા આશ્રિતો અને સંસ્કૃતિને ખાતર અમે અમારી હસ્તી જોખમાવી એ કારણે અમે સામ્રાજ્યના હકના અધિકારી છીએ એવો રૂડોરૂપાળો દાવો અમે નથી કરતા.

પોતાની સલામતીનો યોગ્ય બંદોબસ્ત કરવાને માટે માણસોની પેઠે રાજ્યોને પણ દોષ ન દઈ શકાય. હમણાં અમે સિસિલીમાં છીએ તે અમારી પોતાની સલામતીને અર્થે જ. . . . ડરના માર્યા જ ગ્રીસમાંના અમારા સામ્રાજ્યને અમે વળગી રહીએ છીએ અને ડરના માર્યા જ અમે અમારા મિત્રોની મદદથી સિસિલીમાં વ્યવસ્થા સ્થાપવાને આવ્યા છીએ.' વળી ઍથેન્સનાં સંસ્થાનોની ખંડણીનો ઉલ્લેખ કરતાં તે કહે છે: 'ખંડણી લેવી એ દુષ્ટતાભર્યું લાગવા સંભવ છે, પરંતુ એ જતી કરવી એ ખચીત મૂર્ખાઈ થઈને જ રહે.'

ઍથેન્સનો ઇતિહાસ લોકશાહી સાથે સામ્રાજ્યની વિસંગતિનો, લોકશાહી રાજ્યના પોતાનાં સંસ્થાનો પરના જુલમી અમલનો, એ સામ્રાજ્યની ઝડપી અવનતિ અને પતનના પાઠોથી ભરપૂર છે. સ્વતંત્રતા અને સામ્રાજ્યનો કોઈ પણ પુરસ્કર્તા આજે થ્યુસીડાઇડ્સના જેટલી સરસ રીતે અને તેના જેટલી છટાદાર વાણીમાં પોતાનો કેસ રજૂ કરી શકે એમ નથી: 'અમે સંસ્કૃતિના ધુરંધરો અને માનવજાતના અગ્રેસરો છીએ. અમારો સમાજ અને અમારો સંપર્ક એ માણસ આપી શકે એવી સર્વશ્રેષ્ઠ વસ્તુ છે. અમારા પ્રભાવના વર્તુળની અંદર હોવું એ પરાધીનતા નહીં પણ અમોલો લહાવો છે. અમે જે સમૃદ્ધ વારસો બક્ષીએ છીએ તેનું ઋણ પૂર્વની સઘળી ધનદોલતથી ફેડી શકાય એમ નથી. એથી અમારા તરફ ખેંચાઈ આવતી સાધનસંપત્તિ અને નાણાંનો ઉપયોગ કરતા કરતા, પ્રસન્નતાપૂર્વક અમે કામ કરી શકીએ છીએ. કેમ કે અમને પૂરો વિશ્વાસ છે કે તેઓ ચાહે તેટલો પ્રયાસ કરે તોયે અમે લેણદાર જ રહેવાના છીએ. ભારે પરિશ્રમ કરીને અને યાતનાઓ વેઠીને તેમ જ અનેક રણક્ષેત્રો પર અમે માનવની સત્તાની ચાવી પામ્યા છીએ; જે માનવીના સુખની પણ ચાવી છે. માણસોએ ભિન્ન ભિન્ન નામોથી એની અટકળ કરી છે. પણ અમે એકલાએ જ એ વસ્તુ સિદ્ધ કરી છે અને અમારા નગરમાં તેની સ્થાપના કરી છે. અને અમે એને 'સ્વતંત્રતા'ના નામથી ઓળખીએ છીએ, કેમ કે, તેણે અમને શીખવ્યું છે કે કર્તવ્યપાલન એ જ સ્વતંત્રતા છે. સ્વાર્થને ખાતર નહીં પણ સ્વતંત્રતાના ભયરહિત આત્મવિશ્વાસથી સમગ્ર માનવજાતમાં અમે એકલા જ અમારો લાભ સૌને શાથી આપીએ છીએ એ તમે જાણો છો ખરા?'

સ્વતંત્રતા અને લોકશાહીની આટઆટલા જોરશોરથી જાહેરાતો કરવામાં આવે છે તે છતાં થોડા લોકોમાં તે મર્યાદિત રહી છે એવા આજના દિવસોમાં પણ ઉપરના ફકરામાં આપણને સુપરિચિત રણકો સંભળાય છે. સત્ય છે અને સત્યનો ઇન્કાર પણ છે. બાકીની માનવજાત વિશે ...ઇડ્સને કશી ખબર નહોતી અને તેની દૃષ્ટિ ભૂમધ્ય સમુદ્રના કાંઠા.

પરના રોગો પૂરતી મર્યાદિત હતી તે પોતાના મહાન નગરની સ્વતંત્રતા માટે ગર્વ લે છે અને એ સ્વતંત્રતાની માનવી સુખ અને માનવી સત્તાની ચાવી તરીકે પ્રશંસા કરે છે આમ છતાં એ સ્વતંત્રતાને માટે બીજાઓ પણ ઝંખતા હતા એ તેને સમજાતું નથી સ્વાતંત્ર્યપ્રેમી ઍથેન્સે મેનોસનુ નગર લૂંટીને બાળી મૂક્યું અને ત્યાંના પુખ્ત વયના બધા પુરુષોને મારી નાખ્યા તેમ જ ત્યાંના બાળકો અને સ્ત્રીઓને ગુલામ તરીકે વેચી દીધાં ઍથેન્સના સામ્રાજ્ય તેમ જ તેની સ્વતંત્રતા વિષે થ્યુસીડાઇડ્સ લખી રહ્યો હતો તે વખતે પણ એ સામ્રાજ્ય ભાંગી પડ્યું હતુ અને એ સ્વતંત્રતા રહી નહોતી.

કેમ કે, સ્વતંત્રતાને આધિપત્ય તથા ગુલામી સાથે લાંબા વખત સુધી સાંકળી રાખી શકાતી નથી એક બીજા પર સવાર થઈ બેસે છે અને સામ્રાજ્યના ગર્વ ને જાહોજલાલી તેમ જ તેના પતન વચ્ચેનો ટૂંકો ગાળો જોતા એ ચાર દિવસનું ચાંદરણું હોય છે પહેલાના કોઈ પણ સમય કરતા સ્વતંત્રતા આજે વિશેષત અભિમાન્ય બની છે પેરિક્લિસે પોતાના પ્રીતિપાત્ર શહેરની ભારે પ્રશસ્તિ કરી તે પછી થોડા જ વખતમા તેનુ પતન થયુ અને તેના કિલ્લાનો સ્પાર્ટાની લશ્કરી ટુકડીએ કબજો લીધો અને એમ છતા તેના શબ્દો તેમના સૌંદર્યપ્રેમ અને શાણપણ તેમ જ સ્વતંત્રતા અને ધૈર્યને માટે આજે પણ આપણા દિલ હલમલાવી મૂકે છે એ કેવળ તેના સમયના ઍથેન્સને જ નહીં પણ વ્યાપક સંદર્ભમા સમગ્ર દુનિયાને લાગુ પડે છે 'આપણે ઉડાઉપણા વિના સૌંદર્યના અને નામર્દાઈ વિના શાણપણના ચાહકો છીએ ધનદોલત આપણે મન કેવળ મોટાઈ માણવા માટેની વસ્તુ નથી પણ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટેની તક છે ગરીબાઈનો સ્વીકાર કરતા આપણને નાનમ લાગતી નથી પણ તેને ટાળવાનો કશો પ્રયાસ ન કરતા હાથપગ જોડીને બેસી રહેવુ એને આપણે ખરી અવનતિ લેખીએ છીએ યુદ્ધમા વીરતા દાખવવી એ કેટલી બધી ઉમદા વસ્તુ છે એવી વારવાર કરવામા આવતી દલીલમાથી નહીં પણ આપણા નગરના રોજેરોજના વ્યવસાયભર્યાં જીવનમાંથી આપણે સામર્થ્ય મેળવીએ, તેને વિષે પ્રેમ રાખીએ, તેની સઘળી મહત્તા, યોદ્ધાની વીરતાવાળા, કર્તવ્ય વિષેની શાણી પુરુષની સમજ ધરાવનારા તથા સદાચારી માણસના આત્મસંયમથી તેનુ પાલન કરનારા માણસોને — કોઈ પણ અગ્નિપરીક્ષામા નિષ્ફળ ન નીવડનારા, નગરની કોઈ પણ પ્રકારની સેવામાં તત્પર રહેનારા તેમ જ તેને ખાતર પોતાના જીવન સર્વોત્તમ આહુતિ તરીકે હોમી દેનારા માણસોને આભારી છે, એ વસ્તુ યાદ રાખીએ આથી તેમણે પ્રજાતંત્રને ચરણે પોતાના દેહ ધરી દીધા, દરેકે પોતાની યાદગીરી તરીકે અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી અને તેની સાથે ભવ્યમા ભવ્ય સમાધિ પણ તેને સાંપડી જેની નીચે તેમના નાશવંત હાડમાંસ દાટવામા

આવ્યાં છે એવી પથ્થર-ચૂનાની એ સમાધિ નથી. તેમણે લોકોના હૃદયમાં સ્થાન મેળવ્યું છે, ત્યાં એમની સ્મૃતિ અને કીર્તિ સદૈવ તાજી રહે છે અને પ્રસંગ ઉપસ્થિત થતાં તેમનાં વાણી તેમ જ કાર્યને પ્રેરે છે. કેમ કે, સમગ્ર પૃથ્વી મશહૂર પુરુષોની સમાધિ છે અને તેમની યશોગાથા કેવળ તેમની માતૃભૂમિની શિલા પર જ કોતરાયેલી નથી હોતી. કોઈ પણ પ્રકારના પ્રકટ ચિહ્ન વિના, દૂર દૂર બીજા માણસોનાં જીવનમાં વણાઈને તે જીવતી રહે છે. તમારે માટે હવે, તેમણે જે કરી બતાવ્યું હતું તેની સાથે હોડમાં ઊતરવાનું રહે છે અને સુખની ચાવી સ્વતંત્રતા છે ને સ્વતંત્રતાની ચાવી વીર હૃદયમાં છે એ સમજીને દુશ્મનના હુમલાથી દૂર ભાગી હાથપગ જોડીને બાજુએ ઊભા રહેવાનું નથી.'*

## ૧૪

## વસ્તીનો પ્રશ્ન: ઘટતું જતું જન્મપ્રમાણ અને રાષ્ટ્રની અવનતિ

યુદ્ધનાં પાંચ વરસ દરમ્યાન જબરદસ્ત ફેરફારો થયા છે અને ઇતિહાસના આગળના કોઈ પણ યુગમાં થઈ હતી તેના કરતાં ઘણા મોટા પાયા પર વસ્તીની ફેરબદલી થઈ છે. ખાસ કરીને ચીન, રશિયા, પોલૅન્ડ અને જર્મનીમા યુદ્ધમાં કરોડો લોકો મરાયા કે ઘાયલ થયા તે ઉપરાંત સંખ્યાબંધ લોકો ઘરબાર વિનાના બન્યા છે અને તેમને દેશવટો લેવો પડ્યો છે. લશ્કરી જરૂરિયાતો ઊભી થઈ, મજૂરોની માગણી આવી અને ચઢી આવતાં લશ્કરો આગળથી સંખ્યાતીત નિરાશ્રિતો ભાગી છૂટ્યા. નાઝીઓની રાજનીતિને લીધે યુદ્ધ પહેલાં પણ નિરાશ્રિતોનો પ્રશ્ન જબરદસ્ત બન્યો હતો. પણ યુદ્ધ સમયનું એનુ વિરાટ સ્વરૂપ જોતાં તે ક્ષુલ્લક લાગે છે. યુદ્ધનાં સીધાં પરિણામો બાજુએ રાખીએ તોયે યુરોપમાં થયેલા ફેરફારો નાઝીઓએ ગણતરીપૂર્વક અખત્યાર કરેલી વસ્તીને અંગેની નીતિને આભારી હતા. તેમણે છડેચોક લાખોની સંખ્યામાં યહૂદીઓને મારી નાખ્યા અને તેઓ જે દેશોમાં વસતા હતા તેમની વસ્તીની અખંડતા તોડી નાખી. સોવિયેટ રશિયામાં લાખ્ખોની સંખ્યામાં લોકો પૂર્વ તરફના પ્રદેશમાં ગયા છે. અને યુરલ પર્વતની પેલી બાજુ તેમણે વસવાટ કર્યો છે. તેઓ હવે ત્યાં જ કાયમના રહે એવો સંભવ છે. ચીનમાં પાંચ કરોડ જેટલા લોકો પોતાના મૂળ સ્થાનમાંથી ઊખડી ગયા છે એવો અંદાજ છે.

એ લોકોને અથવા યુદ્ધ પછી જેઓ જીવતા રહ્યા હશે તેમને પાછા બોલાવી ફરીથી વસાવવાના પ્રયાસો બેશક કરવામાં આવશે; એ કામ જોકે

* આ ઉતારાઓ આલ્ફ્રેડ ઝીમરનના वि मित्र कौमनवेल्य નામના પુસ્તકમાંથી નાં આવ્યા છે.

ભારે ગૂંચવણભર્યું છે. ઘણા પોતાના અસલ સ્થાને પાછા આવશે અથવા ઘણા તેમના નવા સ્થાનમાં રહેવાનું પણ પસંદ કરે. બીજી બાજુ રાજકીય ફેરફારોને પરિણામે યુરોપમાં વસ્તીની નવી વધુ ફેરબદલી કરવી પડે એવો સંભવ પણ દેખાય છે.

દુનિયાની વસ્તીની સૂરત ઝડપથી પલટી રહેલા વધારે ઊંડા અને દૂરગામી મહત્ત્વના ફેરફારો અમુક અંશે નૈસર્ગિક અથવા પ્રાકૃતિક છે. ઔદ્યોગિક ક્રાંતિ અને આધુનિક હુન્નરવિજ્ઞાનના ફેલાવાને લીધે યુરોપની, ખાસ કરીને વાયવ્ય અને મધ્ય યુરોપની વસ્તી ઝડપથી વધી. આ હુન્નરવિજ્ઞાન પૂર્વ તરફ સોવિયેટ રશિયામાં ફેલાયું અને ત્યાં આગળ તેને નવી અર્થવ્યવસ્થા તથા બીજી કેટલીક વસ્તુઓની મદદ મળી, તેથી એ પ્રદેશમાં વસ્તીનો એથીયે વિશેષ આશ્ચર્યકારક વધારો થયો. કેળવણી, સફાઈ તેમ જ પ્રજાના વધારે સારા આરોગ્યની સંગાથે હુન્નરવિજ્ઞાનનો પૂર્વ તરફનો ફેલાવો ચાલુ રહ્યો છે અને એશિયાના ઘણાખરા દેશોમાં તે ફરી વળશે. હિંદ જેવા એમાંના કેટલાક દેશોને હવે વધારે વસ્તી જોઈતી નથી એટલું જ નહીં, એની વસ્તી થોડી ઘટે એ તેના લાભમાં છે.

દરમ્યાન, પશ્ચિમ યુરોપમાં વસ્તીની બાબતમાં ઊલટી પ્રક્રિયા શરૂ થઈ છે અને ઘટતા જતા જન્મપ્રમાણનો પ્રશ્ન વધુ ને વધુ મહત્ત્વનો બનતો જાય છે. આ વલણ બહુ વ્યાપક જણાય છે અને ચીન, હિંદ, જાવા તેમ જ સોવિયેટ રશિયા જેવા નોંધવા લાયક અપવાદો બાદ કરતાં દુનિયાના ઘણાખરા દેશોમાં એની અસર દેખાય છે. ઉદ્યોગોમાં સૌથી આગળ વધેલા દેશોમાં એ સૌથી વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. ફ્રાંસની વસ્તી ઘણાં વરસોથી વધતી અટકી ગઈ હતી અને હવે તે ધીમે ધીમે ઘટવા લાગી છે. ઇંગ્લંડમાં ગઈ સદીના નવમા દસકાથી જન્મપ્રમાણમાં ઘટાડો નજરે પડવા લાગ્યો હતો અને ફ્રાંસને બાદ કરતાં યુરોપમાં તેનું જન્મપ્રમાણ ઓછામાં ઓછું છે. જર્મની તેમ જ ઇટાલીમાં જન્મપ્રમાણ વધારવા માટેના હિટલર અને મુસોલિનીના પ્રયાસો માત્ર થોડા વખત માટે સફળ નીવડ્યા. દક્ષિણ અને પૂર્વ (સોવિયેટ રશિયા બાદ કરતાં) યુરોપ કરતાં ઉત્તર, પશ્ચિમ અને મધ્ય યુરોપમાં એ ઘટાડો વધારે નજરે પડે છે. પણ એ જ જાતનું વલણ એ આખા પ્રદેશમાં જોવામાં આવે છે. રશિયાને બાદ કરતાં, આજના વલણ પ્રમાણે આશરે ૧૯૫૫ની સાલમાં યુરોપની વસ્તી તેની પરિસીમાએ પહોંચે છે અને પછીથી તે ઘટવા માંડે છે. યુદ્ધની ખુવારીને આની સાથે કશી લેવાદેવા નથી; એને કારણે આ ઓટ વધારે ત્વરિત બનશે.

બીજી બાજુએ સોવિયેટ રશિયાની વસ્તી ઝડપથી વધતી જાય છે અને ૧૯૭૦ની સાલ સુધીમાં તે પચીસ કરોડનો આંકડો વટાવી જાય એવો સંભવ રહે છે. યુદ્ધને લીધે પ્રાદેશિક ફેરફારો થવાથી વસ્તીનો જે વધારો થાય તેનો આમાં સમાવેશ થતો નથી. આ વસ્તીના વધારાને તેમ જ તેની સાથે સાથે હુન્નરવિજ્ઞાન તથા બીજાં ક્ષેત્રોમાંની તેની પ્રગતિને લીધે અનિવાર્ય રીતે તે યુરોપ તેમ જ એશિયાની અગ્રેસર સત્તા બનશે. એશિયામાં ચીન તથા હિંદના ઔદ્યોગિક વિકાસ પર મોટો આધાર છે. તેમની જબરદસ્ત વસ્તીને યોગ્ય અને ઉત્પાદક રીતે સંગઠિત કરવામાં ન આવે તો તે તેમને માટે બોજારૂપ અને શક્તિનો હ્રાસ કરનારી થઈ પડશે. યુરોપની ભૂતકાળની સામ્રાજ્ય ધરાવનારી સત્તાઓ પ્રદેશો વધારવાની અને આક્રમણ કરવાની અવસ્થા ચોક્કસપણે વટાવી ચૂકી હોય એમ જણાય છે. તેમનાં આર્થિક તથા રાજકીય સંગઠન તેમ જ તેમની પ્રજાઓની કાર્યકુશળતા ને હસ્તકૌશલ્યને લીધે તેઓ દુનિયાના વહેવારમાં પોતાનું મહત્ત્વનું સ્થાન જાળવી રાખી શકશે પણ તેઓ સમૂહ તરીકે કાર્ય કરે તે સિવાય ધીમે ધીમે મોટી સત્તાઓ તરીકે ગણાતી બંધ થઈ જશે. 'વાયવ્ય અને મધ્ય યુરોપનું કોઈ પણ રાષ્ટ્ર ફરીથી દુનિયાને પડકારે એવો સંભવ દેખાતો નથી. હુન્નરવિજ્ઞાનની સંસ્કૃતિનો, જેમની વસ્તી વધારે ઝડપથી વધે છે તેવી પ્રજાઓમાં ફેલાવો થવાને લીધે, જર્મની પણ તેની પશ્ચિમે આવેલાં પાડોશી રાષ્ટ્રોની પેઠે દુનિયાની અગ્રેસર સત્તા બની શકે એ દહાડા હવે વીતી ગયા છે.'

હુન્નરવિજ્ઞાન અને ઉદ્યોગોની ખિલવણીએ પશ્ચિમની ઘણી પ્રજાઓ તેમ જ દેશોને બળવાન બનાવ્યાં છે. પણ એ સામર્થ્યના ભંડાર પર ગણીગાંઠી પ્રજાઓનો ઇજારો ચાલુ રહે એ તદ્દન અસંભવિત છે. એટલે, દુનિયાના મોટા ભાગ પરનું યુરોપનું રાજકીય તેમ જ આર્થિક પ્રભુત્વ ઝડપથી ઓછું થયા વિના રહેવાનું નથી અને યુરેશિયા તેમ જ આફ્રિકા ખંડના સત્તાના કેન્દ્ર તરીકેની તેની હસ્તી મટી જશે. આ મૂળભૂત કારણને લીધે યુરોપની પુરાણી સત્તાઓ સુલેહશાન્તિ અને આંતરરાષ્ટ્રીય સહકારની દૃષ્ટિથી વધુ ને વધુ પ્રમાણમાં વિચાર કરતી અને કાર્ય કરતી થશે અને તેમનાથી બની શકે ત્યાં સુધી યુદ્ધ ટાળવાનો પ્રયત્ન કરશે. આક્રમણ જો અચૂકપણે વિનાશમાં પરિણમવાનું હોય તો તેનું આકર્ષણ જતું રહે છે. પણ હજીયે પ્રભુત્વ ભોગવતી દુનિયાની મહાન સત્તાઓમાં બીજાઓ સાથે સહકાર કરવા માટેની એવી ધગશ નથી; એવી નૈતિક ધગશને સ્થાન છે, પણ સત્તા સાથે સામાન્ય રીતે તેનો ઝાઝો નાતો હોતો નથી.

ઘટતા જતા જન્મપ્રમાણની આ વ્યાપક ઘટનાનું કારણ શું છે? સંતતિનિયમનનાં સાધનોનો વધતો જતો ઉપયોગ તેમ જ નાનાં અને સુવ્યવસ્થિત કુટુંબ માટેની લોકની ઇચ્છા, આ બે વસ્તુની એના પર થોડીઘણી અસર થઈ હશે, પણ એનાથી ઝાઝો ફરક નથી પડતો, એ વાત સામાન્ય રીતે માન્ય રાખવામાં આવે છે. આયર્લૅન્ડ કૅથલિકપંથી દેશ હોવાથી સંતતિનિયમનનાં સાધનોનો ઉપયોગ ત્યાં જૂજ પ્રમાણમાં થાય છે. આમ છતાં ત્યાં આગળ જન્મપ્રમાણ બીજા દેશોના કરતાં વહેલું ઘટવા માંડયું હતુ. પશ્ચિમના દેશોમાં લગ્ન વધુ ને વધુ પ્રમાણમાં મોકૂફ રાખવામાં આવે છે એ એનુ એક કારણ છે. આર્થિક કારણોની પણ એના પર કંઈક અસર થઈ હશે, પણ એ ભાગ્યે જ મહત્ત્વની વસ્તુ ગણી શકાય. સામાન્ય રીતે ધનિકો કરતા ગરીબોની પ્રજનન શક્તિ વધારે હોય છે, એ સુવિદિત છે. શહેરોને મુકાબલે ગામડાંઓની પ્રજનન શક્તિ પણ વધારે હોય છે. નાનો સમૂહ જીવનનું વધારે ઊંચું ધોરણ ટકાવી શકે, વળી વ્યક્તિવાદનો ફેલાવો થવાને લીધે સમૂહ તેમ જ જાતિનુ મહત્ત્વ ઘટે છે. પ્રોફેસર હૅલ્ડેન આપણને કહે છે કે, સામાન્ય રીતે ઘણાખરા સંસ્કૃત સમાજોમાં જે નમૂનાઓ અમુક ખાસ સમાજમાં પ્રશંસાપાત્ર લેખવામાં આવતા હોય તેમની પ્રજનન શક્તિ સામાન્ય વસ્તીની પ્રજનન શક્તિથી ઓછી હોય છે આમ એવા સમાજો જીવવિદ્યાની અથવા પ્રાકૃતિક દૃષ્ટિએ અસ્થિર જણાશે. મોટાં કુટુંબો ઘણુંખરું બુદ્ધિમત્તાની દૃષ્ટિએ ઊતરતી પંક્તિનાં હોય છે એમ મનાય છે. આર્થિક ક્ષેત્રમાંની સફળતાનુ પણ, પ્રજનનના ક્ષેત્રની સફળતાથી ઊલટી દિશાનું વલણ હોય છે, એમ કહેવામાં આવે છે.

ઘટતા જતા જન્મપ્રમાણનાં ગૌણ કારણો અનેક સૂચવવામાં આવે છે પણ એની પાછળ રહેલાં મૂળભૂત કારણોની કોઈને પણ કશી ગતાગમ હોય એમ લાગતુ નથી. એની પાછળ અમુક પ્રાકૃતિક અને શારીરિક કારણો રહેલાં હોય એ સંભવિત છે. દાખલા તરીકે, ઉદ્યોગપ્રધાન સમાજની રહેણીકરણી તેમ જ તેમની આસપાસનુ વાતાવરણ વગેરે. પૂરતાં પોષક તત્ત્વો વિનાનો ખોરાક, દારૂ પીવાની ટેવ, શારીરિક તેમ જ માનસિક અનારોગ્ય વગેરેની પ્રજનન શક્તિ પર માઠી અસર થાય છે. અને આમ છતાં હિંદની પ્રજાની જેમ રોગથી પીડાતી અને જેમને પૂરતો ખોરાક નથી મળતો એવી કેટલીક પ્રજાઓની વસ્તી કૂદકે ને ભૂસકે વધે છે. કદાચ આધુનિક સમયના જીવનની તાણ અને સંતાપ, સતત હરીફાઈ અને ચિંતા પ્રજનન શક્તિ ઘટાડતી હશે. ઘણું કરીને જીવનદાયી ધરતી સાથેના સંપર્કના અભાવનો પણ એમાં મોટો ફાળો હશે. અમેરિકામાં સુધ્ધાં ખેતીમાં કામ કરતા મજૂરોની

પ્રજનન શક્તિ ધંધાદારી વર્ગના લોકોની પ્રજનન શક્તિથી બમણી કરતાં પણ ઘણી વધારે છે.

જે જાતની સભ્યતા પ્રથમ પશ્ચિમના દેશોમાં ખીલી અને પછીથી બીજા દેશોમાં પ્રસરી તે તેમ જ તેના પ્રધાન લક્ષણ તરીકે રહેતું આવ્યું છે તે શહેરી જીવન અસ્થિર સમાજ પેદા કરે છે અને ધીમે ધીમે તે પોતાની જીવનશક્તિ ખોઈ બેમે છે એમ જણાય છે. એમાં જીવન ઘણાં ક્ષેત્રોમાં આગળ વધે છે અને છતાં પોતાની પકડ ખોઈ બેસે છે. તે વધારે કૃત્રિમ બની જાય છે અને ધીમે ધીમે ક્ષીણ થતુ જાય છે. ઊંઘવાને અથવા આપણાં બીજાં સ્વાભાવિક કાર્યો આપણે કરી શકીએ તે માટેની દવાઓ, જીભના રસોને સંતોષે અને શરીરને દુર્બળ બનાવવાને ભોગે ક્ષણિક ઉન્માદ આપનારા પીણાં અને ખાદ્યપદાર્થો તેમ જ થોડા વખતને માટે આનંદ અને ઉત્તેજનાની લાગણી પેદા કરનારી ખાસ કરામતો વગેરે ઉત્તેજક વસ્તુઓની જરૂર ઉત્તરોત્તર વધતી જાય છે અને એ પ્રકારની ઉત્તેજના પછી સુસ્તી અને વિફળતાની યા શૂન્યતાની લાગણી પેદા થાય છે. આપણે નિર્માણ કરેલી સભ્યતાની સારી સારી વસ્તુઓ અને સાચી સિદ્ધિઓની સાથે સાથે તેમાં કંઈક હીન અથવા નકલી તત્ત્વ પણ રહેલુ છે. કૃત્રિમ ખાતરોની મદદથી પેદા કરવામા આવેલો કૃત્રિમ ખોરાક આપણે ખાઈએ છીએ, કૃત્રિમ લાગણીઓ અનુભવવામા આપણે રાચીએ છીએ અને માણસ માણસ સાથેના આપણા સબધો સપાટી પરથી ભાગ્યે જ ઊંડા ઊતરે છે. જાહેરખબરો આપનાર આપણા યુગનુ એક પ્રતીક છે આપણને ફસાવવાના અને આપણી સમજશક્તિ બૂઠી કરવાના તેમ જ બિનજરૂરી અને નુકસાન કરે એવી વસ્તુઓ સુધ્ધાં ખરીદવાને આપણને પ્રેરવાના કઠોર પ્રયત્નો તે નિરંતર કરતો રહે છે. આ પરિસ્થિતિ માટે હું બીજાઓને દોષ દેતો નથી. આપણે બધા આ યુગનાં ફરજંદો છીએ અને આપણી પેઢીની સબળી વિશિષ્ટતાઓની સાથે તેના ગુણદોષના સરખા ભાગીદાર છીએ બીજા કોઈના જેટલો જ હું પણ આ સભ્યતાનો અંગભૂત છુ અને તેથી હું તેની કદર બૂઝું છુ તેમ જ ટીકા પણ કરું છુ અને મારી ટેવો અને વિચારસરણી એનાથી ઘડાય છે

પાયામા જ વધ્યત્વ અને માનવજાતની અવનતિનાં આ લક્ષણો પેદા કરી રહેલી આ આધુનિક સભ્યતામાં શો બગાડ પેઠો છે? પણ આમા નવું કશુ નથી પહેલાં પણ આમ બન્યુ છે અને ઇતિહાસ એના ઉદાહરણોથી ભરેલો છે. સામ્રાજ્યવાદી રોમની પડતીના સમયમાં તેની દશા એથીયે બૂરી હતી આ આંતરિક સડો ઘટમાળની પેઠે આવે જાય છે કે શુ? અને તેના કારણો ખોળી કાઢીને આપણે તે દૂર કરી શકીએ ખરા? આજની ઔદ્યોગિક વ્યવસ્થા અને

સમાજનું મૂડીવાદી તંત્ર એનું એકમાત્ર કારણ ન હોઈ શકે, કેમ કે, એમના વિનાયે ઘણી વાર અવનતિ થયેલી છે. પણ તેમના આજના સ્વરૂપમાં તેઓ એ કારણોને સક્રિય બનવાને અનુકૂળ આવે એવી પરિસ્થિતિ, એવું ભૌતિક તેમ જ માનસિક વાતાવરણ પેદા કરતાં હોય એ બનવાજોગ છે. એ મૂળભૂત કારણ જો આધ્યાત્મિક હોય, માનવીના ચિત્ત અને આત્માને સ્પર્શનારું હોય તો એ પામવાનું મુશ્કેલ થઈ પડે એમ છે. આપણે એ સમજવાનો પ્રયત્ન જોકે કરી શકીએ અથવા અંતઃપ્રેરણાથી એનો કંઈક અનુભવ પણ કરી શકીએ. પણ એક હકીકત આગળ તરી આવે છે; અને તે એ કે, ધરતીમાતાનો સંપર્ક ગુમાવી બેસવું અથવા તેનાથી અળગા થઈ જવું એ વ્યક્તિ કે સમષ્ટિને માટે હાનિકારક છે. ધરતી અને સૂર્ય જીવનશક્તિના સ્રોત છે અને આપણે લાંબા વખત સુધી તેમનાથી અળગા રહીએ તો જીવન ક્ષીણ થવા લાગે છે. આજના ઉદ્યોગપ્રધાન સમાજો ધરતી સાથેનો સંપર્ક ગુમાવી બેઠા છે અને તેઓ કુદરત તરફથી મળતો આનંદ તેમ જ ધરતીમાતાના સંપર્કથી મળતું ગુલાબી આરોગ્ય અનુભવી શકતા નથી. તેઓ કુદરતના સૌંદર્યની વાતો કરે છે ને રજાના દિવસો દરમ્યાન પ્રસંગોપાત્ત તે ખોળવાને જાય છે. તેઓ પોતાના કૃત્રિમ જીવનની વસ્તુઓ જ્યાં ત્યાં વેરીને ગ્રામપ્રદેશને કુરૂપ બનાવે છે, પણ કુદરત સાથે એકતાન થઈ શકતા નથી, કે આપણે તેના એક અંગ છીએ એવો અનુભવ કરી શકતા નથી. કુદરત તેમને મન નિહાળવાની અને પ્રશંસા કરવાની વસ્તુ હોય છે, કેમ કે, તેમને એમ કરવાનું કહેવામાં આવે છે. અને પછી તેઓ હાશ કરીને પોતાનાં હમેશનાં સ્થાનોમાં પાછા ફરે છે. એ તેઓ કોઈક શિષ્ટ કવિ કે લેખકની કૃતિની પ્રશંસા કરવાનો પ્રયત્ન કરે અને એ પ્રયાસથી થાકીને જેમાં કશા માનસિક પ્રયાસની જરૂર હોતી નથી એવી તેમની કોઈ મનપસંદ નવલકથા કે જાસૂસી વાર્તા વાંચવા મંડી પડે તેના જેવું છે. પ્રાચીન કાળના ગ્રીકો કે ભારતવાસીઓની પેઠે તેઓ કુદરતનાં સંતાનો નહીં, પણ કોઈક દૂરના અને લગભગ ભુલાઈ ગયેલા સગાને મનથી હચુપચુ સ્થિતિમાં મળવા આવેલા પરાયા માણસો જેવા છે અને તેથી તેઓ કુદરતની અખૂટ સમૃદ્ધિ અને તેની પારાવાર વિવિધતામાં આનંદ અનુભવી શકતા નથી તેમ જ આપણા પૂર્વજો અનુભવતા હતા તેવા જીવનના તરવરાટની લાગણી માણી શકતા નથી. પછી કુદરત તેમને અળખામણાં સાવકાં સંતાનો ગણે, એમાં નવાઈ પામવા જેવું છે ખરું?

આપણે એ સર્વેશ્વરવાદની પ્રાચીન દૃષ્ટિ તરફ પાછા ન જઈ શકીએ અને તેમ છતાં આપણે હજી પણ કુદરતનું ગૂઢ રહસ્ય પામી શકીએ, જીવન અને સૌંદર્યનું તેનું ગાન સાંભળી શકીએ અને તેની પાસેથી શક્તિ મેળવી

કે, શાણપણની દવીની રીતભાત શાંતિભરી હોય છે અને તેની પ્રકૃતિ અચળ હોય છે.'

આપણે માનવજાતના એક મહાન યુગમાં જીવીએ છીએ અને એ લહાવો આપણને લાધ્યો તે માટે આપણે એ બધી કિંમત ચૂકવવી પડે છે. કેમ કે, મહાન યુગો સંઘર્ષો અને ઊથલપાથલ તેમ જ જૂની ઘરેડમાંથી નીકળીને નવે રસ્તે ચડવાના પ્રયાસોથી ભરપૂર હોય છે. કાયમી સ્થિરતા, સલામતી અને અપરિવર્તનશીલતા જેવી કોઈ વસ્તુ હોતી નથી. કેમ કે, તો તો ખુદ જીવનનો અંત આવે. બહુ બહુ તો આપણે અમુક પ્રમાણમાં સ્થિરતા અને નિરંતર બદલાતી રહેતી સમતા ખોળી શકીએ. જીવન એ માણસનો માણસ સામેનો, માણસનો તેની આસપાસની પરિસ્થિતિ સામેનો અવિરત સંગ્રામ છે. એ ભૌતિક, માનસિક અને નૈતિક ભૂમિકા પરનો સંગ્રામ છે. તેમાંથી નવી વસ્તુઓ નિર્માણ થાય છે અને નવા વિચારો ઉદ્ભવે છે; રચના અને સંહાર સાથોસાથ ચાલ્યા કરે છે અને મનુષ્ય તેમ જ કુદરતની એ બંને વસ્તુ સદૈવ દૃષ્ટિગોચર થાય છે. જીવન વિકાસધર્મી છે, સ્થિરતાધર્મી નથી. એ નિરંતર ચાલ્યા કરતું પરિવર્તન છે; એમાં સ્થિરતાને સ્થાન નથી.

આજે રાજકારણ અને અર્થકારણના ક્ષેત્રોમાં સત્તાની શોધ ચાલે છે અને જ્યાં સત્તા જ્યારે સિદ્ધ થાય છે ત્યારે બીજી અનેક મૂલ્યવાન વસ્તુઓ જતી રહી હોય છે. રાજકીય યુક્તિપ્રયુક્તિ અને કાવાદાવા આદર્શવાદનું સ્થાન લે છે અને કાયરતા તેમ જ સ્વાર્થીપણું નિઃસ્વાર્થ ધૈર્યનું સ્થાન લે છે. બાહ્યાચાર તત્ત્વ કરતાં બળિયો બની બેસે છે, ઊંડી આતુરતાપૂર્વક મેળવવામાં આવેલી સત્તા કોઈ ને કોઈ કારણે ધારેલી વસ્તુ સિદ્ધ કરવામાં નિષ્ફળ નીવડે છે. સત્તાને પણ પોતાની મર્યાદા હોય છે અને બળની ખુદ પોતાના પર માઠી અસર થાય છે. એમાંથી એકે આત્માને વશ કરી શકતાં નથી; હા, તેને નઠોર અને રીઢો કરી શકે ખરાં. કૉન્ફ્યુશિયસ કહે છે: 'સૈન્ય પાસેથી તેનો સેનાપતિ તમે પડાવી લઈ શકો, પણ અદનામાં અદના માણસ પાસેથી તેની સંકલ્પશક્તિ ન છીનવી લઈ શકો.'

જૉન સ્ટુઅર્ટ મિલે પોતાની આત્મકથામાં લખ્યું હતું: 'માનવજાતની વિચારપદ્ધતિના મૂળભૂત બંધારણમાં મોટો ફેરફાર થાય નહીં ત્યાં સુધી તેની સ્થિતિમાં કશો ભારે સુધારો થનાર નથી, એ વિષે મારા મનમાં જરાયે શંકા નથી.' અને આમ છતાં ખુદ વિચારપદ્ધતિના બંધારણમાં એ મૂળભૂત ફેરફાર પણ બદલાતી જતી પરિસ્થિતિ અને જીવનના અવિરત સંગ્રામની સાથે ...લી વિપતો ને યાતનાઓ સહેવામાંથી પેદા થાય છે. અને તેથી આપણે એ વિચારપદ્ધતિને બદલવાનો સીધે સીધો પ્રયત્ન ભલે કરીએ, પણ

જેમાથી તે ઉદ્ભવી અને તેને પોષણ મળ્યુ તે પરિસ્થિતિમા ફેરફાર કરવાનુ વધારે જરૂરી છે ઉભય અન્યોન્યાશ્રયી છે અને એકબીજા પર અસર કરે છે તુંડે તુંડે મતિ ભિન્ન હોય છે, દરેક માણસ પોતાની રીતે સત્યનુ આકલન કરે છે અને ઘણી વાર તે બીજાની દૃષ્ટિ સમજી શકતો નથી એમાથી સઘર્ષ પેદા થાય છે એ સામસામી મારામારીમાથી વધારે પૂર્ણ અને સાગોપાગ સત્ય ઉદ્ભવે છે કારણ કે, આપણે સમજવુ જોઈએ કે સત્યને અનેક પાસા હોય છે અને કોઈ સમૂહ કે પક્ષનો તે ઇજારો નથી કાર્યપદ્ધતિને વિષે પણ એમ જ છે જુદી જુદી પ્રજાઓ જુદી જુદી પરિસ્થિતિમા જુદી જુદી રીતો અખત્યાર કરે છે હિંદ તેમ જ ચીન અને બીજી પ્રજાઓએ જીવન જીવવાની પોતપોતાની નિરાળી પદ્ધતિ ખીલવી અને તેમને ચિરજીવ પાયો પૂરો પાડયો પોતાની જીવનપદ્ધતિ એ જ સાચી જીવનપદ્ધતિ હતી એમ એ પ્રજાઓ માનતી હતી તેમાના ઘણા લોકો વગર સમજ્યે હજી આજે પણ એમ માને છે આજે યુરોપ તેમ જ અમેરિકાના લોકોએ પોતાની નિરાળી જીવનપદ્ધતિ ખીલવી છે એનુ આજે દુનિયા પર પ્રભુત્વ છે અને એ લોકો માને છે કે એ જ એક સાચી જીવનપદ્ધતિ છે પણ ઘણુ કરીને એમાની એકે જીવનપદ્ધતિ એકમાત્ર સાચી ને ઇચ્છવાજોગ જીવનપદ્ધતિ નથી અને દરેકને બીજી પાસેથી ઘણુ શીખવાનુ છે બેશક, ચીન તેમ જ હિંદે ઘણુ ઘણુ શીખવુ જોઈએ, કેમ કે, તે બન્ને સ્થગિત અને નિષ્ક્રિય બની ગયા છે અને પશ્ચિમના લોકો આજનો યુગધર્મ રજૂ કરે છે એટલુ જ નહી, તેઓ પ્રાણવાન અને પરિવર્તનશીલ છે અને જોકે તે આત્મવિનાશ અને વખતોવખત માનવીઓના બલિદાનો દ્વારા કાર્ય કરે છે છતા તેનામા વિકાસ સાધવાની શક્તિ રહેલી છે

હિંદમા તેમ જ ઘણુ કરીને બીજા દેશોમા પણ આત્મશ્લાઘા ને આત્મનિંદાની વૃત્તિ વારાફરતી પેદા થતી જોવામા આવે છે એ બને અનિચ્છનીય અને અધમ છે લાગણીવેડા અને ભાવનાપ્રધાન વર્તણૂથી નહી, નિખાલસતાથી અને હિંમતપૂર્વક સાચી વસ્તુ પિછાનવાથી, આપણે જીવનને સમજી શકીએ જીવન સાથે જેમનો સબધ ન હોય એવી વ્યર્થ અને ગગનવિહારી ખોજની પાછળ આપણે ન પડી શકીએ, કેમ કે, ભાવિ આગળ વધ્યે જ જાય છે અને તે આપણી નવરાશ માટે થોભી રહેતુ નથી એ જ રીતે, આપણે મનુષ્યના આતરિક જીવનનુ મહત્ત્વ ભૂલીને કેવળ બાહ્ય વસ્તુઓની પાછળ પણ ન પડી શકીએ એ બને વચ્ચે સમતા લાવવાનો, તેમનો સુયોગ સાધવાનો, પ્રયાસ કરવો ઘટે સત્તરમી સદીમા સ્પીનોઝાએ લખ્યુ હતુ 'સમગ્ર કુદરત સાથે ચિત્તની એકતા રહેલી છે ને તેનુ જ્ઞાન પરમ શ્રેય છે ચિત્ત જેમ જેમ

વધારે જાણતું જાય છે તેમ તેમ તે કુદરતનાં બળો અને તેની વ્યવસ્થા વધુ ને વધુ સમજતું જાય છે; જેમ જેમ તેનાં બળો અથવા સામર્થ્ય વધારે સમજતું જાય છે તેમ તેમ તે પોતાનું માર્ગદર્શન વધારે સારી રીતે કરી શકશે અને પોતાને માટે નિયમો ઘડી શકશે; અને જેમ જેમ તે કુદરતની વ્યવસ્થા સમજતું જશે તેમ તેમ તે નકામી વસ્તુઓની જંજાળમાંથી વધારે સહેલાઈથી પોતાને મુક્ત કરી શકશે; આમાં સમગ્ર કાર્યપદ્ધતિ આવી જાય છે.'

આપણા વ્યક્તિગત જીવનમાં પણ આપણે દેહ અને આત્મા વચ્ચેની અને કુદરતના એક અંગ તરીકેના માણસ અને સમાજના એક અંગ તરીકેના માણસ વચ્ચેની સમતુલા ખોળી કાઢવી જોઈએ. ટાગોર કહે છે : 'આપણી પૂર્ણતા માટે આપણે જંગલી અવસ્થાના માનવની વીર્યશાળિતા અને ચિત્તની સંસ્કારિતા કેળવવાં જોઈએ; કુદરત સાથે કુદરતમય અને માનવસમાજ સાથે માનવી થવાની આવડત આપણામાં હોવી જોઈએ.' પૂર્ણતા આપણી ગતિની બહારની વસ્તુ છે, કેમ કે, એનો અર્થ અંત અથવા છેડો થાય છે અને આપણે સદૈવના પ્રવાસી આપણાથી હમેશાં દૂર ને દૂર ખસતી જતી કંઈક વસ્તુ સુધી પહોંચવા મથતા રહ્યા. અને આપણા દરેકમાં પોતપોતાની વિસંગતતાઓ અને વિરોધો સાથે ભિન્ન ભિન્ન પ્રકૃતિના અનેક માનવીઓ રહેલા છે ને તે દરેક પોતપોતાની જુદી જુદી દિશામાં ખેંચતા રહે છે. જીવન માટેનો પ્રેમ પણ છે અને તેને માટેની ઘૃણા પણ છે; જીવનમાં જે બધાંનો સમાવેશ થાય છે તેનો સ્વીકાર પણ છે અને તેમાંની ઘણીખરી વસ્તુઓનો પરિત્યાગ પણ છે. આ વિરોધી વૃત્તિઓનો સુમેળ સાધવાનુ મુશ્કેલ છે અને કદી કદી એક તો કદી કદી બીજી વધારે પ્રબળ હોય છે.

કદીક મનુ ત્યાગનો સકલ ચિત્ત–આવેગને
નિગૂઢ નિજ ગુપ્ત જીવનરહસ્યને પામવા,
કદીક લઈ આશરો પુનર્ એ-જ આવેગનો
મનુ જીવનનાં બહુવિધ ફળો ચહે પામવા.

આપણી આટઆટલી બુદ્ધિમત્તા અને સમજ તેમ જ આપણો આટઆટલો સંચિત અનુભવ અને સંચિત જ્ઞાન હોવા છતાં આપણે જીવનનો જરા સરખો ભેદ પામી શકતા નથી ને તેની ગૂઢતાભરી પ્રક્રિયાઓને વિષે કેવળ અટકળ કરી શકીએ છીએ. પણ એના સૌંદર્યનાં ગુણગાન આપણે સદાયે ગાઈ શકીએ છીએ તેમ જ કળા દ્વારા સર્જનનું ઈશ્વરતુલ્ય કાર્ય કરી શકીએ છીએ. આપણે દુર્બળ અને ટૂંકું તેમ જ અનિશ્ચિત આયુષ્ય જીવનારા અને ડગલે ને પગલે ભૂલ કરનારા મર્ત્યો ભલે રહ્યાં, પણ આપણામાં અમર દેવોનો પણ કંઈક અંશ રહેલો છે. એથી ઍરિસ્ટોટલ કહે છે : 'આપણે માનવી અને

મર્ત્ય છીએ એટલા માટે જેઓ આપણને માનવી અને મર્ત્ય વિચારો કરવાનું સૂચવે છે તેમનું આપણે માનવું ન જોઈએ; આપણાથી બની શકે ત્યાં સુધી આપણે અમરતા આચરવી જોઈએ અને આપણામાં જે શ્રેષ્ઠ તત્ત્વ રહેલું છે તે પ્રમાણે જીવન જીવવાનો એકે પ્રયાસ ટાળવો ન જોઈએ.'

## ૧૬

## ઉપસંહાર

મેં આ લખાણ શરૂ કર્યું તેને લગભગ પાંચ માસ થવા આવ્યા અને મારા મનમાં રહેલા તરેહતરેહના વિચારોના શંભુમેળાથી હાથે લખેલાં હજાર પાનાં મેં ભરી કાઢ્યાં છે. એ પાંચ માસ દરમ્યાન, ભૂતકાળમાં મેં પ્રવાસ કર્યો છે, ભવિષ્યકાળમાં ડોકિયું કર્યું છે અને કેટલીક વાર પેલા 'કાલાતીતના કાળ સાથેના છેદનબિંદુ' પર મારી જાતને સમતોલ કરવાનો પ્રયત્ન કર્યો છે. આ મહિનાઓ દરમ્યાન દુનિયામાં અનેક બનાવો બની ગયા છે અને યુદ્ધ, લશ્કરી વિજયોની દૃષ્ટિએ જોતાં, વિજયની દિશામાં ઝડપથી આગળ વધતું જાય છે. મારા પોતાના દેશમાં પણ એ દરમ્યાન ઘણા ઘણા બનાવો બની ગયા છે અને મારે દૂર રહીને તેમના લાચાર સાક્ષી બની રહેવું પડ્યું છે. કેટલીક વાર દુઃખની લાગણીએ થોડા વખત માટે મને ઘેરી લીધો છે અને પછીથી તે પસાર થઈ ગઈ છે. વિચારવાની અને મારા વિચારોને વ્યક્ત કરવાની આ પ્રવૃત્તિને લીધે, વર્તમાનની તીક્ષ્ણ ધાર પરથી મેં મારી જાતને દૂર ખેંચી લીધી છે અને ભૂતકાળ તેમ જ ભવિષ્યના વ્યાપક ક્ષેત્રમાં મેં ભ્રમણ કર્યું છે.

પણ એ ભ્રમણનો પણ અંત હોય છે. એને માટે બીજું પૂરતુ કારણ ન હોત તોયે, જેની અવગણના ન કરી શકાય એવું એક નક્કર કારણ પણ છે. ભારે મુશ્કેલીથી મેં જે કાગળનો જથ્થો મેળવ્યો હતો, તે લગભગ ખલાસ થવા આવ્યો છે. અને હવે વધુ કાગળો મેળવવાનું સહેલુ નથી.

હિંદનું દર્શન — એ દર્શન કરીને મેં શું શોધી કાઢ્યું? એનો બુરખો હું ખુલ્લો કરી શક્યો અને આજે તેનું સ્વરૂપ કેવું છે અને તેના લાંબા ભૂતકાળ દરમ્યાન તેનું સ્વરૂપ કેવું હતું એ હું જાણી શક્યો એમ ધારવું મારે માટે નાને મોંએ મોટી વાત કરવા જેવું છે. આજે તેનો પરિવાર ચાળીસ કરોડ સ્ત્રીપુરુષોનો બનેલો છે. એ દરેક એકબીજાથી ભિન્ન છે અને દરેક પોતપોતાની વિચાર અને ભાવનાની નિરાળી સૃષ્ટિમાં જીવે છે. આજે આવી સ્થિતિ છે તો પછી માનવીઓની અગણિત પેઢીઓના ભૂતકાળને સમજવાનું કેટલું બધું મુશ્કેલ છે? આમ છતાં કોઈક તંતુ તેમને બાંધતો રહ્યો છે અને હજી

પણ તેમને બાંધી રહ્યો છે હિંદ ભૌગોલિક તેમ જ આર્થિક ઘટક છે, પાર વગરની વિવિધતાવાળો સાસ્કૃતિક ઘટક છે, કોઈક અલટતા પણ મજબૂત તંતુઓથી બધાઈને એકત્ર રહેના પાગવાર વિરોધોનો સમૂહ છે તે અનેક વાર પરાસ્ત થયુ છે, પણ તેનો આત્મા હમેશા અજેય રહ્યો છે અને આજે તે ગર્વિષ્ઠ વિજેતાના રમકડા જેવું બની ગયેલુ દેખાય છે છતા તે અણનમ અને અપરાજિત રહ્યુ છે લાગા સમયથી ચાલતી આવેલી લોકકથાની પેઠે એને વિષે પણ એક પ્રકારની સહગતા રહેલી છે, તેનુ ચિત્ત કોઈક જાદુઈ શક્તિથી વ્યાપ્ત હોય એમ લાગે છે તે એક કલ્પના અને વિચાર છે, એક સ્વપ્ન અને દર્શન છે અને છતા એ અતિશય વાસ્તવિક, વર્તમાન અને સચરાચર છે. પ્રલય કાળની રાત્રિ તરફ દોરી જતા જણાતા અધકારમય પ્રદેશોની બીષણ ઝાખીઓ તેને વિષે થાય છે, પણ સાથે સાથે દિવસની હૂફ અને ભર્યું ભાદર્યું જીવન પણ દૃષ્ટિગોચર થાય છે એ પુરાણી નારી કદી કદી શરમજનક અને ઘૃણાજનક, અરગચડી અને જિદ્દી હોય છે અને કદી કદી ઉન્માદી પણ હોય છે. આમ છતા તે અતિ પ્રીતિપાત્ર પણ છે અને તેના સતાનો ગમે ત્યા જાય અને તેમના પર ગમે તેવી આફત આવી પડે તોયે કોઈ તેને ભૂલી શકતા નથી કેમ કે, તેની મહત્તા અને ત્રુટીઓનો અશ તેમનામા રહેલો છે તથા જેણે જીવનના આવેગ, આનદ તેમ જ દોષો સારી પેઠે નિહાળ્યા છે અને જ્ઞાનકૂપમા ઊડે ઉતરીને ડોકિયુ કર્યું છે એવી તેની ઊડી ઊતરી ગયેલી આખોમા એ પ્રતિબિબિત થયેના છે એમાથી પ્રત્યેક તેના તરફ આકર્ષાય છે, એ આકર્ષણ માટે જોકે દરેકનુ કારણ જુદુ હોય અથવા તેઓ એનું કશુ કારણ ન બતાવી શકે એમ પણ બને, અને પ્રત્યેક તેના અનેકવિધ વ્યક્તિત્વની કોઈક જુદી બાજુ જુએ છે યુગે યુગે તેણે મહાન પુરુષો તેમ જ સ્ત્રીઓ પેદા કર્યા છે તેમણે પુરાણી પરપરાને આગળ ચલાવી છે છતા બદલાતા જતા સમય સાથે તેમનો સુમેળ સાધ્યો છે એ મહાન નરનારીઓની શ્રેણીના એક મણકા સમા રવીન્દ્રનાથ ટાગોર આધુનિક યુગની ભાવનાઓ અને પ્રેરણાઓથી ભરેલા હતા અને છતાં તેમના મૂળ હિંદના ભૂતકાળમાં રહેલા હતા અને પોતાને વિષે તેમણે જૂના અને નવાનો સમન્વય સાધ્યો હતો તેમણે કહ્યું હતુ, 'ભૂગોળની બુતપરસ્તી કરવા માટે નહી, હુ હિંદની ભૂમિમા જન્મ્યો છુ એટલા માટે નહી, પણ તેના મહાપુરુષોની ઉજ્જવળ ચેતનામાથી પ્રગટ થયેલા જીવનદાયી શબ્દોને તેણે અનેક તોફાની યુગોમા પણ સાચવી રાખ્યા તે માટે હુ હિંદને ચાહુ છુ.' ઘણા એમ કહેશે, અને વળી બીજા, હિંદ માટેના પોતાના પ્રેમનુ કારણ જુદી રીતે સમજાવશે

આજે એ પુરાણો જાદુ તૂટતો જણાય છે, હિંદમાતા ચોતરફ નજર કરી રહી છે અને વર્તમાનમા પ્રવેશ કરી રહી છે પણ તેનામા ગમે એટલો

ફેરફાર થાય, કેમ કે તેનામાં ફેરફાર થવો જ જોઈએ, તોયે તેનો જૂનો જાદુ કાયમ રહેવાનો અને તે પોતાની પ્રજાનાં હૃદયોને મંત્રમુગ્ધ કરતો રહેશે. તેનો પહેરવેશ કદાચ બદલાય, પણ તેનુ સ્વરૂપ તેનુ તે જ ચાલુ રહેશે અને તેના ડહાપણનો ભંડાર, આ કઠોર, ઝેરીલી, લોલુપ દુનિયામાં જે કંઈ સત્ય, શિવ અને સુદર છે તેને વળગી રહેવામાં તેને મદદરૂપ નીવડશે.

આજની દુનિયાએ ઘણી ઘણી સિદ્ધિઓ મેળવી છે પણ માનવજાત માટેના પ્રેમની તે વારવાર જાહેરાત કરતી હોવા છતા માણસને માનવતાભર્યો બનાવનારા ગુણોના કરતા દ્વેષ અને હિંસા પર તેણે વિશેષે કરીને પોતાનુ ચણતર કર્યું છે. યુદ્ધ, સત્ય અને માનવતાનો ઇન્કાર છે. કદી કદી યુદ્ધ અનિવાર્ય બની જાય, પણ તેના પરિણામો અતિ ભીષણ હોય છે કેવળ કતલ એટલી બૂરી વસ્તુ નથી, કેમ કે, માણસના નસીબમા મરવાનુ લખેલુ જ છે પણ યુદ્ધને સમયે ઇરાદાપૂર્વક ને સતતપણે ફેલાવવામા આવતા દ્વેષ અને જૂઠાણા એથીયે બૂરી વસ્તુ છે, કારણ કે, ધીમે ધીમે તે પ્રજાના હાડમા ઊતરી જાય છે આપણા જીવનમાર્ગમા આપણે દ્વેષ અને વૈમનસ્યથી દોરવાવુ જોખમ કારક અને નુકસાનકારક છે, કેમ કે એ શક્તિનો હ્રાસ કરનારાં હોય છે તેમ જ ચિત્તને મર્યાદિત અને વિકૃત કરે છે અને સત્યનુ આકલન કરતા તેને રોકે છે દુર્ભાગ્યે, હિંદમા આજે દ્વેષ અને તીવ્ર વૈમનસ્ય પ્રવર્તે છે, કેમ કે, ભૂતકાળ અમારી કેડે પડ્યો છે અને વર્તમાન એનાથી ભિન્ન નથી ગરિષ્ઠ પ્રજાનો વારવાર થતો માનભગ ભૂલ્યો ભૂલી શકાતો નથી આમ છતા, સદ્ભાગ્યે, હિંદીઓ લાંબા વખત સુધી વેરભાવ સેવતા નથી, એમાથી તેઓ સહેલાઈથી નીકળી જાય છે અને વધારે ઉદાર વલણ ધારણ કરે છે

સ્વતંત્રતા જ્યારે નવી ક્ષિતિજો ખુલ્લી કરશે ત્યારે હિંદ ફરીથી પોતાનો સાક્ષાત્કાર કરશે અને વિફલતા તેમ જ નામોશીના નજીકના ભૂતકાળના કરતા ભવિષ્ય તેને વિશેષ મંત્રમુગ્ધ કરશે તે વિશ્વાસપૂર્વક આગળ વધશે, પોતાના વારસાને વળગી રહેશે અને છતા બીજાઓ પાસેથી નવુ નવુ શીખવા ને તેમની સાથે સહકાર કરવાને ઉત્સુક રહેશે આજે તે જૂની પ્રથાઓનુ અંધ અનુકરણ અને વિદેશી નીતિરીતિઓનુ હીન અનુકરણ એ બે વચ્ચે ઝોલા ખાય છે એ બે પૈકી એકેમાથી તે રાહત અથવા જીવન કે વિકાસ પામી શકે એમ નથી તેણે પોતાના કવચમાથી બહાર નીકળવાનુ છે અને ચાલુ યુગની પ્રવૃત્તિઓ તેમ જ જીવનવ્યવસાયમા પૂરેપૂરો ભાગ લેવાનો છે એ ઉઘાડું છે અનુકરણ અથવા નકલના પાયા પર સાચી સાંસ્કૃતિક કે આધ્યાત્મિક પ્રગતિ ન થઈ શકે, એ પણ એટલું જ ઉઘાડુ છે આ જાતનું અનુકરણ આમજનતા તેમ જ પ્રજાજીવનના પ્રવાહોથી અળગા થઈ ગયેલા મૂઠીભર લોકોમાં

મર્યાદિત હોઈ શકે સાચી સસ્કૃતિ પોતાની પ્રેરણા દુનિયાના હરેક ખૂણામાંથી મેળવે છે, પણ તે પોતાની ધરતીમાથી ઊગવી જોઈએ અને પ્રજાવ્યાપી હોવી જોઈએ કળા અને સાહિત્ય અહર્નિશ વિદેશી નમૂનાઓનો જ વિચાર કરતા હોય તો તે નિર્જીવ બની જાય છે મૂઠીભર ફક્કડ લોકોના સમૂહમા મર્યાદિત હોય એવી સસ્કૃતિના દિવસો વીતી ગયા છે સમગ્ર પ્રજાને નજરમા રાખીને અમારે વિચાર કરવો જોઈએ અને તેની સસ્કૃતિ ભૂતકાળના વલણોમાથી નિપજેલી તેમ જ તેમના અનુસંધાનરૂપ હોવી જોઈએ વળી તેમા તેમની નવી આકાક્ષાઓ તેમ જ સર્જક વૃત્તિઓ પણ પ્રતિબિંબિત થવી જોઈએ

સો કરતાયે વધારે વરસ પર એમર્સને અમેરિકના પોતાના દેશવાસીઓને યુરોપનુ અનુકરણ કરવા અથવા સાસ્કૃતિક બાબતમા તેના પર વધારે પડતો આધાર રાખવા સામે ચેતવ્યા હતા એક નવી અને તરુણ પ્રજા તરીકે તેમના યુરોપના ભૂતકાળ તરફ વધારેપડતી નજર ન રાખતા પોતાના નવા દેશના વિપુલ જીવનમાથી તેઓ પ્રેરણા લે એમ તે ઇચ્છતો હતો 'આપણા આશ્રિતપણાના, બીજા દેશો પાસેથી શીખવાના આપણા ઉમેદવારીના દિવસો હવે પૂરા થયા છે જીવનના પૂરમા પ્રવેશ કરતા આપણી આસપાસના લાખો લોકોને પરદેશોના પાકના છાડામાથી આપણે હમેશા ન નભાવી શકીએ ઘટનાઓ કાર્યો ઉદ્ભવે છે તેમના યશોગાન ગવાવા જોઈએ, એ પોતે પણ પોતાના યશોગાન ગાશે સર્જક આચાર, સર્જક કાર્યો અને સર્જક શબ્દો હોય છે તે કોઈ પ્રથા કે પ્રામાણ્યના નિદર્શક નથી હોતા, પણ ચિત્તની પોતાની સદ્વૃત્તિમાથી આપોઆપ ઉદ્ભવે છે ' વળી સ્વાશ્રય વિશેના પોતાના નિબધમા તે જણાવે છે 'આત્મસસ્કારિતાના અભાવને લીધે બધા કેળવાયેલા અમેરિકનોને પ્રવાસના વહેમનુ આકર્ષણ રહ્યુ છે અને ઇટાલી, ઇંગ્લડ તેમ જ મિસર તેમના સ્વર્ગ બની ગયા છે ઇંગ્લડ, ઇટાલી કે ગ્રીસને પનામા આદરપાત્ર બનાવનારાઓ પૃથ્વીની ધરીની પેઠે પોતપોતાને સ્થાને વળગી રહીને તેમ કરી શક્યા હતા વીરતાની પળે આપણને લાગે છે કે કર્તવ્ય એ આપણુ સ્થાન છે આત્મા પ્રવાસી નથી શાણો માણસ પોતાને સ્થાનકે જ રહે છે અને તેની જરૂરિયાતો, તેની ફરજો અથવા બીજા કોઈ કારણે પોતાનુ ઘર છોડી તેને બીજે ઠેકાણે યા પરદેશમા જવુ પડે તોયે તે પોતાને ઘેર જ ય છે અને પોતાના મુખ પરના ભાવોથી બીજા માણસોને પ્રતીતિ કરાવશે વણનોતર્યા કે વણમાગ્યા અથવા આગતુક નોકર તરીકે નહી, પણ શાણપણ સદાચારના મિશનરી તરીકે તે આવે છે અને નગરો તેમ જ માણસોની એક સમ્રાટની અદાથી મુલાકાત લે છે

એમર્સન આગળ ચાલતાં જણાવે છે, 'હવાને ખાતર, અભ્યાસને ખાતર તેમ જ પરહિત અથવા સેવા કરવાને ખાતર કોઈ આખી દુનિયા ખૂંદી વળે એ સામે અથવા કોઈ પોતે જાણતો હોય તેના કરતાં વધારે જાણવાને ખાતર પરદેશ જાય એની સામે અનાડી માણસની પેઠે હું વિરોધ કરતો નથી. પણ જે મોજમજાને ખાતર અથવા પોતાની પાસે જે નથી એવી કંઈક વસ્તુ મેળવવાને માટે પ્રવાસ કરે છે, તે પોતાની જાતથી અળગો થઈ જાય છે અને પુરાણી વસ્તુઓની વચ્ચે યુવાનીમાં પણ વૃદ્ધ થઈ જાય છે. થીબ્સ તેમ જ પામીરામાં તેની સંકલ્પશક્તિ અને તેનું ચિત્ર તેમનાં જેવાં જ વૃદ્ધ અને જીર્ણ થઈ જાય છે. ખંડિયેરો આગળ તે ખંડિયેર લઈ જાય છે.

'પણ પ્રવાસ માટેની ઝંખના વધારે ઊંડા વ્યાધિનું લક્ષણ છે અને તે માણસના સમગ્ર બૌદ્ધિક વ્યાપારને અસર કરે છે. આપણે નકલ કરતા થઈએ છીએ. . . . આપણે વિદેશી અભિરુચિ પ્રમાણે આપણાં ઘરો બાંધીએ છીએ, આપણી છાજલીઓ પરદેશી અલંકારોથી વિભૂષિત થાય છે, આપણા અભિપ્રાયો, આપણી અભિરુચિઓ, આપણી શક્તિઓ ભૂતકાળ અને પ્રાચીનતા તરફ ઢળે છે અને તેમને અનુસરે છે. કળા સર્વત્ર આત્માની કૃતિ છે. કળાકારે તેના નમૂનાઓ પોતાના મનમાં ઉપજાવ્યા હતા. કરવાની વસ્તુ તેમ જ પાલન કરવાની શરતો પર તેણે પોતાના વિચારો કામે લગાડ્યા હતા. . . . પોતાની જાત પર જ આધાર રાખવાનો આગ્રહ રાખો, નકલ કદી ન કરો. તમારી પોતાની સિદ્ધિ સમગ્ર જીવનની કેળવણીના સંચિત અથવા સંગૃહિત બળ સાથે સદૈવ રજૂ કરી શકો છો, પણ બીજા પાસેથી લીધેલી શક્તિના તમે માત્ર અરધા માલિક છો.'

ભૂતકાળ અને પ્રાચીનતાની ખોજ માટે હિંદના લોકોએ પરદેશોમાં જવાની જરૂર નથી. અમારે ત્યાં એ વિપુલ પ્રમાણમાં છે. અમે પરદેશોમાં જઈએ તો તે વર્તમાનની ખોજ માટે. એ ખોજ આવશ્યક છે, કારણ કે તેનાથી અળગા પડવું એટલે પછાતપણું અને અધોગતિ નોતરવાં. એમર્સનના સમયની દુનિયા પલટાઈ ગઈ છે અને જૂની સીમાઓ તૂટતી જાય છે. જીવન આજે વધારે પ્રમાણમાં આંતરરાષ્ટ્રીય થતુ જાય છે. એ નજીક આવતા આંતરરાષ્ટ્રીય વહેવારના યુગમાં અમારે અમારો ભાગ ભજવવાનો છે. અને એને માટે અમારે પ્રવાસો કરવા પડશે, બીજા લોકોના સમાગમમાં આવવું પડશે, તેમ જ તેમની પાસેથી શીખવું પડશે અને તેમને સમજવા પડશે. પણ આંતરરાષ્ટ્રીયતા એ જેનાં મૂળ ધરતીમાં ખૂંત્યા ન હોય એવી કોઈ હવાઈ ચીજ નથી જુદી જુદી રાષ્ટ્રીય સંસ્કૃતિઓમાંથી એ ઊગવી જોઈએ અને આજે તે માત્ર સ્વતંત્રતા, સમાનતા અને સાચી આંતરરાષ્ટ્રીય દૃષ્ટિને ધોરણે ફાલીફૂલી શકે એમ છે. આમ છતાં, એમર્સનની ચેતવણી ભૂતકાળની પેઠે

આજના સમયને પણ લાગુ પડે છે અને અમારી ખોજ તેણે રજૂ કરેલી શરતોનું પાલન કરવાથી જ ફળદાયી થાય એમ છે વણનોતર્યા, વણમાગ્યા અમે ક્યાયે ન જઈએ, સમાનતાને ધોરણે અને સમાન ખોજને અર્થે અમને આમંત્રવામા આવતા હોય ત્યા જ જઈએ ઘણા દેશો — ખાસ કરીને બ્રિટનના સસ્થાનો, અમારા દેશવાસીઓનું માનભંગ કરવાનો પ્રયાસ કરે છે એ દેશો અમારે માટે નથી આજે અમારે પગણે લાદવામાં આવેલી પરાધીનતાની ધૂસરી સહેવાની છે અને તેનો અસહ્ય બોજો વહન કરવાનો છે, પણ અમારી મુક્તિનો દિવસ હવે બહુ દૂર ન હોઈ શકે અમે કોઈ જેવા તેવા દેશના નાગરિકો નથી અને અમારો મુલક, અમારી પ્રજા, અમારી સસ્કૃતિ તેમ જ અમારી પરંપરા માટે અમે ગર્વ ધરાવીએ છીએ જેને અમે વળગી રહેવા માગીએ છીએ તે પ્રેમશૌર્યથી સર્જાયેલા ભૂતકાળને માટે એ ગર્વ ન હોવો જોઈએ, વળી અમારી વાડાબંધીની વૃત્તિને ઉત્તેજન આપનાર અથવા અમારા સિવાયની બીજી રીતિરીતિઓની યોગ્ય કદર કરવામાં બાધારૂપ તે ન નીવડવો જોઈએ અમારી અનેક નબળાઈઓ અને ત્રુટિઓનું તે વિસ્મરણ કરાવે અથવા તેમાથી છૂટવાની અમારી ધગશને શાન્ત પાડે એમ કદી ન બનવું જોઈએ અમારે હજી લાંબો પથ કાપવાનો છે, અધૂરું રહેલું ઘણું પૂરું કરવાનું છે એ પછી જ માનવી સસ્કૃતિ અને પ્રગતિની વણજારમા અમે બીજાઓની હરોળમા અમારું યોગ્ય સ્થાન લઈ શકીએ અને અમારે ઉતાવળ કરવાની છે, કેમ કે, સમય બહુ ઓછો છે અને દુનિયાની ગતિ ઉત્તરોત્તર ત્વરિત થતી જાય છે ભૂતકાળમા હિંદ બીજી સસ્કૃતિઓને આવકારતું હતું તેમ જ તેમને પોતાનામા સમાવી લઈને આત્મસાત કરતું હતું આજે એની વળી વધારે જરૂર છે, કેમ કે, અમે આવતી કાલની એક દુનિયા તરફ કૂચ કરી રહ્યા છીએ, જેમા ભિન્ન ભિન્ન રાષ્ટ્રીય સસ્કૃતિઓ માનવજાતની આતરરાષ્ટ્રીય સસ્કૃતિઓ સાથે ભળી જશે એથી અમને શાણપણ, જ્ઞાન, મૈત્રી અને બિરાદરી જ્યાથી મળે ત્યા અમે તે ખોળીશું અને સહિયારા કાર્યોમા બીજાઓ સાથે સહકાર કરીશું, પણ બીજાઓની મહેરબાની કે આશ્રયની અમે ભીખ નહી માગીએ એ રીતે અમે સાચા હિંદીઓ અને એશિયાવાસીઓ રહીશું અને સાથે સાથે સારા આતરરાષ્ટ્રીયતાવાદીઓ અને દુનિયાના નાગરિકો બનીશું

હિંદમા તેમ જ દુનિયાભરમા મારી પેઢીના લોકોને માટે કાળ સ્થિર થયો છે હજી થોડો વખત અમે ખેંચીશું અને પછી અમારા દહાડા પૂરા થશે ને અમે બીજાઓને જગ્યા કરી આપીશું અને તેઓ પણ તેમના જીવન જીવશે અને તેમનો બોજો પ્રવાસની આગળની એક મજલ સુધી ઊચકી

જશે જે નાનકડો ગાળો લગભગ પૂરો થવા આવ્યો છે તેમાં અમે કેવો ભાગ ભજવ્યો છે? હું એ નથી જાણતો. એનો નિર્ણય પછીના યુગના લોકો કરશે. કયા ધોરણોથી આપણે સફળતા કે નિષ્ફળતાનું માપ કાઢીએ? એ પણ હું નથી જાણતો. જીવન અમારી સાથે કંઈક કરડાઈથી વર્ત્યું છે એવી ફરિયાદ અમે ન કરી શકીએ, કેમ કે એ અમારી ગજીખુશીનો સોદો હતો અને એકંદરે જોતાં જીવન અમારે માટે એટલું કરડું કે બૂરું પણ નહોતું ઘણી વાર જીવનની છેક છેવટની કોરે ઊભા રહેનારાઓ અને મોતથી ડરીને ન ચાલનારાઓ જ જીવનનો આસ્વાદ લઈ શકે છે. અમે ગમે એટલી ભૂલો કરી હશે, પણ પામરતા અને આંતરિક નામોશી અને કાયરતામાંથી અમે અમારી જાતને ઉગારી લીધી છે. એક વ્યક્તિ તરીકે એ અમારી કંઈક સિદ્ધિ છે. "જીવન એ માણસની વહાલામાં વહાલી વસ્તુ છે અને તેને માત્ર એક જ વખત જીવન જીવવાનું હોવાથી તેણે જીવન એવી રીતે જીવવું જોઈએ કે જેથી કાયર અને ક્ષુલ્લક ભૂતકાળની શરમથી તેને સંકોચાવું ન પડે, હેતુશૂન્ય રીતે વરસો એળે ગુમાવ્યાં એવી લાગણીથી રિબાવું ન પડે, અને મરતી વખતે કહી શકે કે, 'મારું સમગ્ર જીવન અને સઘળું સામર્થ્ય આ દુનિયાના પ્રથમ ધ્યેયને અર્થે — માનવજાતની મુક્તિને અર્થે, મેં ખરચ્યું છે'"*

## પૂર્તિ

અલ્લાહાબાદ ૨ ડિસેમ્બર, ૧૯૪૫

૧૯૪૫ના માર્ચ અને એપ્રિલ માસ દરમ્યાન અહમદનગરના કિલ્લામાં અટકાયતમાં રાખવામાં આવેલા કૉંગ્રેસની કારોબારી સમિતિના સભ્યોને વિખેરી નાખવામાં આવ્યા અને તેમને પોતપોતાના પ્રાન્તોમાં મોકલી દેવામાં આવ્યા. અહમદનગરના કિલ્લાની કૅમ્પ જેલને બંધ કરી દેવામાં આવી અને ઘણું કરીને કિલ્લો લશ્કરી ખાતાને પાછો સોંપી દેવામાં આવ્યો. ગોવિન્દ વલ્લભ પંત, નરેન્દ્રદેવ અને હું એમ અમે ત્રણ જણાએ માર્ચની અઠ્ઠાવીસમી તારીખે અહમદનગરનો કિલ્લો છોડ્યો અને અમને નૈનીની સેન્ટ્રલ જેલમાં લઈ જવામાં આવ્યા. ત્યાં અમને અમારા ઘણા જૂના સાથીઓ મળ્યા. રફી અહમદ કિડવાઈ એમાંના એક હતા. ૧૯૪૨ના ઑગસ્ટમાં અમારી ધરપકડ કરવામાં આવી ત્યાર પછી પહેલી જ વાર ૧૯૪૨ની સાલના બનાવોની પ્રમાણભૂત માહિતી મેળવવાની અમને તક મળી, કેમ કે નૈની જેલમાંના ઘણાખરા લોકો અમારા પછી થોડા વખત બાદ પકડાયા હતા. નૈની જેલથી અમને ત્રણને બરેલી

* લેનીન

નજીક આવેલી ઇજ્જતનગરની મેન્ટ્રલ જેલમાં લઈ જવામા આવ્યા તબિયત બગડવાથી ગોવિન્દ વલ્લભ પતને છોડી મૂકવામા આવ્યા હુ અને નરેન્દ્રદેવ બે માસ કરતા કઈક વધુ સમય એ જેલની એક બરાકમા સાથે રહ્યા જૂન માસના આરભમા પહાડોમા આવેલી આલમોડાની જેલમા અમને બન્નેને ખસેડવામા આવ્યા એ જેલનો દસ વરસ અગાઉ મને મારો પરિચય થયો હતો ૧૫મી જૂને, ૧૯૪૨ના ઑગસ્ટમા અમારી ધરપકડ થઈ તે પછી ૧,૦૪૧ દિવસ બાદ, અમને બન્નેને છોડી મૂકવામા આવ્યા આ રીતે મારા નવમા અને લાબામા લાબી મુદતના કારાવાસનો અત આવ્યો

એ પછી આઠ ૭ માસ વીતી ગયા જેલના વાસમા એ પ્રવાસ પછી હુ ટોળાઓમા, તીન પ્રવૃત્તિમાં અને અવિરત પ્રવાસમા જઈ પડ્યો એક જ ગત મે ઘેર ગાળી અને પછી કોંગ્રેસની કારોબારી સમિતિની બેઠકમા હાજરી આપવાને હુ મુબઈ દોડી ગયો પછી વાઈસરોયે બોલાવેલી સીમલા પરિષદમા ગયો નવી અને બદલાતી જતી પરિસ્થિતિ સાથે મારો મેળ સાધવાનું મને જરા મુશ્કેલ લાગ્યુ અને તેમા હુ સહેલાઈથી ગોઠવાઈ શક્યો નહી બધુ મને સુપરિચિત હતુ અને જૂના મિત્રો તેમ જ સાથીઓને મળીને આનદ થતો હતો, પણ મને કઈક પરાયા જેવુ અને હુ જાણે બહારનો હોઉ એમ લાગ્યા કરતુ હતુ અને મારુ ચિત્ત પહાડોમા અને હિમાચ્છાદિત ગિરિશૃગો તરફ ભમતુ હતું સીમલા પરિષદ પૂરી થતા વેત હુ કાશ્મીર દોડ્યો ત્યા આગળ ખીણના પ્રદેશમા ન રહેતા તરત જ હુ વધારે ઊચા પ્રદેશ અને ઘાટો તરફ જવા નીકળ્યો મહિનોએક હુ કાશ્મીરમા રહ્યો, પછી હુ પાછો ટોળાઓ, ઉત્તેજનાઓ અને રોજિંદા નીરસ જીવનમા આવી પડ્યો

ધીમે ધીમે છેલ્લા ત્રણ વરસનુ ચિત્ર મારા મનમા ઊભુ થવા લાગ્યુ બીજાઓની જેમ મને પણ જણાયુ કે એ ગાળા દરમ્યાન જે કઈ બન્યુ હતુ તે અમે ધાર્યું હતુ તેના કરતા ઘણુ વધારે હતુ આ ત્રણ વરસો અમારી પ્રજાને માટે યાતનાનો કાળ હતો અમે જે કોઈને મળ્યા તેના ચહેરા પર એની નિશાનીઓ અકિત થયેલી હતી હિદ બદલાઈ ગયુ હતુ અને સપાટી પર દેખાતી શાતિ નીચે સતાપ, વિહ્વળતા, ક્રોધ અને દાબી રાખેલા રાગ દ્વેષો રહેલા હતા અમારો છુટકારો થતા અને સજોગો પલટાતા પરિસ્થિતિ બદલાઈ ગઈ રાત સપાટી ખળભળી ઊઠી અને તેમા તરાડો દેખાવા લાગી ભરમાં ઉત્તેજનાનુ મોજુ ફરી વળ્યુ ત્રણ વરસના દમન બાદ પ્રજાએ તે બેડી તોડી નાખી આનદ ભેર ટોળાઓ, આવી પાગલ ઉત્તેજના અને આમજનતામા મુક્ત થવા માટે પેદા થયેલી આવી ઉત્કટ ઝખના, પહેલા કદી

મારા જોવામાં આવ્યાં નહોતાં. તરુણ સ્ત્રી અને પુરુષો, છોકરાઓ અને છોકરીઓ કંઈક ને કંઈક કરી છૂટવાની આકાંક્ષાથી થનગની રહ્યાં હતાં; જોકે તેમણે શું કરવાનું છે એ તેમને સ્પષ્ટ નહોતું.

યુદ્ધનો અંત આવ્યો અને અણુબૉમ્બ નવા યુગનું પ્રતીક બન્યો. આ અણુબૉમ્બના ઉપયોગ તેમ જ સત્તાના રાજકારણના કાવાદાવાઓએ લોકોની આંખ નાળી વધારે ઉઘાડી. જૂની સામ્રાજ્યવાદીઓ હજી કાર્ય કરી રહી હતી અને ઇન્ડોનેશિયા તેમ જ હિંદીચીનમાંના બનાવોએ પરિસ્થિતિની બીભત્સતામાં ઉમેરો કર્યો. સ્વતંત્ર થવાને માટે મૂઝતા લોકોની સામે એ બંને દેશોમાં હિંદી લશ્કરનો ઉપયોગ કરવામાં આવ્યો. એ બાબતમાં અમારી લાચારી માટે અમે લજ્જાઈ મર્યા અને ક્રોધ તેમ જ કડવાશની લાગણી પેદા થયાં. દેશના મિજાજનો પારો ચડતો જ ગયો.

યુદ્ધનાં વરસો દરમ્યાન બ્રહ્મદેશ અને મલાયામાં ઊભી કરવામાં આવેલી આઝાદ હિંદ ફોજની વાત એકાએક આખા દેશમાં ફેલાઈ ગઈ અને તેણે આશ્ચર્યકારક ઉત્સાહ પેદા કર્યો. એના કેટલાક અમલદારો પર લશ્કરી અદાલતમાં ચલાવવામાં આવેલા મુકદ્દમાએ બીજા કશાથી નહોતી આવી એટલી જાગૃતિ દેશમાં આણી અને તેઓ પોતાની સ્વતંત્રતા માટે લડતા હિંદના પ્રતીક જેવા બન્યા. હિંદમાંનાં બધાં ધાર્મિક જૂથો વચ્ચેની એકતાના પણ તેઓ પ્રતીક બન્યા. એ આઝાદ હિંદ ફોજમાં હિંદુ, મુસલમાન, શીખ અને ખ્રિસ્તી, એ બધા ધર્મના લોકો હતા. પોતાની ફોજમાં તેમણે કોમી પ્રશ્નનું નિરાકરણ કર્યું હતું, તો પછી અમે પણ કેમ ન કરીએ?

હિંદમાં સામાન્ય ચૂંટણીઓ થવાની તૈયારીમાં છે અને એ ચૂંટણીઓ પ્રજાનું સઘળું લક્ષ રોકી રહી છે. પણ ચૂંટણીઓ થોડા જ વખતમાં પૂરી થશે — અને પછી? આવતું વરસ ઊથલપાથલ અને મુસીબતોનું, સંઘર્ષ અને અશાંતિનું નીવડવા સંભવ છે. હિંદમાં શું કે બીજે શું, સ્વતંત્રતા વિના શાંતિ થાય એમ નથી.